વિવિધ ગ્રંથમાળા વર્ષ ૧૪ મું સં ૧૯૮૦ ગ્રંથાંક ૧૬૦ થી ૧૬૬
ચાલુ સાલમાં પૃષ્ઠસંખ્યા ૧૫૦૦, મુલ્ય રૂ ૪, પાકાંપુઠાં ૫, પો૰ માફ

# महान नेपोलियन

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

પ્રયોજક: નર્મદાશંકર બાલાશંકર પંડ્યા, મુ૦ સુરત

સંપાદક અને પ્રકાશક ભિક્ષુ–અખંડાનંદ

સ્થળ–અમદાવાદ અને મુંબઈ.

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૮૮૦, ચિત્ર [illegible], પ્રત ૭૩૦૦, સં ૧૯૮૦

વાર્ષિક ફાળે મૂલ્ય ૨। પાકાંપૂઠાં ૨।। પો૰ માફ

છૂટક મૂલ્ય ( પાકાંપૂઠાં સાથે ) રૂ ત્રણ, પો૰ જુદું

# ખાસ સૂચના અવશ્ય વાંચો.

૧–હવે પછીનું પુસ્તક વી. પી. થી મોકલાશે.–ચાલુ ૧૯૮૦ ના વર્ષમાં નીકળેલા સ્વામી રામતીર્થ ગ્રંથ ત્રીજાના તથા આ ગ્રંથનાં મળીને પૃષ્ઠ આશરે ૧૩૫૦ થશે. ખૂટતાં દોઢસોક પૃષ્ઠનુ પુસ્તક તૈયાર થતા બનતાં સુધી તે આવતા આસો માસમાં વી પી. થી મોકલીને સંવત ૧૯૮૧ ના નવા વર્ષનુ લવાજમ ( સાદા પૂઠા માટે રૂ ૪, અને પાકા પૂઠા માટે રૂ ૫, ) મગાવી લેવાશે. માટે ૧ જેમને તે સાલથી નવા ગ્રાહક થવુ હોય, ૨ જેમને તે સાલથી ગ્રાહકમા ન રહેવુ હોય, ૩. જેમને સાદા પૂઠાંમાંથી પાકાં પૂઠાંના વર્ગમાં જવુ હોય, ૪. જેમને પોતાના શિરનામામાં ફેરફાર કરાવવો હોય, ૫. જેમને બીજુ કાંઇ લખવુ પૂછવુ હોય, તેમણે તે ભાદરવા માસની આખર સુધીમા લખી મોકલવા તસ્દી લેવી

૨–વી. પી. પાછું વાળનાર છેલ્લું પુસ્તક ખોશે–ઉપર મુજબ મળેલા સૂચના અપાયા છતા એવુ જે કાંઇ લખવાનુ હોય તે જેઓ એ મુદ્દત સુધીમા નહિ લખી મોકલે, અને વી પી. મોકલાયેથી પાછુ વાળશે, તેઓ તેની નુકશાની બદલ તેમના તે ( સં ૧૯૮૦ ના છેલ્લા ) પુસ્તક ઉપરનો સઘળો હક્ક ગુમાવશે, અને પછી આઠ આના મોકલ્યા વિના એ પુસ્તક મેળવી શકશે નહિ

૩–અગત્યની સૂચના —ગ્રંથમાળાના વી પી ભેગાં આ સંસ્થાનાં બીજા પુસ્તકો મોકલવાનુ અગવડભર્યું હોવાથી બીજા પુસ્તકો જોઇયે તેમણે તે જૂદાંજ મગાવવાં.

૪–અમદાવાદના ગ્રાહકોને—ઉપર જણાવેલુ પુસ્તક અમદાવાદના ગ્રાહકોને પણ વી. પી થીજ મોકલાશે, અને જેઓ મોડામાં મોડુ દિવાળી સુધીમાં પોતાનુ લવાજમ અમદાવાદના કાર્યાલયમાં પહોંચાડી દેશે, તેમની પાસેથી ચાર આના ઓછા લેવાશે. ઉપરાત વી પી. ખર્ચના પણ બે આના તેમને બચી જશે ૧૯૮૦ નુ છેલ્લુ પુસ્તક તૈયાર થયેલુ હશે તો તે પણ પૈસા ભરતી વખતે તેમને મળી જશે.

૫–આફ્રિકાનાં ગ્રાહકોને—આફ્રીકાનાં ગ્રાહકોને પ્રત્યેક પુસ્તક નવા વર્ષથી રજીષ્ટર્ડ કરાવીને મોકલવાનુ રાખેલુ હોવાથી વધારાના પોસ્ટેજ વગેરે સાથે તેમણે સાદાં પૂઠાંના સં૦ ૧૯૮૧ ના લવાજમતરીકે શીલીંગ ૭) અને પાકાં પૂઠાના લવાજમ તરીકે શીલીંગ ૮) મોકલવાના છે એ સિવાય જેમને સંસ્થાના બીજા પુસ્તકો પણ મગાવવાં હોય તેમણે આ પુસ્તકની છેવટે આપેલી યાદીમા જણાવ્યા મુજબનુ મુલ્ય, પોસ્ટેજ તેમજ પેકેટ દીઠ રજીષ્ટર્ડ ખર્ચના ૦)= ગણતાં જે રકમ થાય તેના અગીઆર આનાને હિસાબે થાય તેટલા શિલિંગ મોકલી આપવા

૬–એક નવી યોજના–નવા વર્ષથી આ ગ્રંથમાળામાં એક યા બે વર્ષને માટે રૂ ૧૦ થી ૧૨ વાળો એક નવો વર્ગ ઉમેરીને તે વર્ગમાં ગ્રાહક થનારને તેટલા પ્રમાણમાં વધુ પુસ્તકો આપવાની યોજના ઉપર વિચાર ચાલે છે તે જો થોડા સમયમાં નક્કી થશે તો તેને લગતુ એક જૂદુ ચોપાનીયુ છપાવીને આ પુસ્તક સાથે મોકલાશે.

# નવાં નીકળેલાં પુસ્તકો

## ૧–શ્રીજ્ઞાનેશ્વરીભગવદ્ ગીતાની નવી આવૃત્તિ

**શ્રીજ્ઞાનેશ્વરી** ભગવદ્‌ગીતાની બીજી આવૃત્તિ ગયા વર્ષમા નીકળીને થોડાજ માસમાં ખપી જવાથી સેકડો જણને એ પુસ્તક નહિ મળેલું. ઈશ્વરકૃપાથી હવે તેની ત્રીજી આવૃત્તિ તૈયાર થઇ ચૂકી છે આ ત્રીજી આવૃત્તિમા બનતુ સશોધન કરવામા આવ્યુ છે, અને બીજી આવૃત્તિના ધોરણેજ તે છપાઇ છે એનુ કદ ૫ાાx૮ ના પૃષ્ઠ ૭૦૦ ઉપરાતનુ, પૂઠા પાકાં કાપડી, તથા મૂલ્ય અમદાવાદમા રૂ ૨ાાા અને રેશમી પૂઠા સાથે રૂ ૩) રાખવામા આવ્યુ છે મુબઇ અને બીજા સ્થળો માટે તેનુ મૂલ્ય અનુક્રમે રૂ. ત્રણ અને સવાત્રણ છે પો જૂદુ

દિવાળી સુધી અમદાવાદ તેમજ મુબઇમાં ચાર આના ઓછા લેવાશે

## ૨–શ્રી ભજનસાગર–૧૨મી આવૃત્તિ

ભજનસાગરની છૂટી બે આવૃત્તિઓ આગળ આ સસ્થા તરફથી નીકળી હતી એ પછી એની બીજી પણ અનેક આવૃત્તિઓ એ પુસ્તકના પ્રયોજક–મુબઇ નરનાર યણના મદીરની ભજનમડળીના ઉપદેશક ભક્તરાજ શ્રી જાદવજીભાઇએ પ્રસિદ્ધ કરાવી હતી જેમ જેમ આવૃત્તિઓ નીકળતી ગઇ તેમ તેમ તેઓ તેમા અનેક ઉત્તમ ભજનો, લાવણીઓ વગેરે પણ ઉમેરતા રહ્યા છે અને પુસ્તકનુ કદ વધતુ ચાલ્યુ છે, પરતુ મોટી સખ્યામાં વખતો વખત છપાવવા વેચવાની વ્યવસ્થાને અભાવે આ પુસ્તક (તેની છેલ્લી ૧૧ મી આવૃત્તિ) તેનુ છાપેલુ મૂલ્ય રૂ ૧ાા આપવા છતા પણ જેને જોઇએ તેને છૂટથી મળી શકતુ નહિ આ અગવડ દૂર થઇ પુસ્તક સર્વ કોઇને સ્વલ્પ મૂલ્યે અને છૂટથી મળી શકે એથી શ્રીજાદવજી મહારાજ પણ રાજી હોવાથી આ આવૃત્તિ આ સસ્થાએ પ્રસિદ્ધ કરી છે, અને હવે પછી પણ જરૂર જણાશે તેમ તેમ તેની આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવા ધારી છે

આ આવૃત્તિનુ કદ ઇંચ૫x૮ નુ, કાગળો જાડા–મજબૂત–સ્વદેશી, અક્ષર મોટા, પૃષ્ઠ સખ્યા ૨૦૦ ની તથા પૂઠું પાકુ કાપડી હોવા છતા મૂલ્ય માત્ર ૦ાાિ અને મુબઇ વગેરે બહારના સ્થળો માટે ૦ાા≈ છે દિવાળી સુધી એક આનો ઓછો લેવાશે

# દીવાળી સુધીમાં નીકળશે

**અખાની વાણી**—નવી આવૃત્તિ
**ગિરીધરકૃત શુદ્ધ રામાયણ.**
**બકિમ નિબધમાલા**
**ભારતનાં સ્ત્રીરત્નો**—નવી આવૃત્તિ
**મહાન અકબર**—નવી આવૃત્તિ



# નિવેદન

વિવિધ ગ્રંથમાળાના ૧૬૧ થી ૧૬૬મા અંકરૂપે ફ્રાન્સના મહાન દેશભક્ત નેપોલિયન બોનાપાર્ટનું આ વિસ્તૃત વૃત્તાન્ત પાઠકબંધુઓની સેવામાં સપ્રેમ રજુ થાય છે

અગાઉ સંવત ૧૯૭૦ માં આજ ગ્રંથમાળાદ્વારા આ જગપ્રસિદ્ધ વીરકેસરીનું જે સંક્ષિપ્ત ચરિત્ર અપાયું હતું, તેમાં નહિ આવેલા એવા અનેક આકર્ષક પ્રસંગો, રસપ્રદ વર્ણનો અને બીજી જાણવા જેવી પુષ્કળ હકીકતો આ ચરિત્રમાં સમાયલી હોવાથી આગલા ચરિત્ર કરતાં આનું કદ જેમ ચારગણું થયું છે, તેમ તેની મનોરંજકતા અને ઉપકારકતા પણ તેટલીજ વધી છે કલ્પિત અને અદ્ભુત નવલકથાઓ કરતાં આવાં ખરી હકીકતોવાળાં આકર્ષક, અને ઉચ્ચ ભાવોને જગાડે તેવાં જીવનચરિત્રોના વાંચનમાં જે હિત રહેલું છે, તે સંસ્કારી પાઠકોને સમજાવવું પડે તેમ નથી આગલા સંક્ષિપ્ત ચરિત્રની ભૂમિકામાં તેના મૂળ લેખક શ્રીયુત ઈંદ્રવેદાલંકારે નરકેસરી નેપોલિયનના જીવનચરિત્રની ઉપકારકતા તેમજ તેના વિસ્તૃત વૃત્તાંતની વિશેષતા વર્ણવતાં લખ્યું છે કે —

"જાપાનની પાઠશાળાઓમાં સૌથી પ્રથમ અભ્યાસનું પુસ્તક નેપોલિયન બોનાપા-
"ર્ટનું જીવનચરિત્ર ગણાય છે આ અસાધારણ મહાપુરુષનું જીવનચરિત્ર છે પણ
"એવુંજ એનું અધ્યયન પ્રત્યેક બાળક, યુવા અને વૃદ્ધ પુરુષે અવશ્ય કરવું જોઇએ

× × › × × × ×

"ઉક્ત જીવનનાં વીશ પચીશ વર્ષ એવી અસાધારણ ઘટનાઓથી ભરેલાં છે કે મીઠું-
"મરચું મેળવ્યા વગર તેનો ઇતિહાસ વર્ણવવામાં આવે તોપણ હાલના પુસ્તકથી
"તે ગ્રંથ દશગણો મોટો થાય' નેપોલિયનનું જીવનચરિત્ર આ પુસ્તક જેવડા દશ ભાગોમાં
"લખનાર સર વૉલ્ટર સ્કૉટને કોઇએ પૂછ્યું કે તમે આવું લાંબું જીવનચરિત્ર કેમ
"લખ્યું ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે, એથી નાનું લખવાનો મારી પાસે વખત
"ન હતો ! + + "લૉર્ડ રોઝબરીએ કેવળ સેન્ટ હેલેનાની કેદનુંજ
વૃત્તાંત લખ્યું છે, તોપણ તે પુસ્તક "આના અર્ધા ભાગ જેટલું થયું છે, + +
"જો આ ચરિત્રને હાલના કદ કરતાં પાંચ છ ગણા મોટા કદમાં તૈયાર કરવામાં આવે

"તો તેની મનોરંજકતા પણ આથી પાંચ છ ગણી વધી જાય, કેમકે આ પુરુષના "ચરિત્રની ઘટનાઓ જેટલી પણ સવિસ્તર અને પરિપૂર્ણ રીતે ચીતરવામાં આવે, "તેટલે અંશે તે ચરિત્ર વધારે મનોરંજક થઇ પડે તેવું છે" × ×

નેપોલિયનના દુશ્મનોએ પણ તેનાં અનેક ચરિત્ર લખ્યાં છે અને મિત્રોએ પણ તેનાં અનેક ચરિત્ર પ્રસિદ્ધ કર્યાં છે, પરંતુ સહૃદય પાઠકોનો એવો મત છે કે નેપોલિયનના ભક્ત જે એમ સી ઍબટના કરતાં સારૂં ચરિત્ર અંગ્રેજીમાં મળતું નથી શત્રુ પક્ષના લેખકોવિષે શ્રીયુત ઇંદ્ર પોતાની ભૂમિકામાં ટુંકમાં ઠીકજ કહે છે કે—

"અંગ્રેજ ઇતિહાસ લેખકો તો નેપોલિયનનું ચરિત્ર લખતી વખતે પણ જાણે "તેની સાથે લઢવા બેઠા હોય, અને જાણે કે તેમના વિરોધી લેખથી નેપોલિયનની "સેનાનો નાશ થઇ જવાનો હોય! એવીજ કલ્પનાથી તેના જીવનનું આલેખન "કરતા દેખાય છે ગોલ્ડસ્મીથ, સર વોલ્ટર સ્કૉટ, આદિના ગ્રન્થો તો નેપોલિ- "યનની વિરુદ્ધમાં જ્વાળામુખી પહાડનુંજ કાર્ય કરી રહ્યા હોય એવા છે તેમાં તેની "સર્વ ખરાબ વાતોને આગળ કરીને, સારી બાબતોને છુપાવવાની કોશીશ કરતાં સાધા- "રણ સત્યની પણ હદ ઓળંગી જવામાં આવી છે કોઇ કોઇ સ્થળે તો સત્યનું "હનન કરીને પણ એ લોકોએ નેપોલિયનના ચરિત્રને કાળું ચિતરવાનો બન્યો "તેટલો યત્ન કર્યો છે

અમેરિકાના એક આગલા જગપ્રસિદ્ધ પ્રેસિડન્ટે ઠીકજ કહ્યું છે કે,—કેટલાક સમય માટે બધાઓને પણ છેતરી શકાય, અને કેટલાકોને બધા વખત માટે પણ છેતરી શકાય, પરંતુ બધાઓને બધા વખત માટે તો કોઇ નજ છેતરી શકે. નેપોલિયનની બાબતમાં પણ એમજ થયું છે રોમેરોમમા પ્રસરી ગયેલા દ્વેષને લીધે એ અસામાન્ય મહાપુરુષને અધમ મનુષ્યમાં ગણાવવાનું અનેક લેખકોએ લખ્યા કર્યું, પણ છેવટે ઉપરોક્ત ઍબટ મહાશયે તેના મહાન હેતુઓ, ઉત્તમ ગુણો અને અસામાન્ય કૃતિઓને સ્પષ્ટ રૂપમાં રજુ કરીને, તેમજ દ્વેષમૂલક આરોપોના સચોટ રદીયા આપીને તેના જીવનપર જે પ્રકાશ પાડયો, તેથી છેવટે તેના સાંકડા હૃદયના વિરોધીઓની હલકાઇઓજ ઇતિહાસના પૃષ્ઠોપર કાળા અક્ષરે નોંધાવાને તરી આવી છે!

ઉપરોક્ત મહાશય એબટના ગ્રંથના સારાંશરૂપે, પરંતુ પદ્ધતિમા કેટલોક ફેરફાર કરીને બંગાળીમાં શ્રીયુત્ બંકિમચંદ્ર લાહિડી બી એલ. તરફથી નેપોલિયનનું જે ચરિત્ર છપાયું હતું, તેનોજ સીધો અનુવાદ કરાવવાની પ્રથમ ધારણા હતી. પરંતુ એબટ કૃત અંગ્રેજી ગ્રંથ અવલોકયા પછી ભાઇ નર્મદાશંકરને એમ લાગ્યું કે આવા ગ્રંથનો વિસ્તાર ભલે વધે, પરંતુ ઍબટના ગ્રંથમાથી હજી જે પુષ્કળ સારી સારી બાબતો લેવા જેવી છે તે લઇને આ ગ્રંથને જેટલો સંપૂર્ણ બનાવવામાં આવે તેટલો તે ઉપયોગી પણ વધુ થાય તેમ છે માત્ર પુસ્તકનું કદ વધે નહિ

તેટલા સારૂજ અનેક રસપ્રદ અને બોધપ્રદ બાબતો તેમા આવતી અટકે, એ અદીક લાગવાથી પછી તે બન્ધુની યોજના મુજબજ આ ગ્રંથ તેમણે તૈયાર કરવો એમ ઠર્યું આ કાર્ય તેમણે જે કાળજીથી બજાવ્યુ છે, તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે

શ્રીયુત બંકિમચંદ્ર લાહિડીએ પોતાના બંગાલી પુસ્તકની શરૂમાં નેપોલિયનના સબધમા ટુકામા જે સરસ ખ્યાલ આપ્યો છે, તેનો સારાનુવાદ નીચે પ્રમાણે છે –

" ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં ફ્રાન્સ દેશમા એક અવનવુ તોફાન પ્રબળ " વેગથી ચાલી રહ્યુ હતુ આખો દેશ ઘોર અંધકારમા ડૂબી ગયો હતો રાજા અને " રાણી બન્નેનો શિરચ્છેદ કરવામા આવ્યો હતો. અસખ્ય લોકોના પ્રાણુના બલિના " દાન અપાઇ રહ્યા હતાં રીતિ, નીતિ, વ્યવસ્થા અને સુશ્રૃંખલા, એ સર્વનો નાશ " થયો હતો સમગ્ર દેશમાં ભારે હીલચાલ ચાલી રહી હતી આ ભીષણ અંધકારમા " ઇશ્વર અને ધર્મ, એ તો ઉપહાસપાત્ર વસ્તુઓ ગણાવા લાગી હતી ", અર્થાત્ સર્વના " મનમાથી ઈશ્વર અને ધર્મનો ભય જતો રહ્યો હતો ધર્મપ્રચારકોને મારીને હાંકી " કાઢવામાં આવ્યા હતા. પૈસો જ્યા ત્યાં અનર્થના કારણરૂપ બની રહ્યો હતો વિશ્વાસ " ઘાતકતાનુ જોર પૂરેપૂરૂ જામ્યુ હતુ ભયકર અરાજકતાની અસ્થિપિંજરમય પૈશા " ચિક મૂર્તિ દેશમા ચોતરફ ઘુમી ઘુમીને નાચી રહી હતી જ્ઞાનહીન લોકોના સ્વે- " ચ્છાચાર અને અનિષ્ટ વ્યવહાર પ્રકટી નીકળીને બીજાઓની સપત્તિ અને પ્રાણ • " સુદ્ધાં ખુચવી લેવાનુ ભયકર કૌતુક ચાલી રહ્યુ હતુ સમગ્ર ફ્રાન્સમા એક પણ " એવી વ્યક્તિ ન હતી કે જે આપત્તિ અને ચિતા સિવાય સમય ગાળતી હોય " દરિદ્ર અને મૂર્ખ પ્રજાગણે, ધનમદ, સત્તામદ અને કુલમદવાળાઓની લાંબો સમય " સુધીની સતાવણી અને અત્યાચાર વેઠયા પછી અત્યત સાહસમાં આવી જઇને " પોતાના સપૂર્ણ શરીરબળનો એવો દુરુપયોગ કરવા માંડયો હતો કે દેશ જાણે • " કે રસાતાળમાજ પેસી જવાનો માર્ગ શોધી રહ્યો હતો ફ્રાન્સમાં ચાલેલુ આ " ઘોર અત્યાચારનુ અવનવુ તોફાનજ આજે ઇતિહાસમાં ફ્રાન્સના ભયકર વિપ્લવ " ( ઉથલપાથલ–ક્રાન્તિ ) ના નામથી પ્રખ્યાત છે

" છેવટે જે મહાપુરુષે પોતાની અલૌકિક પ્રતિભા, અસામાન્ય વીરત્વ અને અદ્- " ભુત કૌશલ્યવડે ફ્રાન્સને અરાજકતા અને સ્વેચ્છાચારની ઘોર યાતનામાંથી છોડા- " વીને તથા રસાતળના માર્ગમાથી પાછો વાળીને વ્યવસ્થા તેમજ નિયમનના શિખરે " પહોંચાડયો હતો, તથા જે પરાક્રમી પુરુષે લોકરક્ષા માટે કટિબદ્ધ થઇને પોતાની ' વીરતાના પ્રભાવથી ફ્રાન્સવાસીઓને ચેતના તથા શૌર્ય સમર્પીને તેમને સમુદ્રપર " તેમજ સમસ્ત પૃથ્વીમા અગ્રગણ્ય બનાવી દીધા હતા, તે પુરુષ નરકેસરી નેપોલિયન " બોનાપાર્ટ હતો

" નેપોલિયને પોતાના દેશને માટે આત્મસમર્પણ કર્યું પોતાના સ્વાર્થની " તેણે કોઇ દિવસ દરકાર ન કરી. તે જનતાના અધિકારોને માટેજ સદા લડતો રહ્યો.

"પોતાના અધિકારને અખંડિત રાખવાનો તેણે કદી પ્રયત્ન કર્યો નથી. સર્વવ્યાપી
"ત્રિગુણાત્મકતાને અનુસરીને તેનામાં પણ માનવોચિત દુર્બળતા થોડી ઘણી
"હશે, તોપણ તે સાહિત્ય, ગણિત, વિજ્ઞાન, દર્શન, મધુર આલાપ, ઇતિહાસ, રણ-
"કૌશલ્ય, રાજનીતિ, વગેરે વિષયોમાં તેના સમયનો સર્વપ્રધાન પુરુષ હતો પુરાણ
"સમયના પ્રધાન વીર પુરુષો—જુલિયસ સિઝર વગેરેની સાથે તેને બેસાડીએ તો તેની
"અસાધારણ પ્રતિભા આગળ એ લોકો ઝાંખાજ દેખાય તેનું નિષ્કલંક ચારિ-
"ત્ર્ય, સર્વ વિષયોમા ઉત્કૃષ્ટ બુદ્ધિ, મધુર અને તેજસ્વી વાણી, અલૌકિક વીરતા,
"સ્વાર્થરહિત સ્વદેશસેવા, વગેરે સર્વ વાતો મનને મુગ્ધ કરનારી અને અસાધારણ
"પ્રતિભાના દષ્ટાંતરૂપ હતી તેની અનેકવિધ કીર્તિ સેંકડો મુખે તેની અસાધારણ
"તાની ઘોષણા કરી રહી છે તે સંસારમા અનુપમ વીર અને અનેક
"દેશોમાં ઘેરેઘેર પ્રાતઃસ્મરણીય થઇ ગયો છે તેણે કૃતજ્ઞ ફ્રાન્સવાસીઓની હાર્દિક
"ઇચ્છાથી સિંહાસનારૂઢ થઇને પોતાના દેશની ઉન્નતિ માટે પોતાના અસાધારણ
"ગુણોનો સદુપયોગ કર્યો અને જે ફ્રાન્સ દેશમા ધર્મનો લોપ થયો હતો ત્યા પુનઃ
"ઇશ્વરની પૂજા અને ધર્મની સ્થાપના કરી અને પણ તે દેશનું હિત સાધવામા—ફક્ત તે
"દેશનુંજ નહિ બલ્કે સમગ્ર યૂરોપ અને સમસ્ત માનવજાતિનું કલ્યાણ સાધવામાજ
"તેણે પોતાની જાતને અર્પણ કરી દીધી જો નેપોલિયને આ મહાન ઉદ્દેશને બદલે
"પોતાના સિંહાસનનેજ મજબૂત કરવાનો પ્રયત્ન કર્યો હોત, તો તેનાથી યૂરોપનું
"રક્ષણ ન થાત, અને યૂરોપનો વૈજ્ઞાનિક દીપક આજે દેદીપ્યમાન થઇને આખી
"પૃથ્વીને પ્રકાશિત કરી શકત નહિ

ઉપરોક્ત વિષયમાં મહાશય ઍબટની પણ થોડીક સુંદર લીટીઓને આપીશું કે —

"હાલના જમાનામા આપણને એવો રાજા ક્યાંય જડશે નહિ કે જેણે પોતાના
"અંગત સુખવૈભવની દરકાર ન રાખતાં પોતાના દેશનાજ ભલાને માટે આટલો અન-
"ન્યભક્તિભાવ દાખવ્યો હોય જે કોઈ ફ્રાન્સવાસી નેપોલિયનને ઓળખતો હતો
"તે તેને ચાહતો હતો, અને હવે તેનું સત્ય ચારિત્ર્ય આખી દુનિયામાં જાણીતું થયું
"છે, એટલે પ્રત્યેક દેશનો દરેક સહૃદય માણસ તેને ચાહ્યા વિના રહેશે નહિ.

આવા એક અતિ અસામાન્ય મહા પુરુષનું વૃત્તાંત આ પુસ્તકદ્વારા પાઠકને પ્રાપ્ત થાય છે ચરિત્રનાયકની એકનિષ્ઠ દેશહિતૈષિતા, દૈવતાઇ કાર્યકુશળતા, ઉત્તમ ઔદાર્ય, અડગ નિશ્ચયબળ, અખૂટ આત્મશ્રદ્ધા, અદ્દભુત વિચક્ષણતા, અસામાન્ય શૂરવીરતા, અને સહનશીલતા, સતત્ કર્તવ્યપરાયણતા, આશ્ચર્યકારક સમયસૂચકતા, સર્વદેશી વિદ્વત્તા, વીરોચિત ક્ષમાવૃત્તિ, હૃદયની વિશાળતા, વગેરે અનેક અસામાન્ય સદ્દગુણોને સ્પષ્ટ અને અસરકારકરીતે આ ગ્રંથ રજુ કરે છે તેમજ ઉન્નતિને ઇચ્છનાર કોઇ પણ પ્રજાના નાયકો, ધનવાનો, પ્રજાવર્ગ, સમાજસેવકો, ઉપદેશકો, ધર્માચાર્યો, વગેરે સર્વને માટે મનન અને અનુસરણ કરવા જેવી બીજી પણ પુષ્કળ બાબતો પૂરી પાડે છે.

આશા છે કે સર્વ સહૃદય વાંચનાર ભાઇબહેનો વિવિધ ગ્રંથમાળાના આ સર્વથી મોટા ગ્રંથનું વાચન કરીને તેની રચના અને મનોરંજકતાથી પ્રસન્ન થશે, તેમાં ઠેકઠેકાણેથી તરી આવતું શિક્ષણ મનનપૂર્વક હૃદયમાં ઉતારશે, અને ભારતવર્ષને અત્યારે ક્રાન્તિની અમુક ભૂમિકામાં પ્રવેશ કરાવવા તથા આગળ વધારવા માટે મ૦ ગાંધી જેવો જે અપૂર્વ દોરવનાર મળ્યો છે, તેને માટે પરમકૃપાળુ પ્રભુનો આભાર માનશે સમગ્ર પાઠકો અને માનવબંધુઓ પોતાના જ્ઞાનચારિત્રને અધિકાધિક ખીલવીને તે અનંત કૃપાસાગરની અધિકાધિક કૃપા મેળવે, દેશોદયના કાર્યમાં તેના હથિયારરૂપ બનાવવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરે, અને તેના અનંત ઐશ્વર્ય તથા માહાત્મ્યનું હૃદયમાં ધ્યાન કરીને તેના સચ્ચિદાનન્દમય પદને પ્રાપ્ત કરે, એ ભાવનાપૂર્વક ॐतत्सत्

અષાડ માસ, વિ સ ૧૯૮૦ ભિક્ષુ–અખંડાનંદ

---

# અનુક્રમણિકા

११-४८ २

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૮ | એમનુ જીવનચરિત્ર | એ શબ્દો વાચવા નહિ. |
| ૮ | ૮ | ાઈ છોકરો | કોઇ છોકરો |
| ૩૯ | ૧૪ | ણે કહ્યુ | તેણે કહ્યુ |
| ૪૨ | ૭ | કો | કોઇ |
| ૪૫ | ૨૪ | શત્રને | શત્રુને |
| ૪૬ | ૧૨ | સન્યનુ | સૈન્યનુ |
| ૪૮ | ૧ | ૧૯૭૬ | ૧૭૯૬ |
| ૪૯ | ૧૫ | મતે | મને |
| ૬૭ | ૧૧ | ગારવ | ગૌરવ |
| ૭૧ | ૧૦ | ( એ | એ |
| ૯૨ | ૯ | બુઝગ | બુઝર્ગ |
| ૯૫ | ૩ | મેળવ્યા | મેળવ્યા પછી |
| ૧૦૬ | ૫ | તવારખ | તવારિખ |
| ૧૧૦ | ૧૪ | સાથી | સાથી |
| ૧૧૦ | ૨૮ | અરિત્રનો | ચરિત્રનો |
| ૧૩૬ | ૮ | પાર્વાત્ય | પૌર્વાત્ય |
| ૧૪૩ | ૨૬ | પોતાન | પોતાના |
| ૧૪૬ | ૨૧ | વ્યપારનુ | વ્યાપારનુ |
| ૧૪૬ | ૨૫ | સાર્વભામ | સાર્વભામ |
| ૧૪૬ | ૩૩ | અપ્યુ | આપ્યુ |
| ૧૫૦ | ૬ | નાકા | નૌકા |
| ૧૫૩ | ૬ | સન્યના | સૈન્યના |
| ૧૮૦ | ૧૨ | અલાકિક | અલૌકિક |
| ૧૮૦ | ૧૬ | નાકાઓની | નૌકાઓની |
| ૧૮૪ | ૩૦ | પ્રેમથીજે | પ્રેમથીજ |
| ૧૮૫ | ૧૮ | યુ | થયુ |
| ૨૦૨ | ૧૨ | સેનાપતની | સેનાપતિની |
| ૨૧૫ | ૧૬ | વખને | વખતે |
| ૨૧૫ | ૧૮ | ઉમેદવારતે | ઉમેદવારને |
| ૨૩૬ | ૧૨ | અઢનળીક | આઢળીક |

| | | | |
|---|---|---|---|
| ૨૩૮ | ૨૦ | ગજના | ગર્જના |
| ૨૫૬ | ૨૪ | લખનારની | પત્ર લખનારની |
| ૨૫૭ | ૮ | નાકાબળ | નાકાબળ |
| ૨૮૬ | ૨૧ | કીતિમાં | કીર્તિમા |
| ૨૯૦ | ૭ | કીતિમા | કીર્તિમા |
| ૨૯૫ | ૨૫ | આદ્યોગિક | ઔદ્યોગિક |
| ૨૯૮ | ૨ | નૈકાસૈન્ય | નૌકાસૈન્ય |
| ૩૦૭ | ૯ | નાકાધિપતિનો | નૌકાધિપતિનો |
| ૩૨૧ | ૧૦ | એન્ડીને | એન્ડ્રીને |
| ૩૩૬ | ૨૪ | નાકાસૈન્ય | નૌકાસૈન્ય |
| ૩૩૭ | ૩ | નાકાસૈન્યાધિપતિ | નાકાસૈન્યાધિપતિ |
| ૩૪૭ | ૨૨ | કર્યું | કર્યું |
| ૩૫૧ | ૨૬ | શાર્ય | શૌર્ય |
| ૩૬૪ | ૪ | હતો હતો | હતો |
| ૩૬૫ | ૩૨ | તુર્કસ્તાના | તુર્કસ્તાન |
| ૩૮૩ | ૩૦ | નહ | નહિ |
| ૪૧૨ | ૧૯ | ટિલ્સિટની | ટિલ્સિટની |
| ૪૧૯ | ૨૮ | લત્તાઓને | લત્તાઓને |
| ૪૨૧ | ૩૦ | સાથે | સાથે |
| ૪૨૯ | ૨૩ | તો | તે |
| ૪૪૧ | ૨૦ | આપવામા | આપવામા આવી |
| ૪૪૯ | છેલ્લી | અલાકિક | અલૌકિક |
| ૪૫૦ | ૧૮ | સાડવા | બેસાડવા |
| ૪૬૬ | ૨૩ | અલાકિક | અલાકિક |
| ૪૭૮ | ૨૧ | સરદાને | સરદારને |
| ૪૭૮ | ૨૦ | માથી | મૌથી |
| ૪૮૭ | ૨૨ | નેપોલિય | નેપોલિયન |
| ૫૦૪ | ૭ | ભલે | ભનો |
| ૫૨૦ | ૩ | લશ્કની | લશ્કરની |
| ૫૨૧ | ૧૪ | ઉમરાવવગ | ઉમરાવવર્ગ |
| ૫૨૭ | ૨૮ | વૉરસોસાં | વૉરસોમા |
| ૫૪૧ | ૧૧ | એકાએક | એકાએક |
| ૫૪૮ | ૨૬ | સૂય | સૂર્ય |

| | | | |
|---|---|---|---|
| ૫૫૭ | ૫ | સાથી | સૌથી |
| ૫૬૦ | ૧૮ | સાથી | સૌથી |
| ૫૬૫ | ૪ | સૂચવ્વા | સૂચવ્યા |
| ૫૭૬ | ૧૭ | નાકાબળ | નૌકાબળ |
| ૫૮૧ | ૨ | શાર્યનાં | શૌર્યનાં |
| ૫૮૧ | ૨૦ | એલ્ય | એલ્મા |
| ૫૮૨ | ૧૯ | આપવનુ | આપવાનુ |
| ૫૮૬ | છેલ્લી | લડવાતી | લડવાની |

૫૯૩ ૨૨–૨૩ આ લીટીઓમાથી નીચલુ લખાણુ છેકી નાંખવુ કે કોઈ પણુ કામમાં વિજય મેળવવાની ચાવી, તેના અગનુ દરેક કામ એક પછી એ કળીતાજ નહિ.

| | | | |
|---|---|---|---|
| ૫૯૪ | ૧૭ | સાથી | સૌથી |
| ૬૦૫ | ૨૯ | સૈન્ય | સૈન્ય |
| ૬૦૬ | ૨૨ | અને અને | અને |
| ૬૧૫ | ૧૯ | એલ્ય | એલ્મા |
| ૬૧૭ | ૧૫ | ” | ” |
| ૬૧૭ | ૨૦ | ” | ” |
| ૬૧૮ | ૨૩ | અલાકિક | અલૌકિક |
| ૬૨૧ | છેલ્લી | યુદ્ધકાશલ્ય | યુદ્ધકૌશલ્ય |
| ૬૨૪ | ૧૧ | તુ | હતુ |
| ૬૨૪ | ૧૪ | ફડાકા | ધડાકા |
| ૬૨૪ | ૧૫ | વા | થવા |
| ૬૭૪ | ૧૦ | સાને | સાને |
| ૬૮૦ | ૨૭ | અશ્ચર્ય | આશ્ચર્ય |
| ૬૮૫ | ૧૩ | હર્યાજ | હાર્યાજ |
| ૬૮૭ | ૧૮ | સાનદાશ્રયથી | સાનદાશ્ચર્યથી |
| ૬૮૯ | ૨૩ | સાને | સૌને |
| ૭૩૭ | ૬ | સા | સૌ |
| ૭૪૩ | ૮ | થયા | થવા |
| ૭૬૨ | ૧૯ | ગમ | ગમે |
| ૭૬૪ | ૨ | જનરલ | કે જનરલ |
| ૭૬૯ | ૧૨ | પ્રાઢ | પ્રાઢ |
| ૭૭૪ | ૨૨ | એવુ | એવુ ) |
| ૭૮૨ | ૧૭ | નાકાવ્યવહારને | નૌકાવ્યવહારને |

# फ्रान्सनी राज्यक्रान्ति

( નેપોલિયનનુ ચરિત્ર શરૂ થાય તે પૂર્વે ફ્રાન્સની તે સમયની તેમજ તેની પૂર્વની સ્થિતિ જાણુવાની જરૂર હોવાથી અને આ સસ્થાએ અગાઉ પ્રકટ કરેલા શ્રીયુત ઇંદ્રવેદાલંકારવાળા સક્ષિપ્ત ચરિત્રનુ પહેલુ પ્રકરણુ વિષયને લગતુ હોવાથી આ નીચે તે આપવામા આવ્યુ છે સપાદક )

## રાજ્યક્રાન્તિની તૈયારી

**अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम् । भवभूति ।**

" પત્થર પણુ રોવા માડે છે, અને વજૂ જેવુ હ્રદય પણુ વિદીર્ણ થાય છે "

બુદ્ધિમાન પુરુષોનુ એ કથન છે કે, આ સસારમાં, વિના પ્રયોજને કોઇ પણુ ક્રિયા થતી નથી. કઇ પણુ ઉદ્દેશ વગર, એક તણુખલુ પણુ તોડી શકાતું નથી. ત્યારે પછી અતુલ શક્તિવાળા પરમાત્માની સૃષ્ટિમાં, કોઇ પણુ નિરર્થક બાબત કેમ બની શકે ? જ્યારે અમે નાની નાની ક્રિયાઓને બાજુએ મૂકીને, સસારની મોટી મોટી બાબતોપર વિચાર કરીએ છીએ ત્યારે અમને આ કથનમા એથી પણુ વધુ સત્ય માલૂમ પડે છે બુદ્ધિમાન પુરુષોએ, મહાભારત શોધ અને યત્નોથી એમ સિદ્ધ કરવા કોશીશ કરી છે કે, સસારની રગભૂમિપર જે અદ્‌ભૂત નાટ્યપ્રયોગ થઈ ગયો છે,—જે આશ્ચર્યકારક તથા અસાધારણુ ઘટનાઓ બનતી માલૂમ પડે છે, તે સર્વ સકારણુ હોવાનુ જણુાય છે—નિષ્પ્રયોજિન નહિ. જે પરિસ્થિતિ તથા કાળચક્રમાં એવા પ્રસગનુ આગમન થાય છે, ત્યાં તેની જરૂરજ હોય છે તે સિવાય તે ઘટનાચક્ર અગવિહીન પ્રતીત થઇ યથાવત્ કાર્ય કરી શકતુ નથી, અને વિધિની ઇચ્છા પણુ ત્યારેજ પૂર્ણ થાય છે ઉક્ત પ્રસગ કોઇને પ્રિય લાગે કે અપ્રિય, પરતુ તેની આવશ્યકતા અને સકારણુતામાં લેશપણુ સદેહ રાખવો નિરર્થક છે. પુષ્પ ખીલે છે તે પૂર્વે કળીના રૂપમા બહાર આવે છે, એ સૃષ્ટિક્રમ શુ બતાવે છે ? કોઇ પણુ પુરુષ એમ ઇચ્છતો નથી કે સુદર પુષ્પનુ સ્થાન તેવા સૌદર્યથી રહિત એક કળીને પ્રથમ પ્રાપ્ત થાય સર્વની એજ ઇચ્છા હોય છે કે પુષ્પ ક્યારે ખીલે અને અમે તેના ભોક્તા થઇએ ! પરન્તુ એ અભિલાષા ઉચિત નથી. કળી ન હોય તો ફૂલની આશાજ વ્યર્થ છે, અર્થાત્ જેમ કળીની અનિચ્છા, ખીલેલા પુષ્પના આનદથી મનુષ્યને વચિત રાખે છે, તેવીજ રીતે પ્રતિકૂળ ઘટનાઓની અનિચ્છા, આપણુને અનુકૂળ સુખોથી વિમુખ રાખે છે માટેજ પ્રતિકૂળ સજોગોને વ્યર્થ નહિ, પરતુ સાર્થક સમજવાયોગ્ય છે

હવે હું આપની સમક્ષ એક મહાભારત ઘટના રજુ કરૂં છુ એક એવુ જીવન-ચરિત્ર હુ આપની પાસે મૂકવા માગુ છુ, કે જે એક મહાન ઘટનાચક્રનુ અગ હોવા છતા, તેનુ થોડે થોડે નિરીક્ષણુ કરવુ એ ઓછુ મહત્ત્વનુ નથી આ ઘટના તે નેપોલિયન બોનાપાર્ટનુ સુપ્રસિદ્ધ જીવનચરિત્ર છે નેપોલિયનનુ જીવનચરિત્ર યુરોપજ નહિ પરતુ સમસ્ત સસારના ઇતિહાસોમાં, એક અસાધારણુ બનાવ છે, એમ આ પુસ્તક વાચ્યા પછી આપને અવશ્ય સમજાશે જ્યારે કોઇ સાધારણુ ઘટના પણુ, વિના પ્રયોજને બની શકતી નથી, ત્યારે નેપોલિયનના જીવન જેવો મહાન બનાવ નિષ્કારણુ હોય એ સર્વથા અસભવિત છે

અત્રે એ પ્રશ્ન થશે કે, નેપોલિયનની આ સસારમા શુ જરૂર હતી ? પરમાત્માએ એદ્વારા સૃષ્ટિપર શુ ઉપકારો કરવા ધાર્યા હતા ? એનો જવાબ આપવા માટે, કેવા સજોગોમા તેનો જન્મ થયો હતો ? એ આપણે પ્રથમ જોવુ પડશે. એ સમયે કયી વસ્તુની જરૂર હતી ? અને નેપોલિયનના જન્મથી તે ખામી દૂર થઇ હતી કે કેમ ? જો તેમ બન્યુ હોય તોજ નેપોલિયનની હસ્તી સપ્રયોજન હતી, અને તે ઘટના ઈશ્વરપ્રેરિત હોવી જોઇએ એમ માનવુ જોઇયે અન્યથા નહિ

ઉક્ત વસ્તુઓ ધ્યાનમા રાખીનેજ, નેપોલિયનના ચરિત્રસબધી કઈ પણુ ઉલ્લેખ કરવા પૂર્વે, જે ભૂમિમાં નેપોલિયનનો જન્મ થયો હતો, તે ફ્રાન્સ દેશની તે સમયની સ્થિતિ કેવી હતી ? તેનો પ્રથમ ખ્યાલ આપવાનુ મે ઉચિત ધાર્યું છે જે પ્રસગે ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિનો અગ્નિ ચારે બાજુએ સળગી ઉડયો હતો, તે સમયથી નેપોલિયનના વાસ્તવિક જીવનનો આરભ થાય છે એ સમયે જૂના જમાનાના રાજકીય તથા ધાર્મિક વિચારો લોકોના હૃદયમાથી બીલકુલ નીકળી ગયા હતા "કેવળ રાજાજ સમસ્ત પ્રજાના જીવન તથા એ સપત્તિનો સપૂર્ણ અધિકારી છે" એવા વિચારવાળુ પ્રાચીન એકસત્તાત્મક રાજ્યબળ એ સમયે સર્વથા નષ્ટ થઈ ચૂક્યુ હતુ તે ક્રીશ્ચીયન ધર્મ જેણે એક વખત ફ્રેન્ચ પ્રજાના હૃદયપર સપૂર્ણ અધિકાર પ્રાપ્ત કરીને તેની વૃદ્ધિપર સીલ માર્યું હતુ ! તે પણુ આ સમયે ધૂળધાણી થઇ ગયો હતો મોટા મોટા ઠાકોરો અને જમીનદાર લોકો જે એક વખત રાજાનો જમણો હાથ ગણાતા તથા સર્વ સાધારણુ ઉપર પોતાનો અખડિત અધિકાર હોવાનુ માની અક્કડ ફરતા હતા, તેઓ સર્વે પોતાનો જીવ પડીકે બાધીને ફ્રાન્સની હદ બહાર જઈ બેઠા હતા, અને આરોપીઓની માફક પોતાનો પ્રાણુ બચાવવાની ફીકરમાં પડયા હતા ટુકામા પ્રાચીનકાળનો સર્વ રગ બદલાઇ ગયો હતો પ્રથમ રાજા અને સરદારોજ જે રાજ્યના માલિક હતા તે રાજ્ય હવે પ્રજાનુ થઇ પડયુ હતુ "બાબા વાક્ય પ્રમાણુમ્" એ સૂત્રની જગાએ, તર્કશક્તિને પ્રાધાન્ય મળ્યુ હતુ, અને ફ્રાન્સ તે સમયે એક નવા યુગમાથી પસાર થતુ હતુ.

આ રાજ્યક્રાન્તિ, કેવળ ફ્રાન્સને માટે નહિ, પરંતુ સમસ્ત યૂરોપને માટે એટલી જરૂરની હતી કે તેને યુરોપના ઇતિહાસમા હમેશાં ખાસ સ્થાન આપવામા આવે છે જે ક્રાન્તિને એટલી બધી પ્રધાનતા આપવામાં આવે છે, જે ક્રાન્તિએ એક સૈકાના ચોથા ભાગમા આખા ફ્રાન્સ દેશની કાયા પલટી નાખી, અને નેપોલિયનનુ સમસ્ત જીવન જે ક્રાન્તિનો એક ખડમાત્ર છે, તે ક્રાન્તિ તે શુ હતી ? તથા શુ કારણથી અને કેવી રીતે થઈ ? એ સબધી, પણ વાચકોને કઈક જ્ઞાન આપવુ એ બહુજ રોચક અને આવશ્યક થઇ પડશે

સેકડો વર્ષ પૂર્વે ફ્રાન્સમા બોર્બોન વશના રાજાઓ રાજ્ય કરતા હતા એજ વશનો લ્યૂઇ નામનો ચૌદમો રાજા ૧૭ મા સૈકાની મધ્યમાં ફ્રાન્સની ગાદીપર આવ્યો આ એક બહુજ વિચિત્ર રાજા હતો પોતે બહુજ પ્રબળ પરતુ નીચ વિચારનો હતો આ રાજા ફ્રાન્સની હદ વધારવાની તૃષ્ણાથી વ્યાકુળ થઇને સમસ્ત યૂરોપમા ધાધિન મચાવી રહ્યો હતો પરતુ તે પોતાની પ્રજાના સુખની લેશ પણ કાળજી રાખતો નહોતો યુદ્ધ માટે કઈ દ્રવ્યની જરૂર પડે તો પોતાની દરિદ્ર પ્રજા-પર તે વગર વિચાર્યે ધડાધડ કર નાખતો હતો મારા યુદ્ધ-વિજયથી મારી પ્રજાને શુ લાભ વા હાનિ થાય છે તેનો તે કદી પણ વિચાર કરતો નહોતો એના સમ-યમા ફ્રાન્સની રાજ્યમર્યાદા જોઇએ તેટલી વધી ગઇ હોય તોપણુ તે દુર્ભાગી દેશ ગરીબ તથા દુખી મનુષ્યોથી ભરપૂર બની ગયો હતો ફ્રાન્સ દેશ એ સમયે જાણે એક દુખીઓનુ હોસ્પીટલ હોય તેવો તે સમયે પ્રતીત થતો હતો લ્યૂઇનાં યુદ્ધ તો ફ્રાન્સની બહાર થતા હતા, પરતુ તેના ઘા તો ફ્રાન્સની પ્રજાપરજ પડતા હતા, કારણુ કે એક બાજુએ ફ્રાન્સની પ્રજા યુદ્ધથી તગ થઇ રહી હતી, અને બીજી બાજુએ ઉક્ત ચૌદમો લ્યૂઇ રાજા પોતાના દરબારની અસાધારણ શોભા માટે પોતાની રક પ્રજાનુ લોહી ચૂસતો હતો એમ કહેવાય છે કે, ચૌદમા લ્યૂઇને પોતાના દરબારના દમામનો જેટલો શોખ હતો તેટલો શોખ યૂરોપના બે ચાર રાજાઓ સિવાય બીજા કોઇને નહોતો તેના રાજ્યમા પ્રજાને એક ટકપૂરતુ પણ ખાવાનુ મળતુ નહોતુ ઉક્ત પ્રબળ કિન્તુ ક્રૂર રાજા પોતાની પ્રજાને દુખી તથા કમભાગ્ય દશામા મૂકીને ઇ સ ૧૭૧૫ ના સપ્ટેમ્બરની તા ૧ લીએ, આ મસા-રમાંથી સદાને માટે ચાલ્યો ગયો ૧૫ મો લ્યૂઇ રાજા આ વખતે કેવળ પાચ વરસનો બાળક હતો એથી પહેલા આઠ વર્ષપર્યત ડયૂક ઓફ ઓર્લિને તેને બદલે કામ કર્યું પછી લ્યૂઇએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી, પરતુ આ નિર્બળ રાજાની રાજ્યપદ્ધતિ શાસન કહેવાવાને યોગ્ય નથી આ રાજાની રાજ્યપદ્ધતિને ફ્રાન્સના અધ પાતની પદ્ધતિની ઉપમા આપીએ તો અયોગ્ય ગણાશે નહિ આ રાજાના આચરણ બહુજ હલકાં હતા તે નિરતર મોઇને કોઈ સ્વરૂપવતી સ્ત્રી

ફંદમાં ફસેલો રહેતો. રાજ્યકાર્યની જાતે દેખરેખ રાખવી એ તો એને મન હરામ હતુ—શીખ્યોજ નહોતો આવી નિર્બળતા ધરાવનારને માથે એક દુખી અને દરિદ્ર દેશપર શાસન ચલાવવાનો ભાર આવી પડયો હતો ફ્રાન્સ દેશ આ સમયે જો કે ચૌદમા લ્યૂઇના ભયકર દડના ભયથી ચૂપ હતો તોપણ અદરખાનેથી તો સપૂર્ણ રીતે ખળભળી ઉઠયો હતો—માથુ ઉચકવાની વાટજ જોઈ રહ્યો હતો બસ, ચૌદમા લ્યુઇએ એકત્ર કરેલી અનિયત્રિત શક્તિને હવે વધુવાર કાબૂમા રાખવા માટે હાલનો લ્યુઈ સર્વથા નિર્બળ હતો, અને એ અશક્યતાનુ ફળ જે નિર્માયુ હતુ તે દેશને પ્રાપ્ત થયુ રાજ્યપ્રબધ શિથિલ થઇ ગયો દબાઇ રહેલી પ્રજા નિરકુશ થતા અવશપણે સફાળી ઉઠી ઉભી થઇ અને દેશની શાસનપદ્ધતિ, ધર્મ, કર, વગેરે વિષયમા, પ્રજામા સ્વતંત્ર વિચારો ફેલાવા લાગ્યા પ્રજાએ સ્વતત્રતા પ્રાપ્ત કરવાની તૈયારીઓ શરૂ કરી, અને એજ વખતે ફ્રાન્સના મુખ્ય ત્રણ તત્ત્વવેત્તાઓએ સમસ્ત ફ્રાન્સને પોતાના નવા વિચારોથી તરબોળ કરી દીધો

ઉક્ત ત્રણ તત્ત્વવેત્તાઓ, મૉટસ્કયુ, વોલ્ટેયર, અને રૂશો હતા મી મૉટસ્કયુએ ઈ સ ૧૬૮૯ થી ૧૭૫૫ પર્યન્ત પોતાના 'ધી સ્પીરીટ ઑફ લૉઝ' (નિયમ-તત્ત્વ) લેખદ્વારા, ફ્રાન્સની તે વખતની રાજ્યપદ્ધતિનો કઇક વિરોધ કરીને, ઇંગ્લંડ માફકની શાસનપદ્ધતિની જરૂર જણાવી બીજા વોલ્ટેયરે ઇ સ ૧૬૯૪ થી ૧૭૭૮ સુધીમા, પોતાની દક્ષિણપૂર્વકની માર્મિક ભાષામા, તે સમયના ધર્મ તથા શાસનપદ્ધતિની બરોબર ખબર લીધી વોલ્ટેયરમા બીજાપર કટાક્ષ કરવાનુ, અને નવી નવી પરિભાષા બનાવવાનુ અસાધારણ સામર્થ્ય હતુ ઇતિહાસમા એવા લેખકો વિરલ છે તેણે જૂના વિચારોનો વિધ્વસ કરીને, વિપ્લવને માટેનો નવીન માર્ગ ખુલ્લો કર્યો રાજ્યક્રાન્તિનો ખરેખરો ત્રીજો દર્શનકાર રૂશો ઇ સ ૧૭૧૨ થી ૧૭૭૮ માં થયો ખરી રીતે તો એણેજ દઢતાપૂર્વક ક્રાન્તિનો પાયો નાખ્યો—એણેજ એક રીતે ફ્રાન્સની રાજ્યસત્તાની જડ ઉપર ખરેખરો ઘા કર્યો 'સોશીયલ કોન્ટ્રેક્ટ, નામના પોતાના પુસ્તકમા રૂશોએ એ સિદ્ધ કરી બતાવ્યુ છે કે, પ્રકૃતિએ હરેક મનુષ્યને બીજાની બરોબર તથા તેના જેટલોજ સ્વતત્ર બનાવ્યો છે

પ્રાચીનકાળમા મનુષ્યસમાજની પ્રાકૃતિક (સ્વાભાવિક) દશામાં રાજા પ્રજા જેવુ કઈજ નહોતુ સૌ કોઇ એકસરખા અને સ્વતત્ર હતા પરતુ તત્પશ્ચાત્ દસ્યુ—અનાર્યોના ભયથી તેમણે પાતાની એક બીજાની સ્વેચ્છાથી પોતામાંથી એકને પોતાનો રક્ષક નીમવાનો ઠરાવ કર્યો, તેનાપર પોતાની રક્ષાનો ભાર નાખી તે બદલ સર્વ તેને કર આપવા લાગ્યા, અને પોતાની સ્વતત્રતાને કઇક કમ થવા દીધી. રૂશોએ આ પ્રમાણે લખીને પ્રજાના હૃદયમાં ઠસાવ્યુ કે શાસન કરનારા સર્વ પુરુષો અથવા સસ્થાઓ જનસમાજે પોતે બનાવેલી છે, અને તેથી સમાજ જ્યારે પણ,

ઇચ્છે ત્યારે તેમા ઉચિત પરિવર્તન કરી શકે છે એણે એ સાથે લોકાને એ પણ શીખવ્યું કે સર્વ મનુષ્યો એકબીજાની બરોબરના અને સ્વતત્ર છે રૂશોના આ સિદ્ધાન્તો ક્રાન્તિના કાર્યમાં બહુજ સહાયક નિવડયા એ ક્રાન્તિનો મૂળ મત્ર " સ્વાધીનના, સમાનતા, અને ભ્રાતૃભાવ અથવા તો મૃત્યુ " હતો. રૂસોના દાર્શનિક વિચારોની ચાવી એમાં રહેલી હતી

એક બાજુએ અગ્રેમરો સામાન્ય પ્રજાને આવી જાતનુ શિક્ષણ આપી રહ્યા હતા, જ્યારે બીજી બાજુએ રાજા, દરબારીઓ, ભાયાતો, તથા ક્રીશ્ચીયન ધર્મના પાદરીઓ તે શિક્ષણરૂપી અગ્નિમા અત્યાચાર, અન્યાય, તથા દુરાચારરૂપી ઘૃતની આહુતિઓ આપી રહ્યા હતા ઉપર જણાવ્યા મુજબ રાજાના અત્યાચારની કઇ હદ રહી નહોતી રાજાની ઇચ્છાવિરુદ્ધ કોઇથી કઇ પણ કહેવાતુ નહોતુ. તે ચાહે તે કરી શકતો પ્રજાની સપત્તિ પરિવાર અને પ્રાણ સુદ્ધા રાજાની ઇચ્છા ઉપર નિર્ભર હતાં તે ચાહે તે સમયે નવીન કર નાખી શકતો શ્રહેનશાહની હદપાર ગોઝા માટે, તે પ્રજાપર નિરતર અવનવા કર નાખતો તેના અમીરઉમરાવો, જાગીરદારો, ઠાકોરો અને પટાવતોના એથી પણ ખરાબ હાલ થઇ ચુકયા હતા તેમના ઘણાખરા અધિકારો રાજાએ છીનવી લીધા હતા તથાપિ પોતાના ઇલાકામા તેમનુ જોર અને અધિકાર જેવોને તેવો કાયમ હતો ચાહે તેને તેઓ બેહાલ કરતા અને ચાહે તેને મારી પણ નાખતા તેમનાપર કોઇ જાતનો અકુશ નહોતો ઇશ્વરના આ ઉખડેલા પુત્રોને શિકાર ખેલવામાં વાધો ન આવે એટલા માટે કોઇ પણ ખેડુતો પોતાના ખેતરને વાડ પણ લગાવી શકતા નહોતા તે બિચારાઓને એક ટક પણ પૂરૂ ખાવાનુ નહોતુ મળતુ છતાં પણ ઉકત જમીનદાર તથા અમીરઉમરાવ વર્ગ જ્યારે ચાહે ત્યારે પૂલો અને સડકો ઉપર કર નાખીને તેમની પાસે જે કઇ અલ્પ જીવિકા હતી તેમાંથી પણ બનતુ લઇ લેવાની કોશિશ કરતા હતા ગમે તેવા મનુષ્યને વિના તપાસ કર્યે કેદ કરવાનો રાજાને અધિકાર હતો ઉમરાવ લોકો પોતે પણ રાજાને ખુશી કરીને તેના આ અધિકારનો ઇચ્છાનુસાર ઉપયોગ કરી શકતા ક્રિશ્ચીયન ધર્મગુરુઓની દશા પણ એવીજ સ્વચ્છદી અને બગડેલી હતી તે લોકો નામમાત્રના ધર્મગુરુ અથવા પાદરી હતા ધર્મના નામે લોકોની આવકમાથી દશાશ મેળવી તેનો પોતાના સુખમાટે ઉપભોગ કરવો, એજ એમનુ એ વખતનુ મુખ્ય કર્તવ્ય થઇ પડયુ હતુ, અર્થાત્ એ લોકો તે સમયે તો સર્વ સાધારણમાં સુખને બદલે દુ ખનોજ પ્રચાર કરી રહ્યા હતા આ સર્વ દુર્દશામા સૌથી વધારે ખરાબ અને આશ્ચર્યજનક વાત તો એ હતી કે સર્વ પ્રકારના રાજકીય કરો સાધારણ અથવા ગરીબ વર્ગના લોકો પાસેથીજ લેવામા આવતા હતા લૅાર્ડ લોકો અને ધર્માધિકારીઓ વિગેરે તો તેમાંથી મુકતજ હતા

પરમાત્માની સૃષ્ટિમા, તેમનાંજ કનિષ્ઠ બાળકો પ્રતિ આવો અસહ્ય વર્તાવ વર્ત-

વામા આવે એ ક્યાસુધી નભે ? એની પણ હદ હતી બેહદ અત્યાચારથી ખળભળાટ ઉત્પન્ન થયા સિવાય રહેતો નથી ફુટબોલમા આપ હવા ભરશો તો તે તેમા દબાઇ ચંપાઇને પણ નિયત હદસુધી તો રહેશેજ, અને ફુટબોલ પણ એથી પ્રફુલ્લ થશે, પરન્તુ અમુક હદ વટાવ્યા પછી તેમા જો વિશેષ હવા ભરવાનો યત્ન કરવામા આવશે તો તે તેમા સમાઇ શકશે નહિ, એટલુજ નહિ પરન્તુ ફૂટબોલ આખરે ફુટી જશે અને અંદર જેમ તેમ ભરેલી હવા આપોઆપ બહાર નીકળી જશે બસ, એ વખતથી વાયુનો દબાઇ રહેવાનો ધર્મ દૂર થઇ, તેમા અન્યને દબાવવાનો વિપરીત ગુણ દાખલ થશે મનુષ્યપ્રકૃતિની પણ એવીજ સ્થિતિ છે આપ કોઇપણ મનુષ્યપર કઇ પણ અત્યાચાર કરશો તો બહુ વખતસુધી કદાચ તે સાંખી શકશે, પરન્તુ તે સહજશક્તિની અમુક હદ હોય છે તે હદથી વિશેષ અત્યાચાર જો તેનાપર કરવામા આવે તો તે પછી તેને તે સહન કરી શકશે નહિ, અને તે મનુષ્યની દબાઇ જવાની પ્રકૃતિને બદલે તેમા બીજાને દબાવવાની ભયંકર શક્તિ આપોઆપ દાખલ થએલી આપને માલૂમ પડશે આ વખતે આપણે એમ કહી શકીશુ કે ઉક્ત મનુષ્યમા ક્રાન્તિનો વેગ દાખલ થયો છે જ્યારે ક્રાન્તિની અગ્નિ અત્યાચારોરૂપી ઘૃતની આહુતિઓ તથા ત્યાંના તે સમયના નવીન તત્ત્વવેત્તાઓના ઉપદેશરૂપી પવનાના ચોતરફ જોરથી ફાટી નીકળી પ્રચંડપણે સમસ્ત યુરોપની આંખો ઉઘાડી રહી હતી, તે વખતે ફ્રાન્સના પણ બરોબર ઉપર જણાવી એવી સ્થિતિ હતી

---

## રાજ્યક્રાન્તિનો પ્રકાશ

---

### क्रान्तेरोघः प्रगुणितरयः केन वा वारणीय ?

" ક્રાન્તિરૂપી વેગવાળા જળપ્રવાહને કોણ રોકી શકે છે ? "

પ્રથમ પરિચ્છેદમા જણાવ્યા પ્રમાણે મનુષ્યની સહનશક્તિના પણ હદ હોય છે અમુક મર્યાદા પછી તે આગળ વધી શકતી નથી તે પછી યા તો તે મનુષ્ય મૃતપ્રાય બને છે, અથવા તો તે વ્યાધિ દૂર કરવાના તે યત્ન કરે છે એવું સમજે અને જો કોઈ ઉત્તમ ચિકિત્સક મળી ગયો, અને તેણે રોગનું યથાસ્થિત સ્વરૂપ તથા નિદાન સમજી લઇને તેનુ બરોબર ઔષધ તથા સારવાર કર્યા તો તે રોગીના યત્નો અવશ્ય સફળ થઇ તે નિરોગી બનશે, પરન્તુ દુર્ભાગ્યવશાત્ અગર તેને કોઈ તેવો વૈદ્ય ન મળ્યો તો તે વ્યાધિ દિવસે દિવસે બળવત્તર નિવડી તેને નિર્માલ્ય બનાવી દેશે, અને કોણ જાણે તેને કેટલાએ વર્ષપર્યન્ત પથારીવશ રહેવુ પડશે અથવા તો તેનુ મૃત્યુ થશે !

રાષ્ટ્રની દશા પણ લગભગ એવીજ છે રાષ્ટ્રને પણ એવાજ રોગો લાગુ પડે છે.

સમય સમયપર તે જૂદા જૂદા રોગોથી પીડાય છે એટલા માટેજ કદાચ આધુનિક રાજનૈતિક વિચારકોએ સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે કે, રાષ્ટ્ર એ એક દેહની ઉપમાને યોગ્ય છે જૂદા જૂદા અંગોમાં જેમ જરાપણ વિકાર થતાં તે શરીર રોગગ્રસ્ત થઇ પડે છે, તેવીજ રીતે રાષ્ટ્ર પણ પોતાનાં અંગો બગડવાથી બીમાર પડી જાય છે,

જે સમયની આપણે અત્રે વાત કરીએ છીએ તે વખતે ફ્રાન્સદેશ રાષ્ટ્રીય બીમારીથી ગ્રસ્ત હતો તે સમયે તે અસ્વસ્થ દશા ભોગવતો હતો. ચારે તરફની બૂમો અને ફેલાઇ રહેલા આક્રંદે ફ્રાન્સની આ રોગગ્રસ્ત દશાનુ દૂર દૂરના દેશો સુંધી સર્વ કોઇને ભાન કરાવ્યુ હતુ જે વિદેશી યાત્રિયોએ તે સમયે ફ્રાન્સ દેશનુ અવલોકન કર્યું હતુ તેમણે સર્વેએ મુક્તકંઠે એજ સ્વીકાર્યું હતુ કે, બહુ નજદિકના ભવિષ્યમા અથવા કંઇક સમય બાદ ફ્રાન્સમાં બંડ મચવુ જોઇએ ફ્રાન્સ દેશનાં સર્વ રાષ્ટ્રીય અંગો આ વખતે વિકારયુક્ત દશામાં હતા તેમા કીડા પડયા હતા એમ કહીએ તોપણ ચાલશે આ વખતે તેને એક એવા વૈદ્યની જરૂર હતી કે જે તેના રોગને બરાબર ઓળખી તેનો સત્વર ઇલાજ કરે બસ એજ સમયમા એવા એક વૈદ્યનુ ફ્રાન્સમાં આગમન થયુ તે ક્રાન્તિ-રૂપી વૈદ્યે ફ્રાન્સ દેશને રોગમુક્ત કરવા માટે જોરશોરથી ભારે પ્રયત્નો કર્યા તેણે તેના સમસ્ત વિકારી અંગોની એવી સરસ રીતે વાઢકાપ કરી તેમાનો મલિન ભાગ કાઢી નાખ્યો કે, સમસ્ત સંસાર એ દસ્ય જોઇને આશ્ચર્યચકિત થયો જે વખતે ઉક્ત રાષ્ટ્રપર ઓપરેશન (વાઢકાપ) ની આ ક્રિયા ચાલતી હતી તે વખતે સમસ્ત સંસાર ઉક્ત વૈદ્યને ધિક્કારતો હતો અજ્ઞાન અને કાયર પુરુષો તેને ક્રૂર કહેતા હતા પરન્તુ વૈદ્ય વિદ્યામા નિપુણ પુરુષો એમ જણાવતા હતા કે તેજ વૈદ્ય ખરો ચિકિત્સક હતો, કારણ કે જે વૈદ્ય પોતાનુ કાર્ય કરતી વખતે રોગીના ઉદ્ધાર સિવાય બીજા કશાની પરવા કરતો નથી તેનેજ બુદ્ધિમાનો ખરેખરો વૈદ્ય કહે છે બસ, ક્રાન્તિરૂપી વૈદ્યે પણ એવીજ રીતે કોઇનુ કંઇપણ સાંભળ્યા સિવાય પોતાનુ કાર્ય જારી રાખ્યુ જેનુ પરિણામ એ આવ્યુ કે ફ્રાન્સરાષ્ટ્ર ઉક્ત વાઢકાપના દુઃખથી જો કે કંઇક કમજોર થઇ ગયુ પરન્તુ તેનો રોગ તો નિઃસંશય સદાને માટેજ દૂરજ થયો તેના સર્વ વિકારો નષ્ટ થયા

ફ્રાન્સના એ વિકૃત અંગ કયાં હતાં એ જાણવા માટે એટલુજ લખવુ બસ થશે કે તે સમયનો રાજા, અમીરઉમરાવો, તથા પાદરીઓ એ સર્વ રાષ્ટ્રના સડેલા અંગ સમાન હતા. ક્રાન્તિનુ એજ કાર્ય હતુ કે તે અંગોને નષ્ટ કરવા અને કાર્ય થઇ રહ્યુ કે તુરતજ ક્રાન્તિરૂપી વૈદ્ય ફ્રાન્સ છોડીને કૃતાર્થ થઇને ચાલ્યો ગયો

ઉપર જણાવ્યુ તેમ એ વખતની દશા જોઇને ફ્રાન્સની મુલાકાત લેનારા વિદેશી યાત્રીઓનીજ એ બૂમ નહોતી કે ફ્રાન્સમાં થોડા વખતમાં બંડ થશે, પરન્તુ ફ્રાન્સની અંદરના વિદ્વાનોની પણ એજ ભવિષ્યવાણી હતી, એટલુજ નહિ પરન્તુ દુરાચારી, લંપટ, તથા નિર્બળ રાજા પંદરમો લ્યૂઇ પણ મરતી વખતે એજ કહી ગયો હતો કે મારી પાછળ મહા વિપ્લવ થશે આવી ભવિષ્યવાણીનુ કથન કરનાર એ રાજાનુ

કલંકિત શરીર ઇ. સ. ૧૭૭૪ માં આ સંસારમાંથી નષ્ટ થયું

હવે રાજ્યનો ભાર સોળમા લ્યૂઇને માથે પડયો. જે વખતે તેનો રાજ્યાભિષેક થઇ રહ્યો હતો, તેજ સમયથી દૂરથી આવતી આપત્તિઓની ઘોર મેઘગર્જના તેના કાનો ઉપર પડી ચૂકી હતી. એથી તેણે એજ વખતે ભયભીત થઇને પોતાના સહાયકોને શોધવા માટે ચારે તરફ નજર દોડાવી, પરન્તુ તુરતજ તેને માલુમ પડયું કે સૃષ્ટિમાં હવે એવી એકે શક્તિ નથી રહી કે જે તેને ઉક્ત ભાવિ સંગ્રામથી બચાવે, અને ક્રાન્તિ-રૂપી તીક્ષ્ણ છરાના ભયથી તેની રક્ષા કરે. આમ માલૂમ પડતાંની સાથેજ તે ગભરાઈ ગયો, અને તેના મોમાંથી એ શબ્દો નીકળી પડયા કે, "હે પરમાત્મન્ ! આપજ મારા સાથી અને રક્ષક બનો, હું હજુ એવો બાળક છું કે મારામાં આ દેશનું શાસન કરવાનું અત્યારે બળ નથી." પરન્તુ ઈશ્વરે પણ આ પ્રાર્થના સાંભળી ન સાંભળી કરી નાખી, કારણ કે સૃષ્ટિના અટલ નિયમ આગળ એક વ્યક્તિની પ્રાર્થનાનું કેટલું બળ !

સોળમો લ્યૂઇ જો આ ક્રાન્તિના વખતને બદલે બીજા સમયમાં ઉત્પન્ન થયો હોત તો કદાચ સંસારના સર્વોત્તમ રાજાઓમાં તેની ગણના થાત. તે સદાચારી, મિતવ્યયી પ્રજાહિતની કાળજી રાખનારો, દયાળુ અને સ્નેહાળ હૃદયનો રાજા હતો. જે સર્વ ગુણો સાધારણ સમયમાં એક રાજાને માટે બહુજ ઉત્તમ ગણાય છે, પરન્તુ ક્રાન્તિના સમયમાં એવા કેવળ શાન્ત અને સુશીલ રાજાઓ કંઇજ કરી શકતા નથી. તેઓ જુએ છે કે પોતાનું સિંહાસન ડોલવા લાગ્યું છે, તોપણ તેઓ કંઈ કરી શકતા નથી. આવા સમય માટે તો, બહુજ મજબૂત અને ક્રાન્તિને દાબી શકે એવા હૃદયવાળા રાજાની જરૂર છે, અથવા તો જે રાજા પોતાની પ્રબળ માનસિક શક્તિવડે ક્રાન્તિને પણ માર્ગ દર્શાવનારો થઈ પડે તેવો રાજાજ આવા ઉથલપાથલના વખતમાં સ્થિર રહી શકે છે. કુભાગ્યે સોળમા લ્યૂઇમાં આ બેમાંનો એકકે ગુણ નહોતો. તે ન તો કઠોર હતો કે ન તેનામાં એવી પ્રબળ માનસિક શક્તિ હતી. તે તુરતજ કોઇની સલાહને આધીન થઇ જતો હતો. સ્વતંત્રપણે વિચાર કરવાની કે માર્ગ કાઢવાની તેનામાં શક્તિ નહોતી.

રાજા બનતાંજ તેણે જોયું કે દેશની આર્થિક દશા બહુજ બગડેલી છે અને રાજ્ય ભંડાર તદ્દન ખાલી પડયો છે, એથી એ દોષ દૂર કરવા માટે તેણે કંઇ એક યોગ્ય પુરુષોને પોતાના મુખ્ય મંત્રી તરીકે નિયત કર્યા, પરન્તુ કોઇથી પણ એ દશા સુધારી શકાઇ નહિ. તેણે પોતાના કૃપાપાત્ર પુરુષોની એક સભા બોલાવી, અને તેમાં મોટા મોટા અમીરઉમરાવો સામેલ થયા. રાજાએ તેમની પાસે રાજ્યના સુધારાર્થે ધનની સહાયતા માગી, પરન્તુ તે કૃતઘ્ન પુરુષોએ તે ભલા રાજાને તે માટે એક પાઇ પણ આપી નહિ. કેવળ સુકો જવાબજ પકડાવી દીધો ! રાજાએ જ્યારે પોતાની આવી દશા જોઈ, ત્યારે તેણે લાચાર થઇને સમસ્ત પ્રજાકીય પ્રતિનિધિઓની સાધારણ સભા બોલાવી, જેમાં લોર્ડ અને પાદરીઓ ઉપરાંત સાધારણમાં સાધારણ પ્રજાસમૂહના પ્રતિ-નિધિઓએ પણ હાજરી આપી હતી. ફ્રાન્સના પૂર્વ રાજાઓ તરફથી, કોઇ કોઈ વખતે

આવી જાતની રાજસભાઓ અગાઉ પણ બોલાવવામા આવતી હતી, પરન્તુ આ સભામાં કંઇક વિશેષતા હતી લાંબા વખત સુધીના અત્યાચારો, નવા તત્ત્વવેત્તાઓએ પ્રજામાં દાખલ કરેલા નવીન વિચારો, તથા સાર્વદેશિક ક્રાન્તિના સિદ્ધાન્તોથી પ્રભાવિત થયેલા ફ્રાન્સ દેશના મધ્યમ વર્ગના શિક્ષિત લોકો, પોતાને માટે આ પ્રસગને એક ઉત્તમ અવસર હોવાનુ સમજતા હતા આ સભામા લોર્ડ તથા પાદરીઓના ત્રણસો ત્રણસો, પરન્તુ સર્વસાધારણ તરફથી છસો પ્રતિનિધિઓ હાજર થયા હતા આ સભા અત્યાચારોથી કંટાળીને શસ્ત્ર પકડવાની ઇચ્છા રાખનારાઓના હાથમા શસ્ત્ર સમાન હતી. જ્યાં સર્વ સાધારણને માલૂમ પડયુ કે આપણી ફરિયાદો સભળાવવાનો આ ખરેખરો પ્રસગ છે તેજ વખતે તેમણે નિશ્ચય કર્યો કે આ ઉત્તમ અવસર કોઇએ ખોવો નહિ

ઇ સ ૧૭૮૯ ના મે મહિનાની પહેલી તારીખે સાધારણ રાજસભાની પ્રથમ બેઠક મળી રાજ્યાશ્રિત લોકો ( પાદરીઓ અને ઉમરાવો ) સાથે શરૂઆતમાજ સાધારણ વર્ગને લડાઇ થઇ રાજાના ઉક્ત કૃપાપાત્ર લોકોની એ ઇચ્છા હતી કે ત્રણે વર્ગના લોકો હરેક પ્રશ્નપર અલગ અલગ સ્થાનોમા વિચાર કરે અને ત્રણેના પૃથક્ પૃથક્ નિશ્ચયો અને નિર્ણયોનુ જે પરિણામ નીકળે, તે પછી એ જોઇ લેવુ કે ઉક્ત બે વર્ગોના પ્રતિષ્ઠિત પુરુષોનો શુ મત છે? બસ તેમના મત મુજબ તે પ્રશ્નનો ફડચો લાવવો અને ત્રીજી શ્રેણીના લોકોના સાધારણ મતને વિશેષ વજન આપવુ નહિ સામાન્ય પ્રજા આ પદ્ધતિની વિરુદ્ધ હતી તેમની ઇચ્છા એ હતી કે ત્રણે વર્ગના લોકો એકજ સ્થળે, એકજ સાથે એ વિષયપર વિચાર કરે અને સૌ કોઇનો મત લેતા જે તરફ વધારે મત પડે, તે નિર્ણયનો સ્વીકાર કરવો બડખા ઉમરાવો સર્વ સાધારણની બહુમતીનો લાભ ઉડાવી દેવા માગતા હતા, ત્યારે સામાન્ય પ્રજા તેની તરફેણમા હતી બસ, અહીથીજ ઝગડો ઉભો થયો જેનુ પરિણામ એ આવ્યુ કે સામાન્ય પ્રજાના પ્રતિનિધિઓએ દઢતાપૂર્વક હઠ કરીને પોતાથી બનેલી " સાધારણ રાજસભા " નેજ રાષ્ટ્રીય પરિષદ્‌ના રૂપમાં ફેરવી નાખી અને એ સભાએ રાજતત્રની સમસ્ત વ્યવસ્થા પોતાના હાથમા લીધી, આ દશા દેખીને ઉમરાવોમાંના પણ કેટલાક રાષ્ટ્રીય પરિષદ્‌મા દાખલ થયા

રાજા, તેના આશ્રિત અમીરઉમરાવો, અને તેમની હામા હા મેળવનારા અનેક લોકો આથી ગભરાટમાં પડી ગયા રાજાએ પોતાના રાજકીય ભુવનમાં રાષ્ટ્રીય પરિષદ્ ભરવા દેવાની મના કરી, કિન્તુ રાષ્ટ્રીય પરિષદ્ વિશ્વાસ તથા ધૈર્ય સાથે એક ટેનીસ કોર્ટમાં મળી. સર્વ પ્રતિનિધિઓએ ઉભા થઇને એ પ્રતિજ્ઞા કરી કે, જ્યાસુધી તેઓ ફ્રાન્સની રાજકીય સત્તાને સુધારી લેશે નહિ ત્યાસુધી સર્વે એક સંપીથી અડગપણે પોતાનુ કાર્ય ચાલુ રાખશે રાષ્ટ્રીય પરિષદ્‌માં એક બાજુએ તો આ કાર્ય ચાલી રહ્યું હતુ, જ્યારે બીજી બાજુએ પૅરીસમાં કંઇક બીજીજ ધૂમ

મચી રહી હતી પૅરીસના લોકોને જ્યારે ખબર પડી કે રાજા તથા રાજસભા વચ્ચે વિરોધ ઉભો થયો છે અને રાજા, રાષ્ટ્રીય પરિષદ્થી ચીડાઇ તથા ગભરાઇને પોતાના રક્ષણાર્થે ચારે તરફથી મોટુ સૈન્ય એકઠુ કરે છે, ત્યારે સર્વને પોતાના જાનમાલની ફીકર થવા લાગી પ્રજાના મનમા એ ભય ઉત્પન્ન થયો કે, કદાચ રાજા આ સેના એકઠી કરેલી સેના સાથે પૅરીસ નગરી તથા રાષ્ટ્રીય પરિષદ્ને દબાવા માટે તેના ઉપર હલ્લો કરશે. આથી આવા વિચારની કાઇએક વાતો–બૂમો પ્રજામાં ફેલાવા લાગી એકે કહ્યુ કે આજ રાત્રેજ રાજસેના પૅરીસ અથવા રાજસભા ઉપર હુમલો કરશે, તો બીજાએ તેમાં મીઠુ મરચુ ઉમેરીને એવી ગપ મારી કે આજરાત્રે રાષ્ટ્રીય પરિષદ્ના સર્વ પ્રતિનિધિઓને કેદ કરવામા આવશે આવા પ્રકારના સન્દેહ, ભય તથા અવિશ્વાસના વખતમાં પૅરીસમાં શાન્તિ ફેલાવવા માટે તેના મુખ્ય મુખ્ય પુરુષોની એક કમીટી નિમવામાં આવી જેનુ નામ ‘ ક્રાન્તીયનગરપ્રબન્ધકર્ત્રી સભા ’ રાખવામા આવ્યુ આ ઉપસભાએ જ્યારે નગરની રક્ષા કરી શાતિ ફેલાવવાનુ બીડુ ઝડપ્યુ, ત્યારે પૅરીસના અનેક દેશભક્ત નાગરિકોએ તેમની મિહાયતા અર્થે પોતાની પણ એક સેના ઉભી કરી, જેને ‘ રાષ્ટ્રરક્ષક સેના ’ નુ નામ આપ્યુ આ પ્રમાણે, જેનાવડે ક્રાન્તિના આખા વખતમા એક મહાન કર્ય કરવાનુ હતુ, તેવી બન્ને લોકોપયોગી સસ્થાની સ્થાપના એની મેળેજ થઇ ગઇ !

દુર્ભાગ્યવશાત્ આ વર્ષે ફ્રાન્સમા અન્નનો પાક પણ થોડો થયો હતો દૈવનોજ કઇ કોપ હોય એવુ જણાતુ હતુ રાજનૈતિક ઝગડામા પડવાથી કેટલાક ખેતીનુ કામ ન કરી શકયા એનુ પરિણામ એ આવ્યુ કે દેશમાં અન્નનો દુકાળ પડયો પેરીસપર આની ભારે અસર થઇ, કારણ કે ગામડાઓના અસખ્ય લોકો પણ અન્નના વાખાથી ત્યા આવીને વસ્યા હતા, પરન્તુ આ અશાન્તિમા તેમને રોજી પણ ક્યાથી મળે ? તેઓએ રાષ્ટ્રીય પરિષદ્ સમક્ષ જઇ બૂમ મારવા માંડી અને નગરપ્રબન્ધકર્ત્રી સભા પાસે પણ પોતાની ફરીઆદ કરી, પરતુ જે સમયે અન્નના વાખા પડવા આવ્યા હતા, તેવે વખતે તેમને કોણ અનાજ આપે ‘ આ સ્થિતિમા ઉક્ત અશાન્ત જનસમૂહમાં કોઈએ જોરશોરથી એવી બૂમ ઉઠાવી કે “ આપણે માટે અન્ન વિગેરેનો પ્રબધ કરવા માટે મી નૈકર નામના મત્રીએ, રાષ્ટ્રીય પરિષદ્ની તુરત સભા બોલાવવાની સલાહ આપી હતી, ત્હેને રાજાએ પદભ્રષ્ટ કર્યો છે ” પછી શુ પૂછવુ ? એ બૂમે બળતામા ઘી હોમવા જેવી દશા કરી ! હર એક મનુષ્યના મનમા એ બાબતનો બદલો લેવાની વેરની લાગણી ઉભી થઇ ! સામાન્ય સમૂહની આ દશા જોઇને, એક મગજના ફાટેલાએ એવી બૂમ મારી કે, જે કિલ્લામા રાજા ન્યાય અન્યાયનો વિચાર કર્યા વિના પોતાની ઇચ્છાનુસાર અનેક કેદીઓને વરસોના વરસો સુધી કેદ કરે છે, તે મહાદુર્ગનો આજે આપણે નાશ કરવાની જરૂર છે આ મહાદુર્ગનુ નામ ‘ બેસ્ટાઇલ ’ હતુ બેસ્ટાઇલના નામે સર્વ લોકો ઉપર એવી

જાદુઇ અસર કરી નાખી કે, તે વર્ષના જુલાઈ માસની ૧૪ મી તારીખે, ત્રીશ હજાર માણસો તે તોપોથી સુરક્ષિત થએલા પ્રાચીન કીલ્લા ઉપર તૂટી પડયા અને તેના પ્રબન્ધકર્તા અધિકારીને મારી નાખી, કિલ્લો પોતાને સ્વાધીન કર્યો! અને આખરે તે નિરંકુશ બળવાખોરો રાજ્યની પ્રચંડ ધ્વજાને ભૂતળપર સુવાડીનેજ પાછા પૅરીસ આવ્યા

આ પ્રમાણે જનસમૂહે જ્યારે પોતાનું બાહુબળ દેખાડયું ત્યારે રાજા તથા તેના કૃપાપાત્ર અમીરઉમરાવો અને પાદરીઓ, મહાન ચિંતામા પડી ગયા! સર્વ સાધારણને શાન્ત કરવાનો અન્ય ઉપાય રાજાએ ન જોયો એટલે તેણે લોર્ડ તથા પાદરીઓને એવી આજ્ઞા કરી કે તેઓએ પણ રાષ્ટ્રીય પરિષદ્‌મા સામેલ થવું રાજાએ ધાર્યું કે આમ કરવાથી પોતાને માથેનો ભય ઓછો થશે બીજી બાજુએ લૉર્ડ તથા પાદરીઓ પણ એમ સમજ્યા કે હવે કંઇ પણ ઉદારતા કે છૂટછાટ મૂકયા વિના પ્રજા આપણો કેડો છોડશે નહિ. તેઓએ પણ રાષ્ટ્રીય પરિષદ્‌મા ઉભા થઇને પોતપોતાના વંશપરંપરાનો ભૂમિનો કર તથા દશાંશનો હક્ક છોડવા માડયો. અને તા ૪ થી ઑગસ્ટને દિવસે એક રાજા સિવાય ફ્રાન્સનિવાસી બીજા સર્વ મનુષ્યોને તે દિવસની પરિષદે એકજ સપાટીપર લાવી મૂક્યા! ક્રાન્તિનો આ પ્રથમ મહા વિજય હતો એ પછી બાવીશ દિન વ્યતીત થતા પરિષદે પ્રજાકીય અધિકારોનો ઢંઢેરો પીટાવ્યો જેદ્વારા સર્વ મનુષ્યોની સમાનતા તથા સ્વતન્ત્રતાનો સ્વીકાર કરવામા આવ્યો અને સાથે સાથે એ પણ પ્રકટ કરવામા આવ્યું કે, રાજ્યશક્તિનું મધ્યબિંદુ રાષ્ટ્રમાજ હોવું જોઈએ કોઇ ખાસ વ્યક્તિમા નહિ, અર્થાત્ રાષ્ટ્રની સંમતિ એજ રાજ્યનિયમ અન્ય નહિ

પરિષદ્‌મા આ વ્યવસ્થા બની રહી હતી, પરંતુ ભૂખ્યું પૅરીસ તો ખોરાક વિનાજ તરફડતું હતું! પીડિતોને જ્યારે એમ જણાયું કે, હવે કંઇથી પણ અન્નની આશા રહી નથી, ત્યારે તે ભૂખ્યા કૂતરાઓની માફક રાજાના મહેલોપર તૂટી પડયા, અને રાજાના સમસ્ત રક્ષકોને પગતળે કચરીને તેઓ ઠેઠ રાજાની પાસે પહોચી ગયા અને તેને પરિવારસહિત ગાડીમા બેસાડીને પૅરીસમાં લઇ આવ્યા! જનસમાજની આ સાહસિક ચેષ્ટાથી ફ્રાન્સના રાજાનું સિંહાસન કંપવા લાગ્યું! પ્રજાની આવી તોફાની વર્તણુ જોઇને, રાજાના માનીતા સમસ્ત અમીરઉમરાવ તથા પાદરી લોકો પણ સ્તબ્ધ બની ગયા, અને ભયના માર્યા કંપવા લાગ્યા! જ્યાં તેમના આશ્રયદાતા રાજાને પણ ઉપાડી લઇ જવામાં આવ્યો, ત્યા પછી તેઓ કોને આશ્રરે રહી શકે? એક પછી એક તરતજ સમસ્ત પાદરીઓ તથા લૉર્ડોએ ફ્રાન્સની હદ છોડવા માડી સૌને પોતાનો જીવ બચાવવાની ફીકર આવી પડી, અને જ્યા રસ્તો મળ્યો ત્યા ભાગવા માડયું પરિષદે પણ આ તકનો ખરેખરો લાભ લીધો ચર્ચ (ધર્મમંદિર)ની સમસ્ત જમીન, જે પહેલા પાદરીઓના અધિકારમા હતી, તે સર્વ રાષ્ટ્રના કબજામા લઈ લેવામા આવી, અને નાસી ગયેલા ઉમરાવોની સંપત્તિ પણ રાષ્ટ્રની સંપત્તિમા મે-

ળવી દીધી માત્ર ત્યા રહેલા સ્વતન્ત્ર અને ઉદાર વિચારના પાદરીઓના નિર્વાહ માટે રાજ્યભડારમાથી વ્યવસ્થા કરી આપવામાં આવી

આવાં સર્વ નાના નાના પરિણામો પશ્ચાત્ ઇ સ ૧૭૯૧ ના સપ્ટેમ્બરની ૧૪ મી તારીખે રાષ્ટ્રીય પરિષદે ફ્રાન્સ દેશની એક નવીન સપૂર્ણ રાજસભા બનાવી આ નૂતન સસ્થાના નિયમાનુસાર રાજા જો કે દેશનો મુખ્ય શાસનકર્તા તરીકે ગણાવા લાગ્યો તોપણ રાજ્યપ્રબધ માટે સમસ્ત રાજનિયમોને બનાવનારી તથા સમસ્ત પ્રજાનો અભિપ્રાય પ્રગટ કરનારી એક વ્યવસ્થાપકસભા નિમવામા આવી આ નવીન સસ્થાને બનાવીને, ક્રાન્તિને ઉઠાવનારી રાષ્ટ્રીય પરિષદ્ તૂટી ગઇ અહી આ ફ્રાન્સની રાજ્યક્રાન્તિની પૂર્વપીઠિકાની સમાપ્તિ થાય છે

## ભયકર ખુનરેજી

**विवेकभ्रष्टानां भवंति विनिपातः शतमुखः। भर्तृहरिः।**

વિવેકથી ચ્યુત થએલાઓનો અનેક પ્રકારે અધપાત થાય છે

જૂની રાષ્ટ્રીય પરિષદ્ સમાપ્ત થઇ નવી વ્યવસ્થાપકસભા નિમાઈ, તેણે પોતાનુ કામ એ નિયમથી શરૂ કર્યુ - વ્યવસ્થાપકસભામાં રાષ્ટ્રીય પરિષદ્ના સભાસદોમાથી કોઇને લેવા નહિ આથી વ્યવસ્થાપકસભાએ પોતાનુ કાર્ય શરૂ કર્યુ તે વખતે તે નવીન વિચારવાળા નવયુવક પુરુષોથીજ ભરપૂર હતી, ઉક્ત ઉત્સાહી નવયુવકોના વિચારો પણ બે ભાગમા વહેચાયલા હતા એક પક્ષવાળાઓ નવીન સસ્થાના પક્ષપાતી હોઈ એવી ઇચ્છા ધરાવતા હતા કે, ફ્રાન્સનુ અમલી રાજ્ય, રાજા તથા વ્યવસ્થાપકસભાના સમ્મિલિત અધિકારમા રહે, જ્યારે બીજાઓ એવા વિચારવાળા હતા કે ફ્રાન્સની શાસન સસ્થા અમેરિકાની માફક પ્રજાના પ્રતિનિધિઓના સ્વતત્ર અધિકારોમા રહેવી જોઇએ રાજાને પ્રજાના નાયક તરીકે રાખવાની કઇ જરૂર નથી. આવા વિચારવાળાઓને "ગિરડિસ્ટ" કહેવામા આવતા આ પ્રમાણે જો કે નિયામક સભાના બન્ને વિચારોમાં કઇક મતભેદ જરૂર હતો, અને એ પ્રકારે પરસ્પરના વિરોધની સામગ્રી પ્રથમથીજ પરિષદ્મા વિદ્યમાન હતી, તથાપિ શરૂઆતમાં તો તે મતભેદે કોઇ વિશેષ સ્પષ્ટરૂપ ધારણ કર્યું નહિ. એનુ એક કારણ તો એ હતું કે જેની સાથે પરસ્પર ઝઘડો થવાનો પરિષદ્ને ભય હતો એ જી ઘણાએ એવા ઉમરાવો ફ્રાન્સમા મોજૂદ હતા કે જેઓ રાજા માટે પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર હતા, અને રાજા પણ તે વખતે રાજધાનીમાજ વિદ્યમાન હતો વળી આ આન્તરિક શત્રુઓના ભય ઉપરાત બહારના આક્રમણનો પણ પરિષદ્ને પ્રચડ ભય હતો !

જ્યારથી ફ્રાન્સમા રાજાઓના અનુચિત અત્યાચારોને દબાવનારી ક્રાન્તિનો

પ્રારંભ થયો, ત્યારથી યૂરોપના સમસ્ત રાજ્યોની શુદ્ધિ પણ ઠેકાણે આવી, અને તેઓ જાગૃત થઇ ગયાં પોતાના પ્રભાવની રક્ષા કરવાની ઇચ્છાવાળા હોવા છતા ભયથી કંપતા હૃદયોથી તેઓ આ સર્વ ઘટનાઓને સાવધાનીથી ક્રમશ નિહાળતા હતા તેઓ જાણતા હતાં કે ફ્રાન્સના રાજાનું પદચ્યુત થવુ, એ યૂરોપના સર્વ સિંહાસનોને ડોલાવવાનુ કારણ નિવડશે એક દેશમા જો પ્રજાનો રાજાપ્રતિનો વિરોધ સફળ નિવડે, તો અન્ય દેશોની પ્રજાનુ પણ તે માટેનુ સાહસ કેટલુ બધુ વધી જશે તે તેઓ બહુ સારી રીતે સમજતાં હતા, આથી તેઓ મોળમા લ્યૂઇની રક્ષાથી પોતાની રક્ષા, અને તેના પરાજયથી પોતાનો પરાજય માનતા હતા

જ્યારે રાજાને પેરીસમા કેદ કર્યો છે, એ વાત પ્રસિદ્ધ થઇ ગઇ, ત્યારે સમસ્ત યૂરોપના રાજસિંહાસન ડોલવા લાગ્યા ! ઑસ્ટ્રીયાએ પ્રશીયાની સાથે મળીને તરત-જ ફ્રાન્સપર આક્રમણ કર્યું પરિષદે પણ તા ૨૦ એપ્રીલ ૧૭૯૨ માં, ઉક્ત બન્ને રાજ્યોવિરુદ્ધ યુદ્ધની આઘોષણા પ્રકટ કરી, અને મી લા ફેયટ આદિ વીર સેનાપતિઓની સેનાસહિત તેમની સાથે યુદ્ધના રણમા ઉતરવાની તૈયારી કરી પ્રારંભમાં તો ફ્રાન્સની સેના સમરભૂમિમા ટકી શકી નહિ, અને શત્રુઓના મોટા સૈન્યનો માર ખાતા ખાતા રાજધાની તરફ પાછી હટી આ વિજયથી શત્રુઓના સેનાપતિઓનો ઉત્સાહ બહુ વધી ગયો, અને ફ્રાન્સ દેશને હવે પોતાના હાથમા આવ્યો સમજીને, તે લોકોએ ફ્રાન્સનિવાસીઓનુ અપમાન કરી તેમને પ્રકટપણે ધમકાવવાનુ શરૂ કર્યું પોતાના ઢંઢેરામાં તેમને હાર ખાધેલી જાતિતરીકે સંબોધવામા આવ્યા, અને તેના નામપર હુકમો કાઢવાનુ શરૂ કર્યું વિદેશીઓના આ ગર્વયુક્ત વ્યવહારથી ફ્રાન્સના પ્રત્યેક દેશભક્ત પુરુષોની નસોમાં નવુ લોહી રેડાયુ એક અન્યદેશીય સેનાપતિ ફ્રાન્સ રાજ્યનુ અપમાન કરે, એ ફ્રાન્સ નિવાસીઓથી સહન થઇ શકયુ નહિ તેમના હૃદય આવેશથી ઉભરાવા લાગ્યા, અને એથી ક્રોધાન્ધ થઇને તેમણે જે કઇ કર્યું તે યાદ કરતાં શરીરના રોમાંચ ઉભા થયા વિના રહેતા નથી ! સર્વ સાધારણ પ્રજાએ જ્યારે જોયુ કે તેઓ શત્રુઓની સેનાને કઇ પણ કરી શકે એમ નથી, ત્યારે તેમણે પોતાનો રોષ શત્રુઓના અંદરખાનેના પક્ષપાતીઓ ઉપર કાઢવો શરૂ કર્યો ઇ સ ૧૭૯૨ ના ઓગસ્ટ માસની ૧૦ મી તારીખે, પેરીસના બજારોમાં એકત્રિત થએલા સર્વ પ્રાન્તોના લોકોએ રાજાના નિવાસસ્થાન-પર હુમલો કર્યો, અને રાજાના સમસ્ત રક્ષકોને મારી નાખ્યા આખરે રાજાએ પોતાને નિરાશ્રિત અને એકલો પડલો જોઇને પોતાના પરિવારસહિત નિયામક પરિષદ્‌ના મકાનનો આશ્રય લીધો પરિષદે રાજાને આશ્રય તો આપ્યો, પરંતુ કેટ-લાક સમયપર્યંત તેના સર્વ અધિકારોથી તેને ચ્યુત કરીને કારાગૃહે નાંખ્યો, અને શાસન સંસ્થાને ફરી બદલવાને માટે દેશના પ્રતિનિધિઓની વળી એક વિચા

રકસભા બોલાવવામા આવી આ અરસામાં શત્રુઓ પણ રાજધાનીથી પાસે આવી પહોંચ્યા લોકોનુ જોશ આથી બમણુ થઇ ગયુ અને જે ક્રૂરતા સાધારણ રીતે મરણીયા મનુષ્યમા દાખલ થાય છે, તેની ક્રૂરતા તેમનામાં આવી ગઇ આ સમયે ત્યાંની સામાન્ય પ્રજાએ જે એક ઘોર પાપ કર્યું હતું તે ઇતિહાસમાં આજે સપ્ટેમ્બરના "સર્વવધ" ને નામે ઓળખાય છે.

સપ્ટેમ્બરનો હત્યાકાડ રાજનૈતિક સસારના જીવનમા લોહીથી ખરડાયલો એક મહા દુષ્ટ પ્રસગ છે એ સમયે આવેશથી અધ થયેલા પેરીસના જનસમૂહે જે ઘોર કતલ ચલાવી હતી તે યાદ આવતા આજે પણ રોમાચ ખડાં થાય છે ! તે દિવસની ઘટનાએ આ સરસ રીતે સિદ્ધ કર્યું હતુ કે, સાધારણ યોગ્યતાવાળા પરતુ સામાન્ય પ્રજાને ભડકાવવાની શક્તિ ધારણ કરનારા પુરુષો સસારમા જેટલો ઘોર અત્યાચાર કરાવવા ધારે તેટલો કરાવી શકે છે "મારા" નામનો એક પત્રકાર, જેની જીભ આગ જેવી, અને જેનું હૃદય આગની ભટ્ટી સમાન હતુ, તે પેરીસના લોકોને બહુજ બહેકાવતો ફરતો હતો ઉશ્કેરાયલા લોકોએ કુલીન કેદીઓને સર્વ કારાગૃહોમાથી કાઢી કાઢીને તેમનાં ગળાં કાપી નાખ્યા ! જેનાપર જરા પણ સદેહ ઉત્પન્ન થયો કે તરતજ તેનુ માથુ ધડથી અલગ કરવામા આવતુ ! એમ કહેવાય છે કે આ ઘોર હત્યાકાડમાં ઓછામા ઓછાં ૧૪૦૦ મનુષ્યોને કાપી નાખવામાં આવ્યાં હતાં હાલમા જેમ સ્વર્ગના નામપર દેવીઓને પશુઓનો ભોગ આપવામા આવે છે, તેવી રીતે સ્વતત્રતા દેવીને નામે આ સર્વ સેકડો મનુષ્યોનો નિરર્થક વધ કરવામાં આવ્યો હતો

સપ્ટેમ્બરના આ હત્યાકાડે, ફ્રાન્સમાંજ નહિ પરતુ સમસ્ત યુરોપમાં એક પ્રકારનો ત્રાસ ફેલાવી મૂક્યો ! વિદેશી રાજ્યોના સિહાસનો મૂળમાથી શિથિલ થવા લાગ્યા ! બુદ્ધિમાન પુરુષોના હૃદયમાં ક્રાન્તિમાટે ઘૃણા ઉત્પન્ન થવા લાગી ફ્રાન્સમાં આ ખુનરેજીનું એ પરિણામ આવ્યુ કે, રાજાના પક્ષપાતીઓની સર્વ હિલચાલો એકદમ દબાઇ ગઈ, તેમની વૃત્તિઓ સર્વથા ભયભીત થઇ ગઇ, ચારે તરફ બીભત્સ રસ વ્યાપી રહ્યો ! આ સર્વ જોઇને રાષ્ટ્રીય • શાસકમડળના કઇ એક સભાસદોને પણ આ ભયભરેલા રાજ્ય માટે ઘૃણા ઉત્પન્ન થઈ !

આ ઘોર હત્યાકાડની પછી દેશની ભાવિ રાજસસ્થાને સ્થિર કરવાને માટે એક રાષ્ટ્રીય વિચારક સભા બોલાવવામા આવી અને નિયામક સભાને સમાપ્ત કરવામાં આવી ઇ સ ૧૭૯૨ ની તા ૨૦ મી સપ્ટેમ્બરે વિચારકસભા સ્થાપન કરવામાં આવી, અને તેણે ચાલુ પરિસ્થિતિપર વિચાર કરવા માડયો લાબો વિચાર કર્યા પછી સભાએ નક્કી કર્યું કે ફ્રાન્સમાં પ્રજાતત્રરાજ્યની સ્થાપના કરવી અને એકતન્ત્ર રાજ્યનો આજથી નાશ કરવો પ્રજાતન્ત્ર રાજ્યની સ્થાપનાના દિવસથી નવો સવત

શરૂ કરવામા આવ્યો. જેને લોકો "સ્વતંત્રતા"એ વર્ષ નામથી ઓળખવા લાગ્યા

ઉક્ત કાર્ય કર્યા પછી વિચારકસભા એક વિશેષ ઘોર કાર્ય કરવા તત્પર થઇ. ફ્રાન્સના કેદી રાજાએ વચ્ચે એક વખત કેદમાંથી નીકળી જઇ ભાગી જવાની ચેષ્ટા કરી હતી, પરંતુ ફ્રાન્સની બહાર જતા પૂર્વે તેને પકડવામા આવ્યો તેને પેરીસમા ફરી કેદ કરવામા આવ્યો હવે તેનુ નશીબ તેની પાછળ ફરી વળ્યુ પ્રથમ એ પ્રશ્ન ઉઠયો કે આ રાષ્ટ્રીય વિચારકસભા રાજાના અપરાધની તપાસ ચલાવી શકે કે નહિ? સભાએ પોતે એ બાબતમા નિશ્ચય કર્યો કે રાજાપર કેસ ચલાવવાનો તથા તેનો ફેસલો આપવાનો સભાને અધિકાર છે તરતજ એક અધિકારીની માફક રાજાને સભામાં ઉભો કરવામા આવ્યો, અને તેને કેટલાક પ્રશ્નો પણ પૂછવામા આવ્યા રાજા તથા રાજાના પક્ષપાતી વકીલોએ રાજાને નિરપરાધી સિદ્ધ કરવાના અનેક પ્રયત્નો કર્યા રાજાએ ન્યાય તથા મનુષ્યપણાની માગણીથી સભાને અપીલ કરી પરંતુ આ વખતે ઉપચારસભા વિચારસભા નહોતી, પરંતુ ખાસ નમતિથી રચાયલી અત્યાચારસભાનો નમુનો હતી મનુષ્યત્વ તથા ન્યાયનું નામસરખુ પણ તે જાણતી નહોતી, તેના મનથી તો તેનું મૃત્યુ સરજાયલુજ હતુ એથી ઉક્ત સભાએ એક લબાણુ ચર્ચા પછી રાજાને ફાસીએ ચઢાવવાનો હુકમ કર્યો, અને તે પ્રમાણે તે સત્યપરાયણ પરંતુ નિર્બળ રાજા સોળમા લ્યૂઇનો દુ:ખદાયક રીતે અંત આવ્યો

સપ્ટેમ્બરના હત્યાકાંડનુ દૃશ્ય જોવા છતાં જે લોકો ક્રાન્તિના પક્ષપાતી હતા, તેમના દિલ પણ રાજાનો આવા પ્રકારે થયેલો વધ સાંભળી ઘૃણિત થયા ! આવા ગ્લાનિ ઉત્પન્ન કરે એવા હૃદયભેદક બનાવથી પ્રત્યેક દયાળુ પુરુષોના હૃદયો ત્રાસી ગયા ! અનંતકાળથી સ્થાપિત થએલી રાજશક્તિની ચિતા, ફ્રાન્સરૂપી શ્મશાનભૂમિમા ભસ્મીભૂત થતી જોઇને યૂરોપના અનેક સામ્રાજ્યોના ગાત્ર શિથિલ થઇ ગયા ! સમસ્ત ફ્રાન્સમાં ક્રાન્તિના માત્ર બેચારજ પક્ષપાતી રહી ગયા આ પ્રસંગને એક પ્રકારની દૈવી સહાય સમજીને નાસી ગયેલા અમીર ઉમરાવોએ અન્ય રાજાઓને પ્રોત્સાહિત કરીને નવીન સેનાના બળથી ક્રાન્તિને દાબી દેવાની કોશીશ કરવા માંડી. ઇંગ્લંડ, પ્રશિયા, ઑસ્ટ્રીયા, તથા અન્ય કઈ એક નાના રાજ્યોએ મળીને ફ્રાન્સની રાજધાની પેરીસને તાબે કરવાનો તથા ક્રાન્તિના મૃત્યુ–દુન્દુભિ વગાડવાનો નિશ્ચય કર્યો બહારવાળાઓની આ વલણ જોઇને ફ્રાન્સમાં રહેતા રાજકીય પક્ષના મનુષ્યોએ પણ પાછુ પોતાનુ માથુ ઉંચકવા માંડયું

બહાર તથા અંદર બન્ને બાજુથી તંગ થએલી ક્રાન્તિએ હવે પૂર્વથી પણ વધારે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું ! સૌ કોઇને પોતાના શત્રુ દેખીને ચારે તરફથી નિરાશ થયેલા મનુષ્યની '**शरीर पातयामि वा कार्य साधयामि**' વાળી સાહસિક સ્થિતિ જેવી રીતે થઇ જાય છે, તેવી દશા ફ્રાન્સની ક્રાન્તિની થઈ !

જ્યારે તેણે તો જાણ્યુ કે, હવે આપણે માટે બચવાનો કોઇ ઉપાય નથી, તે વખતે તે બીજાનુ લોહી ચૂસવામા પાછી પાની કરે કે ? ચારે તરફનુ આક્રમણ જોઇને ઉક્ત વિચારકસભાએ બે ઉપસભાઓ નિયત કરી ફ્રાન્સની અદરના રાજકીય પક્ષના અનુયાયીઓને દબાવવા માટે એક 'ક્રાન્તિન્યાયાલય' અને બહારના પ્રકટ શત્રુઓને દમાવવા માટે 'લોકરક્ષક સભા' સ્થાપવામા આવી ક્રાન્તિન્યાયાલય, ન્યાયાલય નહિ પરતુ યમાલયજ હતું પાચ પાચ મીનીટમાજ એક ગુન્હેગારના ગુન્હાઓનો નિર્ણય કરવામા આવતો હતો ગુન્હેગારને રજુ કરતાની સાથે પ્રથમ એ પ્રશ્ન પૂછવામા આવતો હતો કે તમે કોઇ ખાનદાન–કુલીન માબાપના પુત્ર છો ? અર્થાત્ અમીરઉમરાવ કે સરદાર છો ? જવાબ મળતો કે "હા" એટલે તુરતજ મુખ્ય જજ ફેસલો આપતો કે "બસ છે–પૂરાવો મળી ચૂકયો ફાસીએ ચઢાવો અને બીજો ગુન્હેગાર લાવો" બસ આવી રીતેજ ગુન્હેગારના ભાગ્યનો તીવ્ર નિશ્ચય થઈ જતો, અને રોજ એવા સેકડો કહેવાતા ગુન્હેગારોને ફાસી દેવાતી !

ઉપર જણાવેલી બીભત્સ લીલા કોઇ પણ અધ બની ગયેલા અત્યાચારી રાષ્ટ્રના ત્રાસદાયક નમુનારૂપ છે ! રાષ્ટ્રરૂપી સિંહ જલદી ક્રોધમાં આવતો નથી, પરતુ જ્યારે તે ક્રોધાયમાન થાય છે, ત્યારે સમસ્ત પાર્થિવ અને દિવ્ય શક્તિઓ એકત્ર થઇને કાર્ય કરે તોપણ તેને શાન્ત કરવો અશક્ય થઈ પડે છે એ સિંહનુ તો ન રીસાવુ–ન છેડાવુ એજ ઉત્તમ છે તેને શાન્તિપૂર્વક પોતાની ઉન્નતિ કરવા દેવી એજ ઠીક છે એક વખત પણ તેની ગતિને રોકો–એકવાર પણ તેની સ્વાભાવિક ચાલમા અડચણ નાખો–કે તરતજ તે ક્રોધાયમાન બની જશે. રાષ્ટ્રોનો રોષ એ કઇ જેવી તેવી વાત નથી રૂઠેલા રાષ્ટ્રોના અત્યાચાર તથા તીવ્ર ચેષ્ટા સામે ગગનભેદી પર્વત તથા અત્યત વિસ્તૃત સમુદ્ર પણ કઇ ચીજ નથી એવા એકાદ રાષ્ટ્રની સામે એકત્ર થયેલા સો રાજ્યો કે રાજાઓ પણ તૃણવત્ છે એવે વખતે રાષ્ટ્રના ક્રોધાગ્નિમા જે કઇ પડયુ તે નિસશય ભસ્મીભૂતજ થવાનુ

સપ્ટેમ્બરના હત્યાકાડ તથા રાજવધના ઘોર કુકર્મથી વિચારકસભાના કઇ એક નેતાઓ ખિન્ન થઇ ગયા અને આ અત્યાચારોથી ગભરાઇ ગયા તેમણે આ અત્યાચારો તથા નવીન ન્યાયાલય અને લોકરક્ષક ઉપસભાની વિરુદ્ધમાં પોતાનો અવાજ ઉઠાવ્યો ક્રોધાતુર થએલા રાષ્ટ્રે તથા પેરીસના અધ બનેલા જનસમૂહે–તેમના પ્રતિનિધિ રાબસ્પ્યેર આદિ ક્રાન્તિના ગરમ દળના નેતાઓએ આ નરમ પાર્ટીને પોતાના સ્થાનથી પદચ્યુત કરી, અને એ પાર્ટીના સમસ્ત નેતાઓને વીણી વીણીને ફાંસીએ ચઢાવવામાં આવ્યા ! આવી રીતે અત્યાચારની મસ્તીમા ચઢેલા રાષ્ટ્રની પાસે શાન્તિની વાત કેવળ અસભવિત થઇ પડી હતી જેને તે વખતે 'ગિરાડ' પાર્ટી કહેવામા આવતી હતી તે નર્મદળે અસભવિત કાર્ય હાથ ધરવાની કોશિશ

કરી, જેમ કરતા તેઓ પોતેજ મમામ થઇ ગયા ! આ બધા માટે દૂષિત કોણ હતુ ? આ સર્વ હત્યાઓનુ પાપ કોને માથે ગણાય ? નિસશયપણે એનો એજ જવાબ આપવો પડશે કે જેમના દમાણુથી જેમના જુલમથી ક્રાન્તિનો આરભ થઇ તેણે આ ભયકર રૂપ ધારણ કર્યું, તેઓજ આ પાપને માટે ખરેખરા જવાબદાર છે.

નર્મદળનો વિધ્વસ કરીને એ ગર્મદળે પોતાનુ અમાધિત રાજ્ય શરૂ કર્યું ગર્મ વિચારક સભાએ સૌથી પ્રથમ દુષ્ટ કાર્ય એ કર્યું કે તેણે રાણીનો વધ કર્યો ! અને તે પછી બીજુ કાર્ય ક્રીશ્ચીયન ધર્મને ઉડાડી મૂકવાનુ કર્યું ! વિચારક સભાની આજ્ઞાથી ક્રિશ્ચીયન મદિરોમાની મૂર્તિઓ કાઢી નાખવામાં આવી ! સભાએ એટલુ કર્યા પછી, જાણે હજીએ અધુરૂ રહ્યુ હતુ તે પેરીસના જનસમાજે પૂરૂં કર્યું ! પાદરીઓએ પોતપોતાના પદના રાજીનામા આપ્યા "ફ્રાન્સના પાર્થિવ રાજાની સાથે સ્વર્ગના રાજાનો પણ નાશ થવો જોઇએ " એ વિચાર ચારે તરફ ફેલી ગયો અને આ પ્રસગ—આ ઘાતક ઘટના—બનતાની સાથે ક્રાન્તિનુ ભયાનકમા ભયાનક તથા નીચમા નીચ સ્વરૂપ પ્રકટ થયુ ! જ્યા ક્રીશ્ચીયન દેવોની પૂજા થતી હતી ત્યા તર્ક,ઋષિ અને સ્વતત્રતાદેવી તથા સમાનતાદેવીનીજ મૂર્તિઓ ચારે તરફ પૂજાવા લાગી.

જે લોકો ઓછા ગરમ હતા, જેઓની કઇક વૃત્તિ શાતિ તરફ વળેલી હતી, અને જેઓ એમ સમજતા હતા કે હવે હદ થઈ—ઘણી હત્યાઓ થઈ ગઇ છે, તેઓના રુધિર ક્રાન્તિરૂપી વિકાળ રાક્ષસીની ઉગ્ર મૂર્તિ માટે જરૂર થઇ પડ્યા ઉક્ત સર્વ મભ્યોને ફાસીએ ચઢાવવા એ ગરમ વિચારના નેતાઓનુ ત્રીજુ પાપકર્મ હતુ, વિચારકસભામાં આ વખતે અત્યત ઉગ્ર વિચારના સભાસદો બાકી રહ્યા હતા જેમનામાં દયાનો લેશ પણ અશ હતો, તેમને સર્વેને દેશદ્રોહી ગણીને ફાસીએ ચઢાવવામાં આવ્યા, ઉક્ત બાકી રહેલા મભામદોનો નેતા રોબસ્પેર હતો જ્યારે મર્વે સામા થનારા મરી ગયા, ત્યારે તેણે ( પ્રજા પામે ) વિજય દિવમ મનાવ્યો પેરીસમા તેની પૂજા થવા લાગી—તે પોતાને ફ્રાન્સનો રાજા સમજવા લાગ્યો

અત્યાચારોની પરાકાષ્ઠા થઇ ચૂકી, 'હવે શાન્તિ થવી જોઇએ' એવો અવાજ ચારે તરફ પાછો ભ્રમવા લાગ્યો અમુક ભાગો મિવાય, હવે સર્વત્ર શાન્તિ તથા સ્થિરતાની ઇચ્છા પ્રકટ થવા લાગી મનુષ્યપ્રકૃત તો આખર મનુષ્યપ્રકૃતિજ છે, તે કઇ સદૈવ રાક્ષસી સ્વરૂપ ધારણ કરતી નથી ચારે તરફ ઉલટી લહેરો ઉડવા લાગી ક્રાન્તિકાર્યાલય, લોકરક્ષકસભા, તથા વિચારકસભાના ગરમ નેતાઓ, લોકોમા અપ્રિય થવા લાગ્યા. એ ઉલટી લહેરનુ પ્રથમ પરિણામ એ આવ્યુ કે ગર્મદળના નેતા રોબસ્પેરની પણ એજ ગતિ થઇ, કે જે ગતિને એણે પોતાની પૂર્વેના સેકડો લોકોને પહોચાડ્યા હતા ફેરવાયથી બાજીનુ બીજુ પરિણામ એ આવ્યુ કે, વિચારકસભાએ 'નવી સરકાર' નુ એક બીજુ ઓઠુ ઉભુ કર્યું. જેમા શાસનકાર્યમાં લોકસત્તાની અસર

પૂર્વેની સભાઓના જેટલી નહોતી આ નવીન સંસ્થાદ્વારા શાસનનો મુખ્ય ભાર એક પ્રધાનમંડળને સોંપવામા આવ્યો, જેના પાંચ સભાસદો નિયત કરવામા આવ્યા, અને તેમને મદદ કરવા તથા તેમની શક્તિઓને મર્યાદિત કરવા માટે બીજી બે સભાઓ સ્થાપવામા આવી એકનુ નામ 'પાચસોની સભા' અને બીજીનુ નામ 'વૃદ્ધોની સભા' રાખવામા આવ્યુ ઉક્ત બન્ને સભાઓનો સબધ એવો સ્થિર કરવામા આવ્યો કે, જેના વડે તે બન્ને એક બીજીને તથા પ્રધાનમંડળને પણ મર્યાદામા રાખે વિચારકસભાએ એ સાથે એ પણ નિશ્ચય કર્યો કે, નવી સ્થપાયલી પ્રતિનિધિ સભાના ⅔ સભાસદો પૂર્વેની વ્યવસ્થાપકસભામાંના હોવા જોઈએ આ નવા ભૂતનો પડઘો પડવાની સાથેજ, ફ્રેંચ પ્રજામા નવી આગ દાખલ થઈ હવે લોકો કહેવા લાગ્યા કે વિચારકસભા વળી પાછી જૂના ⅔ સભાસદોને નવા બધાર ણુમા લઇને ભયકર ક્રાન્તિ ફેલાવવાની કોશીશ કરે છે ! આ વાત ફેલાતા તુરતજ પેરીસના જનસમૂહે વિચારકસભાપર હુમલો કરવાનો નિશ્ચય કર્યો પેરીસની નજીકના બહારના લોકો પણ આ કાર્યમા સામેલ થયા, અને આશરે એશી હજાર લોકોએ એકત્ર થઇને વિચારકસભાના મકાનપર હુમલો કર્યો !

વિચારકસભાને આ ખબરો પહોચતાની સાથેજ તેમા ભારે ખળભળાટ મચી ઉઠયો પહેલા તો સર્વે સભાસદો બહુજ ડરી ગયા, પરતુ પાછળથી તેમણે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય તોપણ 'આપણે આપણી જગા છોડવી નહિ' અને સત્યને માટે પ્રાણ જાય તોપણ તેની પરવા કરવી નહિ વિચારકસભાએ પોતાની રક્ષા માટે સેનાપતિને બોલાવ્યો અને તુરત હાજર થવા કહ્યુ સેનાપતિ ગભરાયો તેણે કહ્યુ કે "તેની સેના પેરીસનાજ લોકોપર હાથ ઉઠાવશે કે કેમ એ એક શકા છે ! એથી તે અત્યારે તો તેનો આશ્રય લઇ શકે એમ નથી હા, એક સાધન છે અને તે એ કે હું કોર્સિકાના એક નવયુવકને જાણુ છુ જો તે યુવક આ સમયે વિચારકસભાના રક્ષણમાટે તત્પર થાય તો કંઈક બની શકે એમ છે એના સિવાય અમને આ ભયથી બીજુ કોઇ બચાવી શકે એમ નથી તે નવયુવકને તુરતજ બોલાવવામા આવ્યો તેણે વિચારકસભાની આજ્ઞા લઇને તેની રક્ષા કરવાનુ પણ લીધુ, અને થોડીએક સેના, ઘોડા તથા અસ્ત્રોની સહાયતાથી ૮૦,૦૦૦ રાજદ્રોહીઓની સામે ઝપલાવ્યુ ચારે તરફ તેની તોપોના અવાજ સભળાવા લાગ્યા ! એ સર્વ ભેરીનાદ વચ્ચે એજ એક શબ્દ સર્વના મુખમાથી નીકળતો હતો કે,–

નૅપોલિયન બોનાપાર્ટ

આ નવયુવક કોણ હતો ? તેનુ સવિસ્તર વૃત્તાન્ત હવે પછીના પૃષ્ઠોમાથી મળશે.



સમ્રાટ નેપોલિયન ઇ સ ૧૮૧૫



નેપોલિયન ૧૪ વર્ષનો વિદ્યાર્થી



# महान नेपोलियन

## एमनुं जीवनचरित्र

## प्रकरण १ लुं--बाल्यावस्था

ઇ૦ સ૦ ૧૭૬૯—૧૭૯૧

દેશના પુનરુદ્ધારાને માટે નમુનેદાર માતાઓની જેટલી જરૂર છે તેટલી બીજા કશાની નથી

નેપોલિયન




ન્સ દેશમાં એક અપૂર્વ ભયાનક વાવાઝોડુ પ્રચડ વેગથી વાઇ રહ્યુ છે, આખા દેશમાં ઘોર અધકાર છવાઇ રહ્યો છે, રાજા અને રાણીનો શિરચ્છેદ કરવામાં આવ્યો છે, અસખ્ય મનુષ્યોની કતલ થઇ છે, અને વ્યવહાર, નીતિ, અને કાયદાના બધનો છિન્નભિન્ન થઇ ગયા છે સાગશમા સમગ્ર ફ્રાન્સના સામાજીક પાયા મૂળમાથી હાલી ગયા છે, અને ધર્મ તથા ઈશ્વર બને કેવળ ઉપહાસને પાત્ર બની રહ્યા છે પુરોહિતવર્ગ પણ પદભ્રષ્ટ થઇ ગયો છે ભયકર અરાજકતાની હાડપિજર જેવી પૈશાચિક મૂર્તિ આ વાવાઝોડાની સાથે આખા દેશમાં તાંડવ નૃત્ય કરતી ઘૂમવા લાગી છે જ્ઞાનહીન જનસમૂહની લુટફાટ અને ખુનીવૃત્તિને લીધે આ પ્રમાણે ફ્રાન્સ દેશે ભયાનક સ્થાનનુ સ્વરૂપ ધારણ કરવાથી ત્યા નિશ્ચિતપણે અને વિના હરકતે રહી શકાવુ મુશ્કેલ થઇ પડયુ છે નિર્ધન અને અશિક્ષિત લોકવર્ગ ઉપર ફ્રાન્સના ઉમરાવ અને શ્રીમત વર્ગે લાંબા સમયથી જે ક્રૂર અત્યાચાર ચલાવ્યા કર્યો હતો, તેને પરિણામે તે કચરાયલા, હીણાયલા લોકવર્ગે અસાધારણ બળપૂર્વક ઉછાળો

માર્યો, અને તેઓ હવે પોતાના બળનો ઉપર કહ્યો તેવો ખરાબ ઉપયોગ કરવા લાગ્યા છે આમ કરીને તેઓ પોતાના સ્વદેશનોજ વિનાશ કરવા તત્પર થયા છે આ ભયાનક વાવાઝોડાને અથવા લોકવર્ગના બળવાન અભ્યુત્થાનને ઇતિહાસમા ફ્રેન્ચ રાજ્યવિપ્લવ એવુ નામ આપેલુ છે

આ અરાજકતામાથી અને ચારે દિશાએ ફેલાયલા સ્વેચ્છાચારના પજામાથી ફ્રાન્સનો ઉદ્ધાર કરનાર—તેને વિનાશના મુખમા ધસી જતો અટકાવીને ઉન્નતિને શિખરે બેસાડનાર અલૌકિક પ્રતિભાશાળી મહાપુરુષ કોણ સામાન્ય પ્રજાવર્ગના હિતનુ સરક્ષણ કરવા તત્પર થઇને તે અર્થે અસાધારણ વીરત્વ દર્શાવનાર, પોતાના પરાક્રમના પ્રભાવથી ફ્રાન્સ દેશની પ્રજામા નવજીવન પ્રેરનાર, તેમના રુધિરમા વીરત્વનો સચાર કરનાર, તથા તેમને ક્ષાત્રમદથી ઉત્તેજિત કરીને આખા જગતની લડાયક પ્રજાઓમા સર્વશ્રેષ્ઠ સ્થાન અપાવનાર વીરપુરુષ કોણ ? તે વીર કેસરી નેપોલિયન બોનાપાર્ટ. સ્વદેશના કલ્યાણનેમાટે તેણે આત્મબલિદાન આપ્યુ હતુ—કદિ પણ સ્વાર્થ તરફ તેણે દૃષ્ટિ કરી નથી. તેણે સામાન્ય પ્રજાવર્ગના અધિકારના રક્ષણમાટે જીવનપર્યંત યુદ્ધો કર્યાં હતાં પણ પોતાનો અધિકાર જાળવી રાખવાને માટે તેણે કદિ આગળી પણ ઉચી કરી નથી માનવજાતિના સ્વભાવસિદ્ધ દોષો તેના ચારિત્ર્યમા પણ હશે, પરતુ એટલુ તો નિર્વિવાદ છે કે સાહિત્યમા તેમજ ગણિતશાસ્ત્રના વિષયોમાં વિજ્ઞાનમાં તેમજ ફિલસુફિમા, ઇતિહાસમા તેમજ વાક્ચાતુર્યમા, યુદ્ધકૌશલ્યમા તેમજ રાજનીતિશાસ્ત્રમા આધુનિક યુગના મહાપુરુષોમા સર્વથી પ્રથમ સ્થાન નેપોલિયનનુજ છે પ્રાચીન યુગના યુરોપીય મહાપુરુષો જેવા કે જુલિયસ સીઝર વગેરેની કક્ષામા નેપોલિયનને બેસાડીએ તો તેઓ બધા એની અસામાન્ય પ્રતિભા આગળ છેકજ નિસ્તેજ બની જાય છે તેનુ નિષ્કલક ચરિત્ર, તમામ વિષયોમા તેની પારગતા, તેની અમૃત જેવી મધુર છતાં પ્રતાપપૂર્ણ વાણી, તેનુ અલૌકિક વીરત્વ, તેની નિસ્વાર્થ સ્વદેશ સેવા—એ સર્વ લક્ષણો કોઇ પણ તટસ્થ નિરીક્ષકને એકદમ મોહિત કરી દે છે અને તેની અસામાન્ય પ્રતિભાનુ દર્શન કરાવે છે તેની આજસુધી જળવાઈ રહેલી કીર્તિ, તેના અસાધારણ સામર્થ્યની અત્યત સ્પષ્ટ ભાષામા સાક્ષી આપી રહી છે તેની કક્ષામા ઉભો રહી શકે એવો એક પણ ઐતિહાસિક પુરુષ અદ્યાપિપર્યંત બીજો કોઈ યૂરોપમા થયો નથી દુર્દશાએ પહોચેલા દરેક દેશમાં નેપોલિયન પૂજનીય થઈ પડયો છે તેનો એકે અવાજે આભાર માની રહેલી ફ્રાન્સની પ્રજાની માગણી સ્વીકારીને તે દેશનુ રાજ્યતત્ર પોતાના હાથમા લીધા પછી સ્વદેશનો ઉત્કર્ષ કરવા માટે તેણે પોતાની અસાધારણ શક્તિઓનો સદુપયોગ કરવામાં બાકી રાખ્યુ ન હતુ જે ફ્રાન્સ દેશમાથી ધર્મને દેશનિકાલ કરવામા આવ્યો હતો ત્યા તેણે ઇશ્વરોપાસનાની પુનસ્થાપના કરી, અને એમ કરતા કરતા પોતાના દેશનુ કલ્યાણ

સાધવામાજ—એકલા સ્વદેશનું જ નહિ પણ સમગ્ર યૂરોપનું, સમગ્ર પ્રજાવર્ગનું કલ્યાણ સાધવાના મહાયત્નમાંજ તેણે આખરે આત્મબલિદાન આપ્યું જો આ મહાન ઉદ્દેશના બદલામાં નેપોલિયને ફ્રાન્સ દેશના સિંહાસન ઉપરનો પોતાનો અધિકાર દૃઢ કરવાનો પ્રયત્ન ન કર્યો હોત, તો કદાચ રૂશીઆની સર્વભક્ષી સત્તામાંથી યૂરોપનું રક્ષણ થવુંજ મુશ્કેલ થઇ પડયું હોત, અને તેમ થતાં યુરોપના વિજ્ઞાનનો જે પ્રકાશ આજે આખા જગતને દેદીપ્યમાન કરે છે તે સમય કદાચ આવ્યોજ ન હોત !

પોતાના ઉંચા પર્વતોનાં શિખરોરૂપી મસ્તકવડે જાણે ભૂમધ્ય સમુદ્ર ઉપરથી આકાશને ઉંચે ઠેલી દેતો હોય એવો કુદરતની રમણીય શોભાવડે અલંકૃત થએલો કૉર્સિકાનો દ્વીપ આજે પણ ભૂમધ્ય સમુદ્રને ખેડનાર નાવિકોના નેત્રને પ્રત્યેક સમયે પોતાના તરફ આકર્ષે છે એ દ્વીપ નેપોલિયનની જન્મભૂમિ તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ થયો છે, અને જો કે સમયના જવાની સાથે નેપોલિયન અને તેનો કીર્તિ-કલાપ કાંઇક ઝાંખા થવા આવ્યા છે, તોપણ આજ દિનસુધી એ દ્વીપ તરફ છેક દૂર પ્રદેશોના લોકો પણ આકર્ષાય છે ! એક પિત્તળની તોપ હજી પણ ત્યાં અત્યંત કાળજીપૂર્વક સાચવી રાખવામાં આવી છે એ તોપ બાળક નેપોલિયનના વિનોદનું સાધન હતી તેનું વજન આશરે ૩૦ શેરનું છે એ દ્વીપના એજેસિઓ શહેરમાં ઇ૦ સ૦ ૧૭૬૯ ની સાલમાં ઑગસ્ટની ૧૫ મી તારીખે નેપોલિયનનો જન્મ થયો હતો આશ્ચર્યની વા[illegible] છે કે તેના જન્મ વખતે તેની માતાએ જે વસ્ત્ર ઓઢયું હતું તેના ઉપર ઇલિયડના મહાન રણસંગ્રામના તથા તે સમયના વીર પુરુષોનાં ચિત્રો અંકિત કરેલાં હતાં અને તેથી કરીને નેપોલિયને આ સંસારમાં પ્રથમ શ્વાસ લેતાંજ જો કાંઇ જોયું હોય તો તે યુદ્ધ સંબંધી ચિત્રોથી અંકિત થએલું વસ્ત્રજ હતું તેની માતાનું નામ લેટિશિયા રૅમોલિની હતું તે આખા કૉર્સિકા દ્વીપની મહિલાઓમાં સર્વથી શ્રેષ્ઠ સૌન્દર્યવાન, બુદ્ધિમતી અને સુશિક્ષિત બાઇ હતી નેપો-લિયનના પિતાનું નામ ચાર્લ્સ બોનાપાર્ટ હતું તે એક અસલી ખાનદાન કુટુંબમાં જન્મેલો, શરીરે દેખાવડો, પ્રતાપશાળી અને અત્યંત મનોબળવાળો પુરુષ હતો. કુટુંબની અસલથી ચાલી આવેલી શ્રીમંતાઇ વસાતી ચાલવાથી તેને પોતાના બુદ્ધિ-બળવડેજ પોતાનું ભરણ પોષણ કરવાની જરૂર પડી હતી વકીલ તરીકે તેણે સારી ખ્યાતિ મેળવી હતી અને તેને આવક પણ તેના બહોળા કુટુંબને સારી રીતે પોષી શકે તેવી બહોળી થતી હતી અસલની ખાનદાનીને લીધે સમાજમાં પણ તેને સારી પદવી પ્રાપ્ત થઇ હતી અને તેનું મનોબળ, જે કાર્યનો પ્રસંગ આવતાં કદિ પણ શિથિલ થતું નહિ તેના વડે દેશમાં તેનો વગવસીલો પણ ઘણો હતો ચાર્લ્સ અને લેટિશિઆને સધાં મળી તેર સંતાન થયાં હતાં, જેમાંનાં આઠ જીવ્યાં હતાં

ઇ૦ સ૦ ૧૭૬૭ ની સાલસુધી કૉર્સિકા એ ઇટાલીના તાબાનો દ્વીપ હતો અને

તેની ભાષા, તેની પ્રજાકીય ભાવનાઓ તથા રીતરિવાજો તદ્દન ઇટાલિયનજ હતા. ઈ૦ સ૦ ૧૭૬૭ મા ફ્રેન્ચ સેનાએ આ પ્રદેશ ઉપર આક્રમણ કર્યું અને કેટલાક ખૂનખાર યુદ્ધો પછી ત્યાના વતનીઓને ફ્રાન્સના આધિપત્યને તાબે થવુ પડયુ જે વખતે કૉર્સિકાની સ્વાધીનતામાટેના યુદ્ધોમાં તેના પુત્રોનુ ખૂન રેડાતુ હતુ, તે વખતે ચાર્લ્સને પરણ્યે થોડોજ સમય થયો હતો અને તેને એકજ પુત્ર જોઝૅફ હતો સ્વ દેશસેવાથી પ્રેરાઇને તેણે એકદમ વકીલાતના ધધાને બાજુએ મૂકી સમશેર લીધી અને જનરલ પાઓલિના સૈન્યમા શામિલ થયો લેટિશિયા તે વખતે ગર્ભવતી હતી અને તેને છેલ્લા દિવસ જતા હતા, છતાં યુદ્ધના અને પરાજયના બારિક પ્રસગોમા પણ તે પોતાના પતિ સાથેજ રહીને પતિના લશ્કરની સાથે તે ઘણીવાર ઘોડા ઉપર લાંબી, જોખમભરેલી મજલો કરતી હતી તેની પ્રસૂતિનો સમય પાસે આવતા તે 'ઍજેશિયો'માં આવીને રહી યુદ્ધ પણ તે સમયે પૂરૂ થયુ હતુ અને કૉર્સિકા ઇટાલિયન મટીને ફ્રાન્સના તાબાનો પ્રદેશ ગણાવા લાગ્યો હતો જો નેપોલિયન બેજ મહિના પહેલો જન્મ્યો હોત તો તો તે જન્મથી ફ્રૅન્ચ ન ગણાતા ઇટાલિયનજ ગણાત!

નેપોલિયનના જન્મ પછી તેનો પિતા ઘણા વર્ષ જીવ્યો નહિ આ બનાવથી તેની માતાના શિર ઉપર આઠ બાળકના પોષણ અને શિક્ષણની જવાબદારી આવી પડી તેની પાસે દ્રવ્ય તો થોડુજ હતુ પણ આ મુશ્કેલ કામને સારી રીતે પહોચી વળે તેવુ અગાધ મનોબળ અને દૃઢ ચારિત્ર્ય તેની પાસે હતા જ્યારે ફ્રાન્સના રાજાએ કૉર્સિકા ઉપર આક્રમણ કર્યું ત્યારે તેના પિતાએ તથા બીજા દેશભક્તોએ એકત્ર થઇને સ્વદેશની સ્વતત્રતા રક્ષણમાટે કેવાં કેવા યુદ્ધો કર્યા હતા, તેની વાતો તે પોતાના પુત્રને કહેતી, તેમજ નેપોલિયન ગર્ભમા હતો તે વખતે પોતે ઘોડે બેસીને એક પર્વતથી બીજા પર્વત ઉપર અને એક જગલમાથી બીજા જગલમા પોતાના પ્રિય પતિની સાથે કુચ કરતી હતી તેનુ વર્ણન પણ તે પોતાના પુત્રની આગળ કરતી બાળક નેપોલિયનનુ હૃદય આવી વાતો સાભળીને વીરરસથી ભરપૂર થઇ જતુ આ પ્રમાણે ગર્ભની તેમજ બચપણની અવસ્થામાજ તેના હૃદયમા ક્ષાત્રગુણના બીજ વવાઇ ચૂકયા હતા

નેપોલિયન હમેશા પોતાની માતા તરફ અત્યત માન અને પ્રેમની દૃષ્ટિથી જોતો. તે વારવાર કહેતો કે અમારૂ કુટુબ જે ઉન્નત દશાએ પહોચી શકયુ તે તેણે અમને આપેલી શારીરિક, માનસિક અને નૈતિક કેળવણીને લીધેજ છે આ આભારની લાગણીની અસર તેના હૃદય ઉપર એટલી ઉડી હતી કે તે ઘણીવાર કહેતો કે 'બાળકને સારો વા માઠો બનાવવાનુ કામ ઘણુ ખરૂ તેની માતાનુજ છે' ફ્રાન્સમા તેને કાંઇક સત્તા મળતા તેણે પહેલુ કામ એ કર્યું કે દ્રવ્યથી જે જે પ્રકારનાં સુખ અને આરામનાં સાધનો મળી શકે તે પોતાની માતાને આપવામા તેણે જરા પણ કચાશ

રાખી નહિ, અને જ્યારે ફ્રાન્સનું રાજ્યતંત્ર તેના હાથમા આવ્યુ ત્યારે સ્ત્રી કેળવ-ણીનો બહોળો ફેલાવો કરવા માટે તેણે તરતજ ચાપતા ઉપાયો લીધા તે કહેતો કે ફ્રાન્સ દેશના **પુનરુદ્ધારમાટે જેટલી જરૂર નમુનેદાર માતાઓની છે તેટલી બીજા કશાની નથી**

નેપોલિયનને બધા મળીને સાત ભાઇબેન હતા તેમના નામ અને જન્મસાલ નીચે પ્રમાણે છે (૧) જોસેફ ૧૭૬૮ (૨) નેપોલિયન ૧૭૬૯ (૩) લુશિયેન ૧૭૭૫ (૪) ઇલીઝા ૧૭૭૭ (૫) લુઇ ૧૭૭૮ (૬) પૌલિન ૧૭૮૦ (૭) કેરોલિન ૧૭૮૨ (૮) જેરોમિ ૧૭૮૪

નેપોલિયન નાનપણમા બાળકને યોગ્ય પ્રફુલ્લતાવિનાનો અને એકાંતપ્રિય હતો તેને પોતાની વયના છોકરા જોડે રમવુ ગમતુ નહિ જ્યારે તેના ભાઇ બહેનો આનંદોન્મત્ત બનીને કીકીઆરીઓથી બગીચો, ઘરનુ આગણુ અને આકાશ ગજવી મૂકતા ચારે દિશાએ દોડાદોડ કરી મૂકતા, ત્યારે નેપોલિયન એકાંતમા કાંઇક ઉંડા વિચારમા નિમગ્ન જણાતો તેના માર્ગમા સહજ પણ વિઘ્ન આવે તે તેનાથી સહન થઇ શકતુ નહિ તેનો સ્વભાવ એવો સ્વાભિમાની હતો કે કોઇપણ પ્રકારની શિક્ષાના ભયથી તે નમ્યુ આપતો નહિ એક દિવસ બીજા એક છોકરાના અપરાધને માટે તેને શિક્ષા કરવામા આવી ત્રણ ત્રણ દિવસસુધી તેણે શિક્ષા સહન કરી પણ ગુન્હે-ગાર છોકરાનુ નામ તેણે પોતાને મોઢેથી પ્રકટ કર્યુ નહિ પાચ વર્ષની વયે તેને નિશાળે બેસાડવામા આવ્યો હતો, અને દશ વર્ષની ઉમ્મરે તે લશ્કરી શાળામાં દાખલ થયો આ વાતને ચાલીશ વર્ષ વીત્યા પછી નેપોલિયને આ પ્રસંગવિષે કહ્યુ હતુ કે મારી માતાથી વિખૂટા પડતી વખતે જે મનોવ્યથા મને થઇ હતી તેનુ મને હજી પણ વિસ્મરણ થયુ નથી

લશ્કરી પાઠશાળાના ધનવાન અને ઉમરાવ કુટુબોના છોકરાઓ નેપોલિયનનો ટાપટીપ વગરનો અને સાદો પોશાક જોઇને તેની અવજ્ઞા કરતા તેમને શી ખબર કે આ સાદાં કપડાંવાળો છોકરો આગળ જતા દેશમાથી જન્મપ્રાપ્ત અમીરીને હાંકી કહાડી લાયકાતથી ઉત્પન્ન થતી અમીરીને તેનુ સ્થાન આપશે !

નેપોલિયન તે છોકરાઓ સાથે ઝાઝો ભળતો નહિ તે હમેશા પોતાનાં પુસ્તકો અને નકશાઓમાજ મશગૂલ રહેતો હતો થોડા સમયમાંજ તે પોતાની પ્રતિભાવડે વિદ્યાલયના શણગારરૂપ નીવડયો અને ત્યાના તમામ વિદ્યાર્થીઓમાં પહેલુ સ્થાન પામ્યો ત્યાર પછી તેના નાના પ્રકારના ગુણથી આકર્ષાઇને બધા વિદ્યાર્થીઓ તેના પ્રત્યે માનની નજરથી જોવા લાગ્યા ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન, સાહિત્ય તમામ વિષયોમા તેણે એવી નિપુણતા મેળવી કે અલ્પ સમયમાજ તે પોતાના વિદ્યાલયને ગર્વ ઉત્પન્ન કરાવે એવા એક ભૂષણરૂપ મનાવા લાગ્યો એ અરસામા તેણે પોતાની

માતાને એક પત્ર લખ્યો હતો તેમા એક ઠેકાણે એવુ લખ્યુ હતુ કે ' ક્રમ્મરે તલવાર અને ગજવામા * હોમર રાખીને હુ જગત્માં મારો રસ્તો કાપી કહાડીશ "

તે કદિ રમવામા વખત ગાળતો નહિ અવકાશનો વખત પણ તે પુસ્તકશાળામા જઈને અભ્યાસમાજ ગાળતો જે દિવસે તે કાંઇ પણ નવુ ન શીખવા પામ્યો હોય તે દિવસે તે પોતાના મનથી ઘણો પસ્તાતો હતો આ સમયે પ્લૂટાર્કના જીવનચરિત્રોનો અભ્યાસ તે એવો તો એકાગ્રચિત્ત કરતો કે ગ્રીસ અને રોમન મહારાજ્યના આગેવાન પુરુષો, તેમના વીરરસપૂર્ણ પરાક્રમો તેમજ મોટા મોટા સામ્રાજ્યોના અભ્યુદય અને અધ પાતવિષેના ચિતનમા તે ગરકાવ થઇ જતો મનને વશ કરવાના અભ્યાસથી તેણે મનોનિગ્રહનો ગુણ પણ એટલે દરજ્જે કેળવ્યો હતો કે અત્રરામા અત્રરા વિષયને પણ તે એકાગ્રતાના પ્રભાવથી સહેલા બનાવી શકતો એક વખત ગણિતનો ઘણોજ કઠિન પ્રશ્ન તેના શિક્ષકે વર્ગ આગળ મૂક્યો અને તેનો ઉત્તર શોધી કહાડવા માટે નેપોલિયને બોતેર કલાકસુધી પોતાના ઓરડામા બેસીને લાગલાગટ વિચાર કર્યો હતો લાગલાગટ ઘણાજ લાબા સમયસુધી શારીરિક અને માનસિક પરિશ્રમ સહન કરવાની અદ્ભુત શક્તિ એ તેની મુખ્ય ખાસિયત હતી અને તે તેની ભવિષ્યની જિદગીમા પણ કાયમ રહી હતી વળી તે અત્યત નીતિપરાયણ અને આસ્તિક હતો

ઇ૦ સ૦ ૧૭૮૪ ના શિયાળામા યૂરોપમા સર્વત્ર બરફના થર જામી જવાથી ખેતરોમા ફરવાનુ તથા રમવાનુ બધ થઇ જવાથી બ્રિયેનની લશ્કરી પાઠશાળાના વિદ્યાર્થીઓ વિચાર કરવા લાગ્યા કે કઇ જાતની રમત રમીને આનદ અને વ્યાયામ મેળવવા કે જેથી શરીરના આરોગ્યમા વૃદ્ધિ થાય અસામાન્ય બુદ્ધિવાન નેપોલિયને આ વખતે એક નવીજ જાતની રમત શોધી કહાડી ખેતરોમા જામેલા બરફના ઢગલાઓને એકત્ર કરીને તે વડે બરફના કોટકિલ્લા બાધવાની તેણે પોતાના સોબતીઓને સૂચના કરી. કિલ્લા બાધવાને લગતુ ગણિતશાસ્ત્ર તથા બીજા એ કાર્યને લગતા વિષયોનો નેપોલિયને એવો તો સરસ અભ્યાસ કર્યો હતો, કે તેની દેખરેખ અને સલાહ મુજબ વિદ્યાર્થીઓએ બાધેલા બરફના કોટકિલ્લા અને બુરજ વગેરેની રચના જોઇને સૈનિક વિદ્યાલયના મુખ્ય શિક્ષકોને પણ તેની અદ્ભુત બુદ્ધિ અને પ્રતિભાની એકકે અવાજે પ્રશસા કર્યા વગર ચાલ્યુ નહિ કોટકિલ્લા બધાઇ રહ્યા પછી વિદ્યાલયના વિદ્યાર્થીઓના નેપોલિયને બે પક્ષ બનાવ્યા એક પક્ષને માથે તે કિલ્લા ઉપર હુમલો કરવાનુ અને બીજા પક્ષને માથે તેનો બચાવ કરવાનુ કામ હતું નેપો

* પ્રાચીન ગ્રીક વીરોના ઇતિહાસરૂપ ઇલિયડ નામક મહાકાવ્યનો કર્તા જગત્ના મહાકવિઓમા તેની ગણના થાય છે

લિયન પોતે એઉ પક્ષનો નેતા બનીને કોઇવાર હુમલો કરનાર પક્ષને ઉત્સાહ આપતો તો બીજી વાર સંરક્ષક પક્ષને શૂર ચડાવતો આ પ્રમાણે કેટલાક અઠવાડીઆસુધી તોપના ગોળાને ઠેકાણે બરફના ગોળાથી કૃત્રિમ યુદ્ધ ચાલ્યુ અને આ યુદ્ધમા ઘણા છોકરાઓને બરફના ગોળાઓથી થોડી ઘણી ઇજા પણ થઇ હતી આ યુદ્ધ પ્રસંગે એકવાર એક છોકરાએ સેનાપતિ નેપોલિયને કરેલી આજ્ઞાનુ પાલન કર્યું નહિ તે ઉપરથી નેપોલિયને તેજ ઘડીએ તેને બરફના ગોળાનો એવો તો સખ્ત પ્રહાર કર્યો કે તે ભોયપર ગબડી પડયો અને તે પ્રહારની નિશાની તેના શરીર ઉપર તે જીવ્યો ત્યાસુધી રહી '

નેપોલિયનના ચરિત્રનુ મહત્ત્વ સારી રીતે સમજી લેવાને માટે તેના બાળપણના થોડાક પ્રસંગોનો ઉલ્લેખ કરીશુ સમય જતા જ્યારે એજ નેપોલિયન ફ્રાન્સ દેશનો સાર્વભૌમ સમ્રાટ બન્યો, ત્યારે બચપણમા જેને તેણે બરફના ગોળાનો માર માર્યો હતો તે બિચારો દારિદ્રના પંજામા સપડાઇને તેમાથી છૂટવાની લાલસાથી શહેનશાહ નેપોલિયનને મળવાને આવી ઉભો નેપોલિયન તેનુ નામ ભૂલી ગયો હતો તેથી તેણે પોતાના હજૂરીને કહ્યુ કે ' આવનારને પૂછો કે નાનપણના સમયની યાદગીરી તાજી કરી આપે એવો કોઇ પ્રસંગ તું કહી શકીશ ? '

હજૂરી જવાબ લાવ્યો કે મળવા આવનાર માણસ કહે છે કે " મારા કપાળ ઉપર આ ઉડા પ્રહારની નિશાની છે તે પ્રહાર મને શહેનશાહે પોતે કર્યો હતો " નેપોલિયન તે સાભળીને હસ્યો અને બોલ્યો, " ખરી વાત છે મે મારેલા બરફના ગોળાની એ નિશાની છે તેને જલ્દી તેડી લાવો " તે દીન, કંગાલ પુરુષને શહેન-શાહ નેપોલિયનની પાસે હાજર કરવામા આવ્યો અને તેજ ઘડિએ તેની તમામ મન-કામનાઓ પૂર્ણ થઇ ગઈ

નેપોલિયનના અક્ષર ઘણાજ ખરાબ હતા જ્યારે તે શહેનશાહ થયો ત્યારે બ્રિયેન શહેરના વિદ્યાલયનો અક્ષર શીખવનાર ગરીબ માસ્તર તેની આગળ હાજર થયો અને સારી નોકરીને માટે પ્રાર્થના કરી શહેનશાહ નેપોલિયને કૃત્રિમ ક્રોધ કરીને ગભીર અવાજે તેને કહ્યુ, ' આપ મારા શિક્ષક હતા છતા મારા અક્ષર તરફ આપે તે વખતે જરા પણ લક્ષ આપ્યુ ન હતુ આ જોસેફાઈનને પૂછી જુઓ કે મારા અક્ષર કેવા ખરાબ છે ! " આ વચન સાભળીને જોસેફાઇને પોતાની મોહક ચતુરાઇથી મનોહર હાસ્ય કરીને જવાબ આપ્યો " માસ્તર સાહેબ ! શહેનશાહના પત્રો ઘણાજ રમણીય છે " આ સાક્ષી સાભળીને નેપોલિયન હસી પડયો અને તે શિક્ષકે પોતાનુ બાકીનુ જીવન સુખચેનમા ગુજાર્યું

નેપોલિયન બ્રિયેનની પાઠશાળામાં ભણતો હતો તે વાતને ઘણા વર્ષ વીતી ગયા પછી જ્યારે સમગ્ર યુરોપની પ્રજાઓ સમ્રાટ્ નેપોલીયનને કચરી નાખવા માટે યુદ્ધની

તૈયારી કરવા લાગી હતી, તે વખતે એજ બ્રિયેન શહેરના મેદાનોમા જ્યા તેણે પોતાના જીવનના પ્રભાતમાં બરફના કોટકિલાની રચના કરીને બરફના ગોળાવડે કૃત્રિમ યુદ્ધ કર્યું હતુ, ત્યા—ને પોતાના જીવનની આખરની ઘડીએ ખરેખરી તોપો અને દારૂગોળાઓ લઇને તૈયાર થઇ ઉભો હતો આવે અણીને પ્રસગે પણ તેને નાનપણની એક વાત યાદ આવી ગઇ તેણે એક ડોશીને શોધી કઢાવીને તેની મુલાકાત લીધી નેપોલિયન જ્યારે ભણતો હતો ત્યારે તે સ્ત્રી પાસે તે દૂધ તથા ફળ વેચાતાં લેતો શહેનશાહ નેપોલિયને તેને પૂછયુ કે 'બોનાપાર્ટ નામનો ાઇ છોકરો તને યાદ છે ? તે અહિની નિશાળમા ભણતો હતો '

ડોશી—હા, બરાબર યાદ છે

શહેનશાહ—તેણે તારી પાસેથી જે કાંઈ લીધુ હતુ તેના પૂરેપૂરા પૈસા તને આપ્યા હતા કે ?

ડોશી—હા, પૂરેપૂરા પૈસા આપતો એટલુજ નહિ પણ બીજા છોકરાઓ માલ લઇને મને છેતરવાનો વિચાર કરતા તેમની પાસેથી પણ તે મને પૈસા અપાવતો

શહેનશાહ—કદાચ તે થોડાક માલની કિમત આપવી ભૂલી ગયો હશે આ સોના મહોરની કોથળી હુ તને આપુ છુ અને જો મારે તારૂ કાઇક દેવુ રહી ગયુ હોય તો આજે હુ તે ચૂકવુ છુ

ત્યાર પછી શહેનશાહે પોતાના સોબતીઓનુ ધ્યાન એક ઝાડ તરફ દોરચુ અને કહ્યુ કે "નાનપણમા આ ઝાડ નીચે બેસીને અત્યત આનદમહિત "જેરૂસલેમ ડીલીવરલ" નામનુ પુસ્તક હુ વાચતો હતો કેટલી બધી વાર ઉનાળામા સાંજને સમયે આ ઝાડ તળે બેસીને પેલા દૂરના ગામડાના દેવળના ઘટના ટકોરા હુ સાભળતો અને અપાર આનદ અનુભવતો " આ પ્રમાણે નાનપણના સુખમય સ્મરણો તાજા કરનાર દૃશ્યોની ખિન્ન મનથી રજા લઇને શહેનશાહ ત્યાથી પાછો ફર્યો અને ધૂમાડો તથા સર્વસહારક ગોળાઓનો વરસાદ વરસાવતી તોપોથી છવાયલા, યુદ્ધનિ-નાદથી ગાજી રહેલા રણક્ષેત્રમાં અદૃશ્ય થઇ ગયો

બ્રિયેનના વિદ્યાલયમા નેપોલિયન પાચ વરસસુધી ભણ્યો હતો રજાઓમા તે કૉર્સિકા જતો અને ત્યાના પર્વતો તથા ખીણોમા પરિભ્રમણ કરીને ખેડુતોને મોઢેથી ફ્રાન્સે કૉર્સિકા ઉપર આક્રમણ કર્યું તેને લગતી વાતો સાભળવામા કાળ વ્યતીત કરતો આટલી નાની વયમા પણ નેપોલિયને પોતાના ગુણનુ એવુ ચોકખુ દર્શન કરાવ્યુ હતુ કે કૉર્સિકાના સુપ્રસિદ્ધ, વયોવૃદ્ધ યોદ્ધા પાઓલિએ તેને કહ્યુ કે "ઓ નેપોલિયન ! તુ આજના માણસો સાથે જરાએ મળતો આવતો નથી ! પ્લૂટાર્કે વર્ણવેલા પ્રાચીન વીર પુરુષો સાથે તુ આબેહુબ મળતો આવે છે !

નેપોલિયન જ્યારે બ્રિયેનના સૈનિક વિદ્યાલયમા ભણતો હતો ત્યારે એક પરીક્ષા

વખતે પોતાના જવાબમા તેણે પ્રજાસત્તાક રાજ્યના પક્ષમા કાઇક લખ્યુ હતું, અને એક રાજાને હાથે ચાલતી શાસનપદ્ધતિને વખોડી કહાડી હતી આને માટે તેના શિક્ષકે તેને ઘણો સખ્ત ઠપકો આપ્યો હતો અને તેણે લખેલા કાગળોને બાળી નાખવાની આજ્ઞા કરી હતી ત્યારપછી ઘણે વર્ષે જ્યારે નેપોલિયન ફ્રાન્સના સામ્રાજ્યનો 'ફર્સ્ટ કોન્સલ' નીમાયો ત્યારે તેણે પોતાના જૂના શિક્ષકને મળવા બોલાવ્યો જ્યારે તે શિક્ષક તેની આગળ હાજર થયો ત્યારે તેને યોગ્ય આદરમાન આપ્યુ પણ વાત ચીત પૂરી થયા પછી નેપોલિયને તેને કહ્યું, કે પેલા કાગળો બાળી નાખવામા આવ્યા ત્યારથી આજસુધીમા જમાનો ઘણો બદલાઇ ગયો છે ત્યારપછી પોતાના નાના ભાઇ જેરોમિને એજ શિક્ષકના હાથમા સોપવામા આવ્યો

તે સમયે ફ્રાન્સમા બાર પ્રાતિક યુદ્ધવિદ્યાલયો હતા અને તે પ્રત્યેક વિદ્યાલય માથી દર વર્ષે સારામા સારા ત્રણ વિદ્યાર્થીઓને પારિસના મુખ્ય યુદ્ધવિદ્યાલયમા મોકલવામા આવતા આ નિયમ પ્રમાણે નેપોલિયનને પદર વર્ષની ઉમ્મરે બ્રિયેનના વિદ્યાલયમાંથી પારિસના યુદ્ધવિદ્યાલયમા મોકલવામા આવ્યો આ વિદ્યાલયમા કુળવાન લોકોના છોકરાઓનેજ દાખલ કરવામા આવતા તેમના ઘોડાની બરદાસ્ત લેવા માટે, તેમના હથિયાર સ્વચ્છ રાખવા માટે તથા એવા એવા બીજા પરચુરણ કામ માટે દરેકને નોકર આપવામા આવતા, અને વિદ્યાર્થીઓ અત્યત સુવાળી તળાઇઓ ઉપર સુઇને તથા સ્વાદિષ્ટ ભોજન જમીને સપૂર્ણ એશઆરામવાળુ જીવન ગુજારતા પદર વર્ષની વયનો એવો કોણ છોકરો હોય કે જેને ઉપર કહ્યા એવા સુખના સાધનો પ્રિય ન હોય ? પણ નેપોલિયન આ વિલાસમય જીવનનો કટ્ટો શત્રુ હતો તેણે ત્યાના ગવર્નર ઉપર જવલત ભાષામા એક અરજ પત્ર લખી મોકલ્યો કે "સૈનિક વિદ્યાલયમા નોકરો રાખવાનો રિવાજ રદ કરવાની જરૂર છે ઘોડાની માવજત, હથિયાર સાફ કરવાં, અને એવા બીજા નાના પ્રકારના કામ જે હમણાં નોકરો પાસે કરાવવામાં આવે છે તે કામ જાતેજ કરવાની વિદ્યાર્થીઓને ફરજ પાડવી જોઇએ ખોરાકની બાબતમા તથા બીજા શારીરિક પરિશ્રમ સહન કરવાની બાબતમા વિદ્યાર્થીઓને અત્યારથીજ સાદા અને શ્રમસહિષ્ણુ બનાવવામાં નહિ આવે તો યુદ્ધ સમયે પડતી મુશીબતો, અને તનતોડ મહેનત તેઓ કેવી રીતે સહન કરી શકશે ?" ભવિષ્યમાં નેપોલિયને પોતે ફ્રોન્ટેનબ્લો શહેરમા સ્થાપેલી યુદ્ધ પાઠશાળામા ઉપર કહેલો તેવોજ નિયમ રાખ્યો હતો એ વિદ્યાલય પોતાનુ કામ ઉત્તમ રીતે બજાવતુ હતુ અને લોકોમા પણ તેની પ્રશસા થતી હતી ભવિષ્યમા નેપોલિયને અસાધારણ લોકપ્રિયતા સપાદન કરી હતી તેનુ મુખ્ય કારણ એ હતુ કે પોતે કરી ન શકે એવું કોઇ પણ કામ કરવાની તે બીજાને આજ્ઞા કરતો નહિ, અને પોતે હામ ભીડી ન શકે એવા જોખમમાં ઉતરવાને તે કદિ પણ

પોતાના તાબાના અમલદારોને મોકલતો નહિ

એક દિવસ અમુક ઉત્સવને પ્રસંગે નાનો નેપોલિયન માર્સેલ્સ ગયો હતો ત્યા સાંજની રમણીય વેળાએ ઘણા યુવાનો અને યુવતીઓ ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરીને આનંદપૂર્વક નૃત્ય કરતા હતા તેમણે નેપોલિયનને તેમના આનંદોત્સવમા જોડાવાનુ નિમંત્રણ કર્યુ તે ઉપરથી તેણે સખ્ત ભાષામ જવાબ આપ્યો "**નાચ્યા કૂદ્યાથી કદિ મનુષ્યત્વ આવતુ નથી**" ખરૂ જોતા નૃત્ય તથા બીજા વિનોદને તે છેવટ સુધી ધિક્કારતો હતો.

નેપોલિયન જ્યારે સોળ વર્ષનો થયો તેવામા તેના પિતાનો દેહાત થયો એજ વર્ષમા તેને સૈનિક વિભાગમા સહકારી લૅફ્ટેનન્ટની જગ્યા પ્રાપ્ત થઈ એ અરસામા તે એકવાર સખ્ત મંદવાડનો ભોગ થઇ પડયો તેની આર્થિક સ્થિતિ પણ સારી ન હતી, અને પરદેશમા એક વીશીના સૌથી ઉપલા કાતરીઆમાં–શરીરે વ્યાધિગ્રસ્ત અને પૈસે ખાલી હોવાથી વણી દયાજનક હાલતમા આવી પડયો હતો એક સહૃદય બાઇના સાંભળવામા આ વાત આવતા તેણે પરોપકારવૃત્તિથી પ્રેરાઇને નેપોલિયનની સેવાચાકરી કરી તેને સાજો કર્યો પાછળથી ઘણે વર્ષે જ્યારે ફ્રાન્સની પ્રજાએ કૃતજ્ઞતાપૂર્વક નેપોલિયનને રાજમુકુટ અર્પણ કર્યો ત્યારે આ સ્ત્રીએ તેના ઉપર અભિનંદનનો પત્ર લખીને પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો તેની સાથે પોતાનુ જીવન દારિદ્ર અને વિપત્તિને લીધે અંધકારમય બની ગયુ હતુ તેનો પણ તેણે ઇસારો કર્યો હતો આ પત્ર વાચતાની સાથેજ શહેનશાહ નેપોલિયને તે બાઇને ૧૦૦૦૦ ફ્રાન્કનો ચૅક મોકલી દીધો અને લખ્યુ કે ભવિષ્યમા પણ તમે જે કાંઇ માગણી કરશો તે હુ પૂરી કર્યા વગર રહીશ નહિ

આટલી નાની વયે પણ નેપોલિયને પોતાના મનોહર સંભાષણ, સાધુતા, અવિરત પરિશ્રમ, અને અનેક વિષયોમા પારદર્શિતા વગેરે ગુણોવડે પારિસનાં સ્ત્રીપુરુષોનો પ્રેમ સંપાદન કરી લીધો અને ત્યાના પહેલી પંક્તિના અમલદારો, પંડિતો અને સન્નારીઓનુ લક્ષ તેના તરફ ખેચાયુ નેપોલિયને આગળ ચાલતા જે પ્રસિદ્ધિ મેળવી છે તે કાંઇ આકસ્મિક કે કોઇ દૈવી ઘટનાના પરિણામે નથી મેળવી અસાધારણ ગુણસમૂહ અને આત્મચેષ્ટાના પ્રભાવવડેજ તે જગતના ઇતિહાસમા સર્વોત્તમ સ્થાન મેળવી શક્યો છે યુદ્ધક્ષેત્રમા તે જેવો અદ્વિતીય હતો તેવોજ તે મંત્રણામંદિર ( કૅબિનેટ ) મા હતો જો તેણે સાહિત્યનો વિષય પોતાનો કર્યો હોત તો તેમા પણ તે સાહિત્ય-સમ્રાટ્નુ પદ પ્રાપ્ત કર્યા વગર રહેત નહિ જે જાહેરનામા તેણે પ્રસિદ્ધ કર્યા છે તે વાચતા રોમાંચ થાય છે અને નિર્બળ મનુષ્યોમાં પણ વીરરસનો સંચાર કરે છે તે વાચતા જાણે એક પ્રચંડ જ્વાળામુખી પોતાની અગ્નિશિખાવડે આખી પૃથ્વીને સળગાવી મૂકવા માટે ભયંકર અગ્નિના પ્રવાહનુ વમન કરી રહ્યો હોય એવો વાચનારને

ભાસ થાય છે ઇતિહાસમા પણ તેની નિપુણતા અસાધારણ હતી તેનાં જાહેરનામા અને પ્રસિદ્ધ થએલાં ભાષણો વાચતા ખાત્રી થાય છે કે તેણે મોટા સામ્રાજ્યોના અભ્યુદય અને અધ પાતના કારણોનો બહુજ ઉત્તમ રીતે અભ્યાસ કર્યો હોવો જોઇએ પારિસના વિદ્યાલયના ઇતિહાસના પ્રોફેસરે તેની ઇતિહાસના વિષયમા પરીક્ષા લીધી હતી તેના જવાબથી તેને એટલો બધો સતોષ થયો હતો કે તેણે નેપોલિયનના ઉત્તરપત્ર ઉપર એવી નોધ કરી કે " આ છોકરાને પ્રારબ્ધવશાત્ અનુકૂળ સજોગો મળશે તો તે જગત્મા નામના કર્યા વગર રહેશે નહિ "





# प्रकरण २ जुं--राज्यविप्लवनुं परिणाम

## (ઈ૦ સ૦ ૧૭૯૧ થી ૧૭૯૩)

રાષ્ટ્રવિપ્લવ એ ઈશ્વરના કોપને લીધે માનવસમાજને થતી એક મોટામા મોટી શિક્ષા છે

નેપોલિયન



વે ૧૭૯૦ ની યાદગાર સાલ નજીક આવવા લાગી ૧૭૮૯ ની સાલમા જે જગવિખ્યાત ફ્રૅન્ચ રાજ્યવિપ્લવનો પ્રારભ થયો હતો, તેણે હવે ધીરેધીરે અત્યત ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માડ્યુ ઉમરાવ વર્ગ અને સૈન્યના મુખ્ય મુખ્ય અમલદારો રાજકુટુબના પક્ષપાતી હતા સામાન્ય સૈનિકો તથા જનસમુદાય પ્રજાસત્તાક તત્રના પક્ષમા હતા આપણે ગયા પ્રકરણમા જોઇ ગયા છીએ કે નેપોલિયનનુ વલણ પ્રથમથીજ જન્મપ્રાપ્ત ખાનદાની અને ઉમરાવોની અનિયત્રિત સત્તાની વિરુદ્ધ હતુ આવે પ્રસગે ગમે તે ઠેકાણે, ગમે તેવા વગીલાવાળા અને સત્તાવાળા માણસોના સાભળતા તે પોતાના અભિપ્રાયો વ્યક્ત કરીને અને પ્રજાસ્વાતત્ર્યની સખ્ત ભાષામા હિમાયત કરીને ઘણીવાર જોખમમા પણ આવી પડતો હતો હવે જે સમયની આપણે વાત કરીએ છીએ તે વખતે યુગના યુગ થયા દબાયલા, કચરાયલા, તિરસ્કારને પાત્ર થએલા લોકવર્ગના ક્રોધે ભયકર સ્વરૂપ ધારણ કર્યું હતુ નીતિ, ધર્મ, કાયદો, પવિત્રતા વગેરેના બધનો આ ભયકર ભરતીના આઘાતથી છિન્નભિન્ન થઇ ગયાં હતા ઉચ્છૃખલ લોકસમુદાયે બાસ્ટાઇલનુ કારાગૃહ જમીનદોસ્ત કરી નાખ્યુ હતુ જે પ્રચડ વાવાઝોડાએ ફ્રાન્સની પ્રજાને ઉન્નતિ અને શ્રેયના માર્ગમાથી ઉપાડીને વિનાશના મુખમા ઝપલાવી દીધી તે વાવાઝોડુ હવે પુષ્કળ વેગથી આખા દેશમા ઘૂમવા લાગ્યુ હતુ ટુકીદૃષ્ટિવાળા અને પ્રજાની સુવ્યવસ્થાના નિયમોથી અજ્ઞાત મનુષ્યો આ તોફાની વાયુને વસતઋતુના પવનની સ્નિગ્ધ અને સુખકર લહરીઓ સમજીને પ્રેમથી વધાવી લેતા, અને તેના આઘાતથી દેશમા ફેલાયલો વિષમય વાયુ દૂર થઇ જશે એવી ખોટી આશામાં ઠગાતા હતા, પરતુ તીક્ષ્ણ બુદ્ધિસપન્ન, દૂરદર્શી વિદ્વાનોના કાન ઉપર ભવિષ્યમા નીપજનાર પ્રજાકીય વિનાશના પડઘા અત્યારથી પડવા લાગીને તેઓ સહકુટુબ રક્ષણ માટે વિદેશ નાસી જવા લાગ્યા હતા

આ સમયે એક રમણીય સધ્યા સમયે મોશીયો નેકર, જે ફ્રાન્સનો તીજોરી-ખાતાનો સુપ્રસિદ્ધ પ્રધાન હતો તેનો મહેલ ભભકાદાર રોશનીથી શોભી રહ્યો હતો, અને પારિસ નગરની ઉત્તમોત્તમ ઘોડાગાડીઓ એક પછી એક તેના દરવાજામાં પ્રવેશ કરતી હતી ભવ્ય કપાળ અને ગભીર અવાજને માટે જાણીતો તેમજ વિવિધ વિષયોમાં નિપુણતાવાળો મિરાબો, પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ ટૅલિરૅન્ડ, જ્યૉર્જ વૉશિંગ્ટનનો મિત્ર અને અગ્રણી રાજનીતિજ્ઞ સેનાપતિ લા ફ્રાયેટ, વગેરે ફ્રાન્સના આગેવાન પુરુષો અને સ્ત્રીઓવડે તેમજ ફ્રાન્સના મોટા મોટા તત્ત્વજ્ઞો, રાજપુરુષો, ઉમરાવો, શ્રીમંતો વગેરેથી આજે મોશીયો નેકરનુ દિવાનખાનુ શોભી રહ્યુ હતુ નેકરની પુત્રી મેડમ ડી સ્ટીલ પોતાના સર્વોત્તમ વસ્ત્રાલકારથી સુસજ્જિત બનીને ઘરની અધિષ્ટાત્રી દેવી રૂપે પોતાના સૌંદર્ય અને ગુણવડે અને વિશેષ કરીને પોતાના મોહક સભાષણથી પરોણાઓના ચિત્તને પ્રસન્ન કરી રહી હતી તે અને ત્યા નિમત્રિત થએલી લાવણ્ય વતી જોસેફાઇન બને પીયાનો વગેરે બજાવીને સુલલિત નાદલહરીવડે પરોણાઓનો સત્કાર કરી રહી હતી એ સમયે ત્યા બે પુરુષો દાખલ થયા આ અમૃતમય સગીતના શ્રવણમા કોઇને વિક્ષેપ ન થાય તેટલા માટે તેઓ લેશ પણ અવાજ કર્યા વગર ચુપ ચૂપ દિવાનખાનાના બારણા આગળનીજ બેઠક ઉપર બેસી ગયા એમાનો એક વયો-વૃદ્ધ, અત્યત સાદા પોશાકવાળો પણ મનનીય અને ભવ્ય આકૃતિવાળો આબિ રેનલ હતો દૃષ્ટિમાત્રથી બધાએ તેને ફ્રાન્સદેશના ભૂષણરૂપ, સુવિખ્યાત તત્ત્વજ્ઞ તરીકે ઓળખી લીધો પણ તેની સાથે આવેલા તરુણને કોઇએ ઓળખ્યો નહિ તે પાતળો, ફિક્કો અને નાજુક દેખાતા બાંધાનો તરુણ હતો

સગીત પૂરૂ થતાજ આબિ મેડમ ડી સ્ટીલ પાસે ગયો અને પોતાની સાથે આવેલા યુવકનુ તેની સાથે ઓળખાણ કરાવ્યુ કે એનુ નામ નેપોલિયન બોનાપાર્ટ છે નેપોલિયનનુ અપરિચિત નામ સાભળીને તેના તરફ કોઇએ લક્ષ આપ્યુ નહિ, પણ બુદ્ધિમાન મેડમ ડી સ્ટીલ નેપોલિયનના પ્રથમ સભાષણથીજ તેના વાક્ચાતુર્ય અને રૂપમાધુર્યથી આકર્ષિત થઈ અને તેની સાથે ઉલટભર વાત કરવા લાગી નેપોલિયનની વાણીમા અસામાન્ય આકર્ષક શક્તિ હોવાથી થોડી વારમા જોસેફાઇન પણ તેમની પાસે આવીને બેઠી અને તેમના વાર્તાલાપમા ભાગ લેવા લાગી એમ કરતા કરતા ઘણા પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષો તેમના તરફ ખેચાયા અને તેમની આસપાસ ઉભા ઉભા મધુર વાર્તાલાપ શ્રવણ કરવા લાગ્યા પ્રત્યેક પળે તેમની સખ્યામા વધારો થતો ગયો ત્યા ઉભેલા બિશપ ઑફ ઑટને ઇગ્લડના રાજનીતિજ્ઞ પુરુષો–ફૉક્સ અને શેરિડનના આ પ્રસગે વખાણ કર્યા ફૉક્સે પોતાના ભાષણમા એવા વિચાર જાહેર કર્યા હતા કે "ફ્રેન્ચ સેનાએ પોતાના ઉપરી અમલદારોની આજ્ઞાનુ ઉલ્લઘન કરીને સામાન્ય લોકવર્ગ ઉપર ગોળીબાર કરવાની ના પાડીને યુરોપના

તમામ સૈનિકોને માટે અનુકરણીય આદર્શ રજૂ કર્યો છે તેમણે બતાવી આપ્યુ છે કે મનુષ્યો સૈન્યમાં જોડાયા છતાં પણ બધુભાવ અને સ્વજાતિ પ્રેમના બધનોનો ઉચ્છેદ કરી શકતા નથી"

આ શબ્દો બોલાયા કે તરતજ નેપોલિયને સઘળા માણસો સાભળે તેવી રીતે તેનો સખ્ત ભાષામાં જવાબ આપ્યો તેણે કહ્યુ, "મહાશય! આપના મતનુ મારે હાથે ખડન થતુ હોય તો ક્ષમા કરશો જે મત કોઈપણ પ્રકારની શાસનપદ્ધતિથી વિરુદ્ધ છે તેનુ ખડન કરવા જતા કદાચ મારૂ અપમાન થાય તો પણ ભલે, પરતુ હું મૂગે મોઢે આ અસત્ય અભિપ્રાય સાભળી શકીશ નહિ આપણા દેશમા જે જે અત્યાચાર અને અસત્ પ્રવૃત્તિઓ ચાલે છે તે દૂર થાય, અમુક વર્ગના લોકો પરાપૂર્વથી જે એક હથ્થીસત્તા ભોગવતા આવ્યા છે તેનો અત આવે, અને અમુક શ્રેણીના લોકોએ ગેરકાયદેસર, નીતિવિરુદ્ધ ઝૂટવી લીધેલા હકકનુ ખડન થાય એવી તો હુ પણ બીજાઓની માફકજ અભિલાષા રાખુ છુ, પણ છેલ્લા બાર મહિના થયાં લોક વર્ગની નિરકુશતા અને અત્યાચાર એટલે દરજ્જે વધી ગયા છે, અને આપણા દેશના નેતાઓ પરસ્પરમા કલહ કરીને એવા વિભિન્ન થઇ ગયા છે, કે જો આ પ્રસગે શાતિ અને નિયમબદ્ધ શાસન પ્રણાલીનુ રક્ષણ કરવુ હોય તો મારો એવો દૃઢ અભિપ્રાય છે કે બીજા કોઇપણ સમય કરતા અત્યારેજ સૈન્ય ઉપર વિશેષ સખ્ત અકુશની સૌથી પહેલી અને સૌથી વધારે જરૂર છે મારે કહેવુ પડે છે કે જો આપણા સૈનિકોને તેમના અમલદારોની આજ્ઞાનુ જરાપણ બડબડયા વગર અને તાત્કાળિક પાલન કરવાની ફરજ પાડવામા નહિ આવે તો નિશ્ચયપૂર્વક માનજો કે થોડાજ સમયમા આપણે લોકવર્ગની નિરકુશ અરાજકતાના ભોગ થઇ પડીશુ પારિસ નગરમા લોકવર્ગનો અત્યાચાર દિવસે દિવસે વૃદ્ધિ પામતો જાય છે અને જો તેને પ્રબળ સત્તાના પ્રભાવવડે એકદમ દાબી દેવામા નહિ આવે, અને સમાજની સુવ્યવસ્થાનુ દૃઢતાથી રક્ષણ કરવામા વિલબ થશે તો તેનુ પરિણામ એ આવશે, કે એકલા આ પાટનગરમાજ નહિ અટકતા આખા દેશમા અરાજકતા ફરી વળશે અને જેઓ આપણા દેશની સ્વાધીનતાના સાચા રક્ષકો છે, શિક્ષિત અને સ્વદેશહિતૈષી છે અને જેઓ અત્યારે સ્વદેશના શ્રેયમાટે તનતોડ પરિશ્રમ કરી રહ્યા છે તેઓ લોકવર્ગના અશિક્ષિત નેતાઓના ટોળાઓમા અટવાઇ જશે, અને એ ઉશ્કેરાયલા નિરકુશ લોકો મોઢેથી સ્વાધીનતાના પોકાર કરશે પણ વાસ્તવિક રીતે તેમની ક્રૂરતા અને અત્યાચાર રાની પશુઓની અથવા જગલી મનુષ્યોની ક્રૂરતાને અથવા તો પ્રાચીન કાળમા થઇ ગએલા નિર્દયતાના અવતાર સ્વરૂપ [1]નીરોની ક્રૂરતાને પણ વિસરાવી દેશે"

આ પ્રમાણે નેપોલિયને એવા તો પ્રભુત્વસૂચક અવાજથી પોતાનો અભિપ્રાય

૧ એ નામનો રોમન પાદશાહ હતો યૂરોપમા તે નિર્દયતાની મૂર્તિરૂપ મનાય છે

જાહેર કર્યો કે તે સાભળીને સર્વના મનમા એક નવીન ભાવનો સચાર થવા લાગ્યો તે બોલતો ગયો ત્યાસુધી સઘળાએ શાતિથી સાંભળ્યા કર્યું સર્વની દષ્ટિ તેના ફિક્કા ચહેરા ઉપર ઠરી રહી ટૅલિર્ઍન્ડને મિરાબો વારવાર ઉસારતથી કહેવા લાગ્યો કે નેપોલિયન જે કાંઇ કહે છે તે સત્યજ છે નેકર અને લા ફાયેટના અત ચક્ષુ આગળ નેપોલિયને પોતાની જવલત ભાષામા વર્ણવેલુ વિપત્તિનુ ચિત્ર જાણે અત્યારેજ ખડુ થયુ હોય તેમ તેઓ ચિતાતુર ચહેરે તેના શબ્દો સાભળવા લાગ્યા ત્યારે કેટલાકોએ પ્રજાકીય સ્વાતન્ત્ર્યની વિરુદ્ધ દર્શાવાયલા વિચારો સાભળી ગુસ્સે થઇને ચાલવા પણ માડયુ, પરતુ આપણે હવે પછી જોઈશુ કે તેના કહેલા અક્ષરે અક્ષર સાચા પડયા

જયારે તે બોલી રહ્યો ત્યારે મેડમ ડી સ્ટીલે આમિ રેનલ પાસે નેપોલિયન જેવા એક રાજનીતિજ્ઞ પુરુષ સાથે પોતાનો પરિચય કરાવી આપવા માટે તેનો ખરા અત કરણથી આભાર માન્યો અને પોતાના પિતા તથા તેની સાથે ઉભેલા બીજા ગૃહસ્થો તરફ જોઇને તે ગભીર અવાજે બોલી, "ગૃહસ્થો! જે અત્યત મહત્ત્વનુ સત્ય તમારી આગળ આજે પ્રદર્શિત કરવામાં આવ્યુ છે તેના તરફ તમે લક્ષ આપશો એવી હુ આશા રાખુ છુ" આ પ્રમાણે માત્ર એકવીશ વર્ષના નેપોલિયને ફ્રાન્સ દેશના અલકાર તુલ્ય અને સુપ્રસિદ્ધ વ્યક્તિઓના મડળમા સર્વનુ ધ્યાન ખેચે એવુ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું

આ બનાવ બન્યાને થોડા દિવસ પછી નેપોલિયન લાબી રજા લઇને પોતાને દેશ કૉર્સિકા ગયો ત્યાર પહેલા થોડા વખત આગમચ તેને મુખ્ય લૅફ્ટેનૅન્ટની પદવીએ ચડાવવામા આવ્યો હતો ઘેર પહોચતાજ તેણે પાછો એકાગ્રતાથી પોતાનો અભ્યાસ જારી કર્યો ઘરના સૌથી ઉપલા માળનો એક એકાન્ત નિ શબ્દ ઓરડો તેણે પસદ કર્યો અને ત્યા તે પોતાના પુસ્તકો સાથે સમય ગાળવા લાગ્યો વિશ્રાતિને માટે તે કોઈ કોઈવારજ બહાર જતો, ખરૂ જોતા વિશ્રાતિની તેને ઇચ્છાજ થતી ન હતી તેમ તેને મળવા પણ ભાગ્યેજ કોઇ આવતુ અભ્યાસમા તેની એકનિષ્ઠા એવી તો સરસ હતી કે તેના દ્વારા ભવિષ્યમા અતિ મહત્ત્વના કાર્યો થવાનુ કોઇ દેવતાએ તેને કહેલુ હોત તોપણ એથી વધારે પરિશ્રમ તેનાથી બની શકયો હોત નહિ

એક દિવસ સવારમા તે વહેલો ઉઠીને પોતાની વિચારસૃષ્ટિમા રમણ કરતો કરતો દરિયા કિનારે ફરતો હતો એવામા તેને એક લશ્કરી અમલદારનો મેળાપ થયો નેપોલિયને તેને પોતાની સાથે ફરવા આવવાનો આગ્રહ કર્યો કિનારેથી થોડે દૂર એક મછવો હતો બેઉ જણ તે મછવામા બેઠા અને નેપોલિયને ખારવાઓને અખાતના સામા કિનારા તરફ હાકવા કહ્યુ મછવો ચાલવા માંડયો આગમચ નેપોલિયને ગજવામાથી દોરાનો દડો કહાડયો અને તેનો એક છેડો કિનારા પર કોઇ ચીજ સાથે બાધી લીધો પછી પોતે દડો હાથમાં લઇને મછવામાં બેઠો અને તે સામે

કિનારે પહોચ્યો તે દરમ્યાન તેણે અખાતની પહોળાઈનુ બરાબર માપ કહાડી લીધુ આવા પ્રકારની ગમ્મતમા નેપોલિયનના સોબતીને બિલકુલ મજા પડી નહિ અને આવા ચક્રમ માણસ સાથે ફરવા આવવા માટે તે પસ્તાવા લાગ્યો તેઓ કિનારે પહોચ્યા એટલે નેપોલિયન કહે કે ચાલો, આપણે આ ટેકરી ઉપર ચડીએ અને ત્યા રહીને ઍજેશિયો શહેરનુ દિગ્દર્શન કરીએ ગેલો અમલદાર કહે કે મને ભૂખ લાગી છે, મારે ઘેર ખાવાનુ ટાઢુ પડી જશે, પણ નેપોલિયને ટેકરીપર ચડવાનો સકલ્પ છોડ્યો નહિ.

આ પ્રસગનુ વર્ણન નેપોલિયન પોતે નીચે પ્રમાણે કરે છે–" મારા સગાથીને આવી જાતની શોધખોળમાં બિલકુલ રસ પડતો નહિ તેથી તે મને વારવાર પાછા ફરવાનુ કહ્યા કરતો જ્યારે હુ તેને અખાત આટલો પહોળો છે એવુ કહેતો ત્યારે તે બોલતો કે મને બહુ ભૂખ લાગી છે, મારૂ ખાવાનુ ટાઢુ થઇ જતુ હશે. આ ટેકરી ઉપર તોપ ગોઠવી હોય તો શહેરના અમુક મકાન અથવા અમુક મિનારાની ટોચ ઉપર ગોળો ફેકી શકાય ખરો, એવુ હુ જ્યારે તેને કહેતો ત્યારે તે બોલતો કે ભાઇ સાહેબ, એ તો ખરૂ પણ હુ સાવ ભૂખ્યો આવ્યો છુ આખરે ઘણો દિવસ ચડી ગયા પછી અમે નીચે ઉતરીને ઘેર ગયા પણ તે બિચારાના મિત્રોએ તેની વાટ જોઇને જમી લીધુ હતુ અને તેને માટે કશુએ રહેવા દીધુ ન હતુ હવે પછી કેવા માણસની સોબત કરવી અને કયે વખતે ફરવા નીકળવુ તે વિષે વધારે સાવચેત રહેવાનો તેણે નિશ્ચય કર્યો "

પરતુ આપણે આગળ ઉપર જોઇશુ કે નેપોલિયને કરેલુ અવલોકન ફોકટ ગયુ ન હતુ થોડાજ વખત પછી અગ્રેજ સેનાએ એજ ટેકરીનો કબજો લીધો અને તે સમયે તેમની સામેના યુદ્ધમા નેપોલિયને રમતમા ને રમતમા મેળવની માહિતી તેને ઘણીજ ઉપયોગી થઈ પડી

નેપોલિયન કૉર્સિકામા રહ્યો તે દરમ્યાન તેણે લશ્કરી અમલદારોની એક સભા સ્થાપી અને જે રાજનૈતિક મહા પ્રશ્નોવિષે તે સમયે આખા યૂરોપમા ખળભળાટ મચી રહ્યો હતો તે વિષે અદર અદર ચર્ચા કરવા માડી તેના રાજનૈતિક વિચારોમા લોકસ્વાતત્ર્યનો પ્રબળ પક્ષપાત જણાઈ આવતો હતો, તોપણ તે નિરકુશતા અને નીતિનિયમોના ઉલ્લઘનનો સખ્ત વિરોધી હતો એ અરસામા પારિસ નગરમા હાહાકાર વર્તાવા લાગ્યો હતો અને ત્યા ચાલતા કસાઇખાનાના નવા નવા સમાચાર દરરોજ આવવા લાગ્યા હતા આથી કરીને નેપોલિયન જે પ્રથમથીજ અરાજકતાનો શત્રુ હતો તે હવે તેનો કટ્ટો દુશ્મન બની ગયો અને તે પોતાના વિચાર નિડરપણે જાહેરમા મૂકવા લાગ્યો ઍલિમેટી નામના તેના એક દુશ્મને પારિસની સરકારને તેને વિષે ચાડી ખાધી અને તેને રાજદ્રોહી ઠેરવ્યો. તે ઉપરથી નેપોલિયનને પકડીને પારિસ

લઇ જવામા આવ્યો પણ ત્યા તે નિર્દોષ ઠરતા છૂટી ગયો

નેપોલિયનના હૃદયની ઉદારતા ત્યાર પછીના એક બનાવવડે સારી રીતે જાહેરમા આવી જે શત્રુએ તેનો+ વધ કરાવવાના હેતુથી સરકાર આગળ તેની ચાડી ખાધી હતી તેજ સૅલિસેટી હવે રાજ્યવિપ્લવકારી જેકોબિન પક્ષની આખમા ખૂચવા લાગ્યો અને તેને પકડીને તેનો શિરચ્છેદ કરવાનો હુકમ થતાજ પોલિસના અમલદારો તેની પાછળ પડયા બચવાનો બીજો ઉપાય નહિ હોવાથી સૅલિસેટીએ 'પર્મન' નામે એક સ્ત્રીના ઘરનો આશ્રય લીધો નેપોલિયને તરતજ તે બાઇને ઘેર જઇ કહ્યુ કે સૅલિસેટી તમારા ઘરમા છુપાએલો છે તે બાઇએ તે વાતની ના કહી એટલે નેપોલિયન વધારે આગ્રહ ન કરતાં ત્યાથી ચાલ્યો ગયો બીજે દિવસે મળસ્કામા તે બાઈ અને તેના નોકરના પોશાકમા સતાયલો સૅલિસેટી પારિસ છોડીને ચાલતાં થયા જ્યારે તેઓ થોડાક માઇલ ગયા ત્યારે તે બાઇના હાથમા કોઇએ આવીને એક ચિઠ્ઠી આપી તે નેપોલિયનની લખેલી હતી તેમા નીચે મુજબ લખ્યુ હતુ –

" હુ તમારાથી છેતરાયો છુ એમ તમે સમજતાજ નહિ ગઇ કાલે સૅલિસેટી ક્યા સતાયલો હતો તેની મને પૂરેપૂરી ખબર હતી સૅલિસેટી ! તે મારા તરફ જે અન્યાય કર્યો હતો તેનુ વેર લેવાની મારી ઇચ્છા હોત તો હુ લઈ શકત આજે તુ વિચાર કર કે કોનુ વર્તન સદાચારયુક્ત છે ? જા, તુ સુખેથી પલાયન કર હવે તુ વધારે પવિત્ર વિચારોનુ સેવન કરીને સુખેથી ફાવે ત્યા રહેજે મારા મોઢેથી તારે વિષે કોઈને કશી જાણ થવા પામશે નહિ તુ હવે તારો કરેલા પાપનો પશ્ચાત્તાપ કરજે અને તને નાસી જવા દેવાનો મારો શુભ ઉદ્દેશ સમજવાનો યત્ન કરજે મેડમ પર્મન ! ઘણા હુશીઆર રહેજો અને જે જે શહેરમા થઇને પસાર થાઓ ત્યા વધારે વખત થોભતા નહિ કલ્યાણ થાઓ ! "

સૅલિસેટીએ તેના ઉપર મૂકેલા આરોપમાથી નિર્દોષ ઠર્યા પછી નેપોલિયન પારિસમા બે ત્રણ મહિના રહ્યો તે ત્યા ઘણાજ થોડા ખર્ચ ઉપર નિર્વાહ કરતો અને ગમ્મત કે વિલાસમાં જરા પણ વખત યા પૈસો ગુમાવતો નહિ તે પોતાનો ઘણો ખરો વખત અધ્યયનમા તથા પ્રસિદ્ધ માણસો સાથે વાતચીત કરવામાજ ગાળતો હતો

હવે ૧૭૯૨ ની સાલ આવી પહોચી એ વર્ષમા વિનાશની ભયકર પૈશાચિક મૂર્તિ અત્યત ભયાનક સ્વરૂપ ધારણ કરીને ચારે દિશાએ વિપત્તિ, ખૂન, ભૂખમરો વગેરે વર્ષાવતી પારિસના રાજમાર્ગ ઉપર ઘૂમવા લાગી. એજ વર્ષના જૂન માસની ૨૦ મી તારીખ જે દિવસ ફ્રાન્સના ઇતિહાસમાં ચિર સ્મરણીય રહેશે, તે દિવસે સવારે નેપોલિયન એક મિત્રની સાથે સેન નદીને કિનારે ભ્રમણ કરતો હતો એ વખતે

+ કેમકે ફ્રાન્સમા તે વખતે રાજદ્રોહીઓનો શિરચ્છેદ કરવામા આવતો ભા૦ ક૦

હૃદયને કંપાવે અને શરીરમાના રુધિરને થીજાવી નાખે એવો દેખાવ તેની નજરે પડયો તેણે જોયુ તો પુરુષો, સ્ત્રીઓ અને છોકરાઓના સમુદાયનો પ્રવાહ પહાડી નદીના પૂરની માફક પારિસ નગરના રસ્તા ઉપરથી ચાલ્યો આવતો હતો અહા! તે દશ્યનું કોણુ બ્યાન કરી શકે ! તેઓ ભૂખ્યા વરુ જેવી ભયાનક કીકીઆરીઓ કરતા, ક્રોધથી ગાડા બન્યા હોય તેવી વિચિત્ર ત્રાસદાયક મુખાકૃતિ અને હાથના ચાળા કરતા, અને હાથમા હરેક પ્રકારના આયુધને વીંઝતા—નરપિશાચના ટોળાની માફક પારિસ નગરીના રાજમાર્ગ ઉપર થઇને તેમના નજરકેદ કરેલા રાજાના નિવાસ તરફ ધસ્યા જતા હતા તેઓ શુ કરવા જાય છે તે સારી રીતે જોઇ શકાય તે માટે નેપોલિયન પણુ તેમની આગળ આગળ દોડવા લાગ્યો તેણે જોયુ તો લગભગ ત્રીસ હજાર ગંદા મવાલીઓનુ ટોળુ ટુઇલેરિસના બગીચામા દાખલ થયુ, રાજમહેલના દરવાજા આગળ મધમાખીઓની માફક તેઓ ઉભરાવા લાગ્યા આ ઉશ્કેરાયલા માણસોએ અપમાન અને શરમથી નિસ્તેજ થએલા રાજાને માથે જેકોબિન પક્ષની રાતી ટોપી પહેરાવી ન્યાય અને નીતિના પવિત્ર કાનુનોને પગતળે કચરી નાખનાર ઝનુની મવાલીઓએ કરેલો એ અત્યાચાર અને રાજ્યકર્તાના બેહાલ જોઇને નેપોલિયનનુ લોહી ઉકળી આવ્યુ રાજરક્ષકોએ આ સો બદમાસો ઉપર બંદુક છોડવાનુ પોતાનુ કર્તવ્ય વિચાર્યું નહિ તે વાત તેનાથી સહન ન થઇ શકવાને લીધે તે ક્રોધ અને ઘૃણાપૂર્વક ત્યાથી ચાલ્યો ગયો

તે દિવસથી પારિસના રાજમાર્ગ ઉપર દરરોજ અન્યાયયુક્ત અને રૂવાડા ઉભાં કરી નાખે એવા ત્રાસદાયક નવા નવા પાપ જાહેર રીતે થવા લાગ્યા લોકવર્ગને હવે ખાત્રી થઇ હતી કે રાજા શક્તિહીન થયો છે, અને હવે તેમની નિરંકુશતાને અટકાવનાર કોઈ રહ્યુ નથી નેપોલિયનના રાજનૈતિક અભિપ્રાયો કેટલેક અંશે ફરવામાં આ પ્રસંગો કેટલે અંશે કારણુભૂત થયા હતા તે આપણે પછી વિચારીશુ

એમ કરતાં કરતા ઑગસ્ટ માસની દશમી તારીખનો સૂર્ય ઉગ્યો અહા ! તે દિવસની ભયાનકતાનુ વર્ણન કોની કલમ કરી શકે ? રાજમાર્ગ ભયંકર કોલાહલ મચાવના અસંખ્ય મનુષ્યોના સમુદાયથી પરિપૂર્ણ થયો હતો પ્રલય સાગરના પ્રવાહની માફક આ નરપિશાચોનો સમુદાય અનિવારિતપણે ટુઇલેરિસના રાજમહેલ તરફ ધસ્યોજ જતો હતો તેઓ રાજમહેલમા વગર પ્રતિબંધે દાખલ થયા રાજા રાણીને તથા બાદશાહી કુટુંબના અન્ય સ્ત્રીપુરુષોને તેમના પૂર્વજોનો નિવાસ છોડીને જીવ લઇને નાસવુ પડયુ અને તેમની પાછળ હજારો લોકો ચીચીઆરીઓ પાડતા, તિરસ્કારયુક્ત તાળીઓ પાડતા, તેમને અનેક પ્રકારનુ અપમાન પહોંચાડતા દોડવા લાગ્યા ભયના માર્યા પ્રાણુરક્ષણુ કરવાને માટે લાચાર થઇને તેમણે સભાગૃહનો આશ્રય લીધો અને તેમ કરીને થોડા દિવસને માટે પોતાનો જાન બચાવ્યો. પણુ

તેમના નિમકહલાલ અંગરક્ષકોની તો લોકોએ નિર્દયપણે કતલજ કરી આવી રીતે આ પાપકાંડનો આરંભ કર્યા પછી પોતાના પૈશાચિક કૃત્યોની પરાકાષ્ઠાનું જગતને દર્શન કરાવવા માગતા હોય તેમ કતલ કરવામાં આવેલા અંગરક્ષકોના લોહીથી નીગળતાં માથાંને ધારીઆ અને ભાલાની અણીઓ ઉપર ચડાવીને આ નરપિશાચો પારિસ શહેરના રાજમાર્ગ ઉપર ઘૂમવા લાગ્યા આ બીભત્સ દેખાવ નેપોલિયનની નજર આગળ બન્યો હતો અને તે જોઇને તેનું ઉદાર હૃદય ક્રોધ, તિરસ્કાર અને શરમની તીવ્ર લાગણીઓથી ભભૂકી ઉઠયું

આ પૈશાચિક ઘટનાઓની અસર નેપોલિયનના રાજનૈતિક અભિપ્રાયો ઉપર થયા વગર રહી નહિ અમલથીજ તેનું વલણ જનસ્વાતંત્ર્ય તરફ હતું ઈંગ્લંડની નિયમબદ્ધ શાસનપદ્ધતિ જેને લીધે રાજ્ય વહીવટમાં લોકવર્ગનો પરતો ભાગ હતો તેને માટે નેપોલિયનને ઘણું માન હતું, અને અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના વ્યક્તિ સ્વાતંત્ર્યની તો તેનાથી પણ વિશેષ પ્રશંસા કરતો હતો પણ ઉપર વર્ણવેલા બનાવો જોતાં તેની ખાત્રી થઈ કે ફ્રાન્સની પ્રજા એટલી બધી અવનત અને અંધકારમાં છે કે તેઓમાં પોતાનું રાજ્યતંત્ર પોતાની મેળે ચલાવવાની યોગ્યતા છેજ નહિ એટલુંજ નહિ પણ તેઓને નિયમમાં રાખવાને માટે અસામાન્ય કુશળતાવાળા નિયામકની ઘણીજ જરૂર છે જે રાજાઓનો લોકસમુદાયે ઉચ્છેદ કર્યો હતો તે એવા નિર્વીર્ય, લંપટ, સ્વાર્થી અને પ્રજાપીડક હતા કે તેને માટે તો નેપોલિયનને લેશ માત્ર પણ સહાનુભૂતિ હતી નહિ, પણ તેની સાથે અસંસ્કૃત લોકવર્ગની નિરંકુશ સત્તાના ભયાનક પરિણામો જોઇને તેના તરફ પણ તેને ઘૃણા ઉત્પન્ન થઇ હતી

નેપોલિયનના રાજનૈતિક અભિપ્રાયોનું નિષ્પક્ષપાતપણે દર્શન કરવા માટે આ વાત ધ્યાનમાં રાખવાની ઘણીજ અગત્ય છે એક બાજુએ પ્રજાસ્વાતંત્ર્ય તરફ પ્રબળ પક્ષપાત, પણ તે પ્રજા અસંસ્કૃત હોઇ સ્વતંત્રતા લેવા જતાં નિરંકુશ બનીને જાત નિયમોનું ઉલ્લંઘન કરીને અનર્થ ન ઉપજાવે તેને માટે સાવધાનતા, એ બેઉ પરસ્પર વિરુદ્ધ ભાવનાઓનો અધિકાર નેપોલિયનના રાજનૈતિક જીવનમાં પહેલેથી છેવટ સુધી જોવામાં આવે છે જ્યારે તેના હાથમાં રાજ્યતંત્ર આવ્યું ત્યારે રાષ્ટ્રવિપ્લવ ઉત્પન્ન કરનાર જેકોબિન પક્ષને તેણે દૃઢતાથી દબાવી દીધો, અને ફ્રાન્સના રાજકર્તાની અપ્રતિહત સત્તા સ્થાપિત કરી, પરંતુ તેની સાથે રાજ્યવહીવટને લગતા તમામ વિભાગો તેણે સર્વને માટે ખુલ્લા મૂક્યા અને વર્ણ તથા પદવીનો વિચાર રાખ્યા વગર અધિકાર, સત્તા અને પ્રતિષ્ઠા દરેક જણ પોતપોતાની ખરી લાયકાત પ્રમાણે વગર હરકતે પ્રાપ્ત કરી શકે એવું રાજ્યબંધારણ તેણે ભવિષ્યની પ્રજાને માટે ઘડી આપ્યું તે ખુલ્લી રીતે કહેતો કે **ધર્મભાવના અને સંસ્કૃતિ વગર ફ્રાન્સની પ્રજાને બીજી પ્રજાસત્તાક પ્રજાની માફક સ્વાધીન રાજ્યતંત્ર ભોગવવા લાયક ગણી**

શકાયજ નહિ. પોતાની અપ્રતિહત સત્તાના બળથી તેણે નિરંકુશતા અને અરાજકતાને જડમૂળથી ઉખેડી નાખી પણ તેની સાથે ઉત્કૃષ્ટ પ્રકારની શક્તિવાળા માણસો સમાજની જે શ્રેણીમાંથી મળી આવ્યા ત્યાંથી વીણી લાવીને તેમનાવડે તેણે પોતાના દરબારને અલંકૃત કર્યો. રાષ્ટ્રવિપ્લવના જમાનામા ફ્રાન્સની પ્રજામા ધર્મભાવના, નીતિપરાયણતા કે સંસ્કૃતિ એમાનુ કાંઈ હતુજ નહિ. જેને ઈશ્વરકૃત કે મનુષ્યકૃત કોઈ પણ પ્રકારના કાયદાનો ભયજ હતો નહિ, એવી પ્રજાના હાથમા સ્વાધીન રાજ્યતંત્ર આપતા અનર્થ નીપજ્યા વગર રહેશેજ નહિ એવી નેપોલિયનને તેમજ લા ફ્રાયેટ જે ફ્રાન્સના દીર્ઘદર્શી અને નિપુણ પુરુષોમા શ્રેષ્ઠ મનાતો હતો તેને ખાત્રી હતી

પારિસમાં થએલા ભયંકર હત્યાકાંડનુ દર્શન કર્યા પછી નેપોલિયન કૉર્સિકા ગયો પણ આ વખતે તેના રાજનૈતિક વિચારોમા ઉપર જણાવ્યો તેવો ફેરફાર થવા પામ્યો હતો નેપોલિયને ફ્રાન્સ છોડયુ ત્યાર પછી થોડાજ દિવસમા ઉન્મત્ત થએલા લોકોએ પોતાના રાજારાણીનો શિરચ્છેદ કર્યો, અને ત્યાની અરાજકતાનો અંધકાર દિવસે દિવસે વધારે ઘાડો અને ભયંકર બનવા લાગ્યો ફ્રાન્સમા ફાટેલા જ્વાળામુખીના ધડાકા યૂરોપના એકે એક રાજ્યમા સંભળાયા હતા અને તેઓની પ્રજાઓ પણ રખેને ફ્રેન્ચોનુ અનુકરણ કરે એવી દરેક રાજાને દહેશત પેઠી હતી ફ્રાન્સના સમીપસ્થ ઇંગ્લંડના રાજપુરુષો આ બનાવોનુ ચિંતાપૂર્વક અવલોકન કરતા હતા અને તેઓમાંના એક પક્ષનો અભિપ્રાય એવો હતો કે ઇંગ્લંડના સૈનિક બળથી ફ્રેન્ચોને નરમ પાડવા અને તેમના પદભ્રષ્ટ થએલા રાજવંશને ફરીથી સિંહાસન ઉપર સ્થાપિત કરવો આ યોજના યૂરોપના બીજા રાજ્યોએ પણ વધાવી લીધી અને પરિણામે એકલા ફ્રાન્સ ઉપર થોડાજ વખત પછી ચારે દિશાએથી આક્રમણ શરૂ થયા

હવે આપણે કૉર્સિકા તરફ નજર કરીએ ૧૭૬૯મા ફ્રેન્ચ સેનાએ કૉર્સિકા ઉપર આક્રમણ કરીને તે દ્વીપ પોતાને સ્વાધીન કરી લીધો હતો એ વખતે ફ્રેન્ચોની સામે યુદ્ધ કરનાર કૉર્સિકન સેનાપતિ જનરલ પાઓલિ હતો એ આપણે જોઈ ગયા છીએ જનરલ પાઓલિએ પોતાના દેશની સ્વાધીનતા ઝુટવી લેવા આવેલા ફ્રેન્ચો સામે આખર સુધી યુદ્ધ કર્યું અને આખરે લાચારીથી તેને તાબે થવુ પડયુ હતું, છતા પણ ફ્રેન્ચ સરકારે એજ પાઓલીને કૉર્સિકાનો ગવર્નર નીમ્યો અને તે ફ્રેન્ચ સત્તા નીચે રહીને પોતાના સ્વદેશનુ શાસન કરવા લાગ્યો એજ કૉર્સિકાવાસી નેપોલિયનની યોગ્યતાની આગળ જતા ફ્રેન્ચોએ કદર કરી અને જીતનાર પ્રજાએ જીતાયલી પ્રજામાના એકને પોતાનો શાસનકર્તા બનાવ્યો એ પણ આપણે હવે પછી જોઈશુ

ફ્રાન્સમા ચાલી રહેલુ અંધેર જોઈને પાઓલિના હૃદયમાં ગૂમાઈ રહેલી વૈરની લાગણીને ઉત્તેજન મળ્યુ તેને એવુ લાગ્યુ કે ફ્રાન્સ કરતા ઇંગ્લંડનુ શરણુ લેવાથી

પોતાના દેશનું હિત વધારે સારી રીતે જળવાશે આવા ઠરાવ ઉપર આવીને તેણે કૉર્સિકાનો દ્વીપ ઈંગ્લંડને સ્વાધીન કરી દેવાનું કાવત્રું રચ્યું આ વિશ્વાસઘાત પાઓલિની કીર્તિને સદાને માટે કલંકિત કરે છે નેપોલિયનનો પિતા પાઓલિનો મિત્ર હતો અને આ ઉછરતા યોદ્ધાની શક્તિ તે સારી પેઠે જોઈ શક્યો હતો તેથી તેણે નેપોલિયનને પણ આ કાવત્રામાં જોડાવા માટે ઘણું દબાણ કર્યું, પરંતુ નેપોલિયન જેવા ઇતિહાસના અભ્યાસકને ભવિષ્યના બનાવોનું વધારે સ્પષ્ટ દર્શન થયું હતું તેણે આ કાવત્રામાં જોડાવાની ઘસીને ના પાડી એટલુંજ નહિ પણ પાઓલિને પણ વિશ્વાસઘાતના પાપમાંથી ઉગારવાનો પ્રયત્ન કર્યો તેણે પાઓલિને સમજાવ્યું કે ભાષા, રીતરિવાજ અને ધર્મભાવનાઓમાં કૉર્સિકા ઇંગ્લંડ કરતાં ફ્રાન્સ સાથે વધારે નિકટનો સંબંધ ધરાવે છે પોતાના રાજ્યકર્તાઓ આફતમાં હોય તે પ્રસંગે તેમને સહાય કરવાની દરેક સાચા દેશજનની ફરજ છે, પરંતુ પાઓલિને જૂના વેરે ઉશ્કેર્યો હતો અને તેણે ઇંગ્લંડ સાથે કરાર પણ કરી દીધો ઇંગ્લંડને એટલુંજ જોઇતું હતું તેથી અંગ્રેજ સેના અને લડાયક વહાણો આવી પહોંચ્યાં અને એજેશિયોનો કિલ્લો અને આખો કૉર્સિકાનો ટાપુ તેમને સ્વાધીન કરવામાં આવ્યો આમ થવાથી એક વાવાઝોડાવાળી અંધારી રાત્રે નેપોલિયને થોડાક ફ્રેન્ચ સિપાઇઓ સાથે મછવામાં બેસીને એજેશિયો શહેર આગળ આવેલો ઉપસાગર ઓળંગ્યો અને અંગ્રેજ સેનાની છાવણી પાસેની ટેકરીની તળેટી આગળ ઉતરીને તેઓ રાતોરાત આ ટેકરી ઉપર ચડી ગયા, અને ઉંઘતી અંગ્રેજ સેના ઉપર છાપો માર્યો વાચકને યાદ હશે કે થોડાક સમય ઉપર નેપોલિયને આ અખાત, ટેકરીઓ અને તેની આસપાસના પ્રદેશની ભૌગોલિક રચનાવિષે માહિતી મેળવી હતી તે આ વખતે તેને ઘણીજ ઉપયોગી થઇ પડી દુશ્મનના અણધાર્યા હુમલા સામે અંગ્રેજો ટકી શક્યા નહિ, અને નેપોલિયને એજેશિયોનો કિલ્લો કબજે કર્યો, પરંતુ જે મછવામાં બેસીને પોતે આવ્યો હતો તે પવનના તોફાનને લીધે કિનારેથી દૂર ઘસડાઇ ગયા હતા અને સવાર પડતાં એકત્ર થએલા અંગ્રેજ અને કૉર્સિકન લશ્કરે તેને કિલ્લામાં ઘેરી લીધો તેમની સ્થિતિ હવે ઘણીજ ભયંકર થઇ પડી તેમની પાસે ખોરાકનું લેશમાત્ર પણ સાધન ન હતું, કેમકે કિલ્લામાં ઘેરાઇ જવાની તેમણે વકી રાખી ન હતી તોપણ પાંચ દિવસ સુધી નેપોલિયને અને તેની સાથેના બહાદુર માણસોએ લાચારીથી પોતાના ઘોડાઓના માંસ ઉપર નિર્વાહ કરીને પોતાનો બહાદૂરીથી બચાવ કર્યો પણ ત્યાર પછી તેનો મછવો પાછો આવી પહોંચ્યો અને નેપોલિયને કિલ્લો છોડયો હવે પાઓલિનો પક્ષ દિવસે દિવસે મજબૂત થતો ગયો અને નેપોલિયન તથા તેનાં કુટુંબને દેશનિકાલ કરવાનો હુકમ નીકળવાની તૈયારી થવા લાગી, પણ નેપોલિયનના કુટુંબ સાથે પોતાનો જૂનો સંબંધ વિચારીને પાઓલિ મૅડમ લેટિશિયા (નેપો-

લિયનની માતા) પાસે ગયો અને વિશ્વાસઘાત કરીને કૉર્સિકાનો ટાપુ અગ્રેજોને સ્વાધીન કરવાના કાવત્રામા જોડાવા માટે તેને ઘણી સમજાવી, પણ નેપોલિયન જેવા પુત્રની માતાને છાજે એવી દૃઢતાથી તેણે જવાબ આપ્યો કે " હુ માત્ર બેજ કાયદાઓ જાણુ છુ—એક કાયદો કર્તવ્યનો છે અને બીજો ઈજ્જત અને નેકીનો છે." આ વાતચીત પૂરી થતાજ નેપોલિયનના કુટુબ સામે દેશનિકાલનો હુકમ પસાર થયો. હવે પોતાની જન્મભૂમિ ઉપરનો સ્નેહ જતો કરીને પોતાનો અને કુટુબીઓનો જાન બચાવવાને માટે રાતોરાત નાસી ગયા વગર નેપોલિયનને માટે બીજો માર્ગ રહ્યો નહિ તેણે દોડીને પોતાની માતાને ખબર આપી કે પાઓલિના પક્ષના હજારો ખેડુતો દરેક પ્રકારના હથિયાર લઇને તેમના ઘર ઉપર હુમલો કરવા ચાલ્યા આવે છે નેપોલિયનની માતા તથા તેનાં ભાઇબહેન સાથે જે કાઇ આવી વખતે સાથે લઇ શકાય તે લઇને નાઠા લોકોએ આવીને તેમનુ ઘર લુટયુ અને તમામ રાચરચીલાના ભાગી ફોડીને ચુરા કરી નાખ્યા થોડા દિવસસુધી તો તેઓ બિચારા નિરાધાર હાલતમા દરિયા કિનારે ભટકયા, તે દરમ્યાન તેમને ફ્રાન્સ લઇ જવાની નેપોલિયને વ્યવસ્થા કરી

મધ્યરાત્રિનો સમય હતો, આખુ જગત્ શાત નિસ્તબ્ધપણે સુતુ હતુ નેપોલિયનના જમીનદોસ્ત થઇ ગએલા ઘરની નજીકના દરિયાકિનારે એક હોડી ઘણીજ ચૂપકીથી લાવવામા આવી અને એક ઝાંખા દીવાના પ્રકાશની મદદથી શાતિ ગમમિની, ગરીબાઈ, અને તેનાં અનુસગી અનેક વીતકો મહન કરવાને બોનાપાર્ટ કુટુબ તે મછવામા બેઠુ બે ચાર પેટીઓ, એજ તેમની કુલ મિલ્કત હતી અધકારભર્યા દરિયામા મછવા હકારાયો આ નિરાધાર, અનાથ, ગરીબ નાસનારાઓને શી ખબર કે ભવિષ્યમા તેઓ યૂરોપના રાજ્યાસનો ડોલાવવાને સરજાયા છે અને તેમની કીર્તિ આખા જગતમા ફેલાવાની છે! મછવામા તેઓ એક નાના વહાણમા બેઠા અને ભૂમધ્ય સમુદ્ર ઓળગીને તેઓ નાઇસ બદરે ઉતર્યા ત્યાથી તેઓ માર્સેલ્સ ગયા અને નેપોલિયનની ઉજમાળી ભાગ્યરેખાએ તેમને છોડવ્યા ત્યાંસુધી તેઓ નિર્ધનતાને લીધે અનેક પ્રકારની મુશીબતો વેઠીને દુ ખના દહાડા કહાડવા લાગ્યા આ બનાવ બન્યા પછી તેઓ ફ્રાન્સનેજ પોતાનો દેશ માનવા લાગ્યાં અને ફ્રેન્ચોમાજ તેમની ગણના થવા લાગી

અગ્રેજોએ કૉર્સિકાનો કબજો લીધો પણ તેમનો અમલ ત્યાં બેથી વધારે વર્ષ ટકી શકયો નહિ કૉર્સિકાના રહીશો તેમના નવા રાજ્યકર્તાઓથી થોડાજ વખતમાં કટાળી ગયા, કેમકે ભાષા રીતરિવાજ ધર્મભાવના વગેરે વિષયોમા તેઓ અને અગ્રેજો વચ્ચે આસમાન જમીન જેટલુ અતર હતુ જોત જોતામા આખા કૉર્સિકામા અગ્રેજો સામે બળવો ફેલાઇ ગયો અને જેટલી ત્વરાથી તેમણે આ ટાપુનો

કબજો લીધો હતો તેના કરતા પણ વધારે ત્વરાથી તેમને ત્યાથી ચાલ્યા જવુ પડ્યુ.

આ બનાવ બન્યા પછી માત્ર એકજવાર નેપોલિયન કોર્સિકા ગયો હતો પણ જે લોકોનુ રક્ષણ કરવા જતા તેને સખ્ત અન્યાય મળ્યો હતો તેમને તો તે ચાહી શકયોજ નહિ. તોપણ તેની આખરની ઘડીસુધી તેની જન્મભૂમિની કુદરતની રમણીય શોભાનુ ચિત્ર તેના સ્મરણમાથી ખસ્યુ ન હતુ, અને ત્યાની સીધી ટેકરીઓ, રંગબેરંગી આકાશ અને ભવ્યકુંજોનુ લાગણીને ઉશ્કેરે એવી ભાષામા બયાન કરતો હતો તેના શત્રુઓ તેને વર્ણવે છે તેવો તે જડ અને નિષ્ઠુર હતોજ નહિ. ઉચી કવિત્વ શક્તિ, તીક્ષ્ણ રસેન્દ્રિયતા અને પ્રૌઢ ગણિતબુદ્ધિ એ ત્રણનુ તેના સ્વભાવમા સમિલન થયુ હતુ

હવે આપણે પાછા ફ્રાન્સ તરફ નજર કરીએ રાષ્ટ્રવિપ્લવને લીધે એ દેશની અવસ્થા દિવસે દિવસે વધારે ને વધારે શોચનીય થતી હતી આખો દેશ અશાતિ, અરાજકતા, નિર્ધનતા અને ભૂખમરાથી ત્રાહ ત્રાહ પોકારતો હતો જેમણે ચિરકાળથી ચાલી આવેલી રાજસત્તાનુ ખડન કરીને નવીન પ્રકારની શાસન પદ્ધતિની શરૂઆત કરી હતી તેમનામાં આ કાર્યને માટે જોઇતી શક્તિ, કાર્યદક્ષતા, સસ્કૃતિ અનુભવ એમાનુ કશુ ન હતુ રાષ્ટ્રવિપ્લવને જન્મ આપનારા લોકો તે સમયે થઇ ગએલા રૂસો, વૉલ્ટેર વગેરે લોકપ્રિય લેખકોના વાકયો મોઢેથીજ બોલી જાણતા હતા તેઓ કહેતા કે "આ જગત્મા બધાએ સપૂર્ણ રીતે સ્વતત્ર છે" "સવમાં સ્વમાન અને આત્મગૌરવની ભાવનાઓ જાગૃત થઇ છે" વળી તેઓ કહેતા કે "ઇશ્વર છેજ નહિ અને તે હોય તોપણ તેણે કોઇપણ અમુક વ્યક્તિને લોકસમુદાયનો રાજા બનાવીને પેદા કર્યો નથી, અને તેથી કરીને તે વગર હરકતે વશપરપરા પ્રમાણે રાજ્યપદ ભોગવવાનો હક્ક ધરાવે છે એવો કોઇ સૃષ્ટિનો નિયમ છેજ નહિ બધા માણસો સ્વતત્ર છે, એ સ્વતત્રતાનો ઉપયોગ કરીનેજ લોકોએ પોતાના સુખ અને રક્ષણને માટે સમાજની બાળક અવસ્થા હતી તે વખતે એક યોગ્ય વ્યક્તિને રાજસત્તા આપી હતી પણ જો તેઓને એવુ માલૂમ પડે કે એ રાજા લોકોના કલ્યાણ તરફ દૃષ્ટિ કરતો નથી તો તેને પદભ્રષ્ટ કરવાનો લોકોને પૂરો અધિકાર છે" વળી તેઓ કહેતા કે "વશપરપરાથી ચાલતી આવેલી કુલીનતાને લીધે કુલીન કહેવાતા (પણ ખરી યોગ્યતા વગરના) લોકોને સમાજમા આટલો બધો માનમરતબો શામાટે હોવો જોઇએ ? આ જગત્મા સઘળા મનુષ્યો સરખા છે અને સર્વના અધિકાર પણ સરખાજ છે" આવા આવા સમાનતા અને સ્વાધીનતાના મહામત્રો ફ્રાન્સના હૃદયમાંથી જન્મ પામ્યા અને ક્રમે ક્રમે તેમના તરગ આખા યૂરોપની સમાજ ઉપર અસર કરવા લાગ્યા ભાગ્યાતૂટયા ઝુપડા અને અધકારમય ખીણોના ઉંડાણોમા કામ કરતા મજૂરોથી માડીને લોકોથી ભરપૂર થએલા રાજમાર્ગ અને કારખાનાઓ-

માંથી પણ આ ભાવનાઓનો ધીરે ધીરે સંચાર થવા લાગ્યો, અને સમય જતાં તેનો વેગ ઘણો બળવાન થતો ગયો આ તરંગના આઘાતથી ઈંગ્લંડ અને સ્વતંત્રતાને માટે અધીરૂં બનેલું આયર્લેંડ કંપવા લાગ્યાં, અને આખા યૂરોપખંડના નાના મોટાં તમામ રાજ્યાસનો ડોલવા લાગ્યાં આ નવા વિચારતરંગને દબાવી દેવાને અને સદાકાળથી ચાલતો આવેલો રાજા, ઉમરાવો અને ધર્મગુરુઓનો અધિકાર તેવીને તેવીજ સ્થિતિમાં જાળવી રાખવા માટે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની વિરુદ્ધ યૂરોપના તમામ રાજાઓએ એકસંપી કરી, અને ધીમી પરંતુ મજબૂત ગતિથી તેઓના સંયુક્ત સૈન્યો પારિસ તરફ કૂચ કરવા લાગ્યાં ફ્રાન્સથી નાસી ગએલા હજારો ઉમરાવો અને રાજાના પક્ષકારો પણ પોતાના સ્વાર્થને માટે આ સંયુક્ત સૈન્યમાં સામેલ થયા તેઓમાંના જે હજી લગી ફ્રાન્સમાં રહ્યા હતા તેઓની ઉશ્કેરણીથી પ્રજાસત્તાક રાજ્યતંત્રની સામે બળવાની લાગણી ફ્રાન્સના મોટા મોટા શહેરોમાં ફેલાવા લાગી હતી આ પ્રમાણે ફ્રાન્સ ઉપર વિપત્તિનાં વાદળાં ઘેરાતાં હતાં ચારે દિશાએથી શત્રુઓના અને સ્વદેશના શત્રુ બનેલા ફ્રેન્ચ ઉમરાવોનાં સૈન્ય ફ્રાન્સ ઉપર ધસ્યાં આવતાં હતાં, અને દેવાની અદગ નિર્ધનતા, ભૂખમરો અને સ્વદેશદ્રોહ પ્રજાકીય શક્તિને ક્ષીણ કરતાં હતાં

હવે જે ભયંકર વિગ્રહ શરૂ થવાનો હતો તેમાં એક બાજુએ રાજાના પક્ષકારો અને બીજી બાજુએ પ્રજાસત્તાક રાજ્યના પક્ષકારો હતા ફ્રાન્સના રાજાના અપમાનમાં સર્વ દેશના રાજાઓનું અપમાન છે એવું સમજીને યૂરોપના રાજ્યકર્તાઓએ ફ્રાન્સના લોકોના સ્વાધીનતાના અભિલાષોને પગ તળે કચરીને, ફ્રેન્ચ રાષ્ટ્રવિપ્લવને દબાવી દઇને ત્યાંના માજી રાજાના વંશજોને ફ્રાન્સના રાજ્યાસન ઉપર પુનઃ સ્થાપિત કરવાની અથવા જો તેમ ન બને તો આ પ્રયાસમાં આત્મવિસર્જન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી

આ ઠરાવ પ્રમાણે ઑસ્ટ્રિયાના રાજાએ ફ્રાન્સ ઉપર આક્રમણ કરવાને માટે +ઈટાલિમાં મોટું સૈન્ય એકત્ર કર્યું અને અંગ્રેજ સેનાએ ટુલોન ઉપર નિશાન તાકવા માંડયું ટુલોન એ ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલું ફ્રાન્સનું બંદર છે અને તે સમયે ફ્રાન્સનાં લડાયક વહાણો અને તોપખાનાનું તે મુખ્ય મથક હતું ત્યાંની ગોદીમાં પચાસથી વધારે લડાઇનાં વહાણો હતાં અને તેના યુદ્ધભંડારમાં જમીન ઉપરની તેમજ દરિયાની દરેક પ્રકારની લડાઇને લગતા સરંજામનો ગંજાવર જથ્થો ભરી રાખેલો હતો

ટુલોન શહેરની વસ્તીનો મોટો ભાગ પણ પદભ્રષ્ટ થયેલા રાજતંત્રના પક્ષનો હતો. ફ્રાન્સના બીજા ભાગમાંથી નાસી આવેલા લગભગ દશહજાર રાજભક્ત પુરુષો

+ તે સમયે ઈટાલિનો ઉત્તર ભાગ ઑસ્ટ્રિયાને તાબે હતો। ભા૦ ક૦

ત્યાં આવી વસ્યા હતા તેમણે ત્યાંના રાજભક્ત લોકો સાથે ઐક્ય કરીને આખું શહેર, યુદ્ધસામગ્રીનો ભંડાર, વહાણો, કિલ્લા તમામ અંગ્રેજ અને સ્પેનના નૌકાસૈન્યને સ્વાધીન કરી દીધાં તેમનો ઉદ્દેશ એવો હતો કે જો અહિં ફત્તેહ મળે તો આજ પ્રમાણે ફ્રાન્સના બીજા શહેરોમાં પણ દાવાનળ સળગાવીને યૂરોપના એકત્ર થયેલા રાજાઓની મદદથી પ્રજાસત્તાક રાજ્યને ઉથલી નાખવું તેમને પોતાના હથિયારના જોરથી એવું સાબીત કરવું હતું કે રાજા અને ઉમરાવ વર્ગના ચાલ્યા આવેલા અધિકાર ઉપર હાથ નાખવાનો સાધારણ લોકવર્ગનો બિલકુલ હક્ક નથી, તેઓ તો માત્ર રાજા તથા ઉમરાવોની સેવા કરવાનેજ જન્મ્યા છે

આ વિશ્વાસઘાતના સમાચારથી રાષ્ટ્રવિપ્લવ કરનાર રાજપુરુષોના મનમાં ક્રોધ અને ભયનો સંચાર થયો ટુલોન શહેર ફરીથી કબજે કરીને ત્યાંથી અંગ્રેજો, સ્પેનીઆર્ડો, નેપલ્સના લોકો તથા ત્યાં બીજા જે જે પરદેશીઓ હતા તેમના સૈન્યોને હાંકી કહાડવા એવો તેમણે ઠરાવ કર્યો અંગ્રેજ સૈન્ય જે સ્થાનનો કબજો લે તેમાંથી તેને મારી હઠાવવાનું કામ જેવું તેવું ન હતું તેમાં વળી જ્યારે તેમને પોતાના અજય્ય નૌકાસૈન્યની, ટુલોન જેવા અભેદ્ય કિલ્લાની અને ભરપૂર યુદ્ધસામગ્રીની સહાયતા હોય તો તેવા સંજોગો વચ્ચે તેમને મારી હઠાવવાનું કામ અસાધારણ સાહસભરેલુંજ કહી શકાય, પરંતુ જે કર્ય અનુભવી સેનાપતિઓ ન કરી શક્યા તે ચોવીશ વર્ષના જુવાનીઆએ સંપાદન કરીને પોતાની કીર્તિની ઇમારતનો પાયો કેવી રીતે નાખ્યો તે આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશું





# प्रकरण ३ जुं–टुलोन शहेरनो घेरो (१७९३)

"ભીરૂ પુરુષો દેહાન્ત થતા પહેલા અનેકવાર મરણ પામે છે, પણ શૂરાઓ તો એકજવાર મૃત્યુનો સ્વાદ ચાખે છે મે જેટલી આશ્ચર્યકારક વાતો સાભળી છે તેમા સૌથી વધારે આશ્ચયકારક વાત એ છે કે માણસો મોતથી ડરે છે તેમણે મોતથી ડરવુ જ શાને જોઈએ ? તેઓ જાણે છે કે મૃત્યુ અનિવાર્ય છે અને તે આવ્યા વગર રહેવાનુજ નથી ત્યારે પછી મોતનો ભયજ શો છે ?" શેકસપિયર



વે આપણી નજર આગળ આ મહાપુરુષના જીવનના વિચિત્ર વટનામય નાટકના નાના પ્રકારના દેખાવોની શરૂઆત થાય છે ટુલોન શહેરમાંથી અગ્રેજોને હાંકી કહાડવા માટે ૪૦૦૦૦ ફ્રેન્ચ સૈનિકોનુ લશ્કર મોકલવામા આવ્યુ હતુ ટુલોનને ઘેરીને આ સૈન્ય ત્રણ મહિનાસુધી પડી રહ્યુ પણ ત્યાનો અભેદ્ય કિલ્લો જેને નાનું જિબ્રાલ્ટર એવુ નામ આપવામા આવ્યુ હતુ, અને જેને અગ્રેજોએ સપૂર્ણ રીતે અભેદ્ય બનાવી દીધો હતો, અને જે કિલ્લાવડે આખા શહેરનો તથા બદરનો બચાવ થઇ શકતો હતો, તે તેમના હાથમા આવ્યો નહિ

ફ્રાન્સની પ્રજાસત્તાક સરકારે જોયુ કે ત્રણ મહિના વીતી ગયા તોપણ કશુ કાર્ય થયુ નથી, ત્યારે તેમણે નેપોલિયનને બ્રિગેડિયર જનરલની પદવી આપીને તોપખાનાના ઉપરી તરીકે ટુલોન મોકલ્યો તેણે આવીને જોયુ તો ફ્રેન્ચ લશ્કર સેનાપતિની આજ્ઞા પ્રમાણે દુશ્મનના ગોળાની મર્યાદાની બહાર સલામત અતરે શહેરને ઘેરીને પડયુ હતુ અને ફ્રેન્ચ સેનાપતિએ પોતાની તોપોને એવે ઠેકાણે ગોઠવી હતી કે તેમનો ગોળો જે ઠેકાણે પડવો જોઇએ તેને અડધે અતરે પણ જઇ શકે નહિ ટુલોન શહેરને જીતવાની આવી તૈયારીઓ જોઇને નેપોલિયન તો વિસ્મિતજ થઈ રહ્યો

તેણે નમ્રતાથી પરતુ દૃઢતાથી "કૉન્વેન્શન" (વિચારક સભા) ને લખી જણાવ્યુ કે ટુલોન શહેર ઉપર હલ્લો ન કરતા નાના જીબ્રાલ્ટર ઉપરજ લક્ષ આપવાની અત્યારે જરૂર છે એ કિલ્લો જો એકવાર આપણા કબજામા આવે તો તેના બુરજ ઉપરથી આપણે ગોળાનો એવો વરસાદ વરસાવી શકીએ કે જેને લીધે અગ્રેજ

નૌકાસૈન્યથી એક પળવાર પણ બંદરમા ટકી શકાશે નહિ, અને નૌકાસૈન્યની સહાય વગર અંગ્રેજો શહેરનો બચાવ કરી શકનાર નથી આવી રીતે જે દાવપેચથી વૉશિન્ટને અંગ્રેજોને બોસ્ટનમાથી નસાડયા હતા તેજ દાવપેચથી નેપોલિયને ટુલોનને જીતવાની ધારણા બાધી

પણ વૉશિંગ્ટન કરતા નેપોલિયનનુ કામ વધારે વિકટ હતુ એક તો અંગ્રેજો તેનો દાવ ચેતી ગયા હતા બીજુ ફ્રેન્ચ લશ્કરના લગભગ તમામ સેનાપતિઓ તેના વિચારને મળતા ન હોવાથી તેને આ મહાભારત કામ એકલે હાથેજ કરવાનુ હતુ

તેણે થોડાજ દિવસમા કિલ્લાને તોડી નાખે એવી ૨૦૦ મોટી મોટી તોપો જ્યાથી મળી શકી ત્યાથી એકઠી કરી ઉત્સાહ અને શક્તિનો જાણે તેનામા અખૂટ ભડાર ભર્યો હોય એવી રીતે તે કામ કરવા માડયો પણ એ તોપોને કિલ્લાની નજદીક ગોઠવવીજ કેવી રીતે તે મોટો સવાલ હતો શત્રુઓ કિલ્લાના બાકોરામાથી ગોળા અને ગોળીનો અટૂટ વરસાદ વરસાવતા હતા કોની મગદૂર કે આવા ધગધગતા ગોળાઓની ઝડીની સામે ઉભા રહીને તોપો ગોઠવી શકે ? પણ **જેને દેશસેવા કરવી છે તેણે તો જોખમ, મુશીબત અને મૃત્યુની પરવા કરવીજ ન જોઇએ** નેપોલિયન પણ નિડરપણે પોતાની જિંદગીને સ્વદેશસેવા આગળ તુચ્છ ગણીને ફ્રાન્સની સેવા કરવા તત્પર થયો ગોળાઓ અને ગોળીઓના ધ્રમકોટની વચમાં જાતે ઉભા રહીને તેણે તોપો ગોઠવવાનુ અણુતર કામ શરૂ કરાવ્યુ અને પાચ છ જબરી તોપો તો શત્રુના બાધકામ અને કિલ્લાની દિવાલની છેક લગોલગજ ગોઠવી દીધી પોતાની જાતની સલામતીની લેશમાત્ર પણ પરવા તેણે કરી નહિ તેના એકાદ બે ઘોડા માર્યા ગયા અને એક અંગ્રેજ સિપાઇએ તેની જાઘમાં સગીનનો એવો તો પ્રહાર કર્યો કે કદાચ તેનો પગ કાપી નાખવો પડશે એવી ડૉક્ટરોને દહેશત હતી પણ તે છતા શત્રુઓના મારાની સામે, હાથોહાથની લડત લડતા જઇને પણ તોપો ગોઠવવાનુ કામ ચાલુજ રહ્યુ એક ખરેખરા વીર પુરુષની માફક ધાસ્તી ભરેલી જગ્યાએ જાતે ઉભા રહીને તે પોતાના સૈન્યને પાણી ચડાવવા લાગ્યો એક દિવસ તે એક તોપ પાસે ઉભો ઉભો યુદ્ધ ચલાવી રહ્યો હતો, તેવામા એક ગોલદાજ શત્રુની ગોળીથી વીંધાઇ ગયો અને જે લોખડના ગજવડે તે ઠેસી ઠેસીને તોપમાં દારૂ ભરતો હતો તે ગજ તેના લોહીથી ખરડાઇ ગયો પરતુ **નેપોલિયન એક પળનો પણ વિલબ ન કરતા મરનારની જગ્યાએ જઇને ઉભો રહ્યો અને** તે લોહીથી ખરડાયલો ગજ પોતે પકડીને તોપમાં દારૂ ભરવા લાગ્યો આવુ અસાધારણ સાહસ અને ધૈર્ય જોઇને તેના સિપાઇઓ પણ શૂરત્વના આવેશમા આવી જઇને પોતાના સેનાપતિનુ અનુકરણ કરવા લાગ્યા નેપોલિયન ઘણીવાર કહેતો કે "હુ મૃત્યુથી જરા પણ ડરતો નથી **જ્યારે ત્યારે મરવુજ પડવાનું છે તો**

**પછી તેને માટે આગળથી શામાટે ડર રાખવો ?"**

આ પ્રમાણે ટુલોનના ઘેરાનુ કાર્ય ધમધોકાર ચાલી રહ્યુ હતુ તેવામા પારિસથી પદર ગાડીઓ ફ્રેન્ચ છાવણીમા આવી ચડી, અને તેમાથી સાઠ માણુસો ઉતર્યા તેમણે ઠઠેરાબધ પોશાક પહેર્યો હતો અને રાષ્ટ્રવિપ્લવ કરનાર સરકારના જાણે પોતે પ્રતિનિધિઓ હોય તેમ તેઓ રોફબધ સેનાધિપતિ પાસે ગયા અને તેઓમાનો એક વક્તા બોલ્યો –" નાગરિક સેનાપતિ ! અમે પારિસથી આવીએ છીએ પ્રજાસત્તાક સરકાર તમને પૂછે છે કે આટલો બધો વખત થયો તોપણુ હજી તમે ટુલોન શહેર કેમ જીતી શકયા નથી ? શામાટે હજીસુધી અગ્રેજના લડાયક વહાણોને ભાગી તોડી નાખવામાં આવ્યાં નથી ? તમે આ કામ કરવાને નાલાયક ઠર્યા છો માટે તેમણે બીજા બહાદુર સ્વદેશ સેવકોને મોકલ્યા છે અમે તેઓની આજ્ઞા મુજબ આવ્યા છીએ અને તેમની ઇચ્છા પૂર્ણ કરવાને ટમટમી રહ્યા છીએ અમે પારિસના સ્વયસેવક ગોલદાજો છીએ બસ, અમને તોપો આપો અને કાલે સવારને પહોર અમે શત્રુની સામા ધસી જઇશુ "

આવા દબદબાવાળા વચન સાંભળીને સેનાધિપતિ તો ગભરાઈજ ગયો પણ નેપોલિયને તેના કાનમા કહ્યુ, "તમે ગભરાશો નહિ એ સાહેબોને તમે મારા હાથમાં સોપી દો, હુ બધુ જોઇ લઈશ ' આમ કહીને નેપોલિયન અધારી રાતનો લાભ લઈ થોડાક બહાદુર માણુસો પોતાની સાથે રાખીને સમુદ્ર તીરે ગયો અને ત્યાની એક અનુકૂળ જગ્યાએ તોપ ગોઠવવાની પેરવી કરવા લાગ્યો

બીજે દિવસે નેપોલિયન પેના નવા આવેલા વીરપુરુષોને દરિયા કિનારે લઈ ગયો પોતે ગોઠવેલી તોપો તેમને બતાવી અને અગ્રેજોનુ એક લડાયક વહાણુ જે સવારના ઝાંખુ ઝાખુ દેખાતુ હતુ તેના તરફ આગળી કરીને કહ્યુ કે આ તોપોના ગોળાથી એ વહાણુને ડૂબાડી દો પણુ શત્રુની ગોળીઓ ધડાધડ પડી શકે એવી જગ્યાએ પોતાને ઉભેલા જોઇને પેલા સાહેબો તો ભયભીત થઇને આસપાસ જોવા લાગ્યા, અને ગભરાતા ગભરાતા નેપોલિયનને પૂછવા લાગ્યા કે આપણુને દુશ્મનની ગોળીઓ ન વાગે એવી કોઇ ઉભા રહેવાની જગ્યા નથી ? એટલામા તો તેમના ઉપર પેલા લડાયક વહાણુની તમામ તોપોમાથી વજ્રનાદ કરતા એકસામટા ગોળાઓનો વરસાદ થવા લાગ્યો હવે તેઓને માલૂમ પડયુ કે આપણે ધારતા હતા તેવી આ રમત નથી તેથી તેમણે તો ઉભી પૂછડીએ નાસવાજ માડયુ ! નેપોલિયન આ દેખાવ ઘોડા ઉપર બેઠો બેઠો જોવા લાગ્યો પણુ તેના ગભીર ચહેરા ઉપર હાસ્યની એક રેખા પણુ પ્રકટી નહિ

એમ કરતા કરતાં છેવટનો સચોટ હુમલો કરવાની સઘળી તૈયારી થઇ ચૂકી ૧૭૯૩ ના ડિસેબર માસની ૧૭ મી તારીખે મધ્ય રાત્ર ટુલોનના કિલ્લા ઉપર

આક્રમણ કરવાની ફ્રેન્ચ સેનાને આજ્ઞા આપવામા આવી મધ્ય રાત્રિનો સમય હતો, આકાશ ઘાડા વાદળાથી છવાઇ જઇ ઘોર અધકાર વ્યાપી રહ્યો હતો, મુશળધાર વરસાદ વરસતો હતો, પવન પ્રબળ વેગથી સુસવાટ કરતો વાતો હતો, નેપોલિયને પોતાની તીક્ષ્ણ બુદ્ધિવડે સઘળા પ્રકારની તૈયારી કરી રાખી હતી અને ફ્રેન્ચ સેનામા અદમ્ય ઉત્સાહ અને શૌર્યનો સચાર કર્યો હતો દારુણ સગ્રામમાં ઝુકાવવા માટે બેઉ પક્ષ કમ્મર બાધીને ઉત્સાહભેર સજ્જ થયા હતા શત્રુ સૈન્યને ગભરાટમા નાખવાના હેતુથી નેપોલિયને ટુલોન શહેર અને કિલ્લા ઉપર બધી બાજુએથી એક-સામટો હૂમલો કરવાની આજ્ઞા આપી તેની વજ્રનાદ કરતી તોપોદ્વારા થોડાજ કલાકમા નાના જીબ્રાલ્ટર ઉપર ૮૦૦૦ ગોળાઓનો વરસાદ વરસાવવામા આવ્યો અને તેથી કરીને તેની અડગ દિવાલો ચૂર્ણ થઇ ગઇ મધ્ય રાત્રિના ગાઢ અધકારમાં, વાવાઝોડા અને વરસાદની ઝડીની વચ્ચે અગ્રેજોની તોપોમાથી છૂટતા ધગધગતા ગોળાઓ સામે મૃત્યુની લેશમાત્ર પણ દરકાર કર્યા વગર ફ્રેન્ચ સેના વીરહાક કરતી શત્રુઓની તોપોના મુખસુધી ધસી ગઇ, અને તેમની બદુકો અને તોપોમાથી છૂટતા ગોળા અને ગોળીઓના મારથી ફ્રેન્ચોની આગની હાર જોતજોતામા જમીન-દોસ્ત થઈ ગઇ પણ તેથી લેશમાત્ર પણ પાછા પગલા ન કરતા બીજી હાર આગળ ધસી અને તે પણ અગ્રેજોના તોપોના પ્રલયાગ્નિમા સ્વાહા થઈ ગઇ ખાઇઓ, મૂડદાં અને ઘવાયલા સૈનિકોનાથી ભરાઈ ગઈ ભરતીના મોજાની માફક ફ્રેન્ચ સેના ફરી ફરીને ખડકની માફક અડગ રહેલી અગ્રેજોની તોપોની ઉપર ધસી આવી અને દરેક વખતે તેમના ધગધગતા ગોળાના મારથી છિન્ન ભિન્ન થવા લાગી આવા દારુણ સગ્રામમાં નેપોલિયનમા જાણે દૈવી શૌર્યનો સચાર થયો હોય તેમ તે ચારે દિશાએ ફરી વળતો હતો જાણે આજે પોતાના જીવનનુ બલિદાન આપીને પોતાના દેશનુ કલક ધોઇ નાખવાનો તેણે નિશ્ચય કર્યો હોય એમ નિડરપણે અગ્નિના વરસાદની સામે તે ઉભેલો જોવામા આવતો હતો તેની આસપાસ તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું ફ્રેન્ચ સેનાની હારની હાર ઘાસની માફક કપાઇ જતી હતી કેટલાક કલાક વીતી ગયા, પરતુ હજી એક પણ પક્ષે નમ્યુ આપ્યુ ન હતુ એક ઠેકાણે ઉભા ઉભા તેના જોવામાં આવ્યુ કે અગ્રેજોના મારથી ફ્રેન્ચ સેના થકી ગઇ છે, અને પાછી હઠવાની તૈયારીમા છે તેજ વખતે એક બીજી ટુકડી લઇને તેણે અગ્રેજ સેના ઉપર પ્રચડ ધસારો કર્યો કોની મગદૂર કે આ ધસારાની સામે ટકી શકે? કોની મગદૂર કે તેમને એક પળવાર પણ રોકી શકે? અગ્રેજોની તોપોમાથી અવિરત ગોળાઓ છૂટયાજ જતા હતા, ફ્રેન્ચ યોદ્ધાઓના શબ પટાપટ પડયાજ જતા હતા, પણ બાકી રહેલા યોદ્ધાઓ પોતાના સેનાપતિનુ અનુસરણ કરીને ક્ષાત્રમદથી ઉન્મત્ત બનીને આગળ અને આગળજ ધસ્યા જતા હતા એમ કરતાં કરતા છેવટે નેપોલિયનની

લોહીથી નીંગળતી, છિન્નભિન્ન થએલી પલટણ ટુલોનના કિલ્લામાં પડેલા બાકો-રાંમાં થઇને અંદર દાખલ થઈ, તેમની સમશેર અંગ્રેજ ગોલંદાજોની ગરદન પર ફરી વળી અને થોડીજ વારમાં મધ્ય રાત્રિનું આકાશ જે અત્યારસુધી વજ્ર નિનાદથી ગાજી રહ્યું હતું ત્યાં સર્વત્ર સ્મશાનવત્ ઘોર શાંતિ પથરાઇ ગઇ

આ પ્રમાણે નાનું જીબ્રાલ્ટર અર્થાત્ ટુલોનનો કિલ્લો જીતાયો ખરો, પણ સવાર થતા સુધી શહેરના જૂદા જૂદા ભાગમાં સગ્રામ ચાલુજ રહ્યો હવે ફ્રેન્ચોના હાથમાં ટુલોન કિલ્લો આવી ગયો હતો તેથી તે ઠેકાણેથી તેમની તોપો આખા શહેર ઉપર ધગધગતા ગોળા અને છરાથી ભરેલા ગોળાઓનો વરસાદ વરસાવવા લાગી પારણામાં સૂતેલાં નિર્દોષ બાળકો અને ઘરમા ધ્રુજી ઉઠેલી સ્ત્રીઓના કોમળ શરીર ઉપર આ ભયાનક અસ્ત્રનું પતન થતાં તેમના ટુકડે ટુકડા થઇ જતા હતા શહેરમાં અનેક ઠેકાણે આગ સળગતી હતી અને પવન જોરથી વાતો હોવાને લીધે તે સર્વત્ર ઝડપથી ફેલાઇ જતી હતી, ઘવાયલાં માણુસો અને મરી ગયેલાંઓના શબ એક સાથે અગ્નિના મુખમાં ભસ્મીભૂત થતા હતાં અને જીવતાઓની ભયભરેલી ચીચીઆરીઓ તોપોની વજ્ર ગભીર ગર્જનાઓના અવાજને ભેદીને પણ કર્ણગોચર થતી હતી

આ ભયાનક હત્યાકાંડનું ચિત્ર કલ્પનામાં ખડું થતાં એક સવાલ પૂછ્યા વગર રહેવાતું જ નથી કે દયાળુ ઇશ્વર પોતાની રચેલી ઉમદા માનવસૃષ્ટિને આ પ્રમાણે નિર્દયપણે મનુષ્યોનેજ હાથે શામાટે વિનષ્ટ થવા દેતો હશે ? ઉપરોક્ત દિવસે જે ઘોર કૃત્ય કરવામાં આવ્યું હતું, માનવજાતિ ઉપર જે નિર્દય બળાત્કાળ ગુજારવામાં આવ્યો હતો, દયા અને ધર્મના પવિત્ર કાયદાઓને જે અપમાન પહોચાડવામાં આવ્યું હતું તેની ભયકર શિક્ષાએ પાપચરણના મૂળ પ્રવર્તકોને કોઇ કાળે, આ લોકમાં નહિ તો પરલોકમાં પણ ખમવીજ પડશે હજારો હૃદય આજે કચરાઇ ગયાં હતાં, તેમની તમામ આશાઓ, મનોરથો, તેમના જીવનની સાથે હતા ન હતા થઇ ગયાં હતાં ઇંગ્લડની સરકાર એમ સમજતી હતી કે ફ્રાન્સમાં બનતા બનાવોનું પરિણામ લક્ષમાં લેતા અગ્રેજ સેનાને ટુલોનનો કબજો લેવાને માટે તેમણે ફ્રાન્સમાં ઉતારી એ તેમનું કૃત્ય વાજબી અને કાયદેસર હતું એથી ઉલટ પક્ષ નેપોલિયન એમ માનતો હતો કે મારી જન્મભૂમિ ઉપર આક્રમણ કરવા આવેલા અગ્રેજોને મારી હડાવીને મે મારા દેશપ્રત્યેની ફરજ બજાવી છે અલ્પ જ્ઞાનવાળા મનુષ્યથી ન્યાય અને અન્યાયનો હિસાબ નિષ્પક્ષપાત-પણે થઇ શકતોજ નથી પણ બેઉ પક્ષને એટલું તો કબૂલ કરવુંજ પડશે કે તેમને હાથે ઘણાજ મોટા પાયા ઉપર ખૂન, જુલ્મ અને બળાત્કારના ભયકર પાપ થયાં હતાં ઇશ્વરના પવિત્ર કાયદાઓને ઉઘાડી રીતે ઘણાજ મોટા સ્વરૂપમાં અપમાન પહોં-ચાડાવામાં આવ્યું હતું અને આ મહાન્ પાપનો ઇન્સાફ કોઈ દિવસે ઇશ્વરને હાથે થશેજ અને તે વખતે ન્યાય અને અન્યાયની તુલના ઘણીજ બારીક તુલનાશક્તિથી

કરવામાં આવશે

સવાર થયું ત્યારે રાત્રિના અંધકારમાં થયેલા રોમાંચ કરે એવા કૃત્ય ઉપર સર્વની નજર પડી શહેરના રાજમાર્ગ લોહીથી ખરડાઇ ગયેલા હોવાથી જાણે તેમના ઉપર લાલ રંગની ચાદર પાથરી હોય તેવા દેખાતા હતા અસંખ્ય શબના ઢગલા અને વિખૂટા થઇ ગયેલા અવયવોના ટૂકડાથી રસ્તા ભરાઇ ગયા હતા. જીવતા રહેલા પુરવાસીઓ ભયભીત થઇને આશ્રયસ્થાન શોધતા રાજમાર્ગમાં નાસ ભાગ કરતા હતા અસંખ્ય મકાનો તોપોના મારથી ચૂર્ણવિચૂર્ણ થઇ ગયા હતા આખા શહેરનો દેખાવ મનુષ્યોની નીચ, નિર્દય પ્રવૃત્તિના ભયાનક ચિત્રરૂપ હતો આટલું થયું તોપણ હજી ફ્રેન્ચોની તોપોની ગર્જના આકાશને ફાડી નાખતી હતી અને ખંડેર જેવા થયેલા શહેર ઉપર અને ભયભીત થયેલા નગરવાસીઓ ઉપર અગ્નિની વૃષ્ટિ કરતી હતી

નાના જીબ્રાલ્ટરને કબજે કરીને નેપોલિયને પોતાનું એક મહાન સાધ્ય સિદ્ધ કર્યું, તોપણ તેણે એક પળની વિશ્રાંતિ લીધી નહિ વિજયથી થતી તૃપ્તિ કે નરહત્યાથી થતો પશ્ચાત્તાપ એ બેમાંથી એકનો પણ વિચાર કરવાનો તેને અવકાશ ન હતો હવે તેણે પોતાની તોપો અંગ્રેજોના લડાયક વહાણો તરફ ફેરવી અને તેમને તે દરેક ઠેકાણેથી છિન્નભિન્ન કરવા લાગ્યો તે જોતામાંજ અંગ્રેજ નૌકાસેનાધિપતિએ ટુલોનના યુદ્ધ ભંડારમાંથી જેટલી સામગ્રી લૂંટાય તેટલી લૂંટીને પલાયન કરવાની આજ્ઞા કરી ટુલોનના જેટલાં વહાણ તેમનાથી પોતાની સાથે લઇ જવાય એવા હતા તેમાં બિચારા હતભાગ્ય, રાજભક્ત ટુલોનવાસીઓને બેસાડવામાં આ૦। બાકીના જે વહાણ સાથે લેવાય એવા ન હતા તેમને એક સ્થળે એકત્ર કર્યાં એવા બાવીશ વહાણ એક સાથે રાખીને તેમની વચમાં જ્વાલાગ્રાહી પદાર્થોથી ભરેલું એક વહાણ મૂકયું અને રાતના દશ વાગ્યે તેને આગ લગાડવામાં આવી જાણે એક જ્વાલામુખી પર્વત ફાટયો હોય તેમ ગોદીના મધ્ય ભાગમાંથી અગ્નિના ગોટેગોટ નિકળવા લાગ્યા અને તેના ભડકાથી ખરા બપોર જેવું અજવાળું થઇ ગયું જોત જોતામાં એક પછી એક વહાણ સળગવા લાગ્યા અને થોડી વારમાં બધાંજ બળીને ભસ્મ થઇ ગયા

એક બાજુએ જ્યારે અંગ્રેજો પલાયન કરવાની તૈયારી કરતા હતા, ત્યારે વિજયોન્મત્ત ફ્રેન્ચો પોતાની તોપોનો મારો ચાલુ રાખીને નાસતા શત્રુને ગભરાવવાની અને બની શકે તેટલાને જીવતા ન જવા દેવાની પ્રવૃત્તિ કરતા હતા હવે રાજાના પક્ષના ફ્રેન્ચોની સ્થિતિ ઘણી દયાજનક અને ભયભરેલી હતી જે પરદેશીઓને તેમણે પોતાની કુમકે બોલાવ્યા હતા તેઓ ચાલ્યા જતા હતા અને હવે ક્રોધોન્મત્ત થયેલા ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યને હાથે તેમની અને તેમના કુટુંબોની પૂરેપૂરી પાયમાલી થશે એમાં કશો શક ન હતો તેઓ હવે અંગ્રેજોને કાલાવાલા કરતા હતા કે અમને સાથે લઇ જાઓ.

સ્ત્રીઓ, બાળકો અને પુરુષોના ટોળા ભયભીત થયેલા હરણની માફક અંગ્રેજોના વહાણનો આશ્રય લેવાને બંદર તરફ દોડી આવતાં હતાં. હજી તેમના ઉપર ગોળીઓનો વરસાદ ચાલુજ હતો તોપના ગોળાથી નાસી છૂટતા રાજભક્તોની અનેક હોડીઓ સમુદ્રમાં ઉંધી વળી ગઇ અને સ્ત્રીઓ તેમના પતિથી અને બાળકો તેમનાં માબાપથી વિખૂટા પડી ગયાં શહેરના રાષ્ટ્રવિપ્લવકારીઓ પણ રાજભકતો ઉપર વરૂની માફક તૂટી પડયા આખા શહેરમા આગ અને કતલ જામ્યા અને હજારો કન્યાઓ તથા સ્ત્રીઓની લજ્જા લૂટાઇ ટુલોનના યુદ્ધ ભંડારમાંથી અંગ્રેજોએ લેવાયુ તેટલુ લીધુ અને બાકીના દારૂ ગોળાથી ભરેલા બે વહાણો તેમણે સળગાવી મૂક્યાં તેના ધડાકાથી જાણે ધરતીકંપ થયો હોય તેમ આસપાસના પર્વતો પણ કંપવા લાગ્યા

આ પ્રમાણે અંગ્રેજો ટુલોનમાથી પલાયન કરવા લાગ્યા એટલે ચાલીશ હજાર ફ્રેન્ચો સમુદ્રની ભરતી જેવા વેગથી શહેરમા પેઠા અંગ્રેજોના અને સ્પેનના વહાણ લગભગ વીશ હજાર ગૃહશૂન્ય, નિર્ધન, હતભાગ્ય ફ્રેન્ચોને લઇને સમુદ્રમા હંકાર્યા અને જોતજોતામા અદૃશ્ય થઈ ગયા

વિજયોન્મત્ત સૈનિકોના જુલ્મમાથી નગરવાસીઓનુ રક્ષણ કરવાને નેપોલિયને તથા સેનાધિપતિએ બનતો પ્રયાસ કર્યો પણ પૂરેપૂરો સફળ થયો નહિ તેમણે કેટલાક દિવસસુધી પોતાથી બની શકે તેટલા પાપાચરણ કરીને રાજાનો પક્ષ લેનાર નગરવાસીઓ ઉપરના વૈરની લાગણીને તૃપ્ત કરી. આ પૈશાચિક અપકૃત્યો જોઇને નેપોલિયનનુ ઉદાર અને દયાળુ હૃદય ઘણુંજ દુખાયુ, અને પોતાના શિર ઉપર જોખમ લઇને કેટલાક નિર્દોષ નગરવાસીઓના પ્રાણ તેણે બચાવ્યા

વિચારકસભાના પ્રતિનિધિઓએ કરેલા ટુલોનની જીતના રિપોર્ટમા નેપોલિયનની સેવાનો કશો ઉલ્લેખ કર્યો ન હતો, તોપણ તેનુ નામ ફ્રેન્ચ સૈન્યના તમામ અમલદારોમાં જાણીતુ થઇ ગયુ અને તે તેમનો સર્વનો ઉંચો અભિપ્રાય મેળવ કરી શકયો. ટુલોનની જીત પછી તે એકવાર ફ્રેન્ચ સેનાપતિ જનરલ ડુગોમિયરની સાથે માર્સેલ્સ ગયો હતો ત્યા બીજા કેટલાક લશ્કરી અમલદારો પણ હાજર હતા તેમાના એક તેની સ્ત્રીના જેવી નાજુક શરીરરચના જોઇને મશ્કરીમા જનરલ ડુગોમિયરને પૂછ્યુ કે "આ નાનકડો અમલદાર કોણ છે અને તમે તેને કયાંથી ઉપાડી લાવ્યા છો ?" જનરલ ડુગોમિયરે ગભીર અવાજથી જવાબ આપ્યો કે એ "અમલદારનું નામ નેપોલિયન બોનાપાર્ટ છે અને હુ તેને ટુલોનના ઘેરામાથી ઉપાડી લાવ્યો છુ ટુલોન જીતાયુ તે એનાજ પરાક્રમ અને બુદ્ધિનુ પરિણામ છે અને એક દિવસ એવો આવશે કે એ નાનકડો અમલદાર આપણા સર્વ કરતાં મોટો છે તેની સર્વને ખાત્રી થશે"



# પ્રકરણ ૪ થું

## ઇટાલિ અને પારિસમાં કરેલાં પરાક્રમ. ૧૭૯૪




લોન શહેર આગળ પરાભવ પામ્યા પછી ઈંગ્લંડ અને સ્પેનના નૌકાસૈન્ય ફ્રાન્સના દક્ષિણ કિનાગ પર આવેલા બંદરો ઉપર આક્રમણ કરીને તેમને બને તેટલો નાશ કરીને પોતાની નષ્ટ થએલી પ્રતિષ્ઠાને પુન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ટાડી, પવનના તોફાન અને વરસાદે જાણે શત્રુઓની સાથે સંધિ કરી હોય તેમ તેઓ પણ દુખી થએલા ફ્રેન્ચોની આફતમા વધારો કરવા લાગ્યા ઇંગ્લંડ અને સ્પેનના લડાયક વહાણુ ભૂમધ્ય સમુદ્રમા ઘૂમતા અને જે જે બંદરો અ ક્ષિત હતાં તેમના પર આક્રમણ કરતા આ વિપત્તિમાંથી તેમને ઉગારવાને નેપોલિયનને મોકલવામાં આવ્યો

ટુલોનના ઘેરામાં જે અદમ્ય ઉત્સાહ અને કાર્યકુશળતાવડે તેણે કીર્તિ પ્રાપ્ત કરી હતી તેનો પોતાના દેશબાંધવોના રક્ષણને માટે આ સ્થાને તેણે ફરીથી ઉપયોગ કર્યો શિયાળાની સખ્ત ટાડી, ટાડા વાયુના સૂસવાટ અને વરસાદની ઝડી—કશાને ન ગણકારતા તેણે ફ્રાન્સના દક્ષિણ કિનારાની એકેએક ભૂશિર, ઉપસાગર અને ટેકરીઓનું નિરીક્ષણ કરવા માડયુ આવી પ્રતિકૂળ ઋતુમા સાધારણ શારીરિક સંપત્તિવાળો મનુષ્ય તો મરણનોન થયા વગર રહેજ નહિ, પણ નેપોલિયનની માનસિક શક્તિ અને તેનો ઉત્સાહ એવા અસાધારણ હતા કે તેમના પ્રભાવથી આ ચોવીશ વર્ષનો, નાજુક બાંધાનો યુવક લેશમાત્ર પણ વિશ્રાંતિ વગર અથાગ માનસિક અને શારીરિક પરિશ્રમ સહન કરવાને શક્તિમાન થયો હતો વરસાદથી તરબોળ થઇને તે આખો દિવસ ઘોડે બેસીને ભટકતો, રાત્રે માછીઓનાં ઝુંપડાંમાં જે સૂકુ પાકુ અન્ન મળી શકતુ તે ઉપર નિર્વાહ કરતો અને રાત્રે તેમના ભાગાતૂટા ખાટલા ઉપર બે ચાર કલાકની નિદ્રા લેતો

જે કાર્ય કરતાં બીજા માણસોને વરસનાં વરસ લાગે તે તેણે બે ચાર અઠવાડીઆંમાંજ પૂરૂં કરી નાખ્યું. આટલી ટૂકી મુદતમાં તેણે એવી વિશાળ

અને વિગતવાર યોજનાઓ ઘડી કહાડી અને તેમને અમલમા મૂકીને એવુ આશ્ચર્યકારક પરિણામ નિપજાવ્યુ કે આપણા માન્યામા પણ આવે નહિ તેની સાથેના બીજા લશ્કરી અમલદારો અરણ્યોમાં અને ખેતરોમા ભ્રમણ કરતા, અથવા ગલ લઇને માછલી મારવાની રમત કરતા અથવા તરુણીઓ સાથે નૃત્યક્રીડા કરતા, ત્યારે નેપોલિયન પોતાને સોપેલા કાર્યને ફળીભૂત કરવાને ભગીરથ પરિશ્રમ કરી રહ્યો હતો તેણે કિનારા ઉપર રાખેલા તોપખાનાને ત્રણ વિભાગમા વહેચી નાખ્યુ, એક વિભાગ અગત્યના બદરોમા રહેતા લડાયક વહાણોનુ રક્ષણ કરવા માટે, બીજો વિભાગ ફ્રાન્સનાં વ્યાપારી વહાણોને સુરક્ષિત કરવા માટે અને ત્રીજો વિભાગ દેશની ઉચી ભૂશિરો ઉપર ગોઠવીને તે વડે કિનારે કિનારે ફરતા વહાણોના રક્ષણ માટે રાખીને આખા દક્ષિણ કિનારાને ભયમુક્ત કર્યો, અને તેમ કરીને આવા બારીક પ્રસગમા પોતાના દેશના વ્યાપારને સુરક્ષિત કર્યો

આ દુર્ઘટ કાર્ય માત્ર બેજ મહિનામા સમાપ્ત કરીને નેપોલિયન સને ૧૭૯૪ના માર્ચ માસમા ઇટાલીમાં આવેલા નાઇસ શહેરમા જ્યાં ફ્રેન્ચ સેનાએ પડાવ નાખ્યો હતો ત્યા જઇ પહોચ્યો

વસતઋતુનો પ્રારભ થયો છે કુદરતે શીતઋતુનો ખડબચડો પોશાક ત્યાગ કરીને ઋતુરાજ વસત સાથે સમાગમ કરવા માટે મનોહર વસ્ત્ર પરિધાન કરીને પોતાની રમણીયતાનુ દર્શન કરાવવા માડયુ છે આલ્પ્સ પર્વતના તટ ઉપર ઉગેલા વૃક્ષો અને લતાઓ ઉપર હવે કુમળા પાનની ટીશીઓ ફૂટવા લાગી છે વૃક્ષે વૃક્ષે અને વેલીએ વેલીએ નાના વર્ણના પુષ્પના ઝૂમખાઓથી આખુ અરણ્ય લગ્નમડપની શોભા ધારણ કરી રહ્યુ છે એ પત્ર પલ્લવ અને પુષ્પો ઉપર બેસીને મધુર કડવાળા પક્ષીઓ અને મધુકરો વનસ્થળીને ગજાવી રહ્યા છે મધુમક્ષિકાઓ ગણગણાટ કરી, મકરન્દ ચૂસતી પુષ્પે પુષ્પે ભ્રમણ કરવા લાગી છે સુગધયુક્ત અને શીતળ પવનની સુખકર લહરીઓ પક્ષીઓના ગુજનને અને પુષ્પોના પરિમલને ચારે દિશાએ પ્રસરાવી રહી છે

આ પ્રદેશની આવી અપૂર્વ શોભાનુ દર્શન કરીને નેપોલિયનનુ કવિત્વપ્રિય, ઊર્મિહૃદય મુગ્ધ થઇ ગયુ ગયા શિયાળામા કરેલા બેહદ પરિશ્રમને લીધે તેનુ શરીર લેવાઈ ગયુ હતુ અને રગ ફિક્કો થઇ ગયો હતો વિશ્રાતિ લેવાનો અને તેના તૂટી ગએલા શરીરને સશક્ત કરવાનો આ પ્રસગ ઘણો સારો હતો છતાં તેણે એક પણ દિવસનો આરામ ભોગવ્યો નહિ નાઇસ પહોચતાવારનેજ તેણે પર્વતની એકેએક ખીણ અને નદીઓની ભૌગોલિક રચના વિષેની તથા પોતાના અને શત્રુના સૈન્યની સખ્યા, જગ્યા, વ્યવસ્થા અને યુદ્ધસામગ્રીની વિગતવાર માહિતી મેળવવા માડી. તે આખો દિવસ ઘોડે બેસીને આસપાસના પ્રદેશોમાં ફરી ફરીને સેનાપતિ તરીકેની નજરથી

અવલોકન કરતો અને રાત્રે વિશ્રાંતિ ન લેતા નકશાઓ લઇને પ્રત્યક નદી, ખીણ અને ટેકરીઓની રચનાનો અભ્યાસ કરીને ફ્રેન્ચ સેનાને કયે ઠેકાણે ગોઠવ્યાથી ફાવતુ આવે, અને કયા જતા તે જોખમમા આવી પડે તે સબધી સઘળી યોજનાઓ તે પોતાના મનમા ઘડી રાખતો બે ત્રણ કલાકની ટુકી નિદ્રા લઇને સવાર પડતા પાછો એનો એજ ક્રમ જારી રાખતો આમ કરીને તે થોડાજ વખતમા આલ્પ્સ પર્વતની વિકટ કરાડો, નદીઓના વહેણ અને રસ્તાઓથી માહિતગાર થઇ ગયો આ વખતનો તેનો દેખાવ તે સમયના ફ્રાન્સના ફક્કડ યુવાનોથી તદ્દન જૂદાજ પ્રકારનો હતો. શરીરે પાતળો, એકવડા કાઠાનો અને તેમા વળી અત્યત પરિશ્રમથી સૂકાઇ ગએલો, પાતળુ મો, અણીદાર નાક, ફીક્કો વર્ણ, કાળજી વગર ઉભા હોળેલા વાળ, સ્ત્રીના જેવી નાજુક આગળીઓ, એ સર્વ જોતા અજાણ્યો માણસ તેનામા છૂપાયલા અગાધ સામર્થ્યને કળી શકતો નહિ માત્ર તેની ચળકતી આખ તેનામા રહેલા પ્રતાપાગ્નિની સાક્ષી પૂરતી હતી

નેપોલિયન જ્યારે નાઇસની છાવણીમા આવી પહોચ્યો ત્યારે ફ્રેન્ચ લશ્કર કાંઇ પણ લશ્કરી હિલચાલ કર્યા વગર સમુદ્ર કિનારે આવેલા આલ્પ્સ પર્વત ઉપર ખાઇઓમા પડાવ નાખીને બેસી રહ્યુ હતુ તેમની સામે ઑસ્ટ્રિયા અને સાર્ડિનિયાના, સખ્યામા ફ્રેન્ચોથી અનેક ગણા મોટા સૈન્યો તેમના ઉપર તુટી પડવાનો લાગ જોતા બેઠાં હતા ફ્રેન્ચ સેનાધિપતિ અનુભવી તો હતો પણ ઘરડો હોવાથી નિર્બળ થએલો અને સન્નિવાના દરદથી પીડાતો હતો નેપોલિયને છાવણીમા આવ્યા પછી ત્રણ અઠવાડીઆની અદર પોતાનો ઉત્સાહ, તેજસ્વિતા અને કાર્યતત્પરતાના પ્રભાવથી આખા ફ્રેન્ચ સૈન્યમા વિદ્યુતવેગે ક્ષાત્રમદનો પ્રચાર કર્યો એટલા થોડા વખતમાંજ આખી ફ્રેન્ચ સેનાએ ત્રણ વિભાગમા વહેચાઇને નેપોલિયને બતાવેલા જૂદે જૂદે રસ્તે થઇને શત્રુસૈન્ય ઉપર આક્રમણ કરવાને કૂચ કરી

ઑસ્ટ્રિયાનુ વિશાળ સૈન્ય મોટી છાવણી નાખીને નિરાતે આરામ લેતુ પડયુ હતુ તેમની દક્ષિણે આવેલા ઇટાલિના ફળદ્રૂપ પ્રદેશોમાથી તેમને ખોરાકની પૂરતી સામગ્રી મળ્યા કરતી હતી, અને તેઓ ખાઇપીને એશઆરામ કરતા હતા તેમને લેશમાત્ર પણ ખબર ન હતી કે ફ્રેન્ચ સેના વટોળીઆની ઝડપથી તેમના તરફ ધસી આવતી હતી જનરલ માસેના પદર હજાર માણસો લઇને છૂપે રસ્તે થઇને રોઝા નદી ઓળગીને શત્રુના પાછલા ભાગ ઉપર હુમલો કરવા આવતો હતો સેનાધિપતિ જનરલ ડુમરબિયન દશ હજાર માણસ સાથે તેમના આગલા ભાગ તરફ આગળ વધતો હતો, અને નેપોલિયન પોતે બીજા દશ હજાર માણસો લઇને ભૂમધ્ય સમુદ્રને કિનારે થઇને શત્રુને ઇટાલિમાંથી મળતાં અનાજ વગેરે અટકાવવા અને તેમને નાસતા અટકાવવાને ઉભો હતો

ઉપર કહેલી યોજના પ્રમાણે શત્રુસૈન્ય પર એવો જોસભેર હુમલો થયો કે થોડાક ખૂનખાર યુદ્ધો થયા પછી તેમને પોતાના મથક છોડીને નાસવું પડયું અને ફ્રેન્ચોના હાથમાં તેમના અનાજના ભંડાર તથા દારૂખાનું વગેરે સામગ્રી આવી ગઈ મે માસની આખર પહેલાં તો ફ્રેન્ચોની જયધ્વજા દક્ષિણ આલ્પ્સના એકેએક શિખર ઉપર ફર કવા લાગી આવી ત્વરિત અને અસાધારણ ફતેહના સમાચાર પારિસમાં વિજળીને વેગે પહોંચી ગયા તેનો બધો યશ સેનાધિપતિને મળ્યો પણ લશ્કરમાં બધાને સારી પેઠે ખબર પડી ગઈ હતી કે એક બીજાજ પુરુષની બુદ્ધિ અને સાહસથી આ પરિણામ આવ્યું હતું આ પ્રમાણે બીજી વાર નેપોલિયનને તેના પરાક્રમને માટે જાહેર યશ મળ્યો નહિ તોપણ ફ્રેન્ચ સેનામાં તેનું માન અને ગૌરવ તો દિવસે દિવસે વધવાજ લાગ્યાં હતાં

હજી પણ નેપોલિયન આસપાસના પ્રદેશની ભૂગોળરચના, લશ્કરને કૂચ કરાવવાના અને ખોરાક વગેરે મેળવવાના સાધનનો અભ્યાસ કરવામાં લાગનાગટ મંડ્યોજ રહ્યો હતો તેના મનમાં હવે દૃઢ વિશ્વાસ બેઠો હતો કે પોતે મહાન કીર્તિ મેળવવા સરજાયો છે અને તે દિશામાં તેનો પ્રયાસ ચાલુજ હતો

આ પ્રમાણે નેપોલિયન સ્વદેશસેવા કરવા માટે રાતદિવસ કઠોર પરિશ્રમ કરી રહ્યો હતો, તેવામાં તેને એકાએક કેદ કરીને લઈ ગયા અને સારે નસીબેજ પ્રાણદંડની શિક્ષામાંથી તે ઉગરી ગયો ગયા શિયાળામાં તે જ્યારે ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલા બંદરોનું રક્ષણ કરવા માટે નાના પ્રકારના ઉપાયની યોજના કરતો હતો તે વખતે તેણે એક કેદખાનાને સમારવાની આજ્ઞા કરી હતી તેનો વિચાર એવો હતો કે એ મકાન દારૂગોળો ભરી રાખવા માટે ઠીક ઉપયોગમાં આવશે તેની આજ્ઞા પ્રમાણે તે મકાનની મરામત થવા લાગી પણ કોઈ દુશ્મને રાષ્ટ્રવિપ્લવકારિણી સરકારના અધિકારીઓને એવું ભેરવ્યું કે દેશહિતૈષી નગરવાસીઓને કેદ કરવાને માટેજ નેપોલિયન એ મકાનની મરામત કરાવે છે તે સમયે ફ્રાન્સની એવી શોચનીય અવસ્થા હતી કે આ અપવાદની સત્યાસત્યતાનો નિર્ણય કર્યા વગરજ નેપોલિયનને માર્સેલ્સના કેદખાનામાં બંદીવાન બનાવીને પૂરી દીધો પંદર દિવસસુધી કેદખાનાનો સખ્ત જુલમ સહન કર્યા પછી તે નિર્દોષ ઠર્યો રાત્રિના બે વાગ્યે આ શુભ સમાચાર તેને પહોંચાડવા માટે એક લશ્કરી અમલદાર તેની કોટડીમાં દાખલ થયો અને જુએ છે તો નેપોલિયન ત્યાં કેદખાનામાં પણ પુસ્તકો અને નકશાઓ લઈને અભ્યાસ કરતો બેઠો હતો ! આવે વખતે જ્યારે પોતાની ગરદન જલ્લાદની છરીથી કઈ ઘડીએ કપાઈ જશે તેનીજ માત્ર તે રાહ જોતો હતો ત્યારે પણ તેને સ્વસ્થ ચિત્તે એકાગ્રતાથી પોતાની સેનાપતિ તરીકેની યોગ્યતામાં વૃદ્ધિ કરતો જોઈને મહાન નેપોલિયન તરફ શત્રુને પણ ભક્તિભાવ અને પ્રશંસા ઉત્પન્ન થયા વગર રહે નહિ

પેલા અમલદારે તેને પૂછ્યું કે તમે હજી ઉંઘી ગયા નથી ? નેપોલિયન કહે, "હું ઉંઘી ગયો હતો અને પાછો જાગ્યો પણ છું " તેણે પૂછ્યું, "એટલા વહેલા કેમ ઉઠ્યા ?" નેપોલિયન કહે, "બે કે ત્રણ કલાકની ઉંઘ બસ છે "

જ્ઞાન સંપાદન કરવાની અગત્યવિષે નેપોલિયનના પોતાના અભિપ્રાયના સબંધમા તેના જીવનને લગતો એક બીજો પ્રસંગ લઇએ એકવાર ટુલોનના ઘેરા દરમ્યાન તેનો નાનો ભાઇ લૂઇ તેને મળવા આવ્યો હતો બેઉ ભાઈ સવારમા ફરતા હતા તેવામા એક ફ્રેન્ચ પલટણે અંગ્રેજોનાં બાધકામો ઉપર હલ્લો કર્યો અને એક પળવારમાં બસે ફ્રેન્ચોના મૂડદા જમીનપર રઝળતા થઇ ગયા આ દેખાવ જોઇને નેપોલિયનને ઘણો ખેદ થયો અને તેણે પોતાના ભાઇને કહ્યું, "અફસોસ ! આ લોકોના જાનની નાહક ખુવારી થઈ ગઇ જો કોઇ પ્રવીણ સેનાપતિ તેમનો નેતા હોત તો આવું પરિણામ આવત નહિ, માટે ભાઇ, આ ઉપરથી શિખામણ લેજે કે **જેઓને બીજાઓના સરદાર થવાની અભિલાષા હોય તેમને જ્ઞાન મેળવવાની અત્યંત આવશ્યકતા છે.**" નેપોલિયન હમેશા પોતાનું જ્ઞાન વધારવાની પ્રવૃત્તિ કર્યાજ કરતો હતો તે એટલે સુધી કે તેના દરબારમા આવતા મોટા મોટા પંડિતો પણ તેનું અનેક વિષયોમા અગાધ જ્ઞાન જોઇને તેની આગળ માથું નમાવતા હતા જ્યારે તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે કૂચ કરતો ત્યારે તે એક નાની સરખી લાઇબ્રેરી સાથેને સાથેજ રાખીને ફરતો હતો યુદ્ધક્ષેત્રમા પણ આ નિયમનો કદિ પણ ભંગ થતો નહિ જે રથમા બેસીને તે પ્રયાણ કરતો હતો તેની અંદર અનેક વિષયોના ગ્રંથો અને લખવાની સામગ્રી રાખ્યા વગર રહેતોજ નહિ પ્રારબ્ધયોગે આજ, એ રથ લંડનના બ્રિટિશ મ્યૂઝિયમ (સંગ્રહસ્થાન)મા પડ્યો છે વૉટર્લૂના સંગ્રામ પછી રણક્ષેત્રમાથીજ તે અંગ્રેજ સૈન્યના કબજામા આવ્યો હતો

નેપોલિયનને ફ્રાન્સની પ્રજાસત્તાક સરકારે નિર્દોષ ઠરાવીને બંદીખાનામાથી મુક્ત કર્યો તોપણ તને બ્રિગેડિયર જનરલના પદ ઉપરથી નીચો ઉતારીને પાયદળ સૈન્યના ઉપરી તરીકે તેની નિમણૂક કરી, પરંતુ નેપોલિયન કાંઇ નિર્માલ્ય ન હતો કે આ અપમાન ગળી જઇને નોકરી ઉપર હાજર થાય પ્રજાસત્તાક સરકારે તેની અમૂલ્ય સેવાની કદર ન કરતા આવું અવિચારી કૃત્ય કર્યું તેથી પોતાને ભારે અપમાન થયું માનીને તેણે તરતજ રાજીનામું લખી આપ્યું અને પોતાની માતા તથા ભાઇ બ્હેનો માર્સેલ્સ રહેતાં હતાં ત્યા ચાલ્યો ગયો પરંતુ ત્યાં પણ તેણે ચાલુ રાજ્ય વિપ્લવના તેમજ ભૂતકાળના રાજ્યવિપ્લવોના ઇતિહાસનું તથા રાજ્યશાસન પદ્ધતિના શાસ્ત્રનું અધ્યયન તેણે જારીજ રાખ્યું હતું આવી પ્રવૃત્તિમા ૧૭૯૪નું વર્ષ પૂરૂં થયું.

કેટલાક સમયસુધી નિરુદ્યોગી બેસી રહેવાનો તેને કંટાળો આવ્યો તેથી નોકરી શોધવાને તે બીજીવાર પારિસ આવ્યો. ઘણાં ફાંફાં માર્યાં. તોપણ તેને નિરાશ થવું

પડયુ આ વખતે તેને તુર્કસ્તાન જઇને ત્યાના સૈન્યમા દાખલ થવાનો વિચાર પણ આવ્યો હતો

નેપોલિયન જ્યારે નોકરીની શોધમા પારિસની લશ્કરી ઑફિસોના પગથીઆં ઘસતો હતો તે વખતની તેની આર્થિક સ્થિતિ ઘણી દયામણી હતી ત્યારપછી ઘણે વર્ષે પદભ્રષ્ટ થઇને તેને સેંટહેલેનાના ટાપુમા કેદ કરવામાં આવ્યો ત્યારે એક રાત્રે તેને બિલકુલ નિદ્રા ન આવવાથી વાતો કરીને રાત ગાળવાની ઇચ્છાથી તેણે પોતાના વિષેના જૂની વાતો કહેવા માંડી પોતે ઉન્નત અવસ્થાએ પહોચ્યો ત્યાર પહેલાં એકવાર તે કેવા દારિદ્રમાં સડતો હતો તેનુ તેણે નીચે મુજબ વર્ણન કર્યું હતુ –

"આ વખતે એક દિવસ મારા મનમાં અત્યત નિરાશા ઉત્પન્ન થઇ ઘોર નિરાશાનુ જોર એટલુ બધુ વધી ગયુ કે તેથી મારા મગજની તુલનાશક્તિ પણ હુ ગુમાવી બેઠો મારૂ જીવન મને ભારરૂપ લાગવા માડયુ ત્યાર પહેલાં થોડાજ વખત પર મને મારી માતાનો કાગળ મળ્યો હતો તે પણ પોતાના દહાડા અત્યત કગાલિયતમા કહાડી રહી છે, એવા ખેદકારક સમાચાર તેમા લખ્યા હતા તે બિચારી વખાની મારી પોતાનાં બાળકોને લઇને કૉર્સિકામાંથી નાસીને માર્સેલ્સમા આવીને વસી હતી, પણ પોતાના બહોળા કુટુબના ભરણપોષણનુ સાધન તેની પાસે ન હતુ તે જમાનામા ફ્રાન્સના લોકોની અત્યત નિરકુશ અવસ્થા હતી અને દરેક પ્રકારના પાપાચરણ અને અનીતિ સ્ત્રીપુરુષોમા સામાન્ય થઇ ગયા હતા એટલે સુધી કે અમુક આચરણ પાપ છે એવી ભાવના પણ ઘસાઈ ગઇ હતી મારી માતા માત્ર તેના દઢ સાધુચરિત્ર અને સદ્‌ગુણોના બળથીજ પોતાની પુત્રીઓની પવિત્રતા સાચવી રહી હતી હુ નોકરી વગર રખડતો હતો મારી પાસે જે કાંઇ નાણુ હતુ તેમાનો મોટો ભાગ હું ખરચી ચૂક્યો હતો મારા ગજવામા હવે માત્ર એકજ ડૉલર બાકી રહ્યો હતો તે વખતે મારા મનમાં એકાએક એવોજ વિચાર આવ્યો કે આ જિદગીનુ ભવિષ્ય જ્યારે ઘોર અધકારમાં દટાયલુ છે અને વર્તમાન સમયની વિટબણા અસહ્ય છે, તો એવી અવસ્થામાં જીવવા કરતાં આ જિંદગીનો અત લાવીને દુખના કારાગરમાથી મુક્ત થવુ એજ બહેતર છે આવો ભયકર વિચાર કરીને હુ સેન નદીને કાઠે આપઘાત કરવાનો લાગ શોધતો ભટકતો હતો વળી વિચાર આવતો કે આત્મહત્યા કરવી એ તો બાયલાનુ કામ કહેવાય પણ વળી પાછુ ચાલુ દુખ સાભરી આવતુ અને આપઘાત કરવાના સકલ્પને પુષ્ટિ મળતી આવી અવસ્થામા જો હુ થોડોજ વખત એકલો રહ્યો હોત તો જરૂર મે નદીમા ભૂસકો મારીને આપઘાત કર્યોજ હોત, પણ એવામાં હુ એકાએક એક માણસની સાથે અથડાઇ પડયો તેનો પોશાક સામાન્ય મજૂરના જેવો હતો તેણે મને તરતજ ઓળખી કહાડયો અને મારી કોટે બાઝી પડયો પછી તેણે પૂછ્યું,

" કોણ નેપોલિયન ! તને હું બીજીવાર મળવા ભાગ્યશાળી થયો તેથી આજે મને કેટલો હર્ષ થાય છે ? " તેનુ નામ ડિમેસિસ હતુ તે તોપખાનાના સૈન્યમા મારો સોબતી અને જૂનો મિત્ર હતો અમે એકજ સૈનિક વિભાગમા નોકરી કરી હતી ફ્રાન્સમા રહેવુ તેને અત્યત વિપત્તિ અને દહેશતભરેલુ લાગવાથી તે પરદેશ જતો રહ્યો હતો અને હમણા તે પોતાની ઘરડી માતાને મળવા માટે ગુપ્ત વેશે ફ્રાન્સ પાછો આવ્યો હતો તે મારી પાસેથી ચાલ્યો જતો હતો એટલામા તે એકાએક થભ્યો અને મારા ભણી જોઇને બોલ્યો, ' પણ નેપોલિયન ! તને આ શુ થયુ છે ? તુ મારા બોલવા તરફ લક્ષજ આપતો નથી મને જોઇને તુ રાજી થયો હોય એવુ મને લાગતુ નથી શુ તારે માથે કોઇ પ્રકારની આફત છે ? જાણે તુ ગાડો બની ગયો હોય અને આપઘાત કરવાના વિચારમાં હોય એવા તારાં લક્ષણ દેખાય છે મારા મનનો વિચાર તે પૂરેપૂરો જાણી ગયો હતો તેથી હવે મારાથી તેની આગળ કશી વાત ગુપ્ત રખી શકાઇ નહિ મે મારૂ હૃદય ખોલીને બધુ વૃત્તાત તેને માડીને કહ્યુ આ સાભળીને તેણે કહ્યુ 'ઓહો ! તારે આટલુજ દુ ખ છે ને ? એ કશા હિસાબનુ નથી ગભરાઇશ નહિ ! એમ કહીને તેણે મારા હાથમા એક કોથળી મૂકી અને બોલ્યો, 'એમાં છ હજાર સોનાના *ડૉલર છે આ રકમ તને આપવાથી મને કોઇ જાતની અગવડ પડવાની નથી અને એ વડે તારી માનુ સકટ તો દૂર થશેજ ' આ નાણુ લેવાની તે ઘડીએ મને કેમ ઇચ્છા થઈ આવી તે તો હુ અત્યારે પણ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી, પણ તે વખતે એક ગાડાની માફક મે તે કોથળી તેના હાથમાથી લીધી અને હર્ષથી ઘેલો બનીને મારી ગરીબડી માને તે નાણુ મોકલી દેવાને વીજળીને વેગે ઉભે રસ્તે દોડયો જ્યારે મારી માને તે રકમ હુ મોકલી ચૂકયો ત્યારેજ મારા મનમા વિચાર આવ્યો કે અરે ! આ મે શો અન્યાય કર્યો ! જે જગ્યાએ મને ડિમેસિસ મળ્યો હતો ત્યાં હુ દોડી ગયો પણ ત્યા તે ન હતો ત્યાર પછી ઘણા દિવસ સુધી મે સવારથી સાજ સુધી તેની ખોળ કર્યા કરી પારિસમા જ્યા જ્યા તેનો મુકામ હોઈ શકે એવુ મને લાગ્યુ ત્યા બધે હુ તપાસ કરી આવ્યો પણ મારી મહેનત ફોકટ ગઈ મારી ચઢતી અવસ્થા થઈ અને મારા હાથમા સત્તા આવી ત્યારે પણ મે તેની ઘણીએ શોધ કરાવી પણ કાઇ વળ્યુ નહિ. છેવટે મારૂં ફ્રેન્ચ સામ્રાજ્ય પડવાની અણી પર આવ્યુ હતુ તેવામાં પાછો ડિમેસિસનો મને એકાએક મેળાપ થઇ ગયો તેના સમાચાર પૂછવાનો અને મારા તે વખતના વર્તન વિષે તેણે શો મત બાંધ્યો હતો અને આટલાં પદર વર્ષ સુધી શા માટે તેનુ નામ સરખુ પણ મારા સાભળવામા આવ્યુ નહિ તે પૂછવાનો

* ડૉલર સોનાના તેમજ ચાદીના પણ થતા હતા હમણા ચાદીના ડૉલરની કિમત રૂ ૩-૨-૦ જેટલી છે

હવે મારો વારો આવ્યો હતો તેણે કહ્યુ કે 'મારે પૈસાની જરૂર હતી નહિ તેથી મે તારી પાસે માગ્યા નહિ, જો કે મારી ખાત્રી હતી કે મે માગ્યા હોત તો તુ તત્કાળ આપ્યા વગર રહેતજ નહિ પણ મને બ્હીક એટલીજ હતી કે જો હુ તારી પાસે આવીશ તો તુ મને એ છ હજાર ડૉલર બળાત્કારે આપ્યા વગર અને મારો એકાંતવાસ છોડાવીને તારી નોકરીમા રાખ્યા વગર રહીશજ નહિ' તે શહેરના કોલાહલથી દૂર એકાંત સ્થળમા સુદર બાગ બગિચા બનાવીને શાંતિમય અને પરમસુખમય જીવન ગાળતો હતો તેણે પોતાના એક મિત્રને અત્યત દુખના વખતમા છ હજાર ડૉલર આપ્યા હતા પણ હવે તે મિત્ર એક શહેનશાહ હતો તેથી તેણે જોરજૂલમથી તેના હાથમાં સાઠ હજાર સોનાના ડૉલર મૂકીને પોતાનુ કરજ અદા કર્યુ તેને બાગ બગીચાનો શોખ હોવાથી મે તેને વાર્ષિક છ હજાર ડૉલરના પગારથી બાદશાહી બગીચાઓનો ઉપરી બનાવ્યો અને તેના ભાઇને પણ સારી જગ્યાએ દાખલ કર્યો."

"મહાન ઇશ્વરના અત્યત ગૂઢ નિયમોની પ્રબળ અમર હુ મારા જીવનમાં હમેશ જોતો આવ્યો છુ એ ગૂઢ નિયમોમાના કોઇ એક નિયમના પ્રભાવથી મારા બે મિત્રો, જેઓ બાળપણમા મારા સહાધ્યાયી હતા અને જેમની સાથે હુ દઢ સ્નેહના બધનથી જોડાયલો હતો તેમણે મારા ભવિષ્ય ઉપર અદ્ભુત અમર નીપજાવી છે ડિમેમિમે મને આપઘાત કરતા અને ફિલિપ્પોએ મને 'સેંટ જીન ડી એકર' જીતતો અટકાવ્યો જો મારા કાર્યમા ફિલિપ્પો આડો આવ્યો ન હોત તો પ્રાચ્ય જગત્ના દરવાજા જેવુ તે શહેર મે જીત્યુ હોત કૉસ્તતુનુ પણ મારા હાથમા આવત અને એશિયા ખડમા હુ એક વિસ્તીર્ણ સામ્રાજ્યની સ્થાપના કરી શકયો હોત"

હવે ફ્રાન્સની દક્ષિણ સીમા અને ઇટાલિના ઉત્તરના પ્રદેશ વચ્ચે પડેલી ફ્રેન્ચ સેના તરફ પાછા નજર કરીએ એ સૈન્યને જીવન આપનાર નેપોલિયન હવે ત્યાં ન હતો ઇટાલિમા વારવાર પરાજય પામીને તે સેનાએ હવ પાછા પગલા ભરવા માડયાં હતા પારિસના સત્તાધિકારીઓને લાગ્યુ કે ફ્રાન્સની પ્રતિષ્ઠા જાળવવાનો બીજો કશો ઉપાય રહ્યો નથી ત્યારે તેમણે આખરે નેપોલિયનને તેડાવ્યો તેણે એ પ્રદેશમાં પોતાના નિવાસ દરમ્યાન મેળવેલી સ્થાનિક માહિતી, યુદ્ધશાસ્ત્રનુ તેનુ ઉડુ જ્ઞાન અને અનુભવ અને તેના અત્યત સુસસ્કૃત મગજમા ભરેલી અખૂટ યોજનાઓ એ સર્વના પ્રભાવથી તે થોડાજ વખતમા પારિસના મત્રીમડળનો નેતા બની ગયો

નેપોલિયન પ્રધાનમડળના (કમિટી ઑફ પબ્લિક સેફ્ટી) તમામ સભાસદો કરતા વયમા નાનો અને દેખાવમા છોકરા જેવો દેખાતો હતો તોપણ તેની ગભીર વિચારશીલ મુખાકૃતિવડે તેણે આપેલી સલાહ સૂચનાઓ બધાને માન્ય રાખવી પડી અને ઇટાલીમા પોતે હતો તે દરમ્યાન તેણે જે સ્થાનિક માહિતી મેળવી હતી તેને આધારે ફ્રેન્ચ સૈન્યને કયી કયી જગ્યાએ ગોઠવી દેવુ તે વિષે તેણે એવી તો આબાદ

યોજના રજૂ કરી કે તેને અમલમા મૂકતાની સાથેજ ઑસ્ટ્રિયાનુ સૈન્ય આગળ વધતુ અટક્યુ અને ફ્રેન્ચ સૈન્ય જો કે પોતાના શત્રુઓથી નાનું હતુ તોપણ પોતાનો બચાવ કરવાને શક્તિવાન થઈ ગયુ આ પ્રમાણે પારિસમા રહ્યાં રહ્યા જ્યારે નેપોલિયન ફ્રેન્ચ સૈન્યની પરિચાલના કરતો હતો તે વખતે પણ જ્યારે તેને અવકાશ મળતો ત્યારે પોતાનુ જ્ઞાન વધારવા તે ચૂકતો ન હતો

ફ્રાન્સના લોકોનુ નીતિનુ ધોરણ તે સમયે ઘણુજ હલકુ થઈ ગયુ હતુ અને તે જમાનામાં તમામ યુવકો જ્યારે વિષયલપટતામા ગરકાવ થઇ ગયા હતા, ત્યારે નેપોલિયન એક સાધુની બરોબરી કરી શકે એવી દૃઢ અને નિષ્કલક નીતિ જાળવી રહ્યો હતો તેનુ કારણ વિચારવા જેવુ છે હાલ જેને આપણે ધર્મ કહીએ છીએ તેવા ધર્મના સસ્કાર તેના હૃદય ઉપર પડેલા ન હતા પરલોકમા થતી શિક્ષાનો ભય જે ઘણા માણસોને પાપ કરતાં અટકાવે છે તેવો કોઈ જાતનો ભય અથવા તેનો વિચાર સરખો પણ તેને આવતો ન હતો, પરતુ તેના મનમાં એવી પ્રબળ મહત્વાકાંક્ષાનો અને પોતાની નામના થાય એવા પરાક્રમો કરવાની અભિલાષાનો વેગ એવો અદમ્ય હતો કે તેમની આગળ વિષયવાસના તો શુ પણ બીજો સામાન્ય વિચાર પણ તેના મગજમાં આવી શકતો ન હતો, અને તેની સાથે તેનું મન કુદરતી રીતે એવુ સુસસ્કૃત હતુ કે ધર્મશાસ્ત્રની મદદ વગર પણ શુ કર્તવ્ય છે અને શુ અકર્તવ્ય છે તેનો વિવેક તે આપોઆપજ કરી શકતો હતો

આ વખતે પારિસમા ભયકર અરાજકતા અને હડહડતી નિરકુશતાનુ રાજ્ય ચાલી રહ્યુ હતુ અને તેથી કરીને રાત પડી ગયા પછી પણ શહેરના રાજમાર્ગ ઉપર ચાલવુ ઘણુજ જોખમ ભરેલુ ગણાતુ હતુ એવામા એક સ્નેહી માદો પડ્યો અને નેપોલિયન તેને જોવા ગયો રાતના દશ વાગ્યા પછી તેની માદગીએ ગભીર સ્વરૂપ લીધુ ડૉકટરને બોલાવવા જવા માટે આવા જોખમ ભરેલા સમયમા ઘર બહાર નીકળીને પોતાના ઉપર સકટ વહોરી લેવાની ઘરના કોઈ પણ નોકરે ઇચ્છા બતાવી નહિ વરસાદ પણ મુશળધાર વરસતો હતો નેપોલિયનથી આ અવસ્થા જોઇ શકાઇ નહિ તે પોતાની સલામતીનો બિલકુલ વિચાર ન કરતા ઘરમા કોઇને કશી વાત કર્યા વગર એકલો બહાર નીકળી પડ્યો અને આ ઘોર અધારી રાતે વરસાદથી તરબોળ બનીને ડૉકટરને તેડી લાવ્યો આની ઉદારવૃત્તિ, પરમાર્થ ભાવના અને આત્મત્યાગનો જુસ્સો એ સર્વ ઉમદા ગુણો નેપોલિયનમાં સ્વાભાવિક રીતેજ હતા તે જમાનામા ફ્રાન્સની અદર કોઈ પણ જાતનો ધર્મ તો હતોજ નહિ ખ્રિસ્તી ધર્મ તિરસ્કારને પાત્ર થઈ ચૂક્યો હતો અને દેવાલયોને લોકોએ કા તો તોડી પાડ્યાં હતાં અથવા તો વિજ્ઞાનની પ્રયોગશાળાઓ તરીકે તેમનો ઉપયોગ કરવામા આવતો હતો. વળી આત્માના અવિનાશીપણાને તો કોઇ માનતુજ નહિ આવી વસ્તુ–સ્થિતિ

હોવાથી ચારિત્ર્યના સઘટનમા ધર્મની જે સહાયતા મળે છે તે લાભ નેપોલિયનને મળ્યો ન હતો છતા પણ તેનુ હૃદય સ્વાભાવિક રીતેજ ભકિતથી ભરપૂર હતુ તે વિચારશીલ અને ગભીર હતો અને કુદરતની ભવ્યતા અને ગહનતાની તેના હૃદય ઉપર ઉડી અસર થતી હતી જગત્મા સર્વથી મહાન્ બનીને અમર કીર્તિ પ્રાપ્ત કરવી એજ વિચાર તેના મગજમાં ઘુમતો હતો અને તેજ દિશા તરફ તેના જીવનનો પ્રવાહ એક, અવિચ્છિન્ન ધારાએ વહેતો હતો તેની જુવાનીમા પણ તેને કોઈ જાતનો મોહ હતોજ નહિ અને ઘડપણમાં પણ તે કહેતો કે મારી આખી જિદગીમાં મે ઘણીજ થોડીવાર વિષયસુખ લીધુ છે અને તે પણ માત્ર જોસેફાઈનના પ્રેમને લીધેજ

હવે આપણે ફ્રાન્સના આતરિક ઇતિહાસનુ અને ત્યાંની નવીન શાસનપદ્ધતિનુ અવલોકન કરીએ આ સમયે ફ્રાન્સની "જાતીયસમિતિ" એ નવીન શાસન પદ્ધતિ ઘડી કહાડી હતી આ નવીનપદ્ધતિ મુજબ ફ્રાન્સના રાજ્યતત્રના નેતા તરીકે કોઈ પણ એકજ માણસને સભાપતિ ( પ્રેસીડેન્ટ ) ન બનાવતા પાચ યોગ્ય માણસોની એક સભાનુ બધારણ કરવામાં આવ્યુ હતુ, અને એ સભાના સભાસદોને "ડાઇરેકટર" એવુ નામ આપવામાં આવ્યુ હતુ રાજકારભારની તમામ પ્રકારની સત્તા અને જવાબદારી એ પાંચ જણની હતી કાયદા ઘડવાનુ કાર્ય બીજી બે સભાઓના હાથમા હતુ એકનુ નામ "પ્રાચીન સમિતિ" અને બીજીનુ નામ "પ્રતિનિધિઓની સભા" અથવા "પચશતી સમિતિ" હતુ પહેલી સભામા ૨૫૦ સભાસદો હતા અને બીજીમા તેના નામ પ્રમાણે ૫૦૦ સભાસદો રાખ્યા હતા

અત્યાર સુધીમાં ઘડાઇ ગએલા તમામ રાજ્યબધારણો કરતાં આ બધારણ સર્વથી સારૂ અને પ્રજાસત્તાક રાજ્યના ધોરણપર ઘડાયુ હતુ તેના ઉદ્દેશ હતા એક તો ફ્રાન્સ ઉપર આક્રમણ કરવા આવેલા વિદેશી રાજાઓના સૈન્યથી અને દેશમા વસતા રાજભકતોનાં કાવત્રાંથી દેશનુ રક્ષણ કરીને પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ જાળવી રાખવી અને બીજુ જેકોબિન પક્ષવાળાઓ દેશમા જે કેવળ અઘેર અને અરાજકતાજ પ્રવર્તાવી રહ્યા હતા તેમની નિરકુશતામાથી પણ દેશનો બચાવ કરવો

હવે આ વખતે ફ્રાન્સની પ્રજામાં રાજનૈતિક વિચારોના ધોરણથી જોતા ત્રણ પક્ષ પડી ગયા હતા એક પક્ષ રાજભકતોનો હતો તેઓ વિદેશી રાજાઓની સહાયથી પ્રજાસત્તાક રાજ્યને તોડી પાડીને પદભ્રષ્ટ થએલા બુર્બોન વશીય રાજાઓનો પુન રાજ્યાભિષેક કરવા ચાહતા હતા, બીજો પક્ષ રાષ્ટ્રવિપ્લવકારી જેકાબિન લોકોનો હતો, તેઓ ચાલુ જનસમાજને ભાગી તોડીને એક નવીન પ્રકારની સમાજ ઉત્પન્ન કરવા ઉત્સુક હતા, અને પ્રજાસત્તાક રાજ્યનુ રક્ષણ કરવુ, રાજ્યબધારણમાં અને સમાજનીતિમા સુધારણા કરવી છતા ઉચ્છેદ ન કરવો અને રાષ્ટ્રવિપ્લવનુ ઉપશમન

કરવુ એવો મત ધરાવનાર એક ત્રીજો પક્ષ હતો

ઉપર કહેલુ નવીન રાજ્યબંધારણુ જ્યારે લોકવર્ગની સભા આગળ મંજૂરી માટે રજૂ કરવામા આવ્યુ ત્યારે લોકોએ તથા લશ્કરે બેઉએ તેને વધાવી લીધુ પણુ ખુદ પારિસ નગરમા એની વિપરીત અમર થઇ રાજભકતો અને જેકોબિન પક્ષના લોકો જેઓ અત્યારસુધી એકબીજાના કટ્ટા શત્રુ હતા તેઓ આ નવીન રાજ્યપદ્ધતિની સામે લડત કરવામા એક થઇ ગયા દરેક પક્ષ એમ સમજતો હતો કે પ્રજાસત્તાક રાજ્યનો વિનાશ થતાં અમારો પોતાનો હેતુ સફળ થશે પારિસ શહેરના ૯૪ વિભાગમાથી ૪૮ વિભાગ આ નવા ખરડાની તરફેણુમા અને ૪૬ વિરુદ્ધ પડયા પ્રજાકીય સમિતિએ તે ઉપરથી આ ખરડાને વધુમતે મંજૂર થએલો જાહેર કર્યો અને તરતજ તેનો અમલ કરવા માડયો આથી વિરુદ્ધ પક્ષના લોકોએ શસ્ત્ર ધારણુ કરવા માંડયા પારિસના હલકા વર્ગના લોકોને કોઇ પણુ જાતનુ તોફાન કરવાનુજ પસંદ હતુ તેથી તેઓ પણુ રાજભકતોના પક્ષમા ભળ્યા, અને પ્રજાકીય સૈન્ય પણુ બળવાખોરોની સાથે સામેલ થયુ અને આખા રાજનગરનુ વાતાવરણુ બળવો અને તોફાનથી ભરપૂર થઇ ગયુ

હવે પ્રજાકીય સમિતિની સ્થિતિ ઘણીજ ભય ભરેલી થઇ પડી, કારણુ કે તે જમાનામાં મનુષ્યજીવનની કિંમત ઘણીજ તુચ્છ ગણાતી હતી અને મનુષ્યરકતનો પાણીની માફક દુર્વ્યય થતો હતો વળી સામા પક્ષમાં અશિક્ષિત, ભટકેલ મવાલીઓ કે કાચી ઉમરના છોકરાઓ ન હતા કે તેઓ માત્ર ચીચીઆરીઓ પાડીને અથવા તેમના ઘર ઉપર પથરા નાખીને બેસી રહે પણુ તેમના પક્ષમા ચાળીશ હજાર તાલીમબાજ યોદ્ધા પૂરતો દારૂગોળો અને તોપખાનુ હતુ તેમના આગેવાનો અનુભવથી ઘડાયલા સેનાપતિઓ હતા આ બળવાન શત્રુઓની સામે મોકલવાને પ્રજાકીય સમિતિ પાસે માત્ર પાચ હજાર સિપાઇઓ હતા અને તેઓ પણુ અણીની વખતે શત્રુને મળી જશે કે નહિ તેનો સંદેહ હતો પ્રજાકીય સમિતિએ એ પાચ હજાર માણુસો સાથે જનરલ મેનુને મોકલ્યો શુ થાય છે તે જોવાની ખાતર નેપોલિયન પણુ એ સૈન્યની સાથે ગયો, પરતુ એ નરમ હૈયાનો સેનાપતિ શત્રુની મોટી સંખ્યા જોઇનેજ ડરી ગયો અને લડયા વગર પાછો હઠયો આ બનાવ બનતાજ પારિસના રાજમાર્ગ ફતેહના પોકારથી ગાજી ઉઠયા અને હવે બળવાખોરોને ખાત્રી થઇ કે લશ્કરનાં માણુસો લોકો ઉપર ગોળીબાર કરશે નહિ

આ પ્રમાણે ભયભીત થએલા પારિસ શહેર ઉપર રાત્રિની કાળી, શોકાતુર ચાદર પથરાતી હતી અને હવે શુ કરવુ તેનો વિચાર કરવાને પ્રજાકીય સમિતિના સભાસદો ધડકતે હૈયે મંત્રણાગૃહમા બેઠા હતા શુ થાય છે તે સાભળવાને નેપોલિયન પણુ ઝરૂખામાં જઇને બેઠો હતો સમિતિએ જનરલ મેનુને બરતરફ કર્યો અને

તેની જગ્યાએ બારાસને નીમ્યો સમય ઘણોજ બારીક હતો બળવાખોરોની સામે થવુ એ અસભવિત હતુ અને જો સામે થતા પરાજય થયો તો મરણુજ નીપજ વાનુ એમા પણ શક ન હતો બારાસ ગભરાયો પણ આ વખતે તેને નેપોલિયન યાદ આવ્યો તે પણ ટુલોનના ઘેરામા હાજર હતો અને તેણે નેપોલિયનનુ સાહસ, યુદ્ધનિપુણતા વગેરે જોયા હતાં તેથી તેણે કહ્યુ, "જો આ અણીને વખતે આ પણ રક્ષણ કરી શકે એવો કોઈ હોય તો માત્ર એકજ માણસ છે અને તે નેપો લિયન બોનાપાર્ટ છે "

નેપોલિયનને તરતજ સભામા બોલાવવામા આવ્યો બારાસે તેનાં વખાણ કરેલા તે ઉપરથી સભાસદો એવુ ધારતા હતા કે નેપોલિયન રાક્ષસી કદનો, લડાયક આ-કૃતિનો અને કરડા દેખાવવાળો માણસ હશે પણ મોટા આશ્ચર્ય સાથે તેમણે જોયુ કે તે તો એક નાજુક બાધાનો, ફિક્કા ચહેરાનો, કોમળ ગાલવાળો અને દેખાવમા અઢારેક વર્ષની ઉમ્મરનો જુવાનીઓ છે પ્રમુખે તેને પૂછ્યુ કે "તમે પ્રજાકીય સમિતિનો બચાવ કરવા તૈયાર છો?" અને તેટલો ટુકો જવાબ આપવની નેપો લિયનને ટેવ હેવાથી તેણે ઠંડે કલેજે જવાબ આપ્યો કે હા, એક પળવાર વિચાર કરીને પ્રમુખે તેને ફરીથી પૂછ્યુ કે "આ કામમા રહેલુ ગભીર જોખમ તમે બરા બર સમજ્યા છો?" નેપોલિયનના તીક્ષ્ણ દૃષ્ટિપાત આગળ ભલભલા માણસો ક્ષોભ પામ્યા વગર રહેતાજ નહિ, પ્રમુખ તરફ તેવો એક વીજળી જેવો દૃષ્ટિપાત કરીને તેણે કહ્યુ, "હુ એ જોખમ પૂરેપૂરૂ સમજ્યો છુ અને જે કામ હુ માથે લઉ છુ તેને પાર પાડયા વગર રહેતોજ નથી " આ અસાધારણ પ્રતિભા-શાળી પુરુષના અવાજમા એવી એક ગૂઢ શક્તિ રહેલી હતી કે તે વડે તેણે બધી સભાની શ્રદ્ધા તરતજ સપાદન કરી લીધી આવા દિલને ઉશ્કેરે એવા પ્રસગમા પણ શાત, ગભીર અને નિરક્ષેપણે તેણે જે ઉત્તર આપ્યો હતો તેથી આખી સભાને એમજ લાગ્યુ કે આપણી આગળ એક અસાધારણ સામર્થ્યવાન પુરુષ ઉભેલો છે થોડીક જરૂરની વાતચીત કરી લીધા પછી તેણે કહ્યુ કે "મારી એક સરત મજૂર રાખશો તોજ હું આ કામ માથે લઇશ કે સૈન્યનુ ઉપરીપણુ મારા એકલાનાજ હાથમાં રહેવુ જોઇએ." આવા કટાકટીના વખતમાં તકરાર કર-વાનો અવકાશ ન હોવાથી સભાએ તેની સરત મજૂર રાખી

ટુલોનના ઘેરા વખતે અને ઇટાલિની લડાઇઓમા નેપોલિયને જે બુદ્ધિબળ સાહસ અને કાર્યતત્પરતા બતાવ્યા હતાં તેનો યશ બીજાને મળ્યો હતો, પણ હવે આ મહાપુરુષની બાહોશી અને કાર્યતત્પરતા પારિસ નગરના લોકો નજરોનજર જોઇ શકયા પારિસથી પાચ માઇલને અતરે એક તોપખાનુ હતુ ત્યાથી તોપો લઈ આવવાને નેપોલિયને લશ્કરી ઘોડેસ્વારો મોકલ્યા અને બળવાખોરો સામે થયા

છતા તેઓ રાતોરાત પચાસ તોપો ખેંચી લાવ્યા ટુઇલેરિસના રાજભવનની આસપાસ નગરની સાથે સબધ ધરાવતા, નાના પ્રકારના વૃક્ષોથી સુશોભિત થએલા અનેક રાજમાર્ગ હતા એ તમામ રસ્તે થઇને ઉપરોક્ત મહેલની નજીક આવી શકાતુ હતુ. નેપોલિયને પોતાની તોપો એવી એવી જગ્યાએ ગોઠવી દીધી કે બળવાખોરોનુ સૈન્ય એમાના કોઇ પણ રસ્તેથી આવી શકે નહિ અને આવવા જાય તો એ તોપોના ગોળાથી વીધાયા વગર રહે નહિ તે સિવાય મહેલથી થોડે થોડે અતરે આવેલા તમામ પૂલ અને રસ્તાઓ ઉપર ગોળાઓનો વરસાદ વરસાવી શકાય એવી તમામ જગ્યાએ તેણે ગોળા અને છરાથી ભરેલી તોપો ગોઠવી દીધી

આખી રાત આ યુવાન સેનાપતિએ પળનો પણ આરામ લીધો ન હતો ઘડીમાં અહિં તો ઘડીમા બીજે ઠેકાણે એમ સ્થળે સ્થળે જઇને તે યોદ્ધાઓને સૂચના આપતો હતો અને તેમના હૃદયમા ઉત્સાહ અને વીરરસનો સચાર કરતો હતો કેવા બળવાન શત્રુ સામે લડવાનુ છે તેની તેને પૂરેપૂરી ખબર હતી માત્ર પાચજ હજાર માણસોની મદદથી અનુભવી સરદારોવાળા અને ઉંચામા ઉચા હથિયારવાળા ચાલીશ હજાર તાલીમબાજ યોદ્ધાઓની સામે તેને ટક્કર લેવાની હતી બધી તૈયારી કરી રહ્યા પછી નેપોલિયને આઠસો બદુકો મગાવી અને એક એક સભાસદને એક એક બદુક આપી આથી કરીને તેમને નેપોલિયનની દક્ષતાની અને આવતી કાલના યુદ્ધના જોખમની પૂરેપૂરી ખાત્રી થઇ જ્યારે રાત્રિનો અધકારમય પડદો ધીરે ધીરે ઓછો થતો ગયો અને અરુણોદયથી પૂર્વ દિશાનું આકાશ રગાઇ ગયુ ત્યારે સર્વના જોવામાં આવ્યુ કે નેપોલિયનના અવિશ્રાત પરિશ્રમને પરિણામે ટુઇલેરિસનો મહેલ એક કિલ્લેબધીવાળી લશ્કરી છાવણીના રૂપમા ફેરવાઈ ગયો હતો

હવે પારિસમા ઘટનાદ થવા લાગ્યા, હજારો મનુષ્યોના ટોળા એકઠા થતા ગયા, અને ટુઇલેરિસના મહેલ તરફ કૂચ શરૂ થઈ સભાસદો ધડકતે હૈયે મૌનપણે બેઠા બેઠા શત્રુના હુમલાની રાહ જોવા લાગ્યા નેપોલિયન પણ શત્રુને આવકાર આપવાની તમામ તૈયારી કરી નાખ્યા પછી ફિક્કે અને ગભીર ચહેરે તેમની રાહ જોતો બેઠો હતો તેનો નિશ્ચય એવો હતો કે શત્રુઓ પહેલો ગોળીબાર કરે ત્યાર પછી આપણે તેનો જવાબ વાળવો, પણ પહેલો ઘા કર્યાની જવાબદારી શત્રુને માથે રાખવી

હવે ચારે દિશાએથી શત્રુદળ ધ્વજા ફરકાવતુ અને યુદ્ધના ગીત ગાતુ ગાતુ રાજમહેલ તરફ આવવા લાગ્યુ વિજયની તેમને પૂરેપૂરી ખાત્રીને લીધે તેઓ નેપોલિયનની તોપોનુ નિશાન થઇ શકે એટલા બધા નજદીક આવી પહોંચ્યા અને તેમની આગલી હારે ગોળીબાર શરૂ કર્યો તરતજ નેપોલિયનની તોપોમાંથી પણ પ્રલયાગ્નિ વરસવા લાગ્યો તેની દરેક તોપ શત્રુ ઉપર સચોટ, પ્રાણઘાતક અને નિર્દય ગોળાઓની વૃષ્ટિ કરવા લાગી, અને માણસોથી ખીચોખીચ ભરાયલા રસ્તાઓ

ઉપર છરા અને ગોળાની ઝડી મચી રહી મરેલા અને ઘવાયલા યોદ્ધાઓથી સડકો છવાઈ ગઇ શત્રુની હાર તૂટી–નાસભાગ થઈ પણ નેપોલિયનની નિર્દય તોપોના ધડાકા ચાલુજ રહ્યા તેઓ નાઠા પણ તેમની પાછળ યમના દૂત જેવા આવતા ગોળાઓથી હજારો પટકાઇ ગયા પારિસના રાજમાર્ગમા હાહાકાર વર્તાઇ ગયો હજી રાજમહેલની ચારે દિશાએથી ધગધગતા ગોળાઓ છૂટયાજ જતા હતા શત્રુઓ નાને મોટે અનેક રસ્તે થઇને નાઠા પણ એકે રસ્તો એવો ન હતો કે જ્યાં નેપોલિયનની તોપનો ગોળો ન પહોચે શત્રુને નાસતા જોઇને નેપોલિયને પોતાના નાના સૈન્યને તેમની પૂઠ પકડવાની આજ્ઞા આપી, પરતુ વગર ગોળીના ખાલી બારજ કરવા એવુ તેમને સાથે સાથે કહી રાખ્યુ હતુ ભયભીત થએલા લોકો નાસવા લાગ્યા અને તેમની પાછળ બદુકોના ખાલી બાર થતા ગયા એમ કરતા એક કલાકની અદર શત્રુસૈન્યનુ નામનિશાન ન રહ્યુ પછી નેપોલિયને શહેરના જૂદા જૂદા વિભાગોમા લશ્કરનાં થણા બેસાડયા અને ફરીથી બખેડો થવા ન પામે તે માટે નગરવાસીઓના હથિયાર જપ્ત કર્યા ઘાયલ થએલાઓને દવાખાનામા લઇ જવાનો અને મરેલાઓને દફન કરવાનો તેણે હુકમ કર્યો આ પ્રમાણે તમામ કામ પૂરૂ કરી રહ્યા પછી જાણે કશો મહત્ત્વનો બનાવ બન્યોજ ન હોય તેમ પોતાના હમેશના શાત, ગભીર અને ફિક્કે ચહેરે તે ટુઇલેરિસના રાજમહેલમા દાખલ થયો

હવે પ્રજાકીય સમિતિએ નેપોલિયનને માનથી વધાવી લીધો અને તેણે પોતાનાજ બુદ્ધિબળ અને પરાક્રમથી પ્રજાસત્તાક રાજ્યતત્રનુ રક્ષણ કર્યું છે એવો સર્વાનુમતે ઠરાવ પસાર કર્યો નેપોલિયનને ફ્રાન્સના સ્થાનિક સૈન્યના સેનાધિપતિનું પદ મળ્યુ અને રાજનગરનુ સરક્ષણ અને શાસન કાર્ય પણ તેનેજ સોપવામા આવ્યા પાચ ડાઇરેકટરો ઉપરથી ડાઇરેકટરી એવુ નામ આપીને નેપોલિયને નવુ રાજ્યબધારણ ઘડી આપ્યુ પણ થોડાજ મહિનામા તેણે લેશ માત્ર પણ રક્તપાત કર્યા વગર કેવળ નૈતિક બળથી એ રાજ્યતત્રને ઉથલાવી નાખ્યુ

આ પ્રમાણે બળવાખોરોનો પરાજય થયથી રાજાના પક્ષકારોને સખત ફટકો વાગ્યો અને પ્રજાસત્તાક રાજ્યના પાયા સુદૃઢ થયા, પરતુ આ ફતેહને વખતે પણ નેપોલિયને પોતાનો હમેશનો ઉદાર સ્વભાવ જાળવી રાખ્યો હતો તેણે પોતાના વગથી બળવાખોરોને માફી આપવાનો ઠરાવ પસાર કરાવીને જનરલ મેનુને દેશદ્રોહી તરીકે વધસ્તભ ઉપર જતો બચાવી લીધો

આ ફતેહથી નેપોલિયનના દરજ્જામા અને માન મરતબામાં ઘણો વધારો થઇ ગયો હજી તે માત્ર પચીશજ વર્ષના ઉમરનો હતો પણ તેની અસાધારણ દેશ સેવાને લીધે લોકોમા તે માનનીય થઇ પડયો નેપોલિયનની આ ચડતી દશા કાંઈ આકસ્મિક દૈવયોગનુ પરિણામ ન હતુ, પણ તેણે યુદ્ધ પાઠશાળામા કરેલો તનતોડ અભ્યાસ,

લશ્કરી અમલદાર થયા પછી યુદ્ધશાસ્ત્રનું જ્ઞાન મેળવવા પાછળ તેણે લીધેલી લાગટ મહેનત, ટુલોનના ઘેરા વખતે તેણે બતાવેલા કાર્યતત્પરતા, ઉત્સાહ, અને નીડરતા, ફ્રાન્સના કિનારાનું રક્ષણ કરતી વેળા ઠંડા પવનના સુસવાટ અને વરસાદની સખ્ત ઝડીઓમા લીધેલો પરિશ્રમ અને આલ્પ્સ પર્વતના ઘાટનો ઑસ્ટ્રિયાના સૈન્ય સામે બચાવ કરવાનો તેનો અવિશ્રાંત ઉદ્યોગ, આ સર્વના ફળ તરીકેજ આ ચડતી દશા તેને પ્રાપ્ત થઈ હતી

આ પ્રમાણે તેની અવસ્થા સુધરી અને તેની આવક વધી કે તરતજ તે પોતાની માતાને મળવા માર્સેલ્સ દોડી ગયો અને તેને માટે તથા પોતાનાં ભાઇબહેનોમાટે તમામ પ્રકારના સુખનાં સાધનો આપી આવ્યો, અને ત્યાર પછી આખર સુધી તેણે તેમના સુખને માટે કાળજી રાખી હતી

હવે જે જગ્યાએ તેની નિમણૂક થઇ હતી તે અત્યંત જોખમભરેલી હતી અને તેને હમેશા અત્યંત બુદ્ધિ, ચતુરાઈ અને નૈતિક બળનો ઉપયોગ કરીને કામ લેવું પડતું હતું રાજાના પક્ષકારો તથા જેકોબિન મંડળના લોકો ઘણાજ ઉશ્કેરાઈ ગયા હતા નવું રાજ્યતંત્ર હજી દૃઢ થયું ન હતું અને તેનો પ્રભાવ હજી લોકો ઉપર પૂરેપૂરો પડયો ન હતો પારિસમાં દુર્વ્યવસ્થા અને અંધેર ચાલી રહ્યું હતું રાષ્ટ્ર-વિપ્લવને લીધે હજારો-લાખો માણસો ધંધા વગર રખડતા થયા હતા અને પાટ-નગરમા ભૂખમરો ચાલતો હતો ભૂખે મરતી રૈયતનો નિર્વાહ કરવાનો બોજો, સરકારી તિજોરી ખાલી છતાં નવા રાજ્યતંત્રને માથે આવી પડયો હતો આ અણીને વખતે નિરંકુશતાને દબાવી દેવામા નેપોલિયને દૃઢતાની સાથે બુદ્ધિનો અને દયાનો પણ પુષ્કળ ઉપયોગ કર્યો હતો





# प्रकरण ५ मुं—लग्न १९७६



ઉપર કહ્યા પ્રમાણે ઉત્સાહ, કુશળતા અને સહૃદયતાથી નેપોલિયને પારિસ નગરીનુ રાજ્યતંત્ર ચલાવવા માડયા પછી અલ્પ સમયમા તે સર્વને અત્યંત પ્રિય થઇ પડયો અને તેનુ નામ પારિસમા ઘેરેઘેર ગવાવા લાગ્યુ તેની નાજુક આકૃતિ, સુંદર કાંતિ હસમુખો અને મોહક ચહેરો અથાગ ઉત્સાહ અને તેજસ્વિતા વગેરે વિવિધ ગુણવડે તેણે સર્વનુ લક્ષ પોતાના તરફ ખેંચ્યુ અને સર્વના હૃદય જીતી લીધા

આ વખતે પારિસમાં ભયંકર મોંઘવારી અને ભૂખમરાને લીધે હજારો કુટુંબોની દુર્દશા થઇ હતી દરેક જાતના ધંધારોજગાર બંધ થઇ ગયા હતા, આથી કરીને મહેનત મજૂરી કરીને નિર્વાહ કરનાર માણસોને ગુજરાનનુ લેશ પણ સાધન રહ્યુ ન હતુ શ્રીમંતો પોતાની દોલતનો નાશ થતા થતા જે કાંઇ બચ્યુ હતુ તે લઇને પરદેશ નાસી જતા હતા હજી નવીન રાજ્યતંત્રનો અમલ બરાબર જામ્યો ન હતો આ સમયે લોકો કાયદાને માન આપતા ન હતા સર્વત્ર અંધેર અને અંધાધુંધી પ્રવર્તી રહ્યાં હતા બદમાસ અને બળવાખોર લોકોની નિરંકુશતાને વશ રાખવાનુ એક માત્ર સાધન નેપોલિયનનુ તોપખાનુજ હતુ તેની એકલાનીજ ધાક લોકોમા બેસી ગઇ હતી નેપોલિયને થોડાજ વખતમા નેશનલ ગાર્ડ ( પ્રજાકીય રક્ષકોનુ સૈન્ય ) નામના સૈન્યને સુવ્યવસ્થિત કર્યું અને તેની મદદથી શહેરમા સુલેહશાંતિ જાળવી રાખ્યા, પણ એટલાથીજ તેનુ કામ પૂર્ણ થયુ ન હતુ શિક્ષાના ભયથી બંડખોરોને દબાવી દઇને અને ભવિષ્યમા થતા અટકાવીને નેપોલિયન સંતુષ્ટ થયો નહિ, પણ ભૂખમરાથી પીડાતી રૈયત તરફ દયા અને સહાનુભૂતિ દાખવીને તેમના દુઃખ દૂર કરવાને તેણે બનતો પ્રયાસ કર્યો, અને એજ કાર્યને લીધે તેણે આરંભથીજ પારિસની પ્રજાની અથાગ પ્રીતિ સંપાદન કરી તે જાતે ગરીબ કંગાલ લોકોના ઝુંપડામા તેમજ અંધકાર અને દુર્ગંધમય ભોયરાઓમાં જતો અને તેમની દુઃખમય સ્થિતિ નજરોનજર જોતો આવી દુઃખમય અવસ્થા જોઇને તેનુ કોમળ હૃદય પીગળતુ અને તેની આંખમાથી દયાના આંસુ ટપકતા ગરીબ, દુઃખી લોકો પાસે બેસીને

તેમની સાથે પ્રેમથી વાતચીત કરીને તેમને દિલાસો અને નીતિપૂર્ણ ઉપદેશ આપતો તેણે ગરીબોમાં અનાજ અને બાળવાના લાકડાં મફત વહેંચાવ્યાં અને પોતાના આરામ અને સુખની તિલમાત્ર પણ પરવા રાખ્યા વગર અનેક રીતે ગરીબોના દુખ દૂર કરવાને અવિશ્રાંત પરિશ્રમ ઉઠાવ્યો

એક દિવસ મૅડમ પાર્મનને ઘેર જમવા જવાનું નેપોલિયનને નિમંત્રણ હોવાથી તે ત્યાં જતો હતો તે ગાડીમાંથી ઉતર્યો તેવીજ એક અનાથ સ્ત્રી તેની પાસે આવી અને પોતાના દુખની કહાણી કહેવા લાગી ભૂખમરાથી તેનું શરીર હાડપિંજર જેવું બની ગયું હતું, શરીર ઉપર મેલાં, ચીથરેહાલ વસ્ત્ર વીંટયાં હતાં શોક અને લાંબા વખતની ભૂખથી તેના સુકાયલા સ્તનમાં દૂધનું એક ટીપું પણ ન હતું તેની નિસ્તેજ થએલી આંખોમાંથી અશ્રુ ટપકતાં હતાં અને હાથમાં તેનું મરી ગએલું ધાવણું બાળક હતું શોકથી લગભગ ગાંડી બની ગએલી તે સ્ત્રી ચોધાર આંસુએ રડતી ગઇ અને નેપોલિયનને પોતાનાં વીતકની વાત કહેવા લાગી, તેણે કહ્યું કે "આ છોકરું ભૂખે મરી ગયું છે મારો ધણી કેટલોક વખત થયાં મરણ પામ્યો છે અને ઘેર પાંચ છોકરાં ભૂખે ટળવળે છે જો મને તાત્કાલિક મદદ નહિ મળે તો તેમને બધાંને લઇને હું નદીમાં ડૂબી મરીશ" આ કમકમાટી ઉપજાવે એવો દેખાવ જોઇને નેપોલિયનનું હૃદય પીગળી ગયું તેણે તે બાઇનું સરનામું લખી લીધું અને તેને તરતને માટે થોડા પૈસા તથા થોડા વખતમાં મદદ કરવાનું વચન આપીને તે પરોણાઓથી ભરાયલા સુશોભિત દિવાનખાનામાં દાખલ થયો એક બાજુએ પોતાના મિત્રોની વિલાસપરાયણતા અને ધનવાન લોકોના વૈભવ તથા લખલૂટ ખર્ચ, અને બીજી બાજુએ ગરીબોની વિટંબણા એ બેની સરખામણી કરતાં તેના મનમાં દયાભાવ પ્રબળપણે જાગૃત થયો અને તેના હૃદયને ઘણોજ ખેદ થવા લાગ્યો ભોજન ચાલ્યું તે દરમ્યાન તેની મુખાકૃતિ ઘણીજ મ્લાન અને ગંભીર જોઇને સઘળાંને ઘણું આશ્ચર્ય લાગ્યું જમીને તરતજ તે ઘેર ગયો અને તપાસ કરતાં તેને માલૂમ પડયું કે પેલી સ્ત્રીએ કહેલી હકીકત અક્ષરે અક્ષર ખરી હતી તે ઉપરથી તે દયાપાત્ર સ્ત્રી અને તેનાં છોકરાંના ગુજરાનનો ખર્ચ તેણે પોતે ઉપાડી લીધો તેની છોકરીઓને તેણે પ્રયાસ કરીને પોતાના મિત્રોથી સીવણકામ આપ્યું અને એ રીતે નેપોલિયન તે બાપ વગરનાં બાળકનો ધર્મનો પિતા થયો આવા આવા પ્રસંગો નેપોલિયનના જીવનમાં અનેકાનેક જોવામાં આવતા હતા અને ફ્રેન્ચો તેને પોતાના પ્રાણથી પણ વધારે ચાહતા હતા તેનું કારણ પણ આજ હતું

હવે આ વખતે પારિસના ઉંચા દરજ્જાના લોકોના મંડળમાં એક યુવાન મહિલા પોતાના મળતાવડા સ્વભાવ, અનુપમ લાવણ્ય, માનસિક સૌંદર્ય અને કુલિનતાને લીધે જાણીતી થઇ ચૂકી હતી તે અઠ્ઠાવીસ વર્ષની વિધવા હતી તેનો પતિ વાઇકાઉન્ટ

બોહાર્નેસ રાષ્ટ્રવિપ્લવના જુલ્મનો ભોગ થઇને વધસ્તંભ ઉપર મરણ પામ્યો હતો એકવાર આ મહિલાને નેકરના દિવાનખાનામા નેપોલિયન મળ્યો હતો તેનુ નામ જોસેફાઈન હતુ તેનો જન્મ અમેરિકાના વેસ્ટઇન્ડીઝ ટાપુમા થયો હતો વાઇકાઉન્ટ બોહાર્નેસ ત્યા કામ પ્રસગે જઈ ચડયો અને આ બાલિકાના અસામાન્ય રૂપલાવણ્યથી મોહિત થતા તેને પરણીને પારિસ તેડી લાવ્યો લગ્ન વખતે તે છેક બાલિકાજ હતી ફ્રાન્સની ભાગ્યહીન રાણી મેરી એન્ટીઓનેટ સાથે તેને સહીપણા થયા અને રાજારાણીનો વધ થતાની સાથે જોસેફાઈનનુ સૌભાગ્ય પણ નષ્ટ થયુ પોતાની મિલકતમાથી જે કાઈ બચવા પામ્યુ તે લઇને જોસેફાઇન પોતાની પુત્રી હોર્ટેન્સ અને પુત્ર યુજીનની સાથે પારિસ આવીને રહી હતી તેના સૌદર્યની ભભકથી અને તેના નાના પ્રકારના માનસિક સદ્ગુણોથી પારિસના કુલવાન કુટુબોમા તે ઘણી માનીતી થઈ હતી

પારિસના લોકો ફરીથી હુલ્લડ ન મચાવે તે માટે નેપોલિયનને લોકોના હથિયાર જપ્ત કરવાનો પ્રજાકીય સમિતિ તરફથી હુકમ થયો હતો એ આજ્ઞાને અમલમા મૂકતાં તેને મરનાર વાઈકાઉન્ટ બોહાર્નેસની તલવાર પણ જપ્ત કરવી પડી હતી એક દિવસ એ તલવાર પાછી મેળવવાના આશાએ જોસેફાઇનનો પુત્ર યુજીન નેપોલિયનની પાસે આવ્યો તે બાર વર્ષની વયનો, પરમ સુદર અને બુદ્ધિવાન બાળક હતો તેણે પિતૃભક્તિથી ગદ્ગદ સ્વરે પોતાના સ્વર્ગસ્થ પિતાની તલવાર પાછી મેળવવાને નેપોલિયનને અરજી કરી તેની વાણી અને સૌન્દર્યથી નેપોલિયન મોહિત થયો અને તે પિતૃવત્સલ પુત્રની માગણી પાછી ઠેલી શકયો નહિ તેણે તરતજ તે તલવાર મગાવી, પોતાને હાથેજ યુજીનને આપી, અને તેના આ કાર્યને માટે તેને ઘણી શાબાશી આપી પિતૃભક્ત પુત્ર પિતાની તલવારને છાતી સરસી દાબી તેની આખમાથી ચોધાર અશ્રુ ટપકવા લાગ્યા પોતાની કૃતજ્ઞતા દર્શાવવાને માટે એક વાકય પણ તે બોલી શકયો નહિ બોલ્યા વગર નેપોલિયનને નમસ્કાર કરીને તે બાળક આસુથી ભીંજાયલી આખે ઘેર જવા નીકળ્યો એક સ્વર્ગસ્થ પિતા પ્રત્યેનો તેના પુત્રનો આવો ભક્તિભાવ જોઇને નેપોલિયનના હૃદય ઉપર ઘણી ઉડી અસર થઈ અને જે માતાએ પોતાના પુત્રના ચારિત્ર્યને આવુ મધુર બનાવ્યુ હતુ તે માતાના પણ તેને વિચાર આવવા લાગ્યા

વિધવા જોસેફાઇન પોતાના પુત્રપુત્રીને અત્યત પ્રેમથી ચાહતી હતી તેમના સિવાય આખા સસારમા તેને વિચારીને બીજુ કાઇ હતુજ નહિ સુપ્રસિદ્ધ યુવાન સેનાપતિએ તેના પિતૃહીન પુત્ર તરફ જે સૌજન્ય બતાવ્યુ તે જોઇને તેના અતઃકરણમાં પણ નેપોલિયનને માટે સદ્ભાવ જાગ્યો અને પોતાની કૃતજ્ઞતા દર્શાવવાને નેપોલિયન પાસે જવાની તેને પણ ઇચ્છા થઇ બીજે દિવસે પતિવિહોણી શોકાતુર વિધવા જોસેફાઇન શોકના વસ્ત્ર પહેરીને ગાડીમા બેસીને નેપોલિયનને ઘેર ગઇ અને

તેણે પોતાના સ્વાભાવિક, મધુર કંઠથી નેપોલિયનને પોતાનો આભાર દર્શાવ્યો આભાર દર્શાવતી વખતે લાગણીના આવેગને લીધે તેનો સ્વર કંપવા લાગ્યો હતો તે સ્ત્રીનુ રૂપમાધુર્ય, વાણીની છટા, અને તેનો પ્રબળ પુત્રપ્રેમ—એ સર્વ જોઈને નેપોલિયનનુ હૃદય ડોલવા લાગ્યુ તેણે પણ પોતાની સભ્યતા દર્શાવવાને માટે જોસેફાઇનની મુલાકાત લીધી એમ સભ્યતાનો વિનિમય કરતા કરતા તેમનો ગાઢ પરિચય બધાયો અને પરિચયમાથી પરસ્પર પ્રેમનો ઉદય થયો

જોસેફાઈન નેપોલિયનથી બે વરસે મોટી હતી આ વખતે તેની ઉમર અઠ્ઠાવીશ વર્ષની હતી તોપણ રમણીઓના રૂપમાધુર્યનો વિનાશ કરનાર કાળચક્રનો ધમારો તેના રૂપ યૌવનનુ હરણ કરવામાં પરાજય પામ્યો હતો હજી તેના એકએક અવયવની ખુબસુરતી બાળપણામા હતી તેવી ને તેવીજ જળવાઈ રહી હતી તેનુ સૌન્દર્ય અને પ્રફુલ્લતા જોઈને તેને હરકોઇ માણસ યૌવનના પૂર બહારમા આવેલી નવયૌવના વાર્યા વગર રહે નહિ

આજ અરસામા જોસેફાઇને એક સખીને પત્ર લખ્યો હતો તેમા તેણે પોતાના લગ્ન સબધનો ઉલ્લેખ કરતા લખ્યુ હતુ કે—

"મને પુનર્લગ્ન કરવાની દરેક જણ અતિ આગ્રહ સાથે ભલામણ કરે છે, મારી સખીઓ પણ મને એજ સલાહ આપે છે, મારી એક નજીકની સગી પણ મને પુનર્લગ્ન કરવા માટે દબાણ કરે છે અને મારા છોકરા પણ હુ પુનર્લગ્ન કરવાની સમતિ આપુ તે માટે મારા કાલાવાલા કરે છે સેનાપતિ બોનાપાર્ટને તમે એકવાર મારાજ ઘરમાં મળ્યાં હતા (મારા સ્વર્ગસ્થપતિ) અલેક્ઝાન્ડર બોહેનિસના માપવિહોણા બાળકોના પિતાનુ સ્થાન લેવા અને તેની વિધવા પત્નીના પતિનુ સ્થાન લેવા જો કોઈ પુરુષમા યોગ્યતા હોય તો તે એકલો બોનાપાર્ટજ છે હુ પણ તેના ઊડા જ્ઞાનની અને નિસીમ વૈર્યની પ્રશસા કરૂ છુ તે લગભગ દરેક વિષય પર ઘણી કુશળતાથી વાતચીત કરી શકે છે તેની બુદ્ધિ પણ અત્યત તીક્ષ્ણ છે બીજો માણસ પોતાના મનના વિચાર પૂરેપૂરા દર્શાવે ત્યાર પહેલા તો તે ઝટ લઇને સમજી જાય છે પણ જે જે માણસો તેના સહવાસમા આવે છે તેમના ઉપર તે કઇક એવી સત્તા ચલાવવા માગે છે કે તે જોઇને હુ તેનાથી કાંઇક ભય પામુ છુ તેની તીક્ષ્ણ દષ્ટિમાં એવુ અસાધારણ અને ગૂઢ સામર્થ્ય છે કે તેના પ્રતાપથી રાજ્યના ડિરેક્ટરો પણ અંજાઇ જાય છે તો હુ એક અબળા તેનાથી ભયભીત થાઉ તેમા આશ્ચર્યજ શુ ?

"ડાઇરેક્ટર બેરાસનુ કહેવુ એવુ છે કે જો હુ બોનાપાર્ટ સાથે લગ્ન કરૂ તો ઇટાલિમા મૂકેલા સૈન્યના સેનાધિપતિનુ પદ તેને જરૂર પ્રાપ્ત થઇ શકશે ગઇ કાલે એજ બાબત વિષે મારે તેની (બોનાપાર્ટ) સાથે વાતચીત થઈ હતી તે ઉપરથી તેણે કહ્યુ કે 'શુ એ લોકો એમના મનમા એમ સમજે છે કે ઉચે દરજ્જે ચડવામા હુ

એમની મદદની દરકાર રાખું છું? એ તેમનો ખોટો ખ્યાલ છે. એક દિવસ એવો આવશે કે મારી મદદની તેમને જરૂર પડશે અને જો હું તેમને મદદ કરવા જેટલી મહેરબાની બતાવીશ તો તેઓ પોતાને ઘણા ભાગ્યશાળી માનશે' આ તેના આત્મવિશ્વાસ વિષે તમે શું ધારો છો? પોતે એક સાધારણ સેનાપતિ છતાં દેશના રાજકર્તાઓને મદદ કરવાની ધારણા ધરાવે છે! પણ ખરેખર, એ બનાવ પણ તેનું સામર્થ્ય જોતાં અસંભવિત નથી લાગતો. કોણ જાણે કેમ પણ તેના આત્મગૌરવથી હું પણ અંજાઇ જાઉં છું અને એટલે સુધી માનું છું કે આ અસાધારણ પુરુષ જે કાર્ય કરવાનો સંકલ્પ કરશે તેને સિદ્ધ કર્યા વગર રહેશે નહિ; અને તેની કલ્પનાશક્તિ એવી ફળદ્રૂપ છે કે તે શી શી યોજનાઓ ઘડી કહાડશે તે કહી શકાયજ નહિ!"

જોસેફાઇને પોતાના માધુર્યના પ્રભાવથી નેપોલિયનના હૃદયમાં જે પ્રેમનું પ્રબળ આંદોલન જાગૃત કર્યું હતું તેનો વેગ ઘણો બળવાન હતો તોપણ તેનાવડે નેપોલિયનના ઉચ્ચ અભિલાષો દબાઇ જતા ન હતા. તે જોસેફાઇનના પ્રેમને આખો દિવસ હૃદયમાં બળપૂર્વક દબાવી રાખીને પોતાના ધંધાને તથા અભ્યાસને લગતાં તમામ કામકાજ સાંગોપાંગ રીતે પૂર્ણ કરતો, અને સાંજ પડતાં તેના પ્રેમતરંગમાં તરબોળ બનીને તેના મહેલમાં હાજર થતો. ત્યાં પારિસના અનેક બુદ્ધિસંપન્ન અને પ્રસિદ્ધ પુરુષોના સમાગમમાં તે આવતો અને તેમને સર્વને પોતાની બુદ્ધિના પ્રભાવથી અને વાણીની છટાથી મોહિત કરી નાખતો, અને બિચારી જોસેફાઇન' તે તો નેપોલિયનના અસાધારણ માધુર્યની જાળમાં દિવસે દિવસે વધારે જકડાઇ જવા લાગી.

આખરે ઇ૦ સ૦ ૧૭૯૬ ના માર્ચ માસની છઠ્ઠી તારીખે નેપોલિયન અને જોસેફાઇન લગ્નસૂત્રથી જોડાયા. નેપોલિયન તે વખતે છવ્વીશ વર્ષની વયનો હતો. એમનું લગ્ન સર્વાંશે સ્નેહલગ્ન હતું, કારણ કે બેઉ જણ પ્રેમમુગ્ધ હતાં. નેપોલિયનના હૃદયમાં રાજ્ય અને તેના મનને સર્વદા રોકાએલું રાખતા ઉચ્ચ અભિલાષોથી બીજે નંબરે જોસેફાઇન તેના હૃદયની અધિષ્ઠાત્રી દેવી તરીકે સ્થાપિત થએલી હતી. તે સમયે નાસ્તિક થએલા ફ્રાન્સ દેશમાં લગ્નવિધિમાંથી ધાર્મિક તત્ત્વને કહાડી નાખવામાં આવ્યું હતું. તે વખતે સ્ત્રી અને પુરુષ એકત્ર થઇને સાંસારિક કાર્યોનો નિર્વાહ કરવા સંમત થાય એનું નામ લગ્ન એવું મનાતું હતું અને તેઓ પોતાની મરજીમાં આવે ત્યાંસુધી આ કરારનું પાલન કરતાં અને મરજીમાં આવે ત્યારે મુક્ત પણ થઇ શકતાં. ફ્રાન્સમાં તે વખતે ધર્મમંદિરો બંધ કરવામાં આવ્યાં હતાં. તેથી કરીને સ્ત્રીપુરુષને લગ્ન કરવાની ઇચ્છા થતી ત્યારે પારિસના રાજકીય લગ્નના દફતરમાં તેમના લગ્નકરારની નોંધ કરવામાં આવતી અને તેના ઉપર બેઉ પક્ષના બે બે જણ શુભેચ્છકની સાક્ષી કરવામાં આવતી. આવીજ વિધિથી નેપોલિયન અને જોસેફાઇનનાં લગ્ન પણ થયાં. પણ

તેઓ બન્નેને આવી શુષ્ક લગ્નવિધિ પસંદ ન હતી લગ્ન એ ઘણોજ ગભીર અને પવિત્ર સબધ છે એવી એ બેઉની માન્યતા હતી સ્વાભાવિક રીતે બેઉ જણુ વિચારશીલ અને ગભીર હોવાથી ઈશ્વરીય સત્તાના છત્ર નીચે રહેવાની વૃત્તિ રાખતા હતા તેમની આસપાસ હડહડતી નાસ્તિકતા અને નીતિભ્રષ્ટતા પ્રસરી રહેલા છતા પણ બેઉ સ્વાભાવિક રીતે ખ્રિસ્તી ધર્મના ભવ્ય અને માનનીય તત્ત્વો તરફ ભક્તિભાવથી જોતા હતા જ્યારે ફ્રાન્સના શહેનશાહ તરીકે નેપોલિયનનો રાજ્યાભિષેક થયો ત્યારે તેણે ફ્રાન્સમા ખ્રિસ્તી ધર્મની પુનઃસ્થાપના કરી અને જોસેફાઈન સાથે ધર્મવિધિ પ્રમાણે કાર્ડિનલ ફિશને હાથે ફરીથી લગ્ન કર્યું

જોસેફાઇનને વિષે નેપોલિયન કહે છે કે "જોસેફાઇનને જોતા વારનેજ હરકોઇ માણસ તેને ચાહ્યા વગર રહેજ નહિ તેનો સ્વભાવ ઘણોજ સરળ હતો ચારિત્ર્ય ઘણુ પવિત્ર હતુ હૃદય ઘણુ ઉચ્ચ હતુ અને રસિકતામા તે સ્ત્રીજાતિના શણગારરૂપ હતી શરીરને સુશોભિત કરવાની કળામા તે સર્વોપરિ હતી અને શરીર શૃગારની નવનવીન પદ્ધતિઓનો તેણેજ પ્રચાર કર્યો હતો તે ગમે તેવી રીતે વસ્ત્રાલકાર પહેરતી તોપણ તેના શરીર ઉપર તે દીપી નીકળતા હતા તે ઉપરાત તે દયાના મહાસાગર જેવી હતી, અને આખા ફ્રાન્સમા તે સર્વથી સુદર અને સર્વ વાતે શ્રેષ્ઠ હતી જેટલા વર્ષ હુ તેની સાથે રહ્યા તેટલા વખતમા મે તેને કદિ પણ તેના દરજ્જાને ન શોભે એવુ કામ કરતી જોઈ નથી સાગર ચારિત્ર્યની દરેક દરેક બાજુનુ તેણે સારૂ જ્ઞાન મેળવ્યુ હતુ અને એ જ્ઞાનનો સદુપયોગ કરાવી શકે એવી તેનામા તીક્ષ્ણ બુદ્ધિ હતી તેણે કોઇ દિવસ પણ યુજીનને માટે મને કશી ભલામણ કરી નથી અથવા જ્યારે જ્યારે મે યુજીન ઉપર અનુગ્રહ કર્યો હશે ત્યારે તેણે કદિ મારો આભાર માન્યો નથી જ્યારે જ્યારે મે યુજીનને અનેક પ્રકારના સન્માન અને ખિતાબો આપ્યા હશે ત્યારે પણ તેણે કદિ પોતાની હમેશની પ્રસન્નતા કરતા વધારે પ્રસન્નતા બતાવી નથી કારણ કે તે સારી પેઠે માનતી હતી કે યુજીન તેનો એકલીનોજ નહિ પણ અમારો બેઉનો પુત્ર છે અને તેને માટે હુ જે કાંઈ કરૂ તે એક પિતા તરીકેના કર્તવ્ય કરતા વિશેષ નથી તેને એવી ઇચ્છા હતી કે હુ યુજીનને મારા વારસ તરીકે જાહેર કરૂ"

"જોસેફાઇનને પેટે જો મને એક પુત્રની પ્રાપ્તિ થઈ હોત તો મારા સુખની મણા રહેત નહિ અને તેથી કરીને રાજગાદી મારા વશમા કાયમની રહી શકત મારા અને જોસેફાઇનના સતાન ઉપર જેટલો પ્રેમ ફ્રાન્સના લોકો રાખત તેટલો મેરી લુઈસી ( નેપોલિયનની બીજી પત્ની ) ના પુત્ર ઉપર રાખત નહિ, અને જે કાર્યથી મારો વિનાશ થયો તે કાર્ય મે કદિ કર્યું ન હોત આજ પછી કોઇએ મનુષ્યબુદ્ધિ ઉપર આધાર રાખવો નહિ અને જીદગીની છેલ્લી ઘડી સુધી અમુક માણસ સુખી છે કે દુખી છે તે નક્કીપણે કહેવુ નહિ. જ્યારે જોસેફાઇનને તેના વધ્યત્વની જાણ

થઇ કે તરતજ તેનું ભવિષ્ય તે ચેતી ગઇ તે સારી પેઠે જાણતી હતી કે સંતતિનો જન્મ થયા વગર દંપતીનું યથાર્થ લગ્ન થયું કહેવાયજ નહિ જેમ જેમ મારી ઉન્નતિ થતી ગઇ તેમ તેમ તેની ચિંતા વધતી ગઇ અને તેણે મારા પ્રત્યે અત્યંત ગાઢ પ્રેમ રાખવા માંડયો × × × ×"

"રાજનૈતિક કારણને લીધે મારે જોસેફાઇનનો ત્યાગ કરીને બીજી સ્ત્રી સાથે લગ્ન કરવું પડયું તેનો ત્યાગ કર્યા પછી પણ તેના પ્રત્યે મારો સ્નેહ ઓછો થયો ન હતો તે ભાગ્યશાળી સ્ત્રી મારા ઉપર પડેલી છેલ્લી આફત જોવા × જીવી નહિ એટલું સારૂં થયું તેનો મેં બળાત્કારે ત્યાગ કર્યો તોપણ મારી સાથે દેશનિકાલ થવાને તેણે અત્યંત શુદ્ધ સ્નેહપૂર્વક વિનંતિ કરી હતી અને તેના પ્રત્યેની મારી વર્તણૂકની પ્રશંસા કરી હતી અંગ્રેજ ઇતિહાસકારોએ મને એક નિષ્ઠુર રાક્ષસ તરીકે વર્ણવ્યો છે પણ મારા જેવી સહૃદયતા અને પ્રેમભાવના એક રાક્ષસમાં હોઇ શકે ખરી? માણસ પોતાની સ્ત્રી પ્રત્યે તથા પોતાના તાબાનાં મનુષ્યો પ્રત્યે જે પ્રકારનું વર્તન રાખે છે તે ઉપરથી પણ તેના ચારિત્ર્યની તુલના થઇ શકે છે' +

---

×નેપોલિયનને એલ્બાના દ્વીપમાં કેદ કર્યો તે વખતેજ એ સ્ત્રીનું મરણ થયું ત્યારપછીનો તેનો વૉટર્લુના સંગ્રામમાં પરાજય અને સેંટ હેલેનાના ટાપુમાં સખ્ત નજરકેદ જોવાને તે જીવી ન હતી ભા૦ ક૦

+ નેપોલિયને પોતે હાથે લખેલા અને તેમાંના ઘણાખરા તો તે ઉંચે દરજ્જે ચડયો ત્યાર પહેલાંના લખાયલા લગભગ છસે કાગળો જે તેના ભાઇ જોસેફ બોના-પાર્ટે ઘણીજ મુશ્કેલીએ સાચવી રાખ્યા હતા તે મારી સહાયથી ફિલાડેલ્ફિયાની સર કારી ટંકશાળમાં જાળવી રાખ્યા છે (જે હમણાં છપાયા છે) તે કાગળોમાંથી ઉપરનું અવતરણ લીધેલું છે અને એ તમામ પત્રો નેપોલિયનના ચારિત્ર્ય, વિચાર અને અભિ-પ્રાયને તેના સત્ય સ્વરૂપમાં જાહેર કરે છે, કેમકે એ પત્રો તેણે પોતાના ભાઇને ખાનગી લખેલા હતા (જોસેફ ઍબટના ટિપ્પણનો સારાંશ) ભા૦ ક૦



# प्रकरण ६ ठुं—इटालियन विग्रह ई० सं० १७९६



નેપોલિયનનુ લગ્ન થયુ ત્યાર પહેલા થોડાજ દિવસ અગાઉ ઈટાલિમાં પડેલી ફ્રેન્ચ સેનાના સેનાધિપતિની જગાએ તેની નિમણુક થઈ તેને આ પદવી આપતી વખતે એક ડિરેક્ટરે ટીકા કરી કે "આ જોખમ ભરેલા કાર્યમાટે અને વયોવૃદ્ધ સેનાપતિઓ ઉપર અધિકાર ચલાવવા માટે તમે હજી ઘણા નાના છો.' નેપોલિયને તરતજ તેને જવાબ પરખાવી દીધો કે "એક વર્ષની અંદર કાતો હુ વરડો થયો હોઈશ અથવા તો હુ મરી ગયો હોઈશ' બીજા ડિરેક્ટરે કહ્યુ કે "અમે તો તમને માત્ર સૈન્યજ આપીએ છીએ આપણાં લશ્કર, ખોરાક, અને વસ્ત્ર વગરના થઈ ગયા છે તે ખરીદવાને અમે તમને નાણા આપી શકતા નથી" નેપોલિયને તેને પણ જવાબ આપી દીધો કે "મને માત્ર સૈન્યજ આપો, એ સિવાય બીજુ કાંઈજ નહિ જોઈએ, અને પરિણામમાટે મને જવાબદાર ગણજો.'

લગ્ન કર્યા પછી પોતાની નવવિવાહિતા પત્નીને પારિસમા રાખીને નેપોલિયન ઇટાલિની છાવણીમા જવા માટે ઉપડી ગયો, પણ ત્યા જતા પહેલા માર્સેલ્સ જઈને પોતાની માતાને મળી આવ્યો આ વખતે ફ્રેન્ચ લશ્કર ખોરાક અને પૂરતા વસ્ત્ર વગર દરેક પ્રકારની મુશ્કેલીનો વેઠતુ આલ્પ્સ પર્વતના શિખરો ઉપર પડ્યુ હતુ તેમની આસપાસ શત્રુઓનુ વિશાળ સૈન્ય ચોતરફ પથરાયલુ હતુ ઈટાલિના ફળદ્રુપ પ્રદેશોમાથી શત્રુઓને ખોરાકની સામગ્રી પૂરતા જથ્થામા મળી આવતી હતી, ત્યારે બિચારા નિર્ધન અને ભયત્રસ્ત થએલા પ્રજાસત્તાક રાજ્યના લશ્કર પાસે પેટ પુરતુ અન્ન અને શિયાળાની સખ્ત ઠંડીમા શરીર ઢાંકવા જેટલા વસ્ત્ર પણ ન હતા. આવી અવસ્થામા નેપોલિયને આવીને સેનાપતિપણુ ગ્રહણ કર્યું

એક બાજુએ ફ્રાન્સનુ ઉછરતુ પ્રજાસત્તાક રાજ્ય અને બીજી બાજુએ યૂરોપના બલિષ્ઠ નૃપતિઓ વચ્ચે ચાલેલા લાંબા યુદ્ધના રણક્ષેત્રમા પ્રવેશ કરતા પહેલા આપણે બેઉ પક્ષને પરસ્પર કલહ કરવાના મૂળ કારણનો વિચાર કરવા માટે પણ ક્ષણવાર થોભીએ

અમેરિકાના સયુક્ત રાજ્યોનુ અનુકરણ કરીને ફ્રેન્ચોએ પ્રજાસત્તાક રાજ્યતંત્રની સ્થાપના કરી હતી અને તેમ કરવાનો તેમને હક ન હતો એમ કોઈથી કહી શકાશે

નહિ જમાના ને જમાના થયા વિષયલંપટ રાજાઓ અને નિરંકુશ ઉમરાવો લાખો ગરીબ લોકોનું જીવનરક્ત ચૂસીને પુષ્ટ થતા હતા, તેથી આખરે તેમનો જુલ્મ ન સહન થવાથી જેમતે તેમની સત્તાનો નાશ કરીને પોતાનું શાસન પોતાના હાથમાં લીધું એમાં તેમણે કશું ખોટું કર્યું ન હતું. તેમને શાસનકાર્યનો અનુભવ ન હતો, અને રાજ્યતંત્રની વિદ્યાથી તેઓ અજાણ હતા તેથી કરીને શરૂઆતમાં તેમણે ઘણી ભૂલો કરી એ વાત ખરી, અને જ્યારે તેમણે પોતાના દેશની આસપાસ ચારે બાજુએથી ધસી આવતા શત્રુસૈન્ય જોયા અને દેશની અંદર રહેતા રાજભક્તોના કાવત્રા જોયા ત્યારે ક્રોધ અને આત્મસંરક્ષણની વૃત્તિને વશ થઈને તેમણે નહિ કરવા જેવાં, અનેક કાર્ય કર્યાં એ વાત પણ ખરી, પરંતુ તેમને ઉશ્કેરનાર કોણ? તેઓ તો માત્ર પોતાનું રાજ્યતંત્ર પોતાની મેળે ચલાવવાનો હક માગતા હતા અને તેમ કરતાં જ્યારે તેમના પાડોશીઓ તેમને ઉપદ્રવ કરવા લાગ્યા ત્યારે મરણીઆ થએલા વાઘની માફક તેઓ પોતાના શત્રુઓ ઉપર તૂટી પડે એમાં શું આશ્ચર્ય? બીજી બાજુએ ફ્રાન્સમાં થતા રાજનૈતિક પરિવર્તનથી યૂરોપના રાજાઓ ભયભીત થયા જો ફ્રાન્સની પ્રજા પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરવામાં વિજયી થાય તો તેજ દહાડે યૂરોપના એકેએક રાજાને રાજ્યાસન છોડવાનો વખત આવે, એવી ધાસ્તી તેઓને પેદા થઈ ઇંગ્લાંડ ખળભળી ઉઠ્યું સ્વરાજમાટે અધીરા થએલા આયર્લેંડના કંગાળ ઝુંપડામાંથી, અંધકારમય કોલસા અને લોખંડની ખાણોમાંથી તથા મનુષ્યોથી ઉભરાઈ જતા નગરોમાંથી સ્વાતંત્ર્ય અને સમાનતાના પોકાર થવા લાગ્યા પ્રજાસત્તાક રાજ્યની ભાવના પારિસના હૃદયમાંથી જન્મ પામી અને સમય જતાં યૂરોપનું એકેએક રાજ્યાસન ડોલાવવા લાગી આ નવીન સત્તાનો નાશ કરવો અથવા તેને હાથે પોતાનો વિનાશ થવા દેવો એ બેમાંથી એક પરિણામ સ્વીકાર્યા વગર યૂરોપના રાજકર્તાઓને હવે છુટકો ન હતો પ્રજાસત્તાક રાજ્યતંત્રના હિમાયતીઓની સહાનુભૂતિ યૂરોપના રાજાઓની તરફેણમાં હતી અને તમામ દેશોનો લોકસમુદાય પ્રજાસત્તાક રાજ્યનો જય ઇચ્છતો હતો આ કારણથી નેપોલિયનનું સૈન્ય યૂરોપના જે જે શહેરમાં જતું ત્યાંના લોકો તેને પ્રેમથી વધાવી લેતા હતા, પરંતુ બીજી બાજુએ ખુદ ફ્રાન્સમાંજ રાજાના રાજભક્તો વિદેશી રાજાઓ ક્યારે પોતાના દેશમાં દાખલ થાય અને પ્રજાસત્તાક રાજ્યતંત્રને કચરી નાખીને રાજસત્તાની પુનઃ સ્થાપના કરે તે શુભ દિવસની રાહ જોતા હતા આવી વસ્તુસ્થિતિ હોવાથી એક તરફ ફ્રાન્સમાં વિજયી થએલા પ્રજાસત્તાક રાજતંત્રના સિદ્ધાંતો યૂરોપના રાજ્યાસનોના પાયાને શિથિલ કરી ગયા હતા, ત્યારે બીજી બાજુએ યૂરોપના રાજાઓના સંયુક્ત સૈન્યો સંગીન અને તોપોના જોર ઉપર નિર્ભર રહીને ફ્રાન્સની સરહદ ઓળંગીને તેના શહેરો ઉપર દારૂગોળાનો વરસાદ વરસાવતા થકા તેની સ્વાભિમાની પ્રજાને તેના પદભ્રષ્ટ થએલા રાજવંશને વિદેશી પ્રજાની આજ્ઞાનુસાર સિંહાસન

પર બેસાડવાની ફરજ પાડવાને પારિસ તરફ ધસી આવતા હતા આ પ્રમાણે એક પક્ષ આત્મસંરક્ષણ કરવાને યુદ્ધ આરંભ્યુ હતુ ફ્રેન્ચો પોતાનુ રાજ્યતંત્ર પોતે ચલાવાના અને પોતાને મન માનતુ રાજ્ય બંધારણ પસંદ કરવાના વાજબી હક માટે લડવા તત્પર થયા હતા ત્યારે બીજી બાજુએ ભવિષ્યમા પોતાની રાજસત્તાને આઘાત ન પહોચે તેને માટે યુરોપના રાજાઓએ શસ્ત્ર ધારણ કર્યા હતા કયા પક્ષનુ કહેવુ વધારે ન્યાયપુરઃસર છે તેમા ભલે મતભેદ હોય પણ એટનુ તો ખરુજ કે જ્યારે ફ્રાન્સના પાડોશી રાજાઓ પોતના સૈન્યના બળથી ફ્રાન્સમાં દાખલ થઇને તેની પ્રજાના વાજબી હક ઉપર તરાપ મારે તો તેઓ પોતાના સ્વમાનની ખાતર પ્રાણાન્ત સુધી લડવા તત્પર થાય એ સ્વાભાવિકજ છે જ્યારે અમેરિકાના સયુક્ત સંસ્થાનોએ ઇગ્લડની શૃખલા તોડી નાખી ત્યારે યુરોપ અને અમેરિકાની વચમા વિશાળ મહાસાગર આવ્યો હતો તેથીજ તેમનુ રક્ષણ થયુ, નહિ તો યુરોપના રાજાઓ ત્યા પણ જરૂર લડવાને ગયા હોત ફ્રાન્સની પ્રજાએ કયા પ્રકારનુ રાજ્યતત્ર રાખવુ તેનો ઉપદેશ પોતાના હથિયારના જોરથી આપવા જવાનો યુરોપના રાજાઓને હક્ક હતો ખરો ?

જ્યારે નેપોલિયન ઇટાલિ તરફ જવા નીકળ્યો ત્યારે ફ્રાન્સની પશ્ચિમ તરફની સરહદ ઉપર આસ્ટ્રિયાનુ બે લાખ માણસોનુ સૈન્ય ઝઝુમી રહ્યુ હતુ અને આસ્ટ્રિયાના બાદશાહે પોતાના ઇટાલિના તાબાના રાજ્યમાથી એંશી હજાર માણસોનુ સૈન્ય તૈયાર કરીને તેને ફ્રાન્સની દક્ષિણ હદ ઉપર મોકલવાની વ્યવસ્થા કરી હતી દરિયા કિનારે ઇગ્લડનુ અજય્ય નૌકાસૈન્ય ફ્રાન્સના એકેએક બંદરની ખબર લેતુ હતુ અને જે બદર સુરક્ષિત ન હતા તેનો નાશ કર્યે જતુ હતુ આ પ્રમાણે બિચારૂ ફ્રાન્સ ચારે દિશાએ ઘેરાયુ હતુ તેની તિજોરી ખાલી હતી દેશમા દુષ્કાળ અને ભૂખમરો ડોળા ફુરકાવી રહ્યા હતા અને રાજાના પક્ષના લોકો બળવો કરવાનો લાગ શોધી રહ્યા હતા આની અણીના વખતે ઇશ્વરે આ ભાગ્યહીન દેશને એક સમર્થ પુરુષ મેળવી આપ્યો અને તેણે પોતાના અસામાન્ય બુદ્ધિ અને સાહસથી બાજી કેવી પલટાવી નાખી તેનો રોમાચ કરે એવો ઇતિહાસ હવે શરૂ થાય છે

નાઇસ શહેર પાસે આવેલી ફ્રેન્ચ લશ્કરની છાવણીમા આવીને નેપોલિયને જોયુ તો માત્ર ત્રીશ હજાર માણસોવડે તેને એંશી હજાર જેટલા શત્રુસૈન્ય સામે બાથ ભીડવાની હતી એટલુજ નહિ, પણ એ ત્રીશ હજાર ફ્રેન્ચો નિરાશાની અણીપર આવેલા અને ભૂખે દુર્બળ બનેલા હતા તેમના વસ્ત્રો ફાટી ગયેલા હતાં ઘોડાઓ ઘાસ ચદી વગર મરી જવા આવ્યા હતા, તોપખાના માટે જોઇતો દારૂગોળો હતો નહિ અને ફ્રાન્સની ખાલી તિજોરીમાથી આર્થિક સહાય મેળવવાની આશા વ્યર્થ હતી

યુવાન સેનાધિપતિએ હોદ્દા ઉપર આવતાવારનેજ સેનાપતિઓની એક સભા બોલાવી ઘરડા અનુભવી સેનાપતિઓ આવો મૂછ વગરનો, નાદાન છોકરા જેવો સેનાધિપતિ

જોઈને પ્રથમ તો મૂછમા હસ્યા પણ એક કલાકમાંજ તેમને સમજાઇ ગયુ કે આપણા સર્વ કરતા એ શ્રેષ્ઠ છે અને એનીજ આગેવાની નીચે લઢીને આપણે જરૂર વિજયી થઇશુ તેનો અથાગ ઉત્સાહ, અડગ આત્મશ્રદ્ધા, ગયે વખતે તે ઇટાલિમા હતો તે દરમ્યાન અભ્યાસ અને શોધખોળ કરીને તેણે મેળવેલુ સ્થાનિક ભૂગોળવિષયક જ્ઞાન તેની થોડુ બોલવાની અને બીજાને ઝાઝી છુટ નહિ આપવાની ટેવ અને તે ઉપરાંત તેનુ નિષ્કલક ચારિત્ર્ય એ સર્વવડે તે મોટા, અનુભવી, અનેક યુદ્ધોમાં ઘડાયલા, અને બુદ્ધિમાન છતાં નીતિભ્રષ્ટ સેનાપતિઓ ઉપર થોડાજ વખતમા તેનો પ્રભાવ પડી ગયો

તે અત્યત મિતાહારી હતો દારૂને તો તે કદિ અડતોજ નહિ જુગાર અને લાંચરૂશ્વતનો પણ તેને અત્યત તિરસ્કાર હતો વિષયવાસનાનો તેણે એક યાગીના માફક સયમ કર્યો હતો નાઇસ શહેરની પરમ રૂપવતી વારાગનાઓએ આ યુવાન સેનાધિપતિને પોતાની મોહજાળમા ફસાવવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ પૈસાનો તેને લેશમાત્ર લોભ ન હતો બીજા સેનાપતિઓ લશ્કરના ખર્ચમાંથી લાખો રૂપીઆ મારી ખાતા ત્યારે નેપોલિયન દિગ્વિજય કરીને પણ ખાલી હાથેજ સ્વદેશ પાછો ફર્યો હતો

આ પ્રસગને ઉદ્દેશીને તેણે, ઘણા વર્ષ પછી એકવાર કહ્યુ હતુ કે "મારે અતડા રહેવાની અને નિષ્કલક ચારિત્ર્ય જાળવી રાખવાની જરૂર એટલા માટે હતી કે જ્યારે હુ ઇટાલિના લશ્કરનો સેનાધિપતિ થઇને ગયો ત્યારે હુ છેક યુવાન હતો અને મારાથી મોટી ઉમરના સેનાપતિઓ ઉપર મારે પ્રભાવ પાડવાનો હતો આથી કરીને હુ ઉમરમા તેમનાથી નાનો છતા પણ નીતિમાં મોટો છુ એવી છાપ મારે તેમના મન ઉપર પાડવી હતી જો આ પ્રસગે હુ પાર્થિવ લાલચોને વશ થયો હોત તો જરૂર મે મારી સત્તા ગુમાવી હોત"

હવે પ્રશ્ન એ થાય છે કે આ યુવાન સેનાપતિને નીતિ અને સદાચારના આવા ઉચા આદર્શ કયાથી પ્રાપ્ત થયા ? ફ્રાન્સમાં +ખ્રિસ્તી ધર્મની ઈશ્વરીય ત્રિમૂર્તિને ઠેકાણે વ્યભિચાર, અધર્મ અને જુગાર એ નવીન ત્રિમૂર્તિની પ્રતિષ્ઠા થયેલી હોવા છતાં નેપોલિયનનુ ચારિત્ર્ય તેના જમાનાના માણસોના ચારિત્ર્યને મુકાબલે તદ્દન નિષ્કલક હતુ એમ કહેવાને હરકત નથી તે પોતે કહે છે કે "મારા હૃદયમા જો કાઈ પવિત્ર અને ઉદાર ભાવનાઓ હોય તો તે મને મારી માતા પાસેથી પ્રાપ્ત થઈ હતી

નેપોલિયનની જનની લેટિશિયા અસાધારણરીતે સુલક્ષણા નારી હતી જ્યારે

+ ખ્રિસ્તી ધર્મ પ્રમાણે ઈશ્વર જીસસક્રાઈષ્ટ અને પવિત્ર આત્મા એ ત્રણ ત્રિમૂર્તિ મનાય છે

તેણે તેના બીજા પુત્ર નેપોલિયનને જન્મ આપ્યો અને ઈશ્વરનો આભાર માનીને તે કુમળા બાળકને પોતની ગોદમા લીધો ત્યારે તે પોતે માત્ર ઓગણીશજ વર્ષની હતી. પોતાના પ્રતિભાશાળી પુત્રને તેને માટે સર્જાયલા સર્વોત્કૃષ્ટ સ્થાનને યોગ્ય કેળવણી આપનાર આ યુવાન માતાજ હતી જે બાળકે ભવિષ્યમા ગજદંડ ધારણ કર્યો, ભલભલા મુકુટધારીઓના સિંહાસનો ઉથલાવી નાખ્યા અને જેની અપ્રતિહત તલવારે ચતુરંગ સૈન્યોની ઘાસની માફક કાપણી કરી નાખી તે કુમળા હાથ તે માતાનેજ ગળે વીટળાઇને લાડતા હતા જેની આજ્ઞા આખા યુરોપખંડને હલમલાવી નાખતી, જેના + જ્વલંત અને ઉત્તેજક શબ્દો સાંભળીને રણસંગ્રામમા એક પછી એક પ્રજાઓ રણઘેલી થઈને કુદી પડતી તે બાળકને "મા" અને "બાપા" શબ્દોનો ઉચ્ચાર શીખવનાર તેજ હતી જે પગે ભવિષ્યમા મિસર દેશના રેતાળ મેદાનોમા કુચ કરી, જે પગ રૂશિયાના રુધિરપ્લાવિત અને બરફથી ઢંકાયલા પ્રદેશોમા ફર્યા અને જે પગ ઘડપણ અને માંદગીથી નિર્બળ બનીને સેંટ હેલેનાના ઉજ્જડ અને ખડકાળ જમીન ઉપર ટગુમગુ ટગુમગુ ગતિથી ચાલ્યા તે પગને પ્રથમ ચાલતા શીખવનાર તેજ હતી આસપાસની આખી આલમ જ્યારે પાપ અને અનીતિમા ગરકાવ થઈ હતી ત્યારે, પોતાના પુત્રના હૃદયમા સ્વમાન અને સુનીતિના બીજ વાવનાર તથા તેને વિષયી અને જુગારી બનતો બચાવનાર તેજ આદર્શ માતા હતી તેનાજ સદુપદેશના પ્રતાપે નેપોલિયને એક ક્ષણવાર પણ નૈતિક સીમાનું ઉલ્લંઘન કર્યું ન હતું અને તેની રાજસભા, જે આખા જગતમા સર્વથી વિશેષ ભવ્ય હતી તે હજી પણ નીતિ અને સૌજન્યને માટે આદર્શરૂપ મનાય છે.

લેટિશિયાની ધર્મભાવના તે સમયના ભ્રષ્ટ થએલા ખ્રિસ્તીધર્મ કરતા એવી સાચી અને પવિત્ર હતી કે તેના બુદ્ધિમાન પુત્રને પણ એ ધર્મને સન્માન આપવુ પડયુ એજ કારણથી ફ્રાન્સની પ્રજાને નાસ્તિકતા, ભ્રષ્ટતા, લંપટતામાંથી વાળીને ધર્મની સુશીતળ, પવિત્ર અને જીવનપ્રદ છાયા તરફ ફરીથી લઈ જવાની નેપોલિયનને પ્રેરણા થઈ તેની આજ્ઞાથીજ દેવાલયોમા ઘંટનાદ થવા લાગ્યા, હજારો નગરવાસીઓ ભક્તિભાવ ધારણ કરીને દેવળમા ફરીથી જતા થયા અને લગ્ન તથા અંત્યેષ્ટિની ક્રિયાઓ ફરીથી ધર્મવિધિ પ્રમાણે થવા લાગી આ સર્વ ચમત્કારિક ફેરફાર કરનાર અને નાસ્તિક ફ્રાન્સને એક કલાકમાં ખ્રિસ્તી બનાવનાર બીજુ કોઇજ નહિ પણ નેપોલિયનની દેવીતુલ્ય માતાજ હતી નેપોલિયનના આજ્ઞાપત્રમા તેનાજ કોમળ, મધુર અને હૃદયદ્રાવક અવાજનો રણકો સંભળાયો હતો ધન્ય છે એવી આદર્શ માતાને ! ધન્ય છે એ નેપોલિયનની જનેતા લેટિશિયાને !

હવે પાછા આપણે પ્રસ્તુત વિષય તરફ વળીએ આસ્ટ્રિયાના લશ્કરનો પરાભવ કરવાની યોજના કરવાને નેપોલિયને પોતાના સેનાપતિઓને એકઠા કર્યા અનુભવી

સેનાપતિઓ દાઢીમૂછ વગરના સેનાપતિને જોઇને ખીજવાયા હતા તેમાના એકે નેપોલિયનને સલાહ આપવાની હિમત ચલાવી પણ નેપોલિયને તેને એકદમ ચૂપ કરી દીધો અને કહ્યુ, " ગૃહસ્થો ! યુદ્ધ કળાનો હજી જેવો જોઇએ તેવો વિકાસ થયો નથી શત્રુને અગાઉથી ચેતવણી આપીને લડાઈ કરવાનો જમાનો તો હવે વીતી ગયો છે આપણે તો તેમની ઉપર વજ્રની માફક તૂટી પડીને તેમના કટકે કટકા કરી નાખવાની જરૂર છે શત્રુના લશ્કરમા અનુભવી સેનાપતિઓ છે, પરતુ મારા દાવપેચ આગળ તેમનો અનુભવ કશાજ કામમા આવવાનો નથી મારા શબ્દો યાદ રાખજો મારા સૈન્યના પહેલાજ ધસારાની સાથે તેઓ ગભરાટમા પડી જશે અને પોતાના યુદ્ધકળાનાં પુસ્તકોને નિરુપયોગી ગણીને સળગાવી મૂકશે મારા પહેલાજ યુદ્ધની સાથે યુદ્ધકળાનો નવીન યુગ મડાશે અને સૂર્યનો ઉદય થતા અધકાર નાસે તેમ તેઓ પલાયન કરી જશે '

આસ્ટ્રિયા અને સાર્ડિનિયાના સયુક્ત સૈન્યો જૂદે જૂદે ઠેકાણે છાવણીઓ નાખીને પડયા હતા નેપોલિયનની યુક્તિ એવી હતી કે પોતાના ત્રીશ હજાર માણસો વડે ઘણીજ ત્વરાથી કુચ કરીને શત્રુઓના વિભક્ત સૈન્ય એકત્ર થવા પામે તે પહેલાજ એક પછી એક સૈન્ય ઉપર તૂટી પડીને તેમનો વિનાશ કરી નાખવો

વગર વિલબે ફ્રેન્ચ સેનાએ કૂચ કરવા માડી નેપોલિયન રાતદિવસ ઘોડા ઉપરજ પસાર કરવા લાગ્યો તેને આહાર કે નિદ્રાને માટે કામમાથી અવકાશ કાઢવાની જરૂર જણાતી નહિ તેનો જુસ્સો સેનાપતિઓમા અને આખા સૈન્યમા ફેલાઈ ગયો હતો અને તેમનામા પણ ઓર પ્રકારની ચેતના આવી ગઇ હતી તે દરેકે દરેક ટુકડીની મુલાકાત લેતો, સિપાઇઓ સાથે સહાનુભૂતિથી વાતચીત કરતો અને તેમના દુખનો અન્ત તથા યશ પ્રાપ્તિ કરવાનો સમય નજીક આવ્યો છે એમ કહીને તેમને ઉત્સાહ આપતો વસતઋતુ બેઠી હતી તેની અને તેના શત્રુઓની વચ્ચે બરફની નદીઓ અને બરફથી ઢકાયલા આલ્પ્સ પર્વતના શિખરો આવેલા હતા તેને ઓથે રહીને શત્રુઓને તેની હિલચાલની જાણ ન થાય તેવી રીતે તેણે પોતાના સૈન્યને તૈયાર કર્યું લશ્કરને જૂદે જૂદે રસ્તે થઇને મુકરર કરેલે વખતે અને મુકરર કરેલી જગ્યાએ લાવવામા હજારો કુદરતી અતરાયો હતા અને ભારે જોખમ ખેડવાનુ હતુ પણ નેપોલિયનને કશાની પરવા ન હતી મુકરર કરેલે વખતે ફ્રેન્ચ સેના અનેક ટુકડીઓમા વિભક્ત થઇને પોતપોતાના સેનાપતિ સાથે જૂદે જૂદે રસ્તે થઇને મુકરર કરેલી જગ્યાએ આવી મળવા માટે ચાલતી થઇ ઠડા પવનના સુસવાટ તથા કરા અને વરસાદના મારને ન ગણકારતુ ફ્રેન્ચ લશ્કર આલ્પ્સની ખીણોમા થઈ વેગબધ વહેતી નદીઓ ઓળગીને ભૂખ અને ઉજાગરાને તુચ્છકારતુ હર્ષભેર આગળ વધવા લાગ્યુ જેઓ થાકયા તેઓ અને જલદીથી નહિ ખેચી જવાય

તેવી ભારે તોપોને રસ્તામા રહેવા દઇને તેઓ આગળ કૂચ કરતા ગયા અગીઆરમી એપ્રિલની રાત્રિએ મુશળધાર વરસાદ વરસ્યો, અને જ્યારે આસ્ટ્રિયન લશ્કર પોતાના તબુઓમાં સુખચેનથી ઉંઘતુ હતુ ત્યારે નેપોલિયનનુ લશ્કર ભીને વસ્ત્રે, એકાંઠે વહેતી નદીઓ ઓળગીને તથા કાદવથી ભરેલી ખીણો ખુદીને અને લપસણી ટેકરીઓ ઉપર ચઢીને સવાર થવા પહેલાજ શત્રુની લગોલગ આવી પહોચ્યુ. બારમી એપ્રિલનુ મળસ્કુ થતા નેપોલિયન શત્રુની છાવણીની પાછળ આવેલી ટેકરીની ટોચ ઉપર આવી લાગ્યા ત્યા રહીને તેણે નીચે દષ્ટિ કરી તો શત્રુઓ નિશ્ચિતપણે ટેકરીની તળેટીમા આવેલા મોન્ટિનોટ ગામ આગળ ઘસઘસાટ ઉંઘતા હતા હજી અરુણોદય થવાને ઘણીવાર હતી એક પળવારમા તેણે પોતાના સૈન્યની વ્યૂહરચના એવી કુશળતાથી કરી નાખી કે શત્રુસૈન્યને બધી બાજુથી ઘેરી લેવામા આવ્યુ પોતાનુ સૈન્ય લાબી કટાળાભરેલી દડમજલ કરીને થાકેલુ હતુ તોપણ નેપોલિયને તેમને જરા સરખો આરામ લેવા દીધો નહિ આસ્ટ્રિયા અને સાર્ડિનિયાના સયુક્ત સૈન્ય ઉપર ફ્રેન્ચ સેના વાવાઝોડાના વેગથી બધી બાજુએથી તૂટી પડી. શત્રુઓ ચમકયા-લાબા વખત સુધી મરણીઆ થઇને લડયા, પણ ફ્રેન્ચો ત્રીશ હજાર અને શત્રુઓ દશ હજારજ હતા એટલે તેમને હારવુજ પડયુ આ યુદ્ધમા થએલી કતલ કમકમાટી ઉપજાવે એવી હતી હુમલો કરતા યોદ્ધાઓની વીરહાક, ઘવાયલાઓની ચીચીઆરીઓ, દોડતા ઘોડાઓની ખરી નીચે કચરાતા વીર પુરુષોના ખૂમરાણ, કાદવમા રગદોળાતા અને ભારે તોપોની ગાડીઓ નીચે પીલાતા સૈનિકોના કચ્ચરઘાણ થએલા દેહ, અનાથ વિધવાઓ અને નબાપા બાળકોની હાય-આવા આવા અનેક બીભત્સ દશ્યો સસ્કૃતિનો ગર્વ રાખતી માનવપ્રજાના ઇતિહાસમા કલકરૂપજ છે

આસ્ટ્રિયા અને સાર્ડિનિયાના સૈન્ય બહાદૂરીથી લઢયા પણ અતે ફ્રેન્ચોના મારથી છિન્ન ભિન્ન થઇને રણક્ષેત્ર ઉપર ત્રણ હજાર હણાયલા અને ઘવાયલા સાથીઓને રઝળતા મૂકીને પલાયન કરી ગયા મુખ્ય સેનાધિપતિ તરીકે નેપોલિયનનુ આ પહેલુજ યુદ્ધ હતુ અને તેમા તેનો સપૂર્ણ વિજય થયો આ બનાવ બન્યા પછી ઘણે વર્ષે તેણે ×આસ્ટ્રિયાના શહેનશાહને કહ્યુ હતુ કે **મારી કુલીનતાનો પ્રારભ મોન્ટિનોટના રણસંગ્રામમાં થયો હતો.**

આસ્ટ્રિયાનુ સૈન્ય ડેગો તરફ નાઠુ કેમકે ત્યાથી તેમને સહાય મળવાની આશા

× આસ્ટ્રિયાની રાજકન્યા સાથે નેપોલિયનનુ લગ્ન થવાનુ હતુ નેપોલિયન રાજવશી અને ઉમરાવ કુળનો ન હતો, તેથી કરીને પોતાના જમાઇને ગમે તેમ કરીને ઉમરાવ કુળમા જન્મેલો સિદ્ધ કરવા આસ્ટ્રિયાનો શહેનશાહ ફાફા મારતો હતો નેપોલિયનને કુલીનતાના મિથ્યાભિમાન તરફ તિરસ્કાર હતો તેથી તેણે ઉપલો જવાબ આપ્યો હતો.

હતી અને મિલાન શહેરનો બચાવ કરવાની જરૂર હતી સાર્ડિનિયાના લશ્કરે પોતાની રાજધાની ટ્યૂરિનનું રક્ષણ કરવા મિલેસિમોનો રસ્તો પકડ્યો આ પ્રમાણે નેપોલિયને બેઉને છૂટાં પાડ્યાં. પોતાના થાકેલા સૈન્યને થોડાક કલાકનો આરામ લેવા દઇને અને પોતે એક કલાકનો પણ આરામ ન લેતા, નેપોલિયને શત્રુની પૂઠ પકડવાની તૈયારી કરી પોતાનું સૈન્ય વિજયોન્મત્ત હોય અને શત્રુઓ પરાજયથી નાહિંમત થએલા હોય એવીને એવીજ હાલતમાં તેણે શત્રુ સૈન્ય ઉપર આક્રમણ કર્યું એપ્રિલની તેરમી અને ચૌદમી તારીખ અવિરત સંગ્રામમાં વ્યતીત થઇ શત્રુઓ મજબૂત કિલ્લામાં રહીને અને ટેકરાઓ ઉપર મોરચા બાંધીને યુદ્ધ કરવા લાગ્યા નેપોલિયન પોતાના લશ્કરની મુશીબતોમાં સમાન ભાગ લેતો હતો અને પોતાના જાનને પણ જોખમમાં મૂકીને તેમને શૂર ચડાવતો હતો ડેગો અને મિલેસિમોનાં યુદ્ધોમાં શત્રુઓનો પૂરેપૂરો પરાજય થયો, અને તેમની તોપો તથા યુદ્ધસામગ્રી વિજયી ફ્રેન્ચોના હાથમાં આવ્યાં નેપોલિયને પ્રથમ કહ્યું હતું તે પ્રમાણે તે શત્રુઓના ઉપર વજ્રની માફક તૂટી પડ્યો અને વજ્રપાતની માફક તેમનો સંહાર કરી નાખ્યો ત્રણ દિવસમાં તેણે ત્રણ તુમુલ સંગ્રામ કર્યા અને ત્રણેમાં તેણે પૂરેપૂરો વિજય મેળવ્યો

પરંતુ હજી નેપોલિયનની સ્થિતિ ભયભરેલી હતી વિખરાયલું શત્રુસૈન્ય પાછું તેની આસપાસ એકત્ર થતું હતું તેને જો તેમ કરતું સવેળા ન અટકાવે તો તેના નાનકડા સૈન્યનો કચ્ચરઘાણ નીકળી જાય તેમ હતું એક દિવસ આળસથી કે એક કલાકના પણ વિલંબથી સૈન્ય સેના સપડાઈ જાય એવી બાજી હતી આથી તેણે આગળ વધવાનું જારીજ રાખ્યું લાગલાગટ કૂચ કરવામાં અને ઉપરાઉપરી લડાઇઓ લડવામાં સિપાઇઓને સીધું આપી શકાયું ન હતું, તેઓ ભૂખ્યા અને લગભગ વસ્ત્રહીન હોવાથી તેમણે લૂંટફાટ કરવા માંડી પણ નેપોલિયનનો ઉદ્દેશ ઇટાલિના લોકોની પ્રીતિ મેળવવાનો હતો, ઈટાલિના લોકો ફ્રેન્ચોને જીતનાર નહિ પણ ગરીબ રૈયતને જુલમી રાજાઓના જુલમમાંથી છોડાવનાર ગણે એવો તેનો ઉદ્દેશ હતો તેથી તેણે લૂંટ ચલાવનાર સિપાઇઓને સખ્ત શિક્ષા કરી

ઉપર કહ્યા મુજબ આગળ વધતો વધતો નેપોલિયન થોડાજ વખતમાં ઈટાલિની સરહદ ઉપર આવેલા પર્વતોનાં શિખર ઉપર આવી પહોંચ્યો ત્યાં રહ્યાં રહ્યાં ઇટાલિના રળીઆમણાં મેદાનોનું અવલોકન કરતાં તેનું કવિત્વપૂર્ણ હૃદય આનન્દોન્મત્ત બની ગયું વિશાળ ખીણોમાં નાના પ્રકારનાં વૃક્ષો, દ્રાક્ષથી ઝુકી રહેલા બગીચા, તાજા લીલા પાકથી ઉભરાઇ જતા ખેતરો, તેમની વચમાં આવેલાં શાંતિમય નાનાં નાનાં સુંદર ગામડાંઓ, એ સર્વની અપૂર્વ શોભા તેની દૃષ્ટિએ પડી વળી એ ખીણોમાં રૂપેરી ફીતની માફક સૂર્યકિરણથી ચળકાટ મારતી અસંખ્ય રમણીય નદીઓ કોઇ ઠેકાણે અરણ્ય અને ખેતરો પાસે થઇને સર્પાકારે વહેતી, કોઇ ઠેકાણે પર્વતોની

હારોને ઓથે અદૃશ્ય થઈ જતી તો કોઇ ઠેકાણે ઈટાલિનાં ધન અને મનુષ્યથી ભરપૂર શહેરો આગળ થઇને વહી જતી હતી ઠેકાણે ઠેકાણે બરફથી ઢંકાયલા શિખરોને લીધે વૃદ્ધ દેખાતા પર્વતોની હાર નજરે પડતી હતી નેપોલિયને ઘોડે બેઠા બેઠા * સીઝર અને સીપીઓ, બ્રેકાઇ અને હોરેશિઓની અપૂર્વ શોભામય લીલાભૂમિનું થોડીવાર નિરીક્ષણ કર્યું

પણ હમણાં તેને પ્રકૃતિની લીલાનું દર્શન કરવાનો અવકાશ ન હતો દરેક દિશાએથી શત્રુસૈન્યરૂપી વાદળા એકત્ર થયે જતા હતા ફ્રેન્ચ સેના પર્વતોની સાંકડી ખીણોમા થઇને ઇટાલિના રળીયામણા મેદાનોમા દાખલ થઇ એક ટુકડીને આસ્ટ્રિયાના સૈન્યની પૂંઠ પકડવા મોકલીને નેપોલિયન સાર્ડિનીયાની રાજધાની ટ્યૂરિન તરફ આગળ વધ્યો અઢારમી તારીખે કેવા આગળ મોરચો નાખીને પડેલા આઠ હજાર માણસોના સાર્ડિનિયન લશ્કર સાથે યુદ્ધ કર્યું સાર્ડિનિયનો મરણીઆ થઇને લઢયા અંધારું થતાસુધી તોપોના ધડાકા સંભળાયાજ ગયા અંધારું થતા યુદ્ધ બંધ પડયુ ફ્રેન્ચોએ પોતાના હથિયાર ઉપરજ સૂઇને રાત્રિ કહાડી પણ શત્રુઓ તો રાતોરાત ભાગી ગયા જયનાદ કરતી ફ્રેન્ચસેના આગળ વધી હવે તેમના માર્ગમા એક ઉંડી અને અત્યંત વેગબંધ વહેતી નદી આવી તેને પેલે કિનારે શત્રુસૈન્ય મજબૂત મોરચા બાંધીને પડયુ હતુ ફ્રેન્ચસેનાની પાછળ આસ્ટ્રિયાના સૈન્યના જમાવ થયેજ જતો હતો. ફ્રેન્ચોએ આટલી મોટી ફતેહો મેળવી છતા તેમની સ્થિતિ ભયભરેલી હતી રાત્રે સેનાપતિઓની એક સભા મળી અને નેપોલિયને ઠરાવ કર્યો કે લશ્કર થાકેલુ છે, છતાં પણ સવાર પડતા પહેલાજ પૂલ ઓળંગીને શત્રુઓ ઉપર તૂટી પડવુ સવાર થતાજ ફ્રેન્ચ સેનાએ પૂલ ઓળંગ્યો પણ તેમને સારે નસીબે શત્રુઓ તેમની આગળ આગળ ભાગી ગયા હતા નેપોલિયને તેમને મોન્ડોવી આગળ પકડી પાડયા અને એક તુમુલ સંગ્રામ થયો અહિં પણ નેપોલિયનનું બુદ્ધિબળ ફાવ્યુ તોપો અને વાવટા છોડીને શત્રુઓ નાઠા નેપોલિયને તેમના પૂંઠ લીધી અને રાજધાની ટ્યૂરિનથી માત્ર વીસ માઇલને અંતરે આવી પહોંચ્યો

હવે તે રાજધાનીમા ઉથલપાથલ થવા લાગી રાજનૈતિક વિષયમા પ્રજાસત્તાક રાજ્યતંત્રના પક્ષના ઘણા માણસો ટ્યૂરિનમાં હતા તેઓ પણ ફ્રેન્ચોની માફક પોતાના રાજા અને ઉમરાવોને પદચ્યુત કરવાની ઉમેદ રાખતા હોવાથી નેપોલિયનને આવકાર આપવાને ઉત્સુક બની ગયા બીજી બાજુએ રાજકુટુંબ અને ઉમરાવ વર્ગમા ગભરાટ ફેલાયો સાર્ડિનિયાનો રાજા ભયભીત બની ગયો ઇંગ્લંડ અને આસ્ટ્રિયાના રાજપ્રતિનિધિઓએ તેને ઘણોએ સમજાવ્યો કે ગાડાની માફક મોતના મોઢામા ધસ્યો આવતો નેપોલિયન જરૂર માર્યો જશે પણ તેની હિંમત રહી નહિ જો તેનો

* ઇટાલીના પ્રાચીન વીર પુરુષો

પરાજય થાય અને ઇંગ્લંડ અને આસ્ટ્રિયા તેનુ રક્ષણ કરવામા નિષ્ફળ નીવડે તો ફ્રેન્ચ પ્રજાસત્તાક સરકાર તેના રાજ્યની અને તેની દુર્દશા કરે એ ઉઘાડુજ હતુ તેણે અંગ્રેજો સાથે મૈત્રી કરીને ફ્રાન્સના શહેરોનો વિનાશ કરવામાં ભાગ લીધો હતો, ફ્રાન્સના દેશદ્રોહીઓને આશ્રય આપ્યો હતો અને ફ્રાન્સમા ત્યાની સરકાર સામે હુલ્લડ કરાવ્યા હતાં એજ ફ્રેન્ચો હવે તેની રાજધાનીની નજીક આવ્યા હતા તેથી તેણે હિંમત છોડી દીધી અને નેપોલિયનને શરણ થવાનુ કબૂલ કર્યું. આ બાજુએ નેપોલિયનને પોતાની સ્થિતિની ખબર હતી તે સ્વદેશથી ઘણે દૂર આવ્યો હતો તેના લશ્કરને હજી પેટ પૂરતુ અન્ન અને વસ્ત્ર અપાયા ન હતા અને આપવાના સાધન પણ ન હતા બીજી તરફ શત્રુઓનુ બળ દિવસે દિવસે વૃદ્ધિ પામતુ હતુ આથી કરીને સાર્ડિનિયાના રાજા તરફથી આવેલી સલાહની માગણીને નેપોલિયને મનથી તો વધાવી લીધી પણ બહારથી તેના એલચીઓને આકરીજ કાને ટ્યુરિનને તોપને ગોળે ઉડાવી દેવામા આવશે એવી ખાલી ધમકી આ રીતે તેમની પાસે મન માનતી સરતો કરાવી લીધી એ સરતોની રૂએ નેપોલિયને શત્રુના કેટલાક કિલ્લા, પુષ્કળ યુદ્ધ સામગ્રી તથા તમામ રાજમાર્ગનો વહીવટ મેળવ્યા ત્યાર પછી તેણે પોતાના લશ્કરમા નીચે મુજબનુ ઉત્સાહ ચડાવે એવુ જાહેરનામુ પ્રકટ કર્યું —

"યોદ્ધાઓ ! છેલ્લા પંદર દિવસની અંદર તમે છ યુદ્ધોમા ફતેહ મેળવી છે તમે શત્રુના એકવીસ વાવટા, પચાસ તોપો અગત્યની જગ્યાઓ અને પિડમોન્ટનો સારામા સારો પ્રદેશ જીતી શક્યા છો તમે શત્રુના ૧૫૦ હજાર માણસોને કેદ પકડયા છે અને દશહજાર માણસોને માર્યા અથવા ઘાયલ કર્યા છે તમે તમારી બહાદુરીથી હાલેંડ અને હાઇન નદી ઉપર લડતી ફ્રેન્ચ સેનાની બરોબરી કરી છે તમે તદ્દન ઉઘાડા અને ભૂખ્યા હતા પણ હવે તમે તમારી જરૂરીઆતો મેળવી લીધી છે તમે વગર તોપોએ લડાઇઓ જીત્યા છો, વગર પૂલે નદીઓ ઓળગી ગયા છો, પગરખા વગર લાંબી મજલો કરી છે અને ભૂખે પેટે, વગર તબુએ પડી રહ્યા છો પ્રજાસત્તાક રાજ્યના યોદ્ધાઓજ—સ્વાધીનતાના રક્ષકોજ આવી સેવા બજાવી શકે પણ મારા યોદ્ધાઓ ! આટલુ કર્યા છતા પણ જો હજી ઘણુ કામ બાકી રહેતુ હોય તો તમારો પરિશ્રમ હજી સફળ થયો કહેવાય નહિ હજી ટ્યૂરિન અને મિલાન આપણે જીત્યા નથી સાભળવામા આવ્યુ છે કે તમારામાના કેટલાક નાહિંમત થયા છે પણ હુ તે માની શકતોજ નથી મોન્ટેનોટ અને મિલેસિમો ડિગો અને મોન્ડોવીના સગ્રામોમા ફતેહ મેળવનાર યોદ્ધાઓ ફ્રેન્ચ નામને વિશેષ કીર્તિ અપાવવાને તલપી રહેલા હોવા જોઇએ પરતુ હુ તમારો સેનાપતિ થઇને તમારા શસ્ત્રોને જય અપાવુ તો તમારે પણ મારી એક સરત કબૂલ કરવીજ પડશે તે સરત એ છે કે જે જે પ્રજાઓને તમે તેમના રાજાઓના જુલ્મમાંથી મુક્ત કરો તેમનું તમારે

રક્ષણ કરવું અને તેમના ઉપર લેશમાત્ર પણ અત્યાચાર કરવો નહિ. જો તમે તેમ નહિ કરો તો તમે રૈયતને મુક્તિ આપનારા ન ગણાતા પ્રજાપીડક ગણાશો. મારા હાથમા ફ્રેન્ચ પ્રજાએ જે સત્તા મૂકી છે તે સત્તાનો ઉપયોગ કરીને હુ ન્યાય અને કાયદાનો અમલ કરીશ અને તમને દયા અને સૌજન્યના કાનુનોનુ પાલન કરવાની ફરજ પાડીશ લુંટફાટ કરનારાઓને તો હું ગોળીથીજ ઠેર કરાવીશ.

"ઇટાલિની પ્રજાઓ! ફ્રેન્ચ મના તમને રઝાડવા નહિ પણ તમારી બેડીઓ તોડી નાખવા આવે છે ફ્રેન્ચો કોઈના દુસ્મન નહિ પણ તમામ પ્રજાઓના મિત્રો છે તમે તેમના ઉપર સપૂર્ણ વિશ્વાસ રાખજો તમારી માલમિલકતને, તમારા ધર્મને અને તમારા રીતરિવાજોને અમે જરાએ અપમાન પહોચાડીશુ નહિ અમે તમારી સાથે લઢીશુ તોપણ ઉદાર દિલના દુસ્મન તરીકે લઢીશુ અમારે રૈયતની સાથે લઢવુજ નથી, તમે અમારા દુશ્મન નથી પણ જે જુલમગાર રાજાઓએ તમને દાસત્વમા જકડી રાખ્યા છે તેઓજ અમારા દુશ્મન છે."





# प्रकरण ७ मुं

## આસ્ટ્રિયન સેનાની પૂઠ પકડવી. ૧૭૯૬

"અસંભવિત! એ શબ્દ ફ્રેન્ચ ભાષાનો નથી" નેપોલિયન



સાર્ડિનિયાના રાજા સાથે નેપોલિયને જે સંધિ કરી તે તેના લશ્કરના મોટા ભાગને નાપસંદ હતી તેઓ તો રાજાને પદભ્રષ્ટ કરીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવા ટમટમી રહ્યા હતા સાર્ડિનિયાના લોકો પણ નેપોલિયનની પ્રાર્થના કરતા કહેતા હતા કે તમે સંમતિ આપો તો અમે પ્રજાસત્તાક રાજ્ય બનાવીએ અને ફ્રાન્સના સદાના મિત્રો થઈએ જો તે મોઢેથી હા ભણ્યો હોત તો તેમ થવાને વિલંબ ન હતો, પણ અસાધારણ રાજનૈતિક દીર્ઘદૃષ્ટિ વાપરીને આ ઉછાછળા વિચારોને તેણે અનુમોદન આપ્યુ નહિ તે જાણતો હતો કે ઈટાલિની અશિક્ષિત અને રાજ્યતંત્રથી બિનવાકેફ પ્રજા પોતાનુ રાજ્ય પોતાની મેળે ચલાવવા જતા ફ્રેન્ચોની માફક ભયાનક રાષ્ટ્રવિપ્લવ કરી નાખશે એથી કરીને તેણે ઘણી સમયસૂચકતાથી લોકોના ખોટા ઉત્સાહને ઠંડો પાડયો તે રાજનૈતિક સુધારણાને પસંદ કરતો હતો પણ રાજ્યપરિવર્તનને ધિક્કારતો હતો અલમત્ત, રાજાઓ અને ઉમરાવો દોલત, સત્તા અને પ્રતિષ્ઠાને પોતાનીજ કરી બેઠા હતા અને લોકવર્ગ તો તેમનુ દાસત્વ કરવા માટેજ સરજાયા છે એવો દાવો કરતા હતા એ માન્યતાનુ ખંડન થાય, અને લોકવર્ગ દાસત્વમાથી મુક્ત થાય એવુ તે ઇચ્છતો હતો, પણ રાજાના સિંહાસનો ઉથલાવી નાખીને અને અસંસ્કૃત, બિન અનુભવી લોકોના હાથમા રાજસત્તા મૂકીને આ ફેરફાર કરવો નહિ પણ રાજાના અધિકારની સાથે લોકોની સ્વાધીનતાના અંગોની મિલાવટ કરીને લોકોને રાજકારભારમા ધીરે ધીરે વધારે જવાબદારી આપતા જઈને એક સુદૃઢ અને સુવ્યવસ્થિત રાજ્યતંત્ર ઉપજાવીને લોકોની ખીલતી અભિલાષાઓને પોષણ મળે એવુ તે ઇચ્છતો હતો

નેપોલિયન પોતે ઘણીજ છટાદાર ભાષામા લખે છે કે "જો લોકહિત તરફ નજર રાખીને, ઉદાર રાજનીતિ અખ્ત્યાર કરીને ઈંગ્લંડે ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યને પોતાના મિત્ર તરીકે ગણ્યુ હોત તો ફ્રાન્સ અને આખા યુરોપનુ પ્રારબ્ધ કેવુ સુધરી

જાત ! જો ઈંગ્લડે તેમ કર્યું હોત તો ફ્રાન્સમા ડેરેડેર વધસ્તભો ઉભા ન થયા હોત, લોહીની નદીઓ ન વહી હોત, યુરોપના રાજાઓ ભયભીત થાત નહિ અને કાળે કરીને લોકમતમા ફેરફાર થતાં, યુરોપના રાજ્યોને રાષ્ટ્રવિપ્લવનો સખ્ત આચકો લાગ્યા વગર × રાજાસત્તાક રાજ્યો સુવ્યવસ્થિત રાજાપ્રજાસત્તાક રાજ્યનુ સ્વરૂપ ધારણ કરત."

નેપોલિયને શત્રુરાજ્યના જીતાયલા વાવટાઓ સાથે સેનાપતિ મુરાને પારિસ મોકલ્યો આવી અણુધારી ફતેહથી આખા શહેરમા હર્ષના ઉત્સવ થયા અને જ્યા ત્યા નેપોલિયનના યશોગાન થવા લાગ્યાં મુરાએ વિજયનાં ચિન્હો ડિરેક્ટરોની સભા આગળ રજુ કર્યા તે વખતે બીજા દેશોના રાજપ્રતિનિધિઓ પણ હાજર હતા પ્રજાસત્તાક રાજ્યની સેનાએ મેળવેલી ફતેહથી દુનિયાની નજરમા તેમનુ ગારવ ઘણુ વધી ગયુ

નેપોલિયન આવા સકટથી ભરેલા રણસગ્રામોમા રાતદિવસ રોકાયો હતો, તે છતા પણ તે પોતાની નવવિવાહિતા પત્નીને ભૂલી ગયો ન હતો લગભગ રાત દિવસ સુધી તો તે પેટ ભરીને જમ્યો ન હતો, તેમ નિરાતે ઉંઘ્યો ન હતો, શરીર પરનો ડગલો કે જોડા પણ ઉતાર્યા ન હતા તે છતાં પણ તે પોતાની સ્રીને ટૂકા પણ અત્યત પ્રેમપૂર્ણ પત્રો લખવાને ચૂકયો ન હતો જોસેફાઈન પ્રત્યે આવી માયાળુ વર્તણુક તેણે આખા જીવનપર્યંત રાખી હતી અને તેની સાથેનો લગ્નસબધ રદ કર્યા પછી પણ તેનો સદ્વ્યવહાર તો પ્રથમના જેવોજ કાયમ રાખ્યો હતો

સાર્ડિનિયા સાથે સધિ કર્યા પછી નેપોલિયને પોતાના સૈન્યસહિત પાર્માના રાજ્યમા પ્રવેશ કર્યો ત્યાંના રાજાએ આસ્ટ્રિયાનો પક્ષ છોડી દઈને નેપોલિયનને સલાહનુ કહેણ મોકલ્યુ. તેણે પણ ફ્રાન્સ ઉપર આક્રમણ કરવામા આસ્ટ્રિયાના રાજાને સહાય આપી હતી તેથી લડાઇના ખર્ચના પેટામા તેની પાસે દડ લેવો ઉચિત હતો પાચસો ચાંદીના ડૉલર, સોળસો લડાયક ઘોડા, અનાજનો સારો જથ્થો અને તેની ચિત્રશાળામાના વીસ સર્વોત્તમ ચિત્રો એટલા વાના લઈને નેપોલિયને તેની સાથે સધિ કરી નેપોલિયને તેની પાસેથી ચિત્રો પડાવી લીધા તેને માટે કેટલાક ઇતિહાસકારો તેને વખોડે છે એ વીસમાના એકજ ચિત્રને માટે પાર્માના રાજાએ નેપોલિયનને બે લાખ ડૉલર આપવા માડયા પણ તેણે તેનો સ્વીકાર કર્યો નહિ. તેણે કહ્યુ કે "પૈસા તો થોડાજ વખતમા ખર્ચાઈ જશે પણ સર્વોત્તમ ચિત્રકળાના નમુનેદાર ચિત્રો અનતકાળપર્યંત પારિસની શોભામાં વૃદ્ધિ કરશે અને ત્યાના રહેવાસીઓને એવા ઉમદા ચિત્રો અકિત કરવાની પ્રેરણા કરતા રહેશે" જીતાયલા રાજાઓ પાસેથી દડ તરીકે દ્રવ્ય, ઘોડા વગેરે વસ્તુઓ લેવાનુ જયારે કાયદેસર ગણાય છે ત્યારે

× અને કદાચ વર્તમાન સમયનુ દારુણ યુદ્ધ ઉભુ થાતજ નહિ ભા૦ ક૦

ચિત્રોમા એવુ શુ છે કે તે લેવા માટે નેપોલિયનને વખોડવો જોઇએ ‘ ચિત્રો પણ એક પ્રકારની મિલ્કત છે રાજા પાસેથી દ્રવ્ય લેતા એ દડનો બોજો તેની ગરીબડી રૈયત ઉપર પડે છે રાજાઓ પોતાના લોભમાટે લઢે અને તેના દડનો બોજો રાકડી રૈયત સહન કરે એ કેવો ન્યાય ’ નેપોલિયને જે પ્રકારનો દડ લીધો તેનો બોજો લડાઇ ઉભી કરનાર પાર્માના રાજાના ઉપરજ પડયો હતો ભલે ઇતિહાસકારો ગમે તે મત આપે પણ એટલુ તો ઉઘાડુજ છે કે નેપોલિયન ધનલોભી ન હતો, ફ્રાન્સની કીર્તિ અને શોભા વધે એવી તેની અભિલાષા હતી, તેની રસવૃત્તિ ઘણીજ સુસસ્કૃત હતી, અને તેનો ઉદ્દેશ ઘણુ ઉચા પ્રકારનો હતો

નેપોલિયન ત્યાથી આસ્ટ્રિયાના સૈન્યને પોતાની આગળ આગળ ધકેલતો વધ્યો ગયો બે ત્રણ જગ્યાએ શત્રુનો પરાભવ કરતો તે લોમ્બાર્ડિના ફળદ્રુપ પ્રદેશમા દાખલ થયો ત્યાના લોકો પણ પોતાના રાજાના અમલથી કટાળ્યા હતા અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની ઉમેદ રાખતા હતા પોનદીને સામે કિનારે આસ્ટ્રિયાનુ લશ્કર પડયુ હતુ, પણ નેપોલિયન ચાલાકીથી તેમની સરત ચૂકાવીને નીચાણેથી નદી ઓળગી ગયો આસ્ટ્રિયન સેનાપતિ બોલુએ પણ તેની પાછળ કુચ કરી અને બેઉ લશ્કરનો ફેમ્મિઓ ગામ આગળ ભેટો થયો શહેરના મિનારા, ઘરની બારીઓ અને છાપરા ઉપર ચઢી ચઢીને આસ્ટ્રિયનોએ ફ્રેન્ચો ઉપર ગોળાઓનો વરસાદ વરસાવ્યો, પણ તેઓ મોતને ન ગણકારતા શત્રુઓને સગીનથી વીંધતા આગળ વધ્યા, અને અતે આસ્ટ્રિયનો નાઠા ફ્રેન્ચોએ નાસતા શત્રુની પૂઠ લીધી અને મે માસની (૧૭૯૬) ૧૦ મી તારીખે તેઓ અડાર નદીને કિનારે આવેલા લોદી નામના ગામ આગળ આવી પહોચ્યા નદીને સામે કિનારે આસ્ટ્રિયનો ૩૨૦૦૦ પાયદળ, ૪૦૦૦ ઘોડેસ્વાર અને ૩૦ ભારે તોપો સાથે ફ્રેન્ચોનો સત્કાર કરવા ઉભા હતા, અને વચમા માત્ર એક ઘણો સાકડો પૂલ હતો થાકેલી અને ઘવાયલી ફ્રેન્ચ સેના લોદી ગામમા પેઠી અને પોતાના જે યુવાન સેનાપતિને તેઓ હવે અજય્ય માનવા લાગ્યા હતા તેની આજ્ઞાની રાહ જોતા ઉભા શત્રુઓ સામે કિનારેથી તેમના ઉપર ગોળાઓ વરસાવવા લાગ્યા તેના મારથી બચવાને તેમણે શહેરના મકાનોની દિવાલોનો આશ્રય લીધો

પ્રારબ્ધ ઉપર નેપોલિયનને એવી ચૂસ્ત શ્રદ્ધા હતી કે ભયની તેના મન ઉપર કશી અસરજ થતી ન હતી તેણે તરતજ તોપના ગોળા અને બદુકની ગોળીઓના વરસાદ સામે નિડરપણે ઉભા રહીને શત્રુસૈન્યનુ નિરીક્ષણ કરી લીધુ ફ્રેન્ચસેના પૂલ ઓળગી ન શકે તેટલા માટે આસ્ટ્રિયન સેનાપતિએ ઘણીજ ચતુરાઇથી પોતાની તોપો ગોઠવી હતી અને હજારો આબાદ નિશાનબાજ યોદ્ધાઓને પૂલ ઉપર ચારે બાજુએથી ગોળીઓની અજસ્રધારા કરવાની સૂચના કરી હતી તે ધારત તો નેપોલિયનના આવતા પહેલાં સહેલાઇથી એ પૂલને તોડી શકત, પણ પોતે પસદ કરેલી જગ્યાને

તે ઘણીજ અભેદ્ય સમજતો હતો અને ક્યારે ફ્રેન્ચો પુલ ઉપર પગ મૂકે તેનીજ તે આતુરતાથી રાહ જોતો હતો ફ્રેન્ચ લશ્કર પૂલ ઓળગતુ હોય તે વખતે શત્રુઓ પૂલ તેડી ન શકે તે માટે નેપોલિયને દુશ્મનની ગોળીઓની મધ્યમાં ઝડી વચ્ચે જાતે ઉભા રહીને પોતાની તોપો ગોઠવવી પછી તે ગામમા પાછો ગયો અને લશ્કર તથા સેનાપતિઓને જાહેર કર્યું કે આપણે ગમે તેમ કરીને પણ પૂલ ઓળગવોજ જોઇએ આ આજ્ઞા સાભળીને બહાદુરમા બહાદુર માણસો પણ થથડ્યા અને કહ્યુ કે એ અસભવિત છે નેપોલિયને કહ્યુ, "અસભવિત ! એ શબ્દ ફ્રેન્ચ ભાષાનો નથી" અડગ આત્મશ્રદ્ધાવાન યુવાન વીર કેસરી નેપોલિયન બીજાના અભિપ્રાયથી ડગે તેવો ન હતો સેનાપતિઓની નામરજી છતા તેણે પોતાના સૈન્યમાથી છ હજાર માણસો ચૂટી કહાડ્યા અને વીરરસથી ભરપૂર નાદો જે તેને ખોળવા પડે એવા હતજ નહિ તેવા ઉત્તેજક નાદો તેમને કહીને તમનામા ક્ષાત્રરસનો એવો તો સચાર કર્યો, કે તેઓ પોતેજ શત્રુ ઉપર તૂટી પડવાને અધીરા બની ગયા આ કાર્યમાં કેટલુક જોખમ હતું પણ જો વિજય મળે તો કેવી ઉજ્જવલ કીર્તિ મળવાની વકી હતી તે તેણે સર્વને પૂરેપૂરૂ સમજાવ્યુ તેના તેમજ શત્રુના ઉભયના સૈન્યમાથી આવુ જોખમ ખેડવાને તૈયાર થાય એવો એક પણ વીર ન હતો પણ પોતાની જિદગીની તેમજ બીજા હજારો જાનની ખુવારી થતા પણ જો ધારેલુ કામ થતુ હોય તો તે કરવા નેપોલિયન પાછો હઠે એવા ન હતો

અડાર નદીમા એક ઠેકણે કિનારો વમાઇને આવ્યો થયો હતો અને આસ્ટ્રિયનોએ નહિ માની શકાય એની ગફલત કરીને તે રસ્તો સાચવ્યો ન હતો નેપોલિયને પોતાના છ હજાર ઘોડેસ્વારોને એ જગ્યાએથી નદી ઓળગીને શત્રુ સૈન્યના પાછલા ભાગ ઉપર તૂટી પડવાની આજ્ઞા આપીને મોકલ્યા અને પૂલના નાકાની નજીક આવેલા શહેરના રસ્તા ઉપર તેણે પોતાના સૈન્યને હારબધ ગોઠવી દીધુ

સાજ પડવા આવી હતી અને સૂર્ય ધીમે ધીમે ટાઇરાલિયન પર્વતના શિખરોને ઓથે ભરાવા લાગ્યો હતો પવન શાતપણે મદગતિથી વહેતો હતો નદીમાનુ જળ સ્થિર ગતિથી વહન કરતુ હતુ. સમસ્ત પ્રકૃતિ શાત અને ગભીર હતી અને તેની રમણીય શોભા રાત્રિના અધકારમા ઢકાવા આવી હતી એવામા નેપોલિયને શત્રુ સૈન્યમાં ગરબડ થતી જોઇ તે ઉપરથી તે સમજી ગયો કે તેમના પાછલા ભાગ ઉપર પોતે મોકલેલી ઘોડેસ્વારની ટુકડીએ ધસારો કર્યો હશે તેના રણવાદ્ય પણ વાગવા લાગ્યાં અને ફ્રેન્ચસેનાએ શહેરના માર્ગ ઉપર એક અભેદ્ય સૈન્યસમૂહની આકૃતિમા ગોઠવાઇને કુચ કરવી શરૂ કરી ત્વરિત ગતિથી શહેરના મકાનોના ઓથામાથી નીકળીને પૂર ઉત્સાહથી વીરગર્જના કરતા રણોન્મત્ત ફ્રેન્ચ યોદ્ધાઓ પૂલ તરફ ધસ્યા. તેમના ઉપર દુશ્મનોની તોપો અને બદુકોમાથી ગોળા અને ગોળીઓની વૃષ્ટિ થવા

લાગી આગલી હાર તો એક ક્ષણ વારમાં ઘાસની માફક કપાઈ ગઇ અને મૂડદાઓને લીધે પાછળ આવનારાઓને આગળ વધવું મુશ્કેલ થઇ પડ્યું, પરંતુ ધગધગતા લોખંડ અને સીસાની ઝડીની સામે મોતને તરણાતુલ્ય ગણીને બહાદૂર ફ્રેન્ચો આગળ ને આગળ ધસ્યા ગયા અને પૂલના મધ્ય ભાગ સુધી આવી પહોંચ્યા શત્રુની તોપો અને બંદુકોનો માર જે ચાલુજ હતો, તે હવે અસહ્ય થઇ પડ્યો જાણે ધગધગતો જ્વાળામુખી ફાટ્યો હોય અને ફ્રેન્ચો ઉપર પ્રલયાગ્નિ વરસાવી રહ્યો હોય એવો તોપોનો માર થવાથી તેઓ થભ્યા અને પાછા હઠવાની તૈયારી કરવા લાગ્યા નેપોલિયન તેમની વચમાજ હતો તેણે તરતજ વાવટો પકડનારના હાથમાંથી વાવટો ઝૂટવી લીધો અને "તમારા સેનાપતિની પાછળ પાછળ ચાલો" એવો પોકાર કરીને ધૂમાડાથી અને ગોળાઓની વૃષ્ટિથી ચોમેર ઢંકાઇ ગએલા પૂલ ઉપર ઘોડો દોડાવી મૂક્યો તેની પાછળ લેની, માસેના બાર્થિયર વગેરે વીર સેનાપતિઓ ધસ્યા અને પોતાના યુવાન સેનાધિપતિના ઉદાહરણથી શૂરના આવેશમાં આવી ગએલું વીંધાતું, રુધિરથી ખરડાયલું સૈન્ય પણ કીકીઆરી કરતું પૂલ ઉપરથી પસાર થવા લાગ્યું હવે કોની મગદૂર કે તેમને અટકાવી શકે ' વીરચૂડામણિ નેપોલિયનને ખાળવાની કોનામાં તાકાત હતી ? તેજ ઘડીએ અન્ય સ્થાને પણ શત્રુના તોપખાના તરફ પાછળની બાજુએથી ધમારાબંધ આવવા લાગ્યા, દારૂગોળાનો ધૂમ્રકોટ તો હજી ચાલુજ હતો પણ ફ્રેન્ચ સેના વેગબંધ વહેતી નદીની ત્વરાથી સાંકડા પૂલની ઉપર થઇને પસાર થઇ ગઇ, અને આસ્ટ્રિયન ગોલંદાજોને નિર્દયપણે સંગીનથી વીંધી નાખવા લાગી બેઉ પક્ષ વચ્ચે દારુણ સંગ્રામ શરૂ થયો આસ્ટ્રિયનો મરણીયા થએલા વાઘની માફક લઢયા, પણ નેપોલિયનના વીર્યવહ્નિની સામે ટકવું મુશ્કેલ હતું પોતાના ચકિત કરી નાખે એવા છેલ્લા પરાક્રમથી ઉન્મત્ત થએલા ફ્રેન્ચો તોપો અને બંદુકોમાંથી તેમના ઉપર જાણે પુષ્પવૃષ્ટિજ થતી હોય તેમ બેધડક સિંહની માફક ઝઝુમ્યા

તુમુલ યુદ્ધ મચી ગયું હતું અને કાનના પડદા ફાડી નાખે એવા તોપોના ધડાકા થયા જ-ા હતા તે વખતે એક સેનાપતિના જોવામાં આવ્યું કે દુશ્મનની અમુક તોપ ફ્રેન્ચોનો કચ્ચરઘાણ કાઢી નાખે છે એક લશ્કરી અમલદાર ઘોર સંગ્રામની વચ્ચે થઇને દોડતે ઘોડે નેપોલિયનની પાસે આવ્યો અને કહ્યું - તે તોપને પકડી લેવાને અમે વણો યત્ન કર્યો પણ વ્યર્થ ગયો માટે એક છેલ્લી વારનો યત્ન કરાય તો સારૂ નેપોલિયન કહે, " એમાં શું ' ચાલો ત્યારે, આપણે તેને હમણાજ ચૂપ કરી દઇએ ' પાસે ઉભેલા ઘોડેસ્વારો તરફ ફરીને તેણે કહ્યું, ' ચાલો તમારા સરદારની પાછળ " જાણે વરઘોડામાજ જતા હોય તેમ તેઓ ગોળા અને ગોળીઓના ધૂમ્રકોટની સામે હરખભેર ધસ્યા અને તોપસુધી દોડી ગયા તેમની સમશેરો આસ્ટ્રિયન ગોલંદાજોની ગરદન પર ફરી વળી અને તેજ તોપનો ઉપયોગ શત્રુઓ ઉપર થવા લાગ્યો

આસ્ટ્રિયનોએ હવે હિંમત છોડીને ભાગવા માંડ્યું તેમના અઢીહજાર સિપાઇઓ અને ચારસો સ્વારો જમીનદોસ્ત થઇ ગયા અને વીસ તોપો તથા બે હજાર કેદીઓ ફ્રેન્ચોના હાથમાં આવ્યા ફ્રેન્ચોના પણ લગભગ તેટલાજ માણસો રણમાં પડ્યા

એક ઘરડો ફ્રેન્ચ યોદ્ધો જે આ સંગ્રામમાં હાજર હતો તે લખે છે કે "નેપોલિયનને ઉંચા પહેલવાન જેવા સિપાઇઓની સાથે વગર ઘોડે ઉભેલો જોઇને મને બહુ મજા પડી તે નાના છોકરા જેવો દેખાતો હતો." આસ્ટ્રિયન સેનાપતિ તો આ પરાજયથી આભોજ બની ગયો તેણે કહ્યું કે "એ દાઢી મૂછ વગરના પોરીઆને તો મારી પેઠે ખોખરોજ કરવો જોઇએ આવી રીતે તે આજસુધી કોઇ લડ્યું હતું ! (એ બુડથલને યુદ્ધકળાનું અને દાવપેચનું તો ભાનજ નથી ! ઘડીમાં પાછળથી, ઘડીમાં બાજુએથી અને ઘડીમાં સામેથી હુમલો કરે છે ! યુદ્ધ કરવાના મુકરર કરેલા અને પ્રમાણભૂત મનાયલા નિયમોનો ભંગ થાય છે એ અમારાથી સહન થતું નથી" નેપોલિયને કહ્યું હતું તેવુંજ થયું યુદ્ધકળાના પુસ્તકો ઉપરજ મુસ્તાક રહેનારા સેનાપતિઓ તેના અપૂર્વ દાવપેચથી આભાજ બની ગયા !

નેપોલિયન દેશનિકાલ થઇને સેંટહેલેનામાં રહેતો હતો તે વખતે એક માણસે તેને લોદીના સંગ્રામનો હેવાલ વાંચી સંભળાવ્યો તેમાં એવું લખ્યું હતું કે નેપોલિયને અત્યંત બહાદુરી બતાવી હતી અને તે સૌથી પહેલો પૂલ ઓળંગી ગયો હતો અને સરદાર લેની તેની પાછળ હતો આ સાંભળીને તેણે કહ્યું કે "આ લખાણમાં ભૂલ છે અહિંને અહિંજ સુધારવું પડશે. લેની તો મારી આગળ હતો ! મારી આગળ હતો ! અને હું તેની લગોલગ પાછળ હતો" નેપોલિયન કેટલો સત્યપ્રિય અને નિરભિમાની હતો તે આ દૃષ્ટાંત ઉપરથી જણાઇ આવે છે

આ ફતેહથી ફ્રેન્ચસેનાનો ઉત્સાહ બેહદ વધી ગયો અને તે આ પોતાના યુવાન સેનાપતિમાં અત્યંત શ્રદ્ધા રાખતા થયા લશ્કરના વયોવૃદ્ધ યોદ્ધાઓએ પોતાના તદ્દન છોકરા જેવા દેખાતા સેનાધિપતિને "નાનો કોરપોરલ" (નાયક) એવું નામ આપ્યું ત્યાર પછી જ્યારે જ્યારે તે પોતાના સૈન્યની સન્મુખ ઉભો રહેતો ત્યારે 'આપણો નાનો કોરપોરલ ઘણું જીવો" એવા પોકારથી તેને વધાવી લેવામાં આવતો તે પાછળથી કૉન્સલ અને શહેનશાહ થયો તોપણ તેનું આ નામ લશ્કરમાં તો કાયમને માટે રહી ગયું નેપોલિયન કહે છે કે "મેં પારિસનો બળવો સમાવ્યો તેમજ મોન્ટિનોટનો સંગ્રામ જીત્યો તોપણ તેથી મારા સામર્થ્યનો પૂરેપૂરો ખ્યાલ મને આવ્યો ન હતો, પરંતુ લોદીનો વિકટ પૂલ જીત્યા પછીજ મને એકાએક વિચાર આવ્યો કે યૂરોપના રાજનૈતિક નાટકમાં મહત્ત્વનો પાઠ ભજવવાને માટે હું સરજાયો છું તેજ દિવસથી મારા હૃદયમાં ઉંચામાં ઉંચા મનોરથનો ઉદય થયો.

લોદીના સંગ્રામનું પરિણામ જાહેર થતાં લોમાર્ડિનો રાજા ફાર્ડિનાંડ તેની ચોધાર

આંસુએ રડતી રાણી સાથે રાજમહેલ છોડીને ચાલતો થયો તેમના ગયા પછી લોકોએ પોતાની સ્વાધીનતાની લાગણી ઉત્સાહભેર જાહેર કરી અને નેપોલિયનને પોતાના ઉદ્ધાર કરનાર તરીકે પ્રેમથી વધાવી લીધો, અને રાજમહેલની દિવાલ ઉપર એક પાટીયુ લગાવી દીધુ કે " આ મકાન ભાડે આપવાનુ છે હકીકત માટે ફ્રેન્ચ કમિશનરને લખો "

મે માસની ૧૫મી તારીખે એટલે મોન્ટેનોટના સંગ્રામ પછી એક મહિને નેપોલિયન ફતેહનો ડંકો વગાડતો મિલન શહેરમા દાખલ થયો આખા ઇટાલિના દેશભક્તો તેની મુલાકાતે આવ્યા તેમને પણ એવી આશા હતી કે નેપોલિયન તેમને રાજાઓની ધૂસરીમાથી મુક્ત કરીને સ્વાધીન રાજ્યતંત્ર સ્થાપવામા સહાય આપશે શહેરમા તેનો સત્કાર કરવાને કમાનો અને તોરણો બાંધવામા આવ્યા અને જ્યારે તેની સ્વારી પસાર થઇ ત્યારે પુરુષોએ હર્ષનાદ કર્યો અને મિલન શહેરની સુંદરીઓએ તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરી

મોડેનાનો રાજા પણ તેને શરણે આવ્યો અને તેની પાસેથી દંડ તરીકે વીસ લાખ ડૉલર અને તેની ચિત્રશાળાના વીસ ઉત્તમોત્તમ ચિત્રો લેવામા આવ્યા આ સંધિનો કરાર જ્યારે લખાતો હતો ત્યારે એક ફ્રેન્ચ અમલદાર નેપોલિયન પાસે આવીને કહેવા લાગ્યો કે " મોડેનાના રાજાનો ભાઇ આંક નામ સોનાના ડૉલર લાવ્યો છે અને તે તમને ભેટ આપવા ઇચ્છે છે મારી પણ તમને સલાહ છે કે તમે તેનો સ્વીકાર કરો એમા શુ ? એના બદલામા રાજાના દંડમાથી કાંઇક ઓછુ કરજો "

નેપોલિયને જવાબ આપ્યો કે " હુ રાજાનો આભાર માનુ છુ પણ એ નાણુ લઇને તેના દબાણ નીચે આવવા ચહાતો નથી " દંડની કુલ રકમ લશ્કરની તિજોરીમાં જમા થઇ અને નેપોલિયને એક દમડી પણ લીધી નહિ

હવે નેપોલિયને એક બીજુ જાહેરનામુ પ્રકટ કર્યું તેનાથી ફ્રેન્ચસેનામા અપૂર્વ શૌર્ય અને ઉત્સાહનો સંચાર થયો અને ઇટાલિના તમામ લોકોની પ્રબળ કલ્પનાશક્તિ ઉપર વીજળીના જેવી બળવાન અસર થઇ

" યોદ્ધાઓ ! તમે ૧ એપિનાઇન પર્વતમાથી વેગમય ધડધડાટ વહેતી નદીની પેઠે ત્વરાથી ઇટાલિના મેદાનોમા ધસ્યા આવ્યા છો તમારી ગતિમા અટકાવ કરવાનો જેમણે યત્ન કર્યો તેમને સર્વને સૂકાં પાંદડાની માફક તમારી આગળ આગળ ધકેલતા તમે ફતેહભેર ચાલ્યા આવ્યા છો તમે ઓસ્ટ્રિયાની બેડીઓમાથી અને ત્યાના રાજાના જુલમમાથી પિડ્મોંટ પ્રદેશની પ્રજાને મુક્ત કરી છે મિલન શહેર તમે જીતી લીધુ છે અને આ મા નોમાર્ડિ પ્રાંતમા પ્રજાસત્તાક રાજ્યની ત્રિરંગી ધ્વજા ફરકી રહી છે પાર્મા અને મોડેનાના રાજાઓ તમારી મહેરબાનીને લીધેજ પોતાના મિલકતનો

૧ ઇટાલિ દેશનો મુખ્ય પર્વત.

ઉપર કાયમ રહ્યા છે જે સૈન્ય એક દિવસ ગર્વથી છકી જઇને તમને ડરાવતુ હતુ તેને નાસવાનો, તમારા ક્રોધાગ્નિમાથી પોતાનુ રક્ષણ કરવાનો માર્ગ રહ્યો નથી વેગવતી સો નદી અને આલ્પ્સ પર્વતની માફક ઇટાલિના કોટકિલ્લારૂપ મનાતી બીજી નદીઓ તમારા ધસારાને એક દિવસ પણ ખમી શકી નથી કુદરતી દિવાલ જેવા આલ્પ્સ પર્વતે પણ તમને નમ્રતા સહિત માર્ગ આપ્યો છે તમારા આ પરાક્રમથી આજે તમારા સમસ્ત દેશમા આનદોત્સવ થઇ રહ્યો છે સરકારની આજ્ઞાથી તમારા માનમાં આજે મહોત્સવ કરવામા આવ્યો છે આજે તમારી માતાઓ, તમારા પિતાઓ, તમારી બહેનો, પત્નીઓ અને તમારા સર્વ મિત્રો તમારી ફતેહથી પોતાનો હર્ષ પ્રદર્શિત કરી રહ્યા છે, અને તેઓ તમારા કુટુબીઓ છે એમ કહેતા તેમની છાતી ગર્વથી ફુલાઇ જાય છે ”

‘ યોદ્ધાઓ ! તમે ઘણુ કર્યું છે એ વાત ખરી પણ તમારે માટે હજી ઘણુ કાર્ય કરવાનુ બાકી છે શુ તમારાં સતાનોને—તમારી ભવિષ્યની પ્રજાને તમે એમ કહેવા દેશો કે અમારા પૂર્વજોને સગ્રામોમા જય મેળવતા આવડયો પણ જય મેળવ્યા પછી જે કર્તવ્ય કરવુ જોઇએ તે નજ આવડયુ ? શુ લોમાર્ડિ આપણુ × કૅપુઆ થશે ? નહિ નહિ, તેમ કદિ બનશે નહિ આપણે હજી વગર આરામે લાબી કૂચ કરવાની છે હજી શત્રુઓને પગતળે કચરવાના છે, હજી અક્ષય કીર્તિ મેળવવાની છે અને આપણને વિનાકારણ ઉપદ્રવ કરનાર ગર્વિષ્ટ રાજાઓને આપણી સમશેરનો સ્વાદ ચખાડવાનો છે ફ્રાન્સમા જાતિદ્રોહ અને અદર અદરના કલહ કરવાની ઉશ્કેરણી આપનારાઓ ! અમારા રાજનૈતિક આગેવાનોના ખૂન કરનારા કમજાતો ! અમારા તુલોન શહેરના વહાણોને બાળનારા મૂર્ખાઓ ! હવે તમારે ભયથી થરથર કપવુ પડશે વેર લેવાનો સમય આવી પહોચ્યો છે પણ રૈયતે લેશમાત્ર ગભરાવુ નહિ અમે જ્યા જ્યા જઇએ છીએ ત્યાના લોકો સાથે હમેશા બધુભાવ રાખીએ છીએ, અને ખાસ કરીને ૧ સિપિયો અને બ્રૂટસની જન્મભૂમિના ( ઇટાલિ ) લોકો તો અમારા સગા ભાઇ જેવા છે, કારણ કે તેમના સ્વદેશવત્સલ મહાપુરુષોને અમે અમારા આદર્શરૂપ માનતા આવ્યા છીએ. રોમના કૅપિટોલની પુન સસ્થાપના કરવી, રોમનુ ગૌરવ વધારનાર

---

× કાર્થેજના મહાન વિજેતા હૅનિબાલ ઇટાલિ જીતવા આવ્યો હતો તેણે ઇટાલિના સૈન્યને અનેક યુદ્ધમા હાર ખવડાવી પણ આળસથી અથવા ગમે તે કારણથી તે કૅપુઆથી આગળ વધી શકયો નહિ અને તેથી રોમ શહેર ઉપર આક્રમણ ન કરતા સ્વદેશ પાછો ફર્યો ત્યાર પછી ઝામાના રણમગ્રામમાં રોમન સેનાપતિ સિપિયોએ તેનો પરાજય કર્યો હતો નેપોલિયનનુ કહેવુ એવુ છે કે આપણે હૅનિબાલની માફક લોમાર્ડિમાં અટકી જવુ નહિ ભા૦ ક૦

૧ રોમન પ્રજાસત્તાક રાજ્યનુ રક્ષણ કરનાર વીરપુરુષો

મહાપુરષોની મૂર્તિઓને તેમના અસલ સ્થાનકે ફરીથી બેસાડવી અને સૈકાના સૈકા થયા પરાધીનતાને લીધે વીર્યહીન, તેજહીન થએલી રોમન પ્રજાને જાગૃત કરવી—એજ અમારી ફતેહનુ લક્ષ્ય છે કાર્યની સિદ્ધિ થતા રોમના ઇતિહાસમાં એક નવો યુગ મડાશે મારા યોદ્ધાઓ ! યૂરોપના દેશોમા સર્વથી રમણીય દેશનો ઉદ્ધાર કરવાનો અક્ષય યશ તમારે પ્રાપ્ત કરવાનો છે. ફ્રેન્ચ પ્રજા સર્વાશે સ્વતત્ર અને આખા જગત્મા સ્વતત્રતા માટે માનનીય ગણાયેલી ફ્રેન્ચ પ્રજા લડાઇઓના બીજનો સમૂળો નાશ કરીને યૂરોપમા શાતિનું સામ્રાજ્ય પ્રવર્તાવશે. આ મહાન કાર્ય સિદ્ધ કરીને જ્યારે તમે સ્વદેશ સિધાવશો ત્યારે તમારા દેશબાધવો તમને ઉદ્દેશીને કહેશે કે "આ યોદ્ધો ઈટાલિના વિજયી સૈન્યમાનો છે "

મગજને ગૂચવી નાખે એવી રાજ્યતત્રની ઉપાધિ અને યુદ્ધની ગગનભેદી ગર્જના અને કોલાહલની વચ્ચે નેપોલિયન આવા તેજસ્વી અને ઉન્માદકારી જાહેરનામા, નહિ માની શકાય એવી ઝડપથી સડસડાટ લખી કહાડતો તે લખાયા પછી વીશ વર્ષે સેટહેલેનામા તેનુ એક જૂનુ જાહેરનામુ કોઇએ વાચી સભળાવ્યુ તે સાભળી નેપોલિયન બોલી ઉઠયો કે " આટલુ છતા પણ મને લખતા નહોતુ આવડતુ એમ કહેવાની તેઓ ( વિરુદ્ધ પક્ષના ઇતિહાસકારો ) મૂર્ખાઇ કરે છે " કેટલાક તો એટલી હદ સુધી કહે છે કે તે પૂરેપરો નિરક્ષર હતો—તેને પૂરી જોડણી પણ આવડતી ન હતી પરતુ ખરૂ જોતા તે પરિપકવ અને પ્રવીણ સાક્ષર હતો તેની માનસિક શકિતઓ અને તેનુ બુદ્ધિવિષયક જ્ઞાન ઉચામા ઉચા પ્રકારના હતાં લાગલાગટ પ્રખર અભ્યાસ કરીને તેણે પોતાની મગજ શક્તિને સારી રીતે કેળવી હતી તે વ્યાકરણના નિયમોની દરકાર કરતો નહિ અને એ વાત ખરી છે તે પોતે કહે છે કે " રાજકાર્ય જેવા વધારે અગત્યના કાર્યમા પડેલા માણસને વ્યાકરણના નિયમો જાળવવાની ફુરસદ હોતી નથી કલમ કાગળ ઉપર ઉતારી શકે તેના કરતા પણ વધારે ઝડપથી તેના મગજમાથી વિચારોનો પ્રવાહ વહેવો જોઇએ. તેણે તો વાકયોને ઠેકાણે શબ્દોમા અને શબ્દોને ઠેકાણે અક્ષરોમા પોતાના વિચારને સમાવવા જોઇએ " આવીજ ઝડપથી નેપોલિયન લખતો તેના અક્ષર નહિ વાચી શકાય એવા લીટા જેવાજ દેખાતા—કોઇ કોઇ વાર તો તે પોતે પણ ઉકેલી શકતો નહિ.

નેપોલિયનને હજી પારિસના ડિરેકટરો તરફથી યુદ્ધના ખર્ચને પેટે એક દમડી પણ મળી ન હતી, તેથી તેને લશ્કરના ખર્ચનો નિભાવ જીતાયલા શહેરો પાસથી દડની રકમ મેળવીને તેમાથી કરવો પડતો લોકો પાસેથી દડ લેવા અને તે છતા પણ તેમની પ્રીતિ જાળવી રાખવી એ દુર્ઘટ કાર્ય નેપોલિયને પોતાના બુદ્ધિબળથી વાણીની મિઠાશથી, લોકો પ્રત્યે પ્રેમની લાગણીથી અને તે ઉપરાત પોતાના નિષ્કલક

ચારિત્ર્યના પ્રભાવથી સિદ્ધ કર્યું મિલનના લોકોએ તેને ખુશીથી ફંડ આપ્યો. તે વડે તેણે પોતાના આજ સુધી વાસ્તવિક રીતે ભૂખે મરતા અને ચીથરેહાલ થએલા સૈન્યને અન્ન અને નવા વસ્ત્ર અપાવ્યા ઘાયલ થએલા યોદ્ધાઓની સારવાર માટે તેણે દવાખાના સ્થાપ્યા અને પોતાના લશ્કરની તિજોરીમા મોટી રકમ એકઠી કરી તે ઉપરાત દેશાવર ગએલો પિતા પોતાના ગરીબ બાળકોને માટે ઘેર નાણું મોકલાવે તેમ તેણે દશ લાખ ડૉલર પારિસના ડિરેક્ટરોને મોકલાવ્યા અને હ્રાઇન નદીને કાંઠે સૈન્ય સેનાપતિ મુરો બિચારો નાણા વગર તગીમા આવી પડયો હતો તેના લશ્કરના પોષણને માટે તેણે પચીસ લાખ ડૉલર મોકલ્યા ધનનો સગ્રહ કરવાની નેપોલિયનના જેવી સરસ તક જગતમાં કોઇને મળી નથી તે છતા પણ પોતાના ગજવામા એક પાઈ પણ ન મૂકે એવો બીજો કોઈ વીરલો જણાયો નથી

વળી તેણે મિલન શહેરને માટે સુવ્યવસ્થિત મ્યુનિસિપલ રાજ્યતત્ર ઘડી કહાડયું અને આખા લોમ્બાર્ડિના મેદાનના રક્ષણને માટે તાત્કાળિક પાકો લશ્કરી બદોબસ્ત કરી દીધો કોઇ પણ મનુષ્ય સહન કરી ન શકે એવો શારીરિક અને માનસિક પરિશ્રમ એક મહિનાસુધી લાગલાગટ ઉઠાવ્યા પછી તેણે ઉપર કહેલું દુર્ઘટ કાર્ય માત્ર પાચજ દિવસમા પૂરૂ કરી નાખ્યુ તેના મગજની એક વિલક્ષણ પ્રકૃતિ ન હોત તો આવો પરિશ્રમ તે કરી શકતજ નહિ તે પોતેજ એક પ્રસગે કહે છે કે "મારા મગજમાં જૂદા જૂદા વિષયોને માટે નોખા નોખાં ખાના હોય તેમ દરેક વિષયને તેના ખાનામાં હુ ગોઠવી દઉ છુ મારે અમુક બાબતનો વિચાર ન આવવા દેવો હોય તો હુ તે બાબતનુ ખાનુ બધ કરી દઉ છુ અથી કરીને મારા મગજમા વિચારોનો ગુચવાડો થવા પામતો નથી મારી નામરજી છતા મારા મગજમા વિચાર આવ્યા કરે અને તેથી કરીને મને ઉઘ ન આવી હોય એવુ કદિ બન્યુ નથી મારે ઉઘવુ હોય છે ત્યારે હુ મારા મગજના તમામ ખાના બધ કરી દઉ છુ એટલે મને તરતજ ઉઘ આવી જાય છે મારે જ્યારે આરામની જરૂર હોય ત્યારે ગમે તે વખતે હુ ઉઘી લઉ છુ અને લગભગ ઉઘવાનો સકલ્પ કરતાંનીજ સાથે મને ઉઘ આવે છે " કોઈ વાર છેવટનુ પરિણામ લાવી મૂકે એવા યુદ્ધોની તૈયારી કરવામા દિવસના દિવસ અને રાત્રિની રાત્રિસુધી એક ઝોકુ પણ લીધા વગર કામ કર્યા પછી તોપોના ધડાકા અને યોદ્ધાઓની વીર હાકનો ભયાનક કોલાહલ થતો હોય તેવે વખતે તે નિરાંતે ઉઘ કહાડતો હોય એવા દૃષ્ટાંત જોવામા આવ્યા છે. આવો અદ્‌ભુત સયમ નેપોલિયન જેવો રાજયોગીજ કરી શકે

ઉપર વર્ણવેલા યુદ્ધોના વિકટ મામલા વખતે, અનેક પ્રકારની ઉપાધિઓ અને જજાળ છતા તેના બુદ્ધિવિષયક બધારણમા કેવો વિકાસ થયા કરતો હતો તે ઓરિઆની નામના પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી ઉપર તેણે લખેલા એક પત્ર ઉપરથી જણાઇ

આવે છે તે લખે છે કે—'અત્યાર સુધી ઇટાલિના વિદ્વાનોની જોઇએ તેવી કદર કોઇએ કરી નથી — રાજાઓ અને ધર્મગુરુઓના ભયને લીધે તેઓ બિચારા દબાઇ છુપાઇને પોતાની અભ્યાસની ઓરડીમા ભરાઇ બેઠા છે પણ હવે તેમ બનશે નહિ ધર્મના જુલમનો અને રાજાની જુલમગાર સત્તાનો હવે અંત આવ્યો છે હુ સાહિત્યસેવકોને અને વિજ્ઞાનશાસ્ત્રીઓને એકઠા મળવાનુ નિમંત્રણ કરૂ છુ હું તેમને કહું છુ કે તમે એકત્ર થઇને પરસ્પર ચર્ચા કરો અને સાહિત્ય, કળા અને વિજ્ઞાનમા નવુ ચેતન લાવવાને માટે શુ શુ કરવુ જોઇએ તેની એક યોજના ઘડીને મારી આગળ રજુ કરો તેઓમાથી જેમને ફ્રાન્સ આવવાની ઇચ્છા હોય તેમને હુ ખાત્રી આપુ છુ કે ફ્રેન્ચ સરકાર તરફથી તેમને સન્માન મળશે બાહોશ ગણિતવેત્તા, કુશળ ચિત્રકાર અથવા સાહિત્યના કોઈ પણ ક્ષેત્રમા પ્રવીણતા પામેલો પંડિત ફ્રાન્સ આવીને રહે તે જોઇને ફ્રેન્ચ પ્રજાને જેટલો ગર્વ થશે તેટલો ગર્વ એક વિશાળ પ્રાંત અથવા ધનવાન નગરની જીતથી થશે નહિ."

નેપોલિયનની આ પ્રમાણે ઝડપથી ઉન્નતિ થતી જોઇને પારિસના ડિરેક્ટરોના મનમા ભય પેદા થયો. તેમણે એક બીજા સેનાપતિને નેપોલિયનના જેટલીજ સત્તા આપીને મોકલ્યો અને એવી આજ્ઞા કરી કે લશ્કરના બે વિભાગ કરવા અને એક એક વિભાગ તેઓ પોતાના તાબામા રાખે નેપોલિયનને પોતાના લશ્કર સાથે × પોપના રાજ્યો ઉપર આક્રમણ કરવાનો હુકમ કર્યો નેપોલિયને આ હુકમ વાચીને તરતજ નમ્રતાપૂર્વક પોતાનુ રાજીનામુ મોકલી દીધુ અને લખ્યુ કે "બે સારા સેનાપતિ કરતા એક નઠારો સેનાપતિ વધારે ઉપયોગી છે" રાજીનામુ જોતાજ ડિરેક્ટરો ગભરાયા અને ઉપલી નિમણુક રદ કરી હવે તેણે પાછી અસ્ટ્રિયન સેનાપતિ બોલુની પુઠ લીધી બોલુએ નેપોલિયનને આગળ વધતો અટકાવવાને મંટુઆના અભેદ્ય કિલ્લામા પોતાના પંદર હજાર માણસોનુ સૈન્ય રાખ્યુ હતુ. આવા મજબૂત કિલ્લાને અને આટલા મોટા શત્રુસૈન્યને પોતાની પાછળ રહેવા દઇને નેપોલિયન કદિ આગળ વધશેજ નહિ, અને મંટુઅનો કિલ્લો તે જીતે તોપણ તેને ત્યાં લાંબા સમયસુધી રોકાઇ રહેવુ પડશે એવી તેને ખાત્રી હતી

— વિજ્ઞાન (સાયન્સ)ના અભ્યાસથી બુદ્ધિ સ્વતંત્ર થતી અને તેથી કરીને ધર્મના વહેમોને અને એ વહેમ ઉપરજ નિર્વાહ કરનારા ધર્મગુરુઓની પ્રતિષ્ઠાને આઘાત લાગતો ધર્મગુરુઓએ રાજાઓની સાથે ઐક્ય કરીને વિજ્ઞાનની શોધખોળને અટકાવવાનો યત્ન કર્યો અને સેંકડો પંડિતો (રૉજર, બેકન, ગેલેલિયો) ને જીવતાને જીવતા બાળી મૂક્યા હતા અથવા જન્મસુધી કારાગૃહમા પૂરી રાખ્યા હતા ભા૦ ક૦

× ખ્રિસ્તી ધર્મનો મુખ્ય ધર્મગુરુ એના તાબામા ઈટાલિનો કેટલોક પ્રદેશ હતો ભા૦ ક૦

નેપોલિયને મિલન શહેર છોડયુ તેને બીજેજ દિવસે તેની આસપાસના ગામડામા ધર્મગુરુઓની ઉશ્કેરણીથી ભયકર બળવો ઉભો થયો. ધર્મગુરુઓ અને રાજકર્તાઓ હમેશા એક બીજાની સત્તાના રક્ષણને માટે પરસ્પર સહાય કરતા આવ્યા હતા. થોડાજ વખતમા બળવો ગામેગામ ફેલાઇ ગયો નેપોલિયને જોયુ કે એક કલાકની ઢીલ કરવા જેવો વખત નથી તે બાર હજાર માણસો અને છ તોપો લઇને બળવાખોરોની સામે ગયો દયા બતાવવાનો આ વખત ન હતો તેથી તેણે પોતાના સૈન્યને શત્રુ ઉપર તૂટી પડવાની આજ્ઞા કરી તાલીમબાજ ફ્રેન્ચ યોદ્ધાઓ અને મિનકાયતી ગામડીઆઓની લડાઈ ઝાઝો વખત ચાલીજ નહિ. તેઓ ઘાસની માફક કપાઇ ગયા અને બીજા બળવાખોરોના મનમા દહેશત ઉપજાવવાને ગામને આગ લગાડવામા આવી ત્યાર પછી નેપોલિયનનુ સૈન્ય તરતજ શત્રુના રુધિરથી ખરડાયલી તલવારો સાથે પાવિયા શહેર આગળ આવી પહોચ્યુ એ શહેર પણ બળવાખોરોનુ મથક હતું ત્યાના માણસોએ તાબે થવાની ના પાડી એટલે તરતજ શહેરની દિવાલોને તોપોને ધડાકે ઉડાવી દેવામા આવી અને નદીના પૂર માફક ફ્રેન્ચ સૈન્ય શહેરમાં દાખલ થયુ અને નેપોલિયને તેમને શહેર લૂટવાની અને બળવાખોરોની નિર્દયપણે કતલ કરવાની રજા આપી દીધી

પાવિઆના ભયાનક દૃષ્ટાંતથી લોકોમા એટલી ધાક બેસી ગઇ કે ત્યાર પછી તેમણે ઉચુ કોકુ કરવાની હિંમતજ ચલાવી નહિ નેપોલિયનને નિર્દયતા કદિ પસંદજ ન હતી પણ તેમ કર્યા વગર તેને ઈલાજ ન હતો માણસનો જીવ બચાવવાને માટે શસ્ત્રવૈદને જેમ તેના અવયવ ઉપર નસ્તર ચલાવવાની જરૂર પડે છે તેમ પોતાની આસપાસ એકઠા થએલા શત્રુઓ સામે બચાવ કરવા માટે તેને આવુ સખ્ત પગલુ ભરવુ પડયુ તે પોતે કહે છે કે "જો મે કોઇ પણ શહેરમા કતલ અને લૂટફાટ ચલાવી હોય તો તે માત્ર પાવિઆમાજ મે લશ્કરને ચોવીસ કલાકસુધી ફાવે તેમ નિર્દય વ્યવહાર ચલાવવાની રજા તો આપી હતી પણ ત્રણજ કલાક થયા પછી મારાથી આ જુલ્મ જોઇ શકાયો નહિ તેથી મે તાબડતોબ સિપાઇઓને તલવાર મ્યાન કરવાની આજ્ઞા આપી "

જ્યારે પાવિઆમા ઉપર પ્રમાણે મારકાપ ચાલતી હતી તે વખતે આ અસાધારણ માણસને શહેરના વિદ્યાલયની મુલાકાત લેવાની વૃત્તિ થાય એ પણ તેની વિલક્ષણતાનુ એક દૃષ્ટાત છે પાવિઆના સુવિખ્યાત વિશ્વવિદ્યાલયની તેણે મુલાકાત લીધી અને એક વર્ગમાંથી બીજા વર્ગમાં તે ઝડપભેર ફરી વળ્યો તત્ત્વજ્ઞાનના વર્ગમા જઇને તેણે વિદ્યાર્થીઓને પૂછ્યુ કે " નિદ્રા અને મૃત્યુ વચ્ચે શો તફાવત છે ? " વિદ્યાર્થી ગુચવાયા અને પ્રોફેસર તરફ જોવા લાગ્યા વિદ્વાન પ્રોફેસરે વિદ્વત્તાભર્યું વિવેચન કરવા માંડયુ પણ નેપોલિયનને તત્ત્વજ્ઞાનના શકાભર્યા સિદ્ધાતો માટે ઝાઝો

સદ્‌ભાવ નહિ હોવાથી પ્રોફેસરનુ વાક્ય પૂરૂ થયુ ત્યાર પહેલા તો તે ચાલ્યો ગયો પછી તે ગણિતના વર્ગમા ગયો ગણિત તેનો પ્રિય વિષય હતો તેથી તે પ્રસન્ન થયો. તેણે વિદ્યાર્થીના હાથમાથી એક પુસ્તક લીધુ અને એક ઘણોજ અઘરો પ્રશ્ન પૂછ્યો. એક ઘણુજ ચાલાક વિદ્યાર્થી તરફ તેનુ ધ્યાન ખેચાયુ નેપોલિયને તેનો દાખલો જોઇને કહ્યુ કે "તમારી ભૂલ છે" પણ તેણે કહ્યુ કે "નહિ મારો જવાબ ખરો છે" નેપોલિયને તેના હાથમાંથી સ્લેટ લીધી અને પોતે તે હિસાબ ગણ્યો ગણતા ગણતાં તેને પોતાની ભૂલ સમજાઇ જે તેણે બધાનાં દેખતાં તરતજ કબૂલ કરી. ત્યાંથી તે સાયન્સના વર્ગમા ગયો સાયન્સના જગવિખ્યાત × પ્રોફેસર વોલ્ટાને તેણે પ્રેમથી આલિંગન દીધુ વિશ્વવિદ્યાલયના પ્રમુખે તેને જે માનપત્ર આપ્યુ, તેમા તેણે કહ્યુ હતુ કે "મહાન ચાર્લ્સ પાદશાહે આ વિશ્વવિદ્યાલયની સ્થાપના કરી હતી અને અમે આશા રાખીએ છીએ કે મહાન નેપોલિયન તેને ઉચ્ચતમ અવસ્થાએ પહોચાડશે."

પછી તેણે વેનિસની ખબર લીધી ત્યાના આગેવાનોએ તેને પ્રસન્ન કરવાને બાર લાખ ડૉલરની લાચ આપવા માડી પણ તેણે ધસીને ના પાડી પોતાની ખાનગી મિલ્કત વધારવાની તેને આવી અનેક તક મળી છતા પણ તેણે એક પાઈ નરખી લીધી નથી તેના મિત્રો કહેતા કે ડિરેક્ટરો તમારો દ્વેષ કરે છે અને તમને કશો બદલો આપવાના નથી પણ તેણે એ વાત કાને ધરી નહિ. તેણે જે ધન મેળવ્યુ હતુ, જે ચિત્રો મેળવ્યા હતાં તે સર્વ પારિસને માટેજ હતા તે કહેતો કે "દરેક જણની અભિલાષાઓ જૂદી જૂદી હોય છે. મારી કીર્તિ એજ મારી દોલત છે"

એક દિવસ નેપોલિયન આસ્ટ્રિયાના સૈન્યની પૂઠે જતો હતો તેવામા તેને માથામા સખ્ત વેદના થવા લાગી તેથી થોડાક માણસોને સાથે રાખીને પાસેના એક ખાલી મહેલમા ગયો અને ગરમ પાણીથી પગ શેકવા બેઠો થોડીજવારમાં એક પહેરેગીરે આવીને ખબર આપી કે "આસ્ટ્રિયનો આવે છે! સાવધાન થાઓ!" બચવાનો બીજો ઉપાય ન હોવાથી એક પગે બૂટ પહેરેલો અને બીજો બૂટ હાથમા લઇને તે બારીએથી ભૂસકો મારીને નાઠો અને જ્યા પોતાનુ સૈન્ય હતુ ત્યા જઈ પહોચ્યો પોતાના સેનાપતિને આવી હાલતમા જોઇને સિપાઇઓનુ ખૂન ઉકળી ગયુ અને તેઓ શત્રુની સામા ગયા પણ તેઓ તો ક્યારનાએ નાસીજ ગયા હતા આ ઉપરથી નેપોલિયન સમજી ગયો કે હિચકારા શત્રુઓએ તેનો જીવ લેવાની તદબીર કરી હશે તે દિવસથી તેણે ૫૦૦ ચુનંદા સ્વારોનુ અંગરક્ષક સૈન્ય રાખ્યુ જેમણે ઓછામા ઓછાં દશ વર્ષ નોકરી કીધી હોય અને રણસંગ્રામમા અત્યંત પરાક્રમ દાખવ્યુ

× ગણિતમા જેમ ન્યૂટન અદ્વિતીય હતો તેમ વિદ્યુતના વિષયમા વૉલ્ટા હતો ભા. ક.

હોય તેમનેજ આ સૈન્યમાં દાખલ કરવામાં આવતા નેપોલિયનના " ઇમ્પિરિયલ ગાર્ડ " નામનુ ઘોડેસ્વારનુ સૈન્ય જે અક્ષય કીર્તિ મેળવી ગયુ છે અને ભવિષ્યમા જેના પરાક્રમથી યૂરોપ થરથર કપતો હતો તે સુપ્રસિદ્ધ સૈન્યની આ પ્રમાણે ઉત્પત્તિ થઇ

નેપોલિયન ત્યાર પછી આસ્ટ્રિયન સૈન્યની પૂઠે પડયો અને થોડુક આગળ જતા મટુઆ શહેરની નજીક આવી પહોચ્યો શહેરથી થોડે દૂર મિન્સિઓ નદી એક સરોવરને મળીને ઘણી વિપુલ બની જતી હતી તેના મધ્ય ભાગમા એક બેટ હતો, અને તેના ઉપર એક મજબૂત કિલ્લો હતો. કિલ્લાની ચારે બાજુએ નદી ધડધડાટ વહેતી હતી, અને તેના જળમા કિલ્લાના ઉચા બુરજોનુ પ્રતિબિંબ પડતુ હતું મનુષ્યના સમાગમથી દૂર હોવાથી જાણે તેના આક્રમણ કરવાના પ્રયત્ન તરફ તિરસ્કાર યુક્ત ઉપહાસ કરી રહ્યો હોય તેમ તે કિલ્લો બેટની વચમા અડગપણે ઉભો હતો નદીનો કિનારો બેટ અને કિલ્લાની સાથે પાચ વિશાળ પૂલવડે સધાયલો હતો અને તે પૂલને મજબૂત તોપોવડે સુરક્ષિત કરવામા આવ્યો હતો

આસ્ટ્રિયન સેનાપતિ બોલુ લોદીના સગ્રામમા પરાજિત થયા પછી નેપોલિયનની આગળ આગળ નાસતો હતો તેણે મટુઆના કિલ્લામા નેપોલિયનનો માર્ગ રોકવાને વીસ હજાર માણસોનુ સૈન્ય રાખ્યુ હતુ નેપોલિયને કિલ્લાની પાસે આવીને જોયુ તો લોકો કિલ્લાને અભેદ્ય માનતા હતા તે વાત ખરી માલૂમ પડી હુમલો કરીને કિલ્લો સર કરવાનુ અસભવિત હોવાથી નાઇલાજે તેને ઘેરો ઘાલવાની જરૂર પડી

એ દરમ્યાન પોતાના સૈન્યમાથી એક ટુકડી લઇને નેપોલિયને પોપ મહારાજની ખબર લીધી રસ્તામા નેપલ્સનુ બળવાન રાજ્ય આવ્યુ ત્યાનો રાજા આસ્ટ્રિયા સાથે ફ્રાન્સની સાથેના યુદ્ધમા જોડાયો હતો અને તેની પાસે સાઠ હજાર માણસનુ બળવાન સૈન્ય હતુ આવા બળવાન શત્રુ સામે નાની ફોજ લઇને લડવામા જોખમ હતુ, પણ નેપલ્સના રાજાને આસ્ટ્રિયાના પક્ષમાથી છૂટો કરવાની જરૂર હતી ત્યાનો રાજા નેપોલિયનની ઉપરાઉપરી ફતેહથી ગભરાઇ ગયો તેથી તેણે સધિનુ કહેણ મોકલ્યુ અને નેપોલિયને સમય વિચારીને તે કબૂલ રાખ્યુ હવે પોપ મહારાજ નિરાધાર થઇ ગયા તેના બેઉ મિત્રો નેપલ્સ અને આસ્ટ્રિયા પૈકી અત્યારે તેની વહારે આવે એવી હાલતમાં કોઇ ન હતા તેણે તરતજ નેપોલિયનને કાલાવાલા કરવા માડયા ચાલીશ લાખ ડૉલર, ત્રણ ચાર ફળદ્રૂપ પ્રાત, ૧૦૦ સર્વોત્તમ ચિત્રો અને મૂર્તિઓ અને ૫૦૦ જૂની હસ્તલિખિત પોથીઓ એટલાં વાના લઇને નેપોલિયને તેની સાથે સધિ કરી પોપની રૈયત તો તેના અધેરથી કાયર થઇ ગઇ હતી તેથી તેની સત્તાનો સત્વર અત આવે અને રાજનૈતિક સ્વાધીનતા મળે એવુ ઇચ્છતી હતી પણ રાજ્ય-પરિવર્તન કરવાની નેપોલિયનને જરા પણ ઇચ્છા ન હતી તે તો માત્ર સુલેહની

ખાતરજ લડતો હતો

ટસ્કનિનુ રાજ્ય આ યુદ્ધમા તટસ્થ રહ્યુ હતુ પણ ઇગ્લડે તેની તટસ્થતાની દરકાર ન કરતા તેનાજ બદર આગળ ફ્રાન્સના વ્યાપારી વહાણો લૂટયા હતાં ઈગ્લડ સમુદ્રની કુલ માલકીનો દાવો કરતુ હતુ અને પોતાના સમુદ્રના રાજ્યમા કોઇની પણ ખાનગી મિલ્કતની પરવા કરતુ નહિ ત્યારે નેપોલિયને જમીનની માલિકીનો દાવો કરીને ઇગ્લડની મિલ્કતને જ્યા જોવામા આવી ત્યાથી લૂટવા માડી લૂટ કરવાનુ પાપ બેઉએ કર્યુ હતુ અને બેમાથી એક પણ પક્ષનો બચાવ કરી શકય એમ નથી

આ પ્રમાણે વીસ દિવસમા મટુઆની આજુબાજુનો મુલક સર કરીને અને તેના ઘેરા વખતે આસ્ટ્રિયાના મિત્ર તરફથી પોતાને ઉપદ્રવ ન થાય તેનો પાકો બદોબસ્ત કરીને નેપોલિયન મટુઆ પાછો આવ્યો

આવી આવી ભયકર લડાઇઓ લડવામા નેપોલિયનનો ઉદ્દેશ માત્ર પોતાના દેશનુ રક્ષણ કરવાનોજ હતો તેના દેશને જુલમી બુર્બોન વશીય રાજાઓની બેડી સ્વીકારવાની ફરજ પાડવાને યુરોપના રાજાઓ બળવાન સૈન્યો સહિત ફ્રાન્સ ઉપર ચડાઇ કરવા ધસી આવ્યા હતા તેમના પરાભવ કર્યા સિવાય ફ્રાન્સનો બચાવ થઇ શકે એમ ન હતો તે વારવાર શત્રુઓને જાહેર કરતો કે હુ તો તમારી સાથે સલાહ કરવા રાજી છુ, અને શત્રુ હારી ગયા પછી જો તે ધારત તો તેને જપ્ત કરી લેત પણ તેમ ન કરતાં તે ઘણી ઉદાર સરતે તેના સાથે સધિ કરતો અને તે શરત માત્ર એટલીજ કે તેમણે ફ્રાન્સને ઉપદ્રવ કરવો નહિ

તે જ્યારે સેંટ હેલેનામા હતો ત્યારે લા કાસસે તેને કહ્યુ કે " આવી ઉપરા ઉપરી કીર્તિમત ફતેહો મેળવ્યાથી તમારા યશ આખી દુનિયામા ફેલાઇ ગયો જાણીને તમને ઘણો સતોષ થયો હશે નહિ વારુ ? " નેપોલિયને જવાબ આપ્યો કે " જરાએ નહિ, જેઓ એમ માનતા હોય તેમને અમારી યોદ્ધાઓની સ્થિતિનો ખ્યાલજ નથી એક ફતેહ મેળવ્યા પછી બીજે દિવસે બીજા યુદ્ધની તૈયારી કરવામા ગઇ કાલની ફતેહ હું તરતજ ભૂલી જતો ભવિષ્યના જોખમ અને મુશીબતેનુ ચિત્ર મારી આખ આગળ ખડુ ને ખડુજ રહેતુ તેથી મને એક પળની પણ વિશ્રાતિ મળતી નહિ "

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે બીજા રાજાઓ ફ્રાન્સને ફરી ફરીને જૂની રાજ્ય પદ્ધતિમા ધકેલી પાડવા માગતા તેમનાથી પોતાના દેશને બચાવવા માટેજ નેપોલિયનને સદા ચિંતિત રહેવુ પડયુ હતુ પોતાના અગત લાભ માટે કે બીજા દેશોને પોતાના દેશના ગુલામ બનાવવા માટે નહિજ



# प्रकरण ८ मुं--मंटुआनो घेरो १७९६





સ૦ ૧૭૯૬ ના જુલાઇ મ સના પ્રારંભમા મ ટુઆ તરફ આખા યૂરોપનું લક્ષ ખેંચાયુ અને તેની આસપાસના નજીકના પ્રદેશોમાં ઘણીજ ટૂંકી મુદતમા ઉપરા ઉપરી દારુણ યુદ્ધો થયા

નેપોલિયને અત્યાર સુધી લાંબી લાંબી કુચ કરી હતી પણ તે દરમ્યાન તેણે પોતાના લશ્કરને તંબુ પૂરા પાડ્યા ન હતા તેના સિપાઇઓ આખો દિવસ દડમજલ કરીને વરસાદથી તરબોળ થએલા કપડા સહિત ઠંડા પવનનાં ઝાપટામા ભીની જમીન ઉપર સૂઇને રાત્રિ પસાર કરતા નેપોલિયનના દૃષ્ટાંતનુ અનુકરણ કરીને આખા યૂરોપની પ્રજાઓએ હવે તંબુ વાપરવાનો રિવાજ કહાડી નાખ્યો છે

તેના અમલના ત્રીસ હજાર સિપાઇઓમાથી હવે પંદર હજાર બાકી રહ્યા હતા, પણ ફ્રાન્સથી આવેલા નવા માણસોની ભરતી થવાથી તેની પાસે પાછુ કુલ ત્રીસ હજાર માણસોનુ સૈન્ય થયુ હતુ તેની સ્થિતિ ઘણીજ ભય ભરેલી હતી થોડા વખતને માટે તાબે થએલો ઇટાલિનો ઉમરાવ વર્ગ બળવો કરવાની તક શોધ્યાજ કરતા હતો અને તેનો સંપૂર્ણ વિનાશ કરવા માટે આસ્ટ્રિયાનો રાજા બળવાન સૈન્ય એકઠુ કરતો હતો લોદિના અને તેની પહેલાના સંગ્રામોમા આસ્ટ્રિયાના મોટા સૈન્યનો કચ્ચરઘાણ નીકળી ગયો તોપણ એવા અનેક સૈન્યો ઉભા કરવાનુ તેનામા સામર્થ્ય હતુ

સેનાધિપતિ બોલુને ઉતારી પાડીને તેને ઠેકાણે સેનાપતિ વર્મસરની નિમણુક કરવામા આવી અને તેને સાઠહજાર માણસોનુ સૈન્ય આપીને ઇટાલિ તરફ રવાના કરવામા આવ્યો સેંકડો યુદ્ધો લડતાં લડતા એ વર્મસરને પળીયાં આવ્યા હતાં અને સેનાપતિ તરીકે તેણે ઘણી સારી પ્રતિષ્ઠા મેળવી હતી મંટુઆથી ઉત્તરમા સાઠ માઇલને અંતરે ગાર્ડા નામનુ સરોવર છે અને તેની આસપાસ ટાઇરોલિયન પર્વતોની હાર આવેલી છે. એ સરોવરની ઉત્તરે ટ્રેન્ટ કરીને મજબૂત કિલ્લેબંદી શહેર છે ત્યા વર્મસરે પોતાનુ સાઠહજાર માણસોનુ સૈન્ય એકત્ર કર્યું તેની ધારણા

એવી હતી કે આ સૈન્ય લઇને તાબડતોબ મંટુઆ પહોંચી જવુ અને નેપોલિયન ઉપર એક બાજુએથી પોતે અને બીજી બાજુએથી મંટુઆનાં વીશહજાર માણુસોએ સામટો હલ્લો કરવો તે બુઢ્ઢા સેનાપતિએ પોતાના વિશાળ સૈન્ય તરફ દૃષ્ટિ કરીને ઠંડે કલેજે કહ્યુ "હવે એ ચોરીઓ સપડાયો ખરો" પણ તેને દહેશત એટલીજ હતી કે વખતે તે છટકી જાય તેથી ફરીને નેપોલિયનને નાસી જવાના તમામ માર્ગ બંધ કરવાની તેણે તદબીર રચી તેણે પોતાના લશ્કરના ત્રણ સરખા ભાગ કર્યા જનરલ કવાડાનો વિશને વીશહજાર માણુસો આપીને ગાર્ડા સરોવરને પશ્ચિમ કિનારે થઇને મંટુઆ તરફ જવાની આજ્ઞા કરી. પોતે બીજા વીશહજાર માણુસો લઇને સરોવરને પૂર્વ કિનારે થઇને મંટુઆ તરફ જવા નીકળ્યો અને જનરલ મેલાને બાકીના વીશહજાર માણુસો આપીને સરોવરની ધારે ધારે આવેલા એડિજ પર્વતની બીજી બાજુએ થઇને મંટુઆ આવવાને મોકલી દીધો આ ત્રણે સૈન્યો ધારે તો એકજ મજલ કરીને એકઠા થઇ શકે પોતાના બળવાન લશ્કરના ભાગ પાડીને આસ્ટ્રિયન સેનાપતિએ મોટામા મોટી ભૂલ કરી, અને ચાલાક નેપોલિયને તેનો લાભ લીધો

૩૧ મી જુલાઇની સાંજે નેપોલિયનના જાસુસોએ આ સમાચાર આપ્યા તરતજ ઘેરો ઉઠાવવાની તેણે પોતાના લશ્કરને આજ્ઞા આપી એક કલાકમા તેની છાવણી ગતિમા આવી ગઇ આખી રાત કોઇ ઉંઘ્યા નહિ, દરેક જણુ અંધકારનો લાભ લઇને પોતપોતાને કામે મંડી ગયા. મંટુઆની દિવાલોને જમીનદોસ્ત કરવાને નેપોલિયને ઘણે ખર્ચે અને ઘણી મહેનતે મોટી મોટી તોપો ગોઠવી દીધી હતી અને દારૂગોળાનો પુષ્કળ ભંડાર એકઠો કર્યો હતો આ અણધાર્યું વિઘ્ન ન આવ્યુ હોત તો થોડાજ દિવસમા તે મંટુઆ સર કરત પણ હવે એ તોપો અને દારૂગોળો શત્રુને હાથ ન જાય માટે તેનો નાશ કરવો પડયો. તોપોનાં ગાડા વગેરેને સળગાવી મૂકયા દારૂના હજારો કોથળા તળાવમા ફેંકી દીધા તોપોના મોઢામા ખીલા મારીને નકામી કરી નાખી મધરાત પહેલા તો કૂચ કરવાની સઘળી તૈયારી થઇ ગઇ, અને રાતોરાત લશ્કર ચાલવા માંડયુ. આલ્પ્સ પર્વત ઉપરથી તુટી પડતા બરફના ડુંગરની માફક બિચારા જનરલ 'કવાડાનોવિશ'ના સૈન્ય ઉપર તુટી પડવાને તેઓ ચાલતા થયા સવાર પડી ત્યારે તાબે થવાની અણીપર આવેલા, ભૂખે મરતા મંટુઆના લશ્કરે ફ્રેન્ચ છાવણી ખાલી જોઇ અને સર્વત્ર અંગારા અને રાખ જોઇને તેઓ અચંબામા ગરકાવ થઈ ગયા

સવારના આઠ વાગે જનરલ કવાડાનોવિશ નિશ્ચિતપણે કૂચ કરતો હતો તેને સ્વપ્નામા પણ ખ્યાલ ન હતો કે શત્રુ તેની સામે વેગબંધ ધસ્યો આવે છે એટલામા એકાએક પ્રચંડ વંટોળીઆની માફક તેના દિગ્મૂઢ થએલા લશ્કર ઉપર ફ્રેન્ચો

તુટી પડયા જો આસ્ટ્રિયનો નાકા ન હોત તો તેમના ટુકડે ટુકડા થઇ જાત. થોડી વાર લઢીને તેઓ પર્વતોની કરાડોમાં ભરાઇ ગયા તોપણ તેમના ઘણાં માણસો કપાઇ ગયા અને કેદ પકડાયાં એજ સરોવરને પૂર્વ કિનારે કુચ કરતા બેઉ આસ્ટ્રિયન લશ્કરોએ તોપોના ધડાકા સાંભળ્યા પણ શું કરે ' મંટુઆ આગળ નેપોલિયને ઘણીજ કિંમતી યુદ્ધ સામગ્રી એકઠી કરી હતી અને ભારે ખર્ચ કરીને તોપો ગોઠવવાનાં ચણતર કામ કરાવ્યા હતા, તેથી તેમને છોડીને તે જનરલ ક્વાડાનોવિચ ઉપર હલ્લો કરશે એ વાત તેમના માનવામાં આવે એવી ન હતી તોપણ જનરલ વર્મસરે અને મેલાએ પોતાના સૈન્યોને ગાર્ડા સરોવરના નીચાણના ભાગમાં એકઠા કરવાને ત્વરાથી દોડવા માંડયું આ બાજુએ તેઓ ભેગા થવા પામે, ત્યાર પહેલા તેમને ખોખરા કરી નાખવાને નેપોલિયને તો પોતાના સૈન્યને વાસ્તવિક રીતે દોડવાનીજ આજ્ઞા કરી, કારણકે તેમના ઉગરવાનો આધાર માત્ર તેમની ઝડપ ઉપરજ હતો તેણે લશ્કરને ઉતાવળા અવાજે કહ્યું, "સિપાઇઓ ! આજની ફતેહ તમારે તમારા પગના જોરથી મેળવવાની છે. બિલકુલ ડરશો નહિ ત્રણજ દિવસમાં આસ્ટ્રિયનોના આપણે ભુકા કહાડી નાખીશું હું મારો બોલ કેવો પાળું છું તે તમે સારી પેઠે જાણો છો."

ભૂખ, તરસ, થાક, અને નિદ્રાને–કશાને ન ગણકારતા, તણુરાવડીના બોજા વગરના ફ્રેન્ચ સિપાઇઓ ઝડપથી દોડયા ગયા આખો દિવસ અને ત્યાર પછીની રાતના બે પ્રહર સુધી તેમણે મજલ કરી મધરાતે નેપોલિયને પોતાના થાકેલા લશ્કરને એક કલાક ભોંયપર લાંબા થવાની રજા આપી પણ પોતે એક પળવારનો પણ વિસામો લીધો નહિ

૩૧ મી જુલાઇની મધરાતે મંટુઆ છોડયું ૧ લી ઑગસ્ટની સવારના આઠ વાગે ક્વાડાનોવિચના લશ્કરને પૂરૂં કર્યું અને ૩ જી ઓગસ્ટની સવારે જનરલ મેલા પોતાની સામે અભેદ્ય હારબંધ ધસી આવતી ફ્રેંચસેનાને જોઇને ચકિત થઈ ગયો વર્મસરના પાંચ હજાર માણસો તેને આવી મળ્યા હતાં અને વર્મસર પોતે પણ થોડાજ માઇલને અંતરે તેની સાથે જોડાઇ જવાને ઝડપથી ચાલ્યો આવતો હતો.

એક પળનો પણ વિલંબ કરવા જેવો વખત ન હતો ટુંકા પણ જ્વલંત શબ્દોમાં તેણે પોતાના સૈન્યને વર્તમાન સ્થિતિથી વાકેફ કર્યું, અને કહ્યું કે મરણીઆ થઇને લઢજો તમારી ફતેહ થશે એમાં જરાપણ શક નથી તેના શબ્દો ઉપર આખા લશ્કરને સંપૂર્ણ વિશ્વાસ હતો તેના એક ઇસારાની સાથે તેઓ દોડી જવા તૈયાર હતા નેપોલિયને હુમલો કરવાની આજ્ઞા આપતાંની સાથેજ તેઓ શત્રુ ઉપર ગાંડાની માફક યાહોમ કરીને તુટી પડયા. આસ્ટ્રિયનોનું પણ જાતીય અભિમાન જાગૃત થયું અને એક તુમુલ યુદ્ધ મચી રહ્યું નેપોલિયન જાણે શેતરંજની

રમત રમતો હોય તેમ યુદ્ધની બાજી નિહાળતો હતો શત્રુની નબળી બાજુ તેની શકરાબાજ જેવી આંખે જોઇ લીધી અને તે બાજુએ એનો પ્રચંડ ધસારો કર્યો કે આસ્ટ્રિયનોની વ્યૂહરચના તુટી તેઓ નાઠા અને ફ્રેન્ચ સ્વારોએ તેમની પાછળ માઇલના માઇલ સુધી દોડીને હજારોને ઝટકાવી નાખ્યા, અને ઘોડાની ખરીઓ તળે છૂંદી માર્યા

અંધારૂ થતા સુધી યુદ્ધ ચાલ્યુ રાત પડતાં ત્રણ ત્રણ દિવસની સખત જહેમતથી થાકીને લોથ થએલા ફ્રેન્ચ સિપાઇઓ મૂડદાંઓના ઢગલાઓની વચમા લોહીથી લદબદ થએલી જમીન ઉપર લાંબા થયા મુડદાં અને તેમની કતલ કરનાર બેઉ અડોઅડ સૂતા અને આખા દિવસની કતલની ભયાનકતાનું ગાઢ નિદ્રાને લીધે તેમને વિસ્મરણ થઈ ગયુ પણ હજી નેપોલિયનને ઉંઘવાની ફુરસદ ન હતી સવાર પડતા પહેલાજ બીજા વધારે બળવાન સૈન્ય સાથે ટક્કર લેવી પડશે તેની તેને ખાત્રી હતી આખી રાત તે દોડને ઘોડે ઘૂમ્યો અને બીજા દિવસના યુદ્ધને માટે તૈયાર થયો

જનરલ મેલાના વિખરાયલા સૈન્યના બચેલા સિપાઇઓ વર્મસરને જઇ મળ્યા હતા નેપોલિયનના મુકામથી પાંચ માઇલને અંતરે એ બૂઝર્ગ યોદ્ધો ત્રીસ હજાર માણસોને વ્યૂહ રચનામા ગોઠવીને તેની રાહ જોતો ઉભો હતો મોટા મળસ્કામા ફ્રેન્ચસેનાએ પાછી કુચ કરી પોતાના લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ પૂર ઝડપથી કુચ કરે તે માટે ચારે તરફ નેપોલિયન ઘોડો દોડાવતો હતો ઘણીજ અગત્યની સૂચનાઓ બીજા મારફત મોકલવાનો આ વખત ન હતો આ દડમજલથી તેના એક પછી એક પાંચ ઘોડા મરણતોલ થઇને પડયા સેનાપતિના ઉત્સાહનો ચેપ આખા લશ્કરને લાગુ પડયો તો સવાર પડતા બેઉ લશ્કરનો ભેટો થયો અને પરિણામે આસ્ટ્રિયનોએ રણક્ષેત્રમાંથી નાસવા માડયુ અંધારૂ થતા સુધી ફ્રેન્ચ સ્વારો તેમની પાછળ પડયા અને તેમને નિર્દયપણે કાપી નાખ્યા

એક અઠવાડીઆનીજ વાત પર આ આસ્ટ્રિયન સૈન્ય રણવાદ્ય વગાડતુ, ધ્વજા ફરકાવતુ પૂર ભભકામા ટ્રેન્ટથી નીકળ્યુ હતુ, વિજયની તેમને પુરેપૂરી ખાત્રી હતી પણ માત્ર છ દિવસની અંદર ઘવાયલા, કપાયલા અને કેદ થએલાઓ મળીને કુલ ચાળીસ હજાર માણસો તેમણે ગુમાવ્યા આ પ્રમાણે આસ્ટ્રિયન સૈન્યની બીજીવાર ધૂળધાણી થઈ ગઇ નેપોલિયનના આ જંગમા બધા મળીને સાત હજાર સિપાઇ મરાયા

આ પ્રમાણે છ દિવસનો જંગ ખતમ થયો આ અજાયબ જેવી ફતેહનુ મુખ્ય કારણ નેપોલિયનનુ બુદ્ધિબળજ હતુ, આવા અસાધારણ પરાક્રમ જગતના ઇતિહાસમા બીજે કોઇ સ્થળે જોવામા આવ્યા નથી હવે ફ્રેન્ચ યોદ્ધાઓ તેમના અજય્ય સેનાપતિ ઉપર બેહદ પ્રેમ અને વિશ્વાસ રાખવા લાગ્યા લોદીના સંગ્રામ પછી જેમ તેમણે નેપોલિયનને " નાનો નાયક " નામ આપ્યુ હતુ તેમ હવે તેમણે

તેને એક પદવી ઉંચે ચડાવીને "નાનો જમાદાર" એવું નામ પાડ્યું.

આસ્ટ્રિઆનું લશ્કર નેપોલિયનને કચરી નાખવાને ચાલ્યું આવે છે એ સમાચાર ઇટાલિમાં ફેલાઇ જતાંજ રોમ, વેનિસ અને નેપલ્સ વગેરે રાજ્યોએ તેમના કોલકરાર તોડયા અને હવે નેપોલિયન જરૂર માર્યો જશે એમ જાણીને તેઓ તેના શત્રુના પક્ષમાં ભળ્યા પવિત્ર પોપ મહારાજે વચન તોડ્યું હવે તેઓ આસ્ટ્રિયાનો પરાજય જોઇને ગભરાયા અને નેપોલિયનને પગે પડવા લાગ્યા પોપ મહારાજનો વયોવૃદ્ધ પ્રતિનિધિ તો નાના બાળકની માફક દીનતાપૂર્વક રડી પડયો પણ ઉદાર દિલના નેપોલિયને સર્વને માફી આપી માત્ર એટલુંજ કહ્યું કે હવેથી તમારા ઉપર સખત જાપતો રાખવામાં આવશે માત્ર એકના લાબાર્ડિના લોકોજ પાતાનો નેક જાળવી રહ્યા હતા નેપોલિયને તેમનો આભાર માન્યો અને તેઓ સ્વરાજ માટે યોગ્ય થયા છે એવો મત દર્શાવ્યો

છેલ્લી લડાઇઓ દરમ્યાન લશ્કરના પહેરેગીરો બરાબર ચોકી કરે છે કે નહિ તેની તપાસ કરવાને નેપોલિયન છૂપે વેશે બહાર નીકળી પડયા હતા એક સિપાઇ નાકુ સાચવતો હતા તેણે તેને અટકાવ્યો અને કહ્યું કે તમે ગમે તે હો કદાચ સેનાધિપતિ પોતે હો તોપણ હું તમને જવા દઇશ નહિ આવી કર્તવ્યપરાયણતાથી પ્રસન્ન થઇને નેપોલિયને તેને અમલદારની પદવી આપી

ત્યાર પછી નેપોલિયન બીજીવાર મંટુઆ પાસે જઇ પહોંચ્યો ત્યાં વખતની તેની બધી મહેનત રાખધાણી થઈ ગઇ હતી શત્રુએ તેના બાંધકામ ભાંગી નાખ્યા હતા, તેની તોપો ચનડી ગયા હતા અને શહેરમાં જોઇએ તેટલું અનાજ તથા યુદ્ધની સામગ્રી લઈ આવ્યા હતા નેપોલિયન પાસે ઘેરો ઘાલવાના પૂરતા સાધન ન હતા અને આસ્ટ્રિયનો ત્રીજી વાર આવશે એવી વકી હતી. હજી ત્યના બાદશાહનો નિશ્ચય ડગ્યો ન હતો તે હજી પણ ફ્રાન્સ સાથે સલાહ કરવાની વાતને ના પાડતો હતો "ફ્રેન્ચ પ્રજાસત્તાકનો નાશ કરવોજ જોઇએ" એવા શબ્દો તેના વાવટા ઉપર તેણે ચીતરાવ્યા હતા નેપોલિયને પોતાના સૈન્યથી ત્રણગણાં મોટાં બે આસ્ટ્રિયન સૈન્યનો કચ્ચરઘાણ કહાડી નાખ્યો, તોપણ હજી આ ઉગતા પ્રજાસત્તાક રાજ્યને કચરી નાખવાને આસ્ટ્રિયાએ પોતાનું તમામ સામર્થ્ય એકઠું કરીને ત્રીજી વારની તયારી કરવા માંડી ત્રણજ અઠવાડીઆંની અંદર વર્મસર પચાસન હજાર માણસોની ફોજ લઇને બીજીવાર ટ્રેન્ટ આવ્યો મંટુઆના વીસ હજાર માણસો મળીને તેની પાસે કુલ પોણો લાખ માણસ હતા નેપોલિયનને પારિસથી નવું લશ્કર મળ્યું હતું પણ તે માત્ર ગઇ લડાઈની ખોટ પૂરી કરવા પૂરતુંજ હતું એટલે તેની પાસે તો ત્રીસજ હજાર સિપાઇઓ હતા

ફ્રેન્ચો ટાઇરોલ શહેર ઉપર હુમલો ન કરી શકે તેથી વર્મસરે પચીસ હજાર

માણસોને ટ્રેન્ટથી દક્ષિણે દશ માઇલને અંતરે મજબૂત સ્થળે મૂક્યા અને પોતે ત્રીસ હજાર માણસો લઇને મટુઆ તરફ ચાલ્યો શત્રુને આ પ્રમાણે છૂટા પડેલા જાણીને નેપોલિયન ખુશખુશ થઇ ગયો. તેણે ટ્રેન્ટ નજીક પડેલા સૈન્ય તરફ વીજળીને વેગે કૂચ કરી અને એક પળનો પણ વિરામ કર્યા વગર ૪થી સપ્ટેંબરે તેના ઉપર તૂટી પડયો ઘોર યુદ્ધ થયુ અને આસ્ટ્રિયન સેનાનો ભૂકો નીકળી ગયો નેપોલિયન ટ્રેન્ટ શહેરમા વિજયનો ડંકો વગાડતો દાખલ થયો, અને ત્યા તેણે એક જવલંત જાહેરનામુ પ્રકટ કર્યું તેમાં તેણે લોકોને ખાત્રી આપી કે હુ **જીતવાને માટે નહિ પણ સલાહ કરવા માટે લડુ છું, પણ મારા દેશના શત્રુઓ સલાહ કરવા રાજી નથી** ફ્રેન્ચો કોઇપણ પ્રદેશના લોકોના દુશ્મન નથી પણ આસ્ટ્રિયાના પાદશાહ જેને ઇંગ્લંડ પોતાનુ નાણુ આપીને લડવાને ઉશ્કેરે છે, તે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની સામે લડવાનો અડગ નિશ્ચય પકડી બેઠો છે જો લોકો મારી સામે હથિયાર નહિ ઉપાડે તો તેમના જાનમાલ અને તેમના રાજનૈતિક હક્ક હુ જાળવીશ આવા કટાકટીના મામલા વખતે પણ તેણે લોકોના આગેવાનોને એકઠા કર્યા, તેમના સ્થાનિક રાજ્યતંત્રની વ્યવસ્થા કરી આપી અને તેમનો રાજ્ય વહીવટ તેમના પોતાના હાથમા સોપી દીધો

આ બધુ કામ તેણે એકજ દિવસમાં પતાવી દીધુ અને પાચમી સપ્ટેંબરની રાતે વર્મસરની ત્રીસ હજાર માણસોની ફોજ ઉપર છાપો મારવાને તે નીકળી પડયો સાઠ માઇલની મજલ તેના લશ્કરે ૩૬ કલાકમા કરી નાખી અને સાતમી સપ્ટેંબરની સવાર પહેલા તો વર્મસરે નેપોલિયનની તોપોના ધડાકા સાભળ્યા આવી અપૂર્વ હોશિયારીથી તે વૃદ્ધ સેનાપતિ ગભરાયો તો ખરો તોપણ બનતી ઝડપથી તેણે પોતાના સૈન્યને વ્યૂહમા ગોઠવી દીધુ નેપોલિયને તેને તૈયાર થવાને માટે એક પળ વાગ્નો પણ વખત ન આપતા હુમલો શરૂ કર્યો નેપોલિયન અપરાજિત છે એવી બેઉ સૈન્યને ખાત્રી થઈ ચૂકી હતી ફ્રેન્ચોનો ઉત્સાહ તેમણે ઉપરા ઉપરિ મેળવેલી ફતેહને લીધે બેહદ વધી ગયો હતો, ત્યારે બીજી બાજુએ વારવાર પરાજય થવાથી આસ્ટ્રિયનોનો જુસ્સો અને હિંમત નરમ પડી ગયાં હતા આગલા યુદ્ધોમાં જે થયુ હતુ તે આ યુદ્ધમા પણ થયુ આસ્ટ્રિયનોએ સખ્ત હાર ખાધી અને પોતાના પચાવન હજારમાથી માત્ર સોળજ હજાર માણસો લઇને બિચારો વર્મસર મટુઆ તરફ નાઠો તેના નાસતા સૈન્યને તોપોના ગોળાથી છિન્ન ભિન્ન કરતો નેપોલિયન ભયાનક જુસ્સાથી તેની પાછળ દોડયો જ્યારે વર્મસર મટુઆની નજીક આવી પહોચ્યો ત્યારે કિલ્લામાનુ સૈન્ય તેની વહારે આવ્યુ સયુક્ત સૈન્યો સાથે નેપોલિયને લાંબા વખત સુધી દારુણ સગ્રામ મચાવ્યો અને આખરે આસ્ટ્રિયનો એકેએક ઠેકાણેથી માર ખાઇને ત્રાહ ત્રાહ પોકારતા નાઠા અને કિલ્લામા ભરાઈ ગયા વર્મસર "પોરી-

આને સપડાવવા જતા" પોતેજ પોરીઆને હાથે મંટુઆના કિલ્લામાં ઘેરાઇ ગયો. આ પ્રમાણે બીજો દસ દિવસનો જંગ ખતમ થયો દમજ દિવસમા નેપોલિયને પોતાના સૈન્યથી બમણા આસ્ટ્રિયન લસ્કરનો ત્રીજીવાર ભૂકો કહાડી નાખ્યો હવે આખુ રણક્ષેત્ર તેને માટે ખુલ્લુ થઇ ગયુ હતુ મંટુઆ સર કરતી વેળા તેને ઉપદ્રવ કરે એવો એક પણ દુશ્મન ન હતો. આવી ઉપરાઉપરિ યશસ્વી અને આશ્ચર્યકારક ફતેહની પરંપરા જોઇને આખો યૂરોપ ચકિત થઇ ગયો

ઉપર વર્ણવેલી લડાઇઓ દરમ્યાન એકવાર નેપોલિયનની પાસે એક સિપાઇ આવીને કહેવા લાગ્યો કે "સાહેબ! અમે આટલી આટલી લડાઇઓ જીત્યા તોપણ જુઓ, અમારાં કપડાં કેવાં ચીથરેહાલ છે '" લસ્કરમા અસંતોષની લાગણીને મૂળમાથીજ દાબી દેવાને માટે નેપોલિયને પોતાની સ્વાભાવિક સમયસૂચકતા વાપરીને જવાબ આપ્યો કે "મારા બહાદુર મિત્ર ' આ ફાટલાં કપડાંમાંથી તારા આબરૂ ભર્યાં જખમો જેવા ખુલ્લા દેખાય છે તેવા નવા કપડાં પહેર્યાં પછી નહિ દેખાય." આ જવાબની અસર લશ્કર ઉપર એવી જાદુઇ થઈ કે ચારે દિશાએથી વાહ ' વાહ ' ના પોકાર થઈ રહ્યા આ વાત આખા સૈન્યમા વાને વેગે ફેલાઇ ગઈ અને નેપોલિયન તરફ સિપાઇઓનો પ્રેમ હતો તે કરતાં ઘણોજ વધી ગયો

એજ લડાઇઓ દરમ્યાન એકવાર નેપોલિયન પોતાની મુખ્ય ટુકડીથી ઘણો આગળ નીકળી ગયો તે આખા દિવસનો અપવામી હતો અને ઉપરાઉપરિ ઘણી રાતના ઉજાગરા પણ થયા હતા આવા વખતે એક સામાન્ય સિપાઇએ પોતાના એકજ સૂકા રોટલામાથી નેપોલિયનને અરધો રોટલો ખાવા આપ્યો અને બેઉ જણ જમીન ઉપર સાથે સાથે સૂતા આ વાતને દસ વર્ષ વીતી ગયા પછી નેપોલિયન ફ્રાન્સનો સમ્રાટ્ થયો અને એકવાર બેલ્જિયમમાંથી ત પસાર થતો હતો ત્યારે પેલો સિપાઇ તેની પાસે આવીને કહેવા લાગ્યો કે "સાહેબ ' આપને યાદ છે કે આપ એકવાર ભૂખ્યા હતા ત્યારે મે મારા ભાથમાંથી આપને અડધો રોટલો આપ્યો હતો ? આજે મારોજ ઘરડો બાપ અન્ન વગર ટળવળે છે તેને માટે રોટલો માગવા હુ આપની પાસે આવ્યો છુ " નેપોલિયને તેજ ઘડીએ તે ડોસાને પેન્શન બાધી આપ્યુ અને તે સિપાઇને લેફ્ટેનન્ટને દરજ્જે ચઢાવી દીધો

એકવાર યુદ્ધના બારીક મામલા વખતે નેપોલિયન શૂરના આવેશમાં સાધારણ સિપાઇની માફક ઘણીજ જોખમભરેલી જગ્યાએ ઉભો હતો એક બુઝર્ગ સિપાઇ સેનાધિપતિની ભયભરેલી સ્થિતિ જોઇને તેનુ કાડુ પકડીને બોલ્યો, "બાજુએ જાઓ" નેપોલિયને તેના તરફ કરડી નજરે જોવા માડયુ તોપણ તેથી ન ડરતા તેણે કહ્યુ, "જો તમે કપાઇ જશો તો અમને મોતમાથી કોણ બચાવશે ?" એમ કહીને બંદુકની ગોળીઓ અને નેપોલિયનની વચ્ચે પોતાની પહોળી

છાતી ધરીને તે ઉભો રહ્યો બીજે દિવસે નેપોલિયને તેને પોતાની પાસે બોલાવ્યો અને સિપાઇમાંથી એકદમ અમલદાર બનાવી દીધો.

નેપોલિયનની પ્રતાપી મુખાકૃતિથી અને તેની અસામાન્ય બુદ્ધિને લીધે સેનાપતિઓ તેનાથી ડરીને ચાલતા અને તેની સાથે જરાપણ છૂટ લેવાની હિંમત કરતા નહિ પણ સિપાઇઓ તો જેમ બાપની પાસે બાળક દોડી જાય તેમ તેની પાસે જતા આસ્ટ્રિયનો સાથેના એક તુમુલ યુદ્ધ વખતે નેપોલિયને શત્રુસૈન્યની નબળી બાજુ જોઇ લીધી અને તે દિશા તરફ હલ્લો કરવાની તે આજ્ઞા આપવાની તૈયારીમાંજ હતો એટલામાં એક સામાન્ય સિપાઇ તેની પાસે દોડતો આવીને કહેવા લાગો કે "સાહેબ ! પેલી બાજુએ એક ઘોડેસ્વારની ટુકડી મોકલશો તો આપણે જીત્યાજ જાણજો" સામાન્ય સિપાઇમાં આવી અસાધારણ યુદ્ધકુશળતા જોઇને નેપોલિયન ચકિત થઇ ગયો અને બોલ્યો, "એ બહાદુર ! મારા મનની વાત તું કયાથી જાણી ગયો ?" તે સિપાઇએ કહ્યું તેમજ થયું આસ્ટ્રિયનો હાર્યા બીજે દિવસે નેપોલિયને તે સિપાઇની તપાસ કરાવી પણ તે તો એક ગોળીથી વિંધાઇને માર્યો ગયો હતો જો જીવ્યો હોત તો તે પણ નેપોલિયનના સૈન્યના નામાંકિત સેનાપતિઓમાંનો એક નીવડત તેના મરણના સમાચાર સાંભળીને નેપોલિયન ઉંડી દિલગીરીમાં ગરકાવ થઇ ગયો

હજી પણ આસ્ટ્રિયાને મદ ઉતર્યો ન હતો, તેમ ફ્રાન્સને કચરી નાખવાનો તેનો નિશ્ચય ડગ્યો ન હતો આવા અડગ નિશ્ચયનો અને આવા અસાધારણ ઉત્સાહનો ઉપયોગ જો આસ્ટ્રિયાના બાદશાહે સારા કાર્યમાં કર્યો હોત તો તે ધન્યવાદને પાત્ર થાત, પરંતુ ભયંકર દુરાગ્રહને વળગી રહીને તેણે ફ્રાન્સ સાથે સમાધાન કરવાને ના પાડી ઇંગ્લંડ કે જેના વહાણો અને લશ્કર જ્યાં જવાય ત્યાં જઇને ફ્રાન્સને ઉપદ્રવ કરતા હતા તેજ આ વિગ્રહનું મૂળ ઉત્પાદક હતું, અને તેનાજ ઉત્તેજનથી, તેનીજ ભારે લાંચને વશ થઇને આસ્ટ્રિયાનો રાજા પણ આ યુદ્ધમાંથી હાથ ઉઠાવતો ન હતો આસ્ટ્રિયાના પ્રધાનમંડળને પણ યુદ્ધ કરવાની મંજૂરી અપાવવા ઇંગ્લંડજ ઉશ્કેરતું હતું અને આસ્ટ્રિયાને મદદ કરવા માટે છૂટે હાથે નાણાં વેરતું હતું સ્વાધીનતાની ઉપાસક, રાજાઓના જુલ્મની કટ્ટા શત્રુ જેવી ઇંગ્લંડની ઉદાર પ્રજા આ યુદ્ધથી વિરુદ્ધ હતી અને સલાહ કરી દેવી જોઇએ એવો પોકાર ઉઠાવતી હતી પણ ત્યાંનું રાજકુટુંબ અને ત્યાંના ઉમરાવો જ્યાંસુધી ફ્રાન્સ પોતાના રાજાઓનો અમલ ન સ્વીકારે ત્યાંસુધી સલાહ નજ કરવી એવો દૃઢ સંકલ્પ લઈ બેઠા હતા

નવું સૈન્ય ઉભું કરવાને માટે આસ્ટ્રિયાના બાદશાહે પોતાનું તમામ સામર્થ્ય ખરચી નાખ્યું, અને એક મહિનાની અંદર એક લાખ માણસનું સૈન્ય તૈયાર કર્યું લશ્કરના વાવટાનું ભરતકામ રાણીએ પોતાને હાથે કર્યું અને તે વાવટા તેણે પોતાને હાથે

લશ્કરને અર્પણ કર્યાં પુરુષોને શૂર ચડાવવા માટે સ્ત્રીઓએ પોતાના મોહક હાસ્યનો અને મીઠી વાણીનો પૂરતો ઉપયોગ કર્યો 'આલ્વિન્ઝિ' નામનો એક નવો સેનાપતિ ૭૫૦૦૦ સિપાઇઓ લઇને મંટુઆ તરફ ચાલતો થયો અને મંટુઆના ૨૫૦૦૦ સિપાઇઓ મળીને કુલ એક લાખ માણસોનું સૈન્ય નેપોલિયનની બેઉ બાજુએ આવીને ઉભું

હવે તેની સ્થિતિ ઘણીજ ભયંકર હતી ફ્રાન્સથી તેને થોડું સૈન્ય મળ્યું હતું પણ તે થયેલી ખોટ પૂરી કરવા જેટલુંજ હોવાથી તેની પાસે ત્રીશ હજાર માણસો હતા. લશ્કરી તિજોરી લગભગ ખાલી થવા આવી હતી અને ઉપરા ઉપરિ ફતેહો મેળવ્યા છતાં પણ તેના સિપાઇઓને હજી અન્નવસ્ત્રને માટે તંગી વેઠવી પડતી હતી તેમનામાં પણ અસંતોષ ફેલાવા લાગ્યો હતો

નેપોલિયનને પોતાની ભયભરેલી સ્થિતિની પૂરેપૂરી ખબર હતી, પરંતુ થોડાજ વખતમાં થવાના ભયંકર સંગ્રામની તૈયારી કરવા માટે તેનો ઉત્સાહ અનેક ગણો વધી ગયો તેના મિત્રો અને શત્રુઓ, એકેને ખાત્રી હતી કે હવે તેનું આવી બન્યું છેલ્લી લડાઇઓના અનુભવથી આસ્ટ્રિયનો ચેતી ગયા હતા તેથી તેમણે પોતાના સૈન્યના વિભાગ કરવાની ભૂલ ત્રીજી વાર કરી નહિ પોતાનાથી લગભગ અઢી ગણું મોટું સૈન્ય સામેથી આવતું હતું અને લડાઇ વખતે વર્મસર મંટુઆના કિલ્લામાંથી નીકળીને તેના લશ્કરના પાછલા ભાગ પર તૂટી પડવાનો લાગજ જોયા કરતો હતો આથી નેપોલિયનને પણ દહેશત લાગી કે હવે ટકી શકાશે નહિ, તોપણ જાણે પોતાને ફતેહની પૂરેપૂરી ખાત્રી હોય એવો દેખાવ તે લશ્કર આગળ કરતો હતો

આ વખતે નવું લશ્કર મંગાવવા માટે તેણે ફ્રાન્સના ડિરેક્ટરોને જે અરજી લખી હતી તે તેની ભાષાની છટા અને હૃદયના ગાંભીર્યના ભવ્ય દૃષ્ટાન્તરૂપ છે તેણે લખ્યું કે "આપણા ઉંચા દરજ્જાના તમામ અમલદારો અને માગમાં સારા સેનાપતિઓ કપાઇ ગયા છે અથવા ઘાયલ થવાથી નકામા બની ગયા છે ઇટાલિનું સૈન્ય જે શત્રુ સૈન્યને મુકાબલે મુઠ્ઠીભર કહી શકાય તે તદ્દન થાકી ગએલું છે મિલેસિમો અને લોદિના સંગ્રામવીરો તેમના દેશની લડતમાં કપાઇ ગયા છે અને જે જીવતા છે તેઓ દવાખાનાઓમાં પથારીવશ છે મારા સૈન્યની પાસે હવે તેની પાછલી કીર્તિ અને હિંમત સિવાય બીજું કાંઇ રહ્યું નથી જે બહાદુર માણસો ભાગી પાસે છે તેમને માટે મોત સિવાય હવે બીજા કશાની આશા નથી બહાદુર ઓગેરો અને રણધીર માસેનાના દિવસ પણ ભરાઇ ચૂકયા છે આવા બહાદુર યોદ્ધાઓનો વિનાશ થવાનો છે - જોતાં મને મારા પોતાના મરણને માટે કશી ચિંતા રહેતી નથી મારા લશ્કરે તેની ફરજ પૂરેપૂરી બજાવી છે અને હું મારી બજાવ્યો જાઉં છું લડાઇ ખાતાના વડા પ્રધાને જે મદદ આપવાનું મને વચન આપ્યું હતું તેના ચોથા ભાગની મદદ પણ મને આજ સુધીમાં મળી નથી

મારી તબીયત એવી લાસ થઈ ગઇ છે કે ઘોડે બેસતાં પણ મને મુશીબત પડે છે મારી પાસે હવે મારી હિમત સિવાય બીજુ કશુ સાધન રહ્યુ નથી અને જે જગ્યાએ તમે મને નીમ્યો છે તેને માટે તે એકલીજ બસ છે લશ્કર મોકલો, નહિ તો ઇટાલિ ગયુજ જાણજો !"

એક બાજુએ તેણે ડિરેક્ટરોને આ પ્રમાણે લખ્યુ ત્યારે બીજી બાજુએ પોતાના લશ્કર સાથે જૂદાજ પ્રકારનુ સભાષણ કર્યું, અને તેમને પાણી ચડાવવાને માટે તેણે પોતાની તમામ ચિંતાઓને છુપાવી રાખી તેણે કહ્યું, ' આપણે હવે એક છેલ્લોજ યત્ન કરવાનો છે અને ઇટાલિ જીતાયુજ જાણજો દુશ્મનો આપણા કરતા સખ્યામા ચઢીઆતા છે પણ તેથી ગભરાશો નહિ તેમનામાંના અડધો અડધ માણસો બિન અનુભવી ગામડીઆઓ છે અલ્વિન્ઝિનો પરાજય થતાજ મ ડુઆ પડવાનુજ અને તેથી આપણે ઇટાલિ જીતીશુ એટલુજ નહિ પણ શત્રુને સલાહ કરવાની ફરજ પણ પાડીશુ "

જે મહિનામા આસ્ટ્રિયાનો બાદશાહ પોતાના સૈન્યનો જમાવ કરતો હતો તે મહિનામા નેપોલિયન એક પળવાર પણ ઠરીને બેઠો ન હતો તેને પોતાની આસપાસના રાજ્યો અને નગરોની સાથે દોસ્તીના કોલકરાર કરવા હતા, અને દુશ્મનાવટ બતાવે એવાં રાજ્યોને નિ શસ્ત્ર કરવા હતા ડિરેક્ટરોની મરજી વિરુદ્ધ તેણે ઘણા કરારનામા કર્યા અને લખ્યુ કે જો તમે તમારા સેનાપતિના હાથમાં કુલ સત્તા નહિ સોપો તો ઇટાલિ ગયુજ જાણજો પોપના અધેરથી કાયર થએલા રાજ્યોના લોકોને તેણે સ્વરાજ આપ્યુ. લોકો તેના ઉપકાર નીચે આવી ગયા અને તેમની વફાદારી દઢ થઇ ઇટાલિમાથી અનેક માણસો તેના લશ્કરમા જોડાયા અને તેના દુશ્મનની સામે બહાદુરીથી લડ્યા વિશ્વાસ અને સ્વાધીનતા શુ નહિ કરે ' *સ્વાધીનતા મળવાથી ઇટાલિની નામર્દ ગણાતી પ્રજા એકદમ લડાયક બની ગઇ અને શરવીર ફ્રેન્ચોની સાથે આસ્ટ્રિયાની સામેના યુદ્ધોમા ઝૂઝવા લાગી

ઇટાલિના રાજ્યો સાથે કોલકરાર કરવામાં, ત્યાના નગરવાસીઓની પ્રીતિ સ-પાદન કરવામા આ સત્તાવીશ વર્ષના યુવાને વયોવૃદ્ધ અને ઘડાયલા રાજનીતિજ્ઞ પુરુષને પણ લજાવે એવી કુનેહ, ડહાપણ અને ઉદારતા બતાવ્યા તેથી કરીને ડિરેક્ટરો પાસેથી તેને સહાય મળી ન હતી તેની ખોડ તેને ઝાઝી જણાઇ નહિ, પણ તેની સાથે ઇટાલિના લોકોનુ રાજ્યપરિવર્તન કરવાનુ વલણ તેણે દઢતાથી દબાવી દીધુ નહિ તો પારિસમા ૧૭૯૩ની સાલમા જે ભયકર ઘટના થઇ હતી તે ઇટાલિમા થાત, ઉમરાવવર્ગ ઉશ્કેરાઇ જાત અને તેની સ્થિતિ જે ભયકર તો હતીજ તે છેકજ નિરા-

* આવી રાજનીતિ બ્રિટિશ રાજ અખ્તિયાર કરત તો હિંદની ૩૦ કરોડની વસ્તીમાથી જર્મન સામે લડવા માટે કેટલા સૈન્ય ઉભા થયા હોત ?

શાજનક થઇ પડત. એક બાજુએ લોકોને સ્વાધીનતા આપવાની વૃત્તિ, પણ તેઓ નિરંકુશ ન બની જાય તે માટે તેમના ઉપર અંકુશ રાખવાની પણ જરૂર, આ બે પરસ્પર વિરુદ્ધ વિચારોનુ સમતોલપણું જાળવવાની કુશળતા નેપોલિયનમાં હતી તેથી રાજનીતિજ્ઞ પુરુષ તરીકે તેને ઉચ્ચામાં ઉચુ સ્થાન મળવુ જોઇએ.

આટલી બધી ઉપાધિઓ વચ્ચે નેપોલિયન પોતાની જન્મભૂમિ કૉર્સિકાને ભૂલી ગયો ન હતો અંગ્રેજોની ઝુંસરીમાથી તેને મુક્ત કરવાને તેણે એક વહાણનો કાફલો રવાના કર્યો હતો નેપોલિયન પોતાની અપ્રસિદ્ધ જન્મભૂમિને માટે ખાસ પ્રેમ રાખતો ન હતો એવો આક્ષેપ મૂકતા સ્કૉટ લખે છે કે "નેપોલિયન સિંહના બચ્ચાની માફક ઘેટાના ટોળાને વીખેરતી વખતે અને શિકારીઓનો નાશ કરતી વખતે જે પર્વતની ગુફામા પોતે જન્મ્યો હતો, તેને તદ્દન વીસરી ગયો હતો"

પણ સેંટ હેલેનામા નેપોલિયને પોતે એક પ્રસંગે કહ્યુ હતું —

"જ્યારે રાજનૈતિક વિષયના વિચાર મારા મનમા નથી હોતા અથવા મારા ઉપર જાપતો રાખનાર* અમલદારના અપમાન ભરેલા વચનોને હું ભૂલી જાઉં છુ, ત્યારે મારા બાળપણની સ્મૃતિઓ મારા મનમા એકસામટી જાગૃત થઈ જાય છે માનવજીવન સબધી મારી તે સમયે જે ધારણાઓ હતી તેનુ મને ફરીથી સ્મરણ થાય છે હમેશાં જ્યારે જ્યારે મારા મનને સપૂર્ણ શાતિ હોય છે ત્યારે મને એમજ લાગે છે કે જો રાજનૈતિક વમળમા ન પડયો હોત, અને મારી સ્ત્રી અને પુત્રની સાથે મારા એજેશિયોના બાપોતી ઘરમાં માત્ર પાચસેજ પાઉન્ડની આવક ઉપર નિર્વાહ કરતો હોત તો હુ જગતમા સર્વથી વધારે સુખી હોત. મોન્થોલન ! તે સ્થાન કેવુ રમણીય હતુ તે તને યાદ છે ? તુ પાઈલાઇન સાથે દોડતો અને સારી સારી દ્રાક્ષના ઝુમખા તોડી ખાતો ! કેવા સુખના દિવસ ! તે દિવસ વહી ગયા ! × × × મને તે સ્થાનની સ્મૃતિ હજી એવી ચોકખી છે કે આખો મીચીને પણ હુ દરેકે દરેક જગ્યા ઓળખી શકુ જે ક્ષેત્રોમાં મારા સ્વદેશબાધવો સ્વતત્રતાને માટે યુદ્ધો લડયા હતા તે ક્ષેત્રોમા હુ જનરલ પાઓલીની સાથે ફરતો તે મને બરાબર યાદ છે તેની અસર હજી મારા હૃદયમા પ્રબળ આદોલન ઉત્પન્ન કરે છે આવ, મોન્થોલન, મારી પાસે આવીને મારી છાતી ઉપર તારો હાથ મૂકી જો જો તે કેવી ધડકે છે ?"

મોન્થોલન લખે છે કે "ખરેખર તેની છાતી જોરથી ધડકતી હતી તેના મનમા લાગણીનો ઉદય થતા તેના આખા શરીરમાં એક પ્રકારના વિજળીક પ્રવાહનો સચાર થતો હતો એ વાતને હું જાણતો ન હોત તો અમને તેની છાતી ઉપર હાથ મૂકતા આશ્ચર્ય થયા વગર રહેતજ નહિ."

---

*સેંટ હેલેનામા તેના તરફ ઘણી અપમાનભરેલી વર્તણુક ચલાવવામા આવી હતી.



# प्रकरण ९ मुं–मंटुआ पड्युं. १७९७




વેમ્બર માસના આરંભમાં આસ્ટ્રિયન લશ્કરે કુચ શરૂ કરી ઠંડા પવનના સુસવાટ વાતા હતા, અને પર્વતોના શિખર બરફથી સફેદ બન્યા હતા, પરંતુ તેમને કુચ કર્યા વગર ઈલાજજ ન હતો, કારણ કે જો મંટુઆ પડે તો તેની સાથેજ ઇટાલિમાં આસ્ટ્રિયાના અમલનો પણ અંત આવે

આ બાજુએ નેપોલિયન મંટુઆ ઉપર સખતમાં સખત દબાણ કર્યો જતો હતો શહેરમાં અનાજ ખૂટયું હતું નીડર અને બુઝર્ગ વર્મસરે પોતાના તમામ ઘોડાઓની કતલ કરાવીને તેમના આથેલા માંસ ઉપર નિર્વાહ કરવા માંડયો આખરે તે પણ ખૂટવા આવ્યું ત્યારે તેણે ઘણીજ કુનેહ વાપરીને 'આલ્વિન્ઝિ'ને પેગામ પહોંચાડયો કે છ અઠવાડીઆથી વધારે મુદત સુધી મારાથી ટકી શકાશે નહિ

આસ્ટ્રિયન સૈન્યની હિલચાલ તપાસવાને અને બને તો તેમને રોકી રાખવાને નેપોલિયને જનરલ વોબોઇને બાર હજાર માણસ આપીને મોકલ્યો તેણે ટ્રેન્ટ નગરથી દક્ષિણે થોડેક દૂર બે પર્વત વચ્ચેની સાંકડી ખીણમાં મજબુત જગ્યા જોઇને પડાવ નાખ્યો પણ શત્રુઓની મોટી સંખ્યાને લીધે તેને પાછા હઠવું પડયું આ આફતના સમાચાર મળતાંજ નેપોલિયન પોતાના સૈન્યને હિંમત આપવાને માટે વાયુ વેગે દોડી ગયો જનસ્વભાવનો તેણે જે ઉંડો અભ્યાસ કર્યો હતો અને લશ્કરને ઉત્તેજિત કરવાની તેનામાં જે ખાસ કુશળતા હતી તેનો આ પ્રસંગે તેણે સારો પરિચય કરાવ્યો આ વખતે તો દરેક જણે મરણીયા થઇને લડયા વગર બચવાનો એકે ઇલાજ નથી એમ જાણીને આખા લશ્કરને ગોળ કુંડાળામાં એકત્ર કર્યું અને તેમની વચમાં પોતે ઉભો દરેક સિપાઇની નજર તેમના પરમપ્રિય સેનાધિપતિના ફિક્કા અને કામના ધનારાને લીધે શુષ્ક થઇ ગએલા ચહેરા ઉપર પડી તેણે સખ્ત અને દિલગીરી ભરેલા અવાજે કહ્યું, "સિપાઇઓ ! હું તમારાથી ઘણો નારાજ થયો છું જે જગ્યાએ રહીને થોડાજ માણસો બહાદુરીથી લડીને આખા લશ્કરને ખાળી શકે તેવી

જગ્યા છોડીને તમે નાઠા ! તમે ફ્રેન્ચ યોદ્ધાઓ છોજ નહિ સરદાર ! તમારા લશ્કરના વાવટા ઉપર લખાવો કે ' **આ લશ્કર હવે ઇટાલિના સૈન્યમાંનું નથી** "

આ શબ્દોની જાદુઇ અસર થઈ સિપાઇઓના ખડબચડા ગાલ ઉપર આસુની ધાર વહેવા લાગી અને ઘણાક તો ઉઘાડી રીતે ડૂમકા ભરવા લાગ્યા તેમણે પોતાની હાર તોડી નાખી અને બાળકોની માફક પોતાના વહાલા સેનાધિપતિની આમપાસ ભેગા થઇ ગયા અને બોલ્યા, " શત્રુઓ અમારાથી ત્રણ ગણા હતા અમને બીજી વાર તેમની સામે મોકલી જુઓ અમે મોતના મોઢા સામે દોડી જઇશુ, પછી જોજો કે ઇટાલિના લશ્કરમાના છીએ કે નહિ ! "

નેપોલિયને તરતજ ગુસ્સો ઉતારી નાખ્યો, તેમની સાથે પ્રેમથી વાત કરી, અને કહ્યું કે તમારી ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવવાની હુ તમને જલદી તક આપીશ થયુ પણ તેમજ પછીનાજ યુદ્ધમા નેપોલિયને તેમને મોખરે રાખ્યા અને તેમણે માણસ જાતથી ન બની શકે એવા પરાક્રમ કરીને પોતાનાથી અનેકગણી મોટી આસ્ટ્રિયન સેનાને ઉથલાવી નાખી આવીજ યુક્તિથી નેપોલિયન પોતાના સૈન્યમા વ્યવસ્થા જાળવતો હતો હાલ લશ્કરમા થાય છે તેમ સિપાઇઓના ઉઘાડા બરડા ઉપર તેમના લોહીથી ખરડાયલી ચાબુક મારવાની તેને જરૂરજ પડતી નહિ તે સિપાઈઓના મન ઉપરજ અધિકાર મેળવતો તેનુ **ખરૂં સામ્રાજય મનુષ્યોનાં શરીરપર નહિ પણ અંતઃકરણપર હતું** તે કહેતો કે " **મારા સિપાઈઓ તો મારા છોકરાઓ જેવા છે** " લશ્કરના એકજ વિભાગને થએલી શિક્ષાની અસર આખા લશ્કર ઉપર થઇ અને તેમ થવાની જરૂર પણ હતી, કારણ કે આ પ્રસગે દરેક જણને પૂરેપૂરા મરણીઆ થઇને યાહોમ કર્યા વગર બચવાનો ઇલાજજ ન હતો

આલ્વિન્ઝિએ વમસરને એક છુપો પેગામ મોકલાવ્યો કે અમે આવી પહોંચીએ છીએ આ સદેશો એક ઘણાજ બારીક કાગળ ઉપર લખીને તેને મીણની ગોળીની અદર છુપાવીને કાસદ સાથે મોકલવામા આવ્યો નેપોલિયનના ચોકીદારોએ તેને પકડયો કે તરત તે પેલી ગોળી ગળી ગયો પણ તેને જુલાબ આપીને તેના પેટમાંથી ગોળી બહાર કહાડવામા આવી અને નેપોલિયને શત્રુની યોજના જાણી લીધી મંટુઆ આગળ ઘેરો ચાલુ રાખવાને તેણે દશહજાર માણસ રાખ્યા અને બાકીના પદર હજાર માણસો લઇને આખા આસ્ટ્રિયન સૈન્યને અટકાવવાને તે ચાલતો થયો એડિજ પર્વતની આખી ખીણ તેમનાથી સચરાચર ભરાઈ ગઈ હતી અને રાત્રે તેમના તાપણાંથી ક્ષિતિજમા ઘણે દૂરસુધી અજવાળુ અજવાળુ થઇ રહેતું તેઓ હવે ઘણીજ સાવચેતીથી આગળ વધતા હતા અને એકેએક અગત્યની જગ્યાનો કબજો લેતા હતા નેપોલિયને તેમની નબળી બાજુ પકડી કહાડવાને ચારે તરફ નજર નાખી પણ વ્યર્થ સિપાઇઓ પણ હવે તેમની ધાસ્તી ભરેલી સ્થિતિથી વાકેફ થઇ ગયા. આ વખતે

ફ્રેન્ચલેનાની સ્થિતિ એવી ભયકર હતી કે મિલન પાવિઆ અને લોદીના દવાખાનાઓમા પડેલા ફ્રેન્ચ યોદ્ધાઓ પોતાની રાજી ખુશીથી લશ્કરમાં આવીને હાજર થયા હતા ઘણા તો સુકાઇને હાડપિજર જેવા બની ગયા હતા અને તેમના ઘા હજી પૂરા રૂઝાયા પણ ન હતા પોતાના ઘાયલ થએલા મિત્રોને આવી હાલતમા આવેલા જોઇને આખા સૈન્ય ઉપર અદ્‌ભુત અસર થઇ એક બાજુએ તેમની પોતાની ધાસ્તી ભરેલી સ્થિતિનુ તેમને પૂરેપૂરૂ ભાન થઇ ગયુ ત્યારે બીજી બાજુએ સ્વદેશભક્તિનુ આવુ જ્વલત દષ્ટાંત જોઇને તેમને શૂરાતન ચડયુ શત્રુઓ વધારે સખ્યામા એકઠા થાય ત્યાર પહેલાજ નેપોલિયને યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. આસ્ટ્રિયનો ચાળીશહજાર અને ફ્રેન્ચો પદર હજાર હતા

નેપોલિયને જ્યારે પોતાના જમીનપર સૂતેલા સિપાઇઓને કુચ કરવાને જાગૃત કર્યા ત્યારે રાત્રિનો ઘોર અધકાર ચોતરફ છવાઇ રહ્યો હતો, અને ઠડા પવનના સુસવાટ જોરથી વાતા હતા આ કામ અત્યત જોખમભરેલુ હતુ પદર હજાર ફ્રેન્ચોને શત્રુના ચાળીશ હજાર સિપાઇઓના અભેદ્યવ્યૂહ ઉપર આંધળાની માફક તૂટી પડવાનુ હતુ આગલા દિવસના વરસાદને લીધે રસ્તામાં એટલો કાદવ થયો હતો કે તેમનાથી પોતાની તોપો સાથે લઇ જવાનુ બને તેમ ન હતુ આખો દિવસ ભયાનક કતલ ચાલી યુદ્ધની કારમી કીકીઆરી, લડવૈયાઓની વીરહાક અને ઘાયલ થએલાઓની ચીસાચીસ પવનના સુસવાટ સાથે ભળી જતાં હતા આખી રાત બરફ વરસ્યુ અને ફ્રેન્ચ સિપાઇઓ તેમના મુખ ઉપર પડતા ફગાની વૃષ્ટિથી કાયર કાયર થઇ ગયા અધારૂ થયા પછી વરસાદથી તરબોળ થએલા, ટાઢથી ઠરી ગએલા અને આખો દિવસ લઢી લઢીને થાકીને લોથ થએલા સિપાઇઓ લોહીથી ખરડાયલા બરફ ઉપર મુડદાઓ અને મરવા પડેલાની સાથે આરામ લેવા સૂતા બેમાથી એક પક્ષે જીત મેળવ્યાનો દાવો કર્યો નહિ તેમ પોતાનો પરાજય પણ સ્વીકાર્યો નહિ

ઘોર અધારી રાત, ઠડા પવનના સુસવાટ, ફગનો વરસાદ, અને તેની સાથે રણક્ષેત્રનો બીભત્સ દેખાવ એનુ વર્ણન તો શુ પણ કલ્પના કરવી પણ અસભવિત છે. માઇલના માઇલસુધી વિસ્તરાયલા રણક્ષેત્રમાંથી ઘાયલ થએલા સિપાઇઓના કરુણ પોકાર આખી રાત સભળાયા કર્યા આરામના સાધનોથી ભરેલા ઘરમા, બરદાસ્ત લેનાર કુટુબીઓની હાજરીમા પણ મરણ દુખદાયક લાગે છે, ત્યારે ઠડા બરફના તકીયા ઉપર માથુ મૂકીને ઘાની વેદનાથી રીબાઇ રીબાઇને મરતાં આ બહાદુર માણસોને કેટલુ કષ્ટ થયુ હશે તેનુ વર્ણન કરવુ અશક્ય છે નેપોલિયનનાં બે હજાર અને આસ્ટ્રિયાનાં તેથી પણ વધારે માણસો જમીનદોસ્ત થઈ ગયાં હતાં

સવાર પડી અને નેપોલિયનને માલૂમ પડ્યું કે શત્રુના સૈન્યમા વધારો થયા કરે છે તેથી તેણે વેરોના શહેરના કિલ્લાનો આશ્રય લીધો દુશ્મનો આગળથી પાછા હઠવાનો

પ્રસંગ તેની જિંદગીમાં આ પહેલોજ હતો તેની ગ્રહદશા હવે પલટાઇ હતી તેના સિપાઇઓ પણ ગભીર અને ગમગીન બની ગયા આવી ઉપરાઉપરિ ફતેહો મેળવ્યા નામોશીથી પાછા હઠવું અથવા વધારે નામોશી સાથે શત્રુને તાબે થવું એ બે સિવાય ત્રીજો માર્ગ રહ્યો ન હતો બીજી ગત ગઇ તોફાન હવે શમી ગયું હતું અને બરફથી ઢંકાયલા પર્વતો ઉપર ચાદરણું પથરાયું હતું. એકાએક નેપોલિયને સિપાઇઓને કુચ કરવાની આજ્ઞા આપી વેરોના શહેરનો પશ્ચિમ તરફનો દરવાજો જે ફ્રાન્સ તરફ પડતો હતો તે ઉઘડયો અને ફ્રેન્ચસેના શાંતિથી બહાર નીકળીને ચાલવા લાગી દરેક જણના ચહેરા ઉપર ઉદાસીનતાનું વાદળું છવાયું હતું તેમને ભારે નામોશી સાથે આખરે પાછા હઠવાની જરૂર પડી, તેથી તેઓ તદ્દન નિરુત્સાહી અને શરમથી મરવા જેવા થઇ ગયા હતા એવામા એકદમ બધાની અજાયબી અને ગભરાટની વચ્ચે નેપોલિયને કુચ કરવાની દિશા ફેરવી અને ફ્રાન્સ તરફ ન જતા એડિજ પર્વતની બીજી તરફ ચાલવા માંડયું તે પોતાના લશ્કરને કયાં લઈ જતો હતો તેની કોઇને સમજ પડી નહિ, પણ તેઓ તેની આજ્ઞા પ્રમાણે ઉતાવળે પગલે ચાલ્યા અને મધરાત પહેલા ચૌદ માઈલની મજલ કરીને આસ્ટ્રિયન સેનાની બરાબર પાછલી બાજુની નજીક આવી પહોચ્યા અહિ તેમણે માઈલના માઇલસુધી વિસ્તરાયલી ભેજવાળી જમીન જોઇ તેની ઉપર જવા આવવા માટે સાંકડા પૂલ જેવા રસ્તા બનાવ્યા હતા, આ રસ્તા સાંકડા હોવાને લીધે શત્રુની સખ્યા ગમે તેટલી મોટી હોય તોપણ કશા ખપમા આવે એવી ન હતી, કેમકે બેઉ સૈન્યનો મુખ ભાગજ સામ સામો આવી શકે એમ હતું ફ્રેન્ચ લશ્કરમાંના ચાલાક સિપાઈઓ નેપોલિયનની યુક્તિ સમજી ગયા આખા સૈન્યમાથી હર્ષના પોકાર થઇ રહ્યા અને અત્યંત નિરાશાને ઠેકાણે તેમના હૃદયમા જવલંત જુસ્સો પ્રદીપ્ત થયો

મધરાત થઈ હતી આસ્ટ્રિયન સૈન્યના તાપણાં માઇલના માઇલસુધી પથરાયા હતા ચિંતા અને પરિશ્રમથી લેવાઇ ગએલો અને તીવ્ર વિચારમાં ગરકાવ થઇ ગએલો નેપોલિયન લેશમાત્ર પણ ક્ષુભિત થયા વગર એક ટેકરી ઉપર ચઢીને શાંત ચિત્તે પોતાના સૈન્યનું અને તેમણે લીધેલી જગ્યાનું અવલોકન કરવા લાગ્યો તેને ચારે દિશાએથી ઘેરી વળેલા શત્રુઓના ચાળીશ હજાર માણસો સાથે લઢવાને તેની પાસે માત્ર તેરજ હજાર માણસો રહ્યાં હતાં, પણ હવે આખી ફ્રેન્ચ સેનામા બેહદ ઉત્સાહ ફેલાઇ ગયો હતો અને આ યુદ્ધમા તેમનો વિજયજ થશે એવું તેમના મનમાં પાકું ઠસી ગયું હતું.

ઉપર કહેલા ભેજવાળા પ્રદેશના મધ્ય ભાગમાં આર્કોલા નામનું ગામ હતું. સાંકડી, ઉચી પાળો ઉપર થઇનેજ તેમાં દાખલ થઇ શકાતું હતું તેની નજીકમા એક નદી વહેતી હતી અને તેના ઉપર નાનો, લાકડાનો પૂલ બાંધ્યો હતો આસ્ટ્રિયન

લશ્કરની મજબૂત ટૂકડીએ ત્યા પડાવ કર્યો હતો અને એ સ્થળ એવુ અગત્યનુ હતુ કે શત્રુના હાથમાથી તે ઝૂટવી લેવાની ઘણીજ જરૂર હતી સવાર થતા પહેલાજ નેપોલિયનનુ સૈન્ય સાકડી પાળો ઉપર સજ્જડ હારબધ ચાલતુ થયુ અને તેમને ખાળવા અ ાવેલા આસ્ટ્રિયનો સાથે ઘોર સગ્રામ શરૂ થયો ફ્રેન્ચો હર્ષનાદ કરતા પૂલ તરફ ધસ્યા કે તરતજ આસ્ટ્રિયાની તોપોમાથી પ્રલયાગ્નિ વરસવા લ ગ્યો ફ્રેન્ચોની પહેલી હારના તો પળવારમા ફુરચી ફુરચી ઉડી ગયા નેપોલિયને પોતાના હાથમા વાવટો પકડી લીધો અને "લાદીના સિહો ! ચાલો તમારા સરદારની પાછળ ' એવો પોકાર કરીને તે આગળ ધસ્યો જ્વાળામુખીના મુખમાથી નીકળતા ધગધગતા અગારા જેવા ગોળા અને ગોળીઓની સખત ઝડી તેમના ઉપર ચારે તરફથી થવા લાગી તોપણુ તેની વચ્ચેથી તે પોતાની ટુકડીને મોખરે રહીને પૂલના મધ્ય ભાગસુધી તો આવી પહોચ્યો અહિ આવ્યા પછી તો તોપોનો મારો એવો અસહ્ય થવા લા ગ્યો કે ફ્રેન્ચોની હાર તૂટી અને નામાનામ થઈ રહી ધૂમાડાથી પૂલ છવાઈ ગયો અને મધરાતના જેવો અધકાર થઇ ગયો. પડેલા સિપાઇઓને પોતાના પગ તળે છૂદતા અન્ય સિપાઇઓ અવ્યવસ્થિતપણે નાસવા લાગ્યા ઉચા પહેલવાન જેવા સિપાઇઓએ નેપોલિયનને નાના બચ્ચા માફક ઉચકી લીધો અને સર્વભક્ષી તોપના માર્ગમાથી તેને બચાવવાને પોતાના જાનની દરકાર કર્યા વગર તેને લઇને નાઠા, પરતુ તેમની આસપાસ મચી રહેલી ધક્કાધક્કીમાં તેઓ પાળ ઉપરથી ઉથલી પડયા અને નેપોલિયન કાદવમા ગરકી ગયો આસ્ટ્રિયન યોદ્ધાઓ તેની નજીકજ આવી પહોચ્યા હતા પણ આ અધકાર અને ગરબડ છતા ફ્રેન્ચ યોદ્ધાઓને ખબર પડી ગઇ કે તેમના પ્રાણપ્રિય પ્રિય સેનાપતિનો પત્તો નથી "આપણા સરદારની વહારે દોડો રે દોડો ! " ની બૂમ આખા લશ્કરમા ફેલાઇ ગઇ દરેકે દરેકના હૃદયમા નવુ ચેતન આવી ગયુ નાસતા સિપાઇઓ પાછા ફર્યા અને મોતને તુચ્છકારતા પ્રચડ સુસાવાટાભેર પૂલ તરફ મરણીયા થઇને દોડયા, નેપોલિયનને તેમણે બચાવી લીધો અને આર્કોલા સર થયુ

નેપોલિયને વેરોના ખાલી કર્યું તેના સમાચાર આસ્ટ્રિયન સેનાપતિને બીજે દિવસે મળસ્કામાં મળ્યા, પણુ ત્યારપછી થોડીજ વારમા તેની તોપોની ગર્જના સાભળીને તે દિઙ્મૂઢ બની ગયો પોતાના શત્રુના બુદ્ધિબળની તેને ઘણીજ દહેશત હતી અને તેથી તરતજ તેણે પોતાના સૈન્યને કૂચ કરવાની આજ્ઞા આપી આખો દિવસ સાંકડી પાળો ઉપર ફ્રેન્ચ અને આસ્ટ્રિયન ટુકડીઓના અગ્રભાગ સામાસામી પ્રચડ વેગથી અથડાયા ગયા થોડાજ દિવસપર નેપોલિયને આપેલા ઠપકાનો ડખ સિપાઇના હૃદયમા ખટકયા કરતો હતો તેથી એકેએક જણુ સિહની માફક લઢતો હતો નેપોલિયન ચારે તરફ ઘૂમતો હતો અને બદુકની ગોળીઓ તેના માથાની નજીક થઇને સણુસણાટ કરતી ચાલી જતી હતી મરદાર લેની આગલી લડાઇઓમાં જખમી થવાથી સિલ

નના દવાખાનામા પડયો હતો ત્યાથી તે દોડતો આવી પહોચ્યો. તેના ઘા હજી રૂઝાયા ન હતા. આ લડાઇમાં નેપોલિયનને બચાવતા તેને બીજા ત્રણ જખમ વાગ્યા પણ તે પોતાના વહાલા સરદારની પાસેથી લડાઇ પૂરી થતા સુધી ખસ્યોજ નહિ

નેપોલિયને એવા અનેક વીર પુરુષોને પોતાના પ્રેમના જાદુથી વશ કરી લીધા હતા મુરિઓન પણ તેમાનો એક હતો નેપોલિયનની સામ ઝગઝગતો તોપનો ગોળો આવતો જોઇને એ મુરિઓન છલંગ ભરી આગળ આવ્યો અને તે પ્રાણઘાતક ગોળાને તેણે પોતાની છાતી પર ઝીલી લીધો. આથી તેના પોતાના તો ટુકડે ટુકડા થઇ ગયા પણ પોતાના જાનના ભોગે તેણે નેપોલિયનને બચાવ્યો અધારૂ થયાથી થોડાક કતાક યોદ્ધાઓ છૂટા પડયા પણ સવાર થતાજ પાછો દારુણ સગ્રામ ચાલુ થયો ઘડાયના તાલીમબાજ ફ્રન્ચોએ હજારો બિનકવાયતી આસ્ટ્રિયનોને સગીનથી વીંધી વીંધીને કાદવમાં ઉથલાવી પાડયા. પાછી રાત પડી અને વળી ત્રીજો દિવસ ઉગ્યો, અને વળી પાછા શિકારી કુતરાઓની માફક ફ્રેન્ચો શત્રુઓ ઉપર તૂટી પડયા આ સગ્રામમા નેપોલિયનનો ઘોડો જખમી થયો અને તેને કાદવમાં ફેકી દઇને નાઠો તે કાદવમા ગળાસુધી ગરકી ગયો કા તો કાદવમાં ગરકી જઇને અથવા તો આસ્ટ્રિયન સ્વારની તલવારથી પોતાનુ મરણ નીપજશે એવી તેને ખાત્રી હતી પણ તેના સૈન્યને આ વાતની ખબર પડી ગઇ તેઓ બીજીવાર તેની વ્હારે દોડી આવ્યા અને તેને બચાવી લીધો આખો દિવસ યુદ્ધનો ભરતીઓટ ચાલ્યાજ કર્યો પણ નેપોલિયને પોતાનુ બુદ્ધિબળ અજમાવ્યુ. તેણે કેદ પકડાયલા શત્રુઓની અને તેમના કપાયલા માણસોની ઘણીજ સભાળથી ગણત્રી કરી તેની ખાત્રી થઇ કે પોતાનુ સૈન્ય શત્રુસૈન્યના પોણા ભાગ કરતાં ઓછુ નથી.

હવે શત્રુની સાથે આખરનુ યુદ્ધ કરવાને ખુલ્લા મેદાનમાં ઉતરવાનો તેણે નિશ્ચય કર્યો તેના સૈન્યનો ઉત્સાહ વધી ગયો હતો અને શત્રુઓ તેટલાજ પ્રમાણમા નાહિમત બન્યા હતા ત્રણ દિવસના લાગટ યુદ્ધથી બેઉ તરફના યોદ્ધાઓ થાકી ગયા હતા અને લડાઈ પૂરી થાય એટલુજ ઇચ્છતા હતા

મધરાત થઈ હતી પણ નેપોલિયનની ભૂખ અને નિદ્રા બેઉ ઉડી ગયાં હતા. તે ઘોડે બેસીને સૈન્યને દરેક થાણે ફરી વળ્યો અને વાણીની મીઠાશથી અને ઉત્તેજક શબ્દોથી થાકેલા સિપાઇઓમા ઉત્સાહ વધારવા લાગ્યો તેના આત્માની તમામ શક્તિઓ આવતી કાલના ભગીરથ પ્રયત્નમાટે જાગૃત થઇ હતી બે વાગે તેણે પોતાના થાકેલા, ઘવાયલા અને ક્ષીણ થએલા સૈન્યને કાચી નિદ્રામાથી જગાડયુ અને વ્યૂહમાં ગોઠવી દીધું ટાઢ સખત હતી અને તેના હારબધ ઉભેલા સિપાઇઓ થર થર ધ્રૂજતા હતા. તેની સાથે ધુમ્મસ પણ વરસવા લાગ્યુ હતુ શત્રુને ગભરાટમા

નાખવા માટે નેપોલિયને એક અજાયબ જેવી યુક્તિ રચી ચૂંટી કહાડેલા પચાસ સ્વારોને કાદવવાળી જમીનમાં થઇને શત્રુના પાછલા ભાગ તરફ જઈ છૂપાઇ રહેવાની આજ્ઞા આપીને મોકલ્યા એ દરેકને એકેક રણશિંગડુ પણ તેણે આપ્યું હતું

હવે તેણે શત્રુસૈન્યના તમામ આગલા ભાગ ઉપર પ્રચંડ ધસારો કર્યો તો-પોના ધડાકા સખ્ત થવા લાગ્યા કે તરત પેલા સ્વારો પોતપોતાના રણશિંગડા વગાડીને શત્રુઓ ઉપર તૂટી પડયા આથી આસ્ટ્રિયનો એવું સમજ્યા કે નેપોલિયનના તમામ ઘોડેસ્વારો સાથે સેનાપતિ મુરા ધસ્યો આવે છે તેમનામા ભા- ગભરાટ ફેલાયો તેમની વ્યૂહરચના છિન્ન ભિન્ન થઈ ગઇ અને તેઓ જીવ લઇને ચારે તરફ નાસવા લાગ્યા નાસતા શત્રુની પાછળ ફ્રેન્ચો પણ જોમપૂર્વક દોડયા, અને સાંજ પડતા પહેલા આલ્વિન્ઝિ આસ્ટ્રિયાના પર્વતો ભણી નાસવા લાગ્યો આ યુદ્ધમા તેના આશરે ત્રીશહજાર માણસો ધૂળ ચાટતા થઇ ગયા હતા. હવે નેપોલિયન વિજયધ્વજા ફરકાવતો, રણવાદ્ય વગડાવતો વેરોના શહેરમા ફરીથી દાખલ થયો નગરવાસીઓએ તેને આશ્ચર્ય અને ઉમંગમહિત વધાવી લીધો તેના અસાધારણ શાર્ય અને બુદ્ધિવૈભવથી તેના દુસ્મનો પણ ચકિત થઇ ગયા અને તેના મિત્રોના જેટલીજ તેની પ્રશંસા કરવા લાગ્યા આ પ્રમાણે તેણે છેલ્લા આઠ મહિનામા તેના સૈન્યથી બમણી મોટી ચાર ચાર આસ્ટ્રિયન સનાનો કચ્ચરઘાણ કહાડી નાખ્યો પારિસના ડિરેકટરોને તેણે આ લડાઇનો હેવાલ લખી મોકલ્યો તેમા તેણે પોતાના સ્વભાવ પ્રમાણે પોતાને માટે ઘણુંજ થોડુ લખ્યુ હતુ, બધો યશ પોતાના લશ્કરનેજ આપ્યો હતો તેણે લખ્યુ હતુ કે ' આ વખતની લડાઈ કરતા વધારે રસાકસીવાળી અને વધારે શૂરાતનથી લડવામા આવી હોય એવી લડાઇ કદિ થઇજ નથી મારી પાસ હવે ગણ્યા ગાંઠ્યાજ સરદારો રહ્યા છે તેમનુ નામ અને તેમની સ્વદેશભક્તિ અપ્રતિમ છે ”

આટલી બધી જંજાળ છતા નેપોલિયને મુઇરોનની વિધવાને દિલાસાનો પત્ર લખવાનો અવકાશ મેળવ્યો તે લખે છે કે “ તેના મરણથી તમે તમારા પ્રિય પતિ વગરના થયા છો અને હુ સાચા, દિલોજાન મિત્ર વગરનો થયો છું, પણ તેના મરણથી આખા દેશને એક બુદ્ધિમાન અને નિડર સેનાપતિની ખોટ પડી છે જો તમને અને તમારા નાનકડા બાળકને સહાય કરવા જેવુ મારા લાયકનું કામ હોય તો તમને મારી પ્રાર્થના છે કે મને બેધાશક લખજો ”

યુદ્ધના ભયંકર પરિણામોનો અંત લોહીથી ખરડાયના રણક્ષેત્રોમાજ નથી પણ તેની અસર ઘણે દૂર સુધી લાગુ પડે છે આર્કોલાના કાદવવાળા પ્રદેશોમા ત્રીસ હજાર માણસોના પ્રાણ ગયા યુદ્ધના કોલાહલ અને તોપોની ગર્જના શમી ગયા પછી ત્યાથી ઘણે દૂર આવેલા ફ્રાન્સ અને આસ્ટ્રિયાના હજારો ઘરમાથી અનાથ

વિધવાઓ અને નબાપા બાળકાના કરુણ વિલાપ નીકળવા લાગ્યા

આવા ભયંકર સંજોગોમા નેપોલિયનને દિલાસાના પત્રો લખવાનો કેવી રીતે અવકાશ મળ્યો હશે તે સમજી શકાતુ નથી આ આકોલાના યુદ્ધ પછી તેણે એક દિલાસાપત્ર લખ્યો હતો તેમા તે લખે છે કે "તે વીર પુરુષની માફક શત્રુના સાથે સામી છાતીએ લડતા મરણ પામ્યા છે આવુ મોત મને નહિ ગમે? જગતના નિંદા, શત્રુઓની ઈર્ષ્યા અને મનુષ્યના હૃદયમા વસતી અનેક પાપમય વૃત્તિઓથી નીપજતા કલેશ સહન કરવાને હુ શામાટે જીવ્યો હોઇશ એમ કહેનાર માણસો શુ જગતમાં ઓછા છે?" સત્તાવીશ વર્ષે, ભરજુવાનીમા, ચારે દિશામા પોતાનો યશ ગવાતા હતા તે વખત પણ નેપોલિયનના હૃદયમા ઉદાસીનતાના છાયા જણાતી હતી

આસ્ટ્રિયનો નાસતા હતા અને તેમનો સહાય કરતી ત્રણ તપોની ગર્જના તો ચાલુજ હતી તે વખતે નપોલિયન પ્રાણાધિક પ્રિયતમા જોસફાઇનને પત્ર લખવા બેઠો તે પત્ર તેની ઢબ પ્રમાણે "વાક્યોને બદલે શબ્દો અને શબ્દોને બદલે અક્ષરો" વાપરીને લખાયો હતા તે પત્ર જોસફાઈનના હાથમા પહોંચાડવાને એક સ્વાર પૂર વગથી ઘોડો દોડાવતો રવાના થઇ ગયો તે પત્ર નીચે પ્રમાણે હતો —

"મારા હૃદયની દેવી જોસફાઇન! આખરે હુ જીવતો થયો હુ મૃત્યુ હવે મારાથી દૂર નાસી ગયુ છે અને મારા યશ તથા માનના અભિલાષ હજી તેવાને તેવાજ રહ્યા છે શત્રુની હાર થઇ છે આજકાલમા મંટુઆ પણ મારા હાથમા આવશે તેમ થતાજ તારો પતિ તને ગાઢ આલિંગન દેશે અને તેના નિ:સીમ પ્રેમના અનેક પ્રમાણો બતાવવા તારી પાસે આવી પહોચશે હુ જરા થાકી ગયો છુ મને વારવાર યાદ કરજે જો તારો પ્રેમ જરાક પણ કમી કરીશ તો તુ મારા તરફ નિષ્ઠુર અને અન્યાયી થઇ કહેવાઇશ પણ હુ નિશ્ચયપૂર્વક માનુ છુ કે જેમ હુ તારો પ્રેમઘેલો પ્રિયતમ છુ તેવીજ તુ પણ મારી ચિરકાળપર્યંત સહચરી રહીશ જે હૃદયો પ્રેમ, સમાનવૃત્તિ અને અનુકંપાવડે મળેલાં છે તે મૃત્યુ સિવાય બીજા કશાથી વિખૂટા પડશે નહિ તારી તબીયતના સમાચાર લખજે"

આ અલૌકિક પુરુષમા એક વિચિત્ર પ્રકારનો વહેમ દૃઢ થઇ ગએલો જોવામા આવે છે તે માનતો કે હુ પ્રારબ્ધને આધીન છુ—મને મારા કરતા વધારે બળવાન શક્તિ મારા જીવન માર્ગ ઉપર દોરી જાય છે તે પોતાની જિંદગીને તુચ્છ માનતો હતો અને મરણના વિચારથી તેને લેશમાત્ર પણ ભય ઉપજતો નહિ તે પોતેજ કહે છે કે "હુ મારા પ્રારબ્ધના હાથમા પૂતળા જેવો છુ મારુ પ્રારબ્ધ મને જ્યા ઘસડી જાય ત્યા હુ ઘસડાઉ છુ મોતની હુ જરાએ ચિંતા કરતો નથી મનુષ્યના આયુષ્યની અવધ આવે ત્યારે તેને ગયા વગર છુટકોજ નથી" એકે તેને પૂછયુ કે "પ્રારબ્ધવાદી છો?" તેણે કહ્યું, "હા, મુસલમાનોની માફક હુ કિસ્મતને માનુ

હુ પહેલેથીજ મારી આવી માન્યતા છે કિસ્મતમા જે નિર્માયુ હોય તેજ થાય છે." સાભળો હુ તમને એક દષ્ટાત આપુ ટુલોનના ઘેરા વખતે એક સરદાર પોતાની જાતનુ ઘણુજ જતન કરતો હતો. એકવાર અમારી તોપનો ગોળો કેટલે સુધી પહોચે છે તે અમે તપાસતા હતા રખેને શત્રુની તોપનો ગોળો પોતાને વાગી બેસે તે માટે તે ભીતને ઓથે ઉભો રહી નીચો વળીને જોતો હતો એટલામાંજ એક ગોળો આવ્યો અને તેના ભૂકેભૂકા થઈ ગયા જો તે નીચો ન વળ્યો હોત અને મારી માફક ટટાર ઉભો રહ્યો હોત તો તેને કશી ઇજા થાત નહિ," સેટહેલેનામાં તે માદો પડયો ત્યારે ઓ'મીરાએ તેને દવા ખાવાને કહ્યુ નેપોલિયને જવાબ આપ્યો કે 'જે પ્રારબ્ધમા નિર્માણ થઇ ચૂકયુ છે તે બન્યા વગર રહેનાર નથી આપણા આયુષ્યના દિવસ પહેલેથીજ મુકરર થએલા છે " નેપોલિયન આવો ચુસ્ત પ્રારબ્ધવાદી હતો છતા ઉગ્ર પુરુષાર્થી હતો એ ઘણુજ વિસ્મયજનક છે ×

તેના લગ્ન વખતે તેને જોસેફાઇનની છબિવાળુ એક સુદર લૉકેટ ભેટ મળ્યુ હતુ જોસેફાઈન તરફ તેનો એટલો તો ગાઢ પ્રેમ હતો કે તે લોકેટને હમેશાં પોતાના હૃદય

× વેદાન્તની વિશાળ દષ્ટિને આમા આશ્ચર્ય લાગે તેમ નથી પૂર્વજન્મના દઢ સસ્કારોએ અથવા તો વર્તમાન જન્મના બહોળા અનુભવને આવા ઉચ્ચ વિચાર તેનામા ઉગતી ઉમ્મરમાજ ઉગાડેલા હોવા જોઇએ નેપોલિયનની દેશહિતરિવતા અને બીજી ઉચ્ચતા તરફ જોતા પણ ઉપર જણાવેલી તેની માન્યતા તેની કક્ષાને બધ બેસતી છે હલકી કક્ષાના, પોપટીયા જ્ઞાનવાળા, પાખડી તેમજ એદી આળસુઓ પણ આવા શબ્દો બોલે છે અને અતિ ઉચ્ચ કક્ષાવાળાઓ પોતાની ઉડી આધ્યાત્મિક સમજણને લીધે અથવા સ્વપ્રકૃતિને તેમજ બહારના બનાવોને ઉડી નિરીક્ષણ બુદ્ધિથી નિરખવાની યોગ્યતાને લીધે આ વાતને એક પૂર્ણ સત્ય તરીકે કહે છે જગતની વ્યવસ્થાપક સત્તાનો કેટલો મોટો હાથ દુનિયાનાં મોટાં કામોમા રહેલો હોય છે પામર અને વિષયીની કક્ષા ઓળગીને જીજ્ઞાસુ અથવા જીવન્મુક્તની દશાએ પહોચેલા માણસો જે કાઇ નિષ્કામ કર્મ, લોકસેવા, પ્રભુભક્તિ, જ્ઞાનાભ્યાસ, લોકસગ્રહ કે સ્વભાવસિદ્ધ કાર્યો કરે કરાવે છે તે અન્ય સામાન્ય મનુષ્યો કરતા વિશેષતાવાળાં હોવા છતાં પણ સામાન્ય મનુષ્યોના જેટલી વૃથા અહમન્યતા તેમનામા નથીજ હોતી, અને તે નથી હોતી તેથીજ તેવા કાર્યોમાં નિમિત્ત તરીકે યોજાવાને તેઓ ભાગ્યશાળી બને છે અને કર્તૃત્વાભિમાન ન હોવાથીજ અભિમાનીઓ કરતા તેમના કામો વધારે સબળ અને મહત્ત્વનાં હોય છે છતાં તેઓ તેમા પ્રારબ્ધને અથવા જગદ્વ્યવસ્થાપક સત્તાનેજ કરનાર કરાવનાર કહી ઉચ્ચ સત્યનુ પાલન કરે છે અને અહકારીઓ કરતા પણ એ અકર્તાપણામા તેઓ ઘણુ વધારે હિત તથા આનદ અનુભવે છે.

સપાદક

ઉપર ધારણ કરતો હતો યુદ્ધમા તેમજ ઘોર અધારી રાત્ર તે પોતાની પ્રિયતમાની છબીને પ્રેમપૂર્ણ દૃષ્ટિએ નિહાળતો હતો એક દિવસ તેણે જોસેફાઇનને લખ્યુ હતુ કે "પ્રેમમયિ! તે કયી મોહિનીવડે મને વશ કરી લીધો છે? કયી કરામતથી મારા અસ્તિત્વને તારામાં સમાવી લીધુ છે? મારી પ્રેમની પૂતળી! મારા પ્રારબ્ધમા શુ નિર્માણ થયુ છે તે તો હુ જાણતો નથી પણ મારૂ પ્રારબ્ધ મને તારાથી વધારે સમયસુધી દૂર રાખશે તો તે હવે મારાથી સહન થશે નહિ જીવનસહચરિ! હુ કોની સાથે તારી તુલના કરૂં? આ દુ ખમય જીવનમા મારી સાથે રહીને વિચરણ કરવા તુ સરજાઇ છે જે દિવસ તારા હૃદયમાંથી મને બળાત્કારે કહાડી મૂકવામા આવશે તે દિવસે મારા જીવનનો અત આવ્યો જાણજે"

એક દિવસ તે લોકેટનો કાચ ભાગી ગયો નેપોલિયનને તેથી અશુભની શકા પેસવાથી જોસેફાઈનના સમાચાર લાવવા માટે એક સ્વારને તેણે દોડતે ઘોડે પારિસ મોકલ્યો હતો

તેના આવા ગુણ જોતા જોસેફાઈનના હૃદયમાં તેને માટે પ્રબળ પ્રેમ જાગૃત થાય એમાં કશુ આશ્ચર્ય જેવુ છેજ નહિ જોસેફાઇન પણ તેને વિષે કહે છે કે "નેપોલિયન અત્યત મોહક પુરુષ છે"

ડચેસ ઑફ્ આબ્રેન્ટિસ કહે છે કે "નેપોલિયનની હાસ્યમય મુખાકૃતિનુ વર્ણન કરવુ અશક્ય છે તેના આત્માનુ તેજ તેના હોઠ અને નેત્રમાં પ્રતિબિબિત થતુ હતુ"

× શહેનશાહ અલેક્ઝાડર કહે છે કે "નેપોલિયનને હુ જેટલો ચાહતો હતો તટલો હુ બીજા કોઇને ચાહતો નહિ"

ડ્યૂક ઑફ્ વિસેઝા કહે છે કે "હુ મારા સમયના યૂરોપના તમામ રાજ્યકર્તાઓને ઓળખુ છુ મારા રાજનૈતિક દરજ્જાને અગે મારો તેમની સાથે પરિચય છે એટલુજ નહિ પણ ઇતિહાસમા મશહૂર થએલા ઘણાક અગ્રણીઓ સાથે તેમના બરોબરીના માણસ તરીકે લાબા વખતથી રહેતો આવ્યો છુ તેમની તુલના કરવાના મને ઘણા સારા પ્રસગો પ્રાપ્ત થયા છે, પણ નેપોલિયન સાથે તેઓમાના કોઇની પણ સરખામણી થઇ શકે એમ છેજ નહિ જેઓ આથી વિરુદ્ધ મત ધરાવતા હશે તેઓ ખરૂં જોતાં નેપોલિયન વિષે કાઇ જાણતાજ નથી"

ડ્યૂર્ડોક લખે છે કે "તેનામા એવી અનેક પ્રકારની અસાધારણ શક્તિઓ છે કે જેમાની માત્ર એક શક્તિના પ્રભાવથી પણ હરકોઇ માણુસ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકે તે તેના જમાનાનો સર્વશ્રેષ્ઠ નેતા છે. તે આખા દેશના કારોબારનુ સુકાન ચલાવે છે અને રાજ્યના દરેક દરેક ખાતા ઉપર નજર રાખે છે તેના મોટા મોટા પ્રધાન તેના હાથ નીચેના કારકુન જેવા છે. આટલુ છતા પણ મોટાં

× રૂશિયાનો ઝાર જે નેપોલિયનનો એકવાર વિરોધી હતો

મોટા રાજ્યોને પોતાના હાથમાં રમાડનાર અને આખા જગતનો ધન સબધી પ્રબધ પોતાની આગળીના વેટા ઉપર ગણી કહાડનાર આ મહાપુરુષ પોતાના ઘરસસારની ઝીણામા ઝીણી બાબતો ઉપર પણ ધ્યાન આપી શકે છે.

આસ્ટ્રિયાના ચાર ચાર વિશાળ સૈન્યો ધૂળધાણી થઇ ગયા તોપણ હજી ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય સાથે સલાહ નહિજ કરવી, એવો ત્યાના શહેનશાહનો અને પ્રધાન મડળનો જે નિશ્ચય હતો તે હજી ડગ્યો ન હતો નેપોલિયનની સામે મોકલવા માટે પાચમુ લશ્કર ઉભુ કરવાની તૈયારીઓ તેમના તરફથી પુન થવા લાગી આ ઘટનાઓને લીધે ઈટાલિમા પ્રબળ ક્ષોભ ફેલાયો હતો ઉમરાવવર્ગ અને રૈયતના હૃદય એક બીજાથી વધારેને વધારે વિમુખ બનતા જતા હતા આસ્ટ્રિયા અને ઇગ્લેડ વેનિસ, નેપલ્સ વગેરે રાજ્યોને નેપોલિયનની સામે લટવાને અને ઈટાલિમા જોરભર ફેલાતા સ્વતત્રતાના જુસ્સાને દાબી દેવાને રાજખટપટ કરવામા ક્યારા રાખી નહિ આથી કરીને આત્મરક્ષણને માટે પ્રજાસત્તાક રાજ્યને માટે ઉત્સુક થએલી ઈટાલિની પ્રજાની પ્રીતિ સપાદન કરવાની નેપોલિયનને જરૂર પડી

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે આસ્ટ્રિયામા નવુ સૈન્ય ઉભુ કરવાની તૈયારી ચાલતી હતી ત્યારે પોપ મહારાજ પણ તેમનુ સૈન્ય એકઠુ કરતા હતા એકવાર તો નેપોલિયને તેને ક્ષમા આપી હતી પણ હવે તેણે પોપ મહારાજને સખત ધમકીભરેલો સદેશો મોકલાવ્યો કે ' રોમને હવે અમારી સાથે યુદ્ધમાજ ઉતરવુ છે ત્યાર અમે પણ તયાર છીએ પણ મનુષ્યજાતિ તરફનુ મારૂ કર્તવ્ય વિચારીને એકવાર ફરીથી પોપ મહારાજને ડહાપણ વાપરવાની સલાહ આપુ છુ મારૂ લશ્કર ઘણુ સામર્થ્યવાન છે અને જ ધારીશ તો પોપની રાજસત્તાનો ( ધાર્મિક નહિ ) નાશ થયોજ જાણજો તે છતા પણ હજી તેમની સાથે મમત્વ કરતા ફ્રાન્સ ઉત્સુક છે હુ સલાહ કરીને આ વિગ્રહનો નિવેડો લાવવા વધારે ઉત્સુક છુ ત્યારે મને લડાઈનો ભય નથી તેમજ કીર્તિની તૃષ્ણા નથી ' પણ પોપ મહારાજે આસ્ટ્રિયાના લશ્કરી બળ ઉપર હજી નિર્ભર રહીને આ ધમકીને લેખવી નહિ એમ કરતા કરતા એક મહિનો વીતી ગયો અને આસ્ટ્રિયાનુ પાચમુ બળવાન સૈન્ય મડુઆની મદદે ઈટાલિ તરફ ચાલતુ થયુ હવે વમસરને ગળે પાણી આવી ગયા હતા અને તેનાથી વધારે દિવસ ટકી શકાય એમ હતુજ નહિ.

નેપોલિયનના કહેવાથી જોસેફાઈન તેની સાથે છાવણીમા આવીને રહી હતી તેની કાળજી અને પ્રયત્નથી તેની લથડી ગએલી તબીયત પાછી સુધરવા લાગી હતી એક વાર બેઉ વાર્તાવિનોદ કરતા હતા તે દરમ્યાન નેપોલિયને સ્ત્રીજાતિના સ્વાભાવિક દોષો ગણાવ્યા તે સાભળીને જોસેફાઇનથી સહવાયુ નહિ, જેથી બેઉ વચ્ચે પુષ્કળ વાદવિવાદ ચાલ્યો તણે પોતાની જાતિનો પક્ષ લઇને પોતાના પતિને ખૂબ હફાવ્યા.

તેની દલીલ સાંભળી લીધા પછી નેપોલિયને મધુર, મૃદુ હાસ્ય કરીને કહ્યું, "પ્રિયે! શું બધી સ્ત્રીઓ તારા જેવી છે? તારી સાથે કોઈ પણ સ્ત્રીની સરખામણી કરી શકાય એમ નથી." આ શબ્દોથી તેમના વિવાદનો અંત આવ્યો

વાચકોને મૅડમ ડી સ્ટીલનું નામ તો યાદ હશે તેણે એક દિવસ નેપોલિયનને કહ્યું કે "લોકો કહે છે કે તમે સ્ત્રીજાતિના પક્ષપાતી નથી" નેપોલિયને નરતજ ટૂંકા વાકય બોલવાની પોતાની ઢબ પ્રમાણે જવાબ આપ્યો કે "મારી સ્ત્રી તરફ મને અત્યંત પ્રેમ છે" તે વારંવાર કહેતો કે "પવિત્ર આચરણવાળી સ્ત્રીનો સહવાસ પુરુષની મનોવૃત્તિને પવિત્ર બનાવે છે" વળી એક પ્રસંગે તેણે કહ્યું હતું કે "મને સ્ત્રીસુખ સંબંધી વિચાર કરવાનો અવકાશજ નથી, અને એ દિશા તરફ વળવાથી માણસ ઉચ્ચ સ્થાન તેમજ યશ મેળવી શકતા નથી. મારા જીવનનો માર્ગ મે આગળથીજ નિર્માણ કરી રાખ્યો છે જગતની અપ્સરા જેવી મોહક કાન્તિવાળી રમણીઓ મારી પાસે આવે—અને અત્ર પણ (મિલન શહેરમાં) તેવી સુંદરીઓના અભાવ નથી—તોપણ તેઓ મને મારા સુદૃઢ કરેલા નિશ્ચયમાંથી તલમાત્ર વિચલિત કરી શકે નહિ"

નેપોલિયનના હાથ નીચે આ વખતે અથાગ દોલત હતી તોપણ તેની ખાનગી જિંદગી ઘણીજ સાદી અને ઘણીજ ઓછી ખર્ચાળ હતી. તેના તાબાના બીજા સેનાપતિઓ વિલાસરંગમાં મગ્ન રહેતા હતા ત્યારે તેમનો સેનાધિપતિ નેપોલિયન પોતાની સ્ત્રી સાથે ઘણીજ કરકસરથી રહેતો હતો તેના અનેકગણા કામમાંથી જો તે જરા પણ વિશ્રાન્તિ કે વિનોદ મેળવતો હોય તો તે માત્ર જોસેફાઈનની સાથે એકાદ કલાક નિર્દોષ આનંદમાં પસાર કરીનેજ મેળવતા લશ્કરને જ્યારે એક સ્થાનેથી બીજે સ્થાને જવું પડતું ત્યારે જોસેફાઈન પણ પોતાના પતિની સાથેને સાથેજ જતી માત્ર લડાઈને પ્રસંગે તેને કોઈ સલામત જગ્યાએ મોકલી પડતી

આ વખતે નેપોલિયનનો દેખાવ ઘણોજ નિસ્તેજ બની ગયો હતો તેના ગાલમાં ખાડા પડયા હતા અને શરીરમાં માત્ર હાડકાજ બાકી રહ્યા હતા ફક્ત તેની તેજસ્વી આંખજ તેના હૃદયમાં છુપાયલી અગાધ શક્તિની સાક્ષી પૂરતી હતી

હવે ૧૭૯૭ ના જાન્યુઆરી માસની બારમી તારીખ આવી પહોંચી ઠંડી સખ્ત હતી અને ઠંડા પવનના સુસવાટ જોસભેર વાતા હતા, પર્વતોના શિખર સફેદ બરફથી ઢંકાઈ ગયા હતા, અને નદીઓના પ્રવાહમાં મોટા મોટા ગચીઆ જોસબંધ તણાયા જતા હતા એવામાં સાંજે નેપોલિયનની છાવણીમાં એક સ્વારે ભારને ઘોડે આવીને સમાચાર આપ્યા કે આસ્ટ્રિયન સૈન્ય રિવોલીના મેદાનમાં એકઠું થયું છે તેજ પળે બીજો સ્વાર સમાચાર લાવ્યો કે દુસ્મનના લશ્કરનો એક બીજો વિભાગ મંડુઆ

તરફ ઝડપબધ ધસી આવે છે હવે શુ કરવુ તે અઘરો સવાલ થઇ પડયો. જો એ બેઉ લશ્કરોને ભેગાં થવા જેટલો વખત મળે અને મ ટુઆમા રહેલું સૈન્ય તેના ઉપર બીજી બાજુએથી હલ્લો કરે, તો તેના સૈન્યમાથી એક પણ માણસ ભાગ્યેજ જીવતો ફ્રાન્સ જવા પામે એવી સ્થિતિ આવી પડી. જો તે રિવોલીવાળા સૈન્ય ઉપર હુમલો કરવા જાય તો પેલુ સૈન્ય મ ટુઆ પહોચી જાય અને તેથી કરીને તે શહેરને કબજે કરવાનો બધો પરિશ્રમ ધૂળધાણી જાય, પરતુ શુ કરવુ તેનો વિચાર કરવામા નેપો- લિયને એક મિનિટ પણ ગુમાવી નહિ. તેને માટે માત્ર એકજ માર્ગ હતો આસ્ટ્રિ- યનો કહેતા કે " ફ્રેન્ચો કુચ કરતા નથી પણ ઉડે છે ' વાવાઝોડાની ત્વરાથી તે પોતાના ત્રીસ હજાર માણસો સાથે દોડયો અને નહિ માની શકાય તેટલા વખતમા તો શત્રુની છાવણી પાસે આવેલા, બરફથી ઢકાયલા પર્વતોના શિખરો ઉપર જઇ પહોચ્યો ત્યાં રહીને તેણે જોયુ તો શત્રુની છાવણી માઈલના માઇલ સુધી પથરાઈ ગઈ હતી તેણે તીક્ષ્ણ નજરથી ગણત્રી કરી લીધી કે તેમની સખ્યા ૫૦ હજારની હોવી જોઇએ. વળી તેણે બીજુ પણ જોઈ લીધુ કે તેમની તોપો હજી આવી પહોચી નથી, તેથી તેણે વગર વિલબે હુમલો કરવાનો નિશ્ચય કર્યો

સવારના ચાર વાગે નેપોલિયનની તોપોના ધડાકાથી આસ્ટ્રિયન લશ્કર ઉંઘમાંથી એબાકળુ જાગી ઉઠયુ આહા ! રિવોલીનો રણસગ્રામ ! આખો દિવસ બેઉ પક્ષે ભયકર કતલ ચલાવી. કોઇ વાર ફ્રેન્ચો હઠતા તો કોઇ વાર આસ્ટ્રિયનો હઠતા જય અને પરાજયનો ભરતી ઓટ નેપોલિયન પોતાના સ્વભાવસિદ્ધ શાત, ક્ષોભરહિત ચિત્તથી જોતો હતો પણ આખરે આ યુદ્ધમા તેનુ બુદ્ધિબળ ફાવ્યુ અને રાત પડતા શત્રુઓ અવ્યવસ્થિતપણે ચારે દિશાએ નાસતા જણાયા ફ્રેન્ચોની તોપોએ તેમનો કચ્ચરઘાણ વાળી નાખ્યો અને માઇલના માઇલ સુધી આખા મેદાન ઉપર તેમના મુડદા રઝળતા થઇ ગયા નેપોલિયન કહે છે કે " આસ્ટ્રિયનોની વ્યૂહરચના ભૂલ વગરની હતી પણ તેમનો **પરાજય થવાનુ** કારણ એજ હતુ કે **તેમને મિનિટે મિનિટનો સદુપયોગ કરતાં આવડયો નહિ** "

**આ યુદ્ધમાં નેપોલિયનના ત્રણ ઘોડા હણાયા અને ત્રણવાર તે મરતો મરતો બચ્યો, તોપણ તેણે પોતાના જાનની દરકાર કરી નહિ** ભયકરમાં ભયકર જગ્યાએ શત્રુઓના ગોળાઓના વરસાદ વચ્ચે ઉભા રહીને તે પોતાના યોદ્ધાઓને શૂર ચડાવતો ગયો એકવાર તો તેનુ સૈન્ય શત્રુઓથી ચારે દિશાએ ઘેરાઈ ગયુ હવે શત્રુની સજ્જડ સજડી હારને ભેદીને નાસવાનો પણ માર્ગ રહ્યો નહિ આવે અણીને વખતે તેની સ્વભાવસિદ્ધ સમયસૂચકતા કામ આવી તેણે તરતજ સુલે- હનો સફેદ વાવટો શત્રુનો સેનાપતિ જોઇ શકે તેમ બતાવી દીધો, અને તેને કહે- વડાવ્યુ કે મને હમણાજ પારિસથી અગત્યના હુકમો મળેલા છે તેને અંગે આપણી

વચ્ચે અડધો કલાક વાતચીત થવાની જરૂર છે, માટે તેટલો વખત યુદ્ધ થોભાવવું જોઈએ આલ્વિન્ઝિ આ જાળમાં સપડાયો તોપના ધડાકા બધ થયા અને યોદ્ધાઓ બદુકોને ટેકો દઇને થાક ખાતા ઉભા નેપોલિયનનો સેનાપતિ 'જૂનો' શત્રુની છાવણીમાં ગયો અને શત્રુ કબૂલ રાખે નહિ એવી સરતો બતાવીને ગઝઝક કરવામાં અડધો કલાક કહાડી નાખ્યો નેપોલિયને તે દરમ્યાન પોતાના સૈન્યને નવી આકૃતિમાં ગોઠવી દીધુ અને પછી જે સગ્રામ શરૂ થયો તેમા આસ્ટ્રિયનોથી ટકાયુ નહિ અને તેઓ રણક્ષેત્ર છોડી નાસવા લાગ્યા

શત્રુઓ નાઠા ત્યાર પછીનો રણક્ષેત્રનો દેખાવ અત્યત ભયાનક થઈ પડયો પાયદળ, ઘોડેસ્વાર, તોપો, સામાનના ગાડા બધાનો ગોટાળો થઇ ગયો સાકડા રસ્તામાં નાસવાનો માર્ગ રહ્યો નહિ, અને પાછળથી ફ્રેન્ચોની તોપોના ગોળા આવી આવીને માણસોના ટોળામા મોટા મોટા બાકોરા પાડવા લાગ્યા જાણે કોઇ જ્વાળામુખી ફાટયો હોય અને તેના મુખમાથી પત્થર અને અગારા ચારે તરફ ઉડે તેમ આસ્ટ્રિયનોના શરીરના ટુકડા ચારે તરફ ઉડવા લાગ્યા ચારે દિશાએ પ્રલય થઈ રહ્યો

તોપણ હજી નેપોલિયનને આરામ લેવાનો વખત ન હતો વીસ હજાર આસ્ટ્રિયનો મટુઆ તરફ દોડતા હતા તેમની પાસે અનાજ અને યુદ્ધસામગ્રીનો પુષ્કળ ભડાર હતો જો તેઓ મટુઆમા દાખલ થવા પામે તો તેની બધી મહેનત બરબાદ જાય એ નક્કી હતુ તેણે ગઈ રાત્રે આખી રાત ઝડપથી કુચ કરી હતી, અને આખો દિવસ દારુણ યુદ્ધ કર્યું હતુ તેથી તેણે પોતાના થાકેલા સૈન્યને થોડાક કલાકનો આરામ લેવા દીધો પણ પોતે એક પળ વારનો પણ આરામ લીધો નહિ. હજી તેના સૈન્યને માથે ભયનુ વાદળ ઝઝુમતુ હતુ તેનામા ચિંતા એટલી બધી તીવ્ર હતી કે જ્યારે બધા ઉઘવા પડયા હતા ત્યારે પોતે ઉડા વિચારમા નિમગ્ન થઇને આટા મારતો હતો

મધ્ય રાત પછી તરતજ ફ્રેન્ચો ઉપડયા અને બાકીની આખી રાત અને પછીનો આખો દિવસ દડમજલ કરતા સાજ પહેલા મટુઆની નજીક આવી લાગ્યા મટુઆની દિવાલો ઉપરથી ફૂટતી તોપોના ધડાકા તેમણે દૂરથી સાભળ્યા નેપોલિયનના ત્યાના નાનકડા સૈન્ય ઉપર બેઉ બાજુએથી હુમલો થઇ ચૂકયો હતો નેપોલિયનને ત્યા આવતા એકજ કલાકનો વિલબ થયો હોત તો આસ્ટ્રિયનો મટુઆમા દાખલ થઇ જાત, પણ વિજળીની ત્વરાથી તે આવી પહોંચ્યો વટોળીઆના ઝપાટાની સામે ખલા ઉડી જાય તેમ તાલીમબાજ ફ્રેન્ચોએ બિનકવાયતી આસ્ટ્રિયનોને ઉડાવી દીધા અને વર્મસરને પાછુ કિલ્લામા ભરાઇ જવુ પડયુ આ પ્રમાણે આસ્ટ્રિયાના પાંચમા લશ્કરની મિટ્ટી દાણાદાણા થઇ ગઇ, અને સંકટનુ ભયસૂચક વાદળ જે તેની આસપાસ ઘેરાયુ હતુ તેને નેપોલિયને ત્રણ દિવસમા વિખેરી નાખ્યુ.

ફ્રેન્ચો હવે મિન્ત ફરીફ થઇને મટુઆની સામે ઉભા રહ્યા આવી ફતેહના સમાચાર સાંભળીને જગત્ આશ્ચર્યમુગ્ધ થઇ ગયુ, અને હજી પણ યુદ્ધકળાના નિપુણ સેનાપતિઓ કહે છે કે આવા ઝળકતાં પરાક્રમ નેપોલિયન સિવાય બીજા કોઇ પણ વીર પુરુષે કર્યાં હોય એવુ આખા જગત્‌નાં યુદ્ધોની તવારીખ જોતા માલૂમ પડતુ નથી.

હવે નાઇલાજે વર્મસરને નેપોલિયનને શરણે આવવાની જરૂર પડી તેણે પોતાના એક દૂતને ફ્રેન્ચોની છાવણીમાં મોકલ્યો નેપોલિયને દયા અને ઉદારતાભરેલી સરતે સલાહ કરવાનુ વચન આપ્યુ અને વૃદ્ધ સેનાપતિ વર્મસરના મનમા ઓછુ ન આવે અને તેના દરજ્જાને હલકુ ન લાગે તે માટે ૨૦૦ સ્વાર, ૫૦૦ પાયદળ અને છ તોપો સાથે જવાની રજા આપી, અને કહ્યુ કે તે આજે મટુઆ છોડે કે મહિના પછી છોડે પણ આના કરતા વધારે કઠોર અથવા વધારે ઉદાર સરતો હુ કરનાર નથી વર્મસરે પોતે આવી ઉદાર સરતોની વકી રાખી ન હતી તેથી તે નેપોલિયનની ઉદારતા જોઇને ચકિત થઇ ગયો અને નેપોલિયનને ઝેર દઇને મારી નાખવા માટે પોપ મહારાજે જે કાવત્રુ રચ્યુ હતુ તે સબંધી તેને ચેતવણી આપીને તેણે આ ઉપકારનો બદલો વાળ્યો

બીજેજ દહાડે સવારમા મટુઆનો કિલ્લો નેપોલિયનને સ્વાધીન કરી દેવામાં આવ્યો, અને આસ્ટ્રિયન સેનાપતિ કિલ્લામાથી બહાર નીકળ્યો ઘણા સમયના ઘેરાને લીધે દુખળ થએલા આસ્ટ્રિયનો શરમને લીધે નીચુ માથુ કરીને ફ્રેન્ચ સેનાપતિના પગ આગળ પોતાના હથિયાર મૂકતા ગયા પણ આ વખતે નેપોલિયન પોતે ત્યા ન હતો વર્મસરની તલવાર લેવાનો તેનો હક્ક હતો પણ પોતાના દુશ્મનોની નામોશી જોવી એ તેના ઉદાર દિલને પસદ ન હતુ આસ્ટ્રિયનોએ તેની સાથે અનેક જીત શત્રુને મનાવ્યુ હતુ તોપણ તેમની નઇરા જોવા હાજર રહેવુ એ તેને કેઇક હલકુ લાગતુ હતુ, અને તે ઉપરાત વયોવૃદ્ધ વર્મસરને મસ્તક નમાવીને પોતાની તલવાર શત્રુના હાથમા મૂકવી પડે અને તેમ કરતા તેના હૃદયને જે દુખ થાય તે જોવુ એ તો તેનાથી બને તેવુજ ન હતુ એ માટેજ તે પોતે ત્યાથી દૂર જતો રહ્યો હતો આવી અપૂર્વ ઉદારતાને લીધે નેપોલિયનના શત્રુઓ પણ તેને ધન્યવાદ આપવા લાગ્યા

હજી પણ આસ્ટ્રિયાનો પાદશાહ ફ્રાન્સ સાથે સુલેહ કરવા નાગજ હતો નેપોલિયને તેના પાચ પાચ સૈન્યોનો ઘાણ કહાડી નાખ્યો, મટુઆનો અભેદ્ય કિલ્લો જીતી લીધો અને આખા ઇટાલિમા ફ્રાન્સની ત્રિરંગી ધ્વજા ઉડવા લાગી, તોપણ હજી ફ્રાન્સ સાથે યુદ્ધ કરવાનો તેનો સકલ્પ ડગ્યો નહિ હજી પણ ફ્રાન્સના ઉછરતા પ્રજાસત્તાક રાજ્યને કચરી નાખવાને તે ફરીથી પ્રયત્ન કરવાની તૈયારી કરતો હતો.

નેપોલિયનને દિગ્વિજય કરવો ન હતો તેમ યશની પણ સ્પૃહા ન હતી ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો વિનાશ કરવાને તત્પર થએલા યુરોપના રાજાઓના આક્રમણમાંથી પોતાના દેશનું રક્ષણ કરવાનોજ માત્ર તેનો ઉદ્દેશ હતો, પરંતુ શત્રુરાજ્યોનો ગર્વ ચૂર્ણ થયા સિવાય તેઓ ફ્રાન્સના નવા રાજ્યબંધારણને કબૂલ કરી તેની સાથે સલાહ કરે એ આશાજ વ્યર્થ હતી નેપોલિયનની જ્યારે પૂર્ણ ખાત્રી થઇ કે આસ્ટ્રિયાનો પાદશાહ ક્યા તરફનું પોતાનું વેર ઓછું કરતો નથી ત્યારે તેણે દૃઢ સંકલ્પ કર્યો કે હવે તો આપણેજ આસ્ટ્રિયા ઉપર ચડાઇ કરવી અને વિયેના સર કરીને ત્યાંના રાજમહેલમાજ ગર્વિષ્ટ આસ્ટ્રિયન નૃપતિને ફ્રાન્સ સાથે સલાહ કરવાની ફરજ પાડવી આ સંગ્રામના આરંભમા નેપોલિયને આવું બનવાની વકી રાખી ન હતી પણ સંજોગોએ અથવા તો તેના કહેવા પ્રમાણે કિસ્મતે તેને માટે આ માર્ગ ખુલ્લો કર્યો

પરંતુ પોપ મહારાજે પણ ચાળીસ હજાર માણસોનું સૈન્ય એકઠું કર્યું હતું અને નેપોલિયન આસ્ટ્રિયા તરફ કુચ કરે તો તેના સૈન્યના પાછલા ભાગ ઉપર આક્રમણ કરવાની તક જોયા કરતો હતો તેથી નેપોલિયન પ્રથમ તેના તરફજ વળ્યો પોપની રૈયતને જાહેરનામાદ્વારા તેણે જણાવી દીધું કે અમે તમારા ધર્મને જરા પણ અપમાન પહોંચાડીશું નહિ અમારા એક હાથમા તલવાર છે પણ બીજા હાથમા સુલેહનું ચિન્હ ઑલિવ ઝાડની શાખા છે નેપોલિયન માત્ર આઠ હજાર માણસો સાથે પોપના રાજ્યમા દાખલ થયો પોપનું સૈન્ય તેની સામે ટકી શક્યું નહિ નેપોલિયન જે શહેરમા ગયો ત્યાંના ધર્મગુરુઓ તરફ તેણે એવી દયાળુ વર્તણુક ચલાવી કે તમામ રૈયત તેને ચહાવા લાગી ફ્રાન્સના પણ ઘણા ધર્મગુરુઓ નાસીને અહિં આવ્યા હતા અને ભૂખે મરતા હતા તેમના નિર્વાહ માટે પણ તેણે વ્યવસ્થા કરી પોપ તેને શરણે આવ્યો અને નેપોલિયને પોતાની ઉપરી સરકારની મરજી વિરુદ્ધ પોપ સાથે સુલેહ કરી તે જ્યારે હારેલા શત્રુ સાથે સલાહ કરતો ત્યારે માત્ર એટલીજ શરત કરતો કે તમારે અમારા પ્રજાસત્તાક રાજ્યને ઉપદ્રવ કરવો નહિ આવી ઉદાર શરતો જોઇને પોપ પોતે પણ ચકિત થઇ ગયો જેઓ રોમન કેથોલિક ખ્રિસ્તી ન હતા તેમની સામે પોપ મહારાજ ઘણાજ કઠોર કાયદાઓ અને શિક્ષા-ઉપયોગ કરતા હતા નેપોલિયને તે રદ કરવાની પ્રાર્થના કરી તેણે પોપ સાથે ઘણીજ માનભરેલી વર્તણુક રાખી હતી અને સલાહની શરતો ઘડતા પણ ઘણીજ ઉદારતા બતાવી હતી, તોપણ તેના નામને કલંકિત કરવાને તેના શત્રુઓએ ઘણીજ બદનક્ષી ભરેલી પત્રિકાઓ છપાવીને આખા યુરોપમા ફેલાવી દીધી યુરોપની કેથોલિક પ્રજાને તેની સામે ઉશ્કેરવાના હેતુથી એમાં એવું લખાણ પ્રકટ કર્યું હતું કે તેણે પૂજ્ય પોપ મહારાજના સફેદ વાળ પકડીને તેમને આખા ઓરડામા આમ તેમ

ધમકાવ્યા હતા એવું એક લખાણ નેપોલિયનના વાંચવામાં આવ્યું હતું તેમાં તેને મહાપાતકી વ્યભિચારી, લોહીનો તરસ્યો રાક્ષસ જેવો ચીતર્યો હતો એ વાંચીને તે પુષ્કળ હસ્યો, તે ઉપરથી એક માણસને ઘણી નવાઈ લાગી તેને તેણે જવાબ આપ્યો કે –

" આપણા સાચા દોષ કોઈ પ્રકટ કરે તોજ આપણને રીસ ચડે આખું જગત્ જાણે છે કે * વિષયવાસના તરફ કુદરતીરીતે મારૂં વલણ છેજ નહિ, અને વળી હું એટલો કામકાજમાં ગૂંથાયલો રહું છું કે એવા દુર્ગુણનો વિચાર કરવા જેટલી મને ફુરસદ પણ નથી, તોપણ આ લખાણમાં જે વાતો લખી છે તેને સાચી માનનારા લોકો દુનિયામાં નથી એમ નથી પણ આપણે કરીએ શું ? કોઈના મગજમાં એવોજ તરંગ આવે કે મારે આખે શરીરે વાળ ઉગ્યા અને હાથે પગે વરૂના જેવા નખ ઉગ્યા અને એવી વાત તે છપાવે તો તેને પણ સાચી માનનારા લોકો નીકળી આવે પણ તેમાં આપણે કરીએ શું ? એવી બાબતોનો પ્રતિકાર થઈ શકેજ નહિ "



* તે વ્યભિચારી હતો અને તેની છાવણીમાં સંખ્યાબંધ સુંદરીઓ રાખતો હતો એવો મિથ્યા આરોપ તેના ઉપર મૂકવામાં આવ્યો હતો. ભા૦ ક૦



# प्रकरण १० मुं

## આસ્ટ્રિયા ઉપર ચડાઇ અને સંધિ ૧૭૯૭




ટુઆ પ્રાચીન સમયના જગવિખ્યાત કવિ વર્જિલની જન્મભૂમિ હતી, પણ સૈકાના સૈકાં થયા દોલત અને વિષય વાસનામા મશગૂલ થએલી ઇટાલિની પ્રજાને તેમજ તેમના ઉપર રાજ્ય કરનાર આસ્ટ્રિયનોને આ મહાન કવિનુ વિસ્મરણ થઇ ગયુ હતુ, અને શહેરમા તેને માટે એક પણ સ્મારકચિન્હ ઉભુ કરવામા આવ્યુ ન હતુ નેપોલિયનને રણસગ્રામ કરતાં સુલેહના સમયમા ખીલી નીકળતી કળાને માટે ઘણુ માન હતુ તેથી આ યુદ્ધના ભયાનક કોલાહલ અને ઉપાધિઓ છતા, તેનો વિનાશ કરવાની બાજી ચારે તરફ ગોઠવાયલી છતા તેણે વર્જિલની યદગીરી જાળવી રાખવાને એક ભવ્ય રોઝે ચણાવવાની અને તે કવિવરના માનમાં એક જાહેર ઉત્સવ પળાવવાની યોજના કરી તેમ કરવાનો તેનો હેતુ એટલોજ હતો કે નિસત્ત્વ થએલી ઇટાલિયન પ્રજા પોતાના પ્રતાપી પૂર્વજોનુ અનુકરણ કરવા પ્રેરાય તેણે જે જે દેશ જીત્યા ત્યાના સાહિત્યની, કલાની, વ્યાપારની અને ઉદ્યોગની ખીલવણીમાટે તાબડતોબ ઉપાયો લીધા હતા એથી કરીને નેપોલિયન દેશો જીતનારજ નહિ પણ જીતાયલા દેશોનુ કલ્યાણ સાધનાર ફિરસ્તો હતો

પછી તેણે વિયેના ઉપર ચડાઈ કરવાની તૈયારી કરવા માંડી આ કાર્ય કાંઇ જેવુ તેવુ નહોતુ આસ્ટ્રિયાની કુલ વસ્તી બે કરોડ માણસોની હતી અને તેની પાસ માત્ર પચાસ હજાર માણસોનુ સૈન્ય હતુ વળી આસ્ટ્રિયન પ્રજા લડાયક, પરાક્રમી અને પ્રતિષ્ઠિત હતી વિયેના શહેરના રક્ષણ માટે અભેદ્ય કિલ્લો બાંધવામાં આવ્યો હતો. સૈકાના સૈકા થયા અનેક રાજાઓએ પરિશ્રમ લઇને તેને એવો મજબૂત બનાવ્યો હતો કે રાણી મેરિયા થેરેસાએ બળવાન તુર્કસેનાને પણ તેની દિવાલ આગળથી નામોશી સાથે પાછી હટાવી હતી

દશ હજાર સિપાઇઓની ફોજને નેપોલિયને ઇટાલિના બદોબસ્ત માટે રહેવા

દીધી અને બાકીના ચાળીશ હજાર યોદ્ધાઓ સાથે તે આગળ વધ્યો કુચ કરતી વખતે તેણે પોતાના સૈન્યમા નીચે પ્રમાણે વીરરસથી ભરપૂર જાહેરનામુ પ્રકટ કર્યું અને તેના પડઘા રણશિગડાના તીવ્ર નિનાદની માફક આખા યૂરોપમા સભળાઇ ત્યાંના તમામ રાજાઓના હૃદય ધડકવા લાગ્યા

"યોદ્ધાઓ ! થોડાજ વખત પર પૂરાં થએલા યુદ્ધોમા અમૂલ્ય કીર્તિ મેળવી છે તમે ૧૪ સગ્રામોમા અને બીજા નાનામોટા મળીને ૭૦ યુદ્ધોમા વિજયી થયા છો, તમે એક લાખ કરતા વધારે શત્રુઓને કેદ પકડયા છે, શત્રુની સ ' જા મોટી અને પાચસો નાની તોપો તમે જીતી લાગ્યા છો આ આખા વિગ્રહનો તમામ ખર્ચ તમે પોતે પ્રાપ્ત કર્યો છે એટલુજ નહિ પણ તમે તમારા દેશની તિજોરીમા ૬૦ લાખ ડૉલર મોકલી શકયા છો ઇટાલિના સુપ્રસિદ્ધ ચિત્રકારો અને શિલ્પીઓએ ગયા ત્રણ હજાર વર્ષ થયાં અકિત કરેલા ભવ્ય અને ઉત્તમોત્તમ ચિત્રો અને મૂર્તિઓમાથી ત્રણસે ચિત્રો અને મૂર્તિઓ તમે તમારા પાટનગર પારિસને શણગારવા મોકલી દીધા છે તમે યૂરોપનો સાથી સારામા સારો પ્રદેશ જીતી લીધો છે મહા વીર સિકદરની લીલાભૂમિ માસિડાનિયાની સામેના અડ્રિયાટિક ઉપસાગરને કાઠે તમારાજ પ્રતાપથી આજે ફ્રાન્સની ત્રિરગી ધ્વજા સાથી પહેલીવાર ઉડતી જોવામા આવી છે, પરતુ હજી આના કરતા પણ વિશેષ યશોન્નતિ તમારા પ્રારબ્ધમા નિર્માણ થએલી છે મને વિશ્વાસ છે કે તમે તેને માટે નાલાયક નિવડશો નહિ આપના ઉછરતા પ્રજાસત્તાક રાજ્યને નિર્મૂળ કરવા જે જે રાજાઓ એકત્ર થયા હતા તેમાથી હવે આપણી સામે એકલો આસ્ટ્રિયાનો રાજાજ બાકી રહ્યો છે આપણી સાથે સલાહ કરવાની તેને ફરજ પાડવા માટે હવે આપણે તેના રાજ્યના છેક અદરના ભાગમા દાખલ થયા સિવાય છૂટકો નથી ત્યા તમે એક બહાદુર પ્રજાને જોવા પામશો તેમના ધર્મને, તેમના રીતરિવાજોને તમે માન આપજો અને તેમના જાન માલને પવિત્ર ગણીને તેમને હાથ લગાડતા નહિ બહાદુર હગેરિયન પ્રજાને સ્વતત્રતા આપનાર તમે જાઓ છો તે બરોબર યાદ રાખજો "

આસ્ટ્રિયાના પાદશાહે પોતાના ભાઇ આર્ચડયૂક ચાર્લ્સને હવે સેનાપતિ નીમ્યા હતો તેને માટે તેનો ઉદાર દિલનો અને મહાનુભાવ પ્રતિસ્પર્ધી નેપોલિયન જે ઉદ્ગાર કહાડે છે તે જોતા તે ઘણીજ ઉચી કોટિનો અને નિષ્કલક અત્રિનો ... માર હતો એમ જણાઇ આવે છે તેણે અત્યાર આગમચ રાઇન નદીને કિનારે થએલા યુદ્ધોમા સારી નામના મેળવી હતી ૫૦ હજાર સિપાઇઓની ફોજ તેને આપવામાં આવી હતી અને તેને મદદ કરવા માટે બીજા ૪૦ હજાર સિપાઇઓ તેના તરફ પ્રયાણ કરવા લાગ્યા હતા યૂરોપમાં હવે સર્વને ખાત્રી હતી કે વિજયથી છકી ગએલો નેપોલિયન આસ્ટ્રિયામા નહિ પણ મૃત્યુનાજ મુખમા ધસ્યો જાય છે પણ

ઘણોજ વિચાર કરીને, શત્રુપક્ષ તેની સામે કેવા કેવા સંજોગો ઉત્પન્ન કરશે, તેમના સૈન્ય ક્યાં ક્યાં એકઠાં થશે તે સર્વનો પરનો વિચાર કરીને નેપોલિયને પોતાનો કાર્યક્રમ ઘડી કહાડ્યો હતો એક બાજુએ વીરશિરોમણિ નેપોલિયન અને બીજી બાજુએ મહાવીર ચાર્લ્સના યુદ્ધનું પરિણામ જોવા માટે આખો યુરોપ ઉત્સુક બની રહ્યો હતો

હજી શિયાળાનો અમલ ઉતર્યો ન હતો આલ્પ્સ પર્વતના શિખર હજી બરફથી ઢંકાયલાંજ હતાં ઠંડા પવનનાં તોફાન હજી ચાલુજ હતા આથી કરીને સર્વને ખાત્રી હતી કે વસંતઋતુ બેસતા પહેલા નેપોલિયન પ્રયાણ કરશે નહિ પણ તે ઘણોજ વિલક્ષણ પ્રકૃતિનો માણસ હતો ઠંડા પવનનાં તોફાન જોસભેર ચાલતા હતા, વરસાદ મુસળધારે વરસતો હતો અને ગની પશુઓની પણ બહાર નીકળવાની હિંમત ચાલતી ન હતી, તેવે વખતે નેપોલિયને પોતાના સૈન્યને કુચ કરવાની આજ્ઞા આપી થોડેક દૂર ચાલ્યા પછી તેના જોવામાં આવ્યું કે એક અત્યંત વેગવતી વિશાળ નદી ગર્વોન્મત્તપણે તેના માર્ગમાં અટકાવ કરતી વહેતી હતી તેની સામે આસ્ટ્રિયન સેના સજ્જ થઇને તેના આવવાની રાહ જોતી ઉભી હતી તેમની અસંખ્ય તોપો એવી ચતુરાઇથી ગોઠવી હતી કે તેમાથી છુટતા ગોળા નદીના પ્રવાહ ઉપર બધે ઠેકાણે પડી શકે પાયદળની હારની હાર સૂર્યના તેજથી ઝગઝગ મારતી સંગીન હાથમાં લઇને નદી ઓળંગવાનું સાહસ કરનાર શત્રુને ગોળીઓના વરસાદથી વધાવી લેવાને સજ્જ થઇને ઉભી હતી તેની બેઉ બાજુએ અસંખ્યાબંધ ઘોડેસ્વારો હણહણાટ અને થનથનાટ કરતા ઘોડાઓ ઉપર સ્વાર થઇને શત્રુ ઉપર ધસંગે કરવાને સેનાપતિની આજ્ઞાની રાહ જોતા ઉભા હતા

આ બાજુએ ફ્રેન્ચ સૈન્ય કાદવથી ભરેલા રસ્તાઓ અને પર્વતોની સાંકડી નાળોમાંથી મજલ કરતુ આવ્યું હતુ જ્યારે તેઓ નદીકિનારે આવી પહોચ્યા ત્યારે તોફાન શમી ગયુ હતુ અને સ્વચ્છ ભૂરા આકાશમાં સૂર્ય પ્રકાશી રહ્યો હતો તેમના પોશાક ફાટેલા, કાદવથી ખરડાયલા અને વરસાદથી ભીંજાયલા હતા વેગબંધ વહેતી નદી, દારૂગોળાથી ભરેલી તોપોની હાર, શત્રુના થનથનાટ કરતા પાણીદાર અને પુષ્ટ ઘોડાઓ અને મજબૂત ખાઇઓમાં ગોઠવાયલું પાયદળ જોઇને નેપોલિયને તરતને માટે નદી ઓળંગવાનો વિચાર માંડી વાળ્યો, અને શત્રુની તોપના ગોળા ન પહોચે એટલે દૂર જઇને સિપાઇઓને ખોરાક કરીને જમી લેવાની રજા આપી

થાકેલા સિપાઇઓ ખુશખુશ થઇ ગયા લશ્કરી છાવણીને બદલે ઉજાણીનો દેખાવ થઇ રહ્યો કેટલાક પોતાના હથિયાર બાજુએ મૂકીને લીલી હરિયાળી જમીન ઉપર આનંદથી આળોટવા લાગ્યા કેટલાક ચૂલા સળગાવીને ખોરાક કરવા મંડી ગયા એક પળવારમાં ફ્રેન્ચ સેનાએ સંહારક સ્વરૂપનો ત્યાગ કરીને શાંત ભાવ ધારણ કર્યો. જલકણથી શીતળ થએલા વાયુની લહરીઓના સ્પર્શથી તેમનો થાક ઉતરી ગયો

આર્ચડયૂક ચાર્લ્સ એમ સમજ્યો કે નેપોલિયનનુ સૈન્ય થોડો વખત આરામ લીધા પછી નદી ઓળગવાની તૈયારી કરશે તેથી તેણે પણ પોતાના લસ્કરને ખાઇ પીને તાજા થવાની રજા આપી આથી કરીને આસ્ટ્રિયન સૈન્ય વ્યૂહરચનાનો ભગ કરીને નદીથી થોડે દૂર આવેલી પોતાની છાવણીમા ગયુ. થોડીજ વારમા નેપોલિયનની રણુ તુરીનો અવાજ સભળાયો ફ્રેન્ચ લસ્કરને તો આજ્ઞા મળતાની સાથેજ ઝટપટ તૈયાર થવાનો અભ્યાસ પડી ગયો હતો તેઓ એક ક્ષણુવારમા હથિયાર લઇને હારબધ નદીમા કૂદી પડયા અને આસ્ટ્રિયન સેના સાવધાન થાય ત્યાર પહેલાં તો અડધી નદી ઓળગી ગયા હવે તેમને કિનારા ઉપર પગ મૂકતા અટકાવવાનુ કામ આસ્ટ્રિયનોનુ હતું બેઉ પક્ષ વચ્ચે ઘોર સગ્રામ શરૂ થયો પરિણામે નેપોલિયન જીત્યો અને તેનુ સૈન્ય સામે કિનારે જઇ પહોચ્યુ આસ્ટ્રિયનો ગભરાટમા પડી ગયા અને અવ્યવસ્થિતપણે ચારે દિશાએ નાસવા લાગ્યા તેમનામાના હજારો યોદ્ધાનાં શબ નદીકાઠે રઝળતા થઇ ગયા નેપોલિયને તેમની પૂઠ લીધી રસ્તામા જ્યા જ્યાં કિલ્લો આવે અથવા પર્વતની સાકડી નાળ કે નદી આવે ત્યા ત્યાં તેઓ નેપોલિયનના સૈન્યને અટકાવવાનો મહાભારત યત્ન કરતા પણ દરેક સગ્રામમા પરાજય પામીને તથા અનેક યોદ્ધાઓનુ બલિદાન આપીને દિવસે દિવસે ક્ષીણુ થતા તેઓ પાછા અને પાછાજ હઠતા ગયા. આમ છતા નેપોલિયન રાક્ષસી ઝડપથી તેમને પકડી ક્હાડતો અને તેમના દળને નાશકારક ગોળાઓના મારથી છિન્નભિન્ન કરી નાખતો એમ કરતાં કરતા તેઓ પર્વતની તળેટીસુધી આવી પહોચ્યા ત્યાથી પાછા હઠીને તેઓ સીધી ટેકરીઓ ઉપર ચડયા આખરે બેઉ સૈન્ય સનાતનકાળથી બરફ વડે ઢકાયલા આલ્પ્સ પર્વતના શિખર ઉપર એકઠા થયા આ ઠેકાણે નાસતી આસ્ટ્રિયન સેના હિમત પકડીને દુશ્મનો સામે યુદ્ધ કરવાને તૈયાર થઇને ઉભી રહી આ સ્થાન તેમને માટે અનુકૂળ હતુ આસપાસ ઘણે દૂર સુધી બરફથી ઢકાયલો પર્વતનો પ્રદેશ ફેલાયલો હતો અને તેના સીધા લપસણા ટેકરાઓ ઉપર ફ્રેન્ચ સ્વારોથી ચડાય એવુ નહોતું અહિ આસ્ટ્રિયનોએ મોરચો નાખ્યો અને જીવપર આવીને એક છેલ્લો યત્ન કરવાને તૈયાર થઇને ઉભા તેમની પાછળની બાજુએ બરફથી છવાયલી, દિવાલ જેવી સીધી અને ધારવાળા ખડકવાળી પર્વતની બાજુઓ હતી અને એવા વિકટ રસ્તા ઉપર થઇને શત્રુની તોપોના માર આગળ નાસવાનુ અશક્ય હતુ તેથી જીવવુ કે મરવુ એવો નિશ્ચય કરીને તેઓ હવે લડવાને તૈયાર થયા ટારવિસ પર્વતના શિખર ઉપર આ ભયાનક સગ્રામનુ છેવટ આવવાનુ હતુ આવા દારુણુ યુદ્ધને માટે આ સ્થાન પણુ યોગ્યજ હતુ ઉપર સ્વચ્છ અને હિમથી ભરપૂર થએલુ આકાશ હતુ, ઠડા પવનના સુસવાટ વાતા હતા, અને બેઉ પક્ષના યોદ્ધાઓ એક બીજા ઉપર દૈત્યોની માફક કુદી પડતા હતા તોપોની ગર્જના વાદળાઓથી પણુ વધારે ઉંચાઇએ સભ-

જાવા લાગી. જોતજોતામાં બરફથી ઢંકાયલા પર્વતના શિખર મનુષ્યરક્તથી રંગાઇ ગયા મરી ગએલા અને મરવા પડેલા સિપાઇઓના ઢગના ઢગ જામી ગયા અને બરફમાં લાંબા વખતસુધી સચવાઇને મનુષ્યની જાતભાઇ પ્રત્યેની નિર્દયતાની સાબીતી આપતા થયા આર્ચડ્યુક ચાર્લ્સ પાછા હટવા માંડયું પણ ફ્રેન્ચો તેના નાસતા સૈન્યને વિખેરતા, તેમના ઉપર ગોળીઓનો વરસાદ વરસાવતા તથા હજારો મણના બરફના ગચ્છીયા ગબડાવીને એકીવખત સેંકડા માણસોનો કચ્ચરઘાણ કહાડતા તેમની પાછળ દોડતાજ ગયા છિન્નભિન્ન થએલી આસ્ટ્રિયન સેના હવે નીચેની ખીણોમાં આવી પહોંચી, અને આસ્ટ્રિયાની હદમાં દાખલ થઈ હવે જૂદી ભાષા, જૂદા રીત-રિવાજ અને જૂદાજ પ્રકારના કુદરતના દેખાવ ફ્રેન્ચોની નજરે પડયા હવે ઇટાલિ ઘણે દૂર પાછળ રહી ગયો હતો અને તેઓ આસ્ટ્રિયાની રાજધાની વિયેના તરફ ઝડપથી દોડયા જતા હતા

નેપોલિયન હવે તે શહેરની છેક પાસે આવી પહોંચ્યો હજી પણ કોઇ રીતે સલાહ થાય તો સારૂં એવું તે અંતઃકરણથી ઇચ્છતો હતો તેથી તે વિજયી થયો હતો, અને આસ્ટ્રિયન સેનાને ઘાસની માફક ઉડાવી મૂકતો ચાલ્યો આવતો હતો તોપણ તેણે આસ્ટ્રિયન રાજકુમાર ચાર્લ્સને સુલેહનું કહેણ મોકલ્યું અને તેને એક પત્ર લખ્યો કે—"સેનાધિપતિ ! શૂરવીર પુરુષો યુદ્ધ કરતા હોય છે તે વખતે પણ અંતઃકરણથી તો સુલેહનેજ ચહાય છે આ લડાઈ છ છ વર્ષ થયા નથી ચાલી ? આપણે જાતિભાઇઓની પૂરતી કતલ નથી કરી ? આપણે મનુષ્યજાતિને પૂરતું કષ્ટ નથી આપ્યું ? હવે તો આ યુદ્ધનો અંત આવવોજ જોઇએ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય સામે જે જે રાજ્યો લડવા મેદાન પડયા હતા તેમણે બધાએ તલવાર મ્યાન કરી છે અને એકલું આસ્ટ્રિયાજ બાકી રહ્યું છે × × × × આ યુદ્ધનું ગમે તે પરિણામ આવે તોપણ એટલું તો સ્પષ્ટજ છે કે બેઉ પક્ષના હજારો માણસોના પ્રાણ જશે આપણે હવે એ યુદ્ધનો નિવેડો લાવવો જોઇએ કારણ કે પ્રવૃત્તિમાત્રનો અંત આવે છે, ત્યારે યુદ્ધનો પણ અંત હોવો જોઇએ આપ સેનાપતિ છો અને પાદશાહના બંધુ છો ! જે નીચ પ્રવૃત્તિથી રાજ્યના મંત્રીઓ અને બીજા અમલદારો પ્રેરાય છે તેની આપને અસર થવી ન જોઇએ મનુષ્યજાતિ ઉપર ઉપકાર કરવાની આપને ઇચ્છા નથી ? આસ્ટ્રિયાનું રક્ષણ કરવાની આપ ઇચ્છા રાખતા નથી ? આપ બાહુબળથી સ્વદેશનું રક્ષણ નહિજ કરી શકો એવું મારૂં કહેવું નથી પણ તેમ કરવા જતાં આપના દેશને શું ઓછી હાનિ થશે ? મેં નમ્રતાપૂર્વક સલાહ માટે પ્રાર્થના કરવાની પહેલ કરી છે તેને પરિણામે માત્ર એકજ માણસનો પ્રાણ બચવા પામશે તો યુદ્ધમાં વિજય મેળવ્યાથી પ્રાપ્ત થતા વિષાદમય યશ કરતાં મને તેથી વધારે ગૌરવ ઉત્પન્ન થશે"

આવી ઉદારતાભરેલી માગણીનો રાજકુમાર ચાર્લ્સે નીચે મુજબ જવાબ આપ્યો – "મને જે કાર્ય સોંપવામા આવ્યુ છે તેમાં યુદ્ધનો અંત લાવવાની તેમજ યુદ્ધના કારણોની પરીક્ષા લેવાની સત્તાનો સમાવેશ થતો નથી આ કાર્ય મારા અધિકારની બહારનુ છે તેથી કરીને હુ આપની સાથે સલાહનો કોઇ પણ જાતનો કોલકરાર કરી શકનો નથી"

જીતની અણી પર આવેલા નેપોલિયને સલાહ કરવાની પ્રાર્થના કરી, પરંતુ આસ્ટ્રીયાને યુદ્ધ કરતા પ્રજાસત્તાક લોકસ્વાતંત્ર્ય તરફ વિશેષ તિરસ્કાર હોવાથી તેણે સલાહ કરવાની ચોકખી ના પાડી તરતજ નેપોલિયનની તોપોની ગર્જના શરૂ થઇ અને ટેકરીઓ અને ખીણો ઉપર થઇને શત્રુ સૈન્યને પોતાની આગળ ને આગળ ધકેલતો અપ્રતિહત ગતિથી તે વિયેના તરફ ચાલ્યો માર્ગમાં જ્યા જ્યા નદી આવતી, જ્યા જ્યા પર્વતની સકડી નાળ આવતી, જ્યા જ્યા કિલ્લેબંદી નગર આવતુ ત્યા ત્યા આસ્ટ્રિયનો ઉભા રહેતા, પણ ખૂનખાર યુદ્ધ કર્યા પછી છેવટે તેમને નાસવુ જ પડતુ અને તેઓમાના હજારો માણસો ઘાસની માફક કપાઇ જઇ ફ્રેન્ચ સ્વારોના દોડતા ઘોડાઓની ખરીઓ નીચે છુંદાઇ મરતા એમ કરતા કરતા ન્યુમાર્ટ નામની સાકડી પર્વતની નાળ આવી અહિ પણ આસ્ટ્રિયનો થભ્યા અહિ પણ મનુષ્યરક્તની નદી વહેવા લાગી અને હજારો યોદ્ધાઓનો સહાર થયો નેપોલિયનને રોકવાનો પ્રયત્ન મિથ્યા ગયો આસ્ટ્રિયનોથી ફ્રેન્ચોનો માર સહન થયો નહિ તેઓ પાછા હઠીને સાકડી નાળમાં ભરાઇ ગયા ગભરાટને લીધે અવ્યવસ્થિતપણે નાસતા હજારો માણસો, અનાજ અને તોપોના ગાડા તથા નાસતા ઘોડેસ્વારો અને પાયદળને લીધે તે સાકડો રસ્તો ખીચોખીચ ભરાઇ ગયો અને જવાનો માર્ગ રહ્યો નહિ ફ્રેન્ચોની તોપો ના ગોળાઓએ શત્રુદળને વીંધી વીંધીને માર્ગ ખુલ્લો કર્યો અને તેમના સ્વારોએ હજારો આસ્ટ્રિયનોને ઘાસની માફક કાપી નાખ્યા એ નાળ ઘણીજ લાંબી હતી આખે રસ્તે ભયંકર કાપાકાપી ચાલી અને ફ્રેન્ચો આસ્ટ્રિયનોને સૂકાં પાંદડાની માફક પોતાની આગળ ધકેલતા લ્યુબેન નગર પાસે આવી પહોચ્યા શહેરની આસપાસ આવેલી ઉંચી ટેકરીઓ ઉપરથી દૂરબીનવડે વિયેના નગરના મિનારા અને મકાનોના શિખર જોઇ શકાતા હતા અહિ એક દિવસ વિશ્રાંતિ લઇને ફ્રેન્ચો પુન આગળ ચાલ્યા ચાર્લ્સ વિયેનાના અભેદ્ય કિલ્લા તરફ પોતાના સૈન્યના અવશેષ સાથે નાઠો હવે વિયેના નગરમાં ગભરાટ મચી રહ્યો રાજા, ઉમરાવો અને શ્રીમતો શિકારી કૂતરાના ભયથી નાસતા હરણની માફક હંગેરિના જંગલોનો આશ્રય લેવા નાસવા લાગ્યા રાજધાનીની દોલતને અને ભયભીત થએલા લોકોને લઇ જવાને ડાન્યુબ નદીમા હજારો નૌકાઓ દોડાદોડ કરવા લાગી આસ્ટ્રિયાની રાજકન્યા મેરી લુઇસ જે તે વખતે માત્ર છ વર્ષની હતી તે પણ તેના ભવિષ્યના ભર્તાર નેપોલિયનના ડરથી

નાસી જનાર રાજકુટુંબમાની એક હતી સામ્રાજ્યની તમામ સેના હવે રાજધાનીનુ રક્ષણ કરવા માટે એકત્રિત થવા લાગી કિલ્લાનો પુન સરકાર કરવાનુ કાર્ય શરૂ થયુ રાજમાર્ગ બધ થઇ ગયા ત્યા તો માત્ર નાસભાગ કરતા લોકોનોજ સમુદાય જોવામાં આવતો હતો બચાવ કરવાની તૈયારી કરવાનો વખત મેળવવા માટે ચાર્લ્સે ૨૪ કલાક સુધી યુદ્ધ બધ રાખવાની નેપોલિયન પાસે માગણી કરી પણ તે કાઇ કાચો ન હતો તેણે જવાબ આપ્યો કે મારો વખત ઘણો કિમતી છે તમે લડતા જાઓ અને સલાહના કોલકરાર કરતા જાઓ તેજ વખતે તેણે આસ્ટ્રિયાની રૈયતને માટે એક જ્વલત જાહેરનામુ પ્રકટ કર્યું અને આસ્ટ્રિયાના જે જે ભાગમા થઇને પોતે આવ્યો હતો ત્યાં બધે તેની નકલો ફેલાવી દીધી તેણે રૈયતને ખાત્રી આપી કે **હુ તમારો મિત્ર છું હુ તમારા દેશને જીતવા આવ્યો નથી પણ તમારી પાસે સલાહ માગવા આવ્યો છુ** આસ્ટ્રિયાની સરકારે ઇંગ્લડની ભારે રૂશવતથી લલચાઇને ફ્રાન્સની સાથે વિનાકારણે, ગેરકાયદેસર લડાઇ ઉભી કરી છે, પણ આસ્ટ્રિયાના લોકો સાથે મારે વૈર નથી હું તો તેમનો રક્ષક છુ તેમના ધર્મને, તેમના રાજનૈતિક હક્કને પરતુ માન આપવામાં આવશે તેમના જાનમાલને પવિત્ર ગણવામા આવશે નેપોલિયને પોતાનો બોલ પાળ્યો હતો તેના યોદ્ધાઓએ પણ સેનાપતિનુ અનુકરણ કરીને નિ શસ્ત્ર આસ્ટ્રિયનો સાથે બધુભાવજ રાખ્યો, અને પૂરતી કિમત આપ્યા વગર લોકો પાસેથી તેમણે કોઈ પણ ચીજ લીધી ન હતી

હવે તો આસ્ટ્રિયાના લોકો પણ સલાહ કરી લેવાને માટે છચોક માગણી કરવા લાગ્યા આર્ચ ડ્યુકે પાદશાહને જણાવી દીધુ કે લશ્કરી બળથી પાટનગરનુ રક્ષણ થઇ શકે એમ છેજ નહિ હવે ઇંગ્લડની પરવાનગી વગર આસ્ટ્રિયાના પાદશાહને સલાહ કરવાની જરૂર પડી, અને એક રાજદૂતે આવીને નેપોલિયનને પ્રાર્થના કરી કે સલાહના કોલકરાર નક્કી કરવાને પાચ દિવસની મહેતલ આપો, અને યુદ્ધ બધ રાખો આ માગણીનો નેપોલિયને જે જવાબ આપ્યો હતો તે તેના ઉદાર અત - કરણની સ્પષ્ટ સાબિતી આપે છે. તેણે કહેવડાવ્યુ કે ' મારી વર્તમાન સ્થિતિ એવી છે કે યુદ્ધમા એક ક્ષણ વારનો પણ વિલબ થાય તો તેથી મારૂ સૈન્ય ઘણીજ મુશ્કેલીમા આવી પડે તોપણ જો આટલુ આત્મસમર્પણ કર્યાથી જનસમાજના સુખને માટે જે સલાહ ઇષ્ટ અને આવશ્યક છે તે જો થઇ શકે એમ હોય તો આપની માગણી કબૂલ કરવા માટે મને લેશમાત્ર પણ ખેદ થતો નથી ”

નેપોલિયન હવે વાસ્તવિકરીતે ફ્રાન્સનો ચક્રવર્તી સમ્રાટજ બની ગયો હતો, તેથી તેણે આ સલાહના કોલકરાર માટે ફ્રાન્સના ડિરેક્ટરોની મજૂરી માગી નહિ, તેમ કરારનામા ઉપર સહી કરવાને માટે કોઇ પણ વડા અધિકારીના આવવાની રાહ પણ જોઇ નહિ, પરતુ સલાહના કરારનામા ઉપર પોતાનીજ સહી કરી અને તેમ કરીને

આસ્ટ્રિયાના સમ્રાટની સાથે પોતાની સમાનતાનો અધિકાર સિદ્ધ કર્યો

સલાહના કોલકરારમા પહેલી સરત એ હતી કે "આસ્ટ્રિયાનો નૃપતિ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યતત્રને મજૂર રાખે છે" નેપોલિયન એકદમ ગર્વસહિત બોલી ઉઠયા કે "એ સરત કહાડી નાખો ફ્રાન્સનુ પ્રજાસત્તાક રાજ્ય સૂર્ય જેવુ દેદીપ્યમાન છે, માત્ર આધળાઓજ તેને જોઇ શકતા નથી. અમે સ્વતત્ર છીએ અમારી મરજીમાં આવે તેને અમારો રાજા બનાવીએ અને અમારી મરજી આવે તેવુ રાજ્યતત્ર સ્થાપિત કરીએ તેમા મજૂરી આપનાર તમે કોણ ?" આ શબ્દો કેવળ અહકારનાજ ન હતા, પણ જાણે ભવિષ્યની ઘટનાઓનો તેને ચોકખો સાક્ષાત્કાર થયો હોય તેવી રીતે તે બોલ્યો હતો. ત્યાર પછી તેણે કહ્યુ કે "કદાચ ભવિષ્યમાં ફ્રાન્સની પ્રજાને એવી ઇચ્છા થાય કે આપણે અમુક માણસને આપણો રાજા બનાવીએ તો આસ્ટ્રિયાનો રાજા કહેવા ઉભો થાય કે મને એ મજૂર નથી, હુ તો પ્રજાસત્તાક રાજ્યને જ મજૂર રાખુ છુ' આ કોલકરાર મુજબ ફ્રાન્સ અને આસ્ટ્રિયા વચ્ચે રીત પ્રમાણે સલાહ થઇ પ્રતિહસમા તેને 'કેમ્પો ફૈર્મિઓની સધિ' એવુ નામ આપ્યુ છે એ સલાહ મુજબ ફ્રાન્સની પૂર્વ સીમા હ્રાઇન નદીના કિનારાસુધી મુકરર થઇ અને ઇટાલિના ઉપરાન્તો આસ્ટ્રિયાને પાછા આપવામા આવ્યા

નેપોલિયન આસ્ટ્રિયા ઉપર ચડાઇ કરતી વખતે વેનિસના રાજાને તટસ્થ રહેવાનુ કહી ગયો હતો, પરતુ તેણે પોતાનુ વચન તોડયુ એટલુજ નહિ પણ તેના હાથ નીચેના ઉમરાવવર્ગે અને ધર્માધ, લોભી ધર્મગુરુઓની ઉશ્કેરણીથી ખીજવાયલા લોકોએ અનેક નિ:શસ્ત્ર ફ્રેન્ચોની કતલ કરી અને દવાખાનાઓમા ઘુસી જઇને જખમી થએલા ફ્રેન્ચ સિપાઇઓને ખજરથી મારી નાખ્યા હવે આ અત્યાચારનુ વેર લેવાને નેપોલિયન વેનિસ તરફ ધસ્યા ત્યાંનો રાજા અને ઉમરાવવર્ગ ગભરાઇ ગયા તેમણે તેની આજીજી કરવા માડી, તેના પગ આગળ અથાગ દોલત ઠાલવવા માડી પણ તેણે તિરસ્કારપૂર્ણ જવાબ આપ્યો કે "તમે મારા બાળકોના દગાથી ખૂન કર્યાં છે આખા જગતની દોલત તમે મને આપો તોપણ તમે જે અત્યાચાર કર્યો છે તેનો બદલો વળી શકશે નહિ તમારા વાવટાને હુ ધૂળ ચાટતો કરીને ચાલ્યો જાઓ" દાવાનળ જેવુ નેપોલિયનનુ મન ક્રોધ અને વેરથી ઉન્મત્ત થઇને તોપોની ગર્જના કરતુ વેનિસ પાસે આવી પહોચ્યુ રાજાએ આત્મરક્ષણને માટે ફ્રાન્સના ડિરેકટરોને ભારે લાચ આપીને નેપોલિયન ઉપર મનાઇહુકમ મોકલાવ્યો પણ તેણે કશાની દરકાર ન કરતાં વેનિસ સર કર્યું લોકોએ તેને હર્ષના પોકારથી વધાવી લીધો નેપોલિયને વેનિસમા પ્રજાકીય રાજ્યતત્રની સ્થાપના કરી આવી રીતે તેણે જીનોઆ શહેરને પણ સ્વાધીન રાજ્યતત્ર આપ્યુ તે જ્યાં ગયા ત્યાંની પ્રજાની રાજનૈતિક અને અન્ય વિષયક ઉન્નતિ કરતો ગયો, અને લોકોએ તેને પોતાનો ઉદ્ધાર

કરનાર માનીને તેના ઉપર પ્રેમ અને સન્માનની વૃષ્ટિ કરી

આ પ્રકરણમાં વર્ણવેલા બનાવો બનતાં માત્ર દોઢજ મહિનો થયો હતો બળવાન સૈન્યની સામે ટક્કર લઈને નેપોલિયન સેંકડો માઈલસુધી શત્રુના રાજ્યમાં પેસી ગયો ગોળીઓ અને ગોળાઓના વરસાદ વચ્ચે તે અનેક નદીઓ ઓળંગી ગયો કમ્મરપૂર બરફમા પોતાની ભારે તોપો સાથે આલ્પ્સ પર્વતના વિકટ ઘાટ ઉપરથી પસાર થયો આસ્ટ્રિયાના બળવાન સૈન્યને તળીયાઝાટક કરી નાખ્યાં ત્યાંના ગર્વિષ્ઠ રાજાના ગર્વનું, ચૂર્ણ કરીને તેને સલાહ કરવાની ફરજ પાડી વેનિસની પ્રજાને જૂલમગાર રાજાની બેડીમાથી મુક્ત કરી અને જીનોઆનુ રાજ્યતંત્ર ફેરવી નાખ્યુ

તે હવે મિલનના રાજમહેલમાં રહેવા લાગ્યો જોસેફાઇન પણ ત્યા આવી હતી ઈટાલિનાં અનેક રાજ્યો હવે તેની કૃપાની પ્રાર્થના કરતા હતા અને આખા યૂરોપનું ભવિષ્ય તેના એક શબ્દ ઉપર અવલબતુ હતુ યૂરોપના કોઈ પણ રાજા કરતાં તેનુ સામર્થ્ય વિશેષ થઇ ગયુ હતુ ઈટાલિની પ્રજા તેને એક દેવ તરીકે પૂજતી હતી તેનુ અસાધારણ પરાક્રમ અને તેને મુકાબલે વિચિત્ર દેખાતી એક સ્ત્રીને શોભા આપે એવી તેની નાજુક આકૃતિ સર્વને મોહ ઉપજાવતા હતા તેણે પોતાના બાહુબળના પ્રતાપથી ફ્રાન્સ સાથે સલાહ કરવાની ઇગ્લડ સિવાયના તમામ દેશોને ફરજ પાડી એકલુ ઇંગ્લડજ સમુદ્ર અને અજય્ય નાકાસૈન્યથી સુરક્ષિત હોઇ નિડરપણે ફ્રાન્સને રજાડતુ હતુ તેના વહાણ ફ્રાન્સના એકે એક બદર ઉપર બોમ્બગોળા ફેંકીને, જાનમાલનો નાશ કરીને લોકોને ત્રાહ ત્રાહ પોકારાવતા હતા નેપોલિયનના લશ્કરથી તેને ડરવાનુ પ્રયોજન ન હોવાથી ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય સાથે સધિ કરવાની તે ધસીને ના પાડતુ હતુ





# प्रकरण ११ मुं–इटालिमां नवयुग (१७९७)

ન્યાય અને કરારનુ યથાવિધિ પાલન કર્યા વગર બે પ્રજાઓનુ અય્ય સભવતુ જ નથી — નેપોલિયન




વે નેપોલિયનને હાથે ઇટાલિના નૂતન યુગનો પાયો નખાયો તેણે આ વખતે અને ત્યાર પછી પણ એ દેશની ઉન્નતિ કરવાને અનેક ઉપાયો યોજ્યા તેણે ઇટાલિને આસ્ટ્રિયાના સ્વેચ્છાચારમાથી મુક્ત કરીને ઉન્નતિના માર્ગ તરફ પ્રેર્યો ઇટાલિના ઇતિહાસમા એક સમય એવો હતો કે આખો યૂરોપ તેને હાથ જોડીને નમન કરતો તેના શૂરવીર પુત્રોનો પ્રતાપાગ્નિ આખી પૃથ્વીને સ્વાહા કરવાની અભિલાષા રાખતો હતો, પરતુ તે સુખના દિવસ વહી ગયા હતા ઇટાલિની પ્રજા ઉપર હવે તો દુ ખની અધકારમય રાત્રિ ફરી વળેલી હતી નેપોલિયને તે દેશને બધનમુક્ત કર્યો તે વખતે તેની ભૂમિ ઉપર એક પણ વીરપુરુષ પેદા થતો ન હતો આખી પ્રજા નિર્વીર્ય અને સ્વાભિમાન રહિત થઇ ગઇ હતી ઇટાલિયન લોકો પરદેશીઓની બેડીઓ પહેરીને નૃત્યગીત, અને વિલાસવૈભવમા મશગૂલ બની ગયા હતા તેમના સ્વતત્રતાના જુસ્સા હોલવાઇ ગયા હતા પરાધીનતા હવે તેમને ખૂચતી ન હતી તેઓમા સામર્થ્ય, જાગૃતિ અને સપ એમાનુ કશુ ન હતુ તેજ કારણથી તેઓ આસ્ટ્રિયાના પગ તળે કચરાતા હતા તોપણ તેમની સામે થતા નહિ પોતાનો અસતોષ જાહેર કરવાની પણ હિમત ચલાવતા નહિ. તેઓ પોતાપર રાજ્ય કરનાર સ્વાર્થી પ્રજાના ગુણગાન કરતા અને તેમના પગ ચાટીને કૃતાર્થ થતા નેપોલિયને તેમના જાતીય જીવનનો નવયુગ પ્રવર્તાવ્યો એક હાથે તેણે તેમના ઉપરના આસ્ટ્રિયાના અત્યાચારને નિર્મળ કરી નાખ્યો અને બીજે હાથે ઇટાલિની પ્રજા સમક્ષ પ્રજાકીય રાજ્યતત્રનો ભવ્ય આદર્શ રજૂ કર્યો ઇટાલિના રાજાઓના સ્વેચ્છાચારને અકુશમા રાખી “ પ્રજાના કલ્યાણને માટેજ રાજાનુ પ્રયોજન છે ” એવી ઉદાર અને કલ્યાણકારક રાજનીતિનો રાજા અને પ્રજાને બેઉને ઉપદેશ આપ્યો ઉમરાવવર્ગના અનેક સૈકાથી ચાલ્યા આવેલા જૂલમમાથી લોકવર્ગને મુક્ત કરીને તેમને તેણે મનુષ્યની સમાનતાના મૂળ મત્રની દીક્ષા આપી નિશ્ચેતન થએલા ઇટા-

લિને ઘોર નિદ્રામાંથી જાગૃત કરીને તેમની જાતીય એકતા દૃઢ કરવાનો પ્રયાસ આદર્યો. તેમનામાં આત્મરક્ષણ કરવાનું સામર્થ્ય આવે તેટલા માટે તેમને લશ્કરી તાલિમ આપવા માંડી આ કાર્યને માટે આસ્ટ્રિયનો તેનો ઉપહાસ કરવા લાગ્યા આસ્ટ્રિયનો બોલતા કે " ઇટાલિના લોકો ગાય, નાચે, વિદ્યા અને બુદ્ધિના વિષયોમા પ્રવીણ થાય, પણ તેઓ યુદ્ધ તો કરી શકેજ નહિ, વીરત્વ બતાવી શકેજ નહિ તેઓ બીકણ છે, નામર્દ છે અને અમારૂ દાસત્વ કરવાને માટેજ સરજાયા છે " સ્વાર્થી પ્રજાઓ ! સબૂર કરો આખા જગતમા હવે મનુષ્યની સમાનતાનો પવન ફૂંકાયો છે અને અમેરિકામા પ્રજાકીય સ્વાતંત્ર્યના દુંદુભિનાદ ગાજી રહ્યા છે અંધકારના ઓથાર વિરમ્યા છે અને પ્રભાતના કુંકુમ પગલા પડવા લાગ્યા છે

નેપોલિયન પોતે એક પ્રસંગે કહે છે કે " મે ઇટલિના લોકોને યુદ્ધવિદ્યા શીખવવા માંડી હતી અને પરિણામે હજારો યુવાન ઇટાલિયનોની મારા સૈન્યમા ભરતી થઈ હતી તેઓ રણસંગ્રામમાં ફ્રેન્ચોના જેટલુજ શૌર્ય બતાવતા હતા અને એવા વફાદાર હતા કે વિપત્તિના વખતમા પણ અમારો ત્યાગ કરતા નહિ "

ઇટાલિના મહાપુરુષો તરફ ભક્તિભાવ બતાવીને નેપોલિયને મહાકવિ વર્જિલનુ સ્મારક ઉભુ કર્યું એ વાતનો ઉલ્લેખ આગળ થઇ ગયો છે તેવીજ રીતે તેણે ઇટાલિના વિદ્વાનોને પોતાના દેશના સાહિત્ય, કલા, વિજ્ઞાન વગેરેની અભિવૃદ્ધિ કરવાની યોજના ઘડવાનુ સૂચન કર્યું હતુ તે વાત પણ વાચકોને યાદ હશે

નેપોલિયને ઇટાલિમા અનેક નહેરો, પૂલ અને ધર્મમંદિરોની રચના કરાવી પારિસથી મિલનસુધી એક વિશાળ અને લશ્કરને જવા આવવામા ઉપયુક્ત થઇ પડે એવી પાકી સડક બંધાવી અનેક નગરની અને બંદરોની ઉન્નતિ કરી આડ્રિઆટિક ઉપસાગરને કિનારે આન્કોના નામનુ એક બંદર છે તેનુ રક્ષણ કરવાને ત્યાના વ્યાપારની અભિવૃદ્ધિ કરવાને તેમજ તેની ગોદીમા સંખ્યાબંધ વહાણ રહી શકે તે માટે નેપોલિયને મહાભારત પ્રયત્ન કરીને મોટા પાયા ઉપર એવા મજબૂત બાંધકામ કરાવ્યા, કે અદ્યાપિ તે સ્થાન તેની પ્રતિભાની અને ભવિષ્યદર્શિતાની બુલંદ અવાજે સાક્ષી પૂરે છે. ઇટાલિમા વસતી યાહૂદી પ્રજા સેંકડોના સેંકડો થયા તિરસ્કાર અને જૂલ્મને લીધે પશુની અવસ્થા ભોગવતી હતી નેપોલિયને તેમને પણ ઇટાલિની અન્ય પ્રજાઓની સમાન કક્ષામાં બેસાડયા સ્વિટ્ઝર્લૅન્ડમા થઇને પાકી સડકો બાંધવાના ઇરાદાથી તેણે ત્યાની સરકાર સાથે મસલત ચલાવી અને તે સડકો કયે કયે ઠેકાણેથી લઇ જવી અને તેનો શો ખર્ચ થાય તેની તપાસ કરવાને બાહોશ ઇજનેરોને મોકલ્યા આ પ્રમાણે જે સમયે ઇટાલિનો ઉત્કર્ષ કરવાને માટે નેપોલિયન અનેક દિશાએ પ્રયત્ન કરી રહ્યો હતો ત્યારે ઇંગ્લંડને પણ તે વિસર્યો ન હતો ઇંગ્લંડે સમુદ્ર ઉપર નિરંકુશ અધિકાર મેળવ્યો હતો તેનુ તે ઘણીજ ચિંતાસહિત

અવલોકન કરતો હતો આ બળવાન શત્રુના બળને ક્ષીણ કરવાને તેણે ભૂમધ્ય સમુદ્રમા આવેલા દ્વીપોનો કબજો લેવાનો ઠરાવ કર્યો તેણે પારિસના ડિરેકટરોને લખ્યુ કે "એ દ્વીપો આપણા હાથમાં આવે તો ત્યા રહ્યાં રહ્યા ક્ષીણ થતા તુર્ક સામ્રાજ્ય ઉપર આપણે નજર રાખી શકીએ, અને ઇગ્લડનો સમુદ્ર ઉપરનો અધિકાર લગભગ નિરુપયોગી બનાવી દઇએ. અગ્રેજોએ આફ્રિકાની દક્ષિણનો ભાગ મેળવ્યો છે તે ભલે તેઓ ભોગવે જો આપણે મિસર દેશનો કબજો લઇએ તો ત્યાંથી આપણે હિદુસ્થાન સાથે સીધો સબધ રાખી શકીશુ હિદુસ્થાનમા આપણે જગત્મા સારામાં સારૂ ગણાય એવુ સસ્થાન (કૉલોનિ) બનાવી શકીશુ " ×

પરતુ બીજી તરફ આસ્ટ્રિયનો હજી પણ પોતાના આખા રાજ્યનુ લસ્કરી બળ એકત્ર કર્યા જતા હતા અને થોડા વખત પર જે સધિ થઈ હતી તેનુ છેલ્લુ નિરાકરણ કરવામા તેમણે જાણી જોઇને હજાર પ્રકારના વાધા ઉઠાવવા માડયા તેમણે એવી સરતો રજુ કરવા માડી કે તે નેપોલિયન કદિ મજૂર રાખેજ નહિ, અને તેની સાથે એવી ધમકી આપી કે આસ્ટ્રિયાની સાથે રૂશિઆ જોડાશે અને પછી ફ્રાન્સને આના કરતા પણ વધારે આકરી સરતો કબૂલ કરવી પડશે એક આસ્ટ્રિયન એલચીએ તો એટલે સુધી અપમાનસૂચક શબ્દો કહ્યા કે " જુઓ, આસ્ટ્રિયા સલાહ કરવા તૈયાર છે અને જે માણસ પોતાની યુદ્ધની મહેચ્છાઓને તૃપ્ત કરવા માટે પોતાના દેશનુ અહિત કરવા તૈયાર થયો છે તેના તરફ (નેપોલિયન તરફ) સખ્ત પગલાં ભરશે " નેપોલિયને આ ઉદ્ગાર ઠડે પેટે ક્રોધની લેશમાત્ર નિશાની બતાવ્યા વગર સાભળ્યા પછી તે ઉભો થયો અને અભરાઈ ઉપરથી એક સુદર બિલોરી કાચનુ વાસણ હાથમા લઇને બોલ્યો, " ગૃહસ્થો ! આજથી આપણી સલાહ રદ થઈ છે અને તમારા દેશની સાથે હુ લડાઈ જાહેર કરૂ છુ પણ યાદ રાખજો કે જેમ આ વાસણના ચૂરા કરી નાખુ છુ તેમ તમારા રાજાની રાજસત્તાના ત્રણ મહીનામા ચૂરેચૂરા કરી નાખીશ " એમ કહીને તે વાસણ તેણે જોરથી ભોયપર પછાડયુ અને સર્વને નમન કરીને ચલતો થયો પોતાની હમેશની ત્વરાથી તેણે આર્ચડયૂક ચાર્લ્સને સદેશો મોકલ્યો કે ચોવીશ કલાકમા યુદ્ધ શરૂ થશે. આસ્ટ્રિયનો ગભરાઇ ગયા અને બીજેજ દિવસે સલાહના કરારનામા ઉપર આખરનો સહી સિક્કો કરવામાં આવ્યો નેપોલિયનની જે માગણીઓ આસ્ટ્રિયનોને નાપસદ હતી તેમાંની એક એ હતી કે +લા ફ્રાયેટ નામનો પ્રજાસત્તાક રાજ્યતત્રનો હિમાયતી જે આસ્ટ્રિયાના

× આ આજથી સો વર્ષથી પણ અગાઉની વાત છે કે જ્યારે અગ્રેજોનો કાબુ હિદ ઉપર પૂરો જામ્યો નહતો અને અગ્રેજો તથા ફ્રેન્ચો બને હિદમા જમાવટ કરવા મથી રહ્યા હતા

+ એજ લા ફ્રાયેટ પાછળથી આ ઉપકારના બદલામાં નેપોલિયનને પદભ્રષ્ટ કર-

બદીખાનામાં સડતો હતો તેને મુક્ત કરવો

'કેમ્પો ફોર્નિઓ' ની સલાહ કરતી વખતે રકઝક ચાલતી હતી તે દરમ્યાન નેપોલિયનને અંગત લાભ આપીને લલચાવવાને યુક્તિપૂર્વક અનેક પ્રલોભનો આપવામાં આવ્યાં હતા. વાસ્તવિકરીતે આખા યૂરોપની દોલત, કરોડો સોના મહોરની **લાચ તેની આગળ ધરવામાં આવી પણ તેનું ટેકી હૃદય ડગ્યું નહિ એકલા** વેનિસેજ પંદર લાખ સોના મહોર આપવા માડી તેણે હમીને ઉપકાર સાથે ના પાડી. આસ્ટ્રિયાના પાદશાહે તેને અઢી લાખ માણસની વસ્તીવાળુ નાનુ સરખુ રાજ્ય વંશપરંપરાને માટે આપવા માંડયુ પણ નેપોલિયને જવાબ આપ્યો કે **મને ફ્રેન્ચ પ્રજાએ જે માન આપ્યુ છે તે સિવાય બીજા માનની કે ઈનામની મને સ્પૃહા નથી**

ઇટાલિની પ્રજા ઉપર નેપોલિયને જે ઉપકાર કર્યા તેના બદલામા તેમણે પણ પોતાની કૃતજ્ઞતા દર્શાવી આ વખતે અને ભવિષ્યમા પણ જ્યારે તે ઇટાલીમાં ગયો હતો ત્યારે લોકસમુદાયે તેને અત્યત આદરપૂર્વક વધાવી લીધો હતો તેના જવાના માર્ગમાં અગણિત મનુષ્યોનો સમુદાય એકઠો થતો, ઉત્સવસૂચક મોટા મોટા અગ્નિકુંડ સળગાવવામાં આવતા, આવકારદાયક તોપોની ગર્જનાથી આકાશ ધમધમી ઉઠતું, માર્ગમા ઠેકાણે ઠેકાણે પુષ્પોના અને લીલા પત્રોના તોરણ બધાતા, સુદરમા સુદર કુમારિકાઓ હારબધ ઉભી રહીને તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરતી અને "નેપોલિયન ઘણુ જીવો " એવા પોકાર હજારો માણસોને મોઢેથી નીકળતા

નેપોલિયને જેમ અનેક લોકોપકારક કાર્યોદ્વારા જનસમૂહની પ્રીતિ સપાદન કરી તેમ જોસેફાઇને પણ તેના અલૌકિક રૂપલાવણ્યવડે અને તે કરતાં પણ પોતાના ચારિત્ર્યના માધુર્યવડે ઈટાલિની કુલવતી મહિલાઓના ચિત્ત ચોરી લીધાં હતા નેપોલિયન કહે છે કે " હુ રાજ્યો ઉપર અધિકાર જમાવુ છુ અને જોસેફાઇન લોકોના હૃદય ઉપર અધિકાર જમાવે છે "

ઇટાલિની પ્રજા તે સમયે નીતિ અને શીયળને ઓળખતીજ ન હતી વ્યભિચાર તો દૂષણ નહિ પણ રૂપવતી સ્રીનુ ભૂષણ હોય એવી તેમની માન્યતા થઇ ગઇ હતી ! **નેપોલિયનને લોભાવવા માટે અપ્સરા જેવી કાંતિવાળી અનેક ઈટાલિયન સુંદરીઓએ ફાંફા માર્યા, પણ આ મહાયોગીનું મન કનકથી તેમજ કામિનીથી ચંચળ થયું નહિ.**

નેપોલિયનની વધી ગએલી સત્તા જોઇને પારિસના ડિરેક્ટરોને પણ અદેખાઇ આવવા લાગી. તેથી તેમણે તેની આસપાસ જાસુસો રાખ્યા. જોસેફાઇન સાચાબોલી અને બહુ ભોળી હોવાથી તે પણ તેમને ઘણી વાતો કહી દેતી આથી નેપોલિયને

વામાં સાધનભૂત થયો હતો !

તેને રાજનૈતિક ભેદ કહેવાનુ છોડી દીધુ તે પોતે તો સામા માણસને લેશમાત્ર પણ ભેદ આપે એવો ન હતો બીજા માણસ પાસેથી તેના હૃદયની છુપી વાતો કઢાવી લેતો પણ તેના ચહેરા ઉપરથી કે મુખરેખા ઉપરથી ચાલાકમાં ચાલાક માણસ પણ લેશમાત્ર તેનો ભેદ પામી શકતો નહિ

ઇટાલિની પ્રજાને પણ ફ્રાન્સની માફક પ્રજાસત્તાક રાજ્યતંત્ર સ્થાપવાની ઘણી હોંસ હતી અને નેપોલિયનની અનુમતિમાટે વારવાર પ્રાર્થના કરતી હતી પણ તેને પૂરી ખાત્રી હતી કે જમાના ને જમાના થયાં રાજાઓની સત્તા નીચે દબાયલા અશિક્ષિત, અને રાજકાજના બિનઅનુભવી ઇટાલિના લોકો પ્રજામત્તાક રાજ્ય જાળવી શકશે નહિ અને સ્વતંત્રતા લેવા જતા નિરંકુશ બની જઇને ફ્રેન્ચ રાષ્ટ્રવિપ્લવ વખતે થએલી ભયંકર હોનારતની પુનરાવૃત્તિ કરશે તેથી તેમને રાજાના અમલ નીચે રહેવા દઇને તેમને ધીમે ધીમે રાજકારભારમાં વિશેષ જવાબદારી અને અધિકાર મળતા રહે તેવી નેપોલિયને વ્યવસ્થા કરી

ઇટાલિ વિષે તે એક પ્રસંગે કહે છે કે " ઇટાલિ અનેક નાના નાના રાજ્યોથી વિભક્ત થએલો છે અને તેમાના રાજ્યની પ્રજા બીજા રાજ્યની પ્રજા તરફ તિરસ્કારની નજરથી જુએ છે તેઓ એમ સમજે છે કે અમે બધા કરતા શ્રેષ્ઠ છીએ અત્યારે તો આખા ઇટાલિને સંયુક્ત કરવાનુ અસંભવિત છે થોડા સમયસુધી એક રાજાના કાયદેસર અધિકાર નીચે રહેવાથી તેમની આત્મકલહ કરવાની વૃત્તિ ઓછી થશે અને એક બીજા પ્રત્યે સહાનુભૂતિ રાખતા શીખશે તેમ થયા પછી આખો ઇટાલિ દેશ એક થશે અને તેઓ પોતાના પ્રાચીન કાળના ગૌરવનુ પુનર્દર્શન કરાવતા થશે ત્યારે હુ તેમને પૂર્ણ સ્વતંત્રતા આપીશ, પણ તેમ થતા હજી વીશ વર્ષ લાગશે પણ કોણ જાણે ભવિષ્યમા શુ નિર્માણ થયુ છે? આ તો મારૂ જાગૃતસ્વપ્ન છે "

નવેમ્બર માસના ૧૭મી તારીખે રાસ્ટામા મળનારી યુરોપીય રાજ્યોની પરિષદમા બેસવા માટે તેણે મિલનને છોડયુ ફ્રાન્સનું પ્રતિનિધિપણુ કરવા માટે તેને કુલ અધિકાર આપવામાં આવ્યો હતો મિલન નગર છોડતી વખતે તેણે લોકોને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો હતો —

" અમે તમને સ્વતંત્રતા આપી છે પણ તેને ખૂબ યત્નથી જાળવી રાખજો. તમારા ઉચા ભવિષ્યને માટે યોગ્ય થવા સારૂ તમે ડહાપણભરેલા અને પ્રતિષ્ઠા જળવાય તેવા કાયદા ઘડજો, અને તેમનુ ઉત્સાહથી પાલન કરજો જ્ઞાનનો ફેલાવો કરજો અને ધર્મને સન્માન આપજો તમારા સૈન્યમાં સ્વાધીનતાના જુસ્સાવાળા યોદ્ધાઓનેજ દાખલ કરજો તમે બળવાન છો એવી દઢ ભાવના રાખજો અને સ્વતંત્ર પ્રજા તરીકેનો તમારો દરજ્જો જાળવજો તમારામા કુસંપ હતો અને ઘણા

સૈકાના જૂલમથી તમારૂં સત્ત્વ નીચોવાઇ ગયું હતુ તેથી અમારી મદદ વિના તમે સ્વતંત્ર થઇ શકત નહિ પણ થોડાજ સમયમાં, જો તમે નીતિપરાયણ રહેશો, તો કોઈ પણ પ્રજા તમારૂં સ્વાતંત્ર્ય ઝુટવી શકશે નહિ ત્યાસુધી ફ્રાન્સની મહાન પ્રજા તમારૂં રક્ષણ કરશે ”

નેપોલિયન રાસ્ટા ગયા પણ ઝાઝો વખત થોભ્યા વગર પાછો ચાલ્યો આવ્યો તેના મનમાં અનેક પ્રકારના તર્કવિતર્ક અને યોજનાઓ ઘોળાયા કરતા હતાં. એક રાજનૈતિક પુરુષ જેણે તેને આ પ્રસગે જોયો હતો તે કહે છે કે આ અસાધારણ પરાક્રમ કરનાર મહાપુરુષને મે ધારી ધારીને જોયો અને મને એમ ખાત્રી થઇ કે હજી આટલેથીજ તેનો કાર્યક્રમ અટકનાર નથી × × × તેના વિચારશીલ મગજમા અને તેના સાહસિક હૃદયમા એવી યોજનાઓ ઘડાતી હોવી જોઇએ કે જેની અસર આખા યૂરોપના ભવિષ્ય ઉપર થયા વગર રહે નહિ

મિલન આવ્યા પછી તરતજ તેણે પોતાના સૈન્યની વિદાય લઇને પારિસ જવાની તૈયારી કરી તેણે તેમને કહ્યુ કે “ યોદ્ધાઓ ! કાલે હુ તમારાથી છૂટો પડીશ તમારાથી વિખુટા પડતા મને દિલાસો માત્ર એટલોજ રહે છે કે આપણે ફરીથી એકઠા થઈશું અને હુ તમને નવા પરાક્રમો કરવા દોરવીશ જ્યારે તમે જીતેલા રાજાઓ વિષે અને જેમને તમે સ્વતંત્રતા આપી છે તે લોકોવિષે વાતો કરો ત્યારે યાદ રાખજો કે હવે પછીના યુદ્ધોમા આપણે એથી પણ વધારે મહત્ત્વના કામો કરીશુ ”

ડિસેમ્બર માસની સાતમી તારીખે નેપોલિયન પારિસમા આવી પહોચ્યો તેના યશની સુવાસ દેશમા ઘેરે ઘેર ફેલાઇ ગઈ હતી તેને જોવા માટે આખુ પારિસ ઉત્સુક હતુ ઘણાએ તેને જોયો ન હતો તેને જોવાને માટે રાજમાર્ગ ઉપર, બગીચાઓમા અને નાટકશાળાઓમાં લોકોના ટોળેટોળાં એકઠા થતાં પણ તે કોઇની નજરે પડતો નહિ ઝાઝો બહાર નીકળતો નહિ અને બહાર જતો ત્યારે એવા સાધારણ કપડા પહેરતો કે લોકો તેને ઓળખી શકતા નહિ

પારિસના ડિરેક્ટરો તેની સત્તા જોઇને ભયભીત અને શંકાશીલ થયા તો હતા, તોપણ લોકસમુદાયની ઇચ્છાની વિરુદ્ધ થતાં તેઓ ડર્યા આખુ પારિસ ફ્રાન્સનુ ગૌરવ વધારનાર અને તેનુ રક્ષણ કરનાર વીર પુરુષને માન આપવા ઉત્સુક થયુ હતુ તેથી નેપોલિયનને જાહેર સન્માન આપવા માટે ૧૦ મી ડિસેમ્બરનો દિવસ નક્કી કરવામા આવ્યો આ સમારભમાટે લક્ઝેમ્બર્ગનો રાજમહેલ શણગારાવા લાગ્યો શત્રુરાજ્યો પાસેથી નેપોલિયને જીતેલી રંગબેરંગી ધ્વજાઓ દિવાલો ઉપર ઠેકાણે ઠેકાણે લટકાવવામાં આવી હતી એક ઉંચી, સુંદર વેદી ઉપર ફ્રાન્સનુ રાજ્યતંત્ર વહન કરનારા પાચ ડિરેક્ટરો પ્રાચીન કાળના રોમન સેનેટરોના પોશાક પહેરીને બેઠા હતા તેમની ચારે બાજુએ દેશ વિદેશના એલચીઓ, મંત્રીઓ, અને બેઉ + સભા-

+ પ્રાચીન સમિતિ અને પ્રતિનિધિઓની સભા

ઓના સભાસદો બેઠા હતા દરબાર હૉલની ચારે બાજુએ આવેલા ઝરૂખાઓ પારિસના આગેવાન પ્રતિષ્ઠિત પુરુષોથી અને સૌન્દર્યવતી મહિલાઓથી ચીકાર ભરાઇ ગયા હતા વખતો વખત યુદ્ધના વાજીંત્રોમાથી વીરરસપૂર્ણ સૂર નીકળતા હતા, અને નેપોલિયનના માનમા ફોડવામા આવેલી તોપોના અવાજથી તેમજ હજારો મનુષ્યોના એકસામટા હર્ષનિનાદથી દિશાઓ ગાજી ઉઠતી હતી નેપોલિયનના પરાક્રમની હકીકતથી બધાએ વાકેફ હતા, હવે તો તેને નજરો નજર જોવાનેજ સર્વ ઉત્સુક બન્યા હતા દિવાનખાનામા, આગણામા અને નજીકના રાજમાર્ગ ઉપર લોકોની ઠઠ જામી હતી. એવામા રણશિગડાનો અવાજ થયો અને નેપોલિયન આવે છે એ વાત લોકોમા જાહેર થઈ તેના દર્શન કરવાને હજારો નેત્ર આતુર બની ગયા હતા તેણે ઘણોજ સાદો પોશાક પહેર્યો હતો તેની સાથે ટલિરેન્ડ તથા તેના અગરક્ષકો ચાલતા હતા તેને જોતાજ ચારે બાજુએથી એવા હર્ષનાદ થવા લાગ્યા કે તેમા તોપોના ગડગડાટ પણ ડૂબી ગયા હજારો માણસો એકેઅવાજે તેના દીર્ઘાયુષ્યની કામના કરવા લાગ્યા

ટલિરેન્ડે નેપોલિયનનુ જાહેરમા ઓળખાણ કરાવતાં કહ્યુ કે—" પ્રજાસત્તાક રાજ્યના આરભના સમયમા અમુક વ્યક્તિ અત્યત બળવાન થવાથી શહેરીઓની સમાનતાનો નાશ કરવા તત્પર થાય છે નેપોલિયનની વધતી જતી સત્તા જોઇને મને તેને માટે પણ એવાજ પ્રકારનો અદેશો રહેતો હતો પણ થોડા સમયમાંજ મને મારી ભૂલ સમજાઈ ગઈ જ્યારે તેના ચારિત્ર્યમાં વિલાસપરાયણતા તરફ વિરાગ, અભ્યાસ પ્રતિ દૃઢ અનુરાગ અને અહકાર તથા એવી બીજી નીચ પ્રવૃત્તિઓ તરફ સખત તિરસ્કાર એવા એના અનેક સદ્ગુણો હુ જોઉ છુ ત્યારે તેના ઉચ્ચાભિલાષ જોઇને ભયભીત ન થતાં હું એવી આશા રાખુ છુ કે એક દિવસ આખી પ્રજાના કલ્યાણમાટે એના ઉચ્ચાભિલાષને વિશેષ જાગૃત કરવાની જરૂર પડશે તેના દિનપ્રતિદિન વધતા જતા સામર્થ્યમા ભય રાખવા જેવુ કશુ નથી એટલુજ નહિ, પણ તેમા આખી ફ્રેન્ચ પ્રજાના ઉદ્ધારની ચાવી રહેલી છે "

નેપોલિયનને આવુ અસામાન્ય સન્માન મળ્યુ તોપણ તેના ચિત્તની સ્થિરતા લેશમાત્ર પણ ક્ષુભિત થઈન હતી તેણે ઉભા થઇને ફ્રેન્ચ પ્રજાને જે ઉત્તર આપ્યો તેમા પોતાનાં વખાણનો અથવા પોતે કરેલાં મહાન્ કાર્યનો ઉલ્લેખ પણ કર્યો નહિ. તેના ભાષણના શબ્દે શબ્દે સાભળવા માટે લોકોની ઉત્સુકતા એટલી બધી વધી ગઇ કે ચારે દિશાએ ગભીર શાતિ પથરાઇ ગઇ તે બોલતો બધ રહ્યો એટલે કાનને બહેરા કરી નાખે એવા પોકાર અને તાળીઓના ગડગડાટથી તેને વધાવી લેવામાં આવ્યો " નેપોલયન ઘણુ જીવો ! " " ઇટાલિનો વિજેતા " " ફ્રાન્સનો ઉદ્ધારક " " યૂરોપમાં સુલેહ પ્રવર્તાવનાર નેપોલિયન " એવા અનેક પ્રકારના પોકાર ચારે દિશા-

એથી થયા ડિરેક્ટર બારાસે કહ્યુ કે "કુદરતે પોતાની તમામ શક્તિઓને એક શરીરમાં ભરીને નેપોલિયનને ઉત્પન્ન કર્યો છે ' પછી તેણે નેપોલિયન તરફ ફરીને કહ્યુ કે "ફ્રાન્સની મહાન પ્રજાનુ હડહડતુ અપમાન કરનાર પ્રજાને શિક્ષા કરીને, યુદ્ધોમા વિજય પ્રાપ્ત કરીને તમારા જીવનને અલકૃત કરજો લડનના પ્રધાનમડળને એવો ભય ઉત્પન્ન કરજો કે ફ્રાન્સની સ્વતત્ર પ્રજાના સામર્થ્યની તુલના કરતાં બીજી પ્રજાઓ વિચાર કરે ઈગ્લડ દેશની ઉદાર પ્રજા એક અવાજે તમારો સત્કાર કરવા તૈયાર છે " *

વચમા વચમાં ફ્રાન્સનુ પ્રજાકીય સગીત ગવાતુ હતુ લોકોના હૃદય પૂરજોસથી ઉભરાઇ ગયા હતા આ પ્રસગે ડિરેક્ટરો પણ તેમની નેપોલિયન પ્રતિની ઈર્ષ્યા ભૂલી ગયા અને લાગણીને વશ થઇને તેમણે પાચે જણે તેને પ્રેમાલિગન દીધુ રણશિગડાંના નિનાદ, તોપોની ગર્જના અને અગણિત મનુષ્યોના પોકારથી આકાશ ગાજી ઉઠ્યુ એક ઇતિહાસકાર કહે છે કે "આ પ્રસગે એકે એક માણસ હર્ષોન્મત્ત બની ગયો હતો અને તેજ વખતથી આખો ફ્રાન્સ દેશ એક અસાધારણ શક્તિસપન્ન મનુષ્યને આધીન થઈ ગયો હતો "

પારિસ નગરમા ત્યાના પ્રસિદ્ધ પડિતો અને વિજ્ઞાનીઓનુ એક પ્રતિષ્ઠિત મડળ હતુ નેપોલિયનને એ મડળે પોતાનો સભાસદ ગણ્યો અને ત્યાં પધારવાનુ તેને નિમત્રણ મોકલ્યુ તેના જવાબમા નેપોલિયને લખ્યુ કે "આ મડળના સુપ્રસિદ્ધ સભાસદોના નિમત્રણથી મને ઘણુ માન મળેલુ હું માનુ છુ તેમની કક્ષામા ઉભા રહેવાની મને ઇચ્છા હોય તો મારે ઘણા વર્ષસુધી તેમના શિષ્ય થઇને અધ્યયન કરવાની જરૂર છે એમ હુ સારી રીતે જાણુ છુ જે વિજય મેળવ્યા પછી કદિ પણ પશ્ચાત્તાપ કરવો ન પડે તેજ-એટલે કે અજ્ઞાન ઉપર મેળવેલો વિજયજ યથાર્થ વિજય છે જ્ઞાનની વૃદ્ધિ અને બુદ્ધિનો વિકાસ થાય એવી પ્રવૃત્તિ દરેક જનસમાજને માટે અત્યત આવશ્યક અને પ્રશસનીય છે. મનુષ્યને પ્રાપ્ત થઈ શકે તેટલુ સપૂર્ણ જ્ઞાન મેળવવુ અને પોતાનાજ સ્વતત્ર પ્રયાસથી નવા વિચારો ઉત્પન્ન કરવા એમાજ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનુ ખરેખરૂ ગૌરવ રહેલુ છે એવી ધારણા આજથી થવી જોઇએ "

પારિસમા આવ્યા પછી નેપોલિયને લશ્કરી અમલદારનો પોશાક કહાડી નાખ્યો અને બીજા મુલકી અમલદારોનો પોશાક પહેરવા માડયા તે પોતે ઉપરોક્ત સભામા હમેશા એક તત્ત્વજ્ઞ અને વિજ્ઞાની તરીકે હાજર થતો હતો તેની બુદ્ધિ એવી સર્વ-

* અત્રે ધ્યાનમા રાખવાનુ એ છે કે ઇગ્લડનો પ્રજાવર્ગ નેપોલિયન તરફ પ્રેમની નજરથી જોતો હતો માત્ર ત્યાના ઉમરાવો, પ્રધાનમડળ અને ધર્મગુરુઓનેજ તેના તરફ

ગ્રાહી હતી કે દરેકે દરેક વિષય ઉપર તે અધિકાર મેળવી લેતો અને જે જ્ઞાન મેળવવા માટે બીજાઓએ વર્ષનાં વર્ષ ગાળ્યા હોય તેનુ તારતમ્ય તે એક કલાકમાં સમજી જતો. જેટલી ત્વરાથી તેણે રણસંગ્રામમા પોતાનુ સર્વોપરિપણું સ્થાપિત કર્યું તેટલીજ ત્વરાથી તેણે વિદ્યાના વિષયોમા પણ પોતાની પ્રતિષ્ઠા બેસાડી દીધી

બુર્બોન વંશીય રાજાઓને ફરીથી રાજ્યાસનપર બેસાડવા માટે રાજાના પક્ષકારોએ આ વખતે પાછો ભારે પ્રયત્ન કર્યો નેપોલિયન રાજાસત્તાક રાજ્યનો વિરોધી ન હતો, પરંતુ બુર્બોન વંશીય રાજાઓ પ્રજાવર્ગને કચરીને માત્ર ઉમરાવોની વિલાસપરાયણતાને પોષતા હતા તેથી તેઓનો ફરીથી અમલ ન થાય એવી તેની ઈચ્છા હતી આવા હેતુથી તે હમેશા ડિરેક્ટરોને સલાહસૂચનાઓ આપતો તેઓ પણ જ્યારે ગૂચવાતા ત્યારે તેને પોતાના મંત્રણાગારમા બોલાવતા અને વિકટ રાજનૈતિક પ્રશ્નોવિષે તેની સલાહ લેતા એવે પ્રસગે તે પોતાની ઠરેલ અને ગંભીર મુખાકૃતિવડે તેમજ સર્વોપરિ બુદ્ધિના પ્રભાવવડે અનુભવી ડિરેક્ટરો ઉપર પણ પોતાની નૈતિક સત્તા બેસાડી શક્યો અને એક પિતા પોતાના બાળકોને સૂચના આપે એવી ઢબથી તે વયોવૃદ્ધ ડિરેક્ટરોને સૂચના આપતો અને તેઓ પણ તેના બુદ્ધિવૈભવથી ખુશ થઇને તેની સૂચનાઓ વગર તકરારે માન્ય રાખતા

હવે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય સાથે એકલા ઇગ્લંડ સિવાય આખા યૂરોપે સલાહ કરી હતી ઈગ્લંડ હજી પણ તેને ઉપદ્રવ કરવામા બાકી રાખતુ ન હતુ, ફ્રાન્સ સાથે સલાહ કરવાની તે લેશ પણ વલણ બતાવતુ ન હતુ એટલુજ નહિ પણ ફ્રેન્ચ પ્રજાને તેમના પદભ્રષ્ટ થયેલા રાજાઓનો અમલ સ્વીકારવાની ફરજ પાડવાના હેતુથી તેની સાથે લડાઇમા ઉતરવાને યૂરોપના તમામ રાજ્યકર્તાઓને તે ઉશ્કેર્યા કરતુ હતું ઈગ્લંડે પોતાના અજેય નૌકાસૈન્યના બળવડે ફ્રાન્સનો પરદેશ સાથેનો વ્યાપાર તદ્દન તોડી નાખ્યો હતો ફ્રાન્સના સૈન્યની તેને બીક ન હતી, કેમકે સમુદ્રકિનારાવડે પોતે સુરક્ષિત હતું આથી કરીને તેનાં વહાણ બેધડક ફ્રાન્સના બંદરો ઉપર ધસ્યા આવતા અને બને તેટલુ નુકશાન ' કરીને ચાલ્યા જતાં આથી કરીને હવે આત્મસંરક્ષણને માટે ખુદ ઈગ્લંડ ઉપરજ સ્વારી કરવાની પારિસના ડિરેક્ટરોને ફરજ પડી અને તેમણે નેપોલિયનને સેનાધિપતિનુ પદ આપ્યુ આ પ્રમાણે પર રાજ્યને જીતવા માટે નહિ પણ સ્વદેશનુ રક્ષણ કરવાને માટે નેપોલિયનને બીજીવાર યુદ્ધ કરવાની જરૂર પડી તેણે ઈગ્લંડની સામેના ફ્રાન્સના કિનારાનુ બારીકીથી અવલોકન કર્યું ત્રણ સેનાપતિઓને સાથે લઇને તેણે આઠ દિવસસુધી કિનારા ઉપર ભ્રમણ કર્યું સમુદ્રકિનારે આવેલી જગ્યાઓ, કિલ્લાઓ, બંદરો, વહાણો, સર્વને તપાસી લીધા, ખલાસીઓ, માછીઓ, વગેરે સાથે પુષ્કળ

મસલત ચલાવી ઇંગ્લંડ ઉપર ચઢાઈ કરવામાં કેટલું જોખમ સમાયેલું છે તેની ડહાપણપૂર્વક તુલના કરી અને ડિરેક્ટરોને જણાવ્યું કે ઈંગ્લંડ ઉપર સ્વારી કરવાનું કામ ઘણું જ જોખમભરેલું છે. હું તે માથે લઈ શકીશ નહિ આવું દેખીતું જોખમ ખેડીને મારા સુંદર દેશને હું સંકટમાં મૂકીશ નહિ" પણ તેની સાથે ઈંગ્લંડની સત્તા ઉપર સખત પ્રહાર કરવાની તેણે એક બીજી સુલભ યોજના ઉભી કરી.

મિસર દેશ જો ફ્રાન્સના હાથમાં આવે તો ત્યાં રહ્યા રહ્યા જે વિશાળ સામ્રાજ્ય ઇંગ્લંડ હિંદુસ્તાનમાં મેળવતું હતું તેના ઉપર ત્રાપ મારી શકાય, એ વિચાર કેટલાક વખતથી તેના મનમાં રમ્યા કરતો હતો મિસર સબંધી પૂરતી માહીતી મેળવવા માટે તેણે બજારમાંથી તેમજ પુસ્તકશાળાઓમાંથી ગાડાનાં ગાડાં ભરાય એટલાં પુસ્તકો મંગાવ્યાં અસાધારણ ત્વરાથી તે બધાં પુસ્તકોને તે જોઈ ગયો અને તેના માનસિક સંગ્રહસ્થાનમાં મિસર દેશને લગતી દરેકે દરેક ઉપયોગી બાબત ભરી લીધી એમાંનાં ઘણાં પુસ્તકો હજી પણ પારિસની પુસ્તકશાળાઓમાં મોજૂદ છે અને તેમના હાંસિયામાં નેપોલિયને પોતાના હાથે જે ટિપ્પણો લખ્યાં છે, તે જોતાં તેનાં અસામાન્ય બુદ્ધિ અને સામર્થ્યનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી

આટલું છતાં પણ નેપોલિયનની સત્તાને દિવસે દિવસે વધતી જતી જોઈને ડિરેક્ટરો મનમાં ગભરાવા લાગ્યા કે રખેને તે પોતાના સામર્થ્યવડે તેમની સત્તાને ઉથલાવી નાખે અને ફ્રાન્સનું રાજ્યતંત્ર પોતાના હાથમાં લઈ લે તેથી તેને વગર વિલંબે કેદ કરવા માટે પોલિસ વિભાગના પ્રધાન ફુશને હુકમ કર્યો તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન ફુશે જવાબ આપ્યો કે "નેપોલિયન બોનાપાર્ટ એવો માણસ નથી કે તેને કેદ કરી શકાય, તેમ ફુશ પણ એવો માણુસ નથી કે આવું કામ કરવાને તૈયાર થાય" પણ અફસોસની વાત એ છે કે એજ માણુસ ભવિષ્યમાં વિશ્વાસઘાત કરીને નેપોલિયનને પાયમાલ કરનાર નીકળ્યો !

બીજી તરફ આખા યૂરોપમાં સ્વતંત્ર રાજ્યતંત્રને પસંદ કરનારા લોકો નેપોલિયનને સ્વાતંત્ર્યનું રક્ષણ કરનાર માનીને તેના ગુણની પ્રશંસા કરવા લાગ્યા હતા દરેક દેશની પ્રજા તેને પોતાનો રક્ષક અને શુભેચ્છક માનતી હતી ખુદ ઇંગ્લંડમાં પણ એવો એક બળવાન વર્ગ ઉત્પન્ન થયો હતો તેઓ રાજાની આપખુદી સત્તા અને ઉમરાવ વર્ગના તોરથી કંટાળી ગયા હતા તેઓ હમેશાં નેપોલિયનની પ્રશંસા કરવાનું અને રાજનૈતિક ચર્ચાઓ વખતે તેનો પક્ષ લેવાનું ચૂકતા નહિ. તેની અસામાન્ય બુદ્ધિ, એક સાધુના જેવી નીતિ, અથાગ ઉત્સાહ, તેનાં ભાષણનાં પ્રત્યેક વાક્યની અદ્ભુત છટા, અને યશસ્વી પરાક્રમને લીધે લોકો તેના ઉપર અત્યંત આફરીન થઈ ગયા હતા ઈંગ્લંડ ઉપર નેપોલિયન ચઢી આવનાર છે એ વાત પ્રસિદ્ધ થઈ હતી અને ઈંગ્લંડની રાજસત્તાનો તે કટ્ટો અને ભયંકર શત્રુ મનાઈ ચૂક્યો હતો, તો

પણ ત્યાંની રૈયતમાના એકે એક માણુસનુ હૃદય તેના તરફ પ્રેમથી આકર્ષાતુ હતુ. + લોકોની પ્રીતિનુ આવુ વલણુ જોઇને રાજાનુ સિહાસન ડોલવા લાગ્યુ ઉમરાવ-વર્ગમા ખળભળાટ મચી રહ્યો લોર્ડ ચેથામ, જે તે સમયે ઇગ્લડનો મુખ્યપ્રધાન હતો તેણે એકવાર સાચે સાચી હકીકત જાહેર કરી હતી કે "જો આપણે ફ્રાન્સ સાથે ન્યાયથી વર્તવા જઈએ તો ઇગ્લંડનુ રાજ્યતત્ર ચોવીશ કલાક પણ ટકી શકે નહિ."

હવે આવા પ્રકારના લોકમતને ફેરવવાની તથા નેપોલિયનની લોકપ્રિયતા ઉપર પ્રહાર કરવાની ઇગ્લડના રાજદ્વારી પુરુષોને જરૂર પડી. તેથી કરીને તેમણે એ કાર્ય પાછળ પોતાની બુદ્ધિનો તથા ધનનો છૂટથી ઉપયોગ કરવા માડયો જેને પરિણામે ઇગ્લડમાથી નેપોલિયનની નિદા તથા બદનક્ષીથી ભરેના હજારો ચોપાનીઆ બહાર પડવા લાગ્યા તેમા તેને અત્યત વ્યભિચારી, નિર્દય, લોભી, કજુસ, મનુષ્યોની કતલ કરવામા આનદ માનનારા હડહડતા રાક્ષસ જેવો વર્ણવ્યો હતો ઇગ્લડના વર્તમાનપત્રો આવા નિદાવાક્યથી ભરાઇને બહાર પડતા હતા આ નિદાવાદ તરફ જે ઉદારતા ભરેલી બેપરવાઈ તેણે બતાવી હતી તે જોતા આપણુને આશ્ચર્ય ઉત્પન થાય છે તે પોતે કહે છે કે ઇગ્લડના પ્રધાનમડળે મારી બદનક્ષીથીભરેલુ સાહિત્ય મારી પ્રતિષ્ઠાને હાનિ પહોચાડવાના હેતુથી યુરોપમા સર્વત્ર ફેલાવી દીધુ છે, પણ તેમાનુ એક પણ ચોપાનીયુ માત્ર એકજ જમાના પછી જોવામા આવશે નહિ જ્યારે તેમનો જવાબ આપવા માટે મને મારા મિત્રો તરફથી દબાણ કરવામાં આવે છે ત્યારે હુ તેમને એટલુજ કહુ છુ કે મે યુદ્ધોમાં મેળવેલા વિજય અને પ્રજાનાં કલ્યાણુને માટે કરેલા પ્રયાસ એજ તેમને માટે સારામા સારો જવાબ થઈ પડશે આ નિદાત્મક ચોપાનીઆ કાળના અધકારભર્યા ઉંડાણુમા વિલીન થઈ જશે અને સાધારણ પ્રજાવર્ગના કલ્યાણુને માટે મે જે પ્રયાસ કર્યા છે, * તેમને માટે જે કાયદાઓ ઘડયા છે, તે અનેક સૈકાઓસુધી વશપરપરાને માટે કાયમ રહેશે અને ભવિષ્યના ઇતિહાસકારો મારા ઉપર ગુજરેલા ગેરઇન્સાફનો બદલો વાળશે. ધન્ય છે નેપોલિયનને ! ધન્ય છે તેની ઉદારતાને ! તેની ભવિષ્યવાણી અક્ષરે અક્ષર સાચી પડી છે આજે એકે એક દેશમાં અનેક માણસો તેના વીરત્વની

+ નેપોલિયન તરફ ઇગ્લડની રૈયતની કેટલી પ્રીતિ હતી તેની સાબીતી એ છે કે જ્યારે થોડા વખત પછી ઇગ્લડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થઈ આખી પ્રજાએ હર્ષમાં આવી જઇને ઉત્સવ કર્યો હતો તેની સાથે લઢવામા પ્રજા તો તદ્દન નારાજ હતી

ભા૦ ક૦

* એ કાયદાઓ આજ પણ ફ્રાન્સમા ચાલે છે અને બીજી પ્રજાઓએ તેમનુ અનુકરણ કર્યું છે

ભા૦ ક૦

તથા ગુણની પ્રશસા કરેછે સ્વતત્રતાના એકે એક ઉપાસકને મન તે દેવતુલ્ય પૂજનીય થઇ પડયો છે

પારિસમા ૨૧ મી જાન્યુઆરીનો દિવસ રાજાના વધની જયતિ તરીકે જાહેર ઉત્સવમા ગણાતો હતો નેપોલિયનના ઉદાર દિલને આ જગલીપણુ પસદ ન હતુ તે કહેતો કે એ ઘણોજ શોકપૂર્ણ પ્રસગ છે અને તેની વાર્ષિક જયતિ ઉજવીને હર્ષ જાહેર કરવો એ શરમભરેલુ છે જો જયતિજ ઉજવવી હોય તો આપણી પ્રજાએ મેળવેલી ફતેહોનીજ ઉજવવી જોઇએ પણ ડિરેકટરોએ તેને જણાવ્યુ કે તમે આ પ્રસગે હાજરી નહિ આપો તો તેથી લોકોના મન ઉપર અવળી અસર થશે અને પ્રજાસત્તાક રાજ્યને હાનિ પહોંચશે આથી કરીને તે ત્યા ગયો. લોકો તેનેજ જોવાને માટે આતુર હતા તે આવ્યો એટલે તેની પ્રતિભા આગળ બીજા બધા ઝાખા પડી ગયા અને નેપોલિયન ઘણુ જીવો' ના પોકાર થવા લાગ્યા રસ્તામા લોકો છચોક બોલતા હતા કે 'આપણે નાના નાયકને ( નેપોલિયનને ) આપણો રાજા બનાવીએ અને પેલા વકીલોને ઝાડુ આપીએ તો કેમ ? ડિરેકટરોને આથી દહેશત લાગી અને તેથી તેમણે નેપોલિયનને મિસર જવા માટે ભારે ઉલટથી અનુમતિ આપી, તેમજ અત્યત ઉત્સાહ-પૂર્વક તૈયારી કરવા માંડી તેઓ અતકરણપૂર્વક એવી આશા રાખતા હતા કે આટલે દૂર જવાથી તે ભાગ્યેજ જીવતો પાછો આવશે





# प्रकरण १२ मुं--मिसर उपर स्वारी १७९८



ઇંગ્લંડ ઉપર સ્વારી કરવાની તજવીજ ચાલતી હતી ત્યારે પણ નેપોલિયને પોતાના સેક્રેટેરીને કહ્યુ હતું કે "જો આ કાર્ય દુર્ઘટ માલમ પડશે તો એજ સૈન્યવડે આપણે મિસર જઈશુ" ઇંગ્લંડ ઉપર સ્વારી લઈ જવામા અત્યત જોખમ સમાયલુ છે એવુ ડિરેક્ટરોને જાહેર કરતી વખતે તેણે મિસર ઉપર સ્વારી લઇ જવાનો આગ્રહ કર્યો, અને કહ્યુ કે "એકવાર જો આપણો અધિકાર એ પ્રદેશમા દૃઢ થાય તો ભૂમધ્ય સમુદ્ર તો ફ્રાન્સનુ એક સરોવરજ બની જાય, પૌર્વાત્ય પ્રદેશોના તમામ વ્યાપારીમાર્ગોનુ કેન્દ્રસ્થાન કેરો થઇ પડે, અને હિંદુસ્તાન સાથેનો વ્યાપાર આફ્રિકાની દક્ષિણેથી ન ચાલતા રાતા સમુદ્રમા થઇનેજ ચાલવા લાગે ત્યાથી સાઠ હજાર માણસો લઇને હુ સિંધુ નદી ઓળગીને હિંદુસ્તાનમા દાખલ થાઉ અને અગ્રેજોથી અસતુષ્ટ થએલી ત્યાની દેશી પ્રજાને મુક્ત કરી અગ્રેજોને હિંદમાથી હાંકી કહાડુ, અને હિંદુસ્તાનની પ્રજાનુ હરેક પ્રકારે કલ્યાણ થાય એવુ ઉદાર રાજ્યતત્ર ત્યા પ્રવર્તાવુ ત્યાના લોકો આપણને દાસત્વમાથી અને જૂલમમાથી મુક્તિ અપાવનાર તરીકે આશિષ આપશે આર્મિનિયા અને સિરિયાના ખ્રિસ્તીઓ જેમને તુર્ક લોકો ઘણા જમાના થયાં પીડતા આવ્યા છે તેઓ આપણા સૈન્યમા જોડાશે અને એવી રીતે આપણે આખા જગતનુ ભાવિ પલટાવી નાખીશુ"

સામા પક્ષના ઇતિહાસકારો એવી તકરાર લાવે છે કે નેપોલિયનને મિસર દેશ ઉપર સ્વારી કરવાનો શો હક્ક હતો? પણ ત્યારે ગરીબડા હિંદુસ્તાનને શસ્ત્રના બળથી જીતી લેવાનો ઇંગ્લંડને શો અધિકાર હતો? લિવરપૂલ અને માન્ચેસ્ટરની પેદાશોથી ભરેલા હજારો વહાણ મુબઈ અને કલકત્તાના બદરોમા દાખલ થાય છે અને હિંદની દોલતથી પોતાના સ્વદેશમાં દોલતની રેલછેલ કરી મૂકે છે તે કયા હક્કથી?

નેપોલિયનનો મિસર જવાનો હેતુ તદ્દન જૂદા પ્રકારનો હતો તે રક પ્રજાને જીતવા નહિ પણ જૂલમગાર રાજાઓની બેડીઓમાથી તેને છોડાવવાને અને ઉન્નત બનાવવાને જતો હતો

મિસર દેશની પ્રાચીન જાહોજલાલીના અવશેષ અને સ્મરણચિન્હો હજી પણ સુધરેલી દુનિયાની પ્રશસા પામે છે અને વર્તમાન સસ્કૃતિનો ગર્વ રાખતી પ્રજા ઓને પણ આશ્ચર્ય ઉપજાવે છે તેનો ઉત્તર કિનારો ભૂમધ્ય મમુદ્રથી અને પૂર્વ કિનારો રાતા સમુદ્રથી મર્યાદિત થએલો છે આફ્રિકાના અગોચર પ્રદેશોમાંથી આવતી નાઇલ નદીનો વિશાળ પટ વ્યાપારને માટે મિસર દેશને અનુકૂળ બનાવે છે તેની રસાળ જમીન એજ નદીના કાપની બનેલી છે પણ સમુદ્રકિનારેથી થોડે દૂર જતા રસાળ પ્રદેશ છેક સાકડો બનતો જાય છે અને તેની બેઉ બાજુએ આવેલા રેતાળ અને ઉજ્જડ રણમા સમાઇ જાય છે એ પ્રદેશમા વરસાદ બિલકુલ વરસતોજ નથી વરસાદનુ એક પણ ટીપુ પડયા વગર વર્ષોના વર્ષ વહી જાય છે ગ્રીક રાજાઓના સમયમાં એટલે અઢી હજાર વર્ષ ઉપર ત્યા બે કરોડ માણસની વસ્તી હતી, પણ વર્તમાન મમયમા રાજ્યકર્તાઓના જુલ્મને લીધે અને રૈયત ઉપર પડતા રાક્ષસી ત્રાસને લીધે વસ્તી ઘટી જઇને માત્ર પાચ લાખ માણસોજ રહ્યા છે અઢારમા સૈકાના અતરમાં એટલે નેપોલિયનના સમયમા એ પ્રદેશ તુર્ક લોકોના હાથમા હતો અને બીજો સત્તાધારી વર્ગ મામેલુક લોકોનો હતો તેઓ પણ રૈયતને પીડવામા બાકી રાખતા નહિ ઘોડેસ્વારી કરવી અને લૂટફાટ ચલાવવી એજ તેમની મુખ્ય પ્રવૃત્તિઓ હતી તેમના સરદારો ઇબ્રાહિમ અને મુરાદ બે નામના બે સેનાપતિઓ હતા અને તેઓજ આખા મિસરના કુલ માલિક હતા એમ કહીએ તો ચાલે આ તુર્ક અને મામેલુક સિવાયના બીજા રહેવાસીઓની દુર્દશામા કશી મણા ન હતી ઉપર કહેલી બે જાતિઓની સેવા કરવા અને આજ્ઞા ઉઠાવવા સિવાય તેમને માટે જિદગીનુ કશુ પ્રયોજનજ ન હતુ

નેપોલિયનની ધારણા એવી હતી કે આ તમામ અત્યાચારનો અત લાવવો અધકારમા સડતા મિસરવાસીઓને સસ્કૃતિનો ચેતનપ્રદ પ્રકાશ આપીને તેમનામા જ્ઞાન મેળવવાની વૃત્તિને પ્રદીપ્ત કરવી અને ત્યાં એવા કલ્યાણકારક રાજ્યતત્રની સ્થાપના કરવી કે જેથી એ લોકો સુખ અને ઐશ્વર્યની પ્રાપ્તિ કરી શકે અને પોતાનુ નામ તમામ પાર્વાત્ય પ્રદેશોમા ઉદ્ધાર કરનાર તરીકે ચિરસ્મરણીય રહે વળી એજ અવનત પ્રજાઓ તેના આભાર નીચે આવીને તેના સૈન્યમા જોડાય, તેમની મદદથી હિદુસ્તાનમાં ઇગ્લડે મેળવેલા સામ્રાજ્ય ઉપર પ્રહાર કરી શકાય અને પોતાને સમુદ્રના કુલ માલિક માનતા ઇગ્લડને ખબર પડે કે તેનો ગર્વ ઉતારે એવી અન્ય પ્રજા છે ખરી આ યોજનાઓ ઘણી મહાન અને ભવ્ય હતી પણ તે પૂર્ણ કરવાની ઇશ્વરની મરજી ન હતી

પરદેશ ઉપર સ્વારી કરવાની તૈયારી કરવામા જો સાહિત્ય, વિજ્ઞાન અને કલાને મહત્ત્વ આપવામાં આવ્યું હોય તો પ્રથમ નેપોલિયનેજ આપ્યુ એમ કબૂલ કરવુ

પડશે તેણે ચૂટી કઢાડેલા છેતાળીશ હજાર યોદ્ધાઓનુ અને પોતે પસદ કરેલા સર્વોત્તમ લશ્કરી અમલદારોનુ સૈન્ય એકત્ર કર્યું એ સૈન્યની સાથે સર્વશ્રેષ્ઠ વિજ્ઞાન-શાસ્ત્રીઓ, ઇજનેરો અને ભૂગોળવેત્તાઓને પણ લેવામા આવ્યા હતા વિજ્ઞાન, પ્રાચીન ઇતિહાસ અને ભૂગોળ વિગેરેને લગતી શોધખોળ કરવાના સાધનોનો પુષ્કળ ભડાર પણ સાથે રાખવામા આવ્યો હતો એકે એક પ્રકારની કળાનો ખાસ અનુભવ ધરાવનારા ચુનદા કારીગરોને આખા યૂરોપમાથી—જ્યાથી મળ્યા ત્યાંથી વીણી વીણીને સાથે લીધા હતા પૂર્વના પ્રદેશોની જૂદી જૂદી ભાષાઓની લિપિઓના બીબા, છાપ-ખાનાને લગતો તમામ સરસામાન અને છાપનારાઓને સાથે લીધા મોટા મોટા પડિતો અને વિજ્ઞાનીઓ, પોતાને કયાં લઇ જવાના છે તે તેમના જાણવામા ન હતુ છતા તેઓ ઘણી આતુરતાથી નેપોલિયનની સાથે જવાને તૈયાર થયા **આવી સામગ્રી સાથે કોઈ પણ સેનાપતિએ પરદેશ ઉપર આક્રમણ કર્યું નથી.**

આ બધી તૈયારી કરવામા નેપોલિયને પોતાની અથાગ કાર્યકુશળતાનો અને સામર્થ્યનો ઉપયોગ કરવા માડયો તેની ઑફિસમાથી ઉપરાઉપરિ આજ્ઞાઓ છૂટવા લાગી રાત અને દિવસ કામ કામ અને કામમા તે મશગૂલ થઇ ગયો દરેક ખાતા ઉપર તે જાતે દેખરેખ રાખતો, ઝડપથી ઠેકાણે ઠેકાણે ફરી વળતો, પડિતો અને સેનાપતિઓ સાથે મસલત કરતો, વહાણોનો જમાવ કરતો અને જરૂરની વસ્તુઓનો સગ્રહ કરાવતો તેની સર્વગ્રાહી બુદ્ધિ ઝીણામા ઝીણી બાબતની પણ વ્યવસ્થા કરવા ચૂકી ન હતી

પરતુ આ બધી તૈયારીઓ ઘણીજ છુપી રીતે કરવાની જરૂર હતી. પોતે કયા જવાનો છે તેની ઇંગ્લડને ખબર પડી જાય તો તે પોતાના અજય્ય નૌકાસૈન્યવડે તેને જતોજ અટકાવે અને મામેલુક લોકોને આગળથી ચેતવણી આપીને તેમને લડા-ઇની વધારે સારી તૈયારી કરવાની તક આપે માટે તમામ યોજનાઓ બધબારણે ઘડાતી હતી અને સ્વારીની દિશા તથા કાર્યક્રમ પૂરેપૂરા ગુપ્ત રાખવામા આવ્યા હતા

ફ્રાન્સની જૂદી જૂદી ચાર જગ્યાએ સૈન્ય અને વહાણોને એકત્ર કરવામા આવ્યાં ટુલોન અને જીનોઆ પણ તેમાના મુખ્ય કેન્દ્ર હતા પરતુ નેપોલિયન યુદ્ધને માટે મોટા પાયા ઉપર તૈયારી કરે છે એ વાત તો ગુપ્ત રહે એમ ન હતુ આખા યૂરો-પમા તે વાત વગે ફેલાઇ ગઈ અને તે વિષે અનેક પ્રકારની વિચિત્ર અટકળો થવા લાગી. નેપોલિયને પોતાનો કાર્યક્રમ એટલે સુધી ગુપ્ત રાખ્યો હતો કે લશ્કરને તો શુ પણ સેનાપતિઓને પણ પોતે કયા જવાના છે તેની જરાએ ખબર પડી ન હતી દરેકના મનમા એજ પ્રશ્ન ઉઠતો હતો કે "નેપોલિયન જાય છે કયા?" કોઇ કહેતા કે તે "કાળા સમુદ્ર તરફ જાય છે"—"હિંદુસ્તાન જાય છે"—'સુએજની નહેર ખોદાવવા જાય છે"—"આયર્લૅંડ જાય છે"—"લડન તરફ જાય છે" ઇંગ્લડના

પ્રધાનમંડળને પણ ફાળ પડી તેઓ જાણતા હતા કે આટલી બધી તૈયારી કશા ઉદ્દેશ વગરની હોયજ નહિ તેઓ જાણી ગયા કે તોફાનનું વાદળું ઘેરાય છે પણ તે કયી દિશાએ તૂટી પડશે તેની અટકળ તેમનાથી થઇ નહિ તેથી તેમણે પણ એક અત્યંત બળવાન નૌકાસૈન્ય સજ્જ કરાવ્યું અને તેનું ઉપરિપણું મહાવીર સેનાપતિ નેલ્સનને આપીને તેને ભૂમધ્ય સમુદ્ર ઉપર ચોકી રાખીને નેપોલિયનની હિલચાલ ઉપર નજર રાખવાને મોકલી દીધો

નેપોલિયન ટુલોન બંદરેથી સમુદ્રયાત્રા કરવાનો હતો જોસેફાઇન પણ તેની સાથે ત્યાસુધી આવી તેને માન આપવાને સજ્જ થઇને હારબંધ ઉભેલા યોદ્ધાઓને શૂર ચડાવવાને તેણે કહ્યું,–"યોદ્ધાઓ ! જે સૈન્ય ઇંગ્લંડ ઉપર આક્રમણ કરવાને તૈયાર થયું હતું તેમાના તમે છો તમે પર્વત ઉપર, મેદાનોમાં અને નગરોમાં યુદ્ધ કરીને વિજય મેળવ્યો છે હવે તમારે સમુદ્ર ઉપર યુદ્ધ કરવાનું છે તમે પ્રાચીન રોમન વીરોનું અનુકરણ કર્યું પણ હજી તમે તેમની બરોબરી શકયા નથી રોમન લોકોએ કાર્થેજની સાથે સમુદ્ર ઉપર અને ત્યાર પછી જમીન ઉપર ઝામના રણસંગ્રામમાં યુદ્ધો કર્યા હતા તેમણે ધૈર્ય, પરાક્રમ અને એકસંપી બતાવવામાં ન્યૂનતા રાખી નથી અને તેથી વિજયલક્ષ્મીએ તેમની જયધ્વજાનો કદિ ત્યાગ કર્યો નથી યોદ્ધાઓ! આજે આખા યૂરોપની નજર તમારા ઉપર છે હજી તમારે અનેક યુદ્ધો અને પરાક્રમો કરવાના છે તમે તમારા સ્વદેશના ઐશ્વર્યને માટે, મનુષ્યજાતિના સુખને માટે અને તમારી પોતાની કીર્તિને માટે આજ સુધી જે કાંઇ કર્યું છે તે કરતા પણ અનેકગણું કાર્ય કરી બતાવવાનું હજી બાકી છે " આ ભાષણથી+ એક રીતે સ્વારીની દિશા અને મહત્ત્વ સૂચિત થયા પણ કયે ઠેકાણે જવાનું છે તે તો હજી નેપોલિયને યુક્તિપૂર્વક ગુપ્તજ રાખ્યું

મિસરમાટે પ્રયાણ કરતાં પહેલા તેણે ટુલોનમા એક દયાભરેલું કાર્ય કર્યું પ્રજાસત્તાક રાજ્યના ભયથી દેશાવર નાસી ગએલા લોકોની સામે એક ઘણાજ કઠોર અને નિર્દય કાયદાનો અમલ કરવામા આવતો હતો. નેપોલિયને તે કાયદાની સખ્તાઇ ઓછી કરી અને લોકોને કહ્યુ કે "લડાઇના સમયમા પણ સ્ત્રીઓ અને વૃદ્ધ પુરુષો તરફ ફ્રેન્ચ પ્રજા હમેશા માનની નજરથી જુએ છે એવુ જગત્ જોઈ શકે, તેવી રીતનુ વર્તન રાખજો "

૧૭૯૮ ના મે માસની ૧૯ મી તારીખે સૂર્ય પોતાની લાલ આભાથી પૂર્વાકાશને શોભાયમાન કરતો, ભૂમધ્ય સમુદ્રના ભૂરા જળરાશિ ઉપર પોતાની રતાશનુ પ્રતિબિંબ પાડતો ધીરેધીરે ક્ષિતિજ ઉપર ચડવા લાગ્યો નેપોલિયનને ઇટાલિથી પાછા આવ્યે હજી પૂરા પાચજ મહિના થયા હતા એટલી વારમા તો એક બીજા મહાન્ યુદ્ધની

+ કાર્થેજના દૃષ્ટાંતથી આફ્રિકાનુ સૂચન થયુ ભા૦ કં૦

તૈયારી કરીને સૈન્યસહિત પ્રયાણ કરવા માટે તે વહાણ ઉપર આરૂઢ થયો આકાશ નિર્મળ અને મેઘમુક્ત હતુ નેપોલિયન પોતાના સાવકા પુત્ર યુજિન સાથે ઓરિયેન્ટ નામના ગજાવર વહાણમા બેઠો તેનુ વિશાળ નૌકાસૈન્ય અર્ધ ચદ્રાકૃતિમાં ગોઠવાઇને અઢાર માઇલસુધી વિસ્તરાયુ હતુ આવાં કદાવર વહાણોનો આટલો મોટો સમહ અગાઉ કદિ પણ સમુદ્ર ઉપર પ્રયાણ કરવા નીકળ્યો ન હતો

જોસેફાઇન અને નેપોલિયનનો આ વખતનો વિયોગ ઘણોજ કરુણાજનક હતો તેણે એક ઉચી અટારી ઉપર બેઠા બેઠાં આસુથી ભરાઈ ગએલી આખે નેપોલિયનને રામરામ કર્યા, અને દૂર જતા વહાણ છેક નાના બનતાં બનતાં છેક દૂરના ક્ષિતિજમા અદૃશ્ય થઇ ગયા ત્યાંસુધી તેણે તેમના તરફ મીટ માંડીને જોયા કર્યું પોતાના પતિની સાથે જવાની તેને તીવ્ર ઇચ્છા હતી પણ મિસરમાં પ્રવાસ કરતાં સહન કરવાના ભારે સકટનો તથા જોખમનો વિચાર કરીને નેપોલિયને તેની ઇચ્છા પૂર્ણ કરી નહિ

માર્ગમા ઇટાલિના કિનારા આગળથી પસાર થતા નેપોલિયને દૂરબિન મગાવીને ત્યાના બરફથી ઢકાયલા પર્વતો જોઇને કહ્યુ “ આજ પર્વતોની પાસેના મેદાનોમા મે ઘણીવાર ફ્રચ સૈન્યને વિજય અપાવ્યો છે એના એજ યોદ્ધાઓ આજે મારી સાથે છે તો ફતેહ થશેજ જોઇએ ”નવીન વિચારોને ઉત્પન્ન કરવાની શક્તિ,ઉત્સાહ અને વકતૃત્વશક્તિવડે તે સર્વને ચકિત કરી દેતો પ્રાચીન કાળનો ઇતિહાસ તેની આંખ આગળ રમી ગયો હતો તેથી માર્ગમા આવતા દરેક ટાપુ, અખાત અને ભૂશિરને લગતા ઐતિહાસિક પ્રસગો તેને તરતજ યાદ આવી જતા ઋતુ સારી હોવાથી તે ઘણીવાર તુતક ઉપર ભમતો અને તેની આસપાસ તેની વાર્તાઓ સાભળવાને આતુર માણસોનુ ટોળુ હમેશાં જામેલુજ જોવામા આવતુ લગભગ દરેક વિષયથી તે માહિતગાર હતો અને જૂદા જૂદા વિષયમા પ્રવીણ મનાતા પડિતો પણ તેનુ અગાધ જ્ઞાન અને દરેક વિષયને તરતજ સમજી જવાની તેની શક્તિ જોઈને ચકિત થઈ જતા પડિતો અને વિજ્ઞાનશાસ્ત્રીઓ તેની પાસે હમેશા બેઠેલાજ હોય તે વારા ફરતી દરેક વહાણમાથી વિદ્વાન લોકોને પોતાની પાસે તેડાવતો તેમને પોતાની પાસે બેસાડીને જમાડતો અને વાતનો પ્રસગ કહાડીને તેમના જ્ઞાનના ગાભીર્યની પરીક્ષા કરી લેતો સામા માણસની બુદ્ધિની પરીક્ષા તે અદ્ભુત ત્વરાથી કરી શકતો પ્રવાસમા પણ તેણે એક પળ ગુમાવી નથી. બુદ્ધિવિષયક વાર્તાવિનોદ, વાચન અને તત્ત્વજ્ઞાનવિષયક વિવાદ કરવામા તેનો સમય વ્યતીત થતો હતો નેપોલિયન મુસાફરી દરમ્યાન પોતાની સાથે ગાડુ ભરાય તેટલાં પુસ્તકો રાખતો અને બે પાંચ મિનિટનો અવકાશ મળતા પણ કાંઇક વાચી લેતો એ જાણીતી વાત છે ભાષાને તે મહત્ત્વ આપતો નહિ, માત્ર વિચારનુજ પ્રાધાન્ય તે સ્વીકારતો. જીવનચરિત્રો, ઇતિહાસ, ભૂગોળ, તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર અને વિજ્ઞાનની જૂદી જૂદી શાખાના પુસ્તકો એટલા ઉપરજ તેની પ્રીતિ હતી નવલકથાના વાચન

ઉપર તેને ઘણોજ તિરસ્કાર હતો થોડાક અવકાશ મળતો ત્યારે ધાતાકગણુનાના કઠિન દાખલાઓ ગણુનો તેમાંજ તેને વિશ્રાતિ મળતી હતી અઠ્ઠાવિશ વર્ષના યુવાન નેપોલિયને જૂદા જૂદા વિષયો ઉપર એટલુ અગાધ જ્ઞાન સપાદન કર્યું હતુ કે વયો-વૃદ્ધ પડિતો પણુ તેની આગળ માથુ નમાવતા જમ્યા પછી નકામા ગપાટા મારવાને બદલે એક વાદસભા રચાતી દરરોજ નવા નવા વિષયો ઉપર પડિતો વિવાદ કરતા દાખના તરીકે "પૃથ્વીને ઉત્પન્ન થયે કેટલા વર્ષ થયા હશે?" "અન્ય ગૃહો ઉપર વસ્તી હશે કે નહિ?" "પૃથ્વીનો પ્રલય શાથી થશે? પાણીથી કે અગ્નિથી?" "મુસલમાન અને ખ્રિસ્તી ધર્મની તુલના"-એવા એવા પ્રશ્નો વિદ્યાવિલાસી નેપોલિયન પડિતો આગળ રજૂ કરીને ચર્ચા કરતો

માર્ગમા માલ્ટાનો દ્વીપ આવ્યો એ દ્વીપ કેટલાક ભેકાથી ખ્રિસ્તી "સાધુ યોદ્ધા"-ઓના હાથમા હતો નેપોલિયને તેમની સાથે અગાઉથીજ ગોઠવણુ કરી દીધી હતી તેથી તેમણે લડાઇનો દેખાવ કરવા માટે બેચાર નામની તોપો ફોડીને આખો દ્વીપ અને તે ઉપરનો પ્રચડ પુરાતન કિલ્લો તેને હસ્તક કરી દીધા ત્યાના વહાણો ઉપર સખ્યાબધ તુર્ક ગુલામો કામ કરતા હતા નેપોલિયને તેમને છૂટા કર્યા અને દરેક વહાણુમા થોડા થોડા મોકલી દીધા તેનો હેતુ એવો હતો કે એ ગુલામો ફ્રેન્ચોના સહવાસમા આવીને ફ્રેન્ચો કેવા ઉદાર અને મિલનસાર છે તે જાણી શકે અને મિસર ગયા પછી ત્યાના વતનીઓના મનમાં ફ્રેન્ચોવિષે સદ્ભાવ ઉત્પન્ન કરવામાં મદદ-ગાર થઈ પડે જાણે પોતે પ્રથમથીજ કેવળ રાજનૈતિક વ્યવહારમાજ રોકાયો હોય તેટલી સહેલાઈથી તેણે માલ્ટા દ્વીપનુ સ્થાનિક રાજતત્ર એક અઠવાડીઆમા થાળે પાડી દીધુ અને આગળ પ્રયાણુ કર્યું ફ્રેન્ચોને અગ્રેજ નાકાસૈન્ય સાથે અથડાઈ પડ-વાની પૂરેપૂરી ખાત્રી હતી તેથી તેમણે પૂરતી તૈયારી રાખી હતી નેપોલિયનની આજ્ઞા હતી કે એક પણુ અગ્રેજ વહાણુ જોવામા આવે તો તેના ઉપર મરણીઆની માફક એકસામટા તૂટી પડવુ અને યાહોમ કરીને તેના ઉપર ચડી જવુ દરેક વહાણુ ઉપર તેણે પાચસો નિશાનબાજ યોદ્ધાઓ મકી દીધા હતા અને તોપોવડે નિશાન તાકવાનો તેમનો દરરોજ મહાવરો કરાવવામા આવતો હતો ફ્રેન્ચોના વહાણુ ફ્રાન્સથી ઉપડી ગયા છે એવા સમાચાર મળતાં અગ્રેજ નોકાધિપતિ નેલ્સન આમતેમ બધે ભમ્યો પણુ કાઇ વળ્યુ નહિ તેઓ ક્યાં જતા હતા તેની થોડાક વિશ્વાસપાત્ર ફ્રેન્ચ સેનાપતિઓ સિવાય કોઇને પણુ ખબર ન હતી જ્યારે આફ્રિકાના કિનારા દૂર ક્ષિતિજમા દેખાવા લાગ્યા ત્યારેજ ભરમ ફૂટવા લાગ્યો નેપોલિયને રાત્રે પોતાના કેબિન-મા સેનાપતિઓ તથા વિજ્ઞાનીઓની સભા ભરી અને મિસરના પ્રખ્યાત વિશ્વ-વિદ્યાલયવિષે ચર્ચા કરવા માંડી. એક રાત્રે તો અગ્રેજો અને ફ્રેન્ચોના વહાણુ પદરજ માઇલને અતરે આવી ગયા અને અગ્રેજોનાં વહાણુમાથી સજ્ઞા આપવાને

ફૂટતી તોપોના અવાજ પણ ફ્રેન્ચોએ સાભળ્યા, પણ ઘણું ધુમ્મસ વરસતુ હોવાથી બેઉ અથડાઇ પડયા વગર પસાર થઇ ગયા

જુલાઇ માસની ૧ લી તારીખે સમુદ્રના જળમાંથી મિસરના રેતાળ કિનારા બહાર આવતા દેખાયા તેઓ હવે સ્વદેશથી આશરે બે હજાર માઇલ દૂર આવ્યા હતા પવન અનુકૂળ હોવાથી તેઓ કિનારા પાસે જતા ગયા અને ધીમે ધીમે અલેકઝાન્ડ્રિયાના ઉચા મિનારાનાં શિખર, ક્લિઑપૅટ્રાની સોય વગેરે દેખાવા લાગ્યા અને ભાવપ્રધાન ફ્રેન્ચોના હૃદયમાં પાર્વાત્ય જાહોજલાલીના ભવ્ય સ્વપ્ન જાગૃત થતા ગયા અલેકઝાન્ડ્રિયા બદરથી ત્રણ માઇલ દૂર એક અખાત આગળ ફ્રેન્ચોએ વહાણ લાગર્યાં નેલ્સન તેમને શોધતો શોધતો આજ જગ્યાએ બેજ દિવસ પહેલા આવી ગયો હતો અને ત્યાંથી ડાર્ડનલ્સની સામુદ્રધુની તરફ ચાલ્યો ગયો હતો

સાજ પડવા આવી હતી પવન પણ જોરથી વાવા લાગ્યો હતો અને સમુદ્ર પણ તેની સાથે જોરથી ઉછળતો હતો, પરતુ સમુદ્રમા આથી પણ કદાચ વધારે ભયકર તોફાન થવા પામે અથવા નેલ્સન આવી પહોચે એવી દહેશતથી એક પળનો પણ વિલબ કર્યા વગર બનતી ઝડપે કિનારા ઉપર ઉતરી જવાની નેપોલિયને આજ્ઞા કરી વહાણમાંથી મછવામાં બેસીને કિનારા ઉપર ઉતરવાનુ કાર્ય શરૂ થયુ ઘોડાઓને પણ વહાણમાંથી ઉતારવામા આવ્યા આ કામ ઘણુ મુશ્કેલ હતુ પ્રથમ થોડાકને મછવા સાથે બાધીને કિનારા તરફ દોર્યા એટલે બાકીના ઘોડાઓ હારબધ ચાલવાને ટેવાયલા હોવાથી પાછળ પાછળ આવ્યા જેમ જેમ તેઓ કિનારે પહોચતા ગયા તેમ તેમ તેમના સ્વારોને સોંપાતા ગયા સવાર થતા તોફાન નરમ પડયુ અને આફ્રિકાના રેતાળ કિનારા ઉપર સ્વાર, પાયદળ અને તોપખાનાયુક્ત ભવ્ય સેના સજ્જ થઇને તેના સેનાપતિની આજ્ઞાની રાહ જોતી ઉભી ઉતરવાનુ કાર્ય ચાલતુ હતુ તે વખતે દૂરથી એક વહાણનો સઢ દેખાયો કદાચ અગ્રેજોનુ વહાણ હોય એવો શક પડવાથી નેપોલિયન બોલી ઉઠયો, ' ઓ મારા કિસ્મત ! તુ મારો ત્યાગ કરવા બેઠુ છે ? મારે થોડોજ સમય જોઇએ છે " પણ તે ફ્રેન્ચોનુજ વહાણ નીકળ્યુ ઉતરવાનુ હજી ચાલુ હતુ તેટલામાં તો નેપોલિયને ત્રણ હજાર માણસોને દરિયાના ભાઠા ઉપર વ્યૂહરચનામાં ગોઠવી દીધાં અને તુર્ક લોકોને બચાવની તૈયારી કરવાનો વખતજ ન મળે તેટલા માટે તેણે અલેકઝાન્ડ્રિયા તરફ ઝડપથી કૂચ કરવા માંડી **વખતની કિંમત સમજવામાં તેની બરોબરી કોઈથી થઈ શકે એમ નથી.** તેણે એકવાર એક શાળાની મુલાકાત લેતી વખતે વિદ્યાર્થીઓને ઉપદેશ આપ્યો હતો કે " વખતની એકેએક પળ ભવિષ્યના જીવનમાં મોટા પરિણામ ઉત્પન્ન કરી શકે છે " તેણે આ સૂત્રનુ પોતાના જીવનમા યથાર્થ રીતે પાલન કર્યું હતુ

વહાણોમાથી ઉતરવા પહેલા નેપોલિયને નીચે પ્રમાણેની આજ્ઞાપત્રિકા પોતાના



નેપોલિયન જહાજ ઉપર અલેકઝાંડ્રયાના બદરમા

સૈન્યમા પ્રકટ કરી હતી-"યોદ્ધાઓ ! આખા જગતના વ્યાપાર અને સંસ્કૃતિ ઉપર અગણ્ય અસર થઈ શકે એવા પ્રકારનો વિજય મેળવવાનુ કાર્ય તમે હવે હાથ ધરો છો તમે તેના વડે ઇંગ્લડ ઉપર એક સખ્ત પ્રહાર કરી શકશો જે લોકોની સાથે આપણે સમાગમમાં આવવાનું છે તેઓ મુસલમાન ધર્મ પાળનારા છે તેમના ધર્મનો પહેલો સિદ્ધાત એ છે કે " ઇશ્વર એકજ છે અને મહંમદ તેનો પયગંબર છે તમે તેમના આ મતની વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારતા નહિ યાહૂદીઓ અને કેથોલિક ઇટાલિયનો સાથે તમે જેવી ઉદારતાથી વર્ત્યા હતા તેવીજ રીતે તેમની સાથે પણ વર્તજો તમે તમારા પોતાના ધર્મગુરુઓને જેવુ સન્માન આપો છો તેવુજ આ લોકોના મુફ્તિઓને અને ઇમામોને આપજો તમારા બાઇબલનાં ધર્મવિધાનોમાટે તેમજ મુસા અને ખ્રિસ્તની આજ્ઞાઓમાટે તમે જે પૂજ્યભાવ રાખો છો, તેટલોજ પૂજ્યભાવ કુરાન એને તેના વિધાનો માટે બતાવજો. રોમન યોદ્ધાઓ તમામ ધર્મનુ માન સાચવતા હતા, વળી અહીના રીતરિવાજ કે જે આપણા યૂરોપના રીતરિવાજોથી તદ્દન જૂદાજ પ્રકારના છે, તેમને માન આપવાનો અભ્યાસ પાડજો સ્રીજાતિ તરફ આપણે જે સદ્ભાવ અને અદબ રાખીએ છીએ તેટલે દરજ્જે અહિના લોકો નથી રાખતા, તોપણ સ્રીની પવિત્રતાને જોરજુલમથી ભ્રષ્ટ કરનાર તો સર્વત્ર રાક્ષસતુલ્યજ મનાય છે લૂટફાટથી કદાચ અમુક વ્યક્તિને ધન મળે પણ તેથી આખા સૈન્યની આબરૂને હાનિ પહોચે છે નિર્વાહના સાધનનો નાશ થાય છે અને જે લોકોની પ્રીતિ મેળવીને તેમને પોતાના સહાયક બનાવવામાજ આપણુ હિત છે તેઓ આપણા શત્રુ બની જાય છે"

પ્રભાતનો સૂર્ય પૂરો ઉગ્યો ન હતો તેટલામાં નેપોલિયને અલેક્ઝાન્ડ્રિયા ઉપર આક્રમણ શરૂ કર્યું મામેલુક યોદ્ધાઓએ અતિશય બહાદુરીથી લઢવા માડયુ અને શત્રુને બંદુકોની ગોળીઓ તથા વીરહાકથી વધાવી લીધા, પરતુ પાશ્ચાત્ય યુદ્ધપદ્ધતિ આગળ એકલી બહાદુરી કામ આવતી નથી ફ્રેન્ચો નદીના પૂરની માફક ધસારાબધ નગરમા દાખલ થઈ ગયા અને તેમના ધસારા આગળ ઘાસની માફક ધકેલાતા મામેલુક લોકો થોડીજ વારમા અદશ્ય થઇ ગયા પાર્વાત્ય પ્રદેશ ઉપર ઘણીજ સહેલાઇથી ફ્રેન્ચોની વિજયધ્વજા ઉડવા લાગી પૂર્વના પ્રદેશો પાશ્ચાત્ય પ્રદેશોના અધિકાર નીચે આવી જાય એવી વિધાતાનીજ યોજના હોવી જોઇએ બધા માણસો જેમ નેપોલિયનની મહાનુભાવતા જોઇ મુગ્ધ બનતા હતા, તેમ માલ્ટાથી આણેલા તુર્ક ગુલામો પણ મુગ્ધ બન્યા હતા નેપોલિયને તેમને છૂટા કર્યા અને પોતાનો તેમ કરવાનો ઉદ્દેશ સમજાવ્યો એ લોકો ટોળાબંધ આખા અલેક્ઝાન્ડ્રિયા નગરમા બધે વિખેરાઇ ગયા અને પોતાના સ્વધર્મીઓ આગળ નેપોલિયનની ઉદારતાનાં વખાણ કરવા લાગ્યા ફ્રેન્ચસેનાને પણ તેમના સેનાપતિની ઉદારતા અને રાજનૈતિક અભિપ્રાય-

ની અસર થઇ હતી તેથી તેમણે લેશમાત્ર પણ નગરની પ્રજા ઉપર જૂલ્મ કર્યો નહિ, તેથી ત્યાની કચરાયલી, ગુલામની હાલત ભોગવતી રૈયત ફ્રેન્ચોની ઉદારતા, દયા અને ન્યાયપરાયણતા જોઇને ચકિત થઇ ગઇ આરબો અને મિસરવાસી કૉપ્ટ લોકો એકે અવાજે નેપોલિયનનાં ગુણગાન કરવા લાગ્યા પૂર્વના પ્રદેશોને માટે તે તદ્દન નવા પ્રકારનો વિજેતા માલમ પડયો જીતાયલી પ્રજાને રજાડનાર નહિ પણ તેમને દાસત્વમાંથી મુકત કરનાર અને તેમનુ કલ્યાણ કરનાર નીવડયો જે દિવસે નેપોલિયને મિસરની ભૂમિ ઉપર પગ મૂકયો તે દિવસ તે દેશને માટે ઘણોજ શુભ હતો અને તેણે ઘડેલી યોજનાઓની જો સિદ્ધિ થઇ હોત તો ખરેખર તેણે મેળવેલી જીત પૂર્વના પ્રદેશોને માટે ઘણીજ ઉપકારક થઇ પડત તેણે મિસરવાસીઓને માટે એક જવલત જાહેરનામુ પ્રકટ કર્યું –“ મિસરવાસીઓ ! તમને મારા શત્રુઓ એમ કહેશે કે હુ તમારા ધર્મનો ઉચ્છેદ કરવા માટે આવ્યો છુ પણ તેમનુ કહેવુ જરાએ માનતા નહિ. તેમને સભળાવી દેજો કે હુ તમને તમારા વાજબી રાજનૈતિક અધિકાર પાછા અપાવવા, તમારા ઉપર જૂલ્મ કરનારાઓને શિક્ષા કરવા અને મહમદના શુદ્ધ ધર્મને નવુ જીવન અપાવવા આવ્યો છુ તેમને કહેજો કે મામેલુક લોકોના કરતા હુ ઇશ્વરને, તેના પયગબરને અને કુરાનને વિશેષ સન્માન આપુ છુ તેમને કહેજો કે ઇશ્વરના દરબારમા સઘળા માણસો સમાન છે, માત્ર જો તફાવત હોય તો તે માત્ર જ્ઞાન, બુદ્ધિ અને સદાચારમાજ રહેલો છે તમારા કરતા મામેલુક લોકોમા એવો કયો વિશેષ સદ્‌ગુણ છે કે તેઓ જીવનના તમામ પ્રકારના સુખ અને ઐશ્વર્ય એકલા પોતાનાજ કરી બેઠા છે ? જો ઇશ્વરે મિસર દેશ તમના એટલાનાજ વૈભવ અને ઉપભોગને માટે તેમને અર્પણ કર્યો છે એવુ તેઓ માનતા હોય, તો તેમને કહેજો કે તમારી માલિકીનો દસ્તાવેજ બતાવો મિસરમા જે કાંઈ સુખપ્રદ હોય તો તે બધુજ તેમના એકલાનુ ! સારી જમીન હોય તો તે મામેલુક લોકોની સુદર સ્ત્રી, મકાન, ઘોડો કાઇ પણ હોય તો તે તેમનાજ ! પણ ઇશ્વર ન્યાયપરાયણ અને દયાળુ છે તેની આજ્ઞાથી હવે મામેલુક લોકોની જુલમજહાગિરીના દિવસ ભરાઇ ચૂકયા છે જેઓ અમારા પક્ષમા આવશે તેમનુ અનેક રીતે કલ્યાણ થશે જેઓ તટસ્થ રહેશે તેમને પણ લાભજ છે કારણ કે તેમને અમારી નીતિ અને ન્યાયપરાયણતાની પરીક્ષા કરવાની તક મળશે અને તેઓ પણ અમારા પક્ષમાજ છેવટે જોડાશે પણ જેઓ મામેલુક લોકોનો પક્ષ લઇને અમારી સાથે લડવા તત્પર થશે તેમની તો પાયમાલીજ આવી જાણજો ”

આ જાહેરનામુ વાચ્યાથી મિસરવાસીઓ નેપોલિયન તરફ સ્વાભાવિકરીતેજ અનુરાગ રાખવા લાગ્યા આરબ લોકોએ ત્રીસ ફ્રેન્ચોને કેદ પકડયા હતા તેમને તેમણે છોડી મૂકયા અને નેપોલિયનને કહેવડાવ્યુ કે મામેલુક લોકોની સામે યુદ્ધ

કરવામાં અમે તમને મદદ આપવા તૈયાર છીએ.

છેલ્લા યુદ્ધમા ત્રીસ ફ્રેન્ચ યોદ્ધાઓ મરાયા હતા પોમ્પિનો સ્તભ જે અનેક સૈકા થયા આખા જગત્‌ની ચિત્તવૃત્તિને પોતાના તરફ આકર્ષી રહ્યો છે તેનાજ તળીઆ આગળ નેપોલિયને આ ત્રીસ યોદ્ધાઓના શબને ઘણી ધામધૂમ સાથે દટાવ્યા અને તેમના નામ એ સ્તભ ઉપર કોતરાવ્યાં આખુ લશ્કર પોતાના સ્વર્ગસ્થ સોબતીઓનુ અહોભાગ્ય જોઇને તેમના સુખની ઈર્ષ્યા કરવા લાગ્યુ કેવા પ્રકારના કાર્યથી મનુષ્યના હૃદયમાંના ઉંડામા ઉંડા ભાગને સ્પર્શ કરી શકાય છે તે જાણી લેવાની ચાવી નેપોલિયન પૂરેપૂરી જાણતો હતો

મનુષ્યની બુદ્ધિના વિકાસની જૂદી જૂદી શ્રેણીઓની જરૂરિયાતો જોતા ધર્મના દરેક સ્વરૂપ જરૂરના છે એવુ માનીને **નેપોલિયન તમામ ધર્મ તરફ માનભરી નજરથી જોતો હતો** ધર્માંધતાને પરિણામે પ્રચલિત થએલી નહિ માની શકાય એવી તદ્દન અસભવિત બાબતોવિષે પણ તે કદિ તિરસ્કારયુક્ત ઉદ્‌ગાર કહાડતો નહિ આજ હેતુથી તે મુસલમાન ધર્મ તરફ પણ સદ્‌ભાવ રાખતો હતો તે મુસલમાન ધર્મ પાળવાનો ઢોંગ કરતો હતો એવો આક્ષેપ વિરુદ્ધપક્ષ તરફથી તેના ઉપર મૂકવામા આવે છે નેપોલિયન પોતેજ તે વિષે કહે છે કે " મે તેવો ઢોંગ જરા પણ કર્યો નથી હુ નિમાજ પડવા માટે મસ્જિદોમા ગયો નથી મે દારૂનો ત્યાગ કર્યો નથી, તેમ સુન્નત પણ કરાવી નથી એટલુ ખરૂ કે હુ મુસલમાન ધર્મ તરફ અને પેગબર મહમદ સાહેબ તરફ સદ્‌ભાવ ધરાવુ છુ એવુ મે જાહેર કર્યું હતુ અને હજી પણ મારો તે મત કાયમ છે " તે મુસલમાન ધર્મને એક અદ્‌ભુત જાતીય બળના મૂળ તરીકે માનતો હતો

તે અલેક્‌ઝાન્ડ્રિયામા માત્ર છજ દિવસ રહ્યો, પણ એટલી ટુકી મુદતમા પણ તેણે ત્યાની પ્રજાને માટે ન્યાયી કાયદાઓ ઘડવામા તેમનુ રક્ષણ કરવાની વ્યવસ્થા કરવામા અને ત્યાની કુદરતી પેદાશોનો કેવી રીતે મારામા સારો ઉપયોગ થઈ શકે તેને લગતો બદોબસ્ત કરવામા અથાગ પરિશ્રમ લીધો ફ્રેન્ચો ત્યા દાખલ થયા તેજ પળથી કારીગરો, ઇજિનેરો વગેરે ધમધોકાર કામ કરવા મડી ગયા અને અલેક્‌ઝાન્ડ્રિયાના લગભગ સ્મશાન જેવા શાત, નિશ્ચેષ્ટ બની ગએલા બજારોમાં યૂરોપની ચેતનમય જાગૃતિ આવી ગઈ બદરની સુધારણા, કિલ્લાની મરામત, કારખાનાઓ, નિશાળો વગેરેની સ્થાપનાઓ થવા લાગી અને ત્યાના પ્રાચીન ઇતિહાસને લગતી શોધખોળનુ કાર્ય શરૂ થયુ શહેરનુ સ્થાનિક રાજ્યતત્ર ત્યાંનાજ બાહોશ આગેવાનોના હાથમા સોંપી દેવામાં આવ્યુ, પણ મિસરના પ્રારબ્ધમાં આવો અભ્યુદય લખાયો ન હતો નેપોલિયનની ઉદાર યોજનાઓ ધૂળમા મળી ગઈ અને તે દિવસથી આજ એક સૈકા થયા મિસરની પ્રજા અજ્ઞાન, ગરીબાઇ, જુલ્મ અને અવનતિના અધારામા સડયાજ કરે છે

જો તેની યોજનાઓ સફળ થઈ હોત તો મિસર આજે ધનાઢય અને સસ્કૃતિવાળો દેશ બન્યો હોત નાઇલને કિનારે મોટા મોટા વ્યાપારથી આબાદ થએલા નગર વસ્યાં હોત અને ત્યાના હાલ દેખાય છે તેવા શાત, નિર્જીવ કિનારા આગળ હજારો વહાણોની આવજા અને લાખો કરોડો રૂપીઆની ઉથલપાથલ થતી હોત જો કે તેમ તો ન બન્યુ, તોપણ નેપોલિયનના એ દેશમા આવવાથી તેની પ્રજાને અપૂર્વ પ્રોત્સાહન મળ્યુ, અને એ દેશની કુદરતી પેદાશોનો સારામા સારો ઉપયોગ કરવા માટે, ત્યાની પ્રજાના સાહસને તથા વ્યાપારઉદ્યોગને ઉત્તેજિત કરવા માટે મનુષ્ય-પ્રયત્ન અને મનુષ્યબુદ્ધિથી જે કાંઇ થઇ શકે તે સર્વ તેણે કર્યું

જુલાઇ માસની છઠ્ઠી તારીખે નેપોલિયને કેરો નગર તરફ કૂચ કરવાની તૈયારી કરી તેના માર્ગમાં આઠ માઇલનુ રેતાળ રણ આવતુ હતું ચારે દિશાએ ક્ષિતિજ સુધી રેતીના ઢગલા સિવાય બીજુ કાઈજ નજરે પડતું ન હતુ સૂર્યના પ્રખર કિરણ અગ્નિનો વરસાદ વરસાવી રહ્યા હતાં એક પણ લીલુ ઝાડ કે લીલોતરી-વાળી નાની સરખી જગ્યા પણ જોવામા આવતાં નહિ આવી મરુભૂમિમા થઇને તેનુ સૈન્ય પસાર થવા લાગ્યુ તેઓ ઠડા પ્રદેશમાં જન્મેલા અને ઇટાલિ જેવા ગળિયામણા દેશમા ફરેલા હોવાથી તેમને આ પ્રવાસ અત્યત વિષમ જણાયો રસ્તામા કેટલાક તો તાપ અને શ્રમથી તડફડીને મરવા લાગ્યા, પણ આખુ સૈન્ય તો આ-ગળ ને આગળ વધતુ ગયુ આ પ્રસગે સામાન્ય સિપાઇને પડતી દરેકે દરેક મુશી-બત નેપોલિયને પોતે સહન કરી હતી તે ઘોડા ઉપર ન બેસતા સિપાઇઓની સાથે પગે ચાલતો હતો. તેઓ જે ખાતા પીતા તેજ તે પોતે પણ ખાતો અને રાત પડતાં સિપાઇઓની સાથેજ રેતીના બિછાના ઉપર સૂતો હતો. બધાના સૂતા પછીજ તે સૂતો અને બધા જમી રહ્યા પછીજ તે જમતો હતો. સઘળાના ઉઠતા પહેલા તે ઉઠતો અને પોતાના સૈન્યની જરૂરિયાતો પૂર્ણ કર-વાને બનતો પ્રયત્ન કરતો આજ કારણને લીધે સિપાઇઓ તેના ઉપર ફિદા થઇ જતા અને તેનુ રક્ષણ કરવાને પોતાનો જાન આપવામા પાછી પાની કરતા નહિ સિપા-ઇઓ તાપ, તરસ, ભૂખ અને પરિશ્રમથી કાયર કાયર થઈ ગયા હતા, અને પારિસ-ના રાજકર્તાઓએ તેમને આવા પ્રદેશમા મોકલ્યા તે માટે તેમના ઉપર ગાળો વરસાવતા હતા તોપણ નેપોલિયનની વિરુદ્ધ તો એક શબ્દ પણ બોલવામા આવતો ન હતો એટલો બધો તેણે પોતાના સૈન્યના હૃદય ઉપર અધિકાર બેસાડી દીધો હતો.

માર્ગમા તેમની ઉપર ઘણીવાર મામેલુક ઘોડેસ્વારો હુમલો કરવા આવતા અને વિજળીની ઝડપથી તરતજ અદૃશ્ય થઈ જતા આવા વિચિત્ર પ્રકારના આ-ક્રમણથી ફ્રેન્ચોને ઘણો ઉપદ્રવ થતો તેઓ જેમ જેમ નાઇલ નદીની નજીક આવતા ગયા તેમ તેમ ઉપર કહ્યા તેવા હુમલા વધારે પ્રબળ સ્વરૂપમા અને વારવાર થવા

લાગ્યા આ સ્વારોનો દેખાવ અને તેમની નિડરતા ભય ઉપજાવે તેવાં હતાં દરેકની પાસે પાણીદાર અરબી ઘોડા હતા હથિયારમાં તલવાર, પિસ્તોલ, બંદુક અને નાની હલકી તોપ એટલાં તેઓ રાખતા હતા ઘોડે બેસવાનો તો તેમને બાળપણથીજ અભ્યાસ હતો ભભકાદાર પાઘડી, તેની ઉપર ખોસેલી કલગીઓ, જરીયાનનો પોશાક અને ઝળકતી તલવાર સાથે આ ભયાનક યોદ્ધાઓ આકાશ ફાડી નાખે એવી વિકરાળ ચીસ પાડતા નદીના પ્રબળ પૂરની પેઠે એકાએક ધસી આવતા. દોડતે ઘોડે ગોળીમાર કરતા, એકદમ ઘોડાને અટકાવતા અને તેમને પાછા વાળીને આવ્યા તેવીજ ત્વરાથી રેતીના ટેકરાઓની પાછળ અદશ્ય થઈ જતા રેતાળ પ્રદેશથી પણ તેમની ત્વરા ઓછી થતી નહિ તેમના ઘોડાની ખરીઓના આઘાતથી ઉડતી રેતોના ઘન વાદળા બની જતાં તેમને ઓથે રહીને ગોળીમાર કરીને તેઓ નિડર-પણે ચાલ્યા જતા શત્રુસૈન્યમાથી જો કેટલાક સિપાઇઓ વિખુટા પડી જતા તો તેમના ઉપર આ સ્વારો દૈત્યની માફક તૂટી પડતા અને તેમના ટૂકડે ટૂકડા કરી નાખતા આવા વિચિત્ર પ્રકારના અણધાર્યા હૂમલા સામે બચાવ કરવા માટે નેપો-લિયને તદબીર શોધી કહાડી તેણે પોતાના સૈન્યને પાચ ચોરસ આકૃતિમા ગોઠવી દીધુ દરેક ચોરસને ચારે ખૂણે તોપખાનુ ગખ્યુ દરેક ચોરસ આકૃતિની ચારે બાજુએ સિપાઈઓને છ છ હારમા ગોઠવીને વચમાની ખાલી જગામા ખોરાકની સામગ્રી, લડાઇને લગતો સામાન, તથા સેનાપતિઓ અને વિદ્વાનોને રાખવાની ગોઠ-વણુ કરી હતી. આખે રસ્તે આજ ક્રમ પ્રમાણે આખુ લશ્કર પદ્ધતિસર કુચ કરતું હતું કુચ કરતી વખતે સઘળાના મુખ એક તરફ રહેતા હતા પણ શત્રુનો હૂમલો થતાજ તેઓ એકદમ અટકતા અને ચારે હારના સિપાઇઓ ચારે દિશાએ મો કરીને ઉભા રહેતા આગલી હારના સિપાઇઓ જમીન ઉપર ઘુટણુ ટેક-વીને પોતાની સંગીન આગળ ધરીને ઉભા રહેતા એથી કરીને પાછળની હારના સિપાઇઓ તેમના માથા ઉપર થઇને શત્રુ ઉપર ગોળીમાર કરી શકતા આવી વ્યૂહ રચનાને લીધે મામેલુક સ્વારોના હૂમલાને તેઓ તુચ્છ જેવા ગણુવા લાગ્યા, અને જ્યારે જ્યારે તેઓ ધસી આવતા ત્યારે આખા લશ્કરમાં હમાહમ થઈ રહેતી મામેલુક સ્વારો દૂરથી નજરે પડતા એટલે દરેક વિભાગના સેનાપતિ આજ્ઞા કરતા કે "સાક્ષરો અને ગધેડાઓ બનેને વચમાં રાખો, અને ચોરસ આકૃતિમાં ગોઠવાઈ જાઓ." હકીકત એવી હતી કે સાક્ષરોને બેસવા માટે તથા તેમના પુસ્તકો અને શોધખોળને લગતો સરસામાન ઉચકવા માટે તેમને ગધેડાઓ આપ-વામા આવ્યા હતા ઉપર કહેલી આજ્ઞા થતા તમામ સિપાઇઓ ખડખડ હસી પડતા તેઓ મશ્કરીમા ગધેડાઓને અડધા સાક્ષરો કહીને આખે રસ્તે ગમ્મત કરતા હતા, તોપણુ તેઓ વિદ્વાનો તરફ હમેશા માનભરી વર્તણુક રાખતા હતા, અને

વિદ્વાનો પણ ભયને પ્રસંગે ઘણીજ વખાણવાલાયક હિંમત બતાવતા હતા આ પ્રમાણે સાત દિવસસુધી અનેકવાર શત્રુની સાથે સખત ઝપાઝપી કરતા કરતા તેઓ કેરો શહેરની નજીક જવા લાગ્યા.

પાચમા દિવસની આખરે નાઈલ નદીનો પ્રવાહ રેતીના ટેકરાઓની વચમા રૂપાના પતરાની માફક ચળકતો સર્વના જોવામાં આવ્યો તેને કાઠે ફળ ફૂલથી ઝૂકી રહેલાં અસખ્ય વૃક્ષો પ્રવાસીઓના મનનું રજન કરતા હતા વૃક્ષની ડાળીઓમા લપાઇને હજારો મધુર કંઠવાળા પક્ષીઓ કલરવ કરી રહ્યા હતા પ્રકૃતિની રમણીય શોભાનુ દર્શન કરતા આખા ફ્રેન્ચ લશ્કરમા આનદના ઉદ્દગાર નીકળવા લાગ્યા અને ઘણે દિવસે કુદરતનુ બદલાયલુ સ્વરૂપ જોઇને તેઓ હર્ષઘેલા થઈ ગયા વ્યવસ્થા જાળવવાનો આ વખત ન હતો હજારો સિપાઇઓ નાના બાળકની માફક નદીમા કૂદી પડયા અને તેનુ સ્વચ્છ પાણી પીને તથા તેમા આનદપૂર્વક તરીને પોતાના આગલા દિવસોની વિટંબણાઓ આ સ્થિતિસ્થાપક મનોવૃત્તિવાળી ફ્રેન્ચ પ્રજાના બાળકો ભૂલી ગયા

પણ આ આનદનો અવસર લાંબો વખત ટકયો નહિ દૂરથી રેતીનુ વાદળુ ઉડતું માલમ પડયુ અને સેકડો ઘોડાઓની પડઘીનો અવાજ સભળાયો જોત જોતામા ઝળકતી તનવારોવાળા, દૈત્યોના જેવી હૃદય વિદારક ચીસ પાડતા મામેલુક સ્વારોની એક ટોળી રાક્ષસી ઝડપથી ધસી આવતી જણાઈ એકદમ પડઘમનો અવાજ થયો અને રમતા, તરતા સિપાઇઓ પટાપટ બહાર આવીને ચોરસ આકૃતિમા ગોઠવાઇ ગયા એક ક્ષણવારમાંજ નદીના પ્રબળ પૂરના વેગથી શત્રુનો ધસારો શરૂ થયો પણ અડગ ખડકની સામે અથડાતા મોજાની માફક તે ફોકટ ગયો ફ્રેન્ચોની એક હાર પણ ડગી નહિ શત્રુના ઘોડાઓની છાતીની સામે તીક્ષ્ણ અણીઆળી સગીનોનો કોટ બની ગયો હતો તે જોઇને ઘોડાઓ પાછા હઠયા બદુક અને તોપોના જ્વાળામુખી જેવા અગ્નિના વરસાદ આગળ સેકડો ઘોડાઓ અને સ્વારો ધૂળમા રોળાઇ ગયા અને જેઓ જીવતા રહ્યા તેઓ આવ્યા હતા તેટલીજ ત્વરાથી પલાયન કરી ગયા

એવામાં અનાજથી ભરેલા વહાણો નાઇલ નદીને કાંઠે કાંઠે મુસાફરી કરતાં કરતા એ સ્થળે આવી પહોચ્યા નેપોલિયને પ્રથમથીજ માર્ગની ગણત્રી કરીને તેમને આવવાનો વખત મુકરર કર્યો હતો તે પ્રમાણે તેઓ વખતસર આવી પહોચ્યા હવે આખા સૈન્યના ભાવમા પરિવર્તન થઇ ગયુ નિરાશા અને ખેદને ઠેકાણે આનદ આનદ થઇ રહ્યો આનદી ફ્રેન્ચ સિપાઈઓ વર્તમાન સમયના સુખમા આગલા અઠવાડીઆના કષ્ટ ભૂલી ગયા સાત દિવસસુધી તેમણે નાઈલને કિનારે કિનારે કુચ કરી રસાળ પ્રદેશ છતા ત્યાના રહેવાસીઓનુ દારિદ્ર્ય જોઇને તેમને ઘણીજ ઘૃણા

ઉત્પન્ન થતી માર્ગમા જે જે ઘર આવ્યા તે સઘળા પાંદડાના બનાવેલા ઝુપડા જેવાં હતા અને તેમા રહેનાર લોકો તદ્દન કગાલ હતા આનુ કારણ શોધી કહાડવા માટે નેપોલિયન એક ઝુપડાની અદર ગયો ઘરના માણસોને અભયદાન આપીને તેમની કગાલિયતનુ કારણ પૂછ્યુ. ઘરધણીએ જવાબ આપ્યો કે "સાહેબ, મે જાતમહેનત કરીને થોડુક ધન મેળવ્યુ હતુ અને આ ઝુપડાને હાલના કરતા વધારે સારી હાલતમા મકયુ હતુ થોડાજ દિવસમા એ સમાચાર કેરો શહેરમાં પહોચી ગયા મે ઘણુ ધન પેદા કર્યું છે એમ જાણીને મારી પાસેથી પૈસા ખુચવી લેવાને મામેલુક લોકોમાના કેટલાક અહિ આવી પહોચ્યા મે તેમને ધન આપવા માડયુ પણ તેથી તેમને સતોષ થયો નહિ મને તેમણે ઘણો રીબાવ્યો. હુ તેમને મારી બધી દોલત આપી દઉ એવા ઇરાદાથી ઘાતકી મામેલુક લોકોએ મને રીબાવવામાં બાકી રાખી નહિ અને તેની નિશાની આ રહી મારો પગ ભાગી ગયો છે અને આખી જીદગીને માટે હુ લગડો બન્યો છુ મારી પાસે જે કાંઈ હતુ તે બધુ તેમને આપી દીધુ ત્યાર પછી હુ જેમ તેમ ગુજરાન ચલે એટલુજ કમાઉ છુ બધા લોકોની મારા જેવીજ દશા છે આવી સ્થિતિ હોવાથી અમે ઉદ્યમ કરતા નથી એ નરપિશાચોનો જુલ્મ એટલે સુધી છે કે તેમની ઇચ્છાવિરુદ્ધ અમે અમારા શરીરનુ અથવા સ્ત્રી કે પુત્રપુત્રીનુ પણ રક્ષણ કરી શકતા નથી " આ વૃત્તાત સાભળીને નેપોલિયનને ઘણોજ ખેદ થયો

આખરે જુલાઇ માસની ૨૧ મી તારીખે ફ્રેન્ચસેના શત્રુપક્ષના સ્વારો સાથે ઉપર કહી તેવી વખતો વખત ઝપાઝપી કરતી કેરો નગર પાસે આવી પહોચી અહિ તેમનો સત્કાર કરવા માટે મુરાદ બેએ એક બળવાન સૈન્ય સજ્જ કરી રાખ્યુ હતુ છેવટના યુદ્ધને માટે ઘણા ખરા મામેલુક સ્વારો આ ઠેકાણે એકત્ર થયા હતા. તેમની સખ્યા દસ હજારની હતી આ મદોન્મત્ત, બલિષ્ઠ સ્વારોની મદદમા ચોવીસ હજાર પાયદળ સિપાઇઓનુ સૈન્ય મજબૂત મોરચો નાખીને પડયુ હતુ કેરો નગર નાઇલને પૂર્વ કિનારે આવેલુ છે અને નેપોલિયન નાઈલને પશ્ચિમ કિનારે કુચ કરતો હતો ૨૧ મી જુલાઇએ તેણે પોતાના સૈન્યને સવાર પડતા પહેલાજ કુચ કરવાનો હુકમ કર્યો અને મિસરના સ્વચ્છ આકાશમા જ્યારે સૂર્યનો ઉદય થયો ત્યારે કેરો નગરના ગગનચુબી મિનારાના શિખર અને નિસીમ મેદાનની વચમા પર્વતોની માફક ઉભેલા પ્રચડ પિરામિડો તેમની દૃષ્ટિએ પડવા લાગ્યા દેખાવની ભવ્યતાની છાપ જાણે તેમના હૃદય ઉપર પ્રબળપણે પડી હોય તેમ આખુ સૈન્ય એકાએક થભ્યુ નેપોલિયનનો ચહેરો શૌર્ય અને ઉમગને લીધે તેજસ્વી દેખાવા લાગ્યો. તેણે સૈન્યને સબોધીને કહ્યુ, "યોદ્ધાઓ ! આ પિરામિડના શિખર ઉપરથી ચાર ચાર હજાર વર્ષની પ્રાચીન પ્રજાઓ તમારાં પરાક્રમો નિહાળવા ઉભી

છે " યોદ્ધાઓના હૃદયમા રણોન્માદ ઉભરાઈ જવા લાગ્યો. શૂર ચડાવે એવા રણ-વાદ્યનાં સંગીતથી રણઘેલા બનીને શત્રુસૈન્યતરફ તેઓ ગાડાની માફક દોડી જવા લાગ્યા પિરામિડોની આસપાસનુ આખુ મેદાન હથિયારબંધ યોદ્ધાઓથી ચીકાર ભરાઇ ગયુ હતુ ઝળકતા હથિયારવાળા દસહજાર સ્વાર અને તે વળી પૂર્વની લડાયક પ્રજાઓના રિવાજ મુજબ પૂરભભકામા સજ્જ થએલા હોવાથી તેમનો દેખાવજ શત્રુને ભયભીત કરવાને પૂરતો હતો, પણ ફ્રેન્ચો વગર સંકોચે, પાચ અભેદ્ય ચોરસ આકૃતિમા ગોઠવાઇને નિડરપણે આગળ વધ્યા તેઓ માટે શત્રુની છાવણી ઉપર ધસી ગયા વગર બીજો ઇલાજજ ન હતો ત્યા ચોવીશ હજાર સિપાઇઓ હારબંધ ઉભા હતા ફ્રેન્ચસેનાની વ્યૂહરચનાને ભેદી નાખવાને તેમનુ ભયંકર તોપખાનુ પણ તૈયારજ હતુ અને તેમનામા જરા પણ ભગાણુ પડે તો તેમના ઉપર યમદૂતની માફક તૂટી પડવાને દશ હજાર પાણીદાર આરબી ઘોડાઓ ઉપર સ્વાર થએલા મદોન્મત્ત મામેલુકો ટમટમી રહ્યા હતા

નેપોલિયનને માટે આ પ્રસંગ ઘણોજ ચિંતાભરેલો હતો તોપણ તેણે હમેશના શાંત સ્વભાવ પ્રમાણે દૂરબિનવડે શત્રુસૈન્યનુ નિરીક્ષણ કરવા માડયુ તેની ચાલાક આંખે શત્રુની નબળી બાજુ એકદમ શોધી કહાડી તેણે જોઇ લીધુ કે શત્રુની તોપો ગાડીઓ ઉપર ગોઠવેલી નથી તેથી કરીને જે બાજુ તરફ તેમને ગોઠવી છે ત્યાથી બીજી બાજુ તરફ તેમને ખસેડાય એમ નથી બીજા ઘણા સેનાપતિઓ સારા સારાં દૂરબિનવડે શત્રુસૈન્યને તપાસતા હતા તોપણ કોઇથી આવી જરૂરની શોધ થઈ શકી નહિ નેપોલિયને તરતજ બાજી બદલી પિરામિડની જમણી બાજુ તરફ થોડુ ક આગળ વધીને શત્રુ સૈન્ય ઉપર એક બાજુએથી હુમલો કરવા માટે તેણે સેનાપતિઓને હુકમ કર્યો આમ કરવાથી તેના સૈન્ય ઉપર શત્રુની તોપનો એક પણ ગોળો પડી શકે એમ ન હતુ

મુરાદ બે પણ ઘણોજ ચાલાક અને નિપુણ સેનાપતિ હતો નેપોલિયનના સૈન્યે શા હેતુથી દિશા બદલી તે સમજી જતા તેને જરા પણ વાર લાગી નહિ તેણે ડહાપણ વાપરીને તરતજ પોતાના સ્વારોને શત્રુ ઉપર ધસી જવાની આજ્ઞા કરી ગર્વોન્મત્ત મુરાદ બે એ કહ્યુ "હવે જો, અમારો સપાટો ! આ નાપાક કૂતરાઓને તો અમે ચીભડાંની માફક કાપી નાખીશુ "

આ વખતનો દેખાવ ઘણોજ ભયંકર હતો ભભકાબંધ પોશાકમા સજ્જ થયેના દશહજાર સ્વાર આખા જગતમા સારામાં સારા ગણાય એવા પાણીદાર ઘોડાઓ ઉપર સ્વાર થઇને, તેમને પૂર વેગથી દોડાવતા સમુદ્રની પ્રચંડ ભરતીનાં માફક રણોન્મત્ત બનીને ધસી આવવા લાગ્યા તેમની વિકરાળ ચીસોથી આકાશ ગાજી ઉઠયુ અને તેમના પગના આઘાતથી ધરતી ધ્રૂજવા લાગી તેમની ટક્કર ઝીલવા માટે ફ્રન્ચ સેના

વજ્રની દિવાલની માફક અભેદ્ય ચોરસ આકૃતિમા ગોઠવાઇને ઉભી રહી જગતના કોઇ પણ રણસગ્રામમા આના કરતાં વિશેષ પ્રચંડ ધસારો થયો નથી લાંબા વખત સુધી પ્રાણઘાતક સગ્રામોમા ટેવાઇ ગયેલા ફ્રેન્ચ યોદ્ધાઓને પણ આ પ્રસગ ઘણોજ ભયકર જણાયો આ સખતમા સખત આક્રમણની સામે ટકી શકાશે કે નહિ એ શકમદ હતુ—લગભગ અશક્યજ હતુ આખા સૈન્યમા ગભીર શાતિ પ્રસરી રહી માત્ર સેનાપતિઓની આજ્ઞા સિવાય બીજો એક પણ શબ્દ ત્યા સભળાતો નહિ. સિપાઇઓ નિઃશબ્દપણે ખભે ખભા અડકાડીને પોતાની સગીનોને આગળ ધરીને આ પ્રચડ શત્રુસૈન્યના સમાગમની વાટ જોતા ઉભા રહ્યા

બદુક અને તોપના ગોળા પહોચે એટલા નજીક તેઓ આવ્યા કે તરતજ ચોરસ આકૃતિઓના ચારે ખૂણાઓમાથી દારૂગોળાનો અખડ વરસાદ વરસી રહ્યો તેના પ્રહારથી ઘાયલ થયેલા સેકડો ઘોડાઓ તેમના સ્વારસહિત રેતીમા રોળાઈ ગયા, અને તેમની પાછળના ઘોડાઓના પગ નીચે છૂદાઈ મુઆ ધૂળ અને ધૂમાડાનો ધૂમકેટ બની ગયો, પણ ફ્રેન્ચ સેના તેમની સામે આવેલા પિરામિડના સુદૃઢ પાયાની માફક અડગ ઉભી રહી મામેલુક સ્વારોના તરગ ઉપર તરગ ખડકની પેઠે ઉભેલા ફ્રેન્ચ લશ્કર ઉપર અથડાતા ગયા ક્રોધ અને નિરાશાથી ગાંડા થયેલા મામેલુક યોદ્ધાઓ મરણીઆ થઇને યાહોમ ઝુકાવીને તૂટી પડયા તોપણ તેઓ શત્રુની સજ્જડ હારને ભેદી શકયા નહિ તેમણે પોતાની પિસ્તોલો અને બદુકો ફોડવા માંડી અને જમીન પર ગબડી ગયેલા યોદ્ધાઓએ પેટે ચાલીને ફ્રેન્ચ સિપાઇઓના પગ ઉપર તલવારના પ્રહાર કરવા માડયા શૂરાતન એ મામેલુક લોકોમા એકજ વખાણવા લાયક ગુણ હતો અને તેમણે આ યુદ્ધમા તેની પૂરેપૂરી સાબિતી આપી.

પણ નેપોલિયનના કવાયતી ગોલદાજોના અવિરત અગ્નિવર્ષણના પ્રતાપથી તેમની સખ્યા ક્રમે ક્રમે ઓછી થતી ગઇ, તેથી કરીને આખરે નિરાશ થઇને તેઓ તદ્દન અવ્યવસ્થિતપણે જીવ લઇને નાઠા જે સ્વારો પૂરેપૂરા અજિત મનાતા હતા તેમની આવી દુર્દશા જોઇને પાયદળ પણ નાસવા લાગ્યુ આખા શત્રુસૈન્યમા જ્યાં ત્યા ગભરાટ અને ભય ફેલાઇ ગયો ભયભીત થઇને નાસતા સ્વારો અને સિપાઇઓથી દિશાઓ ભરાઇ ગઈ પ્રાણ બચાવવા માટે હજારો માણસોએ નાઇલ નદીમા ઝપલાવ્યુ પણ કરાની માફક વરસતી ફ્રેન્ચોની ગોળીઓથી વીધાઇ વીધાઇને તેઓ માર્યા ગયા અને નાઇલનુ પાણી તેમના રક્તથી રગાઇ ગયુ વિજયી ફ્રેન્ચ યોદ્ધાઓએ નાસતા શત્રુની પૂઠ પકડી અને તેમના ઉપર તોપોનો મારો જારી રાખ્યો તેઓ ચારે દિસાએ વિખેરાઇ ગયા અને તેમની ખુઆરી પણ ઘણી ભયકર થઇ બપોર થવા પહેલાં તો આખુ મામેલુક સૈન્ય હતુ ન હતુ થઇ ગયુ અને આખુ મેદાન ઘાયલ થયેલા અને કપાઇ ગયેલા સિપાઇઓથી છવાઈ ગયુ અનર્ગળ દોલતથી ભરેલી

તેમની છાવણી ફ્રેન્ચોને હાથ આવી કિંમતી હથિયાર, કિનખાબથી ભરેલા શાલજોટા, પાણીદાર આરબ ઘોડા અને સુવર્ણમુદ્રાઓનો ભંડાર એ સર્વ ફ્રેન્ચોને પ્રાપ્ત થયાં. કેટલાક દિવસસુધી નદીમાં ડૂબી મૂએલા મામેલુકોના ઘરેણાં તેમણે વીણ્યાજ કર્યાં. આ યુદ્ધમાં ફ્રેન્ચોના માત્ર સોજ માણસો હણાયાં હતા નેપોલિયને પોતાના બહાદુર શત્રુના શૌર્યની ઘણી પ્રશંસા કરતા કહ્યું કે "જો ફ્રેન્ચ પાયદળ સાથે આ સ્વારોને હું જોડી શકયો હોત તો આખું જગત્ જીતતા મને મુશ્કેલ પડત નહિ"

આ યુદ્ધ પછી નેપોલિયન હવે આખા મિસર દેશનો અધિપતિ થઈ પડયો તેણે તરતને માટે મુરાદ બેના ઉદ્યાનગૃહમાજ મુકામ કર્યો આખા દેશની ગરીબ રૈયતને લૂટી લૂટીને પેદા કરેલી અનર્ગળ દોલતથી તથા અનેક અમૂલ્ય રાચરચીલાથી મુરાદ બેએ તે મહેલને સુશોભિત કર્યો હતો એક બાજુએ જ્યારે આખો દેશ કંગાલ થઇ ગયો હતો ત્યારે ત્યાના રાજાના વિલાસની સામગ્રીમા કશી પણ ઉણપ ન હતી તે જોઇને સર્વને નવાઈ લાગી. સ્વાદિષ્ટ દ્રાક્ષથી ઝુકી રહેલા લતામંડપોમા અને કિંમતીમાં કિંમતી મિઠાઇઓથી ભરેલા ઓરડામાં ફ્રેન્ચ સિપાઇઓ છૂટથી ઘૂમવા લાગ્યા બધાએ ખવાય તેટલું ખાધું અને સાથે રખાય તેવું કોથળીઓમા ભરી લીધું પિરામિડના સંગ્રામના સમાચારથી આખા આફ્રિકામાં અને ઠેઠ એશિયાસુધી ફ્રેન્ચ યોદ્ધાઓની ધાક બેસી ગઈ નિર્દય, વિષયલંપટ અને જુલમી મામેલુક લોકોને આખો મિસર દેશ ધિક્કારતો હતો તોપણ તેઓ જગતમાં અપરાજિત છે એવું તો મનાઇ ગયુજ હતુ તે બળવાન મામેલુક લોકો નેપોલિયનના બુદ્ધિબળ આગળ એક કલાકમાજ સવારના પહોરના ધુમ્મની માફક ઉડી ગયા આફ્રિકા અને એશિયા બેઉ ખંડના વ્યાપારનુ કેન્દ્રસ્થાન કેરો હતુ હજારો વ્યાપારી કાફલાઓ ત્યાં હમેશાં આવતા જતા. તેમની મારફતે આ સમાચાર દૂરદૂર ફેલાઈ ગયા અને નેપોલિયનનુ નામ યૂરોપની માફક પૂર્વના પ્રદેશમાં પણ જાણીતુ થઇ ગયુ મિસરના કિનારા ઉપર પગ મૂકયે તેને માત્ર એકવીશજ દિવસ થયા હતા, એટલી વારમા તો તે આખા દેશનો સાર્વભૌમ અધિપતિ થઈ ગયો મિસરવાસીઓએ તેને પોતાના મિત્ર અને મુક્તિદાતા તરીકે વધાવી લીધો મામેલુક ઉમરાવોની બેગમો હજી કેરોમાજ હતી નેપોલિયને તેમના તરફ ઘણીજ માનભરી વર્તણૂક રાખી મુરાદ બેની બેગમ પાસે તેણે પોતાના સાવકા પુત્ર યુજિનને મોકલ્યો અને કહેવડાવ્યુ કે તમે નિર્ભય રહેજો. તેની તમામ મિલ્કત તેનાજ હાથમા રહેવા દીધી અને તેની બીજી ઇચ્છાઓ પણ પૂર્ણ કરી

કેરો નગરમાં ત્રણ લાખ માણસની વસ્તી હતી તેમની હાલત કંગાલ અને સર્વાંશે અવનત હતી. તેમનો અત્યારસુધીનો અનુભવ એવો હતો કે વિજયી પ્રજાએ જીતાયલી પ્રજાને લૂટફાટ કરીને રંજાડવીજ જોઇએ શહેરમા પણ અરાજકતાને લીધે અત્યાચાર થવાજ જોઇએ પણ નેપોલિયને તો સર્વને અભયદાન આપ્યુ અને શહેરમાં

રૈયતના જાનમાલનુ રક્ષણ કરવા માટે ખાસ બંદોબસ્ત કર્યો નવા જીતેલા દેશને ઉન્નત અને આબાદ કરવા માટે તેણે પોતાની અદ્ભુત બુદ્ધિ અને કાર્યદક્ષતાનો ઉપયોગ કર્યો

એક પણ જરૂરી બાબત તેના ધ્યાન બહાર રહી નહિ મસ્જીદો, સ્ત્રીઓના અ ત પુર, સ્ત્રીજાતિની હાલત, દેશની લૌકિક અને ધાર્મિક સ સ્થાઓ, ખેતી કલા અને વિજ્ઞાનવિષયક સ્થિતિ–સારાશમાં ત્યાની પ્રજાને સર્વા ગે ઉન્નત અને આબાદ કરવા માટે તેણે પ્રજાજીવનનાં એકે એક અ ગની તપાસ કરવા માડી. તે આગેવાન આરબ લોકોને ઘેર જતો અને તેમની ખાત્રી કરી આપતો કે હુ તમારો શત્રુ નહિ પણ શુભેચ્છક છુ, તમારા ધર્મમાટે મને ઘણુ માન છે, તમારા હક્ક જાળવવાનો મારો નિશ્ચય છે અને મિસર દેશની નષ્ટપ્રાય થએલી અસલી કીર્તિ પાછી ઝળકી નીકળે તે જોવાને હુ ઘણો આતુર છુ તે કહેતો કે હુ મિસરનો રાજા કે માલિક નથી. **તેણે ત્યાંનું રાજયતંત્ર સર્વાંશે ત્યાંના વતનીઓના હાથમાં રહે એવા ધોરણ ઉપર સુવ્યવસ્થિત કરી દીધું.** તેણે રૈયતનો વિશ્વાસ અને સન્માન સ પાદન કરી લીધા કાયદાઓ ઘડવા માટે તથા રાજ્યવહીવટને માટે તેણે કેરોના આગેવાન લોકોની એક પરિષદ્ બોલાવી અને રાજયના જૂદા જૂદા પ્રાંતોમાં એવી ઉપસભાઓની યોજના કરી અને દરેક ઉપસભા પ્રજાકીય પરિષદ્‌માં પોતપોતાના પ્રતિનિધિઓ મોકલે એવુ બધારણ ઘડયુ લોકોમા યૂરોપના જ્ઞાન અને હુન્નરકલાનો ફેલાવો કરવા માટે મિસરના સુપ્રસિદ્ધ વિશ્વવિદ્યાલયનો પુનરુદ્ધાર કર્યો ત્યાના કેટલાક વિદ્વાનોને મિસરનો શુદ્ધ નકશો તૈયાર કરવાનુ કામ સોપ્યુ. કેટલાકને દેશની કુદરતી પેદાશોની તપાસ કરી, તેને કેવી રીતે ખીલવી શકાય તથા દેશની આર્થિક સ્થિતિમા સુધારો થઇ શકે તેની યોજના ઘડવાનુ કામ સોપ્યુ, કેટલાક વિદ્વાનોને દેશના પ્રાચીન ખડિયેરોને લગતી શોધખોળ કરીને દેશના ઇતિહાસ ઉપર નવો પ્રકાશ પાડવાનુ કામ સોપ્યુ કેટલાક વિદ્વાનોને લોકોની સામાજિક હાલતનો અભ્યાસ કરવાનુ કામ સોંપ્યુ એ ઉપરાત તેણે નવા નવા કારખાનાંઓ ઉઘાડયા, રસ્તાઓ બ ધાવવા માડયા, નહેરો ખોદાવી, કાપડ વણવાની મીલો ઉભી કરી અને ખેતીવાડીમા ઘણો સુધારો કરાવ્યો

નેપોલિયનની વિશાળ યોજનામા કેવી કેવી બાબતોનો સમાવેશ થતો હતો તેનો ખ્યાલ તેણે વિશ્વવિદ્યાલયના પ ડિતો આગળ રજૂ કરેલી કેટલીક કામગીરીઓ ઉપરથી સારી રીતે આવી શકે છે પવનચક્કી અને જળચક્કીઓની સારામાં સારી રચના શોધી કહાડો દ્રાક્ષના વાવેતર માટે અનુકૂળ પ્રદેશ નક્કી કરો, કેરો નગરને માટે પાણી પૂરૂ પાડવાના ઉપાય નક્કી કરો, ગ્રામના જૂદા જૂદા ભાગમા કૂવા ખોદાવવા માટે જગ્યાઓ મુકરર કરો, નાઇલના પાણીને ઠ ડુ કરવાના અને તેનુ બરફ બનાવવાના ઉપાય શોધી કહાડો, કેરો નગરમા તેમજ બીજા શહેરોમા જે કચરો

એકઠો થએલો છે તેનો નફાકારક ઉપયોગ કેવી રીતે કરી શકાય તે વિષે વિચાર કરો, બંદુકનો દારૂ બનાવવાનાં દ્રવ્યોની શોધ કરો, ઇજનેરો, નકશા દોરનારાઓ અને વિજ્ઞાનીઓ આખા મિસર દેશમાં બધે ફરી વળવા લાગ્યા આલેક્ઝાંડ્રિયા, કેરો, રોઝેટા વગેરે શહેરોની સંચાથી ચાલતી ઘંટીઓમાં ઝીણો લોટ દળાવા લાગ્યો રો-ટલી બનાવવાના કારખાના સ્થપાવાથી રોટલી પણ સસ્તે ભાવે વેચાવા લાગી. સાર્વજનિક દવાખાનાઓ સ્થપાયા અને એક એક દરદીને માટે એક એક જૂદી પથારી રાખવામાં આવી સુરોખાર અને બંદુકનો દારૂ બનાવવાનાં કારખાના ધમધો-કાર ચાલવા લાગ્યા સંચાને લગતો લોખંડનો સામાન બનાવવાની તથા જાતજાતના બીબા બનાવવાની "ફાઉન્ડ્રીઓ" સ્થપાઇ જૂદા જૂદા પ્રકારના પરચુરણ ઉદ્યોગ ખીલવા લાગ્યા યુરોપ અને મિસર વચ્ચે જ્ઞાનનો પરસ્પર વિનિમય થવા માટે ફ્રેન્ચ અને અરબી બેઉ ભાષાઓનાં સાહિત્ય પ્રકટ કરવા માટે એક છાપખાનુ સ્થાપ્યુ ઉદ્યોગના દરેકે દરેક વિભાગમા નહિ માની શકાય એવી અદ્ભુત ચેતના આવી ગઈ નેપોલિયનની બુદ્ધિ, જે કદિ શ્રમને લેખવતીજ નહિ અને કાર્યનો પ્રસંગ ઉભો થતા પૂર જોસથી ભભૂકી નીકળતી તે આ પ્રમાણે મિસર દેશના કલ્યાણને માટે તમામ કાર્યોની પ્રેરણા અને પરિચાલના કરી રહી

અનેક સૈકા થયાં અજ્ઞાન અને નિષ્ક્રિય થઇ પડેલા મિસર માટે આ ઘણો શુભ અવસર હતો તેની ભાગ્યરેખા બદલાવા લાગી હતી, અને જો આ પ્રમાણે થોડાક વખતસુધી આવી પ્રવૃત્તિ ચાલુ રહી હોત તો એ દેશ આજે જે અધમ હાલતમા છે તેવી હાલતમા હોત નહિ રાતા સમુદ્ર અને કેરો નગર વચ્ચે લાંબી નહેર ખોદાવવાનો અને સુએજ આગળ ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રને જોડી દેવાને બીજી નહેર ખોદવાનો માર્ગ નક્કી કરવામા આવ્યો તથા તેમના ખર્ચનો અંદાજ પણ ગણવામા આવ્યો આ કાર્યમાં બે કરોડ અને પાંચ લાખ ફ્રેન્કના ખર્ચની અને બે વર્ષની મહેનતની જરૂર હતી જો એ કાર્ય પૂર્ણ થયુ હોત તો આજે જે જાહોજલાલી સંયુક્ત રાજ્યોમાં મિસિસિપ્પી અને ઓહિયો નદીને કિનારે આવેલા પ્રદેશ ભોગવે છે તેવીજ જાહોજલાલી મિસરવાસીઓ પણ ભોગવી શકત પણ એ સુખ તેના પ્રારબ્ધમા નિર્માણ થયુ ન હતુ

આરબ લોકો તો નેપોલિયનનુ વર્તન જોઇને ચકિતજ થઇ ગયા ! તેની પાસે અદ્ભુત સૈનિકબળ છતાં તે કેવો દયાળુ અને નિઃસ્વાર્થી હતો ! આવી ઉદાર વર્તણુકનો તેમને કદિ અનુભવજ ન હતો તેઓ બિચારા નેપોલિયનનો શુભ આશય સમજવાને અસમર્થ હોવાથી તેમને આ સઘળુ અજાયબ જેવુજ લાગતુ તેમની સ્ત્રીઓ ઉપર જુલ્મ તો શુ પરતુ તેમને અપમાન પણ કરવામા આવ્યુ નહિ તેમની માલમિલકતને સ્પર્શ પણ કરવામાં ન આવ્યો એટલુજ નહિ પણ ત્રીશ હજાર

યૂરોપવાસીઓ તેમના સુખને માટે, તેમના દેશની સુધારણાને માટે પરિશ્રમ લેતા હતા તે બધુ જોઇને મિસરવાસીઓ નેપોલિયનને પેગબરનો સુપાત્ર પુત્ર અથવા અલ્લાહનો પ્રેમપાત્ર કહે એમા નવાઇ પણ શી? તેના તરફ તેમની ભક્તિ એટલી હદસુધી વધી ગઇ કે મસ્જિદોમાં જાહેર પ્રાર્થના વખતે પણ તેનાં ગુણગાન થવા લાગ્યા તેઓ નિમાજ વખતે બોલવા લાગ્યા કે —સમુદ્ર માર્ગના જોખમમાથી અને શત્રુઓના વૈરમાંથી તેને સહિસલામત રાખનાર કોણ? તે અલ્લાહ–મહાન અલ્લાહ છે પશ્ચિમના બહાદૂર પુરુષોને નાઇલને કિનારે ક્ષેમકુશળ લાવનાર કોણ? તે અલ્લાહ છે મામેલુક લોકોએ તેમના ઘોડાઓ ઉપર, બળવાન પાયદળ ઉપર, અને તોપો ઉપર વિશ્વાસ રાખ્યો હતો પણ વિજયલક્ષ્મીના આ માનીતા પુત્રે તેમના સૈન્યને નષ્ટભ્રષ્ટ કરી નાખ્યું જેમ પ્રભાતના સૂર્યનાં કિરણ ધુમસનો નાશ કરી નાખે છે તેમ આ બહાદૂર લોકોએ મામેલુક સૈન્યનો નાશ કરી નાખ્યો કારણ કે તેઓ અલ્લાહના પ્યારા છે"

લોકોની પ્રીતિ મેળવવા તથા તેમના જાતીય લક્ષણનો વધારે પરિચય મેળવવા માટે નેપોલિયન તેમની ધર્મક્રિયાઓમા તથા જાહેર ઉત્સવોમા ભાગ લેતો. સ્થાનિક રાજ્યતંત્ર તો આગેવાન આરબોના હાથમાજ તેણે સોપી દીધુ હતુ, તોપણ તેઓ નિષ્પક્ષપાતપણે કાયદાઓનો અમલ કરે તે વિષે તે ખાસ કાળજી રાખતો હતો ઘણાજ લાંબા વખતથી રણમા પ્રવાસ કરતા વ્યાપારી કાફલાઓને લૂટારાઓ રંજાડતા હતા તેમને માટે તેણે સખ્ત ઉપાયો લીધા આખા દેશમાં કોઇને પોતાના જાનમાલની ધાસ્તી રહી નહિ. ફ્રેન્ચ સિપાઇઓ પણ તેમના સેનાપતિનુ અનુકરણ કરીને લોકો સાથે છૂટથી ભળવા લાગ્યા અને ઘણીવાર તેઓ તેમને ઘેર જઇને આનંદથી વાર્તાલાપ કરતા અને તેમના કામમા મદદ પણ કરતા

એકવાર નેપોલિયન શેખ તથા બીજા આબરૂદાર લોકો સાથે વાતો કરતો હતો એવામાં સમાચાર આવ્યા કે કેટલાક લુટારાઓ એક ગરીબ ખેડુતનુ ખૂન કરીને તેના ઢોર હાકી ગયા છે નેપોલિયને તરતજ ત્રણુસો સ્વાર અને બસે ઉંટનુ લશ્કર તે બદમાસોને પકડીને શિક્ષા કરવા મોકલી દેવાનો હુકમ કર્યો આ સાભળીને એક શેખે કટાક્ષમાં કહ્યુ કે "શુ તે ખેડુત તમારો સગો ભાઈ હતો કે તેના મરણથી તમને આટલુ લાગી આવે છે?" નેપોલિયને જવાબ દીધો કે "તે ખેડુત મારા ભાઈ કરતાં પણ વધારે હતો તેનુ રક્ષણ કરવાનુ કામ ઇશ્વરે મને સોપ્યુ હતુ" આ જવાબથી શેખ આભો બની ગયો તેણે કહ્યુ "તમે તો ઇશ્વરના પ્રેરિત પેગબરની માફક બોલતા જણાઓ છો."

તુર્કસ્તાનના સુલતાનની ઉશ્કેરણીથી નેપોલિયનનુ ખૂન કરવાની ઘણીવાર કોશેશ કરવામાં આવી હતી, પણ પુત્રો પોતાના પિતાનુ જેટલી કાળજીથી રક્ષણ કરે તેટલીજ કાળજીથી મિસરવાસીઓએ તેમના વહાલા નેપોલિયનના જાનનુ રક્ષણ કર્યું, અને

ડાવત્રાખોરની બાજી વ્યર્થ ગઇ

આવી અદ્ભુત ફતેહના આનંદમય અવસરની વચમા ફ્રેન્ચ સૈન્ય ઉપર એક અણધાર્યો, નહિ રૂઝવી શકાય એવો કારી ઘા પડયો અબુકરના ઉપસાગર આગળ તમામ ફ્રેન્ચસેના વહાણમા ઉતરી રહે એટલે તરતજ વહાણોને સલામતીભરેલી જગ્યાએ લઈ જવાનો નેપોલિયને હુકમ કર્યો હતો, પણ ફ્રેન્ચ નાકા સેનાધિપતિ નેપોલિયનની સલામતી માટે ઘણીજ કાળજી રાખતો હતો તેથી તેણે વિચાર્યુ કે આવા અજાણ્યા અને દૂરના પ્રદેશમા તેની સ્થિતિ તદન નિર્ભય છે એવા સમાચાર ન મળે ત્યાસુધી વહાણને અહિંને અહિજ રાખવા જોઇએ, કેમકે કદાચ તેનો પરાજય થાય તો તે પોતાના વહાણની મદદથી સ્વદેશ જઇ શકે આવા વિચારથી તેણે મોટાં મોટા વહાણને અબુકરના ઉપસાગરમાજ રહેવા દીધા હતા માત્ર નાના વહાણનેજ અલેક્ઝાન્ડ્રિયાના બંદરમા મોકલાવ્યા હતાં નેપોલિયનને આ વાતની ખબર પડતાજ તેણે દોડતે ઘોડે સંદેશો કહાવ્યો કે એકદમ વહાણને અલેક્ઝાડ્રિયાના બંદરમાં દાખલ કરી દેવાં પણ આ સ્વારને માર્ગમા ઝનુની આરબ લોકોએ ઠાર કર્યો અને કદાચ તે જીવતો પહોચ્યો હોત તોપણ વખતસર તો જઇ શકતજ નહિ

એ દરમ્યાન અંગ્રેજ નૌકાસેનાધિપતિ નેલ્સનને સમાચાર મળ્યા કે ફ્રેન્ચો મિસર દેશમા દાખલ થઇ ચૂકયા છે, એટલે તરતજ તે ફ્રેન્ચોનાં વહાણને શોધતો અબુકરના ઉપસાગર પાસે આવી પહોચ્યો, અને તમામ ફ્રેન્ચ કાફલાને પોતાનાં સંખ્યાબંધ વહાણોવડે ઘેરી લીધો તેણે એવી તદ્દન નવી અને સાદી પદ્ધતિથી યુદ્ધની શરૂઆત કરી કે તેનો વિજય થશે એ વાત પહેલીજ પળે જાહેર થઇ ગઇ શત્રુને છૂટા પાડીને તેમના અમુક ભાગ ઉપર એકસામટો હલ્લો કરી પોતાની મોટી સંખ્યાના બળથી તેનો પરાભવ કરવાની નેપોલિયનની રીત નેલસને નૌકાયુદ્ધમા ગ્રહણ કરી. આથી કરીને એકએક ફ્રેન્ચ વહાણની સામે બબ્બે અંગ્રેજ વહાણ આવી ગયાં. તેના એક અમલદારે હર્ષમા આવીને કહ્યુ કે "આપણે જીતીશુ તો જગત્મા આપણે માટે શુ બોલાશે ?" નેલ્સન કહે, "અહિ 'તો' શબ્દ છેજ નહિ આપણે જીતવાનાજ" અને થયુ પણ તેમજ

ફ્રેન્ચો ઘેરાયલા સિંહોની માફક મરણીઆ થઇને લડયા પંદર કલાકસુધી તેમણે પોતાનાથી સંખ્યામા બમણા દુસ્મનો સાથે લાગલાગટ ટક્કર લીધી રાત્રિનો ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો અને તેની અંદર સળગતાં વહાણોના ભડકા જ્વાળામુખીનો દેખાવ આપતા હતા સમુદ્ર ઉપર કદિ આવી ખૂનખાર અને ભયંકર લડાઇ ભાગ્યેજ થઈ હશે ગતના અગીઆર વાગે નેપોલિયનનુ ગંજાવર ઓરિયન્ટ વહાણ સળગી ઉઠયુ તેની અંદર હજારો મણ દારૂખાનાનો ભંડાર હતો તેને આગ લાગતા એવો પ્રચંડ ધડાકો થયો કે બેઉ પક્ષના વહાણ કંપવા લાગ્યાં અને ખલાસીઓ

એવા દિગ્મૂઢ થઈ ગયા કે થોડી વારસુધી યુદ્ધ બંધ રહ્યું અને સર્વત્ર શ્મશાનવત્ ભયંકર શાંતિ ફેલાઇ ગઈ પણ રાત્રિના ઘોર અંધકારમાં પાછી ભયાનક જાદવાસ્થળી મચી રહી. સવાર થઈ તોપણ યુદ્ધ શમ્યુ નહિ. આખરે બપોર થયા ત્યારે ફ્રેન્ચ કાફલાનો પૂરેપૂરો વિનાશ થઈ ગયો તેમના માત્ર ચારજ વહાણ નાસી છૂટયા નેલ્સનના વહાણને ઘણુ નુકસાન થયુ હતુ તેથી તેનાથી તેમની પૂઠ લેવાઇ નહિ.

લડાઇની શરૂઆતમાજ ફ્રેન્ચ નૌકાસેનાધિપતિ તોપના ગોળાથી ચીરાઈ ગયો, તોપણ તે તુતક પરથી ખસ્યો નહિ. તેણે કહ્યુ કે "સેનાધિપતિએ તો યુદ્ધ કરતા કરતાજ પ્રાણત્યાગ કરવો જોઇએ" નેલ્સનને પણ જખમ લાગ્યો હતો. પણ બીજા ઘવાયલા ખલાસીઓને પાટા બાંધવામાં આવે ત્યાર પહેલાં પોતાની સારવાર કરવાની ડાંકટરોને તેણે મના કરી.

લશ્કરની ખોરાકી તથા બીજા સામાનથી ભરેલા ફ્રેન્ચ વહાણ અલેક્ઝાન્ડ્રિયાના બંદરમા સલામત રહ્યા નેલ્સનથી ત્યા જવાય એમ ન હતું સમુદ્રમા ઘણા માઈલ સુધી ભાગેલા વહાણના ટુકડા અને સિપાઇઓના કપાયલા, વિરૂપ થએલા મુડદા તરવા લાગ્યા માત્ર એકજ મહિનાની વાતપર જે ભવ્ય ફ્રેન્ચ કાફલો ટુલોનથી નીકળીને અહિ આવ્યો હતો તે હતો ન હતો થઇ ગયો અગ્રેજોના એક હજાર અને ફ્રેન્ચોના પાચ હજાર માણસો મરાયા અને ત્રણ હજાર કેદ પકડાયા

ફતેહ પૂરેપૂરી થઇ રહ્યા પછી નેલ્સને દરેક વહાણના ખલાસીઓને એકઠા થઇને પ્રાર્થના કરવાની આજ્ઞા કરી મનુષ્યનુ હૃદય કેવા વિચિત્ર પ્રકારનુ છે? ફ્રાન્સની પ્રજાને પ્રજાસત્તાક રાજ્યતંત્રનો ત્યાગ કરીને રાજાની સત્તાનો સ્વીકાર કરવાની ફરજ પાડવાના હેતુથી ઇંગ્લંડ તમામ સુધરેલા પ્રદેશોને લડાઇઓથી રજાડી રહ્યુ હતુ, છતાં આ ખૂનખાર લડાઈ પછી જ્યારે હજારો પ્રભુનાં બાળકોના કપાયલાં ઘુઘવાયલાં મુડદા સમુદ્ર ઉપર રઝળતા હતા તે વખતે પણ જાણે કશુ પાપ કર્યુંજ નથી તેમ દેડે કલેજે, ખુલ્લા દિલથી વિજયને માટે ઈશ્વરનો આભાર માનવાને પ્રાર્થના કરવામાં આવી! ઇંગ્લડમા પણ હજારો ભક્તિમાન (!) આત્માઓએ આ ફતેહને માટે ઈશ્વરના આભારસૂચક પ્રાર્થના કરી!

આ પ્રમાણે ઇતિહાસમશહૂર નાઇલ નદીનુ યુદ્ધ પૂરૂં થયુ. તેમા ઇંગ્લંડનો પૂરેપૂરો વિજય થયો હતો તેના યોદ્ધાઓનુ આ પરાક્રમ તેને ગર્વ ઉપજાવે એવુ હતુ, પરંતુ કહેવુ જોઇએ કે માનવજાતિના શ્રેયને વધારેમા વધારે હાનિ કરે એવુ યુદ્ધ જો જગત્મા થયુ હોય તો તે આજ યુદ્ધ છે પુનર્જીવન પામતા બિચારા મિસર દેશને તો આ લડાઇથી એક ઘણોજ કારી ઘા વાગ્યો તેના વેરાન કિનારા ઉપર હમણા હમણા જ્ઞાન અને વિજ્ઞાનનો થોડો થોડો ઉજાસ થવા લાગ્યો હતો તેને ઠેકાણે પાછો મધ્યરાત્રિનો ઘોર અંધકાર છવાઇ ગયો, અને તેને પરિણામે એશિયા અને આફ્રિકાની પ્રજાઓ ઉપર નિર્દય અને જુલ્મી અધિકારની બેડીઓ પ્રથમની માફકજ જકડાઇ ગઇ.

નેપોલિયને જોઇ લીધુ કે આ હારથી મારી તમામ શુભ આશાઓ ધૂળમાં મળી ગઇ, યૂરોપની સાથેનો મારો સબધ તૂટી ગયો, હવે ત્યાથી લશ્કરી સામગ્રી આવી શકવાની નથી અને જરૂર પડે તોપણ સ્વદેશ જવાય એમ નથી, હવે મિસર દેશમા તે વાસ્તવિકરીતે તે કેદી બની ગયો છે આવા ભયકર સમાચાર મળ્યા છતા પણ તેની શાંત ગભીર મુખાકૃતિમાં નિરાશા કે ક્ષોભની એક રેખા પણ જણાઇ નહિ. લશ્કર નાહિમત બની જાય એવો એક શબ્દ પણ તેના મુખમાંથી નીકળ્યો નહિ. ઉલટુ તેણે કહ્યુ, "હવે આપણને આથી પણ વધારે મહત્ત્વના કામ કરવાનો ઉત્સાહ મળશે આપણે મિસર દેશને મહાન પ્રજા બનાવી શકીશુ"

આ ફતેહના સમાચારથી યૂરોપના તમામ રાજાઓ ખુશાલીમાં આવી ગયા ઈગ્લડે નેલ્સનને ઉચી પદવી અને ભારે ઇનામ આપ્યા બીજા રાજાઓ તરફથી પણ તેને ઘણાજ ભારે ઈનામો મળ્યા યૂરોપ ખડમાં રાજાઓનુ જોર વધ્યુ, નેપોલિયનના પ્રહારથી અધમુઇ થએલી તેમની જુલ્મગાર રાજસત્તામાં નવો જુસ્સો આવવા લાગ્યો, પરતુ થોડા સમયથીજ સ્વતત્ર થએલો બિચારો પ્રજાવર્ગ હતાશ થઇ ગયો ઇગ્લડે ફ્રાન્સને કચરી નાખવાને નવા કોલકરારો કરવા માડ્યા ઇંગ્લડના આ **પરાક્રમથી રાજાઓ પ્રફુલ્લિત થયા અને પ્રજાસત્તાક રાજ્યોની પ્રજાના મનોરથ પડી ભાગ્યા**

આ પરાજય ફ્રાન્સને માટે ઘણાજ સખ્ત પ્રહારરૂપ હતો નેપોલિયને બહારથી ઉડા શાંતિ અને ધૈર્ય બતાવ્યાં પણ મનથી તો તેને ઘણો ઉદ્વેગ થયો પળવાર તે ઉડા વિચારમાં પડી ગયો અને બોલી ઉઠ્યો કે "અરે હતભાગ્ય * બ્રૂ ! આ તે શુ કર્યું ?" પણ તરતજ તેની સમયસૂચકતા અને આત્મબળ પાછાં જાગૃત થયા લશ્કરને હિમત આપી, આ પરાજયથી થવાનાં તમામ દુખદ પરિણામ તે તરતજ કળી ગયો હતો, પરતુ આવી ભયકર નિરાશાને પ્રસગે પણ તેણે પોતાનુ દુખ વિસારે પાડ્યુ અને મરનાર નૌકાસેનાધિપતિની વિધવાને તે દિલાસાનો પત્ર લખવા બેઠો એ વાત ઉપરથી તે કેવો સહૃદય હતો તે જણાઇ આવે છે તેના શત્રુઓ તેને નિષ્ઠુર રાક્ષસ કહે છે પણ નિષ્ઠુર માણસ અણુજાણ્યે પણ પોતાની પાયમાલી કરનાર માણસની વિધવાને તેણે લખ્યો હતો તેવો અનુકપાભર્યો પત્ર લખી શકેજ નહિ

ફ્રેન્ચ પ્રજા એક ઘણીજ આનદી પ્રજા તરીકે જાણીતી છે પોતાના પ્રજાકીય સ્વભાવને લીધે ફ્રેન્ચ યોદ્ધાઓ પણ આ આફતનો ઘા થોડા વખતમા વિસરી ગયા યૂરોપ પાછા જવાનો માર્ગ બધ થઇ ગયો એ વાતથી તેઓ હતાશ થયા હતા તો પણ પાછા તેઓ હતા તેવા આનદી બની ગયા, અને નેપોલિયનને મિસરની સુધારણાના કામમા સહાય આપવા લાગ્યા

---

* ફ્રેન્ચ નૌકાસેનાધિપતિ



# प्रकरण १३ मुं–सिरिया उपर चढाइ १७९८–१७९९




રામિડના યુદ્ધ પછી નેપોલિયન મિસર દેશનો કુલ માલિક બની શકયો હતો તોપણુ તેને હજી ઘણુ કાર્ય કરવાનુ બાકી હતું તેના માર્ગમા હજી ઘણાં વિઘ્નો હતા અને માથા ઉપર સકટનાં ઘોર વાદળા ઝમૂમી રહ્યા હતા મુરાદ એ પોતાના સૈન્યના અવશેષ સાથે મિસરના ઉત્તર ભાગમા નાશી ગયો હતો તેને ત્યાંથી મારી હઠાવવાને નેપોલિયને જનરલ ડીસેને મોકલ્યો તેણે તે પ્રદેશ જીતી લીધો અને ત્યાના લોકો સાથે એવુ તો દયા અને પ્રેમભર્યું વર્તન રાખ્યુ કે હજી પણુ એ દેશના વતનીઓ એ ભલા ફ્રેન્ચ સેનાપતિને યાદ કરે છે

મિસરવાસીઓમા હજી પણુ મામેલુક લોકોના મિત્રો ઘણા હતા તેઓ નેપો-લિયનની સત્તા જરાક ઢીલી પડે તો તરત બળવો ઉઠાવવાની રાહ જોતા હતા બીજી બાજુએ નાઈલની દરિયાઇ ફતેહથી ઉત્તેજિત થએલુ ઇગ્લંડ ફ્રાન્સને કચરી નાખવાને નવા હથિયાર ઘડી રહ્યુ હતુ તેના એલચીઓએ તુર્કસ્તાનના સુલતાનને ફ્રેન્ચો ઉપર આક્રમણુ કરવાને ઉશ્કેર્યો અને ધન, લશ્કર, દારૂગોળો, નૌકાસૈન્ય વગેરે તમામ યુદ્ધ સામગ્રી પૂરી પાડવાનુ ઈંગ્લંડે તેને વચન આપ્યુ રૂશિયાનો ઝાર પણુ તેની સાથે જોડાયો એ પ્રમાણે ઇગ્લંડ, તુર્કસ્તાન અને રૂશિયાની ત્રિપુટિ નેપોલિયનનો વિનાશ કરવાને તૈયાર થઇ મુસલમાનો અને ખ્રિસ્તીઓ પોતાના જૂના વેર ભૂલી ગયા અને જે પ્રજાસત્તાક રાજ્યતત્રને તેઓ શત્રુરૂપે માનતા હતા તે રાજ્યો ઇગ્લેંડની સાથે લઢવામાટે વેરભાવ વિસારીને બધુભાવથી એકત્ર થયા. કાળા સમુદ્રમાં થઇને રૂશિ-યાનો બળવાન કાફલો હેલિસ્પોન્ટની સામુદ્રધુની આગળ આવી પહોચ્યો ઈંગ્લંડનુ વિજયી નૌકાસૈન્ય તેને આવી મળ્યુ આવકારની તોપોના ધડાકા તુર્કી વહાણોમાથી થયા. કિનારા પર ભેગા થએલા હજારો ખ્રિસ્તી અને મુસલમાનોએ હર્ષનાદ કર્યા. ખ્રિસ્તીઓનો ક્રૉસ અને મુસલમાનોનો અર્ધચદ્રાકૃતિવાળો વાવટો સાથે સાથે ફરકવા લાગ્યા ધર્મના હડહડતાં વેર, રૂશિયા, ઈંગ્લંડ અને તુર્કસ્તાનના એક બીજા માટેના પ્રજાકીય વિદ્વેષ આ વખતે વિસારે મૂકાયાં, કેમકે તેઓ એક બીજાને જેટલા ધિક્કા-

રતા હતા તે કરતા પણ ઝાર અને સુલતાનના રાજમુકુટને તેમની આપખુદી રાજસત્તાને ધાસ્તીમા મૂકનાર ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યને વિશેષ ધિક્કારતા હતા

તુર્કસ્તાનના સુલતાને ૨૦,૦૦૦ માણુસોનું સૈન્ય એકઠુ કર્યું હતુ તેને ઇંગ્લડ અને રૂશિયાના સયુક્ત કાફલાવડે, તેમનીજ તોપોના રક્ષણુ નીચે મિસરને કિનારે ઉતરવાનુ હતુ બીજુ બળવાન સૈન્ય સિરિયાના રણુમાં થઇને જમીન માર્ગેથી મિસરમા દાખલ થવાનુ હતું ઇંગ્લંડે અને ફ્રાન્સના પદભ્રષ્ટ થએલા બુર્બોન વશીય રાજાના એલચીઓએ આ સૈન્યને દારૂગોળો અને લશ્કરી ઇજનેરો પૂરા પાડવામા પુષ્કળ ધનનો વ્યય કર્યો બીજી બાજુએ યૂરોપમા ફ્રાન્સની સાથે યુદ્ધ કરવાને, તેને ઇટાલિમાથી મારી કહાડવાને બની શકે તો ખુદ ફ્રાન્સ ઉપરજ ચઢાઇ કરવા માટે આસ્ટ્રિયા તથા બીજા રાજ્યો એકત્ર થયા આવી વિપત્તિના સમયમાં નેપોલિયનની મદદે પારિસથી સૈન્ય મોકલાવાનુ અસભવિત હતુ ફ્રાન્સની ઉપર ચારે બાજુએ તેના શત્રુઓ ટમટમી રહ્યા હતા, અને નેપોલિયન પણુ તેની આસપાસ એકત્ર થએલાં બળવાન સયુક્ત સૈન્યોને હાથે હાર ખાઇને માર્યો જશે એ વાત બધાને હવે નિ-સદેહ લાગતી હતી

આ પ્રસગનો લાભ લઇ મુરાદ બેએ ભયકર કાવત્રુ રચ્યું એક મુકરર કરેલે વખતે આખા મિસર દેશમા જ્યાં જ્યા ફ્રેન્ચો હોય ત્યાં બધે તેમના ઉપર એકસામટા તૂટી પડીને તેમને ખજરથી, તલવારથી કતલ કરી નાખવાની બાજી રચાઇ, પણુ જેમ જેમ વિપત્તિનુ વાદળ ઘેરૂ બનતુ ગયુ તેમ તેમ નેપોલિયનની બુદ્ધિનો પ્રકાશ પણુ જ્વલત તેજથી ભભૂકી ઉઠયો બળવાની શરૂઆત કૈરોમા થઇ. પણુ તોપો અને બદુકોના પ્રભાવથી બળવાખોરો વિખેરાઇ ગયા શહેરમા ખૂનખાર કતલ ચાલી તોપોના ગોળાથી મસ્જિદો અને મિનારાઓના ચૂરેચૂરા થઇ ગયા અને એવો હાહાકાર મચી રહ્યો કે આખો મિસર દેશ ફ્રેન્ચોની ધાકથી દબાઇને ચૂપ થઈ ગયો ફ્રેન્ચ સિપાઇઓની થએલી કતલનુ નેપોલિયને ભયકર વેર લીધુ તેની તોપોની ગર્જનામાથી પ્રતિધ્વનિત થતા તેના સામર્થ્યની અસર થઇ બળવાખોરોના હાજા ગગડી ગયા અને પછી જ્યારે નેપોલિયન ઈંગ્લડ અને રૂશિયાના સૈન્ય સાથે બાથ ભરવાની તૈયારી કરવા લાગ્યો ત્યારે આખો મિસર દેશ ચૂપકીથી તમાશો જોતો બેસી રહ્યો, પણુ તેની સામે માથુ ઉચકવાની હિમત ચાલી નહિ. આવી વિપત્તિને વખતે સખ્તાઇ વાપરવાની તેને જરૂર હતી, કેમકે ત્રીશ હજાર સ્વદેશ બધુઓની સલામતી તેને માથે હતી જો તેણે બળવાખોરો તરફ દયા બતાવી હોત તો તેના અને તેના સિપાઇઓના હાડકા મિસરના રણુમા રઝળી જાત. યુદ્ધ એટલે પશુતા અને કસાઈખાનાનું મોટા પાયા ઉપર રચાયલુ પ્રદર્શન છે ઈંગ્લડનો સેનાપતિ ડયૂક ઑફ વેલિંગ્ટન એક પ્રસગે કહે છે કે "કોમળ લાગણીવાળા માણસને યોદ્ધાના કાર્યમા માથુ મારવાનો હક્ક જ નથી."

આ વાતમાં ઘણુંજ સત્ય છે એકવાર યુદ્ધ શરૂ કર્યા પછી અનિચ્છાએ પણ ક્રૂરતા વાપર્યા વગર ચાલતુંજ નથી તોપના ગોળા વરસાવતા પ્રેમ અને દયાને તિલાંજલિ આપવીજ પડે છે ઘોડેસ્વારનો ધસારો વગર જુસ્સાએ થઈ શકતોજ નથી. એકવાર શહેર ઉપર ગોળા ફેંકવા માંડયા કે પછી તે કુમળા બાળક ઉપર કે નિર્દોષ કુમારિકા ઉપર પડે છે તેનો વિચાર કરવાનો અને એવા નિર્દોષ આત્માઓને વ્યથા ન થાય તેની કાળજી રાખવાનો અવકાશજ હોતો નથી. યુદ્ધની સાથે વળગેલા આ પરિણામો અનિવાર્ય અને ભયંકર છે પણ જ્યાંસુધી મનુષ્ય પ્રજા પરસ્પર યુદ્ધ કરવુંજ નહિ એવો સંકલ્પ નહિ કરે, ત્યાંસુધી આવી પૈશાચિક ક્રૂરતા જગત્ ઉપર ચાલ્યાજ કરવાની.

૧૭૯૯ ના જાનેવારીમાં સમાચાર મળ્યા કે એક બળવાન તુર્કી લશ્કર જેને ઈંગ્લંડે યુદ્ધ સામગ્રી અને દારૂગોળો પૂરા પાડયા હતા તેણે સિરિયાના રણની સીમા ઉપર આવેલા મિસર દેશના એલ આરિસ નામના ગામનો કબજો લીધો છે, અને અંગ્રેજ નૌકાસૈન્ય તેમને પૂરતી મદદ આપે છે નેપોલિયને વગર વિલંબે આ સૈન્ય ઉપર આક્રમણ કરવાનો ઠરાવ કર્યો તેને દોઢસો માઇલના વિસ્તારવાળા રણમાં થઇને પસાર થવાનું હતું પરંતુ તેનો નિશ્ચય ડગ્યો નહિ સિરિયાનો અત્યંત જુલ્મી પાદશાહ જેને તેની ક્રૂરતાને લીધે "એકમેટ કસાઇ" એવું નામ મળ્યું હતું તેની ખ્રિસ્તી રૈયત તેના અત્યાચારથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારતી હતી તેથી નેપોલિયનને એવી આશા હતી, કે જો એકવાર એ પ્રદેશમાં જવાય તો હજારો ખ્રિસ્તીઓ તેના સૈન્યમાં જોડાય અને તેમની મદદથી પોતે મુલકને જીતતો જીતતો ઠેઠ હિંદુસ્તાનસુધી પહોંચી જાય, અને હિંદુસ્તાનમાંથી ઈંગ્લંડના અધિકારની જડ ઉખેડી નાખે આવા અત્યંત સાહસિક કાર્યને માટે તે માત્ર દશ હજાર માણસો લઇને જવા તૈયાર થયો, અને પાંચ દિવસ અત્યંત ક્લેશ વેઠીને આખું રણ ઓળંગીને એલ આરિસ સુધી પહોંચી ગયો. તે નાનું પણ મજબૂત કિલ્લેબંદી શહેર હતું આસપાસના ગામડાઓની રૈયતનો દેખાવ અત્યંત કંગાલિયત અને અધમતા સૂચવતો હતો નેપોલિયન ત્યાં મધરાત્રે આવી પહોંચ્યો અને તુર્ક યોદ્ધાઓ તોપોના ધડાકા અને પ્રાણઘાતક ગોળાઓના વરસાદથી જાગી ઉઠયા તેમણે યુદ્ધ તો કર્યું પરંતુ ફ્રેન્ચોના પરાક્રમ આગળ તેમના હાથ નીચે પડયા, અને તેઓ જીવ લઇને નાઠા કિલ્લામાં બે હજાર તુર્ક સિપાઇઓ હતા તેઓ કેદ પકડાયા હવે આ કેદીઓની શી વ્યવસ્થા કરવી તે એક મોટો સવાલ થઇ પડયો નેપોલિયનના પોતાના સિપાઇઓનેજ પેટપૂરતું અન્ન મળતું ન હતું તેમાં આ બે હજાર કેદીઓને ખવરાવવું શું ? તેના લશ્કરની સંખ્યા શત્રુની સંખ્યાની સાથે સરખાવતાં એટલી નજીવી હતી કે આ કેદીઓ ઉપર જાપ્તો રાખવાને માણસો લાવવાં ક્યાંથી ? અને મુશ્કેલીનો વખત આવતા તેઓ બળવો ન કરે તેનો શો ભરોંસો ? તેમના વચન ઉપર તેમને છૂટા મૂકવા એ પણ સલાહભરેલું ન હતું, કારણ કે તેઓ

તરતજ તુર્કસેનામાં જોડાઇ જાય અને તેમની સખ્યા જે અનેકગણી વધારે તો હતીજ તેમાં વિશેષ વધારો કરે નેપોલિયનની જગ્યાએ બીજો માણસ હોત તો આ બે હજાર નિઃશસ્ત્ર કેદીઓની કતલ કરાવત પણ તેના દયાળુ અને ઉદાર હૃદયને આ પગલુ ઘણુજ પૈશાચિક લાગ્યુ તેથી તેણે કેદીઓ પાસેથી એવુ વચન લીધુ કે અમે કદિ ફ્રેન્ચોની સામે શસ્ત્ર ધારણ કરીશુ નહિ અને એટલુજ કહીને તેમને છોડી મૂક્યા દગાબાજ તુર્કો તેના ભોળપણને હસવા લાગ્યા તરતજ તેઓ "ક્માઇ" ના સૈન્યમાં ભળી ગયા અને તેમને જીવનદાન આપનાર નેપોલિયનના સૈન્યનો વિનાશ કરવામા સહાયભૂત થયા.

ફ્રેન્ચ સૈન્યે ત્યાથી આગળ વધીને સિરિયાના ગાઝા શહેર તરફ પ્રયાણ કર્યુ થોડાજ દિવસમા તેઓ તે શહેરની નજીક આવી પહોંચ્યા અહિ તેમનો બીજી તુર્ક સેના સાથે ભેટો થયો એ સેનાનો નેતા "કસાઇ" પોતે હતો તોપણ ફ્રેન્ચ સેનાના પ્રચડ ધમારા આગળ તુર્કોથી ઉભા રહેવાયુ નહિ તેમનો પરાજય થયો અને તેમની તમામ યુદ્ધ સામગ્રી ફ્રેન્ચોના હાથમા આવી પણ આ નાના સરખા બહાદુર સૈન્યના માથા ઉપર બીજા વિપત્તિના વાદળા ઝડપથી એકઠા થવા લાગ્યાં હતા

ઇગ્લડ તેના અજય્ય નૌકાબળની મદદથી લશ્કર, દારૂગોળો, યુદ્ધસામગ્રી, યૂરોપિયન ઇજનેરો વગેરે સિરિયાના કિનારા ઉપર ઉતારતુ અને નેપોલિયનને આગળ વધતો અટકાવવાને બનતી સહાય આપતુ હતુ તુર્ક અને રૂશિયન કાફલા બધા કિનારા ઉપર ભ્રમણ કરી રહ્યા હતા અને તેથી કરીને નેપોલિયનને અલેક્ઝાન્ડ્રિયાથી ખોરાકી તથા બીજી સામગ્રી મળતી અટકી ગઇ હતી ત્રીશ હજાર તુર્ક લોકોનુ બળવાન ઘોડેસ્વાર અને પાયદળ સૈન્ય દમાસ્કસમા ભેગુ થયુ હતુ અને સિરિયાની એકેએક ખીણમાથી હજારો ઝળકતી તલવારવાળા તુર્કો તુર્કસેનાની સખ્યાનો વધારો કરતા હતા બળવાન શત્રુની સામા નેપોલિયન દશજ હજાર માણસો લઇને નિડરપણે આગળને આગળ દોડયો જતો હતો તેનો જરૂર વિનાશ થશે એવી તેના શત્રુઓને તેમજ મિત્રોને ખાત્રી થઇ હતી હવે તે પ્રાચીન જાફા નગરની દિવાલો પાસે આવી પહોચ્યો તેની પાસે ભારે તોપો ન હતી તેણે અલેક્ઝાન્ડ્રિયાથી થોડી તોપો મગાવી હતી પણ માર્ગમા અગ્રેજ નૌકાઓએ તેમને પકડી લીધી હતી તેની આસપાસ ચારે દિશાએથી શત્રુસૈન્યનો જમાવ થતો જતો હતો દરિયાકિનારો તેમના વહાણોથી છવાઇ ગયો હતો અને ચારે દિશાએથી દોડી આવતા ઘોડેસ્વારોથી ધરતી ધ્રૂજી રહી હતી તેનો બચાવ માત્ર તેની ત્વરામાંજ હતો, શત્રુઓ ભેગા થાય ત્યાર પહેલા તેમને છૂટા છૂટા પકડી પકડીને પરાસ્ત કરવા એજ માત્ર બચવાનો ઉપાય હતો તેણે તરતજ જાફા ઉપર હલ્લો કર્યો દિવાલ તોડીને ફ્રેન્ચો અદર દાખલ થયા. નાહક મનુષ્યહત્યા ન થાય એવા હેતુથી તેણે જાફાના સુબાને તાબે થવા ફરમાવ્યુ પણ તે જગલી તુર્ક સદેશો

લાવનાર માણસનું ખૂન કરાવી તેનુ લોહીથી નીંગળતું માથુ એક બૂરજ ઉપર લટકાવ્યુ ફ્રેન્ચોનાં લોહી ઉકળી ગયાં ઉશ્કેરાયલા વાઘની માફક તેઓ તુર્કો ઉપર તૂટી પડયા શેરીએ શેરીએ હાહાકાર મચી રહ્યો નેપોલિયનથી આ કસાઇખાનુ દેખી ખમાયુ નહિ તેણે પોતાનાં માણસોને ખામોશી રાખવાનો ઉપદેશ કર્યો

જાફા નગર ફ્રેન્ચ સેનાના હાથમા આવ્યુ કેદ પકડાયલા સિપાઇમાં પેલા દગાખોર તુર્ક લોકો જેમને એલ આરિસમાં જીવનદાન આપીને નેપોલિયને છોડી મૂક્યા હતા તેઓ પણ જોવામાં આવ્યા નેપોલિયન તેમને જોઇને ઘણી મુઝવણુમા પડી ગયો તેઓને છોડી મૂક્તા તેઓ ફરીથી યુદ્ધ નહિ કરે તેની શી ખાત્રી ? હવે એમનુ કરવુ પણુ શુ ? જીવતા રાખીને તેમને ખવડાવવુ શુ અને તેમના ઉપર જાપ્તો પણ શી રીતે રાખવો ? છેવટે આ સવાલનો નિર્ણય કરવાનુ કામ તેણે સેનાપતિઓની સભાને સોપ્યુ તેઓ ત્રણ દિવસસુધી ઘણો વિચાર કરીને એવા ઠરાવ પર આવ્યા કે તેમને મારી નાખ્યા વગર છુટકોજ નથી નેપોલિયને પ્રથમ તો આ ઠરાવ નામજુર રાખ્યો પણુ આખરે નિરુપાયે તેને આ રસ્તો લેવો પડયો અને તે એવચની લુચ્ચાઓને ગોળીથી મારવામાં આવ્યા આ કૃત્ય નેપોલિયનના ચારિત્ર્ય ઉપર એક કાળુ કલક છે એમ તેના વિરોધીઓ પૂરવાર કરવા મથે છે તેના જવાબમા નેપોલિયને પોતે એકવાર કહ્યુ હતુ કે હુ જેવી વિપત્તિમાં હતો તેવી વિપત્તિમાં ફ્રેન્ચ સૈન્યના સરક્ષણુને માટે એવુ પગલુ ભર્યા વગર મારે છુટકોજ ન હતો મારા સિપાઇઓ મને મારા પુત્રો જેવા વહાલા હતા અને દરેક સેનાપતિએ એમજ સમજવુ જોઇએ તેમના પ્રાણુ રક્ષણુની જવાબદારી મારે શિર હતી તુર્ક લોકોએ કેદીઓ તરફ દયા બતાવી નથી તેમણે મારો સુલેહનો સદેશો લાવનારની પણુ કતલ કરી હતી જે કામ મે કર્યું તે કામ આવા સજોગોમા વેલિગ્ટન કે બીજો કોઈ પણુ સેનાપતિ કર્યા વગર રહેતજ નહિ”

આ કૃત્યવિષે ભવિષ્યની પ્રજા ગમે તે તુલના કરે પણુ એટલુ તો ઉઘાડુ જ છે કે નેપોલિયનને ક્રૂરતા પ્રિય ન હતી યુદ્ધને અગે જે ઘાતકીપણુ નાઇલાજે કરવુ પડે છે તેમાંનુ આ એક હતુ યુદ્ધ એક અસભ્ય જાતિની પ્રવૃત્તિ છે અને તેને અંગે આવા દગાખોર તો શુ પણુ નિર્દોષ માણુસોને પણુ અવર્ણનીય વ્યથા થયા વગર રહેતી નથી આ કેદીઓને નેપોલિયને જીવતા છોડી મૂકવા હતા એમ જેઓ કહે છે તેઓ એમ પણુ શા માટે નથી કહેતા કે નેપોલિયને લડાઇ બધ કરવી હતી, તુર્ક લોકોને તાબે થવુ હતુ અને ઈગ્લડ, રૂશિયા આસ્ટ્રિયા તેના દેશને જે અપમાન પહોચાડતા હતા તે ખમી લેવુ હતું ! ઇગ્લડ ફ્રાન્સનાં શહેરો ઉપર તોપોના ગોળા વર્ષાવતુ હતુ, તેનાથી હજારો કુમળાં બાળકો, અને સ્ત્રીઓની હત્યા થતી હતી, યુરોપના રાજાઓ એકત્ર થઇને ફ્રાન્સને તેના પ્રજાપીડક પદભ્રષ્ટ થયેલા

રાજાનેજ પાછો તખ્તનશીન કરવાની ફરજ પાડવા માગતા હતા તો તેના બદલામા નેપોલિયન હિંદુસ્તાન તરફ જવા મથતો હતો, કેમકે સમુદ્રથી અને બળવાન નૌકા-સૈન્યથી સુરક્ષિત રહેલા ઈંગ્લંડ ઉપર પ્રહાર કરવાનુ તે એકલુજ સ્થળ હતુ ન્યા-યની દૃષ્ટિએ જોતાં આ યુદ્ધની તમામ જવાબદારી લડાઇ ઉભી કરનાર પક્ષને માથે છે અને પોતાનો બચાવ કરનાર ફ્રેન્ચોને શિર નથી.

બ્રિટિશ પાર્લામેન્ટમાં તેમજ પ્રજાસમસ્તમા એક બળવાન પક્ષ હતો તેઓ સ્વતંત્રતા અને રાજનૈતિક સુધારણાના હિમાયતીઓ હતા તેઓની સહાનુભૂતિ ફ્રેન્ચો તરફ હતી આ લડાઈ ગેરવાજબી અને રાજનીતિવિરુદ્ધ છે એવા સખ્ત પોકાર તેઓ ઉઠાવતા હતા પણ રાજા અને ઉમરાવોના વગવસીલા આમળ તેમનુ ચાલ્યુ નહિ અને ફ્રેન્ચો ઈંગ્લંડની જોહુકમીને સહેલાઇથી તાબે થાય એવા ન હતા તેથી યૂરોપમા અને તેની સાથે સબંધ ધરાવતા તમામ દેશોમા મનુષ્યરક્તની નદીઓ વહેવા પામી. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે "તેઓને જીવતા છોડી મૂકવા એજ સહેલામાં સહેલો માર્ગ હતો" એનો અર્થ એટલોજ કે ફ્રેન્ચોએ લઢવુ ન હતુ અને ઇંગ્લંડની આજ્ઞાને તાબે થવુ હતુ તે સમયની લોકસ્થિતિ જોતા, ખુદ ઈંગ્લંડનાજ પ્રજાવર્ગનો લોકમત જોતા ફ્રાન્સને પોતાને મનગમતુ રાજ્યતંત્ર પસંદ કરવા દેવુ એજ ઇંગ્લંડને માટે સહેલામા સહેલો માર્ગ હતો" પણ જો તેમ કરવા દેવામા આવે તો ત્યાના (ઈંગ્લંડના)રાજકર્તાનુ સિંહાસન અને ઉમરાવાના મહેલ રાષ્ટ્ર-વિપ્લવની ભરતીના આઘાતથી ઉથલી પડયા વગર રહે ખરા કે ? અરેરે ! માણુમજાત !

બુરિયેન જે એક વખ્ત નેપોલિયનનો સેક્રેટેરી હતો અને પાછળથી ફ્રાન્સની ગાદીએ આવેલા ૧૮મા લૂઇનો માનીતો અને ખુશામતખોર પ્રધાન થયા પછી નેપોલિયનનો કટ્ટો શત્રુ થયો હતો, તેણે નેપોલિયનના જીવનના કેટલાક પ્રસંગોની નોંધ ઘણીજ સખ્ત ભાષામાં અને વૈરભાવથી પ્રેરાઇને લખી છે, તે પણ આ પ્રસંગવિષે લખતા છેવટે કહે છે કે "મે તમામ સત્ય અને ખરેખરૂ સત્યજ જાહેર કયુ છે એ કેદીઓનુ શુ કરવુ તેનો નિર્ણય કરવાને મળેલી સભાઓ વખતે હુ હાજર હતો અને જો મને મત આપવાનો અધિકાર હોત તો તેમને મારી નાખવા જોઇએ એવો મત હુ પોતે પણ આપત યુદ્ધમા ઘણીવાર અનેક માણસોના લાભની ખાતર ખાનગી મા-ણસોના સુખની દરકાર કરી શકાતી નથી અને દયાની કોમળ લાગણીને બળાત્કારે દાબી દેવી પડે છે નેપોલિયનના આ વખતે આવી કફોડી સ્થિતિ હતી કે નહિ તેની તુલના કરવાનુ હુ ભવિષ્યની પ્રજાને સોપુ છુ હુ નિશ્ચય પૂર્વક કહુ છુ કે તેની એવી સ્થિતિ હતીજ અને સભાએ સર્વાનુમતે આ ઠરાવ પસાર કર્યો હતો એ વાતથી મારી વાતને ટેકો મળે છે મારે સત્યને ખાતર કહેવુજ જોઇએ કે નેપોલિયને નાઈલાજેજ મંજુરી આપી અને આ ઘોર કૃત્યથી તે ઘણોજ દિલગીર થયો હતો"

સર વૉલ્ટર સ્કૉટ પણ નેપોલિયનના વિરુદ્ધ લેખકોમાનો એક છે તે પણ લખે છે કે આ કૃત્ય નેપોલિયનના ચારિત્ર્ય ઉપર કાળા કલકરૂપ છે, તોપણ તેના સ્વભાવમાં લક્ષણગત ક્રૂરતા હતી અને તેથીજ તેણે આ કતલ કરાવી એવુ માનવાને આધાર નથી. કેમકે તેના જીવનનો આખો ઇતિહાસ જોતા તેનામા ક્રૂરતાની નિશાની નજરે પડતી નથી અને તેનો સ્વભાવ દયાળુ હતો એવુ પૂરવાર કરનારા ઘણા પ્રસગો સુવિદિત છે"

જાફા નગરથી નેપોલિયને એકર તરફ પ્રયાણ કર્યું. સિરિયાનુ તે સૌથી ઉપયોગી યુદ્ધનુ સ્થળ હતુ તેનો કિલ્લો ઘણોજ મજબૂત હતો અને ઍકમેટ 'કસાઇ' એ યૂરોપી યુદ્ધસામગ્રીવડે તેને સુસજ્જિત કરીને પોતાનુ તમામ સૈન્ય ત્યા એકત્ર કર્યું હતું નેપોલિયનનો સહાધ્યાયી ફ્રેન્ચ ઇજનેર જે બુર્બોન રાજાઓના પક્ષનો હતો તેણે પોતાની નિપુણતાથી કિલ્લાને અધિક મજબૂત બનાવી દીધો હતો, અને રક્ષણ કાર્યનો નેતા પણ તેજ હતો સિરિયાને સમુદ્રકિનારે અગ્રેજોનો સેનાપતિ સર સિડની સ્મિથ નૌકાઓ લઇને ભ્રમણ કર્યાજ કરતો હતો નેપોલિયન નજીક આવતો જાય છે એવા સમાચાર ઍકમેટ 'કસાઈ' એ તેને મોકલાવ્યા એટલે તરતજ તે યૂરોપિયન ઇજનેરો, ગોલદાજો અને દારૂગોળો લઇને એકરના ડક્કામાં દાખલ થયો નેપોલિયને અલેકઝાન્ડ્રિયાથી કેટલીક તોપો મગાવી હતી તે તમામ તોપોનુ વહાણુ તેના કમનસીબે સિડનિ સ્મિથે રસ્તામાથી પકડી લીધુ અને તેજ તોપો એકરના બુરજ ઉપર ચઢાવવામા આવી આ નુકશાન તેને માટે ઘણુજ હતુ તોપણ નિરુત્સાહી થયા વગર ઘેરો ઘાલવાને જરૂરનુ ચણતર કામ તેણે શરૂ કર્યું હજી પણ સલાહ કરો એકે પક્ષને લાભ છે એવો સદેશો તેણે ઍકમેટ કસાઇને કહેવડાવ્યો પણ અસભ્ય પ્રજાના જાતીય સ્વભાવ અનુસાર તે દૂતનુ ખૂન કરવામાં આવ્યુ તે ઉપરથી નેપોલિયને સિરિયાની પ્રજાની જાણ માટે એક જાહેરનામુ પ્રકટ કર્યું તેનો ભાવાર્થ નીચે મુજબ હતો –

"હુ સિરિયામાંથી મામેલુક અને પાશાના સૈન્યને કહાડી મૂકવા આવ્યો છું મારા ઉપર મિસરમા હુમલો કરવાનો તેમને કશો હક ન હતો લડાઈ તેમણે ઉભી કરી છે તો હુ લઢવા માટે તેમના ઘરને બારણે આવ્યો છુ પણ રૈયતે મારાથી જરા પણ ડરવાનુ પ્રયોજન નથી તમે તમારા ઘરમા નિશ્ચતપણે રહેજો જેઓ નાસી ગયા છે તેઓ સુખેથી પાછા આવે તેમની મિલ્કત તેમને સ્વાધીન કરવામાં આવશે. મારી ઇચ્છા છે કે તમારા કાજીઓ ન્યાયની વ્યવસ્થા કરે, ધર્મનુ રક્ષણ થાય અને તેની પ્રતિષ્ઠા જળવાય મુસલમાનો તેમના રિવાજ પ્રમાણે મસ્જિદોમાં જઇને ઇશ્વરપ્રાર્થના કરે. દરેક પદાર્થ આપણને ઇશ્વરદ્વારા મળેલા છે અને વિજય આપનાર પણ તેજ છે પણ ગાઝા અને જાફના દૃષ્ટાંતથી તમારે જાણવુ જોઇએ કે મારા શત્રુઓને માટે હું જેવો કાળરૂપ છુ તેવોજ મારા મિત્રો તરફ પ્રેમાળ છુ અને

ખાસ કરીને ગરીબ લોકો તરફ હુ હમેશાં દયા રાખુ છુ અને તેઓને સુખી કરવા પ્રયત્ન કરૂ છુ"

એવામા પૂર્વ દેશોની પ્રજા ઉપર પડેલા પ્રભુના શાપરૂપ મરકીનો રોગ ફ્રેન્ચ છાવણીમા ફાટી નીકળ્યો આ આકૃતિ તદ્દન નવી જાતની હતી અને તેથી સૈન્ય ભયભીત થઇ ગયુ સિપાઇઓ ચપના ડરથી તેમના માંદા સોબતીઓની સારવાર કરવા ના પાડતા અને ડૉકટરો પણ માંદાઓની પાસે જતા નહિ અને તેમને બિચારાને એમને એમ મરવા દેતા નેપોલિયને તરતજ લશ્કરી દવાખાનામાં જવા માડયુ અને ત્યા તે માંદાઓના ખાટલા પાસે બેસનો, તેમના તાવથી ધગધગતા હાથને પપાળતો, તેમની લોહીપરૂથી નીગળતી ગાઠો ઉપર પ્રેમથી હાથ મૂકતો અને તેમને આશા અને ધૈર્ય મળે એવા મીઠા શબ્દો કહેતો મરવા પડેલા સિપાઇઓ પોતાના શૂરા અને માતાના જેવા પ્રેમાળ સેનાપતિ તરફ અશ્રુભીની આંખે જોઈ રહેતા અને તેના ઉપર આશીર્વાદ વર્ષાવતા આથી કરીને તેમનામા નવી હિમતનો સચાર થતો અને ઘણાક તો સાજા થઇ જતા નેપોલિયનની આવી વર્તણુક જોઇને ડૉકટરો શરમાયા અને તેમણે પણ કાળજીપૂર્વક પોતાની ફરજ બજાવવા માડી સિપાઈઓને પણ હિમત આવી અને તેઓ પણ પોતાના સનાપતિનુ અનુકરણ કરીને માંદાઓની સારવાર કરવા લાગ્યા એમ થતા મરકીનુ જોર નરમ પડયુ એકવાર એક ડૉકટર નેપોલિયનને શિખામણ આપવા ગયો કે તમે તમારા જાતને જોખમમા નાખો છો એ ઘણુ અવિચારી કામ કરો છો તેણે જવાબ આપ્યો કે "એ મારી ફરજ છે હુ સેનાધિપતિ છુ"

નેપોલિયને હવે એકરને ઘેરો ઘાલીને જીતવાનુ કામ ધમધોકાર આગળ ચલાવ્યુ જો એકર તેને હાથ જાય તો સિરિયાનો તે કુલ માલિક થઈ પડે આસપાસના પ્રદેશોની ખ્રિસ્તી પ્રજા મુસલમાનોના જુલ્મથી ત્રાસ પામી ગઇ હતી અને નેપોલિયન એકર જીતે તો તેઓ બધા તેના પક્ષમા જોડાવા માટે તૈયારજ હતા દયામણી, રાકડી રૈયત નેપોલિયનને ફતેહ મળે એવી પ્રાર્થના કરી રહી હતી આ યુદ્ધમાં નેપોલિયન માણસજાતની સ્વતત્રતામાટે લઢતો હતો અને યૂરોપના સયુક્ત રાજાઓ જુલ્મી રાજસત્તાના તરફથી લઢતા હતા એ ઉઘાડુ જ છે જ્યારે તે એકર ઉપર હુમલો કરતો હતો ત્યારે બીજી બાજુએ તેનો વિનાશ કરવા માટે મોટા પાયા ઉપર તૈયારી ચાલી રહી હતી આખી મુસલમાન આલમ "ખ્રિસ્તી કૂતરા" ઓ સામે ધર્મયુદ્ધ કરવા તૈયાર થઇ હતી એકરને છોડાવવા માટે જગી ફોજ તે તરફ કુચ કરવા લાગી મિસરમાથી નાસી આવેલા વિકરાળ કાળ યવન જેવા મામેલુકો અને રણમાં વસતી ભયકર બેદુઇન જાતનાં ટોળેટોળાં આ સૈન્યમાં દરરોજ ભરતી કરતાં હતા.

એકર શહેરમાની તુર્કીફોજ નેપોલિયનને ચણાવેલા બાંધકામો ઉપર રાતદિવસ લાગલાગટ હુમલો કર્યાજ કરતી તેમની સાથે યુદ્ધ આરંભ્યે દશ દિવસ થયા નહિ એવામા સમાચાર આવ્યા કે એક મોટી તુર્કીફોજ આવી પહોચે છે નેપોલિયન પાસે માત્ર આઠજ હજાર માણુસો હતા તેણે આ વખતે પણ પોતાની હમેશની ત્વરાથી કામ લીધુ એકરનો ઘેરો ચાલુ રાખવા માટે બે હજાર માણુસો રહેવા દઇને પોતે છ હજાર માણુસો સાથે શત્રુઓની સામે જવા તૈયાર થયો શત્રુસૈન્યમા ત્રીશ હજાર માણુસો હતા, તેમા બાર હજાર તો વણુજ ઝનુની અને તાલિમબાજ ઘોડેસ્વાર હતા નેપોલિયને સેનાપતિ ક્લેબરને ત્રણ હજાર માણુસો આપીને પોતાના સૈન્યની આગળ મોકલ્યો અને પોતે તરતજ તેની પાછળ નીકળી પડયો

ક્લેબર ૧૦ મી એપ્રિલે એક સાંકડી ખીણમા થઇને ટેબર પર્વતની તળેટીએ આવેલા વિસ્તીર્ણ મેદાનમાં દાખલ થયો સૂર્યોદય થતો હતો અને તેજસ્વી સૂર્ય પાલેસ્ટાઇનની ટેકરીઓમાથી ધીરે ધીરે ડોકીયુ બહાર કહાડતો હતો તે વખતે ક્લેબરે પોતાની સામેનુ આખુ મેદાન શત્રુદળથી છવાયલુ દીઠુ દબદબાવાળી ધ્વજાઓ, સ્વારોની કલગીઓ, સુશોભિત પાઘડીઓ, ઝળકતા હથિયાર, થનથનાટ કરતા સુંદર સાજવાળા પાણીદાર અરબી ઘોડા, આવો પૂર્વના દેશોની ઢબ મુજબ આખા લશ્કરનો ભભકાદાર રૂઆબ જોઇને ફ્રેન્ચોની આખો ઝંખવાઈ ગઇ તુર્કોએ પોતાનો ભોગ થઇ પડેલી નાનકડી ફ્રેન્ચ સેનાને મેદાનમાં આવેલી જોઇને આકાશ ફાડી નાખે એવી વૈર અને હર્ષસૂચક ગર્જના કરી સખ્યામા ગમે એટલી ચઢીઆતી શત્રુસેનાને પીઠ ન બતાવે એવા ટેકી અને અડગ આત્મશ્રદ્ધાવાન ફ્રેન્ચ યોદ્ધાઓ હવે પોતાની અભેદ્ય ચોરસ આકૃતિમા ગોઠવાવા લાગ્યા પણ તેમને તેમ કરવાનો વખત મળે તે પહેલાં તો શત્રુનુ તમામ ઘોડેસ્વારોનુ સૈન્ય ઝળકતી નાગી તલવારો સાથે દૈત્યોના જેવી ભયાનક ચીસ પાડતુ વાવાઝોડાના વેગથી ધસી આવ્યુ દરેક ફ્રેન્ચ સિપાઇને ખબર હતી કે તેની સલામતીનો એક માત્ર આધાર તેની સ્થિરતા ઉપરજ રહેલો છે અને તેઓ ખભેખભો અડકાડીને ખડકની માફક અડગ ભાવે ઉભા રહ્યા

ઘોડાને સગીનની તીક્ષ્ણ અણીની સામે દોડાવી શકાતોજ નથી તે ત્યાંસુધી જાય છે ખરો પણ આત્મરક્ષણ કરવાની વૃત્તિને લીધે તે પાછો હઠે છે અને સ્વાર એડીઓ મારીને આગળ ધકેલે તો તે ઉછળે છે, આગલે પગે ઉભો થાય છે, ચકકર ફરે છે પણ આગળ તો જતોજ નથી! આગળ સગીન ધરીને ઉભેલા ફ્રેન્ચો તરફ ઘોડેસ્વારોનો ગજાવર સમુદાય ધસી આવ્યો પણ નજીક આવતા જ્વાળામુખીની માફક અગ્નિનુ વમન કરતી તોપો અને બદુકોએ તેને વધાવી લીધો અને પહેલેજ તડાકે સેકડો ઘોડાઓ તેમના સ્વાર સહિત ધૂળમાં રોળાઇ ગયા અગ્નિ વર્ષાવતા નાના સરખા જીવતા કિલ્લાની માફક ઉભેલી ચોરસ આકૃતિની દરેક બાજુએ તીક્ષ્ણ

મગીનોનો કોટ બની ગયો હતો, તેથી કોઈ પણ ઉપાયે તેમની વ્યૂહરચનાનો ભગ થઇ શકયોજ નહિ છ કલાકસુધી આ નાના સૈન્યે પોતાનાથી અનેક ગણા શત્રુઓ સામે ટક્કર લીધી શત્રુની તોપોએ તેમની સજડા સજડી ગોઠવાયલી હારને તોડવાનો યત્ન કર્યો ઘોડેસ્વારોએ પણ તેમના વ્યૂહને ભેદવામાટે ચારે બાજુએ ઉપરા ઉપરિ ધસારા કર્યાજ કર્યા પણ ફોગટ એ દરમ્યાન ફ્રેન્ચોની તોપોએ શત્રુનો એટલો સહાર કર્યો કે તેમની આગળ મરેલા ઘોડા અને સ્વારોનો કોટ બની ગયો

આ મનુષ્યોથી બનેલી દિવાલની પાછળ તેઓ તુર્કોના ઝનુની હુમલા સામે નિડરપણે ઉભા રહ્યા એમ કરતા કરતા સાત કલાક પૂરા થયા પણ લડાઇ તો એક સરખી રીતે ચાલુજ રહી ખરા બપોર થયા અને સૂર્યનાં પ્રખર કિરણ લગભગ થાકી જવા આવેલા ફ્રેન્ચોના માથા ઉપર તપવા લાગ્યાં. તેમનો દારૂગોળો પણ ખૂટવા આવ્યો તેમણે શત્રુઓની ભારે ખુઆરી કરી હતી તોપણ તેમની સખ્યામાં દેખીતો ઘટાડો થયો ન હતો આટલુ છતાં પણ તેઓ જીવપર આવીને લડતા હતા અને મરતાં મરતા ઘણામા ઘણા શત્રુઓનો સહાર કરીનેજ મરવુ એવો અડગ નિશ્ચય કરીને ઉભા હતા

આવા અણીના મામલા વખતે નેપોલિયન પોતાનાં ત્રણ હજાર માણસો સાથે રણક્ષેત્રની નજીકના ટેકરાઓના શિખર ઉપર એક વાગે આવી પહોચ્યો તેણે નીચે નજર કરી તો આખુ મેદાન અગણિત યોદ્ધાઓથી ભરપૂર માલૂમ પડયુ અને ભરતીના મોજાની માફક મનુષ્યનો સમુદાય ઘડીમા એક દિશાએ તો ઘડીમા તેથી ઉલટી દિશા તરફ ધકકેલાતો હતો બેઉ પક્ષનાં સૈન્ય ધુમાડા અને ધૂળના ધૂમ્રકોટથી ઢકાઈ ગયા હતા તેની અદરથી તેનુ સૈન્ય સ્થિર ઉભા જેવુ માલમ પડયુ, અને તેમાંથી લાલ પ્રકાશના ઝબકારા નિયમિત રીતે થતા જણાયા તે ઉપરથી તેણે પોતાના સૈન્યને ઓળખી કહાડયુ આવે પ્રસગે ઘણાજ અગત્યના ઉપાયનો અત્યત ઝડપથી નિર્ણય કરવાની તેનામા કુદરતી બક્ષિસ હતી તેણે તરતજ પોતાના સૈન્યને બે ચોરસ આકૃતિમા ગોઠવી દીધુ અને કલેબરના સૈન્યની પાસે આવતા આખુ લશ્કર ત્રિકોણાકૃતિમાં આવી જાય એવી વ્યૂહરચના કરીને તે આગળ વધ્યો માત્ર છ હજાર માણસો વડે આખા જગતમા સર્વથી વધારે ઝનુની અને મરણીયા ગણાતા ત્રીશ હજાર માણસોને ઘેરી લેવનુ તેણે અપૂર્વ સાહસ આદર્યું

તેની બેઉ ટુકડીઓ ઘણીજ સાવધાનતાથી પોતાના આવ્યાની શત્રુને ખબર ન પડે એમ આગળ ચાલી એમ કરતા કરતાં તેઓ છેક નજીક આવી પહોચ્યા એકાએક ટેકરી ઉપરથી ફૂટતી તોપની પ્રચડ ગર્જના કલેબરના થાકેલા યોદ્ધાઓને કાને પડતાં સર્વને હર્ષ અને આશ્ચર્ય પેદા થયા તે તોપની ગર્જનામા તેમની વારે આવેલા નેપોલિયનનો સિહનાદ સભળાતો હતો હર્ષથી ઘેલા થએલા સિપાઇઓના

સમૂહમાંથી "બોનાપાર્ટ" "બોનાપાર્ટ" ના એકસામટા ઉદ્દગાર સંભળાયા એ નામથીજ દરેકના હૃદય ઉપર જાદુઇ અસર થઇ ઘવાયલા, લોહીથી ખરડાયલા યોદ્ધાઓની આંખમાં હર્ષના, આભારના આંસુ તરી આવ્યાં. તેમનો થાક એકદમ ઉતરી ગયો. હવે બચાવ કરીનેજ બેસી ન રહેતાં તેમણે આવેશને લીધે ધ્રૂજતે હાથે પોતાની સંગીનો ચકચકાવીને પકડી અને એક વીરહાક મારીને શત્રુસમૂહ ઉપર મરણીયા થઇને તૂટી પડયા વજ્રની દૃઢતાથી અત્યારસુધી ટકી રહેલા ફ્રેન્ચોની હિંમત જોઇને તુર્ક સિપાઇઓ નાહિંમત તો થવાજ આવ્યા હતા, એવામાં આ ધસારો જોઇને તેઓ વિહ્વલ બની ગયા અને વ્યૂહ ભંગ કરીને નાસવા લાગ્યા આખા મેદાન ઉપર દરિયાનાં મોજાની માફક પથરાઇ ગએલું તેમનું વિશાળ સૈન્ય નેપોલિયનના તાજા યોદ્ધાઓની દિવાલ સાથે અથડાઇને આ પ્રમાણે પાછું વળ્યું તુર્ક સૈન્યમાં આ પ્રમાણે ભંગાણ પડતાં જે અવ્યવસ્થા થઈ ગઇ તેની કલ્પના પણ થઇ શકે તેવી નથી ઘોડેસ્વાર, પાયદળ, તોપખાનું, સરસામાનના ગાડા વગેરેની અથડા અથડી થઈ રહી અને ફ્રેન્ચ સૈન્યમાંથી તોપોના ઉપરાઉપરિ ધડાકા થતા ગયા ગોળીઓ અને ગોળાઓની અખંડ ઝડી મચી રહી અને ફ્રેન્ચોની સંગીનો મનુષ્યરક્તથી રંગાઇ ગઇ

કેપ્ટન મુરા, જેને નેપોલિયન બહાદૂરમાં બહાદૂર માણસ તરીકે વર્ણવે છે તે શૂરવીર મુરા પણ હવે પોતાના ઘોડેસ્વારોની પલટણ સાથે આવી પહોંચ્યો હતો. શરીરે રાક્ષસી કદનો અને અત્યંત ભભકાદાર લશ્કરી પોશાકમાં સજ્જ થએલો મુરા તેની ઉંચાઇ અને સફેદ કલગીને લીધે આખા સૈન્યમાંથી ઓળખાઇ આવતો હતો તેના બહાદૂર સ્વારોએ નાસતા તુર્કો ઉપર ધસારો કર્યો અને તલવારોની રમઝટ મચી રહી શૂરવીર મુરાની પ્રચંડ આકૃતિ થનથનાટ કરતા અશ્વ ઉપર બેસીને તલવારનો પ્રયોગ કરતી ચોતરફ ઘૂમતી જણાતી હતી.

ફ્રેન્ચ સેનાની પૂરેપૂરી ફતેહ થઇ અને ધગધગતા અંગારા જેવો દેખાતો સૂર્ય લેબેનોનના પર્વત પાછળ ભરાઈ જાય તે પહેલા મિસર ઉપર આક્રમણ કરવા જનાર અને પોતાને અપરાજિત માનનાર ગર્વોન્મત્ત તુર્ક સેનાનો કચ્ચરઘાણ નીકળી ગયો. ચારસો ઉંટ અને બીજા સરસામાન સહિત આખી તુર્ક છાવણી ફ્રેન્ચોના હાથમાં આવી.

છ હજાર માણસોએ મેદાન ઉપરના ખુલ્લા રણસંગ્રામમાં પોતાનાથી અનેકગણા મોટા સૈન્ય ઉપર મેળવેલી આ મહાન ફતેહની નોંધ લેતા ઇતિહાસકારો પણ આશ્ચર્ય પામે છે આ ફતેહથી નેપોલિયનનો સિરિયામાં આવવાનો દેખીતો હેતુ સિદ્ધ થયો પણ તેના સર્વગ્રાહી અને યોજનાઘટક મગજમાં હજી ઘણી ઘણી ભવ્ય યોજનાઓ ઘડાતી હતી તેણે એકર પાછા આવીને તે શહેરને સર કરવાનો ઉદ્યોગ પૂર્ણ ઉત્સાહથી કરવા માંડયો એકવાર ફરતાં ફરતા તેણે પોતાના સેક્રેટરી બુરિયેનને કહ્યું કે

"પૂર્વની પ્રજાઓના ભવિષ્યનો આધાર એકરના જીતાવા ઉપર રહેલો છે જો એ શહેર જીતાય તો કોન્સ્ટન્ટિનોપલ, ડમાસ્કસ વગેરે અનેક નગર એક પછી એક જીતી શકાશે * અને મુસલમાની રાજ્યથી અસંતુષ્ટ થએલા લોકો મારા સૈન્યમાં ઉમેરો કર્યાજ જશે હું તેમને કહી દઇશ કે તમારી બેડીઓ તૂટી છે અને પાશાના જુલ્મી રાજનો અંત આવ્યો છે હજારો ખ્રિસ્તીઓ એકરના પડવાનીજ રાહ જુએ છે તેઓ સહાય આપવા તૈયાર છે "

આવા ભવ્ય મનોરથોવડે પ્રોત્સાહિત થઇને તેણે એકર શહેરને જીતી લેવા માટે સતત ઉદ્યોગ ચાલુ રાખ્યો, પણ બીજી બાજુએ કિલ્લાનો બચાવ અંગ્રેજ, તુર્ક અને રશિયાના વહાણ તથા યૂરોપિયન ઇજનેરો અને સેનાપતિઓ તેટલાજ શૌર્ય બુદ્ધિબળ અને વિજ્ઞાનનો ઉપયોગ કરીને કરતા હતા એકરની દિવાલ પાસે રાતદિવસ ચાલી રહેલી ખુનરેજીનુ વર્ણન થઇ શકે એમ નથી નેપોલિયને ગમે તે તદબીર કરીને વહાણ મારફતે અલેક્ઝાન્ડ્રિયાથી તોપો મેળવી અને શહેરની દિવાલોને જમીનદોસ્ત કરી નાખી શહેરમાં રસ્તાઓ અને મકાનો ઉપર બોંબગોળા વરસવા લાગ્યા અને સેંકડો મકાનોના ચૂરેચૂરા થઇ ગયા આ ધૂમધડાકાની વચમા ધૂમાડાથી કાળા થએલા મુખવાળા બેઉ પક્ષના યોદ્ધાઓ દૈત્યોની માફક એકબીજા ઉપર તૂટી પડવા લાગ્યા એક બાજુએ તોપોની અવિરત ગર્જના અને બીજી બાજુએ તલવારો અને સંગીનોની રમઝટ મચી રહી

ફ્રેન્ચોએ દિવાલની નીચે મોટી મોટી સુરંગો ખોદી અને તેમા સેંકડો કોથળા દારૂ ભરીને સળગાવી મૂક્યો જ્વાળામુખીના જેવા ધડાકાની સાથે બૂરજોના ટૂકડા અને મનુષ્યોના શરીર આકાશમાં ઉડવા લાગ્યા ધૂળ અને ધૂમાડાથી આકાશ છવાઇ ગયુ અને અંધકાર થઇ ગયો એવા અંધકારની વચ્ચે ફ્રેન્ચોએ માનવ જાત કરી શકે તેવો પ્રચંડ ધસારો કર્યો અને સામા પક્ષે પણ તેટલાજ નિડરતા અને દૃઢતાથી તેની ટક્કર ઝીલી

સિડનિ સ્મિથે એકરનો બચાવ કરવા માટે એક પ્રવીણ સેનાપતિ ઉપયોગમા લઈ શકે તેવી તમામ યુક્તિઓનો ઉપયોગ કર્યો ફ્રેન્ચ સિપાઇઓ સ્વદેશ જવા આતુર છે અને ફ્રેન્ચ નૌકાસૈન્યનો નાશ થવાથી તેમની સ્વદેશ જવાની આશા તદ્દન પડી ભાગી છે એ વાતની તેને ખબર હતી તેથી તેણે એવુ જાહેરનામુ પ્રગટ કર્યું કે નેપોલિયનને તજીને દેશ જવા માટે જેટલા ફ્રેન્ચ સિપાઇ ખુશી હશે તેમને સર્વને અમે સહિસલામત અમારા વહાણ મારફતે ફ્રાન્સ પહોચાડવાનુ વચન આપીએ છીએ આ જાહેરનામાની સંખ્યાબંધ નકલો છપાવીને ફ્રેન્ચ સિપાઇઓના હાથમા આવે એવી રીતે કિલ્લા ઉપરથી ફેંકી તે એમ માનતો હતો કે મનુષ્યને જન્મભૂમિ

* એ સ્થળ તુર્કસ્તાન અને હિંદની ચાવીતુલ્ય છે

કરતાં કશુ વધારે પ્રિય હોતુ નથી સ્ત્રી છોકરાં સાથે સુખમય સસાર ભોગવવા કરતાં વિશેષ સુખ બીજા શામાં છે ? તે એમ ધારતો કે ફ્રેન્ચ સિપાઇઓને સ્વદેશ જવાની તક મળે તે કરતા વધારે બળવાન પ્રલોભન બીજુ શુ હોઇ શકે ? તેણે આથી કરીને એવી આશા રાખી હતી કે નેપોલિયનનુ તમામ સૈન્ય મારી પાસે આવીને ઉભુ રહેશે અને તેમ થતાંજ તે ફસાઇ જશે પણ ફ્રેન્ચ સિપાઇઓ અને તેમના સેનાપતિ વચ્ચેનો સ્નેહ એવો દઢ હતો કે આખા લશ્કરમાથી એક પણ સિપાઇએ સ્વદેશ જવાની ઇચ્છા બતાવી નહિ આ જાહેરનામાના જવાબમાં નેપોલિયને પણ એક બીજુ સામુ જાહેરનામુ પ્રકટ કર્યું તેમા એવુ જણાવ્યુ હતુ કે અંગ્રેજ સેનાપતિને ગાડપણ લાગુ પડયુ છે આથી સિડનિ સ્મિથને એવો ગુસ્સો ચડયો કે તેણે નેપોલિયનને દ્વદ્વયુદ્ધ કરવાનુ કહેણુ મોકલ્યુ યુવાન ફ્રેન્ચ સેનાપતિએ આ કહેણુનો સગર્વ જવાબ આપ્યો કે " જો સિડનિ સ્મિથ અગ્રેજ સેનાપતિ માર્લબરોને તેની કબરમાથી ઉઠાડીને મારી સાથે લઢવા મોકલવા ખુશી હોય તો તેને સમો વડીઓ સમજીને હું વિચાર કરીશ પણ મ્યાન બહાદુર સ્મિથ સાહેબને પોતાનેજ બાહુબળ બતાવવાની ઇચ્છા હોય તો મારી પલટણમાના એક પહેલવાનને મોકલાવુ અને તેની સાથે તેઓ ભલે બાહુબળ અજમાવે "

આ ઘેરામાં એક બહાદુર ફ્રેન્ચ સેનાપતિ તોપના ગોળાથી જખમી થયો નેપોલિયન દિવસમા બે વાર તેની ખબર લેવા જતો આ ઘાયલ સેનાપતિ ઉપર તેનો એટલો પ્રભાવ પડી ગયો હતો કે ગમે તેટલી બેશુદ્ધ અવસ્થામાં પણ નેપોલિયન આવે છે એટલુ સાંભળતાજ તે શુદ્ધિમા આવી જતો અને સનેપાતની લવરી ન કરતાં હુશિયારીથી વાત કરતો

નેપોલિયનને તેના સિપાઇઓ કેટલા સ્નેહથી ચાહતા હતા તેના ઉમદા ઉદાહરણ એકરના ઘેરાના પ્રસંગોમાથી મળી આવે છે એકવાર તે પોતાની લશ્કરી ખાઇઓ પાસે ઉભો રહીને સૂચનાઓ આપતો હતો એવામા શત્રુનો ધગધગતા પદાર્થથી ભરેલો બોબગોળો તેના પગ આગળજ આવીને ફૂટયો બે સિપાઇઓ તેની ભયભરેલી હાલત જોઇને એકદમ તેની પાસે દોડી ગયા અને બેઉ જણે મળીને પોતાના કદાવર શરીરવડે તેને એવો ઢાંકી દીધો કે તેના શરીરને જરાપણ આચ ન આવે તે ગોળો એટલા જોરથી પૃથ્વી સાથે અથડાઇને ફૂટયો કે જમીનની અદર એક ઉંડો ખાડો પડી ગયો અને ત્રણે જણ તેની અદર લોટપોટ થઇને ગબડી પડયા તેમાના એક સિપાઇને તો સખ્ત ઇજા થઇ નેપોલિયનને તો સહેજસાજ વાગ્યુ. સિપાઈઓનો આત્મત્યાગનો જુસ્સો જોઇને તે ખુશ થઇ ગયો અને તેમને તરતજ ઉચી પાયરીએ ચઢાવી દીધા

નેપોલિયન પોતે એક પ્રસગે કહે છે કે " મારે માટે મારા સિપાઇઓએ

એવા ઉગ્ર આત્મબલિદાન આપ્યા છે કે તેવા બીજા કોઈ પણ સેનાપતિને માટે તેમના લશ્કરના સિપાઇઓએ આપ્યા નથી અર્કોલાના સંગ્રામમાં કર્નલ મુઇરોએ મને પોતાના શરીરવડે ઢાંકી દીધો અને જે ગોળો મારા ઉપર પડત તે તેણે પોતાના શરીર ઉપર ઝીલી લીધો અને મારા પગ આગળજ મરણ પામ્યો તેના લોહીથી મારૂં મો ખરડાઈ ગયું મારી વિપત્તિના પ્રસંગો વખતે પણ મારા સિપાઈઓએ મારા તરફ વિશ્વાસઘાત કર્યો ન હતો તેમની વફાદારી ઓછી થઇ ન હતી તેમણે મારા પ્રત્યે જેટલી ભક્તિ દાખવી છે તેટલી ભક્તિ કોઈપણ લશ્કરે તેના સેનાપતિ તરફ દાખવી નહિ હોય તેમની નાડીમાં લોહીનું એકપણ ટીપું રહેતાં સુધી તેઓ "નેપોલિયન ઘણું જીવો" એવો પોકાર કરતા તે પોતે પણ સિપાઇઓ તરફ અત્યંત પ્રેમ રાખતો અને કહેતો કે "મારા સિપાઇઓ મારા દીકરા બરોબર છે"





# प्रकरण १४ मुं

## નેપોલિયનને એકરનો ઘેરો ઉઠાવી લેવો પડયો. ૧૭૯૯




મ કરતાં કરતા એકરના ઘેરામા બે માસ પૂરા થયા નેપોલિયનના આશરે ત્રણ હજાર માણસો પ્લેગ અને શત્રુને હાથે માર્યા ગયા હતા અને દવાખાના બિમાર અને ઘાયલ થએલા સિપાઇઓથી ભરાઈ ગયા હતા તોપણ નેપોલિયને પ્રયત્ન જારી રાખ્યો તે કહેતો કે "યુદ્ધમા લાગલાગટ મંડયો રહેનારજ હમેશા વિજય મેળવે છે" પણ હવે તેના ગોળા ખૂટવા આવ્યા તેના વગર યુદ્ધ કરાયજ શી રીતે? પણ અહિ વળી પાછી તેની ફળદ્રુપ બુદ્ધિએ અદ્દભુત ઉપાય શોધી કહાડયો તેણે એક ટુકડીને સમુદ્રને કિનારે મોકલી અને જાણે તેઓ તોપ ગોઠવવાને ચણતર કામ કરતા હોય એવો ડોળ કરવા લાગ્યા. સિડનિ સ્મિથ તરતજ પોતાનાં વહાણ લઇને ત્યાં આવી પહોચ્યો અને તે ટુકડી તરફ ગોળાનો અજસ્ર વરસાદ વરસાવ્યો ફ્રેન્ચ સિપાઇઓ હસતા હસતા શત્રુના ગોળાઓને એકઠા કરતા ગયા × નેપોલિયને એક એક ગોળા દીઠ પાચ ફ્રૅન્કનુ ઇનામ આપવાનુ જાહેર કર્યું હતુ આ યુક્તિથી તેની પાસે પુષ્કળ ગોળા ભેગા થયા જ્યારે તે ખૂટવા આવ્યા ત્યારે ફરીથી એનો એજ ઉપાય લેવામા આવ્યો આ પ્રમાણે કેટલાક વખત સુધી શત્રુનાજ ગોળાનો ઉપયોગ કરીને નેપોલિયને તેમની સાથે યુદ્ધ જારી રાખ્યુ

હવે મે માસની શરૂઆત થઈ ચૂકી હતી એક દિવસ સમી સાંજે ક્ષિતિજમા ઘણે દૂરથી ત્રીશ વહાણો દેખાયાં બધા તેમના તરફથી આતુરતાથી જોવા લાગ્યા. આ દેખાવથી બેઉ પક્ષના માણસોમાં અત્યત આતુરતા ઉત્પન્ન થઇ ફ્રેન્ચો સમજતા

---

× યુદ્ધમા ફેંકાતા ગોળા તો ફાટીને ઘમસાણ વાળી દે, પણ આ સ્થળે સમુદ્રનો કિનારો હોવાથી કાદવકીચડ હશે એટલેજ ગોળાઓ ફાટવાને બદલે ઠડા પડી જઈ તેને વીણી લેતા હશે સંપાદક

હતા કે એ વહાણુ અલેકઝાન્ડ્રિયાથી અથવા ફ્રાન્સથી તેમની મદદે આવતા હશે. ઘેરાયલા લસ્કરને એવી આશા ઉત્પન્ન થઇ કે તે વહાણુ તેમના પક્ષના હશે અને હવે તેમને પૂરતી યુદ્ધસામગ્રી તથા મદદ મળી શકશે આખરે તે વહાણુ તુર્કસ્તાન અને ઇંગ્લડના નીકળ્યાં અને તેથી ફ્રેન્ચો નિરાશ થઇ ગયા આ નવા આવનાર વહાણુની અંદર બાર હજાર સિપાઇઓ અને પુષ્કળ યુદ્ધસામગ્રી હતી

આ તાજુ લશ્કર યુદ્ધસામગ્રી સહિત કિનારે ઉતરે તે પહેલાં એકરને સર કરવુ તેજ માત્ર હવે નેપોલિયનને માટે ઉગરવાનો માર્ગ હતો તેણે ગણત્રી કરી કે તેમને કિનારે આવતા ઓછામા ઓછા છ કલાક લાગશે તેથી તેણે એકરના કિલ્લા ઉપર તરતજ હલ્લો કરવાની આજ્ઞા આપી સાંજ પડી ચૂકી હતી, અને અંધકાર પથરાનો હતો તે વખતે ફ્રેન્ચ યોદ્ધાઓ મરણીયા થઇને દઢ પગલે ખાઈઓમાથી બહાર નીકળ્યા દિવાલમા એક ઠેકાણે મોટુ ગબારૂ પડયુ હતુ તે તરફ ફ્રેન્ચો કેસરીઆ કરીને ધસ્યા તુર્કોએ જોયુ કે હવે થોડાક કલાક ટકી રહીશુ તો આપણો છુટકારો જરૂર થશે એમ ધારીને તેઓ પણ દઢ નિશ્ચયથી લઢવા લાગ્યા ફ્રેન્ચો દિવાલ પસાર કરીને ઠેઠ પાશાના બગીચાસુધી ઘુસી ગયા પણ આ ઠેકાણે એક હાથમા તલવાર અને બીજા હાથમાં ખંજર લઇને ઝનુની તુર્કોનુ ટોળુ તેમની સામે ધસી આવ્યુ ક્ષણુવારમાં ફ્રેન્ચોનાં માથાં ધડથી જૂદાં થઈ ગયાં એકમેટ કસાઇએ એક એક ફ્રેન્ચ સિપાઇના માથા દીઠ ભારે ઇનામ આપવા માંડયુ. થોડીવારમા તેના પગ આગળ લોહીથી નીગળતા માથાનો ઢગલો થઇ ગયો શૂરવીર અને ઉદાર બુદ્ધિવાળો સિડની સ્મિથ પણુ આ દેખાવ જોવા હાજર હતો અને તેને પોતાના તુર્ક મિત્રોનુ કૃત્ય જોઇને ઘણીજ ગ્લાનિ ઉપજી પણુ શુ કરે ? પ્રજાકીય સ્વતંત્રતાના જુસ્સાને દાબી દેવા માટે તે લઢતો હતો અને એવા કાર્યને માટે અસભ્ય તુર્કની તલવાર એજ તેને માટે સારામા સારૂં હથિયાર હોઈ શકે અમેરિકામા પણુ ૧૮૬૦ ના અરસામા સીદી ગુલામોને ગુલામીમાંથી મુક્ત કરવા માટે સ્વતંત્રતાના હિમાયતીઓ અને ગુલામીના હિમાયતીઓ વચ્ચે યુદ્ધ થયુ ત્યારે પણુ અસભ્ય રાતા ઇન્ડિયનોનાં જંગલી હથિયારનીજ મદદ સામા પક્ષે લીધી હતી "કસાઇ"ના હાથમાથી તેની ખૂની અને પ્રજાપીડક તલવાર ઝૂંટવી લેવા નેપોલિયન લઢતો હતો, ત્યારે સિડની સ્મિથ તુર્ક અને રૂશિયાની સાથે જોડાઇને તે તલવાર તેના હાથમાજ રહે તે અર્થે કોશીશ કરતો હતો.

સર સિડનિ સ્મિથે સિરિયાની ખ્રિસ્તી પ્રજાઓને માટે એક જાહેરનામુ પ્રકટ કરી તેમા જણાવ્યુ હતુ કે "સ્વચ્છંદી નાસ્તિક" ના ઉપર વિશ્વાસ ન કરતાં એક 'ખ્રિસ્તી નાઇટ" ના વચન ઉપર વિશ્વાસ રાખજો, પણુ જ્યારે પોતાની ફતેહ થઇ ત્યારે એ "ખ્રિસ્તી નાઇટ" ને પોતાનુ વચન જરા પણુ યાદ ન આવ્યુ તે બિચારાઓને

તેણે કયા કે અનુકપાનો એક સુખન પણ ન કહેો અને તેમને ઘાતકી તુર્કોની તલવારવડે રેસાઇ જતા રહેવા દઇને ચાલતો થયો

ફ્રેન્ચ લશ્કરની એક પછી એક ટુકડી દિવાલ તરફ ધસી ગઇ પણ દરેકને ભયકર ખુઆરી સાથે પાછા હઠવુ પડયુ દરેક કલાકે શત્રુનુ બળ વધવા લાગ્યુ અને કિલ્લાની દિવાલો ઉપરથી વરસતા અગ્નિના વરસાદથી નેપોલિયનનુ સૈન્ય ઓછુ થતુ ગયુ હજારો માણસો અવ્યવસ્થિતપણે લઢતાં હોય એવી હાથોહાથની લડાઇમાં યૂરોપિયન સિપાઇની સગીન, તુર્કોની તલવાર આગળ કામ આવી નહિ, તેમજ તુર્કોના ઝનૂનની સામે યૂરોપિયન યુદ્ધપદ્ધતિ નિષ્ફળ નીવડી.

હવે નેપોલિયને ફતેહની આશા છોડી દીધી ઘણીજ દિલગીરીની સાથે તેણે યુદ્ધ બધ કરવાની તૈયારી કરી વળી એક બીજુ બળવાન તુર્ક સૈન્ય ઈંગ્લડ અને રૂશિયાના વહાણ મારફતે થોડાજ વખતમા મિસરના કિનારા ઉપર આવી પહોચશે એવા સમાચાર તેને મળ્યા હતા તેનો તાબડતોબ પરાજય કરવાની જરૂર હતી અને એક પળનો પણ વિલબ કરવામા નુકસાન હતુ જો અણુકરના ઉપસાગરમા તેના વહાણનો નાશ થયો ન હોત તો તે સહેલાઇથી એકર જીત્યો હોત, અને તેમ થતાં જગતના ઇતિહાસમાં કેવાં સુદર પરિવર્તન થાત તેની કલ્પના કરતાં મગજ ગૂચવાઇ જાય છે સિડ્નિ સ્મિથના અજય્ય પરાક્રમ, ધૈર્ય અને કાર્યદક્ષતા વચમા આડા આવ્યાં ન હોત તો તે પોતાનાં વહાણની મદદ વગર પણ એકરને જીતી શકત અને "કસાઇ" ની ખૂની રાજસત્તાનો અત આવ્યો હોત આ પ્રમાણે તેણે ઘણા વખત સુધી સેવેલી તેના જીવનની વહાલામા વહાલી અભિલાષા નષ્ટ થઈ ગઇ એશિયાના કરોડો વતનીઓ જેઓ અધમમાં અધમ ગુલામી હાલતમા સડતા હતા તેમની બેડીઓને તોડી નાખવાની અને રૈયતને તેમની શારીરિક, માનસિક અને સામાજિક શક્તિઓનો વિકાસ કરવાનો પૂર્ણ અવકાશ આપે એવુ સામ્રાજ્ય સ્થાપવાની અભિલાષા એક ઓગણત્રીશ વર્ષના યુવાનને માટે ખરેખર ઘણી ઉચા પ્રકારની કહી શકાય પણ બિચારી એશિયાની પ્રજા ઉપર ઈશ્વરનોજ કોપ હોવો જોઇએ કે જેથી નેપોલિયન જેવા દૃઢ પ્રતિજ્ઞાવાળા પુરુષના સકલ્પની સિદ્ધિ ન થઈ!

મનુષ્યના કર્મ અને તે કર્મ કરવાના હેતુની નોધ લેવી એ ઇતિહાસ લખનારનુ એક કર્તવ્ય છે પણ માણસના હૃદયમાં ઘણીવાર એવા પરસ્પર વિરુદ્ધ હેતુઓ જોવામાં આવે છે કે તેમનુ પૃથક્કરણ કરવામા ભૂલ થવાનો સભવ છે

જે સેનાપતિ અતિ લોભથી પ્રેરાઇને વગર કારણે શાંતિમય પ્રદેશ ઉપર આક્રમણ કરી, ત્યાંની પ્રજાને તોપ અને તલવારના જોરથી હરાવીને તેમની દોલતવડે પોતે અને પોતાના ખુશામતીઆઓ મોજ માણે તેટલા માટે ગરીબ રૈયત પાસેથી હરેક ઉપાયે પૈસા નીચોવી લે છે, અને ગદકી, અધકાર અને દારિદ્રથી ભરેલા ઝુંપડાંઓમાં તે

જીતાયલી પ્રજાને નરકમય જીવન ગાળતી કરે છે, તેવા જીતનારાઓ ખરેખર તિરસ્કારને પાત્ર છે, પણ એવા સેનાપતિની કોટિમા નેપોલિયનને મૂકવો કે નહિ તેની તુલના કરવાનુ અમે વાચકોનેજ સોંપીએ છીએ અલબત્ત, તેનામાં મનુષ્ય તરીકેના સ્વાભાવિક દોષ હશે, પણ મિસરમા તેણે જે કાર્યો કર્યા હતા તે જોતાં જણાય છે કે ગરીબડી રૈયતને ગળે દાસત્વની સાકળો બાધવા સારૂ નહિ, પણ તેમની સાકળોને તોડવા માટે તે ગયો હતો તેમને અવનત કરવા નહિ પણ ઉન્નત કરવા ગયો હતો, તેમની પાસેથી ધન નીચોવી લેવા નહિ પણ તેમને સમૃદ્ધ કરવા ગયો હતો તેમની આજીવિકા અને ઉદ્યોગો ઉપર કુહાડી મારીને પોતે અને પોતાના દેશીઓ ધનવાન થાય અને વિવિધ પ્રકારના વિલાસ ભોગવે તે માટે નહિ, પણ જીતાયલી પ્રજામાં નવુ ચેતન પ્રેરીને તેમનામા ઉદ્યોગ અને હુન્નરકળાની ખીલવણી કરવા ગયો હતો નેપોલિયનમા જે મહેચ્છા હતી તે માત્ર આજ હતી અને તે ઘણી ઉદાર અને ભવ્ય હતી

આ વાતને વીશ વર્ષ વીતી ગયા પછી સેટ હેલેનામાં નેપોલિયને પોતાની જુવાનીની સ્વપ્નસૃષ્ટિવિષે વાત કહાડી હતી તેણે કહ્યુ હતુ કે "જો એકર જીતાયું હોત તો ફ્રેન્ચસેના પળવારમાં અલેપ્પો અને ડમાસ્કસ પહોંચી જાત, ત્યાથી કોન્સ્ટેન્ટીનોપલ અને હિદુસ્તાનને પણ જીતી લેતા વાર લાગત નહિ એમ થયુ હોત તો આખા જગતનુ પ્રારબ્ધ ફરી જાત "

નેપોલિયન પોતાને વિષે કહે છે કે "હુ મોટા મોટા પરાજય પામવાનો છું એવુ અગાઉથી જાણીનેજ કુદરતે મારૂં મન એવુ વજ્ર જેવુ ઘડયુ છે કે ભારે તોફાનોથી પણ તેની શાતિનો ભગ થતો નથી " એકરનો પરાજય તેણે એવી શાતિથી સહન કર્યો કે તેના અગત મિત્રો પણ તેનામાં નિરાશાની એક રેખા સરખી જોઇ શકયા નહિ તે એવો અસામાન્ય ઉદાર પ્રકૃતિનો હતો કે શત્રુના પણ ઉમદા ગુણની કદર કરતો સિડનિ સ્મિથે તેના મનોરથ ધૂળધાણી કરી નાખ્યા તોપણ તેના તરફ તેણે કદિ વૈરભાવ વ્યક્ત કર્યો ન હતો વર્મસર સાથે તેણે ઇટાલીમાં અનેક દારુણ સગ્રામ કર્યા હતા તેને વિષે પણ તે કહેતો કે તે ઘણો બહાદૂર અને ઉદાર છે વળી વર્મસરના પરાજય વખતે પણ તેણે તેના તરફ નિકટના મિત્રના જેવો ભાવ રાખ્યો હતો યુદ્ધ કરતી વખતે તે જાણે પોતાના પ્રતિસ્પર્ધી સાથે શેત્રજની રમત રમતો હોય તેમ તેના તરફ તદ્દન નિર્વૈરપણે વર્તતો હતો તે એમજ સમજતો હતો કે પ્રજાનુ હિત સાચવવા માટે જેટલા ઉત્સાહથી હું લડુ છુ તેટલાજ ઉત્સાહથી રાજાઓ તેમનુ પોતાનુ હિત સાચવવા લડે એ સ્વાભાવિક છે એકવાર રૂશિઆના ઝારને પોતાના ઉપર અગત વૈર રાખતો જોઇને નેપોલિયનને ઘણુ જ આશ્ચર્ય લાગ્યુ હતુ એક શેત્રજ રમનાર ખાદુ મહાત થતા જો ખીજવાઈ જાય તો તે જોઇને તેના

હરિફને જેવુ આશ્ચર્ય થાય તેવુજ આશ્ચર્ય જ્યારે તેના પ્રતિસ્પર્ધીઓ તેના તરફ અંગત દ્વેષ રાખતા ત્યારે તેને થતુ આનુ કારણ એ છે કે ન્યાયપરાયણતા, ઉદારતા, મહાનુભાવતા—આ બધા સદ્ગુણો તેનામા સ્વાભાવિક હતા તેણે પોતાના હૃદયને કેળવીને પોતાની યોગ્યતા વધારી ન હતી, પણ તેનામા એ યોગ્યતા જન્મથીજ હતી

મે માસની ૨૦ મી તારીખે એકર છોડી જવાનો વિચાર તેણે જાહેર કર્યો આદરેલુ કાર્ય છોડી દેવાનો તેનો આ પહેલોજ પ્રસગ હતો છાવણીનો સામાન, તોપો અને માંદા સિપાઇઓને પ્રથમ રવાના કરવામા આવ્યા અને તુર્ક લોકોને ખબર ન પડે તે વાસ્તે શહેર તરફ આખર સુધી તોપનો માર ચાલુ રાખ્યો. પ્લેગ તથા યુદ્ધમાં તેના એકંદર ત્રણ હજાર માણસો માર્યા ગયા હતા તોપણ તેણે સિરિયા ઉપર આક્રમણ કરવાનો મુખ્ય ઉદ્દેશ સિદ્ધ કર્યો હતો તેણે તુર્કોના બળનો સપૂર્ણ નાશ કર્યો હતો, એકર શહેર ખડિયેર બની ગયુ હતું અને મિસર દેશને તુર્ક લોકોના આક્રમણના ભયમાંથી મુક્ત કર્યો હતો, તેના મનની ઉડી આશાઓ ધૂળ મળી ગઇ હતી, પણ સૈન્યને તેની જાણુ ન હતી તેથી તેઓ તો જાણે તેઓની જીતજ થઇ હોય તેવા ઉત્સાહથી પાછા ફર્યા રોડ્સથી નીકળેલું એક લશ્કર થોડાજ સમયમા મિસરને કિનારે ઉતરવાનુ હતું તેની મુલાકાત લેવા તેઓએ ઉલટભેર મિસર તરફ કુચ કરી

નેપોલિયનના દવાખાનાઓમા માદા અને ઘાયલ થએલા મળીને બાર સો સિપાઇઓ હતા તેમને ઘોડા ઉપર તથા ડોળીઓમા બેસાડીને લઇ જવાના હતા નેપોલિયને પોતાનો ઘોડો પણ ઘાયલ સિપાઇને બેસવા આપ્યો અને પોતે નીચામાં નીચા દરજ્જાના સિપાઈની સાથે ગરમ ધગધગતી રેતીમા પગે મુસાફરી કરી ફ્રેન્ચો એકર છોડીને ચાલ્યા જાય છે આ સમાચારથી સિરિયાની તમામ ખ્રિસ્તિ પ્રજાઓમા હાહાકાર થઈ રહ્યો ઍહમેટ કસાઈ હવે તેમની બેવફાદારી માટે સખ્ત વેર લેશે એવી તેમને ખાત્રી હતી અંગ્રેજ, તુર્ક અને રૂશિઆએ ફ્રેન્ચો ઉપર જીત મેળવી ખરી પણ તે જીતથી બિચારી સિરિયાની પ્રજા ઉપર ગુલામગિરિના બધન વધારે કઠોર થયાં અને નિર્દય તુર્કોએ જ્યારે તેમના ઉપર ભયકર વેર લીધુ ત્યારે તે બિચારાં સ્ત્રી, પુરુષો અને બાળકોએ આખી ખ્રિસ્તી આલમના હૃદય દ્રવી જાય એવો આર્તનાદ કર્યો, પણ તે અવાજ કોઈએ સાભળ્યો નહિ.

એકરથી ઉપડીને ફ્રેન્ચ સેના પાછી જાફા શહેરમા દાખલ થઈ ત્યાંના દવાખાનામા પ્લેગથી પીડાતા અનેક સિપાઇઓ હતા. નેપોલિયન નિડરપણે દવાખાનાના એકેએક વિભાગમાં ફરી વળ્યો અને તમામ માદા સિપાઇઓ સાથે સહાનુભૂતિથી વાતચીત કર્યા પછી તેમને પોતાના લશ્કર સાથે લઈ જવાનો બંદોબસ્ત કરવા લાગ્યો ત્યાં સાત સિપાઇઓ મરવાની અણીપર હોવાથી તેમને બીજે ઠેકાણે લઈ જવાય એમ

હતુ નહિ તેમનુ શુ કરવુ તે વિષે તેણે થોડીવાર સુધી ઘણીજ કાળજીપૂર્વક વિચાર કર્યો તેમને અહિ મૂકી જવામાં ભય એ હતો કે તુર્ક લોકો કેદીઓને ઘાતકીપણે રીબાવી રીબાવીને મારી નાખતા એ વાતની તેને ખબર હતી. આથી ઘણીજ દિલગિરી સાથે એ સાત જણુને ઝેર દઈ મારી નાખવાનો તેણે વિચાર કર્યો તેઓને તુર્ક લોકો અત્યત રીબાની રીબાવીને મારી નાખે તે કરતાં તેઓ સુખેથી મરે એ વિચાર તેને વધારે સારો લાગ્યો તેમને જીવવાની આશા તો હતીજ નહિ તેણે નાઇલાજે, અત્યત ખેદસહિત ડૉક્ટરને કહ્યુ કે "એમને અફીણુની ગોળી ખવરાવીને તરતજ છોડવી શકાય તો તેઓ નિર્દય તુર્ક લોકોના હાથમાં જતા બચે " ડૉક્ટરે જવાબ આપ્યો કે "મારો ધધો દર્દીને દર્દમાથી મુક્ત કરવાનો છે, તેમની હત્યા કરવાનો નથી " નેપોલિયને પછી વિચાર કરીને તેમના રક્ષણુને માટે પાચ સો માણુસો ત્યાં રહેવા દીધાં અને તેઓ પ્રાણુ છોડે ત્યારપછીજ જાફા છોડવુ એવી તેમને આજ્ઞા આપી તેણે સિપાઇઓને ઝેર આપીને મારી નાખવાનો એકવાર વિચાર જાહેર કર્યો તે માટે તેના વિરોધીઓ તેની અત્યત નિદા કરે છે અલબત્ત, ધર્મની દૃષ્ટિથી જોતાં તેનો આ વિચાર કદાચ ભૂલભરેલો હશે તોપણુ તે નિર્દય સ્વભાવનો હતો એમ તો સાબિત નથીજ થતુ જો તે નિર્દયજ હોત તો મોતની અણીપર આવેલા માણુસોના રક્ષણુ માટે આટલી કાળજી ન રાખતાં તેમને પડયા રહેવા દઇને ચાલતો થાત આ બાબત વિષે સામા પક્ષે તેની એટલી બધી નિદા કરી હતી કે એકવાર સેટ હેલેનામાં વાત નીકળતા નેપોલિયને કહ્યુ હતુ કે "જો તેમને અફીણુ આપવામા આવ્યુ હોત તો તે કામને હુ પાપ માનતો નથી હુ તો એમ માનુ છુ કે એ કામમાં પુણ્ય હતુ તેઓ મોતની અણિપર હતા તેથી તેઓ જીવે એમ તો હતુંજ નહિ તેમને એવી હાલતમાં નિરાધાર મૂકીને ચાલ્યા જવુ અને તુર્કોને હાથે ઘણીજ ભયકર રીતે તેમને કતલ થવા દેવા, એ કામને હું તો નિર્દય માનુ છુ તેવી હાલતમાં આપણે હોઇએ તો આપણે પોતાને માટે શુ ઇચ્છીએ એનો વિચાર કરીને તે પ્રમાણેજ સેનાપતિએ પોતાના સિપાઇઓ સાથે વ્યવહાર કરવો જોઇએ જેની શુદ્ધિ ઠેકાણે હોય એવો કોઇપણુ માણુસ આવા સજોગોમાં થોડા કલાક વધારે જીવીને પશુ જેવા તુર્કોની ક્રૂરતાનો ભોગ થઇ પડવા કરતાં સુખપૂર્વક મરણુ પામવાનુ પસદ કર્યા વગર રહેજ નહિ પિતા પોતાના પુત્ર ઉપર જેટલો પ્રેમ રાખી શકે તેટલાજ પ્રેમથી હુ મારા પુત્રને ચાહુ છુ પણુ જો તેજ પુત્ર આવી હાલતમાં હોત તો હુ તેને માટે પણુ એવોજ ઉપાય બતાવત હુ પોતે એવી હાલતમાં હોત અને જો મારી શુદ્ધિ ઠેકાણે હોત તો આવા પ્રકારનો છુટકારો હુ પોતે પણુ આગ્રહસહિત માગી લેત તે વખતે સૈન્યની સ્થિતિ એવી હતી કે તેમના રક્ષણુને માટે એક લશ્કરી ટુકડી મૂકી જવાની સગવડ ન હતી તોપણુ આખરે તેમને ૫૦૦ માણુસોની ટુકડીના રક્ષણુ નીચે મૂકીને

જ હુ ગયો હતો. તેમને અફીણુ ખવરાવી મારી નાખવાની જરૂર મને જણાઇ હોત તો હુ *લશ્કરી અમલદારોની એક સભા બોલાવત, આવુ પગલુ લેવાની જરૂર છે એવુ તેમને કહેત અને આવુ કામ કરવામા આવ્યુ છે એવુ ખુલ્લે ખુલ્લુ જાહેર કરત તેને કદિ પણુ ગુપ્ત તો રાખતજ નહિ + જો મારા સિપાઇઓને છૂપી રીતે ઝેર દઇને મારી નાખવા જેટલી નિષ્ઠુરતા મારામાં હોત અને મારા ઘાયલ થએલા અને મરેલા સિપાઇઓનાં શરીર ઉપર થઇને મારી ગાડી ચલાવી જાઉ એવો જો હુ કસાઇ હોત, તો જેવા અદ્વિતીય શૌર્ય અને ઉત્સાહથી મારા સિપાઇઓ મારે માટે લઢયા હતા તેમ લઢત ખરા કે ? સિપાઇઓને ઝેર દઇને મારી નાખવાનુ કામ ગમે તેવુ ના ઇલાજે કર્યું છતા તે છુપી રીતે કર્યું તેટલાથીજ તે ગુન્હાનુ સ્વરૂપ ધારણુ કરત એકવાર તેમ કર્યા પછી બીજીવાર એવુ પાપાચરણુ કરવાને હુ જીવતો રહેવા પામતજ નહિ જતા જતા એકાદ સિપાઇ મને ગોળીથી માર્યા વગર રહેતજ નહિ ઘાયલ થએલામાંથી પણુ કોઈ પડયો પડયો મને ગોળીથી મારી નાખતજ મારા સમગ્ર રાજનૈતિક **જીવનમાં મેં કદિ પાપાચરણુ કર્યું નથી.** જો મે તેમ કર્યું હોત તો અત્યારે મારી આ દશા ન હોત ફ્રાન્સનુ સિહાસન મેળવવાને તલપી રહેલા બુર્બોન રાજાઓને હુ સહેલાઈથી મરાવી શકત મારે તો માત્ર અનુમતિજ આપવાની હતી માગ એક શબ્દની સાથે તેઓને આ દુનિયા છોડવી પડત છતા પણુ ત્યારપછી મે આ વિષે ઘણો વિચાર કર્યો છે અને હવે મારો અભિપ્રાય એવો છે કે માણુસના પ્રારબ્ધમા ગમે તેટલુ સુખ હોય, અથવા દુ ખ હોય તોપણુ તેને કુદરતી રીતેજ તેનું જીવન પૂર્ણ કરવા દેવુ જોઇએ મારો એક મિત્ર અત્યત વેદનાથી પીડાતો હતો અને દુ:ખમાથી છુટવાને વારવાર ઝેરની માગણી કરતો હતો તેને મે કહ્યુ હતુ કે 'મને તારા ઉપર દયા તો આવે છે પણુ તેમા બીજો ઉપાય નથી આખર સુધી તારે પીડા સહન કરવીજ પડશે' "

સર રૉબર્ટ વિલ્સન નામના વિદ્વાને લખ્યુ કે નિર્દય અને હત્યારા નેપોલિયને પોતાના કામનો બોજો ઓછો કરવા માટે પાચસો અને એસી ઘાયલ થએલા માદા સિપાઇઓને જાફા શહેરમા ઝેર દઇને મારી નખાવ્યા આ લખાણુનો બધે પ્રચાર કરવામા આવ્યો અને તેમા લખેલી વાતને યૂરોપ અને અમેરિકાના લોકોએ સાચી માની અને આવીજ જાતના લખાણુથી ખોટે રસ્તે દોરવાઇને હજી પણુ ઘણા માણુસો નેપોલિયનને વિષે ખોટો અભિપ્રાય બાધતા હશે, પરતુ પાછળથી વિલ્સનને પોતાની ભૂલ સમજાઇ અને તે નેપોલિયનના પક્ષમાં ભળી ગયો એકવાર એજ વિલ્સનની

* જાફામા તુક કેદીઓને ગોળીબાર કરવા કે નહિ તે સવાલનો નિર્ણય કરવાનુ કામ તેણે અમલદારોની સભાનેજ સોપ્યુ હતુ

+ આ મિથ્યા વચન નેપોલિયનના વિરોધીઓના છે

તેના સાભળતા કોઇએ નિંદા કરી પણ ઉદાર બુદ્ધિવાળા નેપોલિયનથી તે સહન થયુ નહિ, તેથી તેણે કહ્યુ કે કદાચ લખનારે લાગણીના આવેશમાં લખી દીધુ હોય અથવા તેને કોઇએ ખોટી ખબર આપી હોય અને હવે તે પસ્તાતો હોય એમ પણ કેમ ન બને ?

નેપોલિયન પોતે એક પ્રસગે કહે છે કે " મે કદિ પાપ કર્યું નથી એટલુંજ નહિ પણ પાપ કરવાનો વિચાર સરખોએ કર્યો નથી હું હમેશા પચાસ સાઠ લાખ માણુસોનો પ્રેમ સપાદન કરતો આવ્યો છુ અને તેમની પ્રશસાના પ્રતાપે આગળ વધ્યો છુ ભલેને સામો પક્ષ મારી થાય તેટલી નિંદા કરે પણ મારી પ્રતિષ્ઠાને માટે મને જરા પણ ભય નથી ભવિષ્યની પ્રજા મને ન્યાય આપ્યા વગર રહેશેજ નહિ આખરે સત્ય જાહેર થશે અને મે જે લોકોપકારક કાર્યો કર્યા છે તેમની સાથે મારા દોષની તુલના થશે અને તેનુ શુ પરિણામ આવશે તે વિષે મને ચિંતા છેજ નહિ "

એક પ્રસિદ્ધ ડૉકટર જે નેપોલિયનની સાથે આ સ્વારીમાં હાજર હતો અને જેણે માદા અને ઘાયલ થએલા સિપાઇઓની સેવા કરવા માટે અવિરત પરિશ્રમ ઉઠાવ્યો હતો, સિપાઇઓની જરૂરીઆતો પૂરી પાડવા માટે સેનાપતિઓને વારવાર સૂતા ઉઠાડતો હતો અને તેની સૂચનાનો તાત્કાળિક અમલ કરવામાં ન આવે તો તરતજ તે નેપોલિયન પાસે જઇને ફરિયાદ કરતો તે ડૉકટરે પોતાનુ એક વૈદ્યકીય પુસ્તક નેપોલિયને માદા સિપાઇઓની લીધેલી બરદાસ્ત માટે પોતાનુ સન્માન પ્રદર્શિત કરવાના હેતુથી તેને અર્પણ કર્યું હતુ એક બીજો ડૉકટર લખે છે કે " નેપોલિયનના સ્વભાવની ખરી મહત્તા વિપત્તિના વખતમા જણાઈ આવતી હતી તે સેકડોવાર જરા પણ અચકાયા વગર પ્લેગના દવાખાનાંઓમાં જતો તે પ્લેગથી પીડાતા રોગીઓના ઓરડાઓ તપાસતો અને તેમની સાથે એક નિકટના મિત્રની માફક પ્રેમથી વાતચીત કરતો. જ્યારે પ્લેગનુ જોર ઘણુજ વધી ગયુ અને બધા લોકો ( ડૉકટરો પણ ) ડરવા લાગ્યા તેને વખતે તેણે પોતાની હિમતનો દાખલો આપીને સર્વનો ભય દૂર કર્યો, માંદાઓને ધૈર્ય આપ્યુ અને ડૉકટરોને માદાઓની સારવાર કરવા માટે ઉત્તેજિત કર્યા

હવે સૈન્ય જાફાથી આગળ ચાલ્યુ માર્ગમાં અનેક માદા અને ઘાયલ સિપાઇઓ મરતા ગયા નેપોનિયન અને તમામ સરદારો પગે ચાલતા હતા તોપણુ માંદાઓને માટે પૂરતા ઘોડા ન હતા તોપો ખેચનાર ઘોડા પણ આજ કામમાં રોકયા અને તોપોને રેતીમા દાટી દીધી કોઈ કોઇને સહાનુભૂતિ આપે એવો આ વખત ન હતો અત્યત વિટમણાથી હૃદયમાથી દયા અને બીજી કોમળ વૃત્તિઓ કચરાઈ જાય છે દરેક જણ માત્ર પોતાનીજ સલામતી માટે ઉત્સુક હતો મનુષ્યસ્વભાવને ભ્રષ્ટ કરી નાખે એવા સજોગોનુ અને યુદ્ધની ભયાનકતાનુ ખરેખરૂ દર્શન આ પ્રસગે થતુ હતું આ દેખાવ જોઇને નેપોલિયનનું હૃદય ઘણુ ખિન્ન થતુ તે ધગધગતી રેતીમાં

વગર છત્રીએ સિપાઇઓની સાથે ચાલતો હતો. એવામા તેણે એક હૃષ્ટપુષ્ટ અમલદારને ઘોડે બેસીને કુચ કરતો જોયો અને માંદા સિપાઇઓને માટે પોતાનો ઘોડો આપવાની તે ચોકૂખી ના પાડતો હતો. આ જોઇને નેપોલિયનને એટલો ક્રોધ ચહડયો કે તલવારની મૂઠના પ્રહારથી તેણે તેને જમીનદોસ્ત કર્યો અને તેના ઘોડા ઉપર તેણે પોતાને હાથે એક માંદા સિપાઇને બેસાડયો. લશ્કરના તમામ સિપાઇઓએ તેને હર્ષના ઉદ્ગારથી વધાવી લીધો

પ્લેગવાળા દરદીઓને લશ્કરથી દૂર ચલાવવામા આવતા હતા અને રાત્રે તેમનો મુકામ પણ અલગ કરવામા આવતો તોપના ગોળા સામે બેધડકપણે ધસી જનારા સિપાઇઓ પણ તેમનાથી દૂરને દૂરજ રહેતા આત્મસરક્ષણ કરવાની વૃત્તિનુ બળ એટલે દરજ્જે વધી ગયુ હતું કે માદાઓને જરા પણ મદદ કરવા તેઓ ના પાડતા હતા માત્ર એકલો નેપોલિયનજ પ્લેગવાળા દરદીઓની પાસે પોતાનો તબુ રોપાવતો. તેમને સારૂ જોઇતો બદોબસ્ત થયો છે કે કેમ તે જોવા માટે હમેશાં રાત્રે તેમની દરેકની મુલાકાત લેતો સવારે પણ જાણે એક પિતા પોતાના પુત્રોની સંભાળ લેતો હોય તેટલી કાળજીથી તેમને ઘણાજ જતનથી ઘોડા ઉપર બેસાડાવતો જેની કીર્તિ આખા જગતમા ફેલાઈ ગઈ છે એવા દિગ્વિજયી સેનાપતિને પોતાના જેવા ક્ષુદ્ર સિપાઇઓ તરફ આટલો પ્રેમ રાખતો જોઇને તેઓ તેને દેવતુલ્ય ચહાતા તે તેમના પ્રેમને માટે યોગ્ય પણ હતો * હજી પણ પારિસના અપગાશ્રમમાં જીવનની છેલ્લી ઘડીઓ પૂરી કરતા તેના કોઇ કોઈ સિપાઈ જોવામા આવે છે અને આટલે વર્ષે પણ તેઓ તેનુ નામ સાભળીને એકદમ ઉત્સાહપૂર્વક તેના વખાણ કરવા મડી જાય છે માણસે નો જેટલો પ્રેમ નેપોલિયને સપાદન કર્યો છે તેટલો ભાગ્યેજ બીજા કોઇ પ્રાચીન અથવા અર્વાચીન પુરુષે કર્યો હશે જે લોકો તેને સૌથી વધારે ઓળખતા તે તેને સૌથી વિશેષ પ્રેમથી ચહાતા હતા

આખરે ત્રણ મહિનાની ગેરહાજરી પછી ફ્રેન્ચસેના કેરો નગરમા પૂર દમામથી દાખલ થઈ સિપાઇઓમા હવે ભારે અસતોષ ફેલાઈ ગયે હતો તેમને સ્વદેશ છોડયે એક વર્ષ થઈ ગયુ હતુ પૌર્વાત્ય પ્રદેશોમા સામ્રાજ્ય સ્થાપવાની યોજના પડી ભાગવાથી નેપોલિયન પણ હવે સ્વદેશ જવાનો વિચાર કરવા લાગ્યો, પણ ઇંગ્લંડ અને રૂશિયાની મદદથી એક બળવાન તુર્કસેના મિસરને કિનારે ઉતરવાની તૈયારી કરતી હતી આ બળવાન શત્રુસૈન્યને પરાસ્ત કર્યા પહેલા સ્વદેશ જવાનો વિચાર તેણે માંડી વાળ્યો એ લશ્કર ક્યાં અને ક્યારે ઉતરવાનુ હતુ તેની તેને ખબર ન હતી તેથી તે રાહ જોતો બેઠો

થોડા દવસ પછી એટલે જુલાઇ માસમા એક દિવસ સાજને વખતે એક ધૂળથી

* આ લખાયે ૫૦ વર્ષ થઈ ગયા છે ભા૦ ક૦

ઢંકાયલો ઘોડેસ્વાર મારતે ઘોડે અલેકઝાન્ડ્રિયાથી આવી પહોચ્યો તે એવા સમાચાર લાવ્યો કે "અબુકરના ઉપસાગર આગળ એક બળવાન નૌકાસૈન્ય આવી પહોચ્યુ છે અઢાર હજાર હથિયારબધ ઝનુની તુર્ક સિપાઇઓ કિનારે ઉતર્યા છે, તેમની પાસે પુષ્કળ તોપખાનુ છે, તેમની પાસે અગ્રેજ અને રૂશિયન સેનાપતિઓ છે અને મુરાદ બે પોતે મામેલુક સ્વારોનુ સૈન્ય લઇને તેમની સાથે જોડાઈ જવાને માટે ઝડપથી ચાલ્યો આવે છે " આ પ્રમાણે આખરે જે વિપત્તિનુ વાદળ ઘેરાઈ રહ્યુ હતુ તે હવે કડાકા ધડાકા સાથે આવી પહોચ્યુ

આ વખતે ફ્રેન્ચ લશ્કર આખા મિસર દેશમા ચારે દિશાએ છૂટુ પડયુ હતુ. કેટલુક કેરો નગરથી આઠસો માઈલ દૂર હતુ થોડુક અલેકઝાન્ડ્રિયામાં હતુ થોડુક તુર્ક લોકોને આવતા અટકાવવાને સિરિયાની હદ ઉપર હતુ તેથી નેપોલિયન પાસે તરતને માટે કામ આવે એવા માત્ર આઠજ હજાર માણસો હતા જૂદાં જૂદાં મથકોના સેનાપતિઓને માટે નેપોલિયને રાતના ત્રણ વાગ્યાસુધી જાગીને હુકમો લખીને રવાના કરી દીધા ચાર વાગે ઘોડે બેસીને છાવણીમાં ગયો અને તરતજ તેના લશ્કરે ઝપાટાબધ કુચ કરવા માંડી આ વજ્રદેહી સિપાઇઓ ભૂખ્યા અને તરસ્યા, ઉના ધગધગતા રણમાં થઇને બાળી નાખે એવો સૂર્યનો તાપ છતા આખા જગતને ચકિત કરી નાખે એવી ત્વરાથી માત્ર સાતજ દિવસમા અબુકરના ઉપસાગર નજીક આવી પહોચ્યા

ઈ૦ સ૦ ૧૭૯૯ ના જુલાઇ માસની ૨૫ મી તારીખે માત્ર આઠજ હજાર માણસો લઇને નેપોલિયન મજબૂત મોરચો નાખીને પડેલી તુર્ક સેનાની સન્મુખ આવી પહોચ્યો તે વખતે મધ્યરાત્રિ થઈ હતી મેદાન અને સમુદ્ર ઉપર ચદ્રકિરણો પથરાઇ ગયા હતા નેપોલિયને એક ઉચી જગ્યા ઉપર ઉભા રહીને જોયુ તો અઢાર હજાર તુર્ક સિપાઇઓ ધસઘસાટ ઉંઘ લેતા હતા તેમની ત્રણે બાજુએ સમુદ્ર હતો અને બાકીની એક બાજુએથી પોતાનુ રક્ષણ કરવાને તેમણે મજબૂત દિવાલો ઉભી કરી હતી પાસેના ઉપસાગરમા તેમનુ નૌકાસૈન્ય નિડરપણે ઉભુ હતુ નેપોલિયનની અનુભવી આખે શત્રુના પાયદળનો, તોપખાનાનો અને સ્વારોની સખ્યાનો અડસટ્ટો કરી લીધો. વળી તેઓ બીજા સૈન્યની તથા બીજી યુદ્ધસામગ્રીના આવવાની રાહ જોતા હોય એમ લાગ્યુ નેપોલિયનનો સરદાર કલેબર પોતાના બે હજાર માણસો લઇને હજી આવ્યો ન હતો તો પણ તેની રાહ ન જોતા તેણે શત્રુ ઉપર તાબડતોબ હુમલો કરવાનો ઠરાવ કર્યો

આ યુદ્ધમાં બેઉ પક્ષનુ બળ તદ્દન અસમાન હતુ તુર્ક લોકો ઘણીજ ઝનુની અને નિડર જાત છે, અને વળી તેમના બળનો ઉપયોગ કરનારા બાહોશ અગ્રેજ અને ફ્રેન્ચ ઇજનેરો હતા આજ જગ્યાએ એક વર્ષની વાત ઉપર નેપોલિયન ઉતર્યો હતો

જયા અત્યારે શત્રુનુ નાકાસૈન્ય દમામભેર લગરાયુ હતુ તેજ જગ્યાએ તેના વહાણોના શત્રુએ ચૂરેચૂરા કરી નાખ્યા હતા આ દેખાવ જોઇને તેના હૃદયમા વેરનો દાવાગ્નિ સળગી ઉઠયો આ યુદ્ધના પરિણામ ઉપર ઘણીજ મહત્ત્વની બાબતોનો આધાર હતો તેની હાર થઈ તો તેનો પૂરેપૂરો વિનાશ થવાનોજ સહેજસાજ જીત થઇ તો યુદ્ધ લબાય અને તેથી જો તે પૂરેપૂરો વિજય મેળવ્યા વગર ફ્રાન્સ જાય તો તેની પ્રતિષ્ઠાને હાનિ પહોચ્યા વગર રહેજ નહિ જો આજ યુદ્ધમા શત્રુદળનો કચ્ચરઘાણ નીકળી જાય તો તે હાર ખાઇને નહિ પણ અપરાજિત ગણાઇને સ્વદેશ પાછો ફરે મિસરમાં રહેતા ફ્રેન્ચોને સલામતીમા મૂકી જાય અને ફ્રાન્સમા ચાલી રહેલી અવ્યવસ્થિત સ્થિતિને લીધે કીર્તિ મેળવવાના નવા માર્ગ તેને માટ બેશક ખુલ્લા થાય. જયારે તે આ પ્રમાણે ઉભો ઉભો શત્રુસૈન્ય તરફ દૃષ્ટિ કરીને વિચાર કરતો હતો તે વખતે તેનો બહાદુર સેનાપતિ મુરા તેની પાસે ઉભો હતો પોતે ઘણીજ ઉચી અવસ્થા ભોગવવાને અને ઘણા મહત્ત્વના કામ કરવાને સરજાયો છે એવી તેની દૃઢ માન્યત હતી, અને આ માન્યતાએ તેના મન ઉપર આ પ્રસગે એટલો અધિકાર જમાવ્યો કે તેણે પાસે ઉભેલા મુરાને કહ્યુ, "આ યુદ્ધના પરિણામ ઉપર જગતનુ પ્રારબ્ધ અવલબે છે " બહાદુર મુરા નેપોલિયનના જેટલો દૂરદર્શી ન હતો તેથી તેણે કહ્યુ, " અલબત્ત, આપણા લશ્કરનુ પ્રારબ્ધ તો તેના ઉપરજ અવલબે છે દરેક ફ્રેન્ચ સિપાઇ અત્યારે જાણે છે કે જો હુ જીતીશ નહિ તો મારે મરવુજ પડશે, અને તેથી સજ્જડમા સજ્જડ ધસારો તુર્કસૈન્ય ઉપર મારા સ્વાર કરશે તેની ખાત્રી રાખજો '

પૂર્વ દિશામા સૂર્યનો કાઇક ઝાખો ઉજાસ થવા લ ગ્યો હતો એવા સમયે પોતાની છાવણી ઉપર ધડાધડ વરસતા બોબ ગોળાના આઘાતથી અને તોપોના વર્જનિનાદથી ઉ ઘતી તુર્કસેના સફાળી જાગી ઉઠી, અને જગત્ના અત્યત દારુણ યુદ્ધમા ગણી શકાય એવુ યુદ્ધ શરૂ થયુ નેપોલિયનની બુદ્ધિની ભયાનક તેજસ્વિતા પૂર જોસમાં ભભુકી નીકળી તે એક નાની ટેકરી ઉપર પૂર્ણ શાતિથી, અક્ષુબ્ધ ચિત્તે ઉભો ઉભો આ વખતે પોતાના અપ્રતિહત બુદ્ધિબળથી સેનાપતિઓનો નિયામક બનીને શત્રુનો સહાર કરવા લાગ્યો તુર્ક લોકો બહાદુરીથી પોતાનો બચાવ કરવા લાગ્યા અગ્રેજ સેનાપતિઓ તેમના નેતા હતા સર સિડનિ સ્મિથ પોતે મુખ્ય સેનાપતિ હતો તો પણ તેમનુ કાઈ વળ્યુ નહિ ફ્રેન્ચ યોદ્ધાઓનો ધસારો વિકરાળ વરુના ધસારા જેવો હતો અને તેમને હાથે તુર્ક સિપાઇઓનો હરણની માફક સહાર થવા લાગ્યો આજ જગ્યાએ અમારાં ભવ્ય વહાણોનો નાશ થયો હતો એ વાત યાદ આવવાથી એકેએક ફ્રેન્ચ સિપાઇના હૃદયમાં ક્રોધાગ્નિ ભભુકી ઉઠતો હતો ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો નાશ કરવા યૂરોપના રાજાઓ એકઠા થયા છે તે વાતનુ સ્મરણ થવાથી

તેમની નસેનસમાં ખૂન ઉછળી આવતુ હતુ માત્ર છજ હજાર ફ્રેન્ચો, ઇગ્લડ, રૂશિયા અને તુર્કસ્તાનના સયુક્ત સૈન્ય ઉપર તૂટી પડતા હતા એ વિચારથી તેમનું હૃદય અહકારથી ફૂલાતુ હતુ તેમના ધસારાનો જુસ્સો અને યુદ્ધનિપુણતા જોઇને તુર્કસનામાં ગભરાટ ફેલાવા લાગ્યો. તેમનો વ્યૂહ ભેદાયો અને સિપાઇઓ અને સ્વારો એક બીજા સામે અથડાતાં ભયકર ગોટાળો થઈ ગયો અદ્‍ભુત ત્વરાથી તોપો ભરી ભરીને ફોડવાના કામથી ટેવાયલા ફ્રેન્ચ ગોલદાજોએ તેમના ઉપર ગોળા, ગોળીઓ અને બોમગોળાની અખડ ઝડી મચાવી મૂકી સખ્યાબધ તુર્કોના શરીરના ટુકડે ટુકડા થઈ ગયા સેકડો માણસો તલવાર અને સંગીનના પ્રહારથી ઘાસની માફક કપાઇ ગયાં અને નાસવા જતાં ઘોડાની ખરીઓ નીચે છુદાઇ મુઆ હજારો તુર્ક સિપાઇઓએ પ્રાણ બચાવવાને સમુદ્રમા ઝપલાવ્યુ અને કિનારેથી ત્રણ માઇલને અતરે ઉભેલા વહાણસુધી પહોચી જવાને સ્વારો અને સિપાઇઓ સમુદ્રમાં ગાડાની માફક તરફડીઆ મારવા લાગ્યા, પરતુ નેપોલિયને યમરાજના જેવો શાત, ગભીર પણ ભયાનક ભાવ ધારણ કરીને તેમના તરફ તોપોનો એવો મારો ચલાવ્યો કે સમુદ્ર ઉપર ઘણે દૂરસુધી કરાના ઝાપટાની માફક ગોળા અને ગોળીઓની એકસામટી રમઝટ મચી રહી જમીનમાર્ગે શત્રુથી નસાય એમ હતુજ નહિ, તેમ તેઓ શરણે આવે એવા પણ ન હતા આ બાજુએ ફ્રાન્સની ગએલી કીર્તિ પાછી મેળવવાની નેપોલિયને જબરત પ્રતિજ્ઞા લીધી હતી સેનાપતિ મુરાએ પણ પોતાનુ વચન પાળ્યુ શત્રુસૈન્ય જ્યા ઘણોજ મજબૂત અને અભેદ્ય વ્યૂહ રચીને ઉભુ હતુ ત્યાં તેના સ્વારો ધસી ગયા અને મુરા પોતે મરણીઓ થઇને ઘોડો દોડવતો જ્યા પાશા પોતે અને તેના સેનાપતિઓ ઉભા હતા ત્યાસુધી ઘુસી ગયો ગર્વિષ્ઠ સુલતાન તેના તરફ પિસ્તોલ છોડે તે પહેલા તો મુરાની લોહીથી ખરડાયલી તલવારના ઝાટકાથી તેનો જમણો હાથ ઉડી ગયો અને તેને જીવતો કેદ પકડીને નેપોલિયનની પાસે મોકલી દેવામાં આવ્યો

સાંજના ચાર વાગતા પહેલા તમામ તુર્કસૈન્યનો નાશ થઇ ગયો, માત્ર બે હજાર કેદ પકડાયા, અને બાકીના તમામ માર્યા ગયા અથવા સમુદ્રમા ડૂબી મુઆ સિડનિ સ્મિથ પોતે પણ ઘણી મુશીબતે કેદ પકડાતો બચ્યો તુર્કોની નાસાનાસ વખતે એક મછવામાં બેસીને તે નાઠો અને પોતાના વહાણમા જઈ પહોચ્યો અબુકરના ઉપસાગરમા બાર હજાર તુર્કોનાં મુડદાં તરતાં થયા, પરતુ થોડાજ મહિના ઉપર એજ ઠેકાણે તેટલાજ ફ્રેન્ચોની પણ એવીજ દશા થઇ હતી શત્રુસૈન્યનો પૂરેપૂરો વિનાશ જો કોઇ યુધ્ધમા થયો હોય તો તે માત્ર આજ યુદ્ધમા થયો હતો. અબુકરના નૌકાયુદ્ધમા ઇશ્વરે ફ્રેન્ચો તરફ તીખી નજર કરી હતી, પણ આ યુદ્ધમા ફ્રાન્સના શત્રુઓ તરફ પણ તેની દૃષ્ટિ તેવીજ ઉગ્ર થઈ હતી

હવે મિસરમાં લડાઇનુ નામનિશાન રહ્યુ ન હતુ. હવે કોઇ પણ શત્રુ સાથે લઢવાનુ બાકી ન હતુ, તેમ કોઈ પણ દિશાએથી મિસર દેશ ઉપર આક્રમણ થાય એવો સભવ પણ ન હતો હવે તો માત્ર નવા સસ્થાનની અદરની વ્યવસ્થાનુ કામ નેપોલિયને બતાવેલી દિશાએ કર્યા કરવાનુ હતુ અને તેમા ખાસ અસાધારણ બુદ્ધિની જરૂર ન હતી

પણ આટલા બધા બહાદૂર સિપાઇઓના જાન તથા જહેમતને ભોગે નેપોલિયને મિસર જીત્યો તો ખરો, પરતુ તે ફળપ્રદ નીવડયો નહિ તેના નૌકાસૈન્યનો નાશ થવાથી ફ્રાન્સ સાથેનો તેનો સબધ તૂટી ગયો હતો અને તેથી હવે હિદુસ્તાન ઉપર સ્વારી કરવાના વિચારને માટે મુદ્દલે અવકાશ ન હતો આખા ભૂમધ્ય સમુદ્રમાં ઇગ્લડ, રૂશિયા અને તુર્કસ્તાનના લડાયક વહાણો ચારે દિશાએ ભ્રમતા હોવાથી મિસરદેશ ફ્રેન્ચોને બહુ ઉપયોગી થઈ પડે એમ ન હતો વળી તેઓની દહેશતને લીધે તેઓથી ફ્રાન્સ પાછા જવાય એમ પણ ન હતુ આથી કરીને ફ્રેન્ચો જો કે વિજયી થયા હતા તોપણ તેમણે પોતાને હાથે પોતાની આસપાસ એવી દિવાલ બાધી લીધી હતી કે જે દિવાલવડે તેઓ શત્રુના હુમલાનુ નિવારણ કરી શકે તોપણ તે દિવાલની બહાર તેઓથી નીકળાય એમ ન હતુ

છેલ્લા દશ મહિના થયા તેને યૂરોપવિષે જરા પણ ખાત્રીભર્યા સમાચાર મળ્યા ન હતા સિડ્નિ સ્મિથે કાં તો એક ગૃહસ્થને યોગ્ય સૌજન્યથી પ્રેરાઇને અથવા તો ફ્રાન્સ ઉપર એકસામટી આવી પડેલી વિપત્તિઓના સમાચાર આપીને વિજયી નેપોલિયનને તેના પૂરેપૂરા વિજયની પળે નિરાશા ઉપજાવવાના હેતુથી, તેને ઘણાજ માઠા સમાચાર-ની વિગતોથી ભરપૂર વર્તમાનપત્રોની ફાઇલ મોકલાવી, અને ત્યાર પછી તરતજ શત્રુપક્ષનુ નૌકાસૈન્ય ઝપાટાબધ અદૃશ્ય થઈ ગયુ

નેપોલિયને આખી રાત બેસીને તે વર્તમાનપત્રો ઘણાજ ધ્યાનથી તપાસ્યાં તેમાથી તેને માલૂમ પડયુ કે ફ્રાન્સમા અવર્ણનીય ગેરવ્યવસ્થા થઇ ગઈ હતી ડાયરેક્ટરોની નિર્બળ ગજસત્તા એવા મૂર્ખાઇભરેલા કામ કરતી હતી કે આખી પ્રજાનો પ્રેમ અને વિશ્વાસ તે ગુમાવી બેઠી હતી આખા દેશમા નાના પ્રકારના કાવત્રા અને ગુપ્ત રાજનૈતિક હત્યાઓ થતા હતા વળી ફ્રાન્સને યૂરોપ સાથે બીજી વારની લડાઇ જાગી હતી આસ્ટ્રિયાએ ઇટાલી સર કરી લીધો હતો, અને વિહ્વલ બનેના ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યની સીમા ઉપર શત્રુરાજ્યોનાં સૈન્યનો જમાવ થવા લાગ્યો હતો

આ સમાચાર વાચ્યા પછી તેણે પોતાના સેક્રેટરી બુરિયેનને કહ્યું, "મારી આગાહી આખરે ખરી પડી મૂર્ખાઓએ ઇટાલિ ખોયુ મારી તમામ ફતેહ બરબાદ ગઇ. આપણે હવે વગર વિલબે ફ્રાન્સ જવુ જોઇએ અને હજી બગડેલી બાજી સુધરે તો સુધારીને ફ્રાન્સને વિનાશમાથી બચાવી લેવો જોઇએ"

નેપોલિયનમા ખાસ વિલક્ષણતા એ હતી કે જ્યારે જ્યારે તે અમુક નિશ્ચય ઘડતો

ત્યારે સવાલની દરેક બાજુનો વિચાર તે ઘણીજ ઝડપથી કરી લેતો અને તરતજ પરિણામ શું આવશે તે પણ કળી શકતો બીજા માણસો ઘણા સમયસુધી શાંતિથી ઉંડા વિચાર કર્યા પછી પોતાના નિશ્ચયોમાં જે શાણપણ અને દીર્ઘદૃષ્ટિનું દર્શન કરાવતા તેટલુંજ શાણપણ અને તેટલીજ દીર્ઘદૃષ્ટિ તેના એક પળવારમાં ઘડી કાઢેલા નિશ્ચયોમાં જોવામાં આવતા લડાઇના વિકટ મામલામાં, પળે પળે બદલાતા અને નવા ઉભા થતા સંજોગોમાં તે કદી પણ ગુંચવાતો નહિ શું કરવું તેના વિચાર કરવાને એક પળવાર પણ તે થોભતો નહિ, પણ ધીમેથી પાકો વિચાર કર્યા પછી પણ આખરે જે માર્ગ તેને જડી શકે તેજ માર્ગ તે એકદમ શોધી કહાડતો અને મનમાં જરા પણ અંદેશો લાવ્યા વગર તેનો અમલ કરતો આ પ્રમાણે સ્વાભાવિક પ્રેરણાથી તાત્કાળિક પણ ખરા નિશ્ચય કરવાની તેની અદ્‌ભુત શક્તિ એ તેના અસામાન્ય સામર્થ્યની એક મુખ્ય ચાવી હતી તેની કાર્યદક્ષતા પણ તેવી અલૌકિક હતી આથી કરીને જે કાર્ય કરવાને બીજા માણસોને દિવસના દિવસ લાગે તે કામ તે થોડા કલાકમાજ ઉકલી નાખતો

આ વખતે પણ તેણે એક પળવારમાં ફ્રાન્સ જવાનો નિશ્ચય કરી નાખ્યો કયે માર્ગે મુસાફરી કરવી, મિસરના સૈન્યનું શું કરવું, અંગ્રેજ નાકાઓની સરત કેવી રીતે ચૂકાવવી, કોને કોને સાથે લઈ જવા, એ બધું તેણે એકદમ નક્કી કરી દીધું તેણે પોતાના અંગત મલાહકારોને પોતાનો નિશ્ચય જણાવી દીધો પણ એમાંની લેશમાત્ર પણ ખબર શત્રુના નૌકાસૈન્યને મળવા પામે નહિ તેને માટે સઘળી યોજના પૂરેપૂરી ગુપ્ત રાખવાની સૂચના કરી, અને બે નાનાં વહાણ તથા ચારસો માણસોને બે મહિનાસુધી ચાલે તેટલું સીધું તૈયાર કરવાનો પણ હુકમ કરી દીધો

ત્યાર પછી તે કેરો તરફ જવા નીકળ્યો અને ૧૦ મી ઑગસ્ટે સમરવિજયી સેનાપતિ તરીકે પૂરા દમામથી નગરમાં દાખલ થયો પોતે ફ્રાન્સ જવાની તૈયારી કરે છે એ વાતની તેણે સૈન્યને બિલકુલ જાણ થવા દીધી નહિ થોડા દિવસ નાઇલ નદીના પ્રદેશમાં પરિભ્રમણ કર્યા પછી રણ ઓળંગીને ઘણીજ ઝડપથી તે ૨૨ મી ઑગસ્ટે અનેકૂઝાન્ડ્રિઆ આવી પહોંચ્યો અંધારી રાતે થોડા વફાદાર અંગરક્ષકો અને આઠ સંગતીઓને સાથે લઈને તે ઉપસાગરના એક એકાંત ભાગ આગળ ગયો તેઓ ક્યાં જતા હતા તેની કોઈને કશી ખબર ન હતી ત્યાં આગળ બે વહાણ તેમની રાહ જોતા ઉભા હતા પછી ત્યાં આગળ નેપોલિયને ફ્રાન્સ જવાનો પોતાનો ઉદ્દેશ જાહેર કર્યો આખા મંડળમાં આનંદ આનંદ થઇ ગયો તેઓ ગુપચુપ મછવામાં બેસીને વહાણ આગળ ગયા બધા વહાણમાં બેસી ગયા એટલે તરતજ સઢ છોડવામાં આવ્યા અને સવારનો ઝાંખો પ્રકાશ થયો તે વખતે તો મિસરના રેતાળ કિનારાની રેખા સમુદ્રના ક્ષિતિજમાં અદૃશ્ય થઈ ગઈ !



# प्रकरण १५ मुं—मिसरथी पारिसमां पुनरागमन १७९९




પોલિયને મિસર ઉપર કરેલી સ્વારીની યોજના માનુષી બુદ્ધિથી વડાયલી મહાન યોજનાઓમાંની એક હતી, પણ જે સંજોગો વચ્ચે તે ફ્રાન્સ પાછો આવ્યો તે સંજોગો જોતા તેના નૈતિક બળનુ અને ભવ્યતાનુ વિશેષરૂપે દર્શન થાય છે તેના નૌકાસૈન્યનો નાશ થયો ત્યારથી પૂર્વ દિશા તરફ આગળ વધવાનો સવાલ તો ઉડીજ ગયો હતો તેનું સૈન્ય વાસ્તવિકરીતે મિસરમાં કેદ પકડાયુ હોય એવી હાલતમાં હતુ હવે તો સારામા સારો માર્ગ એજ હતો કે તેણે ફ્રાન્સ જવું અને ત્યા પોતાની પ્રતિભા વાપરીને મિસરના લશ્કરને મદદ મોકલાવવી આથી કરીને તેના સ્વદેશ પાછા ફરવાના વિચારને પુષ્ટિ આપનાર તેની પોતાના સૈન્ય તરફની લાગણી હતી નાઇલાજે તેમને એકલા મૂકી જવાની તેને ફરજ પડી હતી જો તે સહિસલામત ફ્રાન્સ ન પહોચી શકે તો તેમાં એકલી તેની પોતાનીજ નહિ પણ તેના લશ્કરની સલામતીને પણ જોખમ પહોચે તેમ હતુ આજ કારણથી તેને મધળી યોજનાઓ ગુપ્ત રાખવાની જરૂર હતી જો શત્રુને લેશમાત્ર પણ બાતમી મળે તો તેઓ સમુદ્રમાર્ગ ઉપર સખ્ત દેખરેખ રાખે અને તેને જતો અટકાવે આ સંજોગો જોતા તેના ધીટ સાહસને માટે તેને આખુ જગત્ ધન્યવાદ આપે છે

આ સાહસમાં રહેલી નૈતિક ભાવનાનો આપણે જરા વિચાર કરીએ ત્રણ કરોડ મનુષ્યોની બનેલી ફ્રેન્ચ પ્રજા છેલ્લા દશ વર્ષથી ભયંકર સામાજિક સંનિપાતથી પ્રક્ષુબ્ધ અને છિન્ન ભિન્ન થઇ ગઈ હતી એવુ એક પણ પાપ ન હતું કે જે તે હતભાગ્ય દેશમા ન બન્યુ હોય મનુષ્યના હૃદયમાં જે જે આસુરીવૃત્તિઓ ઉદ્ભવી શકે છે તે તમામ દુર્વૃત્તિઓ દાવાનળની માફક શહેરે શહેર અને ગામેગામ ફરી વળી હતી શ્રીમંતોના સુશોભિત મહેલના ખંડિયેર થઇ ગયા હતા અને ગળિયામણા ખેતરો સ્ત્રીઓ, પુરુષો અને બાળકોના લોહીથી રંગાઇ ગયાં હતા લૂટફાટનુ કામ મોટા પાયા ઉપર ચાલી રહ્યુ હતુ અને હજારો સુખી કુટુબો કંગાલ બનીને ભિખારીની હાલતમાં રવડતા હતા નીતિભંગ અને વ્યભિચાર કાયદેસર મનાઇ ગયાં હતાં અને

અલએલી ફ્રેન્ચ પ્રજા અધમ ભ્રષ્ટ વારાંગનાના બીભત્સ આવાસતુલ્ય બની ગઇ હતી

કાયદાએ વાસ્તવિકરીતે પોતે પોતાનોજ વિનાશ કર્યો છે અને તેના ફેસલા લોકસમૂહની ત્રાસદાયક ચીચીઆરીને અનુકૂળ થવા માટે ઘડીમાં આ બાજુએ તો ઘડીમાં બીજી બાજુએ ઢળતા હતા તેની ભૂલ બતાવનારને ચૂપ કરવાને માટે એકજ સબળ દલીલનો ઉપયોગ કરવામાં આવતો હતો, અને તે માત્ર મનુષ્યરક્તથી ગતદિવસ ભરપૂર રહેતી ગટરોવાળુ વધસ્થાનજ હતુ આજ હથિયારથી સમાલોચના કરનારની જીભ અને કલમ અકુશમાં રહ્યા હતાં રોજ રોજ નવાં રાજ્યબધારણો ઘડાતા જાતીય વિદ્રોહ આખા દેશમા દાવાનળની માફક સળગી રહ્યો હતો. રાજાના પક્ષકારો અને રાષ્ટ્રવિપ્લવ કરનાર પક્ષ નિરાશાથી ગાડા બનીને એક બીજાનાં ગળા રેસી નાખતા હતા આ પ્રલયાગ્નિને યુરોપના રાજાઓ સ કારી આપતા હતા અને ફ્રાન્સને પોતાના લશ્કર અને લડાયક વહાણોવડે ચારે દિશાએ ઘેરી વળતા હતા

ફ્રાન્સની પ્રજાના સામાજિક ઇતિહાસનાં પાનાં ભયાનક અને અસહ્ય અત્યાચારની સાક્ષી પૂરે છે અનેક સેકા થયા રૈયત, રાજા અને ઉમરાવવર્ગના જુલ્મની ઘાણીમા તે પ્રજા પીલાઈ હતી આખરે આ દબાણુ છેકજ અસહ્ય થઇ પડયુ ક્રોધના આવેશમા આવીને લોકોએ પોકાર કર્યો કે "અમે લાખો માણસો તમારી વિષયલપટતાની સામગ્રી પૂરી પાડીશુ નહિ, તમારી તુમાખી સહન કરીશુ નહિ" રાજા અને ઉમરાવોએ પ્રતિધ્વનિ કર્યો કે "તમારે તે સહન કરવાજ પડશે અમે તમારા બબડાટ ફફડાટને લેખવતા નથી" પોપ મહારાજના સભામડપમાથી ગભીર ગર્જના નીકળી કે "લોકોએ સહન કરવુ જ પડશે" વિયેનાના રાજ્યપ્રાસાદમાથી, રૂશિયાના રંગના ઘુમટવાળા મહેલમાથી, અને તુર્કસ્તાનના સુલતાનના વિલાસપૂર્ણ જનાનખાનામાથી પણ એવોજ પ્રતિધ્વનિ નીકળ્યો, અને તે સર્વના કરતા વિશેષ ગભીર, પ્રચડ, અને દઢતાપૂર્ણ સિહનાદનો સ્વતત્રતાના ઉપાસક, સુવ્યવસ્થિત રાજ્યતત્ર ભોગવતા સુખી ઇગ્લંડે કર્યો કે 'લોકોએ સહન કરવુજ જોઇશે"

આના પરિણામે ઘણા વર્ષસુધી દબાઇ રહેલો જ્વાળામુખી ફ્રાન્સમા ભયાનક ધડાકા સાથે ફાટયો અને તેમાથી ધડધડાટ વહેતો લાવાનો રસ આખા યૂરોપમા સચરાચર વહેવા લાગ્યો ચારે દિશાએથી શત્રુઓવડે ઘેરાયલા અને પોતાનાજ દેશના જુલ્મી કાયદાઓથી કચરાયલા લોકોના ક્રોધની સીમા ન રહી તેઓ નિરાશાથી, અપમાનથી ગાડા બની ગયા પોતાની તુલનાશક્તિ ખોઇ બેઠા ઉમરાવોના મહેલ તેમને ગેરવાજબીકર, અને દાસત્વના ચિન્હરૂપ દેખાવા લાગ્યા ધિક્કાર અને વૈરથી પ્રજ્વલિત થઇને તેઓ દૈત્યોની માફક ઉમરાવોના અને શ્રીમતોના નિવાસસ્થાનપર તૂટી પડયા અને તેમને જમીનદોસ્ત કરી નાખ્યા રાજમહેલ કે જ્યાં સૈકાના સૈકા થયાં રાજાઓ નીતિ અને ધર્મવિરુદ્ધ વિષયભોગ ભોગવતા આવ્યા હતા તે પ્રજાના

દાસત્વની નિશાની તરીકે ગણાયા અને ઉશ્કેરાયલા લોકોએ તેમને પણ ભાગી તોડીને પાયમાલ કરી નાખ્યા રાજાની આપખુદી સત્તાને એકકે ઝપાટે તોડી નાખીને ફ્રેન્ચો- એ અરાજકતા અખ્તિયાર કરી હીરાજડિત સુવર્ણમુકુટ અને રાજદડ ધારણ કર- નાર રાજા, તેના દરબારમા રહેનાર શ્રીમત ઉમરાવો અને વ્યભિચારિણી સુદરીઓ અદૃશ્ય થઇ ગયાં અને *કારખાનાઓના ધૂમાડામાંથી, લોખડની ખાણોના ઉંડાણમાથી તથા દરિદ્રતાથી ભરેલા ગધાતા ઝુપડાઓમાથી, ગદો, અસસ્કૃત, બીભત્સ, અને મનુષ્યરક્તનો તરસ્યો હજાર માથાવાળો ભયાનક રાક્ષસ નીકળી આવી રાજાને સ્થાને આવીને બેઠો ફ્રાન્સે રાજસત્તાનો નાશ કર્યો પણ તે સુવ્યવસ્થિતિ, કાયદેસર, સગીન પ્રજાતત્ર સ્થાપી શકયુ નહિ એક જુલ્મી રાજાને ઠેકાણે ઉશ્કેરાયલા, અર્ધ- ઘેલા તથા અભણ લોકસમૂહની સત્તા સ્થપાઇ

ખાસ કરીને છેલ્લા દશ વર્ષથી ફ્રાન્સની આવી સ્થિતિ હતી લોક વર્ગ હવે દુખથી કટાળી ગયો હતો અને છૂટકારાની રાહ જોતો હતો પણ આખી પ્રજા- નો નેતા બની શકે એવા પ્રતિભાશાળી વીરપુરુષનો અભાવ હતો રાજ્યતત્ર લોકોના તિરસ્કારનો પાત્ર થયુ હતુ અને તેની લગામ ઢીલી પડી હતી ફ્રાન્સમા સર્વત્ર અધેર અને પૂરેપૂરી પાયમાલીના ચિન્હો નજરે પડતાં હતા ઘણા લોકોના હૃદય હવે બોનાપાર્ટને માટે ઉત્સુક થયા હતા 'બોનાપાર્ટ કયા છે? ઇટાલિ અને મિસર જીત- નાર બોનાપાર્ટ ક્યાં બેસી રહ્યો છે? જો આપણને આ વિપત્તિમાથી છોડાવવાને કોઈ સમર્થ હોય તો એકલો નેપોલિયનજ છે" એવા ઉદ્ગાર ઘણા માણસોને મો- ઢેથી અનેક ઠેકાણે નીકળવા લાગ્યા અને આખી પ્રજા છૂટકારાની આશાએ તેના એકલાનાજ તરફ જોવા લાગી

આવા વિકટ પ્રસગોમાં, નિપોલિયન જે ત્રણજ વર્ષ પહેલા તદન અપ્રસિદ્ધ અને વગવસીલા વગરનો હતો તે હવે પોતાના દેશને નામોશી લગાડનાર, કગાલ રાજ્ય- તત્રને ઉથલાવી નાખવાને દેશમા પ્રવર્તાયલી અરાજકતાનો નાશ કરવાને, વિદેશી રાજ્યોના હુમલાનો પ્રતિકાર કરવાને અને ચાર કરોડ મનુષ્યોનો વિનાશ થતો અટ- કાવવાને સ્વદેશ જવા તૈયાર થયો આ સાહસ ઘણુજ ગભીર અને પ્રશસનીય હતુ અને તેનો ઉદ્દેશ ઘણોજ ઉદાર હતો તેને બે શત્રુઓની સામે પોતાની શક્તિ અજ- માવવાની હતી-એક તો રાજાનો પક્ષ લઇને લઢનાર યૂરોપના સયુક્ત રાજાઓ અને બીજો પારિસનો અશિક્ષિત લોકવર્ગ છતા પણ અત્યત શાંતિ અને અડગ આત્મ- વિશ્વાસ રાખીને તેણે આ સાહસ ઉઠાવ્યુ તેના અલૌકિક જીવનમા આ એક સૌથી મહત્ત્વનો પ્રસગ છે સામા પક્ષવાળાઓને મહાત કરવા માટે તેણે પોતાની સાથે લશ્કર રાખ્યુ ન હતુ તેણે ઘણાં છુપાં અને વ્યાપક કાવત્રાની જાળ રચી ન હતી

* આ શબ્દોવડે અસસ્કૃત મજૂરવર્ગનુ સૂચન કરવામા આવ્યુ છે ભા૦ ક૦

ને પોતાની બુદ્ધિ અને શક્તિ ઉપર તથા લોકોના મોટા ભાગની સહાનુભૂતિ ઉપર વિશ્વાસ રાખીને ફ્રાન્સનુ અવ્યવસ્થિત રાજ્યતંત્ર પોતાના હાથમાં લેવાને માટે લગભગ એકલોજ જવાને માટે તત્પર થયો આના કરતાં વધારે ગભીર સકટ તેણે કદિ પણ ખેડયુ નથી જેમ મધપૂડાને કોઈ તોડવા જાય ત્યારે તેનુ શી રીતે રક્ષણ કરવુ તથા કોના ઉપર વેર લેવુ તેની કશી સૂઝ ન પડતા હજારો મધમાખીઓ મધપૂડામાંથી બહાર નીકળીને ચાર દિશાએ ભણભણાટ કરી મૂકે છે, તેમ અબુકરના સગ્રામ પછી ઇગ્લડ, રૂશિયા અને તુર્કસ્તાનનાં હજારો લડાયક વહાણો આખા ભૂમધ્ય સમુદ્રમાં ભમવા લાગ્યા હતા તેમની નજર ચૂકાવીને શી રીતે ફ્રાન્સને કિનારે પહોચવુ એ પણ એક ગભીર પ્રશ્ન હતો બીજી બાજુએ ફ્રાન્સની વધભૂમિ મનુષ્યરક્તથી ભીનીને ભીનીજ રહેતી હતી ઉચ્છૃખલ અને ઉશ્કેરાયલા લોકવર્ગના અભિપ્રાયની સામે થનારને માટે એજ સ્થાન નિર્માણ થયુ હતુ પોતાની બોડમા સૂતેલા સિહની દાઢમા હાથ નાખવા જેવુ આ સાહસ હતુ અને તે નેપોલિયને એકલે હાથે માથે લીધુ હતુ પણ સ્વદેશસેવા કરવા માટે જેનુ હૃદય વ્યાકુળ બની ગયુ છે તે શુ પોતાની સલામતીનો વિચાર કરીને બેસી રહેશે ? તે શુ વિપત્તિથી ડરી જઇને પાછી પાની કરશે ?

૧૭૯૯ ના ઑગસ્ટ માસની ૨૨ મી તારીખે રાત્રે દશ વાગે નેપોલિયન ફ્રાન્સ જવા માટે વહાણમા બેઠો તારાના પ્રતિબિબ ભૂમધ્ય સમુદ્રના શાંત, તરગરહિત ભૂરી આરસી જેવા જળરાશિમા પડતા હતાં અને તેને ભેદીને તેનુ વહાણ ફ્રાન્સ તરફ પ્રયાણ કરવા લાગ્યુ તેના અનુસગીઓ પોતે સ્વદેશ જવા નીકળ્યા છે એ વિચારથી હર્ષઘેલા બની ગયા હતા, પણ નેપોલિયન વિચારમા ગરકાવ થઇને શાત મુખમુદ્રા ધારણ કરીને તુતક ઉપર ઉભો ઉભો અદૃશ્ય થઇ જતા મિસરના કિનારાની રેખા નિહાળતો હતો તેના અલુબ્ધ ચિત્ત ઉપર હર્ષ કિવા ગ્લાનિ બેમાથી એકની પણ અસર થતી ન હતી પૂર્ણ શાત અને ગભીર ભાવે તે એકલો એકલો વિચાર કર્યો જતો હતો અને એવે પ્રસગે એના મનમાં ઉત્પન્ન થતા વિચારનુ જ્યારે જ્યારે આપણને કાંઇક દર્શન થઇ જાય છે ત્યારે તેમા ભવ્યતાની ઉંડી છાપ જોવામા આવે છે

નેપોલિયન પોતાના સિપાઇઓ સાથે વારવાર છૂટથી વાતચીત કરતો, છતા પણ તેના ચારિત્ર્યના પ્રભાવથી તેઓ અંજાઈ જતા અને તેના તરફ માત્ર પ્રેમથીજ નહિ પણ સન્માન અને ભક્તિભાવથી જોતા હતા તેની ગીનબાતમાં તુમાખીની છાયા ન હતી તો પણ તેનુ સ્થાન તેની આસપાસના બધાં માણસો કરતાં ઘણી ઉચી ભૂમિકા ઉપર હતુ તેના સિપાઇઓ અને સરદારો ગજીફાના પાનાંનુ, મદિરાનુ, અને સુદર સ્ત્રીઓને લગતા વિચારોનુ સેવન કર્યા કરતા, પરતુ નેપો-

લિયનના મનમાં તો પ્રજાતત્રવાળા મહારાજ્યો સ્થાપવાની, અમર કીર્ત્તિ મેળવવાની અને પ્રજાના પ્રારબ્ધ ઘડવાની યોજનાઓ રચાતી હતી તેના ઉત્તમોત્તમ સરદારો પણ તેના શરીરના અવયવની માફક તેના આત્માના આદેશને અધીન હતા તેઓ તો માત્ર તેની આજ્ઞા ઉઠાવનાર સેવકો હતા તેના હૃદયમા ચાલતા વિચારોની ચાવી તેમની પાસે ન હતી મનુષ્યસ્વભાવને માટે નેપોલિયન ઘણોજ હલકો અભિપ્રાય ધરાવતો હતો અને તેથી કરીને જ્યારે જ્યારે તે કોઇના ચારિત્ર્યમા દોષ જોતો ત્યારે હમેશાં કહેતો કે માણુસજાતની નિર્બળતા જોતા એવા દોષને ક્ષમ્ય ગણુવા જોઇએ તેને ભારેમાં ભારે ઇજા કરનાર તરફ પણુ તેને કદિ વૈરભાવ ઉપજતો નહિ. તેનો એકવારનો અગત મિત્ર અને પાછળથી તેનો કટ્ટો શત્રુ બનેલો બુરિયેન પણ જણાવે છે કે " નેપોલિયનમા ક્રૂરતા, દ્વેષ અને વૈરભાવ ન હતાં તે બાળકો પર ઘણો પ્યાર રાખતો અને દુષ્ટ માણુસોમા બાળક તરફ પ્રેમની વૃત્તિ જોવામાં આવતી નથી હુ જે કહુ છુ તે સત્ય કહુ છુ અને પાકો વિચાર કરીનેજ કહુ છુ"

નેપોલિયનના વહાણુ આફ્રિકાનો કિનારો છોડીને રાતોરાત ઉપડી ગયાં સર્વને આશા હતી કે સવાર પડતા પહેલાં અલેક્ઝાન્ડ્રિયાથી ઘણે દૂર નીકળી જઇશુ અને તેમ થવાની જરૂર પણુ હતી કારણુ કે એટલામા અગ્રજોનાં ઘણા લડાયક વહાણુ ઘૂમતા હતાં, પણુ મધરાત થયા પછી કમનશીબે પવન ધીમો પડયો અને થોડીવારમા તો તદ્દન પડી ગયો આથી કરીને સવાર થયુ ત્યારે તેઓને જણાયુ કે આપણે બહુ અતર કાપ્યું નથી સર્વના મનમા પકડાઈ જવાની ચિતા પેઠી અને તેમનો આનદ ભયના રૂપમા ફેરવાઇ ગયો તેઓ નેપોલિયનને કહેવા લાગ્યા કે આપણે મિસર તરફજ પાછા જવુ જોઇએ, પણુ તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ તેણે જવાબ દીધો કે "તમે ફિકર રાખશો નહિ, આપણે નિર્વિઘ્ને ફ્રાન્સ પહોંચીશુ" નૌકાધિપતિનો વિચાર એવો હતો કે ફ્રાન્સ જવાના ટુકામા ટુકે માર્ગે વહાણુ હકારવુ. પણુ આ વિચાર પણુ નેપોલિયને નામજૂર કર્યો તેણે કહ્યુ કે " નહિ આફ્રિકાને કિનારે કિનારેજ વહાણુને ચાલવા દો, અને સાર્ડિનિયાના ટાપુથી સીધી લીટીમાં આવીએ નહિ ત્યાસુધી બીજા વહાણુનો અવરજવર ન હોય તે રસ્તેજ જવુ; કારણુ કે જો અગ્રેજોના વહાણુ આવી પડે તો આપણાથી જલદીથી કિનારા ઉપર ઉતરી જવાય અને આપણી સાથે રાખેલી નાની તોપો અને મુઠ્ઠીભર માણુસો વડે આપણો બચાવ કરતા કરતા આપણે ટ્યુનિસ બદર સુધી જમીનમાર્ગે જઇ શકીશુ અને ત્યાથી આપણુને સ્વદેશ જવાની અનુકૂળતા મળી આવશે"

આ જોખમભરેલા પ્રવાસમા નેપોલિયને અનેક પ્રકારના સકટ સહન કર્યા અગ્રેજોને હાથે કેદ પકડાઇને ત્યાના કોઈ કેદખાનામા બદીવાન થવુ એ મોટામા મોટી દહેશત હતી વીસ દહાડાસુધી પવન એવો પ્રતિકૂળ રહ્યો કે તેઓ પૂરા ત્રણુસો

માઇલ પણ આગળ જઈ શક્યા નહિ બધા નાહિમત થઇ ગયા અને જરૂર પક-ડાઈ જઈશુ એવી તેમને ધાસ્તી પેઠી તેથી તેઓ અલેક્ઝાન્ડ્રિયા પાછા જવાય તો ઠીક એવુ કહેવા લાગ્યા, પણ નેપોલિયન તો આ વિકટ મામલામા પણ શાત અને અક્ષુબ્ધ ભાવે તેમને કહેતો કે " આપણે જરૂર નિર્વિઘ્ને ફ્રાન્સ પહોચીશુ ગમે તે સકટ આવી પડે પણ જે સાહસ આપણે ઉઠાવ્યુ છે તેને છોડી નજ દેવુ એવો મારો દૃઢ નિશ્ચય છે મારૂ કિસ્મત મને દગો નહિજ દે "

નેપોલિયન પ્રારબ્ધવાન હતો એવી સર્વની માન્યતા છે તેનો સેક્રેટરી બુરિયેન આ પ્રવાસ વખતે પણ તેની સાથે હતો તે લખે છે કે " અમુક માણસો પ્રારબ્ધ-વાન હોય છે અને તેમની આખી જિદગીસુધી તેઓ પ્રારબ્ધના જોરથી ફાવી જાય છે એવી લોકમાન્યતા છે હુ તે માનનો નથી પણ નેપોલિયન એવા એવા બારિક સજોગોમાથી પસાર થઇ ગયો હતો, તથા ઘણીવાર એવો જરા જરા માટે બચી ગયો હતો કે તે હુ જ્યારે યાદ કરૂ છુ, ત્યારે મને પણ એમજ લાગે છે કે લોકો તેને પ્રારબ્ધવાન ગણે તેમા આશ્ચર્ય નથી 'પ્રારબ્ધના આ પૂતળા'નુ મે લાબા વખત સુધી નિરીક્ષણ કર્યું છે અને હુ એવા ઠરાવપર આવ્યો છુ કે લોકો જેને કિસ્મત કહે છે તે ખરૂ જોતાં તેની બુદ્ધિજ છે તેની ફતેહ એ તેની દૂરદર્શિતાનુ, સાચી ગણતરી કરવાની અને ત્વરાથી ડહાપણભરેલા નિશ્ચય ઘડી કહાડવાની શક્તિનું અને નિસીમ સાહસનુજ પરિણામ છે દાખલાતરીકે મિસરથી ફ્રાન્સ જતી વખતે નૌકાપતિની સલાહનો તેણે દૃઢતાથી અનાદર ન કર્યો હોત અને તેણે બતાવેલા સામાન્ય માર્ગે તે ગયો હોત તો તે બચત ખરો કે ? ઘણુ કરીને તે કેદ પકડાયા વગર રહેતજ નહિ હવે આમા એના કિસ્મતનો પ્રતાપ હતો કે એની દૂરદર્શિતા અને બુદ્ધિનો ? "

આવા શકમદ સજોગોમા તે પોતાના મનને લેશમાત્ર પણ ક્ષુભિત કે વ્યગ્ર ન કરતા સમુદ્રના જેવી ગભીર શાતિ ધારણ કરીને અને પોતાની તમામ શક્તિઓનો પૂરેપૂરો સયમ કરીને સમય વ્યતીત કરતો હતો તેની પાસે ચૂટી કહાડેલા પુસ્તકોનો સગ્રહ તો હમેશા સાથેજ રહેતો કલાકના કલાક તે વાચવાલખવામા ગાળતો; અને થાકતો ત્યારે મનને વિનોદ આપવા માટે ભૂમિતિના કઠિન પ્રશ્નો છોડતો, રસા-યનશાસ્ત્ર તથા એવા બીજા ક્રિયાત્મક વિષયમાં સશોધન કરવામાં ગુથાતો અને પોતાની સાથે રાખેલા પડિતો સાથે જ્ઞાનચર્ચા કરતો સાહિત્ય અને વિજ્ઞાનના અભ્યાસમા તેના આત્માની તમામ શક્તિઓ કેન્દ્રીભૂત બની ગઈ હતી આજ અરસામા તેણે બાઇબલ અને કુરાનનુ તત્ત્વજ્ઞાની દૃષ્ટિથી અવલોકન કર્યું અને ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મના વિરોધાત્મક સિદ્ધાતોનુ પૃથક્કરણ કરવા માડયુ ઇસુ ખ્રિસ્તે આપેલા ઉપદેશના નૈતિક સિદ્ધાતોની ઉચ્ચતાની તેના મન ઉપર ઘણી ઉડી અસર

થઈ તે એટલે સુધી કે તેણે ગજીફાના પાના ટીચતા પોતાના મિત્રોને પાસે બોલાવીને ઇસુની વાણીની છટા અને તેના નૈતિક સિદ્ધાંતોની ખુબી તરફ તેમનુ ધ્યાન ખેચ્યુ તેમાના એકે જરાક કટાક્ષમા કહ્યુ કે એમ કરતા કરતા તમે એક દિવસ ભક્ત બની જશો નેપોલિયને ઉત્તર આપ્યો કે "હુ ઇચ્છુ છુ કે હું તેવો થાઉં. જેમને ધર્મની સત્યતા ઉપર અડગ વિશ્વાસ હશે તેમને ધર્મદ્વારા કેટલુ બધુ આશ્વાસન મળતુ હશે ?"

એક દિવસ તુતક ઉપર બેઠા બેઠા કેટલાક અમલદારો ઇશ્વરના અસ્તિત્વવિષે ચર્ચા કરતા હતા તેઓમાના ઘણાક નાસ્તિક હતા આકાશ સ્વચ્છ હતુ, તારા ઝગઝગી રહ્યા હતા, અને ઇશ્વરની કારીગિરીની ભવ્યતાનુ દર્શન થતુ હતુ ઇશ્વરે સરજેલા તારા અને ચદ્ર તેમના તેજસ્વી કિરણથી જગતને દીપાવી રહ્યા હતા પેલા અમલદારોની નાસ્તિકતાભરેલી તોછડી દલીલો તેને કાને પડી તે પોતાનાજ વિચારમા ગુલતાન થઈ ગયો હોય તેવો દેખાવ કરીને આમતેમ આટા મારતો હતો અને ચર્ચામા કશો ભાગ લેતો ન હતો એકાએક તે તેઓની વચમાં આવીને ઉભો અને બોલ્યો, " તમારી દલીલ ઘણી સુદર શબ્દોમા ગોઠવેલી તો છે પણ મને કહેશો કે જે તેજસ્વી ગોળાઓ આપણા માથા ઉપર જોઇએ છીએ તેમને કોણે પેદા કર્યા ?" કોઇથી જવાબ ન અપાયો નેપોલિયન પાછુ પહેલાંની માફક મૌન ધારણ કરીને ફરવા લાગ્યો અને પેલા ગૃહસ્થોએ વાતનો વિષય બદલ્યો

આ પ્રમાણે બાઇબલનો ઉડો અભ્યાસ કર્યા પછી તેને ખ્રિસ્તી ધર્મની ખુબીઓ અને મહત્ત્વ સમજાવા લાગ્યા શરૂઆતમાં તો માત્ર પારકા મત તરફ ઉદારભાવ રાખવો એવોજ તેનો સિદ્ધાત હતો તેના મનથી ખ્રિસ્તી, યાહુદી અને ઇસ્લામી ત્રણે ધર્મ સરખાજ હતા, પણ હવે તેને ખ્રિસ્તી ધર્મની શ્રેષ્ઠતા જણાઈ અને ત્યાર પછીના વર્ષોમાં પ્રવૃત્તિનો બોજો જેમ જેમ વધતો ગયો તેમ તેમ તે ધર્મવિષેનો તેનો સદ્ભાવ પણ વધતોજ ગયો આખરે નાસ્તિક લોકોના ઉપહાસને ન ગણકારીને પોતાની લોકપ્રિયતાને જોખમમા નાખીને, પોતાના મિત્રો અને શુભેચ્છકોની સલાહને તરછોડીને તેણે નાસ્તિક ફ્રાન્સમાં ખ્રિસ્તી ધર્મની પુન સસ્થાપના કરી,કારણ કે તેની એવી દઢ માન્યતા હતી કે કોઇપણ રાજ્યની સુસ્થિતિને માટે ધર્મની ઘણીજ અગત્ય છે એકવાર સેટહેલેનામા તેણે પોતાની જ્વલત અને અનનુકરણીય છટાદાર ભાષામાં કહ્યુ હતુ કે "જીસસ તત્ત્વજ્ઞ ન હતો તે પોતાનાજ સિદ્ધાતોના જીવતા આદર્શરૂપ છે તેના શબ્દો અને સિદ્ધાતો અપૂર્વ છે જીસસનો ઉદ્દેશ ઇશ્વરનુ ગૂઢ રહસ્ય અને આત્માને લગતા ગૂઢ નિયમોને પ્રકટ કરવાનો હતો તેની બુદ્ધિ અને તેનુ આત્મબળ અમાનુષી છે સિકદરે, સીઝરે, શાર્લમેને અને મે મોટા મોટા રાજ્યો સ્થાપ્યાં તો ખરા, પણ અમારા રાજ્યોનો આધાર કોના ઉપર હતો ? અમારા બળ

ઉપર પણ જીસસે જે રાજ્ય પ્રવર્તાવ્યુ છે તેનો આધાર પ્રેમ ઉપર છે, અને અત્યારે આટલે વર્ષે પણ તેને માટે પ્રાણ પાથરવા લાખો માણસો તૈયાર છે મારૂ શુ ? હુ અકાળે મરણ પામીશ અને મારા શરીરને કીડા કોતરી ખાશે એકવાર જે મહાન નેપોલિયન કહેવાઇ ગયો તેની આ દશા થવાની. મારૂ ભયકર પતન અને જીસસનુ સનાતન ધર્મરાજ્ય, જેનો વિસ્તાર, જેની લોકપ્રિયતા દિવસે દિવસે વધતાંજ જાય છે તે બેની વચ્ચે કેટલુ અગાધ અતર છે !"

તેના ધર્મસબધી વિચાર તેના નીચેના ઉદ્દગારવડે સારી રીતે સમજી શકાશે —'ધર્મભાવના એવુ અદ્ભુત આશ્વાસન આપે છે કે તેને ઇશ્વરીય પ્રસાદજ કહી શકાય જો આપણી પાસે એ ભાવના હોત તો અત્યાર આપણને કેટલુ આત્મબળ મળત ! મારી આખી કારકીર્દિ જે મોટા મોટા તોફાનોથી ભરપૂર અને અસામાન્ય હતી, તે દરમ્યાન મે એક પણ પાપ કર્યુ નથી તેના બદલાનો શુ હુ હક નથી ધરાવતો ! હુ ઇશ્વરના દરબારમા જરા પણ ડર રાખ્યા વગર ઉભો રહેવા તૈયાર છુ ક્રૂરતાભરેલી, અને ઇરાદાપૂર્વક કરેલી હત્યાઓથી, ખૂન કરાવવાના અને ઝેર દેવાના વિચારોથી મારો અતરાત્મા કલકિત થયો નથી, જ્યારે મારા જેવુ જીવન ગાળનારા રાજનૈતિક પુરુષોમા એવા દોષ ઘણા સાધારણ છે હુ તો માત્ર મારા દેશની મહત્તા, મારા દેશની કીર્તિ અને મારા દેશનુ સામર્થ્ય વધે એટલુંજ ઇચ્છતો હતો તેજ ઉદ્દેશની સિદ્ધિને માટે મે મારી તમામ માનસિક શક્તિનો અને કાર્યદક્ષતાનો ઉપયોગ કર્યો હતો મારી તમામ પ્રવૃત્તિઓ તેજ દિશા તરફ હતી એને પાપ કહી શકાયજ નહિ હુ તો તેને પુણ્ય સમજુ છુ એની સાથે મારા જીવનની છેલ્લી ઘડીએ મને પરલોકમા સુખ શાતિ મળશે એવી શુભાશાનુ આશ્વાસન મળે તો હુ કેવો કૃતાર્થ થાઉ !" *

પણ થોડીવાર પછી તેણે કહ્યું, "પરતુ જ્યારે મૂર્ખાઇભરેલા શબ્દોમા આપણને ધર્મના સત્યો સમજાવવામા આવે અને જેમનુ કર્તવ્ય ધર્મનો ઉપદેશ કરવાનું છે, તેમનેજ જ્યારે અધમ આચરણ કરતા જોઇએ ત્યારે તેમના ઉપદેશ આપણા હૃદય ઉપર શી રીતે અસર કરી શકે ? × મારી આસપાસના ધર્મગુરુઓ કહે છે કે આ જગત્ મિથ્યા છે, અહિંનો આનદ જૂઠો

* ખ્રિસ્તીઓમા મરતી વખતે એવો રીવાજ છે કે ધર્મગુરુ ઉપદેશ તથા આશ્વાસન આપે છે તેને ઉદ્દેશીને નેપોલિયને આ વાત કહી હશે સપાદક

× આપણા દેશમા પણ જગતને જૂઠુ કહેનારા પડિતો અને આચાર્યો શિષ્યોને પૈસે ગબ્બર નથી બનતા ? અને પૈસાને માયા કહેનારા સાધુઓ શિષ્યોની ખુશામત કરતા નથી જોવામા આવતા ?

છે પણ તેજ ધર્મગુરુઓને હુ પરવ્રનનુ હરેક રીતે હરણ કરવામાં કુશળ જોઉ છુ."

ચાલીશ દિવસસુધી તેના વહાણ પ્રતિકૂળ પવનને લીધે આમ તેમ ધકકેલાયા કર્યા આખરે ૧ લી અકટોબરે તેમણે કોર્સિકા ટાપુનો ખડકાળ કિનારો જોયો અને એજેશિયોના બદરનો તેમને આશ્રય મળ્યો નેપોલિયન આવ્યો છે એ સમાચાર વિજળીને વેગે આખા શહેરમા ફેલાઇ ગયા અને પોતાના યશસ્વી દેશબાધવનુ દર્શન કરવા માટે હજારો લોકો બદર ઉપર એકઠા થયા થોડા વર્ષ ઉપર એજ લોકોએ તેનુ ઘરબાર ભાગી ફોડીને લૂટી લીધુ હતું અને નેપોલિયનની માતા લેટિશિયાને તેના છોકરાઓ સાથે નિર્ધન અનાથ અવસ્થામાં હાકી મૂકી હતી એજ લોકો આજે હર્ષનાદથી તેને વધાવી લેતા હતા પણ નેપોલિયનને મન નિદા અને સ્તુતિ બેઉ સમાન હતા નિદાથી તે જેમ ખિન્ન થતો ન હતો તેમ સ્તુતિથી તે ફૂલાઇ જતો ન હતો તેઓએ થોડા દિવસ ત્યા રહીને સીધુ સામાન વગેરે ભરી લીધા પછી ૭ મી અક્ટોબરે પાછી તેમની જોખમભરેલી મુસાફરી શરૂ કરી બીજે દિવસે સાજે સૂર્યાસ્ત વખતે પશ્ચિમાકાશમા અગ્રેજોનો એક કાફલો સ્પષ્ટ રીતે જોવામા આવ્યો નૌકાપતિએ તાબડતોબ કોર્સિકા તરફ પાછા જવાનો આગ્રહ કર્યો પણ નેપોલિયનને ખાત્રી હતી કે તેમ કરવા જતા ઉલટા પકડાઇ જઇશુ તેથી તેણે જવાબ આપ્યો કે "કોર્સિકા તરફ જવુ એ સીધા ઈંગ્લડ જવા બરોબર છે મારે તો ફ્રાન્સ જવુ છે માટે તમારા સઢ ઉકેલો દરેક જણને તેની મુકરર જગ્યાએ ઉભો રાખો વાયવ્ય કોણ તરફ હકારો ડર્યા વગર આગળ જાઓ" ગત અધારી હતી અને પવન પણ અનુકૂળ હતો વહાણ ઝપાટાબધ શત્રુના કાફલાની વચમા થઇને ફ્રાન્સ તરફ જવા લાગ્યા દરેક પળે તેમને પકડાઇ જવાની ધાસ્તી હતી નેપોલિયન સિવાય દરેક જણે આખી રાત ઘણીજ ચિતા અને વ્યાકુળતાસહિત પસાર કરી તેણે તો ઠરાવજ કરી રાખ્યો હતો કે અણીને વખતે મછવામા કૂદી પડવુ અને તેમા બેસીને પણ અધારાનો લાભ લઇને ફ્રાન્સ તરફ પ્રયાણ કરવુ અક્ષુબ્ધ ચિત્તે અને લેશમાત્ર પણ ગભરાટ વગર તેણે મછવો તૈયાર રખાવ્યો સાથે કોને કોને લઇ જવા તેમનાં નામ પણ નક્કી કર્યા અને જરૂરના કાગળો જૂદા પાડીને એક જૂદુ બડલ બાંધી રાખ્યુ આખી રાત કોઇને નિદ્રા તો આવીજ નહિ કાં તો તેઓ થોડા વખતમા પોતાના કુટુબ ભેગા થવાના અથવા તો ઇગ્લડના કેદખાનામાં સડી સડીને મરવાના આવા ભયકર મામલામાં પણ નેપોલિયનના ચેહેરા ઉપર લેશમાત્ર પણ ગભરાટ કે વ્યાકુળતા જણાઈ ન હતી.

બીજે દિવસે સવાર થતા ઉગતા સૂર્યના મદ પ્રકાશમા ફ્રાન્સના દક્ષિણ કિનારે આવેલા પર્વતોના શિખર દષ્ટિએ પડયા અને શત્રુનો કાફલો અગ્નિકોણમાં દૂર

ક્ષિતિજમા અદશ્ય થઇ જતો દેખાયો ફ્રેન્ચો બચ્યા પ્રવાસીઓમા આનદ આનદ થઇ રહ્યો, પણ નેપોલિયન શાંત અક્ષુબ્ધભાવે લેશમાત્ર પણ લાગણીનો આવેશ બતાવ્યા વિના પોતાના સ્વદેશના કિનારા તરફ જોતો ઉભો હતો. તેજ દિવસે આઠવાગે તેના વહાણ ફ્રેજુ બદર પાસે આવી લાગ્યાં આ પ્રમાણે પચાસ દિવસસુધી ભૂમધ્ય સમુદ્રના તરગ ઉપર ઝોકાં ખાધા પછી, શત્રુઓના સયુક્ત કાફલાની વચમા થઇને, તેમની નજર ચૂકાવીને નેપોલિયન ફ્રાન્સ આવી પહોચ્યો

તેની આ અજાયબ જેવી સફરને લગતાં ઇગ્લડ અને ફ્રાન્સના વર્તમાનપત્રોમા અનેક ચિત્રો પ્રકટ થયાં લડનથી પ્રકટ થતા એક વર્તમાનપત્રમા એક એવુ ચિત્ર છપાયુ હતુ કે તે જોઇને નેપોલિયન પોતે પણ પુષ્કળ હસ્યો હતો અગ્રેજ નૌકાધિપતિ લોર્ડ નેલ્સન બહાદુર હતો ખરો, પરતુ મનુષ્યની કેટલીક નિર્બળતા તેનામાં પણ હતી એ જાણીતી વાત છે તે ચિત્રમા નેલ્સનને નેપોલિયન ઉપર ચોકી રાખતો ચિતર્યો હતો, પણ લેડી હેમિલ્ટનના સૌન્દર્યમા તે એવો ગુલતાન બની ગયો હતો કે નેપોલિયન તેના બે પગ વચ્ચે થઇને પસાર થઇ ગયો આવી મતલબનુ તે ચિત્ર હતુ, અને તેમા અતિશયોક્તિ વગરનુ શુદ્ધ ઐતિહાસિક સત્ય હતુ જયારે નેપોલિયનના વહાણ પ્રતિકૂળ પવનને લીધે ભૂમધ્ય સમુદ્રના કિનારા પાસે આમ તેમ ઝોકા ખાતા હતાં, ત્યારે નેલ્સન તેની મહાન ફતેહના પારિતોષિકરૂપ જય કલગીથી શણગારાઇને લેડી હેમિલ્ટન સાથે વિષયલપટ અને વિલાસપરાયણ ઇટાલિના રાજાઓના રાજ્યમહેલમા યથેચ્છ વિહાર કરતો હતો નેપોલિયન કહેતો કે કીર્તિનો થોડો પણ ભોગ આપ્યા વગર મનુષ્ય વિલાસ ભોગવી શકતોજ નથી ”

નેપોલિયનના વહાણ ઉપર તેના આગમનસૂચક ધ્વજા ચડાવવામા આવી વહાણ લગર કરે તે પહેલા તો અસખ્ય લોકો સમુદ્રતટ ઉપર એકઠા થઇ ગયા હજારો માણસોથી ભરેલા મછવા તેના વહાણને ચારે દિશાએથી ઘેરી વળ્યા હર્ષનાદથી કિનારો ગાજી રહ્યો જયારે તેણે કિનારા ઉપર પગ મૂકયો ત્યારે “ઇટાલિ અને મિસર જીતનાર વીર કેસરી નેપોનિયન ઘણુ જીવો ” એવા પોકાર અસખ્ય મનુષ્યોના મુખમાથી નીકળ્યા

લોકો દેશમા ચાલી રહેલી અરાજકતાથી કાયર થયા હતા આસ્ટ્રિયા તેમના દેશ ઉપર આક્રમણ કરનાર છે એવી ધાસ્તીથી તેઓ કપતા હતા તે અણીને વખતે જેના ઉપર તેઓ સપૂર્ણ રીતે વિશ્વાસ રાખી શકે એવો મુક્તિદાતા જાણે પરલોકમાથી તેમની વહારે દોડી આવ્યો હોય તેમ નેપોલિયનને આવેલો જોઇને તેઓ હર્ષોન્માદમા આવી ગયા ક્વારન્ટાઇનના કાયદાઓનો ભગ કરવાને લોકો તૈયાર થયા તેમને સત્તાવાળાઓએ કહ્યુ કે એ વહાણ પ્લેગવાળા પ્રદેશમાંથી આવે છે, ત્યારે લોકોએ જવાબ આપ્યો કે “અમારા દેશમા આસ્ટ્રિયનો આવે તે કરતા

પ્લેગ આવે તો ભલે આવતો" એમ કહીને લોકસમૂહ નેપોલિયન તરફ ઉલટયો અને તેઓએ તેને ઉમંગભેર કિનારાસુધી ખેચી આણ્યો લોકોના હૃદયમાં લાગણીનો પ્રવાહ ઉછળી રહ્યો આખા ગામમાં તેના આવ્યાના સમાચાર ફેલાઈ ગયા સ્ત્રીઓ, પુરુષો અને બાળકોની બદર ઉપર ઠઠ જામી ગઇ ઘાયલ થએલા સિપાઇઓ આ સમરવીરનુ દર્શન કરવાને દવાખાનાઓમાથી લથડીઆ ખાતા દોડી આવ્યા

પછી તેના આવ્યાના શુભ સમાચાર તાર મારફતે પારિસ પહોચાડવામાં આવ્યા તાર ૯ મી અકટોબરે સાંજના પારિસ પહોચ્યો તે વખતે ડાયરેકટરના પ્રમુખને ઘેર મિજબાની હતી જોસેફાઇન પણ ત્યા હતી પાટનગરના તમામ આગેવાન પુરુષો ત્યાં હાજર હતા આ સમાચારથી આખુ પારિસ ખળભળી ઉઠયુ જેઓ નિર્બળ રાજ્યતત્રનો લાભ લઇને સરકારી નાણાં ઉચાપત કરી ગયા હતા તેઓ ભયભીત થઇ ગયા નેપોલિયનના બુદ્ધિબળથી અને તેની અસાધારણ લોકપ્રિયતાથી તેઓ વાકેફ હતા તેમને મોટી ધાસ્તી એ હતી કે નેપોલિયન બીજો રાષ્ટ્રવિપ્લવ કરાવશે અને તેમની સત્તા તેમના હાથમાંથી જતી રહેશે ફ્રાન્સનો ઉદ્ધાર કરે એવો વીરપુરુષ આવા અણીના વખતમાં ઈશ્વરે મોકલ્યો તે જાણીને કેટલાક ઘણુા રાજી થયા

એકાએક આ અણધાર્યા સમાચાર સાભળીને જોસેફાઇનનુ હૃદય અત્યત ભાવાવિષ્ટ થઈ ગયુ તે મિજલસમાંથી ઉઠીને તરતજ ઘેર આવી અને પોતાની પુત્રી હોર્ટેન્સ અને દીયેર લૂઈની સાથે ગાડીમા બેસીને પોતાના પ્રિયતમને મળવા માટે ફ્રેજુ જવા નીકળી નેપોલિયન પણ લગભગ તેજ વખતે પારિસ જવા નીકળ્યો તેના આગમનના સમાચાર સર્વત્ર ફેલાઈ ગયા હતા રાજમાર્ગની બેઉ બાજુએ તેનો સત્કાર કરવા માટે અસખ્ય માણસો એકઠા થયા હતા રાત્રે તેના માનમા આખે રસ્તે રોશની કરવામાં આવી જ્યાં જ્યા તેની સ્વારી આવી પહોંચતી ત્યા બધે લોકો તેના માથા ઉપર પુષ્પવૃષ્ટિ કરતા માર્ગમા આવતાં શહેરના લોકોએ પોતાનો આનદ પ્રદર્શિત કરવા માટે લીલાં પાતરાં અને પુષ્પોનાં સુંદર તોરણુ તથા ભભકાદાર કમાનો બાંધી હતી

નેપોલિયને લિયો શહેર આગળથી પારિસ જવાનો સરળ માર્ગ છોડીને આડે માર્ગે પોતાની ગાડી હકાવી આ બાજુએ જ્યારે જોસેફાઇન ત્યાં આવી પહોંચી ત્યારે તેને માલૂમ પડયુ કે નેપોલિયન તેના આવતા પહેલા થોડાજ કલાક આગમચ પારિસ જવા ઉપડી ગયો હતો આ સમાચાર સાભળીને તેના સતાપનો અને તેની નિરાશાનો પાર ન રહ્યો. તેણે બિચારીએ અઢીસો માઈલની મુસાફરી રાત અને દિવસ લાગલાગટ કરી હતી નિદ્રા કે આહારમાટે પણ તે ગાડીમાથી ઉતરી ન હતી તેના મનમા અનેક પ્રકારની શકા અને ચિતાની ગડમથલ થતી હતી ઘણા મહિનાથી તેને તેના પ્રાણાધિક પ્રિયપતિ તરફથી એક પણ પત્ર મળ્યો ન

હતો નેપોલિયનના તમામ કાગળોને માર્ગમાં અગ્રેજોએ અટકાવ્યા હતા તે ઉપરાત તે સારી પેઠે જાણતી હતી કે ઘણા માણસો તેની અદેખાઈ કરતા હતા અને તેમણે તેની ચાલચલગતવિષે ઘણી ખોટી અફવાઓ ફેલાવી હતી તેને ખબર હતી કે એજ અદેખા લોકો તેના જઇ પહોચતા પહેલા નેપોલિયનની આસપાસ ભેગા થઇ જશે અને તેને જૂઠી જૂઠી હજાર વાતો કહીને તેના કાન ભભેરશે આટલાજ માટે તેના શત્રુઓમાથી કોઇ તેના પતિને મળવા પામે ત્યાર આગમચ તે પોતેજ તન મળીને તેને વિષે ઉડેલી અફવાઓના સાચા ખુલાસા આપવા માગતી હતી આટલાજ માટે તેણે આટલી લાબી મુસાફરી કરી પણ જ્યારે તે પોતાના પતિને નજ મળી શકી અને હવ તે પારિસ તરફ ગમે તેટલી ઝડપથી જાય તોપણ તેના પતિના પહેલાં તો પારિસમા નજ પહોંચી શકે એ જાણીને તેની નિરાશાની સીમા રહી નહિ આ વખતે આખા ફ્રાન્સમા બિચારી જોસેફાઇનના કરતાં વધારે દયામણી હાલત બીજી ભાગ્યેજ કોઇ સ્ત્રીની હશે

હકીકત એવી હતી કે પારિસ નગરની સભ્રાન્ત મહિલાઓને જોસેફાઇનની એકદમ વધી ગએલી ઉચ્ચ અવસ્થા જોઇને તેના ઉપર અદેખાઇ આવતી હતી નેપોલિયનની પત્ની તરીકે તેનુ માન વધી ગયુ હતુ નેપોલિયનના હૃદય ઉપર તે ઘણો અધિકાર ભોગવતી હતી એ વાત જાણીતી હતી તેથી કરીને મોટા મોટા સેનાપતિઓ રાજનીતિજ્ઞ પુરુષો તત્ત્વચિતકો તેની ખુશામત કરતા હતા તેની વાણીની મીઠાશ, અનુપમ મોહક કાતિ, ચારિત્ર્યની પ્રતિમા વગેરેને લીધે તે જ્યા જતી ત્યા આદર પામતી અને સર્વના હૃદય જીતી લેતી આમ હોવાથી તેનો દ્વેષ કરનારની સખ્યા ઘણી હતી નેપોલિયનના ભાઇબેન પણ તેને જોઇને બળતા હતા આથી કરીને બધાએ મળીને એવી અફવા ફેલાવી કે તે પોતાના પતિને વિસરી ગઇ છે ઘણા માણસોની સાથે અયોગ્ય વ્યવહાર રાખે છે અને પોતાના ચારિત્ર્યને તથા પોતાના પતિની આબરૂને કલકિત કરે છે

નેપોલિયનને પણ જોસેફાઇનના પત્રો ઘણા વખત થયા મળ્યા ન હતા એકવાર મિસરમા તેના સરદાર જૂનોએ પારિસના નિદાખાનાના ગેઝેટની કેટલીક ઉડતી વાતો સાભળી નેપોલિયનને તે યુક્તિથી કહી હતી આથી તેના ચિત્તને પણ ઘણો ક્ષોભ થએલો અને ખિજવાયલા સિહની માફક તે મોટે મોટે પગલે ઓરડામાં ફરતો ફરતો બબડેલો કે " શા માટે હુ એ સ્ત્રીને આટલો બધો ચાહુ છુ ? શામાટે તેની મૂર્તિને મારા હૃદયમાથી ઉખાડી શકતો નથી ? બસ, હુ તેની સાથેનો મારો લગ્ન સબધ તોડી નાખીશ " તેણે ગુસ્સાના આવેશમા જોસેફાઇનને એક પત્ર લખ્યો તેમા તેણે વ્યભિચારિણી કહીને તેનો ઘણો તિરસ્કાર કર્યો હતો કમનસીબે આ પત્ર અગ્રેજોના હાથમા ન જતાં જોસેફાઇનને મળ્યો હતો આ કારણને લીધે જ્યારે તે લીધો

શહેરમા નેપોલિયનને ન મળી શકી ત્યારે તેનુ હૃદય ચીરાઇ ગયુ તે તરતજ પારિસ જવા નીકળી તેનુ સુદર વદન વિષાદમય બન્યુ હતુ, હૃદય શોક અને ચિતાથી વલો વાઈ ગયુ હતુ તેના મનમા એકજ વિચાર આવતો હતો કે “ મે કશો અપરાધ કર્યો નથી છતા બીજાઓનુ કહેણુ સાભળીને શુ તે મારો ત્યાગ કરશે ? શુ તે મારો ખુલાસો સાંભળ્યા વગરજ મને તરછોડી કહાડશે ? હાય ! મારા સુખનો સૂર્ય અસ્ત પામ્યો ! હવે તેનો ફરીથી ઉદય થવાનો નથી” અને આ વખતે નેપોલિયનના મનની કેવી અવસ્થા હતી ! જોસેફાઇન તેને પ્રાણાધિક પ્રિય હતી જોસેફાઇન તેના હૃદયની અધિષ્ઠાત્રી દેવી હતી હા ! તે દિવસ ચાલ્યા ગયા હવે સસારમા તેનુ કોણ રહ્યુ ? તે ચીરાતે હૈયે પારિસ તરફ પ્રયાણ કરતો હતો લોકો તેને જોઇને પોતાના અતરનો આનદ જાહેર કરતા હતા તેમના આનદધ્વનિથી ચારે દિશાઓ ગાજી ઉઠતી હતી, પરતુ એથી કરીને નેપોલિયનના હૃદયનો વિષાદ અને વ્યાકુળતા લેશમાત્ર પણ ઓછા થયા નહિ તેનુ મન તે તરફ લાગતુજ નહિ તેનો તો વારવાર એજ વિચાર આવ્યા કરતો કે હું કયા જાઉ છુ ? પારિસમા હવે મારે માટે શુ સુખ છે ? જેને મે મારા હૃદયની તમામ લક્ષ્મી અર્પણ કરી તેજ વિશ્વાસઘાતિની નીકળી ! તે મારા તરફ જે પ્રેમ બતાવતી હતી તે ખરેખરી તેની ઠગાઇજ હતી ! હાય ! આ જગતમા પ્રેમનો મહનો છેજ નહિ ! ”

આવા આવા દુખદ વિચારોથી તેનુ હૃદય ચીરાઇ જતુ હતુ જે અમાનુષી જુસ્સો તેની દરેક પ્રવૃત્તિમા ઉછળતો જોવામા આવે છે તેનો તેજ જુસ્સો તેના જોસફાઇન તરફના પ્રેમમા પણ હતો તેનો પ્રેમપ્રવાહ છીછરો નહિ પણ ઘણોજ ગભીર અને અગાધ હતો જગત્મા તેને બેજ પદાર્થ પ્રિય હતા—કીર્તિ અને જોસેફાઇન પ્રથમ કીર્તિ અને ત્યાર પછી મૂર્તિમાન કીર્તિરૂપ જોસેફાઇન તેના હૃદય ઉપર અધિકાર ચલાવતી હતી

આવી અવસ્થામા તે પારિસ આવી પહોચ્યો અને પોતાના ઘરમાં દાખલ થયો હૃદય જેને માટે ઉછળી રહ્યુ હતુ તે મૂર્તિને તેના નેત્ર શોધવા લાગ્યા, પણ તે કયા હતી ? ગૃહ શૂન્ય હતુ ! આ ઉપરથી નેપોલિયનની ખાત્રી થઇ કે જોસેફાઇન અપરાધિની હોવાથી તેના આવ્યાની ખબર પડતાજ ઘરમાથી નાસી ગઈ છે અને હવે તે પોતાનુ મો તેને બતાવી શકશેજ નહિ

તે વ્યાકુળ બનીને ઘરમાં ફરતો ગયો, અને આતુર નેત્રે વારવાર બારીએ જઇને કદાચ બગીચાના લતામડપમાં છુપાયની તેની પ્રિય મૂર્તિનુ દર્શન થઇ જાય એવી આશાથી તે ચારે બાજુએ જોવા લાગ્યો તે વખતે જોસેફાઇન તરફ દ્વેષ રાખનાર એક માણસે ટકોર કરી કે “ જોસેફાઇન તેનુ મોહાસ્ત્ર લઇને હમણા આવી પહોચશે તે આપને બે શબ્દો કહેશે કે તરતજ આપના મનનો સદેહ દૂર થઇ જશે આપ

તેને ક્ષમા આપશો અને આપનો સસાર ફરીથી સુખશાતિમય બની જશે"

નેપોલિયને જવાબ આપ્યો કે " તેમ કદિ પણ બનશે નહિ " પછી હૃદયના ઉછળતા જુસ્સાને વશ થઇને તે લાંબે લાંબે પગલે ઓરડામાં આટા મારવા લાગ્યો વળી ઉભો રહીને તે ઘણાજ દૃઢ અવાજે બોલ્યો, " તમે મને ઓળખો છો ? જો હું મારી પ્રતિજ્ઞાનુ પાલન નહિ કરી શકુ તો હું મારા હૃદયને ચીરીને આગમા નાખી દઇશ "

તે પોતેજ કહી ગયો છે કે "મનુષ્યનુ હૃદય એ ઘણોજ વિસ્મયજનક પદાર્થ છે" ઉપર કહેલુ સભાષણ થયા પછી એટલે તેને પારિસમા આવ્યાને બેજ કલાક થયા પછી જ્યારે તેનુ હૃદય સાંસારિક કલહને લીધે ચીરાઇ જતું હતુ, તેનો આત્મા અત્યત ક્ષુભિત થયો હતો તેવીજ સ્થિતિમા ત્યાથી ઉઠીને નેપોલિયન ડિરેકટરોને મળવા માટે તથા ફ્રાન્સના વર્તમાન રાજ્યતત્રમા પરિવર્તન કરવાની યોજનાઓ ઘડવા માટે લક્ઝેમર્ગના રાજમહેલ તરફ ચાલતો થયો હવે તેના હૃદયમાં પ્રણયજનિત પરિતાપની છાયા સરખી પણ ન હતી, ફ્રાન્સની સ્થિતિ કેવી રીતે સુધારી શકાય તેનુજ ચિતન તેના હૃદયમા ચાલી રહ્યુ હતુ તેની કાંતિ ફિક્કી હતી, તેનો ચહેરો વિષાદગ્રસ્ત હતો અને મુખમુદ્રા વિચારમગ્ન હતી, પરતુ પોતાની મહેચ્છા પાર પાડવાનો તેનો દૃઢ સકલ્પ શિથિલ થયો ન હતો તેના અદમ્ય ઉત્સાહમાં અને કાર્યકારિણી શક્તિમા જરા પણ ન્યૂનતા ન હતી જોસેફાઇન હજી તેને પ્રાણાધિક પ્રિય હતી તે તને પૂજતો હતો પણ તેજ વખતે તેને ધિક્કારતો પણ હતો તેના પ્રેમનો વેગ જેટલો પ્રબળ હતો તેટલોજ તિરસ્કાર પણ ઉગ્ર હતો એક પળે જોસેફાઇનને દૃઢ આલિગન દઇને તેને પ્રેમોષ્ણ ચુબનો કરે પણ બીજીજ પળે જાણે તે કોઈ ભયાનક સર્પિણી હોય તેમ તેને તિરસ્કારપૂર્વક તરછોડી નાખે એવો તે હતો

પરતુ કીર્તિ તો તેને મનથી જોસેફાઇનના કરતાં પણ વધારે પ્રિય હતી તે દેવીના ચરણમાં તે નિશ્ચલ શ્રદ્ધાભક્તિથી નમન કરતો હતે કીર્તિ પ્રાપ્ત કરવાની યોજનાઓમા પૂર ઉત્સાહથી ઝપલાવાને તે પોતાના સાંસરિક કલેશને વિસારે પાડવા લાગ્યો લક્ઝેમ્બર્ગના રાજમહેલની સીડી ઉપર જ્યારે તેણે પગ મૂક્યો ત્યારે કેટલાક પહેરેગીરો જે તેની સાથે ઇટાલિ ગયા હતા તેમણે તેને તરતજ ઓળખ્યો અને "બોનાપાર્ટ ઘણુ જીવો" એવો ઉલટભેર પોકાર કર્યો આ પોકારનો પ્રતિધ્વનિ રાજમહેલના વિશાળ ઓરડામાં મેઘગર્જનાના ગભીર ધ્વનિની માફક સઘળે સભળાયો અને ડાઇરેકટરોને તે નિનાદમા પોતાના વિનિપાતની નિશાની અને પોતાની સત્તાલોપના ચિન્હ સ્પષ્ટ રીતે પ્રતીત થયા માર્ગમા જતા આવતા લોકોએ એ પોકાર ઝીલી લીધો અને શેરીએ શેરીએ તેના પ્રતિધ્વનિ સભળાવા લાગ્યા નાટકશાળાઓમાં નાટકો અને સગીતશાળાઓમા સગીતના જલસા અધવચ બધ કરવામા આવ્યા અને ત્યા

હાજર રહેલા પ્રેક્ષકોને બોનાપાર્ટ આવી પહોચ્યો છે એ સમાચાર રગભૂમિ ઉપરથી જાહેર કરવામાં આવ્યા એ શબ્દ કાને પડતાંજ સ્ત્રીઓ, પુરુષો અને બાળકો ટપોટપ ઉભા થયા અને હર્ષનાદ કરીને તેમણે પોતાનો આનદ જાહેર કર્યો જાણે પારિસ નગરની પ્રજાને દૈવયોગે તેમનુ ખોવાયલું રત્ન પાછુ મળ્યુ હોય તેમ આખુ શહેર આનદ અને ઉત્સાહથી ગાંડુ બની ગયુ

પારિસ નગરમાં એકદમ ભારે ખળભળાટ મચી ગયો નેપોલિયન મિસર ગયો ત્યારથી ફ્રેન્ચ લોકોનો યુદ્ધમાં ઉપરાઉપરિ પરાજય થયો હતો, અને તેમા અબુકરના નૌકાયુદ્ધમાં તેમના નૌકાસૈન્યનો નાશ થયાના સમાચાર જ્યારથી દેશમા આવ્યા ત્યારથી તેઓ હતાશ થઇ ગયા હતા ટેબર પર્વતની તળેટીમા અને અબુકરના રણસગ્રામમાં ફ્રેચ યોદ્ધાઓએ વિજય મેળવીને ફ્રેન્ચોની પ્રતિષ્ઠાનુ રક્ષણ કર્યું છે એ સમાચાર લાવનાર પણ નેપોલિયનજ હતો એ ફતેહની ખબર પડતાંજ લોકો હર્ષોન્મત્ત બની ગયા. શહેરના દરેકે દરેક રસ્તામાંથી મ ગળ ઘટનાદ સભળાવા લાગ્યા, હર્ષસૂચક તોપોના ધડાકા ઉપર ધડાકા થવા લાગ્યા અને હર્ષોન્મત્ત અલબેલી પારિસ નગરી પોતાના ભવિષ્યના પતિનુ દર્શન કરવાને આતુર બનીને એક હાથમાં ઝળહળતી દીપમાળા અને બીજા હાથમાં પુષ્પોનો થાળ લઇને તેને વધાવી લેવાને સુદર વસ્ત્રાભૂષણ સજીને બહાર નીકળી અબુકર અને ટેમરનાં નામ દીપમાળામા અક્ષરના આકારમા ઝગઝગતા દીવાઓને ગોઠવીને પ્રકટ કરવામાં આવ્યાં આખુ શહેર ગાડુ-ઘેલુ બની ગયુ અને અગાઉથી જરા પણ તૈયારી કરવામાં આવી ન હતી તોપણ શહેરમા બધે ઘણાજ ઠાઠમાઠથી જાહેર ઉત્સવ ઉજવવામાં આવ્યો

આ સમયનુ ફ્રાન્સનુ રાજ્યતત્ર અમેરિકાના સયુક્ત રાજ્યોના ધોરણ ઉપર રચવામાં આવ્યુ હતુ ફરક માત્ર એટલોજ હતો, કે એક પ્રમુખને ઠેકાણે ફ્રાન્સમાં પાચ ડાઇરેક્ટરો હતા કાયદા ઘડનારી અને તેમનો અમલ કરનારી સભાનુ નામ +"હાઉસ ઓફ એન્શન્ટસ" હતુ અને લોકોના પ્રતિનિધિઓની સભાને "પાંચસોની સભા*" એવુ નામ આપવામાં આવ્યુ હતુ સ્વાભાવિક રીતે એ પાચે ડાઇરેક્ટરોમા મતભેદ હતો. તેઓ હમેશાં અદર અંદર કલહ કરતા અને દરેક જણને સૌથી વધારે સત્તા પચાવી લેવાની અભિલાષા હતી રાજાના પક્ષકારો, પ્રજાવર્ગના સ્વાતત્ર્યનો હિમાયતી જેકોબિન પક્ષ અને પ્રજાકીય રાજ્યતત્રની હિમાયત કરનાર ઠરેલ રાજનીતિજ્ઞ પક્ષ એવા ત્રણ જૂદાપક્ષ હોવાથી રાજ્યતત્ર વગર હરકતે, વગર વિદ્વેષે સરળપણે ચાલી શકતુ જ નહિ. તેઓ દરેક કાર્યમાં એકબીજાની આડે આવતા અને પરિણામે સમગ્ર રાજ્યતત્ર સત્તાહીન અને પ્રતિષ્ઠાહીન બની ગયુ હતુ

નેપોલિયન જે દિવસે પારિસમાં આવી પહોચ્યો તેને બે દિવસ અને બે રાત્રિ

+ પ્રાચીન સમિતિ * પ્રતિનિધિઓની સભા

વીતી ગઇ પણ જોસેફાઇન આવી શકી નહિ ત્રીજે દિવસે રાત્રે બાર વાગ્યાના સુમારે જોસેફાઇનની ગાડીનો અવાજ નેપોલિયનના મકાનના આગણામા સભળાયો. તે જાગતો જ હતા માતૃવત્સલ યુજિન પણ અત્યત ઉત્કઠાસહિત માની રાહ જોતો હતો ગાડીનો અવાજ સાભળતાજ તે ઉતાવળે પગને બહાર આવ્યો અને ઉમળકાસહિત માને ભેટી પડયો હતભાગી જોસેફાઇનના હૃદયમા પુત્રસ્નેહનો જુઆળ ઉછળ્યો તેના પ્રેમાળ સ્પર્શથી તેનુ ગાત્ર પુલકિત થઇ ગયુ થોડી વારસુધી તો તેનો સઘળો પરિશ્રમ ઉતરી ગયો અને ઉદ્વેગ પણ વિસારે પડયા પળવાર પછી તેનો પુત્રસ્નેહનો ઉભરો કાંઇક શમી ગયા અને તેણે પોતાની આસપાસ જોયુ, પણ ત્યા નેપોલિયન ન હતો તેને આશા હતી કે આટલી લાબી મુદત પછી તેઓ મળતા હતા તેથી તે પોતાના હમેશના રિવાજ મુજબ તેને લેવાને સામો આવશે તેમના લગ્ન પછી તેઓ સાથે રહેતા હતા તે દરમ્યાન જ્યારે જ્યારે જોસેફાઇન બહારથી આવતી ત્યારે નેપોલિયન હમેશા તેને લેવામાટે સામે આવતો અને પોતાને હાથે તેને ગાડીમાથી ઉતારીને ઘરમા તેડી જતો તે સવાર સાજ અમસ્તી ફરીને આવતી તે વખતે પણ નેપોલિયન તેના તરફ આવા સદ્વ્યવહાર કરવા ચૂકતો નહિ આજે દોઢ દોઢ વર્ષ થયા તેમણે એક બીજાનુ મો જોયુ ન હતુ, એક બીજાનો અવાજ સાભળ્યો ન હતો અને તેઓ જ્યારે છૂટા પડયા હતાં ત્યારે પુન ક્યારે મળાશે તે નિશ્ચિત ન હતુ તે છતા બિચારી જોસફાઇન પોતાનાજ ઘરના આગણામા પતિની અણુમાનીતી બનીને એકલી અટૂલી ઉભી છે ! અને નેપોલિયન પોતાની પ્રણયરીતિ ભૂલી જઇને હૃદયને કઠોર કરીને ઘરમાથી બહાર આવતો નથી !

પતિપ્રેમની જોસેફાઇને જ્યારે જોયુ કે પોતે આવી છે એવુ તેનો પતિ જાણે છે તે છતા પણ તેને મળવા માટે બહાર આવતો નથી ત્યારે પતિવિરહથી જર્જરિત થયેલુ તેનુ કોમળ હૃદય વિશેષ ચીરાવા લાગ્યુ તેનુ શરીર થરથર કપવા લાગ્યુ તે પોતાનીજ મેળે ગાડીમાથી ધીરે ધીરે નીચે ઉતરી યુજિને પોતાની ધ્રુજતી, વ્યાકુળ બનેલી સોહાગ માતાને ટેકો આપ્યો અને તેને લઇને ધીરે ધીરે સીડીના પગથીઆ ચડવા લાગ્યો તેઓ બેઉ પોતપોતાના મનમા સમજી ગયા હતા કે કઇક ભારે વિપત્તિ તેમના ઉપર પડવાની છે બેઉ જણ નિ શબ્દપણે ધીરે પગને, અત્યત દીનભાવે બોલ્યા ચાલ્યા વગર જાણે ચોરની માફક પરાયા ઘરમા પેસતા હોય તેમ તેઓ અદર ગયા

જે ઓરડામા એકવાર જોસેફાઇને પોતાના પતિનો કેટલો પ્રેમ, કેટલુ સન્માન, કેટલી કાળજી અને કેટલા લાડ અનુભવ્યા હતા તેજ ઓરડામા દાખલ થવા માટે તે જતી હતી પણ આજ તેના બારણા બધ હતા જોસેફાઇને ધ્રૂજતે હાથે બારણુ ઉઘાડયુ અને જોયુ તો નેપોલિયન અદબ વાળીને તેની સામે પત્થરની મૂર્તિની માફક

નિશ્ચેષ્ટપણે ઉભો હતો તેનો ચહેરો ફિક્કો હતો અને હોઠ દઢતાથી દબાવેલા હતા. તેના હૃદયમાં ઈર્ષ્યાનો અગ્નિ પ્રજ્વળી રહ્યો હતો તેણે જોસેફાઇન તરફ ક્રોધભર્યો, તીવ્ર દૃષ્ટિપાત કર્યો અને પછી તેના હૃદયને વિદારી નાખે એવા ખંજરના પ્રહાર જેવા શબ્દો કહ્યા કે "બાઈ, મારી મરજી એવી છે કે તમારે અત્યારે ને અત્યારેજ માલમેસનવાળા ઘરમાં રહેવા જવું "

આ શબ્દો જોસેફાઇનના હૃદય ઉપર વજ્રાઘાત જેવા મર્મવિદારક થઈ પડયા સાંભળતાની સાથેજ તે ત્યાંને ત્યાં બેભાન થઇને જમીન પર ઢળી પડી યુજિને તેને ઝાલી લીધી પછી હોર્ટેન્સ અને યુજિન બેઉએ મળીને તેને તેના પોતાના ઓરડામાં લઇ જઇને સુવાડી તેમના નેત્રમાંથી પણ ચોધાર આંસુ ટપકતાં હતાં નેપોલિયનનું હૃદય શુષ્ક બની ગયું હતું, પણ આ વખતે જોસેફાઇનના પવિત્ર અને રમણીય મુખચંદ્રને જોતાંજ તેના હૃદય ઉપર જામેલું પત્થરનું પડ ભેદાઇ ગયું, તેમાં રહેલા પ્રેમના અસલી પ્રવાહે બહાર નીકળવાને ઉછાળો માર્યો અને તેના હૃદયને પ્રેમથી પરિપૂરિત કરીને તેના નેત્ર અને મુખદ્વારા બહાર વ્યક્ત થવા લાગ્યો નેપોલિયને મમતપર ચડીને આ પ્રેમપ્રવાહને પોતાના હૃદયમાંજ દબાવી રાખીને બહારથી કઠણ હૃદયના દેખાવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પણ તેમ બની શક્યુંજ નહિ તે ઉપરાઉપરિ દીર્ઘ નિઃશ્વાસ મૂકતો મૂકતો ઓરડામાં આટા મારવા લાગ્યો તેને ક્ષણવાર એવું પણ લાગ્યું કે "મે ઘણું ખોટું કર્યું જોસેફાઇનને એ વિષે પૂછવાની જરૂર હતી આ જગતમાં કેવા કેવા વિચિત્ર પ્રકારનાં માણસો છે અને તેમાના કેટલાક વિઘ્નસંતોષી લોકોએ પોતાની બૂરી ઈચ્છા પાર પાડવાના હેતુથી તેને વિષે ખોટી અફવા ઉડાવી હોય એ પણ બનવા જોગ છે" વળી બીજીજ પળે તેના હૃદયમાં ઘૂમાઇ રહેલા ક્રોધે તેને ઉશ્કેર્યો અને તે બોલ્યો, "નહિ, નહિ શા માટે લોકો જૂઠી વાતો ઉડાવે ? જોસેફાઇન નક્કી વિશ્વાસઘાતી છે અને મારે તેનો ત્યાગજ કરવો પડશે" એના મનમાં એમજ ઠસી ગયું હતું કે જોસેફાઇને તેને ઠગ્યો છે અને પોતાના તરફ ઘણા લોકો મોહભરી દૃષ્ટિ નાખે તેવી રીતે વર્તીને તેણે પોતાની તથા પોતાના પતિની આબરૂને કલંક લગાડયું છે પોતાના પ્રેમનો આવો નીચ બદલો મળેલો જોઇને તેના અભિમાની હૃદયને ઘણો સખ્ત પ્રહાર લાગ્યો હતો અને તેથી જોસેફાઇનને ક્ષમા નજ આપવી એવો તેણે દઢ નિશ્ચય કર્યો

જોસેફાઇનના અંતરનો પરિતાપ કેટલીક વારે દ્રવીભૂત થઇને તેના નેત્રદ્વારા અશ્રુરૂપે પુષ્કળ પ્રમાણમાં બહાર નીકળી ગયો ત્યારે તેના હૃદય પરનો ભાર કાંઇક ઓછો થયો તે વખતે મધરાત થઇ ગઇ હતી આવી ઘોર અંધારી રાતે તે પોતાના પતિની આજ્ઞાનું પાલન કરવા તૈયાર થઈ છેલ્લા કેટલાક દિવસમાં નેપોલિયનને મળવાની લાલસાથી તેણે આહાર કે નિદ્રા લીધા વગર ગાડીમાં બેસીને દડમજલ કરી હતી.

ઘેર આવતાં તેના ઉપર વજ્રાઘાત થયો જરાક સ્વસ્થ થતા તેણે ઘર છોડી જવાની તૈયારી કરવા માડી અને પોતાના પુત્રપુત્રી સાથે પતિના સુદર મકાનને છેલ્લી સલામ કરીને સીડીના પગથીઆ ઉતરવા લાગી પોતાના પતિની આજ્ઞાને અધીન થવામાં, તેના અભિલાષને અનુકૂળ થવામાજ તે પોતાનુ સુખ સમજતી હતી પતિની ઇચ્છાને સપૂર્ણરીતે અધીન થવુ એજ પોતાનુ કર્તવ્ય છે એમ તે માનતી હતી તેથી કરીને પતિપ્રત્યે લેશમાત્ર ક્રોધ કે અભિમાન લાવ્યા વગર માત્ર તેની આજ્ઞાને માથે ચડાવીનેજ પતિવ્રતા જોસેફાઇન પતિગૃહ છોડવા તૈયાર થઇ

માલમેસન પારિસથી બાર માઇલ દૂર હતુ નેપોલિયન એમ ધારતો હતો કે જોસેફાઇન ત્યા જવા માટે સવારમા નીકળશે પણ જેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો તે બનાવ તેણે પોતાની નજર આગળ બનતો જોયો પ્રથમ તો તે ચકિત થઇ ગયો તેના હૃદયમા દયા ઉત્પન્ન થઇ અભિમાન ઓગળી ગયુ તે કહે છે કે " મારૂં **હૃદય એવું છે કે મારાથી કોઇના આંસુ નિષ્ઠુરપણે જોઈ શકાતાંજ નથી."** તે બહાર આવ્યો શરમ અને કાઇક અભિમાનને લીધે તેણે જોસેફાઇનને કાઇ કહ્યુ નાહિ, પણ યુજિનને આગ્રહસહિત કહ્યુ કે તમે બધા ઘરમા આવીને વળી કરીને સૂઇ જાઓ પતિપરાયણ જોસેફાઇન વગર આનાકાનીએ પાછી વળી બધા ઘરમા ગયા જોસેફાઇને તે રાત્રિ પોતાના ઓરડામાં અત્યત સતાપ કરવામા પસાર કરી નેપોલિયને પણ તેના જેવીજ હાલતમા બીજા ઓરડામા આખી રાત પથારીમા તરફડયા કર્યુ બેમાથી કોઇની આખ મીચાઇ નહિ સવાર પડી તે દિવસ પણ એમને એમ મનોવ્યથામાં પસાર થયો રાત પડી અને પાછો દિવસ ઉગ્યો પણ દપતીના અબોલા ભાગ્યા નહિ બેઉના હૃદય વિરહાગ્નિથી ધગધગી રહ્યા હતાં બેઉ હૃદય એક બીજા તરફ ખેચાતાં હતા, બેઉ એક બીજા સાથે પ્રેમાલિગનમા બધાઇ જવા તલપી રહ્યાં હતા પણ નેપોલિયન શરમ અને અભિમાનને લીધે અચકાતો હતો અને જોસેફાઇન બીકને લીધે પતિની પાસે જઇ શકતી ન હતી !

પણ એકવાર હૃદયમા પ્રેમનો તરગ ઉછળવા લાગ્યા પછી તે ખાળ્યો રહેતોજ નથી લજ્જા, અભિમાન ભય બધાય તેના ધસારા આગળ તૂટી જાય છે નેપોલિયનના હૃદયમા એક બાજુએ પ્રેમ અને બીજી બાજુએ અભિમાનની વચ્ચે ભયકર સગ્રામ મચી રહ્યો હતો, પણ ત્રીજે દિવસે આખરે પ્રેમનો સપૂર્ણ વિજય થયો અભિમાન ઉતરી ગયુ તેણે પત્નીને બોલાવવાની પહેલ કરી તેણે ધીમેથી જોસેફાઇનના ઓરડાનુ બારણુ ઉઘાડયુ જોયુ તો તે બિચારી દીન વેશે, અત્યત વિષાદપૂર્ણ ભાવે એક ખુરશી ઉપર લમણે હાથ દઇને શોકસમુદ્રમા ગરકાવ થઇ ગએલી હાલ્યા ચાલ્યા વગર દયામણી હાલતમા બેઠી હતી તેની સામેના ટેબલ ઉપર કેટલાક કાગળો પડયા હતા એ પ્રેમપૂર્ણ પત્રો નેપોલિયને તેના ઉપર સુખના સમયમાં

લખ્યા હતા તે પત્રો તે કોઇ કોઇવાર વાચતી હોય એમ જણાતુ હતું પુત્રી હોર્ટેન્સ માનો સતાપ જોઇને અત્યત વ્યાકુળ બની હતી અને આ વખતે તે વિષાદપૂર્ણ ભાવે માથી થોડે દૂર એક બારી પાસે પૂતળીની માફક નિશ્ચેષ્ટ ઉભી હતી શોકની છાયા તે દુ ખી કુટુબના મુખ ઉપર પથરાઈ રહેલી હતી નેપોલિયને બારણુ એટલુ ધીરેથી ઉઘાડયુ કે તેનો અવાજ જોસેફાઇને સાભળ્યો નહિ તે ધીરે પગલે, દીનભાવે તેની પાસે જઇને ઉભો રહ્યો તે શોક અને દુ ખને લીધે કાઇક બેભાન હાલતમા બેઠી હતી પોતાની પાસે કોણ ઉભુ છે તેની તેને કશી ખબર ન હતી નેપોલિયનને આવતો જોઇને હોર્ટેન્સ ત્યાથી ચુપચુપ ચાલી ગઇ નેપોલિયને જોસેફાઇન પાસે જઇને સ્નેહપૂર્ણ કરુણ સ્વરે "જોસેફાઈન" એવો ઉચ્ચાર કર્યો. તે પરિચિત મધુર અવાજને પોતાની નજીકમાંથી આવતો સાંભળીને એકાએક ચમકી ઉઠી તેણે નેત્ર ઉચા કરી જોયુ તો તેનો પ્રિય-તમ પતિ જાણે તેની ક્ષમા માગતો હોય તેમ દીનભાવે તેની પાસે ઉભો હતો તેની રડી રડીને સૂજી ગએલી આખોમાં ફરીથી આંસુનુ પૂર ઉભરાયુ વીણાના કોમળ ઝણકાર જેવા મધુર સ્વરે "મારા પ્રિયતમ" એવા કરુણ પ્રેમપૂર્ણ શબ્દો તેના મુખમાથી નીકળ્યા. એ સાંભળીને નેપોલિયનનુ હૃદય પણ દ્રવી ગયુ "મારા પ્રિયતમ" એજ શબ્દોથી તે તેને બોલાવતી હતી અને તે શબ્દો ફરીથી નેપોલિયનને કાને પડતાં તેના હૃદયમાં ભૂતકાળના પ્રેમ અને સુખના સ્મરણો તાજા થયાં જોસેફાઇનની આંસુભરી આખ જોઇને તેના હૃદયમા કારી જખમ વાગ્યો તેણે હાથ પહોળા કર્યા અને જોસેફાઇન તેની છાતી નજીક આવતા બેઉ હૃદય એકમેક થઇ ગયાં તેણે જોસે ફાઈનની દેહલતાને બાહુ બધનથી છાતી સરસી જકડી લીધી અને જોસેફાઇન પોતાની કરલતા નેપોલિયનને ગળે વીંટાળીને તેની છાતી ઉપર માથુ મૂકીને હર્ષ અને વિષાદથી અભિભૂત થઇને ડૂસકા ભરી ભરીને રડવા લાગી. તેનાં અશ્રુથી નેપોલિયનનું વિષાદદગ્ધ હૃદય શીતળ થયુ તેના કઠણ હૃદયે સ્રીના કોમળ હૃદયમા પ્રવેશ કરીને કોમળભાવ ધારણ કર્યો તેના માધુર્યથી તે મુગ્ધ થયો, અને માહાત્મ્યવડે પરા-જિત થયો પછી તેના હોઠ ઉઘડયા બેઉએ પોતપોતાના મનોભાવ સરળપણે જણા-વ્યા પોતે લોકોની ખોટી અફવાથી કેટલો ભ્રમિત થયો હતો તે જાણ્યાથી નેપોલિયને પોતાનો દોષ કબૂલ કર્યો અને જોસેફાઇન તરફ ચલાવેલી નિષ્ઠુર વર્તણૂકમાટે પશ્ચા ત્તાપ કર્યો. જોસેફાઇન પતિપ્રેમ પુન પ્રાપ્ત કરીને સુખી થઇ અને પાછલુ દુ ખ ભૂલી ગઇ ફરીથી પાછો સુખનો સૂર્ય તે કુટુબ ઉપર પ્રકાશવા લાગ્યો અને દુ ખની શોકમય છાયા દૂર થઇ ગઇ જાણે તેમના વચ્ચે કદિ પણ વૈમનસ્ય થયુજ ન હોય તેવા તેઓ પુન સુખી થયાં અને એ સુખ અને સ્નેહ તેઓના અતકાળસુધી કાયમ રહ્યા

---



# પ્રકરણ ૧૬ મું

## ડિરેકટરીનો ધ્વંસ અને નેપોલિયન ફ્રાન્સના પાયતખ્તના પગથીઆ ઉપર પગ મૂકે છે. ૧૭૯૯

"યાદ રાખજે કે હુ રણક્ષેત્રમા રણદેવતા અને સૌભાગ્યની સાગે એકતા કરીનેજ આગળ વધુ છુ"

નેપોલિયન




ન્સને અરાજક-તામાંથી મુકત કરવાની પોતાની યોજનાઓની સિદ્ધિને માટે હવે નેપોલિયન વિશેષ હિંમતથી પુરૂષાર્થ કરવા મંડ્યો દેશનુ રાજ્યતંત્ર ચલાવવાને પોતે સર્વ રીતે યોગ્ય છે એવુ તે સારી રીતે સમજતો હતો પોતે રાજ્યની લગામ હાથમા લે તો તેમા સમસ્ત પ્રજા તેને એ કામમા અનુમોદન આપશે અને તેની દરેકે દરેક યોજનાનો સ્વીકાર કરશે એવી પણ તેને પકી ખાત્રી હતી આટલુ છતા પણ ડિરેકટરને તેમના અધિકારના સ્થાનમાથી પદભ્રષ્ટ કરવા અને બેઉ પ્રજાકીય સભાઓ ઉપર અખ્તિયાર મેળવવો, એ કામ કાંઇ જેવુ તેવુ ન હતુ

તે ઘણા દિવસસુધી તો શહેરમા તદ્દન અપ્રસિદ્ધપણે, લોકોનુ ધ્યાન પોતાના તરફ ન આકર્ષાય તેવી રીતે રહેવા લાગ્યો લશ્કરી પોષાકને બદલે નેશનલ ઈન્સ્ટીટ્યુટના સભાસદનો પોષાક તેણે ધારણ કર્યો તે કોઇ કોઇવાર તુર્કી તલવાર લટકાવતો તે જોઇને પારિસની કલ્પનાશીલ પ્રજાના મનમાં પિરામિડ, ટેબર પર્વત અને અબુકરના સંગ્રામમા તેણે મેળવેલા વિજયની યાદગીરી તાજી થતી હતી તે હમેશા ખાસ કાળજી રાખીને વિદ્વાનોના સમાગમમા આવતો, તેમને પોતાને ઘેર નિમંત્રણ કરતો સાહિત્ય અને વિજ્ઞાનના વિષયોપર તેમની સાથે તે ચર્ચામા ઉતરતો પણ રાજનૈતિક વિષયને કદિ પણ છેડતો નહિ

પછી તેણે પારિસની પ્રજાના આગેવાનોની પ્રીતિ અને મૈત્રી સંપાદન કરવાની પેરવી કરવા માડી સૈન્યમા તેની લગભગ બરોબરી કરી શકે એવા બે સેનાપતિઓ હતા—એક મોરો અને બીજો બર્નાડો મોરોને આત્મશ્લાઘા ઘણી પ્રિય હતી નેપો-

લિયને તે રસ્તે તેને પોતાનો કરી લીધો પરંતુ બર્નાડો એવો ન હતો તે એકવાર એમ પણ બોલી ગયો હતો કે " આ પચીશ છત્રીશ વર્ષનો જુવાનીઓ જાણે મોટો અનુભવી અને વયોવૃદ્ધ હોય તેવો ડોળ કરે છે પણ મને લાગે છે કે પ્રજાસત્તાક રાજ્યતંત્રને તે ભવિષ્યમાં ઘણું નુકશાન પહોંચાડનાર નીવડશે " આથી કરીને બર્નાડોને નેપોલિયન પોતાના પક્ષમાં લઇ શક્યો નહિ અને આ બેઉ રાજપુરુષો એક બીજા તરફ ડોળા ઘૂરકાવતાજ રહ્યા

આત્મશ્લાઘાના લોભી મોરોને નેપોલિયને ભેટ દાખલ આપેલા હીરાજડિત ખંજરવડે તેમના વચ્ચેની મૈત્રી વધારે દૃઢ થઇ હવે નેપોલિયને ગોહિયરને પોતાને ઘેર જમવા નોતર્યો તુર્ક લોકો તેમની પાઘડીએ જવાહીર જડવતા હતા તે વિષે વાત નીકળી નેપોલિયને તરતજ તેને એક હીરાજડિત બ્રૂચ (અલંકાર) ની ભેટ આપી એજ પ્રકારની ભેટ તેણે પોતાના જૂના મિત્ર ડીસેને પણ આપી આવી રીતે આ બે આગેવાન પુરુષોને નેપોલિયને મહાબતના બંધનથી બાંધી લીધા

" પ્રાચીન સમિતિ " અને " પાંચસો પ્રતિનિધિઓની સભા " એ બેઉ રાજનૈતિક સભાઓના રક્ષકોનો સેનાપતિ પણ અગત્યનો માણસ હતો નેપોલિયને તેને પોતાને ઘર ખાસ નિમંત્રણ મોકલ્યું વાતનો પ્રસંગ કહાડીને નેપોલિયને તેને કહ્યું, " તમે પ્રજાસત્તાક રાજ્યના સ્તંભરૂપ થઇને તમારી આંખ આગળ પેલા વકીલો ( ડિરેક્ટરો ) ને હાથે તેનો નાશ થવા દો છો ? મારી સાથે સંમિલ થાઓ અને તેનું રક્ષણ કરવામાં મને મદદ કરો " એમ કહીને તેણે એક તુર્કી તલવાર તેને ભેટ તરીકે આપી અને કહ્યું કે " આ તલવાર મે પિરામિડના યુદ્ધ વખતે ધારણ કરી હતી મારા પ્રેમ અને વિશ્વાસની નિશાની બદલ હું તમને એ ચીજ અર્પણ કરૂં છું " આ કિંમતી ભેટ નેપોલિયનની ઉદારતા અને વિશ્વાસના ચિન્હ તરીકે પોતાને મળી તેથી તે માણસ ખુશ ખુશ થઈ ગયો અને બોલ્યો, " ચાલો, આપણે એ પાંચે વકીલોને નદીમાં ફેંકી દઇએ "

આ પ્રમાણે નેપોલિયને જૂદા જૂદા પક્ષના રાજપુરુષોને ખરી હકીકત સમજાવીને તેમજ પ્રેમ કરીને હાથ કરી લીધા ફ્રાન્સમાં તે વખતે ત્રણ રાજનૈતિક પક્ષ પડી ગયા હતા એક પક્ષ અસલી રાજસત્તાનો પક્ષપાતી હતો કોઇ પણ ઉપાયે પદભ્રષ્ટ થએલા રાજાઓને ફરીથી રાજ્યાસન પર સ્થાપિત કરવાને તે પક્ષના લોકો ઉત્સુક હતા બીજા પક્ષમાં જેકોબિન લોકો હતા તેઓ હડહડના રાષ્ટ્રવિપ્લવની તરફેણમાં હતા પારિસના નીચા વર્ગના લોકો તથા તમામ અશિક્ષિત, અસંસ્કૃત લોકો આ પક્ષમાં હોવાથી તે ઘણો બળવાન હતો ત્રીજા પક્ષમાં ઠરેલ, વિચારશીળ પુરુષો હતા તેઓ પ્રજાસત્તાક રાજ્યના પક્ષમાં હતા આ ત્રણમાના બીજા પક્ષનો આગેવાન બેરાસ નામનો ડિરેક્ટર હતો અને ત્રીજા પક્ષનો નેતા સિયાઇ હતો આ

એ જણુ તથા ડૂકો, ગોહિયર અને મોલિન્સ મળીને પાંચ ડિરેકટરો ફ્રાન્સનુ રાજ ચલાવના હતા

નેપોલિયનનુ વલણુ વિચારશીલ અને ઠરેલ સ્વભાવના પ્રજાસત્તાક રાજ્ય ત ત્રના પક્ષકારોની તરફેણુમા હતુ એ પક્ષના આગેવાન સિયાઇને તેણે પોતાનો કરી લીધો સિયાઇએ કહ્યુ કે આપણા બચાવમાટે બુદ્ધિબળ અને લશ્કરી બળની જરૂર છે અને નેપોલિયનમાં એ બેઉ હતા તેને મિસરથી પાછા આવ્યે પદરજ દિવસ થયા એટલામા તો તેણે જોઇ લીધુ કે જે "ફળ ગયે વર્ષે પાકયુ ન હતું" તે હવે "પાકી ગયુ છે" હવે એ મહાન રાજનૈતિક યુદ્ધ માટેની તેની યોજનાઓ પરિપકવ થઈ ચૂકી એ કાર્યમા જેમની જેમની સહાયતા લેવાની હતી તેમની સર્વની ખરા દિલની સહાનુભૂતિ અને સહકાર તેણે મેળવી લીધાં હતા હવે તો માત્ર સેનાપતિની માફક જૂદા જૂદા સૈન્યસમૂહને આજ્ઞાજ આપવાની બાકી હતી તે આજ્ઞા મળતાજ તેના તાબાના સરદારો તેણે બતાવેલી દિશામા ધસી જવાના હતા અને તેની આજ્ઞાનુ અક્ષરે અક્ષર પાલન કરવાના હતા જો કે તેની ધારણા ચાલુ રાજ્યતંત્રને ઉથલાવી નાખીને સત્તારહિત કરી નાખવાની હતી, તોપણુ જેમ ચતુર સેનાપતિ શત્રુની તોપોનો તેમના ઉપરજ પ્રયોગ કરે છે તેવીજ કુશળતાથી નેપોલિયને ચાલુ કાયદાઓનો પણુ પોતાના લાભમા ઉપયોગ કરવાનો ઘાટ ઘડયો હતો આવી સારી છતા અત્યત સાહસિક અને સફળ નીવડે એવી રાજનૈતિક યોજના નેપોલિયન સિવાય બીજો કોઇ કરી પણુ શકે નહિ અને સફળ પણુ થાય નહિ

આખા પારિસ નગરમા અત્યત ઉત્સુકતા આવી ગઇ હતી કાઇ અદ્ભુત બનાવ બનવાનો છે એવા ભણુકારા સત્રને કાને પડતા હતા, અને એ કાર્ય નેપોલિયનજ કરનાર છે એ વાત પણુ ઉઘાડી હતી શુ થવાનું છે અને તે કયારે અને કેવી રીતે થવાનુ છે તેની કોઇને ખબર ન હતી પ્રાચીન સમિતિનુ વલણુ હમેશા સરક્ષક રાજનીતિ તરફ હતું, અને એક વાર જેકોબિન પક્ષના અમલ દરમ્યાન તેમણે ફ્રાન્સમાં ચાલી રહેલી ભયકર અરાજકતા અનુભવ્યા પછી નેપોલિયન જેવા દૃઢ નેતાનુ અનુસરણુ કરવા તેઓ પોતેજ ઘણા રાજી હતા નેપોલિયન જે દરખાસ્ત લાવે તેને એકદમ પસાર કરવા તેઓ તૈયાર થઇને બેઠા હતા પ્રતિનિધિઓની સભાની રચના પ્રજાસત્તાક રાજ્યના ધોરણે થએલી હોવાથી તેની અદર ઘણા ઝનુની, અસસ્કૃત, અને અસભ્ય સભાસદો હતા અને પોતાનુ આધિપત્ય સ્થાપિત કરવા માટે હમેશા ધમપછાડ કરતા હતા પણુ પ્રાચીન સમિતિના પ્રમુખ કાર્નોની પૂર્ણ સહાનુભૂતિ નેપોલિયને અગાઉથીજ મેળવી લીધી હતી, અને પ્રતિનિધિઓની સભાનો અધ્યક્ષ તેનો ભાઇ લૂશિયન બોનાપાર્ટજ હતો બેઉ સભાઓનુ અધિવેશન ટુલિયર્સના રાજમહેલમા થતુ હતુ, પરતુ ચાલુ કાયદા પ્રમાણે બેઉ ધારાસભાઓએ કયા મળવુ

તેનું સ્થળ નક્કી કરવાનો અધિકાર પ્રાચીન સમિતિને હતો

નેપોલિયન મિસરમાં દિગ્વિજય કરીને આવ્યો હતો તેનો યશ મહાન સિકંદરના યશની માફક દિગંતમાં ફેલાઈ ગયો હતો, તેથી કરીને પ્રસિદ્ધ સેનાપતિઓ અને શહેરના મુખ્ય મુખ્ય લશ્કરી અમલદારો તેની મુલાકાત લેવાને ઘણા ઈંતેજાર હતા રાજધાનીમાં જે સૈન્ય હતું તેને એકવાર જોવા આવે તેમાં સિપાઈઓ અને સેનાપતિઓ પોતાને માન સમજતા હતા તેથી તેમણે નેપોલિયનને પોતાના મનની ઇચ્છા જણાવી જાહેરમાં એ વાત પ્રકટ ન થાય તેવી રીતે તેણે દરેક સેનાપતિને જણાવી દીધું કે ૯ મી નવેમ્બરે સવારમાં હું સૈન્યની મુલાકાત લઈશ, અને તેમની કવાયત જોઈશ તેજ દહાડે સવારના ૭ વાગે પ્રાચીન સમિતિનું અધિવેશન થવાનું હતું અને પ્રતિનિધિઓની સભા અગીઆર વાગે મળનાર હતી આ પ્રમાણે ૯ મી નવેમ્બરનો દિવસ નેપોલિયને પોતાના રાજનૈતિક સંગ્રામને માટે મનમાં મુકરર કરી રાખ્યો હતો આ બધી ગોઠવણ એવી સંભાળપૂર્વક કરવામાં આવી હતી કે લોકોનું ધ્યાન તે તરફ ખેંચાયજ નહિ અને તે દ્વારા નેપોલિયન પોતાનો હેતુ સિદ્ધ કરવાનો છે એવો કોઈને શક જાયજ નહિ આ પ્રમાણે છેવટનો હલ્લો કરવાને નેપોલિયને પોતાના કાર્યના સહાયક અંગોને બહુજ યુક્તિપૂર્વક ગોઠવી દીધા, અને જે યુક્તિથી જરા પણ ખૂન રેડયા વગર મહાન વિજય મેળવવાનો હતો તેની જરા પણ તેણે કોઈને ખબર પડવા દીધી નહિ

પછી ૯ મી નવેમ્બરનો દિવસ આવી પહોંચ્યો સૂર્યોદય પહેલા ઘણા કલાક આગમચથી પારિસ નગરની પ્રજા જાગૃત થઈ હતી આજે જાણે એક મહોત્સવ થવાનો હોય તેવો ખળભળાટ મચી રહ્યો હતો સવાર થવા પહેલાંજ સૈનિકવાદ્ય અને લલિત સંગીતનો આરંભ થઈ ચૂક્યો હતો પાયદળ લશ્કરના સિપાઈઓ ભભકાદાર લશ્કરી પોશાક પહેરીને રણવાદ્ય સાથે હારબંધ ચાલવા લાગ્યા હતા તેમની સુશોભિત ધ્વજાઓ, તેમની ચાલવાની લડાયક ઢબ અને તેમનું યુદ્ધસંગીત જોઈને લોકો મુગ્ધ થતા હતા પાયદળની પાછળ ઘોડેસ્વારોની હારની હાર થનથનાટ કરતા પાણીદાર ઘોડાઓ ઉપર બેસીને ઝડપથી ચાલી આવતી હતી સ્વારોના રમણીય શિરપેચ, શરતાનભરી દેદીપ્યમાન કાંતિ, વગેરે ઘણાં મનોહર લાગતા હતા શહેરના ફરસબંદી રસ્તાઓ ઘોડાની પડઘીના અવાજ, તોપોના ગાડાના ગડગડાટ, સિપાઈઓના પગલાના ધબકારા તથા યુદ્ધવાદ્ય અને સંગીતથી ગાજી રહ્યા હતા આજે લશ્કરનો આનંદ માતો ન હતો આજે દિગ્વિજયી નેપોલિયન તેમની કવાયત જોવા આવનાર હતો. થોડાજ વખતની અંદર નેપોલિયનનું ઘર ભભકાદાર લશ્કરી પોશાકમાં સજ્જ થએલા વિખ્યાત સેનાપતિઓથી ભરાઈ ગયું તેની મુલાકાતે આવનાર લોકોની સંખ્યા એટલી બધી હતી કે એકે એક ઓરડો ચીકાર થઈ ગયો હતો અને ઘણાને ઘરમાં ઉભા

રહેવાની જગ્યા ન મળવાથી બહારના રાજમાર્ગ ઉપર તેની આવવાની રાહ જોતા ઉભા હતા

અગાઉથી કરી રાખેના સકેત પ્રમાણે તેજ દિવસે સવારના છ વાગે પ્રાચીન સમિતિનુ અધિવેશન કરવાનો વખત મુકરર કરવામા આવ્યો હતો એ મંડળનો પ્રમુખ કાર્નો તથા ઘણાખરા સભાસદો નેપોલિયનના પક્ષના થયા હતા તેમણે તરતજ એવો ઠરાવ પસાર કર્યો કે રાજધાનીના તમામ સૈન્યનુ સેનાપતિપણુ નેપોલિયનને આપવુ કે જેથી કરીને શહેરમા સુલેહશાંતિ જળવાઇ રહે વળી એક બીજો ઠરાવ એવો પસાર કર્યો કે આજથી સેંટ ક્લાઉડ નામના રાજમહેલમા આ સભાનુ તથા પ્રતિનિધિઓની સભાનુ અધિવેશન કરવામા આવશે આ મકાન પારિસથી થોડા માઇલને અતરે હતુ ત્યાં શુ શુ થાય છે તેના સમાચારથી પારિસનો અશિક્ષિત લોકવર્ગ તરતજ માહિતગાર ન થાય એવા હેતુથી સ્થળનો ફેરફાર કરવામા આવ્યો હતો તેમ ન કર્યું હોત તો જે રાજનૈતિક તોફાન સભાગૃહમા ઉત્પન્ન થનાર હતું તેના સમાચાર લોકોમા ફેલાઈ જતા લોકો ઉશ્કેરાઇ જઇને હુલ્લડ મચાવત, અને લશ્કરી બળથી તેમને દબાવી દેવાની જરૂર પડત અને તેમ કરવાથી ઘણા મનુષ્યોની નાહક હત્યા કરવી પડત આ ઠરાવની નકલ લઇને પ્રાચીન સમિતિનો પ્રમુખ જાતેજ નેપોલિયનને ઘેર ગયો તે આજ્ઞાપત્ર લેવાને નેપોલિયન તૈયાર થઇનેજ બેઠો હતો પોતાના ઘરમાં એકત્ર થએલા સત્તાધારી પરોણાઓને સબોધીને તેણે દૃઢ અને સુસ્પષ્ટ અવાજે તે આજ્ઞાપત્ર વાંચી સભળાવ્યુ અને કહ્યુ, " ગૃહસ્થો ! પ્રજાસત્તાક રાજ્યનુ રક્ષણ કરવામા તમે મને મદદ આપશો ' " તેમણે પોતાની તલવારો મ્યાનમાથી બહાર કહાડીને એકે અવાજે પોકાર કર્યો કે અમે તેમ કરવાની પ્રતિજ્ઞા લઇએ છીએ

બસ, તેજ ઘડીએ નેપોલિયનની જીત થઇજ ચૂકી તેને આખી ફ્રેન્ચ પ્રજાએ પોતાના નેતા તરીકે સ્વીકારી લીધો હવે તો માત્ર આ તકનો લાભ લઇને વિજયની પરિપૂર્ણતા કરવાનુજ બાકી રહ્યુ હતુ આ સમાચાર મેદાનમા નેપોલિયનના આવવાની આતુરતાથી રાહ જોતા સૈન્યને પહોંચાડવામા આવ્યા તેમણે ગગનભેદી હર્ષનાદ કરીને પોતાના પરમપ્રિય નેપોલિયનની સેનાધિપતિ તરીકેની નિમણુક વધાવી લીધી હવે તેની સામે માથુ ઉચકવાની હિમત ચલાવવા જેટલી તેના કોઇ પણ પ્રતિસ્પર્ધીમા તાકાત ન હતી આટલુ થયા પછી તેણે આ કાર્યને પૂર્ણ રીતે સફળ અને યશસ્વી બનાવવામા પોતાના તમામ મનોબળનો અને બુદ્ધિબળનો ઉપયોગ કર્યો

પછી નેપોલિયન ઘોડેસ્વાર થઇને ટુલિયર્સના રાજમહેલ તરફ જવા નીકળ્યો તેની સાથે પદરસો ઘોડેસ્વારનુ લશ્કર અને આખને આજી નાખે એવા પ્રતાપવાન સેનાપતિઓ હતા વખતે જરૂર પડે તેટના માટે તેણે આટલુ સૈન્ય પોતાના મકાનની પાસેજ પહેલેથીજ રાખ્યુ હતુ એકાએક આ રસાલો પારિસના આશ્ચર્યચકિત

થએલા લોકોની નજર આગળ થઇને એક સ્વપ્નની માફક પસાર થઇ ગયો કિનખાબના ભભકાદાર વાવટા, સરદારોના અને તેમના ઘોડાના કસબી સાજ અને તેને મુકાબલે નેપોલિયનના તદ્દન સાદા પોશાકની ભવ્યતા વિશેષ ભવ્ય લાગતી હતી અને બધા લોકોની નજર તેના ઉપરજ ઠરતી હતી

જાણે પોતે મુકુટધારી નૃપતિજ હોય તેવા દમામથી અને રાજસત્તાથી નેપોલિયન પ્રાચીન સમિતિના સભાગૃહમાં દાખલ થયો સભાસદો તેના એકાએક દેખાવથી અને તેના પ્રૌઢ સામર્થ્યના પ્રત્યક્ષ દર્શનથી ચકિત થઇ ગયા તેણે પોતાનો નવો હોદ્દો ધારણ કરતા સભાને સંબોધીને કહ્યું કે " તમે આખી પ્રજામાથી સૌથી વિશેષ શાણા અને રાજનીતિજ્ઞ પુરુષો છો પ્રજાસત્તાક રાજ્યનો વિનાશ થતો અટકાવવાને શા શા પગલા લેવા જોઇએ તેનો નિર્ણય કરવાનુ કામ તમારૂ છે હું મારા સરદારો સાથે તમને સહાય આપવા આજે હાજર થયો છુ તમે જે કાર્ય મને સોપ્યુ છે તે હુ પ્રમાણિકપણે અદા કરીશ અત્યારે આપણે શુ કરવુ તેને માટે પાછલા ઇતિહાસના દૃષ્ટાન્ત જોતા નહિ અઢારમા સૈકાના જેવો મામલો પૂર્વે કદિ ઉભો થયો નથી અને હાલના જેવો મામલો આખા અઢારમા સૈકામા પણ ઉપસ્થિત થયો નથી"

નેપોલિયનની સેનાધિપતિ તરીકેની નિમણુકની ખબર પ્રાચીન સમિતિએ પાંચ ડિરેક્ટરોને કહેવડાવી એટલે તરતજ સિયાઇ, ડૂકોએ પોતપોતાના હોદ્દાના રાજીનામા આપી દીધા બાકીના ડિરેક્ટરોએ વાંધો લીધો બૅરાસે પોતાના ખાનગી સક્રેટરીને નેપોલિયન પાસે પોતાનો વાંધો દર્શાવવાને મોકલાવ્યો જાણે ફ્રાન્સ દેશ પોતાને પૂર્વજો તરફથી વારસામાંજ મળ્યો હોય અને પોતે તેનો વહીવટ ડિરેક્ટરોને સોપી ગયો હોય તેમ રાજાનો રૂવાબ ધારણ કરીને નેપોલિયને કહ્યુ, " જે આબાદ અને રમણીય ફ્રાન્સ હુ તમને સોપી ગયો હતો તે કયાં છે ? હું ગયો ત્યારે બધે સુલેહ શાંતિ હતી અને આવુ છુ ત્યારે લડાઇઓ જોઉ છુ હુ ફ્રાન્સને તમામ લડાઇઓમા વિજય અપાવીને ગયો હતો અને આવુ છુ ત્યારે તેની હાર થએલી જોઉ છુ દેશમાં જુલમી કર અને કંગાલીયતજ મારી નજરે પડે છે, મારા એક લાખ સમર વિજયી યોદ્ધાઓ કયાં ગયા ? દેશની આવી ખરાબી થાય તે ચાલવા દેવામા નહિજ આવે."

આ જવાબથી બૅરાસ ગભરાઇ ગયો તેણે પણ નાઇલાજે રાજીનામુ આપ્યુ. હવે બાકીના બે ડિરેક્ટરો લાચાર થઈ ગયા તેઓ નેપોલિયન પાસે ગયા અને ત્યા પણ તેમણે રાજીનામુ આપવાની આનાકાની કરી નેપોલિયને તેમને તરતજ પરહેજ કરીને લક્ઝેમ્બર્ગના મહેલમા કેદ રાખવાનો હુકમ કર્યો

તેજ દિવસે અગીઆર વાગે અત્યંત ખળભળાટ અને ઉશ્કેરાયલી હાલતમાં પ્રતિનિધિઓની સભા મળી એ સભાનુ અધિવેશન હવેથી સેંટ ક્લાઉડના મહેલમા કરવુ એવો જે ઠરાવ પ્રાચીન સમિતિએ પસાર કર્યો હતો, તે નેપોલિયનના ભાઈ

લૂશિયને વાંચી સંભળાવ્યો આ ઠરાવ કાયદેસર હતો તકરાર કરવાનો અવકાશ હતો-જ નહિ. નેપોલિયન સૈન્યનો માનીતો હતો રાજ્યનું તમામ લશ્કરીબળ તેની એક આંગળીના ઈશારાને તાબે હતું એની સામે થવું એ કેવળ અસંભવિતજ હતું તેણે તમામ બાજી ઘણીજ કુનેહથી ગોઠવીને પોતાનું કાર્ય સિદ્ધ કરી દીધું અગીઆર વાગે ડિરેક્ટરોના અમલનો અંત આવ્યો આખા સૈન્યે પોતાના હૈયાના ઉમળકાથી એકેકે અવાજે નેપોલિયનને પોતાનો નેતા માની લીધો હતો " નેપોલિયન ઘણું જીવો " એવા પોકારથી પારિસ નગર ગાજી રહ્યું હતું પ્રાચીન સમિતિ તેના હાથમાં હતી પ્રતિનિધિઓની સભામાંથી પણ ઘણા સભાસદો તેના પક્ષમા હોઇને તેની આજ્ઞાને નિઃશંકપણે અનુસરવા તૈયાર હતા શાંત ગંભીર, મગરૂર નેપોલિયન પોતાની શક્તિઓને સારી રીતે સમજતો હોઇ, સેનાપતિઓને, રાજનીતિજ્ઞ પુરુષોને અને લોકવર્ગને પોતાના શેત્રંજના મોરાં જેવા સમજતો, જાણે ટૂલિયર્સના રાજમહેલનો તે વંશ-પરંપરાનો માલિક હોય તેમ તે ભવ્ય પ્રાસાદમા દાખલ થયો

રાજ્યના તમામ પક્ષના લોકોએ નેપોલિયને મેળવેલી ફતેહ તરફ અનુમતિ દર્શાવી તે દિગ્વિજયી સેનાપતિ હતો તેથી સિપાઇઓએ હર્ષના પોકાર કર્યા અને તોપો ફોડીને પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો વળી તે એક વિદ્વાન અને વિદ્યાવિલાસી હતો, મનુષ્યબુદ્ધિનો ઉચ્ચતમ વિકાસ કરાવવા અને તેના દ્વારા ઉત્તમોત્તમ કાર્યો કરાવવાને તે પ્રોત્સાહન આપતો હતો તેથી પારિસની પંડિતમંડળે તેને અભિનંદન આપ્યું ફ્રાન્સનો તરુણ વર્ગ જ્યારે વિષયલંપટતામાં, મદિરાપાનમા અને નૃત્યવિલાસમાં ગુલતાન બની ગયો હતો તે જમાનામા અપ્સરાઓને લજાવે એવી સૌન્દર્યવાન રમણીઓના લાવણ્યથી જે લલચાયો ન હતો, લાખો રૂપીઆની લાંચથી જેનું નીતિબળ ડગ્યું ન હતું, ઇન્દ્રિયવિલાસની મોહનીના પ્રલોભને જેને સતત પરિશ્રમ અને સ્વદેશ સેવાના વ્રતમાંથી ચલિત કર્યો ન હતો તે નેપોલિયનને આખા દેશના ચારિત્ર્યવાન અને કુલિન પુરુષોએ અંતઃકરણથી વધાવી લીધો નેપોલિયન કાયદાનો અને સુલેહનો દૃઢ અને અડગ હિમાયતી હતો તેથી અરાજકતાથી કંટાળી ગએલા રાજનીતિજ્ઞ પુરુષોએ તેને દેશનો ઉદ્ધાર કરનાર માન્યો અસંખ્ય હલાઓથી, ને જુલ્મથી ત્રાસ પામેલી સ્ત્રીઓએ અને કુમારિકાઓએ તેના ઉપર આશીર્વાદ વર્ષાવ્યો આ પ્રમાણે આખા દેશના રાજનીતિજ્ઞ, સાહિત્યવિલાસી, વિજ્ઞાનવિદ્, ચારિત્ર્યવાન અને કુલિન લોકો પોતાની સહાનુભૂતિ જાહેર કરવા તેની પાસે આવવા લાગ્યા સર્વને એમજ લાગ્યું કે યોગ્ય જગ્યાએ યોગ્ય વ્યક્તિની નિમણૂક થએલી છે

પછી બીજા દિવસના કાર્યને માટે જોઇતી તૈયારી નેપોલિયને રાતો રાત કરી નાખી શહેરના અગત્યના સ્થળોમા બહાદૂર સેનાપતિ મુરા, સમરવીર લાની, સેનાપતિ મોરો વગેરેને લશ્કરની મજબૂત ટુકડીઓ સાથે ગોઠવી દીધા શહેરનો જેકોબિન વર્ગ

વખતે હુલ્લડ મચાવે એવી ધાસ્તી હતી તેને માટે નેપોલિયન ઝીણામાં ઝીણી વાતનો પણ બંદોબસ્ત કરવા ચૂકયો ન હતો તે પ્રારબ્ધમાં શ્રદ્ધાવાન હતો તોપણ ભવિષ્યમાં જે જે નવા નવા સંજોગો ઉભા થવા પામે તેની અગાઉથી ગણત્રી કરીને પૂરેપૂરી સાવચેતી રાખવામાં તે કચાશ રાખતો નહિ આખી રાત પારિસમાં ભારે ખળભળાટ મચી રહ્યો હતો તોપણ લશ્કરની ધાકથી હુલ્લડ થવા પામ્યું નહિ આવતી કાલે નેપોલિયન નવાજૂની કરશે એ ત્રણે પક્ષના લોકો જાણતા હતા, પણ તે શું કરવાનો છે તેની કોઇને ખબર ન હતી જેકોબિન પક્ષના આગેવાનો પ્રતિનિધિઓની સભામાં ભારે તકરાર લેશે એવી તેને ખાત્રી હતી અને તેને એક શુભેચ્છકે સલાહ પણ આપી કે રાતોરાત એ પક્ષના ચાલીશ આગેવાનોને કેદ કરવા, પણ નેપોલિયને જવાબ આપ્યો કે "પ્રજાના પ્રતિનિધિઓને માન આપવાના મે આજ સવારેજ સોગંદ લીધા છે " જો એ સભાનું અધિવેશન પારિસમાં થયું હોત તો જરૂર હુલ્લડ થાત અને મનુષ્યરક્તની નદીઓ વહેવા પામત, પણ સભાને દૂર લઇ જવાથી અને લશ્કરની ધાકથી એ માઠો બનાવ બનવા પામ્યો નહિ.

આવા અત્યંત ગુંચવણભરેલા અને જીવ સટોસટના પ્રસંગમાં પણ નેપોલિયન તેની પ્રિય જોસેફાઇનને ભૂલ્યો ન હતો આખા દિવસમાં એવા પ્રસંગો ઉભા થતા હતા કે આવતી કાલે નેપોલિયન રાજ્યાસનપર ચડશે કે ફાંસીને લાકડે લટકશે તે અનિશ્ચિત હતું તેવે વખતે પણ તે કલાકે કલાકે તમામ સમાચાર જોસેફાઇનને ટુંકામાં, ઉતાવળથી લખી મોકલતો મોડી રાત્રે તે પોતાને ઘેર ગયો ત્યારે પણ તે ઉત્સાહથી ભરપૂર હતો સવારથી આખરસુધીની બધી ઝીણી ઝીણી વિગતો તેણે જોસેફાઇનને કહી એક કલાક આરામ લીધો અને સવારમાં પોતાના રસાલા સાથે સેંટ કલાઉડના મહેલ તરફ જવા નીકળ્યો

આજે ૧૭૯૯ ના નવેંબર માસની ૧૦ મી તારીખ હતી સેંટ કલાઉડના મહેલમાં એક ઓરડો નેપોલિયનની પોતાની ઑફિસ માટે, બીજો પ્રાચીન સમિતિના અધિવેશન માટે અને ત્રીજો પ્રતિનિધિઓની સભાને માટે નિયુક્ત કરવામાં આવ્યો હતો પોતે આખી પ્રજાની અનુમતિથી કૉન્સલની પદવી ધારણ કરવાનો છે એવી તેને ખાત્રી હોય તેમ તે પોતાના કાર્યાલયમાં પોતાના સેનાપતિઓ, અને અંગરક્ષકો સહિત દાખલ થયો તે રાજસત્તાનો લોભી છે અને તેથીજ તેણે આ કાવત્રું ઉભું કર્યું છે એવો તેના ઉપર આરોપ મૂકીને જેકોબિન પક્ષના સભાસદોએ તેનો આજે વિનાશ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો ગઇ રાતે તેમણે પોતાની સત્તાને મજબૂત કરી હતી આજે તેઓ નેપોલિયનને પ્રજાસત્તાક રાજ્યનો શત્રુ ઠરાવવાના હતા આવા સંજોગોમાં બેઉ સભાઓનું અધિવેશન થયું. જેકોબિન પક્ષનો અને પ્રતિનિધિઓની સભાનો વૈરભાવ જોઇને પ્રાચીન સમિતિના સભાસદો પણ ડરી ગયા તેમણે

જ્યારે જોયુ કે પ્રતિનિધિઓની સભાનુ વલણ નેપોલિયનનો વિનાશ કરવા અને ચાલુ રાજ્યતંત્રનુ રક્ષણ કરવા તરફ છે ત્યારે થોડાજ સમયપર પ્રવર્તેલા રક્તપ્રવાહનુ સ્મરણ કરીને નેપોલિયનનો ત્યાગ કરવામાજ પોતાનુ શ્રેય છે એવુ તેઓ માનવા લાગ્યા વંશભાવથી ઉભ્કેરાયના સભાસદોની દુષ્પ્રવૃત્તિની ભરતી આગળ નેપોલિયનના પક્ષકારો રમની માફક તણાઇ જવા લાગ્યા જીવનમરણના સધિસ્થાનમા ઉભા રહીને પોતાની સમયસૂચકતાના પ્રભાવથી હારની અણીપર આવેલા પોતાના સૈન્યને જેણે અનેક તુમુલ રણસગ્રામોમા વિજય અપાવ્યો હતો તે નેપોલિયને આજે પણ પ્રલયકાળના મહાસાગરની માફક પ્રક્ષુબ્ધ થએલા સભાગૃહમા પોતાની સમયસૂચકતાનુ, અગાધ બુદ્ધિસામર્થ્યનુ અને દઢ મનોબળનુ દર્શન કરાવ્યુ

પોતાના માથા ઉપર ઝઝુમી રહેલી વિપત્તિનુ મહત્ત્વ જોઇને થોડાક નિમકહલાલ અગરક્ષકો અને લશ્કરની એક ટુકડી લઇને તે પ્રથમ પ્રાચીન સમિતિના સભાગૃહમાં દાખલ થયો તેના સિપાઇઓ પોતાના તીક્ષ્ણ અને તેજસ્વી શસ્ત્રોનો ચળકાટ સભાગૃહમા પડે એવી રીતે ઉઘાડા તરવારો, પોતાના સામર્થ્યના ગર્વસહિત છતી ક્હાડીને ઉભા રહ્યા નેપોલિયનને એકાએક પોતાની સમક્ષ ઉભેલો જોઇને તથા તેના અગરક્ષકોનુ વીરત્વ જોઈને સભાસદો શાત અને સ્તબ્ધ બની ગયા નેપોલિયનના પક્ષકારોના હૃદયમાં આશાનો ઉદય થયો તેણે સભાને સબોધન કરીને કહ્યુ કે “ સદ્‌ગૃહસ્થો ! આપણે એક ભયાનક જ્વાળામુખી પર્વત ઉપર ઉભા છીએ પ્રજાસત્તાક રાજ્યતત્ર જોખમમા છે એ આપ સર્વેએ નક્કી કર્યુ છે અને આપેજ મને મદદ માટે બોલાવ્યો છે મે આપની ઇચ્છા પૂર્ણ કરી છે પણ હમણા મારા તરફ તમે તિરસ્કારસૂચક ઉદ્‌ગાર ક્હાડો છો તમે બધા મને × સીઝર અને * ક્રોમ્વેલની ઉપમા આપો છો પણ વર્તમાન સમયના કોઇ પણ રાજ્યપ્રકરણી બનાવ સાથે ભૂતકાળના બનાવની સરખામણી થઈ શકે એમ છેજ નહિ વિપત્તિ તમારી પાસેને પાસે આવતીજ જાય છે વિનાશનો સભવ દિવસે દિવસે વધતોજ જાય છે હાલમાં ખરૂ પૂછો તો આપણા દેશમા કોઇ પણ જાતની શાસનપ્રણાલિ છેજ નહિ ડિરે-

× દિગ્વિજયી રોમન સેનાપતિ હતો પ્રજાસત્તાક રાજ્યનો મુખ્ય પુરુષ હોવા છતા તેણે પોતાની મરજી પ્રમાણે કુલસત્તા હાથમા લઇને રાજ્યતત્ર ચલાવ્યુ હતુ એવો આરોપ તેના ઉપર મૂકવામા આવ્યો હતો

* ઇગ્લડને તેના જુલમી રાજાના જૂલમમાથી છોડાવનાર, રાજાની આપખુદી સત્તાને તોડનાર વીર પુરુષ હતો પણ પાછળથી તે એટલો બળવાન બની ગયો કે જે રાજાની સામે તેણે યુદ્ધ કર્યુ હતુ તેના કરતા પણ વિશેષ સ્વેચ્છાચારી નીવડયો અને રૈયત પણ તેનાથી કટાળી ગઈ પણ તેના લશ્કરી બળ આગળ કોઇનુ ચાલ્યુ નહિ

ક્ટરોએ પોતપોતાના હોદ્દાનાં રાજીનામાં આપી દીધા છે પ્રતિનિધિઓની સભામાં ઉત્પાત થઇ રહ્યો છે પારિસમા વિદ્રોહનો અગ્નિ ધૂમાઈ રહ્યો છે અને સળગી ઉઠવાની તૈયારીમાં છે પદભ્રષ્ટ રાજાના દૂતો પ્રજાને બળવો કરવા ઉશ્કેરી રહ્યા છે. લોકોને ઉશ્કેરનારા લોકો ગયા જમાનાના કેર અને હત્યાકાંડનુ ભયકર નાટક બીજીવાર ભજવવા ઉત્સુક છે પણ તમે ડરશો નહિ હુ આ મારા હથિયારબધ મિત્રોની મદદથી તમારૂં રક્ષણ કરવા સજ્જ થઇને ઉભો છુ પ્રજાસત્તાક રાજ્યનુ રક્ષણ કરવા ઉપરાત બીજી કોઇ પણ જાતની મને અભિલાષા નથી જે સ્વાતત્ર્ય અને મનુષ્યમાત્રના સરખાપણા માટે આપણે આટલા આટલા ભોગ આપ્યા છે, આટલુ આટલુ કષ્ટ સહન કર્યું છે તેનુ હુ રક્ષણ કરીશ એવા હુ આપની સમક્ષ સોગદ લઉં છુ.”

એક સભાસદ વચમાં બોલી ઉઠયો કે ચાલુ શાસનપ્રણાલિને પણ જાળવવી પડશે. નેપોલિયને એક પળ વાર વિચાર કરી લીધો ચાલુ શાસનપ્રણાલિને જાળવી શકાયજ કેવી રીતે? જેનો ઉચ્છેદ કરવાને માટે તો તે આટલો પરિશ્રમ લે છે તેને સાગોપાગ સાચવી રાખીશ એવા સોગદ તે કદિ લઇ શકેજ નહિ તેણે મેઘગભીર સ્વરે જવાબ આપ્યો કે “ચાલુ શાસનપ્રણાલિ? એમાનુ અત્યારે કાંઇ છેજ નહિ જે દિવસે કાર્યવાહક સભાએ ધારાસભાનો અધિકાર તોડી પાડયો તે દિવસે તમે તમારે હાથેજ તમારી શાસનપ્રણાલિના મૂળમા પ્રહાર કર્યો છે જે દિવસે ધારાસભાએ કાર્યવાહક સભાની સ્વતત્રતામાં દખલ કરવા માડી તે દિવસથી તમારી શાસનપ્રણાલિનો નાશ થઈજ ચૂકયો છે વળી જે દિવસે ધારાસભાએ અને કાર્યવાહક સભાએ લોકોએ ચૂટી કહાડેલા પ્રતિનિધિઓને નાકબૂલ કર્યા, તે દિવસે એ પ્રણાલિનુ જે કાઇ અવશિષ્ટ રહ્યુ હતુ તે પણ હતું ન હતું થઇ ગયુ છે તમારી હાલની શાસનપદ્ધતિ તો માત્ર ઉપહાસનો વિષય બનવા જેવીજ રહી છે–બધા તેનો ઉલ્લેખ કરે છે પણ કોઇ તેને સન્માન આપતુ નથી ”

આ સભાષણ ચાલતુ હતુ તેવામાં સમાચાર આવ્યા કે પ્રતિનિધિઓની સભામાં નેપોલિયનને દેશના કાયદાના રક્ષણની બહાર મૂકવાનો ઠરાવ મૂકવાની તૈયારી ચાલે છે અને એ ઠરાવ બાબત સભાસદોના મત લેવાનુ કાર્ય કરવા માટે અધ્યક્ષને દબાણ કરવામાં આવે છે અધ્યક્ષ નેપોલિયનનો ભાઇ લૂશીયનજ હતો આ ઠરાવ જો એકવાર પસાર થવા પામે તો નેપોલિયનનુ આવી બને અને તેની જીવનકથા અહિંથીજ સમાપ્ત થાય આ રોમાચિત કરે એવી ભયકર ખબર સાભળીને તે બોલી ઉઠયો કે ‘જો વીશ કરોડ સુવર્ણમુદ્રા આપતાં પણ મારા સેનાપતિ તેને કોઇ મારી પાસે તેડી લાવે તો હુ તે આપવા અચકાઉં નહિ.” તોપણ તેણે હિમત છોડી નહિ. તેણે સભાને સબોધીને કહ્યુ કે “જો કોઈ પણ સભાસદ પરદેશી રાજ્યોના દૂતોની સમજૂતથી મને કાયદાના રક્ષણની બહાર મૂકવાનો પ્રયત્ન કરશે તો હું તરતજ મારા

તેજસ્વી હથિયારવાળા મિત્રો ( સિપાઇઓ ) નો આશ્રય લઇશ. જુઓ, તે બારણા આગળજ ઉભા છે યાદ રાખજે કે હુ રણક્ષેત્રમા રણદેવતા અને સૌભાગ્યલક્ષ્મીની સાથે એકના કરીનેજ આગળ વધુ છુ ”

એમ કહીને તે તરતજ મભાગૃહ છોડીને પ્રતિનિધિઓની સભાના ઓરડા તરફ ચાલ્યો તેના અગરક્ષકો તેની પાછળ જવા લાગ્યા રસ્તામા તેને ઑગેરિયો મળ્યો તે નેપોલિયનનો એક ઘણોજ બહાદુર સેનાપતિ હતો તોપણ તેની ભયભરેલી અવસ્થા જોઇને બીકને લીધે તેનો ચહેરો વિવર્ણ બની ગયો હતો અને તે થરથર ધ્રૂજતો હતો તેણે કપતે સ્વરે નેપોલિયનને કહ્યુ, “ આપે એક ભયકર આફત વહોરી લીધી છે ” નેપોલિયને સ્થિર ચિત્તે જવાબ આપ્યો, “ આર્કોલાના રણસગ્રામ વખતે આના કરતા પણ વધારે ભયાનક સ્થિતિમા હુ હતો ધૈર્ય રાખો, અડધા કલાકમાજ બધી બાજી બદલાઇ જશે ”

એમ કહીને તે પ્રતિનિધિઓના સભાગૃહમા દાખલ થયો તેના અગરક્ષકો બારણા આગળ પૌરુષજનિત ગર્વસહિત ઉઘાડી તલવારે ઉભા રહ્યા નેપોલિયનને જોતાજ તમામ સભાસદો ગાડાની માફક ખળભળી ઉઠયા આ પળ એવી હતી કે તેના બુદ્ધિવૈભવ સિવાય બીજા કશાથી તેનુ રક્ષણ થઈ શકે એમ હતુજ નહિ “ તુ તારા મનમા શુ સમજે છે ? ” “ સ્વેચ્છાચારીનો અત લાવો, ” ચાલ્યો જા, ” “દૂર જા ” એવા ધમકીભર્યા ઉદ્ગાર ચારે તરફથી નીકળવા લાગ્યા સભાની તે સમયની અવસ્થાનુ વર્ણન કરતા તે કહે છે કે “ ઇયોલસની ગુફામા પુરાઇ રહેલો વાયુ એકાએક બહાર નીકળે અને જે પ્રચડ તોફાન થવા લાગે તે તોફાનનો ખ્યાલ કરવાથી આ સભાગૃહના ઉત્પાતનો કાઇક ઝાખો ખ્યાલ આવી શકે ”

નેપોલિયને સભાને સબોધીને બોલવાનો પ્રયત્ન કર્યો, પણ તેનુ બોલ્યુ સાભળેજ કોણ ? સભાસદો ક્રોધના પોકાર કરતા કરતા તેની આસપાસ એકત્ર થઇ ગયા, તેનો જાન જોખમમા છે એમ જાણીને તેના અગરક્ષકો ત્વરાથી અદર ધસી આવ્યા, અને તેની ચારે દિશાએ ફરી વળ્યા એક સભાસદ તેની છાતીમા ખજર ભોંચવા જતો હતો પણ તેના અગરક્ષકોએ તેનો હાથ એકદમ પકડી લીધો તેઓ તેને સભાગૃહમાથી સહિસલામત બહાર લઇ ગયા પણ સભા શાત થઈ નહિ નેપોલિયન દાદરના પગથીયા ઉતરતો હતો એટલામાં એક જણે ખબર આપી કે બધા સભાસદો તમારા ભાઇ લૂશીયન ઉપર તૂટી પડયા છે અને તેને મારી નાખ્યા વગર નહિ રહે તેજ ઘડીએ નેપોલિયનની આજ્ઞાથી સિપાઇઓની એક ટુકડી વીજળીને વેગે સભાગૃહમા ધસી ગઈ અને “ તમારા ભાઇની આજ્ઞાથી ” એવુ લૂશીયનને કહીને તેને પણ સહિસલામત બહાર લઇ આવ્યા બેઉ ભાઇ ઘોડે બેઠા અને જ્યા લશ્કર ઉભુ હતુ ત્યા આગળ જવા લાગ્યા રસ્તામા લૂશીયને કહ્યુ, “ આજથી

પ્રતિનિધિઓની સભાનો ભગ થયો છે એમ હુ તમને મારા હોદ્દાની રૂએ જણાવુ છુ સભાગૃહ ખૂનીઓથી ભરપૂર થઈ ગયુ છે હુ તમને આવાહન કરૂ છુ કે તમે ત્યાં જઇને તેમને ત્યાથી હાંકી કહાડો "

નેપોલિયને સૈન્યને સબોધીને કહ્યુ, " યોદ્ધાઓ ! કેમ ? હુ તમારા ઉપર સપૂર્ણ આધાર રાખુ કે ? " તેમણે એકકે અવાજે ગર્જના કરીને જવાબ આપ્યો કે " બોનાપાર્ટ ઘણુ જીવો "

સેનાપતિ મુરા લશ્કરની એક ટુકડી લઇને સભાગૃહ તરફ ચાલતો થયો મુરા નેપોલિયનના એક વજ્ર સમાન હતો અને જેના તરફ એ વજ્રનો પ્રહાર થયો તેની પાયમાલીજ થઇ જાણવી મુરાનો ધસારો જેવો તેવો નથીજ એનો સર્વને અનુભવ હતો તેની પડઘમ વાગી ઝળકતી તીક્ષ્ણ સગીનોવાળા તાલમબાજ સિપાઇઓ હારમધ આગળ ધસ્યા સભાગૃહમા નાસભાગ થઇ ગઇ સભાસદો બારીએથી કૂદી કૂદીને જીવ લઇને નાઠા એક પળવારમાજ મનુષ્યોના કોલાહલથી ગાજી રહેલુ સભાગૃહ શાત શમશમાકાર બની ગયુ નાસતા સભાસદો તરફ ગોળીબાર કરવાની આજ્ઞા આપવા એક જણે નેપોલિયનને સૂચના કરી, પણ તેણે જવાબ આપ્યો કે " નહિ, મારી ઇચ્છા એવી છે કે મનુષ્યરક્તનુ એક ટીપુ પણ આજે પડવુ ન જોઇએ જેઓ તેને અને તેના ભાઇને મારી નાખવા તત્પર થયા હતા તેઓ મહિસલામત નાસી જવા પામ્યા !

સાજે નેપોલિયને ઉપર કહેલી બેઉ સભાઓનુ ફરીથી અધિવેશન કરાવ્યુ આ વખતે જેઓ તેના પક્ષના હતા તેઓજ માત્ર હાજર થયા હતા તેમણે સર્વાનુમતે ઠરાવ પસાર કર્યો કે નેપોલિયને બજાવેલી સ્વદેશસેવામાટે તેને ધન્યવાદ આપવો ત્યાર પછી એજ સભાએ પાચ ડિરેક્ટરોની સત્તાથી ચાલતી શાસનપદ્ધતિ રદ કરી તેમની જગ્યાએ નેપોલિયન, સિયાઇ અને ડૂકોને કૉન્સલની પદવી આપીને તેમની નિમણૂક કરી ફ્રાન્સની રાજ્યવ્યવસ્થામાટે નવી શાસન પદ્ધતિ નક્કી કરવા બેઉ સભાઓએ ચૂટી કહાડેલી પચીશ પચીશ સભાસદોની બે કમિટિઓ નિમવામા આવી

માજે પારિસમા એવી અફવા ફેલાઇ કે નેપોલિયનને નિષ્ફળતા મળી છે. આ સમાચારથી શહેરની પ્રજામાં ભારે ગભરાટ ફેલાઈ ગયો તમામ વર્ગના લોકો રાષ્ટ્રવિપ્લવથી ઉત્પન્ન થએલી અરાજકતા અને પૈશાચિક હત્યાકાડથી ત્રાસી ગયા હતા, અને તેઓ પોતાની આશા અને ભરોસો માત્ર નેપોલિયન ઉપરજ રાખી બેઠા હત' જૂનુ રાજ્યતત્ર બદલાઇ ગયુ છે તે સમાચાર તથા નેપોલિયને પોતાની હમેશની ઢબ પ્રમાણે ઝડપથી લખાવેલુ જ્વલત જાહેરનામુ રાત્રે નવ વાગે પ્રજાની જાણ માટે વાચી સભળાવવામા આવ્યા લોકોએ આ સમાચાર સાભળીને એકેઅવાજે પોતાનો સતોષ પ્રદર્શિત કર્યો તમામ કાર્યની સપૂર્ણ વ્યવસ્થા કરીને રાતના ત્રણ

વાગે નેપોલિયન ગાડીમા બેસીને પોતાને ઘેર જવા નીકળ્યો આખે રસ્તે તે પોતાના વિચારમા એવો ગરકાવ થઇ ગયો હતો કે તે પોતાના ખાનગી સેક્રેટરી બુરિયેન સાથે એક શબ્દ પણ બોલ્યો ન હતો

ચાર વાગ્યાને સુમારે તે ગાડીમાથી ઉતરીને ઘરમા ગયો. જોસેફાઈન અત્યત આતુરતા અને ચિતાસહિત તેની આવવાની રાહ જોતી બારીએ બેસી રહી હતી. આજના ઉપરાઉપરિ બન્યા જતા અગત્યના બનાવોથી અને દારુણ જોખમ તથા ભયાનક ઉત્પાતથી ભરપૂર દિવસમા શી શી ઘટનાઓ થઇ હતી તે વિષે જોસેફાઇનને નેપોલિયનથી ખબર અપાઇ ન હતી તેને આવેલો જોતા તે દોડીને સામે ગઈ નેપોલિયને તેને છાતી સરસી ચાપી અને આખા દિવસના બનાવોનો સારાશ તેને કહી સભળાવ્યો, અને કહ્યુ કે " પ્રિયતમે, આજથી હુ વાસ્તવિકરીતે ફ્રાન્સના સિંહાસને બેઠો છુ પણ સૌથી પ્રથમ મારી પ્રિયતમ જોસેફાઇનજ પોતાના સુમધુર સ્વરથી મને અભિનદન આપે તેટલા માટે મારી નવી પદવી ગ્રહણ કર્યા પછી હુ કોઇ સાથે એક અક્ષર પણ બોલ્યો નથી નેપોલિયનના પ્રેમની સુકોમળતા અને દાક્ષિણ્ય જોસેફાઇનના લક્ષ બહાર ગયા નહિ તેજ કારણથી તે કહે છે કે " નેપોલિયનના જેટલી મોહકશક્તિ જગતમા બીજા કોઇ પણ પુરુષમા નથી " તે વખતે ચાર વાગી ગયા હતા બીજે દિવસે સવાર થતા પ્રજાસત્તાક રાજ્યની સુવ્યવસ્થા કરવાના ભગીરથ કાર્યમા નેપોલિયન રોકાવાનો હતો થોડી મિનિટનો આરામ લેવા માટે તે પલગપર લાબો થયો સૂતા સૂતા તે હસીને બોલ્યો, " જોસેફાઈન, અત્યારે સૂઈ જા. આવતી કાલે આપણે લક્ઝેમ્બર્ગના રાજમહેલમા સૂઈશુ "

આ વખતે તેની ઉમ્મર માત્ર ત્રીસજ વર્ષની હતી છતા નહિ માની શકાય એવી મુશ્કેલ અને જીવ સટોસટના જોખમભર્યા સજોગો વચ્ચે, પોતાના એકલા બુદ્ધિ વૈભવ ઉપર અડગ વિશ્વાસ રાખીને ત્રણ કરોડ મનુષ્યની વિશાળ પ્રજાને માટે નવુ રાજ્યતત્ર રચીને તેને સુવ્યવસ્થિત કરવાનુ ભગીરથ કાર્ય અને તેની સઘળી જવાબદારી તે પોતાને માથે લેતાં અચકાયો નહિ તેની બુદ્ધિની પૂર્ણતમ કળાનુ દર્શન કરાવે એવા જો તેણે વિજય મેળવ્યો હોય તો તે આ પ્રસગેજ હતો તેના જીવનના બીજા કોઇપણ પ્રસગમા તેની બુદ્ધિનો પ્રકાશ આટલો જ્વલતપણે ઝળકી નીકળ્યો નથી અલબત્ત, આ બનાવવિષે તુલના કરવામા ઇતિહાસકારો એકમત બાધતા થાય એવો વખત આવવાને હજી ઘણા જમાનાની વાર છે કેટલાક લોકો કહે છે કે તેણે આ કાર્ય કરીને પ્રજાના કાયદા અને સ્વાતત્ર્ય ઉપર એક અક્ષમ્ય અત્યાચાર કર્યો છે, ત્યારે બીજા એવો મત દર્શાવે છે કે અરાજકતા અને નીતિભ્રષ્ટ થએલા રાજ્યતત્રને ઉથલાવી નાખવાની જરૂરજ હતી ગમે તેમ હોય પણ એટલુ તો ઉઘાડુજ છે કે નેપોલિયને જે કાર્ય કર્યું હતું તેમા પ્રજાના અત્યત મોટા ભાગની

પૂર્ણ સંમતિ હતી

આ કાર્યને માટે ઘણા માણસો તેની નિંદા કરે છે પણ જો તેણે પોતાના હાથમાં રાજ્યની લગામ લીધી ન હોત તો જે રક્તપ્રવાહથી આખો ફ્રાન્સ દેશ અનેક સમયથી કલંકિત થતો આવ્યો હતો તે પ્રવાહ કદિ બંધ પડત ખરો કે? પ્રજાના જાનમાલની સલામતી સચવાત ખરી કે? અને એ દેશનું સ્વાતંત્ર્ય પણ લાંબો વખત ટકી શકત ખરૂં?

માત્ર રાષ્ટ્રવિપ્લવકારી જેકોબિન વર્ગ સિવાયના તમામ લોકો આ ફેરફારની તરફેણમાં હતા છેલ્લા દશ વર્ષથી લોકોએ એવાં એવાં કાયદાવિરુદ્ધ કાર્ય અનુભવ્યાં હતાં કે તેથી કરીને નેપોલિયનનું આ કાર્ય રાજ્યના કાયદાવિરુદ્ધ છે કે નહિ તે તરફ નહિ જોતાં તેનું પરિણામ સારૂં આવશે એવી તેમની ખાત્રી હોવાથી તેમણે તેમાં પોતાની સંમતિ આપી આખા ફ્રાન્સમાં બધે ઠેકાણે નવા રાજ્યતંત્રને લોકોએ વધાવી લીધું અંગ્રેજ ઇતિહાસકાર એલિસન, જે અનેકવાર નેપોલિયન ઉપર આક્ષેપ મૂકવા ચૂકતો નથી તે પણ આ પ્રસંગની નોંધ લેતાં લખે છે કે —

" નેપોલિયને પોતાના વિજય પછી શત્રુપક્ષ તરફ જે રહેમ નજર રાખી હતી તે જોતાં તેને સીઝરની કોટિમાં મૂકવો જોઇએ તેનો અમલ વિરોધીઓની કતલથી કલંકિત થયો નથી, થોડાજ માણસોને ના છૂટકે કેદ કર્યાં હતા ફ્રાન્સના કૉન્સલ તરીકેની તેની કારકીર્દી દયા અને ઉદારતાનાં અનેક કાર્યોથી ઝળકી રહી છે તેણે આ સત્તા પ્રાપ્ત કરવા માટે મનુષ્યરક્તનું એક ટીપું પણ પડવા દીધું નથી, એટલુંજ નહિ પણ એક પણ માણસને ઝાઝો વખત કેદમાં રાખ્યો નથી તેનો વિજય એ વાસ્તવિકરીતે નિષ્ઠુરતા ઉપર દયા અને મનુષ્યભાવે મેળવેલો વિજય છે, અને ક્રૂરતા વાપરીને મેળવેલા વિજય કરતાં શાણપણ અને રહેમિયતથી મેળવેલો વિજય વધારે સ્થાયી છે એનું ચિરસ્મરણીય દષ્ટાંત તે મૂકી ગયો છે "





# प्रकरण १७ मुं–फ्रान्समां नवयुग

## નેપોલિયન કૉન્સલ થયો.

"જેઓ લોકોને ઠગવા માટે અને પોતાનો સ્વાર્થ સાધવા માટેજ તેમના ઉપર રાજ્ય કરતા હોય તેઓજ લોકોને અજ્ઞાન રાખવાની ઈચ્છા કરે છે જ્ઞાન લોકવર્ગને માટે અહિતકર ક્યારે થઈ પડે કે જ્યારે રાજ્યકર્તા પ્રજાના કલ્યાણની વિરૂદ્ધ વર્તન કરીને તેને નહિ ઇચ્છવા જોગ હાલતમા લાવી મૂકે અથવા જ્યારે સમાજના પછાત વર્ગને કગાલીયતમા સડવા દે ત્યારેજ આવા સજોગો ઉભા થાય ત્યારે જ્ઞાનને લીધે પ્રજામા પોતાનુ રક્ષણ કરવાનો પ્રબળ જુસ્સો જાગ્રત થાય છે" નેપોલિયન



ફ્રાન્સની પ્રજાએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો પ્રયોગ કરી જોયો પણ તેમા તેને પરેપરી નિષ્ફળતા મળી પોતાનુ રાજતત્ર પોતાની મેળે ચલાવવા જેટલુ તેમનામા જ્ઞાન પણ ન હતું, તેમ ચારિત્ર્યબળ પણ ન હતુ અનેક જમાનાઓથી જુલ્મ અને અત્યાચાર નીચેથી કચરાઇને તેઓ એક એવા ઉડા ખાડામા ગરકી ગયા હતા કે તેઓને એકજ દિવસમા સ્વતત્ર પ્રજાને યોગ્ય બનાવવાનુ અશકય હતુ સ્વરાજ ભોગવવાને યોગ્ય થવા માટે તેમને કેળવણીની, રાજનૈતિક જુસ્સાના વિકાસની અને ચારિત્ર્યબળ પ્રાપ્ત કરવાની જરૂર હતી આવા કેટલાક ગુણની ખામીને લીધે તેમણે રાજાની સત્તાનો નાશ કરીને સ્વતત્રતા મેળવી તો ખરી, પણ તેનો ઉપભોગ કરી શકયા નહિ ફ્રાન્સની કુલ વસ્તીમાથી સત્તાણુ ટકા માણસો તદ્દન નિરક્ષર હતા ધર્મ અને નીતિના નિયમો ધર્માધ લોકોની ઘેલછા જેવા ગણાઇને ઉપહાસને પાત્ર થતા હતા સભાગૃહમા મત આપવાની જવાબદારી અને ગાંભીર્યને તો કોઇ જાણતુજ નહિ અને પોતાના કરતા સામા પક્ષના મત વધારે હોય તો તેને ખુશીથી તાબે થવુ જોઇએ એ વાતનો તો કોઇને ખ્યાલ પણ ન હતો

સ્વાધીન રાજ્યતત્ર ભોગવવાની ઇચ્છા રાખનારી પ્રજામા આ જાતના ગુણ આવશ્યક છે અને તે ન હોય તો તેઓ પોતાને હાથેજ પોતાનો વિનાશ કરી મૂકે છે. ફ્રાન્સની પ્રજાને રાજનૈતિક વિષયમાં મત આપવાની, પ્રતિનિધિઓ ચૂટવાની, ચૂટણી

વખતે કાયદેસર અને વાજબી સ્પર્ધા કરવાની અને પ્રતિનિધિઓના કાર્યની સમાલોચના કરવાની કદિ પણ તાલિમ મળી ન હતી જે લોકોને મત આપવાનો અધિકાર પ્રાપ્ત થયો હતો તેઓ કદિ પણ પોતાના પ્રતિનિધિની યોગ્યતાનો વિચાર કરીને મત આપતા નહિ. ઘણીવાર તો સુશિક્ષિત લોકો પણ ચાલવાના આળસને લીધે અથવા મત આપવાની જગ્યાએ રખેને કોઇ સાથે ટંટો ફિસાદ થાય તેની બીકને લીધે મત આપવા જતા ન હતા આથી કરીને જ્યા મતની ગણના થતી હતી ત્યા આગળ ઘણાખરા અભણ માણસોજ જતા, અને પોતાની મરજીમા આવે તેને પ્રતિનિધિ ચૂટી કહાડતા ઘણીખરી વાર યોગ્ય માણસની ચૂટણી થતી ન હતી સાધારણ મૂર્ખ લોકો એકલા વાક્ચાતુર્યવડે અંજાઇ જઈને તેવા વાચાળ માણસને યોગ્ય ધારીને તેનેજ પોતાના મત આપી દેતા ઘણીવાર તો જેનાવડે પોતાનો અંગત સ્વાર્થ સધાવાની વકી હોય તેવાનેજ ચૂટવામાં આવતા આવી રીતે મત આપવાથી સ્વાધીન રાજ્યતંત્ર કલ્યાણનુ નહિ પણ આત્મવિનાશનુ સાધન થઈ પડે છે વળી મત આપતી વખતે મારામારી પણ થતી એક માણસે અમુક ઉમેદવારને મત આપ્યો તે જો બીજાને નાપસંદ હોય તો બેઉ જણ લઢી પડતા અમેરિકામાં પ્રમુખ અને સભાસદોની ચૂટણી વખતે ઉમેદવારો તથા તેમના પક્ષકારો વચ્ચે ભારે રસાકસી થાય છે અને ઘણીવાર હજારો મત આપનારાઓ હોવા છતા વિજયી ઉમેદવાર બહુજ થોડા મતે જીતી જાય છે તે છતા પણ સામા પક્ષના લોકો ખુશીથી ચૂટાયલા ઉમેદવારને કબૂલ રાખે છે અને લેશમાત્ર પણ કડવાશની લાગણી તેના તરફ બતાવતા નથી ચૂટણીનુ પરિણામ બહાર પડે કે તરતજ વિજયી ઉમેદવારને તેનો પરાજિત થએલો પ્રતિસ્પર્ધી પોતેજ અભિનંદન આપે છે તેઓ જાણે છે કે મત આપવાની પ્રથાનો એવો નિયમજ છે કે એક પક્ષ જીતવોજ જોઇએ અને સ્વાભાવિકરીતે બીજા પક્ષની હાર થવીજ જોઇએ પણ મત ગણના પૂરી થયા પછી વિજયી અને પરાજિત પક્ષ વચ્ચે એક પળવાર પણ સ્પર્ધાનો ભાવ રાખવો એ અયોગ્ય છે તે વખતે તો બધાએ એમજ જાણવુ જોઇએ કે અમુક વ્યક્તિએ અથવા અમુક પક્ષે આ ઉમેદવારને ચૂટયો નથી પણ આપણે બધાએ મળીને તેને ચૂટી કહાડયો છે ચૂટાયલા ઉમેદવારે પણ યાદ રાખવુ જોઈએ કે જે અધિકાર તેના હાથમા મૂકવામા આવ્યો છે તે સ્વાર્થ સાધવા માટે નહિ પણ સ્વદેશની સેવા કરવા માટે, લોકવર્ગના કલ્યાણને માટે મૂકવામા આવ્યો છે ફ્રાન્સના લોકોમાં આવી ભાવના કેળવાયલી નહિ હોવાથી તેમના છેલ્લા દશ વર્ષના રાજનૈતિક ઈતિહાસમા ઉપરાઉપરિ રાષ્ટ્રવિપ્લવ સિવાય બીજુ કાઇજ થયુ ન હતુ કાયદાના બળનુ નહિ પણ શારીરિક બળનુજ આધિપત્ય ચાલતુ હતુ રાજ્યમા જેઓ બીજા કરતા વિશેષ શક્તિવાન હતા તેઓજ રાજ્યના સૂત્ર પોતાના હાથમા ઝૂટવી લેતા અને વધસ્તંભ, દેશનિકાલ અથવા કેદની શિક્ષા, મિલ્કતને જપ્ત

કરી લેવાની ધમકી, એવા એવા આસુરી હથિયારની મદદથી પોતે મેળવેલી સત્તાને સાચવી રાખતા

દશ વર્ષસુધી ચાલી રહેલી આવા પ્રકારની ભયાનક અરાજકતાથી આખો દેશ ત્રાસ પામી ગયો હતો, અને છુટકારાને માટે આતુરતાથી રાહ જોતો હતો આ અવસ્થામાંથી પ્રજાનો ઉદ્ધાર કરવાને એકલો નેપોલિયનજ સમર્થ હતો આખી પ્રજા તેને મોટે અવાજે પોકારતી હતી અને રાજ્યની સત્તા પોતાના હાથમા લઇને અવ્યવસ્થા અને અધેરને ઠેકાણે વ્યવસ્થા અને કાયદાનો અમલ ફરીથી સ્થાપિત કરવાને આજીજી કરી રહી હતી આખી પ્રજાની એકે અવાજે કરવામા આવેલી માગણીને તાબે થઇને જે વ્યક્તિ રાજ્યની લગામ પોતાના હાથમાં લે તેને રાજ્યસત્તા પચાવી લેનાર, સત્તાનો લોભી કહી શકાયજ નહિ નેપોલિયન યશલોભી હતો પણ તેની અભિલાષા જો પોતાના દેશનુ ગૌરવ વધારવાનીજ હોય, જો સત્તા તે ઇચ્છતો હતો તેનો ઉપયોગ જો તેણે લોકવર્ગની બુદ્ધિનો વિકાસ કરવામા, તેમને સમૃદ્ધ કરવામા, તેમનામા સ્વમાનનો જુસ્સો પેદા કરવામાજ કર્યો હોય તો તેવા નેપોલિયનની ગણના, જગતના બીજા રાજાઓ જેમણે પ્રજાને અવનત કરીને, કચરીને, નિર્ધન કરીને, ગુલામ જેવી બનાવીને પોતે એકલાએજ મોજશોખ માણ્યા હોય તેવાઓની પંક્તિમા કરવી ઘટતી નથી નેપોલિયનને જગતના મહાન સેનાપતિઓ, મહારાજ્યોના સ્થાપનારાઓ અને પ્રજા માત્રના આશીર્વાદસહિત રાજ્યાસન પ્રાપ્ત કરનારા રાજાઓની પંક્તિમાં મૂકવો જોઇએ આવા દૃષ્ટિબિંદુથી તેની તુલના કરવા જતા તે આખા જગતમાં અદ્વિતીય જણાય છે અને તેની નીતિ અને ન્યાયપરાયણતા જોતાં સંયુક્ત રાજ્યોને સ્વાધીનતા અર્પનાર એકલો વૉશિંગ્ટનજ તેની બરોબરી કરી શકે છે જગતના આધુનિક સમયના અન્ય ચક્રવર્તીઓ તેની સાથે સરખાવતાં ઘણાજ ઝાંખા અને પામર ઠરે છે

ડિરેક્ટરોના અમલનો અંત આવ્યો તેને બીજે દિવસે સવારમાં લક્ઝેમ્બર્ગના રાજમહેલના એક ઓરડામા નેપોલિયન, સિયાઇ અને ડુકો જેઓ ત્રણ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના નવા કોન્સલો ચૂંટાયા હતા તેઓની એક કમિટિ મળી નેપોલિયન પોતાની મેળે પહેલેથીજ પ્રમુખની જગ્યા લઇને બેઠો હતો, સિયાઇ આથી નારાજ થયો તે એમ સમજતો હતો કે હું ઘણો અનુભવી, વયોવૃદ્ધ અને પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ છુ તેથી કરીને બીજા બે કોન્સલો મનેજ પ્રમુખપદ આપશે અને નેપોલિયન તો માત્ર લશ્કરના સેનાધિપતિપણાથીજ સંતોષ માનશે પણ જ્યારે તેણે પોતાની ધારણાથી તદ્દન વિપરીત બનેલુ જોયુ ત્યારે તેણે કહ્યુ, "ગૃહસ્થો, આપણા ત્રણમાંથી પ્રમુખસ્થાન કોને આપીશુ ?"

ડુકોએ જવાબ આપ્યો કે, "જરૂર બોનાપાર્ટનેજ તે પહેલેથી પ્રમુખની ખુરસી

ઉપર બેઠેલાજ છે અને આપણા સર્વનુ રક્ષણ કરવાને તે એકલાજ સમર્થ છે"

નેપોલિયને કહ્યુ, "ભલે, ત્યારે તેમ કરો હવે ચાલો, આપણે આપણા કાર્યની શરૂઆત કરીએ"

સિયાઇને દ્રવ્યનો ઘણો લોભ હતો તે ઓરડામા પડેલા એક પેટી જેવા પદાર્થ તરફ નેપોલિયનનુ લક્ષ ખેચીને તેણે કહ્યુ, "તમે આ સુદર પદાર્થ જોયો?" નેપોલિયનનુ હૃદય કવિત્વપ્રિય હોવાથી તે એમ સમજ્યો કે જે પદાર્થ સિયાઇ બતાવે છે તે પ્રાચીન રાજાઓની મિલ્કતનો અવશેષ હશે પણ સિયાઇએ ખુલાસો કરતા કહ્યુ કે "હુ તમને આજે એક છૂપો ભેદ કહી દઉ છુ અમને ડિરેકટરોને એવી દહેશત રહેતી કે રાજ્યની ઉથલપાથલને લીધે વખતે અમે પદભ્રષ્ટ થઇ જઇએ અને નિર્ધન હાલતમા અમારે વેર ભેમવાનો વખત આવે તેથી કરીને અમારી આબરૂ સાચવવા માટે સરકારી તિજોરીમાથી દશ લાખ ફ્રેન્ક અમારે માટે અમે છાનામાના અનામત રાખી મૂકયા હતા હવે ડિરેકટરો તો છેજ નહિ માટે એ દ્રવ્ય ઉપર આપણો ત્રણનો હક છે" હવે નેપોલિયનને સમજ પડી જેણે કરોડો ફ્રેન્કની રકમોને એક વાર ઠોકર મારી હતી તેને મન તેત્રીશ હજાર ફ્રેન્ક કશા હિસાબમાં ન હતા તેને ડિરેકટરો ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો જેના હાથમા પ્રજાએ રાજ્યતત્ર સોપ્યુ હતુ તેઓજ ચોર! એવા દેશનો અધ પાત કેમ ન થાય? તોપણ તેણે પોતાના મનનો ભાવ ગુપ્ત રાખીને કહ્યુ કે "ગૃહસ્થો, જો આ વાત મને મારા હોદ્દાની રૂએ જણાવશો તો હુ તો એમજ કહીશ કે એ રકમ સરકારી તિજોરીમા મોકલી દો પણ અત્યારસુધી હુ એમાનુ કાંઇ જાણતોજ ન હોઉ એમ સમજી તમે બેઉ જૂના ડિરેકટરો હોવાથી બેઉ જણ એ રકમ વહેચી લો તો તેમા હુ દખલ નહિ કરૂ પણ આજે ને આજે વહેચી લેજો આવતી કાલે નહિ લેવા દઉ" બેઉ જણ ચેતી ગયા અને તેમણે તે દ્રવ્ય વહેચી લીધુ પણ સિયાઇએ મોટો ભાગ પડાવી લીધો તે વિષે ડૂકો નેપોલિયન પાસે આવીને બબડવા લાગ્યો

પછી તે દિવસના કાર્યનો આરભ થયો, પણ ઉપર જણાવેલા બનાવને લીધે નેપોલિયન તેના સહભાગીઓ ઉપર નિ શકપણે અધિકાર ચલાવવા જેવી સ્થિતિમા આવી ગયો હતો તેના અડગ પ્રમાણિકપણા આગળ અને નૈતિકબળના તેજ આગળ તેઓ દબાઈ ગયા હતા કાયદા પ્રમાણે તેમને પચીશ પચીશ સભાસદોની કમિટીની સાથે મળીને લોકોની આગળ રજૂ કરવા માટે નવી શાસનપદ્ધતિનુ સ્વરૂપ ઘડવાની સત્તા આપી હતી, પરતુ નેપોલિયનનું બુદ્ધિબળ, તેનું અગાધ જ્ઞાન, તમામ ગૂચવણભરેલા વિષયમા ઉડા ઉતરીને તેનો તાત્કાળિક નિકાલ લાવવાનુ સ્વાભાવિક અત પ્રેરણાનુ બળ—એ તમામ પ્રકારની શક્તિઓ આજની સભામાં થએલી ચર્ચાને પ્રસગે એવી તો ઝળકી નીકળી કે તેના સહભાગીઓ ચકિત થઈ ગયા

તેની સર્વોપરિ શક્તિ આગળ પોતાનું પામરપણુ તેઓ પ્રત્યક્ષ જોઇ શક્યા

તે દિવસનું કાર્ય પૂર્ણ થયા પછી ત્રણે કોન્સલો પોતપોતાને ઘેર ગયા સિયાઇ સાજના કેટલાક પ્રજાસત્તાક રાજ્યના આગેવાનો સાથે જમવા બેઠો હતો તે વખતે નેપોલિયનવિષે વાત નીકળતા તેણે કહ્યુ કે "ગૃહસ્થો, આજથી આપણા પ્રજાસત્તાક રાજ્યનો અંત આવ્યો છે આજ તેના ઇતિહાસનુ છેવટનુ પ્રકરણ પૂરૂ થયુ છે આજ મે એક એવા પુરુષ સાથે વાતચીત કરી છે કે જે એક મહાન સેનાપતિ છે એટલુજ નહિ પણ જે દરેકે દરેક કાર્યવિષે માહિતી ધરાવે છે અને દરેક કાય કરી લેવાની શક્તિ ધરાવે છે તેને કોઇની સલાહની તેમજ કોઈની મદદની જરૂર નથી તે રણસગ્રામમા સૈન્યની વ્યૂહ રચનામાં કુશળ છે એટલુજ નહિ પણ રાજનીતિમા, કાયદા ઘડવામા, રાજ્ય ચલાવવામા પણ તેટલોજ કુશળ છે યુદ્ધના વિષયને લગતું તે જેટલુ જ્ઞાન ધરાવે છે તેટલુજ જ્ઞાન રાજ્યની વ્યવસ્થા કરવાનાં તમામ કાર્યોને સબધે ધરાવે છે તે યુવાન, દૃઢનિશ્ચયી અને સ્થિર બુદ્ધિવાળો છે તેથીજ હુ તમને કહુ 'છુ કે આજથી આપણા પ્રજાસત્તાક રાજ્યનો અંત આવ્યો છે"

આ સાભળીને એક જણે કહ્યુ "જો તે પોતાની મરજી પ્રમાણેજ અમલ ચલાવવા લાગશે તો આપણે * બ્રુટસના ખજરનો ઉપયોગ કરીશુ"

સિયાઇએ કહ્યુ "તેમ કરવા જતાં આપણે બુર્બોન વશના રાજાઓના પજામા સપડાઇશુ અને એ પરિણામ વળી વધારે ભયકર છે"

નેપોલિયને તેજ ઘડીથી ફ્રાન્સના કલ્યાણને અર્થે પોતાની તમામ માનસિક શક્તિઓને અવિશ્રાંતપણે વાપરવા માડી. રાજ્યતત્રની નવેસરથી વ્યવસ્થા કરવાનો તથા રાજ્યને લગતા તમામ પ્રકારના વહીવટનો ભાર તેણે પોતાને માથે લીધો રાતદિવસ કામમાં ને કામમાજ મશગૂલ થઈ ગયો કામના બોજાની અને પરિશ્રમની તેના શરીર અને મન ઉપર કશીજ અસર થતી નહિ દરેકે દરેક વિષય તેને સરખી રીતે પરિચિત હતો એમોની વ્યવસ્થા, પોલિસખાતુ, રાજનીતિ, સૈન્ય, નૌકાસૈન્ય વગેરે જે જે બાબતો ઉપર ફ્રાન્સની આબાદીનો આધાર હતો તે તમામ વિષયો તેણે પોતાની સર્વગ્રાહી બુદ્ધિવડે હસ્તામલકવત્ કરી લીધા

ફ્રાન્સમા રાષ્ટ્રવિપ્લવ જાગ્યા પછી અસખ્ય માણસો પોતાનો પ્રાણ બચાવવા માટે પરદેશ નાસી ગયા હતા તેઓ પરદેશમા રહ્યા રહ્યા પ્રજાસત્તાક રાજ્યને ઉપદ્રવ કરવાની ચેષ્ટા ન કરે તેટલા માટે માજી ડિરેકટરોએ તેમની સ્ત્રીઓ, છોકરાઓ, ભાઇઓ, બહેનો વગેરે તમામ સગાંસબધીઓને તેમના પરદેશ નાસી ગએલા સગાઓની સારી ચાલચલગતની જામિનગિરી તરીકે કેદ કર્યા હતા તેઓ પોતે નિર્દોષ

* સીઝર ઘણો સત્તાવાન થયો ત્યારે બ્રુટસ વગેરેએ મળીને તેને સભાગૃહમા ખજરથી મારી નાખ્યો હતો

ભા૦ ક૦

હોવા છતા ડિરેકટરોની ક્રૂરતાના ભોગ થઇને કેદખાનામાં દુ ખમય જીવન ગુજારતાં હતા. નેપોલિયને તરતજ એ કાયદો રદ કર્યો અને ગામો ગામ સ્વારો દોડાવીને બિચારા હતભાગ્ય કેદીઓને બ ધનમુક્ત કરાવ્યા

આ જમાનામાં ફ્રાન્સ દેશમા ધર્મગુરુઓ તરફ નિર્દય વર્તન ચલાવવામાં આવતું હતુ તેઓ ખ્રિસ્તીધર્મ વિરુદ્ધ શપથ લેવા ના પાડતા તો તેમને કેદ કરવામા આવતા હજારો ધર્મપ્રાણ-ધર્મગુરુઓ આવી રીતે સ્વધર્મની ખાતર કેદમા સડવાનુ પસદ કરતા વળી ઘણા પરદેશ નાસી ગયા હતા અને ઘરબાર વગર નિરાધાર હાલતમાં રઝળતા હતા નેપોલિયને તેમના ઉપર થતો જુલમ અટકાવ્યો અને તેમના ઉપર પોતાની સત્તાની બળવાન અને સ રક્ષક ઢાલ ધરી કેદીઓને બ ધનમુક્ત કરાવ્યા અને પરદેશ નાસી ગએલાઓને અભયદાન આપીને પાછા સ્વદેશમાં બોલાવી લીધા તે દિવસથી ફ્રાન્સમા મનુષ્યના વ્યક્તિગત ધર્મના સિદ્ધાતોને માન આપવાનો અને લોકોને પોતાની મરજી મુજબ ધર્મનુ પાલન કરવા દેવાનો સિદ્ધાત સ્વીકારવામા આવ્યો આ કાયદાના અમલથી વીશહજાર કમનસીબ ધર્મગુરુઓ જેઓ પરદેશમા ભિક્ષાવૃત્તિ કરતા રઝળતા હતા, તેઓ પોતાના દેશમાં પાછા આવ્યા અને મુખ્ય કૉન્સલની ઉદારતાના અને દયાના વખાણ ગામે ગામ અને શહેરે શહેરમાં કરવા લાગ્યા ફ્રાન્સના ગ્રામ્ય પ્રદેશોમા લોકોનુ વલણ હજી પણ ધર્મ તરફ હતુ તેમણે આ ધર્મગુરુઓને પ્રેમથી આવકાર આપ્યો અને અસખ્ય ખેડુતોના ઘરોમાં લોકો આભારના આસુ ટપકાવીને પોતપોતાની પ્રાર્થનામા નેપોલિયનનુ નામ સામેલ કરવા લાગ્યા

ફ્રાન્સમાથી ખ્રિસ્તી ધર્મનો જાહેર રીતે બહિષ્કાર કરવામા આવ્યો હતો, અને તેથી કરીને રાષ્ટ્રવિપ્લવકારી સત્તાના આદેશથી દેવળ બ ધ કરવામા આવ્યા હતા અને રવિવારને વિશ્રામવાર તરીકે પાળવાની મનાઇ કરવામા આવી હતી તે ઉપરાત ખ્રિસ્તીધર્મનુ બની શકે તો નામનિશાન ભુસી નાખવાના હેતુથી દસ દસ દિવસે એક દિવસ વિશ્રાતિ અને જાહેર ઉત્સવ તરીકે પાળવાનો હુકમ થયો હતો રવિવારને દિવસે દુકાન બ ધ રાખનાર તથા તે દિવસે ધર્મની આજ્ઞાનુસાર વિશ્રાતિ લેવીજ જોઇએ એવુ લેશમાત્ર પણ વલણ બતાવનારને ભારે દ ડ કરવામાં આવતો હતો નાસ્તિક થએલા ફ્રાન્સમા ખ્રિસ્તી ધર્મની પુન સ્થાપના કરવાનો નેપોલિયનનો ઘણા વખતથી નિશ્ચય થઇ ચૂકયો હતો તોપણ તેને ઘણી સાવધાનતાથી એ કામ કરવાની જરૂર હતી પ્રથમ તો તેણે એવી આજ્ઞા પ્રકટ કરી કે કોઇ પણ માણસ ઉપર તેની ધર્મની માન્યતામાટે અથવા ધર્મના પાલન માટે કાયદાનો અ કુશ મૂકવામાં આવશે નહિ આ હુકમ પ્રકટ થતાજ તેની સામે સખ્ત વિરોધ બતાવવામા આવ્યો આખુ પારિસ હડહડતુ નાસ્તિક થઇ ગયુ હતુ સેનાપતિઓ, રાજ-

નીતિજ્ઞ પુરુષો, પંડિતો અને દાર્શનિકો ધર્મનો તિરસ્કાર કરતા હતા તેમણે વાંધો ઉઠાવ્યો, પણ નેપોલિયન દૃઢ રહ્યો પ્રજાનો સામાન્ય વર્ગ તેની તરફેણમા હતો અને તેથી ઉચ્ચ પદવી ભોગવતા નાસ્તિક વર્ગનુ કશુ ચાલ્યુ નહિ

અસામાન્ય ચતુરાઇથી તેણે બાહોશમાં બાહોશ માણસોને રાજ્યની નાની મોટી અનેક જગ્યાએ રોકી દીધાં દરેકને પુષ્કળ કામ સોંપવામા આવ્યુ અને દરેક ઉપર તે પોતાની તીક્ષ્ણ આંખે દેખરેખ રાખવા લાગ્યો કાયદા ઘડવાના પ્રત્યેક અંગ વિષે તથા આખા રાજ્યવહીવટના યંત્રના દરેક પેટા ભાગવિષે તે પોતાની અંત પ્રેરણાના બળથી તરતજ માહિતગાર થઇ જતો અર્થ (નાણું) વિભાગના મંત્રીને અઠવાડી-આમાં ત્રણ વખત પોતાની પાસે બોલાવતો અને તેમ કરીને તેણે પહેલાના અધિ-કારીઓએ આવકજાવકના હિસાબમા કરેલા ગોટાળા શોધી કહાડયા અને ફરીથી થતા અટકાવ્યા

રાજ્યની ત્રિજોરી ખાલી થઇ ગઇ હતી નેપોલિયને તરતજ તેને પાછી તર કરવા માંડી લશ્કરના સિપાઇઓને ઘણા વખતથી પગાર મળ્યો ન હતો તેઓ ભૂખ-મરો વેઠતા હતા અને બળવો કરવાનો વિચાર કરતા હતા નેપોલિયને તેમને એકઠા કરીને ઉત્તેજન અને સહાનુભૂતિથી ભરપૂર શબ્દોમા એવુ જ્વલંત ભાષણ આપ્યુ કે ચીથરેહાલ વસ્ત્રવાળા, અને પૂરતા ખોરાક વગર દુર્બળ થએલા સિપાઇઓ ઉત્સા-હથી પોતપોતાના લશ્કરી વાવટા નીચે જઇને ઉભા, અને થોડાજ દિવસમા અનાજ અને કપડાંથી ભરાયલાં ગાડાઓ ચારે દિશાએથી પારિસમા આવવા લાગ્યા ફ્રાન્સનુ નૌકાસૈન્ય કંગાલ હાલતમાં હતુ અને શત્રુના કાફલાની બીકે તેને બંદરોમાં ભરાઇ રહેવુ પડયુ હતુ નેપોલિયનની આજ્ઞાથી ફ્રાન્સના એકેએક બંદરમા હથોડાના ઘા સંભળાવા લાગ્યા થોડાજ વખતમાં બળવાન કાફલો તૈયાર થયો અને તે દ્વારા મિસ-રમાં રહેલા સૈન્યને મદદ મોકલવામા આવી આવો ઉગ્ર પરિશ્રમ અગાઉ કોઈ મનુષ્યે કર્યો ન હતો આખા ફ્રાન્સમાં કાંઇક અદ્‌ભુતજ ચેતન હવે આવી ગયુ જે વખતે નેપોલિયન આવા વિવિધ કાર્યો કરવા લાગ્યો હતો, જેમાનુ પ્રત્યેક કાર્ય એવુ મહ-ત્વનુ હતુ કે સામાન્ય શક્તિવાળા માણસને પોતાનુ તમામ લક્ષ્ય તેમાં એકમાંજ રોકવુ પડે, તેજ વખતે તે દરરોજ પોતાના સહભાગી કૉન્સલો અને કમિટીઓની સાથે નવુ રાજ્યતંત્ર ઘડવાના કામમા પણ બેસતો હતો

ત્રણ અઠવાડીઆની અંદર નવુ રાજ્યબંધારણ પ્રજા સમક્ષ રજૂ કરવા જેવા સ્વરૂપમા તૈયાર થઈ ગયુ સિયાઇએ જે કાચો ખરડો તૈયાર કર્યો હતો તેમા મુખ્ય સત્તા ગ્રાંડ ઇલેક્ટર નામના સર્વોપરિ અધિકારીને આપવામાં આવી હતી તે પોતાનો હોદ્દો જીવનપર્યંત ભોગવે, તેને પચાસ લાખ ફ્રેન્કનુ વાર્ષિક વેતન મળે અને તે બાદ-શાહને યોગ્ય તમામ બાહ્ય ઠાઠમાઠથી રહી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી;

પણ તેને ખરેખરી રાજસત્તા આપવામા આવી ન હતી સિવાઇ એમ ધારતો હતો કે નેપોલિયન આટલાથી રાજી રાજી થઇ જશે પણ તેણે તો એ ખરડાને તોપને ધડાકે ઉડાવી દીધો. તેણે કહ્યુ કે " શુ તમે એમ માનો છો કે કોઇ પણ બુદ્ધિમાન અને સ્વાભિમાની પુરુષ આવી પદવી કે જેમા ભૂંડની માફક પડયા પડયા ખાવાનોજ અધિકાર આપવામા આવ્યો છે તેનો સ્વીકાર કરે ? " પછી તેણે એક નવો ખરડો તૈયાર કર્યો તેમા આડ ડાયરેકટરની પદવીને ઠેકાણે નેપોલિયન મુખ્ય કૉન્સલની પદવી દશ વરસ સુધી ભોગવે એવી સરત હતી અને તેનુ વાર્ષિક વેતન પાંચ લાખ ફ્રેન્કનુ ઠરાવવામા આવ્યુ હતુ તેના હાથ નીચે બે ઉપ કૉન્સલ નીમ્યા અને તે પદવા કામ્બેશેરાઇ અને લેબ્રૂન નામના બે શખસોને આપવામા આવી નેપોલિયન જે જે કાયદા રજૂ કરે તેમની કાયદા તરીકે ગણના થાય તે પહેલા ટ્રિબ્યુનેટ, લેજિસ્લેચર અને સેનેટ એ ત્રણ સભાઓની સમતિ મળવી જોઈએ એવુ પણ ધોરણ રાખવામા આવ્યુ

નેપોલિયન નવા રાજ્યબંધારણ પ્રમાણે ફ્રાન્સનો વડો કૉન્સલ નીમાયો તે બંધારણ એવી કુનેહથી ઘડવામાં આવ્યુ કે સાધારણ શક્તિવાળો માણસ જો નેપોલિયનની જગ્યાએ હોત તો ફ્રાન્સમા પ્રજાને સ્વાધીન રાજ્યતંત્ર ચાલત પણ તેના હાથમા તો તે અનિયંત્રિત રાજસત્તાના સ્વરૂપમા ફેરવાઇ ગયુ તેની માનસિક શક્તિનો પ્રભાવ એવો પ્રચંડ હતો કે ટૂંક મુદતમાં તમામ સભાઓ તેના હાથમાં એક રમકડા જેવી બની ગઇ, કેમકે જે જે યોજનાઓ મંજૂરીમાટે આ ત્રણે સભાઓ સમક્ષ તે રજૂ કરતો તે કાં તો દેખીતી રીતેજ પ્રજાને હિતકારક હતી, વળી સામા પક્ષને સમજાવવાની તેની શક્તિ પણ એવી અદ્દભુત હતી કે ટ્રિબ્યૂનો, લેજીસ્લેટરો, અને સેનેટરો, ત્રણે સભાઓ આગળ જ્યારે જ્યારે તે નવી દરખાસ્ત રજૂ કરતો ત્યારે તે મંજૂર થયા વગર રહેતી નહિ.

ગમે તેમ કરીને ફ્રાન્સનુ ગૌરવ વધારવુ એજ નેપોલિયનનુ લક્ષ્ય હતુ એમાં કશો શક નથી એ હેતુની સફળતામાટે તે હરેક પ્રકારના અંગત સુખનો કે સ્વાર્થનો ભોગ આપવાને તૈયાર રહેતો એ હેતુની સિદ્ધિ થાય તોજ પોતાને ખરો યશ મળ્યો એમ તે માનતો હતો ભારેમા ભારે રકમની લાચથી તે લલચાતો નહિ વિષયભોગની મોહિનીથી તે ચલિત થતો નહિ અને પોતાના એક માત્ર લક્ષ્યમાંથી કદિ પણ મન ખસેડતો નહિ જે જે બાબતો ફ્રાન્સને કલ્યાણકારક નીવડે એવી હતી તે તમામ બાબતો તેણે પોતાની વિશાળ અને સર્વગ્રાહી બુદ્ધિવડે ગ્રહણ કરી લીધી, અને આખા યૂરોપમાંથી બાહોશ માણસોને વીણી વીણીને શોધી લાવીને તેમને પોતાના કાર્યમા સામેલ કરી દીધા છતા પણ તે બધા તેની આગળ બાળક જેવા હતા. મોટા મોટા રાજનીતિજ્ઞ પુરુષો તેની પાસે એક કારકુન જેવા થઈ જતા જેને કદિ

પણ શ્રમ લાગતોજ નથી એવી શારીરિક શક્તિ અને અગાધ સામર્થ્યવાળી માનસિક શક્તિઓવડે તે આ ભગીરથ કાર્ય પૂર્ણ કરવા માટે રાતદિવસ કામ કરવા લાગ્યો તેની કાર્યકારિણી શક્તિ જોઇને તેના સમકાલીન પુરુષો આશ્ચર્યચકિત થઇ જતા અને હજી પણ આખુ જગત્ વિસ્મય પામ્યા વગર રહેતુ નથી તેના તાબાના માણસો તેના યત્ર જેવા હતા અમે તેટલી કુનેહથી રાજ્યબધારણ રચાયુ હોય તોપણ તેની સાહસિકતાના સ્વતત્ર વ્યાપારને કશી દખલ થતી નહિ તેની સાથે કામ કરનારા માણસો કહે છે કે અમે તેની બુદ્ધિની ભવ્યતા જોઇને અજાઇજ જઇએ છીએ

ઘણા એમ કહે છે કે નેપોલિયને પોતાના લશ્કરીબળવડે ફ્રાન્સના "પ્રથમ કૉન્સલ" ની પદવી પ્રાપ્ત કરી પણ ખરૂ જોતા તેમ નથી. તેને દશ વર્ષની મુદતને માટે "પ્રથમ કૉન્સલ" નો અધિકાર આપવો વાજબી છે કે નહિ તેનો નિર્ણય કરવાને માટે સમસ્ત પ્રજાના મતાધિકારીઓના મત લેવાયા હતા તેમા તેના તરફ ૩૦૧૧૭૦૦ મત હતા અને વિરુદ્ધમાં માત્ર ૧૫૬૨ મત અપાયા હતા આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે તેને આખી ફ્રેન્ચ પ્રજાએ પોતાના રાજ્યકર્તા તરીકે પસદ કર્યો હતો નેપોલિયનને આ રીતે જે સત્તા પ્રાપ્ત થઈ તે તેણે પચાવી લીધી એમ તો નજ કહી શકાય આખી પ્રજાના સયુક્ત અવાજે તેને એ પદવી આપી હતી આ મિથ્યા આરોપનો નેપોલિયન અહકારભરેલો પણ વાજબી જવાબ આપે છે તે કહે છે કે "મે રાજ્યમુકુટ ઝૂટવી લીધો નથી તે રસ્તામા પડેલો હતો મે તેને મારા હાથમા લીધો અને પ્રજાએ તે મારા માથા ઉપર મૂક્યો છે" ફ્રેન્ચ પ્રજાએ કરેલી તેની પસદગી પણ નવાઇ ઉપજાવે એવી નથી ફ્રેન્ચોએ નેપોલિયનને આ સ્થાન ન આપ્યુ હોત તો જે પ્રકારનુ રાજ્યતત્ર ત્યા તે વખતે પ્રવર્ત્યું હોત તેમા રહેવા કરતા નેપોલિયનના રાજમાં વસવાનુ કોણ પસદ ન કરે ? તેણે પોતાની કારકીર્દિ દરમ્યાન જે અગણ્ય લોકોપયોગી કાર્યો કર્યા છે તે જેમ જેમ આપણે જોતા જઇશુ તેમ તેમ ફ્રેન્ચ પ્રજાએ કરેલી પસદગીમા સમાયલુ ડહાપણ આપણા ધ્યાનમા આવતુ જશે

હવે નેપોલિયન અને જોસેફાઇન સાધારણ મકાન છોડીને ટૂલીયર્સના બાદશાહી રાજમહેલમા રહેવા જવાના હતા એ મહેલને એકવાર પારિસના ઉશ્કેરાયલા લોકોએ તોડીફોડીને પાયમાલ કરી નાખ્યો હતો તેને હવે બાદશાહી ઠાઠમાઠથી ફરીથી શણગારવામાં આવ્યો, અને પૂર્વે હતો તે કરતા પણ તે વિશેષ ભવ્ય બની ગયો

ફ્રાન્સનો માજી રાજા લૂઇ ઉમરાવોનો રાજા હતો તે કેવળ પોતાના અને ઉમરાવોના સ્વાર્થ તરફજ દૃષ્ટિ રાખતો હતો માત્ર તેમને એકલાનેજ માટે માન અને ધન પ્રાપ્ત કરવાના માર્ગ તે ખુલ્લા રાખતો હતો સામાન્ય અને નીચા દરજ્જાના લોકોના પ્રારબ્ધમા તો તેમનુ દાસત્વ કરવાનુજ ઘડાયુ હતુ ફ્રાન્સના રાજાઓ સામાન્ય

વર્ગના લોકોના સુખ તરફ તદ્દન બેદરકાર હતા ઉમરાવો ધનવાન થાય અને હરેક પ્રકારના વિષયભોગ ભોગવે તેટલા માટે બિચારા લોકોને અજ્ઞાન, નિર્ધન અને સત્તા હીન બનાવી દેવામાં આવ્યા હતા પણ નેપોલિયન તો લોકોનો રાજા હતો તે પણ રૈયતમાંનો એક હતો લોકોની પસંદગીથી રાજ્યાસનપર બેઠો હતો તેણે સામાન્ય લોકવર્ગની બુદ્ધિને અને મહેચ્છાઓને પૂરતો અવકાશ મળે તેટલા સારૂ તમામ માર્ગ ખુલ્લા કરી દીધા તેઓ પોતપોતાની શક્તિ પ્રમાણે યશ અને ધનની પ્રાપ્તિ કરી શકે તેટલા માટે તેમને પૂરતી અનુકૂળતા કરી આપી તેના રાજ્યમા બુદ્ધિ **અને ઉદ્યોગ એ બે ગુણ જેમનામાં હોય તેઓજ કુલીન અને ઉંચા વર્ગના મનાવા લાગ્યા.** તેમના સિવાય બીજા પ્રકારની એટલે જન્મ **અને ધનથી ઉત્પન્ન થએલી કુલીનતાનો જમાનો ખતમ થયો.** કાયદાની નજરે સર્વ મનુષ્ય સમાન ગણાવા લાગ્યાં નાના મોટા સર્વને એકજ ન્યાયમંદિરમા ઉભા રહેવુ પડતુ અને સર્વને સરખોજ ઈન્સાફ મળતો અસલના વારામા ઉમરાવો અને શ્રીમંતો કરમાંથી મુક્ત રહેતા અને કરનો સઘળો બોજો લોકવર્ગ ઉપરજ પડતો હતો હવે મિલ્કત અને આવકના પ્રમાણમા કર નખાવા લાગ્યા અમીરોના ખાસ અધિકાર રદ થઇ ગયા અને રાજ્યમા એવો એક પણ હોદ્દો ન હતો કે જે મેળવવાને ગરીબમા ગરીબ માણસ પણ અભિલાષા ન રાખી શકે માત્ર ગુણનુજ સન્માન થવા લાગ્યુ લોકો પોતે પસંદ કરેલા કૉન્સલને માટે ઘણા મગરૂર થવા લાગ્યા. તે કૉન્સલ કહેવાય કે બીજા કોઇ નામે ઓળખાય પણ સર્વોપરિ સત્તા તેનાજ હાથમાં રહે એમ તેઓ ઇચ્છતા હતા પોતાનો માનીતો નેપોલિયન ઉમરાવોએ પસંદ કરેલા રાજાઓ કરતાં વધારે સત્તાવાન થાય, વધારે સન્માન પામે અને વિશેષ ઠાઠમાઠથી રહે એવુ તેઓ અંતઃકરણથી ઇચ્છતા હતા નેપોલિયનનો દરજ્જો વધે એવી દરેક દરખાસ્તને તેઓ અનુમતિ આપતા હતા તેનુ ખરૂ કારણ આજ છે તેની કીર્તિમા લોકોની કીર્તિ હતી, અને યૂરોપનો ગર્વિષ્ઠમા ગર્વિષ્ઠ રાજા તેના વૈભવ આગળ ઝાંખો પડી જાય એ જોઇને તેમને ભારે ખુશાલી ઉપજતી હતી, કેમકે તે તેમનો પોતાનો બનાવેલો રાજા હતો

સને ૧૮૦૦ ના ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે આખુ પારિસ શહેર ખળભળી ઉઠયુ આજે લોકોનો રાજા બાદશાહી મહેલમાં રહેવા જવાનો હતો તે આલ્હાદજનક દેખાવ જોવાને બધુ શહેર ઉમંગમા આવી ગયુ હતુ તેની બુદ્ધિના અને ચારિત્ર્યના તેજથી તેના બીજા બે સહભાગી કૉન્સલો તો ઝાંખાજ પડી ગયા હતા તેમને કોઇ પૂછતુ પણ નહિ અને તેમના તરફ કોઇ જોતું પણ નહિ આવુ પરિણામ આવશે તે સિયાઇ તો અગાઉથીજ જાણી ગયો હતો તેમનુ કામ તો માત્ર નેપોલિયન કહે ત્યારે સલાહજ આપવાનુ હતુ અને એવો વખત જવલ્લેજ આવતો

જે દિવસ તે ટુલીયસના રાજમહેલમા રહેવા જવાનો હતો તે દિવસે તે હમેશ કરતા વધાર વખત સુધી સૂઈ રહ્યો હતો તેનો ખાનગી સેક્રેટરી બુરિયન તેના સૂવાના ઓરડામા ગયો ત્યારે તે ઘસઘસાટ ઉઘતો હતો જાગ્યા પછી તેણે બુરયેનને કહ્યુ, "તમે મારા કરતા વધારે ભાગ્યશાળી છો આપણે આજે ટુલીયર્સ જવાનુ છે તમે તો તમારા હમેશની ઢબ પ્રમાણે જઇ શકશો પણ મારે તો સ્વાગી કહાડીને ઠમ-દમાથી જવુ જોઇશે મને એ નાપસદ તો છે, પણ લોકોને રાજી કરવાના બાહ્ય ઠાઠમાઠની જરૂર છે ડિરેકટરો ઘણાજ સાદા હતા એથી તેમનો પ્રભાવ લોકો ઉપર પડતો નહિ. લશ્કરી છાવણીમા હુ સાદાઇ રાખતો તે ચાલતુ, પણ શહેરમા, અને રાજ-મહેલમા બાહ્ય દમામથી લોકોનુ ધ્યાન ખેચવાની જરૂર છે "

પછી નેપોલિયન ભભકાદાર ગાડીમા બેઠો તેની આસપાસ બીજા બે કૉન્સલો બેઠા હતા પણ તેઓ તેના નોકર જેવા દેખાતા હતા આસ્ટ્રિયાના બાદશાહે કેમ્પો-ફોર્નિયાના સધિ પછી ઘણાજ કિમતી અને દૂધ જેવા ધોળા છ ઘોડા નેપોલિયનને ભેટ આપ્યા હતા, તેમને આજે જોડવામાં આવ્યા હતા તેની ગાડીના પાછળ મુખ્ય મુખ્ય લશ્કરી અમલદારો તેજસ્વી પોશાકમાં ઝગકતા આયુધ ધારણ કરીને ઘોડેસ્વાર થઇને ચાલતા હતા તેમની પાછળ સમસ્ત ફ્રેન્ચસૈન્યમાથી વીણી કહાડેલા છ હજાર યોદ્ધાઓ પૂર લશ્કરી દમામમાં ચાલતા હતા તેના રસ્તાની બેઉ બાજુએ હારબધ વીશ હજાર યોદ્ધાઓ ઉભા હતા બગીચા, રસ્તા, ઝરૂખા, બારીઓ અગાસીઓ અને ઘરના છાપરાં ઉપર તેને જોવા ઉભેલા માણસોની ઠઠ જામી હતી તેઓ આજે વીર શિરામણિ, સૈન્યનો પ્રાણાધિક પ્રિય અને પ્રજાના પસદ કરેલા રાજાને રાજમહેલમાં જતો જોવાને ઉભા હતા, કે જે મહેલમાથી તેમણે પોતાને હાથેજ પ્રાચીન રાજાઓને હાંકી કહાડયા હતા તેની ગાડી નજરે પડતી કે તરતજ "પ્રથમ કૉન્સલ ઘણુ જીવો " એવી ગગનભેદી ગર્જના સભળાતી લોકોની કલ્પનાને ઉસ્કેરવાને, તેમનો સ્વદેશ-પ્રેમ જાગૃત કરવાને અને પોતે મેળવેલા વિજયની યાદગિરી તાજી કરાવવાને નેપોલિ-યને આ પ્રસગે પૂરતી સામગ્રી તૈયાર રાખી હતી મહેલની સીડીના પગથીઆ આગળ આવતા તે ગાડીમાથી નીચે ઉતર્યો અને પોતાના સહભાગીઓને પડતા મૂકીને ઘોડેસ્વાર થયો અને તેની સામે પૂર ભભકામાં ઉભા કરેલા લશ્કરની સલામતી લેવા ગયો વીર કેસરી મુરા તેની જમણી બાજુએ હતો અને લાની ડાબી બાજુએ હતો તેની સાથે બીજા પણ અનેક સગ્રામવીર સેનાપતિઓ હતા તેમના ચહેરા ઉપર દેખાતી જખમની નિશાનીઓ અને તડકાથી થએલો તેમનો શ્યામવર્ણ એ તેમના ખૂનખાર યુદ્ધો અને ઉગ્ર પરિશ્રમની સાક્ષી પૂરતા હતાં લોદિ, આર્કોલા અને રિવોલીના સગ્રામોમાં વપરાયલા વાવટાઓ, જેઓ તોપના દારૂથી કાળા પડી ગયા હતા અને ગોળીઓ વાગવાથી જેમનાં ચીથરે ચીથરા નીકળી ગયા હતાં તેમને

ઉપર કહેલાં યુદ્ધોમા હાજર રહેલી ત્રણ ટુકડીઓ પકડીને ઉભી હતી નેપોલિયને ટોપી ઉતારી અને ફ્રાન્સની વિજયશ્રીના આ ચિન્હોને ભક્તિભાવથી નમન કર્યું આ સમયાનુકૂલ અને સૌજન્યસૂચક કાર્ય જોતાજ લોકોએ હર્ષનાદ કર્યો અને પછી નેપોલિયને રાજમહેલમા દાખલ થઇને સભાગૃહમા તેને માટે મુકરર કરી રાખેલુ આસન ગ્રહણ કર્યું

તેણે પોતાના અલૌકિક પ્રતિભાના બળથી માહોશમા બાહોશ અને સર્વથી શ્રેષ્ઠ બુદ્ધિવાન પુરુષોને વીણી વીણીને તેમને કામે લગાડયા ટેલિરેન્ડને પરરાજ્ય વિષયક મત્રીનુ, કાર્નોને યુદ્ધવિભાગના મત્રીનુ, ફોશને પોલિસવિભાગના મત્રીનુ, અને એબ્રિયનને ન્યાયવિભાગના મત્રીનુ પદ આપ્યુ કેટલાક લોકોએ આ નિમણૂક સબધી વાંધો ઉઠાવ્યો એક જણે કહ્યુ કે " ટેલિરેન્ડ અસ્થિર મનનો છે તે જેની ચઢતી કળા જુએ છે, તેની આજ્ઞા ઉઠાવે છે ' નેપોલિયને કહ્યુ, " ભલે તેમ હોય પણ પરરાજ્ય વિભાગના મત્રીનુ કામ કરવાને તેના કરતા વધારે બાહોશ માણસ મળી શકે એમ છેજ નહિ " બીજાએ કહ્યુ કે " ફોશ તો જૂઠો અને બેધારી તલવાર વાપરે એવો છે " નેપોલિયને જવાબ આપ્યો કે " પોલિસ વિભાગના મત્રીનુ કામ કરવાને એકલો તેજ યોગ્ય છે આપણે નવા માણસો પેદા કરી શકતા નથી. મારે તો દેશમા જે માણસો છે તેમાથીજ પસદગી કરવાની છે એક બાહોશ માણસની મનોવૃત્તિઓને અને તેના વર્તનને યુક્તિથી પલટાવી નાખીને તેના દ્વારા લોકહિતનુ કાર્ય કરાવતા મને આવડે છે "

જ્યારે જ્યારે માજી ડીરેકટરોને નાણાંની તગી પડતી ત્યારે દેશના ધનવાન લોકો પાસે જોરજુલમથી સરકારી લોનો લેવડાવીને તેઓ ત્રિજોરી ભરપૂર કરતા નેપોલિયને આ રિવાજ રદ કર્યો તેણે પારિસના શ્રીમન્તમા શ્રીમત એવા સીત્તેર રોડીઆઓને પોતાની પાસે બોલાવ્યા નવા રાજ્યઅધારણનુ ધોરણ તેમને ખુલ્લા દિલથી સમજાવ્યુ અને સરકારને નાણુ ધીરવા વિનતિ કરી સ્થાયી અને વાજબી કાયદાઓ ઉપર ઘડાયલા રાજ્યબધારણ ઉપર તેમને વિશ્વાસ બેઠો અને તેમણે ઘણીજ ખુશીથી ૨૦ લાખ ડોલર ધીર્યા આ રકમ તો માત્ર થોડાજ દિવસ ચાલે એટલી અને તાત્કાળિક ખર્ચને માટેજ લીધી હતી રાજ્યના ખર્ચના નિભાવમાટે રૈયત ઉપર તેમની મિલ્કતના પ્રમાણમા વાજબી કર મૂકવામાં આવ્યો અને લોકો ઘણીજ ખુશીથી તે કર આપવા લાગ્યા

નેપોલિયનને કુલીનતાનુ અભિમાન પસદ ન હતુ પોતાના ઉચા દરજ્જાનો તોર ન હતો સામાન્યમા સામાન્ય સિપાઇ સાથે પાસે બેસીને તેની સાથે પ્રેમપૂર્વક તે વાતચીત કરતો હતો મનુષ્યમાત્ર સમાન છે અને અમુક વર્ગના લોકોને ચોક્કસ અધિકાર હોવા જોઇએ એવી સ્વાર્થપરાયણ માન્યતાઓને તે ધિક્કારતો હતો તેની

બહેન કેરોલાઇન સેનાપતિ મૂરાના પરાક્રમ જોઇને તેના ઉપર મોહિત થઇ હતી મૂરા ખાનદાન કુળનો હતો નહિ તોપણ નેપોલિયને એ લગ્નમાટે પોતાની સમતિ આપી લગ્ન વખતે તેણે પોતાના દરજ્જા પ્રમાણે પોતાની બહેનને સારી લગ્નભેટ આપવી જોઇએ તે શુ આપવુ તે વિષે તેને ઘણી ચિતા ઉભી થઈ પોતે દિગ્વિજયી થયો હતો અને લાખો કરોડો સોનામહોર તેના પગ આગળ અથડાતી હતી તોપણ તેની ખાનગી તિજોરી તો ખાલીજ હતી. જોસેફાઇનના આગલા ધણીએ તેને લગ્ન વખતે એક ઘણીજ કિમતી માળા ભેટ આપી હતી તેણે આ વખતે તે માળા નેપોલિયનના હાથમા મૂકી, અને નેપોલિયને પોતાની બહેનને તેના લગ્નને દિવસે પહેરાવી જોસેફાઈનની ઉદારતાનુ અનુકરણ કરે એવી કેટલી થોડી સ્ત્રીઓ આપણા દેશમાંથી મળી આવશે ?

એવામા એક અત્યત ખેદકારક સમાચાર આવ્યા કે અમેરિકાનો સૂર્ય મહાત્મા જ્યૉર્જ વૉશિગ્ટન પરલોકવાસી થયો છે નેપોલિયને તરતજ નીચે મુજબ આજ્ઞા પત્રિકા પ્રકટ કરી —" મહાત્મા વાશિગ્ટન પરલોકવાસી થયો છે પોતાના દેશને સ્વાધીનતા અપાવનાર અને રાજસત્તાના અત્યાચારની સામે લડત લડનાર તે એક મહાપુરુષ હતો આખી પૃથ્વીના સ્વાધીનતાને ચહાનારા તમામ લોકો તેના સ્મરણને ઘણુાજ પ્રેમ અને ભક્તિપૂર્વક હૃદયમા સાચવી રાખશે, અને ખાસ કરીને ફ્રેન્ચ યોદ્ધાઓ, જેઓ સદ્ગત વૉશિગ્ટન અને અમેરિકન યોદ્ધાઓની માફક સ્વાધીનતા અને મનુષ્યમાત્રની સમાનતાના રક્ષણમાટે લડયા છે, તેમને તો તેનુ સ્મરણ વિશેષ પ્રીતિભાજન થવુ ઘટે છે માટે એ મહાત્મા તરફ આપણી ભક્તિના ચિન્હ તરીકે પ્રજાસત્તાક રાજ્યના તમામ વાવટાઓ અને ધ્વજાઓ ઉપર દશ દિવસસુધી કાળી પટ્ટી ચોટાડવાની પ્રથમ કૉન્સલ આજ્ઞા કરે છે"

નેપોલિયને જે રાજનીતિ અખ્તિયાર કરી હતી તેના સબધમાં તે કહે છે કે "જેઓ પોતાના એકલાનાજ સુખને માટે રાજ કરવા ચહાતા હોય અથવા રૈયત માના સામાન્ય લોકવર્ગને ઠગવા ઇચ્છતા હોય તેઓજ જનસમહને અજ્ઞાન દશામા અને અધકારમા રાખવાનો પ્રયત્ન કરે છે જનસમહ જેમ જેમ જ્ઞાન પ્રાપ્ત કરતો જશે તેમ તેમ તેઓ કાયદાનુ પ્રયોજન સમજવા લાગશે અને તેમનુ પાલન કરવાની અગત્ય વધારે વધારે સ્વીકારવા લાગશે. તેમ કરવાથી સમાજના સુખ અને આબાદીની વૃદ્ધિ થવા લાગશે અને તેનુ બધારણ વિશેષ સુદૃઢ થતુ જશે માત્ર જ્યારે રાજસત્તા જનસમૂહના હિતની વિરુદ્ધ વર્તન કરીને તેમને કફોડી હાલતમા મૂકી દે છે, અથવા તો તેમને પોતાના સ્વાર્થને ખાતર દુ ખદારિદ્યમા ગરકાવ કરી નાખે છે તેવાજ સજોગોમા જ્ઞાન તેમને આત્મરક્ષણાર્થે રાજસત્તાની સામે થવા ઉશ્કેરે છે મે જે કાયદાઓ ઘડયા છે, તે ઘણા સરળ છે અને અગાઉના

કાયદાઓ કરતાં જનસમૂહના હિતનુ વિશેષ રક્ષણકર્તા છે મે પ્રવર્તાવેલી કેળવણીની પદ્ધતિ એવી છે કે તેથી ભવિષ્યની પ્રજા સુસસ્કૃત થયા વગર રહેશેજ નહિ મારા રાજ્યમા ગુન્હાનુ પ્રમાણ ઘણું ઓછુ થવાનુ આજ મુખ્ય કારણ છે એથી ઉલટુ તમે જોશો તો ઈગ્લંડમાં ગુન્હાની સખ્યા ભયકર રીતે દિનપ્રતિદિન વધતી જાય છે એમાંથી કયા દેશના રાજ્યબધારણ અને રાજનીતિ શ્રેષ્ઠ છે તે નક્કી કરવાને આટલુજ ઉદાહરણ પૂરતુ છે ”

“ અમેરિકાનાં સયુક્ત રાજ્યો તરફ જરા નજર કરો. જુઓ, બહારના કોઈ પણ જાતના પ્રયત્ન કે જોરજૂલ્મ વગર આખી પ્રજા ઉન્નતિના માર્ગ તરફ પ્રગતિ કરતી ચાલે છે દરેક જણ સુખી અને સતુષ્ટ છે જનસમૂહની ઇચ્છા અને તેમનુ કલ્યાણ એજ ત્યાંની રાજનીતિનો મૂળ મત્ર છે ત્યા જો રૈયતની ઇચ્છા અને હિતની વિરુદ્ધ રાજનીતિ અખ્તિયાર કરવામા આવે તો તરતજ સુખ અને શાતિને બદલે નિરકુશતા અને અરાજકતા ઉત્પન્ન થાય ગુન્હેગાર માણસોની સખ્યા એકદમ વધી જાય, જ્યારે ફ્રાન્સનુ રાજ્યતત્ર મે હાથમા લીધુ ત્યારે બધા એવી ઇચ્છા રાખતા હતા કે હુ ફ્રાન્સનો વૉશિગ્ટન થાઉં. એ બધુ મોઢેથી બોલવુ તો સહેલુ છે, અને ખાસ કરીને જેઓ એવુ બોલે છે તેઓ દેશ, કળ અને પાત્રાપાત્રતાનો વિચાર કર્યા વગરજ બોલે છે જો ફ્રાન્સની પરિસ્થિતિ અમેરિકા જેવી હોત તો હુ સ્વાભાવિકરીતેજ વૉશિગ્ટન જેવો થાત અને હુ વૉશિગ્ટન જેવો ન થાઉ તો બીજા કોના જેવો થાઉ તે પણ હું સમજી શકતો નથી, પરતુ એજ વૉશિગ્ટન જો ફ્રાન્સમાં જન્મ્યો હોત, અને હાલ છે તેવા આભ્યતરિક કુસપ અને બહારનાં આક્રમણ સાથે તેને કામ લેવાનુ હોત તો તેણે જે રાજનીતિ અમેરિકામાં ધારણ કરી તે ફ્રાન્સમા લાગુ પાડી શકતજ નહિ અને જો તે તેમ કરવા ગયો હોત તો તેને જરૂર નિષ્ફળતાજ મળત એવી રાજનીતિનુ પરિણામ એ થાત કે ફ્રાન્સમા અશાતિ વધારે સમયસુધી ઘર કરીને રહેત મારી આસપાસ દેશને નુકશાન પહોચાડવાને શત્રુ રાજાઓ ટમટમી રહેલા છે તેથી મારે તો “ રાજમુકુટધારી વૉશિગ્ટન ’ થયા વગર બીજો ઉપાયજ નથી તેમ કરીને મે વૉશિગ્ટનની સહૃદયતા, નિસ્વાર્થતા અને શાણપણનુ દર્શન કરાવ્યુ છે ”

આ પ્રમાણે જ્યારે નેપોલિયન ફ્રાન્સની જનસમાજને સુવ્યવસ્થિત કરવામા, સૈન્યને નવેસરથી બળવાન બનાવવામાં, નૌકાસૈન્યને સ્વદેશના રક્ષણને માટે સજ્જ કરવામાં, પરરાજ્યો સાથે રાજનૈતિક સધિકરાર વગેરે કરવામા રોકાયો હતો તેજ વખતે તે દેશની આભ્યતરિક સ્થિતિમા સુધારણા કરવાની વિશાળ યોજનાઓ પણ અમલમાં મૂકે જતો હતો પ્રથમથીજ તેને ભવ્ય ઇમારતોનો ઘણો શોખ હતો અને મિસરના પ્રવાસ દરમ્યાન ત્યાંની પ્રાચીન ઐતિહાસિક ઇમારતોનુ નિરીક્ષણ કર્યાથી

ને શોખ સુસંસ્કૃત થયો હતો પારિસની શોભામાં વૃદ્ધિ થાય અને જનસમાજને અનેક રીતે ઉપયોગી થઇ પડે એવી ભવ્ય ઇમારતો બંધાવવાનું કાર્ય હવે તેણે શરૂ કર્યું અને તે ઇમારતો આજ દિનસુધી તેની બુદ્ધિનું સ્મરણ જાળવી રાખે છે આજે પણ પારિસની સર્વશ્રેષ્ઠ શોભાયમાન ગણાતી કેટલીક ઇમારતો તેનીજ બંધાવેલી છે એ ઉપરાંત તેણે રાજ્યમાં મધ્યામધ્ય નહેરો, પૂલો અને પાકી સડકો બંધાવી છે આ દરેક કાર્યને પ્રેરનાર તેનીજ સર્વોપરિ બુદ્ધિ હતી આ સર્વ લોકોપયોગી કાર્યો જોતા અને ફ્રાન્સમાં આવા અણીના સમયમાં તેણે જે સુવ્યવસ્થા પ્રવર્તાવી તે વિચારતાં તેના કટ્ટામાં કટ્ટા શત્રુને પણ તેની બુદ્ધિ અને શાણપણની પ્રશંસા કરવી પડે છે

ફ્રાન્સના એક ઘીચ વસ્તીવાળા પ્રદેશમાં રાજભક્તોનો એક બળવાન સમુદાય રહેતો હતો ઇંગ્લંડ તરફથી તેમને હથિયાર, દારૂગોળો તથા દ્રવ્ય પૂરાં પાડવામાં આવતા હતા ડિરેક્ટરોએ તેમને તાબે કરવાનો ઘણીવાર પ્રયત્ન કરી જોયો હતો પણ તે નકામો થઇ ગયો હતો નેપોલિયન કૉન્સલ તરીકે સ્થિર થયો કે તરતજ તેણે તે પક્ષના આગેવાનોને પોતાની પાસે બોલાવ્યા, અને તેમને સહિસલામત પાછા મોકલવામાં આવશે એવું વચન આપ્યું તેમની સાથે મુલાકાત લેતી વખતે તેણે તેમને કહ્યું કે "ફ્રાન્સનો વિનાશ અને અધઃપાત અટકાવવો અને આપણા અવ્યવસ્થિત થએલા દેશમાં પુનઃ સુલેહશાન્તિ પ્રવર્તાવવી એજ મારો ઉદ્દેશ છે તેની દલીલ તેના સૈન્યના જેવીજ સચોટ હતી તેણે કહ્યું "તમે આત્મરક્ષણમાટે લડતા હો તો તમારે લડવાનું પ્રયોજન નથી હું તમને ઇજા કરીશ નહિ અને તમારા હક્ક જાળવીશ તમે રાજાઓને પુનઃ સ્થાપિત કરવા લડતા હો તોપણ તમારૂં લડવું નિષ્પ્રયોજન છે કેમકે દેશની સમસ્ત પ્રજાની ઇચ્છાવિરુદ્ધ થોડાઘણા માણસોએ લડવામાં અને તેમને શસ્ત્રના બળથી મહાત કરવાની કોશિશ કરવામાં શું તમારી શોભા છે! તમે જુઓ છો કે પ્રજાનો ઘણોજ મોટો ભાગ રાજાની વિરુદ્ધ છે" તેઓ મહાત થઇ ગયા તેમણે પોતાના એકલા **હથિયારજ નહિ પણ પોતાનાં હૃદય પણ નેપોલિયનને અર્પણ કર્યાં** આવી રીતે તેણે આખા દેશમાંથી આભ્યન્તરિક વિદ્રોહની જડ મૂળમાંથી ઉખાડી નાખી



# प्रकरण १८ मुं

## નેપોલિયનની સલાહમાટે પ્રાર્થના અને તેનો તોછડો અસ્વીકાર. ઈ૦ સ૦ ૧૮૦૦



નેપોલિયને પોતાની ઉદાર અને શાણપણભરેલી રાજનીતિથી ફ્રાન્સમા સળગી રહેલો અદર અદરનો કલહ શમાવી દીધો આખી ફ્રેન્ચ પ્રજા સયુક્ત થના બહારના આક્રમણની સામે આત્મરક્ષણ કરી શકે—એવી બળવાન થઈ ગઈ યુદ્ધ એ મનુષ્યની હત્યા કરાવવાનુ અને પ્રજાના નાણાનો દુર્વ્યય કરવાનુ સાધન છે, અને તે આભ્યતરિક ઉન્નતિમા મોટા વિઘ્નરૂપ છે નેપોલિયનને યુદ્ધ કાર્યમા આખી જિદગી રોકાવુ પડયુ હતુ તોપણ તે તેને ઘણોજ ધિક્કારતો હતો વિનાશક કાર્યના કરતા તેને સયોજક કાર્ય વિશેષ પ્રિય હતુ જાતભાઈઓની કતલ કરાવનાર કરતાં પોતે તેમનો કલ્યાણકર્તા ગણાય એ તેને વધારે પસદ હતુ તેણે જે જે યુદ્ધો આદર્યાં હતાં તે બધા આત્મસરક્ષણને અર્થેજ હતા પણ હવે ફ્રાન્સ પગભર થયુ હતુ નેપોલિયનની પોતાની સત્તા નિરકુશ હતી અને પ્રજાનો તેના ઉપર નિસીમ પ્રેમ હતો તે ધારત તો આખી પ્રજાની સમૃદ્ધિ યુદ્ધ કાર્યમાં ખરચી શકત, પરતુ આવે વખતે જ્યારે તેની સત્તા પૂર્ણ કળાએ હતી તે વખતે તેણે ઈગ્લડ અને આસ્ટ્રિયાના રાજાઓને સુલેહની પ્રાર્થના કરી અને પોતાને સુલેહશાતિ કેટલી પ્રિય છે તે સચોટરીતે સિદ્ધ કરી બતાવ્યુ આ કૃત્ય તેના ઉદાર દિલની સાબિતી આપે છે જો તેનામા અભિમાન હોત તો તે એમજ કહેત કે લડાઈ ઉભી કરનાર તેઓએ જણ હતા માટે સુલેહની પ્રાર્થના તેમના તરફથીજ થવી જોઈએ

આ ઉદ્દેશથી તેણે ઈગ્લડના રાજા જ્યોર્જ ત્રીજાને પોતાને હાથે એક પત્ર લખ્યો તેમાં તેણે લખ્યુ કે "જે યુદ્ધથી છેલ્લા ચાર વર્ષ થયા જગતની પાયમાલી થાય છે તે શુ ચિરકાળસુધી ચાલ્યાજ કરશે? શાન્તિ સ્થાપન કરવાના શુ કોઈ ઉપાય

નથી ? ઇંગ્લંડ અને ફ્રાન્સ—યૂરોપની બે સૌથી વધારે સુસંસ્કૃત પ્રજાઓ જેમણે પોતાના સ્વાતંત્ર્યના રક્ષણમાટે જોઇએ તે કરતા વિશેષ બળ સંચિત કર્યું છે, તેમણે શું મિથ્યા કીર્તિલોભની ખાતર વ્યાપાર, આભ્યન્તરિક ઉન્નતિ અને અસંખ્ય કુટુંબોની શાંતિનો નાશ થવા દેવો જોઇએ ? શાંતિ સર્વ કરતા વિશેષ આવશ્યક અને વિશેષ કીર્તિપ્રદ છે એ વાત બેઉ પ્રજાઓના મનમા ઉતરતી નથી એ કેટલા આશ્ચર્યની વાત છે ! આપ તો સ્વતંત્રતાને પૂજનારી પ્રજાને સુખી કરવાના ઉદ્દેશથીજ તેના ઉપર રાજ કરો છો તેથી આપને તો આ વિચારમા કશું નવીન હોવું નજ જોઇએ ”

સુલેહની માગણીમાટે લખાયલા આવા ઉદારતાભરેલા પત્રનો જાતે જવાબ લખવાનું ઇંગ્લંડના રાજાને યોગ્ય લાગ્યું નહિ તેમણે પોતાના ખાનગી મંત્રીને હાથે સખત આક્ષેપયુક્ત પત્ર લખાવ્યો તે એવો તોછડો અને અપમાનપ્રદ હતો કે તે વાંચીને આખી ફ્રેન્ચ પ્રજાનું લોહી ઉકળી આવ્યું તેમા તેણે લખ્યું હતું કે “ જો ફ્રાન્સને સલાહજ કરવી હોય તો તે સલાહની યથાર્થતા અને સ્થિરતાની નિશાની તરીકે જે રાજાઓએ અનેક સૈકાસુધી દેશને આબાદ રાખ્યો હતો, અને પરરાજ્યોમાં તેનું ગૌરવ જાળવી રાખ્યું હતું તેમને ફરીથી સિંહાસન ઉપર સ્થાપિત કરવા ફ્રાન્સે તૈયાર થવું જોઇએ એટલું કર્યાથીજ હમણા તેમજ ભવિષ્યમા પણ સલાહ થઇ શકશે ”

આ પત્ર વાંચીને હરકોઇ માણસને ક્રોધ ચડે તોપણ નેપોલિયને શાંતિથી અને અને નમ્રતાપૂર્વક પોતાના મંત્રી ટેલિરેન્ડદ્વારા તેનો જવાબ લખાવ્યો તેમા લખ્યું હતું કે —

“ફ્રાન્સે લડાઇ ઉભી કરી નથી એ તો ઉઘાડુંજ છે, એટલુંજ નહિ પણ રાષ્ટ્રવિપ્લવની શરૂઆતથીજ ફ્રાન્સે પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કર્યું હતું કે અમે કોઇ સાથે લડવા ચહાતા નથી અમારે રાજ્યો જોઇતા નથી અને બીજા તમામ રાજ્યોની સ્વતંત્રતાને માન આપીએ છીએ, અને શરૂઆતમા પોતાની આભ્યંતરિક બાબતોમા ફ્રાન્સ એવું ગૂંથાયલું હતું કે જો તેને બહારથી ઉપદ્રવ કરવામા આવ્યો ન હોત તો તે ઉપર કહેલી નીતિનું પાલન કર્યા વગર રહેતજ નહિ ”

પણ રાષ્ટ્રવિપ્લવ થવાની સાથેજ આખા યૂરોપના રાજાઓ એકલા ફ્રાન્સને કચરી નાખવાને એકત્ર થઈ ગયા તેમની દુસ્મનાવટ અને તેમનો ઉપદ્રવ જાહેર કરવામા આવ્યો ત્યાર પહેલા પણ તેમણે શરૂઆત તો કરી દીધીજ હતી તેમણે ફ્રાન્સમા આત્મકલહ કરાવવાને કાવત્રા રચ્યા, પ્રજાસત્તાક રાજ્યના શત્રુઓને પોતાના રાજ્યમા આશ્રય આપ્યો, ફ્રાન્સના રાજપ્રતિનિધિઓનું અપમાન કરીને ફ્રેન્ચપ્રજાને અપમાન પહોંચાડવામા આવ્યું અને તેમ કરવામા ઇંગ્લંડે પહેલ કરી

હતી આખરે લડાઇ જાહેર થઈ ત્યાર અગાઉથીજ ફ્રાન્સની સ્વતંત્રતા, પ્રતિષ્ઠા અને સલામતી ઉપર હુમલો કરવામાં આવ્યો હતો ”

“આ પ્રમાણે જ્યારે ફ્રાન્સ ઉપર ચારે દિશાએ આક્રમણ શરૂ થયાં ત્યારે આત્મરક્ષણ કરવાને માટે પોતાના તમામ સૈનિકબળનો અને પોતાના પુત્રોના પરાક્રમનો સંપૂર્ણ ઉપયોગ કર્યા વગર તેને છૂટકોજ ન હતો આ બારીક પ્રસંગે ફ્રાન્સે જેટલું ધૈર્ય બતાવ્યું છે તેટનો વિવેક અને ખામોશ કદાચ ન બતાવ્યા હોય તો તેનું કારણ એટલુંજ છે કે ઈંગ્લંડે તેનો નાશ કરવાનો દૃઢ સંકલ્પ કરીને તે અર્થે પોતાના તમામ સાધનોનો ઉપયોગ કર્યો હતો ”

“ દરેક પ્રજાને પોતાને મનગમતું રાજ્યતંત્ર પસંદ કરવાનો અધિકાર છે એ વાતની ઈંગ્લંડના રાજાથી ના પડાય એમ છેજ નહિ, કારણ કે પ્રજાના આ અધિકારના પ્રતાપેજ તેઓ રાજ્યાસનપર બેસી શક્યા છે આ નીતિ ઉપરજ તમામ રાજનૈતિક સમાજની સુસ્થિતિનો આધાર છે. ઈંગ્લંડનો રાજા આ મૂળ નીતિનો સ્વીકાર કર્યા પછી ફ્રાન્સના આંતરિક રાજ્યતંત્રમાં પોતે કયા અધિકારથી હસ્તક્ષેપ કરી શકે તે પ્રથમ કૉન્સલથી સમજાતુ નથી પરરાજ્યના આભ્યંતરિક રાજ્યતંત્રમા દખલ કરવાની નીતિ જેટલી ફ્રાન્સને નુકસાનકારક છે તેટલીજ ઈંગ્લંડને અને ઈંગ્લંડના રાજાને પણ નુકસાનકારક છે, કારણ કે ઈંગ્લંડનો રાજા જેમ ફ્રાન્સને તેના પદભ્રષ્ટ કરાયલા રાજાને પાછો ગાદીએ બેસાડવાની ફરજ પાડવા જાય છે, તેમ ઈંગ્લંડે પણ ગયા સૈકામાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું હતું તેનો ફરીથી સ્વીકાર કરવાની અથવા જે સ્ટૂઅર્ટ રાજાઓનો ઈંગ્લંડની ગાદી ઉપર જન્મસિદ્ધ હક્ક છે છતાં પણ ત્યાંની પ્રજાએ જેમને પદભ્રષ્ટ કરી દીધા છે તેમના વંશજોને ફરીથી ગાદીએ બેસાડવાની ઈંગ્લંડની પ્રજાને પણ ફરજ પાડી શકાય ”

આ કૂટકો એવો આસાદ હતો કે ઈંગ્લંડથી તેનો જવાબ અપાયો નહિ ઈંગ્લંડના પ્રધાને મિજાજ ખોઇને પહેલાના કરતા વધાર ક્રોધ અને કટુતાભરેલો પત્ર લખીને જણાવ્યું, કે ફ્રાન્સના રાષ્ટ્રવિપ્લવકારી જેકોબિન લોકોને હાથે બીજા રાજ્યોને નુકસાન ન થાય તેને માટે ઈંગ્લંડ લડયું છે અને લડશે આ જવાબથી નેપોલિયન લેશમાત્ર પણ નિરાશ કે દિલગીર થયો નહિ તે સુલેહ કરવા માગતો હતો પણ લડાઇથી ડરતો ન હતો તેનો દૃઢ વિશ્વાસ હતો કે તમામ પ્રજાના નિષ્પક્ષપાત લોકો મારા તરફ સહાનુભૂતિ રાખ્યા વગર રહેશે નહિ વળી તે જાણતો હતો કે ઈંગ્લંડે જે ઉદ્ધત અને અપમાનપ્રદ જવાબ વાળ્યો છે તેની અસરથી આખી ફ્રેન્ચ પ્રજા વગર અપવાદે પ્રાણાન્તસુધી લડવાને દૃઢ સંકલ્પ કરીને તૈયાર થઇ જશે તેણે કહ્યું, “ ઈંગ્લંડને લડાઇજ જોઇએ છે આપણે તેની ઇચ્છા પૂરી કરીશું બસ પ્રાણાન્ત સુધી લડીશું ”

આવા સંજોગો વચ્ચે યૂરોપમા પછો બીજી વાર દાવાનળ સળગ્યો નેપોલિયને શાન્તિ મંત્ર ભણીને તેનુ નિવારણ કરવાનો યત્ન કર્યો પણ વ્યર્થ ગયો કેમકે યૂરોપના રાજાઓને અને ખાસ કરીને ઈંગ્લંડના રાજાને તથા ઉમરાવોને તેમની દોલત, તેમના વૈભવ, તેમના ખાસ હક્ક, સામાન્ય લોકો કરતા તેમનો ઉંચા દરજ્જાનો દરજ્જો એ સર્વને મનુષ્યની સમાનતા અને સ્વાધીનતાનો ભેરી નાદ કરતા ફ્રાન્સ તરફથી ધાસ્તી હતી

ઈંગ્લંડના રાજાનુ રાજ્યાસન, ત્યાના ધર્મગુરુઓની અથાગ દોલત અને ત્યાના ઉમરાવોની વિસ્તીર્ણ જાગીરો, એ ત્રણેનો આધાર આ લડાઈના પરિણામ ઉપર હતો ફ્રાન્સમા ઉમરાવ લોકોના અમુક ખાસ અધિકાર જો રદ થાય અને તેની સાથે મનુષ્યની સમાનતાના સિદ્ધાંત સ્વીકારાય તો તેનુ પરિણામ એ થાય કે ઈંગ્લંડના રાજાનુ રાજ્યાસન અને ત્યાના ઉમરાવોના ઉમરાવપદ એક સામાજિક ધરતીકંપના આંચકાની પેઠે ડોલવા લાગે તે વખતે ઈંગ્લંડનુ રાજતંત્ર, રાજા, ઉમરાવો અને ધર્મગુરુઓનાજ હાથમા હતુ ફ્રાન્સના રાજ્યવિપ્લવથી તેમનુ સર્વસ્વ જોખમમા હતુ તેમણે ફ્રાન્સના રાજાઓને દશ વર્ષ થયા ઘરબાર વગરના રખડતા જોયા હતા ફ્રાન્સના ઉમરાવોની જાગીરો પ્રજાએ જપ્ત કરી લીધી હતી અને તેઓ ભિખારી વશે પરદેશમાં ભટકતા હતા ધર્મગુરુઓની પણ એજ દશા થઇ હતી તેઓને પણ ધર્માધિકાર વગરના બનીને ખેડુતોના ઝુંપડાઓ આગળ જઈને ભિક્ષાદેહી કરીને પેટ ભરવાનો વખત આવ્યા હતા પારકાની મહેનતે મોજ મારનાર, અને પ્રજાના મોટા ભાગને પોતાના પગ તળે દબાવવાને રાજની તમામ સત્તા પોતાના એકલાના હાથમા રાખનાર ઈંગ્લંડના ઉમરાવવર્ગને માટે આ દૃષ્ટાંત ભયભરેલુ હતુ અને ત્યાના રાજાને પણ ધાસ્તી ઉપજાવનાર હતુ ઈંગ્લંડના લોકવર્ગની સહાનુભૂતિ ફ્રેન્ચો તરફ હતી તેથી બેઉ પ્રજાઓ વચ્ચે મિત્રભાવ ન થાય અને નેપોલિયન જે સ્વાતંત્ર્ય અને સમાનતાના રક્ષક તરીકે ઈંગ્લંડની પ્રજાનો વહાલો થઈ પડયો હતો તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય, એવા પગલા લેવાની ઈંગ્લંડના રાજાને તથા ઉમરાવ વર્ગને જરૂર હતી

પણ જગતના કોઇ પણ દેશનો નિષ્પક્ષપાત માણસ નેપોલિયન તરફજ સહાનુભૂતિ ધરાવશે ફ્રેન્ચોએ કેવુ રાજ્યતંત્ર પસંદ કરવુ તેનો આદેશ કરવાનો તેના પાડોશીઓનો અધિકાર ન હતો છતાં તેઓ તલવારના જોરથી તેને ધમકાવી રહ્યા હતા તેના બંદરો ઉપર બોમ્બગોળા વર્ષાવતા હતા તેનો વ્યાપાર નષ્ટ કરતા હતા નેપોલિયન તેમના આક્રમણને હઠાવવાને બળવાન હતો તોપણ મનુષ્યજાતિની નાહક કતલ ન થાય તેટલા માટે તેણે સુલેહની પ્રાર્થના કરી પરંતુ ઈંગ્લંડના દરબારમાંથી યુદ્ધના આવાહનની મતલબનોજ જવાબ મળ્યો આસ્ટ્રિયાએ કહ્યુ કે ઈંગ્લંડની પરવાનગી વગર અમારા એકલાથી સલાહ કરી શકાય નહિ આ પત્રવ્યવહાર ચાલતો

હતો તે દરમ્યાનજ ત્રણ લાખ માણસોનું બળવાન સૈન્ય ફ્રાન્સ તરફ જૂદી જૂદી દિશાએથી ધસી આવવા લાગ્યું હવે નેપોલિયનને દેશનું રક્ષણ કર્યા સિવાય છૂટકોજ ન હતો અને તેણે તે કર્ય રૂડી રીતે કર્યું

નેપોલિયન અને ઈંગ્લંડના રાજા વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર વાચીને ઈંગ્લંડના ઘણા લોકો તેના અનુરાગી થયા અને ફૉક્સ, શેરીડન વગેરે ઉદાર બુદ્ધિવાળા રાજનીતિજ્ઞ પુરુષોએ પ્રધાનમંડળની સાંકડી, સ્વાર્થપરાયણ અને બ્રિટિશ પ્રજાને નીચું જોવરાવે એવી રાજનીતિ ઉપર સખ્ત આક્ષેપ કર્યા પાર્લામેન્ટમા ઝુબેશ મચી રહી આ ઉદાર પક્ષ તરફથી ફૉક્સની અને સામા પક્ષ તરફથી મુખ્ય પ્રધાન પિટની વક્તૃતા ગાજી રહી અંતે પિટનો જય થયો અને ઈંગ્લંડની સરકારે ફ્રાન્સની સાથે યુદ્ધમાં ઝંપલાવ્યું

નેપોલિયનના ચારિત્ર્યમા દઢતા અને દયાળુતાની ઘણીજ અદ્ભુત મિલાવટ થએલી જોવામા આવે છે એક ત્રીશ વર્ષના પુરુષે પોતાના ધનના જોરથી એક સોળ વર્ષની સુન્દર સ્ત્રીની પ્રીતિ પ્રાપ્ત કરવાના હેતુથી તેની મરજી વિરુદ્ધ તેની સાથે લગ્ન કર્યું તે સુન્દરી પોતાના પ્રૌઢ વયના પતિને પોતાના હૃદયની પ્રીતિ અર્પણ કરી શકી નહિ પુરુષે જ્યારે જોયું કે તે સ્ત્રી ધનને વશ થતી નથી ત્યારે તેણે તેનું ખૂન કર્યું અને એ અપરાધને માટે તેને કાયદા પ્રમાણે દેહાન્ત દંડની શિક્ષા કરવામ આવી આ કમનશીબ માણસની સાથે ફ્રાન્સના અનેક પ્રતિષ્ઠિત કુટુંબો સગપણથી જોડાયલા હતા તેથી તેને માફી અપાવવા માટે નેપોલિયન ઉપર ઘણા માણસો તરફથી સિફારસ, દબાણ અને આજીજી થવા લાગી વળી તેઓમાંના કેટલાક જોસેફાઇનના સગા હતા તેમના આગ્રહથી જોસેફાઇન પણ તે માણસને માફી આપવા માટે નેપોલિયનને કાલાવાલા કરવા લાગી નેપોલિયને તેને જવાબ આપ્યો કે "હું એ માણસને કેવી રીતે માફી આપી શકું ? એ પોતાની દોલતવડે એક બાળાનો પ્રેમ ખરીદવા માગતો હતો તેમા નિષ્ફળ થયો ત્યારે તેનું ખૂન કર્યું એવા માણસને હું દયાને પાત્ર માનતો નથી જો હું એવા માણસને માફી આપુ તો કોઇ પણ પરણેલી સ્ત્રીની જીંદગી સલામત નહિ રહે " જોસેફાઇને કહ્યું, "પ્રિયતમ, તમે ઉંચે દરજ્જે ચડયા પછી મે જો કાંઇ તમારી પાસે માગ્યું હોય તો તે આજ છે તમે મારી આટલી પ્રાર્થના નહિજ તરછોડો એવી મને આશા છે " નેપોલિયને જવાબ આપ્યો, " જોસેફાઈન ! હું તમારી માગણી સ્વીકારી શકતો નથી જ્યારે તમારી પણ પ્રાર્થનાને વશ થઇને હું ન્યાય માર્ગમાંથી ચ્યુત થયો નથી એ વાત જ્યારે લોકોમા જાહેર થશે ત્યારે મારે હાથે આવો અન્યાય કરાવવા કોઇ પણ પ્રાર્થના કરશે નહિ "

બુર્બોન વંશીય રાજાઓએ નેપોલિયનને પોતાના પક્ષમાં લેવા ઘણા ફાંફા માર્યા ભારે રકમની લાંચ, મોટી મોટી પદવીઓ વગેરે જ્યારે ફોગટ ગયાં ત્યારે સ્ત્રીનુ

મોહાજી વાપરતાં પણ તેઓ અચકાયા નહિ. એક લપટ અને નિર્લજ્જ, ઉમરાવ સ્ત્રીને તેમણે નેપોલિયનને ઘેર મોકલાવી તેણે જોસેફાઇન સાથે બેનપણાં કરવા માંડ્યા અને નેપોલિયન સાથે હળી હળીને વાત કરવા લાગી પણ તેણે તેને તરતજ ફ્રાન્સની હદપાર મોકલાવી દીધી

નેપોલિયન લોકપ્રિય હતો પણ લોકોની મરજીને તાબે થઇને તેણે લોકપ્રિયતા મેળવી ન હતી આસપાસ ચારે દિશાએ વિપત્તિના વાદળા ઘેરાતા હતાં એકલા ફ્રાન્સની સામે ઈંગલંડનાં નાણાંથી લલચાયલા અનેક રાજ્યો સંધિ કરીને તેનો વિનાશ કરવા તત્પર થયા હતાં આવા સંયુક્ત બળ સામે ટકવું હોય તો આખા રાજ્યનું બળ એકજ માણસના હાથમાં હોવું જોઇએ, અને એ નીતિને નેપોલિયન અનુસર્યો હતો તેની યુદ્ધનીતિવિષે તે કહે છે કે " મેં પરરાજ્યો જીત્યા હશે તો તે આત્મરક્ષણ કરવા માટેજ અમે જીતાઇએ નહિ તેટલા માટે અમારે બીજા રાજ્યો જીતવાની જરૂરજ પડતી હતી ચારે દિશાએ લડાઇના વાજા વાગી રહ્યા હતાં તવે વખતે પ્રજાસત્તાક રાજ્યના નિયમ મુજબ રાજ્ય કરવાની મારી મરજી છતા તેમ કરવું મને વાજબી લાગ્યું ન હતું દેશના રક્ષણને માટે નિસીમ ક્ષમતાસંપન્ન રાજાની જરૂર હતી છતા પણ ફ્રાન્સમા મનુષ્યની સમાનતા જેટલે અંશે જળવાતી હતી તેટલી બીજા કાઇ દેશમા જળવાઇ ન હતી "

"દરેક માણુસ કેળવણી લઇ શકે એવી રીતે કેળવણીના દ્વાર ખુલ્લાં મૂકવા એ એક મારો મહાન ઉદ્દેશ હતો મે જે કેળવણીની સંસ્થાઓ સ્થાપી હતી તેમને એવા ધોરણ પર સ્થાપી હતી કે તેમની મારફતે દરેકને મફત અથવા ઘણેજ ઓછે ખર્ચે કેળવણી મળી શકે મે રાજ્યના તમામ સંગ્રહસ્થાન પ્રજાના ઉપયોગમાટે ખુલ્લાં મૂક્યા હતા લોકોને અજ્ઞાન અને વહેમવડે પશુ જેવા ન બનાવતાં તેમને જ્ઞાનનો પ્રકાશ આપવા મે પ્રયત્ન કર્યો હતો ઇંગ્લંડની પ્રજા જે સ્વતંત્રતાને ચહાય છે તેને પોતાના વૉટર્લુના વિજયમાટે એકવાર પશ્ચાત્તાપ કરવાનો વખત આવશે એ ફતેહથી યુરોપની પ્રજાઓની સ્વતંત્રતાને નુકસાન પહોંચ્યું છે અને મનુષ્યજાતિને પીલી નાખવાને તૈયાર થએલા નિરંકુશ રાજાઓના હાથમા આખો યૂરોપ આવી ગયો છે "

દશ હજાર રશીયન સિપાઇઓ ફ્રાન્સમાં કેદ પકડાયા હતા તેવીજ રીતે ઇંગ્લંડ અને આસ્ટ્રિયાના હાથમા ઘણા ફ્રેન્ચ કેદીઓ પણ હતા નેપોલિયને એવી માગણી કરી કે મને મારા ફ્રેન્ચ કેદીઓ પાછા આપો તો હું રશીયન કેદીઓને છૂટા કરૂં પણ રશીયન કેદીઓ છૂટા થાય તેમા ઇંગ્લંડને કે આસ્ટ્રિયાને અંગત લાભ ન હતો તેથી તેમણે પોતાના મિત્ર રાજ્યના કેદીઓને મુક્ત કરવા કેદીઓની સાટાબદલી કરવાની ના પાડી એઓની નીચતા જોઇને નેપોલિયનને ઘણો ગુસ્સો ચડ્યો તેણે કહ્યું, "જે રશીયનો ઇંગ્લંડ અને આસ્ટ્રિયાની ઉશ્કેરણીથી ફ્રેન્ચોની સામે લડવામા એઓને

મહાયભૂત થયા હતા, તેમણે જે જય મેળવ્યા તેમાં રશીયનોનો પણ ભાગ હતો તેમને બંધનમુક્ત કરાવવાને તેમનાજ મિત્રો આનાકાની કરે છે ! શરમની વાત છે !" એમ કહીને તેણે તમામ રશીયન કેદીને છૂટા કરીને દરેકને નવો પોશાક અને હથિઆર આપીને તેમના રાજા પાસે મોકલી દીધા રશીઆનો ઝાર જે ઈંગ્લંડ અને આસ્ટ્રિયા સાથે મળીને ફ્રાન્સ તરફ સૈન્યસહિત કુચ કર્યો જતો હતો, તેના ઉપર નેપોલિયનની ઉદારતાની સચોટ અસર થઈ તેણે નેપોલિયનને એક ધન્યવાદનો પત્ર લખ્યો તેમાં તેણે લખ્યુ હતુ કે "હુ તમને આ ઉપરથી જણાવી દઉ છુ કે હુ ઈંગ્લંડથી ઘણો નારાજ થયો છુ તે રાજ્યોના અરસ્પરસના કાયદાની એકેએક કલમનો ભંગ કરે છે અને પોતાના અહંકાર અને સ્વાર્થ સિવાય બીજા કોઇ ઉદ્દેશને ધ્યાનમાંજ લેતુ નથી હુ તેના અન્યાયી વર્તનનો અંત લાવવા માટે તમારી સાથે જોડાવા માગુ છુ ' ત્યારે તરતજ ઈંગ્લંડ સાથેની સલાહ રદ કરી, અને ફ્રાન્સ અને રશીયા વચ્ચે ગાઢ મૈત્રી બંધાઈ પછી નેપોલિયને પ્રશિયા સાથે સલાહ કરવા માટે પોતાનો દૂત મોકલ્યો અને રશીયાની માફક પ્રશિયાએ પણ તેની સાથે સલાહ કરી દીધી. ફ્રાન્સની સાથે પ્રાણાન્તસુધી લડવાનો સંકલ્પ કરનાર ઈંગ્લંડ એકલુજ હવે સલાહ કરવા નારાજ હતુ અને તેની ઉશ્કેરણીથી આસ્ટ્રિયા પણ ફ્રાન્સની સરહદ ઉપર પોતાનુ સૈન્ય ઉતારવાની તૈયારી કરતુ હતુ

હવે નેપોલિયનની ઉદારતાની સાથે ઈંગ્લંડના સેનાપતિ લૉર્ડ નેલ્સનની ઉદારતા(!)ની સરખામણી કરી લઇએ નેપલ્સના સ્વતંત્ર વિચારવાળા લોકોએ રાજાની સામે બળવો કર્યો પણ તેમાં તેઓ ફાવ્યા નહિ અંગ્રેજ સરકારની બાહેધરી વચ્ચે તેઓ એવી સરતે તાબે થયા કે અમારા જાનને નુકસાન કરવુ નહિ અને અમને ફ્રાન્સ જવાની પરવાનગી આપવી આ કરારનામા ઉપર બ્રિટિશ પ્રતિનિધિએ સહી કરી, પણ તેજ ઘડીએ સેનાપતિ નેલ્સન અબુકરના જંગમાં ફતેહ મેળવીને પોતાની આશુક લેડી હેમિલ્ટન સાથે ત્યા આવી પહોચ્યો તેણે આ કરાર રદ કર્યો અને તાબે થએલા લોકોને—બાર વરસના બાળકથી માડીને ઘરડા સ્ત્રીપુરુષોને સુદ્ધા ફાસીને લાકડે લટકાવી દીધા ! નેપોલિયને પોતાના મરવા પડેલા સાત સિપાઇઓને ઝેર આપવાનો વિચારજ કર્યો તેટલા માટે તેને ફજેત કરી નાખ્યો, પણ જે દોષ નેલ્સન ઉપર તેનુ જીવનવૃત્તાંત લખનારા મૂકે છે તેવા કોઇ દોષ નેપોલિયનમા હોત—જેવા કે શીયળવતી ધર્મપત્નીને રઝળતી મૂકીને એક નિર્લજ્જ કુલટાના પ્યારમાં ગુલતાન બની જવુ, પ્રતિજ્ઞાપૂર્વક કરેલા કોલકરારનો ભંગ કરવો, સ્ત્રીઓ,પુરુષો અને છોકરાઓને પણ ઉશ્કેરાયલા લોકોને હાથે કતલ થવા દેવા, વગેરે દોષ હોત ત્યારે તો નેપોલિયનને કેટલો ફજેત કર્યો હોત ! છતાં ઈંગ્લંડ નેલ્સનની યાદગીરીમાટે સ્મરણસ્તંભો રચાવે છે અને નેપોલિયનને ભવિષ્યની પ્રજા ઘૃણાસહિત યાદ કરે તેવો યત્ન કરે છે





# प्रकरण १९ मुं

## આલ્પ્સ ઓળંગી જવુ



પોલિયનને કરેલી સલાહની માગણીને ઇંગ્લંડે તિરસ્કાર અને અભિમાનથી તરછોડી નાખી અને આસ્ટ્રિયાએ પણ તેનો અસ્વીકાર કર્યો તેથી હવે તેણે તેઓના હુમલાને પાછા હઠાવવા માટે હમેશની માફક ઉત્સાહભેર તૈયારી કરવા માંડી પણ મહામંદિરમા તે સ્વદેશરક્ષણનો વિચાર કરવા લાગ્યો તેટલામા તો ફ્રાન્સને ચારે દિશાએથી ઘેરી વળીને તેના ઉપર નિર્દયપણે આક્રમણ કરતા શત્રુઓની તોપોની ગર્જના તેના કાન પર અથડાવા લાગી ઇંગ્લંડના નૌકાસૈન્યે ફ્રાન્સનો સમુદ્રકિનારો ઘેરી લઇને તેના વ્યાપારનો નાશ કરવા માડયો, કિનારા ઉપર આવેલાં અરક્ષિત બંદરો ઉપર ગોળાઓનો વરસાદ વરસાવ્યો અને ફ્રાન્સમા આભ્યંતરિક કલહ જગાડવા માટે અઢળક નાણું અને યુદ્ધસામગ્રી ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યના શત્રુઓને પૂરી પાડીને ફ્રાન્સને ઉપદ્રવ કરવા માટે મનતુ કર્યું ઉત્તર તરફથી દોઢલાખ સિપાઇ-ઓના સૈન્ય સાથે આસ્ટ્રિયાનો સેનાપતિ માર્શલ ક્રે ચાલ્યો આવતો હતો તેની પાસે સારામા સારી અને ભારેમાં ભારે તોપો હતી ઇટાલીમા સેનાપતિ મેલાની સરદારી નીચે ૧૪૦૦૦૦ માણસોનુ સૈન્ય એકત્ર થયુ હતુ તેમના આક્રમણ સામે ત્યાના ગણ્યા ગાંઠયા ફ્રેન્ચ યોદ્ધાઓ નાસી ગયા હતા અને બાકીના ઘેરાઇ જઇને ભૂખે મરવાની અણી પર હતા ફ્રાન્સના સમુદ્રકિનારાની આસપાસ ઇંગ્લંડનાં અસ-ખ્ય વહાણો ભમતા હતા આ પ્રમાણે બધી બાજુએથી ફ્રાન્સને સજ્જડ રીતે ઘેરી લીધુ હતુ

નેપોલિયનને પોતાના યુદ્ધકૌશલ્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. તેણે લોહીમા રગ-દોળાતા મનુષ્યોની ખાતર કરેલી સલાહની માગણી વ્યર્થ ગઇ ત્યારે હવે તેણે બીજા ઉપાય તરીકે પોતાના દેશના એકત્ર થએલા શત્રુઓ ઉપર પ્રહાર કરવાની પોતાના અખૂટ ઉત્સાહથી અને પ્રચંડ કાર્યશક્તિથી એવી તૈયારી કરવા માડી કે તેના શત્રુઓએ તેને "એક લાખ માણસ" એવુ ઉપનામ આપ્યુ, કારણ કે તે જ્યાં જતો ત્યા માત્ર તેની હાજરીથીજ એક લાખ માણસનુ બળ તેના સૈન્યમા આવી જતું.

પછી ફ્રાન્સની પ્રજાને માટે તેણે નીચેની ઘોષણા પ્રગટ કરી અને તેનો તીવ્ર, ઉત્સાહક ગણકાર આખા દેશની ખીણે ખીણમા અને ટેકરીએ ટેકરીએ ગાજી રહ્યો "ફ્રેન્ચો ! તમે સલાહ કરવા ઘણા ઉત્સુક હતા તમારી સરકારે તેથી પણ વધારે ઉત્સુકતાથી સલાહની માગણી કરી હતી ઇંગ્લંડના પ્રધાનમંડળે પોતાની દુષ્ટ રાજનીતિ ઉઘાડી પાડી છે ફ્રાન્સમા કુસપ કરાવવો, તેના વ્યાપારનો નાશ કરવો, બની શકે તો યૂરોપના નકશામાથી તેનુ નામનિશાન ભૂસી નાખવુ અને નહિ તો તેને એક ઉતરતા દરજ્જાના તાબેદાર રાજ્ય જેવુ બનાવી મૂકવુ એ તેનો હેતુ છે યૂરોપના તમામ રાજ્યોમા અંદર અંદર કલહ જગાડીને, તેમનો નાશ કરીને ઇંગ્લંડ પોતે સમૃદ્ધ અને બળવાન થવા માગે છે અને આખા જગતનો વ્યાપાર પોતાનો એકલાનોજ કરી લેવા તાકે છે આટલા માટે અઢળક નાણુ વેરીને અને મીઠા મીઠા વચનો આપીને તે લોકોને લલચાવે છે અને પોતાની કપટજાળ વધારે છે"

આ ઉદ્ઘોષણાએ ફ્રેન્ચ પ્રજાનો લડાયક જુસ્સો જાગૃત કર્યો અને લડી શકે એવા તમામ પુરુષોએ શસ્ત્ર ધારણ કર્યા સ્વદેશભક્તિના આવેશને લીધે અને કોઈ પણ રીતે ફ્રાન્સ જીતે એવી ઉત્કટ ઇચ્છાને વશ થઇને નેપોલિયન પોતાની કીર્તિ તો વસરીજ ગયો હતો સેંકડો લડાઇઓમા ઘડાએલા દોઢ લાખ સિપાઇઓનું સૈન્ય, અને પોતાની તૈયાર કરેલી યોજના સમજાવીને તેણે મોરોને ઉત્તર તરફ મોકલ્યો અને ઉત્તર તરફના રણસંગ્રામમા જનારને વધારે કીર્તિ મળવાની વકી હતી છતા પણ પોતે માત્ર પાસેઠ હજાર સિપાઇઓ, જેમાના ઘણા ખરા તો છેક નવાજ હતા તેમને લઇને દક્ષિણ તરફ જવા તૈયાર થયો પોતાના તાબેદારને સારામા સારૂ સૈન્ય આપીને જ્યા ખરેખરી કીર્તિ મેળવવાની હતી, ત્યા મોકલવામા જે ઉદારતા નેપોલિયને બતાવી છે તેનો જોટો જગતના ઇતિહાસમા મળી આવતો નથી

આસ્ટ્રિયાનો સેનાપતિ માર્શલ મેલા પોતાના એક લાખ અને ચાળીશ હજાર સિપાઇઓને ઇટાલિની ઉત્તરે આવેલા કિલ્લાઓમા ગોઠવીને પોતે ફ્રાન્સની દક્ષિણ હદપર પ્રચંડ વેગ અને દઢ શ્રદ્ધાપૂર્વક આગળ વધ્યો જતો હતો તેના વિશાળ અને કવાયતી લશ્કરની સામે પોતાનુ નાનુ અને બિન અનુભવી લશ્કર ગોઠવવા કરતા, આલ્પ્સ પર્વતની દેખીતી રીતે અભેદ્ય પર્વતમાળા ઓળંગીને પર્વત શિખર ઉપરથી તૂટી પડતા બરફના ડુંગરના જેવા પ્રચંડ અને સર્વનાશક વેગથી આસ્ટ્રિયન લશ્કરના પાછલા ભાગ ઉપર એકાએક તૂટી પડવુ એવો નેપોલિયને ઠરાવ કર્યો-આલ્પ્સ પર્વતના પ્રદેશમા કોઇ અનુકૂળ સ્થળે લશ્કર, દારૂગોળો તથા યુદ્ધસામગ્રી એકત્ર કરવાની જરૂર હતી પણ આ તૈયારીની શત્રુને ખબર ન પડે તે માટે સાવચેતી રાખવાની હતી, નહિ તો આસ્ટ્રિયન સેના આલ્પ્સના સાંકડા ઘાટ ઘેરી લે અને તેના લશ્કરને પસાર થતુ અટકાવ્યા વગર રહેજ નહિ ઇંગ્લંડ અને આસ્ટ્રિયાના

જાસુસો તેની એકેએક હિલચાલ તપાસીને જાહેર કરવા ચાલાકીથી બાતમીઓ મેળવતા ફરતા હતા

નેપોલિયને આલ્પ્સની તળેટીમા આવેલુ ડિજોન નામનુ સ્થળ લશ્કરને એકત્ર કરવા માટે પસદ કર્યું પણ જે રસ્તે તે પોતાનુ સૈન્ય ઉતારવાનો હતો તે માર્ગ જાહેર કરી દઇને તેણે શત્રુઓને આબાદ થાપ ખવડાવી શત્રુપક્ષે આ ઉપરથી એવુ અનુમાન કર્યું કે ડિજોનનુ ઓથુ બતાવીને નેપોલિયન પોતાનુ ખરૂ યુદ્ધ કેન્દ્ર છુપાવે છે અને તેઓ મનમા ફુલાવા લાગ્યા કે અમે એમ છેતરાઇ જઇએ એવા નથી લડનના અને વિયેનાના પત્રોમા નેપોલિયનની મૂર્ખાઇની ઉઘાડી રીતે મશ્કરી થવા લાગી કેટલાક જાસુસો ડિજોન જઇ આવ્યા અને તેમણે રિપોર્ટ કર્યો કે અહિ તો માત્ર થોડી ટુકડીઓજ આવી છે અને તે પણ આપણને થાપ ખવડાવવાના હેતુથીજ મોકલી હશે જેમ જેમ શત્રુપક્ષ નેપોલિયનની યોજનાને હસી કહાડવા લાગ્યો તેમ તેમ તે ડિજોન આગળ લશ્કર મોકલવાની વાતને વધારે જોરથી જાહેર કરવા લાગ્યો તેણે એ સ્થળની આસપાસ જૂદે જૂદે ઠેકાણે લશ્કર અને યુદ્ધ સામગ્રી મોકલાવી દીધા, અને એવી કુનેહથી છુપાવી રાખ્યા કે તેના ખરા બળની શત્રુને ખબરજ પડી નહિ ઇગ્લડ તો ખુશ ખુશ થઈ ગયુ તે તો એમજ સમજ્યુ કે ફ્રાન્સનુ લડાયક બળ હવે ખપી ગયુ

ફ્રાન્સના અગ્નિકોણમા લીલા હરિયાળા ખેતરો અને દ્રાક્ષથી લચી રહેલા મડપોમાથી એક એકથી ઉચે જતી સનાતન બરફથી ઢકાયલા શિખરોવાળી આલ્પ્સની પર્વતમાળા આવી રહી છે તેની સાકડી કરાડોમાથી ઘોર ગર્જના કરતા જળ ઘોષ નિરતર ઉછળ્યાજ કરે છે કેટલેક ઠેકાણે તો પર્વતની બાજુઓ દિવાલના જેવી સીધી છે અને સૃષ્ટિના આરભથી આજદિન સુધીમા મનુષ્યના પગલા ત્યા ભાગ્યેજ પડયા હશે આ દુર્ભેદ્ય પર્વતમાળા ઓળગવાના મુખ્ય ઘાટને સેન્ટ બર્નાર્ડ કહે છે સાહસિક મુસાફર ખચ્ચર ઉપર સ્વાર થઇને ધીમેથી, સાવચેતીથી, મુશ્કેલીથી સાકડા અને સીધા રસ્તા ઉપરથી પ્રયાણ કરે છે કોઇવાર સાંકડા પૂલવડે અગાધ ઉડા કોતરો ઓળગે છે, કોઇવાર પર્વતની સાકડી કોરણ ઉપરજ સાચવી સાચવીને પગ મૂકતો ચાલે છે એકજ પગનુ ચૂકે તો નીચેના ધારાવાળા ખડકોવડે ભયાનક રાક્ષસ જેવા દેખાતાં ઉડા કોતરોમાં તે ગબડી પડયા વગર રહેજ નહિ. કોઇવાર ઘણા ઉચા શિખર ઉપરથી બરફના ડુગર જોરથી તૂટી પડે છે અને વૃક્ષો, ખડકો સર્વનો કચ્ચરઘાણ કરે છે તે જોઇને પ્રવાસી આશ્ચર્યચકિત થઇને ઉભો રહે છે. આ ઉજ્જડ બરફના પ્રદેશમા પવન અને બરફના વાવાઝોડાં અનેકવાર ઉત્પાત મચાવી મૂકે છે, અને બિચારા હતભાગ્ય પ્રવાસીઓ તેમના ભોગ થઇને હમેશને માટે બરફના બિછાનામા દટાઇ જાય છે આવા પ્રકારની વિપત્તિમાંથી પ્રવાસીઓને ઉગારી લેવાના

સ્તુત્ય હેતુથી પરોપકારી ખ્રિસ્તી સાધુઓનો એક પ્રાચીન મઠ એ સ્થળે સ્થપાયલો છે, અને તેઓ આજે સેકડો વર્ષથી નિષ્કામભાવે પ્રભુના વિપત્તિગ્રસ્ત બાળકોની સેવાબરદાસ્ત કરતા આવ્યા છે આ સ્થળ યુરોપમાં સૌથી ઉચામા ઉચુ છે તેની આસપાસનો દેખાવ ઘણોજ ગભીર અને ગમગીનીભરેલો છે ઉતરવાનો માર્ગ ચડવાના માર્ગ કરતા પણ વધારે વિકટ છે આ ઉજ્જડ પહાડી પ્રદેશ તદ્દન વનસ્પતિરહિત વેરાન જેવો છે મુસાફરના પગલાથી ચમકીને ઉડી જતા ગરુડ પક્ષીની ચીચીઆરી સિવાય ત્યા બીજા કશાનો અવાજ સભળાતો નથી સીધા ખડકો ઉપર ચડી જવાને ટેવાયલા બકરા અને વનહરિણો ત્યા પગ મૂકવાની હિમત ચલાવી શકતાં નથી

ફ્રેન્ચ સેનાપતિ માસિનાને આસ્ટ્રિયન લશ્કરે જીનોઆના કિલ્લામા ઘેરી લીધો હતો અને તેમની તોપના મારાથી છિન્નભિન્ન થઇને તે કિલ્લો પડવાની તૈયારીમાં હતો વિજયોન્મત્ત શત્રુસન્ય નાઇસ નગરના દરવાજાસુધી ધસ્યુ આવતુ હતુ તે બળવાન સૈન્યના પાછલા ભાગ ઉપર ઓચિતો ધસારો કરવા જવા માટે નેપોલિયને ઉપર કહ્યો તેવો અત્યત વિકટ માર્ગ પસદ કર્યો હતો જે પર્વતના ઘાટ પર ખચ્ચર પણ મુશ્કેલીથી ચાલી શકતા, જ્યા કદિ ગાડુ તો ગયુજ ન હતુ અને જઈ શકે પણ નહિ, ત્યા થઇને સાઠ હજાર માણસનુ પાયદળ અને ઘોડેસ્વારનુ સૈન્ય, ભારે તોપો, દારૂગોળો, સીધુસામાન અન બીજી તમામ યુદ્ધસામગ્રી સહિત લઇ જવુ એવી તેણે કલ્પના કરી હતી ઇંગ્લડ અને આસ્ટ્રિયા તો આ યોજનાને તિરસ્કારસહિત હસી કહાડવા લાગ્યાં

પણ નેપોલિયન પોતાની કલ્પનાશક્તિવડે ભવ્ય યોજનાઓ ઘડવામા કુશળ હતો એટલુજ નહિ પણ યોજનાની ઝીણામાં ઝીણી બાબત પણ અમલમા મૂકી શકે એવો તે કાર્યદક્ષ હતો સેન્ટ બર્નાર્ડના ઘાટને રસ્તે ચાલીશ હજાર માણસોને લઇ જવા, બાકીનુ સૈન્ય બીજા બે ત્રણ નાના નાના ઘાટ મારફ્તે ઇટાલિમા ઉતારવુ, એકાએક જાણે પોતે આકાશમાથી ઉતરી આવતો હોય તેમ ઝડપથી શત્રુ સૈન્ય ઉપર પાછળથી આક્રમણ કરવુ, આસ્ટ્રિયા સાથેનો તેનો તમામ વ્યવહાર તોડી નાખવો, અને પછી તેના ઉપર તૂટી પડવુ, એવી તેની યોજના હતી આમ કરવાથી ફ્રાન્સનો દક્ષિણ ભાગ ભયમુક્ત થાય એટલુજ નહિ પણ ફ્રાન્સના શત્રુઓ ભયથી કપ્યા વગર રહે નહિ.

ડિઝોનની આસપાસની જગ્યાઓમા લશ્કરની ટુકડીઓ આવતી ગઇ અને છેલ્લો હુકમ થતાની સાથે આખુ લશ્કર સાકડા ઘાટના નાકા આગળ હાજર થવાની રાહ જોતુ બેઠુ ઘઉ, બિસ્કિટ અને અનાજનો અખૂટ ભડાર પણ અનુકૂળ સ્થળોમા ભરવામાં આવ્યો હતો પાર્વત્ય પ્રદેશના એકે એક માણસ અને એકે એક ખચ્ચરને આગળથી પુષ્કળ પૈસા આપીને રોકી લીધાં હતા જાણે કોઇ મત્રના પ્રભાવથી એકા-

એક ત્યા આવીને ખડા થઈ ગયા હોય તેમ હજારો લુહાર અને કારીગરોની દુકાનો રસ્તામા ઠકાણે ઠેકાણે ઉભી થઇ હતી તોપોના તથા બીજી સામગ્રી લઇ જવાના ગાડાને માણસો અથવા ખચ્ચરો ઉચકી શકે તેટલા માટે તેઓ તેમના સર્વ ભાગો છૂટા પાડી નાખતા હતા અને સમાર કામ કરતા હતા વળી તેવાજ કારીગરોની એક બીજી ટુકડી અગાઉથી પર્વત ઓળગીને ફ્રેન્ચ લશ્કરની રાહ જોતી બેઠી હતી કે જેવુ તે આવી પહોચ્ચ કે તોપોને ગાડામા ચડાવી દે તથા ઘોડાના સામાન અને આયુધ વગેરેનુ સમારકામ કરીને લશ્કરને સપૂર્ણરીતે સજ્જ કરી શકે પર્વતની બેઉ બાજુએ તમામ પ્રકારની સગવડવાળુ એકેક દવાખાનુ પણ ઉભુ કર્યું હતુ. નેપોલિયને એટલેસુધી દીર્ઘદૃષ્ટિ વાપરી હતી કે સેન્ટ બર્નાર્ડ મઠમા બિસ્કિટ, માખણ અને દારૂનો પુષ્કળ જથ્થો આગળથી રવાના કરી દીધો હતો, તેથી જ્યારે થાકેલા સિપાઇઓ ત્યા આવ્યા કે તરતજ તેમને માટે ત્યા ખાઈ પીને તાજા થવાની ઉત્તમ પ્રકારની સગવડ તૈયારજ હતી ફ્રાન્સની પ્રજાને સુવ્યવસ્થિત કરવા પોતે બાર માણસ જેટલુ કામ કરતો તે વખતે આવી ઝીણી બાબતોની વ્યવસ્થા કરવાનુ પણ તે કદી ભૂલતો નહિ જો પરિશ્રમવડે મોટાઇ મળતી હોય તો નેપોલિયને જે કીર્તિ મેળવી છે તે તેણે સખત મહેનત કરીનેજ મેળવી છે, છતા તેનુ માનસિક બધારણ પણ એવુ હતુ કે આહારનિદ્રારહિત અવિરત પરિશ્રમ કરવામા તે આનદ ભોગવતો હતો

ઇ૦ સ૦ ૧૮૦૦ ના મે માસની ૭ મી તારીખે કુચ કરવાનુ નિર્માણ કર્યું હતુ તે દિવસે ગાડીમા બેસતા તેણે પોતાની પત્નીને કહ્યુ —

"વહાલી જોસેફાઈન, સલામ હુ ઈટાલી જાઉ છુ હુ તને ભૂલી નહિ જાઉ અને ઘણા દિવસ નહિ રોકાઉ"

તેના એક ઇસારાની સાથે ફ્રાન્સનુ ભવ્ય સૈન્ય ગતિમા આવી ગયુ ઝડપથી તે ફ્રાન્સમાથી પસાર થઇને આલ્પ્સ પર્વતની તળેટી આગળ આવી પહોચ્યુ યુદ્ધ સામગ્રીસહિત તમામ સૈન્ય નીમેલે વખતે મુકરર જગ્યાએ હાજર થઇ ગયુ એકે એક સિપાઇ અને એકે એક સ્વાર તેની નજર આગળથી પસાર થતો ગયો તેના પોશાકમા, હથીઆરમા જરાક પણ ખામી માલમ પડતી તો ત્યાને ત્યાજ તેને સમારવામા આવતી તેના જ્વલત ઉત્સાહથી ભરેલા શબ્દો આખા સૈન્યને પ્રોત્સાહિત કરતા હતા. દરેક માણસ પોતાથી બનતુ કરવા તૈયાર થયો હતો માર્ગનુ નિરીક્ષણ કરવા બે ઈજનેરોને આગળ મોકલ્યા હતા તેમણે આવીને કહ્યુ કે કામ ઘણુજ મુશ્કેલીભરેલુ છે

નેપોલિયને પૂછ્યુ, "પણ બની શકે એવુ તો છે ને?" તેમણે કહ્યુ "કદાચ બની શકે એવુ તો કહી શકાય"

"ત્યારે તો કુચ કરવાનુ માંડો," એવો નેપોલિયને ઉત્સાહપૂર્ણ આદેશ કર્યો.

દરેક સિપાઇએ પોતાના હથીઆર ઉપરાત થોડાક દિવસ ચાલે એટલો ખોરાક અને પુષ્કળ કાર્તુસો ઉચકી લેવાના હતા માર્ગ અત્યત સાંકડો હોવાથી એકજ માણસથી ચલાય તેમ હતુ તેથી ગાડાના પૈડાને છૂટા કરીને વચમા વાસ ખોસીને બે સિપાઇઓ તેમને ઉચકીને ચાલતા ઘોડેસ્વારો પોતાના ઘોડાને જેમ તેમ કરીને દોરી લેતા જરાક ભૂલ થાય તો નીચે આવેલા અગાધ ઉડા કોતરોમા ગબડી જવાનો ભય હતો આખી મુસાફરીમા આ રીતે અનેક ઘોડાઓ અને કેટલાક સ્વારો પણ મૃત્યુને શરણ થયા એક એક તોપ ખેચવાને માટે સો સો ખચ્ચર હારબધ જોડયા હતા તેઓ થાકીને થભી જતા ત્યારે સિપાઇઓ પાછળથી જોરથી હડસેલી આપતા. નેપોલિયને મજૂરોને મજૂરી આપવામાં કસર રાખી ન હતી તોપણ જે કામ એકલા પૈસાના લોભથી ન થતુ તે નેપોલિયનની મોહક વાણી અને પ્રોત્સાહક શબ્દોના પ્રભાવથી થતુ સિપાઇઓ હર્ષનાદ કરીને તોપો ઘસડતા આ પ્રમાણે સીધા, સાકડા, ખડકાળ માર્ગ ઉપર આખુ ફ્રેન્ચસૈન્ય યુદ્ધના સરજામસહિત પસાર થવા લાગ્યુ જ્યારે અત્યત મુશ્કેલીવાળી જગ્યા આવતી ત્યારે તુરીના તીવ્ર નિનાદ કરવામાં આવતા તેમના ધ્વનિના પડઘા ટેકરીએ ટેકરી અને ખીણે ખીણને ગજવી મૂકતા નેપોલિયને મજૂરોના જેટલીજ બક્ષિસ સિપાઇઓને આપવા માડી પણ તેમના સેનાપતિનો જુસ્સો તેમનામા વ્યાપી ગયો હતો તેથી પૈસા લેવાનો તેમણે સાફ ના પાડી તેમણે કહ્યુ, 'અમે કાઇ પૈસાને માટે આટલી મહેનત કરવા આવ્યા નથી, પણ તમને પ્રસન્ન કરવા અને અક્ષય કીર્તિને માટે આવ્યા છીએ"

નેપોલિયન મનુષ્યસ્વભાવનો પૂરેપૂરો પરીક્ષક હતો મનુષ્યમા રહેલી ઉદાર વૃત્તિઓને કેવી રીતે જાગૃત કરીને કામે લગાડવી તે કળામાં તે સપૂર્ણરીતે નિપુણ હતો અત્યારસુધી એવો રિવાજ હતો કે જે લોકો રણસગ્રામમા તોપો ખેચી લાવતા તેમનો દરજ્જો તોપ ફોડનાર સિપાઇઓ કરતાં નીચો મનાતો હતો આનુ પરિણામ એ થતું કે તેઓ પોતાની જાતને મજૂર માનતા હતા, કેમકે યોદ્ધાઓની કીર્તિમાં તેમને કશો હિસ્સો મળતો નહિ તેથી ભયના વખતમા તેઓ તોપો મૂકીને નાસી જતા નેપોલિયને જાહેર કર્યું કે "જેઓ રણસગ્રામમા તોપો ખેચી લાવે છે તેઓ પણ તોપ ફોડનારના જેટલીજ સેવા બજાવે છે અને તેમના જેટલુંજ જોખમ ખેડે છે માટે બેઉનો દરજ્જો સરખો ગણાવો જોઇએ" તેમણે તોપ ખેચનારાઓને સિપાઇઓના જેવોજ પોશાક આપ્યો એટલે તેઓ મજૂર મટીને મગરૂર યોદ્ધાઓ બની ગયા અને હવે રણસગ્રામમાં તોપો ખેચી લાવવામાં તેઓ માન અને મગરૂરી માનવા લાગ્યા હવે એ તોપો તેમને બોજારૂપ નહિ પણ પ્રીતિપાત્ર થઈ પડી નિર્દય દૈત્ય જેવી તોપને તેઓ પોતાની પ્રિયતમાની માફક ચાહતા. તેની સાથે લાડ કરતા,

ચુમનો કરતા અને તેના બચાવને માટે પ્રાણની પણ આહૂતિ આપવા તૈયાર થતા. આલ્પ્સના વિકટ પ્રવાસ દરમ્યાન એકવાર પુષ્કળ બરફ વરસવા લાગ્યુ છતાં આ સિપાઇઓ તોપોને માર્ગમાં પડતી મૂકીને સારી જગ્યાનો આશ્રય લેવા ગયા નહિ પરતુ એક ભાઇ પોતાની બહેનને માચવે તેમ આ ખડબચડા દેખાવના સિપાઇઓ આખી રાત તોપોની જોડે સૂઇ રહ્યા તેમનામાં આ અજાયબ જેવો ફેરફાર નેપોલિયનની અસાધારણ બુદ્ધિને લીધે થયો હતો

એમ કરતા કરતા પર્વતના શિખર ઉપર આવી પહોચ્યા ત્યા તેમને માટે ખાઈ પીને તાજા થવાની ઉત્તમ પ્રકારની સગવડ કરાવેલી જોઇને સિપાઇઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ચાલીસ હજાર ભૂખ્યા અને થાકેલા સિપાઇઓને જમાડતા તો ગરબડાટ મચી રહે, પણ નેપોલિયનની વ્યવસ્થા એવી ખામી વગરની હતી અને સિપાઇઓ ઉપર તેનો એવો નૈતિક અધિકાર દૃઢ બેસી ગયો હતો, કે એક પણ સિપાઇ પોતાની હાર છોડીને એક તસુ પણ આગળ ખસતો ન હતો એક પછી એક સિપાઈ પોતાના ભાગનુ ખાવાનુ લઇને આગળ કુચ કરતો થોભવામાં તો નામોશી મનાતી હતી માર્ગમા ગમે તેટલી અડચણ હોય તોપણ વીસ માઇલસુધી લાબી પથરાતી સૈન્યની હારમા ભગાણ ન પડે તે પરજ સર્વનુ લક્ષ્ય હતુ ચઢાણ કરતાં ઉતરવાનુ વધારે મુશ્કેલ હતુ પરતુ આકાશ ઉઘડી ગયુ હતુ, ઋતુ અનુકૂળ હતી, તેથી આખુ સૈન્ય વગર અડચણે ઇટાલીનાં મેદાનોમાં આવીને ઉભુ રહ્યુ

આખા સૈન્યમા **સૌથી છેલ્લો નેપોલિયન** પોતે હતો એક ખચ્ચર પર સ્વાર થઇને, વિચારમા ગરકાવ થઇને, તે પ્રયાણ કરતો હતો પોશાકમા હમેશની માફક તેણે ભૂરો ડગલો પહેર્યો હતો તેના ખચ્ચરનો દોરનાર જે એક તરુણ ખેડુત હતો તેને જરા પણ ખબર ન હતી કે દિગ્વિજયી નેપોલિયનની સેવા કરવા પોતે ભાગ્યશાળી થયો હતો

માર્ગમા ઘણો ખરો વખત તે શાતપણે પોતાના વિચારોમા મશગુલ રહ્યો હતો ઇગ્લડ અને આસ્ટ્રિઆના સયુક્ત સૈન્યો સામે ટક્કર લેવાના વિચારમાં તેની તમામ માનસિક શક્તિઓ રોકાઈ ગઇ હતી, એક લાખ અને વીસ હજાર જેટલા બળવાન સૈન્ય સામે બાથ ભરવાની યોજના ઘડવાની અનેક પ્રકારની ચિંતાઓનો અને સેનાપતિ ત ।કની જવાબદારીઓનો બોજો તેના હૃદય પર હોવા છતા, આવે વખતે પણ તેના હૃદયમા ચિરસ્થાયી વાસો કરી રહેલી ઉદારતા અને અનુકપા પ્રકટ થયા વગર રહી નહિ તેણે પોતાના તરુણ ભોમીઆની પાસેથી વાતમાં ને વાતમાં જાણી લીધુ કે તે એક પર્વતનિવાસી ખેડુતની કન્યાને ચાહતો હતો તે પણ તેને ચાહતી હતી તે સારો અને સરળ હૃદયનો હતો પરતુ ગરીબ હોવાથી પરણતા અચકાતો હતો

પ્રવાસને અતે નેપોલિયને તેને સારૂ ઇનામ આપ્યુ અને પેન્સીલથી પોતાના

એક કૉમીસેરીયટ ખાતાના (લશ્કરને સામગ્રી પૂરી પાડનાર) અમલદાર પર ચિઠ્ઠી લખી આપી. તે ચિઠ્ઠી બતાવતાની સાથેજ તે તરણુને આનદાશ્ચર્ય સાથે ખબર પડી કે તે ચિઠ્ઠી લખનાર સેનાધિપતિ નેપોલિયન હતો, અને તેણે તેને એક ઘર અને ખેતર ઈનામમાં આપ્યા હતા તે ભલો માણુસ પરણીને પોતાનુ મનનુ ધારેલુ સુખ ભોગવવા લાગ્યો અને મહાન નેપોલિયનને આશીર્વાદ આપતો લાબો વખત જીવ્યો આવા કટોકટીના વખતમાં પણુ રાજકાજના કામમાંથી જેને પોતાની ઉદારતા બતાવવાની વૃત્તિ થાય, તે મહાપુરુષમાં ઉદારતાનો ગુણુ પ્રકૃતિગતજ હોવો જોઇએ એમાં જરાએ સદેહ નથી





# प्रकरण २० मुं—मारेन्गोनो संग्राम



ફ્રેન્ચસેના હવે એએોસ્ટા નદીને કિનારે કિનારે કુચ કરવા લાગી રળીઆમણા ખેતરો, દ્રાક્ષના મંડપો, સ્વચ્છ ઝુંપડા વગેરેથી હવે તેમનો પ્રવાસ ઘણોજ આનંદજનક થતો હતો તેમની બેઉ બાજુએ દેવદારના વૃક્ષોથી છવાયલી એક એકથી ઉંચે જતી ભવ્ય પર્વતમાળા વિરાજતી હતી આસ્ટ્રિયન લશ્કર વેગભેર ફ્રાન્સની હદ તરફ કુચ કરતું હતું પોતાની પાછળ વંટોળિયાની ઝડપથી ફ્રેન્ચ લશ્કર દોડ્યું આવે છે તેની તેમને લેશમાત્ર પણ ખબર પડી ન હતી આ બાજુએ ફ્રેન્ચ યોદ્ધાઓ આલ્પ્સ ઓળંગવાના પોતાના છેલ્લા પરાક્રમથી ગર્વિષ્ટ બનેલા હોવાથી અને પોતાના સેનાપતિમાં અટળ વિશ્વાસવાળા હોવાથી આનંદભેર આગળ કુચ કરતા હતા પણ આગળ જતા ખીણ સાંકડી થતી ગઇ બેઉ બાજુના પર્વતો વધારે સીધા અને ખડકાળ દેખાવા લાગ્યા તેમની વચમાં થઇને એએોસ્ટા નદીનો પ્રવાહ ફીણના ગોટેગોટ ઉરાડતો વેગભેર વહેતો હતો, અને તેની અને કિનારાપરના પર્વતની વચમાંનો માર્ગ અત્યંત સાંકડો અને વિકટ બનતો ગયો એવામાં માર્ગમાં પર્વતના ઉંચા શિખર ઉપર બાંધેલા પ્રચંડ કિલ્લાથી તેમનો માર્ગ રોકાઇ ગયો. છેક નદીના કિનારા ઉપર ઉભેલા પિરામિડના જેવો તે ગગનચુંબી ગઢ હતો, તેના મજબૂત બુરજ ઉપર ચારે બાજુએ એવી ચતુરાઇથી તોપો ગોઠવી હતી કે નીચેના રસ્તા ઉપર એક ચકલું પણ ન ફરકી શકે

આ સમાચાર વીજળીને વેગે લશ્કરના પાછલા ભાગમાં જ્યાં નેપોલિયન હતો ત્યાં પહોંચી ગયા તે તરતજ આગળ આવ્યો અને કિલ્લાની સામેના એક પર્વતપર ચઢીને નાના ઝાડવાના ઓથા નીચે જમીન પર સૂતો અને દૂરબીનથી કિલ્લો અને તેની આસપાસનો પ્રદેશ તપાસવા લાગ્યો તેણે તરતજ શોધી કહાડ્યું કે કિલ્લાના કરતા પણ વધારે ઉંચું એક સ્થળ છે અને ત્યાં જવા માટે શત્રુની તોપનો ગોળો ન પહોંચે એવો એક સાંકડો પગ રસ્તો પણ છે ત્યાં જો તોપો ગોઠવાય તો શત્રુના ગઢ ઉપર આબાદ મારો થઇ શકે તરતજ કુચ કરવાનો હુકમ થયો પાયદળ અને આલ્પ્સના ઘાટપર ચઢીને ટેવાયલા ઘોડાઓ પણ સ્વારો સાથે

ચઢવા લાગ્યા કિલ્લામા રહેલા આસ્ટ્રિયનો ચાળીશ હજાર ફ્રેન્ચોને તેમના ઘોડાઓ સહિત કીડીઓની હારની માફક પર્વતને વળગીને ચઢતા જોઇને અજાયબીમાં ગરકાવ થઇ ગયા પર્વતના શિખરપર આવ્યા પછી ઘણા દિવસનો થાકેલો નેપોલિયન પત્થરનુ ઓશીકુ કરીને ઉંઘી ગયો તેની ઉંઘમાં ખલેલ ન થાય તેટલા માટે તેની આગળથી આખુ લશ્કર પસાર થઇ ગયુ તોપણ કોઇએ પગનો સહેજ પણ અવાજ કર્યો ન હતો, અને દરેકની આખ તેના ફિક્કા, ચિન્તાગ્રસ્ત શુષ્ક વદન ઉપર પ્રેમપૂર્વક ઠરતી હતી દેખાવમા ખડબચડા, લઢી લઢીને રીઢા થઇ ગયેલા સિપાઇઓ પણ તેના તરફ આવી કોમળ લાગણી બતાવતા એ દેખાવ ઘણોજ હૃદયદ્રાવક હતો

લશ્કર તો આવીને ગોઠવાઇ ગયુ પણ હવે તોપોને શી રીતે લાવવી ! તોપખાના વગર ગઢ જીતાવાનો પણ નથીજ, એમ સમજીને કિલ્લામાના અમલદારે સેનાધિપતિ મેલાને લખ્યુ કે લશ્કર તો કિલ્લા પાસે આવ્યુ છે પણ તેઓની પાસે તોપો નથી. તેને બિચારાને ખબર ન હતી કે તે આ પત્ર લખતો હતો તેજ વખતે આખુ તોપખાનુ તો તેના કિલ્લાની પાસે થઇનેજ પસાર થઈ ગયુ હતુ રાતના અધારાનો લાભ લઇને પૈડાની સાથે ચીથરાં વીંટાળીને, રસ્તા ઉપર સુકુ ઘાસ પાથરતા જઇને, અને ઘરીમા બરાબર તેલ આજીને લેશમાત્ર પણ અવાજ કર્યા વગર છેક શત્રુના કિલ્લાની દિવાલ પાસે થઇનેજ કેળવાયેલા ફ્રેન્ચ તોપચીઓ બધુ તોપખાનુ ઘસડી ગયા અને થોડાજ દિવસમા તે અભેદ્ય કિલ્લાના બુરજ ઉપર ફ્રેન્ચોની ધ્વજા ફરકવા લાગી !

હવે સેનાધિપતિ મેલાના ગભરાટનો પાર રહ્યો નહિ નેપોલિયન—જેના નામથી મોટા મોટા યોદ્ધાઓ ડરતા હતા તે નેપોલિયન આલ્પ્સ પર્વત ઓળગીને તેની નજીક આવી પહોચ્યો છે, તેના ખોરાકી મેળવવાના માર્ગ રોકી બેઠો છે, અને ઓસ્ટ્રિયા સાથેનો તેનો વ્યવહાર કાપી નાખ્યો છે, એ સમાચાર મેલાને મળતા તેના ગભરાટ તથા ગૂંચવાડાનો પાર રહ્યો નહિ તેને માથે ઝઝુમતુ ભયનુ વાદળુ એવુ અસાધારણ હતુ કે તેણે પારિસ જવાની તો આશા છોડીજ દીધી પણ હવે જીવતાં સ્વદેશ જવાશે કે કેમ તેનોજ તેને સદેહ થવા લાગ્યો આ વખતે તેના મનમા ઘણાજ દુખજનક ગૂંચવાડા ઉત્પન્ન થતા હતા તે કીર્તિના શિખર ઉપરથી પરાજયના ઉડા ખાડામાં ગબડી પડવાની તૈયારીમા હતો તેણે હવે પોતાનુ તમામ સામર્થ્ય પાછા સહિસલામત આસ્ટ્રિયા જવાનો રસ્તો મેળવવામાજ વાપરવા માંડ્યુ

આ બાજુએ નેપોલિયનની પણ મુશ્કેલી અને ગૂંચવણો ઓછી ન હતી શત્રુ તેની નજર ચૂકાવીને ઘણે રસ્તેથી નાસી શકે એમ હતુ આથી તેણે પોતાના સૈન્યને જૂદે જૂદે ઠેકાણે ગોઠવી દીધુ હતુ. પોતાની સાથે માત્ર તેણે વીસ હજાર સિપાઇઓ રાખ્યા હતા તેમાંના ઘણા ખરા તો કદિ લડાઈમાં ઉતર્યાજ ન હતા. શત્રુ પાસે એક લાખ અને વીસ હજાર સિપાઇઓ હતા. ગમે તે વખતે તેના ઉપર

હુમલો થાય અને તેનુ બધુ લશ્કર એકઠુ થવા પામે ત્યાર પહેલાં તો તેના નાના સરખા સૈન્યના ટુકડે ટુકડા થઇ જાય. તેણે ઉંઘ, આરામ અને ખોરાકનો ત્યાગ કર્યો હતો દિવસ અને રાત તે ઘોડા ઉપર અને ઘોડા ઉપરજ કહાડતો તેના જાસુસો ચારે દિશાએ ફરી વળ્યા હતા શત્રુની એકેએક હિલચાલ તે તપાસતો હતો ભવિષ્યમા તેઓ કયો માર્ગ લેશે અને તેઓના સૈન્ય કેવી કેવી રીત એકત્ર થઇ શકે તેના બધી ગણત્રી તે કરતો જતો હતો મેલા ફ્રન્ચો ઉપર તૂટી પડવાને પોતાનુ આખુ સૈન્ય એક ઠેકાણે એકત્ર કરવાનો યત્ન કરતો હતો પણ કયે ઠેકાણે તેનો હુમલો થશે તેની ફ્રન્ચોને ખબર ન પડે તે માટે જૂદી જૂદી જગ્યાએ હુમલો કરવાનો ઢોંગ કરતો હતો

હવે બેઉ સૈન્યને અથડાવાનો સમય નજીક આવ્યો જાણી નેપોલિયને પોતાના સૈન્યને પાણી ચડાવવા માટે એક પ્રોત્સાહક જાહેરનામુ પ્રકટ કર્યું

જે દિવસે તેણે પારિસ છોડયુ તેજ દિવસે તેનો વિશ્વાસુ સેનાપતિ અને જીવ જાન મિત્ર ડિસે મિસરથી આવી પહોચ્યો હતો તે ભલો, સાચા દિલનો અને નીતિ વાન યોદ્ધો હતો જે થોડા ઘણા માણસોને નેપોલિયન ખરા દિલથી ચાહતો હતો તેમાનો તે એક હતો ડિસેને આવતાં વારજ નેપોલિયનના પત્રો મળ્યા વાંચતાંની સાથેજ તે પણ આલ્પ્સ ઓળગીને ઇટાલિ જવા નીકળ્યો અને નેપોલિયનને આવી મળ્યો

તેને હવે પૂરેપૂરી ખબર પડી ગઇ હતી કે થોડાજ દિવસમા આખરનુ યુદ્ધ થઇ જશે, કારણ કે મેલા જૂદી જૂદી જગ્યાએથી પોતાના લશ્કરને ઝડપથી એકત્ર કરવા મડી ગયો હતો તેણે સેનાપતિ લાની અને મુરાને પોતાનો લક્ષણગત ટૂકો પેગામ મોકલ્યો કે —

" સ્ટ્રાડેલા નદી આગળ તમારૂ લશ્કર તૈયાર રાખો આઠમી કે મોડામા મોડુ નવમી તારીખે તમારી સામે પદરથી અઢાર હજાર આસ્ટ્રિયનો આવી પહોચશે. તેમના ઉપર ધસી જજો અને જીવતા જવા ન દેશો મેલાના મુખ્ય સૈન્ય સાથે આપણને કેવટની લડાઇ થશે તે વખતે દુશ્મનના એટલાં ઓછા માણસો હણવાં પડશે "

ખરેખર નેપોલિયને કહ્યુ હતુ તેજ પ્રમાણે અઢાર હજાર આસ્ટ્રિયનો આવી પહોચ્યા લાનિ તેમને મોન્ટેબેલોના મેદાનમા જઇ મળ્યો આસ્ટ્રિયનોની વ્યૂહરચના ઘણી મજબુત હતી આસપાસની ટેકરીઓ ઉપર એવી યુક્તિથી તો ગોઠવી હતી કે તેમના ગોળા આખા મેદાનમા પડી શકે આ લશ્કરને આસ્ટ્રિયાના બીજા સૈન્યો જોડે મળી જતુ અટકાવવાની ઘણીજ જરૂર હતી લાની પાસે માત્ર આઠજ હજાર સિપાઇઓ હતા થોડા કલાક જો તે ટકી રહે તો બીજા ચાર હજાર માણસો જેઓ થોડે દૂર હતા તે આવી મળે એમ હતુ

પોતાના કરતા શત્રુઓ ઘણા વધારે છે અને તેઓ ભયંકર કતલખાનામાંજ પ્રવેશ કરે છે એમ પૂરેપૂરૂ જાણીનેજ ફ્રેન્ચ યોદ્ધાઓ ઉત્સાહથી વીરહાક ગજાવતા શત્રુસૈન્ય ઉપર તૂટી પડયા અને તરતજ ત્રણે બાજુએથી શત્રુની તોપોમાથી તેમના ઉપર અગ્નિનો વરસાદ વરસવા લાગ્યો સવારના અગીઆરથી રાતના નવ સુધી ખુનખાર કતલ મચી રહી ફ્રેન્ચોની ઘવાતી, લોહીમા રગદોળાતી, છિન્નભિન્ન થતી ટુકડીઓ વારે વારે શત્રુ ઉપર ધસી જતી આખરે ત્રણ હજાર વીરોનુ બલિદાન આપીને ફ્રેન્ચો જીત્યા શત્રુઓ છિન્નભિન્ન થઇને નાઠા તેમના ત્રણ હજાર યોદ્ધાઓના શબ રણક્ષેત્રમા રઝળતા થઇ ગયા અને છ હજાર બંદીવાન થયા નેપોલિયન લાનીની મદદે આવવા નીકળ્યો હતો પણ બરાબર જીતની વખતેજ આવી લાગ્યો તે તરતજ લાનીને મળવા દોડી ગયો તે શૂરો યોદ્ધો હાથમા લોહીથી નીગળતી તલવાર લઇને મુડદાના ઢગલા વચ્ચે ઉભો હતો ધૂમાડો, ધૂળ અને દારૂથી તેનુ મો કાળુ થઇ ગયુ હતુ અને તેનો પોશાક ખરડાયલો હતો તેમજ ફાટી પણ ગયો હતો નેપોલિયને તેના તરફ મગરૂરીથી જોયુ અને તેને તેજ જગ્યાએ ડયૂક ઑફ માન્ટેબેલોનો ખિતાબ આપ્યો, કે જે ખિતાબ તેના વશજો પણ હજી મગરૂરીથી ધારણ કરે છે

આ તો યુદ્ધની ફક્ત શરૂઆતજ હતી ખરેખરો સંગ્રામ તો હવે થવાનો હતો પણ ફ્રેન્ચો હવે જેટના ઉત્સાહમા આવી ગયા હતા તેટલાજ તેમના શત્રુઓ નિરુત્સાહ બની ગયા હતા હવે તો શત્રુની જાળ તોડીને રસ્તો કરવા માટે મરણીઆ થઇને લઢવાનો મેલાએ સંકલ્પ કર્યો આ બાજુએ નેપોલિયન શત્રુની દરેક હિલચાલને ઘણીજ ચિન્તાસહિત તપાસતો બેઠો હતો, કારણ કે કઇ જગાએથી તેનો હુમલો થશે તે સમજાતુ ન હતુ ૧૪ મી જૂને સવાર પડતા પહેલા મેલાએ ૩૩૦૦૦હજાર પાયદળ, ૭૦૦૦ ઘોડેસ્વાર અને ૨૦૦ તોપો લઇને મારેન્ગોના મેદાનમા વ્યૂહરચનામા તૈયાર થઇને ઉભેલા ફ્રેન્ચો ઉપર પ્રબળ આક્રમણ કર્યું ફ્રેન્ચોને માથે ઘણુ જોખમ હતુ પોતાના છ હજાર માણસો સાથે ડિસે ત્રીસ માઇલ દૂર હતો અને તેને સાંજ પહેલા તેડાવાય એમ હતુજ નહિ, અને મદદ આવી પહોચે તે પહેલાજ ફ્રેન્ચોના ટુકડે ટુકડા થઇ જાય એવી ધાસ્તી હતી

પરંતુ ડિસેના તીણા કાન ઉપર નિયમિત ફૂટતી તોપોની ગર્જનાઓ અથડાઇ કે તરતજ તે ચેતી ગયો કે લડાઈ શરૂ થઇ ચૂકી છે તેને પોતાના સૈન્યને સાવધ કર્યું અને વીજળીને વેગે રણક્ષેત્ર તરફ કુચ કરી નેપોલિયને તેણે તેડાવી મંગાવવાને સ્વાર ઉપર સ્વાર દોડાવ્યા દરમ્યાન તોપોના અસહ્ય મારથી ફ્રેન્ચ વ્યૂહરચના ભેદાતી ગઇ નેપોલિયનનુ સૈન્ય જેમ તેમ કરીને ટકાવ કરવા લાગ્યુ આખર તો બહાદૂરમા બહાદૂર માણસથી પણ સહન ન થઇ શકે એવા સખત અગ્નિની ઝડી તેમના ઉપર વરસવા લાગી ફ્રેન્ચવ્યૂહ ભેદાયો “બાજી બગડી છે-નસાય તેમ નાસો ”

એવી બૂમ પાડતા સિપાઇઓ ચારે બાજુએ નાસભાગ કરવા લાગ્યા

રણક્ષેત્રમાં ભગાણુ પડયુ વ્યવસ્થા તૂટી અને બધે નાસાનાસ થઇ રહી શત્રુના દારૂગોળાથી સેકડો નાસતા યોદ્ધાઓ વીંધાઈ જવા લાગ્યા નેપોલિયન મહા પ્રયત્ને બે ચાર ટુકડીઓ વ્યવસ્થિત રાખી શક્યો હતો તેમને લઇને તે ધીરે ધીરે પાછો હઠતો હતે તેમની પાછળ શત્રુની બસે તોપો લગોલગ આવી લાગી હતી ફ્રેન્ચો પગલે પગલે લડતા સખ્યાબધ માણસોનો ભોગ આપીને પાછા હઠતા હતા સેનાધિપતિ મેનાએ જોયુ કે ફતેહ પૂરેપૂરી થઇ છે તેથી પોતાના તાબાના સેનાપતિને રણક્ષેત્ર સોંપીને તે પોતે થાકેલો હોવાથી આરામ લેવા ગયો અને સ્વારો દોડાવીને યૂરોપમા બધે સમાચાર કહેવડાવ્યા કે મારેન્ગોના સગ્રામમા આસ્ટ્રિયનોએ પૂરેપૂરો વિજય મેળવ્યો છે પણ એક અનુભવી સેનાપતિ જે આર્કોલા અને રિવોલીના સગ્રામમાં હાજર હતો તે બોલ્યો કે " મેલા જરા વધારે પડતો આશાવત છે હજી આપણ કામ પૂરૂ નથી થયુ હજી નેપોલિયન તેનુ અનામત રાખેલુ લશ્કર લઇને લડયા વગર રહેશેજ નહિ "

એજ પળે નેપોલિયને ડિસેની દૃઢ વ્યૂહબદ્ધ સેનાને રણક્ષેત્રમા દાખલ થતી જોઇ ડિસે મારતે ઘોડે તેની પાસે આવીને કહેવા લાગ્યો કે " પરાજય તો થયો છે અને હવે મારૂ કામ એટલુજ છે કે તમે સલામત જગ્યાએ નાસી જાઓ ત્યાસુધી શત્રુને ખાળી રાખુ "

જાણે પોતાના ઘરમાંજ બેઠો હોય તેવાજ સ્વસ્થ ચિત્તે નેપોલિયને કહ્યુ, "ના, ના ફતેહ તો આપણીજ છે તમે શત્રુ ઉપર હુમલો કરો અને આપણુ નાસતુ લશ્કર ના હમણા તમારી પાછળ આવીને ઉભુ સમજજો "

ડિસે અને તેના સિપાઇઓ વિજયોન્મત્ત આસ્ટ્રિયનોની પ્રચડ ભરતી સામે ખડક જેવા ઉભા રહ્યા તેજ વખતે નેપોલિયનની આજ્ઞાથી કેલરમેનના સ્વારોની ટુકડીએ શત્રુ ઉપર બીજી એક બાજુથી ધસારો કર્યો એક પળમાજ લડાઇનો રગ બદલાઇ ગયા નેપોલિયન દોડતે ઘોડે ચારે બાજુએ ફરી વળ્યો, અને સિપાઇઓને કહ્યુ કે " આપણે હવે બહુ નાઠા હવે ધસારો કરવાનો આપણો વારો આવ્યો છે "

નાસતુ લશ્કર થોડીજવારમા વ્યવસ્થિત થઇ ગયુ, અને શત્રુ ઉપર સામેથી અને બાજુએથી પ્રબળ આક્રમણ શરૂ થયુ તેમનો વેગ વધ્યો ડિસેની પલટણે ગોળીઓની ઝડી વરસાવી મૂકી તેમના ઉપર પણ તેવીજ વરસવા લાગી તેમાની એક ડિસેની છાતીમા વાગી તે મરણતોલ થઇને ભોયપર પડયો અને તરતજ મરણ પામ્યો તેના સિપાઇઓને તે પ્રાણ કરતા પણ અધિક પ્રિય હતો તેના ખૂનનુ વેર લેવા તેઓ શત્રુસૈન્ય ઉપર ક્રોધોન્મત્ત વાઘની માફક તૂટી પડયા હવે આસ્ટ્રિયનોની

નાસાનાસ કરવાની વારી આવી ભરતીનાં પાણી થભ્યા હતાં તે અસલના જેટલાજ વેગથી પાછાં વળ્યા થોડીજવાર ઉપર જે આસ્ટ્રિયનો વિજયથી ફૂલાઇ ગયા હતા તેઓ હવે ભયભીત બનીને ગમે તેમ ભાગવા લાગ્યા રણક્ષેત્ર ફ્રેન્ચોની વીરહાકથી ગાજી રહ્યુ તેઓ શત્રુની પાછળ તીવ્ર વેગે દોડીને તેમને ઘેટાંની માફક કાપી નાખવા લાગ્યા નાસતાં પણ તેમનાથી પ્રાણરક્ષણ થઇ શકે એમ ન હતુ બાર કલાકની ખૂનખાર કતલ પછી જ્યારે સાંજ પડી ત્યારે રણક્ષેત્રનો દેખાવ એવો ભયાનક થઇ પડ્યો હતો કે રાક્ષસના હૃદયને પણ કમકમાટી ઉપજાવે વીસ હજાર માણસો ઘવાયલા, છુંદાયલા, ધૂળ અને કાદવમાં રગદોળાયલા પડ્યા હતા અને તોપોના ગાડાં અને સ્વારો તેમને છુંદતા, કચરતા દોડયે જતા હતા યુદ્ધમાં બહાદૂરી, દેશભક્તિ અને સ્વાર્પણની ઉત્તમ વૃત્તિઓ કેળવાય છે એ વાત ખરી છે પણ તેની સાથે એટલું પણ યાદ રાખવુ જોઇએ કે યુદ્ધમાં નિર્દય, કઠોર, રાક્ષસી વૃત્તિઓને પણ તેટલુજ પોષણ મળે છે

જે માણસ માત્ર શૌર્ય, કલ્પિત કીર્તિ અને દીલને ઉશ્કેરે એવા પ્રસંગોને લીધે યુદ્ધને પસંદ કરે છે તે મોટામા મોટો મૂર્ખ અને પાપી છે જે માણસ યુદ્ધને અંતઃકરણથી ધિક્કારે છે, યુદ્ધનો પ્રસંગ ઉભો ન થાય તે માટે બનતો પ્રયત્ન કરે છે પણ તેમ છતા નિરુપાયે સ્વદેશના, સ્વધર્મના અને પોતાના પ્રિયજનોના રક્ષણને માટે, મનુષ્યપ્રજાનુ હિત સાચવવા માટે દૃઢતાપૂર્વક યુદ્ધનો સ્વીકાર કરે છે, તેને જગત્ પૂજે છે અને ઈશ્વર પણ તેના સત્કાર્યને વખાણશે પ્રજાસત્તાત્મકનો ઉપાસક મહાન્ વૉશિંગ્ટન યુદ્ધને ધિક્કારતો, તોપણ જરૂર પડે ત્યારે યુદ્ધમાં ભારેમા ભારે જોખમ ખેડવાને હમેશાં તૈયાર રહેતો

મારેન્ગોના રણક્ષેત્રમા જે ખૂનખાર કતલ થઇ તેને માટે કોને જવાબદાર ગણવો? નેપોલિયનને તો નહિજ આ મહાપાપનો, આ ભયાનક મનુષ્યહત્યાનો સઘળો બોજો ઈંગ્લંડ અને આસ્ટ્રિયાને શિર છે નેપોલિયને તો લડાઈ અટકાવવાને બનતુ કર્યું પોતે હારેલો નહિ હતો છતાં અભિમાન મૂકીને તેણે સલાહ માટે પ્રાર્થના કરી તે તેના અભિમાની શત્રુઓએ તરછોડી કહાડી એટલુજ નહિ પણ ફ્રાન્સને તેના તિરસ્કારપાત્ર રાજાનો સ્વીકાર કરવાની ફરજ પાડવા માટે ત્રણ લાખ માણસોનુ સૈન્ય બેઉ બાજુએથી આવવા લાગ્યુ. ત્યારે નેપોલિયને તો માત્ર સ્વદેશરક્ષણને માટેજ તલવાર ખેંચી અને શત્રુનો પરાજય કર્યો

શુ આ વિજયથી તે ફૂલાઇ ગયો હતો? મારેન્ગોનો સંગ્રામ તેનુ એક મોટામાં મોટુ પરાક્રમ હતુ, તેના શત્રુનો ગર્વ ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયો હતો અને સેનાપતિ મેલા હવે તેની દયાપરજ જીવતો હતો, છતા જ્યારે તે સમરાંગણમાંથી પોતાના તંબુ તરફ મુડદાના ઢગલાપર થઇને જતો હતો ત્યારે તેણે વિવિધ શસ્ત્રાસ્ત્રથી વીં-

ઘાયલો અને તોપોના ગોળાથી કકડ કકડા થઇ ગએલા માનવશરીરોના ઢગલા અને ઘાયલ થએલા સિપાઇઓના ગાડેગાડા ભરેલા જોયા ત્યારે તે ઉંડી ગમગીનીમા ડૂબી ગયો અને થોડીકવાર ટોપી ઉતારીને નિશ્ચેષ્ટ ઉભો રહ્યો

ઇટાલિ તરફ કુચ કરવા પહેલા તેણે યૂરોપમા સુલેહ પથરાવવા માટે પોતાથી બન્યુ તેટલુ કર્યું હતુ હવે તે વિજેતા હતો છતા પણ લડાઇ પૂરી થતાની સાથેજ પરાજિત થએલા આસ્ટ્રિયાના રાજા ઉપર નમ્રતા અને ઉદારતાભરેલો હૃદયદ્રાવક પત્ર લખવાની પહેલ કરી તેને માટે તેના જેટલા વખાણ કરીએ તેટલા ઓછા છે તે પત્ર નીચે પ્રમાણે છે —

"સાહેબ, પદર હજાર મુડદા અને ઢગલાબંધ ઘાયલ થએલા સિપાઇઓની વચમા ઉભો રહીને આપને આ પત્ર લખુ છુ અને માનવજાતિના કરુણ પોકાર તરફ લક્ષ આપવાની આપ નામદારને પ્રાર્થના કરૂ છુ હજી પણ આપને કહુ છુ કે ફ્રેન્ચો અને આસ્ટ્રિયનો એક બીજાના ગળા કાપે છે તે આપ હજી અટકાવો તો સારૂ હુ રણક્ષેત્રમા છુ અને આપ નામદાર તેનાથી ઘણે દૂર છો તેથી નાહક પીડાતા માનવ બધુઓમાટે આપના કરતા મને વધારે લાગે એ સ્વાભાવિક છે, અને તેથીજ મારે આપશ્રીને આ વાત લખવી પડે છે "

આપ શાને માટે લડો છો? શુ આપ ધર્મને માટે લડો છો? ત્યારે તો આપે રૂશિયા અને ઇગ્લડ સાથેજ લડવુ જોઇએ, કેમકે તેઓજ આપના ધર્મના ખરેખરા શત્રુઓ છે શુ આપ રાજ્યવિપ્લવકારી સિદ્ધાન્તોની સામે યુદ્ધ કરો છો? તેમ હોય તો આપે જાણવુ જોઇએ કે આ યુદ્ધને લીધેજ ફ્રન્ચોને અડધા યૂરોપમાં ઘૂમવુ પડ્યુ છે અને તેથી તેવા વિચારોનો તો ઉલટો વધારેજ ફેલાવો થાય છે અને જેમ લડાઇ વધારે લબાશે તેમ તેનો ફેલાવો હજી પણ વધારેજ થતો જશે. શુ આપ યૂરોપિયન રાજ્યોની સત્તાની સમાનતામાટે લડો છો? ત્યારે તો ફ્રાન્સના કરતા ઇંગ્લડ વિશેષ અશે એ સમાનતાનો ભગ કરી રહ્યુ છે, કેમકે યૂરોપની બીજી પ્રજાઓને દબાવીને આખી દુનિયાનો વપાર ઇંગ્લડ પોતાનો કરી બેઠુ છે × × × હમણા આપણે આપણા તમામ સૈન્યોની પ્રવૃત્તિ બધ કરીને સુલેહની શરતો નક્કી કરીએ એમ હુ ઇચ્છુ છુ "

આ સખત પરાજય પછી આસ્ટ્રયન છાવણીમા ફેલાયના ગભરાટનુ વર્ણન કરવુ મુશ્કેલ છે હવે તેમને નાસવા માટે રસ્તો રહ્યો ન હતો, અને નેપોલિયનની દયા ઉપરજ તેઓ જીવતા હતા રાતોરાત સેનાપતિઓ મસલત કરીને શરણે આવવાના ઠરાવ પર આવ્યા, અને તેમને કેદ કરવા નહિ એ સરતે તેમણે ઇટાલિ ખાલી કરવાની કબૂલાત આપી આ સરતો ઉપર બેઉ પક્ષની સહીઓ થઇ અને આસ્ટ્રિયાથી છેવટનો જવાબ આવતાસુધી યુદ્ધવિરામ જાહેર થયો

નેપોલિયને મે માસની ૭ મી તારીખે પારિસ છોડયુ અને ૧૪ મી જુને મારેન્ગોનો સગ્રામ થયો. એટલે પાચ અઠવાડિયામા તેણે આલ્પ્સ પર્વત ઓળગ્યો અને સાઠ હજાર સિપાઇઓ જેમાના ઘણાખરા તો નવા દાખલ થએલા હતા, તેમનાવડે એક લાખ અને વીશ હજાર આસ્ટ્રિયનોને જેર કરી નાખ્યા આ પરાક્રમથી આખી સુધરેલી દુનિયા ચકિત થઇ ગઇ દરેક ફ્રાન્સવાસીનુ હદય વાજબી મગરૂરીથી વેત વેત ઉછળવા લાગ્યુ નેપોલિયને પોતાનુ સિહાસન મનુષ્યહદયના ઉંડામા ઉડા ભાગમાં સ્થાપ્યુ હતુ અને હજી પણ ત્યાંથી તેને કોઈ ખસેડી શકયુ નથી તેની સ્વારી પારિસમા આવી પહોચતા રોશની, આતશબાજી ધ્વજા, પતાકા, તોરણો અને કમાનોથી નગર શણગારાઇ ગયુ, ગીત, નૃત્ય તમાશા અને જયધ્વનિથી ગાજી રહ્યુ, સુદરમાં સુદર કન્યાઓએ તેના માર્ગમા ફૂલ વેર્યા અને મુખડાના હાસ્યથી તેને વધાવી લીધો તમામ સભાઓએ અને આગેવાન પુરુષોએ તેને અભિનદન આપ્યા એકવાર આખી ફ્રેન્ચ પ્રજાના આભારસૂચક હર્ષનાદ સાભળતા નેપોલિયને કહ્યુ કે—

“ આ હર્ષનાદ જોસેફાઇનના સ્વરના જેવાજ મારા કાનને મધુર લાગે છે આવા લોકોની પ્રીતિ હુ મેળવી શકયો તે જાણી હુ પોતાને ઘણો સુખી માનુ છુ ”

ફ્રાન્સના જેવી ભાવપ્રધાન પ્રજાના અતકરણ નેપોલિયન તરફ પ્રેમ અને ગર્વની લાગણીથી ઉછળે એમા આશ્ચર્ય જેવુ પણ નથી. માત્ર ચારજ મહિનામા તેણે ફ્રાન્સને શરમ, દારિદ્ય અને અપમાનના ખાડામાંથી ઉચકીને કીર્તિના અને આબાદીના શિખર ઉપર બેસાડી દીધુ, અરાજકતાને ઠેકાણે વ્યવસ્થિત રાજ્યતત્ર આપ્યુ, દારિદ્ય ટાળીને પ્રજાકીય તિજોરી નાણાંથી ભરપૂર કરી, શરમભરેલા પરાજયનાં કલક ભૂસીને વિજયની કલગીએ પ્રજાને શણગારી પનોતી કરી અને સર્વત્ર અસતોષ હતો તેને ઠેકાણે સર્વને પૂર્ણ સતોષ આપ્યો ફ્રાન્સ ઉપર ચડી આવેલા શત્રુઓનો પરાજય થયો હતો, તેની સામે થએલા કોનકરાર તૂટી ગયા હતા અને લડાઇથી પીડાતી પ્રજા હવે સુલેહનાં સુખવૈભવ આશાની નજરથી જોઇ શકી હતી

શત્રુસૈન્યની હિલચાલ, તેમના દાવપેચ અને ભવિષ્યમા થનારા બનાવ અગાઉથી સમજી જવાની નેપોલિયનમા કેવી આશ્ચર્યકારક શક્તિ હતી તેનુ ઉદાહરણ મારેન્ગોના રણસગ્રામમાંથી મળી આવે છે આ વિગ્રહની શરૂઆત થઈ તેને આગલે દિવસે નેપોલિયનના મત્રમદિરમા તેનો પ્રાઇવેટ સેક્રેટરી બુરિયેન ગયો ત્યારે તે જમીનપર બેસીને ઇટાલીના નકશામા લાલ અને કાળી ટાકણીઓ ખોસીને રમત કરી રહ્યો હતો નેપોલિયને તે વખતે બુરિયેનને પોતાનો તેમજ શત્રુસૈન્યનો કાર્યક્રમ સમજાવ્યો અને મારેન્ગો આગળ લાલ ટાકણી ખોસીને કહ્યુ કે આ ઠેકાણેજ હું જનરલ મેલાના સૈન્ય સાથે લઢીશ. બુરિયેને શકથી ડોકુ હલાવ્યુ પણ ત્યાર પછી દશજ અઠવાડીઆમા એજ મારેન્ગોના રણક્ષેત્રપર વિજયી નેપોલિયનના લખાવ્યા પ્રમાણે બુરિયેન

યુદ્ધનો હેવાલ લખવા બેઠો ત્યારે તેણે પોતાના ઉપરિના અદ્ભુત રણકૌશલ્યનો સ્વીકાર કર્યો

મારેન્ગોના સગ્રામ પહેલા બેજ દિવસ આગમચ ઈગ્લડે આસ્ટ્રિયા સાથે એવો કરાર કર્યો હતો કે આસ્ટ્રિયાએ લડાઈ પૂરજોસથી ચાલુ રાખવી, અને તેના બદલામા ઈગ્લડે આસ્ટ્રિયાને લડાઈ દરમ્યાન વગર વ્યાજે પાચ કરોડ ફ્રાક ધીર્યા આ કરાર નામાથી ઈગ્લડની પરવાનગી વગર ફ્રાન્સ સાથે સલાહ ન કરવાને આસ્ટ્રિયા બધાઈ ચૂક્યું હતુ હવે તે ઘણી સકડામણમાં આવી પડયુ ઈગ્લડને આપેલુ વચન તોડી શકાય નહિ અને નેપોલિયનનુ સૈન્ય વિએનાના દરવાજા પાસે આવીને ઉભુ રહે તો તેને ખાળવાનુ આસ્ટ્રિયામાં બળ ન હતુ આથી માત્ર વખત કહાડવા માટે તેણે નેપોલિયન સાથે સલાહની શરતો નક્કી કરવાનો દેખાવ કરવાના હેતુથી રાજદૂત મોકલ્યો નેપોલિયનને ઉપલા તહનામાની ખબર ન હતી તેથી તેણે તો પોતાની હમેશની ત્વરાથી તહનામુ ઘડી કહાડયુ અને તેના ઉપર ફ્રેન્ચ અને આસ્ટ્રિયાના પ્રધાનમડળને સહી કરવીજ પડી આસ્ટ્રિયાના શહેનશાહે આ તહનામુ સ્વીકારવાની ના પાડી અને કહેવડાવ્યુ કે ઈગ્લડ પણ સલાહ કરવા રાજી છે માટે ત્રણે રાજ્યોના એલચીઓની પરિષદ્ થોડાજ વખતમા લુનેવિલે ખાતે ભરવી આ પણ વખત મેળવવાનીજ યુક્તિ હતી

આવી નીચ કુટિલતા અને બેઈમાનીપણા ઉપર નેપોલિયનને ઘણો ક્રોધ તો ચડ્યો છતા તેણે ઈગ્લડ સાથે દરિયાઇ યુદ્ધ બધ રાખવાની માગણી કરી પણ તેની ઈગ્લડે તરતજ ચોકખી ના પાડી આથી નેપોલિયનને ખાત્રી થઇ કે ઈગ્લડને પોતાના સુરક્ષિતપણા ઉપર વિશ્વાસ હોવાથી તેને સલાહ કરવીજ નથી પણ પરિષદ્મા પોતાના એલચીઓને મોકલીને ફ્રાન્સ અને આસ્ટ્રિયા વચ્ચેની સલાહમા ભગ પડાવવાનોજ તેનો ઇરાદો છે નેપોલિયને ઈગ્લડની સાથે એલાયદી સલાહ કરવાનુ કહેણુ મોકલ્યુ, પરતુ તે પણ ઈગ્લડે નાકબૂલ કર્યું





# प्रकरण २१-मुं होहेन्लिन्डेननुं युद्ध




રેન્ગોના સંગ્રામને પૂરા બે મહિના વીતી ગયા અને સપ્ટેમ્બર મહિનો બેઠો પણ તે દરમ્યાન સુલેહને માટે નેપોલિયનની તમામ માગણીઓને તરછોડી કહાડવામાં આવી તેણે પોતે તો યૂરોપમા સુલેહ જાળવવા માટે બનતુ કર્યું પોતે વિજયી થયેલો છતાં પણ નમ્રભાવે તેણે પરાજિત થએલા શત્રુગણ્યને સુલેહને માટે વિનતિ પર વિનતિઓ કરી કીર્તિની તેને કશી ઉણપ ન હતી વિજયી સેનાપતિને મળી શકે એવી સઘળી કીર્તિ તે મેળવી ચૂક્યો હતો તેને તો માત્ર ફ્રાન્સની જનસમાજને સુવ્યવસ્થિત કરવાની અને પોતાના અધિકારને મજબૂત બનાવવાની સ્પૃહા હતી, અને ઈંગ્લંડને જે દહેશત હતી તે એજ હતી પોતાને સામેજ બારણે એક પ્રજાસત્તાક રાજ્ય બળવાન અને સુદૃઢ બને એ ઈંગ્લંડના ઉમરાવવર્ગને માટે અને ત્યાંની રાજ્યસત્તાને માટે ઘણુંજ જોખમભર્યું હતુ

આજ કારણથી ઈંગ્લંડના ઉમરાવવર્ગના નેતા પિટ્ટ ફ્રાન્સની સાથે સલાહ કરવામા પોતાથી બને તેટલા વિક્ષેપો નાખતો હતો, અને તેમ કરવામા ઈંગ્લંડને જોખમમા ઉતારવા જેવુ પણ ન હતું ફ્રાન્સથી તેનો વાળ પણ વાંકો થાય એમ ન હતુ, અને ઈંગ્લંડ તો તેના નૌકાસૈન્યના બળવડે ફ્રાન્સના વ્યાપારને પાયમાલ કરવા સમર્થ હતુ ફૉક્સ અને તેના પક્ષના અન્ય વક્તાઓ યુદ્ધની વિરુદ્ધ મજબૂત લડત ચલાવતા હતા નેપોલિયનની વિરુદ્ધ અનેક પ્રકારનો અસત્ય અને હલકી નિંદાથી ભરપૂર પત્રિકાઓ લોકોમા વહેચવામાં આવતી હતી તોપણ ઈંગ્લંડની પ્રજા તો એમજ માનતી હતી કે નેપોલિયન તેમનો—અને હરકોઈ દેશની પ્રજાનો મિત્રજ છે પણ ઉમરાવોની સભામા પિટ્ટનો લાગવગ જબરો હતો તેથી ફૉક્સના શુભ આશયો સફળ ન થયા પિટ્ટે અનેક પ્રકારના કાવાદાવાથી, પ્રજા પાસેથી નાણાની ગંજાવર રકમનુ દેવુ કરીને અને તે રકમ આસ્ટ્રિયાને ધીરીને યુદ્ધ જાગીને જારીજ રાખ્યુ તેમ કરીને ઈંગ્લંડની પ્રજાને ખર્ચના બોજા નીચે કચરવાનુ અને યૂરોપમા પચીશ વર્ષ સુધી મનુષ્યહત્યાનો દારુણ વિપ્લવ સળગાવવાનુ પાતક પોતાને માથે વહોરી લીધુ, પછીના યુગમા યૂરોપની પ્રજામા જે અસંતોષ ઘણાં વર્ષસુધી ચાલુ રહ્યો તેનો

ઉત્પાદક પિંજ હતો

આસ્ટ્રિયાને તો સલાહ કરવાની ઘણીએ મરજી હતી ફ્રાન્સમાં નેપોલિયન પોતાનો અધિકાર જમાવે તે કરતા તેનુ સૈન્ય વિયેનાના દરવાજા આગળ આવીને ઉભુ રહે તેમાં તેને વિશેષ ડરવા જેવુ હતુ પણ ઈંગ્લંડે ધીરેલાં નાણાં લઈને તેની માથે કરેલા કોલકરારના બંધનોથી તે એવુ જકડાઈ ગયુ હતુ કે ઈંગ્લંડની સંમતિ વગર સલાહ કરવાનુ તેનાથી બને તેવુજ ન હતુ નેપોલિયને જોયુ કે આસ્ટ્રિયા સલાહની વાતો કરીને તેને ઉડાવ્યાજ કરે છે અને એ પ્રમાણે વખતનો લાભ લઈને આસ્ટ્રિયા યુદ્ધની ફરીથી તૈયારી કરે છે અને આવતો શિયાળો ગયા પછી તે ફ્રાન્સ ઉપર પહેલાની માફક ધસી આવ્યા વગર રહેનાર નથી

નવેમ્બર માસની શરૂઆત થઈ પર્વતોના શિખર ઉપર બરફના ઢગલા જામવા લાગ્યા અને ઠંડા પવનના સુસવાટા શરૂ થયા યુદ્ધવિરામની મુદ્દત પૂરી થઈ હતી આસ્ટ્રિયાએ તેને લંબાવવાની માગણી કરી, પણ નેપોલિયનને હવે ઠગી શકાય એમ ન હતુ તેણે જણાવી દીધુ કે અડતાળીશ કલાકમા તહનામા ઉપર સહી થાય તોજ યુદ્ધવિરામ ચાલુ રહેશે. આસ્ટ્રિયાએ વિચાર્યું કે ભર શિયાળામાં જર્મનોમાં થઈને આવવાનુ જોખમ કોઈ પણ શાણો માણુસ પોતાને માથે લેજ નહિ, અને શિયાળામાં તો પોતે યુદ્ધની તૈયારી કરી શકશે એવી ગણત્રી કરીને તેણે નેપોલિયનના કહેણનો અસ્વીકાર કર્યો તેજ દિવસે ફ્રેન્ચસૈન્યે આસ્ટ્રિયા તરફ કુચ કરી આ ચાર મહિનામા પોતાના સૈન્યને પુનઃ સજ્જ કરવામા આસ્ટ્રિયાના શહેનશાહે પળેપળનો ઉપયોગ કર્યો હતો સૈન્યમાં ઉત્સાહ પ્રેરવા માટે તે જાતે તેની મુલાકાત લેતો આ વખતે બાદશાહી સૈન્યનુ સેનાપતિપણુ શહેનશાહના બીજા ભાઈ આર્ચડ્યૂક જૉનને આપ્યુ નેપોલિયનની હિલચાલ તો હમેશની માફક પૂર ઉત્સાહથી થતી હતી પારિસની રાજદ્વારી સ્થિતિ જોતા તેનાથી ફ્રાન્સ છોડાય એમ હતુ જ નહિ એક બળવાન લશ્કર જનરલ બ્રૂનની સરદારી નીચે ઈટાલિમા દાખલ થયુ તેને હાથે ત્યાંના આસ્ટ્રિયન સૈન્યનો પરાજય થયો અને તે વિયેના તરફ આગળ વધવા લાગ્યુ આ જ ગમા માર્શલ મેકડોનલ્ડે પણ આલ્પ્સ પર્વતનુ અતિક્રમણ કરવાનુ સાહસ કર્યું

સેનાધિપતિ મોરોએ પોતાની ભવ્ય સેના માથે રહાઈન નદીના પ્રદેશમા મોરચો માંડ્યો ઇસર અને ઇન નદીની વચ્ચે વિશાળ અને ઘાડુ જ ગલ આવેલુ છે એ નિર્જન પ્રદેશમા ધોધબંધ વહેતા પહાડી ઝરા અને ઘીચ ઝાડી સિવાય બીજુ કાંઈ છેજ નહિ આ જ ગલમાં થઈને બે મોટા રસ્તાઓ બનાવેલા છે જ ગલના મધ્ય ભાગમાં થોડાંક કંગાલ ઝુંપડાઓનુ બનેલુ હોહેન્લિન્ડેન નામનુ ક્ષુદ્ર ગામડુ છે આ સ્થળે ડિસેમ્બરની ત્રીજી તારીખે રાત્રે સાઠ હજાર ફ્રેન્ચો અને આર્ચડ્યૂક જૉનના સીત્તેર હજાર આસ્ટ્રિયનોનો ભેટો થયો

મ્યુનિચના દેવળમા મધ્યરાત્રિના ટકારા થતાજ બેઉ સૈન્યે એક બીજા ઉપર છાપો મારવાના હેતુથી હિલચાલ કરવા માડી ઠડો પવન જોરથી વાતો હતો અને બરફના થર રસ્તાઓ ઉપર એવા ધાડા જામી ગયા હતા કે રસ્તાની નિશાની સરખી પણ રહી ન હતી બેઉ સૈન્ય રાત્રિના અધકારને લીધે ઝાડીમાં ગૂચવાઇ ગયા અને તેમના અગ્ર ભાગ એકાએક એકબીજાના સાથે અથડાઇ ગયા ત્યાર પછી જે ભયાનક ઘટનાનો આરભ થયો તેની તો કલ્પના પણ થવી મુશ્કેલ છે કાળી ઘોર રાત્રિ, ઠડા પવનના સુસવાટ, બરફની વૃષ્ટિ, તોપોના વજ્રનિનાદ, રાત્રિના અધકારને વિશેષ ભયાનક બનાવતા અગ્નિના ચમકારા, ગોળાના આઘાતથી કડાકા સમેત તૂટી પડતા વૃક્ષો, બરફ અને ઝાડીમા ગૂચવાઇ ગએલા ભયભીત ઘોડાઓના હણહણાટ, હૃદયભેદી યુદ્ધગીત–આ સર્વ ઉપકરણોસહિત એક લાખ અને ત્રીશ હજાર યોદ્ધાઓ એક બીજા ઉપર દૈત્યોની માફક તૂટી પડયા શત્રુ કોણ અને મિત્ર કોણ તેની કશી ખબર પડતી નહિ ગોલદાજો અડમદે તોપો ફોડયા જતા હતા બેઉ સૈન્યમાં ભયકર ગોટાળો મચી રહ્યો તલવારો અને સગીનો સામસામી અથડાવા લાગી હજારો ઘાયલ થએલા સિપાઇઓ બરફમા, ઝાડીમા, અને કોતરોમા રઝળતા થઇ ગયા અને જેઓ પગ ટકવીને ઉભા રહી શકતા તેઓ દૈત્યોની માફક શસ્ત્ર ચલાવતા ગયા, કારણ કે સેનાપતિઓમા અને અમલદારોમા તો દેશભક્તિના ઉમદા ભાવ હોય છે ખરા પણ સામાન્ય સિપાઇઓ તો હમેશાં પાજી, બદમાસ અને અધમતાની આખરની પાયરીએ પહોચેલા માણસોજ હોય છે તે ભયકર તોફાની રાત્રિએ રુધિરપ્લાવિત અરણ્યમાં ઇશ્વરની છુપી આખ કેવા બીભત્સ દશ્યો જોઇ રહી હશે ?

સવાર થયુ આકાશમાં વાદળનો ઘટાટોપ અને પૃથ્વી ઉપર મનુષ્યના કતલખાનાની પ્રવૃત્તિ એક સરખી રીતે ચાલુજ રહી હતી વીશ હજાર યોદ્ધાઓ પોતાના લોહીથી ખરડાયલી બરફની કબરમા દટાયા ત્યારે ફ્રેન્ચોનો દરેક બાજુએથી વિજય થયો. આસ્ટ્રિયાએ પચીશ હજાર યોદ્ધાઓનો ભોગ આપ્યો અને તેનુ સૈન્ય છિન્ન ભિન્ન થઇને ડાન્યુબ નદીની ખીણમા નાસવા લાગ્યુ નાસતા શત્રુને પણ ગોળાથી વીધતા, વિખેરતા ફ્રેન્ચોએ તેમની પૂઠ લીધી અને આસ્ટ્રિયાના પાટનગર વિયેનાથી ત્રીશ માઇલસુધી આવી પહોચ્યા હવે ત્યાના શહેનશાહે સલાહને માટે નેપોલિયનની આજીજી કરવા માડી પણ તેણે તો તરતજ શત્રુના કહેણને સન્માન આપ્યુ અને જો કે તેણે ધાર્યું હોત તો પ્રથમના કરતા વધારે આકરી શરતો તે કરાવી શકત, પરતુ તેણે પોતાની સ્વાભાવિક અદ્વિતીય ઉદારતા બતાવીને પ્રથમની શરતોનીજ માગણી કરી

જનરલ મોરોને તેના અમલદારોએ કહ્યુ કે શામાટે અમને આગળ વધતા અટકાવો છો ? મોરોએ જવાબ આપ્યો કે " **આપણે સલાહને માટેજ લઢીએ**

છીએ અને તેટલાથીજ આપણે સતોષ માનવો જોઇએ ”

આ પ્રમાણે ઈંગ્લંડની સમતિ વગર આસ્ટ્રિયાને સલાહ કરવાની ફરજ પડી, એટલે માત્ર ઇંગ્લંડ સિવાય આખા જગત્‌મા ફ્રાન્સનો કોઇ વેરી રહ્યો નહિ સુલેહની શરતોમા નેપોલિયને એક ખાસ શરત એ કરાવી હતી કે ઇટાલિમા જેમને રાજકીય અપરાધને માટે કેદ કરવામા આવ્યા હોય તેમને બધનમુક્ત કરવા, અને જે જે નાના પ્રજામત્તાક રાજ્યો હસ્તીમા આવ્યા હતા તેમને આત્મનિર્ણય કરવાનો હક્ક આપવો કે જેથી તેઓ પોતાનુ રાજ્યતત્ર પોતેજ પસદ કરી શકે

શત્રુરાજ્યોએ તેને આટલો બધો રજાડયો તોપણ તેણે અસલની શરતોમા કશો ફેરફાર કર્યો નહિ એવી ઉદારતા નેપોલિયન સિવાય બીજો કોઇ ભાગ્યેજ બતાવે + તેણે ઇટાલિમા જે પ્રથમ યુદ્ધો કર્યા તે પણ માત્ર સલાહ કરાવવાને માટેજ હતા આખરે તેણે પોતાને અને સામા પક્ષને બેઉને માટે સરખી રીતે માનભરેલી ગણાય એવી શરતો કેમ્પોફોર્નિઓ આગળ આસ્ટ્રિયા પાસે લખાવી લીધી જ્યારે તે મિસરથી પાછો ફર્યો ત્યારે આસ્ટ્રિયા અને ઇંગ્લડ એક થઇ ગયા હતા અને ફ્રાન્સની હદ ઉપર ત્રણ લાખ માણસોનુ સૈન્ય આક્રમણ કરવા તત્પર થયુ હતુ તેણે મનુષ્યજાતિની નાહક થતી કતલ અટકાવવાની મતલબથી પરપક્ષના સલાહમાટે કાલાવાલા કર્યા પણ તેઓ એમ સમજ્યા કે એનામા લઢવાનુ સામર્થ્યજ રહ્યુ નથી માટ સલાહ માગે છે એમ સમજીને તેમણે યુદ્ધ આરભ્યુ, અને નિરપરાધી ફ્રેન્ચ પ્રજા ઉપર દારૂગોળાનો વરસાદ વરસાવવા લાગ્યા

આત્મસરક્ષણને માટે નેપોલિયને ભર શિયાળામા આલ્પ્સ ઓળગ્યો અને મારેન્ગોના રણક્ષેત્રમા શત્રુસૈન્યને ગ્નન પાનની માફક ઉડાવી દીધુ લડાઇના મેદાન-માજ, ફતેહની પળેજ તેણે ફરીથી સલાહ કરવાની પ્રાર્થના કરી અને લખ્યુ કે “ હુ તો હજી કમ્પોફોર્નિયોની શરતો પ્રમાણેજ સલાહ કરવા ખુશી છુ ” આ પત્ર કોઇ નિષ્ઠુર અને આડબરવાળી રાજદ્વારી લખાણની ઢબમા લખાયો ન હતો પણ તેમા લખનારની દયા અને સાચી નિષ્ઠા સ્પષ્ટપણે પ્રતીત થતા હતા

સામા પક્ષે માત્ર વખત લેવાને માટે તેને ઉડાવ્યા કર્યો અને આખરે ના પાડી ત્યારે નેપોલિયનના સૈન્યને ફરીથી બરફથી ઢકાયલા પર્વતો, ઘીચ જગલો અને ઠડા પવનના તોફાનમા થઇને આસ્ટ્રિયા તરફ કુચ કરવાની જરૂર પડી ફરીથી હોહેન્લિન્ડેનના સગ્રામમા શત્રુનો પરાજય થયો અને ફ્રેન્ચસેનાની તોપોના ધડાકા

---

+ ઉદારતા ન હ તો ક્રૂરતા તો બતાવેજ ! ભોળા અમેરિકન પ્રેસિડેન્ટના ઉત્તમ ૧૪ સૂત્રો મોઢે મોઢથી સ્વીકારી અમેરિકાના વિશ્વાસે યુદ્ધ બધ કરનારા જર્મનીની સાથે તેનો સવનાશ કરનારી કેવી કેવી શરતો પરાણે કરાવી લેવામા આવી તે વાત જગપ્રસિદ્ધજ છે

સપાદક

આસ્ટ્રિયાના શહેનશાહે રાજધાનીમા બેઠા બેઠાં સાંભળ્યા ત્યારે તેણે હતાશ થઇને સલાહની પ્રાર્થના કરી, પણ નેપોલિયને તેનો તિરસ્કાર ન કરતાં ઉદારભાવે જવાબ આપ્યો કે " હું કીર્તિને માટે કે પર મુલક જીતવા માટે લડતો નથી, પણ સલાહને માટેજ લડુ છુ અને હજી હુ કેમ્પોફોર્નિયોના કોલકરાર પ્રમાણેજ તમારી સાથે સલાહ કરવા રાજી છુ "

હવે આખા યૂરોપ ખંડે ફ્રાન્સ સાથે સુલેહ કરી પણ ઇંગ્લંડે એકલે હાથે યુદ્ધ જારીજ રાખ્યુ ફ્રાન્સનુ નાકામળ અલ્પ હોવાથી તે સામો પ્રહાર કરી શકતુ ન હતુ સર વૉલ્ટર સ્કોટ પોતેજ લખે છે કે " ઇંગ્લંડનો કાફલો બધા દરિયામા ઘૂમી વળતો અને ફ્રાન્સનો વેપાર નષ્ટ કરતો, તેની આવકને મોટો ધોકો પહોંચાડતો અને તેના બંદરોને ઘેરી લેતો "

આસ્ટ્રિયા સાથે થએલી સલાહ પ્રજાને જાહેર કરતા નેપોલિયને જણાવ્યુ હતુ કે " શામાટે આ સલાહથી આખા યૂરોપમા બધે સુલેહ નથી થતી ? ફ્રાન્સને તો એજ ઇચ્છા છે એનેજ અર્થે ફ્રાન્સનુ પ્રજાસત્તાક રાજ્ય પ્રયત્ન કરે છે પણ તે સઘળા વ્યર્થ જાય છે આસ્ટ્રિયા સાથેની સલાહમા વિઘ્નો નાખનાર ઇંગ્લંડનો પ્રધાન છે એ વાત યૂરોપમા બધા જાણે છે આપણે તેની સાથે જુદી સલાહ કરવાની પ્રાર્થના કરી પણ ફોકટ આપણને જવાબ મળ્યો કે ઇંગ્લંડ પોતાના મિત્રરાજ્યને મૂકીને એકલુ સલાહ કરી શકેજ નહિ હવે જ્યારે એ મિત્રરાજ્યે સલાહ કરી છે ત્યારે ઇંગ્લંડ પ્રતિષ્ઠાનાં અને પ્રજાઓના હકકોના એવા એવા બહાનાં બતાવીને હજી પણ સલાહ કરવાની ના કહે છે આખા એશિયાનો વ્યાપાર તેના હાથમા છે, તેની પાસે વિસ્તીર્ણ સસ્થાનો છે પણ એટલાથી તેની મહત્વાકાંક્ષા તૃપ્ત થતી નથી તેને તો તમામ સમુદ્રો ઉપર પોતાનો એકલાનોજ અધિકાર બેસાડવો છે " બ્રિટિશ પ્રધાન પિટ્ટે જ્યારે આસ્ટ્રિયાના પરાજયના સમાચાર સાંભળ્યા ત્યારે તે ઘણો નિરાશ અને ખિન્ન થઇ ગયો અને બોલ્યો " યૂરોપનો નકશો વાળી દો બીજા વીશ વર્ષસુધી તેને ઉઘાડવાની જરૂર નથી "

યૂરોપમાં જ્યારે ઉપરના બનાવો બનતા હતા ત્યારે નેપોલિયન પારિસમા રહ્યો રહ્યો પોતાના વિશાળ રાજ્યનાં તમામ સાધનો અને શક્તિઓનો વિકાસ કરવા માટે તનતોડ પરિશ્રમ કરી રહ્યો હતો તેનામા એવી અપૂર્વ શક્તિ હતી કે પોતાના માથા ઉપર અનેક કામ હોય તોપણ જે કામમા તેને ચિત્ત પરોવવુ હોય તેમા તે સપૂર્ણ ધ્યાન લગાડી શકતો, અને તેને પતાવી દીધા પછી, નકામી ચિંતા કરીને શક્તિનો ક્ષય ન કરતા તે પૂર્ણ ઉત્સાહથી બીજા કામમાં મડી જતો નિરતર માનસિક પરિશ્રમ એ તો તેને મનથી વિશ્રામનો એક વિષય હતો

હવે નેપોલિયનની સર્વ વિષયોમા પારગત થઇ શકે એવી બુદ્ધિ ઝળકી નીકળી.

રાજ્યની મહેસુલમા તેણે વૃદ્ધિ કરી અને પ્રજાને સતોષ થાય એવી રીતે તમામ કરની વ્યવસ્થા કરી દીધી ફ્રાન્સની મુખ્ય બેકને નવેસરથી કામ કરતી કરી અને તેના વહીવટમાં નવો ઉત્સાહ રેડ્યો પારિસથી પાચ લાખ, વિશાળ રાજમાર્ગ બધાવવામા સીત્તર લાખ ફ્રાન્કનો ખર્ચ કર્યો લૂટારાઓ, અને લશ્કરમાથી છૂટા થએલા બદમાસોનો રાજમાર્ગમા ઘણો ભય હતો નેપોલિયને કહ્યુ, " જરા ધીરજ રાખો અને એક બે મહિનાની મુદત આપો પહેલાં તો હુ દેશની બહાર જીતીને સલાહ કરાવુ અને પછી એ લૂટારાઓનો તરતજ ઈન્સાફ કરવા મડી જઇશ " ફ્રાન્સ અને બેલ્જીય મને જોડનારી એક ઘણીજ અગત્યની નહેર થોડાં વર્ષથી ખોદાવા માંડી હતી, પણ તેને ખોદવાના માર્ગના સવાલમા ઇજનેરો વચ્ચે મતભેદ હતો નેપોલિયને જાતે જઇને તે સ્થળનુ અવલોકન કર્યું અને એ પ્રશ્નનો ત્યાંને ત્યાજ સુદર નિર્ણય કરી આપ્યો સેન નદી ઉપર પારિસ પાસે બે નવા પુલ બધાવ્યા અને આલ્પ્સ પર્વત ઓળગવા માટે વિશાળ પાધર રસ્તો તૈયાર કરાવ્યો આ બે કાર્યો અનેક સૈકાસુધી નેપોલિયનની બુદ્ધિ અને શક્તિની સાક્ષી આપતાં જગતમા વિદ્યમાન રહેશે ઇટાલિના યુદ્ધ વખતે સેટ બર્નાર્ડ મઠના સાધુઓએ ફ્રેન્ચ સૈન્યની સારી બરદાસ્ત લીધી હતી તેનો આભાર માનવા નેપોલિયને ત્યા આગળ મુસાફરોને માટે બે મોટા મુસાફરખાનાં બધાવ્યા અને તેની વ્યવસ્થા તે ભલા સાધુઓને સુપ્રત કરી આ બધાં કાર્યોની સાથે સાથેજ તેણે ફ્રાન્સમાટે દિવાની કાયદા ઘડવાનો આરભ કર્યો યૂરોપમાથી વીણી વીણીને સારામા સારા ધારાશાસ્ત્રીઓને તેડ્યા, અને સભાના પ્રમુખસ્થાને બેસીને નેપોલિયન તેમની સાથે કાયદાની એકેએક કલમનુ પૃથક્કરણ કરતો તેની યુદ્ધકળાના જેટલીજ રાજનૈતિક અને કાયદાની બાબતોમા પણ નિપુણતા જોઇને ધારાશાસ્ત્રીઓ પણ આશ્ચર્ય પામતા

આ વખતે નેપોલિયનનુ ખૂન કરવાના અનેકવાર પ્રયત્નો થયા ફ્રાન્સની પ્રજા તો તેના ઉપર બેહદ વિશ્વાસ, આભાર અને સ્નેહ દાખવતી હતી પણ દેશમાં હજી રાજ્યવિપ્લવકારી જેકોબિન પક્ષ હયાત હતો, તેમજ રાજહિતૈષિઓ પણ વખત આવ્યે માથુ ઉચકવાની રાહ જોતા હતા રાજહિતૈષિઓએ નેપોલિયનનુ ખૂન કરવાના હેતુથી ભયકર યત્ર રચ્યુ પણ તેમાંથી તે બચી ગયો તે ખરેખર આશ્ચર્યકારક છે

સને ૧૮૦૦ ના ડિસેબર માસની ૨૪ મી તારીખે એટલે એક બાજુએ આસ્ટ્રિયાનો પરાજય થતો હતો અને ઇગ્લડથી તે છૂટુ પડવાની તૈયારીમાં હતુ, તે વખતે રાત્રે નેપોલિયને જોસેફાઇનના આગ્રહને વશ થઇને લાચારીથી નાટક જોવા જવા કબૂલ કર્યું તેની ગાડીની આગળ આગળ એક ગાડુ જતુ હતુ નીચે પીપ જેવુ કાંઇક લટકતુ હતુ અને તેની અદર એક ભયાનક યત્ર હતુ એકાએક ગાડુ ઉભુ થઈ ગયુ અને નેપોલિયનની ગાડી તેની પાસેથી પસાર થાય છે તેવોજ પેલા પીપ-

માથી એવો પ્રચડ ધડાકો થયો કે આખુ પારિસ નગર ધ્રૂજી ઉઠયુ આઠ માણસો તો સ્થાને ત્યાજ મરણ પામ્યાં, સાઠ ઘાયલ થયાં તેમાથી પણ પાછળથી વીશ મરી ગયા આસપાસના કેટલાક ઘરના ભૂકે ભૂકા ઉડી ગયા. આવા અગ્નીના પ્રસગો નેપોલિયને એટલા બધા જોયા હતા કે તેથી તેને લેશમાત્ર પણ ગભરાટ થયો નહિ નાટકશાળામાં સઘળાએ આ ધડાકો સાંભળ્યો હતો તેથી લોકોને તેની સલામતીમાટે ચિતા થઈ હતી તેને સહિસલામત આવતો જોઇને તાળીઓના અવાજથી નાટકશાળા ગાજી ઉઠી તે શાતિથી જોસેફાઇન પાસે બેઠો અને બોલ્યો. " આજે તો હરામખોરો મને ઉડાવી મૂકતા હતા ચાલ, ગાયનની ચોપડી લાવ જોઇએ "

આ ભયકર કૃત્યથી આખા નગરમાં ખળભળાટ વ્યાપી ગયો અને નેપોલિયનની લોકપ્રિયતા હતી તે કરતા બેહદ વધી ગઇ તેના તરફ હજારો અભિનદનપત્રો અને ડેપ્યુટેશનો આવવા લાગ્યા આ કારસ્તાનનો પ્રથમ શક જેકોબિન પક્ષના આગેવાનોપર ગયો શહેરમા તેવા ઘણા હતા અને ચાલુ રાજ્યબધારણને ઉથલાવી નાખવા તથા નેપોલિયનનુ ખૂન કરવા માટે તેઓ હમેશા કાવત્રા ઘડયાજ કરતા હતા પ્રજાનો તેમના તરફ સખ્ત તિરસ્કાર હતો તેથી તેમના ગુન્હાની પૂરતી તપાસ કર્યા વગર ક્રોધના આવેશમા ધારાસભાએ એકસો સાઠ મનુષ્યહત્યાકારીઓને દેશનિકાલ કરવાની આજ્ઞા પ્રકટ કરી, પણ આ આજ્ઞાને અમલમા મૂકવાનુ નેપોલિયનપર ઘણુ દમાણ કરવામા આવ્યુ તે છતા તેની ન્યાયવૃત્તિને તે રુચ્યુ નહિ. તેના દરેક કૃત્યપર પ્રજાનો બેહદ વિશ્વાસ હતો અને તે હમેશા ન્યાય અને ડહાપણથીજ વર્તે છે એવી સર્વની ખાત્રી હતી, છતા તેણે દઢતાથી જવાબ આપ્યો કે આ કામ પદ્ધતિસર નિમાયલી અદાલતોદ્વારા કાયદેસર રીતેજ થવુ જોઇએ આ પ્રમાણે આવા દિલને ઉશ્કેરે એવા પ્રસગમા તેણે ઘણીજ શાતિથી અને સાવધાનીથી કામ લીધુ પણ આ કાવત્રામા જેકોબિન પક્ષના આગેવાનોનો હાથ છે તેના પૂરાવા નેપોલિયનને પૂરતા જણાયા નહિ તેણે કહ્યુ, " તેઓ ગુન્હેગાર છે એમ આપણે માનીએ છીએ પણ જાણતા નથી જે અપરાધ તમે સાબિત કરી શકતા નથી તેને માટે તમે શિક્ષા કરી શકો નહિ " તેમને દેશનિકાલ કરવાનો હુકમ તો થયો પણ અમલમા મૂકાયોજ નહિ તેઓને ફ્રાન્સમા રહેવા દીધા પણ તેની સાથે તેમને એટલી તો ખાત્રી થઇ કે પોલિસની આખ તેમના ઉપર હરહમેશ છે ને છેજ પાછળથી માલૂમ પડયુ કે આ કાવત્રુ જેકોબિન પક્ષનુ નહિ પણ બુર્બોન રાજાઓના પક્ષકારોએ ગોઠવેલુ હતુ આ દારુણ કૃત્યમાં મોટા મોટા માણસો સડોવાયલા હતા નેપોલિયને તેમને અનેકવાર કાયદાની તલવારમાંથી બચાવી લીધા હતા તેમની જપ્ત થએલી જાગીરો પાછી અપાવી હતી છતા તેઓ આવુ નીચ કૃત્ય કરતા સકોચાયા નહિ પોલિસ કમીશ્નર ફૂશેએ ખરા અપરાધીઓને શોધી કહાડવા અને તેમને ગોળીબાર

કરવામા આવ્યા

નેપોલિયનનુ કામળ કહાડી નાખવા માટે એવા એવા કાવત્રા રચાતા હતા કે જેમાથી એ બચીજ કેમ શકયો એ ઘણુ નવાઇ જેવુ છે પદભ્રષ્ટ થએલા રાજાના પક્ષકારો માનતા હતા કે જે તે ન હોય તો રાજા ફરીથી ગાદીએ આવી શકે માત્ર તેના એકલાના બુદ્ધિપ્રભાવવડેજ એકત્ર થએલા યુરોપની સામે ફ્રાન્સ ટકી શકતુ હતુ તેના મૃત્યુથી ફ્રાન્સ નેતા વગરનુ અનાથ થઇ જાય તેમ થતાજ યુરોપના મિત્ર રાજ્યોના અન્ય લોહીની નદીઓ વહેવરાવતા પારિસમા દાખલ થઇને પ્રજાના તિરસ્કારપાત્ર બુર્બોન વશીય રાજાઓને તખ્તનશીન કરી શકે યુરોપના નૃપતિ-મડળને આ વાતની ખાત્રી હતી અને તેથીજ નેપોલિયનની હત્યા કરવા એક પછી એક કાવત્રા યોજાતા હતા

એવા કાવત્રાનુ મુખ્ય કાર્યક્ષેત્ર લડનમા હતુ ત્યા આવા આવા અનેક કુટિલ કારસ્તાનની યોજનાઓ ઘડાતી હતી લડનમા સરકારી ખર્ચે બુર્બોન વશીય રાજાઓનો તથા તેમના મળતીઆઓનો નિભાવ કરવામા આવતો હતો એકવાર તેની ગાડી ઉપર ફેકવા માટે પદર શેરના વજનનો બોમ્બ બનાવવામા આવ્યો હતો નેપોલિયનનુ ખૂન કરવા જતા સાથે સાથે બીજા અનેક નિર્દોષ માણસો માર્યા જાય તેની તો કાવત્રાખોરો પરવાજ કરતા નહિ આ ભયકર ચીજને એક ગાડીમા મૂકી અને શક ન પડે તટલા માટે પદર વર્ષની છોકરીને હાકવા બેસાડી અચાનક રીતે તે બોમ્બ ફૂટી ગયો અને તે છોકરીના એવા ચૂરેચૂરા થઈ ગયા કે તેના પગ સિવાય કોઇપણ અવયવનો પત્તો લાગ્યો નહિ એવા એવા ત્રીસ કાવત્રા પોલિસે પકડીને ઉઘાડા પાડયા હતા

ફ્રાન્સ ઉપર ચડી આવેલુ આપત્તિનુ વાદળ વિખેરી નાખ્યા પછી દેશમા લૂટારાઓનો જે અસહ્ય ત્રાસ વધી ગયો હતો તેનુ નિવારણ કરવાનુ કામ નેપોલિયને હાથમા લીધુ હજારો બદમાસ લૂટારાઓ દેશમા ઠેકાણે ઠેકાણે ભટકતા હતા અને હથિયારબધ પહેરેગીરો સિવાય ગજમાર્ગ ઉપર થઇને જવુ જોખમભરેલુ મનાતુ હતુ નેપોલિયનનુ લશ્કર વીજળીની ત્વરાથી આખા દેશમા ઘૂમી વળ્યુ અને લૂટ, ધાડ, કાવત્રા કરનારાઓને પકડી પકડીને તેમને આઠ ન્યાયાધીશોની નીમેલી ખાસ કોર્ટને સ્વાધીન કરી દીધા અને ત્યા તેમના અપરાધને ઘટતી શિક્ષા કરવામા આવી નેપોલિયનના હાથમા આ પ્રસગને લઇને કેવી ભયકર સત્તા આવી જતી હતી તેની લોકોને કશી પરવાજ ન હતી તેમને તો દેશમા શાતિ અને સુવ્યવસ્થા જાળવે એવા બાહોશ નેતાની જરૂર હતી, અને તેવો નેતા તેમને એક નેપોલિયન મળી આવ્યો હતો લોકો કહેતા કે " અમારૂ શામા કલ્યાણ છે તે તમે સારી રીતે જાણો છો અમારે શુ કરવુ તે માત્ર તમે કહો અને તે કરવા અમે તૈયાર

છીએ. ” આથી કરીને નેપોલિયનના હાથમા નિરકુશ રાજસત્તા આપોઆપજ આવી ગઇ તેનો હોદ્દો તો માત્ર પ્રથમ કૉન્સલનોજ હતો પણ તેના હાથમા ચક્રવર્તી સીઝરના કરતા પણ વધારે સત્તા આવેલી હતી

મિસરથી તેને પાછા આવ્યાને માત્ર સોળજ મહિના થયા હતા, પણ એટલામા તો તે એક સેનાપતિમાંથી શહેનશાહની કોટિએ જઇ પહોચ્યો દેશમાં જ્યા ત્યા અરાજકતા અને અધેર હતુ તેને ઠેકાણે તેણે દરેક ખાતામા સુવ્યવસ્થા અને સુલેહ-શાંતિ પ્રવર્તાવી દીધી ઉદારતાવડે રશિયાના ઝારને તેણે પોતાનો મિત્ર કરી લીધો લશ્કરી કુશળતા અને સાહસને પ્રતાપે આસ્ટ્રિયાનો ગર્વ ચૂર્ણ કરી નાખ્યો, અને ફ્રાન્સ સાથે આબરૂભેર સલાહ કરવાની ઇંગ્લંડ સિવાય યૂરોપના તમામ રાજ્યોને ફરજ પાડી આવી સેવાના બદલામાં પ્રજાનો તેના તરફ બેહદ પ્રેમ હોવોજ જોઇએ અને તેને તે પુષ્કળ પ્રમાણમા મળવા લાગ્યો આવા મુસ્કેલીના અને અત્યત બારિક બનાવોથી ભરપૂર સમયમાં તેને હાથે એક પણ અનુદાર કે ઇર્ષ્યાભર્યું કામ થયુ હોય એમ બતાવી શકાતુ નથી

સેંટ હેલેનામા બદીવાનની અવસ્થા ભોગવતા તેણે એકવાર કહ્યુ હતુ કે “ મારી કીર્તિ માટે મને લેશમાત્ર પણ દહેશત નથી ભવિષ્યની પ્રજા મને જરૂર ન્યાય આપશે મારા દોષની સાથે મારા ભલાં કામોની તુલના તેઓ કરશે જો આખરસુધી વિજયી થયો હોત તો હું જગત્મા મોટામાં મોટો માણસ ગણાત છેક સામાન્ય હાલતમાથી હું સ્વપરાક્રમથી જગત્મા મોટામા મોટો પાદશાહ થઇ શક્યો અને તે પણ પાપાચરણ કર્યા વગર મારી મહત્ત્વાકાક્ષા ઘણી ઉચ્ચ હતી પણ તેનો આધાર પ્રજાવર્ગના અભિપ્રાય ઉપરજ હતો લોકોના વિશ્વાસ ઉપરજ રાજસત્તાનો ખરો આધાર છે એમ હું હમેશા માનતો આવ્યો છુ જે રાજ્યતુ સૂત્ર મારા હાથમા હતુ તે મારી વ્યવસ્થા પ્રમાણે ખરી રીતે પ્રજાસત્તાક રાજ્યજ હતુ લોકોના મતના આધારેજ હું સિહાસનપર આવ્યો હતો અને મારો મુદ્રાલેખ તો એજ હતો કે જાતિ અને કુળનો ભેદ રાખ્યા સિવાય સર્વને તેમની યોગ્યતાના પ્રમાણમાં કાર્ય કરવાનો અવકાશ આપવો આને લીધેજ યૂરોપનો ઉમરાવવર્ગ મારા તરફ તિરસ્કાર રાખે છે છતાં ઇંગ્લંડમા તો હરકોઇ માણસ તેની શક્તિ અને લોકસેવાના પ્રભાવ-વડે ઉચામાં ઉચી પદવીએ જઇ શકે છે બીજા દેશોએ તો નહિ પણ ઇંગ્લંડે તો મને ન્યાય આપવો જોઇતો હતો ”

નેપોલિયને બીજે એક પ્રસગે કહ્યુ છે કે “ ફ્રેન્ચરાજ્યવિપ્લવ એ અમુક અધિ-કારોને પોતાના કરી બેસનાર વર્ગના સામે જનસમૂહનો પ્રત્યાઘાત હતો ઉમરાવવર્ગ રાજ્યખર્ચના બોજામાંથી ( એટલે તમામ જાતના કરમાથી ) મુક્ત હતો છતાં સન્માન, અધિકાર અને સારી આવકવાળી પદવીઓ તો તેમને એકલાનેજ મળી

શકની રાજ્યવિપ્લવના ધડાકાથી આ એકહથ્થા અધિકારની દિવાલો ચૂર્ણ થઇ ગઇ અને મનુષ્યની સમાનતાનો યુગ મંડાયો પોત પોતાની શક્તિના પ્રમાણમાં સન્માન અને ધન પ્રાપ્ત કરવાના માર્ગ દરેકને માટે મોકળા થયા પછી ફ્રેન્ચ પ્રજાએ નવુ રાજતંત્ર સ્થાપ્યુ અને રાજદંડ મારા હાથમાં મૂક્યો ”

ફ્રાન્સના પદવીભ્રષ્ટ થએલા અને દેશનિકાલ થએલા ઉમરાવોને નેપોલિયને સ્વદેશમાં પાછા આવવા દીધા તેમની મિલ્કતો પાછી અપાવી છતાં તેમનાં અંતઃકરણ પીગળ્યા નહિ અને તેમાથી વેરનો ડંખ નીકળ્યો નહિ તેઓ તો હજી ગએલો જમાનો કે જ્યારે તેઓ એકહથ્થો અધિકાર ભોગવી શકતા હતા અને સામાન્ય લોકો તો તેમનુ દાસત્વજ કરી શકતા તેવા જમાનો ફરીથી આવી પહોચે તેનીજ અભિલાષા રાખી બેઠા હતા તેઓ નેપોલિયનના દરેક કામને વખોડી કહાડતા હતા, પણ તે બડબડાટની જરાએ પરવા રાખતો નહિ તે સગર્વ કહેતો કે હું મારા રાજ્યતંત્રમાં ઇશ્વરની ક્ષમાનુ અનુકરણ કરવાની ઇચ્છા રાખુ છુ અને તેથી સર્વનુ શામા કલ્યાણ રહેલુ છે તેનોજ માત્ર વિચાર કરૂં છુ તેની કીર્તિનો આધાર પોતાના શત્રુઓ ઉપર વેર લેવામા નહિ પણ તેમને પરાજીત કરવામાં તેમજ ક્ષમા આપવામા હતો





# प्रकरण २२ मुं–इंग्लंड साथे सलाह



પોલિયનની મોટામા મોટી નેમ એ હતી કે આખા યૂરોપ સાથે ફ્રાન્સને સલાહ થાય અને જગતમાં સુલેહશાંતિ જળવાઇ રહે ફ્રાન્સ તો લડાઇઓથી ક્ષયર થઇ ગયુ હતુ રાજ્યવિપ્લવના આઘાતમાથી તેને ટટાર થવા માટે સપૂર્ણ આરામની પૂરેપૂરી જરૂર હતી સ્વદેશની આ જરૂરીઆત જોઇને કોઇ પણ ઉપાયે સુલેહ થાય એવા ઘાટ નેપોલિયન ઘડતો હતો ડાઇરેક્ટરોનુ અધેર અને તેમના જુલ્મથી અમેરિકાનાં સયુક્ત રાજ્યોને ઘૃણા ઉત્પન્ન થઇ હતી, પણ નેપોલિયને સમાધાન કરવાની કુશળતા વાપરીને એ ઘૃણાનુ ઝેર કહાડી નાખ્યુ અને ફ્રાન્સ અને સયુક્ત રાજ્યો વચ્ચે મિત્રાચારીના કરાર થયા એ સમારભ વખતે એક ભવ્ય મેળાવડો કરવામા આવ્યો અને " જે અમેરિકનો અને ફ્રેન્ચો અમેરિકાના સ્વાતંત્ર્યમાટે લઢતા રણક્ષેત્રમા પડયા હતા તેમના માનમાટે સલામતી લીધી "

એ અરસામા પોપ પાયસ છઠ્ઠો મરણ પામ્યો અને તેની જગ્યામાટે આમોલાનો વિદ્વાન અને ધર્મપરાયણ બિશપ ઉમેદવાર હતો ઇટાલિના યુદ્ધ વખતે નેપોલિયને પોપ તરફ સન્માન બતાવ્યુ હતુ અને કૅથોલિક સાધુઓને અભયદાન આપ્યુ હતુ તેથી કરીને આ પ્રતિસ્પર્ધી મડળનો પણ તેણે વિશ્વાસ મેળવી લીધો હતો એ પ્રસગે એક કૅથોલિક કાર્ડિનલે કહ્યુ કે " આપણા ઉપર ફ્રાન્સ દેશે અત્યાચાર કર્યા હતા પણ આજે એજ ફ્રાન્સની આપણે સહાય માગવાની છે અત્યારે ત્યાં એક અત્યંત અદ્ભુત પુરુષ, જેને સમજવો ઘણો મુશ્કેલ છે તે સર્વ પ્રકારની સત્તા ભોગવે છે થોડાજ વખતમાં તેનો લાગવગ ઇટાલિમા વધી જશે " નેપોલિયનની કૃપા મેળવવા માટે આમોલાના બિશપની પોપ તરીકે ચૂટણી થઈ આ રીતે નેપોલિયને કૅથોલિક પ્રજાની પણ મૈત્રી પ્રાપ્ત કરી

નેપલ્સની રાણી તેના કટ્ટા શત્રુઓમાની એક હતી તે આસ્ટ્રિયાના રાજાની અને ફ્રાન્સની કમનસીબ ભલી રાણી મેરીની બહેન થતી હતી પોતાની બહેનના વધના અને રાજકુટુબની પાયમાલીના કારણરૂપ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યને અને

તેને અંગે નેપોલિયનને તે પોતાનો અંગત શત્રુ માનતી હતી હવે તે ખૂબ મહારાઇ તેના ભાઈ તરફથી તો હવે તેને મદદ મળવાનો સંભવજ ન હતો તેથી તે બાહોશ અને સાહસિક ગણી જાને રશિયાના ઝાર પાસે ગઇ અને તેની યાચના કરી આ ખૂબસુરત રાણીની આજીજીથી તે કાઇક ચક્રમ રાજા ખુશ ખુશ થઈ ગયો અને એક કાસદ સાથે નેપોલિયન ઉપર એક પત્ર મોકલાવ્યો તેમા તેણે લખ્યુ હતુ કે નેપલ્સની રાણી સાથે રહેમથી વર્તશો તો હુ તમારો અંગત ઉપકાર માનીશ વળી તેણે ઇટુરિયાના યુવરાજ અને યુવરાણીનો પારિસમા રાજ્યાભિષેક કરાવ્યો જે ફ્રેન્ચ પ્રજાએ રાજસત્તાને ફેંકી દીધી હતી તેજ મોજીલી અને નવીનતામા આનદ માનનારી પ્રજા આજે યુવાન રાજપુત્ર અને રાણીને જોઇને હર્ષઘેલી બની ગઇ ત્રીશ વર્ષનો નેપોલિયન આ પ્રમાણે શેતરજની બાજી ઉપર મોરા ગોઠવે તેમ યૂરોપના રાજનૈતિક શેત્રજ ઉપર રાજા રાણીઓ ગોઠવવા લાગ્યો એમ કરવામા તેના અનેક હેતુઓ હતા ફ્રેન્ચ પ્રજાને રાજાઓ ઉપરજ તિરસ્કાર હતો તે તેમની આગળ રાજચિન્હોને પૂર ઠાઠમા રજૂ કર્યાથી ઓછો થવાનો સભવ હતો વળી યૂરોપના રાજાઓને બતાવવુ હતુ કે હુ રાજા માત્રનો દુશ્મન નથી, અને રાજાઓને ઉથલાવીને જ્યા ત્યા પ્રજાસત્તાક રાજ્યો સ્થાપવા માગતો નથી તેની સાથે આ કાર્યમાથી રાજ્યકર્તાઓના અત કરણને વીધે એવો પણ એક અર્થ ધ્વનિત થતો હતો કે " હે રાજાઓ! તમે તમારો ગર્વ મૂકીને નિરભિમાની થાઓ જુઓ, તમારા જેવા રાજાઓ તો હુ જોઇએ તેટલા બનાવી શકુ છુ " આ પ્રમાણે નેપોલિયને યૂરોપના રાજકુટુબોમાથી ફ્રાન્સમાટેનુ વૈર ઓછુ કરી નાખ્યુ અને તેની સાથે આખો યૂરોપ મિત્રભાવે વર્તવા તૈયાર થયો

હવે તેણે પોતાનુ તમામ લક્ષ ઇંગ્લડ તરફ આપવા માડયુ કોઇ પણ ઉપાયે આ દૃઢપ્રતિજ્ઞ પ્રતિસ્પર્ધીને તેના હથિયાર હેઠા મૂકવાની ફરજ પડે એવુ કરવાની તે યુક્તિ રચવા લાગ્યો તેણે કહ્યુ કે " જ્યાંસુધી ઇંગ્લડ સાથે સુલેહ નહિ થાય ત્યાસુધી આ સુલહનો સપૂર્ણ લાભ ફ્રાન્સને મળવાનો નથી પણ ઇંગ્લડનુ રાજતત્ર જેમના હાથમા છે તેમને એક જાતનો સનિપાત થયો છે તેને મનથી કશુ પવિત્ર છેજ નહિ તેની વર્તણુક એકલા ફ્રાન્સ સાથે નહિ પણ યૂરોપના તમામ દેશો સાથે અન્યાયી છે અને જ્યાં જ્યા રાજપદ્ધતિમા અન્યાય દાખલ થાય છે ત્યા ત્યા તેની સત્તા અલ્પજીવી નીવડે છે યૂરોપના બધા રાજ્યોએ એકસપી કરીને ઇંગ્લડને નીતિ, ન્યાય, અને વિવેકને રસ્તે વળવાની ફરજ પાડવી જોઇએ

ઇંગ્લડ અને ફ્રાન્સ વચ્ચે આવી શત્રુતા હતી છતાં નેપોલિયને ઇંગ્લડની રોયલ સોસાઇટીની લાઇબ્રેરીને કેટલાક ઘણા કિમતી પુસ્તકો સુદર રીતે બધાવીને ભેટ મોકલાવ્યા અને મત્રી ઉપર એક પત્ર લખ્યો પોતાના સિદ્ધાંતનુ ધ્યાન ખેંચે તેવી

રીતે સૂચન કરવાના હેતુથી એ પત્ર ઉપર નેપોલિયને જે મુદ્રાલેખ છાપ્યો હતો તેમાં (લીબર્ટી ઓફ ધી સીઝ) દરિયાઇ છૂટાપણુ એવા શબ્દો સુદર રીતે છપાવ્યા હતા

ઇંગ્લંડનો એવો દાવો હતો કે કોઈ પણ દેશનુ વ્યાપારી વહાણુ, ગમે તે માલ ભરીને, ગમે ત્યાં જતુ હોય તોપણુ તેની ઝડતી લેવાનો ઇંગ્લંડને હક્ક છે આ હક્કની બજાવણીમા જરા પણુ વાંધો બતાવવામા આવતાજ તે તમામ માલની સાથે વહાણુને પણુ કબજે કરી લેતુ કોઇ પણુ બદરને ઘેરો ઘાલવો હોય તો માત્ર આ વાત જાહેર કરવી અને તે બદરની નજીક પહેરો ફરવા માટે એક લડાયક વહાણુ મોકલી દેવુ એટલુજ ઈંગ્લંડને માટે બસ હતુ આવી રીતે અટકાવ કરવાથી કોઇ પણુ દેશનુ વહાણુ ફ્રાન્સના કોઇ પણુ બદર આગળ આવી શકતુ જ નહિ ઈંગ્લંડની સરકારનો દાવો એ હતો કે મજુર કરવામા આવેલા દરિયાઇ કાયદા પ્રમાણે આમ કરવાનો તેને અધિકાર છે ફ્રાન્સ સિવાયનાં બીજા તટસ્થ રાજ્યોનુ કહેવુ એવુ હતુ કે ઇંગ્લંડનુ આ પગલુ દરિયાઇ કાયદાથી અને પ્રજાઓના ચાલતા આવેલા વ્યવહારથી વિરુદ્ધ છે અને માત્ર પોતાના ચડીઆતા દરિયાઇ સૈન્યના બળથી ઇંગ્લંડ આ ગેરકાયદેસર પગલુ ભરવામાં ફાવે છે

આવા સજોગોમા યૂરોપના તમામ રાજ્યોને સમજાવીને તેમને સર્વને પોતાના બળવાન હરિફ ઇંગ્લંડની સાથે કલહ કરવા યોજી દેવામા નેપોલિયનને ઘણી મુશ્કેલી પડી નહિ ઇંગ્લંડે એકવાર આખા યૂરોપને ફ્રાન્સની સામે ગોઠવી દીધુ હતુ તે ફેરવીને હવે નેપોલિયને તેમને સર્વને ઇંગ્લંડના શત્રુ બનાવ્યા અને તેમના એકત્ર થએલા બળનો ઉપયોગ પોતાના હજી સુધી અક્ષત અને અપરાજિત શત્રુ રહેલા ઇંગ્લંડની સામે કરવા માંડયો સમુદ્ર ઉપર તો ઇંગ્લંડનુ નૌકાબળ સર્વોપરિ હતુ આખા યૂરોપનુ નૌકાસૈન્ય તેની સામે આવે તોપણુ તે એકલુ સર્વને પહોંચી વળે તેવુ બળવાન હતુ બ્રિટિશ પ્રધાનમડળનો એક મુખ્ય હેતુ એ હતો કે યૂરોપના કોઇ પણુ રાજ્યને નૌકાસૈન્યમા ઇંગ્લંડનુ હરિફ થવા દેવુ જ નહિ એટલા માટે તેમણે એવો કાયદો પસાર કરાવ્યો હતો કે અમુક રાજ્યથી અમુક સખ્યા કરતા વધારે લડાયક વહાણુ બધાયજ નહિ નેપોલિયન જ્યારે ચાર કરોડની વસ્તીવાળુ વિશાળ ફ્રાન્સનુ રાજ્ય અને જગતના કોઈ પણુ દેશનુ સૈન્ય જેની સામે ટકી ન શકે એવુ અજિત સૈન્ય અવલોકતો અને તેની સાથે માત્ર દોઢ કરોડ વસ્તીવાળા નાનકડા ટાપુ ઇંગ્લંડના બળની તુલના કરતો ત્યારે તે મનમા ઘણોજ ખીજવાતો કે આ ક્ષુદ્ર રાજ્ય આખા જગતના સમુદ્રો ઉપર અધિકાર ચલાવી શકે છે !

અગ્રેજ પ્રજાને દુનિયાની બીજી પ્રજાઓ કરતા તેમની દોલત, બળ, હિમત અને બુદ્ધિને માટે સન્માનને મળે છે ખરૂ પરતુ કોઇ પણુ તેમને ખરા મનથી ચાહતુ નથી અગ્રેજો સૌથી બળવાન પણુ સૌથી વિશેષ અપ્રિય પ્રજા છે કોઇપણુ એક પ્રજામાં

બધા પ્રકારના સદ્‌ગુણની આશા રાખી શકાય નહિ કોઇનામા કેટલીક ખામી હોય તો કેટલીક ખુબી પણ હોય છેજ

ઇંગ્લડના આવા વર્તનને લીધે તેના તમામ મિત્રરાજ્યો તેનાથી છુટા પડી ગયા તોપણ તેણે એકલે હાથે યુદ્ધ જારી રાખ્યુ, કારણ કે શત્રુ તેને સલાહ કરવાની ફરજ પાડે એ તેની અભિમાન વૃત્તિથી સહન થતુ નહિ, અને ખરૂ જોતા તેનો પરાજય પણ થયો ન હતો તેનુ નૌકાસૈન્ય જ્યા ગયુ ત્યા જય કરીનેજ આવતુ નેપોલિયનના પ્રહારથી બીજા રાજ્યોનો કચ્ચરઘાણ નીકળી જતો, પણ ઇગ્લડના તરતા કિલ્લાઓ (વહાણો) ઉપર તેની કશી અસર થતી નહિ નેપોલિયનની બુદ્ધિનો વિજય જમીન ઉપરની લડાઇમા હતો, ત્યારે પિટ્ટની બુદ્ધિનો વિજય સમુદ્ર ઉપર હતો ફ્રાન્સનો વેપાર તો તળીઆઝાટક થઇ ગયો હતો ઇંગ્લડનાં વહાણોને આખરે બીજો સારો શિકાર ન મળતાં તેઓ બિચારા ગરીબ માછીમારોને પણ રજાડવા લાગ્યા નેપોલિયને ઇટાલિના રાજાઓ પાસેથી સુદર મૂર્તિઓ અને ચિત્રો તફડાવી લીધા અને ઇગ્લડે ફ્રાન્સના માછીઓ પાસેથી માછલીઓ તફડાવી લીધી, એ બેમાની કયી લુટ ઓછી શોભા આપનારી છે તેનો ન્યાય ઇતિહાસકારો કરી લેશે

ઇગ્લડે જાહેર કર્યું કે ફ્રાન્સને અમે ઘેરી લીધુ છે માટે કોઇ પણ દેશથી તેની સાથે વેપાર ચલાવી શકાશે નહિ ઇગ્લડનો કાફલો ફ્રાન્સની આસપાસના દરિયામા ફરી વળતો હતો, અને કોઇ પણ દેશનુ એક પણ વહાણુ નજરે પડતાં તેને થોભવાની આજ્ઞાની નિશાની તરીકે તેના તરફ તોપનો એક ગોળો તાકવામા આવતો અને એ-ટલેથી તે તરતજ ન અટકે તો તેના ઉપર ગોળાનો વરસાદ વરસાવી તે નિર્દોષ વેપારી વહાણને અગ્રેજ નાવિકો કાયદેસર મેળવેલી લુટ તરીકે પોતાનુ કરી લેતા જો તે વહાણુ થોભતુ તો અગ્રેજ વહાણમાથી એકાદ જુવાન અમલદાર તેના ઉપર ચઢી જતો અને મરજીમા આવે તે રીતે તેના ઝડતી લેતો, અને તેની સમજ મુજબ જો તે વહાણમા દારૂગોળા જેવુ જોવામા આવતુ તો તે વહાણુ તેના માલ સાથે જપ્ત થઇ જતુ જુવાન લશ્કરી અમલદારો ઘણીવાર તોછડા અને ઉદ્ધત માણસો હતા, પણ ઇગ્લડ કહેતુ કે તેની વર્તણુક સ્વીકારાયલા દરિયાઇ કાયદાઓ મુજબ વાજબીજ હતી

યૂરોપના તમામ રાજ્યોને ફ્રાન્સ સાથે મૈત્રી હતી અને ઇગ્લડ આ પ્રમાણે દરેક દેશના વહાણની ઝડતી લેતુ તેથી બધા તેના ઉપર ખીજવાયા હતા, અને તેમણે જાહેર કર્યું કે તેની આવી ગેરકાયદેસર વર્તણુક અમે સહન કરનાર નથી રૂશિયા, પ્રશિયા, ડેન્માર્ક, સ્વીડન, હોલેન્ડ, સ્પેન બધાએ સમુદ્ર ઉપર ચક્રવર્તી રાજ્ય ચલાવનાર ગર્વિષ્ટ ઇંગ્લડની સામે એકસપી કરી આ સુદર એકસપી નેપોલિયનની બુદ્ધિને આભારી હતી રશિઆનો ઝાર પોલ, જે નેપોલિયનનો ચુસ્ત પ્રશસક બની ગયો હતો તે આ એકસપીનો આત્મા હતો હવે ઇગ્લડને એકલે હાથે

આખા યુરોપના સાથે પોતાનું બળ અજમાવવાનો વખત આવ્યો આ પ્રસગને માટે બ્રિટિશ પ્રધાનમડળે રાજ્યનું તમામ બળ એકત્ર કરવામાં તેમની પ્રૌઢ શક્તિનુ દર્શન કરાવ્યુ તોપણ ઇંગ્લંડના પ્રજાવર્ગમાં તો આ લડાઇની વિરુદ્ધમા અસંતોષના ઉદ્ગારો નીકળવા લાગ્યા પ્રધાનમડળની સામેનો પક્ષ પણ જાગૃત થયો પ્રધાન-મડળે આ લડાઇમા પ્રજા ઉપર કરોડો પાઉન્ડનુ દેવુ વધારી મૂક્યુ હતુ. પણ તે છતાં અગ્રેજ પ્રજાનુ જાતિય અભિમાન ફાવ્યુ અને ઈંગ્લંડે લડાઇમા ઝોકાવ્યુ તેને પોતાના દરિયાઇ બળ ઉપર દઢ વિશ્વાસ હતો તેથી તેને આખી આલમની પણ પરવા ન હતી

તેનો કાફલો સર્વત્ર ઘૂમવા લાગ્યો મિત્ર રાજ્યોના સસ્થાનો પાકા ફળની માફક ટપોટપ તેના હાથમાં પડવા લાગ્યા યુરોપી રાજ્યોની એકસપી થઇ પણ લડાઈ જા હેર થઇ ન હતી તેટલામા તો ઈંગ્લંડે જાહેર કીધુ કે મિત્રરાજ્યોનાં વહાણ જ્યા હોય ત્યાથી પકડી લેવા દેશાવરના વેપારીઓને આ વાતની ખબર ન હતી તેમનાં વહાણ સફરે નીકળી પડયા હતાં ઈંગ્લંડે તે સર્વને વગર સકોચે પકડીને કેદ કરી લીધાં આ પ્રમાણે શત્રુના અડધો અડધ વહાણ તેના હાથમાં ગયા

બાલ્ટિક સમુદ્રમાં રશિયા, સ્વીડન અને ડેન્માર્કનો મોટો કાફલો હતો તેનો નાશ કરવા માટે નેલ્સન બળવાન કાફલ સાથે નીકળી પડયો કોપનહેગન આગળ દારુણ દરિયાઈ સગ્રામ થયો અને અબુકરના ઉપસાગરના યુદ્ધ કરતા પણ વિશેષ આ પ્રસંગે નેલ્સનની પ્રચડ શક્તિ ઝળકી નીકળી ડેન્માર્કની પાટનગરીમાં રડારોળ થઇ રહી અને તેના હજારો યુવાન, હસમુખા પુત્રો તેમના પોતાના લોહીથી ખરડાયલી ભૂમિ ઉપર પડયા

મિત્રરાજ્યોના સેનાપતિએ આ ખૂનખાર કતલ જોઇને સુલેહનો વાવટો બતાવ્યો નેલ્સન આ જોઇને પ્રથમ તો જરા અચકાયો પણ તરતજ હૈયુ કઠણ કરી બોલ્યો, હુ એક આખે કાણો તો છુ અને મરજીમા આવે ત્યારે આધળો પણ થઈ શકુ છુ એમ કહીને જાણે તે શત્રુનુ નિશાન જોતોજ ન હોય તેમ યુદ્ધ જારી રાખ્યુ આ પરાજયથી મિત્રરાજ્યોનુ બળ છિન્નભિન્ન થઈ ગયુ તેજ અરસામા રૂશિયાના ઝાર પૉલનુ બાદશાહી મહેલમાજ ઉમરાવોએ ખૂન કર્યુ અને તેનો પુત્ર અલેક્ઝાન્ડર ગા દીએ બેઠો પૉલના ખૂનના સમાચારથી નેપોલિયનના હૃદય ઉપર વજ્રાઘાત થયો તેના મત પ્રમાણે આ બનાવ ફ્રાન્સ અને એક રીતે આખા જગતને માટે આપત્તિ સમાન હતો પૉલ જરા ચક્રમ તો હતો અને કોઈ વાર લગભગ ગાડા જેવો વ્યવહાર પણ કરતો, પણ તેના ઉત્સાહને લીધેજ ફ્રાન્સ અને રશિયા વચ્ચે એકતા સધાઇ હતી, તે હવે તૂટવાનો વખત આવ્યો

નેપોલિયન ફ્રાન્સના જનસમાજમા મનુષ્યની સમાનતા સાચવતો હોવાથી રશિયાનો ઉમરાવવર્ગ તેનાથી નાખુશ થયો હતો આજ કારણથી તેમણે ઝારનુ ખૂન

કરાવ્યું, અલેકઝાન્ડરને ગાદીએ બેસાડયો અને રશિયાની રાજનીતિ બદલાવી નાખી. નવા ઝારે ફ્રાન્સની સાથેના કરાર તોડીને ઈંગ્લંડ સાથે મૈત્રી બાંધી આ બનાવો ફ્રાન્સને માટે દેખીતી રીતે વિપત્તિ સમાન હતા, તોપણ લડાઇનો જલદીથી અંત લાવવામાં તે કારણરૂપ થયા. અંગ્રેજ પ્રજા આ નિરંતર ચાલતા વિગ્રહથી હવે કાયર થઈ ગઇ હતી, તેમણે હવે સુલેહ કરી દેવા માટે જોરથી માગણી કરવા માંડી, અને ચાલુ સંજોગો જોતાં ઈંગ્લંડ પોતાનું સ્વમાન ગુમાવ્યા સિવાય સલાહ કરી શકે એવી સ્થિતિમાં હતું

મિસરમાં રહેલા ફ્રેન્ચસૈન્યને મદદ આપવાની વાત આવા અઘરા સંજોગોમાં પણ નેપોલિયન ભૂલી ગયો ન હતો જો ફ્રાન્સનું દરિયાઈ બળ ટકાવી રાખવું હોય તો મિસર તેના કબજામાં રહેવુંજ જોઇએ એમ તે માનતો હતો લગભગ દરરોજ ફ્રાન્સ, હોલેન્ડ, ઇટાલિ અને સ્પેનના બંદરોમાંથી મિસર જવા માટે સંખ્યાબંધ વહાણો બહાર પડતાં તેમાં ખોરાકીની વસ્તુઓ, દારૂ, યુદ્ધસામગ્રી, કપડાં તથા ફ્રેન્ચ વર્તમાનપત્રોની ફાઇલો કાળજીપૂર્વક મોકલવામાં આવતાં તેમાંના ઘણાંક અંગ્રેજોના હાથમાં પકડાઈ જતાં છતાં થોડાં ઘણાં ત્યાં જઇ શકતાં હતાં તે ઉપરાંત ત્યાં નવું લશ્કર અને યુદ્ધસામગ્રી મોકલવા માટે પણ નેપોલિયન ઘાટ ઘડી રહ્યો હતો

બ્રેસ્ટ બંદર આગળ તેણે એક કાફલો તૈયાર કરાવ્યો તેમાંથી સારામાં સારાં સાત વહાણ ચૂંટી કહાડીને દરેકમાં મિસર મોકલવાની વસ્તુઓ ભરી કે જેથી કરીને એમાંના કેટલાક શત્રુને હાથ જાય તોપણ જે ત્યાં પહોંચે તેમાં થોડી થોડી બધી વસ્તુઓ તો મળી આવેજ ત્યાર પછી ઈંગ્લંડને થાપ ખવડાવવા માટે તેણે એવા કાફલા બીજે ઘણે ઠેકાણે તૈયાર રાખ્યા જો તેની સૂચનાનો તેના અમલદારોએ બરાબર અમલ કર્યો હોત તો આ યુક્તિ સફળ થયા વગર રહેતજ નહિ

અહિં નેપોલિયનના હાથમાં કેટલી મોટી સત્તા આવેલી હતી તેનો એક જાણવા જેવો દાખલો મળી આવે છે છતાં ખુબીની વાત એ છે કે આપખુદ સત્તાની સામે થનાર ફ્રેન્ચ પ્રજા નેપોલિયનની આપખુદ સત્તાને ચહાતી હતી તેણે પોલિસ ખાતાના પ્રધાનને એક પત્રમાં જણાવ્યું કે પારિસના એકંદર ચૌદ વર્તમાનપત્રોના અધિપતિઓને હુકમ કરો કે સરકાર તરફથી તેમને જે ખબર પૂરી પાડવામાં આવે તે સિવાય એવી જરા પણ ખબર પ્રકટ ન કરવી કે જેથી કાફલાની હીલચાલ સંબંધી શત્રુને માહિતી મળી શકે અત્યાર પહેલાં નેપોલિયને પદ્ધતિસર કોર્ટો મારફતે તપાસ ચલાવીને ચૌદ સિવાયના બાકીના તમામ વર્તમાનપત્રોને બંધજ કરી દેવડાવ્યાં હતાં અજાયબીની વાત એ છે કે નેપોલિયન ગમે તેટલી નિરંકુશ સત્તા વાપરતો તોપણ પ્રજા તેને રાજીખુશીથી અધીન રહેતી તેમને ખાત્રી હતી કે લડાઇને ફતેહમંદ બનાવવા માટે નેપોલિયનને તેવી સત્તા આપવાની જરૂર હતી અને વળી તે જે કાંઇ કરતો તે

ડહાપણથી તથા સ્વદેશપ્રેમથી પ્રેરાઇનેજ કરતો એવી સર્વને ખાત્રી હતી આથી કરીને પ્રજાએ છાપાના છુટાપણાનો ખુશીથી ભોગ આપ્યો

હવે ઇગ્લંડની આતરિક સ્થિતિ ઘણીજ ચિન્તા ઉપજાવે એવી થઈ પડી હતી લગભગ તમામ સુધરેલા દેશો તેની સામે ઉઠયા હતા તેની ખેતી બરબાદ બની ગઈ હતી, અને દેશમા ભયકર દુષ્કાળ ફેલાયો હતો ભૂખે મરતા લોકોએ ઠેકાણે ઠેકાણે હુલ્લડ–તોફાન કરવા માડયા, ઉમરાવોના મહેલો અને વાડી વજીફાઓનો નાશ કરતા કરતા તેમણે શહેરોમા દાખલ થઇને લુટફાટ કરવા માડી ઈગ્લડ અને આયર્લૅન્ડની ભૂખે મરતી પ્રજા બધો દોષ પિટ્ટને માથે મૂકવા લાગી તેઓ ઉઘાડે છોગે બોલતા કે આપણા દુ ખ અને ભૂખમરાનુ કારણ પિટ્ટ છે તેણેજ પ્રજાને અસહ્ય દેવુ અને અન્યાયી કરના બોજા નીચે કચરી નાખી છે ફ્રાન્સ આપણી સાથે સલાહ કરવા તૈયાર હતુ પણ તેમા ફાચર મારનાર એ પિટ્ટજ હતો તેમ કરીને તેણે આખા યૂરોપીય વિશ્વના દિલ દુભાવ્યા છે અને તેથીજ હવે આપણે માટે તે દેશો અનાજ મોકલતા નથી પ્રધાનમડળની સામેનો પક્ષ હવે વિશેષ જોર પર આવી ગયો અને પાર્લામેન્ટમા પિટ્ટની સત્તા નિર્બળ થવા લાગતા તેમણે તેના કાર્યો અને નીતિપર સખ્ત પ્રહાર કરવા માડયા ફૉક્સ, શેરિડન વગેરે વક્તાઓના ભાષણોથી સભામદિર ગાજવા લાગ્યુ

તેમણે કહ્યુ, " મારેન્ગોના યુદ્ધ પહેલા ફ્રાન્સ સાથે તમે શામાટે સલાહ ન કરી ? એ લડાઇ થયા પછી પણ તમારે માટે સલાહ કરવાનો અવસર હતો તે પણ તમે ગુમાવ્યો સમુદ્ર ઉપરનુ યુદ્ધ મોકુફ રાખ્યા સિવાય પણ નેપોલિયને ઈગ્લડ સાથે નોખી સલાહ કરવાની માગણી કરી હતી તેને પણ તમે તરછોડી કહાડી જુઓ, તમે ફ્રાન્સને પાયમાલ કરવાને આટલો આટલો પ્રયત્ન કરો છો તોપણ તે આબાદ થતુ જાય છે અને આપણી પ્રજા ભૂખે મરવાની અણીપર છે, કારણ કે ત્યાની રાજયવ્યવસ્થા ઘણી સુદર છે અને આખા યૂરોપ સાથે તેને સુલેહ છે જગતમા તેને માટે ઘણુ સારૂ બોલાય છે કારણ કે ઉપરા ઉપરિ વિજય મેળવ્યા છતાં તે પોતાના શત્રુપક્ષ સાથે ન્યાય, વિવેક ડહાપણ અને દયાથી વર્તે છે." સામા પક્ષને વીધી નાખે એવી તીક્ષ્ણ કરડાકીથી તેઓ પૂછવા લાગ્યા કે " જે બોનાપાર્ટને પ્રધાનો ઉદ્ધત અવિચારી પોરીઓ કહેતા હતા અને થોડાજ વખતમા તે હતો ન હતો થઇ જશે એવી ગણત્રી કરીને તેની સાથે સુલેહ કરવાની પરવા પણ કરતા નહિ તે બોનાપાર્ટને હવે જોયો ? "

સામા પક્ષના એકસામટા હુમલાથી અને ભૂખે મરતા લોકોના બૂમરાણથી પિટ્ટનુ પણ ધૈર્ય ખૂટી જવા આવ્યુ, પણ પોતાની અત્યારસુધીની નીતિ બદલવાનુ તેની અભિમાનવૃત્તિને ખૂચવા લાગ્યુ તે એકનો એકજ જવાબ આપતો કે જો

આપણે રાષ્ટ્રવિપ્લવકારીઓ સામે ન લડીએ તો આપણા દેશમા પણ વિપ્લવ થયા વગર નહિ રહે પાર્લામેન્ટમાં હજી તેના પક્ષના સભાસદો તો વધારે હતા તોપણ લોકમત તેની વિરુદ્ધ હતો અને દિવસે દિવસે તેની સ્થિતિ નબળી પડી જતી હતી તેથી આખરે ઉમરાવવર્ગના માનીતા પણ લોકોના તિરસ્કારને પાત્ર થએલા પિટ્ટે પોતાના પદનુ રાજીનામુ આપ્યુ તેનો અર્થ બધે એવોજ થયો કે આખરે ફ્રાન્સ સાથે સલાહ તો કરવીજ પડશે તેથી સ્વમાન સાચવવા માટે એ ખસી જાય છે પિટ્ટ જતાં જતા પણ પોતાની જગ્યાએ મી એડિગ્ટન નામના અપ્રસિદ્ધ અને પોતાનુ પાયુ પાણી પીએ તેવા માણસની ગોઠવણ કરતો ગયો

નેપોલિયને હવે જગતને જાહેર કર્યું કે જયાસુધી ઇગ્લડને ફ્રાન્સની સાથે સુલેહ કરવાની જરૂર નહિ સમજાય ત્યાસુધી હવે તેની સાથે હાથો હાથ લઢવાનો મે નિશ્ચય કર્યો છે અગ્રેજોનુ નૌકાબળ ચડીઆતુ તો હતુજ તે છતા તેણે જાહેર કર્યું કે ગમે તેમ કરીને હુ ઇગ્લીશ ચૅનલ ઓળગીને ખુદ લડન ઉપર ચડાઇ લઇ જઇશ અને ત્યાં તેમના ઘરના આગણામા બ્રિટિશ પ્રધાનમડળને સલાહના કોલકરાર કર વાની ફરજ પાડીશ આ સકલ્પમા સાહસ તો ઘણુજ હતુ અને નેપોલિયને આ વિચાર અમલમા મૂકવાનુ ધાર્યું જ હતુ કે નહિ તેમાં પણ ઘણાને શક છે, પરતુ તેમ કર્યા સિવાય તેને માટે બીજો માર્ગજ રહ્યો ન હતો ઇગ્લડનુ નૌકાબળ એવુ અપ્રતિમ હતુ કે તેની સાથે દરિયાઇ યુદ્ધનુ સાહસ કરવામા ડહાપણ હતુ જ નહિ તેમ નેલ્સન ઇગ્લીશ ચૅનલ એવી ચાલાકીથી સાચવતો હતો કે ફ્રાન્સના બદરમાથી એક મછવાથી પણ બહાર નીકળાય એમ હતું નહિ.

ઇગ્લડનો પ્રજામત પોતાની તરફેણમાં વાળવાની અને આખા યુરોપની સહાનુ ભૂતિ મેળવવાની નેપોલિયનને ઘણી ઇચ્છા હતી તે માટે તેણે "મોનિટ્યૂર" નામના ફ્રેન્ચ પત્રમા પોતાને હાથેજ લખીને કેટલાક લેખ પ્રસિદ્ધ કરવા માડયા એ લેખની ભાષા એવી અપ્રતિમ છટાદાર હતી અને તેની દલીલ એવી અકાટય્ય હતી કે તમામ દેશોના વાચકો લેખકની સ્તુતિ કરવા લાગ્યા તેણે નવા બ્રિટિશ પ્રધાનમડળનો માન-ભર્યા શબ્દોમા ઉલ્લેખ કર્યો અને જણાવ્યુ કે તેઓ ઘણા બુદ્ધિમાન, પ્રમાણિક અને શુભ આશયવાળા છે ફ્રાન્સ બીજી પ્રજાના હક્ક કે સ્વતત્રતા ઉપર તરાપ મારવાને બિલકુલ નારાજ છે એવુ યુરોપની પ્રજાના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કર્યો અને તેની સાથે ફ્રાન્સ પોતાના જીતેલા પ્રદેશો છોડી દેવાને કેવુ રાજી છે અને ઇગ્લડ હિંદનો તથા યુરોપના દ્વીપોનો મેળવેલો કબજો કેવો મક્કમપણે પકડી રાખે છે તેની તુલના પણ કરી અગ્રેજ પ્રજાની સ્વાભિમાનની લાગણી ન દુખાય તે માટે તેણે લખ્યુ કે ઇગ્લડપર ચડાઇ કરવાનુ પગલુ મારે નાછૂટકે, છેલ્લામા છેલ્લા ઉપાય તરીકેજ લેવુ પડશે, કારણ કે અગ્રેજ પ્રજાનુ બળ અને તેની સાથે યુદ્ધ માંડવામાં

કેટલું ભયંકર જોખમ સમાયલું છે તે હું સારી પેઠે જાણું છું, પણ છેવટે તેમ કર્યા સિવાય મારી પાસે બીજો ઉપાય રહ્યો નથી, અને જો બ્રિટિશ પ્રધાનમંડળે એવોજ નિશ્ચય કર્યો હોય કે ઈંગ્લંડ કે ફ્રાન્સ એ બેમાંથી એકનો સંપૂર્ણ વિનાશ થયા સિવાય યુદ્ધનો અંત નહિજ લાવવો તો પછી ફ્રાન્સમાં એવો એક પણ પુરુષ નથી કે આ પ્રાણઘાતક યુદ્ધના પરિણામે ફ્રાન્સનો યશ વધે તે માટે ભારેમાં ભારે પ્રયત્ન કરવામાં કચાશ રાખે.

તેણે સુંદર અને જ્વલંત ભાષામાં પ્રશ્ન કર્યો કે "શામાટે આ તકરારનો નિર્ણય છેવટના ઉપાયથીજ આણવો જોઇએ ? શામાટે મનુષ્યજાતિ ઉપર ગુજરતી વિપત્તિઓનો અંત એકદમ ન લવાય ? શામાટે આ બેઉ મહાન પ્રજાઓનું ભવિષ્ય જોખમમાં નાખવું જોઇએ ?"

ફર્સ્ટ કૉન્સલ નેપોલિયનને હાથે લખાયલા, તેની બળવાન અને સંગીન દલીલ તથા લાગણીથી ભભૂકી ઉઠતી જુસ્સાદાર ભાષાવાળા લેખની અસર સર્વત્ર થઇ. પણ આ સમાધાનીના લેખની પ્રસિદ્ધિની સાથે ફ્રાન્સના કિનારા ઉપર નેપોલિયન પોતાના સૈનિક બળનું મક્કમપણે દર્શન કરાવવા લાગ્યો. બોલોન બંદરની નજીક એક લાખ માણસોનું સૈન્ય એકત્ર થયું અને ઇંગ્લંડ ઉપર સ્વારી કરવાની તૈયારીના ચિહ્ન દેખાવા લાગ્યા. લશ્કરને સામે કિનારે ઉતારવા માટે અસંખ્ય મછવાઓ બંધાવા લાગ્યા. નેપોલિયનની યોજના એવી હતી કે સમુદ્રના તોફાનને લીધે ઇંગ્લંડનો કાફલો વિખેરાઇ જાય કે તરત પોતાનું તમામ નૌકાબળ એકજ જગ્યાએ એકત્ર કરીને થોડા વખતને માટે ખાડીનો કબજો લઇ લેવો અને તાબડતોબ લશ્કરને સામે કિનારે ઉતારી દેવું.

ઇંગ્લંડ પણ પૂરેપૂરૂં જાગૃત થઇ ગયું છતાં તે ગભરાયું નહિ. લશ્કરને તાલીમ અપાવા લાગી, સિપાઇઓને લઇ જવાને સંખ્યાબંધ ગાડાં ઘડાવા લાગ્યાં અને આખો ટાપુ લશ્કરી છાવણી જેવો દેખાવા લાગ્યો, પણ તેની આભ્યંતરિક સ્થિતિ ઘણી શોચનીય હતી. દેશમાં દુષ્કાળ કેર વર્તાવી રહ્યો હતો, વ્યાપાર નિસ્તેજ થઇ ગયો હતો અને પ્રજા ઉપર કરનો બોજો અસહ્ય હતો, આયર્લેન્ડ બળવો કરવાની તૈયારીમાં હતું, પ્રધાનમંડળે નેપોલિયનને હલકો પાડવા માટે ગમે તેટલા પ્રયત્નો કર્યા હતા તે છતાં ઇંગ્લંડની પ્રજા તો તેના તરફ માનની નજરથી જોતી હતી અને તેને ઉમરાવવર્ગનો શત્રુ અને સામાન્ય પ્રજાજનનો મિત્રજ માનતી હતી.

નેલ્સને એકવાર સ્ત્રીના મોહપાશમાં લપટાઇ જઇને નેપોલિયનને ફ્રાન્સ આવવાની તક આપી હતી તેને માટે તેની કીર્તિને કલંક લાગ્યું હતું. એ કલંક ધોઇ નાખવાને તેણે હવે પૂરતી હુશિયારી રાખી હતી. નેપોલિયનની દરેક હિલચાલ ઉપર તેની નજર એવી તીણી હતી કે એક મછવો પણ ફ્રાન્સને કિનારેથી છૂટી શકતો

ન હતો ફ્રાન્સનુ વિશાળ નૌકાસૈન્ય ત્રણ વિભાગમા વહેચાઇને બોલોન બદર આગળ સમુદ્રકિનારે લગરાઇને પડયુ હતુ ચોથી આગસ્ટને રોજ સવાર થતાજ નેલ્સનનો કાફલો વ્યૂહબદ્ધ થઇને ત્યા આગળ આવી ઉભો અને સોળ કલાકસુધી ફ્રેન્ચો ઉપર ગોળા, ગોળીઓ અને બોમ્બની ઝડી વરસી રહી, પણ ફ્રેન્ચોની હોડીઓ એક બીજા સાથે સાંકળોવડે એવી મજબૂત જકડાઇ હતી કે તેનાથી એક પણ હોડી પકડી શકાઈ નહિ પોતાનો આખર માનભગ થઈને તેણે પૂઠ ફેરવી ફ્રેન્ચોએ સ્વપરાક્રમથી પોતાનો પરાજય થતો અટકાવ્યો તેથી તેઓની ખુશાલીનો પાર ન રહ્યો

પણ ખીજવાયલો નેલ્સન પાછો આવશે એવી ચોકકસ વકી હતી તેથી ફ્રેન્ચો તેનો સારી રીતે સત્કાર કરવાને તૈયાર થઇને બેઠા હતા બાર દિવસ પછી તે વધારે નૌકાબળ સાથે પાછો આવ્યો અધારી રાત્રિએ તેણે ચૂટી કહાડેલા માણસોને હોડીઓમા બેસાડયા અને એક અત્યત દારણ સાહસ ખેડવાને તેમને પ્રેર્યા. હલેસાનો પણ અવાજ ન થાય તેવી રીતે તેઓ ફ્રેન્ચોના મછવાઓ પાસે આવી પહોંચ્યા પછી તલવાર, સગીન, કુહાડા, બદુક વગેરે આયુધોથી સજ્જ થઇને ફ્રેન્ચો અને અગ્રેજો એક બીજાની ભયાનક કતલ કરવા મડી ગયા બેઉ પક્ષના માણસો શરીરની કે કશાની પરવા કર્યા વગર દૈત્યોની માફક લઢયા. ફ્રેન્ચો સ્વરક્ષણને માટે લઢતા હતા અગ્રેજો શામાટે લઢતા હતા તેની તેમને પોતાને પણ ખબર ન હતી આખી રાત ખૂનખાર કતલ ચાલી રહી બેઉ પક્ષના હજારો યોદ્ધાઓ ખપી ગયા. સવાર પડયા પછી બીજી વાર માનભગ થઇને અને આ વખતે તો લગભગ હાર ખાઇને નેલ્સનને પાછા ફરવુ પડયુ આ પરાજયથી અગ્રજ પ્રજાને નેલ્સનમા જે વિશ્વાસ હતો તે ઘણે ભાગે ઓછો થઇ ગયો, અને કદાચ ફ્રેન્ચો તેમના ઘરના બારણા આગળ પણ લડાઇ કરવાને આવી પહોચે એવી ધાસ્તી વધવા લાગી નેપોલિયન કહેતો કે હુ ગમે તેમ કરીને બેઉ પ્રજાઓને હાથોહાથની લડાઇમા ઉતારીશ ચાર કરોડ ફ્રેન્ચો અને દોઢ કરોડ અગ્રેજોના યુદ્ધના પરિણામમાં મને જરા પણ શકા નથી

ઉપર કહ્યા તેવા બનાવો પછી સુલેહ કરવાના માર્ગમાં જે જે વિઘ્નો હતા તે એક પછી એક ઓછા થતા ગયા ઇગ્લડેજ હવે સલાહને માટે માગણી કરી અને તે નપોલિયને ઘણાજ વિવેકની સાથે સ્વીકારી તેણે કહ્યુ કે " જો ઇગ્લડનેજ સલાહ કરવી હોય તો તે ઘણી સહેલાઇથી થઇ શકશે "

એકવીશમી ઑકટોબરે સુલેહનો કાચો ખરડો તૈયાર થયો આ ખુશીના સમાચાર પહોચાડવા માટે એક સ્વાર દોડતે ઘોડે પારિસ જવા રવાના થઇ ગયો નેપોલિયન પોતાના ત્રણ સહકારી કૉન્સલો સાથે મત્રણાગૃહમા બેઠો હતો પેગામના કાગળો ફાડતી વખતે તેમની લાગણીઓ ઘણીજ ઉશ્કેરાઇ ગઇ અને વાચ્યા પછી તેઓ એટલા ખુશ થઇ ગયા કે એક બીજાને ભેટી પડયા

નેપોલિયને ખુલ્લા દિલથી પોતાની હર્ષની લાગણીને અવકાશ આપ્યો આજનો પ્રસગ તેના જીવનમાં અત્યત અભિમાન ઉત્પન્ન કરે તેવો હતો બે વર્ષની અદર તેણે ફ્રાન્સની આભ્યતરિક સ્થિતિને વ્યવસ્થિત કરી દીધી અને આખા જગતમા સુલેહ પ્રવર્તાવી એક કૉન્સલે કહ્યુ, " હવે ઈંગ્લડ સાથે સલાહ થઇ છે તો આપણે બેઉ પ્રજા વચ્ચે જે વેપારને લગની તકરારો છે તેનો પણ નિવેડો લાવી નાખીએ "

નેપોલિયને જવાબ આપ્યો, " બહુ ઉતાવળા થાઓ નહિ સુલેહ થઇ છે તો તેનો આનદ ભોગવો. વેપારને લગતા કોલકરાર આપણે કરવા હશે તો કરી શકીશુ પણ ફ્રાન્સના ખીલતા ઉદ્યોગોને હુ જોખમમા નાખવા માગતોજ નથી " સ્વદેશમાટેની તેની અચળ ભક્તિ જે તેના મરણપર્યત તેવીને તેવીજ રહી હતી તે આનદના આવેશમા પણ દબાઇ ગઇ ન હતી

બેઉ દેશની રાજધાનીમા આ શુભ સમાચાર એકજ વખતે જાહેર કરવામા આવે તેટલા માટે સુલેહની ખબર ચોવીશ કલાકસુધી લડનમા દબાવી રાખવામા આવી ઈંગ્લડ અને ફ્રાન્સના લોકો હર્ષ અને ઉત્સાહના આવેશમા ઉન્મત્ત જેવા બની ગયા આખા યૂરોપમાં હવે સુલેહ થઈ હતી હવે દેશ દેશ વચ્ચેના વ્યાપારના માર્ગ મોકળા થવાના હતા રોશનીથી બેઉ નગર ઝળહળી રહ્યા ઈંગ્લડની પ્રજાનો હર્ષ તો તેમના હૃદયમાં માતો ન હતો સ્વતત્રતાને માટે મરી ફીટનારી ફ્રેન્ચ પ્રજાને તેઓ ચહાતા હતા તેમના શાણા અને જગતમા સલાહશાંતિનો મત્ર ભણનાર રાજ્યકર્તા નેપો-લિયનને તો તેઓ પૂજતા હતા " બોનાપાર્ટ ઘણુ જીવો " ના ધ્વનિથી આખુ લડન નગર ગાજી રહ્યુ

લડન શહેરના લોકોનુ મોટુ ટોળુ ફ્રેન્ચ એલચીને બગલે ગયુ તે ગાડીમાં બેસીને સલાહના કોલકરારનો પાકો ખરડો કરાવવા લૉર્ડ હૉકસબરીને ઘેર જતો હતો ઉમગમાં આવી ગએલા લોકોએ તેના ઘોડા છોડી નાખ્યા અને હર્ષનાદથી આકાશ ગજવતા ભરબજારમાં થઇને તેની ગાડી ખેચી જવા લાગ્યા આગળ જતા ટોળામા લોકોની સખ્યા બેહદ વધી ગઇ અને ધમ્માચકડી મચી રહી તેમને પોલિસથી રોકી શકાય એમ તો હતુંજ નહિ, તેથી પોલિસ ખાતાના વડા લૉર્ડ વિન્સેન્ટને લોકોના ટોળાની આગળ આગળ ચાલવુ પડયુ

તે દિવસે અગ્રેજ ખલાસીઓનુ ભોળપણ, ભલાઇ અને તોછડાઈનુ ઉદાહરણ-રુપ થઇ પડે એવો એક નાનો રમુજી બનાવ બન્યો ફ્રેન્ચ પ્રધાનને બારણે રોશની કરવામાં આવી હતી તેમા સુલેહ શબ્દની આકૃતિમા સૌથી વધારે તેજસ્વી દીવાઓ ગોઠવ્યા હતા. તેના તરફ ખલાસીઓનુ ધ્યાન ખેચાયું અને ત્યા આગળ તેઓ ટોળા-બધ ભેગા થયા. અભણ ખલાસીઓ 'કોન્કર્ડ' (સુલેહ) અને 'કોન્કર્ડ' (જીત્યા) એ શબ્દનો અંગ્રેજી બોલીમા એક જેવોજ ઉચ્ચાર હોવાથી અર્થનો તફાવત સમજ્યા

નહિ. તેમણે કહ્યુ, " શુ અમને જીત્યા ? એટલા બધા અમે કાંઇ હાર્યા નથી તે નહિ ચાલશે. એમ કરતા કરતા અસતોષ વધી ગયો અને તેઓ તોફાનપર ચડયા ફ્રેન્ચ પ્રધાને બહાર આવીને ખરો અર્થ તેમને ઘણોએ સમજાવ્યો પણ એ વાત તેમને ગળે ઉતરીજ નહિ આખરે એ અણગમતા શબ્દને ઠેકાણે એજ અર્થનો 'એમીટી' ( મૈત્રીસૂચક ) શબ્દ મૂકવામા આવ્યો એટલે તેમને સતોષ થયો અને ત્રણ વાર હુરરેના પોકાર કરીને તેઓ ચાલતા થયા

ફ્રાન્સનો ઉત્સવ અને આનદ ઇગ્લિડના કરતા પણ વધારે હતો નેપોલિયન તરફ પ્રજાની ભક્તિ અને તેના શાણપણ અને સ્વદેશમાં તેમનો વિશ્વાસ બેહદ વધી ગયા હતા તેને જે જે સત્તા લેવી હોય તે ઘણી સહેલાઇથી મળે તેમ હતુ પ્રજા તેને શરણે આવી હતી તેને નહિ પસદ કરનારા અને તેની ફતેહથી બળનારા હવે માત્ર ઉમરાવોજ હતા

આ હર્ષનાદના પડઘા પિટ્ અને તેના સહકારીઓના હૃદયને કારી ઘા જેવા લાગતા હતા પિટ્ને ખબર હતી કે હવે ફ્રાન્સને માટે સમુદ્ર ખુલ્લો થઈ જશે અને થોડાજ વખતમા નેપોલિયનની કાર્યકારિણી શક્તિ અને અદમ્ય ઉત્સાહના પ્રભાવે જાદુઇ સૃષ્ટિની પેઠે અગ્રેજ કાફલાને ટક્કર મારે તેવો બળવાન ફ્રેન્ચ કાફલો પેદા થશે, અને તેઓ પણ સમુદ્રમાં ચારે દિશાએ ઘૂમવા લાગશે તેથી કરીને લોકમતને વશ થઇને પ્રધાનમડળને જે સલાહ કરવાની ફરજ પડી હતી તેમા તેની નજરે ઈગ્લિડનુ ભારે અકલ્યાણ જણાતુ હતુ

સલાહની સરતોમા એક સરત એવી હતી કે ફ્રેન્ચોએ મિસર છોડવુ, કારણ કે તેથી અગ્રેજોના હિદુસ્તાનના રાજ્યની સલામતી ઓછી થતી હતી એ સરત બોનાપાર્ટે કબૂલ રાખી, પણ બીજો સવાલ માલ્ટાનો હતો બોનાપાર્ટનુ કહેવુ એવુ હતું કે અગ્રેજો પાસે જિબ્રાલ્ટર છે તે માટે માલ્ટા તો તેમની પાસે રહેવોજ ન જોઇએ વાજબીરીતે જિબ્રાલ્ટરના મન્લામા તે ફ્રાન્સને માટે માલ્ટાની માગણી કરી શકે, કારણ કે તેમ થાય તોજ બેઉ રાજ્યોનુ બળ સરખુ થઈ રહે, પણ સલાહ કરવા માટે તે ઉત્સુક હતો અને કોલકરાર કરતી વખતે તે મોટુ મન રાખતો તેથી તેણે કહ્યુ કે ભલે ઈગ્લડ પાસે જિબ્રાલ્ટર રહે તોપણ અમે માલ્ટા ઉપરનો દાવો છોડી દેવા ખુશી છીએ. માત્ર એ ટાપુ અને તેના ઉપરનો કિલ્લો કોઇ તટસ્થ રાજ્યને સોપાવાં જોઇએ, પણ ઈગ્લડને તો માલ્ટા અને જિબ્રાલ્ટર બેઉ જોઇતા હતાં. આ વખતે નેપોલિયને ઢીલુ મૂકયુ નહિ તેથી આખરે ઈગ્લડને માલ્ટા ઉપરથી હાથ ઉઠાવવો પડયો, અને ત્રણ મહિનામાં તેનો કબજો છોડવાનુ ઈગ્લડે કબૂલ કર્યું

નેપોલિયન જણાવે છે કે " ફ્રાન્સનુ તેમજ સામા પક્ષનું ગૌરવ સચવાય એવી સરતોએ સલાહ થવાથી બધા એમ આશા રાખતા હતા કે હવે ખુનરેજીભર્યા

યુદ્ધોનો અંત આવતાં ફ્રાન્સને તેની પ્રજાકીય સંસ્થાઓની ખિલવણી કરવાનો સારો અવકાશ મળશે, પણ આ એમેનની સલાહથી ફ્રાન્સ જે આબરૂભર્યો દરજ્જો ભોગવવા લાગ્યું તેથી તેના પાડોશીઓના મનમાં ઇર્ષ્યાગ્નિ સળગવા લાગ્યો છે અને તેથી ભવિષ્યમાં પ્રજાઓની સુખશાંતિનો ભંગ થયા વગર રહેશે નહિ, ” અને થયું પણ તેમજ નજીવાં કારણોને લઇને ફરીથી લડાઇ જાગી અને પહેલાંના કરતાં વધારે ભયાનક સ્વરૂપમાં સળગી ઉઠી

અંગ્રેજો તરફથી આ કોલકરાર વખતે એલચીનું પદ હિંદના એક વખતના વાઇસરૉય લૉર્ડ કૉર્નવાલિસને આપ્યું હતું તેની સજ્જનતા, પ્રમાણિકતા અને એક ગૃહસ્થને શોભા આપે એવા સુલક્ષણોને લીધે નેપોલિયન તેને માટે ઘણો ઉંચો મત જાહેર કરે છે અને તેનાથી બીજે નંબરે ફૉક્સને મૂકે છે

એમેનના કોલકરારનો છેવટનો ખરડો તૈયાર થઈ રહ્યા પછી તેના ઉપર બીજે દિવસે અમુક કલાકે સહી કરવાનું કૉર્નવાલિસે વચન આપ્યું, પણ કામના રોકાણને લીધે તેનાથી તે વખતે સહી કરવા અવાયું નહિ દરમ્યાન કોલકરારની સરતોમાં અમુક અમુક ફેરફારો કરવા જોઇએ એવી પ્રધાનમંડળની સૂચનાનો પત્ર લઇને એક સ્વાર દોડતે ઘોડે પારિસ આવ્યો, પણ કૉર્નવાલિસે લખી જણાવ્યું કે સહીઓ થઈ ગઈ છે હવે ફેરફાર નહિ થાય એમ કહીને તરતજ તે નેપોલિયન પાસે ગયો અને દસ્તાવેજ ઉપર પોતાનો સહી સિક્કો કર્યો તેને માટે નેપોલિયનને એટલું બધું માન હતું કે તેની એક સામાન્ય ઇચ્છાને કોઇ શહેનશાહની ઇચ્છાના કરતા પણ તે વધારે વજન આપતો

ફૉક્સને ઇંગ્લંડના સ્ટૂઅર્ટ રાજાઓનો ઇતિહાસ લખવો હતો તે માટે ફ્રેન્ચ સરકારના દફતરો તપાસવાની જરૂર હતી **નેપોલિયને આખું દફતરખાનું તેને** ખુલ્લું કરી આપ્યું તે કહેતો કે કૉર્નવાલિસ અને ફૉક્સ જેવા પાંચ છ માણસો પોતાની પ્રજાની નીતિની છાપ બીજા લોકો ઉપર પાડવા માટે પૂરતા છે એવા બીજા માણસો ઇંગ્લંડમાં હોત તો ત્યાંની પ્રજા જેમાં ઘણા છુપા ગુણ રહેલા છે તેની સાથે ફ્રાન્સને હમેશા સુલેહજ રહેત અને બેઉ પ્રજાઓ સાથે મળીને ઘણાં મહત્ત્વના કામ કરી શકત.



# प्रकरण २३ मुं

## ફ્રાન્સમાં જાતીય સુધારણાની યોજના



પર જણાવેલી એમેનની સલાહ યૂરોપના ઇતિહાસમા તેની ઉત્પત્તિને માટે તથા તેના કમનશીબે થએલા ભગને માટે ઘણી મશહૂર છે નેપોલિયને આ સલાહનો મહોત્સવ ભારે ઠાઠમાઠથી ઉજવવા માટે ૧૦મી નવેમ્બર ૧૮૦૧નો દિવસ જાહેર કર્યો ઇંગ્લંડ અને ફ્રાન્સ જે ઘણા વર્ષોથી એકબીજાની પાયમાલી કરે તેવુ યુદ્ધ મચાવી રહ્યા હતા તેમની વચ્ચે મૈત્રી થએલી હોવાથી ઘણા અંગ્રેજો ફ્રાન્સની મોજીલી, રંગીલી પ્રજાનો મહોત્સવ જોવા માટે ફ્રાન્સમાં આવવા લાગ્યા હતા શહેરના દરેક વર્ગમા પથરાયલા સતોષ અને આનંદને લીધે મહોત્સવની શોભામાં ઘણો વધારો થયો હતો નેપોલિયનની આજ્ઞાથી લોર્ડ કોર્નવાલિસ સિવાય બીજા કોઇની ગાડીને શહેરમા ફરવાની મનાઇ હતી ઇંગ્લંડના રાજપ્રતિનિધિની ગાડીને હર્ષનાદ સાથે લોકોએ બાજુએ થઇ જઇને માર્ગ કરી આપ્યો પ્રજાસ્વાતંત્ર્યનો હિતચિંતક ફોક્સ પણ આ વખતે હાજર હતો નેપોલિયને તેમનુ એટલુ અત્યત સન્માન અને કાળજીપૂર્વક સ્વાગત કર્યું કે જેથી ત્યાં હાજર રહેલા તમામ માણસો ઉપર તેના ઉચ્ચ ચારિત્ર્યની ઉંડી છાપ પડી

સ્વીટ્ઝર્લૅન્ડના પ્રજાસત્તાક રાજ્યમા કેટલાક ગુંચવણભરેલા તકરારી સવાલ ઉભા થયા હતા તેના નિર્ણયમાટે ત્યાના પ્રતિનિધિઓ નેપોલિયનની મુલાકાતે આવ્યા હતા તેમણે પોતાની તરફના વાંધા રજૂ કર્યા પછી નેપોલિયને પોતાના બુદ્ધિચાતુર્યથી નિષ્પક્ષપાતપણે એવો ઉત્તર આપ્યો કે તેઓ ઘણા સંતુષ્ટ થઇને સ્વદેશ ગયા અને તે દિવસથી ફ્રાન્સ અને સ્વીટ્ઝર્લૅન્ડ વચ્ચે ઘણો સારો સબંધ બંધાયો એટલુંજ નહિ પણ નેપોલિયનની નૈતિક અસર એ દેશના કાર્યવાહકો ઉપર ઘણી સબળ થઇ આ પણ ફ્રાન્સના હરિફ રાજ્યોમાં ઇર્ષા ઉત્પન્ન કરવાનુ એક કારણ થઇ પડ્યુ

જે અંગ્રેજો પારિસ જોવા આવ્યા હતા તેઓ ત્યાના સમૃદ્ધિ અને સુખશાંતિ જોઇને છક થઇ ગયા ઇંગ્લંડના છાપામા ફ્રાન્સમાટે જે હકીકતો પ્રકટ થતી હતી જોતા તેમણે અહિં અંધેર, દારિદ્ય અને અસંતોષની નિશાનીઓ જોવાની વકી

રાખી હતી પણ અહિ તો તેથી ઉલટુ જ દસ્ય નજરે પડયુ. ઈંગ્લંડમા પિટ્ટ અને તેના રાજદ્વારી મંડળનો એક પક્ષ હતો તેમનાથી આ સુલેહ અટકાવી શકાય એમ ન હતુ તેથી તેમણે વખતને માન આપીને નમી જવાનુ ડહાપણ વાપર્યુ પ્રજા તો લડાઇથી કાયર થઇ ગઇ હતી તેથી તેમણે આ સુલેહને વધાવી લીધી એલિસન નામનો ઇતિહાસકાર લખે છે કે "સુલેહની તરફેણમા લોકલાગણી વિશેષ હતી, પણ લોકો તો હમેશા વર્તમાન કાળનોજ વિચાર કરીને દોરવાઇ જાય છે અને ખરી તુલના બાધવા જેટલી જરૂરી હકીકતોથી તેઓ અજ્ઞાત હોય છે, તેથી કરીને તેમની માન્યતામા ભૂલ થવાનો ઘણો સભવ છે, પણ દેશમા કેટલાક વધારે શાણા માણસો હતા તેમને સલાહની સરતો જોઇને ઉડો ખેદ થતો હતો અને તેઓ માનતા હતા કે તે લાબો વખત ટકવાની પણ નથી, કેમકે ફ્રાન્સની લોલુપતા અને તેના પ્રજાસ્વાતત્ર્યના સિદ્ધાતોનો ફેલાવો-એ બેઉનુ નિવારણ કરવા લડાઇ કરવામાં આવી હતી અને તે હેતુ જ્યાંસુધી સફળ ન થાય ત્યાસુધી ભવિષ્યમા લડાઇ થયા વગર રહેશેજ નહિ "

દેશના " કેટલાક વધારે શાણા માણસો " જેમનો આગેવાન પિટ્ટ હતો તેમનો આ અભિપ્રાય હતો, અને સુલેહનો જેમ બને તેમ જલદી ભગ કરવા માટે તેમણે અવિરત પ્રયત્ન આદર્યો અને કમનશીબે તેઓ ફાવ્યા પણ ખરા આ પક્ષના રાજદ્વારીઓનો ઉડો આશય શો હતો તે તે વખતનો લેખક સ્કૉટ ઉઘાડો પાડી દે છે તે લખે છે કે " સુલેહના ખરડા ઉપર સહી થઇ ને વખતે લડનમા લોકોના ટોળાએ હર્ષ બતાવ્યો ફ્રેન્ચ પ્રધાનની ગાડી ખેચી ગયા, "બોનાપાર્ટ ઘણું જીવો" એવા પોકાર કર્યા, તે ઉપરથી ફ્રાન્સના રાજકર્તાએ ભૂલ ખાધી અને માની લીધુ કે ઈંગ્લડને આ સુલેહની જરૂરજ હતી "

આવી આવી વિચિત્ર જજાળોની વચમાં ફ્રાન્સમા ધર્મની ફરીથી સ્થાપના કરવા માટે નેપોલિયને મહાભારત પ્રયત્ન કરવા માડયો આ ફેરફાર કરવા માટે અસાધારણ નૈતિકબળની જરૂર હતી આખા ફ્રાન્સ દેશનો કેળવાયલો વર્ગ હડહડતો નાસ્તિક બની ગયો હતો ધર્મ, પ્રાર્થના, પ્રાર્થનામદિર અને એવા બીજા ધર્મસૂચક ભાવો ઉપહાસને પાત્ર થતા હતા લશ્કરના લગભગ તમામ સેનાપતિઓ પૂરેપૂરા નાસ્તિક હતા, અને મદિરા, નૃત્ય અને પ્રેમકેલિ એમાજ ખરૂ સુખ સમજી બેઠા હતા નેપોલિયનના અતઃકરણમા ધર્મભાવના ઉડુ મૂળ ઘાલી બેઠી હતી તેની પ્રકૃતિ પણ વિચારવત, કાઇક ઉદાસીન અને ગભીર હતી તેની તીક્ષ્ણ બુદ્ધિ ભૂતકાળના ભેદ અને ભવિષ્યની અસ્થિરતાવિષે વિચારવા મથતી હતી કુદરતી શોભાથીજ રળીઆમણા દેખાતા ટાપુમાં, ધર્મપરાયણ સાદા ગ્રામ્યવાસીઓના સહવાસમા વ્યતીત થએલુ તેનુ બાળપણ અને અત્યત ધર્મિષ્ઠ અને પવિત્ર માતાની કેળવણીના

ઉંડા સંસ્કાર, એ બે બાબતોને લીધે પવિત્ર ધર્મક્રિયાઓના દર્શનથી તેની તીવ્ર અને ઉચ્ચ કલ્પનામાં બાળપણના સંસ્કારનું ઉદ્દીપન થતું હતું

મિસરથી પાછા આવ્યા પછી તેણે બાયબલનો ઉંડો અભ્યાસ કર્યો અને તેમાં રહેલા ઉંચા નીતિસિદ્ધાંતોને માટે તેને ઘણો ભક્તિભાવ ઉત્પન્ન થવા લાગ્યો લાપ્લેસ તથા બીજા તત્ત્વવેત્તાઓ સાથે તે ઘણીવાર ધર્મવિષયક ચર્ચામાં ઉતરતો અને તેની સબળ દલીલવડે આ પ્રૌઢ વિદ્વાનો પણ મુંઝવાઈ જતા વૉલ્ટેરના તીક્ષ્ણ પ્રહાર અને બીજા કારણોને લીધે ફ્રાન્સની નૈતિક ભાવના એવી ભ્રષ્ટ અને કલુષિત થઈ ગઈ હતી કે બાયબલમાં બોધેલી પવિત્રતા લોકોને રુચે એમજ ન હતું નેપોલિયનના લગભગ તમામ સહાયકો તેના આ પગલાથી વિરુદ્ધ હતા અને તેઓ કહેતા હતા કે તમે આ જૂનો સડેલો વહેમ દેશમાં ફરીથી દાખલ કરવા મથો છો તે તરફ અમે નાપસંદગી બતાવીએ છીએ

એક દિવસ તેણે મોગ નામના વિદ્વાન આગળ પોતાના મનના ખરા વિચાર જાહેર કર્યા "હું એક ભક્તની દૃષ્ટિથી મારા ધર્મવિષયક મતને વળગી રહેતો નથી, પણ બુદ્ધિપૂર્વક વિચાર કરીનેજ તેમને માન્ય ગણું છું મારો ધર્મ ઘણો સાદો અને સરળ છે આ વિશાળ, ભવ્ય અને અટપટું જગત્ હું જાણું છું અને માનું છું કે તે એમને એમ તો નજ બની શકે, પણ તેનો રચનાર ગમે તે હોય, સૃષ્ટિ રચવાનો તેનો ગમે તે હેતુ હોય તોપણ તે સર્વશક્તિમાન આત્મા છે અને તેનું રચેલું જગત્ રૂપીયન મનુષ્યે રચેલા બારિકમાં બારિક યંત્ર કરતા ઉંચા પ્રકારનું છે માણસ માત્રને પોતાને વિષે તથા પોતાની ભવિષ્યની હાલતને વિષે હજારો છુપી વાતો જાણવાની ઈચ્છા હોય છે, પણ બાહ્ય જગતમાંથી એ જિજ્ઞાસાને તૃપ્તિ મળતી નથી ધર્મ એવી અનેક બાબતોના ખુલાસા આપે છે માટે માણસને જે જાણવું છે તે જાણવા માટે ભલે ધર્મનો આશ્રય લે અને તેના સિદ્ધાંતો તરફ માનની નજરથી જુએ"

આ પ્રશ્નને અંગે બીજા કેટલાક વાંધા બતાવવામાં આવ્યા કે પ્રજાનો અમુક ભાગ એથી કૅથોલિક થશે, અમુક ભાગ પ્રોટેસ્ટન્ટ મત તરફ વળશે અને તેમ થતાં સોળમા અને સત્તરમા સૈકામાં થયા હતા તેવા ધર્મના કલહ અને ખુનરેજી ફરીથી શરૂ થશે, પણ નેપોલિયન કહેતો કે લોકોને ધર્મ વગર ચાલી શકેજ નહિ અને દરેકને તેના મત પ્રમાણે વર્તવાની છૂટ આપ્યાથી કજીઆ થવાનો સંભવ નહિ રહે

આ સવાલ ધારાસભામાં જોસભેર ચર્ચાયો અને સામા પક્ષની દલીલોના ઉત્તર નેપોલિયને ઘણીજ સારી રીતે આપતા જણાવ્યું કે પ્રજાના અંતઃકરણમાં ધર્મ ભાવનાના બીજ છે તે કાળે કરીને પણ નાશ પામવાનાં નથી લોકો અવ્યવસ્થિત રીતે ધર્મનો આશ્રય તો વહેલા મોડા લેવાનાજ, તો શામાટે પદ્ધતિસર ધર્મનું બંધારણ તેમને માટે આપણે તૈયાર ન કરવું ? વળી ધર્મગુરુઓ પણ પ્રજાસત્તાક

રાજ્યની વિરુદ્ધ વિચારો બતાવે છે કારણ કે આ રાજ્યમંધારણથી તેમને કશો લાભ મળતો નથી તેઓ તેમના બાપદાદાના ધર્મને વળગી રહે છે એટલાજ અપરાધને માટે આપણે શુ તેમને બહિષ્કૃત કરવા ? આ પ્રમાણે બધી રીતે તેણે સામા પક્ષને સમજાવ્યો અને જ્યારે મત લેવાયા ત્યારે નેપોલિયનની દરખાસ્ત ૩૦૬ વિરુદ્ધ ૨૮ મતે પસાર થઇ

આ રીતે તેણે એક બાજુએ યૂરોપમા સુલેહ પ્રવર્તાવી અને બીજી બાજુએ ફ્રાન્સમાં ધર્મની પુન સ્થાપના કરી ગામડાની પ્રજા તો બિચારી ધર્મ, પ્રાર્થના અને ધર્મગુરુઓને માટે ઉત્સુકજ હતી ડિરેકટરોએ ક્રાઇસ્ટની માતા મેરીની જે મૂર્તિને દેવળમાથી ખસેડીને સગ્રહસ્થાનમાં જોવા લાયક ચીજ તરીકે ગોઠવીને કેથોલિક પ્રજાના દિલ દુખાવ્યા હતા, તે મૂર્તિને તેને અસલ સ્થાને બેસાડયાના સમાચારથી ઇટાલિ અને ફ્રાન્સની કેથોલિક પ્રજાને પણ ઘણો આનદ થયો એજ અરસામા નેપોલિયને પોપ મહારાજની સાથે સધિ કરવાની પેરવી કરવા માડી પોપની પાસે લશ્કરી બળ નહિ જેવુ હતુ નેપોલિયન ધારે તો એક પળમા તેનો મુલક સ્વાધીન કરવા સમર્થ હતો, પણ તેણે પોપને કહેવડાવ્યુ કે "મારા ઉપર આપ વિશ્વાસ રાખજો. હું શાર્લમેનની માફક ધર્મ અને તેની સસ્થાઓનો પોષક થઇશ" પોપની સાથે કોલકરાર કરવા જે પ્રતિનિધિઓ થઇને જવાના હતા તેમને પણ નેપોલિયને કહી રાખ્યુ હતુ કે જાણે બે લાખ યોદ્ધાઓનુ સૈન્ય પોતાની પાસે હોય તેટલુ તેને માન આપજો સધિ કરવામા મુશ્કેલીઓ ઘણી હતી ફ્રેન્ચ સેનાપતિઓ અને રાજદ્વારીઓ નાસ્તિકો હતા અને કેથોલિક સપ્રદાય તેમના ઉપર આટલુ આટલુ વીત્યુ તોપણ તેમનુ ભદ્રભદ્રપણું ઓછુ કરવા તૈયાર ન હતો આથી કરીને નેપોલિયને ડહાપણ, સમયસૂચકતા અને ધૈર્યથી કામ લેવાનુ હતુ આ કઠિણ કામ પણ તેણે પાર ઉતાર્યું આ બનાવને ધારાસભામા જાહેર કરતી વખતે તેણે દોઢ કલાકસુધી જવલત, જુસ્સાદાર અને મુદ્દાસર શબ્દોમાં અતિ સુદર વ્યાખ્યાન આપ્યુ, ધર્મને વહેમનો ઢગલો માનનારા અને ધર્મનો બહિષ્કાર કરવામા મહત્તા માનનારા તત્ત્વચિતકો પણ નેપોલિયનની પ્રતિભા અને આત્મબળ આગળ નમી ગયા પ્રજાવર્ગ તો પહેલેથીજ તેની તરફેણમાં હતો

પછી તેણે આ પ્રસગને લગતી જે જાહેર ઉદ્ઘોષણા પ્રકટ કરી તે ઘણીજ ઉદાર અને સુદર ભાવનાઓથી ભરપૂર હતી —

"રાજ્યક્રાતિ વખતે ધાર્મિક કલહોને પવિત્ર વેદીના ખડિયેર નીચે અને ધર્મભાવનાની રાખોડી નીચે દાટી દેવાની મૂર્ખનીતિ આદરવામા આવી હતી જે પવિત્ર અને ગભીર વિધાનોવડે લોકો એક બીજાને "ભાઈ" શબ્દથી સબોધતા હતા અને ઈશ્વરના દરબારમા મનુષ્ય માત્રની સમાનતા સ્થાપિત થતી હતી તે વિધાનો

સત્તાધારીઓની આજ્ઞાથી બંધ કરવામાં આવ્યાં હતાં. મરવા પડેલા માણસોને ધર્મનું આશ્વાસન કે પરલોકના સુખની આશાનું કિરણ મળતું નહિ. ખુદ ઈશ્વરનો પણ જગતમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો હતો. હે શાંતિપ્રદાતા ધર્મના ઉપદેશકો! તમારા મતભેદો, તમારા ઉપર પડેલી વિપત્તિઓ, તમારા દોષો, સર્વ ભૂલી જજો. એમજ સમજજો કે તમારો ધર્મ તમને તમારા દેશના હિતની સાથે સનાતન બંધનોથી બાંધી લે છે. હે તરુણ પુરુષો! તમને તમારા ઉપદેશકો શીખવશે કે શાંતિનો દેવ તેજ યુદ્ધનો પણ દેવ છે અને યાદ રાખજો કે ફ્રાન્સના સ્વાતંત્ર્ય માટે જેઓ રણમાં જાય છે તેમના ઉપર ઈશ્વરની ઢાલ મહાને માટે છે ને છેજ. હે પ્રોટેસ્ટન્ટ મતના અનુયાયી નાગરિકો! દેશનો કાયદો બીજાના જેટલીજ તમારા લાભ સંભાળવાની પણ અપેક્ષા રાખે છે. જે પવિત્ર, નિષ્કલંક અને બંધુભાવનાયુક્ત નીતિના ધોરણો અનુસાર વર્તવાનું તમે સ્વીકારો છો તે નીતિનિયમોવડે તમે સઘળા પ્રેમબંધનથી તમારા સ્વદેશ સાથે અને માનની લાગણીથી તમારા દેશના કાયદાઓ સાથે બંધાઓ. તે ઉપરાંત જે ઉદારતા અને સહિષ્ણુતા ધર્મ શીખવે છે અને જેનું પાલન કરવાની આજ્ઞા કરે છે તે બે ગુણ તમારા ધર્મના મતમતાંતરોમાં માર્યા ન જાય તેની કાળજી રાખજો."

ફ્રાન્સની પ્રજા પોતાની સ્વેચ્છાથી ખ્રિસ્તી ધર્મ તરફ વળી એ સમાચારથી પરરાજ્યોને પણ ઘણો સંતોષ થયો. આ બનાવ તો યૂરોપમાં સુલેહશાંતિનું રાજ્ય ફેલાવનાર ચિન્હ જેવો ગણાવા લાગ્યો. રશિયા, પ્રશિયા, અને આસ્ટ્રિયાના રાજાઓએ તેમનો સંતોષ જાહેરમાં પ્રદર્શિત કર્યો.

૧૮૦૨ ના એપ્રિલની ૧૧ મી તારીખે આ બનાવના ઉત્સવમાં નોટર ડેમના પ્રાચીન દેવાલયમાં ભવ્ય ધર્મક્રિયા કરવામાં આવી. ક્રિયાની ભવ્યતા અને ગંભીરતામાં વધારો કરવા માટે ખર્ચની કચાશ રાખવામાં આવી ન હતી. ઘણા સેનાપતિઓ અને અમલદારો આ ક્રિયામાં ભાગ લેવા નાખુશ હતા પણ નેપોલિયનની સત્તા અને લોકપ્રિયતા જોતાં તેમનાથી વિરોધ બતાવાયો નહિ.

આ બનાવથી કેટલાક ધર્મગુરુઓ અભિમાનથી છલકાઇ ગયા. પારિસની એક પ્રખ્યાત નર્તકી ખ્રિસ્તી ધર્મમાં દાખલ થયા વગર મરણ પામી. સેંટ રોશના ધર્મોપદેશકે તેની ઉત્તરક્રિયા કરવાની અને તેના શબને દેવળના કબરસ્તાનમાં દાટવા દેવાની ના પાડી. નેપોલિયને બીજેજ દિવસે 'મોનિટયૂર" પત્રમાં નીચલો લેખ પ્રસિદ્ધ કર્યો —

"મેડેમોઇસેલી ક્રમેરોયની અંત્યેષ્ટિની ક્રિયા કરવા માટે સેંટ રોશના ધર્મોપદેશકે તેના ચિત્તની ક્ષણિક ભ્રાંતિને લીધે ના પાડી છે, પણ તેના એક સહકારી, જે વિવેકી છે તેમણે એ બાઇના શબને સેંટ ટોમસના દેવળમાં ધર્મને લગતી ક્રિયાઓ કરીને દટાવ્યું છે. પારિસના વડા બિશપે સેંટ રોશના ધર્મોપદેશકને તેમની ફરજનો વિચાર

કરવાનો અવકાશ મળે અને જીસસ ક્રાઇસ્ટે શત્રુઓને માટે પ્રાર્થના કરવાનો આદેશ કર્યો છે તેનો તે પૂરતો વિચાર કરે તેટલા માટે તેને ત્રણ મહિનાસુધી તેની જગ્યાએથી સસ્પેન્ડ કર્યા છે આ પ્રમાણે વિચાર કર્યાથી તેને તેના કર્તવ્યનુ વધારે સારૂ જ્ઞાન થશે અને તે સમજશે કે આવા વહેમ જે અજ્ઞાન અને વિકૃતિ પામેલા ભેજાની પેદાશ છે તે વડે ધર્મનુ ખરૂ સ્વરૂપ માર્યું જાય છે, ધર્મ કનકરૂપ થઇ પડે છે અને આપણા રાજ્યે મજુર કરેલા ધર્મના કાનુનોથી વિરુદ્ધ છે "

નેપોલિયને ફ્રાન્સની પ્રજાનુ અનેક રીતે કલ્યાણ સાધ્યુ હતું તેના આભારના ચિન્હ તરીકે તેના નામનો સ્મરણસ્તભ રચાવવા પારિસના માજીસ્ટ્રેટોએ નેપોલિયનના અનુમતિ માગી. તેનો જવાબ તેણે નીચેના શબ્દોમા આપ્યો —

" પારિસના માજીસ્ટ્રેટોના હૃદયની શુભેચ્છા અને મારા પ્રત્યેનો ઉચો ભાવ હુ સમજી શકયો છુ અને તેને માટે આભાર માનુ છુ જેમણે પ્રજાની સેવા બજાવી હોય તેમની યાદગીરીમાટે સ્મરણસ્તભો રચાવવાની ભાવના દરેક પ્રજાને માટે પ્રશસનાય તો છે તમે સ્મરણ સ્તંભની સાથે મારૂ નામ જોડવા માગો છો તે વિચારને હુ વધાવુ છુ, પરતુ એને માટે માત્ર જગ્યાજ નક્કી કરો અને સ્તભની રચનાનુ કામ ભવિષ્યની પ્રજાને સોંપજો તમે મારી જે સેવાની કદર કરો છો તે સેવા જો તેમને પણ અગત્યની જણાશે તો તેઓ એ કામ ઉપાડી લેશે " ફ્રાન્સની આભારવશ પ્રજાએ તેની સેવાની જે કદર કરી છે તેની સાબિતી હમણા ઇન્વેલાઇડસના ઘુમટ નીચે મોજૂદ છે

નેપોલિયનમા એક અજાયબ જેવી મોહિની હતી એવી શકિત બીજા પુરુષમા કદિ જોવામા આવી નથી તેની પાસે જનાર દરેક જણ એ શકિતના ઓજસથી મુગ્ધ અને દીન બની જતા કેટલાક લશ્કરી અમલદારો તેમને પસદ નહિ આવી હોય એવી અમુક બાબતોવિષે ફરિયાદ કરવા તેની પાસે ગયા હતા તેમાનો એક જણ પોતાનો અનુભવ નીચે પ્રમાણે જણાવે છે —

" આ માણસમાં એવી એક શકિત છે કે જેનુ વર્ણન થઇ શકતું નથી અને જેની સામે ટકી શકાતુ પણ નથી એ શકિત શામાથી ઉત્પન્ન થાય છે તે હુ જાણતો નથી હુ તેનો પ્રશસક નથી જે અધિકાર તેણે પોતાને હાથ કરી લીધો છે તે મને જરાએ પસદ નથી. છતાં એટલુ તો મારે કહેવુજ પડશે કે તે બીજાઓ ઉપર અમલ ચલાવવાનેજ જન્મ્યો હોય એવુ તેનામા કાંઇક છે તો ખરૂં અમે તેની પાસે ગયા ત્યારે નિશ્ચય કરીને ગયા હતા કે તેની સાથે ખુલ્લા મનથી વાત કરવી, તેની સાથે નિડરપણે રકઝક કરવી અને આપણી ફરિયાદનુ કારણ દૂર ન થાય ત્યાંસુધી તેની પાસેથી ખસવુ નહિ પણ જે રીતે તેણે અમને આવકાર આપ્યો તેમા કાંઇક એવી મોહિની હતી કે એક પળવારમાં અમે નરમ ઘેસ થઇ ગયા, અને જે અમારે કહેવુ

હતુ તેમાનો એક શબ્દ પણ અમે બોલી શકયા નહિ તેણે તેની હમેશની છટાદાર અને મુદ્દાસર ભાષામા અમારી સાથે લાંબા વખતસુધી વાત કરી અને તેણે ગ્રહણ કરેલી નીતિનુ વાજબીપણું અમારા મન ઉપર ઠસાવી દીધુ અમારી દલીલનો સીધી રીતે પ્રતિકાર કર્યા વગરજ તેણે અમારા અભિપ્રાય એવા આબાદ ફેરવી નાખ્યા કે અમે નિરુત્તર બની ગયા અમારાથી ધાર્યા પ્રમાણે કશી રકઝક થઈજ નહિ માત્ર તેનુ ભાષણુ અમે સાંભળીને પાછા આવ્યા અને થોડીવારસુધી તો અમને પણ એમજ લાગ્યુ કે અમારૂ માનવુ ખોટુ હતુ અને તેનુ માનવુ સાચુ હતુ "

એક વિદ્વાન મહિલા લેડી મોર્ગન કહે છે કે "જે માણસ વિશાળ રાજ્યનુ જોખમભરેલુ તત્ર ચલાવે છે અને મોટા સ્થાયી કાર્યોની યોજનાઓ ઘડે છે, છતાં લાપ્લેસની સાથે ખગોળવિદ્યાની, ટાલ્માની સાથે કરણુ નાટકોની, ચેરુબિનિ સાથે સગીતની, *જેરાર્ડની સાથે ચિત્રકળાની અને દરેકની સાથે સાહિત્ય અને વિજ્ઞાનની ચર્ચા કરી શકે છે તેને સામાન્ય કોટિનો માણુસ તો કેમજ કહી શકાય '

હવે નેપોલિયનને પોતાની તમામ શક્તિનો ઉપયોગ માત્ર ફ્રાન્સની ઉન્નતિમાંજ કરવાનો અવકાશ મળ્યો તેણે બુદ્ધિવાન માણુસોને વીણી વીણીને શોધી કહાડયા અને તેમને પૂરતુ ઉત્તેજન આપ્યુ એક પણ લાયકાતવાળા માણુસને તેનો બાદશાહી ઉદાર આશ્રય મળ્યા વગર રહ્યો નહિ લેખકો, કલાવિધાયકો, વિજ્ઞાનીઓ, સર્વને સન્માન અને પારિતોષિક મળવા લાગ્યાં કેળવણીમાટે તેણે અત્યત પરિશ્રમ અને લક્ષ આપવા માડયુ નૌકાસૈન્ય, વ્યાપાર, ખેતી, ઉદ્યોગ, યત્રોની રચના બધામાં તે ચિવટથી લક્ષ આપવા લાગ્યો તે ઉપરાત અસાધારણુ નૈતિક બળ વાપરીને પ્રજામા જે કાઇ અનીતિવાન અને નિર્બળ બનાવે એવા તત્ત્વો હતા તેમને વીણી વીણીને દૂર કરવા માડયા

પ્રજાનુ અત્યત પ્રિય અને મુખ્ય વિનોદનુ સાધન નાટકશાળાઓ હતી ત્યાનાં નિર્લજ્જ અને વિષયવાસનાને ઉત્તેજિત કરે એવા ગાયનો અને અભિનયો તરફ સખ્ત તિરસ્કાર બતાવીને તેને નેપોલિયને નાબૂદ કરાવ્યા અને જે નાટકો નીતિબોધક, બળપ્રેરક અને ઠરેલ હતા તેમને સારૂ ઉત્તેજન આપ્યુ તેનુ ગૃહજીવન સાદાઈ, નીતિ અને પરિશ્રમના ઉદાહરણરૂપ હતુ ફ્રાન્સની ચાર કરોડની વસ્તીમા તેના કરતા વધારે મિતાહારી અને પરિશ્રમ કરનાર માણુસ કોઈ હતોજ નહિ તે કદિ દારૂ પીતો નહિ રાતદિવસ નિરતર મહેનત કર્યા પછી માત્ર લીબુનુ શરબતજ પીતો. લોકોનો તેના ઉપર એટલો બધો પ્રેમ હતો કે હજારો માણુસો તેને માટે મરી ફીટવા તૈયાર હતા, અને એ પ્રેમ તેના મરણુ પછી પણુ ટકી રહ્યો છે હજી પણુ નેપોલિયનના પ્રેમની ખાતર મૃત્યુના મુખમા ઝપલાવવા હજારો માણુસો રાજી છે

---

* આ બધા વિદ્વાનો પોતપોતાના વિષયમા એક્કા ગણાતા હતા



નેપોલિયન બોનાપાર્ટ-ફ્રાન્સનો પ્રથમ કોન્સલ



# प्रकरण २४ मुं

## નેપોલિયન જીવનપર્યંતનો ફર્સ્ટ કૉન્સલ થયો.



વે ફ્રાન્સને આખા જગત્ સાથે સુલેહ હતી અને નેપોલિયન સર્વાનુમતે સુલેહ પ્રવર્તક મનાવા લાગ્યો હતો આખુ ફ્રાન્સ તેના ઉપર ફિદા હતુ વળી યૂરોપના દરેક દેશનો સામાન્ય પ્રજાવર્ગ તેને પોતાનો શુભેચ્છક, સરક્ષક, ઉમરાવવર્ગના અત્યાચારનો શત્રુ અને મનુષ્યજાતિની સમાનતાનો આચાર્ય માનવા લાગ્યો હતો હવે ફ્રાન્સની પ્રજાને સ્વાધીન રાજ્યતત્રની જરાએ પરવા ન હતી નેપોલિયન બળવાનમા બળવાન રાજા કરતા પણ વધારે સત્તા ધરાવતો હતો, છતાં સ્વતત્રતાની ઉપાસક ફ્રેન્ચ પ્રજા તેને એથી પણ વધારે સત્તા આપવાને રાજી હતી, તેનો શબ્દ એજ કાયદો મનાતો હતો, કારણ કે એણે પોતાનુ રાજ્યાસન ચાર કરોડ માણસોનાં અત કરણના ઉંડાણમા સ્થાપિત કર્યું હતુ

નેપોલિયને ઈટાલિના મધ્ય ભાગમાં પચાસ લાખની વસ્તીવાળુ એક નાનુ સરખુ પ્રજાસત્તાક રાજ્ય ઉત્પન્ન કર્યું હતુ આ નાનકડુ રાજ્ય તેની આસપાસના બળવાન મુકુટધારી રાજાઓના આક્રમણ સામે એકલે હાથે પોતાની સ્વતત્રતા જાળવી રાખવાને અસમર્થ હતુ નેપોલિયનના આસપાસ પણ વિરોધી રાજાઓનુ બળવાન મડળ હતુ, તેથી કરીને ઈટાલિમા પોતાના મતને અનુકૂળ અને પોતાની સાથે સહાનુભૂતિ રાખી શકે એવા રાજ્યને જાળવી રાખવાની તેને પણ રાજનૈતિક દૃષ્ટિએ જરૂર હતી ઈટાલિની પ્રજા અનેક સૈકાથી પરાધીન રહેલી હોવાથી સ્વાધીન સ્વરાજ્ય ચલાવવા જેટલો તેમને અનુભવ ન હતો, તેથી તેઓ નેપોલિયન તરફથીજ સહાયની આશા રાખતા હતા અને તેમનુ રાજ્યતત્ર પણ તેજ રચી આપે એવુ ઈચ્છતા હતા એ પ્રજાસત્તાક રાજ્યના ત્રણ પ્રતિનિધિઓ તેમના રાજ્યતત્રની વ્યવસ્થા સબધે નેપોલિયનની સલાહ લેવા માટે પારિસ આવ્યા. નેપોલિયનની સલાહ પ્રમાણે તેમનુ રાજ્યતત્ર નક્કી કર્યું ઇટાલિની પ્રજાની પ્રકૃતિ અને તેમની આસ-

પાસના બળવાન ગજકર્તાઓની વિરુદ્ધ અસર, એ સઘળુ ધ્યાનમા લેતાં એ રાજ્ય તંત્ર ઘણુંજ ઉદાર હતુ તેમણે પોતાનો એક પ્રમુખ અને ઉપપ્રમુખ દશ વર્ષને માટે ચૂટી કહાડવા, આઠ સભાસદોની અને પંચોતેર પ્રતિનિધિઓના ધારાસભા બનાવવી અને એ પ્રતિનિધિઓ ૨૦૦ જમીનદારો, ૨૦૦ વેપારીઓ અને ૨૦૦ ધર્મ-ગુરુઓ તથા વિદ્વાનો મળીને ચૂટી કહાડે આ પ્રમાણે રાજ્યના તમામ અગત્યના વર્ગોનુ પ્રતિનિધિત્વ એ બધારણમા જળવાયુ હતુ

તે જમાનામા ઈટાલિમા તેમજ યુરોપના ઘણા ખરા દેશોમા ત્રણ રાજદ્વારી પક્ષ હતા એક પક્ષ રાજાઓના હિમાયતીઓનો હતો તેઓ રાજસત્તાની પુન સ્થાપના કરવા તેમજ ઉમરાવવર્ગના અમલથી ચાલતા આવેલા એકહથ્થા ખાસ હક્કો તાજા કરવા ઇચ્છતા હતા બીજો પક્ષ વિનીત પ્રજાસત્તાક રાજ્યની હિમાયત કરનારાઓનો હતો તેઓ સ્વાધીનતાના અને સમાનતાના સિદ્ધાંત પ્રમાણે પદ્ધતિસર રાજ્ય કારોબાર સ્થાપવા મથતા હતા ત્રીજો પક્ષ જેકોબિન ટોળીના નામથી ઓળખાતો હતો તેમને તો તમામ મિલકતની એક સરખી વહેચણી કરવી, સમાજની અદર ધન, દરજ્જો એ સર્વને લગતા જે કાંઈ ભેદ હોય તેમને તોપને ધડાકે ઉડાવી દેવા અને લોકસમૂહના વિવેકશૂન્ય લાગણીના ઉભરા પ્રમાણેજ રાજ્ય કરવુ હતુ ઇટાલિ લાંબા વખતથી ધર્મગુરુઓના ધાર્મિક જુલમ અને આસ્ટ્રિયાનાં હથિયારનો શિકાર થઇ પડયુ હતુ ઘણા સમયની પરાધીનતાથી પ્રજાનુ હીર ચૂસાઈ ગયુ હતુ આવા મુશ્કેલીના સમયમા રાજ્યતંત્ર સુકાન ધારણ કરી શકે એવો એક પણ બાહોશ પુરુષ તેમનામાં ન હતો એ લોકો પોતાને પ્રમુખ તરીકે ચૂટી કહાડે એવી નેપોલિયનની ઇચ્છા હતી તેઓ પોતાની નવી જવાબદારી જાળવવા શક્તિવાન થાય અને તેમને રાજ્યવહીવટની ઝીણવટ સમજાય ત્યાંસુધી રાજ્યની મુખ્ય લગામ તે પોતાના હાથમા રાખી બીજો બધો વહીવટ તેમના આગેવાન માણસોને સોપવા ઇચ્છતો હતો

થેર્સ લખે છે કે " આ યોજના નેપોલિયને તેની લોભવૃત્તિને વશ થઇને નહિ પણ પરિણામનો વિચાર કરીને ઘણાજ ડહાપણપૂર્વક ઘડી હતી આ બાબતના તેના વિચાર ઘણાજ શુદ્ધ, નિસ્વાર્થી અને ઉદાર હતા સ્વદેશના રાજ્યવહીવટની જંજાળ ઉપરાંત પચાસ લાખ માણસની વસ્તીવાળા નવા રાજ્યની વ્યવસ્થા કરવાની જવાબદારી તેણે એકદમ પોતાને માથે લીધી તેમા તેની અદ્વિતીય બુદ્ધિ, કાર્યકારિણી શક્તિ અને આત્મશ્રદ્ધાનુ જેટલુ દર્શન થાય છે તેટલુ તેના બીજા કાર્યમા ભાગ્યેજ થઈ શકે,અને તે વળી સને ૧૮૦૨ મા કે જે વખતે તેનુ વય તેત્રીશ વર્ષનુ હતુ ત્યારે

ઈટાલિની પ્રજા જે આસ્ટ્રિયા સામેના યુદ્ધમા ફ્રાન્સના વાવટાનીચે રહીને ખાસ્તી-ભર્યા સજોગોમા પણ વફાદારીથી લઢી હતી તેને આસ્ટ્રિયાની જોહુકમી નીચે પાછી

મૂકેલી મૂકવામાં તો ચોકખી દગલબાજીજ કરી કહેવાય. રાજ્યવહીવટમાં બિનઅનુભવી રૈયતને એક બાજુએ જેકોબિન પક્ષના અને બીજી બાજુએ રાજહિતૈષીઓના કાવત્રાનો ભોગ થવા દેવામાં તો તેની પાયમાલીજ હતી, પણ રાજ્ય વહીવટનું મુખ્ય સૂત્ર પોતાના હાથમાં રાખીને રાજ્યની બીજી નાનીમોટી બાબતોનો વહીવટ લોકનાયકોને સોંપ્યાથી તેમને રાજદ્વારી તાલિમ પણ મળે અને થોડા વખતમાં તેઓ સ્વતંત્ર થવા લાયક બને તેવો સંભવ હતો. આવા શુભ આશયથી નેપોલિયને આ નવીન જવાબદારી પોતાને માથે લીધી હતી તેના માથા ઉપર કામનું એટલું બધું દબાણ હતું કે તેનાથી ઈટાલિ જવાય એમ ન હતું તેથી પારિસ અને મિલનની મધ્યમાં આવેલા લીયોન શહેરમાં પ્રજાસત્તાક રાજ્યતંત્રનો સ્વીકાર કરવા માટે ઈટાલિની રાષ્ટ્રીય પરિષદ્ ભરવાનું નક્કી કરવામાં આવ્યું

ઇટાલિ તરફથી ૪૫૨ પ્રતિનિધિઓ આ પરિષદ્માં હાજર થવા આવનાર હતા તેમના સત્કારને માટે લીયોન શહેરમાં ધામધુમથી તૈયારીઓ થવા લાગી પરિષદની બેઠકમાટે ભવ્ય અને વિશાળ મંડપને સુસજ્જિત અને અલંકૃત કરવામાં આવ્યો હતો મિસરથી પાછા આવેલા સૂર્યના તાપથી શ્યામ બનેલા યોદ્ધાઓની પલટણો અને હર્ષમાં આવેલા તરુણ ઇટાલિયનોની અશ્વારોહી ટુકડીઓથી દેખાવની ભવ્યતામાં બેહદ વધારો થતો હતો

સને ૧૮૦૨ ના જાનન્યુઆરીની ૧૧ મી તારીખે નેપોલિયન જોસેફાઇન સાથે લીયોન આવી પહોંચ્યો શહેરની તમામ રૈયત તેની સ્વારી જોવા માટે માર્ગની બેઉ બાજુએ એકઠી થઇ હતી "બોનાપાર્ટ ઘણું જીવો" ના પોકાર તેની ગાડીની પાછળ ચારે બાજુએથી નીકળતા હતા રાત્રે આખું શહેર રોશનીથી ઝળહળી રહ્યું હતું નેપોલિયન કૉર્સિકામાં જન્મેલો હોવાથી તેને પોતાનો દેશબાંધવ ગણતા હતા, અને ઇટાલિયન ભાષામાં તે ઘણીજ છટાથી અને રસિક શબ્દોમાં ભાષણ કરી શકતો હતો પ્રમુખ તરીકે તેના નામનું સૂચન થતાં લોકોએ તાળીઓ અને હર્ષનાદથી આકાશ ગજાવી મૂકયું

બીજે દિવસે પરિષદ્નો સમારંભ થયો નેપોલિયન પોતાની પત્ની અને ફ્રેન્ચ પ્રધાનમંડળ સાથે તેમને માટે તૈયાર કરી રાખેલા ઉંચા મંચ ઉપર બેઠો પછી ઇટાલિયન ભાષામાં તેણે પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ આપ્યું તેની છટા, શબ્દોની પસંદગી અને ભાષણ કરવાની ઢબ એવાં ઉત્તમ હતાં કે તેણે પોતાની આખી જિંદગી×

× "જો નેપોલિયને યોદ્ધા તરીકે નામના ન મેળવી હોત તો તે વક્તા, કવિ, ગ્રંથકાર, ગણિતશાસ્ત્રી અથવા એવી કોઇ પણ દિશામાં તેવીજ નામના મેળવ્યા વગર રહેત નહિ શસ્ત્ર વાપરવામાં જેવો તે કુશળ હતો તેવોજ તે લખવામાં અને ભાષણ કરવામાં પણ હતો તેની ઉદ્‌ઘોષણાઓ, ભાષણો, પત્રિકાઓ, માનપત્રોના જવાબો, તેણે કરેલું

વક્તૃત્વકળાના અભ્યાસ પાછળજ ગાળી હશે એમ સાભળનારને લાગ્યા વગર રહે નહિ જે પદ તેને લોકોએ સ્વેચ્છાથી આપ્યુ હતુ તેનો તેણે સ્વીકાર કર્યો અને ઇટાલિના પ્રજાસત્તાક રાજ્યને આબાદ બનાવવાના સબધમાં પોતાના જે જે વિચારો હતા તે પ્રતિનિધિઓને સમજાવ્યા તેના ભાષણની વચમાં વારવાર તાળીઓના અવાજ થયા કરતા હતા અને જ્યારે તે પૂરૂં થયુ ત્યારે તો લાબા વખતસુધી તાળીઓ અને હર્ષનાદથી સભાસ્થાન ગાજી રહ્યું નેપોલિયન ત્યા વીશ દિવસ રહ્યો તે દરમ્યાન આ નવા રાજ્યને સુવ્યવસ્થિત કરવાને પુષ્કળ પરિશ્રમ લીધો અને આખો વખત તેમાંજ રોકાયનો રહેવા છતાં તે ફ્રાન્સને પણ ભૂલી ગયો ન હતો ત્યા બનતા બનાવો ઉપર અહિં ર્‍યો રહ્યો પણ તે લક્ષ આપતો હતો એ તેના તે વખતના ખાનગી પત્રવ્યવહાર ઉપરથી જણાય છે

જ્યારે નેપોલિયન પારિસ પાછો આવ્યો ત્યારે ધારાસભાઓની ચૂટણી થઇ ગઇ હતી નવો દિવાની કાયદો મજૂર કરવામા અને ખ્રિસ્તી ધર્મની સ્થાપના કરવામા જે જે સભાસદોએ વિરુદ્ધતા બતાવી હતી તે બધા આ નવી ચૂટણીમાં ઉડી ગયા હતા જે નવા સભાસદો તેમની જગ્યાએ ચૂટાયા હતા તે સત્રળા નેપોલિયનના તમામ કાર્યોને ટેકો આપે એવા હતા એટલે હવે તેના માર્ગમા કશી મુસ્કેલી કે વિરુદ્ધતાનો અંશ સરખો પણ ન હતો હવે તે ખરેખરો રાજાજ હતો, અને યૂરોપના કોઇ પણ રાજ્યકર્તા કરતા તેના હાથમા વિશેષ સત્તા મૂકાઇ હતી

હવે તેની તમામ શક્તિઓ એકજ હેતુની સિદ્ધિને અર્થે કામે લાગી હતી ફ્રાન્સ તેની જાગીર હતી, તેજ તેનો રાજ્યમુકુટ હતો અને તેમાજ તેનુ સર્વસ્વ હતુ ફ્રાન્સની કીર્તિમા તેની કીર્તિ હતી, તેના સુખમા તેનુ સુખ હતુ અને તેની આબાદી એજ તેની સઘળી દોલત હતી ગતદિવસ ઉજાગરા વેઠીને, સુખનો, આરામનો ભોગ આપીને, પોતાની તમામ શક્તિઓ એકજ ધ્યેયમા સ્થિર કરીને નેપોલિયન સ્વદેશને માટે જેટલી શારિરીક અને માનસિક મહેનત લેતો તેટલી મહેનત ભાગ્યેજ કોઇ કુટુબનો પાલક પોતાના પેટના બાળબચ્ચાના સુખને માટે પણ લેતો હશે આરામની તેને પરવા ન હતી, શરીરસુખની તેને તૃષ્ણા ન હતી અને ઇન્દ્રિયોપભોગનો તો વિચાર કરવાની પણ તેને ફુરસદ ન હતી બીજા દેશોની પાયમાલી કરીને સ્વદેશોન્નતિ કરવાની તો તેણે કદિ ધારણા સુદ્ધા રાખી ન હતી તેની મહેચ્છા એવી હતી કે ફ્રાન્સ તમામ પ્રકારના સદ્ગુણોમા આદર્શરૂપ બનીને સર્વદેશોને સુખ, સ્વાસ્થ્ય અને કુશળતા પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ આ વખતે નેપોલિયનનુ હૃદય આવી ભવ્ય અભિલાષાથી ઉછળતુ હતુ અને એ કરતાં વધારે ઉદાર અને ઉચ્ચ અભિલાષાને

છેલ્લુ વસિયતનામુ એ સર્વની અદર કવિત્વ, તીવ્ર કલ્પનાશક્તિ, તર્કશક્તિ, વિવાદ કરવાની કુશળતા, પ્રતિભા વગેરે ઉમદા શક્તિઓનુ દર્શન થાય છે "ઇંગરસોલ—

ભાગ્યેજ બીજા કોઈ માનવીના હૃદયમા સ્થાન મળ્યુ હશે.

પણ તેની આ અભિલાષાની આડે આવનાર ફ્રાન્સનો બળવાન હરિફ જો કોઇ હોય તો તે એકલુ ઇગ્લડજ હતુ ઇગ્લડની વસ્તી દોઢ કરોડની હતી ત્યારે ફ્રાન્સની ચાર કરોડની હતી, પણ ઇંગ્લંડ પાસે તેનાં સસ્થાનો હતા. અને તેનો કાફલો તમામ સમુદ્રો ઉપર અધિકાર ભોગવતો હતો નેપોલિયન કહેતો કે "ફ્રાન્સ પણ શામાટે સસ્થાનો ન વસાવે અને કાફલો ન બાધે?" ઇગ્લડના રાજદ્વારીઓ કહેતા કે "જો અમે તેમ કરવા દઇએ તો ઇગ્લડ બીજા દરજ્જાનુ રાજ્ય બની જાય અને ફ્રાન્સની દયા ઉપરજ અમે જીવી શકીએ"

ઇગ્લડનુ બળ સમુદ્ર ઉપર અપ્રતિમ હતું, પણ તેણે ગર્વિષ્ઠ બનીને પોતાના બળનો દુરુપયોગ કર્યો અને બીજી બધી પ્રજાઓમા અપ્રિય થઇ પડયુ હતુ કોઇ જો એમ કહે કે ઇગ્લડ પોતાનુ સર્વોપરિપણુ ગુમાવવાને, સમુદ્ર ઉપરનો પોતાનો અધિકાર છોડી દેવાને અને બીજા દરજ્જાનુ રાજ્ય બનવાને રાજી ન હતુ તે તદ્દન વાજબી હતુ, તો પછી ફ્રાન્સ પણ સસ્થાનો વસાવવાની, પોતાનો વ્યાપાર વધારવાની, બીજી પ્રજાઓ સાથે દોસ્તી દાવા બાધવાની અને સ્વરક્ષણ કરવા માટે કાફલો રાખવાની ઇચ્છા કરે તો તેમા તેનો પણ શો દોષ કહેવાય?

પોતાના તરફ બતાવાતી દુશ્મનાવટને લીધે નેપોલિયન કોઇ કોઇ વાર મિજાજ ખોઈ બેસતો પણ તેની ઉદારતા એવી લક્ષણુગત હતી કે તે હમેશાં પોતાના હરિફની મકારણુતા જોઇ શકતો અને તેને માન આપતો ખેદની વાત એ હતી કે તેના પ્રતિસ્પર્ધીઓમા તેટલી ઉદારતા ન હતી આ બે મહાન પ્રજા વચ્ચે ચાલેલી ખૂનખાર લડાઇમા સત્ય અને અસત્યનુ મિશ્રણ થયુ હતુ તેનો ન્યાય કરવાની મનુષ્યને સત્તા નથી એ ત્રાજવાનુ સમતોલપણુ જાળવવાનુ તો ઇશ્વરનાજ હાથમાં છે મનુષ્યજાતિના ઇતિહાસમા શુદ્ધ અને અશુદ્ધ આશયોની, લોલુપતાની અને સચ્ચાઇની એવી ભૂલભૂલામણી બની ગઇ છે કે તેમાં માનવબુદ્ધિ તો ગુચવાઇજ જાય છે જગત્ ઘણુ પામર છે પ્રજાના ઇતિહાસમાં અનેક કરુણ પ્રકરણો છે

ફ્રાન્સની ત્વરાથી વધતી જતી શક્તિ અને સમૃદ્ધિ જોઇને ઇગ્લડની ચિંતા અને ભીતિમા વધારો થતો હતો. નેપોલિયનની કાર્યદક્ષતા અમાનુષિક હતી તેના દરેક કૃત્યમા ઉડુ ડહાપણ અને લાબી દીર્ઘદૃષ્ટિ હતી આજે લડનમાં સમાચાર આવે છે કે તે ઇટાલિના પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ ચૂટાયો. પચાસ લાખ માણુસોનો તેના રાજ્યમા ઉમેરો થયો! કાલે નવી ખબર આવે છે કે તે એલ્બાના દ્વીપમાં ફ્રેન્ચોનુ સસ્થાન વસાવે છે અને સેટ ડોમિન્ગોને સુદૃઢ કરવાને એક ફ્રેન્ચ કાફલો તે તરફ ઉપડી ગયો છે! ઇગ્લડની દહેશત વધવા લાગી. વળી ખબર આવે છે કે અમેરિકામાં મિસિસિપી નદીની ફળદ્રૂપ ખીણમાં ફ્રેન્ચોનુ એક

સંસ્થાન તૈયાર થાય છે

દરમ્યાન આખું ફ્રાન્સ નવચેતનથી ભરપૂર બની ગયું છે કારખાના, રસ્તા, પૂલ, કિલ્લા નહેરો ઠામઠામ જાદુઈ સૃષ્ટિની માફક ત્વરાથી ઉભાં થતાંજ જાય છે. ફ્રાન્સના એકે એક બંદર ઉપર વહાણ બાંધનારાઓના હથોડાના અવાજ રાતદિવસ સંભળાયાજ કરે છે, અને દરેક મહિને તેના લડાયક વહાણોની સંખ્યા વધતીજ જાય છે ફ્રાન્સની પ્રજામાં શક્તિનો અદ્ભુત વિકાસ થયેલો જોઈને ઈંગ્લંડની પ્રજા પ્રસન્ન થઈને ધન્યવાદ આપે છે ત્યાંના ગાંજદારીઓ તેથી ભય પામીને વિચારમાં પડી જાય છે

આટલી બધી જંજાળ પોતાના માથા ઉપર છતાં છેલ્લા કેટલાક મહિના થયાં નેપોલિયન ફ્રાન્સના યુવાનોની કેળવણીને માટે વિશાળ યોજના ઘડતો હતો તેણે પોતાને હાથેજ શાળાઓની યોજના લખી અને તેમાં ચલાવવાનો અભ્યાસક્રમ પણ નક્કી કર્યો વિજ્ઞાન તરફ તેનો મજબૂત પક્ષપાત છતાં તેણે આ ઠેકાણે પ્રાચીન ભાષાઓના અભ્યાસને વિશેષ અગત્યનું સ્થાન આપ્યું હતું આ બધી શાળાઓ લશ્કરી ઢબ ઉપર રચવામાં આવી હતી, કારણ કે ફ્રાન્સ બળવાન પ્રતિસ્પર્ધી રાજ્યોની વચ્ચે આવેલું હોવાથી દેશના એકે એક માણસને હથીઆર વાપરી શકે એવો બનાવવાની ઘણી જરૂર હતી. દરેક શાળામાં ધર્મગુરુઓદ્વારા ધાર્મિક શિક્ષણ અપાતું, લશ્કરમાંથી નિવૃત્ત થએલા વૃદ્ધ અમલદારો લશ્કરી તાલીમ આપતા અને પ્રાચીન ભાષાઓ તથા વિજ્ઞાનના વિષયો શીખવવા માટે યૂરોપના સારામાં સારા શિક્ષકોને રોક્યા હતા

કન્યાકેળવણીમાટે તે ખાસ લક્ષ આપતો હતો “ ફ્રાન્સનો પુનરુદ્ધાર કરવા માટે સારી માતાઓ કરતાં વધારે જરૂરનું બીજું કાંઈ છેજ નહિ,” એમ તે વારવાર કહેતો હતો દેશના યુવાન વર્ગને શાળાઓ તરફ આકર્ષવા માટે છ હજાર પ્રદર્શનો ભરાવવા તેણે પચાસ લાખ ફ્રાન્કની રકમ ખર્ચવાની મંજૂરી આપી, અને તે જોવા જવા માટે કશી ફી રાખવામાં આવી ન હતી

કાયદાના શિક્ષણમાટે દશ, અને વૈદકીય શિક્ષણમાટે નવ શાળાઓ સ્થાપી. હુન્નર ઉદ્યોગ શીખવવા માટે “ પૂલો અને રસ્તાઓની રચના શીખવવાની શાળા ” એ નામની એક શાળાની સ્થાપના કરી આ સંસ્થાઓમાં અમુક વર્ગના ખાસ અધિકાર જેવું કાંઈ હતુંજ નહિ તમામ વર્ગના વિદ્યાર્થીઓને એકસરખી કોટિએ મૂકવામાં આવતા હતા અને સર્વને માટે આગળ વધવાના માર્ગ ખુલ્લા હતા નેપોલિયને કહ્યું, કે “ આ તો હજી શરૂઆત છે, આગળ ઉપર આપણે ઘણું અને વધારે સારૂં કરી શકીશું.”

ઘણા લોકોની વિરુદ્ધતા છતાં જેમ તેણે ખ્રિસ્તી ધર્મ દેશમાં ફરીથી દાખલ કરાવ્યો તે પ્રમાણે તેની સામે સખત વિરોધ છતાં દેશની સારી રીતે સેવા બજાવ-

નાર પુરુષોને માન આપવા માટે તેણે લિજીયન ઑફ ઑનરની પ્રથા શરૂ કરી રાજ્યક્રાંતિનો મુખ્ય સિદ્ધાંત એ હતો કે માણસ માણસ વચ્ચેના તમામ ભેદને રદ કરવા આ હેતુથી ફ્રાન્સમા ઉચાનીચા દરેક માણસને "નાગરિક" એ નામ થીજ સબોધવામા આવતો હતો નેપોલિયનની ઇચ્છા એવી હતી કે લોકોમાં શૌર્યના કામો કરવાનો ઉત્સાહ વધે અને જેમણે દેશસેવા કરી છે તેમનો દરજ્જો બીજાના કરતા વધે તે માટે કોઇ પણ પ્રકરના ઇનામની પ્રથા દાખલ કરવી ફ્રાન્સમા ઘણીવાર ખિતાબો અને ચાદ ધારણ કરનારા પરદેશીઓ આવતા હતા અને લોકો તેમના માનસૂચક ચિન્હો તરફ કેવી આતુરતાથી જોઇ રહે છે તેની નેપોલિયનને ખબર હતી ધારાસભામા આ વિચારની સામે સખત વિરોધ બતાવવામા આવ્યો સામા પક્ષની દલીલ એવી હતી કે એ બધી વસ્તુઓ માત્ર મનુષ્યજાતિના મિથ્યાભિમાનની નિશાનીઓ છે નેપોલિયને જવાબ આપ્યો કે ભલે તત્ત્વજ્ઞાનીઓ એ મિથ્યાભિમા-નની નિશાનીઓને ધિક્કારે પણ તેણે વીરપુરુષોને ઉત્પન્ન કર્યા છે, અને પ્રજામા અનેક સદ્‌ગુણ ખીલવ્યા છે બીજા બધા દેશોમા એનો પ્રચાર છે, પણ ત્યા એવા માન માત્ર ઉમરાવકુળમા જન્મેલા માણસોનેજ મળે છે આપણા દેશમા તેમ ન કરતા માણસની લાયકાત જોઇને એવુ માન આપવામાં આવે તો શુ ખોટુ? અમુક માણસે લશ્કરી કે મુલ્કી ખાતામા સારી સેવા બજાવી હોય, કોઈએ ઉમદા ગ્રથ લખ્યો હોય, કોઈએ ઉપયોગી યત્ર બનાવ્યુ હોય કે સુદર ચિત્ર તૈયાર કર્યું હોય તો તેવા માણસોને જાહેરમા માન આપવુ એમા શુ વાધાભરેલુ છે? વળી એ માન આપણે વશપરપરાગત નથી આપનાના કે જેથી કરીને બીજા દેશોમાં એ બદામની અક્કલવાળા સર અને બેરોનેટ કહેવાય છે તેવુ આપણા દેશમા પણ થાય માણસને તેની યોગ્યતાના પ્રમાણમા માન આપ્યાથી મનુષ્યની સમાનતાનો સિદ્ધાંત તૂટતો નથી વળી આ ઇનામ ફર્સ્ટ કૉન્સલથી માડીને નાનામા નાના ખેડુતસુધી સર્વને માટે ખુલ્લા રાખીશુ આવી આવી દલીલોથી નેપોલિયને સામા પક્ષની વિરુદ્ધતા ઓછી કરવાનો પ્રયત્ન કર્યો પણ જ્યારે મત લેવાયા ત્યારે આ દરખાસ્ત પસાર થવા છતા તેના વિરુદ્ધમા ઘણા મત નોધાયા આ માનનીય વર્ગમા છ હજાર માણસો રાખવાના હતા, અને તેમા વધારે ઓછી લાયકાત પ્રમાણે ચાર વર્ગ પાડ-વાના હતા આ વર્ગમા દાખલ થયાની નિશાની તરીકે એક લાલ પટ્ટી આપવાની હતી સામાન્ય સિપાઇ, વૃદ્ધ, સાક્ષર, કુશળ કારીગર, સેનાધિપતિ, સર્વને એકસરખી પટ્ટી આપવાની હતી. ફ્રાન્સને માટે આ પ્રથા એટલી જરૂરી જણાઈ છે કે ત્યાર પછી ને દેશમા અનેક રાજ્યક્રાંતિઓ થઈ ગઈ પણ લિજીયન ઑફ ઑનરની પ્રથા તો હજી ચાલુજ છે, અને હવે તો તેની પ્રતિષ્ઠા એટલી બધી વધી ગઇ છે કે કુલીનતાનો ગર્વ રાખનારા ઉમરાવો અને અન્ય દેશોના બાદશાહો પણ નેપો

લિયને સ્થાપેલુ આ માન મેળવવાનો લોભ રાખે છે.

નેપોલિયનની લોકપ્રિયતાની હવે સીમા ન હતી પ્રજા તરફથી તેના પ્રત્યેનો આભાર વ્યાવહારિકરીતે દર્શાવવાને કાંઇક થવું જોઇએ એવી વાત ઘણે ઠેકાણે ચર્ચાવા લાગી ધારાસભામા પણ આ વાત આવી અને પ્રમુખે પોતાના વિચાર નીચેના શબ્દોમાં જાહેર કર્યા —

" જેમણે પોતાનાં સુદર કાર્યોવડે દેશની કીર્તિમાં વધારો કર્યો હોય અથવા આપત્તિમાંથી સ્વદેશનુ રક્ષણ કર્યું હોય તેવા વીરપુરુષોને જાહેર માન આપવાનો રિવાજ દરેક દેશમા પ્રચલિત છે. આપણા દેશમા જનરલ બોનાપાર્ટ કરતા દેશને વધારે આભારી કરનાર બીજો કોઈ પુરુષ છેજ નહિ તેણે પોતાની બુદ્ધિ અને વીરતાવડે અરાજકતાના અધકારમાથી તેમજ બહારનાં આક્રમણમાંથી સ્વદેશને મુક્ત કર્યો છે ફ્રાન્સની મહાન અને ઉદાર પ્રજા આવા ઉપકારની યોગ્ય કદર કર્યા વગર રહેશેજ નહિ પ્રજાએ તેના પ્રત્યેનો આભાર અને પ્રેમ બતાવવા માટે શુ કરવુ તે વિષે તેના સાથે મસલત કરવાને એક ડેપ્યુટેશન તરતજ મોકલવામાં આવ્યુ. તેમણે તેનાં કાર્યોનાં અને ગુણના વખાણ ઘણી સુદર ભાષામાં કર્યા તે સાંભળ્યા પછી તેણે તેનો આ પ્રમાણે ઉત્તર વાળ્યો —

"મને જે કાર્ય સોપવામાં આવ્યુ હતુ તે મે પૂર્ણ કર્યું છે એમ જાણીને થતા આત્મસતોષ સિવાય બીજી કીર્તિની મને સ્પૃહા નથી. મારા સ્વદેશબધુઓના પ્રેમ સિવાય બીજા ઇનામની હું ઇચ્છા રાખતો નથી. તેમના ઉપર પડતાં દુ ખને હુ મારી મોટામા મોટી વિપત્તિરૂપ માનુ છુ, મારા દેશની સેવા કરી શકુ તેટલા માટેજ હુ મારી જિંદગીને વહાલી ગણુ છુ અને મરતી વખતે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની અચળ કીર્તિ અને આબાદી જોઇને મરૂ તો મરણ પણ મને આકરૂ નહિ લાગે, એવી જો મારા દેશબાંધવોને ખાત્રી થતી હોય તો મને પૂરતો સતોષ થશે "

ત્યારે હવે તેને આપવુ શુ ? દોલતની તેને દરકાર નથી, લાખો કરોડો સોના મોહોરના ઢગલા તેની આગળ ધરવામા આવ્યા પણ તે ન લેતા તેણે સ્વદેશને અર્પણ કરી દીધા આરામ, વિલાસ તરફ તો તેને રુચિજ નથી સ્મરણસ્તભોને પણ તે સાધ્ય નહિ પણ સાધનરૂપ માને છે તેને માત્ર સત્તાજ વહાલી છે જેનો ઉપયોગ તે લોકોના કલ્યાણમાટે કરી શકે

પરતુ સવાલ એ થયો કે તેની પાસે હાલ જે સત્તા છે તેમા કયે રસ્તે વધારો કરવો ? તેને કયી સત્તાની ઉણપ હતી ? તે ચક્રવર્તી રાજાના જેટલી સત્તા ધરાવતો હતો ધારાસભા, વડીધારાસભા, અમલદારમંડળ સર્વ તેની મરજી અધીન હતા તેની કૉન્સલ તરીકેની નિમણૂક દશ વર્ષ માટેની હતી તેમા કાં તો બીજા દશ

વર્ષનો વધારો કરી આપવો અથવા તો તે જીવનપર્યંત એ પદવી ભોગવે એવો ઠરાવ પસાર કરવો આ બે સિવાય ત્રીજો રસ્તો ન હતો તેને પોતાને શુ પસદ હતુ તે જાણવાને પ્રજાના નેતાઓએ, અને વડીધારાસભાના સભ્યોએ ઘણાં ફાંફા માર્યાં, પણ કશુ જણાયુ નહિ તેને રાજા થવાની ઇચ્છા હોય તો તેને માથે રાજ્યમુકુટ પહેરાવવાને પણ પ્રજા તૈયાર હતી, પણ તેણે તો માત્ર એટલુજ કહ્યુ કે વડી ધારાસભાને જે કરવુ હોય તે કરે તેઓ જે કરશે તેમા મારી સમતિ છે

૧૮૦૨ના મે માસની ૮ મી તારીખે નેપોલિયનની ફર્સ્ટ કૉન્સલ તરીકેના હોદ્દાની મુદતમા બીજા દશ વર્ષનો વધારો કરી આપવાનો ઠરાવ પસાર થયો તેણે તેનો આભારસૂચક ઉત્તર આપ્યો

ત્યાર પછી વડીધારાસભાની એક ખાસ બેઠક કરવામા આવી અને તેની આગળ બે ઠરાવ રજૂ થયા (૧) નેપોલિયનને જીવનપર્યંત ફર્સ્ટ કૉન્સલની પદવી આપવી કે નહિ ? (૨) તેના પોતાના પછી આવનાર કૉન્સલની નિમણુક કરવાનો અધિકાર તેને આપવો કે નહિ ? બીજા ઠરાવ પ્રમાણે કરવાથી તો પ્રજાસત્તાક રાજ્યના ઓથા નીચે રાજાસત્તાક રાજ્યતંત્ર લાવવા જેવુ હતુ

આ બેઉ ઠરાવવિષે નેપોલિયનનો મત પૂછવામા આવ્યો તેણે સર્વની અજાયબી વચ્ચે બીજો ઠરાવ તો તદ્દન રદ્દ કર્યો આમ કરવામા તેનો ખરો હેતુ શો હતો તે બાબતમા ઇતિહાસ લખનારાઓ જૂદા જૂદા અનુમાન કરે છે, અમુક કાર્ય કરવામા કરનારનો ખરો હેતુ શો છે તે વિષે ચોક્કસપણે મત આપવો એ જોખમભરેલુ છે, પણ નેપોલિયને જે નીતિનો અગીકાર કર્યો તેમા તેનુ નિર્લોભીપણું અને ઉદારતા તો જણાઇજ આવે છે પહેલી દરખાસ્તના જ્યારે મત લેવાયા ત્યારે તેની વિરુદ્ધમા માત્ર આઠેક હજાર મત હતા અને તરફેણમા ૩૫૬૮૮૮૫ મત પડયા હતા કોઈપણ રાજ્યકર્તાની ચૂટણી આટલી બધી ભારે વધુમતીથી ભાગ્યેજ થઈ હશે

અન્ય રાજ્યોના એલચીઓ અને પ્રજાના પ્રતિનિધિઓના અભિનદન નેપોલિયન સ્વીકારે તેને માટે એક ભવ્ય રાજદ્વારી મહોત્સવ પાળવાનો દિવસ મુકરર કરવામાં આવ્યો ટ્યુલેરીસ રાજમહેલથી લક્ઝેમ્બર્ગ સુધી માર્ગની બેઉ બાજુએ ભભકાદાર લશ્કરી પોશાકમા સજ્જ થએલા સિપાઇઓ હારબધ ગોઠવાઇ ગયા હતા અને તેમની વચમાં થઇને આઠ ઘોડાની ગાડીમાં બેસીને નેપોલિયન અને તેના દરબારીઓની સ્વારી જવાની હતી એ દેખાવ જોવાને આખા પારિસ નગરની વસ્તી એકત્ર થઇ હતી અને તેમના હર્ષનાદથી દિશાઓ ગાજી રહી હતી પોતાને મળેલા અભિનદન પત્રોના ઉત્તરમાં નેપોલિયને કહ્યુ કે —

" દરેક દેશજનનુ જીવન તેનુ પોતાનુ નહિ પણ તેના દેશનુ છે. ફ્રેન્ચ પ્રજાની



# प्रकरण २५ मु—एमेननी सुलेहनो भंग



નેપોલિયનને જીવનપર્યંત અનિયત્રિત સત્તા આપવામા આવી એ સમાચારથી યૂરોપના તમામ રાજ્યોમા સતોષની લાગણી ફેલાઇ ગઇ, કેમકે પ્રજાસત્તાક રાજ્યના સિદ્ધાતોની તેમની પ્રજા ઉપર થતી અસરની તેમને જે મોટી ધાસ્તી હતી તે આથી ઓછી થઇ અને ફ્રાન્સનુ રાજ્યતત્ર તેની આસપાસના દેશોના રાજ્યતત્ર સાથે વધારે સામ્યતા ધરાવતુ થયુ ઇગ્લડના મુખ્ય પ્રધાને પણ ફ્રેન્ચ રાજપ્રતિનિધિને ખાત્રી આપી કે આ બનાવને બ્રિટિશ સરકાર અત કરણપૂર્વક અનુમોદન આપે છે પ્રશિયાના રાજાએ, રશિયાના ઝારે અને આસ્ટ્રિયાના રાજકર્તાએ પણ નેપોલિયનને અભિનદન આપ્યુ નેપલ્સની ગર્વિષ્ઠ રાણીએ પણ ફ્રેન્ચ રાજદૂતને મોઢે પોતાનો સતોષ જાહેર કરતા કહ્યુ કે "જનરલ બોનાપાર્ટ મહાન્ વ્યક્તિ છે તેણે મને અગત નુકસાન કર્યું છે તોપણ તે બુદ્ધિમાન છે એમ તો મારે કહેવુજ પડે છે ફ્રાન્સની અરાજકતાને અકુશ નીચે આણીને તેણે યૂરોપની સેવા બજાવી છે તેણે પોતાની યોગ્યતાને લીધેજ પોતાના દેશનુ રાજ્યતત્ર પ્રાપ્ત કર્યું છે હુ મારા કુટુબના રાજકુમારોને તેનોજ દાખલો લેવાનુ શીખવુ છુ, અને તેની અદ્ભુત કારકીર્દીનુ મનન કરવાનો આગ્રહ કરૂ છુ "

પણ ઈગ્લડ અને ફ્રાન્સ વચ્ચેની મુશ્કેલીઓ દિવસે દિવસે ઝપાટાબધ વધતીજ જતી હતી ફ્રાન્સની સાથે સલાહ થયા પછી ઈગ્લડે પોતાના માલના વેચાણની જે આશા રાખી હતી તેમા તેને નિરાશા મળી ઈગ્લડનો મુખ્ય ઉદ્યોગ સુતરાઉ કાપડ અને લોખડનો સામાન બનાવવાનો હતો, પણ આ બાજુએ નેપોલિયને પોતાના દેશના હુન્નર ઉદ્યોગનો વિકાસ કરવાના હેતુથી એવો હુકમ કર્યો હતો કે જે માલ દેશમા બની શકતો હોય તે માલની પરદેશમાથી જરા પણ આયાત ન કરવી પિટ્ટ અને તેના મડળનો લાગવગ હજી પણ પુષ્કળ હતો નેપોલિયનને દિવસે દિવસે વધારે બળવાન બનતો જોઇને તેમનો ઈર્ષ્યાગ્નિ પ્રજ્વલિત થયો અને તેથી જેને તેઓ "ફ્રાન્સનો લોભ" કહેતા હતા તેની વિરુદ્ધ અગ્રેજી વર્તમાનપત્રોમાં સખત

લખાણુ લખવા લાગ્યા ફ્રાન્સના પદભ્રષ્ટ થએલા રાજાના પક્ષકારો, જેમણે નવુ રાજ્યબંધારણ સ્વીકારવાને ના પાડી હતી અને હજી પણ એ રાજાના વંશજોને ફરીથી ફ્રાન્સની ગાદીએ બેઠેલા જોવાને ઇચ્છતા હતા તેમને ઘણાખરાને ઇંગ્લંડે આશ્રય આપ્યો હતો

ફ્રાન્સની સાથેની લડાઇમાં તેઓ ઇંગ્લંડના સહાયક હતા એવા વિપત્તિગ્રસ્ત માણસો તરફ સહાનુભૂતિ બતાવ્યા વગર બ્રિટિશ સરકારને કેમ ચાલે ? તેમ ન કરે તો તેમની ઉદારતામા ખામી આવે. એ પરદેશીઓને વળી દયાળુ બ્રિટિશ સરકારે પેન્શન બાંધી આપ્યા હતાં, અને એ પેન્શન લેનાર ગૃહસ્થો નેપોલિયનનુ ખૂન કરવાના કાવત્રા રચતા હતા અને તેને ગોળીથી મારી નાખવા માટે મારાઓ મોકલતા હતા નેપોલિયન ક્રોધ સાથે ફરિયાદ કરતો કે તેનુ ખૂન કરવા આવનાર મારાઓને બ્રિટિશ સરકાર તરફથી પગાર મળે છે

પેલ્ટિયર નામના એક શખસે નેપોલિયન, તેની સ્ત્રી, તેના ભાઇઓ, બહેનો સર્વને વિષે ઘણી નીચમા નીચ બદનક્ષીભરેલી પત્રિકાઓ ઇંગ્લંડમા છૂટે હાથે વહેંચી, તેમા નેપોલિયનના કુટુબીઓ ઉપર હલકામા હલકા અને ભયકરમાં ભયકર કમકમાટી ઉપજાવે એવા દુર્ગુણોનો આરોપ મૂક્યો હતો એ પત્રિકાનો ફેલાવો આખા ઇંગ્લડમા અને અમેરિકામા કરવામા આવ્યો લોકો ઉપર તેની ઘણી અસર થઇ આવા ગલીચ હેવાલનો ફેલાવો કરવામા ઘણા માણસો રસપૂર્વક ભાગ લેતા, કેમકે તેમને તો ગમે તેમ કરીને નેપોલિયનની લોકપ્રિયતા ઓછી કરવી હતી અને ફ્રાન્સ સાથે ફરીથી લડાઇમા ઉતરવાની તરફેણમાં લોકલાગણી મજબૂત કરવી હતી ઇંગ્લડમા પોતાની આવી હલકી બદનક્ષીભરેલી પત્રિકાનો શામાટે અટકાવ કરવામા આવતો નથી એવી નેપોલિયને ફરિયાદ કરી પણ જવાબ મળ્યો કે ઇંગ્લડમા છાપખાના સ્વતત્ર છે માટે તમારે ઇંગ્લડની અદાલતમાં એ વિષે કાયદેસર ફરિયાદ કરવી હોય તો કરો આવા ખોટા આળ પ્રજાની લાગણીઓ ઉશ્કેરે છે અને યૂરોપને ફરીથી રુધિરપ્લાવિત કરનાર યુદ્ધની આ રીતે તૈયારી થાય છે તે નેપોલિયન સારી પેઠે જાણતો હતો

એમેનની સુલેહના કોલકરારમા એવી સરત હતી કે અગ્રેજોએ અને ફ્રેન્ચોએ બેઉએ મિસર ખાલી કરવુ અને અગ્રેજોએ માલ્ટા ટાપુનો કબજો તેના અસલ માલિક સેંટ જોનના નાઇટસ ટેમ્પ્લર્સને સોંપી દેવો માલ્ટાનો અભેદ્ય કિલ્લો ભૂમધ્ય સમુદ્ર અને મિસરની ચાવીરૂપ હતો તેથી કરીને એ ટાપુનો કબજો છોડતી વખતે નેપોલિયને સામી એવી સરત કરાવી લીધી હતી કે ઇંગ્લડે પણ તેમજ કરવુ પડશે કરાર ઉપર બેઉ પક્ષની સહીઓ થઇ ગઇ હતી નેપોલિયને તરતજ પ્રમાણિકપણે એકે એક સરતનો અમલ કર્યો માલ્ટાનો કબજો છોડવામા કેટલાક અનિવાર્ય

કારણોને લીધે ઈંગ્લંડને વિલંબ થયો, પણ તે માટે આપણે તેને જવાબદાર ગણતા નથી, પરંતુ હવે તો સુલેહના ખરડા ઉપર સહી થવાને એક વર્ષ થઈ ગયું હતું. માલ્ટા છોડવાને જે હરકતો હતી તે બધી દૂર થઈ ગઈ હતી, પરંતુ હજી પણ ઈંગ્લંડનાં લશ્કર મિસરમાં તેમજ માલ્ટામાં પડી રહ્યાં હતાં ઈંગ્લંડના રાજદ્વારીઓને માલ્ટા જેવું અગત્યનું મથક છોડવાની મરજી ન હતી તેથી તેઓ ઉપલા કરારનો ભંગ કરવાને ગમે તેમ કરીને બહાના ખોળતા હતા ઈંગ્લંડના વર્તમાનપત્રોમાં તેમજ પાર્લામેન્ટમાં પણ એવો સવાલ ચર્ચાવા લાગ્યો કે ફ્રાન્સ આટલું બધું, ઈંગ્લંડને ધાસ્તી ઉપજાવે એવું બળવાન થતું જાય છે તે જોતાં ઈંગ્લંડ પોતાનું વચન પાળવાને બંધાયલું છે કે?

આ અપ્રમાણિકતાની સામે ફૉક્સે ઘણી ઉદારતાથી અને જુસ્સાથી ધૂંબારો કર્યો તેણે કહ્યું, "અલબત્ત, ફ્રાન્સ બળવાન બનતું જાય છે—એક ચૂસ્ત અંગ્રેજ ઇચ્છે તે કરતાં તે વધારે બળવાન બને છે એ વાત ખરી પણ તેથી કરીને શું આપણને ગંભીર કોલકરાર તોડવાનો હક્ક છે? આપણે ધરતા હતા તે કરતાં ફ્રાન્સનું બળ વધતું જાય છે તે આપણે દેખી ખમી શકતા નથી, પણ તેથી આપણે યૂરોપની પ્રજાઓની સમક્ષ કરેલા ગંભીર કોલકરાર તોડીને ઈંગ્લંડની આબરૂને કલંકિત કરવી જોઈએ?"

નેપોલિયન તો અંતઃકરણપૂર્વક સુલેહજ ઇચ્છતો હતો તેણે તો પોતાના દેશને સમૃદ્ધ કરવાને, તેમાં આંતરિક સુધારા કરવાને મહાભારત કામોની યોજના ઘડી હતી આલ્પ્સ પર્વતને ફોડીને વિશાળ રસ્તાઓ બનાવવામાં ફ્રાન્સના હજારો કારીગરો કામે લાગી ગયા હતા કિલ્લાઓના અને નહેરોના બાંધકામ તરફ તે આતુરતાથી ધ્યાન આપી રહ્યો હતો તેના હાથમાં અનિયંત્રિત રાજસત્તા આવી હતી અને પ્રજા તેના ઉપર ફિદા થઈ ગઈ હતી સુલેહશાંતિના મીઠા ફળ તે અનુભવતો હતો અને પોતાને યૂરોપમાં સુલેહ પ્રવર્તાવનાર માનીને મનમાં પ્રસન્ન થતો હતો તેણે પોતાના સૈન્યને રજા આપી હતી, અને તેનું તમામ લક્ષ દેશની આદ્યોગિક ઉન્નતિ કરવા પાછળ લાગ્યું હતું આથી કરીને લડાઈ અટકાવવા માટે તેણે ઘણીજ ખામોશ અને સમાધાનવૃત્તિથી બનતો યત્ન કરી જોયો

અંગ્રેજ રાજપ્રતિનિધિ લૉર્ડ વ્હીટવર્થ અને તેની બાનુનું અત્યંત કાળજી અને વિનયપૂર્વક સન્માન કરવામાં આવ્યું તેમના માનમાં ભવ્ય મિજલસો કરી નેપોલિયનના બેઉ સહકારી કૉન્સલો પણ આ નામાંકિત અંગ્રેજ પરોણાઓની મહેમાની કરવા અડધા અડધા થઈ જતા હતા ઈંગ્લંડની સાથે મૈત્રીભાવ જાળવવાને આટલા બધા યત્ન કર્યા છતાં કશું સારૂં પરિણામ આવ્યું નહિ. હજી પણ બ્રિટિશ સરકારે પોતે આપેલા વચનની વિરુદ્ધ જઈને માલ્ટાનો કબજો છોડ્યો નહિ આખરે તેમણે

નિષ્કપટપણે માગણી કરી કે માલ્ટા તો ઈંગ્લંડને આપવોજ પડશે નેપોલિયનને અત્યંત ક્રોધ ચડયો તેણે કહ્યું, "ફ્રાન્સને સલાહ કરવી છે પણ આબરૂદાર પ્રજાને ઘટે તેવી મને કરવી છે" તેણે અંગ્રેજ રાજપ્રતિનિધિને મળીને તેને પોતાના વિચાર અને નિશ્ચય ખુલ્લે ખુલ્લા શબ્દોમા સમજાવી દેવાનો ઠરાવ કર્યો

તેણે લૉર્ડ વ્હીટવર્થને પોતાના મંત્રણામંદિરમા આવવાનુ નિમંત્રણ મોકલ્યુ એક મોટા ટેબલની એક બાજુએ પોતે બેઠો અને તેની સામેની બાજુએ અંગ્રેજ રાજપ્રતિનિધિને આસન આપ્યુ તેણે કહ્યુ, "મારા ખરા અભિપ્રાયની અને ભવિષ્યમાં હું કેવા પગલાં લઈશ તેની આપને ખાત્રી થાય તે માટે તમારી સાથે રૂબરૂમા વાતચીત કરવાની મારી ઇચ્છા છે" પછી પોતાની અપ્રતિમ જુસ્સાદાર, મનોવેધક અને અત્યંત સ્પષ્ટ ભાષામા તેણે ફ્રાન્સ અને ઈંગ્લંડના વ્યવહારનો અથથી ઇતિસુધી હેવાલ રજૂ કર્યો ત્યાર પછી તેણે છેવટમા કહ્યુ કે "ઈંગ્લંડની સાથે સારો સબંધ જાળવવા માટે જે જે પ્રયત્નો કર્યા તેનો ઉત્તર મને ઈંગ્લંડે મિત્રભાવે આપ્યો નથી ત્યાંના વર્તમાનપત્રો મારે માટે વેરઝેરથી ભરાયલા લખાણ પ્રકટ કરે છે ત્યાં આવી રહેલા ફ્રેન્ચોના પત્રોને બ્રિટિશ રાજનીતિ પ્રમાણે ન આપી શકાય એટલી બધી હદ બહારની છૂટ આપવામા આવી છે મારૂ ખૂન કરવા માટે કાવત્રાં કરનારાઓને ઈંગ્લંડ તરફથી પેન્શનો આપવામા આવ્યા છે એ લોકો વારવાર ફ્રાન્સ આવીને અહિ આભ્યંતરિક કલહ ઉભો કરવાની ખટપટ કરે છે ફ્રાન્સના પદભ્રષ્ટ થએલા રાજવંશીઓને રાજકર્તાઓને ઘટતુ માન આપવામા આવે છે તેમના માણસો ઇટાલિ અને સ્વિટ્ઝર્લૅન્ડમા પણ ફ્રાન્સની સામે ખટપટ ઉભી કરવાને કોશેષ કરતા ફરે છે ઈંગ્લંડથી આવતી એક એક વાયુની લહેરમાં વેર અને અપમાનની ગંધ આવે છે હવે અમે એવી સ્થિતિમા મુકાયા છીએ કે અમારે આમાથી મુક્ત થવુજ પડશે. તમારે એમેનના કોલકરાર પાળવા છે કે નથી પાળવા? મે મારા તરફથી તમામ સરતોનો પૂરેપૂરો એકનિષ્ઠાથી અમલ કર્યો છે એ કોલકરાર પ્રમાણે મારે નેપલ્સ અને રોમના રાજ્યો ત્રણ મહિનામા ખાલી કરવાના હતાં મે એજ મહિનામા ત્યાંના ફ્રેન્ચ લશ્કરને બોલાવી લીધુ, પણ આજે દશ દશ મહિના થયા તોપણ હજી અંગ્રેજ લશ્કર તો માલ્ટા અને મિસરમાથી ખસ્યુજ નથી આ બાબતમા મને ઠગવાની કોશેષ કોરટ છે તમારે સલાહ જોઇએ છે કે લડાઇ કરવી છે? જો તમારે લડાઇજ કરવી હોય તો તેમ ખુલ્લે ખુલ્લુ કહી દો અમે જરા પણ કચાશ રાખ્યા વગર લડવા તૈયાર છીએ જો તમારે સલાહજ કરવી હોય તો માલ્ટા અને મિસર ખાલી કરો"

"માલ્ટાનો કિલ્લો દરિયાઈ દૃષ્ટિબિન્દુથી ઘણો અગત્યનો છે, પણ તે કરતાં પણ હુ તેને વધારે અગત્યનો માનુ છુ કારણ કે ફ્રાન્સનુ સ્વમાન તેની સાથે જોડાયલુ છે જે ગંભીર સુલેહનામા ઉપર અમે સહી કરી તેની કલમનો અમે ભંગ થવા

દઇએ તો દુનિયા અમારે માટે શુ બોલશે ' તેમ કરીએ તો અમારા બળ ઉપર સૌને શકા આવે મારો નિશ્ચય થઇ ચૂક્યો છે હું તમને માલ્ટા આપુ તે કરતા પારિસ આપવાનું વધારે પસદ કરૂ "

"સુલેહ જાળવવા હું કેટલો ઇન્તેજાર છુ તે વિષે જો તમને શક આવતો હોય તો મારી હકીકત સાભળો અને પછી મારી દાનત સાચી છે કે નહિ તેની તુલના કરજો મારી નાની ઉમર છતાં મે જે સત્તા અને કીર્તિ મેળવી છે, તે તમામ કીર્તિ અને સત્તાને એક જીવસટોસટની લડાઇમા ઉતરીને જોખમમાં નાખવા શુ હુ રાજી છુ ? જો મારે આસ્ટ્રિયા સાથે લઢવુ હોય તો મારે માટે વિયેના જવાનો માર્ગ હુ કરી શકુ છુ જો મારે તમારી સાથે લડાઈમા ઉતરવુ પડશે તો યૂરોપ-ખડના એકેએક રાજ્યને હુ તમારાથી વિખુટુ પાડવા શક્તિવાન છુ તમે અમને ઘેરી લેશો પરતુ હુ પણ તમને તેવીજ રીતે ઘેરી શકીશ તમે અમને યૂરોપખડમાંજ પૂરી મૂકશો તો હુ પણ તમને સમુદ્રોમાજ પૂરી રાખીશ, છતાં પણ લડાઇનુ સફળતાસહિત છેવટ લાવવા માટે એના કરતા પણ વધારે બળ બતાવવાની જરૂર છે દોઢ લાખ યોદ્ધાઓનુ સૈન્ય અને વિશાળ કાફલો અમારે તૈયાર કરવો પડશે તે અમે કરી શકીશુ હું કા તો ઇગ્લીશ ખાડી ઓળગીને લડનના દરવાજા આગળ આવી ઉભો રહીશ અથવા તો મારી કીર્તિ, મારી જિદગી, મારૂ ભવિષ્ય, મારૂ સર્વસ્વ લઇને મારે સમુદ્રને તળીએ ડૂબવુ પડશે તો હુ ડૂબીશ ઇગ્લડપર ચઢાઇ કરવી એ ભયકર સાહસ છે, પણ જો તમે મને ફરજ પાડશો તો છેવટે મારે તે પણ કરવુ પડશે "

પછી લૉર્ડ વ્હીટવર્થની અજાયબી વચ્ચે આ સાહસ ખેડવામાં કેવા કેવા જોખમ સમાયલા છે, વહાણુ, સૈન્ય, દારૂગોળો તથા બીજી યુદ્ધસામગ્રી એકઠી કરવા માટે શી શી તૈયારી કરવી પડશે, અગ્રેજ કાફલાની નજર ચૂકાવવામા કેટલી કેટલી મુશ્કેલીઓ નડશે તે બધુ ખુલા દિલથી કહ્યા પછી તેણે જણાવ્યુ કે "અમે જીતીએ તે કરતા અમારો વિનાશ થવાનો સભવ વધારે છતા મારે તે સાહસ ખેડવુંજ પડશે તમે જુઓ છો કે અત્યારે મારી પાસે દોલત છે, સત્તા છે અને મારા દેશમા સુલેહ છે, છતા હુ શામાટે તે સર્વને જોખમમા નાખુ ? હવે હુ ખરા અતકરણથી બોલું છુ કે નહિ તેનો તમે વિચાર કરી જુઓ "

"માટે બહેતર છે કે હું અને તમે બેઉ સુલેહની સરતો પાળીએ તમારે માલ્ટા ખાલી કરવો જોઇશે તમારાથી મારૂં ખૂન કરવાનો પ્રપચ કરનારાને આશ્રય નહિ અપાય. ઇગ્લડનાં વર્તમાનપત્રો ભલે મારી બદનક્ષી કરે પણ પેલા કગાલ દેશદ્રોહી ફ્રેન્ચોને કાયદા પ્રમાણે તમારે દેશપાર કરવા જોઇએ આપણે બેઉ એક થઇએ તો જગત્ ઉપર આપણે કેટલું બળ અજમાવી શકીએ તેનો ખ્યાલ કરો ! હુ દશ વર્ષ

મહેનત કરૂ તોપણુ તમારી બરોબરી ન કરી શકુ એવુ બળવાન નૌકાસૈન્ય તમારી પાસે છે, પણુ દુનિયાના કોઇ પણુ ભાગમા મારી સાથે આવવા તૈયાર હોય એવા અદ્વિતીય પાચ લાખ યોદ્ધાઓનો હુ માલિક છુ તમારૂ આધિપત્ય સમુદ્ર ઉપર છે તો મારૂ જમીન ઉપર છે, માટે આપણે અદર અદર લઢી મરવા કરતા આપણાં બળ એકત્ર કરીને આખા જગતનુ ભાવિ આપણી હથેલીમાં રમાડીએ ફ્રાન્સ અને ઈંગ્લડ એક થાય તો માણુસજાતનુ દરેક રીતે કલ્યાણુ કરી શકે "

આટલુ છતા ઈંગ્લડે તો જૂદા જૂદાં બહાના બતાવીને માલ્ટા ખાલી કર્યોજ નહિ, અને બેઉ પક્ષ વચ્ચે કડવાશ વધતી ચાલીને લડાઇની પણુ તૈયારી થવા લાગી

નેપોલિયને એમ પણુ કહ્યુ કે ફ્રાન્સ અને ઈંગ્લડની તકરારનો નિવેડો ન આવે ત્યાસુધી જામીનગીરી તરીકે રૂશિયાને માલ્ટા સોપો ઝારે પોતે પણુ મધ્યસ્થ થવા ખુશી બતાવી આ વાતની પણુ ઈંગ્લડે ના કહી અને કહ્યુ કે ઝાર આ કામ માથે લેવા ખુશી હોય એમ અમે માનતા નથી પછી તેમણે કહેવડાવ્યુ કે અમને માલ્ટાનો કબજો દશ વર્ષસુધી આપવો અને તેના બદલામા અમે ઇટાલિના પ્રજાસત્તાક રાજ્યને રાજ્ય તરીકે સ્વીકારીએ સાથે સાથે પોતાના રાજપ્રતિનિધિને સૂચના કરી હતી કે જો આ સરતો ફ્રાન્સ સાત દિવસની અદર કબૂલ ન કરે તો ફ્રાન્સ છોડી ચાલ્યા આવવુ આવી અપમાનભરેલી સરતો ફ્રાન્સે સ્વીકારી નહિ અને લડાઇ જાહેર કરી છે એવી ફ્રાન્સને નોટીસ મળતા પહેલાં તો ઈંગ્લડે ફ્રાન્સનાં વેપારી વહાણો જ્યા દીઠાં ત્યાંથી પકડી લેવા માંડયાં અને જગત્ ઉપર દાવાગ્નિ ફરીથી સળગી ઉઠયો

આ લડાઇમાટે નેપોલિયન જવાબદાર હતો એવુ સાબિત કરવા માટે એક પણુ ઐતિહાસિક પુરાવો નથી અનેક ઇતિહાસકારો જેમાના કેટલાક તો નેપોલિયનને ઇન્સાફ આપવા કરતા ગેરઇન્સાફ આપવાનુ વધારે વલણુ બતાવે છે તેઓ પણુ આ બાબતમાટે. તો ઈંગ્લડનેજ જવાબદાર ગણે છે દાખલાતરીકે એલિસન શુ લખે છે તે જોઇએ –" જે સજોગો વચ્ચે આ કલહ ફરીથી ઉત્પન્ન થયો તેનુ શાંત ચિત્તે અવલોકન કરતા બ્રિટિશ સરકાર સલાહ તોડવા હદ બહાર આતુર હતી એ વાતની તો ના પાડી શકાતીજ નથી, અને એ બે દેશના અરસ્પરસના વ્યવહાર જોતા અગ્રેજોએજ લડાઇની શરૂઆત કરી એમ કહેવુ પડશે "

લૉકહાર્ટ લખે છે કે "સને ૧૮૦૩ ની ૧૮ મી મેને રોજ ઈંગ્લડે લડાઇ જાહેર કરી, પણુ ત્યાર પહેલાં તો ફ્રાન્સના વહાણુને જ્યા મળી આવે ત્યાથી પકડી લેવાના હુકમ છૂટી ગયા હતા લડાઇ જાહેર થયાના સમાચાર પારિસ પહોંચે ત્યાર પહેલા તો ઈંગ્લડે સાડાસાત કરોડ ફ્રાન્કની કિંમતના માલ સાથે બસે વહાણુ કેદ પકડયા. આ પ્રમાણે ખાનગી મિલ્કત લૂટી લેવાનુ કામ વાજબી હોય કે ગેરવાજબી હોય

પણ એવો રિવાજ લાંબા વખતથી ચાલતો આવેલો હતો અને ઈંગ્લંડ તે પ્રમાણે આવા સંજોગોમા વર્તન કરતું હતું ”

લડાઇ નવેસરથી સળગી તે પ્રસંગે નેપોલિયને પોતાના પ્રધાનમંડળને જે ભવ્ય શબ્દો કહ્યા છે તેનો પડઘો પ્રત્યેક ઉદાર હૃદયમાથી પડયા વગર રહેશેજ નહિ “ જ્યારે અંગ્રેજો આપણને ઈંગ્લીશ ચેનલ કૂદી જવાની ફરજ પાડે છે ત્યારે આપણે કૂદીશું ભલે તેઓ આપણાં થોડા વહાણ અને સંસ્થાનો પડાવી લે, પણ હું તો ખુદ લંડન શહેરમાં મારી હાક વગાડીશ હું તેમને એવી આબાદ શીખામણ આપીશ કે આંખમાંથી રુધિરનાં આંસુ ટપકાવીને તેઓ આ લડાઇ ઉભી કરવા માટે પસ્તાશે. ત્યાના પ્રધાનમંડળે પોતાના રાજાને આખા યૂરોપના દેખતા જૂઠું બોલવાની ફરજ પાડી છે ભૂમધ્ય સમુદ્રને માટે તો હુ કંઠે પ્રાણ આવતાસુધી લઢીશ એકવાર હું ડોવર પહોંચી જાઉં તો પછી સમુદ્ર ઉપરના જુલમગારોનું આવી બન્યુંજ જાણવું વળી જે પ્રજાથી ફ્રાન્સની ચડતી દેખી ખમાતી નથી તેની સાથે આપણે વહેલું મોડુ લઢવું તો પડતજ તો હવે અત્યારેજ કાં ન લઢીએ ? અંગ્રેજોએ આ વખતે અન્યાય કર્યો છે આવો અન્યાય તેઓ કદાચ ફરીથી ન પણ કરે તેમણે સંધિવ્યવહાર પણ નથી કર્યો મને એક કાગળ પણ નથી લખ્યો આ વાતની તો લૉર્ડ વ્હીટવર્થ ના પાડી શકતો નથી છેલ્લા બે મહિના થયા મારૂં તેઓ દરેક રીતે અપમાન કરે છે મે તેમને તેમના અપરાધનો ઘડો ભરવા દીધો છે મે સલાહ માટે પ્રયત્ન કરી જોયા તેમાં તેમને મારામાં નબળાઇની નિશાની જણાઇ, તેથી તેઓ એટલેસુધી ઉદ્ધત બની ગયા કે તેમણે તેમના એલચી પાસે કહેવડાવ્યું કે ‘ આમ આમ કરો, નહિ તો હુ સાત દિવસમા ચલ્યો જઇશ ’ શું એક મહાન્ પ્રજા સાથે વર્તન કરવાની આ તેમની રીત છે ?

લૉર્ડ વ્હીટવર્થને આપણે કહ્યું કે તમારે જે કહેવુ હોય તે કાગળ ઉપર લખો કે જેથી કરીને તેનો કાગળ ફ્રેંચ સરકારની આગળ રજૂ કરી શકાય ત્યારે તે કહે, ‘ ના, મને તો મોઢે મોઢેજ વાત કરવાનો હુકમ મળ્યો છે ’ કોઇ દેશમા મોઢે મ્હોડે સંધિવ્યવહાર થયા હતા ‘ આ ઉપરથી તેમની દાનત જૂઠું બોલવાની અને બોલેલું ફરી જવાની છે એમ સ્પષ્ટ નથી લાગતું ? અને પાછું પોતે શું કર્યું તેની સાબિતી રહે નહિ તેટલા માટે મોઢા મોઢાની વાતો કરે છે ! ચાર કરોડની પ્રજાને તેઓ કાયદા શીખવવા આવ્યા છે પણ તેઓ ખાડ ખાય છે તેઓ એમ સમજે છે કે માત્ર મારી સત્તા જાળવી રાખવાને માટે હુ સલાહ કરવાને આટલો બધો ઇન્તેજાર છુ, પણ તેમની ગણત્રી ભૂલભરેલી છે જરૂર પડશે તો હુ વીસ લાખ માણસોનુ સૈન્ય ઉભું કરી શકીશ. જો આપણે ઈંગ્લંડને આ કરાર તોડવા દઇએ તો આપણી અવનતિ થઇ એમ નક્કી જાણવું એકવાર નમ્યા એટલે પડયાજ હુ તો

એટલેસુધી કહુ છુ કે એ લોકોની આપખુદી અને ઢંગધડા વગરની માગણીઓને તાબે થવુ તે કરતા તો ફ્રાન્સની પ્રજા ઈંગ્લડના રાજાનુ આધિપત્ય સ્વીકારે અને પારિસમા તેની રાજગાદી સ્થાપે તે વધારે સારૂ છે "

"જ્યારે ઈંગ્લડે સલાહ કરવાનુ કબૂલ કર્યું ત્યારે તેની ધારણા એવી હતી કે આપણે અદર અદર લઢી મરીશુ—આપણા સેનાપતિઓ બળવા મચાવશે એ લોકોએ આવી ખટપટ ઉભી કરવાને ફાંફાં તો ઘણા માર્યા પણ તેમનુ કાંઇ ચાલ્યુ નહિ વહેલા મોડા આપણે લઢવુ તો પડશેજ તો અત્યારે લઢી લઇએ આપણે દરિયાઈ વ્યવહાર થાળે પડે તે પહેલા એકસામટુ લઢી લેવુ એજ વધારે સારૂ છે "

વડી ધારાસભામા મુખ્ય પ્રધાને આ બનાવની હકીકત નીચેના શબ્દોમા રજૂ કરી –

"જે શસ્ત્રોવડે ફ્રાન્સે એકવાર યૂરોપનો પરાજય કર્યો હતો તે શસ્ત્ર આજે તે ફરીથી ધારણ કરવા તૈયાર થાય છે, પણ લડાઇ ઉભી કરનાર આપણે નથી, આપણને લડાઇનુ કહેણ મોકલવામા આવ્યુ છે, આપણે તેને નિડરપણે સ્વીકારીશુ અને આપણા તમામ બળથી તેમા મચ્યા રહીશુ આપણો દેશ બીજીવાર યૂરોપની સસ્કૃતિનુ મધ્યબિન્દુ બનશે હવે ઈંગ્લડથી એમ નહિ કહી શકાશે કે સમજ શાસ્ત્રના અમુક નિયમો જોખમમા છે માટે તેને લઢવુ પડે છે જો એમ કહેવાનો કોઇનો અધિકાર હોય તો તે આપણોજ છે જે દેશની સરકાર છેતરવા માટેજ સધિના સદેશા મોકલાવે છે, લડાઇની તૈયારી કરી લેવા માટેજ સલાહ માગે છે અને કોલકરાર તોડવા માટેજ તેના ઉપર સહી કરે છે તેના ગેરવાજબી હુમલાની સામે પ્રજાઓના મૂળ હક્કનુ રક્ષણ કરવા લઢીએ છીએ એમ આપણે કહી શકીશુ લડાઇનુ નિશાન જોતાની સાથેજ આખુ ફ્રાન્સ એકનિષ્ઠાથી આપણા માનીતા સરદારના વાવટા નીચે એકઠુ થઇ જશે વધારે ઉત્સાહ અને હિમત કોણ બતાવે છે તેને માટે તમામ પક્ષના લોકોમા વાજબી હરિફાઇ થવા લાગશે આપણને સર્વને બોનાપાર્ટની બુદ્ધિની જરૂર છે અને આપણે માનીએ છીએ કે આપણી ભવિષ્યની મહત્તા જાળવનાર તે એકલોજ છે "

ઈંગ્લડ પોતાના સકલ્પમા મક્કમ રહ્યુ, અગ્રેજ પ્રતિનિધિએ પારિસ છોડ્યુ અને ફ્રાન્સના પ્રતિનિધિએ લડન છોડ્યુ બેઉ પ્રજાઓ હવે ભયાનક યુદ્ધમા ઝપલાવવાની તૈયારીઓ કરવા લાગી પહેલેજ તડાકે ઈંગ્લડે ફ્રાન્સના બસે વેપારી વહાણો જેમા સાડા સાત કરોડ ફ્રાન્કનો માલ ભરેલો હતો તે કેદ પકડી લીધા અને પછી જે મહાન્ પુરુષે માત્ર સ્વદેશરક્ષણને અર્થેજ પોતાની પ્રજાને યુદ્ધને માટે સજ્જ કરી, તેના ઉજ્જવલ નામને કલકિત કરવા આખા જગત્મા ખોટી હકીકતો ફેલાવી કે નેપોલિયને પોતાના અદમ્ય લોભ અને ખૂનરેજીના શોખને તૃપ્ત કરવા માટે વગર કારણે લડાઇ ઉભી કરી છે આવી નીચતાને કાળામા કાળા અક્ષરે ચીતરીએ તોપણ ઓછુ છે



# प्रकरण २६ मुं–बोलोननी छावणी



નિષ્પક્ષપાત ઇતિહાસકારો એકકેઅવાજે એમેનના કોલકરારના ભંગની જવાબદારી ઇંગ્લંડને માથે નાખે છે નેપોલિયનને આ લડાઇનું સાહસ ખેડવામાં મેળવવાનું કશુંજ ન હતું અને ગુમાવવા જેવું ઘણું હતું સમુદ્ર અને નૌકાસૈન્યથી સુરક્ષિત થએલા શત્રુ ઉપર પ્રહાર કરવા માટે તેણે ઇંગ્લિશ ખાડી ઓળંગીને ઇંગ્લંડમાંજ જવું જોઇએ બધા જાણતા હતા અને તે પોતે પણ કબૂલ કરતો કે આ સાહસ જીવ સટોસટનું હતું ઇંગ્લંડનું કામ તો ઘણુંજ સહેલું હતું એકકેઝપાટે તે ફ્રાન્સના એકેએક બંદર ઉપર હૂમલો કરીને તેના વેપારી વહાણોનો શિકાર કરી શકે અને આખી દુનિયાનો વ્યાપાર પચવી પડે આ લડાઇથી ઇંગ્લંડને તો ફાયદો હતો પોતાના પાડોશીને બળવાન અને સમૃદ્ધ બનતો જોઇને તેને ચિંતા ઉત્પન્ન થઇ હતી પણ હવે તેના વ્યાપારને તારાજ કરી નાખવાનો આ સરસ યોગ હતો આવા બળવાન પ્રલોભનને વશ થઇને બ્રિટિશ પ્રધાનમંડળે લડાઇ ફરીથી ઉભી કરી આવી લાલચને જીતવા માટે પ્રધાનમંડળમાં બેસનાર માણસોમાં સામાન્યરીતે જેટલું નૈતિક બળ હોય છે તે કરતા વધારે બળની જરૂર હતી, પણ મનુષ્યજાતિના કમનસીબે જોર કર્યું અને ઇંગ્લંડથી એ લાલચની સામે ટકી શકાયું નહિ

ઇંગ્લંડનો અધિકાર આખા જગતમાં જામી ગયો હતો સ્પેન, ભૂમધ્ય સમુદ્ર, ઇસ્ટ ઇન્ડિઝ, વેસ્ટ ઇન્ડિઝ, એશિયા, આફ્રિકા, અમેરિકા અને સમુદ્રના અસંખ્ય દ્વીપોમાં તેની ધ્વજા ઉડતી હતી ફ્રાન્સની પાસે માત્ર પાર્મા, પિડ્મોન્ટ એવાં એવાં ક્ષુદ્ર રાજ્યોજ હતા અને તેની આસપાસના પ્રતિકૂળ રાજ્યોની સામે તે પોતાના બાહુબળથી બચાવ કરી રહ્યું હતું, છતાં ઇંગ્લંડ કહેતું કે ફ્રાન્સની લોભવૃત્તિથી જગત ખાતરીમાં છે આ વાતની યથાર્થતાવિષે નેપોલિયને શંકા ઉઠાવી પણ તેનો ઉત્તર ઇંગ્લંડે પોતાના વહાણની તોપોવડે આપ્યો

ઇંગ્લંડ—"તમે દેશનિકાલ થએલા બુર્બોન રાજાની ગાદીએ બેઠા છો."

નેપોલિયન—" તમારો રાજા દેશનિકાલ થએલા સ્ટ્અર્ટ રાજાઓની ગાદીએ

બેઠો છે ”

ઈંગ્લંડ—“ પણ ફ્રાન્સનો ફર્સ્ટ કૉન્સલ ઇટાલિના પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ છે ”

નેપોલિયન—“ ઈંગ્લંડનો રાજા હૅનોવરના રાજ્યનો ઇલેકટર છે ”

ઈંગ્લંડ—“ તમારાં લશ્કર સ્વિટ્ઝર્લૅન્ડમાં છે ”

નેપોલિયન—“ તમારૂં લશ્કર સ્પેનમાં છે અને જિબ્રાલ્ટરના ખડક ઉપર તો તમે કિલ્લો પણ બાંધ્યો છે ”

ઈંગ્લંડ—“ તમે ઘણા લોભી છો તમે સંસ્થાનો વસાવવાની કોશીષ કરો છો ’

નેપોલિયન—“ પણ તમારે દશ સંસ્થાનો છે ત્યારે અમારે તો માત્ર એકજ છે ”

ઈંગ્લંડ—“ અમે માનીએ છીએ કે તમે મિસર પડાવી લેવા માગો છો ”

નેપોલિયન—“ પણ તમે તો આખો હિંદુસ્તાન પડાવી લીધો છેજ ”

બસ, હવે ઈંગ્લંડનો ક્રોધ માતો નથી તે પોકાર કરે છે –“ નેલ્સન, ઝોકાવ તારાં વહાણ ! વેલિંગ્ટન, લશ્કર તૈયાર કર ! આ માણસને તો દાબીજ દેવો જોઇએ તેના લોભથી જગતની સ્વતંત્રતાને દહેશત રહે છે અંગ્રેજ ઇતિહાસકારો ! જગતને જાહેર કરો કે પરરાજ્ય પચાવી પડનાર બોનાપાર્ટ તેના લોભ અને અહંકારથી યૂરોપમાં લોહીની નદીઓ વહેવડાવે છે ”

અંગ્રેજ પ્રતિનિધિએ પારિસ છોડયું અને ફ્રેન્ચ પ્રતિનિધિ તો લંડનમાં હજી હતો, તેટલામાં તો લડાઇ જાહેર કર્યા અગાઉ સમુદ્રની રાણીનાં (ઇંગ્લંડ) ચાલાક, સર્વત્ર વહાણોએ ફ્રાન્સનાં વેપારી વહાણ વીણી વીણીને પકડવા માંડયાં કેટલાંક વહાણ તો માલથી ભરેલા લંડનના બારામાંજ પડયાં હતાં આ દુઃખદ સમાચાર નેપોલિયનને કાને આવ્યા તે પહેલાં લડાઇ જાહેર કર્યાની કશી ખબર તેને મળીજ ન હતી

હવે તેને પૂરેપૂરો ક્રોધ ઉપજ્યો આના બદલામાં તેણે કઠોર પણ ઇંગ્લંડનું કૃત્ય જોતાં વાજબી પ્રહાર કર્યો મધ્યરાત્રિએ તેણે પોલિસખાતાના વડા પ્રધાનને બોલાવ્યો અને હુકમ કર્યો કે અઢાર અને સાઠ વર્ષની વચ્ચેના જેટલા અંગ્રેજો રાજમાં હોય તેમને એકદમ કેદ કરવા, અને ઈંગ્લંડે કેદ કરેલા ફ્રેન્ચોની જામીનગીરી તરીકે આપણા કબજામાં રાખવા આ સમાચારથી ઈંગ્લંડના શાંત સુખી કુટુંબો ઉપર દુઃખ અને શોકનો પ્રબળ આઘાત થયો, કારણ કે હજારો પ્રવાસીઓ નિશ્ચિતપણે ફ્રાન્સમાં સહેલ માટે નીકળી પડયા હતા, અને તેઓ સમજતા હતા કે દુશ્મનાવટ શરૂ કરતાં પહેલાં રીતસર લડાઇ જાહેર કરવામાં આવશે તેમનાં કુટુંબીઓના કલેશનું વર્ણન કરવું અશક્ય છે ઘણા ખરા પ્રવાસીઓ કેળવાયલા અને ખાનદાન કુટુંબના હતા તેમને સ્ત્રીઓ હતી, છોકરા હતા, ભાઇઓ હતા, બેનો હતી બાર બાર વરસસુધી આ કમનસીબ માણસોને દેશવટો ભોગવવો પડયો ઘણા મરી ગયા અને ફ્રાન્સની માટીમાં

તેમની માટી મળી ગઇ તેમના બાળકો મોટાં થયાં પણ બાપનુ મો તેઓ જોવા પામ્યાં નહિ અને તેઓ જીવે છે કે મરી ગયા છે તેના સમાચાર આપનાર કોઇ હતું નહિ. ! વહુઓ, દીકરીઓ સંતાપથી, નિરાશાથી બળી જળીને કમોતે કરમાઇ ગઈ

આ ઘોર સંગ્રામનો સૂત્રધાર પિટ્ટ અમાનુષિક બુદ્ધિ અને શક્તિસંપન્ન હતો, પણ તેના અંતઃકરણમાં પ્રેમ અને દયા જેવા કોમળ ભાવોનો અભાવ હતો. તેને ન હતી પ્રજા અને ન હતી સ્ત્રી પોતાના દેશનુ ગૌરવ એજ તેના જીવનનો આદર્શ હતો અને પ્રીતિ, અનુકંપા વગેરે કોઇ પણ જાતની લાગણીની તેના પ્રશાંત અને લાગણી-શૂન્ય હૃદય ઉપર કશી અસર થતી નહિ

અંગ્રેજોએ તેમના ફ્રેન્ચ કેદીઓને નાના કંગાલ મછવાઓમાં પૂરી રાખ્યા ત્યાં તેમના ઉપર જે દુઃખો પડયા તેનો ખ્યાલ પણ આપણને આવી શકતો નથી નેપો-લિયને અંગ્રેજ કેદીઓમાંથી જેઓ લશ્કરી અમલદારો હતા તેમનેજ કબજામાં રાખ્યા, બાકીનાઓને કિલ્લેબંદી શહેરમાં છૂટથી ફરવા હરવા દીધા ફ્રેન્ચ કેદીઓ ઉપર થતો જુલમ જોઇને તેને ઘણીવાર ક્રોધ ચડતો અને અંગ્રેજ કેદીઓ ઉપર સાટું વાળવાની વૃત્તિ થઈ આવતી, પણ તેની સ્વાભાવિક દયાળુતા હમેશાં સર્વોપરિ થતી અને વૈરની ઇચ્છાને દબાવી દેતી. આ નરપરાધી માણસોને કેદ પકડયાં તે માટે બ્રિટિશ રાજ-દ્વારીઓએ નેપોલિયનની સામે સખત પોકાર ઉડાવ્યો

નેપોલિયન કહે, " તમે નિશ્ચિંતપણે દરિયામાં સફર કરતા ફ્રેન્ચોને કેદ કર્યાં તેનુ શુ ?" ઇંગ્લંડે ઉત્તર આપ્યો, "સમુદ્ર ઉપર શત્રુરાજ્યનુ જે કાંઈ હાથ આવે તે બધુ પકડી લેવાનો રિવાજ છે માટે તે વાજબી છે "

નેપોલિયને સામો ઉત્તર વાળ્યો કે " જમીન ઉપર શત્રુરાજ્યનુ જે કંઈ હાથ આવે તે બધુ પકડી લેવાનો રિવાજ હું દાખલ કરૂં છુ એટલે તે પણ વાજબીજ ગણાશે.

તકરાર અહિ પૂરી થઈ અને નિર્દોષ માણસો કેદમાને કેદમાંજ રહ્યા° નેપોલિયને એવી પણ દરખાસ્ત મૂકી કે આપણે બેઉ એક બીજાના કેદીઓને છુટા કરીએ, પણ ઇંગ્લંડ આ સરત કબૂલ કરે તો નેપોલિયનનો કેદ પકડવાનો હક્ક સાબીત થાય માટે આ વાતની પણ તેમણે ના પાડી નેપોલિયને તો અંગ્રેજ કેદીઓ તરફ ઘણી દિલ-સોજી બતાવી અને કહ્યુ કે તમારૂં ભાવિ તમારા દેશના પ્રધાનોના હાથમાં છે માટે તેમને તમારે અરજ કરવી જોઈએ

સેંટ હેલેનામાં આ સંબંધમાં વાતનો પ્રસંગ નીકળતાં તેણે કહ્યું હતું કે " મે અંગ્રેજોને કેદ કર્યાં તે માટે તમારા દેશના પ્રધાનોએ બૂમાટો કરી મૂકયો, પણ લડાઇ જાહેર થયા અગાઉ અને મે એક પણ અંગ્રેજને કેદ પકડયો ત્યાર પહેલાં તમે જેટલા અને જ્યાંથી હાથમાં આવ્યા તે ફ્રેંચોને કેદમાં પૂર્યા તેનુ શુ ? જો સમુદ્ર

ઉપર તમે સર્વોપરિ હોવાથી વહાણમા મુસાફરી કરનારા માણસોને પકડવાનો તમને હક્ક હોય તો જમીન ઉપર હુ સર્વોપરિ હતો એટલે જમીન ઉપર મુસાફરી કરનારાને પકડવાને મને હક્ક હોવો જોઇએ, છતા પણ એક બીજાના કેદીઓને છુટા કરવાની મે માગણી કરી પણ તે તમારા પ્રધાનોએ નામજૂર કરી તમારા પ્રધાનો ખરી વાત જાહેર કરતાજ નથી જ્યાર તેઓ જાણે છે કે અમુક વાત તો છુપી રહી શકે એમ નથી અને લોકો બીજી રીતે જાણી જશે ત્યારે તેઓ ના છુટકેજ સાચી વાત જાહેર કર છે ''

આ પ્રમાણે ઈંગ્લંડ નેપોલિયન ઉપર સખત ફટકો માર્યો તેના જવાબમા તેણે પણ સમયસૂચકતા વાપરીને તેવોજ સખત પ્રહાર કર્યો બેઉ પ્રજાઓ આથી પૂરેપૂરી ઉશ્કેરાઇ ગઈ ફ્રાન્સની તમામ સત્તા અને બુદ્ધિ એકલા નેપોલિયનમાજ સ્થિર થઇ હતી એટલે આ લડાઈ ખરૂ જોતા તેના એકનાનીજ સામે હતી ફ્રાન્સ લડાઇ માટે જરાએ તૈયાર ન હતુ તેના લશ્કરને રજા આપવામા આવી હતી અને પ્રજાનું તમામ બળ અદરના સુધારાના કામો પાછળ રોકાઇ ગયુ હતુ તેમાં એકાએક આ જ્વાળામુખી ફાટી નીકળ્યો

નેપોલિયનની અવિરત અને નિરતર જાગ્રત રહેતી શક્તિવડે તરતજ આખો દેશ સાવધાન થઈ ગયો ફ્રાન્સથી થોડે દૂર ઈંગ્લંડના રાજાની માલિકીનુ હૅનોવરનુ નાનુ રાજ્ય હતુ અગ્રેજ કાફલામાથી પહેલી તોપની ગર્જના થઇ તેને પૂરા દસ દિવસ થયા ન હતા તેટલામા તો ૨૦,૦૦૦ હજાર ફ્રેન્ચો ત્યા જઇ પહોચ્યા અને ત્યાના ૧૬૦૦૦ સિપાઇઓ, ૪૦૦ તોપો ૩૦,૦૦૦ બદૂકો અને ૩૫૦૦ ઉમદા ઘોડા કબજે કર્યા અને આખુ હૅનોવરનુ રાજ્ય પડાવી લીધુ અને ઇંગ્લંડને જણાવ્યુ કે તમે માલ્ટા ખાલી કરો અને એમેનના કોલકરાર પાળો તેની જામીનગિરી માટેજ અમે હૅનોવર લીધુ છે માટે હજી પણ સલાહ થઇ શકે છે, પણ બ્રિટિશ પ્રધાને ટુકો જવાબ આપ્યો કે અમારા રાજા હૅનોવરને માટે જર્મન શહેનશાહની મદદ માગશે

આ પ્રમાણે ઇંગ્લંડે નેપોલિયનને લડવાની ફરજ પાડી યુરોપના બીજા રાજાઓને પણ તેની સામે લડવાને ઉશ્કેર્યા આથી કરીને ફ્રાન્સને લશ્કરી છાવણી જેવુ બનાવવુ પડયુ અને નેપોલિયને કુલ સત્તા પોતાના હાથમા લઇ લીધી અમેરિકાના સયુક્ત રાજ્યો જ્યારે સ્વતત્ર થયા ત્યારે અમેરિકા અને યૂરોપની વચમા આટલાટિક મહાસાગર ન હોત તો તેને પણ યુરોપના રાજાઓ ઠરીને બેસવા દેત નહિ

ફ્રાન્સની પાસે સસ્થાનો હોવાજ જોઇએ એવી નેપોલિયનની પ્રિય ભાવના હતી માટે તેણે મિસિસિપીની ફળદ્રૂપ ખીણમા સસ્થાન બનાવવા માટે સ્પેનની પાસેથી જમીન વેચાતી લીધી હતી ફ્રાન્સની આ કિમતી મિલકત ઈંગ્લંડ તફડાવી ન જાય તે માટે તે જમીન સયુક્ત રાજ્યોને તરતજ વેચી દેવી પડી તેમ કરવામા તેને

ભારે નુકસાન હતુ પણ બીજો ઉપાય ન હતો

ફ્રાન્સને અગ્રેજ કાફલો હવે દરેક બાજુએથી ઉપદ્રવ કરવા લાગ્યો તેના સસ્થાનો ગયા, તેનો વ્યાપાર તારાજ થઇ ગયો અને તેના બદરો ઉપર બોંબનો વરસાદ વરસવા લાગ્યો અગ્રેજ કાફલો એવો અદ્વિતીય હતો કે જ્યા ત્યા તેની ફતેહજ થતી ઇગ્લડ તેના આ કાફલાથીજ સુરક્ષિત હોઇને નચિત રહેતુ અને શત્રુ ઉપર આખી દુનિયામા જ્યાં ફાવ્યુ ત્યા પ્રહાર કર્યેજ જતુ હતુ ઇંગ્લડના કિનારા ઉપર એકવાર ફ્રેન્ચ લશ્કર ઉતરે તોજ આનો બદલો વાળી શકાય તેમ હતુ પણ નેપોલિયને બ્રિટિશ પ્રતિનિધિને કહ્યુ હતુ તેમ ' એ જીવ સટોસટનુ કામ હતુ "

પરતુ હવે એ જીવસટોસટનુ સાહસ ખેડ્યા સિવાય બીજો ઉપાયજ રહ્યો ન હતા, અને આ સાહસ તેણે એવા અસાધારણ ઉત્સાહથી અને અદ્ભુત ડહાપણ અને દીર્ઘદૃષ્ટિથી ઉપાડ્યુ કે તેની ભવ્ય તૈયારી જોઇને જગત્ ચકિત થઇ ગયુ અને ઇગ્લડને પણ તેની જોખમભરેલી સ્થિતિનુ ભાન થયુ ઇગ્લડપર સ્વારી કરવાને માટે ઈંગ્લીશ ખાડીના કિનારા ઉપર જાદુઇ સૃષ્ટિની ઝડપથી ત્રણ લાખ માણસોનુ સૈન્ય ખડુ થઇ ગયુ આખા ફ્રાન્સમાં ચેતન આવી ગયુ બે હજાર તોપવાળા મછવા બધાઇ ગયા અને દોઢ લાખ સિપાઈઓ, દશ હજાર ઘોડા અને ચારસો તોપોને સામે કિનારે લઇ જવા માટે બોલોન બદરના ડક્કા ઉપર તે મછવા લગરાઇ ગયા ફ્રાન્સના તમામ લોખડના કારખાના ધમધોકાર કામ કરવા લાગ્યાં અને સારામા સારી અને મોટામા મોટા કદની તરેહ તરેહની તોપો અને દારૂગોળા તૈયાર થવા લાગ્યા

આ બધી તૈયારી ઉપર નેપોલિયન જાતેજ દેખરેખ રાખતો હતો તેના જુસ્સાનો પ્રભાવ આખી પ્રજા ઉપર પડી ગયો હતો, અને બધામા તેના જેટલોજ જુસ્સો જણાતો હતો દરેક પ્રકારની મુસ્કેલીઓ અને વિઘ્નોને આગળથી જાણી લઇને તેમનો પ્રતિકાર કરવાના ઉપાય પહેલેથીજ ગોઠવી રાખવામાં આવ્યા.

આ લડાઇનો ખર્ચ ઘણો ગજાવર થઇ ગયો હતો અને તેને પહોચી વળવા માટે પ્રજા ઉપર ખાસ કર નાખવામાં આવ્યો પ્રજાએ તે કર ઘણી ખુશીથી આપ્યો એટલુજ નહિ પણ ઘણા ખરા કસ્બા અને નગરોએ પોતાના તરફથી વધારાનો ફાળો આપવા માંડયો કેટલાકે નવા વહાણ બધાવી આપ્યા તો કેટલાકે અમુક તોપો બધાવી આપી નાનકડા ઇટાલિના પ્રજાસત્તાક રાજ્યે પણ પોતાના તરફથી પચાસ લાખ ફ્રાક એકઠા કરીને મોકલી દીધા બધાનો એકદર સરવાળો પાચ કરોડ ફ્રાક જેટલો થઇ ગયો

નેપોલિયને પોતાનો મુકામ બોલોનમાંજ રાખ્યો ત્યાં રહીને તે કિનારાની રચનાની ઝીણી ઝીણી વિગતો, ભરતી, ઓટ અને ઋતુની ફેરફારી સર્વનુ નિરીક્ષણ કરી

રહ્યો હતો, અને આ પ્રચંડ સાહસને લગતી તૈયારીની દરેક વિગતની કાળજીથી વ્યવસ્થા કર્યો જતો હતો. લશ્કરના સરંજામને લગતા એકેએક કબાલા તે જાતે તપાસતો હતો અને નાનામાં નાની બાબતમાં પણ ચોકસાઈથી કરકસર કરવામાં આવતી. આથી દેશના નાણાપ્રકરણમાં સંપૂર્ણ વ્યવસ્થા સચવાઈ હતી. ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેના આ દારુણ સંગ્રામની અસર બીજા દેશો ઉપર પણ થયા વગર રહી નહિ. રશિયાના ઝારે મધ્યસ્થ થઈને આ તકરારને પરિણામે નીપજતો ભયંકર દાવાનળ અટકાવવાનું માથે લીધું. નેપોલિયને તરતજ જવાબ આપ્યો કે ઝારનું મધ્યસ્થપણું મને કબૂલ છે અને તે જે નિર્ણય કરી આપે તે પણ મને કબૂલ છે. ઈંગ્લંડને આ માર્ગ પણ રુચ્યો નહિ.

નેપોલિયન પછી હ્રાઇન નદીના પ્રદેશનું અવલોકન કરવા માટે બેલ્જીયમ ગયો. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં લોકો તેના ઉપર ફિદા થઈ ગયા અને તેને બાદશાહી માન આપ્યું. બધે ઠેકાણેથી તેના પ્રત્યે સ્હાનુભૂતિના, ઈંગ્લંડપ્રત્યે તિરસ્કારનાં અને ફ્રાન્સની સાથે દૃઢ શત્રુવટ રાખનારા શત્રુની સામે પ્રાણાન્તસુધી લડવાના વચન પ્રજાજન તરફથી તેને મળ્યા. પરંતુ તેની નજર તો ડક્કા, દારૂખાનાં, યુદ્ધસામગ્રી અને દેશના વિવિધ સાધનો ઉપર જ પડતી હતી. એક કલાક પણ તે પરિશ્રમ કર્યા વગર ગુમાવતો નહિ અને પરિશ્રમમાંજ તે આનંદ માનતો. ત્યાંથી તે સીધો બોલોન પાછો આવ્યો.

ઈંગ્લંડનું મહા બળવાન નૌકાસૈન્ય તેના કિનારાનું રક્ષણ કરતું હતું છતાં જે ઈંગ્લીશ ખાડી ઓળંગવાનો તેણે સંકલ્પ કર્યો હતો તેની પહોળાઈ માત્ર વીસ માઈલની હતી. ચાર કારણોને લીધે આ દારુણ સાહસમાં ફતેહ મળી શકે એમ હતું. ઉનાળામાં ઘણીવાર અડતાળીશ કલાકસુધી સમુદ્ર સ્થિર થઈ જતો હતો અને તે દરમ્યાન ઈંગ્લંડના વહાણને ત્યાંને ત્યાંજ પડી રહેવું પડતું. આ વખતનો લાભ લઈને મછવાએ દ્વારા અંગ્રેજોની નજર આગળ રહીને પણ ખાડી ઓળંગી શકાય. શિયાળામાં ઘણી વાર ઘાડું ધૂમસ વરસતું હતું. તે તક સાધીને પણ અંગ્રેજો ન જોઈ શકે એમ સામે પાર જઈ શકાય. એ બેઉ કરતાં એક ત્રીજો માર્ગ વધારે અનુકૂળ હતો. ઈંગ્લીશ ખાડીમાં ઘણીવાર ભયંકર તોફાન થતાં તે વખતે કાફલાને ખાડી છોડીને ખુલ્લા સમુદ્રમાં જઈને ઉભા રહેવું પડતું. તોફાન શમી જાય કે તરતજ સમય સાધી લેવામાં આવે તો અંગ્રેજોનાં વહાણ આવી પહોંચવા પહેલાંજ ફ્રેન્ચ મછવા સામી પાર જઈ પહોંચે. આ ત્રણ ઉપરાંત એક ચોથો રસ્તો પણ હતો. ચાલાકીથી હિલચાલ કરીને બળવાન ફ્રેન્ચ કાફલો ઈંગ્લીશ ખાડીમાં લાવી રાખવો અને તેની તોપોના રક્ષણ નીચે રહીને નાના મછવા સૈન્યસહિત હંકારી શકાય. આ મહાભારત યોજનાને સાંગોપાંગ વ્યવસ્થિત કરવા માટે તેણે લાગલાગટ ત્રણ વર્ષસુધી અવિરત પરિશ્રમ ઉઠાવ્યો હતો.

આટલુ છતા આ સાહસના ગભીર સ્વરૂપનો તેના કરતા વધારે સારો ખ્યાલ બીજા કોઇને ભાગ્યેજ હશે ઇગ્લડનો કાફલો અને બીજી બાજુએ દોઢ લાખ સિપાઇઓથી ભરેલા તોપોવાળા મછવાનો સગ્રામ શરૂ થાય—એક અગ્રેજ વહાણની આસપાસ સખ્યાબધ મછવાઓ તેને ચારે બાજુએથી ગોળાથી વીધતા ફરી વળે અને તેની સાથે ભારે વહાણના પ્રચડ ધસારાના વેગથી અનેક મછવાઓ ઉધા વળી જાય, ભાગીને ભૂકો થઇ જાય અને તેમાથી છૂટતા ગોળાના વરસાદથી ચૂર્ણવિચૂર્ણ થઇ જાય–આમ બેઉ બાજુના સજોગો જોતા આ લડાઇનું પરિણામ શુ આવત તે કહી શકાય એવુ નથી ફ્રેન્ચ નાકાધિપતિનો એવો અભિપ્રાય હતો કે સો મછવા અને દશ હજાર માણુસોના ભોગે આપણે શત્રુના કાફલાને બાજુએ હડાવીને સામી પાર જઇ શકીશુ

નેપોલિયને કહ્યુ, " એટલા માણુસ તો આપણે દરેક લડાઇમા ગુમાવીએજ છીએ, પણ એકવાર આપણુ લશ્કર ઇગ્લડને કિનારે ઉતાર્યાથી જે લાભ થવાનો છે તે લાભ દરેક લડાઇમા આપણને મળતો નથી "

તેના માથાપર કામનો અને ચિતાનો આટલો બધો બોજો હતો છતા આવા વખતમાં પણ તે પોતાની લક્ષણુગત ઉદારતા અને મહાનુભાવપણાનુ ઘણીવાર દર્શન કરાવતો હતો, તેથી કરીને તેના સમાગમમા આવનાર સર્વને તેના ઉપર અત્યન્ત પ્રેમ અને ભક્તિ ઉપજ્યા વગર રહેતાજ નહિ કેદ પકડાયલો એક તરુણ અગ્રેજ ખલાસી કેદખાનામાથી છટકી નાઠો અને બોલોન બદર નજીક સમુદ્રકિનારે આવી પહોચ્યો ઝાડની ડાળીઓને એકબીજા સાથે બાધીને તેણે એક નજીવો તરાપો બનાવ્યો અને તેના ઉપર બેસીને દરિયામા ઝુકાવવાનુ સાહસ કર્યું ! પણ એમ કરતા તે પકડાઇ ગયો તપાસ કરતાં નેપોલિયનને માલૂમ પડ્યુ કે તે પોતાને માટે કલ્પાત કરતી વરડી અને અશક્ત માતાને મળવા આવુ સાહસ કરવા તૈયાર થયો હતો આ કરુણ પ્રસગથી તેનુ કોમળ હૃદય પીગળી ગયુ તેણે કહ્યુ, "હુ જરૂર તને તારી માને મળવા જવા દઇશ આ સોનામોહોરની કોથળી તુ તેને જઇને આપજે જે માતાએ તારા જેવા કર્તવ્યપરાયણ અને સ્નેહાળ પુત્રને કેળવ્યો હશે તે સાધારણ સ્ત્રી નહિજ હોય "

બોલોનના ખડકાળ સમુદ્રકિનારા ઉપર જ્યા વરસાદ અને વાવાઝોડાની રમઝટ મચી રહેતી ત્યાં નેપોલિયન માટે એક નાનુ ઘર બધાવ્યુ હતુ આખો દિવસ રાજદ્વારી પ્રકરણોમા સખત માનસિક પરિશ્રમ કર્યા પછી રાતોરાત સેટ ક્લાઉડનો મહેલ છોડીને ૧૮૦ માઇલની મુસાફરી કરીને બીજે દિવસે બપોરે તે બોલોન આવી પહોંચતો, અને જાણે કશોજ થાક ન લાગ્યો હોય તેમ એક પળવારનો પણ આરામ લીધા વગર તે છાવણીનાં તમામ ખાતાં તપાસી વળતો ફ્રેન્ચો જે

તૈયારી કરી રહ્યા હતા તેમા ભંગાણ પાડવા માટે અંગ્રેજો બને તેટલો ઉપદ્રવ કર્યાજ જતા હતા તેમની ક્રૂઝરો કિનારા આગળ ભમ્યા કરતી અને ગોળાઓનો વરસાદ અખંડ વરસાવ્યાજ કરતી શત્રુના ગોળા પોતાની આસપાસ પડયાજ કરતા છતા પણ નેપોલિયનની હાજરીથી મછવા કામદારોને એવો જુસ્સો આવી ગયો હતો કે મોતની પરવા કર્યા વગર તેઓ ગાતા ગાતા ઉલટભેર પોતપોતાનુ કામ કર્યા જતા હતા તેમના રક્ષણમાટે ચોવીશ રતલનો ગોળો ત્રણ માઇલ દૂર ફેંકી શકે એવી જબરી તોપો બનાવીને કિનારા ઉપર ગોઠવવામા આવી ત્યાર પછીજ અંગ્રેજોના વહાણ ત્યા આગળ આવતા અટકયા નેપોલિયને આ પ્રસંગે જે પરિશ્રમ લીધો હતો તેનુ વર્ણન કરવા જતા એક મોટુ પુસ્તકજ જોઇએ સિપાઇઓની તબીયત અને સુખને માટે સંપૂર્ણ કાળજી રાખવામા આવી હતી તેમને પેટપૂરતો પગાર, સારૂ ખાવા પીવાનુ અને કપડા મળતા તેમની છાવણીઓ એક સ્વચ્છ અને સુખી શહેરના જેવી દેખાતી હતી પોતાનો સરદાર તેમના રક્ષણને માટે કેટલી બધી કાળજી રાખે છે તે જાણીને તેમના હૃદય આભારની લાગણીથી ઉભરાઇ જતા હતા, અને જ્યારે તે તેમની પાસે આવતો ત્યારે તેઓ હર્ષનાદથી તેને વધાવી લેતા

મછવાઓ બંધાઇ ગયા, તોપો અને દારૂગોળો તૈયાર થઇ ગયા, સૈન્ય પણ સજ્જ થઇ ગયુ હવે એ બધા સરંજામસહિત સિપાઇઓને તથા તેમના ઘોડા અને તોપોને કુશળતાથી મછવામાથી કિનારે ઉતારવાનો મહાવરો કરવાનુ કામ બાકી રહ્યુ ડક્કા ઉપર મછવા નવ હારોમા ગોઠવાઈ ગયા ઘોડાને ચામડાના મજબૂત પટ્ટાવડે વચમાથી મજબૂત બાંધીને ગરગડીદ્વારા એક મછવામા ઉતારતા અને ત્યાથી માત્ર બેજ મિનિટમા છેક નવમા મછવાસુધી તે ઘોડો પહોચી જતો આ પ્રમાણે દરરોજ ઘોડા, તોપો અને માણસોને ચડાવવા ઉતારવાની કવાયત થતી, અને થોડા વખતમાં મહાવરો પડી જતાં ખારવાઓ એ કામ નહિ માની શકાય તેવી ઝડપથી જરા પણ ભૂલચૂક વગર કરી શકતા ઉનાળામાં તેમજ શિયાળામા દરિયાઇ યુદ્ધને લગતા દાવ પેચનો મહાવરો કરતા ખારવાઓ મછવાઓ લઇને છેક શત્રુનાં વહાણની લગોલગ પહોચી જતા અને ત્યા તેમની તોપોના મો આગળ કવાયત કરતા શત્રુને કિનારે ઉતરતા તેમની તોપોના માર સિવાય બીજુ કાંઇ પણ નુકશાન ન થાય તેનો આગળ આગળથી વિચાર કરીને સંપૂર્ણ તૈયારી કરી દીધી આ કવાયત જોવા માટે નેપોલિયન બધે ઠેકાણે ફરી વળતો કોઈ વાર ઘોડેસ્વાર થઇને ખડક ઉપર ઉભો ઉભો તો કોઇ વાર ભાઠાની રેતીમા મારતે ઘોડે દોડી જઇને પોતાના માણસોના પરાક્રમ સગર્વ નિહાળતો વળી કોઈ વાર એકાદ તોપવાળા મછવામાં બેસીને અંગ્રેજોની ક્રૂઝર સાથે તે મછવો કેવી રીતે લડી શકે છે તે જોવા માટે સમુદ્રમાં પણ જઇ આવતો

નેપોલિયન જેવો સાહસિક યોજનાઓ ઘડવામાં એક્કો હતો તેવોજ તેને અમલમા

મૂકતી વખતે દીર્ઘદૃષ્ટિ અને ડહાપણુ વાપરવામાં પણુ અદ્વિતીય હતો કોઇને પણુ જણાવ્યા વગર ઇંગ્લિશ ખાડીની સામેના ફ્રેન્ચકિનારા ઉપર પોતાના તમામ નૌકાસૈન્યને એકત્ર કરવાની યોજના તેણે મનમા ત્રડી રાખી હતી, કે જરૂરને પ્રસગે આ મછવાઓની સાથે તે કોઇ પણુ વખતે એકદમ જોડાઇ શકે તે કહેતો કે “ આપણુને રાતને વખતે માત્ર આઠજ કલાકની અનુકૂળતા મળી જાય તો પછી આખી દુનિયાનુ પ્રારબ્ધ ઘડવુ એ આપણાજ હાથમા છે”

ઇંગ્લંડને આ બધી વિશાળ તૈયારીઓની ખબર પડી હતી તેથી તેને ખરેખરી ચિંતા અને દહેશત લાગતી હતી તેણે સમુદ્ર અને પોતાના કાફલા ઉપર પોતાની સલામતીનો મદાર બાંધ્યો હતો, પણુ હવે તેને ખરી સ્થિતિનુ ભાન થવા લાગ્યુ સામે કિનારે, માત્ર ત્રીશ માઇલને છેટે દોઢલાખ કવાયતી યોદ્ધાઓ, બે હજાર તોપવાળા મછવા, દશ હજાર ઘોડા અને ચારસો તોપો દુનિયાના અદ્વિતીય સેનાપતિ નેપોલિયનની સરદારી નીચે જરાક તક મળતાં ઠેઠ લડનસુધી આવી પહોચે તો તેની ખરેખર કમબખ્તીજ સમજવી “દોઢ લાખનુ લશ્કર અને તેનો સરદાર નેપોલિયન”ની આટલીજ વાત બળવાનમા બળવાન રાજ્યને કપાવી નાખવા માટે બસ હતુ ત્યાંના દરિયા ખાતાના અમલદારોએ પણુ લગભગ સર્વાનુમતે એવા અભિપ્રાય આપ્યો હતો કે વૂમસ, રાત્રિનો અધકાર અને પ્રશાંત સમુદ્ર એવા કોઇ સજોગનો લાભ લઇને ફ્રેન્ચ મછવા ઇંગ્લિશ ખાડી ઓળગી શકે એ અસભવિત નથી

દેશનુ સરક્ષણુ કરવાના ઉપાય યોજવાની બાબતમા પાર્લામેન્ટમા પણુ ચિન્તાથી અને જુસ્સાથી ચર્ચાઓ ચાલી રહી ખાસ ઠરાવ કરીને સત્તરથી પચાવન વર્ષના દરેક અગ્રેજને હથિયાર ધારણુ કરવાની ફરજ પાડવામાં આવી ઘરડો રાજા જ્યોર્જ ત્રીજો અને પરદેશના લશ્કરની મદદથી પોતાનુ સિહાસન પાછુ મેળવવા ફાંફાં મારનારા બુર્બોન વશીય રાજકુમારો લશ્કરનુ જાતે નિરીક્ષણુ કરવા લાગ્યા

દક્ષિણુ કિનારે ઘણે દૂરસુધી ભયસૂચક નિશાનોની હારની હાર દેખાવા લાગી જરાક ભયનુ નિશાન મળતાં તમામ ભૂશિરો ઉપર મોટા મોટા બળતા મળગાવવાની ગોઠવણુ થઇ ગઇ માતાઓ અને કુમારિકાઓ ચિંતાતુર અને ભયભીત બની ગઈ, કારણુ કે લડાઈના દૈત્ય જાગ્યા હતા અને જગાડનાર ઇંગ્લડજ હતું આ પાપની શિક્ષા તેને પૂરેપૂરી ખમવી પડી, અને હજી પણુ અગ્રેજ પ્રજા ગજાવર કર અને દેવાના બોજા નીચે એ પાપની શિક્ષા ખમ્યા કરે છે

આવા સજોગોમાં નેપોલિયનનુ ખૂન કરવાને લડનમા જે કાવત્રા રચાતા હતા તેને ઇંગ્લડે પૂરા જિગરથી ઘણી સગીન મદદ આપવા માંડી બ્રિટિશ પ્રધાનમડળે તેમને જોઇતા નાણા આપ્યાં અને બ્રિટિશ વહાણુની મારફતે તેમને ફ્રાન્સમા ઉતારવાની જોગવાઇ કરી આપી જે ભયકર પ્રાણુનાશક યત્રની વાત આગળ આવી ગઇ

જે તેનો બનાવનાર બદમાશ જ્યોર્જિસ કેડાઉડલ હજી લંડનમાજ ભમતો હતો અને બ્રિટિશ સરદારે બક્ષેલા નાણાવડે ચમન ઉડાવતો હતો તેણે તેમજ કાઉન્ટ ડી એન્ધિયેન અને બીજા આગેવાન ફ્રેન્ચ ઉમરાવો અને શાહજાદાઓએ મળીને નેપોલિયનનું કાસળ કાઢી નાખવા એક ભયંકર કાવત્રુ રચ્યું

કાવત્રાખોરોમાના કેટલાક પારિસમા આવીને ભરાયા, કેટલાક ફ્રાન્સ અને જર્મનની સરહદપર આવેલા ગામોમા છૂટાછવાયા આવીને વસ્યા જર્મનીનાં નાનાં રાજ્યોમા જૂદી જૂદી જગ્યાએ ઇંગ્લંડના એજંટો આવીને નેપોલિયનની સત્તા ઉથલાવી નાખવાની પેરવી કરવા લાગ્યા તેમને બધાને ઇંગ્લંડ તરફથી પગાર અને ચાલુ ખર્ચ માટે પૂરતુ નાણુ મળ્યા કરતુ હતું આ જીનપર આવેલા બદમાશોએ નેપોલિયનનુ કોઇ રીતે ખૂન કરવા માટે અનેક કાવત્રા રચ્યા તેમાના ત્રીશ તો ફ્રાન્સની પોલિસે પકડીને ઉઘાડા પાડ્યા નેપોલિયનને પોતાને પણ આખરે ઘણો ક્રોધ ચડ્યો આ ખૂનીઓને ઇંગ્લંડની મદદ છે તેની તેને ખબર હતી પ્રજાના સર્વાનુમતે ચૂટાયલા કૉન્સલને એક સામાન્ય બહારવટીઓ ગણીને તેનુ ખૂન કરવા રાજવંશી શાહજાદાઓ તૈયાર થાય અને તેમા ઇંગ્લંડ સામેલ થાય એ વાતથી તેના ગુસ્સાનો પાર ન રહ્યો તેણે આવેશમા આવીને કહ્યું માર લોહી કાંઈ ખાબોચીયામાનુ પાણી નથી એ બુર્બોન લોકોને એવી નશીયત આપીશ કે મરતાસુધી નહિ ભૂલે ”





# प्रकरण २७ मुं—बुर्बोन कावत्रानो हेवाल




ઉન્ટ ડી આર્ટોઇ તથા બીજા દેશવટે નાસી આવેલા ફ્રેન્ચ-ઉમરાવોએ મળીને લડનમા મોટા પાયા ઉપર આ કાવત્રું રચ્યુ તેમા લાખો પાઉન્ડનો ખર્ચ થયો અને તે બધો બ્રિટિશ સરકારે પૂરો પાડયો ઇગ્લડનો નાયબ દિવાન મી૰ હેમડ, જર્મન રાજ્યોના દરબારમાના બ્રિટિશ એલચીઓ અને ફ્રાન્સમા આભ્યતરિક કલહ જગાડનાર પક્ષ એકબીજાને જરે જર ખબર આપ્યા કરતા હતા ત્રણ ફ્રેન્ચ શાહજાદાઓ ઇગ્લડનો પગાર લઇને તેની નોકરીમા રહ્યા હતા અને વખત આવ્યે તેમનાજ દેશીઓની સામે શસ્ત્ર ચલાવવાની રાહ જોતા હતા એક બીજો ઉમરાવ ર્‍હાઇનને કિનારે એક ગામમા રહ્યો હતો અને ફ્રાન્સમા જરાક ગરબડ થાય તો અદર દાખલ થવાને ટમટમી રહ્યો હતો

આ લોકોની યુક્તિ નીચે પ્રમાણે હતી મજબૂત અને દૃઢ મનના મો માણસો સાથે કેડાઉડલને છુપી રીતે ફ્રાન્સ મોકલવો અને નેપોલિયન તેના મુકામપર એટલે માલમેસન જતો હોય તે વખતે તેના ઉપર હુમલો કરવો, તેના દશ અગરક્ષકોને વિખેરી નાખીને તેને ત્યાને ત્યાજ પૂરો કરી નાખવો આ ખૂન નહિ પણ લડાઈ છે એમ કહીને કાવત્રાખોરો પોતાના અત કરણને ઠગતા હતા નેપોલિયનનુ ખૂન થવાથી દેશમા ગરબડ મચી જશે અને તેનો લાભ લઇને બુર્બોન વશી શાહજાદામાથી એકને ગાદીએ બેસાડી દેવાશે, પણ તેમ કરવામા લશ્કરને ફોડવાની જરૂર હતી તેનો ઉપાય પણ તેમણે કરવા માડયો

જ્યારે આ કાવત્રુ પકડાયુ અને ખરી હકીકત બહાર આવી ત્યારે બ્રિટિશ પ્રધાનો જૂઠુ બોલ્યા કે અમે કેડાઉડલને એવુ કહ્યુ ન હતુ કે તમે નેપોલિયનનુ ખૂન કરજો, પરતુ એ બચાવ લૂલો છે તેઓ જાણતા હતા કે ખૂન થાય તોજ કાવત્રુ ફતેહમદ થાય, અને છતાં તેમણે નાણુ આપ્યું અને બીજી બધી જોઇતી મદદ આપી. નેપોલિયને કહ્યુ કે એ ગૃહસ્થો ઉપર ઇગ્લડના પચ સમક્ષ કેસ ચલાવ્યો હોય તોપણ તેઓ જરૂર ગુન્હેગાર પુરવાર થાય

દુનિયામા મોટા ગણાતા માણસો નાની બાબતોને મોટુ રૂપ આપીને એક-બીજાની અદેખાઈ કરે છે તેમા મનુષ્યસ્વભાવની નબળાઈ સૌથી વધારે ઉઘાડી પડી જાય છે નેપોલિયન સપાટાબધ સત્તાવાન બની ગયો તે જનરલ મોરોથી સાખાયુ નહિ તેની સ્ત્રી ઘણીજ હલકા સ્વભાવની, મિથ્યાભિમાની અને બળીયલ હતી તેણે આગમા ઘી હોમ્યુ હોહેન્લિડેનનો સગ્રામ જીતનારને ફ્રાન્સે સૌથી વધારે માન આપવુ જોઈએ એ વાત આખરે તેણીએ પોતાના ધણીના મન ઉપર ઠસાવી.

એક દિવસ એવુ બન્યુ કે જનરલ મોરોની સ્ત્રી જોસેફાઇનને મળવા ગઈ પણ તેને થોડીવાર બહારના ઓરડામા થોભવુ પડયુ આથી તેને ઘણો ક્રોધ ચડયો તેણે ઘેર જઇને વાગ્બાણ છોડી મૂકી તે વખતે મોરોની મનોદશા તેની સ્ત્રીના સભાષણને ઘણી અનુકૂળ હતી આથી તેને પણ લાગી આવ્યુ અને નેપોલિયન તરફથી તેને જે સન્માન મળતું તેનો જાણે તે અસ્વીકાર કરતો હોય એવુ વર્તન કરવા લાગ્યો એક વાર તો દરબારમાથી પણ ગેરહાજર રહેવાની તેણે તોછડાઇ બતાવી તે ઉપરથી પ્રજાસત્તાક રાજ્યની સ્થાપનાના વાર્ષિક મહોત્સવની મિજબાનીમા તેને નિમત્રણ અપાયુ નહિ આ પ્રમાણે આરભમા બેઉની વચ્ચે જગ અન્યમનસ્ક જેવુ હતુ તેમાથી હવે દુશ્મનાવટ ઉભી થઇ

ઉપર કહેલા કારણને લીધે મોરોને પોતાની તરફ વાળી લેવાનુ કામ કાવત્રા ખોરોને માટે ઘણુ અઘરૂં ન હતું, અને મોરોની સાથે લસ્કરને પણ ફોડી શકાય એમ હતુ કાવત્રાખોરોની યોજના એવી હતી કે જેવુ નેપોલિયનનુ ખૂન થાય કે તરતજ રાજાના પક્ષકારોએ એકદમ આખા ફ્રાન્સમા બળવો જગાડવો, દેશવટે ગએલા બુર્બોન શાહજાદાઓએ ઈંગ્લડના નાણા અને શસ્ત્રની મદદથી ફ્રાન્સની સરહદપર ચઢાઇ કરવી અને સમુદ્રકિનારે ફરતો બ્રિટિશ કાફલો પણ આ હિલચાલને પૂરતી મદદ આપે

પરતુ આ યોજનામાં એક અણધાર્યું નડતર ઉભુ થયુ મોરો ચૂસ્ત પ્રજાસત્તાકવાદી હતો તેણે તો નેપોલિયનની કૉન્સલ તરીકેની નિમણુકને પણ વખોડી કહાડી હતી કેમકે એમાથી રાજસત્તા ફરીથી પ્રકટી નીકળે પિચેગ્રુ નામનો ફ્રાન્સનો એક જૂનો સેનાપતિ ફ્રાન્સમા દરેક પક્ષના લોકોમાં સારો વગવસીલો ધરાવતો હતો ડિરેકટરોએ તેને ફ્રાન્સમાથી દેશનિકાલ કરવાથી તે પણ લડનમા આવી વસ્યો હતો મોરોનો તે એક વારનો મિત્ર અને લડાઇઓમા પણ તેનો સોબતી હતો મોરોને પલાળવાનુ કામ આ માણસને સોંપવામા આવ્યુ, પરતુ વાતને અતે પિચેગ્રુને સમજાયુ કે મોરો જો કે નેપોલિયનની સત્તા ઉથલાવી નાખવામા રાજી હતો છતા રાજાઓનો તો તે કટ્ટો વિરોધી હતો આ વાત કાવત્રાખોરોને ઘણી મોડી સમજાઇ, જેથી તેમણે મોરોની મદદ ઉપર જે ગણત્રી બાધી હતી તે ખોટી પડી વળી ફ્રાન્સમા બળવો

જગાડવા માટે તેમણે ફાંફાં તો માર્યાં પરંતુ તેમાં પણ તેમની મુરાદ બર ન આવી રાજાના પક્ષકારો અને ધર્મગુરુઓ પણ નેપોલિયનથી સંતુષ્ટ હતા તેથી તેમણે આ લોકો તરફ કશી સહાનુભૂતિ બતાવી નહિ બે મહિના લાગલાગટ મહેનત કરી ત્યારે કેડાઉડલને આ કૃત્યમાં સહાય આપનારાં માત્ર ત્રીશજ માણસો મળ્યાં અને તે પણ ભારે ઇનામની આશાથીજ આથી કરીને કાવત્રાખોરો પોતેજ ગભરાટમાં પડી ગયા ઇંગ્લંડમાં નેપોલિયનને વિષે જે લખાણ પ્રગટ થતા હતાં તેનાથી અહિ તો ઉલટુંજ જોવામાં આવ્યું અહિ તો આખી પ્રજા તેના તરફ એવો ઉંડો ભક્તિભાવ રાખતી હતી કે બળવો જગાડવાની આશા તેમના મનમાં ને મનમાંજ રહી ગઈ!

કાંઇક ગંભીર કાવત્રું દેશમાં ચાલી રહ્યું છે એની ખબર નેપોલિયનને પણ થઇ ગઇ કેટલાક ઇંગ્લંડના મંત્રીઓ ત્રણ ચાર જર્મન રાજ્યોમાં રહ્યા રહ્યા ફ્રાન્સમાં ચાલતી ખટપટને ઉત્તેજન આપી રહ્યા હતા તેમણે પોતાના કાગળ–પત્ર લઇ જવા લાવવા માટે એક ખાસ માણસ રાખ્યો હતો પણ તે માણસ તો શત્રુનો પગાર ખાઇને તેમનુંજ ઘર ખોદે એવો નીકળ્યો તેની મારફતે કાવત્રાખોરોનો બધો પત્ર વ્યવહાર નેપોલિયનને મળવા લાગ્યો તેણે આ બધા કાગળ જૂદા જૂદા દેશોના પ્રતિ નિધિઓને વંચાવ્યા આ કાવત્રામાં મદદ કરનારા કેટલાક બદમાસોને પોલિસે પકડયા અને તેમને ગોળીમાર કરવાનો હુકમ થયો તેમાંના એકે કેડાઉડનના કાવત્રાની બધી હકીકત અને તેમના નામ કહી દીધા તેમાં જનરલ મોરોનું પણ નામ આવ્યું તેમાં એવી હકીકત બહાર આવી કે મોરોએ લશ્કરને ફોડવાનું કબૂલ કર્યું હતું અને લંડનમાં વસતા રાજપક્ષકારોને ખબર આપવા તેણે પોતાના એક લશ્કરી અમલદારને પણ મોકલ્યો હતો, પણ પાછળથી તેણે પોતાના વિચાર ફેરવ્યા હતા, અને ફર્સ્ટ કૉન્સલ તરીકે પોતાની નિમણુક થવી જોઇએ એવી માગણી કરી હતી

પ્રથમ તો આ વાત નેપોલિયન માની શકયોજ નહિ તેણે પ્રધાનોની છુપી સભા બોલાવી મોરો લસ્કરનો માનીતો હતો, અને તેના ઉપર હુમલો કરવો એ તો નેપોલિયન જેવાને માટે પણ મોટો સવાલ થઇ પડે એમ હતું તેના સેંકડો વગવસીલાવાળા મિત્રો હતા તેઓ તો ઉલટોજ અર્થ કરવાના કે નેપોલિયનને મોરો ઉપર ઇર્ષ્યા હતી તેથી તેણેજ એને ફસાવ્યો છે પ્રધાનોની સલાહ એવી હતી કે ડહાપણ વાપરીને મોરો તરફ આંખ આડા કાન કરવા, પણ નેપોલિયને કહ્યું કે મને દયા અને સખ્તાઇ બેઉ વાપરતાં આવડે છે મોરોએ જે કાવત્રામાં ભાગ લીધો છે તેનો હેતુ અને તેમાં જોડાયલા માણસો બેઉ એવા ભયંકર છે કે તેને બીજા માણસોના જેટલીજ શિક્ષા હું કરીશ

બીજેજ દિવસે સવારમાં મોરોને પકડવામાં આવ્યો આખા પારિસ નગરમાં ખળભળાટ મચી રહ્યો મોરોના મિત્રો કહેવા લાગ્યા કે કાવત્રું થયુંજ નથી, અને

ફ્રાન્સમા કેડાઉડલ અને પિચગ્રુ નામના ગખસો છેજ નહિ, અને આ બધી હકીકત ઘડી કહાડવાનો હેતુ એટલોજ છે કે તેમ કરીને નેપોલિયન પોતાના હરિફ મોરોને નિકાલ કરી નાખવા માગે છે પોતાની આબરૂ ઉપર આવા હુમલા થતા જોઇને નેપોલિયનને ઘણુજ લાગી આવ્યુ તેણે કહ્યુ, "ઘણાજ ભયકર કાવત્રાનો હુ ભોગ થયા છુ અને છતા તે કાવત્રાનો કરનાર હુ છુ એમ કહેવામાં આવ તે સહન કરવુ મુશ્કેલ છે" તેથી પોતાની પ્રતિષ્ઠાના રક્ષણુની ખાતર આ કાવત્રાની જરેજર હકીકત શોધીને જાહેર કરવા માટે પૂરેપૂરા ઉત્સાહથી તેની પાછળ લાગ્યો

તેણે પોતે ફ્રાન્સના રાજાઓને પદભ્રષ્ટ કર્યા ન હતા નેપોલિયનના ઉદય અગાઉ લોકોએજ રાજસત્તાનો ધ્વસ કરી નાખ્યો હતો તેણે તો લોકોની નામરજી છતા રાજાના પક્ષકારાને સ્વદેશ પાછા આવવાની રજા અપાવી અને બન્યુ ત્યાસુધી તેમની મિલ્કતનો કબજો પણુ તેમને અપાવ્યો આ પ્રમાણે નેપોલિયને તો તેમનુ અનેક રીતે ભલુ કર્યું હતું, છતા આ ભલાઈના બદલામા તેઓ તેને ઉડાવી મૂકવા માગતા હતા અને તેને ઠાર કરાવવા મારાઓ મોકલતા હતા

મોરોના ઉપર તો તેને દયાજ આવતી હતી અને તેના ઉપર મારીનુ દબાણુ મૂકીને તેને છૂટો કરવાનો હતો પણુ છુપાઈ બેઠેલા બીજા કાવત્રાખોરોને પકડવા માટે ચાપતા ઉપાયો લેવામા આવ્યા દરરોજ નવા નવા માણુસો પકડાતા ગયા તેમાના બેએ તો ગુન્હાનો પૂરપૂરો એકરાર કર્યો તેમણે કહ્યુ કે આ કાવત્રામા ઉચા દરજ્જાના ઉમરાવો સામેલ થયા છે અને એક જાણીતો બુર્બોન વશીય શાહજાદો નેપોલિયનના ખૂન પછી રાજપક્ષકારોનો બળવો થાય તો તરત તેની સરદારી લેવાની રાહ જોતો ફ્રાન્સની સરહદપર આવી ઉભો છે

આ સાભળીને નેપોલિયનને ઘણોજ ક્રોધ ચડયો તેણે કહ્યુ', "ઠીક, હુ મોરોને તેની નબળાઇ અને અદેખાઇને માટે ક્ષમા આપીશ પણુ આમાનો કોઇ શાહજાદો મારા હાથમા આવશે તો તેનો ગોળીમાર કરાવ્યા વગર નહિ રહુ"

બીજા ગુન્હેગારો પણુ પકડાતા ગયા તેમની કબૂલાત ઉપરથી એટલુ તો ચોકકસ સાબિત થયુ કે એક શાહજાદો આ કાવત્રાનો આગેવાન છે હજી પિચેગ્રુ અને કેડાઉડલ પકડાયા ન હતા તેઓ પારિસમાંજ ભટકતા હતા તેથી ધારાસભાએ સર્વાનુમતે એક કાયદો પસાર કર્યો કે જે કોઈ તેમને આશ્રય આપશે તેને દેહાતદડની શિક્ષા કરવામા આવશે અને જાણ્યા છતા પણુ તેમની સતાઇ રહેવાની જગ્યા નહિ બતાવે તેને છ વર્ષની કેદની શિક્ષા કરવામા આવશે શહેરના દરવાજા ઉપર સખત જાપ્તો રાખવામા આવ્યો હવે તેઓ ખૂબ સકડામણુમા આવી પડયા કાઇ કોઈવાર માત્ર રાતની રાત સૂઇ રહેવા માટે પાચ દશ હજાર ફ્રાન્ક તેઓ આપતા ત્યારે છુપાઈ રહેવાની જગ્યા મળતી પિચેગ્રુ તો આ ત્રાસથી કાયર થઇ ગયો અને પિસ્તોલથી આપઘાત

કરવા જતો હતો પણ એક મિત્રે અટકાવી રાખ્યો નેપોલિયનના પ્રધાનમંડળનો એક સભાસદ પિચેગ્રુનો જૂનો મિત્ર હતો તેને ત્યા તે થોડો વખત છુપાઇ રહ્યો તે ગયા પછી પેલા સભાસદે નેપોલિયન ઉપર એક પત્ર લખીને પોતાનો અપરાધ જાહેર કર્યો મહાનુભાવ નેપોલિયને જવાબમા લખ્યુ કે "તમે સંકટમા આવી પડેલા મિત્રને આવા સંજોગોમાં પોતાના જાનને જોખમમાં નાખીને ઉદારતાથી આશ્રય આપ્યો તેથી હુ તમારા ચારિત્ર્યવિષે ઘણો ઉંચો અભિપ્રાય બાંધુ છુ"

આખરે પિચેગ્રુને કોઇએ ફસાવ્યો અને ત્યાર પછી કેડાઉડલ પણ નાસભાગ કરતાં પોલિસના હાથમાં આવી ગયો પકડાતા પકડાતાં પણ તેણે એક પોલિસ અમલદારને ઠાર કર્યો અને બીજાને ઇજા કરી કૉર્ટમા પણ તે સ્વસ્થચિત્તે જરા પણ ગભરાટ વિના ઉભો રહ્યો તેની ઝડતી લેતા એક ખંજર, એક પિસ્તોલ અને નોટો તથા સોના નાણુ મળીને આઠ હજાર ફ્રાન્ક જેટલુ દ્રવ્ય મળી આવ્યુ કૉર્ટમા તેણે ગર્વસહિત જાહેર કર્યું કે નેપોલિયનનુ ખૂન કરવાનો મારો ઇરાદો હતો અને આ કાવત્રામા બુર્બોન વંશીય શાહજાદાનો હુ સહાયક હતો

આ ઉપરથી કાવત્રુ તો વગર શકે સાબિત થઇ ચૂકયુ મોરોના મિત્રો ફિક્કા પડી ગયા અને નેપોલિયન ઉપર વળી સભાએ મુબારકબાદીનો પત્ર લખ્યો તેના જવાબમા તેણે લખ્યુ કે "ઇશ્વર ફ્રાન્સનુ રક્ષણ કરશે અને દુષ્ટોની દગાબાજીને ફાવવા નહિ દે પ્રજાએ મારે માટે ગભરાવુ નહિ. જ્યાસુધી પ્રજાને મારી સેવાની જરૂર રહેશે ત્યાંસુધી મારૂ આયુષ્ય લબાયાજ કરશે, પણ હુ પ્રજાને એટલુ કહેવા ઇચ્છુ છુ કે "**પ્રજાના વિશ્વાસ અને પ્રેમ વગર જીવવામા મને કશો આનંદ નહિ આવે, અને તેમને પણ કશો લાભ નહિ થાય.**"

નેપોલિયનને મોરો અને પિચેગ્રુ બેઉની ખરેખરી દયા આવતી હતી, અને તેમને શરમભરેલા મોતમાથી બચાવવા તે ઇચ્છતો હતો તેણે મોરોને કહેવડાવ્યુ કે તમે બધી હકીકત સરળપણે જાહેર કરી દેશો તો માફી આપવામાં આવશે એટલુજ નહિ, પણ તમે પ્રથમ સરકારની કૃપાના જે ફળ ભોગવતા હતા તે ફરીથી ભોગવી શકશો ક્ષમા આપવી એ નેપોલિયનને માટે સહેલ હતુ પણ ક્ષમા અને મહેરબાની સ્વીકારવી એ અભિમાની મોરોને માટે ઘણુ અઘરૂ હતુ પિચેગ્રુની થએલી અવદશા નો વિચાર કરતા નેપોલિયનનુ દયાળુ હૃદય દ્રવી ગયુ અને તે બોલ્યો, "હોલેન્ડ જીતનાર જગવિખ્યાત સેનાપતિની આ અવસ્થા!" પછી તેણે એવો મનસુબો કર્યો કે દક્ષિણ અમેરિકામા કાયેન આગળ એક ફ્રેન્ચ સંસ્થાન વસાવવુ અને પિચેગ્રુ તે સ્થળથી પરિચિત છે માટે તેને પૂરતા માણસ અને દ્રવ્ય આપીને ત્યા મોકલવો જેનુ ખૂન કરવા પોતે તૈયાર થયો હતો તેજ નેપોલિયનની ક્ષમાવૃત્તિ અને ઉદારતાની પિચેગ્રુના મન ઉપર એટલી બધી અસર થઇ કે તે નાના બાળકની માફક

છૂટે મોઢે રડયો

પણ આ કાવત્રાના મૂળ સૂત્રધાર, પોતે સલામત રહીને બીજાઓને જોખમના ખાડામા ઉતારનાર શાહજાદાઓમાથી કોઈ પકડાયા નહિ તે નેપોલિયનને ખૂચવા લાગ્યુ. એક દિવસ તેણે પોલિસખાનાના પ્રધાન ફૉશને તમામ શાહજાદાઓના રહેઠાણવિષે પૂછ્યુ તેમાથી તેને ખબર પડી કે કાઉન્ટ ડી એન્ધિયેન પોતાની એક પ્રિયતમા શાહજાદી સાથે જર્મનીની હદમા સ્ટ્રેસબર્ગની પાસેના એટનહેમ નામે ગામમાં રહેતો હતો સ્મિથ ડેક અને ટેલર નામના બ્રિટિશ એજટો પણ સ્ટ્રેસબર્ગમાજ રહ્યા રહ્યા કાવા દાવા કરી રહ્યા હતા માટે જે કાઈ હોય તે આટલામાજ હોવુ જોઇએ એ કાઉન્ટ પણ છુપા વેશમાં ઘણી વાર સ્ટ્રેસબર્ગ જઈ આવતો તે ઇગ્લડનો પગાર ખાતો હતો અને પોતાનાજ દેશની સામે લડવાના કામમાં જોડાયો હતો ઈગ્લડના પ્રધાનમડળ તરફથી તેને એવો હુકમ પણ મળ્યો હતો કે ફ્રાન્સપર સ્વારી કરવાનો કાઇ પણ લાગ મળી આવે તો તેનો લાભ લેવા ચૂકવુ નહિ આ પ્રમાણે તેણે ખરેખર દેશદ્રોહનો અપરાધ કર્યો હતો કાવત્રાના કેસની સુનાવણી વખતે કેટલાક ગુન્હેગારોએ જે જુબાની આપી હતી તે ઉપરથી પણ આ કાઉન્ટ ઉપર શક દૃઢ થતા ગયો અને કાવત્રાખોરોની યોજના ઉપર ઘણુ અજવાળુ પડયુ

હવે આ કાઉન્ટ અને તેના મળતીઆઓનુ શુ કરવુ તે વિષે પ્રધાનમડળ વિચાર કરવા માડયો તેઓ એકમત થઈ શકયા નહિ કટલાકે એવી સલાહ આપી કે છુપા માણસોદ્વારા એ કાઉન્ટને તેના મળતીઆ અને કાગળીઆ સાથે પકડીને પારિસ લાવવો કેટલાકે કહ્યુ કે એમ કરવા જતા જર્મનીની હદમા જવુ પડે અને ત્યા જઇને ત્યા વસનાર માણસને આ પ્રમાણે પકડી લાવવાથી યુરોપમા આપણે માટે ખોટુ દેખાય નેપોલિયને તેમના શુદ્ધ હેતુનો સ્વીકાર કર્યો પણ કહ્યુ કે મારે આ લોકો ઉપર અત્યારે એવી ધાક બેસાડવી છે કે થોડા વખતસુધી તેમને મૂગા મૂગા બેસી રહેવુજ પડે

એ ઉપરથી ત્રણસો સિપાઇઓને એકદમ એટનહેમ જઇને તે કાઉન્ટને તેના મળતીઆઓ સાથે પરહેજ કરીને તેમને સ્ટ્રેસબર્ગ લઈ આવવાનો હુકમ થયો, અને આ કામ થઇ રહ્યા પછી આ લશ્કરી ટુકડીના અમલદારે ત્યાના જર્મન તાલુકદારની પાસે જઇને માફી માગવી અને વિનતિ કરવી કે જરૂરના કામમાટે તમારી પરવાનગી વગર તમારી હદમા અમારે પ્રવેશ કરવો પડયો છે આ હુકમનો તરતજ અમલ થઈ ગયો અને તે કાઉન્ટને પકડીને પારિસમાં આણ્યો તેના ગુન્હાની તપાસ માટે લશ્કરી અમલદારોનુ એક ખાસ કમીશન બેસાડવામા આવ્યુ

કોટમાં તે શાતિથી અને મગરૂર ચહેરે ઉભો રહ્યો નેપોલિયનના ખૂનમા પોતાનો હાથ ન હતો પરતુ ફ્રાન્સ ઉપર ચડાઈ કરવાનો પોતાનો ઇરાદો તેણે નિડરપણે

જાહેર કર્યો પ્રજાસત્તાક રાજ્યના કાયદા પ્રમાણે ફ્રાન્સનો કોઇ પણ વતની જો ફ્રાન્સની સામે હથિયાર ઉપાડે તો તે ગુન્હો દેહાતદંડની શિક્ષાને પાત્ર ગણાતો હતો કાઉન્ટે કોર્ટને વિનતિ કરી કે "મને એકવાર નેપોલિયનને મળવા દો" અને જો તેને રજા મળી હોત તો તેની જિંદગી કદાચ બચત નેપોલિયને પણ એક અમલદારને તેને કેટલાક સવાલ પૂછવા મોકલ્યો હતો તે માણસને પણ જરા મોડું થયું સવાર પડતા તો તેને મેદાનમા લઈ જઇને સિપાઇઓની ટુકડીની સામે ઉભો રાખ્યો અને તે સાત ગોળીઓથી વીંધાઇને મરણ પામ્યો પોતાનુ ખૂન કરવાના કાવત્રામા તેનો હાથ હતો એવી નેપોલિયનને ખાત્રી ન હોત અને બુર્બોન લોકો ઉપર ધાક બેસાડવાની તેને જરૂર ન લાગી હોત તો આ કાઉન્ટના કેસમાં તેણે દેશદ્રોહની શિક્ષાનો અમલ કરાવ્યો ન હોત પાછળથી ખરી હકીકત મળી આવી કે ગુન્હેગારોએ જે આગેવાનની વાત કરી તે કાઉન્ટને નહિ પણ પિચેગ્રુને લાગુ પડતી હતી નેપોલિયનને આ સમાચાર મળતા તેને ઘણુજ લાગી આવ્યુ, પરંતુ કાઉન્ટ ખૂની નહિ તો દેશદ્રોહી તો હતોજ અને દેશની સલામતી ખાતર પણ આવી શિક્ષા જરૂરની હતી

એક શાહજાદાને દેહાતદંડની શિક્ષા થઈ, એ વાતથી આખા યૂરોપના દરબારોમા ફ્રાન્સ તરફ ક્રોધની લાગણી ઉત્પન્ન થઈ તેના પ્રતિનિધિઓ તરફ અવિવેકી અને લગભગ અપમાનભરેલુ વર્તન થવા લાગ્યુ રશિયાના ઝાર, અલેક્ઝાન્ડરે તો નેપોલિયન ઉપર ઠપકાનો પત્ર લખ્યો તેનો જવાબ નેપોલિયને ઝારનુ હૃદય વીંધી નાખે એવા શબ્દોમા આપ્યો અલેક્ઝાન્ડર પોતાના પિતાના ખૂનથી ખરડાયલા સિંહાસન ઉપર બેઠો હતો અને તેનુ ખૂન કરનારમાના એક પણ શખ્સને શિક્ષા થઇ ન હતી આ વાતનો માર્મિક રીતે ઇસારો કરતાં નેપોલિયને લખ્યું કે "આ સંજોગોમા રશિયા જે કરત તે ફ્રાન્સ કર્યું છે, તમને હમણા એમ કહેવામા આવે કે માજી ઝાર પોલના ખૂનીઓ રાજ્યની સરહદ પાસે એકઠા થયા છે તો તમે ગમે તે ભોગે પણ તેમને પકડાવો ખરા કે નહિ?"

આવી મનને ગૂંચવણમા નાખે એવી જંજાળને લીધે નેપોલિયનને બીજા આરોપીઓ તરફ લક્ષ આપવાનુ સાંભર્યું નહિ પિચેગ્રુને કાયેન જવા સબંધે બીજી વાર કાંઇ કહેવામા ન આવ્યુ અને તેણે કાઉન્ટના મોતની વાત જાણી તેથી પોતાને માટે આશા મૂકી દીધી તેનો જાહેરમા વધ કરવામા આવે તે તેનાથી ખમાયુ નહિ તેથી તેણે રાત્રે ફાંસો ખાઇને આપઘાત કર્યો

મોરોને બે વર્ષના કેદખાનાની શિક્ષા કરવામા આવી પણ નેપોલિયને તેને માફી અપાવી અને તેને અમેરિકા જવુ હોય તો જવા દેવાની રજા આપી તેને પોતાની મિલ્કત વેચી નાખવી હતી તે વિષે પણ નેપોલિયને બંદોબસ્ત કરાવી આપ્યો કે

જેથી તેની સારામા સારી કિમત ઉપજે અને તે ઉપરાત તેને મુસાફરીનો ખર્ચ પણ અપાયો

કેડાઉડલ તથા તેના બીજા જોડીદારોને દેહાતદડની શિક્ષા થઈ કેડાઉડલની દ્દઢતા અને બહાદુરી જોઇને બને તો તેને બચાવી લેવાની નેપોલિયનને ઇચ્છા થઇ પણ કેડાઉડલે તો તેની માફી, દયા, લાલચ સર્વને ધૂતકારી કહાડયા મરતા મરતા પણ તેણે જેલરના માથામા દારૂની ફૂટી બાટલી મારીને તેનુ ખૂન કર્યું તેને તેના સોબતીઓ સાથે ગોળીબાર કરવામાં આવ્યો

આ કાવત્રામા પોલિનેક નામનો એક આબરૂદાર માણસ સપડાયો હતો તેની સ્ત્રી જોસેફાઇન પાસે આવીને પોતાના ધણીને માટે કરગરવા લાગી એક સ્ત્રીને દુ ખથી ગાડાની માફક વલોપાત કરતી જોઇને તેનુ હૃદય પીગળ્યુ અને નેપોલિયન પાસે જઇને પોલિનેકને માફ કરવા આજીજી કરી પોતાના હૃદયમા જાગૃત થએલી દયાની ગતિને જરાક કરડા ચહેરા નીચે છુપાવીને તેણે કહ્યુ, "જોસેફાઇન, હજી તુ મારા શત્રુઓ ઉપર સહાનુભૂતિ રાખે છે ? જો હુ તેમને શિક્ષા ન કરૂ તો તેઓ ફરીથી આવા કામ કરશે અને બીજા નવા ગુન્હેગારોને ઉભા કરશે "

જોસફાઇન નિરાશ થઇને ચાલી ગઈ પણ તેને ખબર હતી કે નેપોલિયન થોડાજ વખત પછી બગલાની અમુક ગેલેરી આગળથી પસાર થવાનો છે પોલિનેકની સ્ત્રીને બોલાવીને બેઉ જણુ ત્યા ઉભા રહ્યાં અને નેપોલિયન ત્યા આવ્યો એટલે બેઉ રડતા કકળતાં તેને પગે પડયા પોતાને આવા અઘરા સજોગોમા મૂકવા માટે જોસેફાઇનને ઠપકો આપતો હોય તેમ તેના તરફ કરડી નજરે જોયુ પણ તેના કોમળ અત કરણ થી આવી કરૂણ રીતે કરેલી અરજ પાછી ઠેલાઈ નહિ તેણે પોલિનેકની સ્ત્રીનો હાથ પોતાના હાથમા લઇને કહ્યુ, "લશ્કરી શાળામા મારા એકવારના બાળપણના સોબતી આર્મન્ડ પોલિનેકને મારૂ ખૂન કરવાના કાવત્રામા જોડાયલો જોઇને મને ઘણી નવાઈ લાગે છે, છતા હુ તેના સ્ત્રીના આસુ જોઇને તેનો અપરાધ ક્ષમા કરૂ છુ માત્ર હુ એટલુ ઇચ્છુ છુ કે મારી આ નમળાઇ જોઇને તે ફરીથી આવાં કામ કરવા પ્રેરાય નહિ પોતે જોખમમા ઉતર્યા વગર પોતાના વિશ્વાસુ અનુયાયીઓના જાન આવી રીતે જોખમમા રાખનાર બુર્બોન શાહજાદાઓ સૌથી વધારે અપરાધી છે"

જનરલ લાજોલેને પણ દેહાતદડની શિક્ષા કરવામા આવી હતી તેને ચોદ વર્ષની ઘણીજ ખૂબસુરત છોકરી હતી પોતાના બાપની દુર્દશાથી આ બાલિકાને અસહ્ય વેદના થતી હતી એક દિવસ તે કોઇને કહ્યા વગર પગે ચાલતી નેપોલિયનના નિવાસ આગળ પહોચી ગઇ, અને તેની ખૂબસુરતી, આસુ, કાલાવાલા વગેરે જોઇને દયાળુ પહેરેગીરે તેને જોસેફાઇન પાસે જવાની રજા આપી પોલિનેક વાળો બનાવ બન્યા પછી જોસેફાઇનને નેપોનિયને તાકીદ આપી હતી કે હવેથી

મને એવા ગુન્હેગારોના સગાંને બતાવીને મારા હૃદયને વ્યથા કરવી નહિ, પણ આ છોકરીની તીવ્ર મનોવ્યથા અને દુ:ખથી તેનો ગાંડા જેવો થઈ ગએનો ચહેરો જોસે-ફાઈન અને દીકરી હોર્ટેન્સ બેઉથી જોઇ રહેવાયો નહિ, અને જે ઓરડીમા થઇને નેપોલિયન પસાર થવાનો હતો ત્યા તેને ઉભી રાખી તેને આવતો જોઇને તે નાજુક છોકરી જેના મગજ ઉપર મનોવ્યથા અને લાગણીના વેગથી ઘણો આઘાત થયો હતો તે નેપોલિયનને લાંબી થઇને પગે લાગી અને બોલી, "સાહેબ, મારા બાપને માફ કરો સાહેબ, માફ કરો"

નેપોલિયનને નવાઇ લાગી અને નારાજ પણ થયો, તેણે ચીડાઇને કહ્યુ, "મારે હવે આવા દેખાવ જોઇતા નથી એવુ મે કહ્યુ છે છતા તને અહિ કોણ લાવ્યુ ? ચાલ, બેન, મને જવા દે" એમ કહીને તેણે ચાલવા માડ્યુ, પણ તે છોકરી તેને પગે વળગી પડી આસુથી છલકાતી આખ, અને તેના ખૂબસુરત ચહેરાની એકે એક રેખામા પ્રતિબિંબ થતુ ઉડુ દુ:ખ દર્શાવતી તે અર્ધગાંડી બાલિકાએ ફરીથી પોકાર કર્યો, "માફ કરો ! માફ કરો ! હુ મારા બાપાને માટે માફી માગવા આવી છુ"

નેપોલિયને માયાળુ અવાજે પૂછ્યુ, "તારો બાપ કોણ છે ? અને તુ કોણ છે ?"

છોકરીએ જવાબ આપ્યો, "મારૂ નામ મિસ લાજોલે છે અને મારા બાપને દેહાતદંડની શિક્ષા કરવામાં આવી છે" નેપોલિયને એક પળવાર વિચાર કરીને કહ્યુ "પણ બેન, તારા બાપનો આ બીજીવારનો ગુન્હો છે હુ તારે માટે કાંઈ કરી શકુ એમ નથી"

તે દુ:ખી છોકરી બોલી, "સાહેબ, તે હુ બધુ જાણુ છુ, પણ પહેલીવારના ગુન્હામાં મારા બાપા નિર્દોષ હતા આ વખતે હુ ન્યાય નથી માગતી પણ માફી માગુ છુ–દયા માગુ છુ"

નેપોલિયનનુ હૃદય ફરી ગયુ, તેના હોઠ કપવા લાગ્યા અને આંખ આસુથી ભરાઈ ગઈ તે બાળકીના હાથ તેણે પોતાના હાથમા લઇને તેને પ્રેમથી પપાળીને તેણે કહ્યુ, "મારી ભલી છોકરી ! તારી ખાતર હુ તારા બાપને જવા દઉ છુ હવે થયુ ? ઉભી થા અને જા"

આ ઉત્તર સાભળતાની સાથે તે બાળકી મૂર્છિત થઇ ગઇ અને નિશ્ચેષ્ટ થઇને પૃથ્વી ઉપર પડી. તેને જોસેફાઈનના ઓરડામાં લઇ ગયા ત્યાં તે થોડીવારે શુદ્ધિમા આવી તે શક્તિહીન થઇ ગઇ હતી તોપણ તે તરતજ પારિસ જવા તૈયાર થઇ તેના બાપને જે કેદખાનામા પૂર્યો હતો ત્યા તેને સહીસલામત લઇ જવાને નેપો-લિયનનો એક એ–ડી–કા (અંગરક્ષક) અને તેની સ્ત્રી તેની સાથે ગયા પોતાના બાપની ઓરડીમાં જતાંજ તે તેની કોટે વળગી પડી તેને ઉપરાઉપરિ ડૂમકાં આ-

વવા લાગ્યા જ્વર રૂંધાઈ ગયો અને તેના નાજુક જ્ઞાનતંતુ ઉપર લાગણીના આવેગના સખત આચકા લાગતા ગયા થોડીવાર પછી તેને તાણુ આવવા લાગી, આખ સ્થિર થઇ ગઇ અને નેપોલિયનના અંગ રક્ષકની સ્ત્રીના હાથમા બેભાન થઇને ઢળી પડી ત્યારબાદ ગદ્ધિમાં તો આવી પણ તેનુ મગજ ગયુ અને તે પિતૃભક્ત પ્રેમાળ પુત્રી પૂરેપૂરી દિવાની બની ગઇ !

આ નવી વિપત્તિના સમાચાર નેપોલિયનને સાંજે મળ્યા ઉદાસીનતાથી તેનુ માથુ નીચુ નમ્યુ થોડીવાર વિચારમા ડૂબી ગયો અને આખમા આવેલુ આસુનુ બિન્દુ લૂછીને તે બોલ્યો, "બિચારી કમનસીબ છોકરી ! આવી પુત્રીનો બાપ આવો અપરાધી હોય છે ! હુ તે છોકરીની અને તેની માની સંભાળ લઇશ"

બીજા છ આરોપીઓને પણ થોડા દિવસ પછી ક્ષમા કરવામા આવી નેપોલિયનનુ ખૂન કરવા ત્યારના ભુમીન કાવત્રાનુ આવુ પરિણામ આવ્યુ

નેપોલિયનના ચારિત્ર્યમાથી કાંઈક દોષ મળી આવે છે કે નહિ, તેના ઉપર કોઇ રીતે રાજ્યલોભ, કીર્તિનો લોભ, સત્તાનો લોભ, ક્રૂરતા, લંપટતા વગેરે અપરાધો સાબિત કરી શકાય છે કે નહિ એવીજ દૃષ્ટિથી તેના ચારિત્ર્યને અવલોકનારા ઘણા છે અને તેઓના હાથમા કાઉન્ટ ડી એન્ધિયેનને થએલી પ્રાણદંડની શિક્ષાનો દાખલો નેપોલિયનને નિંદાથી વીંધી નાખવાને અને તેની ઉજ્જવલ કીર્તિને કલંકિત કરવાને સાધનરૂપ થઇ પડ્યો છે

એનસાઇક્લોપીડિયા અમેરિકાના અને સને ૧૮૩૦ ના સપ્ટેમ્બરના ક્વાર્ટર્લી રિવ્યુના અંકમા પ્રકટ થએલો લેખ વિગેરે પ્રમાણો દ્વારા નિષ્પક્ષપાત ઇતિહાસકાર જોઇ શકે છે, કે કાઉન્ટને ફરમાવેલી શિક્ષાનો અમલ થયો ત્યાસુધી નેપોલિયનને તેની વિગતની ખબર ન હતી અને તેણે તો તેને બંધનમુક્ત કરવાના હુકમ સાથે એક અમલદારને પણ મોકલ્યો હતો કમનસીબે તે ઘણો મોડો આવી પહોચ્યો અને ત્યાર અગાઉ કાઉન્ટનો અમર આત્મા ઈશ્વરના દરબારમા પહોચી ગયો હતો આ ભૂલને માટે નેપોલિયન અપરાધી ન હતો છતા તેમા નિમિત્તરૂપે પણ પોતાનો હાથ હતો તે જાણીને તેને ઘણો ખેદ થયો હતો અને એ પાપની સર્વ જવાબદારી બીજાને માથે ન મૂકતા તેણે પોતાનેજ માથે વહોરી લીધી હતી આટલુ છતા પણ નેપોલિયનના ગમે તેમ કરી છિદ્રોજ શોધવા એવા સંકલ્પથી તેનુ જીવનચરિત્ર લખનારાઓએ તેને ખૂની, હત્યારો કહીને અત્યંત વગોવ્યો છે ફ્રાન્સની તે સમયની રાજનૈતિક સ્થિતિ, આવા આવા અનેક કાવત્રાખોરોની કપટજાળ, આસપાસ ચારે બાજુએથી ઝઝૂમતા શત્રુરાજ્યોના સૈન્યો, ફ્રાન્સને કોઈ પણ રીતે પાયમાલ કરવા માટે તેમના અનેક પ્રકારના કાવાદાવા એ સર્વ ધ્યાનમાં લેતા નેપોલિયને લીધેલુ પગલુ વાજબીજ હતુ કાઉન્ટ દેશદ્રોહી હતો, શત્રુ રાજ્યનો પગાર ખાઇને

સ્વદેશની સામે શસ્ત્ર ઉપાડવા તૈયાર થયો હતો આવો હડહડતો દેશદ્રોહનો આરોપ જેના ઉપર કાયદાની કચેરીમા સાબિત થયો હતો તેને કાયદા પ્રમાણે કરવામા આવેલી શિક્ષાને યૂરોપનો નૃપતિવર્ગ અને ઉમરાવવર્ગ ખૂનની કોટિમા મૂકે છે

અમેરિકામાં સ્વતત્રતાનુ પૂજન કરાવનાર મહાન વોશિગ્ટન પણ એવાજ સજોગોમા મૂકાયો હતો અને એન્ડ્રી નામના એક દેશદ્રોહીને આવાજ પ્રકારની સજા તેને કરવી પડી હતી, એટલે વોશિગ્ટનને પણ હત્યારો કહેવો જોઇએ, અને અમેરિકાના સયુકત રાજ્યે પોતાની ફતેહવડે શત્રુનાં મો બધ કરી નાખ્યા ત્યાસુધી યૂરોપનો અમુક વર્ગ તેને માથે પણ એવુજ કલક મૂકતોજ હતો અમેરિકાના સ્વાતત્ર્યને જોખમમા નાખ્યા વગર જો એન્ડ્રીને માફી આપી શકાતી હોત તો વોશિગ્ટને તેમ કર્યું હોત, અને ડ્યુક ડેન્ગીનને માફી આપીને તેના જેવા સમર્થ માણસને પોતાના પક્ષમા લઇ તેને દેશઘાતક નહિ પણ દેશસેવક બનાવવાની નેપોલિયનના મનમા ઇચ્છા હતી, અને તે તેણે ડ્યુકના વધ પહેલા જણાવી પણ દીધી હતી અણધાર્યા બનાવને લીધે તે ઇચ્છિત બર ન આવી તેને માટે નેપોલિયનના મનમા ઉડો ખેદ થયા કરતો હતો





# प्रकरण २८ मुं—नेपोलियन शहेनशाह थयो.



પદભ્રષ્ટ થએલા શાહજાદાઓના કાવત્રાથી પ્રજાસત્તાક રાજ્યના નેતાઓ વધારે જાગૃત બની ગયા અને રાજ્યને વધારે સુદ્દઢ અને સુવ્યવસ્થિત કરવાને પ્રયત્ન કરવા લાગ્યા બીજા હાથપગ બાદશાહી કુટુમ્બના નબીરા કાઉન્ટ એન્ધિયેનને થએલી શિક્ષાથી યુરોપનો નૃપતિ વર્ગ ચીડાઇ ગયો અને પ્રજાની સ્વતત્રતા તથા તેના હિમાતીઓ તરફ તેમનો દ્વેષ વધતો ગયો રાજાઓના પક્ષના માણસોની આખ નેપોલિયન ઉપરજ હતી તે એકલો-જ તેની અમાનુષિક શક્તિના પ્રભાવથી તેમના લક્ષ્યની સિદ્ધિમાં વિઘ્નરૂપ હતો આ બાજુએ ફ્રાન્સની આખી પ્રજા તેના આભાર નીચે દબાઇ હતી અને તેઓ મુકત કઠે સ્વીકારતા હતા કે તેણેજ પોતાના ડહાપણથી અને બાહોશીથી રાજ્યમા સુવ્યવસ્થા આણી હતી અને તેના પરિશ્રમથીજ રાજ્યની ઉત્તરોત્તર આબાદી થયા કરતી હતી

ધારાસભાઓમા, સ્થાનિક સભાઓમા, પારિસ તથા બીજા મુખ્ય શહેરોમા સૌને મોઢેથી એકજ પ્રશ્ન નીકળવા લાગ્યો કે જેના ઉપર ફ્રાન્સની સલામતીનો આધાર છે તેનેજ રાજ્યમુકુટ શામાટે ન પહેરાવાય ‘ પાછલા અનુભવ ઉપરથી સાબિત થઇ ચૂકયુ હતું કે ફ્રાન્સની પ્રજાની માનસિક સ્થિતિ જોતા ત્યા પ્રજાસત્તાક રાજ્ય તેના શુદ્ધ સ્વરૂપમા, સફળતાપૂર્વક નભી શકેજ નહિ રાજ્યક્રાતિનો મુખ્ય હેતુ એટલોજ હતો કે ઉમરાવોની ખોટી શ્રેષ્ઠતા, તેમનો એકહથ્થો અધિકાર, રાજાની નિરકુશ સત્તા અને સામાન્ય પ્રજાવર્ગનું દાસત્વ વગેરે જૂના જમાનાના દોષો કહાડી નાખવા અને તે હેતુ તો સર્વાશે સિદ્ધ થઇ ચૂકયો હતો હવે તો નેપોલિયન યુરોપના બીજા નૃપતિઓની સાથે સમાન પદવીએ બેસી શકે તેટલા માટે તેને રાજસત્તા આપવાની જરૂર હતી તેમ થાય તોજ ફ્રાન્સની સલામતી અને ગૌરવ સાચવી શકાય એમ હતું

ફ્રાન્સની પ્રજામા તીવ્ર લાગણીના પ્રાધાન્યનો જે લક્ષણગત ગુણ રહેલો છે

તેનુ આ વખતે ખરેખર દર્શન થતું હતુ રાજારાણીને વધસ્તંભપર ઘસડી જનાર, અને તેમના ભવ્ય મહેલોને ચૂર્ણવિચૂર્ણ કરી નાખનાર પ્રજા આજે નેપોલિયનને પોતાનો રાજા બનાવવાની આતુરતાથી માગણી કરતી થઇ હતી આખા દેશમા એક અપૂર્વ ઉત્સાહનો પવન ફરી વળ્યો હતો, અને પ્રજાના માનીતા તથા પ્રજા પક્ષના હિમાયતી નેપોલિયનને રાજચિન્હ ધારણ કરાવવા આખો દેશ ટમટમી રહ્યો હતો નેપોલિયનને જ્યારે આ હકીકત જણાવવામા આવી ત્યારે તેણે પણ સમતિ આપી અને કહ્યુ કે ફ્રાન્સ દિવસે દિવસે પ્રજાસત્તાક રાજ્યના ઝનુની ઉભરાથી દૂરને દૂર જતુ જાય છે અને દેશમા ફરીથી રાજસત્તાને સ્થાપવાથી આપણા પાડોશી રાજ્યોનો આપણા પરનો દ્વેષ પણ ઓછો થશે અને અતે તેથી દેશનું હિત વધારે સારી રીતે જળવાશે

નેપોલિયને હમેશની માફક ડહાપણ વાપરીને યુરોપના રાજ્યકર્તાઓનો અભિપ્રાય પૂછાવ્યો કે આ ફેરફાર તેમને સમત છે કે નહિ ઇગ્લંડ સાથે લડાઇ હતી અને રશિયા સાથે કાવત્રાકેસ પછી અણબનાવ થયો હતો તેથી તેમને પૂછવા-મા સ્વમાન સચવાતું ન હતુ બુર્બોન રાજાઓને ફરીથી રાજ્યાસને લાવવાનો સભવ હવે જણાતો ન હતો તેથી ફ્રાન્સ પોતાના પ્રજાસત્તાક રાજ્યતત્રને રદ કરે તેમા તેઓ સત્રળા ખુશી હતા પ્રશિયાના રાજાએ સ્વહસ્તે પત્ર લખીને જણાવ્યુ કે આ શુભ કાર્યમાં મારી સપૂર્ણ દિલસોજી છે અને નેપોલિયનને ફર્સ્ટ કોન્સલનું પદ જિદગીસુધી આપ્યુ હતુ તેથી હું પ્રસન્ન થયો હતો, અને હવે તેને તેમજ તેના વશજોને રાજ્યાસને બેસાડવાની પ્રથા ફ્રાન્સ સ્વીકારે છે તેથી હુ આશા રાખુ છુ કે તે પોતાના શાણપણથી અને મહત્ત્વનાં કાર્યોથી દેશમાં વધારે સારો બદોબસ્ત જાળવશે આસ્ટ્રિયાના શહેનશાહ તરફથી પણ તેવીજ મતલબનો પત્ર મળ્યો

ફ્રાન્સની વડી ધારાસભામા સર્વાનુમતે ઠરાવ પસાર થયો કે “નેપોલિયન બોનાપાર્ટને શહેનશાહનુ પદ આપવુ અને તે પદવીની રૂએ ફ્રાન્સનાં પ્રજાસત્તાક રાજ્યનુ તત્ર તેના હાથમાં સોંપવુ” ઉત્સાહમાં આવી ગએલા શહેરી બાવાઓએ બીજો ઠરાવ એવો કર્યો કે તેમણે નેપોલિયનની રૂબરૂમા બધાએ એક સમૂહમાં જવુ, તેની આગળ આ ઠરાવ વાચી સભળાવવો અને પછી તેને શહેનશાહ તરીકે સન્માન આપવુ સને ૧૮૦૪ ના મે માસની ૧૮ મી તારીખે ગાડીઓની અને તેમની સાથે ચાલતા ઘોડેસ્વાર અગરક્ષકોની ભપકાદાર સ્વારી સેટ ક્લાઉડના મહેલ આગળ આવી પહોચી હૃદયમા તુમુલ મથન ઉત્પન્ન કરે અને મનને અસત ક્ષુભિત કરી નાખે એવા પ્રસગોમાં નેપોલિયન શાતિ, સ્વસ્થતા અને ગભીરના જાળવી શકતો હતો તે પ્રમાણે આ પ્રસગે પણ શહેરી બાવાઓનો સત્કાર કરતા તેનુ હૃદય હમેશની માફક શાંત અને સ્વસ્થ હતુ લાગણીના વેગથી ધ્રૂજતી, ભવિષ્યની અમગળ શકાઓ

ર ને ભયભીત થતી, છતા પોતાના પતિને નવુ પદ મળવાથી મગરૂર થતી જોસે ફાઇન તેની સામુમ ઉભી હતી પછી ધારાસભાના પ્રમુખે પોતાના એકવારના સહકારી કૅાન્સન–પણ હવે "શહેનશાહ નેપોલિયનને' નીચા વળીને નમન કર્યું અને કહ્યું,–

"સાહેબ,–ચાર વર્ષ પહેલા પ્રજાએ આપના પ્રત્યેના આભાર અને સ્નેહને વશ થઇને આપ નામદારના હાથમાં રાજ્યના સૂત્ર સોપ્યા હતા, અને રાજ્યના કાયદા પ્રમાણે આપને આપના વારસની પસદગી કરવાનો હક્ક પણ મળી ચૂકયો હતો આથી કરીને જે વધાર ભવ્ય પદવી આપને આજે અર્પણ કરવામા આવે છે તે ઉપરથી એટલુ સૂચિત થાય છે કે પ્રજાને તેનુ પોતાનુ ગૌરવ ઘણુ પ્રિય છે અને તે આપના તરફજ વધારેને વધારે માન અને ભકિતથી જોતી જાય છે તેની નવી માહિતી બતાવવાની તેને જરૂર છે ફ્રાન્સને ઇશ્વરે આપના રક્ષણ નીચે મૂકયુ ત્યારથી તે જે સુખશાન્તિ ભોગવે છે તેનો વિચાર કરતા લોકોના હૃદય ઉછળ્યા વગર રહેજ કેમ ' આપના આવતા પહેલા આપણા સૈન્યોનો બધે ઠેકાણેથી પરાજય થયો હતો, દેશની નાણા સબધી હાલત કગાલ હતી, જૂની બાદશાહીને ભાગ્યા તૂટયા અવશેષ માટે લોકો લઢી મરતા હતા ધર્મનો તો શુ પણ નીતિનો પણ ખ્યાલ પ્રજાના મનમાંથી ભૂસાઇ જવા આવ્યો હતો આવા સકટના સમયમા આપ વહાર આવ્યા, આપે ફ્રાન્સના સૈન્યને વિજયશ્રીથી દીપાવ્યા, રાજ્યના ખર્ચમા સુવ્યવસ્થા અને હાલતી કરકસર જોવામા આવે છે તે પણ આપનોજ પ્રતાપ છે આ પ્રમાણે ઉત્તેજન મળવાથી પ્રજામા આત્મવિશ્વાસ આવવા લાગ્યો, અને તે પોતાનાં કુદરતી સાધનોનો ઉપયોગ કરવા તરફ પ્રેરાઇ દેશમાં ચાલી રહેલી પક્ષાપક્ષી આપે સમાવી દીધી ધર્મની પવિત્ર વેદીનુ ફ્રાન્સમા ફરીથી દર્શન કરાવ્યુ તે ખરેખર આપની બુદ્ધિએ કરેલા ચમત્કારિક કાર્યોમા સૌથી વિશેષ મહત્ત્વનુ છે જે લોકો અદર અદરના વિખવાદને લઇને અધીનતા શુ તે તો સમજતાજ હતા તેઓ પણ માનવા લાગ્યા કે પ્રજાની સુખશાન્તિ અને કીર્તિને અર્થે જે પોતાની સત્તાનો ઉપયોગ કરે તેને માન આપવુ જોઇએ એ પણ આપના શુભ શિક્ષણનુ ફળ છે '

આ સભાષણ પૂરૂ થતાં "શહેનશાહ ઘણુ જીવો "ના હર્ષનાદ ચારે બાજુએથી થયા અને આસપાસના બગીચામા તથા જાહેર રસ્તામાં કુતૂહલથી જોવા ઉભેલા લોકોએ તે ઝીલી લીધા તે અવાજ બધ પડી ગયા પછી નેપોલિયને નીચે પ્રમાણે ટુકો ઉત્તર આપ્યો —

"જે જે ઉપાયવડે દેશને સુખ થતુ હોય તે સર્વમા મારૂ સુખ મુખ્યત્વે કરીને રહેલુ પ્રજાની કીર્તિને ખાતર આ પદવીનો મારે સ્વીકાર કરવો જોઇએ એમ તમે માનો છો તેથી હુ તે સ્વીકારૂ છુ મારા વારસોને મારા પછી રાજ્યા

મન આપવુ કે નહિ એ સવાલનો નિર્ણય હુ લોકોનેજ સોપુ છુ હુ આશા રાખુ છુ કે મારા વશજોને આ પદવી આપવામાં આવશે તો લોકોને પસ્તાવાનુ કારણ નહિ મળે, અને જે દહાડે મારા વારસો આ મહાન પ્રજાનો પ્રેમ અને વિશ્વાસ ગુમાવશે તે દહાડે મારો આત્મા તેમનાથી વિમુખ થશે ”

ત્યાર પછી ધારાસભાના પ્રમુખે જોસેફાઇનને શહેનશાહ બાનુ તરીકે સબોધન કરીને તેને અભિનદન આપ્યુ, જેનો જવાબ તેણે પોતાના આંસુવડેજ વાળ્યો રાજ્ય મન દૃઢ થાય એવા તમામ ઉપાય આ પ્રસગે યોજવા એવી નેપોલિયનની ઇચ્છા હતી, તેથી પોતાનો રાજ્યાભિષેક પોપને હાથે પારિસમા થવો જોઇએ એવો ઠરાવ તેણે કર્યો પોપ પાયસ સાતમો તેનો મિત્ર હતો અને તેના આશ્રય નીચે આવ્યો હતો, પણ કોઇ પણ રાજાનો રાજ્યાભિષેક કરવા માટે રોમ છોડીને જવાની કોઈ પણ પોપે મહેરબાની બતાવી ન હતી, પરતુ આ પોપ પોતાના પ્રતિભાશાળી મિત્રની ઇચ્છાને તરતજ તાબે થયો

નેપોલિયનની એવી ઇચ્છા હતી કે પોતાનો રાજ્યાભિષેક થતા પહેલા ઇગ્લડ ઉપર આક્રમણ કરવાની યોજનાનો અમલ કરી દેવો આ મહત્ કાર્યને માટે થએલી તૈયારીઓ એવી સપૂર્ણ થઇ ગઈ હતી કે નેપોલિયન પોતે પણ વિજયની આશા રાખતો હતો તે એકવાર ફરીથી સમુદ્ર કિનારાપરની તમામ છાવણીઓ તપાસી વળ્યો અને એક એક હોડી કરીને આખો કાફલો જોઇ લીધો લશ્કરના તેમજ નૌકાસૈન્યના દરેક ખાતામા તેની આજ્ઞાનુ બરાબર પાલન થયુ હતુ પછી અગ્રેજોના કાફલાની નજર આગળ “ લીજીયન ઑાફ ઑાનર ” ના ચાદ ઇનાયત કરવા માટે સમુદ્રકિનારે એક ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો નેપોલિયનને માટે કિનારા ઉપર સિહાસન રચવામા આવ્યુ હતુ તેના ઉપર તેણે પોતાની જગ્યા લીધી અને તેનુ વિશાળ સૈન્ય તેની આસપાસ અર્ધ ગોળાકૃતિમાં નાટકશાળાની માફક ચડતા ઉતરી હારોમા ગોઠવાઇ ગયુ મોટામાં મોટા કદની હજારો તોપોના ધડાકા થયા અને તેનો ધ્વનિ ઇગ્લડને કિનારે પણ સભળાયો આ દેખાવની ભવ્યતાની છાપ સર્વના અતકરણ ઉપર પડી હતી એવામા શહેનશાહ નેપોલિયનની પાસે બેઠેલા હજારો માણસોની નજર આગળ બોલોન બદરે આવતા ફ્રેન્ચ મછવાના સમૂહ ઉપર અગ્રેજોના કાફલાએ હુમલો કર્યો, અને ખૂબ લડાઈ જામી આ મહોત્સવના કામમા પોતે રોકાયલો હતો છતા લડાઇનો રગ કેવો જામે છે તે જોવા નેપોલિયન વારવાર પોતાનુ દૂરબિન તે તરફ ફેરવતો હતો આખરે તે મછવા બદર આગળ સહીસલામત આવી પહોચ્યા અને મહોત્સવના આનદમાં તેથી ઓર વધારો થયો

ત્યાર પછી ફ્રેન્ચ મછવા અને અગ્રેજોનાં વહાણનુ યુદ્ધ જોવાનો તેને બીજીવાર પ્રસગ મળ્યો એક વાર તે પોતાના તોપોવાળા મછવા તપાસતો હતો. સામે થોડે

અને અંગ્રેજોનો કાફલો ઉભો હતો તેમાંથી એક વહાણ ફ્રેન્ચોના મછવા ઉપર આક્રમણ કરવા નજીક આવી પહોંચ્યું તેને જોતામાંજ કેટલાક મછવા તેના ઉપર તૂટી પડ્યા પોતાના વહાણુની મદદે અંગ્રેજોએ એક નાનું વહાણ અને થોડાક મછવા મોકલ્યા શહેનશાહ પોતે નૌકાસૈન્યાધિપતિ એડમિરલ બ્રુઇમની સાથે વહાણમા બેઠો હતો તેણે તરતજ પોતાના વહાણને તે તરફ હંકારવાની આજ્ઞા કરી, ખલાસીઓ અને સિપાઇઓ ઘણી વાર અંદર અંદર પૂછતા હતા કે જમીન ઉપરના યુદ્ધોમાં નેપોલિયન જેવો નિડર છે તેવો દરિયાની લડાઈમા હશે કે નહિ આ વાતની તેને ખબર હતી તથી તેમનો શક દૂર કરવાનો આ એક સારો પ્રસંગ હતો

અંગ્રેજ નાવિકોએ વાવટા અને તોરણથી શણગારાયલું બાદશાહી વહાણ જોયું અને તેમા ઘણો અગત્યનો માણસ (નેપોલિયન) બેઠેલો હશે એવા તેમને શક પડવાથી તેમણે તે વહાણને નજીક આવવા દીધું એવા ઇરાદાથી કે પાસે આવે એટલે તોપાનો સામટો માર મારીને તેનો ભૂકો કરી નાખવો શહેનશાહ જોખમમા છે એમ જાણીને સમુદ્રખાતાના પ્રધાને વહાણનું સુકાન પોતાના હાથમા લીધું અને તેની દિશા ફેરવવા જતો હતો પણ નેપોલિયને વહાણને આગળ ચાલવા દેવા દૃઢ આગ્રહસૂચક ઇસારત કરી તે શત્રુના વહાણને દૂરબિનવડે અવલોકતો હતો એવામા તેમની તોપો ફૂટી અને ફ્રેન્ચ વહાણની આસપાસ ધગધગતા લોખંડના ગોળાનો વરસાદ વરસી ગયો પણ તેમનાથી સમુદ્રનું પાણીજ ઉછળ્યું, કોઇને કશી ઇજા થઇ નહિ. ફ્રેન્ચોના તોપોવાળા મછવા સપાટાબંધ આવી પહોંચ્યા અને તેમણે ચારે બાજુએથી શત્રુના વહાણની ગોળા અને ગોળીઓથી એવી સખત મહેમાનગિરી કરી કે તેને ભાંગેલી તૂટેલી હાલતમા નાસવું પડ્યું, અંગ્રેજોના મછવા પણ નાસ અને એક તો ડૂબીજ ગયા આ ઝપાઝપીમા અંગ્રેજોના બાજુથી પંદર માણસો માર્યા ગયા અને સાઠ ઘાયલ થયા ત્યારે ફ્રેન્ચોના બે મૂઆ અને સાત ઘાયલ થયા આની અસર ઇંગ્લંડ ઉપર ઘણી માઠી થઇ તેને હવે ખરેખરી ધાસ્તી પેઠી હવે સર્વને સમજાયું કે ઇંગ્લંડ ઉપર સ્વારી કરવાનું કામ મહાભારત તો હતુંજ પણ નેપોલિયને તેમા સફળતા મેળવવા માટે મહાભારત તૈયારી પણ કરી હતી આખા ફ્રાન્સમા ભારે ઉત્સાહ ફેલાઇ ગયો, અને રાજ્યાભિષેક માટે ભારે ધામધૂમથી તૈયારીઓ થવા લાગી દેશમાં વાત ફેલાઇ ગઇ હતી કે આ પ્રસંગે પોપ પાયસ પધારવાના છે આ સમાચારથી ધાર્મિક વૃત્તિવાળા લોક સાનંદાશ્ચર્ય પામ્યા પોતાને હાથે રાજ્યારોહણની ક્રિયા કરાવવાના સંબંધમાં ધારાસભામા મતભેદ ઉભો થયો પ્રજાએ પોતાની સ્વેચ્છાથી અને લશ્કરે પોતાના પરાક્રમથી નેપોલિયનને અર્પણ કરેલો મુકુટ પોપજ શામાટે પહેરાવે એવો ઘણા સભાસદોએ વાંધો ઉઠાવ્યો પરંતુ રણક્ષેત્રમા અને સભાસ્થાનમાં બેઉમા સરખી રીતે પોતાનો પ્રભાવ બેસાડનાર નેપોલિયને એવી સબળ દલીલ બતાવી કે આલ્પ્સ ઓળ-

ગીને પોપ પારિસ આવે અને તમારા શહેનશાહનો રાજ્યાભિષેક સ્વહસ્તે કરે એમા તમારા દેશની મહત્તા ઘટવાની કે વધવાની ? કારણ કે આવો અપૂર્વ પ્રસગ ફ્રાન્સના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે

નેપોલિયને પોપને પત્ર લખ્યો તેમા જણાવ્યુ હતુ કે ફ્રાન્સમા જ્યારથી ધર્મની પુન સ્થાપના થઇ ત્યારથી પ્રજાની નીતિ ઉપર ઘણી સારી અસર થવા પામી છે અને આપના પધારવાથી તેમા વધારો થશે આપ મારૂ તથા આ મહાન પ્રજાનુ હિત ઇચ્છો છો તેની એક વધુ સાબિતી આથી મળશે, માટે ફ્રાન્સના પહેલા શહેનશાહની રાજ્યારોહણની ક્રિયાને ધાર્મિક સ્વરૂપ આપવા માટે જરૂર પધારશો એમ કર્યાથી આપના ઉપર અને મારી પ્રજા ઉપર પ્રભુના આશીર્વાદ ઉતરશે

નેપોલિયનને સતાન થયા ન હતા જોસેફાઇન પોતાના પતિની ચડતી કળા જોઇને એક બાજુએ મગરૂર થતી પણ બીજી બાજુએ પોતાને નેપોલિયનથી સતાન ન હોવાને લીધે પોતાનુ વ ધ્યત્વ ભવિષ્યમાં દુ ખનુ અને પોતાના પતિથી છૂટા પડવાનુ કારણ થઇ પડશે એવા ભયથી મનમા અત્યત મતમ થતી હતી તેના પહેલા પતિથી તેને એક પુત્ર અને પુત્રી એમ બે સતાન હતાં નેપોલિયન તેમને પોતાના સતાનતુલ્ય ચહાતો હતો પણ નેપોલિયનની પછી ગાદીએ કોણ આવે એ પ્રશ્ન જ્યારે ઉભો થાય ત્યારે તો તેમના તરફ નજર નજ કરી શકાય આ કારણથી જોસેફાઇને આગળથી ચેતીને પોતાની પુત્રી હોર્ટેન્સનુ લગ્ન નેપોલિયનના ભાઇ સાથે જોડવી દીધુ કે જેથી તેમના સતાન બોનાપાર્ટનુ નામ ધારણ કરતા હોવાથી ફ્રાન્સની ગાદીને માટે હકદાર થઇ શકે અને નેપોલિયનને બીજીવાર લગ્ન કરવાની જરૂર ન પડે પણ હમણાં હમણાં દેશમા બધે એવી વાત ચર્ચાવા લાગી હતી કે રાજનૈતિક જરૂરીઆત જોતા નેપોલિયન એક બાદશાહી વશનો સ્થાપનાર થવો જોઇએ અને તેણે પોતાનુ રાજ્યાસન પોતાનાજ વશમા આપી જવુ જોઇએ, માટે તેણે *જોસેફાઇન સાથેનો લગ્નસબધ રદ કરીને બીજી સ્ત્રી સાથે લગ્ન કરવુજ જોઇએ નેપોલિયનની સાથેનો પોતાનો સબધ વધારે દઢ થાય અને વિવાહોચ્છેદનો સભવ ઓછો થાય તેટલા માટે જોસેફાઇનને એવી ઇચ્છા હતી કે નેપોલિયનની સાથે શહેનશાહ બાનુ તરીકે તેનો પણ રાજ્યાભિષેક થાય તો સારૂ નેપોલિયન તેને ઘણાજ પ્રેમથી ચહાતો હતો છતા રાજનૈતિક જરૂરીઆતને વશ થઇને તેને બીજી સ્ત્રી સાથે લગ્ન કરવુ પડશે એ વિચારને તેના હૃદયમા સ્થાન મળી ચૂક્યુ હતું એકવાર પોતાની પ્રિયતમા પત્ની તરફનો પ્રેમ, તેનાથી છૂટાં પડતાં થતી મનોવ્યથા વગેરે દુ ખદ વિચારોથી તે એવો વ્યાકુળ થઇ ગયો, અને તેના હૃદય ઉપર પ્રેમે એટલી બધી સત્તા ચલાવી કે તેણે જોસેફાઇનને દઢ આલિગન દઇને કહ્યું કે રાજનીતિ મને તારાથી છૂટા થવા પ્રેરે પણ તારા તરફ

* ખ્રિસ્તી પ્રજામા એક સ્ત્રીની હયાતીમા બીજી સ્ત્રી સાથે લગ્ન કરી શકાતુ નથી

મારા એવો સાચો પ્રેમ છે કે મારાથી તેમ કરી શકવાનુજ નથી આટલુ કહીને તેણે જોસેફાઇનને ખાત્રી આપી કે મારી સાથે તારો પણ પોપને હાથે રાજ્યાભિષેક કરવામા આવશે

ડીસેમ્બર માસ એમના નોટર ડેમના ભવ્ય દેવાલયમા રાજ્યાભિષેકના સમાર ભને લગતી તમામ તૈયારીઓ થઈ રહી પાપ મહારાજ રોમથી પારિસ આવવા નીકળ્યા ફ્રાન્સમાં આખે રસ્તે તેમનુ અત્યત સન્માનસહિત સ્વાગત કરવામા આવ્યુ હતુ ફોન્ટેન્બ્લોના મહેલ આગળ નેપોલિયન રસાલાસહિત તેમને લેવાને માટે સામો આવ્યો એક પૃથ્વીપતિ અને બીજો ઇશ્વરનો પૃથ્વી ઉપરનો પ્રતિનિધિ બેઉ ભેટયા અને એક ગાડીમા બેઠા નેપોલિયને તેમના દરજ્જાને માન આપીને પોતાની જમણી બાજુએ બેસાડયા તેની ભલી અને નમ્રતાભરેલી કાન્તિની અને ગભીર રીતભાતની લોકોના મન ઉપર ઘણી સારી અસર થઈ તેમનુ દર્શન કરવા માટે તેમના મુકામના દરવાજા આગળ લોકોના ટોળે ટોળા એકઠા થતા અને લોકની ઇચ્છાને માન આપીને જ્યારે તે ઝરૂખામા આવતા ત્યારે ઉત્સાહભેર હર્ષના પોકાર થઇ રહેતા હજારો માણસો તેમની આગળ જમીનપર ઘુટણીએ પડીને તેમનો આશીર્વાદ માગતા કેવી વિચિત્રતા ! માત્ર દશજ વર્ષ ઉપર પારિસના જે લોકોએ કેથોલિક સાધુઓને પથરે પથરે માર્યા હતા અને નિર્દયપણે ગોળીઓથી વીધી નાખ્યા હતા તેજ લોકો આજે કેથોલિક આચાર્યને દેવતુલ્ય સન્માન આપતા થયા હતા !

જોસેફાઇન અને નેપોલિયનનુ લગ્ન થયુ ત્યારે ફ્રાન્સમા ધાર્મિક ક્રિયાઓને રાજ્યના હુકમથી બધ કરવામા આવી હતી તેથી તેઓ ધાર્મિક વિધિ પ્રમાણે નહિ પણ ( સીવીલ મેરેજ ) એટલે કાયદા પ્રમાણે પરણ્યા હતા નેપોલિયનની બહેન જ્યારે સેનાપતિ મુરાને પરણી ત્યારે જોસેફાઇન સાથે ધર્મવિધિ પ્રમાણે ફરીથી લગ્ન કરવાની તેણે ઇચ્છા જણાવી હતી આ વખતે આ ઇચ્છાને અમલમા મુકવાનો અને પોપને હાથે પોતાના લગ્નસબધને પવિત્ર કરવાનો જોસેફાઇને આગ્રહ કર્યો તે પ્રમાણે રાજ્યાભિષેકને આગલે દિવસે તેઓ ધર્મવિધિ અનુસાર ફરીથી પરણ્યા આ પ્રસંગે જોસેફાઇન લાગણીના આવેશથી વિહ્વળ બની ગઇ અને તેણે કેટલો અશ્રુપાત કર્યો હશે તે બીજે દિવસે તેના રાતા થએલાં નેત્રો ઉપરથી માલમ પડતુ હતુ

બીજે દિવસે ૧૮૦૪ ના ડિસેમ્બરની ૨ જી તારીખનો યાદગાર દિવસ ઉગ્યો ઠંડી તો સખત પડતી હતી પણ જાણે વસત ઋતુ બેઠી હોય તેમ પોતાના માનીતા નેપોલિયનનો રાજ્યાભિષેક જોવાને પારિસની પ્રજા હર્ષઘેલી બની ગઈ હતી નોટરડેમનુ દેવાલય કિંમતીમા કિંમતો અલકારથી, રેશમના અને મખમલના ભભકાદાર પડદાઓવડે શણગાર્યુ હતુ શહેનશાહ અને શહેનશાહબાનુમાટે ભવ્ય સિંહાસન તૈયાર રાખ્યુ હતુ નેપોલિયન કાચથી મઢેલી ગાડીમા બેસીને ત્યા જવા નીકળ્યો તેના પોશાકનો ઘાટ

સારામાં સારા ચિત્રકારની ભાવના પ્રમાણે કરવામાં આવ્યો હતો તેની ગાડીની પાછળ હજારો માણસો ઉન્મત્ત બનીને જયનાદ ગજવતા હતા તેના માથા ઉપર સુવર્ણનો બનાવેલો રોમન ઢબનો લોરેલ વૃક્ષના પાદડાનો બનાવેલો મુકુટ સર્વની નજર ખેચી રહ્યો હતો તેનો દેવળમા પ્રવેશ થતાં પાચમો ગવૈયાઓએ ઘણુજ ગભીર સગીત શરૂ કર્યું. પોપે સ્વહસ્તે તેના માથા ઉપર પવિત્ર તેલનુ સિચન કર્યું અને તેની તલવાર અને રાજદડને પોતાના આશીર્વાદથી પવિત્ર ક્યાં પછી જેવો રાજમુકુટ લેવા માટે પોપે હાથ લાબો કર્યો કે તરતજ નેપોલિયને મુકુટ લઇને પોતાને હાથે પહેરી દીધો આમા ઉડી રાજનીતિ રહેલી હતી અને સભા ઉપર તેની અવર્ણનીય અસર થઇ પછી તેણે શહેનશાહ બાનુનો મુકુટ હાથમા લીધો અને તેની આગળ ઘુટણીએ પડીને જોસેફાઇનના માથાપર અત્યત પ્રેમસહિત મક્યો જોસેફાઇન વિસ્રૃત નેત્રે, ઉડા ઉમળકાથી પોતાના પ્રિયતમ અને જગવિખ્યાત પતિના મુખ સામે જોઇ રહી નેપોલિયને પણ તેની સામે તેટલીજ પ્રેમપૂર્ણ નજર નાખી બહાવરી બની ગએલી જોસેફાઇને મસ્તક નમાવ્યુ અને તેની આખમાથી આસુની ધારા ચાલી "શહેનશાહ ઘણુ જીવો" ના અસખ્ય મનુષ્યોના મુખમાથી નીકળતા પોકાર અને હજારો તોપોના કર્ણભેદી ગર્જનવડે આખુ પારિસ નગર ગાજી ઉઠયુ

મનુષ્યના મહાસાગર જેવા દેખાતા પારિસ નગર ઉપર રાત્રિના પડછાયા પથરાતા હતા અને ટ્યુઇલેરીસનો બાગ, મહેલ, સર્વ ભભકાદાર રોશનીથી ઝળહળી રહ્યાં હતાં તેવે વખતે નેપોલિયન અને જોસેફાઇન તેમના બાદશાહી નિવાસમા આવી પહોચ્યા જોસેફાઈનનુ હૃદય હજી પણ ભાવતરગથી ઉછળતુ હતુ તે કોઇ સાથે ન બોલતાં પોતાના ખડમા ચાલી ગઇ અને ઘૂટણીએ પડીને રાજાઓના રાજા પરમેશ્વરની સહાયને માટે યાચના કરવા લાગી નેપોલિયન આવા ઠાઠ અને ભભકાદાર દેખાવને બિલકુલ નાપસદ કરતો હતો પણ રાજસત્તાની ભવ્યતાની લોકોના મન ઉપર સારી છાપ બેસાડવાના હેતુથી તેણે આ સમારભ કરાવ્યો હતો એટલે તે પણ આ દિવસના કાર્યક્રમથી કટાળી ગયો હતો એટલે પોતાના ખડમાં પેસતાજ અધીરાઈથી એક નોકરને કહ્યુ "ફેકી દે આ બધા નકામા કપડા !" એમ કહી એક ખુણામા સુદર ઝભ્ભો ફેકી દીધો, બીજા ખુણામાં બીજુ વસ્ત્ર ફેકી દીધુ અને એ બધાના બોજામાથી મુક્ત થયા પછી કહ્યુ કે આવો કટાળાભરેલો દિવસ તો મે કદી પણ જોયો નથી"

અનેક જમાના થયા ફ્રાન્સના રાજાનો નિવાસ અને દરબાર અધમમા અધમ વિષયલપટતા અને રીઢા થઇ ગએલા પાપીઓના અખાડા જેવા બની ગયા હતા ભ્રષ્ટમાં ભ્રષ્ટ રિવાજોને બહારના સુદર ડાઠથી મોહક બનાવવામા આવ્યા હતા નેપોલિયને પોતાના દરબારને નીતિ અને સદાચારના આદર્શરૂપ બનાવવાનો નિશ્ચય કર્યો

હતો અને તેણે આજ્ઞા કરી કે જેમનુ ચારિત્ર્ય નિષ્કલંક હોય તેવા સ્ત્રીપુરુષોનેજ બાદશાહી નિવાસમા આવવા દેવાં. બારીક કપડાં અને અવયવો અર્ધા ઉઘાડા રહે એવી શિલાઇના પોશાકને તે ધિક્કારતો હતો એકવાર તેની ભાઇ બહેને પોતાને ઘેર મિજમલને પ્રસગે આવા પોશાકમા અમર્યાદ અભિનય યુક્ત નૃત્ય કર્યું. ત્યારે નેપોલિયને તેમની સખત ઝાટકણી કહાડી નાખી

યુરોપનો નૃપતિવર્ગ અને ફ્રાન્સનુ પ્રજાસત્તાક રાજ્ય એ બેની વચ્ચે વિરોધનુ મુખ્ય કારણ એ હતુ, કે રખેને પ્રજાસ્વાતત્ર્યના સિદ્ધાન્તોની અસર તેમની પોતાની રૈયતપર થાય અને તેમની રાજસત્તાને ધોકો પહોંચે ફ્રાન્સના રાજ્યતત્રનુ બાહ્ય સ્વરૂપ બદલવાનો વિચાર નેપોલિયને એટલાજ માટે પસદ કર્યો કે તેમનો તે મત ટળી જાય અને યુરોપમા સુલેહશાતિ જળવાઈ રહે, પરતુ ફ્રાન્સમા થએલો ફેરફાર માત્ર બાહ્યસ્વરૂપનોજ હતો ફર્સ્ટ કૉન્સલને ઠેકાણે મુકુટ અને રાજદડ ધારણ કરનાર શહેનશાહ રાજ્ય કરતો હતો પણ રાજનીતિ ઉપર પ્રજામતનો સર્વોપરિ પ્રભાવ તો હજી કાયમજ હતો

શામાટે ફ્રાન્સની પ્રજાએ તેમના જૂના રાજ્યકર્તાઓને દેશમાથી હાકી કહાડયા ? કારણ કે તેઓ પ્રજાને નીચોવતા હતા, કરનો બોજો એકલી પ્રજાને માથે હતો, ઉમરાવો કરથી મુક્ત હતા અને અધિકાર અને સન્માન પ્રાપ્ત કરાય એવા સરકારી હોદ્દાઓ ઉપર તેમના એકનાનોજ હક્ક હતો પ્રજા તો તેમનુ દાસત્વ કરવા માટેજ જન્મી હોય એમ મનાતું હતું આખા દેશ ભૂખમરો વેઠતો પણ રાજા, તેના ઉમરાવો અને ધર્માચાર્યો તો લખલૂટ ખર્ચ કર્યા કરતા અને સરકારી તિજોરીનુ નાણુ રાજાની માલિકીનુજ મનાતુ

નેપોલિયને જે રાજ્ય સ્થાપ્યુ તેની અને ઉપના રાજ્યની વચ્ચે દિવસ અને રાત્રિના જેટલો તફાવત હતો તેના રાજ્યમા વ્યક્તિસ્વાતત્ર્ય અને ખાનગી મિલ્કતનુ કાળજીપૂર્વક રક્ષણ થતુ હતુ સરકારી નોકરીમા દાખલ થવાને દરેક માણસને સમાન હક્ક હતો અમુક હોદ્દાઓ અમુક વર્ગના લોકોનેજ મળે, એવો ગેરઇન્સાફ તેના રાજ્યમા ન હતો કરની વહેચણી પણ સરખી રીતેજ થતી પોતપોતાના ધર્મ પાળવાની અને બીજાને ઇજા ન થાય ત્યાસુધી પોતાના અત કરણના આદેશ પ્રમાણે વર્તવાની સર્વને છૂટ હતી તમામ સપ્રદાયના લોકોને અને યાહુદીઓને પણ સર્વના જેટલુજ માન મળતુ * સરકારી નાણાના વહીવટમા ઝીણામા ઝીણી બાબતની પણ કરકસર થતી અને તેનો હિમાબ માગવાનો પ્રજાના પ્રતિનિધિઓને હક્ક હતો લીજી-

* આપણા દેશમા સરકારી અમલદાર અને સરકારી ત્રિજોરી વગેરે શબ્દો વાપરવાની રૂઢિ દાખલ થઇ છે તે આપણા દેશની ગુલામગિરી સૂચવે છે અગ્રેજીમા તેમને 'સાર્વજનિક નોકર' અને 'સાર્વજનિક ત્રિજોરી' કહેવાનો રિવાજ છે ન૦ બા૦

યન ઑફ ઑનરનો માનનીય વર્ગ પણ સર્વને માટે ખુલ્લોજ હતો આથી કરીને નેપોલિયને સ્થાપેલુ રાજ્ય અસલના જેવુ નહિ પણ "બાદશાહી પ્રજાસત્તાક" રાજ્ય હતું એમ કહી શકાય ફ્રાન્સમા દરેક વિચારશીળ વ્યક્તિનો એવો મત હતો કે તે જમાનાના સજોગો જોતા ફ્રાન્સને માટે આજ સારામા સારૂ રાજ્યતત્ર હતુ તેને આખી પ્રજાની બળવાન બહુમતીનો ટેકો હતો હજી પણ આથી ઉલટો મત દર્શાવનાર ભાગ્યેજ કોઇ વિચારશીલ પુરુષ નીકળી આવે. "નેપોલિયન ધારત તો ફ્રાન્સમા પ્રજાસત્તાક મહારાજ્યની સ્થાપના કરી શકત પણ શહેનશાહ થવાના લોભને વશ થઇને તેણે દેશના રાજ્યબધારણમાં પોતાની લોકપ્રિયતાના પ્રભાવથી મનમાનતો ફેરફાર કરાવી લીધો" એમ કહેવુ, એ વિચારવત માણસનુ કામ નથી યુરોપના રાજાઓ તેને તેમ કરવા દેતજ નહિ જો તેણે ફ્રાન્સને બાદશાહી રાજદડથી મજબૂત ન કર્યું હોત અને જાતીય સસ્થાઓની જાળ આખા દેશમા પાથરી ન હોત તો ફ્રાન્સને તેના વિરોધીઓ તારાજ કરી નાખત આવા સજોગોમા દેશનુ સફળતાપૂર્વક રક્ષણ કરવાનો જે એકજ માર્ગ તેને માટે ખુલ્લો હતો તે માર્ગ અખ્તિયાર કરવાને માટે નેપોલિયનને વગોવવો એ ઘણજ ભૂલભરેલુ કૃત્ય છે





# प्रकरण २९ मुं–इटालिनुं राज्यासन मळ्युं



આગળ પ્રકરણમા જણાવ્યુ તેમ નેપોલિયનની જે એવી ધારણા હતી કે ફ્રાન્સમા રાજસત્તાની ફરીથી સ્થાપના કરવાથી આસપાસના રાજાઓને સતોષ થશે, તે ધારણા ખરીજ પડી માત્ર એકલુ ઈંગ્લંડજ વૃધવાતુ મોંથી અળગુ રહ્યુ આ નવી ફેરફારીથી ઈંગ્લંડના મનમાથી પણ ડખ નીકળી જશે એવી તે આશા રાખતો હતો તેથી તેને તે ગર્વિષ્ઠ રાજ્ય તરફથી વારવાર તોછડા જવાબ મળ્યા હતા છતાં પુનરેજી અટકાવવાના હેતુથી તેણે ફરીથી એકવાર પ્રયત્ન કરી જોયો અને રાજ્યાસને બેસતાંજ ઈંગ્લંડના રાજાને એક પત્ર લખ્યો તેમા તેણે પ્રથમની માફકજ પોતાની સલાહ કરવાની ઈચ્છા બતાવી અને ફ્રાન્સ અને ઈંગ્લંડ મિત્રભાવે કામ કરે તો તેમનુ પોતાનુ અને જગતનુ પણ કલ્યાણ છે એવુ આગ્રહપૂર્વક જણાવ્યુ તેના ઉત્તરમાં ત્યાના પ્રધાને લખ્યુ કે અમારા રાજા યૂરોપના બીજા રાજાઓની અને ખાસ કરીને રશિયાના શહેનશાહની સમતિ વગર તમારી માગણીનો કશો જવાબ આપી શકે એમ નથી, બાકી સુલેહ કરવાને તો તેઓ તમારા જેટલાજ ઉત્સુક છે આનો અર્થ એ હતો કે યૂરોપના ઉત્તર ભાગમા તોફાનની શરૂઆત થઇ હતી અને ફ્રાન્સનુ ભાવિ હજી એક બીજા મહાસગ્રામના પરિણામવડે નિર્ણીત થવાનુ હતુ

ઈટાલિમા જે નાનુ સરખુ પ્રજામત્તાક રાજ્ય નેપોલિયને સ્થાપ્યુ હતુ તેના નેતાઓને પણ ફ્રાન્સનુ અનુકરણ કરવાની ઇચ્છા થઈ, અને નેપોલિયનને તેઓ પોતાનો સ્વદેશબધુ ગણતા હોવાથી તેને રાજ્યાસને બેસાડવાનો વિચાર સર્વને ગમ્યો આ કાર્યને માટે તેનો અભિપ્રાય જાણવા સારૂ ત્યાના પ્રતિનિધિઓ પારિસ આવ્યા તેમની માગણી સાભળી લીધા પછી નેપોલિયને તેનો યોગ્ય ઉત્તર આપ્યો. " ફ્રાન્સ અને ઇટાલિના રાજ્ય ભવિષ્યમા એક રહી શકે એમ નથી પણ આપણી આસપાસનાં શત્રુરાજ્યો અને અસ્થિર મનના મિત્રરાજ્યો તરફ જોતા હાલ તેમની એકતા જાળવવાની રાજનૈતિક દૃષ્ટિએ જરૂર છે ઈટાલિના લોકો મને પહેલેથી ઘણા પ્રિય છે તેમના તરફ મારો પ્રેમ છે તેને વશ થઇને હુ નવા રાજ્યની જવાબદારીનો

અગીકાર કરૂ છુ "

આ બનાવના સબધમા પોતાના બાળપણના સહાધ્યાયી અને તે વખતના ખાનગી મત્રી બુરિયેનને નેપોલિયને ખાનગી વાતચીતમાં કહ્યુ હતુ કે " આઠ દિવસમાં હુ પ્રાચીન શહેનશાહ શાર્લમેનનો લોખડનો મુકુટ ધારણ કરવાને ઇટાલિ જવા નીકળીશ ઇટાલિને માટે મારા મનમા જે ભવ્ય યોજના ઘડી રાખી છે તેની તો આ માત્ર શરૂઆતજ છે ઇટાલિ એક મહાન રાજ્ય બની જશે અને તેમા વેનિસથી આલ્પ્સના સમુદ્ર કિનારા સુધીના પ્રદેશનો સમાવેશ થઇ શકશે ત્યાના જૂદા જૂદા શહેરોના લોકો એક બીજાને તિરસ્કારની નજરથી જુએ છે અને પોતાના કનિષ્ઠપણાનો સ્વીકાર કરવા કોઇ તૈયાર થતું નથી ઇટાલિની વસ્તુસ્થિતિ પ્રમાણે અને ઐતિહાસિક દૃષ્ટિએ રાજધાનીને માટે સૌથી વધારે યોગ્યતા રોમની છે, પણ જ્યાસુધી પોપના હાથમાંથી રાજસત્તા દૂર થઇને માત્ર ધર્મના વિષયપરત્વેજ તેની સત્તા રહે નહિ, ત્યાસુધી એ બનવુ અશક્ય છે પોપના હાથમાથી તેની સત્તા લઇ લેવામા હમણા ડહાપણ નથી પણ અનુકૂળ સયોગો ઉભા થતા તેમ કરવામા ઘણી મુશ્કેલી નહિ પડે "

ત્યાર પછી શહેનશાહ નેપોલિયન અને શહેનશાહ બાનુ જોસેફાઇન પોપની સાથેજ ઇટાલિ જવા નીકળ્યા, માર્ગમા બ્રુઇન શહેરમા જ્યાં એકવાર નેપોલિયન બાલ્યાવસ્થામા ભણતો હતો, ત્યા તેમણે મુકામ કર્યો હર્ષના અને શોકના અનેક વિચારો આ જૂના અને ભૂલાઇ ગએલા પણ પરિચિત સ્થળને જોવાથી નેપોલિયનને થઈ આવ્યા આગળના અનેક સસ્મરણો તેના મગજમા ત્વરાથી ઉભરાવા લાગ્યા તેમણે આલ્પ્સ ઓળગ્યો નેપોલિયનના હાથનો આશ્રય લઇને પર્વતના ઉચ્ચ શિખર ઉપર ઉભી ઉભી જોસેફાઇન કુદરતની ભવ્ય લીલાનુ દર્શન કરતી હતી અને તેની નજીકમા આવેલા મારેન્ગો તથા બીજા રણસગ્રામોના સ્થળ બતાવીને નેપોલિયન પ્રચડ યુદ્ધોના વર્ણન ઉત્સાહભરી ભાષામાં કરતો હતો તે સાભળીને તેનુ હૃદય ભાવતરગથી ડોલતુ હતુ

ટ્યૂરિન આગળથી પોપ મહારાજે તેમની રજા લઈ રોમ તરફ પ્રયાણ કર્યું અને નેપોલિયન પોતાના રસાલા સાથે મારેન્ગોની રણભૂમિ તરફ ચાલ્યો અહિ જોસેફાઇનને યુદ્ધનુ દૃશ્ય બતાવવાને ત્રીશ હજાર માણસોની સેના નેપોલિયને વ્યૂહબદ્ધ આકૃતિમા ઉભી રખાવી હતી, એજ યુદ્ધમા લઢનારા ઘણા યોદ્ધાઓ પણ તેમા હાજર હતા નેપોલિયને યુદ્ધને દિવસે પહેરેલો ડગલો, ટોપી અને તલવાર ધારણ કર્યા હતા આઠ ઘોડાની ગાડીમા બેસીને રાજયુગલ રણક્ષેત્રમા દાખલ થતા તેમને ત્રીશ હજાર કઠથી જયનાદવડે વધાવી લેવામા આવ્યા આ દૃશ્ય જોવા માટે આસપાસના ગ્રામ્યવાસીઓનો મોટો સમુદાય ભેગો થયો હતો યોદ્ધાઓના ભભકાદાર

પોશાક, ઘોડાના હણહણાટ, ઝળકતા હથિયાર, તોપોની ગર્જના, અને ધૂમાડાના ઘનઘોર વાદળા, એ સર્વની એકસામટી અસરથી પ્રેક્ષકોના મન ઉપર ફ્રાન્સના સૈનિક બળની ઘણી સારી છાપ પડી

મે માસની ૨૬ મી તારીખે મિલનના દેવાલયમા નેપોલિયનનો રાજ્યાભિષેક થયો શાર્લમેનનો મુકુટ એક પ્રાચીન ઐતિહાસિક રાજચિન્હ હતુ અને એક હજાર વર્ષથી સચવાઇ રહ્યુ હતુ જે ખીલાવડે ઇસુ ખ્રિસ્તનો વધ થયો હતો તે ખીલાને ગાળ વાળીને તેના ઉપર હીરાજડિત સોનાનુ પતરૂ મઢયુ હતુ યૂરોપના એકવારના પરાક્રમશાળી શાર્લમાન પાદશાહે આ મુકુટ ધારણ કર્યો હતો નેપોલિયને તે મુકુટ સ્વહસ્તે ધારણ કર્યો અને મોટેથી નીચેના ઇતિહાસપ્રસિદ્ધ શબ્દો ઉચ્ચાર્યા,—" ઈશ્વરે મને આ મુકુટ આપ્યો છે—તેને જે અડકશે તેની પાયમાલી થયા વગર રહેનાર નથી "

મિલન શહેરમા તે એક મહિનો રહ્યો તે દરમ્યાન તેણે કેટલીક વિશાળ યોજનાઓ ઘડવામા રાતદિવસ પરિશ્રમ લીધો હતો ઈટાલિના લોકો હજી પણ તેના અમલને પોતાના ઇતિહાસમાં સારામાં સારો યુગ માને છે.

આવા સજોગોમા પણ ગરીબોના દુખ ઓછા કરવા અને બીજાને સુખી કરવા તે કેટલો ઉત્સુક હતો તે નીચેના દૃષ્ટાત ઉપરથી જણાઇ આવે છે એક દિવસ બાદશાહી ઠાઠથી કાઇક વિરક્ત થઇને રાજદપતી પાસેના સરોવરના એક ટાપુના એકાન્ત ભાગમાં ભ્રમણ કરતા કરતા એક કગાલ ઝુપડામાં પેઠા તેમા એક દરિદ્ર સ્ત્રી રહેતી હતી પોતાને ઘેર આવેલાં માનવતાં પરોણાઓને ન ઓળખવાથી તેણે સરળતાથી કહ્યુ કે મારા ધણીને મજૂરી મળતી નથી તેથી છોકરાંને માટે મને ઘણી ચિંતા રહે છે, અને હુ રાતદિવસ વલખાં મારૂ છુ ત્યારેજ અમારો જેમ તેમ નિભાવ થાય છે

નેપોલિયન—" તને કેટલુ નાણુ મળે તો તુ પૂરેપૂરી સુખી થાય ?"

સ્ત્રી—" અરે સાહેબ ઘણુ નાણુ જોઇએ "

નેપોલિયન—' પણ કેટલુ તે તો કહે "

સ્ત્રી—' ચારસો ફ્રાન્ક જોઇએ પણ મારા જેવીને એટલી રકમ મળવાની શી આશા ' " નેપોલિયને એક અનુચરને ઇસારત કરી એટલે તેણે તે સ્ત્રીની આગળ ત્રણ હજાર સુવર્ણના ફ્રાન્કની ઢગલી કરી દીધી એ જોઇ થોડીવાર તો તે સ્ત્રી આશ્ચર્યચકિત થઇ ગઇ અને બોલી, " અરે શેઠ ! શેઠાણી ! આ તો ઘણુ થઇ ગયુ તમે મારા જેવી ગરીબ બાઇડીની મશ્કરી કરતાં હો એવા તો લાગતાં નથી " જોસેફાઇને અત્યત કોમળ સ્વરે કહ્યુ, " ના, ના, એ નાણુ તારૂજ છે તું જમીન લેજે, જોઇએ તેટલા ઘેટાં બકરાં રાખજે અને તારાં છોકરાંને સુખેથી મોટા કરજે "

મદદને માટે ખરેખરો પાત્ર કોણ છે તે બરાબર જોઇ લેવા માટે નેપોલિયનને તેનુ મનુષ્યસ્વભાવનુ જ્ઞાન ઘણુ ઉપયોગી થઈ પડતુ હતુ

નેપોલિયને મિલન છોડયું તે પહેલાં હિંદુસ્તાનના ગવર્નર જનરલ સર આર્થર વેલેસ્લી અને ઇંગ્લંડના મુખ્ય પ્રધાન વચ્ચેનો સરકારી પત્રવ્યવહાર ફ્રેન્ચ જાસુસોએ રસ્તામાંથી અટકાવીને તેના હાથમાં મૂકયો હિંદુસ્તાનમાં અંગ્રેજો કેવો વિશાળ મુલક કબજે કરી લેતા હતા તેનો વિગતવાર હેવાલ તેમાં હતો. તે વાંચી નેપોલિયને કહ્યું કે "બ્રિટિશ પ્રધાનો ફ્રાન્સના પાદશાહને તેની મહત્ત્વાકાંક્ષા માટે આખા યૂરોપમાં વગોવે છે, પણ હું તો શત્રુઓ સામે દેશનો બચાવ કરવા માટે કેટલાક રાજ્યો સાથે માત્ર મૈત્રીજ બાંધું છું, તેમનાં રાજ્ય સ્વાહા કરી જતો નથી ત્યારે અંગ્રેજો તો પોતાના લોભને માટેજ હિંદુસ્તાનમાં આખા યુરોપ જેટલું વિસ્તૃત રાજ્ય સંપાદન કરતા જાય છે! વળી તેમને પોતાનો છૂટકારો કરવા માટે હિંદુસ્તાનના લોકોએ બોલાવ્યા હોય અથવા પોતાનું રક્ષણ કરવા જતાં અમુક રાજ્ય તેમના હાથમાં આવ્યું હોય એમ પણ નથી બીજાનો નાનો દોષ જોવો સહેલો છે પણ પોતાનો મોટો દોષ પણ જોવો અઘરો છે"

આલ્પ્સ ઓળંગતાં એક વાર નેપોલિયન પોતાના રસાલાની આગળ થોડેક દૂરસુધી પગે ચાલ્યો હતો ત્યાં તેને એક ગામડીઅણ મળી તેને નેપોલિયને પૂછ્યું કે તું આટલી ઉતાવળી કયાં જાય છે? તે બાઇએ કહ્યું, "પાદશાહ આ રસ્તેથી જવાનો છે તેને જોવા" નેપોલિયને કહ્યું, "એનામાં શું જોવાનું છે? તમારા ઉપર એક જુલમગાર રાજા રાજ કરતો હતો તેને ઠેકાણે આ બીજો તેવો આવ્યો" તે બાઇએ કહ્યું, "એમ નથી બુર્બોન રાજાઓ તો ઉમરાવોના રાજા હતા, અને નેપોલિયન તો અમારો રાજા છે."

આ વાત એક માણસને કહ્યા પછી નેપોલિયન બોલ્યો, "આટલામાજ બહુ રહસ્ય રહેલું છે"

ઇટાલિના વાઇસરોય તરીકે જોસેફાઇનના પુત્ર યુજીનને નીમીને નેપોલિયન પારિસ આવ્યો અને પાછો પોતાને કામે મંડી ગયો તે મિતાહારી હતો અને તેનું ગૃહજીવન ઘણું સાદું હતું સવારમાં ઉઠીને તે રોજની આજ્ઞાપત્રિકા પ્રકટ કરતો અને પછી મળવા આવેલા લાયક માણસોની મુલાકાત લેતો નવ વાગે નાસ્તો કરતો તેમાં-તેને આઠ દશ મિનિટ લાગતી. ત્યાર પછી મંત્રગૃહમાં જઇને પ્રધાનો સાથે રાજકાર્ય કરતો આ કામ સાંજના છ સુધી ચાલતું પછી જમવાનો વખત થતો ઘણી ખરી વાર રાજારાણી એકલાજ જમતા જમણમાં હમેશાં તે એકજ પદાર્થ ખાતો અને ઉપર લીલો મેવો ખાતો જલદ દારૂને તે કદિ અડકતો નહિ જમ્યા પછી એક પ્યાલો કાફી પીતો. ત્યાથી ફરી પાછો મંત્રણાગૃહમાં જતો અને આજે જે કામ થઇ શકે તેને કાલપર મુલતવી ન રાખવું એ નીતિવચન પ્રમાણે કામ કરવા મંડી જતો. વચમાં વચમાં કોઇ કોઇ વાર તે જોસેફાઇનના

ઓરડામા જઇ તેની સાથે થોડી થોડી મિનિટ વાતચીત કરી આવતો સાંજે દરબાર ભરાતી ત્યા રાજ્યના અમલદારોને આવતી કાલને માટે હુકમો મળતા લોકોના ચહેતા રાજાનુ આનુ ગૃહજીવન હતુ

નેપોલિયનનો રાજ્યાભિષેક થયો કે તરતજ પદભ્રષ્ટ થએલા લુઇ ૧૮ મા એ તેના હક્ક સામે સખત વિરોધ દર્શાવ્યો નેપોલિયને તેનો કશો ઉત્તર ન આપતા તેને ફક્ત "મોનિટર" નામના પત્રમાં પ્રસિદ્ધ કરાવ્યો કે જેથી કરીને આખા ફ્રાન્સના વાંચવામા આવે તેણે આના સબધમા એકવાર કહ્યુ હતુ કે "ફ્રાન્સની પ્રજાની પસદગી એ મારો ગાદીપરનો હક્ક છે, અને મારા હાથમા તલવાર હશે ત્યાસુધી તે હક્ક જાળવીશ"

નેપોલિયનની હયાતી પછી તેના વશમાં રાજગાદી જવા દેવી કે નહિ એ પ્રશ્ન જ્યારે લોકોની આગળ રજુ કરવામા આવ્યો ત્યારે પાત્રીશ લાખ કરતા વધુ મત તેની તરફેણમા હતા અને માત્ર બેજ હજાર વિરુદ્ધમા હતા પ્રજાની આવી સર્વાનુમતિથી કોઈ રાજકર્તા રાજ્યાસને આવ્યો હોય એવો બીજો દ ખલો ઇતિહાસમા નથી

ઈંગ્લડને સામે કિનારે વળી પાછુ ફ્રેન્ચ સૈન્ય અને કાફલારૂપી કાળુ વાદળ ઘેરાવા લાગ્યુ આ જોઇને ત્યાના પ્રધાનમડળને ખરેખરી ધાસ્તી પેઠી અને તેથી કરીને ફ્રાન્સની સામે થવાને કેટલાક યુરોપી રાજ્યોને લલચાવવાની તેમણે તજવીજ કરવા માડી આસ્ટ્રિયા, સ્વીડન અને રશિયા એ ત્રણ રાજ્યોએ ઈંગ્લડની સમજાવટ સ્વીકારી અને એ ચાર રાજ્યો એકસપી કરીને પ્રજાના ચૂટાયલા રાજાને ઉથલાવી નાખવા તૈયાર થયા જો એ ત્રણ ઉત્તરના રાજ્યો ફ્રાન્સ ઉપર સ્વારી કરે તો તેથી નેપોલિયન તેમની સામે લડવામા રોકાય અને ઈંગ્લડપર સ્વારી કરવાનો તેને અવકાશજ મળે નહિ આ ત્રણે રાજ્યાનો લડાઇનો ખર્ચ ઈંગ્લડે આપવાનુ માથે લીધુ નેપોલિયનને આ દાવપેચની ખબર પડી ગઈ હતી આવા સજોગોમા અને ઇંગ્લિશ ખાડીમા પોતાનુ નૌકાસૈન્ય એકત્ર કરવામા તેને વિવિધ પ્રકારની નિષ્ફળતા મળી હતી તેથી શત્રુઓ સાથે ક્યા લડવુ-ઈંગ્લડના કિનારાપર કે તેઓ જર્મનીની ખીણોમાથી આવતા હોય ત્યા આગળ તેનો નિર્ણય કરવામા તેણે ઘણો વિચાર કર્યો તેણે કહ્યુ, "જો કાફલો આવી પહોચશે તો હુ લડન જઈશ અને ત્યા એ ચારે રાજ્યોની એકસપીની ગાઠ તોડી નાખીશ પણ જો મારો નૌકાસૈન્યાધિપતિ નિષ્ફળ જશે તો હુ મારી સમુદ્રની છાવણી ઉડાવીને જર્મનીમા બે લાખ માણસો સાથે દાખલ થઇશ, વિયેના અને વેનિસસુધી પહોચી જઇશ આસ્ટ્રિયા અને રશિયા એકત્ર થવા પામે ત્યાર પહેલા તો હુ બેઉને ખોખરા કરી નાખીશ અને આ પ્રમાણે યૂરોપમાં શાતિ પથરાવ્યા પછી પાછો હુ સમુદ્ર તરફ વળીશ"

ઈંગ્લડ જવા માટે બધુ તૈયાર હતુ માત્ર કાફલો આવી પહોચે તેનીજ વાર

હતી ત્રણ દિવસ ચિંતામા ને ચિંતામા પસાર થયા પણ કાફલો આવ્યોજ નહિ નાકાસૈન્યાધિપતિ બેવકુફી કરીને તેની ફરજ ચૂકયો અને તેથી તેણે નેપોલિયનની ભવ્ય યોજના બરબાદ કરી નાખી નેપોલિયનને જે કેટલીક ઘણી ભારે નિષ્ફળતાઓ મળી હતી તેમાની આ પણ એક હતી તે ઘણોજ ખીજવાઇ ગયો નિરાશા અને ખીજવાટથી તેના આત્માનો પૂર્ણ પ્રતાપ ઝળકી નીકળ્યો

સગીનમા સગીન યોજનાને પણ પોતાની નામર્દાઇથી ધૂળધાણી કરી નાખનાર નૌકાસૈન્યાધિપતિને તેણે ખૂબ ગાળો દઈ લીધી, પણ એકજ કલાકમા પાછુ તેના હૃદયનુ વાવાઝોડુ શમી ગયુ તેણે ક્રોધને શમાવ્યો અને શાંતિ ધારણ કરી, અને જાણે કાઇજ બન્યુ ન હોય તેમ અજાયબ જેવી ચપળતાથી અને શાંતિથી ઇંગ્લંડની સ્વારીમાથી ચિત્તને વાળી લઇને તે ઉત્તર દિશાએથી ચાલ્યા આવતા શત્રુસૈન્યોને રોકવાની તૈયારી કરવા લાગ્યો કલાકના કલાકસુધી લાગલાગટ શ્રમ કરીને તેણે આસ્ટર્લિટ્ઝમા અને અલ્મના ઇતિહાસપ્રસિદ્ધ યુદ્ધોની યોજના તૈયાર કરી આ રીતે જો કે ઇગ્લંડપર સ્વારી કરવાની તેની યોજના ભાગી પડી, પણ તે યોજના મૂર્ખાઇભરેલી અને અસભવિત હતી એમ તો નજ કહી શકાય

નેપોલિયનના ચારિત્ર્યની ખાસ ખુબીઓ જણાવે એવી તેને લગતી અનેક સપ્રમાણ વાર્તાઓ મળી આવે છે અને તે દરેકમાથી તેની ઉદારતા, દયાળુતા અને ઉચ્ચતા પ્રતીત થાય છે હજી પણ તેમના પ્રાણતુલ્ય વહાલા શહેનશાહની વાતોને સ્મરણપટમાં સાચવી રાખનારા તેના હાથ નીચેના અનેક ઘરડા યોદ્ધાઓ ફ્રાન્સમા છે તેના સમાગમમા આવનાર તેમાનો દરેક જણ હજી પણ તેની બુદ્ધિ અને તેના માયાળુપણાવિષે બોલતા ઉત્સાહના આવેશમા આવી જાય છે ×

બેરન લેગન લખે છે કે "હાલના વખતમાં રાજકર્તાઓ એવા સાધારણ કોટિના માણસો હોય છે કે તેથી નેપોલિયન તરફ અમારી કેવી ભક્તિ હતી તે આજની પ્રજા સમજી શકેજ નહિ. નેપોલિયનની સન્મુખ ઉભા રહેવુ, તેનો અવાજ સાભળવો અને તેની શાંત, ભવ્ય મુખાકૃતિનુ દર્શન કરવુ અમારાજ ભાગ્યમા હતુ અને તેને માટે અમે મગરૂર છીએ તે અમારો એકલો રાજાજ ન હતો. પણ **અમારો પિતા હતો, અમારો ગુરુ હતો, અમારો ઉપાસનીય દેવ હતો તે સામાન્ય મનુષ્ય ન હતો પણ ઇશ્વરની વિભૂતિનો ખ્યાલ આવે એવો દેવતાઈ પુરુષ હતો**"

એકવાર એક તોપખાનાના સિપાઇએ પ્યારમા નિરાશા મળવાથી આપઘાત કર્યો, તે ઉપરથી નેપોલિયને લશ્કરમા એવી આજ્ઞાપત્રિકા પ્રકટ કરી કે યોદ્ધાઓએ તોપોની સામે અડગપણે ઉભા રહેવુ જોઇએ એટલુજ નહિ પણ મનોવ્યથાનો પણ

× આ શબ્દો મૂળ પુસ્તકમા લખાયાને ૫૦ ઉપરાત વર્ષ વહી ગયા છે

આત્મબળથી જય કરતાં શીખવું જોઈએ જે યોદ્ધો દુખથી કાયર થઈને આપઘાત કરે છે તે રણક્ષેત્રમાંથી નાસી જનારના જેટલોજ નામર્દ છે

એક દિવસ છાવણી આગળ ફરતા તેણે એક ખૂબસુરત સ્ત્રીને રડતી જોઈ તે નેપોલિયનને ઓળખતી ન હતી તેથી તે તેની પાસે ગયો અને રડવાનું કારણ પૂછ્યું બાઈ કશું બોલી નહિ પણ તેના ચાર પાંચ વર્ષના છોકરાએ કહી દીધું

"સાહેબ મારી બાને મારા બાપાએ મારી તેથી રડે છે "

"તારો બાપ કોણ છે ?"

"તે સિપાઈ છે ત્યાં આગળ પહેરા ઉપર છે "

નેપોલિયને તે સ્ત્રીને તેના ધણીનું નામ પૂછ્યું, પણ તેણે જાણ્યું કે આ માણસ તેના ધણીનો સરદાર હશે અને વખતે તેને શિક્ષા કરશે માટે બોલીજ નહિ

નેપોલિયન કહે, "તારો વર તને મારે છે તેથી તું રડે છે, અને તેને શિક્ષા થાય માટે તું તેનું નામ આપતી નથી, પરંતુ એમાં તારો પણ કાંઈ વાંક હશે "

તે ક્ષમાશીલ ભોળી બાઈ બોલી, ના, સરદાર, તેનામાં અનેક સારા ગુણ છે પણ તે ખીજવાય છે ત્યારે કશાનો વિચાર કરતા નથી છતાં હું તો તેમને ચાહું છું, તે મારા ધણી અને મારા છોકરાના બાપ છે " એમ કહીને તેણે છોકરાને સોડમાં લઈ ચુંબન કર્યું, અને છોકરો માને વહાલથી વળગી પડ્યો

આ સાંસારિક નાટક જોઈને નેપોલિયનના મન ઉપર ઘણી અસર થઈ તેના માથાપર રાજ્યને લગતી અનેક જંજાળ હોવા છતાં પણ આ ગરીબ સ્ત્રીનો સંતાપ ઓછો કર્યા વગર તે તેની પાસેથી ચાલ્યો જાય એવું તેનું હૃદય કઠણ ન હતું તેણે કહ્યું, "તમે એક બીજાને ચાહતાં હો યા ન હો પણ તારો વર તને મારે તે તો મને પસંદ નથીજ તું મને તેનું નામ કહે હું આ વાત શહેનશાહને કાને નાખીશ બાઈએ કહ્યું," તમે પોતેજ શહેનશાહ હો તોપણ હું તમને મારા વરનું નામ નહિ આપું નેપોલિયન કહે, "હું તારા વરને શિક્ષા નહિ કરાવું પણ હવે પછી તે તારી સાથે સારી રીતે વર્તે તેવી શિખામણ આપીશ " પણ તે સ્ત્રી એકની બે ન થઈ, અને સ્ત્રીહઠ ઉપર કટાક્ષ વાક્ય બોલતો બોલતો નેપોલિયન અંતે ત્યાંથી થાકીને ચાલ્યો ગયો ! તેણે પોતાના મિત્રોને કહ્યું કે ' આવી સ્નેહાળ સ્ત્રી એ તેના ધણીની ખરેખરી દોલત છે રાજમહેલમાં પણ આવી સ્ત્રીઓ બહુ થોડી હશે "

પછી તેણે તે સિપાઈના અમલદારને બોલાવીને બધી વાત કહી અમલદારે કહ્યું," આખી ટુકડીમાં તે એક સારામાં સારો સિપાઈ છે પણ તે વગર કારણે અદેખાઈ કરે છે તેની સ્ત્રીની ચાલચલગત તદ્દન શુદ્ધ છે "

આટલું જાણી લીધા પછી તેણે સિપાઈને રૂબરૂમાં બોલાવ્યો અને પોતાની સ્ત્રીને મારવા માટે ઠપકો આપ્યો સિપાઈ નેપોલિયનને ઓળખતો ન હતો તેણે

કહ્યુ, "સરદાર, મારી બાયડીને મે બીજા ભાયડાઓ સાથે વાત કરવાની ના કહી છે છતાં તે વાત કરે છે તો પછી તેને મારવાનો મારો હક્ક છે તમે શહેનશાહની મને ધમકી આપો છો પણ હુ શહેનશાહને મોઢે કહીશ કે સાહેબ, તમે તમારૂ રાજ્ય સભાળો અને મને મારી બાયડી સભાળવા દો "

આવો સીધો અને કડક જવાબ સાભળીને નેપોલિયન હસ્યો અને તેણે કહ્યુ, "તુ જેની સાથે વાત કરે છે તેજ શહેનશાહ છે "

આ શબ્દોની સિપાઇના ઉપર જાદુઇ અસર થઈ તે ગભરાઈ ગયો સિહ જેવો હતો તે મેઢા જેવો થઇ ગયો અને ગરીબડે અવાજે બોલ્યો, "સાહેબ, હવે વાત બદલાઇ ગઇ આપ નામદારનો હુકમ હોય તો હુ તે માથે ચઢાવીશ "

નેપોલિયને કહ્યુ, " શાબાશ, તારી સ્ત્રીની ચાલચલત ઘણીજ ઉમદા છે વાતચીત કરવી એ તો સ્ત્રીઓનો સ્વભાવ છે નદીને વહેતી અટકાવાય તો તેમને વાત કરતા અટકાવાય જા, તને આજથી સારજટની જગા અને પાચસો ફ્રાન્કનુ ઇનામ આપવામાં આવે છે. ઘેર જા, અને તારી સ્ત્રીને ખુશી કરૂ, પણ ખબરદાર તે તેને મારી એવી ફરિયાદ જો ફરીથી મારે કાને આવો તો યાદ રાખજે મને પણ મારતાં આવડે છે "

નેપોલિયન એકજ વાર કોઇને જોતો તો તેનો ચહેરો તે કદિ ભૂલતો નહિ ઉપરની વાત બન્યા પછી ઘણે વર્ષે બીજા યુદ્ધના પ્રસગમા તે રોકયલો હતો તેવામાં ફરીથી પેલી સ્ત્રી તેની નજરે પડી નેપોલિયને તેના તરફ ઘોડો દોડાવ્યો અને નજીકમાં જઇને તેને પૂછ્યુ, "કેમ બાઈ ? શી ખબર છે ? તારા વરે મને આપેલુ વચન પાળ્યુ છે કે તને હજી મારે છે ?"

તે સ્નેહાળ પત્નીની આખમાથી આસુ આવી ગયા તે નેપોલિયનને પગે પડી અને બોલી, " સાહેબ, મારે સારે નસીબે હુ તમારી નજરે પડી ત્યારથી હુ તો દુનિયામા સુખીમા સુખી સ્ત્રી બની છુ "

નેપોલિયને કહ્યુ, " ત્યારે તેના બદલામા તુ સદ્‌ગુણીમા સદ્‌ગુણી સ્ત્રી થજે " એમ કહી થોડી સોના મોહોર તેના હાથમા મૂકી તે દોડતે ઘોડે ચાલ્યો ગયો અને ત્યા ઉભેલા સૈનિકોએ " શહેનશાહ ઘણુ જીવો " એવો જોરથી હર્ષનાદ કર્યો

ઈંગ્લડપર સ્વારી કરવાના પ્રસગમા નેપોલિયનને લા કાસાસ સાથે સેંટ હેલેનામા લાંબી વાતચીત થઇ હતી તે નીચે પ્રમાણે છે —

તેણે પૂછ્યુ, " હુ ઈંગ્લડપર સ્વારી કરવાનો હતો તેથી અગ્રેજો ડરતા હતા કે નહિ ? " લા કાસાસે કહ્યુ " અગ્રેજોની વાત તો કોણ જાણે પણ અમે તો તમારા વિચારને પારિસમા રહ્યા રહ્યા હસી કહાડતા હતા "

નેપોલિયને જવાબ દીધો, " તમે કદાચ હસતા હશો પણ પિટ કાઇ હસતો ન

હતો. તેણે તો તત્કાળ જોખમનો અંદાજ કહાડી લીધો અને તેથી જ્યારે ઈંગ્લંડપર પ્રહાર કરવાને હું મારા હાથ ઉગામતો હતો ત્યારે રશિયા, સ્વીડન વગેરે સાથે સંધિ કરીને મને ગભરાવવાની તેણે તજવીજ કરી. ઈંગ્લંડના ઉમરાવવર્ગને આ વખતના જેવી પૂર્વે કદિ પણ ધાસ્તી લાગી નથી. મે એવી સંગીન તૈયારી કરી હતી કે ઇંગ્લંડના **કિનારાપર ઉતરવામાં મને નિષ્ફળતા મળતજ નહિ.** આખી દુનિયામાં સારામાં સારૂં લશ્કર મારી પાસે હતું. આસ્ટરલિટ્ઝનો સંગ્રામ જેણે જીત્યો તેજ લશ્કર ઈંગ્લંડ પર ઉતારવાનું હતું, ચારજ દિવસમાં હું લંડન આગળ જઇ પહોચત, અને બ્રિટિશ રાજધાનીમાં દાખલ થાત—**પણ તે બંધનમુક્ત કરનાર તરીકે દાખલ થાત, જીતનાર તરીકે નહિ.** ઈંગ્લંડમાં જેમ ત્રીજો વિલિયમ ગયો હતો તેમ હું પણ જાત. પણ તેના કરતા વધારે ઉદારતાથી અને નિઃસ્વાર્થતાથી વર્તત. મારા લશ્કરના બંદોબસ્તમાં લેશમાત્ર ખામી ન હતી. લંડનમાં પણ મારા સિપાઇઓ જાણે તેઓ પારિસમાં હોય તેમજ વર્તત. અંગ્રેજો પાસેથી દંડ કે લડાઈનો ખર્ચ કશુંજ લેત નહિ.

'અમે તેમને કહેત કે અમે કાંઇ તમને જીતવા આવ્યા નથી પણ તમારા ભાઇઓની માફક તમારા કુદરતી હક્ક અને તમારી કુદરતી સ્વતંત્રતા તમને પાછી અપાવવા આવ્યા છીએ. હું અંગ્રેજ લોકોને જાહેર કરત કે તમારૂં સુખ અને તમારી આબાદીજ પ્રિય છે અને એ વચનને હું વળગી રહેત. બે પ્રજાઓ વચ્ચે કટ્ટી દુશ્મનાવટ હતી તે આવી રીતે થોડાજ મહિનામાં મૈત્રીના રૂપમાં ફેરવાઇ જાત, અને એક સિદ્ધાંતથી, એક આશયથી અને એકજ લક્ષ્ય તરફ બંને પ્રજાઓ પ્રગતિ કરત. આ પ્રમાણે હું યૂરોપના એકેએક દેશને નવજીવન આપત."

આ પ્રમાણે થયું હોત તો જે દુઃખ યૂરોપની પ્રજા હમણાં ખમે છે અને ભવિષ્યમાં તેને ખમવાજ પડશે તે બધાં ટળી જાત. **સંસ્કૃતિના પ્રચારને અર્થે સૌથી વધારે નિઃસ્વાર્થપણે રચાયલી અને પૂર્ણ થવાની તૈયારીપર આવેલી કોઇ યોજના હોય તો તે મારીજ હતી.** એ પણ એક જાણવા જેવું છે કે મને જે વિઘ્નો નડયાં તે મનુષ્યે ઉભાં કરેલાં વિઘ્નો ન હતાં પણ કુદરતેજ ઉભાં કરેલાં હતાં. દક્ષિણમાં મને સમુદ્ર નડયો અને મારી યોજના ધૂળધાણી થઇ ગઇ. ત્યાર પછી રશિયાએ પોતાની રાજધાની મોસ્કોને લગાડેલી આગ અને ત્યાંનું બરફ એ બે કારણોને લીધે મારી પાયમાલી થઈ ગઇ. આ પ્રમાણે જળ, વાયુ અને અગ્નિ એ ત્રણ કુદરતનાં તત્ત્વો એટલે સમસ્ત કુદરતજ પોતાના કામને આડે આવીને ઉભી રહી. કારણ કે મનુષ્યપ્રજાને નવજીવન આપવું એ પણ કુદરતના કાર્યક્રમમાં તો છેજ, પરંતુ ઈશ્વરની કૃતિના મહાપ્રશ્નો નથી ઉકેલાતા."

થોડી વાર વિચારગ્રસ્ત અવસ્થામાં બેસી રહ્યા પછી તેણે કહ્યું, "કોઇ કોઈ એમ ધારતા હતા કે હું માત્ર ખોટી ધમકી આપતો હતો. કારણ કે મારી પાસે જે

સાધનો હતા તે મે બધાની નજરે પડવા દીધાં ન હતાં મારી તૈયારી ઘણી સગીન અને છૂપી હતી મારા વહાણ મે વિખેરી નાખ્યા હના પણ તે બધા એકદમ ફ્રાન્સના કિનારાપર એકઠા થવાના હતા કમમા કમ બે મહિનાસુધી તો હુ ઇગ્લિશ ખાડીને મારા કબજામા જરૂર રાખી શકત ”

“ એક લાખ માણસો દરરોજ વહાણમા ચઢાવવા ઉતારવાની કવાયત કર્યાજ કરતા હતા તેમનામાં પૂર્ણ ઉત્સાહ હતો અને આ સાહસ તેમને ઘણુજ મનગમતુ હતુ ઘણા અગ્રેજોની મહાનુભૂતિ પણ મારા તરફ હતી ઇગ્લડને કિનારે ઉતર્યા પછી મારે એકજ પદ્મનિમરની લડાઇ કરવી પડત અને તેનુ પરિણામ તો સૌને ખુલ્લુજ હતુ અગ્રેજો પ્રત્યેની મારી રીતભાત બાકીનુ બધુ કામ કરી લેત ઇગ્લડના લોકો ઉમરાવોની ધૂસરી નીચે દબાયલા હતા તેમના સ્વદેશાભિમાનને આઘાત ન લાગે એવી સભાળથી હુ તેમની સાથે વર્તત તો તેઓ બધા મારા પક્ષમાં આવત અને તેઓ અમને તેમની મદદે આવેલા મિત્રોજ લેખત સમાનતા અને સ્વતત્રતાના જાદુઇ મત્રો ભણીને અમે અગ્રેજ પ્રજાની આગળ ઉભા રહેત ”





# प्रकरण ३० मुं—अल्मनो रणसंग्राम



યુરોપના એકે એક દેશમા નેપોલિયનની પ્રતિષ્ઠાની હાનિ થાય અને લોકો તેના જીવનને, તેની કારકીર્દિને ખરાબ સ્વરૂપમા જુએ એવી રીતનો ઇરાદાપૂર્વક પ્રયત્ન થતો આવ્યો છે પ્રજાના પસદ કરેલા પ્રજાસત્તાક રાજ્યના આ નૃપતિની પડતી થઈ અને ફ્રાન્સની ગાદીએ પાછા બુર્બોન વશીય રાજાઓ બેઠા, ત્યારે તેમણે પોતાનો હક્ક સાબિત કરવા માટે નેપોલિયનને એટલો બધો વગોવ્યો હતો કે ઇતિહાસકારો પણ આ રાજાઓના ડરના માર્યા તેને ઇન્સાફ આપી શક્યા નહિ યૂરોપના દરેક રાજા તેમજ ઉમરાવોની જોહુકમીની સામે પ્રજાના હક્કનો તે રક્ષક હોવાથીજ તેઓ તેના શત્રુ થયા અને બધાએ મળીને તેને કચરી નાખ્યો, અને પછી તેની નિંદા કરવા લાગ્યા

અલ્મ અને આસ્ટરલિટ્ઝના રણસંગ્રામનુ સ્મરણ જગતમા અનંત યુગસુધી કાયમ રહેશે નેપોલિયનને સ્વરક્ષણને માટે ઇંગ્લંડની સાથે એ યુદ્ધ કરવાની જરૂર પડી તેણે તો સલાહની યાચના કરીજ હતી, કેમકે સુલેહશાંતિ હોય તોજ વ્યાપાર, કૃષિ અને હુન્નરઉદ્યોગની ખીલવણી કરીને ફ્રાન્સ સુખી અને બળવાન થઈ શકે, પણ ફ્રાન્સ સમૃદ્ધ અને બળવાન બને તે ઇંગ્લંડથી ખમાયજ કેમ ? તેને તો લઢવુજ હતુ પોતાના કાફલાના બળથી ફ્રાન્સનો વ્યાપાર તારાજ કરવાની અને આખી દુનિયાનો વ્યાપાર પોતાના કાબુમા રાખવાની તેનામા શક્તિ હતી આથી તે નાગીપાસ તો થયો, છતા લેશમાત્ર ડર્યા વગર તે યુદ્ધને માટે પ્રૌઢતાથી સજ્જ થયો તેની અદ્ભુત તૈયારીઓ જોઈને ઇંગ્લંડને પ્રથમ અચંબો લાગ્યો અને પછી ભય લાગ્યો આ આફતનુ વાવાઝોડુ પોતાના કિનારા ઉપર ન ઉતરે તે માટે તેણે રશિયા, આસ્ટ્રિયા, સ્વીડન, અને પ્રશિયા જોડે સંધિ કરી તેમને પણ ફ્રાન્સમાથી ફેલાતા સ્વતંત્રતાના સિદ્ધાંતોની ધાસ્તી લાગી ચુકેલી હોવાથી તેમણે ઇંગ્લંડે આપેલી નાણાની લાંચ ખુશીથી સ્વીકારી એકબીજાથી દૂર આવેલી જૂદી જૂદી જગ્યાએ બધા મળીને પાંચ લાખ માણસો આ એકસંપીમા જોડાયલા રાજ્યોએ સજ્જ કર્યા અને સધાએ એકેકે વખતે

ફ્રાન્સ ઉપર તૂટી પડવુ એવી તેમની ધારણા હતી ઈંગ્લંડે આ વખતે તેમને દર લાખ માણસે દર વર્ષે ત્રણ કરોડ ફ્રાન્ક આપવાનુ વચન આપ્યુ હતુ આ પ્રમાણે લશ્કર વગેરે તૈયાર થયા પછી ઈંગ્લંડનાં લડાયક વહાણ ફ્રાન્સના બંદરોને ઘેરી વળ્યા અને સમુદ્રકિનારે આવેલા દરેક અરક્ષિત શહેર ઉપર બોમ્બગોળાની ધૂમ વરસાવી તેને તારાજ કરવા લાગ્યા

ઈંગ્લંડે મિસરમા, હિંદુસ્તાનમાં, ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર, પૃથ્વીના એક એક ખુણાથી બીજા ખુણા સુધી પોતાની સત્તા ફેલાવી દીધી હતી રશિયાએ પોતાના રાક્ષસી પગલાંથી અડધો યૂરોપ અને અડધો એશિયા દબાવી દીધો હતો આસ્ટ્રિયાએ ઇટાલિના મોટા ભાગ ઉપર પોતાનો કબ્જો મૂક્યો હતો અને પ્રશિયા તથા રશિયા સાથે પોલેંડની લૂટમાં ભાગ પડાવ્યો હતો છતા તેઓ બેશરમપણે બોલતા કે " જુઓ, નેપોલિયન મહાન લોભી છે ! તેણે જીનોઆ પિડમોન્ટ અને એલ્બાનો ટાપુ જીતી લીધો અને લોમ્બાર્ડીનો રાજા બની ગયો "

તે સમયની યૂરોપની રાજનીતિની તુલના કરતાં અંગ્રેજ ઇતિહાસકાર નેપિયર પ્રમાણિકપણે કબૂલ કરે છે કે " ટિલ્સીટની સલાહ થઇ ત્યાસુધી ફ્રાન્સ માત્ર પોતાનો બચાવ કરવાનેજ લડતુ હતું જે ખૂનખાર યુદ્ધોથી યૂરોપનું સત્ત્વ નીચોવાઇ ગયુ તેનુ કારણ માત્ર એકજ હતુ યૂરોપનું રાજતંત્ર વંશપરંપરાથી અમુક અધિકારો પોતાના કહેવડાવનારા ઉમરાવોના હાથમાં રહે, કે મનુષ્યમાત્રની સમાનતાનો દાવો કરનાર પ્રજાસંઘના હાથમાં રહે આ સવાલનો નિર્ણય કરવા સિવાય બેઉ પક્ષને લઢવાનુ બીજુ કશુજ કારણ ન હતુ "

વસ્તુસ્થિતિનું પ્રમાણિકપણે અવલોકન કરતા નેપોલિયન ઉપર દોષારોપણ કરી શકાતુ નથી આસપાસના બળવાન શત્રુરાજ્યો ફ્રાન્સની પાયમાલી કરવાનો દૃઢ સંકલ્પ લઇ બેઠાં હતા તેમની સામે તેણે પોતાના દેશનો બચાવ ન કરવો ? તેને લેશ માત્ર પણ ખબર આપ્યા વગર શત્રુસૈન્ય ફ્રાન્સ ઉપર ધસ્યાં આવે અને તેણે શુ ઉંઘ્યા કરવુ ? પોતાના દેશબંધુઓને શુ તેણે ઘણાજ અપ્રિય અને જુલમગાર રાજાઓની દયાપર છોડી મૂકવા ? જે રાજ્યાસનપર તેને પ્રજાએ સર્વાનુમતે બેસાડયો હતો તે ઉપરથી તેને તેના શત્રુઓ ઉઠાડી મૂકે તો તેણે શુ મૂગે મોઢે સહન કરવુ ? નિષ્પક્ષપાત ઇતિહાસકારો આવા સવાલનો માત્ર એકજ જવાબ આપે છે કે, ના

આ એકસપી કરનાર રાજ્યોની એવી દાનત હતી કે નેપોલિયનને ખબર ન પડે તેમ તેના ઉપર ચઢાઈ લઇ જવી લડાઇ જાહેર કરવામા આવી નહિ આસ્ટ્રિયાનો પ્રતિનિધિ પારિસમાં બેસી રહ્યો નેપોલિયનને પોતાની સલામતીની ખાત્રી રહે એવી જાતના તમામ ઉપાયો લેવામા આવ્યા તેના શત્રુઓ મનમાં ફૂલાતા હતા કે હવે તેનુ આવી બન્યુ આવાં મોટા સૈન્યો સામે તે એકલો શુ કરી શકવાનો છે ?

આસ્ટ્રિયન સેનાપતિ જનરલ મૅક ૮૦,૦૦૦નુ સૈન્ય લઇને ચુપકીથી ફ્રાન્સ તરફ આવવા લાગ્યા બીજી બાજુએથી રશિયાનો ઝાર અલેક્ઝાન્ડર ૧૧૬૦૦૦ (એક લાખ સોળ હજાર) માણુના સાથે જનરલ મૅકને મળી જવા પોલેન્ડમાં થઇને ઉતાવળે પગલે ચાલ્યો આવતો હતો તેમને ખાત્રી હતી કે નેપોલિયન તો સમુદ્રકિનારે તેનાથી એક હજાર માઇલને અંતરે બોલોનમા બેઠો છે અને તેને આપણી હિલચાલની કશીજ ખબર નહિ હોય તેમણે ઝપાટાબધ ફ્રાન્સનું મિત્રરાજ્ય બાવેરિયા જીતી લીધુ અને મ્યૂનિચ તથા અલ્મ શહેરનો કબજો લઇને તેઓ રાઇન નદીની ખીણુમા એકે એક અગત્યના મથક સાચવીને બેઠા

પણુ નેપોલિયન એમ છેતરાય તેવો ન હતો શકરાબાજની માફક તે શત્રુની બધી હિલચાલ જોયા કરતો હતો સ્વચ્છ આકાશમાં એકાએક ગાજવીજ અને તોફાન સહિત વ રોળીઓ ચઢી આવે તેમ તે શત્રુઓ ઉપર ચઢી આવ્યો

નેપોલિયને રાઇન અને ડાન્યૂબ નદીઓ ઓળગી છે તેણે આસ્ટ્રિયા અને રશિયાની સાથેનો આપણો વ્યવહાર બધ કરી દીધો છે અને આપણા લશ્કર ઉપર પાછળથી ધસ્યો આવે છે આવા એકાએક સમાચાર મળતા આસ્ટ્રિયાના લશ્કરમા ગભરાટ અને ભયના પારજ ન રહ્યો ગભરાટમા અને બીકના માર્યા તેઓ ગમે તેમ ભાગવા લાગ્યા, પણુ નેપોલિયને પોતાની ટુકડીઓ એવી રીતે ગોઠવી હતી કે તેમનાથી નસાય તેમ પણુ હતુ નહિ તો પછી લઢવાની તો વાતજ શી નિરાશ થઇને તેઓ પોતાની તોપો, હથિયાર, ઘોડા અને તમામ યુદ્ધસામગ્રીસહિત ફ્રેન્ચોને શરણે આવ્યા આ વખતે તેણે એવા દાવપેચથી પોતાના લશ્કરની હિલચાલ કરી હતી કે શત્રુની એક ટુકડીની સામે ફ્રેન્ચોની અનેક ટુકડીઓ આવીને ગોઠવાઇ જાય આવી રીતે ખુનરેજી કર્યા વગરજ તેણે અજાયબ જેવો લશ્કરી વિજય મેળવ્યો તે શી રીતે બન્યુ તે આપણે હવે જોઇએ

બોલોનમાં રહ્યા રહ્યા શત્રુની પહેલી મજલની ખબર પડતાંજ તેણે છાપખાના અને તારખાતા ઉપર અકુશ મૂકી દીધો અને કોઇ પણુ હકીકત પ્રકટ કરવાની મના કરી વીશ હજાર ગાડામા બેસીને બે લાખ ફ્રેન્ચોનુ સૈન્ય એકદમ રાઇનને કિનારે આવી પહોચ્યુ ત્યા બધા સિપાઇઓને શત્રુની લુચ્ચાઇ અને એકદમ જર્મનીમાં દાખલ થવાની જરૂરીઆત સમજાવવામા આવી એક કલાકમાંજ હર્ષનાદ કરતા ફ્રેન્ચ યોદ્ધાઓ ચાલતા થયા દરેક ટુકડીને કયે રસ્તેથી લઇ જવી, રોજ કયા કયાં અટકવુ, બધાએ કયા કયાં એકઠા થવુ એ બધાની ઝીણામાં ઝીણી વિગતથી નેપોલિયને પોતાના સેનાપતિઓને વાકેફ કર્યા ફ્રેન્ચોએ બોલોન છોડયુ એવી આસ્ટ્રિયનોને ખબર પડી ત્યાર પહેલા તો બે લાખ ફ્રેન્ચો રાઇન અને ડાન્યૂબ ઓળગીને તેમને નાસવાનો રસ્તો પણુ બધ કરીને બેઠા

આ લડાઈના ગજાવર ખર્ચનો બદોબસ્ત કરવો એ કુશળ નાણાશાસ્ત્રીનુ કામ હતુ, પણ નેપોલિયનની બુદ્ધિ આ વિષયને પણ બરાબર હાથ ધરી શકે એવી હતી તેની લોકપ્રિયતા એટલી બધી હતી કે લોકો તેને કરોડો ફ્રાન્ક ધીરત, પણ પિટ્ટ તેમ કરીને કરના ભારે બોજાનો વારસો ઈગ્લડની પ્રજાને માટે આપી ગયો છે તેમ નેપોલિયનને કરવુ ન હતુ તેણે કહ્યું, " હુ **જીવીશ ત્યાંસુધી તો સરકારી લોનો અને નોટોનાં કાગળીઆ કહાડીશ નહિ.** "

આ વખતે નેપોલિયન પાસે સારામાં સારૂ લશ્કર હતુ એક લાખ ને છયાસી હજાર ઉત્સાહના ભરેલા અને સેનાપતિના ઇસારાની સાથે મૃત્યુના મોમા ધસી જાય એવા યોદ્ધાઓ તેની પાસે હતા ત્રણસો ચાળીશ તેપો અને આબાદ નિશાન મારી શકે એવા કેળવાયલા ગોલદાજો આ લશ્કરની સાથે હતા પણ તેની સામે એકત્ર થએલા લશ્કરનુ બળ તેના કરતા ઘણુ વધારે હતુ તેમા અઢી લાખ આસ્ટ્રિયનો, બે લાખ રશિયનો, પચાસ હજાર અગ્રેજો વગેરે હતા, અને ફ્રેન્ચ લશ્કરનો એકાદ પરાજય થતાંજ બે લાખ પ્રશિયનો સામી બાજુએ જવા માટે તૈયાર હતા

હવે છેવટનો અવસર પાસે આવતો હતો જનરલ મૅક ફ્રેન્ચ ટુકડીઓની જાળમાં પુરેપુરો ફસાઈ ગયો હતો નેપોલિયન બધુ તપાસી વળતો જ્યા જોઇએ ત્યા તે હાજરનો હાજરજ ઉઘ, આરામ અને આહાર વગર પણ તે ચલાવી લેતો રાત દિવસ ઘોડેસ્વાર થઇને પવનની માફક એક થાણેથી બીજે થાણે તે દોડી જતો તેનુ મગજ કદિ થાકતુ નહિ અને શરીર પણ થાકતુ નહિ ટાઢમા અને વરસાદની ઝડીમા તે ધોધમધ વહેતા નદીનાળાને ઓળગતો, ભીના અને કાદવથી ખરડાયલાં કપડાંભેર આખી રાત ભટકતો હતો માર્ગમાં ઘણીવાર કાદવમા થઇને ભારે તોપો ઘસડતા, થાકથી અધમુઆ થએલા સિપાઇઓ મળતા, તેમની સાથે નેપોલિયન એક પિતાની માફક પ્રેમથી વાત કરતો અને કહેતો કે આપણી સખ્યા નાની છતા પણ આપણે એવી કુશળતાથી હિલચાલ કરી શકીશુ કે લઢયા વગરજ શત્રુને જેર કરી નાખીશુ તેના શબ્દોમા એવુ બળ હતુ કે તે સાંભળતાજ સિપાઇઓમા નવચેતન આવતુ અને તેઓ રણઘેલા બની જઇને થાક, ભૂખ, કે ટાઢ કશાને ન લેખવતાં નિર્ણીત દિશા તરફ ઉત્સાહભેર આગળ વધતા

નેપોલિયનની મહાન યોજના પૂરેપૂરી સફળ નીવડી માત્ર વીશજ દિવસમા એક પણ લડાઇ લઢયા વગર શત્રુનુ એશી હજાર માણસોનુ સૈન્ય નકામુ થઇ ગયુ થોડા હજાર આસ્ટ્રિયનો પર્વતોની સાકડી ખીણોમાં થઇને નાસી ગયા અને ત્રીશ હજાર માણસો ફ્રેન્ચોની ચાલાકી ભરેલી હિલચાલોમા સપડાઇને કેદ પકડાયા તે સિવાય બાકીનાં છવીશ હજાર માણસોસહિત જનરલ મૅક અલ્મના કિલ્લામાં પૂરાઇ ગયો તે કિલ્લો પણ શરણ થવાની તૈયારીમાંજ હતો પોતાના ઉપર એક પછી એક પડતા ફટકાથી

આસ્ટ્રિયનો હવે એવા નાહિંમત થઇ ગયા હતા કે એકવાર તો સો આસ્ટ્રિયનો માત્ર એક ફ્રેન્ચ અમલદાર અને બે સિપાઇઓને તાબે થઈ ગયા !

હવે અ'મના કિલ્લામાં ઘેરાયલા લશ્કરનું પ્રારબ્ધ ભરાઇ ચૂક્યું હતું નેપોલિયન દર કલાકે ઘેરાનું દબાણ વધાર્યા જતો હતો તાબે થયા સિવાય તેમને છુટકોજ ન હતો નેપોલિયન સાથે વાતચીત કરવાને આસ્ટ્રિયા તરફથી શાહજાદા મોરિસને મોકલવામાં આવ્યો ઋતુ તો ઘણીજ પ્રતિકૂળ હતી ઠંડા પવનના સુસવાટ વાતા હતા બરફ વરસતું હતું, અને પૃથ્વીપર પડતા પીગળી જઇને રસ્તાને કાદવમય બનાવી મૂકતું હતું તેના ઉપર ઘોડા અને તોપોના ગાડાની વારવાર આવજા થવાથી પગ ગરકી જાય એવો કીચ્ચડ થઇ ગયો હતો નેપોલિયને પણ પોતાના સિપાઇઓની સાથે આવીજ જગ્યામાં પોતાનો સાદો તંબુ રોપાવ્યો હતો, અને તંબુમાં થઇને પાણી વહ્યા કરતું હતું તેથી પાટીઆ ઉપર પગ મૂકીને પોતે બેઠો હતો શાહજાદા મોરિસે એવી દરખાસ્ત મૂકી કે અમને આસ્ટ્રિયા જવા દો તો અમે તાબે થવા ખુશી છીએ

નેપોલિયને હસીને જવાબ આપ્યો " તમારી આવી સરત કબૂલ રાખવાની મારે જરૂરજ શી છે ? હું તમારી હાલતથી વાકેફ છું તમે રશિયનોને આવવાની રાહ જુઓ છો પણ તેઓ હજી બોહીમિયા લગી નથી આવ્યા, અને આઠજ દિવસમાં તમારે મિનસરતે તાબે થવું પડશે હું તમને તમારા સૈન્યસહિત આસ્ટ્રિયા જવા દઉં પણ તમે જઇને રશિયનો સાથે મળી ન જાઓ અને મારી સાથે ફરીથી લડવા ન આવો તેની શી ખાત્રી ? તમારા સેનાપતિઓએ મને ઘણીવાર ઠગ્યો છે આ વખતે હું ઠગાવાનો નથી મારેન્ગોના યુદ્ધ પછી મે તમારા સેનાપતિ મેલાને તેના લશ્કર સાથે જવા દીધો અને તમારા રાજાએ સુલાહ કરવાના ગંભીર વચનો આપ્યા છતાં એના એજ માણસોને હોહેનલિન્ડેનના સંગ્રામમાં અમારી સાથે લડવા મોકલ્યા આસ્ટ્રિયાના પ્રધાનમંડળે મારી સાથે આવો પ્રપંચ એટલી બધી વાર કર્યો છે કે હવે હું તમારા કોઇ પણ વચન ઉપર ભરોસો રાખી શકતો નથી આ લડાઇ મે ઉભી કરી નથી પહેલેથી છેવટસુધી મારી સાથે દગો કરવામાં આવ્યો છે માટે તમારા સેનાપતિને જઇને કહો કે તમારી સરતો હું સ્વીકારતો નથી તમારા અમલદારોને હું જવા દઇશ પણ તમારા લશ્કરને તો હું કેદમાંજ રાખીશ માટે ફરી વિચાર કરે, અને જલદી નિર્ણયપર આવે જાય હું મારો વખત બરબાદ કરવા માગતો નથી જેમ વધારે વિલંબ કરશો તેમ તમારી અને તમારા લશ્કરની હાલત વધારે ખરાબ થતી જશે "

બીજે દિવસે જનરલ મૅક જાતે નેપોલિયનને મળવા આવ્યો પરાજિત થએલા હરિફની સાથે તે હમેશા વિવેકથી અને તેને જરા પણ ઓછું ન આવે તેવી રીતે

વર્તતો હતો તે પ્રમાણે આ વખતે પણ તે મૅકની સાથે વર્ત્યો તેની હમેશની છટાથી તેણે મૅકને સઘળી હકીકત કહી અને કહ્યુ કે માણુસજાતપ્રત્યે દયા લાવીને પણ તમે તાબે થવાનુ કબૂલ કરો તમારે આજે નહિ તો અઠવાડીઆ પછી તાબે થવુ તો પડશેજ, પણ શહેરને હુમલો કરીને જીતતા કેટલી ખુનામરકી થશે, શહેરમા બોમ્બગોળા વરસવાથી કેટના નિર્દોષ રહેવાસીઓના જાનમાલની ખુવારી થશે તેનો વિચાર કરી તમે તાબે થાઓ, અને આ ઘાતકી ઉપાય અજમાવવાની મને ફરજ ન પાડો મૅક શરણે આવ્યો અને છત્રીશ હજાર આસ્ટ્રિયનોએ તેમના હથિયાર હેઠે મૂક્યા નેપોલિયન આ દશ્ય એક ટેકરી ઉપર ઉભો ઉભો જોઇ રહ્યો હતો આ અવસર તેને માટે મગરૂર થવાનો હતો પણ તેના શાંત અને ગભીર વદન ઉપર હર્ષની કે અભિમાનની એક પણ નિશાની જણાતી ન હતી

ફ્રેન્ચ છાવણીમા આનદોત્સવ થઈ રહ્યો શસ્ત્રનો ઉપયોગ કર્યા વગરજ મેળવેલી આવી મહાન ફતેહ આ પહેલીજ હતી નેપોલિયન તરફ સિપાઇઓની પ્રેમભક્તિ હદ બહારની વધી ગઇ કેટલાક બુઢ્ઢા સિપાઇઓ બોલવા લાગ્યા કે "આપણા 'નાના હવાલદારે" (નેપોલિયને) આ તો વળી નવોજ દાવ શોધી કહાડયો ! આ વખતે તો આપણી સગીનને બદલે તેણે આપણા પગના જોરથી જીત મેળવી "

ત્યાર પછી નેપોલિયને એક જુસ્સાદાર ઢંઢેરો પ્રકટ કરી તેમા દર્શાવેલી જગી ફતેહથી અને તેની જ્વલત ભાષાની છટાથી આખો યૂરોપ ચકિત થઇ ગયો

" ભવ્યસેનાના યોદ્ધાઓ ! પદર દિવસમાં આપણે એક મહાન જગને ખતમ કરી નાખ્યો છે આપણે આપણુ વચન પાળ્યુ છે બાવેરિયાને શત્રુના હાથમાથી છોડવ્યુ છે અને ત્યાનો રાજા જે આપણો મિત્ર છે તેને ફરીથી તેનુ રાજ્ય સ્વાધીન કર્યું છે જે શત્રુસૈન્ય પૂર દમામથી, આપણા બળનુ માપ આંક્યા વગર ઉદ્ધત બનીને આપણા દેશની સરહદપર આવતુ હતું તે તારાજ થઇ ગયુ છે, પણ તેથી ઈંગ્લડને કાંઇ નુકસાન થયુ નથી, કારણ કે આપણે બોલોનમા નથી

" શત્રુના એક લાખ માણસો પૈકી સાઠ હજાર તો આપણા કેદી બન્યા છે તેઓ આપણા ખેતરોમા મજૂરી કરશે તેમની બસે તોપો, પુષ્કળ દારૂગોળાનો સરંજામ અને નેવુ વાવટા આપણે જીત્યા છે સિપાઈઓ ! આ પ્રસગે આપણે વગર જોખમે મોટી ફતેહ મેળવી શક્યા છીએ, દુનિયાના ઇતિહાસમાં ન બન્યુ હોય તેવુ આ કામ આપણે કરી બતાવ્યુ છે આટલી મોટી જીત મેળવ્યા છતા આપણે માત્ર દોઢજ હજાર માણસો ગુમાવ્યા છે આવુ ભવ્ય પરિણામ તમે તમારા શહેનશાહ પર મૂકેલા નિસીમ વિશ્વાસ, તમારી સ્હનશક્તિ અને બહાદુરીને લીધે આવ્યુ છે પણ શુ આપણે આટલેથીજ અટકી જઇશુ ? હુ જાણુ છુ કે તમે સઘળા એક વધુ લડાઇ લઢવા માટે અધીરા થયા છો ઇંગ્લડના નાણાંએ રશિયન લશ્કરને દુનિ-

યાના ખુણામાંથી તેડાવીને આપણી સામે ખડુ કર્યું છે પણ તેના આપણે આવાજ હાલ કરવાના છે જેમને હરાવવામા મને યશ મળે એવા સેનાપતિઓ પણ કમનસીબે તેમની પાસે નથી થોડામાં થોડા માણસના ભોગે કેમ ફતેહ થાય તેનીજ હુ કાળજી રાખુ છુ મારા સિપાઇઓ મારા પુત્ર સમાન છે ”

સત્તરમી ઑકટોબરે નેપોલિયને ઘોડા ઉપર બેતાળીશ માઇલની મજલ કરી અને ત્યાર પછી કાદવવાળો ડમલો ઓરડાને તેણે થોડુ ઘાસ પાથરીને એક કલાકનો આરામ લીધો પાસેજ એક ધનાઢચ ધર્મગુરુનો તમામ પ્રકારની વિલાસની સામગ્રીથી ભરેલો મહેલ હતો અને નેપોલિયનને પોતાના મહેમાન તરીકે સત્કારવા તે ઘણોજ ખુશી હતો, પણ પોતાના સિપાઇઓ કાદવમાં, બરફના તોફાનમાં ખુલ્લા મકાનમા પડયા રહે અને પોતે સુખચેનથી સુવે એવો નેપોલિયન ન હતો.





# प्रकरण २१ मुं—आस्टरलिट्झनुं महा युद्ध



સને ૧૮૦૫ના અકટોબરની ૨૦ મી તારીખે અલ્મ આગળ આસ્ટ્રિયન સૈન્ય શરણે આવ્યુ સર્વને ચકિત કરી નાખે એવી આ જીત મેળવ્યા છતા હજી નેપોલિયનના માથા પર ભયનુ વાદળુ ઝઝુમતુ હતુ એક લાખ ને સાઠ હજાર સિપાઈઓ સાથે રશિયાનો ઝાર અલેક્ઝાન્ડર ચાલ્યો આવતો હતો તેના સૈન્યમા દરરોજ આસ્ટ્રિયનો ભરતી કર્યાજ જતા હતા વળી પ્રશિયાએ પણ બે લાખ માણુસો એકઠા કર્યા હતા અને અલેક્ઝાન્ડર અને પ્રશિયાના રાજા વિલિયમે પરસ્પર મૈત્રીના પવિત્ર સોગદ લીધા હતા વળી ઇંગ્લડે તે ત્રીશ હજાર માણુસોનુ લશ્કર જર્મનીમા ઉતાર્યુ હતુ તે પણુ ઝપાટાબધ ચાલ્યુ આવતુ હતુ શત્રુસૈન્યના આવા મોટા વિશાળ સમુદાયની સામા રક્ષણુ કરવા માટે તેણે કા તો પાછા હઠવુ જોઇએ અથવા તો મજબૂત મોરચો માડીને પડાવ નાખવા જોઇતો હતો પણુ તેણે તો મૃત્યુના મુખમા ધસી જવાનો પોતાના લશ્કરને હુકમ કર્યો તે જાણીને આખો યૂરોપ ચકિત થઈ ગયો નદીના પ્રબળ પૂરના વેગથી ફ્રેન્ચસેના ડાન્યૂબની ખીણુમા થઇને પોતાને રોકનાર શત્રુસૈન્યના ફૂર્ચેફૂર્ચા ઉડાવતી આગળ વધી નદીઓ, તોપો, કિલ્લા, શત્રુના મોરચા કોઈનાથી તેનો પ્રચડ વેગ ખળાતો નહિ આખા સૈન્યમા તેના સેનાપતિનો જુસ્સો આવી ગયો ભય અને શ્રમને તરણુાને તોલે ગણે એવા લોખડી શરીરના તે યોદ્ધાઓ હતા

ત્રણુ દિવસમા તેઓ બાવેરિયાની રાજધાની મ્યૂનિચ પહોચ્યા તેમના માનમા આખુ શહેર રોશનીથી ઝળહળી રહ્યુ હતુ અને હર્ષનાદથી આકાશ ગાજી ઉઠતુ હતુ પણુ ત્યા એક કલાક પણુ નેપોલિયને લશ્કરને થોભાવ્યુ નહિ “ આગળ ચાલો, ” “ આગળ ચાલો ” નોજ હુકમ થયો અને નદીની રેલની માફક, પાયદળ, સ્વાર અને તોપોનો પ્રવાહ ધડધડાટ આગળ ચાલ્યો આખુ આસ્ટ્રિયા થરથર ધ્રૂજવા લાગ્યુ શહેનશાહ ફ્રાન્સિસ નાઠો અજય્ય ફ્રેન્ચો આગળ વધતા ગયા તેમના મારથી નાસતા

આસ્ટ્રિયનો અને રશિયનો અલેકઝાન્ડરના સૈન્યમાં ઉમેરો કરવા લાગ્યા ૧૦ મી નવેમ્બરે આસ્ટ્રિયાની રાજધાની વિયેનાની નજીકની ટેકરીઓ ઉપરથી ફ્રેન્ચોની રણ-તુરીનો નાદ નગરવાસીઓએ સાભળ્યો, અને તેમના રસ્તાનો ચળકાટ જોયો નગર શરણે આવ્યુ આગેવાન શહેરીઓ દયામાટે નેપોલિયનની યાચના કરવા તેની પાસે ગયા તેણે સર્વને ખાત્રી આપી કે કોઇ પણ વ્યક્તિની ખાનગી મિલ્કતને તેમજ કોઇના જાનને અમે ઈજા કરીશુ નહિ સરકારી ત્રિજોરીઓ અને તોપખાના હવે અમારા છે તેમાથી એક લાખ બદુકો, બે હજાર તોપો અને દરેક પ્રકારની યુદ્ધ-સામગ્રી ફ્રેન્ચોને પ્રાપ્ત થઈ વીશ દિવસમા નેપોલિયન સમુદ્રકિનારેથી હ્રાઇનસુધી અને ચાલીશ દિવસમા હ્રાઇનથી વિયેનાસુધી શત્રુસૈન્યને સૂકા પાનની માફક ઉડા-વતો આવી પહોચ્યો

આટલુ છતાં પણ હજી તેની સ્થિતિ સલામત ન હતી તે પોતાની રાજધાનીથી પદરસો માઇલ દૂર નીકળી ગયો હતો શત્રુસૈન્યની સરખામણીમાં તેનુ લશ્કર ઘણુ નાનુ હતુ, અને પરરાજ્યના મધ્ય ભાગસુધી તે ઘૂસી ગયો હતો દક્ષિણમાથી આર્ચડયૂક ચાર્લ્સ ૭૦,૦૦૦ માણસો સાથે ચાલ્યો આવતો હતો શહેનશાહ ફ્રાન્સિસના મિત્રાએ ૮૦,૦૦૦ હગેરિયનોનુ સૈન્ય ઉભુ કર્યું હતુ ૧૦૦,૦૦૦ રશિયનોના પગલા સભળાતા હતાં અને પાછળથી ૨૦૦,૦૦૦ પ્રશિયનો તેના ઉપર તૂટી પડે એવો સભવ હતો લોકો કહેતા કે હવે તે વિયેનાના કિલ્લાનો આશ્રય લેશે, પણ નહિ ! " આગળ ચાલો " નો તરતજ હુકમ થયો આરામ લેવાને એક પળની પણ રજા આપી નહિ આમ દેખીતી રીતે તે વગર વિચાર્યું સાહસ કરતો હોય એમ લાગતુ તોપણ તમામ પ્રતિકૂળ સજોગોને ધ્યાનમા લઇને અને કદાચ પોતાના સૈન્ય ઉપર એકાએક આફત આવી પડે તો તેને માટે પૂરતી તૈયારી રાખીને ઘણી દીર્ઘ દૃષ્ટિથી તે આગળ વધતો હતો

ઠડા પવનના સુસવાટ વાતા હતા અને ટેકરીઓના શિખર બરફને લીધે સફેદ બની ગયા હતા છતાં તેનુ લશ્કર કશાની પરવા કર્યા વગર બેધડક આગળ ધસતુ હતુ એમ કરતા પારિસથી પદરસો માઇલને અતરે અસ્ટરલિટ્ઝના મેદાનમાં તેમનો શત્રુસૈન્ય સાથે સમાગમ થયો શત્રુનુ એકદર બળ એક લાખ માણસનુ હતુ અને તેમના સેનાપતિની જગ્યાએ રશિયાનો ઝાર અને આસ્ટ્રિયાનો પાદશાહ ફ્રાન્સિસ હતા ફતેહની સપૂર્ણ ખાત્રીથી તેઓ પૂર ઉત્સાહમા આવ્યા હતા નેપોલિયન પાસે માત્ર સીત્તેર હજાર સિપાઇઓ હતા એક કલાકનો પણ વિલબ થઇ શકે એમ ન હતુ દરેક દિશાએથી હથિયારનો ખણખણાટ સભળાતો હતો અને દર કલાકે ઘોડે-સ્વાર અને પાયદળના અગણિત ટોળા શત્રુના બળમા વૃદ્ધિ કરવા આગેજ જતા હતા

ડિસેમ્બરની ૧ લી તારીખે નેપોલિયને શત્રુદળ જોયુ, અને તેણે તેમની સગીન

હારો પોતાની આટલી બધી નજીક આવી પહોંચેલી જોઇ કે હવે છેવટની લડાઇનો સમય ઘણો નજીક જણાયો તેણે તેમની હિલચાલ ઘણાજ લક્ષ્યથી તપાસી અને તરતજ તેમની હુમલો કરવાની પદ્ધતિનો ભેદ તેને સમજાઇ ગયો, અને આ પ્રમાણે તેમનો દાવપેચ જોઇ લીધાથી પોતાના વિજયની સપૂર્ણ ખાત્રી થતા તેણે કહ્યુ, "કાલે સાંજ પહેલા આ લશ્કરનો આપણે પરાજય કરવાના "

આખો દિવસ તેણે ઘોડાપરને ઘોડાપરજ કહાડયો જમીનની રચનાનુ અવલોકન કરતો, સિપાઇઓને ઉત્તેજક શબ્દ કહેતો, ઘાયલ સિપાઇઓને માટે બદોબસ્ત કરાવતો, તે આખી છાવણીમા ઘૂમી વળ્યો ઝીણામા ઝીણી બાબતવિષે સૂચના આપવાની અને પોતાની સૂચનાનો બરાબર અમલ થાય છે કે નહિ તે તપાસી જોવાની તેને ટેવ હતી. રાત પડી પણ તેનો ઉદ્યોગ ચાલુજ રહ્યો તે દિવસે તેના રાજ્યારોહણને એક વર્ષ પૂરૂ થયુ હતુ એક સિપાઇએ પોતાની સંગીનની અણી ઉપર ઘાસની પૂળી ચઢાવીને સળગાવી. તેની નકલ બીજા બધાએ કરી થોડીવારમા આખી ફ્રેન્ચ છાવણી રક્તવર્ણ પ્રકાશથી ઝળહળી રહી અને તેનુ અજવાળુ શત્રુની છાવણીસુધી જતાં તેમને પણ ભય ઉપજયો તે ઉપરાત ક્ષણિક ઉત્સાહના માર્યા તમામ સિપાઇઓએ એકસામટો જયધ્વનિ પણ કર્યો સીત્તેર હજાર કંઠમાંથી નીકળેલો આ પ્રચંડ અવાજ અનેક જળધોધના ઘોર ગર્જનની માફક શત્રુની છાવણીસુધી સ્પષ્ટ સભળાયો નેપોલિયને ઘોડો ઉભો રાખ્યો અને એક પળવાર શાંત વિચારમગ્ન ચહેરે આ ભવ્ય દશ્ય નિહાળ્યુ અને પછી પોતાના તબુમા જઇને જાણે બોલતો હોય તેટલી ત્વરાથી તેણે નીચેની ઉદ્‌ઘોષણા લખાવીને લશ્કરને જાહેર કરી

"સિપાઇઓ ! અલ્મના પરાજયનુ વેર લેવા માટે રશિયનો તમારી સન્મુખ આવીને ઉભા છે આપણી વ્યૂહરચના ઘણી મજબૂત છે એ લોકો આપણા લશ્કરની જમણી બાજુ તોડવા જશે તેજ વખતે તેમના લશ્કરની બાજુને તમે ભેદી શકશો હુ જાતે તમારી ટુકડીઓની હિલચાલ કરાવીશ જો તમે તમારૂ હમેશનુ શૌર્ય બતાવીને શત્રુને છિન્ન ભિન્ન કરી નાખશો તો હુ તોપોના મારાથી દૂર ઉભો રહીને તમારૂ તે પરાક્રમ જોયા કરીશ પણ ફતેહવિષે મને જરા પણ શક લાગશે તો તમારો પાદશાહ ગોળાની ઝડીની સામે આગલી હારમાં આવીને ઉભો રહેશે આ વખતે આપણી ફતેહ થવીજ જોઇએ "

કોઇ દિવસ કોઇ પણ સેનાપતિએ સિપાઇઓને શત્રુનો પરાજય કરવાનો પોતાનો ખરો દાવપેચ બતાવ્યો નથી પણ નેપોલિયને સિપાઇઓને વિશ્વાસમા લીધા માત્ર એકજ નિમકહરામ સિપાઈ આ ચાવી શત્રુને બતાવી શકત, પણ જે સિપાઇઓ ઉપર તે વિશ્વાસ મૂકતો હતો તેમને તે સારી પેઠે ઓળખતો હતો તોપોના મારથી

હુ દૂર સલામત જગ્યાએ ઉભો રહીશ એમ કહીને કોઇ પણ સેનાપતિએ પોતાના સિપાઇઓને પાણી ચઢાવ્યુ જાણમા નથી સિપાઇઓની સાથે આવો અખતરો કરી શકે એવી સિપાઇઓની પ્રીતિ કોઇ સેનાપતિએ મેળવી નથી. માટે નેપોલિયન નિર્દય, લોભી અને મનુષ્યરક્તનો તરસ્યો હતો એમ કહેવાનુ પાપ કદી કોઇએ પણ કરવુ ઘટતુ નથી ઘાતકીપણાથી અને સ્વાર્થપરાયણતાથી કદિ આવા પ્રેમ મળી શકતો નથી નેપોલિયન તેના એકે એક સિપાઇનો ખરેખરો શુભેચ્છક હતો અને તેથીજ તે સર્વની કાયમની પ્રીતિ મેળવી ગયો છે

રાત્રિ ઘણીજ ટાઢી હતી ધૂમસ પુષ્કળ વરસતુ હતુ માઇલના માઇલસુધી બેઉ લશ્કરની તાપણીઓનો પ્રકાશ પથરાઇ ગયો હતો મોડી રાતે તાપણાં હોલવાઈ ગયા અને સર્વત્ર ગાઢ અધકાર છવાઇ રહ્યો ચાર વગ્યામા તો નેપોલિયન પાછો ઘોડા ઉપર સ્વાર થઇ ગયો દૂરથી આવતો અસ્પષ્ટ અવાજ તેના ટેવાયલા કાનપર પડતાજ તે ચેતી ગયો કે શત્રુસૈન્યની હિલચાલ શરૂ થઇ ચૂકી છે તેના ધાર્યા પ્રમાણે તેમનો ધસારો તેના લશ્કરની જમણી બાજુ ઉપરજ થયો આમ કરવા જતા શત્રુસૈન્યનો મધ્ય ભાગ નબળો પડી ગયો આ તરફ ફ્રેન્ચોના રણતુરી પણ ગરજી ઉઠી જમીનપર સૂતેલા સિપાઈઓ પટાપટ ઉભા થઇને વ્યૂહબદ્ધ થઇ ગયા. દરેક સિપાઈના દિલમા ઉત્સાહ માતો ન હતો દરેક અમલદાર પોતપોતાના કામથી વાકેફ થયો હતો આકાશમા હજી તારા હતા પૂર્વમાં હજી અરુણોદય પણ થયો ન હતો

ધીમે ધીમે તારાગણ અદૃશ્ય થવા લાગ્યા પૂર્વાકાશમા રતાશ પથરાઇ થોડાજ વખતમા રશિયનોની તોપોની ગભીર ગર્જના થવા લાગી નેપોલિયને યુદ્ધ શરૂ કરવાની આજ્ઞા આપી દીધી સરદારો પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગયા. શત્રુના મધ્યભાગ ઉપર વાવાઝોડાના વેગથી ફ્રેન્ચો તૂટી પડયા અને જરા વારમા તેને છિન્ન ભિન્ન કરી નાખ્યુ તેમના ઘોડેસ્વારો અને પાયદળ સિપાઇઓ વિજયોન્મત્ત ફ્રેન્ચોના ધસારામા અટવાઇ ગયા, છૂંદાઇ ગયા રણક્ષેત્રમા ભગાણુ પડયુ અને નાસાનાસ થઇ રહી નેપોલિયનના બાદશાહી સ્વારોની ટુકડીએ હવે પોતાની—તલવાર જોસથી વાપરવા માડી શત્રુની જમણી પાખ, તેની ડાબી પાખની કુમકે ન આવે તે માટે થોડી ટુકડીઓ ત્યા રાખી બાકીના લશ્કર સાથે ડાબી પાખપર નેપોલિયન તૂટી પડયો અને તેની પાયમાલી કરી નાખ્યા પછી એક છેલ્લો પ્રચડ ધમારો કરીને શત્રુની જમણી પાખને પણ સૂવાડી દીધી તેમના લશ્કરનો એક મોટો ભાગ ઠરી ગયેલા સરોવરપર થઇને નાસવા લાગ્યો, પરતુ સિપાઇઓ અને ઘોડાના વજનથી બરફ બેસવા લાગ્યુ એટલામા ફ્રેન્ચોની તોપોના બે ચારજ ગોળા આવી પડતા બરફનુ પડ તૂટી ગયુ અને બધાએ ઠડા પાણીમાં જળસમાધિ લીધી ! અલેકઝાન્ડરે અને શહેનશાહ ફ્રાન્સિસે નજીકની ટેકરી ઉપરથી પોતાના સૈન્યોની આ મહાન ખરાબી દીઠી અને તેઓ નિરાશ

થઇને રણક્ષેત્રમાથી પલાયન કરી ગયા !

ઑસ્ટર્લિટ્ઝના સગ્રામનુ આવુ પરિણામ આવ્યુ નેપોલિયન આ એક યશસ્વી ફતેહ હતી, અને તેની કીર્તિમા એથી વિશેષ વૃદ્ધિ થઇ શત્રુને ભારે નુકશાન ખમવુ પડયુ હતુ તેમના પદર હજાર યેદ્ધાઓ કપાઇ મુઆ અને વીશ હજાર બન્દીવાન બન્યા તેમની એકસો એશી તોપો, પિસ્તાળીશ વાવટા અને બીજો કિમતી સરસામાન ફ્રેન્ચોને હાથ આવ્યા

પલાયન કરતા શત્રુસૈન્યનો ગભરાટ અને ગેરવ્યવસ્થાનુ વર્ણન થઇ શકે એમ નથી રાની રશિયન સિપાઇઓ માર્ગમા આવતા ગામડા ઉપર નિર્દયપણે જૂલમ કરતા ગયા, પણ ફ્રેન્ચ સ્વારોએ તેમની પૂઠ લીધી અને તેમનો કચ્ચરઘાણ કહાડી નાખ્યો. શહેનશાહ ફ્રાન્સિસે હવે જીતની આશા છોડી દઇને નેપોલિયન પાસે સલાહની યાચના કરવા શાહજાદા જૉનને મોકલ્યો

નેપોલિયન તે વખતે જાતે ઉભો રહીને પોતાના ઘાયલ થયેલા સિપાઇઓને મલમપટ્ટા કરાવતો હતો અને તેમને આશ્વાસન મળે એવા મધુર પ્રેમપૂર્ણ શબ્દ કહેતો હતો આ પ્રમાણે દરેક દરેક સિપાઇને પૂરતી રાહત અપાઇ રહી ત્યારેજ તે આરામ લેવા પોતાના તબુમા ગયો અનેક સિપાઇઓ મરતા મરતાં પણ આંખમા પ્રેમાશ્રુસહિત તેમના વહાલા શહેનશાહની છેલ્લી ઝાખી કરી લેતા અને તેને આશીર્વાદ આપીને પ્રાણત્યાગ કરતા તેમના સૂકા હોઠ આગળ નેપોલિયન જાતે દવાનુ પ્યાલુ ધરતો અને ઠડીથી ધ્રૂજતા સિપાઇઓને ઢાંકવા માટે મરી ગયેલા સિપાઇઓના ડગલા ઉતારી લેવામા જાતે મદદ કરતો.

નેપોલિયને શાહજાદા સાથે વિવેકથી વાતચીત કરી અને કહ્યુ કે સલાહ કરવા હુ ઘણો ખુશી છુ અને તમારા પિતા સાથે હુ આવતી કાલે વાત કરીશ પણ તેજ પળે નાસતા શત્રુની પૂઠ પકડવાનો હુકમ તો કર્યોજ, કારણ કે તેની સ્થિતિ ઘણી જોખમભરેલી હતી હજી જૂદી જૂદી દિશાએથી લાખો માણસોના લશ્કર તેના તરફ આવી પહોચવાને ઝાઝી વાર ન હતી તેના બળની અને જોખમની નેપોલિયનને પૂરેપૂરી ખબર હતી

બીજે દિવસે શહેનશાહ ફ્રાન્સિસ થોડાક અગરક્ષકો સાથે નેપોલિયનને મળવા મુકરર કરેલી જગ્યાએ આવ્યો તે વખતે તે એક તાપણી પાસે ઉભો હતો તેણે શહેનશાહનો વિનયપૂર્વક સત્કાર કરતા કહ્યુ કે " જે મહેલમા હુ છેલ્લા બે મહિના થયા રહુ છુ તેમાજ હુ તમારી પધરામણી કરી શકુ છુ. "

ફ્રાન્સિસે કહ્યુ, ' તમે એ રહેઠાણનો જેવો સરસ ઉપયોગ કરી બતાવ્યો છે તે જોતાં તમને તે પ્રિય લાગવુજ જોઇએ "

પછી બેઉ નૃપતિઓએ છૂટથી વાત કરી અને મોઢે મોઢે સુલેહની શરતો નક્કી

કરી નિરાશ થએલા અને પોતાના શરમભરેલા પરાજયથી ચીડાયલા ફ્રાન્સિસે પોતાના બેવચનીપણાનો બધો બોજો ઈંગ્લંડને માથે નાખ્યો. નેપોલિયને કહ્યું, "અંગ્રેજો બડી સ્વાર્થી પ્રજા છે આખી દુનીયાનો વેપાર પોતાના એકલાના હાથમા રહે તે માટે તેઓ આખા યૂરોપમાં દાવાનળ સળગાવે છે "

ફ્રાન્સિસને ધાર્યા કરતાં વધારે સારી સરતો મળવાથી તેણે પોતાના મિત્ર અલેક્ઝાન્ડરને માટે પણ વકીલાત કરી નેપોલિયને કહ્યું " રશિયન લશ્કર ઘેરાઈ ગયુ છે, એક પણ માણસ બચવાનો નથી છતા જો અલેક્ઝાન્ડર રશિયા ચાલ્યા જાય એવુ આપ વચન આપતા હો તો હું મારા લશ્કરને આગળ વધતુ અટકાવુ " ફ્રાન્સિસે તે પ્રમાણે વચન આપ્યુ

બીજે દિવસે નેપોલિયને પોતાના એક સરદારને ઝાર પાસે મોકલ્યો તેણે તેના યુદ્ધ-કૌશલ્યના ઘણાં વખાણ કર્યા અને આગલે દિવસે ફ્રાન્સિસે કરેલી સુલેહની સરતો કબૂલ રાખી તેમ થતાજ યુદ્ધ બંધ થયુ અને બેઉ રાજ્યના સૈન્યના બાકી રહેલા સિપાઇઓ પોતપોતાના વતન તરફ ચાલતા થયા

નેપોલિયન વિયેના તરફ પાછો ફરતો હતો તેવામાં રસ્તામા ઘાયલ થએલા આ સ્ટ્રિયન સિપાઇઓનો એક સમુદાય જતો તેના જોવામાં આવ્યો તે તરતજ ગાડી માંથી નીચે ઉતર્યો અને સ્વદેશને માટે લોહી રેડનારા એ વીરપુરુષોને પોતાની ટોપી ઉતારીને માન આપ્યુ પોતાની સામે યુદ્ધ કરનાર સામા પક્ષના યોદ્ધાઓ તરફ આવો તેનો સદ્ભાવ જોઇને શત્રુઓના દિલમાંથી કીનો નીકળી ગયો અને તેઓ પણ તેને પ્રેમ અને માનસહિત નમ્યા

ફ્રાન્સના શત્રુઓએ બેવચની થઇને તેની સાથે લઢાઇ ઉભી કરી હતી પોતાના દેશનો બચાવ કરવા માટે તેને લડવુ પડયુ અને તેમા કરોડો ફ્રાન્કનો ખર્ચ થઇ ગયો, સુલેહના સમયમાંજ ખીલવી શકાય એવા હુન્નરઉદ્યોગ અટકી પડયા અને સાત હજાર ફ્રેન્ચોના જાનની ખુવારી થઈ ઓસ્ટ્રિયાને લડાઇનો તમામ ખર્ચ આપવો પડયો બાવેરિયા તથા બીજા નાનાં મિત્ર રાજ્યોની સીમા વધારી અને તેમ કરીને ફ્રાન્સ અને તેના હરિફ રાજ્યોની વચ્ચે તટસ્થ રાજ્યોરૂપી મજબૂત દિવાલ બાંધી દીધી સુલેહના કોલકરારપર સહીઓ થઈ ગયા પછી નેપોલિયને પોતાના લશ્કરમા એક જાહેરનામુ ફેરવ્યુ તેમાં તેણે સિપાઇઓને ઘણી શાબાશી આપી, મરેલાઓની કીર્તિ જાળવી રાખવાનુ વચન આપ્યુ અને સ્વદેશ પાછા જતી વખતે માર્ગમા કોઇને કશો ઉપદ્રવ કરવો નહિ એવી આજ્ઞા કરી

પોતાને હવે પારિસ જવાની ઘણી ઉતાવળ હોવાથી માર્ગમા મિત્રોનાં અભિનંદન સ્વીકારવા ન થોભતા નેપોલિયન પૂર વેગે ચાલતો થયો, પણ લશ્કરે તો રોજના બાર માઈલ લેખે કુચ કરીને આરામથી આવવુ એવી સૂચના તે કરતો ગયો

પારિસના શહેરીઓએ તેનો સત્કાર કરવા માટે ભારે ઠાઠથી તૈયારી કરી હતી પણ તે તો રાત્રે ચુપચુપ પોતાના નિવાસમા દાખલ થઈ ગયો. લોકો નિરાશ થયા, બીજે દિવસે તેઓ તેને રૂબરૂમા મળવા ગયા અને તેને મુબારકબાદી આપતા પોતાને થએલી નાસીપાસી દર્શાવી નેપોલિયને તેનો નીચે પ્રમાણે યાદગાર જવાબ આપ્યો –

"જો હું હાર ખાઇને આવ્યો હોત તો હું જાહેર રીતે શહેરમા દાખલ થાત અને તે વખતે પારિસના શાણા શહેરીઓ મારો સત્કાર કરત, તો તે ઉપરથી આપણા શત્રુઓને ખાત્રી થાત કે હુ હારીને આવુ કે જીતીને આવુ, તોપણુ તમારો મારા તરફનો પ્રેમ એકસરખોજ કાયમ રહે છે આ પ્રસગે હું જીતીને આવ્યો છુ તેથી તમે મને માન આપો તો કદાચ તેઓ તમારા ઉપર ખુશામતનો આરોપ મૂકે અને તે હુ જોવા નથી ઇચ્છતો "

ફ્રાન્સની સામે ઈંગ્લડના મુખ્ય પ્રધાન પિટ્ટે પોતાના બુદ્ધિબળથી જે મજબૂત એકસપી રચી હતી તેને નેપોલિયને આમ એકજ ઝપાટે તોડી નાખી આસ્ટર્લિટ્ઝના સગ્રામના સમાચારથી પિટ્ટના હૃદયમા કારી ઘા વાગ્યો તેણે યૂરોપના નકશા તરફ શોકાતુર નજરે જોયુ અને કહ્યુ, "હવે અડધા સૈકાસુધી આ નકશો વાળી રાખીશુ તો ચાલશે " તેની તબીયત લથડતી ગઇ અને ૨૩મી જાન્યુઆરી ૧૮૦૫ ને રોજ "અફસોસ ! મારા દેશ " એવા નિરાશાપૂર્ણ ઉદ્દગાર કહાડતા તેણે પ્રાણ ત્યાગ કર્યો

એલિસન નામનો અગ્રેજ ઇતિહાસકાર લખે છે કે "ફ્રાન્સમા રાજ્યક્રાન્તિની શરૂઆત થઇ ત્યારથીજ પ્રજાસત્તાક રાજ્યના વિચારોના પ્રચારને રોકવા માટે યૂરોપના રાજાઓએ જે જે એકમપી કરી હતી તેનો મળ સૂત્રધાર પિટ્ટ હતો "

નેપોલિયને પોતાના સિપાઇઓ તરફ જે ઉદારતા બતાવી તે પણ તેની ફતેહના જેવીજ ભવ્ય હતી લડાઇમા હણાયલા સિપાઇઓ અને અમલદારોના બાળકોને તેણે તરતજ દત્તક લઇને પોતાનાં બાળકો જેવાં ગણ્યા, અને તેમનો નિર્વાહ અને કેળવણીનો ખર્ચ દેશ આપે એવી ગોઠવણ કરી તેઓ બધા પાદશાહના બાળક કહેવાતા અને તેમને પોતાના નામની સાથે નેપોલિયનનું નામ લખવાની છૂટ આપી સેનાપતિથી માંડીને સામાન્ય સિપાઇની વિધવાને ૬૦૦૦થી ૨૦૦ ફ્રાન્ક સુધીના વાર્ષિક પેન્શન તેણે બાધી આપ્યાં અને ઘાયલ થએલાઓને પણ સારો બદલો આપ્યો

આવા લડાઇના મામલામાં પણ નેપોલિયન પોતાની પ્રિય પત્નીને ટુકા પણ પ્રેમપૂર્ણ પત્રો લખવાની ફુરસદ મેળવતો તે પત્રો કોઈવાર પડઘમપર કે ઘોડાના જીન પર કાગળ મૂકીને તેની આસપાસ તોપોના ગોળા ઉડતા હતા તેવે વખતે લખાયલા હતા, અને એટલી ઝડપથી લખાયા હતા કે તે વાચવાને જોસેફાઇનને

તેની બધી અક્કલ વાપરવી પડતી અલ્મ અને આસ્ટર્લિટ્ઝના સગ્રામો વખતે આવી રીતે લખાયલા કેટલાક પત્રો પ્રાપ્ત થયા છે તેમાના થોડાક નીચે ટાકવામાં આવે છે એ પત્રો ઉપરથી સાબિત થાય છે કે નેપોલિયનના, જવલત બુદ્ધિવૈભવની તળે તેની પ્રેમની કોમળ લાગણીઓ દબાઇ ગઈ ન હતી

" મારી રાણી જોસેફાઇન, હુ ઘણો થાકી ગયો છુ આખુ અઠવાડિયુ વરસાદમા તરબોળ થઇને મારે કામ કરવુ પડ્યુ છે મારા પગ અકડાઇ જવા આવ્યા છે આથી મારી તબીયત પણ જરા બગડવા આવી છે આજે મે સહેજ આરામ લીધો છે મારી ધારણા સફળ થઇ છે મે આસ્ટ્રિયનોને માત્ર મારી કુચ કરવાની ચાલાકીથી હરાવ્યા છે તેમના સાઠ હજાર સિપાઇઓ, ૧૨૦ તોપો, ૯૦ વાવટા અને ૩૦ સેનાપતિઓ મારે હાથ આવ્યા છે આજે હુ રશિયાના લશ્કરની પૂઠે જાઉં છુ તેમનુ પણ આવી બન્યુ છે મે માત્ર પદરસો માણસ ગુમાવ્યા છે અને તેમાના બે તૃતીયાશ તો સહેજ ઘાયલજ થયા છે સલામ મારી જોસેફાઈન એક હજાર પ્રેમવાક્યો સાથે "—**નેપોલિયન ૧૯-૧૦-૧૮૦૫**

' ઘણો વખત થયા તારા સમાચાર મને મળ્યા નથી બેડન, સ્ટટગર્ડ અને મ્યુનિચમા થએલા સુદર જલસા અને મિજબાનીઓથી મારા સિપાઈઓ વરસાદ અને કાદવમા તેમણે કરેલો પરિશ્રમ અને તેમના જખમ પણ ભૂલી ગયા છે હુ આજે વિયેના જાઉં છુ રશિયનો હાર ખાઇને શરમીદા થઇને ચાલતા થયા છે હુ તને મળવાને ઘણોજ ઉત્સુક થયો છુ સલામ મારી પ્રિયતમા " **નેપોલિયન ૧૦-૧૨-૧૮૦૫**

નીચના પત્રમા રમુજીપણા ઉપરાત તેને જરાક ઓછુ આવ્યુ હોય એમ પણ લાગે છે

' મારાં નેકનામદાર રાણીજી ! તમે સ્ટ્રાસ્બર્ગ છોડયુ ત્યારપછી તમારો એક પણ કાગળ નહિ ' મને જરા પણ ખબર કર્યા વગર તમે મ્યુનિચ, બેડન, સ્ટટગર્ડ બધે ફરી આવ્યા ! તમારૂ આવુ વર્તન સ્નેહીને ન ઘટે હુ હજી ખૂન છુ રશિયનો ગયા સલાહ થઇ છે તમારા ઉંચા હોદ્દા ઉપરથી જરા નીચે ઉતરીને તમારા સેવકનો વિચાર કરવાની કૃપા કરજો ' **નેપોલિયન ૧૦-૧૨-૧૮૦૫**



# प्रकरण ३२ मुं

## પરરાજ્યો સાથે મૈત્રી અને ફ્રાન્સનો વિસ્તાર



વિએનાથી નીકળીને પારિસ આવતાં નેપોલિયનને માર્ગમાજ જોસેફાઈનનો મેળાપ થયો. તેઓ પારિસ પહોચ્યા ત્યારે મધ્યરાત્રિ થવા આવી હતી તે પરબાર્યો ટ્યુલેરીસ ગયો અને ઉતાવળે પગલે દાદરના પગથીઆ કુદાવતો મત્રગૃહમા દોડી ગયો તેણે કપડા પણ ઉતાર્યા નહિ, એક પળવાર પણ આરામ લેવા પલગપર પડયો નહિ, પણ આવતાની સાથેજ તેણે પોતાના ફિનેન્સ મિનિસ્ટર (નાણાં ખાતાના પ્રધાન )ને તેડાવી મગાવ્યો ફ્રાન્સની બેકની સ્થિતિવિષે બારિક તપાસ કરવામા તેણે તેની સાથે રાત્રિનો બધો વખત કહાડયો એ બેકના નાણાસબધી વહીવટમાં ઘણો ગુચવાડો ઉત્પન્ન થયો હતો, તે તેણે બોલોન રહ્યા રહ્યાં જાણી લીધુ હતુ અલ્મ અને આસ્ટર્લિટ્ઝના સગ્રામની તૈયારી કરવાની ભારે ઉપાધિઓની વચમા તેણે નાણા ખાતાના પ્રધાનને સખ્ત ઠપકાનો પત્ર લખ્યો હતો તેમા તેણે લખ્યુ હતુ કે બેકે હુડીઓ અને ઓચરીઆ બહાર પાડતી વખતે નાણાનો ભૂલભરલો અદાજ કર્યો છે એમ કરવાથી દેશના વ્યાપારની પાયમાલી થયા વગર રહેજ નહિ છેવટમા તેણે લખ્યુ કે " મારે મારા ચાલુ સજોગોને વશ થઇને છાવણીઓમા અને દૂરની સ્વારીઓમા રોકાઇ રહેવુ પડે છે તેથી મને અત્યત સતાપ થાય છે જો મારે તેમ ન કરવુ પડતુ હોત તો બેક, ઉદ્યોગ, અને વ્યાપારની સગીન ખીલવણી એ વિષયો જે મને અત્યત પ્રિય છે તેમાજ હુ મારૂ સઘળુ ધ્યાન પરોવત "

બીજે દિવસે અગીઆર વાગે નાણાખાતાના મત્રીઓની સભા બોલાવી નેપોલિયન સમીપ તેમને નવ કલાકસુધી ચર્ચામા લાગલાગટ રોકાવુ પડયુ ત્રણ ત્રણ મહિનાસુધી ઠડીમા, વરસાદમા, રાતદિવસ સખત શારીરિક પરિશ્રમ લીધા પછી યુદ્ધમાથી પરવારીને તરતજ એક પળનો પણ આરામ લીધા વગર સખતમા સખત માનસિક પરિશ્રમ કરવા મડી જાય એવો વીર નેપોલિયન એકલોજ છે ભાગવામા નહિ પણ જોડવામા આ અલૌકિક પ્રકૃતિના પુરુષને વિશેષ આનદ થતો હતો લડા

ઇની ખૂનખાર કતલને તે પસંદ કરતો ન હતો ગામો અને શહેરો ઉપર આગ વરસી રહી હોય, સ્ત્રીઓ અને બાળકો બિચારા ભયત્રસ્ત હરિણની માફક નાસભાગ કરતા હોય, રણઘેલા સિપાઇઓના સમુદાય એક બીજાના લોહીની નદીઓમા ઝીલતા હોય એવા દેખાવોથી તેના સુંદર અને સુસંસ્કારી આત્માને તૃપ્તિ થતી ન હતી તેના દયાળુ સ્વભાવને, તેની તીક્ષ્ણ બુદ્ધિને અને તેની સંસ્કૃતિ પામેલી રસજ્ઞતાને માટે ચિરસ્મરણીય રહે એવી ભવ્ય અને લોકકલ્યાણકારક સંસ્થાઓ, યોજનાઓ અને ઇમારતોની રચના કરવાનુ વધારે અનુકૂળ હતુ તે એક પૂરેપૂરો મનુષ્ય હતો, રાક્ષસ ન હતો મરતા સિપાઇઓની કારમી ચીસો તેના કાનને સંગીતના જેવી મધુર લાગતી ન હતી હમેશા લડાઈ પૂરી થયા પછી તે દયાના ફિરસ્તાની માફક રણક્ષેત્રની તપાસ લેવા ફરતો ત્યારે ઘવાયલા, છુંદાયલા મરેલા અને મરવા પડેલા મર્દોની ચહેરાવાળા ગભરૂ જુવાનોને જોઇને તેને ઘણોજ સંતાપ થતો, પણ તેના હઠીલા શત્રુઓએ તેને ઠરીને બેસવાજ દીધો નહિ અને તેને પોતાની અડધો અડધ શક્તિ તેમના હુમલાને ખાળવામાં વાપરવાની ફરજ પાડી

ઉપર જણાવ્યુ તેમ ફરી પણ લડાઇઓ જીતીને નેપોલિયને ઈંગ્લંડ સિવાય તમામ રાજ્યાને સુલેહ કરવાની ફરજ પાડી ઈંગ્લંડના લોકોનો સખત વિરોધ છતા ત્યાની સરકારે પ્રજાસત્તાક ફ્રાન્સ સાથે અવિરતપણે લડાઇ ચાલુજ રાખી નેપોલિયન કૉન્સલને બદલે પાદશાહ થયો પણ તેથી ફ્રાન્સના રાજ્યતંત્રના સિદ્ધાન્તો—પ્રજાની સ્વતંત્રતા અને સમાનતા તે તો તેના તેજ રહ્યા હતા નેપોલિયન પાદશાહ હતો પણ લોકોએ પસંદ કરેલો પાદશાહ હોઇને પોતાનો કારોબાર લોકમતને આધારેજ ચાલતો હતો ઉમરાવોએ પોતાના કરી લીધેલા અધિકારનુ ગૌરવ હલકુ કરવુ અને મનુષ્યમાત્રની સ્વતંત્રતા અને સમાનતાનુ ધોરણ સ્વીકારી સામાન્ય પ્રજાવર્ગની ઉન્નતિ કરવી એજ નેપોલિયનનુ જીવનવ્રત હતું

લડાઈ પૂરી થયા પછી આસ્ટ્રિયા, રશિયા તથા બીજા યુરોપીય રાજ્યો સાથે સુલેહની સરતો નક્કી કરવાની તથા બીજી એટલી બધી વિવિધ પ્રકારની યુદ્ધને લગતી ચિંતાઓ તેને માથે હતી કે તેવી ભાગ્યેજ બીજા કોઇ માણસે સહન કરી હશે તેનુ ચિત્ત આ જજાળનો નિવેડો લાવવામા રોકાયનુ હતુ તે વખતે કલાને જેથી ઉત્તેજન મળે અને તે લોકોપકારક નીવડે એવી ભવ્ય કૃતિઓની રચના કરાવવામા માત્ર શોખને લીધેજ નહિ, પણ એવી પ્રવૃત્તિની જાણે તેને લગની લાગી હોય તેમ તે કામે લાગી ગયો તેના એકત્ર થએલા શત્રુઓની સામે લડતા તેને જ્યારે જ્યારે થોડો ઘણો અવકાશ મળતો ત્યારે તે રાજધાનીમા તેમજ રાજ્યમાં બધે ફરી વળતો તે જ્યાં જ્યા જતો ત્યા ત્યા પ્રજાની નૈતિક, માનસિક કે શારીરિક સ્થિતિમા સુધારણા કરવાની સુંદર ભાવનાઓ તેના મગજમાં ઉદય પામતી પારિસમા તથા

ફ્રાન્સના અત્યત દૂરના પ્રદેશોમાં પણ તેના પગલાની નિશાનીઓ હજી જળવાઇ રહી છે અને તે તેની પરોપકારવૃત્તિ તથા વિશાળ બુદ્ધિનો પૂરાવો આપતી ઉભી છે એક વારના સુદર પણ તે વખતે જીર્ણ દશામા પડુ પડુ થઇ ગએલા દેવળો અને ઇમારતોનો તેણે પુનરુદ્ધાર કરાવ્યો અલ્મ અને આસ્ટર્લિટ્ઝમા ફ્રેન્ચ યોદ્ધાઓએ કરેલા પરાક્રમોનુ સ્મરણ જાળવી રાખવા શત્રુની તોપોને ગાળીને તેનો સ્મરણસ્તભ રચાવ્યો અને તેના ઉપર તે યુદ્ધોના દશ્યો કોતરાવ્યા ફ્રાન્સ સુલેહમાટેજ લડતુ હતુ તેથી એ સ્તભના શિખર ઉપર સુલેહશાતિની દેવી કલ્પીને તેની મૂર્તિ ગોઠવવાનો નેપોલિયનને વિચાર હતો, પણ કૃતજ્ઞ ફ્રેન્ચ પ્રજાએ સુલેહના દેવ તરીકે બાદશાહી પોશાકમા ખુદ નેપોલિયનનીજ મૂર્તિ તે સ્થળે બેસાડી પચીશ વર્ષસુધી યૂરોપને લોહીથી તરબોળ કર્યા પછી આગળ ઉપર 'ઇંગ્લડ અને તેના મિત્રરાજ્યો જ્યારે નેપોલિયનને પદભ્રષ્ટ કરીને ફ્રાન્સના માજી બુર્બોનવશીય રાજાઓને ગાદીપર બેસાડવામા ફાવ્યા, ત્યારે તેમણે પ્રજામતથી ચૂટાયલા એ રાજાની મૂર્તિને ત્યાથી ગબડાવી પાડી હતી, પણ ફ્રેન્ચોના હૃદયમાં જે મૂર્તિ સદાને માટે અકિત થએલી હતી તે તો નજ ઉખેડી શકાઈ અને પાછો એ રાજાઓને એ પ્રજાએ ફરીથી દેશવટો આપ્યો અને નેપોલિયનની મૂર્તિને પાછી તેની અસલ જગ્યાએ બેસાડી છે હવે મગદૂર નથી કે પ્રજાની પ્રેમભક્તિના એ સ્મારકને કોઇ પોતાનો અપવિત્ર હાથ લગાડી શકે

લાવરે અને ટ્યુઇલેરીસને આખી દુનિયામા સુદરમાં સુદર ગણાય એવા ભવ્ય મહેલથી સાધી દીધા એ મહેલ અસલના વિષયલપટ રાજાઓ, ઉમરાવો અને ઉમરાવજાદીઓના વૈભવવિલાસને માટે નહિ પણ લલિત કળાને પોષવા તથા તે કલાનો લોકોને લાભ આપવા બધાવ્યો હતો સેન નદી ઉપર બીજા બે નવા પૂલ બધાવ્યા રાજ્યમા જળમાર્ગનો વિસ્તાર કરવા માટે લાબી નહેરો ખોદાવી હજી પણ પ્રવાસીઓ જેમને જોઇને ચકિત થાય છે એવા વિશાળ રાજમાર્ગ બધાવ્યા અને અનેક શહેરોને એવા રાજમાર્ગોવડે જોડી દીધા આવા લોકોપકારક કાર્યોનો તેને શોખ હતો, એવા કાર્યો કરવાથી પ્રાપ્ત થતી અક્ષય કીર્તિની તે આકાક્ષા રાખતો હતો તેનુ નામ ઇતિહાસમા ચિરજીવ રહી ગયુ છે આ પ્રમાણે તેની પરોપકાર વૃત્તિની નિશાનીઓ દીર્ઘકાળે પણ ભૂસાય તેવી નથી, પરતુ તેની હયાતીમા તો આખો યૂરોપ તેની સાથે કેડ બાધીને લડવા તૈયારને તૈયારજ હતો તે લડાઇઓમા રોકાયલો હતો તે વખતે પણ સ્વદેશના રક્ષણમાટે તેને ચાર લાખ સિપાઇઓનુ લશ્કર નિરતર રોકી રાખવુ પડતુ

તે પહેલેથીજ ગભીર અને વિચારશીળ હતો, ધર્મ તરફ તેનુ સ્વાભાવિકરીતે વલણ હતુ, જુવાનીમાં પણ તે ઘણોજ ઠરેલ અને પૂર્ણ નીતિપરાયણ હતો તે

જમાનામા નાસ્તિક જેવા બની ગએલા યુરોપમા તેની મશ્કરી થતી તોપણ તે કહેતો કે માણસજાતને ધર્મની ઘણીજ જરૂર છે, માત્ર દેશમાં સુલેહશાંતિ જાળવવા માટેજ નહિ પણ દરેકના આત્માના કલ્યાણને માટે પણ ધર્મ આવશ્યક છે એક કન્યાશાળાના કાર્યક્રમમા બાળકીઓએ "અઠવાડિયામા બેવાર પ્રાર્થના" કરવી એવુ લખેલુ હતુ તે કાર્યક્રમ જ્યારે નેપોલિયનને બતાવવામા આવ્યો ત્યારે "અઠવાડિયામા બેવાર" ને છેકીને "દરરોજ" એવો શબ્દ તેણે લખ્યો હતો

એક વાર તેના એક સેનાપતિએ કહ્યુ, "સાહેબ, તમે પણ ઇશ્વરને માનો છો અને હુ પણ માનુ છુ, પરતુ ઇશ્વર તે શી વસ્તુ છે? તેને વિષે આપણે શુ જાણીએ છીએ? આપણે તો તેને જોયા પણ નથી"

નેપોલિયને જવાબ દીધો, "અમુક માણસ બુદ્ધિમાન છે એમ તમે શાથી જાણો છો? તમે તેની બુદ્ધિને તમારી આંખોથી જરા પણ જોઇ શકો છો? નહિજ આપણે તેની બુદ્ધિના કામ જોઇએ છીએ તેથીજ આપણે તેને જાણીએ છીએ અને ખાત્રીપૂર્વક કહીએ છીએ કે આના કામના કરનારમા બુદ્ધિ છે લડાઇમા ઘણીવાર આપણે સેનાપતિનો દાવપેચ ન સમજી શકીએ પણ તેની પલટણોની ચાલાકીભરેલી હિલચાલ ઉપરથી આપણને ખાત્રી થાય છે કે સેનાપતિ અક્કલવાન માણસ છે ઘણીવાર લડાઇઓમા તમે મુઝાઓ છો ત્યારે મને ખોળતા આવો છો શા માટે? તમને મારી બુદ્ધિમા સ્વાભાવિકરીતે શ્રદ્ધા છે તેવીજ રીતે મને ઇશ્વર ઉપર શ્રદ્ધા છે અને અતપ્રેરણાના બળથી હે "ઇશ્વર!" એવો ઉદ્ગાર મારા મુખમાથી નીકળી જાય છે"

તે જમાનામાં કેળવણી આપવાનુ કામ ધર્મગુરુઓના હાથમા હતુ તેઓ ઘણા જૂના વિચારના અને નવી પ્રગતિથી તદ્દન વિરુદ્ધ હતા એવા શિક્ષકોને હાથે કેળવાયેલા બાળકોમા નવા વિચાર, નવો જુસ્સો, સ્વતત્ર ભાવના અને પૃચ્છક બુદ્ધિ વગેરે ગુણોનો ઉદ્ભવ થાયજ કેવી રીતે? એટલા માટે સારા શિક્ષકો કેળવાઇને તૈયાર થાય તે સારૂ નેપોલિયને એક ખાસ વિશ્વવિદ્યાલય સ્થાપ્યુ. રાજ્યમાં શિક્ષકોનો દરજ્જો વધાર્યો અને તેમને પગાર પણ ઉદાર હાથે અપાવ્યો સામાન્ય વર્ગના લોકોની કેળવણી પાછળ આવી રીતે તેણે ખાસ લક્ષ આપવા માડયુ

૧૮૦૬ ના જાન્યુઆરીથી જુલાઇસુધીમા તે આવા અનેકવિધ લોકોપકારક કામોમા રોકાયો હતો દરમ્યાન ઇંગ્લડના બળવાન કાફલાના નિરતર હુમલાની સામે રાજ્યનો બચાવ કરવાવાનુ કામ તો ચાલુને ચાલુજ હતુ વળી તેજ વખતે યુરોપના જૂદા જૂદા રાજ્યો સાથે ઘણીજ અગત્યની સધિની સરતોવિષેની ચર્ચા પણ ચાલતી હતી

પચ લાખની વસ્તીવાળુ જીનોઆનુ નાનુ સરખુ રાજ્ય હતુ ત્યાના લોકોએ

પણ પ્રજાસત્તાક રાજ્યના સિદ્ધાન્તો સ્વીકાર્યા હતા એવુ નાનકડુ રાજ્ય પોતાનાજ બાહુબળથી આસપાસના બળવાન રાજાઓ સામે ટકી શકે નહિ, એવુ ત્યાના વતનીઓને સમજાયાથી તેમણે આ રાજ્ય ફ્રાન્સની સાથે જોડી દેવાની નેપોલિયનને વિનતિ કરી, અને કહ્યુ કે કોઇ પણ જાનના બહારના દબાણથી કે બીજાની સમજાવટથી નહિ પણ અમારી સ્થિતિનો વિચાર કરીનેજ અમે આ માર્ગ પસદ કરીએ છીએ તેમની ઇચ્છાને માન આપી જીનોઆને ફ્રાન્સની સાથે જોડી દેવામા આવ્યુ

એશી લાખની વસ્તીનુ નેપલ્સનુ રાજ્ય હતુ અને ત્યા બુર્બોન વશીય રાજાઓ રાજ કરતા હતા તેમણે અનેકવાર નેપોલિયનના સામા પક્ષને મદદ કરી હતી તટસ્થ રહેવાના વચનો આપ્યા છતા બેઇમાનથી તોડયા હતા છતા પણ નેપોલિયને એ રાજ્ય તરફ લડાઈને અતે વારવાર ક્ષમા બતાવી હતી આસ્ટર્લિટ્ઝના સગ્રામ વખતે તે ફ્રાન્સથી ઘણે દૂર ગયો છે એમ જાણીને નેપલ્સના રાજાએ વગર કારણે અગ્રેજો અને આસ્ટ્રિયાના સૈન્યમા પોતાના પચાસ હજાર માણસનુ સૈન્ય સામેલ કર્યું અને ફ્રાન્સ ઉપર ચઢાઈ કરી હતી આ દગલબાજીની ખબર તેને આસ્ટર્લિટ્ઝનુ યુદ્ધ પૂરૂ થયા પછી પડી

નેપોલિયન જાણે બહારવટીઓ હોય અને આબરૂભરેલા વ્યવહારને માટે તે છેકજ નાલાયક હોય તેમ યૂરોપના રાજાઓ તેની સાથે વર્તતા હતા તેની સાથે કરેલા અત્યત ગભીર કોલકરારને પણ તેઓ કાગળના ચીથરા જેવા ગણતા ફ્રાન્સમાં બળવો જગાડવા અને આભ્યતરિક કલહ ઉભો કરવા તેઓ વારવાર ખટપટ કર્યાજ કરતા હતા રણક્ષેત્રમા તેમજ સભામદિરમા તો તેની જ્વલત બુદ્ધિ આગળ તેઓ ક્ષુદ્ર પ્રાણીઓની માફક દબાઇ જતા હતા, પરતુ લાગ આવે ત્યારે નામર્દની માફક તેની પીઠ પાછળ ઘા કરવાને તેઓ ચૂકતા નહિ ચાર કરોડની વસ્તીવાળી સ્વતત્ર પ્રજાએ સર્વાનુમતે પસદ કરેલા નેપોલિયનને યૂરોપના આપખુદ સત્તા ધરાવનારા રાજાઓ ગણાજ ગણતા નહિ ઇગ્લડ તેને જનરલ બોનાપાર્ટ કહેતુ અને કેટલાક રાજાઓ તો મીસ્ટર બોનાપાર્ટ કહેતા કોઈ પણ રીતે તેના નામની સાથે રાજાની પદવી ન જોડાય તે માટે તેઓ તેમના રાજદ્વારી વ્યવહારમા તેને માટે ગમે તેવો હલકો શબ્દ વાપરતા તેની કીર્તિને કલકિત કરવા તેની હલકામા હલકી બદનક્ષી ભરેલી પત્રિકાઓ આખી દુનિયામા તેઓ ફેલાવતા તેના ઉપર છાકટાપણાનો, વ્યભિચારનો, ખૂનનો, એવા અનેક નીચ આરોપો મૂકતા તેનુ ખૂન કરવા માટે ભયકર યત્રો અને ઝેર બનાવનારા માણસોને અને તેની છાતીમા ખજર ભોકવાનાં કાવત્રા કરનારાઓને તેઓ ઉદારતાથી આશ્રય આપતા આટલુ છતા પણ નેપોલિયન તો પોતાનુ કામ શાતિથી કર્યેજ જતો અને આવા આવા અનેક કારસ્તાનોને પહોંચી વળતો તેમા તેનુ ભવ્ય અને અસાધારણ નૈતિક બળ જણાઈ આવે છે

તેણે નેપલ્સને ત્રણ વાર માફી આપી હતી હવે તેની મહનશીલતાની હદ આવી ગઈ તેણે જાહેર કર્યું કે "આજથી નેપલ્સના રાજાઓ રાજ કરતા બંધ થયા છે બાગ રાજ્યની સલામતીમાટે અને યૂરોપની આબરૂના રક્ષણને માટે હવે તેમની હસ્તી રહેવી જોઈતી નથી" તેણે તરતજ પોતાના નાના ભાઈ જોસેફને લખ્યું કે 'તમારે ફેબ્રુઆરી માસના પહેલા અઠવાડીઆમાં નેપલ્સ જઈને તેના બુરજપર ફ્રાન્સની ધ્વજા ચડાવી દેવી અને સનાહ કરવાની કે યુદ્ધવિરામની કોઈ પણ સરત સાંભળવીજ નહિ નેપલ્સની ગાદી હુ તમને આપવા માગુ છુ અને તમને ન રુચે તો હુ બીજા કોઈને આપીશ, પણ બુર્બોન રાજાઓનો પગ તો હવે ત્યાં નજ જોઈએ" જોસેફ લશ્કર લઈને નેપલ્સ ગયો તેને જોતાજ ત્યાંનું અંગ્રેજ લશ્કર જીવ લઈને નાઠું ત્યાંનું રાજ્યકુટુંબ પણ તેમની સાથે ગયું, અને જોસેફ નેપલ્સનો રાજા થયો આ કામમાટે આખો યૂરોપ તેના ઉપર ક્રોધે ભરાયો અંગ્રેજ ઇતિહાસકાર એલિસન તેને માટે સખત શબ્દોમા ટીકા કરે છે નેપલ્સના રાજાનો અપરાધ તે કબૂલ કરે છે, પણ તે લખે છે કે એવા અપરાધને માટે નેપોલિયન તેની પાસે ભારે દંડ લઈ શકત પણ તેની ગાદી ઝૂટવી લેવા માટે નેપોલિયન પાસે સબળ કારણ ન હતું'

આવા કૃત્યથી પોતાના ઉપર આખા યૂરોપનો ક્રોધ ઉતરશે અને તેની સ્થિતિ વધારે ગુંચવણભરેલી થઈ પડશે તે નેપોલિયન જાણતો હતો, પણ નેપલ્સના રાજા જેવા બેવફાની પાડોશીને ભવિષ્યમા ખરી અણીને વખતે પાછળથી ઘા કરવા માટે રહેવા દેવો તેમા પણ અત્યંત જોખમ હતુ પહેલા કરતા પાછલું જોખમ તેને વધારે લાગ્યું, અને તેની ધારણા ખરી હતી આ પ્રસંગ પછી તેણે એક દઢ સિદ્ધાંત બાંધ્યો - જ્યારે આખો યૂરોપ તેની સામે લઢવા એકસંપી કરી બેઠો છે અને તેના ઉપર તૂટી પડવાની સારી તકનીજ રાહ જુએ છે, ત્યારે ફ્રાન્સની સલામતીને માટે તેની આસપાસના રાજ્યો તેના મિત્રોનાજ હોવા જોઈએ અને તેમને બને તેટલા મજબૂત બનાવી દેવા જોઈએ

ફ્રાન્સના ઈશાન કોણમા નીચો અને ભેજવાળો હોલેન્ડ દેશ છે તેનો કેટલોક ભાગ તો સમુદ્રની સપાટી કરતા પણ નીચો છે અને દરિયાનો ધસારો ન લાગે તે માટે ઘણી જગ્યાએ મજબુત બંધ બાંધી લીધા છે ત્યાંના લોકોએ પણ ફ્રાન્સનું અનુકરણ કરીને ઉમરાવોના દબાણમાથી મુક્ત થવા રાજ્યવિપ્લવ કર્યો હતો ઇંગ્લંડ અને તેના મિત્રરાજ્યો તેને પણ ફ્રાન્સની માફક સતાવવા લાગ્યા તેના સંસ્થાનો ઝુટવી લીધા, તેના વેપારની પાયમાલી કરી નાખી અને તેના બંદરોને ઘેરી લીધા શત્રુરાજ્યોના સૈન્ય સમુદ્રની ભરતીની પેઠે તે નાનકડા દેશ ઉપર ફરી વળ્યા હોલેન્ડ તેમની સામે એકલે હાથે ટક્કર લેવા અસમર્થ હતુ તેણે ફ્રાન્સની મદદ માગી તેની મદદથી હોલેન્ડે પોતાનો બચાવ કર્યો, અને શત્રુઓને માગી હઠાવ્યા જ્યારે ફ્રાન્સે

રાજ્યતત્રમા ફેરફાર કર્યો ત્યારે હોલેન્ડને પણ તેમ કરવાનુ મન થયુ એકસરખી ભાવનાવાળા આ બેઉ રાજ્યોને એકબીજાની મદદ જરૂરની હતી હોલેન્ડે નેપોલિયનના ભાઇ લૂઇ બોનાપાર્ટને પોતાના રાજા તરીકે પસદ કર્યો લૂઇ ઘણો બુદ્ધિશાળી અને નીતિપરાયણ માણસ હતો નિદાખોરો પણ તેનુ ભૂડુ બોલી શકતા નથી અને તેની પ્રજા તો તેને દિલોજાનથી ચહાતી હતી

નેપોલિયને પોતાના બાળકની પેઠે ઉછેરેલુ ઇટાલિનુ નાનકડુ રાજ્ય પોતાના સાવકા પુત્ર યુજીનને સોપ્યુ હતુ તેનાથી ઈટાલિની પ્રજા ઘણી સતુષ્ટ હતી હજી પણ તેઓ આ જમાનાને પોતાના દેશના ઇતિહાસના સારામા સારા યુગ તરીકે ગણે છે યુજીન હમેશાં નેપોલિયનની શિખામણ અને તેણે આદરેલી નીતિ પ્રમાણેજ રાજ્ય કરતો હતો તેને વિષે એલિસન લખે છે કે "ત્યાના લોકોને પોતાના દેશની વધતી જતી દોલતમા, તેમના ઉદ્યોગનો વિકાસ થવામા, અને કામ કરવાનુ ક્ષેત્ર વધારે વિશાળ બનવામા, એ ત્રણ શુભ પરિણામરૂપેજ તેમને આ નવી રાજ્યવ્યવસ્થાનુ અસ્તિત્વ જણાતુ હતુ તમામ હોદ્દાઓ, તેમજ સન્માન અને સારા પગારની જગ્યાઓ ત્યાંના દેશીઓનેજ મળતી ભાગ્યેજ કોઇ પરદેશી માજીસ્ટ્રેટ કે મુલકી ખાતાનો અમલદાર ત્યા જોવામા આવતો "

પિડમોન્ટના રાજ્યમા પદર લાખ માણસની વસ્તી હતી આસ્ટ્રિયાની બેડીમાથી તેઓ છૂટયા તેથી તેઓ ફ્રાન્સના આભાર નીચે આવ્યા હતા તે લોકો પણ પોતાની રાજીખુશીથી ફ્રાન્સના રાજ્ય સાથે જોડાઈ ગયા આ બધાં રાજ્યોની જવાબદારી લેતી વખતે નેપોલિયને ધારાસભાને જણાવ્યુ હતુ કે આપણે હોલેન્ડ, ઇટાલિ, જર્મની સ્વિટ્ઝર્લેન્ડ એ અનેક મુલકોને એક રીતે જીત્યા છતા આપણે તેમાના એક સિવાય બીજા કોઇને અડકયા નથી, અને તે એકને પણ ફ્રાન્સની પ્રતિષ્ઠા જાળવવાની ખાતરજ જર્મની અને આસ્ટ્રિયા પોલેન્ડ ખાઈ ગયા, રશિયાએ તુર્કસ્તાન પાસેથી કેટલાક પ્રાતો પડાવી લીધા, ઈગ્લડે હિદુસ્તાનમા પોતાનુ રાજ્ય જમાવ્યુ આથી કરીને આપણે પણ જો કાઇક ન રાખીએ તો બળનુ ત્રાજવુ છેકજ આપણી વિરુદ્ધ નમી જાય, છતા આપણે તો ઘણાખરા રાજ્યોને તેમના પરરાજ્ય સાથેના સબધ સિવાય બીજી બધી બાબતમાં સપૂર્ણ રીતે સ્વતત્ર રહેવા દીધા છે

ઇટાલિમા અનેક નાનામોટા રાજ્યો હતા તેઓ કોઇ પોતાની સ્વતત્રતા જાળવી શકે એવા ન હતા નેપોલિયનની એક અભિલાષા એવી હતી કે એ બધા રાજ્યોને એક કરીને જીર્ણશીર્ણ થઈ ગયેલી પ્રાચીન રોમન ચક્રવર્તીઓની પાટનગરી, યૂરોપીય સસ્કૃતિની જનની રોમ નગરીને ઇટાલિનુ મધ્યબિદુ બનાવવુ ઇટાલિના લોકો પણ પ્રજાસત્તાક રાજ્ય પાછળ આટલા ઘેના થઈ ગયા હતા કે પોતપોતાના રાજાઓને પદભ્રષ્ટ કરવાને માત્ર નેપોલિયનની સમતિનીજ રાહ જોતા હતા જ્યાં જ્યા ફ્રાન્સનુ

લશ્કર જતું ત્યાં ત્યાં તમામ લોકો તેમને પોતાના મિત્રો અને બંધનમુક્ત કરનારાઓ ગણતા, પણ આખા યુરોપમાં રાજ્યક્રાંતિનો દાવાનળ સળગાવવાની નેપોલિયનની ઇચ્છા ન હતી તેની સાથે તે એટલું પણ માગતો હતો હતો કે યુરોપના અન્ય રાજાઓએ ફ્રાન્સને તેના પદભ્રષ્ટ થએલા અપ્રિય રાજાઓને પાછા બોલાવવાની ફરજ ન પાડવી ઉપર કહેલી તમામ સંધિઓ અને ગોઠવણો ૧૮૦૨ અને ૧૮૦૬ ની વચ્ચેના વખતમાં થઇ હતી

યુરોપમાં તે વખતે ફ્રાન્સ આ દરજ્જે પહોંચ્યુ હતુ એલિસન લખે છે કે "જ્યારે ઈંગ્લંડ પોતાના બળવાન હાથ પૃથ્વીના બેઉ ગોળાર્ધ ઉપર પ્રસારતું હતું ત્યારે ફ્રાન્સ યુરોપના સારામાં સારા અને ફળ પમાં ફળરૂપ પ્રાંતોને પોતાના પંજામાં જમાવતું હતું આના બે હરિફ રાજ્યો વચ્ચે જીવસટોસટનું યુદ્ધ થયા વગર રહેજ નહિ " હવે આ કથનમાં કેટલું સત્ય છે ત આપણે તપાસીએ ઇંગ્લંડ આખી દુનિયામાંથી પ્રાંતો, રાજ્યો અને દ્વીપો જીતી જીતીને પોતાના રાજ્યને વધારતું હતુ તેની ધ્વજા હિંદુસ્તાનમાં, આફ્રિકામાં, ઉત્તર અમેરિકામાં, દક્ષિણ આફ્રિકામાં અને ત્રણે મહાસાગરના દ્વીપો ઉપર ફરકતી હતી તેણે રશિયા, સ્વીડન, પ્રશિયા, આસ્ટ્રિયા, સ્પેન, પોર્ટુગાલ તથા અનેક નાના રાજ્યોની સાથે ફ્રાન્સની સામે લડવાના કોલકરાર કર્યા હતા, છતાં નેપોલિયન અત્યંત લોભી છે એમ કહીને ઈંગ્લંડ આખી દુનિયામાં તેને ફજેત કરતું નેપોલિયને ત્રણ ચાર ક્ષુદ્ર રાજ્યો ફ્રાન્સ સાથે ત્યાંના લોકોની મરજીથીજ જોડી દીધા અને હોલેન્ડ, સ્વિટ્ઝર્લૅન્ડ અને ઇટાલિ સાથે એકબીજાનો બચાવ કરવાના કોલકરાર કર્યા તેનેજ માટે તેને લોભી કહેવો, એ તો ભાષાનો દુરૂપયોગ માત્ર છે તેણે તો પોતાના ઘરને લૂટારાઓથી બચાવવાને ફક્ત વધારે મજબૂત તાળું માર્યું હતું

હવે નેપોલિયનના પ્રારબ્ધમાં એક અનિવાર્ય આફત નિર્માણ થએલી હતી તે પોતે પણ તેનાથી અજાણ્યો ન હતો યુરોપનો ઉમરાવવર્ગ અને નિરંકુશ સત્તાધારી નૃપતિઓ પ્રજાસત્તાક ફ્રાન્સના કટ્ટા શત્રુ હતા જો નેપોલિયને સ્વદેશનો બચાવ કરવા માટે ફ્રાન્સની સીમાનો વિસ્તાર ન કર્યો હોત અને પોતાની સાથે સહાનુભૂતિ રાખનારા રાજ્યો સાથે એકસંપી ન કરી હોત તો યુરોપના રાજાઓ તરતજ ફ્રાન્સને પાછું જૂના રાજાની ગુલામીમાં નાખત, અને નેપોલિયનને મૂર્ખ કહેત, પણ તેમ કરવા જતાં બીજી ઉપાધિ ઉભી થઇ સમાન અધિકારના સિદ્ધાંતોનો ફેલાવો કરતા જતા આ કેટલાક રાજ્યોને ફ્રાન્સની દિવાલને ઠેકાણે મૂકતા તે રાજાઓ ઉલટા વધારે ક્રોધે ભરાયા ઇંગ્લંડ સિવાય યુરોપના બધા રાજાઓ તે વખતે નિરંકુશ સત્તા ભોગવતા હતા સ્વતંત્રતામાં ઈંગ્લંડ અમેરિકાનાં સંયુક્ત રાજ્યોથીજ બીજે નંબરે આવતું હતું છતાં ત્યાંનો ઉમરાવવર્ગ ફ્રાન્સની પ્રજાસ્વાતંત્ર્યની ભાવનાથી ઘણોજ

ડગ્નો હતો. ખુદ પાર્લામેન્ટમા પણ સારામા સારા વક્તાઓ રાજ્ય કારોબારમા લોકોને વધારે હિસ્સો મળે એવા સુધારાની જોરથી માગણી કરતા હતા આયર્લેન્ડ બળવો કરવાની તૈયારીમાં હતુ વળી નેપોલિયનને તેની શક્તિને કામે લગાડવાની ફુરસદ મળે તો તે ફ્રાન્સનુ બળ એટલુ વધારી દે કે ઇંગ્લંડનુ સમુદ્ર ઉપરનુ સામ્રાજ્ય પણ ખોવાનો વખત આવે આવા આવા કારણોને લીધે સ્વતત્રતાનુ ઉપાસક ઇંગ્લંડ પ્રજાના સ્વાતગ્યને કચરી નાખવા કેડ બાંધીને તૈયારી કરનાર નિરકુશ રાજાઓની જોડે સામેલ થયુ હતુ

આખરે તેમની તે ધારણા સફળ થઇ, અને નેપોલિયનને બધાએ મળીને કચરી નાખ્યો, પણ તેના પરિણામે હવે યૂરોપની દશા શી છે તે જુઓ હમણા ત્યા બે પ્રકારના માણસો વસે છે જુલમ કરનાર અને જુલમ ખમનાર × નેપોલિયન કહેતો કે ' એક દિવસ એવો આવશે કે ઇંગ્લંડને વૉટર્લુની જીતમાટે રડવુ પડશે ' વૉટર્લુ ! અજાયબ જેવા સજોગોથી પ્રારબ્ધ ફાવ્યુ અને નેપોલિયનની પૂરેપૂરી હાર થઈ ! છતા હારનારની કીર્તિ જરા પણ ઝાખી ન થઇ, અને જીતનારની કીર્તિ હતી તે કરતા વધી નહિ એકની કીર્તિ અક્ષય રહેશે ત્યારે બીજાની તેની જીતની નીચેજ દટાઇ જશે એક અગ્રેજ લખે છે કે " જ્યારે મે વૉટર્લુના સગ્રામનુ પરિણામ જાણ્યુ ત્યારે મને થયુ કે દુનિયાની પ્રગતિ છ જમાના પાછળ હડી ગઇ "

પોતાની હાલની સ્થિતિ અનિશ્ચિત હોવાની વાત નેપોલિયન સારી પેઠે જાણતો હતો એટલા માટેજ સમુદ્રકિનારા ઉપર એક ઘણો મજબૂત કિલ્લો બધાવવાની તેણે જોસેફને આગ્રહ સાથે સૂચના કરતા લખ્યુ હતુ કે " એ કામ પાછળ દરવર્ષે પચાસથી સાઠ લાખ ફ્રાન્કનો ખર્ચ કરવો પડે તો કરજો, કે જેથી કરીને કદાચ બે કે ત્રણ વર્ષ પછી તમે એ કિલ્લાનો નિશ્ચિતપણે આશ્રય લઇ શકો **આપણા માથા ઉપર બે, ત્રણ, કે ચાર વર્ષ પછી શી શી વિપત્તિઓ પડવાની છે તેની અત્યારે તમને કે મને ખબર નથી,** પણ આપણે સૈકાઓ સુધી તો ટકી રહેવાના નથીજ " પોતાના ઉદયની પૂર્ણ જાહોજલાલીમા તેણે એક મિત્રને કહ્યુ હતુ કે " જીદગીની વારાફેરી વિચિત્ર છે કદાચ મારોજ છોકરો એવી હાલતમા આવી પડે કે છ હજાર ફ્રાન્કની વાર્ષિક આવકથી પણ તે પોતાને નસીબદાર માને "

આ બનાવો બન્યા ત્યાર પહેલા બાર વર્ષ અગાઉ સ્પેન અને ફ્રાન્સ વચ્ચે

---

× ઈશ્વરની કૃપાથી છેલ્લા મહાયુદ્ધને પરિણામે રશીયન પ્રજા એ ગુલામીમાથી છૂટી છે અને દુનિયામા સર્વત્ર મુડીવાદ અને તેની ગુલામીપ્રત્યે ધિક્કાર ફેલાવા માડયો છે પોતાના ફાદાને માટે પ્રજાના સત્યાનાશ વાળનાર સમ્રાટો રશીયા, જર્મની, તુર્કસ્તાના અને ઇરાનમાંથી દૂર થયા છે, અને હિદુસ્તાન પણ અગ્રેજોના અન્યાયને અથવા તો તેમના રાજ્યને ટાળવા ઇચ્છી રહ્યુ છે સપાદક

એવો કરાર થયો હતો કે લડાઇ વખતે સ્પેને ફ્રાન્સને અમુક લશ્કર પૂરૂં પાડવુ ત્યાર પછી તે મરતમા એવો ફેરફાર કર્યો કે લશ્કરને બદલે દર વર્ષે સાડાસાત કરોડ ફ્રાન્કની ખડણી આપવી એક તટસ્થ રાજ્ય આ પ્રમાણે પોતાના શત્રુને ખડણી આપે તે ઈંગ્લડથી સહન થયુ નહિ સ્પેનની હાલત સૂડી વચ્ચે સોપારી જેવી થઈ જો ખડણી આપવી ચાલુ રાખે તો ઈંગ્લડનો કાફલો તેના બદરો નારાજ કરી નાખે અને જો બધ કરે તો ફ્રાન્સ તેને જપવા ન દે લાબા વખતસુધી ઈંગ્લડ અને સ્પેન વચ્ચે રકઝક ચાલી, એવામા ઈંગ્લડે લડાઇ જાહેર કર્યા વગરજ સ્પેનના વેપારી વહાણો જ્યા દીઠા ત્યાથી પકડવા માડ્યાં ચાર વેપારી વહાણુ માલથી ભરેલા કૅડિઝ બદરે જતા હતા તેના ઉપર અગ્રેજોના ચાર લડાયક વહાણોએ હુમલો કર્યો એકને તો તોપને ગોળે ઉડાવીજ દીધુ અને તેમા બેઠેલા અઢીસો માણસો ડૂબી મુઆ બાકીના ત્રણને કેદ પકડ્યા તેમાના પણ ઘણા માણસોના જાન લીધા આ પ્રસગે ઈંગ્લડને એકદર શિકાર પાચ કરોડ ફ્રાન્કનો મળ્યો

આ કૃત્યને માટે ઈંગ્લડની પાર્લામેન્ટમા ખૂબ ચર્ચા થઈ ફૉક્સ, ગ્રેન્વિલ વગેરે આગેવાનો અને ઘણા બીજા લોકો આ કૃત્યને ધિક્કારવા લાગ્યા અને તેને અનુમોદન આપીને પ્રધાનમડળે પ્રજાની આબરૂને ભારે બટ્ટો લગાડ્યો છે, એવો સખત આક્ષેપ મૂક્યો પ્રધાનમડળે તો હમેશા એકજ જવાબ ગોખી રાખ્યો હતો કે આ પગલુ સકારણ અને જરૂરનુ હતુ સ્પેને તરતજ ઈંગ્લડની સાથે લડાઇ જાહેર કરી ફ્રાન્સ અને સ્પેનનો કાફલો ટ્રફાલ્ગરની ભૂશિર આગળથી પસાર થતા ઈંગ્લડનુ નૌકાસૈન્ય ત્યા આવી પહોચ્યુ અને દારુણ યુદ્ધ શરૂ થયુ ફ્રાન્સ અને સ્પેન બેઉના વહાણોનો સપૂર્ણ નાશ થઇ ગયો ઓગણીશ વહાણુ કેદ પકડાયા અને બાકીનાં વહાણુ તદ્દન ભાગીતૂટી હાલતમા નાસીને કૅડિઝ બદરે જઇ પહોચ્યા આ બનાવ ૧૮૦૫ ના અક્ટોબરની ૨૧ મી તારીખે એટલે અલ્મ આગળ આસ્ટ્રિયનો શરણે આવ્યા તેને બીજેજ દિવસે બન્યો પરિણામે ઈંગ્લડનો સમુદ્ર ઉપરનો અધિકાર કાયમ રહ્યો અને તેના ઉપર આક્રમણુ કરવાના નેપોલિયનના સ્વપ્ન ઉડી ગયા હવે તો ઈંગ્લડ પ્રહાર કરે તેની સામે પોતાનો બચાવ કરવાનુજ તેના હાથમા રહ્યુ, અને તેથી કરીને ફ્રાન્સની આસપાસ મિત્રરાજ્યોનો મજબૂત કોટ તેણે બાધી દીધો

પરતુ ટ્રફાલ્ગરનો પરાજય આસ્ટર્લિટ્ઝના વિજય આગળ ભૂલાઇ ગયો દરિયાઇ સગ્રામની ગર્જના તો સમુદ્રના ગર્જનમાજ સમાઇ ગઈ, પણુ નેપોલિયનના અપરાજિત સૈન્યના ધરણી ધ્રૂજવતા પગલાનો અવાજ યૂરોપની એકે એક રાજધાનીમા સભળાયો આસ્ટર્લિટ્ઝના આઘાતથી હતાશ થઇને પિટ્ મરણુ પામ્યો તે પછી લોકમતનુ પૂર ફૉક્સની તરફેણમા એવુ પ્રબળ હતુ કે આખરે રાજાને નમવુ પડ્યુ અને ફૉક્સ મુખ્ય પ્રધાન થયો તેને અને નેપોલિયનને મૈત્રી હતી ઈંગ્લડનો લોક-

વર્ગ પણ સલાહ કરવાની તરફેણમા હતો આ પ્રમાણે સજોગો અનુકૂળ થયા હતા અને હવે ફરીથી સુલેહ થઇ શકશે એવી નેપોલિયન આશા રાખવા લાગ્યો

ફૉક્સ મુખ્ય પ્રધાન થયા પછી એક ચડાળ તેની પાસે આવ્યો અને કહ્યુ કે મને રજા આપો તો હુ જઇને નેપોલિયનનુ ખૂન કરૂ આવા માણસોને પ્રથમ પ્રધાનો તરફથી ઉત્તેજન મળતુ હતુ, તેથીજ આ માણસે તેની પાસે આવવાની, અને આવી વાત કરવાની હિમત ચલાવી. ફૉક્સે તેને કે પકડાવ્યો અને ફ્રેન્ચ સરકારને ઉદારતા ભરેલો પત્ર લખ્યો. આ સૌજન્યની નેપોલિયનના મન ઉપર ઘણી અસર થઈ અને તેણે ફૉક્સની મુક્તકઠે સ્તુતિ કરી તેણે કહ્યુ કે "મિસ્ટર ફૉક્સને કહેજો કે ગમે તો તમારા રાજાની નીતિને લીધે બેઉ દેશ વચ્ચે લડાઇ ચાલુ રહે અને ગમે તો બેઉ પ્રજાની મરજીને અનુસરીને તેની તરત પતાવટ કરવામા આવે, પરતુ તમારા આ કૃત્યથી તો હુ ઘણોજ પ્રસન્ન થયો છુ" આ સદેશો ફૉક્સને મળતાજ તેણે નેપોલિયનપર સરળતાથી મૈત્રીનો પત્ર લખ્યો અને સલાહની માગણી કરી નેપોલિયને તેટલીજ સુજનતાથી તેનો સ્વીકાર કર્યો

પણ સલાહની સરતોનો નિર્ણય કરવામા ઘણી મુશ્કેલીઓ હતી ફ્રાન્સમા નેપોલિયનનો પ્રભાવ એટલો બધો હતો કે તે તો જે કાઈ સરતો નક્કી કરે તે ફ્રેન્ચ પ્રજા મજૂર કરે એમજ હતુ, પણ ફૉક્સની સ્થિતિ જૂદા પ્રકારની હતી તેની આસપાસ એક તત્ત્વ એવુ અનિષ્ટ હતુ કે તેમને તો સલાહજ કરવી ન હતી તેમનુ બળ જેવુ તેવુ ન હતુ લડાઇ દરમ્યાન ઈગ્લડે ફ્રાન્સના તેમજ તેનાં મિત્રરાજ્યોના ઘણા સસ્થાનો જીતી લીધાં હતાં ઈગ્લડને તે છોડવા ન હતા પણ ફ્રાન્સે જે મુલક જીત્યા હતા તે તો તેણે છોડીજ દેવા, એવી ઈગ્લડની માગણી હતી આ ઉપરાત એક બીજી પણ તકરારી બાબત હતી ઈગ્લડને એવી ઇચ્છા હતી કે અમારાજ દેશના કારખાના આખી દુનિયાને તૈયાર માલ પૂરો પાડે અને આખી દુનિયાની પ્રજાઓ અમારી ગ્રાહક થાય, વળી દેશાવર તો જનો આવતો માલ પણ અમારાંજ વહાણુ લઇ જાય અને લાવે. નેપોલિયન સલાહ કરવા ઉત્સુક હતો પણ ફ્રાન્સને ઈગ્લડનુ તાબેદાર અને લૂટનાર બનાવવા માગતો ન હતો ફ્રાન્સના ઉછરતા ઉદ્યો ગને ઈગ્લડની હરિફાઇમાથી બચાવવા માટે પોતાના બદરોમા આયાત થતા ઈગ્લિશ માલ ઉપર જકાત મૂકવીજ જોઇએ, એમ તે ચુસ્તપણે માનતો હતો **જે અબાધિત વ્યાપારની નીતિએ હિદુસ્તાનની પાયમાલી કરી નાખી તે નીતિ તેને પસદ ન હતી.** તેને તો ફ્રાન્સના ઉગતા ઉદ્યોગોનુ રક્ષણ કરવાને માટે જકાતરૂપી દિવાલની આડ બાધવી હતી જે ઈગ્લડને પસદ પડે એમ હતુંજ નહિ આવા સજોગોમા નેપોલિયને ફૉક્સને પોતાના પ્રધાન મારફતે કહેવડાવ્યુ કે "ઈગ્લડે જે કાંઇ જીત્યુ હોય તે ભલે તેની પાસે રહે અને અમારી પાસે હાલ છે તે કરતા અમે કાંઇ વધારે

લેવા માગતા નથી વળી તમારા દેશને વ્યાપારને લગતા બની શકે તેવા અમુક ફાયદાઓ આપવાની સાથે ફ્રાન્સના ઉદ્યોગને હાનિ પહોચે એવી તો કોઇ પણ સરત અમે કબૂલ કરનાર નથી અમારા દેશના ઉદ્યોગના રક્ષણમાટે તો અમારે પરદેશના માલને કા તો આયાત થતો સદતર અટકાવવો પડશે અથવા તો તેનાપર જકાત નાખવી પડશે અમારા દેશમા અમે અમારી મરજી મુજબ વર્તીએ અને કોઇ પણ હરિફ પ્રજા તેમા હરકત કરી શકે નહિ

ફૉક્સ અને નેપોલિયન વચ્ચે જે વિનકભર્યો પત્રવ્યવહાર ચાલ્યો તે ખરેખર આત્માને સતુષ્ટ કરે તેવા છે દરેક સરકારી કાગળ જોડે ફૉક્સ પોતાના તરફથી મિત્રભાવે ખાનગી પત્ર પણ મોકલતો અને નેપોલિયન તરફથી તેને પણ તેવાજ રૂપમા ઉત્તર મળતો લડાઇની શરૂઆતમા નેપોલિયને ઘણા અગ્રેજ ગૃહસ્થોને કેદ પકડ્યા હતા ફૉક્સે તેમને છૂટા કરવાની પ્રાર્થના કરી, જેનો નેપોલિયને તરતજ સ્વીકાર કર્યો અને તેના બદલામા ફૉક્સે તેટલા ફ્રેન્ચ કેદીઓને પણ મુક્ત કર્યા

વળી બીજી પણ એક મોટી મુશ્કેલી સલાહની વચમા આવીને ઉભી નેપોલિયને ઇંગ્લડના રાજાનુ હેનોવર જીતી લીધુ હતુ અને આસ્ટર્લિટ્ઝના યુદ્ધ પછી તે મુલક તેણે પ્રશિયાને આપી દીધો હતો ઇંગ્લડે પોતાની પ્રતિષ્ઠાની ખાતર હેનોવરની માગણી કરી પણ પ્રશિયાનો રાજા તે પાછુ આપે એવો ન હતો તેના બદલામા તેને બીજુ કાઇક આપવાની ગોઠવણ નેપોલિયન કરતો હતો અને રાજખટપટની જાળ ઘણી ગુચવાઇ ગઇ હતી, તેવામાજ ફૉક્સ એકાએક માદો પડયો અને મરણ પામ્યો જગતની સુલેહશાન્તિ પણ તેની સાથે તેની કબરમાજ દટાઇ ઇંગ્લડનુ પ્રધાનમડળ બદલાઇ ગયુ અને સુલેહના વિરોધીઓનુ જોર વધ્યુ ઇંગ્લડ તરફથી નવા નવા વાધા ઉઠાવવામા આવ્યા અને પારિસ આવેલા અગ્રેજ એલચીઓએ સ્વદેશ જવાના પરવાના માગ્યા સલાહની વાત ઉડી ગઇ અને લડનના શેર બજારના વેપારીઓ લડાઇની વધામણીથી આનદમાં આવીને હાથ હાથ કુદવા લાગ્યા

ફૉક્સના મરણને નેપોલિયન પોતાના ઉપરની મોટામા મોટી આપત્તિરૂપ ગણે છે તેના ચારિત્ર્ય માટે તેણે ઘણોજ ઉચો અભિપ્રાય દર્શાવ્યો છે તે કહે છે કે "જો તે જીવ્યો હોત તો જૂદાજ પ્રકારના બનાવ બનવા પામત પ્રજાપક્ષનો વિજય થાત અને યૂરોપમા નવીન યુગ મડાત"



# प्रकरण २२ मुं–जेनानुं युद्ध



ળી પાછા ઇંગ્લંડ, રશિયા, અને પ્રશિયા નેપોલિયનની સામે લઢવા માટે એકત્ર થયા લડાઇ ચાલુ કરવાને તેમની પાસે કશુ બહારથી બતાવવા જેવુ પણ બહાનુ ન હતુ નેપોલિયન ફ્રાન્સનો આંતરિક વિકાસ કરવા પાછળ મડયો હતો અને તેને માટે સુલેહની જરૂર હતી તેણે આટલી મોટી જીત મેળવી છતા સલાહ કરતી વખતે તેણે એવી નરમાશ બતાવી હતી કે તે જોઇને આ ત્રણે રાજ્યોએ શરમાવુ જોઇતુ હતું તે ઉપરાત "મોનિટયૂર" પત્રમા—ઘણુ કરીને નેપોલિયનનોજ લખેલો એક સમર્થ લેખ પ્રકટ થયો યૂરોપે તેનો ઉત્તર લડાયક વહાણોની તોપોના ધડાકાથી અને લશ્કરના ધસારાથી આપ્યો તે લેખનો મુખ્ય ભાગ આ પ્રમાણે છે –" ફ્રાન્સ અને રશિયાએ લઢવુ જ શામાટે જોઇએ ? એક પૂરેપૂરા સ્વતત્ર રાજ્યો એક બીજાને નુકસાન કરવાને બદલે અરસ્પરસ લાભ આપવાનુ સામર્થ્ય ધરાવે છે જો ફ્રાન્સના શહેનશાહે ઇટાલિમા ઘણી લાગવગ મેળવી હોય તો રશિયાનો ઝાર ઇરાન અને તુર્કસ્તાનમા એથી પણ વધારે સત્તા ધરાવે છે તેનુ શુ ? ફ્રાન્સે પોતાની સત્તા કેટલે સુધી વધારવી તે નક્કી કરવાનો હક્ક જો રશિયાના ઝારને હોય તો પછી રશિયાએ કેટલેસુધી આગળ વધવુ તે ફ્રાન્સનો શહેનશાહ નક્કી કરી શકે કે નહિ ? રશિયા પોલેન્ડ પચાવી બેઠુ છે અને ક્રિમિયા, કાકેસસ અને ઇરાનની ઉત્તરનો પ્રદેશ પણ તેણે દબાવ્યો છે, છતા ફ્રાન્સની પાસે બેલ્જીયમ અને ર્‌હાઇનના પશ્ચિમ કિનારાનો પ્રદેશ છે તે રશિયાની આખમા ખૂચે છે ! એક હરિફ રાજ્ય પોતાનુ બળ વધાર્યા કરે તો પછી સ્વરક્ષણને માટે ફ્રાન્સને પણ પોતાનુ બળ વધારવાનો હક્ક ખરો કે નહિ ? નહિ તો છેલ્લા પચાસ વર્ષમાં દરેક રાજ્યે જે કાંઈ મેળવ્યુ હોય તે બધા ઉપરથી દરેકે પોતપોતાનો હાથ ઉઠાવવો એવો ઠરાવ બધા રાજ્યો કરતા હોય તો તે પણ ફ્રાન્સને કબૂલ છે પોલેન્ડને તેની સ્વતત્રતા પાછી આપો, વેનિસ પાછુ તેના શહેરીઓને સોપી દો, ટ્રિનિડાડ સ્પેનને પાછુ આપો, સિલોન વલદાઓને આપો, કાકેસસ અને જ્યોર્જિયા ઇરાનને આપો મૈસુર ટીપુ

સાહેબના શાહજાદાઓને આપો મરાઠા રાજ્યો તેમના અસલ રાજ્યકર્તાઓને આપી દો આટલુ કરો અને પછી ફ્રાન્સને તેની જૂની હદસુધી હઠી જવાનુ કહેવા આવો ફ્રાન્સના લોભને વગોવવાની તો હમણાં હમણા ચાલુ રુઢિજ પડી ગઇ છે જો ફ્રાન્સે જીતેલો બધો મુલક પોતાને કબજે રાખ્યો હોત તો અરધુ આસ્ટ્રિયા, વેનિસ, હોલેન્ડ, સ્વિટ્ઝર્લેન્ડ બધુ જ તેની પાસે હોત છતા ફ્રાન્સે તો પોતાની હદ રાઇન નદીવડેજ બાંધી લીધી છે "

અલમના સગ્રામ વખતે લડાઇની જરૂરીઆતને લીધે પ્રશિયાની હદમાં થઇને એક લશ્કરી ટુકડી મોકલવાની નેપોલિયનને જરૂર પડી હતી, અને તેમ કર્યા સિવાય તેને બીજો ઇલાજ ન હતો આ હકીકત પ્રશિયાના રાજાને જણાવવા માટે તથા તેની મરજી માગવા માટે નેપોલિયને પોતાના એક સેનાપતિને ખાસ બર્લિન મોકલ્યો હતો રાજાએ તો જરા તોછડાઇ બતાવીને આ વાત બાજુએ મૂકી પણ તેની ખૂબસુરત અને ગર્વીર રાણીએ રાજ્યના તમામ લડાયકવર્ગને ઉશ્કેર્યો અને કહ્યુ કે આવા અપમાનની શિક્ષા તો તલવારથીજ કરવી જોઇએ ફ્રાન્સની સાથે લડાઇમા ઉતરવાનુ આ સિવાય પ્રશિયાને બીજુ કશુ કારણ ન હતુ

યુરોપમાં હાલની માફક તે વખતે પણ બે વર્ગ હતા—ઉમરાવવર્ગ અને સામાન્ય જનસમૂહ નેપોલિયનના વિજયમા જનસમૂહનો વિજય હતો રશિયાનો ઝાર જુવાન, મહત્ત્વાકાક્ષી અને કરોડોની વસ્તીવાળા મુલકનો નૃપતિ હોવાથી આસ્ટર્લિટ્ઝના પરાજયનુ કલક ધોઇ નાખવા ઘણો આતુર હતો પ્રશિયાને તેની શૂરવીર અને જાજ્વલ્યમાન રાણી ઉશ્કેરતી હતી અને પૃથ્વીનો પાચમો ભાગ દબાવી બેઠેલુ ઇગ્લડ ' ફ્રાન્સના અપાર લોભ'ની સામે ચાનુ પોકાર કર્યાજ કરતુ હતુ

પ્રશિયાનુ બે લાખ માણસોનુ સૈન્ય ત્યાના રાજા ફ્રેડરિક વિલિયમની સરદારી નીચે ફ્રાન્સ તરફ ચાલતુ થયુ " આપણે તો દરેક કાયદેસર રાજાના હિતાર્થે લડીએ છીએ માટે તેવા તમામ રાજાઓએ આ કામમા મદદ કરવી જોઇએ " પ્રશિયાના રાજાનો આ સદેશ હતો રશિયાના ઝારે પણ અસખ્ય જગલી અને ઝનુની રશિયનોને સાથે લઇ પોલેન્ડમા થઇને પ્રશિયા સાથે એકત્ર થવા માટે ઉતાવળે પગલે કુચ કરવા માડી તેની પાસે પણ બે લાખ માણસો હતા ઇગ્લડના વહાણુ તેના રિવાજ પ્રમાણે ફ્રાન્સનાં બદરોની ખબર લેવા લાગ્યા અને તેણે પોતાનાં નાણા તથા લાગવગવડે બીજા પણ કેટલાક રાજ્યોને આ બળવાન એકસપીમા ઉતાર્યા

ફ્રાન્સની આસપાસ ઘેરાતા તોફાનના વાદળા નેપોલિયને ઉડા ખેદસહિત જોયા. હમણાજ તેણે એક વિગ્રહ પૂરો કર્યો હતો અને હારેલા શત્રુઓ સાથે અપૂર્વ ઉદારતા બતાવી હતી કાયમની સલાહ કરવાની તે આશા રાખતો હતો તેને બદલે યુદ્ધનો ભેરીનાદ સાભળી તેનુ હૃદય ખિન્ન તો થયુ પણ તરતજ તેનુ આત્મબળ

ઝળકી નીકળ્યું એક કલાકમાંજ નિરાશાપૂર્ણ વિચારોને ફેંકી દઇને સિંહની માફક યાળ ખંખેરીને તૈયાર થઈ ગયો હોલેન્ડ અને નેપલ્સમાં રાજ્ય કરતા પોતાના ભાઇઓને તેણે લખ્યું કે " તમે જરા પણ ચિંતા કરશો નહિ આ લડાઇનો જલદીજ અંત આવી જવાનો છે પ્રશિયા અને તેના મિત્રો ગમે તે હશે તોપણ તે બધાને હું કચરી નાખીશ. આ વખતે હું યૂરોપની સાથે છેવટનો ફેંસલો કરી દઈશ બીજાં દશ વર્ષસુધી તેઓ ઉંચી ડોકી ન કરી શકે તેવી સ્થિતિમાં હું મારા શત્રુઓને લાવી મૂકનાર છું "

પછી તેણે પોતાના ઓરડાના બારણાં બંધ કરીને અડતાળીશ કલાકસુધી બેસીને લડાઇની યોજના અને તેને લગતી ઝીણામાં ઝીણી વિગત લખીને નક્કી કરી દીધી. ત્યાર પછી લાગલાગટ બે દિવસસુધી બેસીને આશરે બસેં કાગળો તેણે લખાવ્યા આ બધા કાગળો સચવાઇ રહ્યા છે રાજ્યો અને સૈન્યોની વ્યવસ્થા કેમ કરવી તેના પાઠ શીખનારને માટે તે આદર્શરૂપ છે રોજના સાઠ માઇલની મજલ કરીને ૭ દિવસમાં બાદશાહી સ્વારોનું લશ્કર ર્‍હાઇનને કિનારે પહોંચી ગયું ૧૮૦૬ના સપ્ટેમ્બરની ૨૪ મી તારીખે મધરાતે નેપોલિયને પણ પારિસ છોડ્યું ફ્રાન્સની હદસુધી જોસેફાઇન તેની સાથે આવી હતી છુટાં પડતી વેળા તેની આંખમાં આંસુ ભરાઇ આવેલાં જોઇ એક પળવાર નેપોલિયનનું હૃદય પણ ક્ષુબ્ધ થયું, અને એક સ્નેહપૂર્ણ પતિમાં હોવી જોઇએ તેવી કોમળ લાગણીઓ તેનામાં ઉભરાઈ આવી

નેપોલિયને લશ્કરની સરદારી લીધી અને હમેશની માફક ચાલાકીભરેલી હીલચાલો કરીને શત્રુસૈન્યને ગુંચવી નાખ્યું પોતાનું બધું લશ્કર શત્રુની પાછળ લાવીને તેમને અનાજ તથા યુદ્ધસામગ્રી મળવાનો તથા પરાજય વખતે નાસવાનો માર્ગ તેણે બંધ કરી દીધો હવે તેને ફતેહની પૂરેપૂરી ખાત્રી હતી, તોપણ નાહક મનુષ્યહત્યા ન થાય તેટલા માટે પ્રશિયાના રાજાને એક પત્ર લખ્યો તેમાં તેણે લખ્યું હતું કે તમે મારી આગળ ટકી શકવાના નથીજ આપણે લઢીએજ શામાટે ? મારા હજારો પુત્રોના લોહીથી મેળવેલી ફતેહ ઉપર મને મોહ નથી હજી તમને કશું નુકસાન થયું નથી હજી તમારે માટે સ્વમાન સચવાય એવી સલાહ કરવાનો વખત છે એક મહિના પછી પણ તમારે સલાહ તો કરવી પડશે પણ તે વખતે તમારી સ્થિતિ બદલાઈ ગઈ હશે માણસોની વિના કારણ કતલ થતી અટકાવવા સિવાય આ પત્ર લખવાનો મારો કશો હેતુ નથી, પરંતુ તેનો પ્રશિયાના રાજા તરફથી કશો જવાબ મળ્યો નહિ. જે અમલદારના હાથમાં એ પત્ર ગયો હતો તેણે તે પોતાના રાજાને લડાઇને દિવસેજ આપ્યો એમ કહેવાય છે

પ્રશિયન લશ્કર જેના અને ઑર્સ્ટેટના મેદાનમાં મજબૂત મોરચા બાંધીને પડ્યું હતું નેપોલિયન પોતાના સૈન્યના આગલા ભાગ સાથે ત્યાં આગળ તેરમી અક્ટોબર

માર્જે આવી પહોંચ્યો આકાશ સ્વચ્છ હતુ અને આથમતા સૂર્યના કિરણ એક લાખ પ્રશિયન યોદ્ધાઓના ઝળકતા શસ્ત્રોપર પડીને ચમકી રહ્યા હતા અઢાર હજાર સ્વારો તેજી અને પાણીદાર ઘોડાઓ ઉપર સ્વાર થઇને હારબંધ ઉભા હતા ત્રણુંમે ભારે તોપોનો સમૂહ ગોઠવાઇ ગયો હતો પ્રશિયન ફોજનો અગ્ર ભાગ પાસેની સીધી અને ઉંચી ટેકરીપર હતો નેપોલિયને ત્યાંથી તેમને મારી હઠાવીને ટેકરી કબજે કરી લીધી અને આખી રાત દારુણ પરિશ્રમ કરીને ભારે ભારે તોપોને ટેકરી-ને મથાળે લાવીને ગોઠવી દીધી સિપાઇઓને ઉત્તેજન આપવા નેપોલિયન પોતે હાથમાં ફાનસ લઇને રસ્તો સરખો કરવા માટે સુરંગ ફોડવા અને તોપ ખેંચવા મંડી ગયો, અને આસ્ટ્રિયનો જે કામને અસંભવિત માનતા હતા તે થઇ ગયું સવાર પડતાજ છેવટની લડાઇ થશે એમ હોવાથી છુટી છવાઇ ફ્રેન્ચ ટુકડીઓને આ જગ્યાએ બોલાવી લાવવા સ્વાર પર સ્વાર દોડાવી મૂક્યા આખી રાત ફ્રેન્ચ લશ્કર આવતું ગયું પ્રશિયનોને પાછળથી ઘેરી લેવા નેપોલિયને પોતાના બે સરદારોને આખી રાત કુચ કરવાનો હુકમ કર્યો આ પ્રમાણે આવતી કાલે કરવાની જબ-રદસ્ત લડાઇને માટે બધી વ્યવસ્થા કર્યા પછી તે નિશાતે પારિસની એક કન્યાશાળાનો અભ્યાસક્રમ અને નિયમો ઘડવા બેઠો આ અજાયબ જેવા પુરુષના મગજનું બંધારણ કેવું વિશિષ્ટ પ્રકારનું હતુ તે આ બનાવ ઉપરથી પણ સારી રીતે સમજાય છે લડાઇના જોખમભરેલા મામલા વખત પણ પોતે સ્વસ્થ ચિત્તે બીજા કામ કરી શકે છે એવો દેખાવ કરવાનો તેનો હેતુ ન હતો તે ગમે તેવા અગત્યના વિષયમાંથી પણ ચિત્તવૃત્તિને ખેંચી લઇને તેને પૂર્ણ એકાગ્રતાથી બીજા વિષયમાં પરોવી શકતો યુદ્ધ ઉપર તેને કદી મોહ હતોજ નહિ તેની બુદ્ધિને તેની કેળવાયની રસજ્ઞતાને દેશની આંતરિક ઉન્નતિના કાર્યો વધારે અનુકૂળ હતા અને એવા પ્રકારના જે જે સંગીન સુધારણાના કામ તેણે કર્યા છે તે સઘળાં તેને લડાઇના વખતમાંથી ગમે તેમ કરીને થોડો થોડો વખત બચાવી-નેજ કરવા પડયા છે યુરોપના રાજાઓએ તેને પોતાની તલવાર બાજુએ મૂકવા દીધીજ ન હતી

મધ્યરાત્રિ થઇ હતી તેના લશ્કરની આસપાસ શત્રુસૈન્યની અસંખ્ય તાપણીઓ છેક દૃષ્ટિમર્યાદાસુધી ઝબુકતી હતી તે ડગલો ઓઢીને સામાન્ય સિપાઇની માફક એકાદ કલાક આરામ લેવા જમીન ઉપર સૂતો હતો સ્વદેશથી તે સેંકડો માઇલ દૂર હતો આવતી કાલની લડાઇના પરિણામપર તેના રાજ્યનું ભાવિ અવલંબતુ હતુ જગતમાં સૌથી બળવાન ગણાતા ત્રણ રાજ્યો—ઈંગ્લંડ પ્રશિયા અને રશિયા એ ત્રણ એકત્ર થઇને લઢવા આવ્યાં હતા જો હાર થાય તો સ્વીડન આસ્ટ્રિયા અને બીજા નાના રાજ્યો પણ એ નમના ચૂટેલા રાજા ઉપર તૂટી પડે અને તેની પાયમાલી કરી

નાખે એમ હતુ.

એવામાં શત્રુની છાવણીમા જતા કેટલાક ઘણાજ અગત્યના પેગામો તેના માણુસોએ ઝુંટવી લઇને તેના હાથમા મૂક્યા ઉંઘમાંથી ઉઠીને તે કાગળો તાપણીને અજવાળે વાંચવા બેઠો તેમા માઠા સમાચાર હતા ટ્રફાલ્ગરની લડાઇથી ડરીને સ્પેન ફરીને ઇંગ્લંડના પક્ષમાં ગયુ હતુ, એટલુજ નહિ પણ ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે આવેલો પિરીનીઝ પર્વત ઓળગીને સ્પેનનુ લશ્કર નેપોલિયનની મુસ્કેલીઓમા વધારો કરવા માટે ફ્રાન્સમાં આવવાની તૈયારી કરતુ હતુ આ પેગામ વાચીને તેણે નિશ્ચય કર્યો કે " સ્પેનની ગાદી ઉપર બુર્બોન રાજાઓને ઠેકાણે મારા વંશનો રાજાજ બેસશે " તેમ કર્યા સિવાય તેની સ્થિતિ સલામત ન હતી તે દિવસથી સ્પેનના રાજાઓનુ ભાવિ નિર્માણ થઇ ગયુ પેગામ વાંચીને તરતજ તાપણી તરફ પગ રાખીને જાણે પોતાના મહેલમાજ સૂતો હોય તેમ તે ઘસઘસાટ ઉંઘી ગયો

ચાર વાગતા ઉઠીને પાછો તે ઘોડા ઉપર સ્વાર થયો ઘાડુ ધુમ્મસ વરસતુ હતુ તેને ઓથે બધુ ફ્રેન્ચ લશ્કર વ્યૂહબદ્ધ થઇને ઉભુ રહ્યું તેમની પાસે થઇને જ્યારે જ્યારે નેપોલિયન પસાર થતો ત્યારે " શહેનશાહ ઘણુ જીવો " એવી દીર્ઘ ગર્જના થતી ઠંડીથી ઠરી ગએલા ધ્રૂજતા સિપાઇઓ છેલી આજ્ઞાની રાહ જોતા ઉભા રહ્યા છ વાગે યુદ્ધ શરૂ થયુ અને સગીન ફ્રેન્ચ ટુકડીઓએ પોતાના ધમારાથી શત્રુસૈન્યના વ્યૂહને એકેએક ઠેકાણેથી ભેદી નાખ્યો

ત્યાર પછી કલમથી જેનુ વર્ણન થઈ શકે નહિ અને કલ્પનામા પણ જેનો ખ્યાલ ન આવી શકે એવુ તુમુલ યુદ્ધ શરૂ થયુ આઠ આઠ કલાકસુધી નેપોલિયનના યોદ્ધાઓ અને પ્રશિયાના માજી રાજા મહાન ફ્રેડરિકની તાલીમ લીધેલા યોદ્ધાઓ દૈત્યોની માફક લઢયા રણક્ષેત્ર મુડદાંથી ઢંકાઇ ગયુ ઘાયલ થએલા અને દોડતા સ્વારોની અડફટમા આવીને છૂંદાતા કચરાતા સિપાઇઓની ચીસો અને લડવૈયાઓની વારહાકનો ભયકર કોલાહલ તોપોના ઘોર ગર્જન નિરતર થયા કરતા તો પણ આખા રણક્ષેત્રમા સભળાતો હતો સમુદ્રની ભરતીનાં મોજાની માફક બેઉ સૈન્ય કોઈ વાર આ બાજુએ તો કોઇ વાર તેથી ઉલટી દિશામા ધકેલવા લાગ્યા બપોર થતા તો પ્રશિયન સેનાધિપતિને પોતાનો સપૂર્ણ વિજય થશે એવી પ્રતીતિ થઇ, પણ થોડાજ વખત પછી તેને પોતાનો મત ફેરવવો પડયો, અને પોતાના પાછા હઠતા લશ્કરને ભયાનક ફ્રેન્ચ સ્વારો ઘાસની માફક કાપી નાખે અને તોપખાનુ, સ્વાર અને પાયદળનો ભારે ગોટાળો ન થઇ જાય તેને માટે તેને તૈયારી કરવી પડી પ્રશિયન સૈન્યનુ બળ ખૂટવા આવ્યુ હતુ, તેમનામાં ભગાણુ પડવાની તૈયારી હતી, પણ નાસતા લશ્કરની પાછળથી વીશ હજાર પ્રશિયનોનું અનામત રાખી મૂકેલુ લશ્કર આગળ આવ્યુ અને પરાજયનો વેગ થભ્યો નેપોલિયન ટેકરીપર ઉભો ઉભો

રણક્ષત્રનો એકેએક ભાગ તપાસતો હતો અને સૈન્યની પ્રચંડ શક્તિનું યુક્તિપૂર્વક નિયમન કરી રહ્યો હતો બાર હજાર બાદશાહી ઘોડેસ્વારોની પલટણ કે જેણે પોતાના અજય્ય ધસારાથી આખા યુરોપમા નામના મેળવી હતી તે આટલો બધો વખત તેની આજ્ઞાની આતુરતાથી રાહ જોતી ઉભી હતી હવે તેનો ઉપયોગ કરવાનો વખત આવ્યો જાણીને નેપોલિયને સેનાપતિ મુરાને આજ્ઞા કરી બાર હજાર તલવારો ઝળકી રહી બાર હજાર દોડતા ઘોડાઓની પડઘીનો અવાજ પ્રચંડ જળધોધની ગર્જનાની માફક ચારે દિશાએ ગાજી રહ્યો તેમના ધસારાથી પૃથ્વી ધમધમી રહી એક પલકારામાજ થવાનુ હતુ તે થઈ ગયુ પ્રશિયન લશ્કર તેમની આગળ સૂકા ઘાસની માફક ઉડી ગયુ નામતા માણસોપર બાર હજાર મદોન્મત્ત સ્વાર હાથમા લોહીથી નીગળતી સમશેરો લઇને પ્રચંડ વેગથી ધસી ગયા બીજી તરફ બિચારા હતભાગ્ય પ્રશિયનો ઉપર ટેકરી ઉપરથી પણ ધગધગતા ગોળાનો વરસાદ વરસતો હતો તેમને માટે નાસી જવાનો એક પણ માર્ગ નેપોલિયનની ભયાનક બુદ્ધિએ રહેવા દીધો ન હતો તેઓ જ્યા ગયા ત્યાં તેમને શત્રુઓએ ગોળીઓથી વધાવી લીધા નાસતુ લશ્કર પાછુ ફર્યું અને અંદર અંદર પણ ભયંકર અથડા અથડી મચી રહી

'જેનાથી બાર માઇલને અંતરે ઓર્સ્ટેટ આગળ એક બળવાન પ્રશિયન ફોજે પડાવ નાખ્યો હતો, તેની પણ આવીજ વલે થઇ તેઓ નાસીને જેનાથી નાસી આવતા સિપાઇઓની સાથે અથડાઇ પડયા રસ્તા ભરાઇ ગયા નાસવાનો માર્ગ રહ્યો નહિ અને ઉપર ગોળા, ગોળીઓ, બોમ વગેરે અસ્ત્રનો વરસાદ વરસવા લાગ્યો રાત પડી, અંધકાર થયો, પણ કતલ તો ચાલુજ રહી પ્રશિયનો ચારે બાજુએ ઘેરાઈ જવાથી મહાવરા બનીને નાસ નાસતા હજારોની કતલ થઇ ગઇ પ્રશિયાનો રાજા પોતે પણ કેદ પકડાઇ જવાના ભયથી કાંટાની વાડો કૂદાવી કૂદાવીને નાઠો અને છેક સવારના પાંચ વાગે બહુ મુશ્કેલીએ સલામત જગ્યાએ જઇ પહોચ્યો

આ ખૂનખાર લડાઇમા વીશ હજાર પ્રશિયનો કપાઇ ગયા અને તેટલા બીજા કેદ પકડાયા નેપોલિયને પોતાના રિવાજ પ્રમાણે નાસતા શત્રુસૈન્યની પૂંઠ પકડવાને ચારે દિશાએ સેનાપતિઓને મોકલી દીધા પછી મોડી રાતસુધી ઘાયલ થએલાઓની પોતાને હાથે માવજત કરી તે પોતાને હાથે તેમને પાણી પાતો અને પ્રેમથી હાથ ફેરવીને મરતા યોદ્ધાઓને દિલાસો આપતો સિપાઇઓ પણ તેનો પ્રેમ જોઇને મરતા મરતા પણ છેલીવારનુ તેનુ મોં જોઈ લેતા અને જીવાય તો તેની સેવામાં જાતને હોમવાની બીજી તક મળે તેટલા માટે જીવવાની ઇચ્છા કરતા

જીત થયા પછી તેનો લાભ લઇ લેવા માટે નેપોલિયન અસામાન્ય ત્વરાથી શત્રુની પૂંઠ લેતો ચૌદ દિવસમા પ્રશિયન લશ્કરનો બાકી રહેલો ભાગ કેદ પકડાયો અને તેમના તમામ કિલ્લા ફ્રેન્ચોના હાથમાં આવી ગયા રાજા નાસીને રશિયાની

હદમાં ઝારની આવ્યાની રાહ જોતો બેઠો પ્રશિયા ઉપર તો ખરેખર વજ્રપાતજ થયો હતો **આવુ મોટુ બળવાન સૈન્ય આટલી ટુંક મુદતમા ધૂળધાણી થઈ ગયાનો બીજો દાખલો જગતના ઈતિહાસમાંથી જડતો નથી.** નેપોલિયને પારિસ છોડ્યુ તેને એકજ મહિનો થયો તેટલામાં તેણે શત્રુનુ બે લાખ માણસોનુ લશ્કર તારાજ કરી નાખ્યુ, તેના અભેદ્ય ગણાતા કિલ્લાઓ જીતી લીધા અને બર્લિન શહેરમાં પ્રાશયાના રાજાની પેઠે નિશ્ચતપણે જઈ બેઠો આ સમાચારથી આખા યૂરોપમા હાહાકાર થઈ રહ્યો, કારણ કે આ બનાવ ખરો નહિ પણ એરેબિયન નાઇટ્સ જેવી અસભવિત નવલકથામાં હોય એવો લાગતો હતો રશિયાનો ઝાર કહેતો કે " એ માણસની સાથે લઢતા આપણે રાક્ષસની સામે લઢતા બચ્ચાઓ જેવા દેખાઇએ છીએ "

પ્રશિયામા વેમર નામનુ ઐતિહાસિક નગર હતુ હિંદુસ્તાનમાં જેમ કાશીવિદ્યાપીઠ છે તેમ પ્રશિયામા વેમર ગણાય છે ગિટ્ટે, શિલર વગેરે જગવિખ્યાત જર્મન કવિઓ ત્યાના વતનીઓ હતા તેનો રાજ્યકર્તા પણ એક પ્રશિયન સેનાપતિ હતો 'જેના'થી નાસતુ પ્રશિયન લશ્કર અને તેમની પાછળ આવતું ફ્રેન્ચ લશ્કર બેઉ આ શહેરમા ભેગા થઇ ગયા રસ્તા લોહીથી લપસણા બની ગયા ગોળા અને બોમના મારથી સારાં સારાં મકાનના ભૂકા ઉડી ગયા શહેરમા કોલાહલ અને કતલ મચી રહી ત્યાના ડયૂકની પત્ની બેબાકળી બનીને નેપોલિયનની યાચના કરવા લાગી તેણે જવાબ આપ્યો કે " બાઇ! લડાઇ શુ છે તે હવે તમે સમજ્યા ?"

શત્રુની સાથે વિનયથી વર્તન કરીને તેને વશ કરી લેવો એજ તેની વેર લેવાની રીત હતી તેણે ડચેસ સાથે ઘણુજ વિવેકભર્યું વર્તન ચલાવ્યુ અને ઘાયલ થએલા પ્રશિયન સિપાઇઓને પણ મલમપટ્ટા કરવાની ખાસ સગવડ કરવાનો હુકમ કર્યો એક કૅથોલિક સાધુએ આ કામમા અથાગ પરિશ્રમ લીધો તે બદલ તેને સારૂ ઇનામ પણ આપ્યુ

અકટોબરની ૨૮ મી તારીખે તે ભારે દબદબાથી બર્લિન શહેરમાં દાખલ થયો, અને ત્યાના રાજાના મહેલમાજ તેણે ઉતારો કર્યો. પ્રશિયાએ પોતેજ લડાઇ ઉભી કરી હતી તેથી જીતનાર તરીકે તે હવે ખરી રીતે આખા રાજ્યનો માલિક થયો હતો, તોપણ તેણે પોતાની લક્ષણુગત સભ્યતા અને ઉદારતા વાપરીને રાણીના ઓરડામા કોઇને પેસવા દીધા ન હતા તે પોતાના તમામ ખાનગી અને રાજદ્વારી કાગળો જેમના તેમ મૂકીને નાસી ગઈ હતી. લડાઈને ઉભી કરનાર ખરૂ જોતાં તેજ હતી તે ઘણીવાર ઘડે ઘોડેસ્વાર થઇને પોતાની ખૂબસુરતીથી અને શૂરાતન ચઢાવે એવા શબ્દોથી સર્વને ઉશ્કેરતી હતી

નેપોલિયન મહાન ફ્રેડરિકની દરગાહની મુલાકાત લેવા પોટ્સડામ ગયો તે અદ્ભુત શૌર્ય, શક્તિ અને દૃઢતાવાળા મહાન વીરનરની કબરને જોતા તેનુ અંતઃકરણ ગભીર ભાવથી ભરપૂર થઇ ગયુ અને થોડીવાર સુધી તે એક અક્ષર પણ બોલી

શક્યો નહિ ફ્રેડરિકની તલવાર ત્યા લટકતી હતી નેપોલિયને તેને નીચે ઉતારી, ધારી ધારીને જોઈ અને પોતાના એક સેનાપતિને કહ્યુ —

"સ્પેનના એલચીએ મને ફ્રાન્સિસની તલવાર ભેટ આપી હતી ઇરાનના એલચીએ મને જગીસ ખાનની તલવાર ભેટ કરી હતી આજે હુ મહાન ફ્રેડરિકની તલવારને મારા વિજયના સ્મરણચિન્હ તરીકે ગ્રહણ કરૂં છુ અને બે કરોડ ફ્રાન્કનો દડ લઈને પણ હુ તે પાછી આપીશ નહિ એ તલવાર તો પારિસના સગ્રહસ્થાનમાં જશે અને જગત્ના આ મહાન સેનાપતિના શસ્ત્રને વૃદ્ધ સિપાઇઓ પૂજ્યભાવથી જોતા શીખશે"

આ રીતે નેપોલિયને માત્ર એકજ મહિનામા પ્રશિયન રાજ્યસત્તા ઉથલાવી નાખી, તેના સૈન્યને તારાજ કરી નાખ્યુ અને આખો પ્રદેશ જીતી લીધો આ સમાચારથી યુરોપની તમામ રાજસભાઓ અને ઉમરાવોમાં ભારે ધારતી પેઠી નેપોલિયન રાજ્યક્રાતિનો પુત્ર, ખેડુત અને ઉમરાવ એઉના સમાન હક્કોનો સિદ્ધાતો ફેલાવનાર અને મોટા મોટા ગર્વિષ્ટ રાજાઓને પદદલિત કરી નાખવાવાળો અદ્‌ભુત માણસ હતો. ફ્રાન્સમા દરેક માણસ સમજતો હતો કે દોલત, સત્તા અને સન્માન મેળવવાના તમામ માર્ગ તેને માટે ખુલ્લા છે તે પોતાની માનસિક અને શારીરિક શક્તિઓવડે રાજ્યમાં ઉચામા ઉંચો હોદ્દો મેળવી શકે છે આ વિચારથી તેના હૃદયમાં સુદર અભિલાષાઓ જન્મતી અને યુદ્ધને પ્રસગે તેના હાથમા અજાયબ જેવુ બળ આવતુ આખા ફ્રાન્સની તે વખતે દઢ માન્યતા હતી અને હજી પણ તે તેવીને તેવીજ કાયમ છે કે નેપોલિયન પ્રજાવર્ગનો મિત્ર અને તેમના હક્કનો રક્ષક હતો સ્વતત્રતા અને સમાનતાના વિચાર બીજા રાજાઓની નામરજી છતા લડાઈના પ્રસગોદ્વારા ધીરે ધીરે પરરાજ્યોમા પણ દાખલ થતા હતા એક પ્રશિયન સેનાપતિ પોતાના એક પત્રમા લખે છે કે "ફ્રેન્ચો અલૌકિક રીતે લઢે છે તેમનામા જે અવર્ણનીય ઉત્સાહ છે તેનો અશ પણ આપણા સિપાઇઓમા નથી, અને હોય પણ ક્યાથી ? જે સિપાઇઓને મારી ધકેલીને લડાઈમા મોકલ્યા હોય અને તેઓ જાન જોખમમાં નાખીને લઢે છતાં તેમને કીર્તિ મેળવવાનો સભવ પણ ન હોય તેવાની પાસેથી બીજી શી આશા રાખી શકાય ' " ખુદ પ્રશિયાના રાજાને પણ સમજાયુ કે તેના લશ્કરમા પણ સમાનતાનુ ધોરણ દાખલ કર્યા વગર તેનાથી ફ્રાન્સની સામે ટકી શકાવાનુ નથી આ રીતે જ્યા જ્યા ફ્રાન્સનુ લશ્કર જતુ ત્યા ત્યાં ઉદાર વિચારોનો પ્રચાર થયા વગર રહેતોજ નહિ

આવા દારુણ યુદ્ધોમા રોકાયા છતા કોઇ કોઇવાર થોડો થોડો અવકાશ મેળવીને નેપોલિયને મેડલેનનુ ભવ્ય દેવાલય બાધવાની યોજના રચી. 'જેના' વગેરે યુદ્ધસ્થળોમા હાજર રહેલા અમલદારો તથા સિપાઇઓના નામ આરસની તકતીઓ ઉપર અને મુએલા યોદ્ધાઓના નામ સોનાની તકતીઓ ઉપર કોતરાવીને તે વડે એ દેવાલયને જીવત સ્વદેશપ્રેમનુ મદિર બનાવવાનુ હતુ



# प्रकरण ३४ मुं-बर्लिनडिक्री अने इलाउनुं युद्ध



જેના'ના સગ્રામમા પ્રશિયન સૈન્યની ધૂળધાણી થઇ ગઇ અને ત્યાંનો રાજા ફ્રેડરિક વિલિયમ પોતાના સૈન્યના અવશેષ સાથે છેક દૂરના પ્રાતમાં ભરાઇ બેઠો તેણે જેમ તેમ કરીને પચીશ હજાર માણસો એકઠા કર્યા હતાં મહાન ફ્રેડરિકે તૈયાર કરેલા શ્રમ, જોખમ અને મોતને પણ ન લેખવે એવા લોખડી સિપાઇઓમાથી હવે આટલાજ બચવા પામ્યા હતા આટલુ છતાં પણ હજી તેનો દુરાગ્રહ જેવો ને તેવોજ હતો પ્રશિયા, રશિયા અને ઇંગ્લડે ફ્રાન્સની સાથે વગર કારણે લડાઇ ઉભી કરી નેપોલિયને તેમને ત્રણને એકઠા થવા દીધા હોત ત્યારે તો શત્રુના અનેકગણા સૈન્ય આગળ તે માર્યોજ જાત, પણ તેણે તો વિજળીની ત્વરાથી પ્રશિયાના લશ્કરને ઘેરી લીધુ અને પોતાને જીતવાની ખાત્રી હતી છતાં તેણે પત્ર લખીને સલાહની માગણી કરી ત્યાર પછી જેનાનુ યુદ્ધ થયુ અને આખો પ્રશિયા નેપોલિયનના હાથમા આવી પડયો, છતાં તેણે બીજીવાર સલાહની માગણી કરી અને આ વખતે તેણે ફ્રેડરિક પાસે પોતાના સરદાર ડૂરોને મોકલ્યો, પરતુ આ વખતે પણ ' રશિયાનુ અસખ્ય સૈન્ય પોતાની કુમકે આવી પહોચ્યુ છે અને તેમની મદદથી ગુમાવેલી સ્થિતિ પાછી મેળવી શકાશે " એમ ધારીને તેણે નેપોલિયનની માગણીનો તોછડો અસ્વીકાર કર્યો રશિયાનો ઝાર ભારે ઉલટમાં આવીને પોતાના નિસીમ રાજ્યના તમામ સાધનો એકત્ર કરવા લાગ્યો હતો અને ઇંગ્લડ પણ ફ્રાન્સનાં બદરોને રજાડવા ઉપરાંત નાણું, દારૂગોળો અને લશ્કર મોકલાવ્યા કરતું હતુ શિયાળાનો અમલ શરૂ થઈ ચૂકયો હતો નેપોલિયન ફ્રાન્સની હદથી એક હજાર માઇલ દૂર આવ્યો હતો. શત્રુસૈન્ય પોલેન્ડની બરફથી ઢકાયલી ટેકરીઓ અને જગલોમાં પડયાં હતાં અને વસતઋતુ બેસતાંજ તીડનાં અસખ્ય ટોળાંઓના માફક ફ્રેન્ચો ઉપર તૂટી પડવાની રાહ જોઈ રહ્યાં હતા

નેપોલિયનના અત્યત આશ્ચર્યકારક વિજયથી ચમકીને અને ક્રોધે ભરાઇને ઇંગ્લડે હવે એક એવુ પગલુ ભર્યું, કે જે પ્રજાઓના સામાન્ય હક ઉપર તરાપ મારવા જેવુ હોવાથી આખી સુધરેલી દુનિયાએ તેના આ કૃત્ય તરફ તિરસ્કાર દર્શાવ્યો. મે

ગાજ્યો વચ્ચે લડાઈ ચાલતી હોય ત્યારે પણ દારૂગોળો તથા યુદ્ધસામગ્રી સિવાય કોઈ પણ પ્રકારનો માલ ભરીને દરેક તટસ્થ રાજ્યના વહાણ એકના રાજ્યના બંદરેથી બીજાના બંદરે જઈ શકે એની તો કોઈથી ના પાડી શકાય એમ છેજ નહિ. ઇગ્લંડ પોતાના કાફલાવડે દરિયા ઉપર એકહથ્થો અધિકાર ભોગવતુ હોવાથી તેણે જાહેર કર્યુ કે ફ્રાન્સ અને તેના મિત્રરાજ્યો સાથે કોઇ પણ પ્રજાથી વેપાર કરી શકાશે નહિ અને શત્રુરાજ્યોના વહાણ, માલમિલ્કત અને બિનલડાયક મુસાફરોને પણ કેદ કરી લેવામાં આવશે

આ બાબતવિષે પરરાજ્ય ખાતાના ફ્રેન્ચ પ્રધાને ઘણોજ બાહોશીભરેલો રિપોર્ટ રજૂ કર્યો તેમાં છેવટે લખ્યુ હતુ કે આત્મરક્ષણ કરવાનો આપણને કુદરતી રીતે હક્ક હોવાથી આપણે પણ એના એજ ઉપાય યોજવા જોઇએ જો ઇગ્લંડ નિ શસ્ત્ર ફ્રેન્ચ શહેરીઓને, અને તેમની માલમિલ્કતને, અને વેપારીઓનાં વહાણોને કેદ પકડી લે છે તો આપણે પણ તેમને તેનોજ બદલો આપવો અને જ્યાથી મળી આવે ત્યાથી અગ્રેજોને કેદ પકડવા તથા તેમની મિલ્કત લઈ લેવી સુધરેલી પ્રજાઓએ એક બીજા વચ્ચેના વ્યવહારમાટે જે નિયમો સ્વીકાર્યા છે તેને ઇગ્લંડ માન આપે ખાનગી મિલ્કત અને બિન લડાયક શહેરીઓ ઉપર જીતનો અધિકાર લાગુ પાડી ન શકાય એમ તે કબૂલ કરે ત્યારેજ આપ નામદારે (નેપોલિયને) આ સખત પણ ગેરવાજબી નહિ એવો વ્યવહાર બધ કરવો એવી હું ભલામણ કરૂ છુ

આ રિપોર્ટમા સૂચવેલા નિયમ મુજબ નેપોલિયને પોતાનુ સુવિખ્યાત જાહેરનામુ પ્રકટ કર્યું અને તે બર્લિન શહેરમાથી પ્રકટ થએલુ હોવાથી "બર્લિન ડિક્રી" કહેવાય છે તે પ્રખ્યાત દસ્તાવેજ નીચે પ્રમાણે છે—

બાદશાહી છાવણી, બર્લિન
૨૬ મી નવેબર ૧૮૦૬

"ફ્રેન્ચ પ્રજાનો શહેનશાહ અને ઇટાલિનો રાજા નેપોલિયન નીચે જણાવેલી બાબતોની નોંધ લે છે—

"૧ તમામ સુધરેલા રાજ્યોએ સ્વીકારેલા કાયદાની ઈગ્લંડ અવગણના કરે છે"

"૨ શત્રુરાજ્યની દરેક વ્યક્તિને તે દુશ્મન ગણે છે અને લડાયક વહાણોના ખલાસીઓનેજ નહિ પણ વેપારીવહાણોના ખારવાઓ તથા વેપારને અંગે મુસાફરી કરતા વેપારીઓને પણ કેદ કરી લે છે"

"૩ જીતનો અધિકાર સાધારણ રીતે જીતાયના શત્રુરાજ્યની સરકારી મિલ્કતને લાગુ પડી શકે છે, પણ ઈગ્લંડ તો ખાનગી ગૃહસ્થોની અને વેપારીઓની મિલ્કતને પણ જીતના અધિકારની રૂએ પોતાને સ્વાધીન કરી લે છે"

"૪ સુધરેલી પ્રજાઓના વ્યવહાર પ્રમાણે શત્રુના માત્ર કિલ્લેબદી બદરો

ઉપર કાફલાનો પહેરો રાખી શકાય પણ ઇંગ્લંડ તો એકેએક સામાન્ય બદર, ડક્કા અને નદીઓના મુખ ઉપર પણ કાફલો ગોઠવી તમામ વ્યવહારને રૂધી નાખે છે ”

“ ૫ જ્યા ઇંગ્લડનુ એક પણ વહાણ હોતુ નથી એવી જગ્યાઓને પણ તે ઘેરાયલી જગ્યાઓની ગણત્રીમા ગણે છે, જો કે ખરી રીતે તો જે જગ્યાએ જતા જોખમ વેઠવુજ પડે એવી રીતે જે જગ્યાને ઘેરી લીધી હોય તેનેજ ઘેરાયલી ગણવી જોઇએ ”

“ ૬ ઇંગ્લડનુ આખુ નૌકાસૈન્ય પણ જેને ઘેરી ન શકે એવી જગ્યાને પણ તે ઘેરાયલી જગ્યામા ગણે છે દાખલાતરીકે ફ્રાન્સનો તમામ સમુદ્રકિનારો ”

“ ૭ બદરો ઘેરવાના હક્કનો ભયકર દુરુપયોગ કરવામા ઇંગ્લડનો એકજ હેતુ રહેલો છે, અને તે જૂદા જૂદા દેશો વચ્ચેના વ્યવહાર અટકાવી દઇને આખા યૂરોપના હુન્નર ઉદ્યોગની પાયમાલી કરીને પોતાના હુન્નરઉદ્યોગ અને વેપારની આબાદી કરવી.”

“ ૮ ઇંગ્લડનો સ્પષ્ટ રીતે એવો હેતુ હોવાથી જે કોઇ તેનો માલ યૂરોપખડમા ખરીદશે અગર વેચશે તે ઇંગ્લડને તેના પ્રપચમાં સહાય આપતો હોવાથી તેનો મળતીઓ કહેવાશે ”

“ ૯ ઇંગ્લડની આવી વર્તણૂક હાલના કરતા અસલના વખતની અસભ્ય પ્રજાઓને વધારે યોગ્ય છે, કેમકે તેથી કરીને બીજા તમામ રાજ્યોને નુકસાન થાય છે અને તેને એકલાને લાભ થાય છે ”

“ ૧૦ જ્યારે શત્રુરાજ્ય ન્યાયના નિયમનુ ઉલ્લઘન કરે અને સામાજિક સસ્કૃતિના પરિણામરૂપ ઉદાર ભાવનાઓને બાજુએ મૂકી દે ત્યારે તેની સામે તેના જેવાજ શસ્ત્રનો ઉપયોગ કરવો અને તે જે રીતે લઢતું હોય તેજ રીતે તેની સામે લઢવુ એજ કુદરતી કાયદો છે

“ આ બધી બાબતોનો વિચાર કરીને અમે એવો ઠરાવ કરીએ છીએ કે સમુદ્રવ્યવહારને માટે જે કાયદાઓ ઇંગ્લડે સ્વીકાર્યા છે તેવાજ કાયદાનો ઉપયોગ તેની પોતાની સામે કરવો ”

“ લડાઇના નિયમ સમુદ્ર ઉપર અને જમીન ઉપર એકજ હોવા જોઇએ, કોઈ પણ પ્રકારની ખાનગી મિલકતને જીતનો અધિકાર લાગુ પાડીને જપ્ત કરી ન લેવાય, બિનલડાયક માણસોને કેદ ન કરી શકાય અને માત્ર કિલ્લેબદી બદરો કે સ્થળો જેમને ઘેરી લેવાને પૂરતુ મજબૂત નૌકાસૈન્ય ગોઠવ્યુ હોય તેમનેજ ઘેરાયલાં બદરો તરીકે ગણી શકાય આ કાયદાઓને જ્યાંસુધી ઇંગ્લડ ન સ્વીકારે ત્યાંસુધી આ આજ્ઞાપત્રિકાનુ ધોરણ આખા ફ્રાન્સના રાજ્યમા રાજ્યનીતિના પાયા તરીકે ગણવુ એવો અમે હુકમ કરીએ છીએ ”

“ આ ઉપરથી અમે એવી આજ્ઞા પ્રકટ કરીએ છીએ કે —

"૧ બ્રિટિશ ટાપુઓને ઘેરી લીધેલા પ્રદેશ તરીકે ગણવા"

"૨ બ્રિટિશ ટાપુઓ સાથે કોઈ પણ જાતનો વેપાર કરવાની તથા કશો પણ વ્યવહાર રાખવાની મના કરવામાં આવે છે, તેથી કરીને ઇગ્લંડના અથવા ત્યાંના કોઇ પણ રહીશના કાગળો અને એંગીઓ તથા અગ્રેજી ભાષામાં લખાયલું કાંઇ પણ લખાણ ટપાલ મારફતે ન પહોંચાડતાં જપ્ત કરી લેવામાં આવશે"

"૩ કોઈ પણ અંગ્રેજ ગમે તે દરજ્જાનો હશે, લડાયક હશે કે બિનલડાયક હશે તોપણ યૂરોપ ખંડના કોઇ પણ ભાગમાં અમારા કે અમારા મિત્રરાજ્યના લશ્કરના જોવામાં આવશે તો તેને લડાઇના કેદી તરીકે કેદ કરવામાં આવશે."

"૪ ઇગ્લંડના કોઇ પણ રહેવાશીની માલની વખારો, તેનો તમામ પ્રકારનો માલ તથા તેની કોઇ પણ જાતની મિલ્કત, તેમજ ઇગ્લંડમાં અને તેના સંસ્થાનોમાં બનેલી કોઇ પણ ચીજને લડાઈના વાજબી શિકાર તરીકે ગણીને કબજે કરવામાં આવશે"

"૫ ઇગ્લંડમાં બનતા માલનો વેપાર કરવાની મનાઇ કરવામાં આવે છે ઇગ્લંડના કોઇ પણ વેપારીના માલને તથા તેનાં અગર તેનાં સંસ્થાનોનાં કારખાનાંની પેદાશને લડાઇનો વાજબી શિકાર ગણવામાં આવશે"

"૬ આ પ્રમાણે લડાઇનો શિકાર ગણીને જપ્ત કરેલા માલમિલ્કતની કિંમતનો અડધો ભાગ, જે વેપારીઓનાં વહાણ અગર માલ ઇગ્લંડે જપ્ત કરી લીધાં હોય તેમને નુકસાનીની બદલ આપવાનો બંદોબસ્ત કરવો"

"૭ આ હુકમ પ્રકટ થયા પછી ઇગ્લંડ અગર તેના સંસ્થાનોમાં પરબાર્યાં આવતાં વહાણને કોઇ પણ બંદરમાં દાખલ થતાં અટકાવવામાં આવશે"

"૮ કોઇ પણ વહાણનો માલિક ખોટી હકીકત આપીને ઉપલા કાનુનના અમલમાંથી છટકી જવાની કોશિષ કરશે તેને કેદ પકડવામાં આવશે અને ઈંગ્લંડની મિલ્કત તરીકે તેના તમામ માલ સહિત જપ્ત કરવામાં આવશે"

"૯ આ હુકમના વહીવટના સંબંધમાં આપણા રાજ્યમાં અગર આપણા લશ્કરે કબજે કરેલા મુલકમાં કાંઇ પણ તકરાર કે મતભેદ ઉભો થાય તો તેનો છેવટનો નિર્ણય પારિસની લડાઇના શિકારની કચેરીદ્વારા કરવામાં આવશે ઈટાલિના રાજ્યમાં તેવા પ્રકારના તકરારી સવાલનો નિર્ણય મિલનની તેવી કચેરીદ્વારા થશે"

"૧૦ પરરાજ્ય વિભાગના પ્રધાનને સૂચના આપવામાં આવે છે કે તેણે સ્પેન, નેપલ્સ, હોલેન્ડ, ઇટુરિયા અને બીજા આપણાં મિત્રરાજ્યો જેમની રૈયતને આપણી માફક જ ઈગ્લંડના સમુદ્રવ્યવહારને લગતા કાયદાના અન્યાયી અને જંગલી ધોરણથી ખમવું પડે છે તેમને બધાને આ આજ્ઞાપત્રિકાની ખબર કરવી"

' ૧૧ આપણી પરરાજ્ય વિભાગના, યુદ્ધ વિભાગના, સમુદ્ર વિભાગના, નાણા વિભાગના અને પોલિસ વિભાગના પ્રધાનોને તથા પોસ્ટ માસ્તર જનરલોને ખબર આપવામાં આવે છે કે તેમણે પોતપોતાનાં ખાતામા આ આજ્ઞાપત્રિકાનો બરાબર અમલ કરવો "

(સહી) "નેપોલિયન"

ઇંગ્લડને તેના કૃત્યના બદલામા તેના જેવોજ સખત પ્રહાર કરવાના કાર્યને કેટલાક લોકો રાજનીતિની કુશળતા કહીને વખાણે છે, તો કેટલાક તેને નહિ સહન થઇ શકે તેવા આપખુદ સત્તાના કૃત્ય તરીકે વખોડી કહાડે છે અલબત્ત શત્રુ એક ગાલપર પ્રહાર કરે તો આપણે તેને બીજો ગાલ ધરવો, એવુ ખ્રિસ્તી ધર્મનુ નીતિસૂત્ર અહિ નથી પળાયુ અહિ તો પ્રહારને સાટે પ્રહાર કરવામા આવ્યો છે યૂરોપખડમાથી અગ્રેજી માલનો બહિષ્કાર કરવાથી નેપોલિયન આખા યૂરોપની પ્રજાને ઈંગ્લડના કારખાનાના માલિકો અને વેપારીઓથી સ્વતત્ર કરવાની આશા રાખતો હતો ઈંગ્લડના સસ્થાનોમાથી આવતી ખાડનો બહિષ્કાર કરવાથીજ ફ્રાન્સમાં બીટરૂટમાંથી બનાવવાનો ઉદ્યોગ ખીલી શક્યો છે "

સ્વદેશી વસ્તુઓના ઉપયોગ માટે નેપોલિયન કેટલી કાળજી રાખતો હતો તે નીચેના પત્ર ઉપરથી જણાઇ આવે છે આ પત્ર બર્લિન ડિક્રી પ્રકટ કર્યાને બે દિવસ થયા પછી તેણે પોતાના એક સેનાપતિને લખ્યો હતો

" તમારા કુટુબની સ્ત્રીઓ સ્વિટ્ઝર્લૅન્ડનીજ ચા વાપરે તેને માટે ખાસ ચાનક રાખજો તે ચીનાઇ ચાના જેવીજ સારી છે આપણા દેશમા જે કૅાફી બને છે તે અરબસ્તાનથી આવતી કૅાફી કરતા જરા પણ ઉતરતી નથી અમુક ફૅશનદાર સ્ત્રી-ઓની માફક રાજનૈતિક બાબતોવિષે ડાહી ડાહી વાતો કરવા કરતાં તેઓ ઉપલી સ્વદેશી ચીજો વાપરે તો વધારે સારૂ તેમના પોષાકનો કોઈ પણ ભાગ ઇગ્લડની બનાવટનો ન હોય તેનાં તેમણે કાળજી રાખવી જોઇએ. મુખ્ય અમલદારોની સ્ત્રીઓ ગૈયતને સારો દાખલો નહિ બેસાડે તો પછી બીજાની પાસેથી મારે શી આશા રાખવી ? યાદ રાખજો કે અત્યારે ફ્રાન્સ અને ઇંગ્લડ વચ્ચે જીવસટોસટની હરિફાઇ ચાલી રહી છે મારી આસપાસના માણસો મને દિલોજાનીથી ટેકો આપે એટલી તો હુ આશા રાખીજ શકુ "

નેપોલિયને જાહેર કરેલી બર્લિન ડિક્રીના જવાબમા ઈંગ્લડે પ્રથમના કરતા પણ વધારે ઉદ્ધતાઇ અને જુલ્મમાટભરેલુ જાહેરનામુ પ્રકટ કર્યું એ હુકમની રૂવે ફ્રાન્સ અને તેના મિત્રરાજ્યોના તમામ વેપાર, ઉદ્યોગ અને સમુદ્રપર્યટનને પૂરેપૂરો ધક્કો પહોચ્યો નેપોલિયને તેના જવાબમા બીજુ મિલન ડિક્રી નામનુ જાહેરનામુ પ્રકટ કર્યું આ બે કામને માટે તેના પર સખતમા સખત આક્ષેપ મૂકવામા આવે છે કે

તેણે એક નમ્ર અને કોઈને પણ ઇજા ન કરે એવા (!) રાજ્ય (ઈંગ્લંડ)ની સામે વગર કારણે ઘણુજ જુલમી વર્તન ચલાવ્યુ હતુ પાર્લામેન્ટમા પણ એ સબંધે પુષ્કળ ચર્ચા થઇ પણ બેઉ પક્ષના વક્તાઓ ભૂલીજ ગયા કે ફ્રાન્સના બંદર, વેપાર, અને સમુદ્રપર્યટન ઉપર નહિ મહન થાય એવુ દબાણ કરીને અને તેના બિનલડાયક વહાણુ તથા પ્રવાસીઓને કેદ કરીને ઈંગ્લંડેજ અન્યાયી અને સુધરેલી પ્રજાને ન ઘટે એવુ વર્તન કરવામા પહેલ કરી હતી

નેપોલિયનને હવે એવી ખબર મળી કે તેના સૈન્યનો ઉત્સાહ કમી થતો જાય છે અને તેઓ આરામના સાધનોથી ભરેલી છાવણીઓ છોડીને પોલેન્ડના બરફમય પ્રદેશમા જવા નારાજ છે આ સાભળતાંની સાથેજ તે ઓરડામા ફરતો ગયો અને નપુસકને પાણી ચઢાવે એવુ જબરૂત જાહેરનામુ પોતાના મત્રીને લખાવતો ગયો

"સિપાઇઓ ! આજથી એક વર્ષ ઉપર તમે આસ્ટર્લિટ્ઝના રણક્ષેત્રમા ઉભા હતા તમને જોતાંજ રશિયનસેના ભયભીત થઇને પલાયન કરી ગઇ અને ઘેરાઈ ગઇ તેટલી તમારે તાબે થઈ બીજેજ દિવસે તેઓ સલાહની યાચના કરતા આવ્યા, પણ તેમણ આપણને દગો આપણી ઉદારતાને લીધે તેઓ આપણા સપાટામાથી ત્રીજી વાર બચી ગયા કે તરતજ તેમણે ચોથીવાર લઢવામાટે એકસપી કરી પણ તેમના જે મિત્ર (પ્રશિયા) ઉપર તેઓ ગાજતા હતા તે તો હવે હતો ન હતો થઇ ગયો છે તેની રાજધાની, તેના કિલ્લા, તોપો, દારૂગોળો બધુએ હવે આપણા હાથમા આવી ગયુ છે મોટી મોટી નદીઓ, પોલેન્ડના બરફથી ભરેલા ઉજ્જડ મેદાન શિયાળાના બરફના તોફાન કશાથી તમારો વેગ ખાળ્યો ખળાયો નથી તમે દરેકે દરેક વિઘ્નને જીતી શક્યા છો તમારી સામે કોઇ પણ શત્રુ ટકી શક્યો નથી "

"પોલેન્ડની પ્રાચીન ઐતિહાસિક રાજધાનીને રશિયનો તમારી સામે બચાવી શક્યા નથી આજે તમારા દેશનો વાવટો વિસ્ટયુલા નદીના કિનારા ઉપર ઉડવા લાગ્યો છે પણ જ્યાસુધી પૂરેપૂરી સલાહ ન થાય, આપણા મિત્રરાજ્યોના હક્ક નિર્ણય ન થાય અને આપણને વ્યાપારની સ્વતત્રતા તથા આપણા સસ્થાનો પાછા ન મળે ત્યાંસુધી આપણે કદિ પણ તલવાર મ્યાન કરનાર નથી પ્રજાઓનુ ભાવિ ઘડવાની સત્તા રશિયાને કોણે આપી ? આપણી વાજબી અભિલાષાઓને કચરી નાખવાનો તેમને શો હક્ક છે ? જોઇ લઇશુ આપણે છીએ અને તેઓ છે યાદ રાખજો કે તમે આસ્ટર્લિટ્ઝનો જગ જીતનાર વીરો છો "

તેનો ખાનગી મત્રી બુરિયેન લખે છે કે " આ જાહેરનામુ લખાવતી વખતે તે ખરેખર ભાવાવેશમય બની ગયો હતો અને એટલી ઝડપથી લખાવતો હતો કે લખવામા ઘણીજ ઉતાવળ કરવી પડતી "

આ જાહેરનામાની લસ્કરના ઉપર વિજળીના જેવી અસર થઇ તેના શખનાદનો

ધ્વનિ એકેએક સિપાઇના હૃદયને ઉશ્કેરવા લાગ્યો સિપાઇઓ ભારે ઉલટમા આવી ગયા તેમનો બબડાટ ફફડાટ બધ થઇ ગયો અને દડમજલ કરવા તેઓ આગળ વધ્યા નેપોલિયનની સાથે કુચ કરતા સિપાઇઓ તો થાક, ભૂખ બધુએ વિસરી ગયા અને રણઘેલા બનીને શત્રુને ભેટવા ટમટમી રહ્યા તેના ઉપર સિપાઇઓનો એવો બેહદ પ્યાર હતો, તેના નેતાપણામાં તેમનો એવો અડગ વિશ્વાસ હતો કે તેઓ ભૂખ્યા ભૂખ્યા ઉઘાડે પગે, થાકને ન ગણકારતા ગાડાની માફક મજલ પર મજલ કરતાજ ગયા શિયાળાના ઠડા પવનના સુસવાટ તેમની આસપાસ વાતા હતા ભારે તોપોના પૈડાં બરફ અને કાદવમા ગરકી જતા હતાં, છતાં તેઓ તેમના અપરાજિત સેનાપતિના જોડે હરખભેર આગળ વધતા હતા તેઓ તે સમયે ભૂતકાળની મુશ્કેલીઓનુ ગર્વથી સ્મરણ કરતા હતા અને ભવિષ્યમા પરાક્રમો કરી બતાવવાની તક ક્યારે મળે તેની ઉત્સુકતાથી કલ્પના કરતા હતા

રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયા મળીને આખુ પોલેન્ડ ખાઇ ગયા હતાં એ કૃત્યની નીચતા એવી અધમ હતી કે જગત્ એકે અવાજે તેને વર્તમાન યૂરોપનુ કાળામાં કાળુ કલક ગણે છે નેપોલિયન આવ્યાની ખબર થતાજ જુલમથી ત્રાહિ ત્રાહિ પોકારતા પોલેન્ડવાસીઓએ તેને પોતાના મિત્ર તરીકે વધાવી લીધો અને તેને અરજ કરી કે જો તમે અમને અમારા જુલમગાર માલિકોના પજામાથી છોડાવો તો અમારી દોલત અને અમારી જિદગી પણ અમે તમને અર્પણ કરીએ નેપોલિયનનો જ્યા જ્યાં મુકામ ગયો ત્યાના લોકોએ હર્ષનાદથી આકાશ ગજવી મૂક્યુ અને તેઓ કહેવા લાગ્યા કે અમને શસ્ત્ર આપો તો અમે પણ તમારા આશ્રય નીચે રહીને અમારી સ્વતત્રતામાટે લઢીએ નેપોલિયન ઘણો મુઝવાઇ ગયો તે જ્યારે વૉર્સો શહેરમા ગયો ત્યારે ત્યાના આગેવાન શહેરીઓનુ એક પ્રતિનિધિમડળ તેની રૂબરૂમાં ગયુ અને અરજ ગુજારી કે અમને સ્વતત્ર પ્રજા તરીકે સ્વીકારો અને તમારા કુટુબમાથી ગમે તેને અમારા રાજા તરીકે નિયુક્ત કરો નેપોલિયને તેમને ઘણોજ સુદર જવાબ આપ્યો —

"પોલેન્ડને તેના ત્રણ પાડોશી રાજાઓએ છિન્નભિન્ન કરી નાખ્યુ તે ફ્રાન્સે કદિ મજૂર રાખ્યુજ નથી, તોપણ જ્યાસુધી તમે તમારી સ્વતત્રતાને ખાતર હાથમાં હથિયાર લઇને તથા તમામ પ્રકારના ભોગ આપીને પ્રાણાન્ત સુધી લઢવામાટે તૈયાર ન થાઓ, ત્યાંસુધી હુ તમને સ્વતત્ર પ્રજા તરીકે જાહેર કરી શકું ન હુ. તમારા અદર અદરના કજીઆ આડે તમે તમારા દેશનુ ખરૂ હિત ભૂલી ગયા હતા એવો તમારા ઉપર દોષ મૂકવામાં આવે છે તમારા ઉપર ગુજરેલી વિપત્તિના કારણોનો વિચાર કરીને તેમાંથી સારો ધડો લો અને વધારે શાણા થાઓ. દેશમાં સંપ વધારો અને જગતને

જણાવો કે પોલેન્ડના તમામ પ્રજાની રગેરગમા એકજ ભાવના ઉછળી રહી છે અને તે છિન્નભિન્ન વ્યક્તિઓરૂપે હવે નથી, પણ એક સુદૃઢ પ્રજા બની ગઇ છે ”

તેમના ગયા પછી નેપોલિયને કહ્યુ, “ એ લોકો મને ગમે છે. તેમનો ઉત્સાહ જોઇને હુ રાજી થાઉ છુ, અને તેમને સ્વતત્રતા અપાવવા પણ રાજી છુ, પણ પોલેન્ડને રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયા એ ત્રણે મળીને તફડાવી લીધો છે તેથી કરીને પોલેન્ડનો પક્ષ લેતા એવો તો દાવાનળ સળગે કે પછી તે કયારે અટકે તે કહી શકાય નહિ, અને તેમ કરવા જતા ફ્રાન્સનુ હિત જોખમમા આવી પડે ”

આ વાત સાચી હતી તેની સ્થિતિ ઘણીજ જોખમભરેલી હતી ફ્રાન્સથી તે એક હજાર કરતા વધારે માઇલ દૂર નીકળી ગયો હતો ઉત્તર તરફથી રશિયાનુ અસખ્ય માણસોનુ સૈન્ય તેના ઉપર ઝઝુમી રહ્યુ હતુ પ્રશિયા પણ પોતાને લાગેલુ કલક ધોવાનો લાગ મળે તેનીજ રાહ જોઇ રહ્યુ હતુ આસ્ટ્રિયાએ પણ એશી હજાર માણસો તૈયાર કર્યા હતા અને નેપોલિયનનો એકાદ વાર પરાજય થાય તો તે પણ તેના ઉપર તૂટી પડે એ ચોકકસજ હતુ આથી કરીને પોલેન્ડને મુક્ત કરવા જતા તેના ત્રણે શત્રુઓ એવા ક્રોધે ભરાય કે પછી સલાહ થવાનો સભવ ઘણો ઓછો થઇ જાય અને સલાહમાટે તો તે લડતોજ હતો, તેથી તેણે પોલેન્ડના પ્રતિનિધિમડળને કહ્યુ કે “ મારા કુટુબીઓમાટે ગજયાસન માગવા હુ નથી આવ્યો તેમને મારે રાજ્ય આપવા હશે તો મારી પાસે ઘણા છે ”

શિયાળાની સખત ઠડી અને બરફના તોફાન છતા નેપોલિયનનુ સૈન્ય શત્રુઓને સૂકા ઘાસની માફક ઉડાવતુ આગળ વધ્યુ કોઈ કોઈવાર પોણો પોણોસો માઇલના વિસ્તારમા ગોઠવાયલા શત્રુના તોપખાનાની સામે થઇને, તેમના ગોળાઓના વરસાદમા થઇને ફૌજો પસાર થતા છતાથી તેમનો વેગ અટકતો નહિ જાન્યુઆરીની શરૂઆતમાં તેઓ વિસ્ટયુલાને કિનારે આવી પહોચ્યા અને નદીને કિનારે લગભગ સો માઇલ જેટલી લાબી છાવણીના આકારમા પડાવ નાખ્યો સિપાઇઓએ જગલો કાપીને ઝુપડા બનાવ્યા છાવણીની રચના કોઇ સુઘટિત શહેરના જેવી થઇ રહી ત્યા તમામ પ્રજા ના આરોગ્યના અને સુખના સાધનોના અને માદાઓમાટે મગવડવાળા દવાખાનાની વ્યવસ્થા કરવામા આવી હતી સિપાઇઓનો નવરાશનો વખત કવાયત અને લશ્કરી રમતગમતોમા સુખપૂર્વક પસાર થતો હતો નેપોલિયને દીર્ઘદૃષ્ટિ વાપરીને સિપાઇઓને માટે દરેક પ્રકારની જરૂરની વસ્તુઓ આગળથી તયાર રખાવી હતી પોતાના સુખની તેને પરવા ન હતી હજી પણ તે દરરોજ છાવણીને નાકે નાકે વરસાદથી ભીજાઇને અને કાદવથી ખરડાઇને ફેરા મારતો હતો અને સિપાઇઓ તેના આ પરિશ્રમ તરફ આભારની લાગણીથી જોતા હતા “ મારા સિપાઇઓ મારા પુત્રો

છે," એમ તે કહેતો. તેમના સુખ અને સલામતીને માટે બરફના તોફાન, ઉજાગરો, શ્રમ કશાની પરવા કર્યા વગર તે રાતદિવસ મહેનત કરતો અને તેથીજ તેણે જેટલો માણસોનો પ્રેમ સંપાદન કર્યો હતો તેટલો બીજા કોઈ માણસે કદિ પણ કર્યો નથી

વૉરસોના લશ્કરી દવાખાનામા છ હજાર દરદીઓની સગવડ કરી હતી અને તેવાં દવાખાના છાવણીમા થોડે થોડે અંતરે ગોઠવી દીધાં હતાં માંદા અને ઘાયલ સિપાઈઓની અત્યંત પ્રેમ અને કાળજીથી માવજત થતી હતી દરેક દવાખાના ઉપર એક અધ્યક્ષ રાખ્યો હતો અને દરદીને માટે જે કાંઈ જોઈએ તે ખરીદવા માટે તેને રોકડ રકમ આપવામાં આવી હતી માંદાઓને ધર્મનું આશ્વાસન મળે તે માટે દરેક દવાખાનામાં એક એક ધર્મગુરુની પણ નિમણૂક કરી હતી શહેનશાહ તરફથી તેને ખાસ આજ્ઞા થઈ હતી કે માંદાની માવજતમાં જરા પણ બેદરકારી જોવામા આવે તો મને જાહેર કરવું નેપોલિયન પોતાના "પુત્ર સમાન" સિપાઈઓ માટે આવી હદ બહારની કાળજી પૂર્વક મહેનત લેતો હતો સિપાઈઓની તમામ મુશીબતોમા તે ભાગીદાર થતો તેનો પોતાનો મુકામ તેમનાથી વધારે સારા સ્થળમા ન હતો. એકજ ઓરડામા તે જમતો, સૂતો અને કચેરી પણ રાખતો

જાન્યુઆરી માસ તેની ઉગ્ર ટાઢ અને બરફના તોફાનસહિત પસાર થવા લાગ્યો એકથી બે લાખ માણસોનું ફ્રેન્ચ લશ્કર ભર શિયાળામા વિસ્ટ્યૂલાને કિનારે પડ્યું હતું અને આખો યૂરોપ આ ભવ્ય દેખાવ તરફ અજાયબીથી જોઈ રહ્યો હતો રશિયાના ઝારે ફ્રેન્ચો ઉપર છાપો મારવાનો યત્ન કર્યો તેણે પોતાના સૈન્યને ચુપચુપ ખસેડ્યું, પણ ચાલાક નેપોલિયન તૈયારજ હતો અને છાપો મારવા આવનાર ઉપર તેણેજ છાપો માર્યો !

એક પછી અનેક યુદ્ધો થયાં રશિયનો અડગ દઢતાથી અને ફ્રેન્ચો ઉછળતા ઉત્સાહના વેગથી લઢ્યા જંગલે જંગલે, ખીણે ખીણે, બરફથી ભરેલી નદીઓને કિનારે રશિયનોએ તોપો ગોઠવી હતી અને ફ્રેન્ચો ઉપર અનેકવિધ અસ્ત્રનો વરસાદ વરસાવતા હતા, પણ તેમના સેનાપતિના બળપ્રેરક ઉદાહરણથી શૂરના આવેશમાં આવેલા ફ્રેન્ચો મોતને ન લેખવતા આગળ ધસતાજ ગયા લોહીથી બરફના ઢગલા રંગાઈ ગયા બરફના પ્રવાહની સાથે અસંખ્ય મુડદાં ઘસડાવા લાગ્યા સિપાઈઓ દિવસે લડતા અને રાત્રે બરફની પથારીપર આકાશના ખુલ્લા છત્ર નીચે સૂતા

આવી રીતે લઢતા લઢતા નેપોલિયને રશિયન લશ્કરને વિસ્ટ્યૂલાને કિનારેથી બસો ચાલીશ માઈલ દૂર હાંકી કહાડ્યું આખરે પાછા હઠતા રશિયનો ઇલાઉના મેદાન આગળ થોભ્યા ટાઢ તો સખત પડતી હતી, અને રાત અંધારી હતી થાકીને લોથપોથ થએલા રશિયનો બીજે દિવસે થવાના યુદ્ધને માટે પોતાને અનુકૂળ જગ્યાએ

ગોઠવાઇ ગયા એ ત્રણ માઇલસુધી થોડીક ઉંચાઈની ટેકરી હતી તેના ઉપર તેમણે પોતાની પાચસો તોપો ગોઠવી અને લશ્કરે પણ બેવડી હારમાં ગોઠવાઇને રાતને માટે બરફના પાથરણાપર પડાવ નાખ્યો નેપોલિયનનુ લશ્કર પણ અંધારી રાતે જેમ તેમ રસ્તો શોધતુ ત્યાં આવી પહોચ્યુ તેણે પોતાની બસે તોપો શત્રુસૈન્યને ભેદે એવી રીતે રાતોરાત ગોઠવી દીધી ટેકરી ઉપર ૮૦૦૦૦ રશિયનો સૂતા હતા અને નીચેના મેદાનમા ૬૦૦૦૦ ફ્રેન્ચો પડયા હતા આ પ્રમાણે બેઉ સૈન્ય બહુજ નજીક આવી ગયા હતા બેઉ પક્ષના પહેરેગીરો એક બીજાને બદુક અડકાડી શકે એટલા નજીક હતા

અધારી રાત, બરફની વૃષ્ટિ, પવનના સુસવાટ, આકાશમા ધસડાતા વાદળાના ગાભલાં, અધારી રાતે વ્યૂહમા ગોઠવાઇ જતા ઘોડેસ્વારોને અને પાયદળનો તાપણીઓના પ્રકાશવડે દેખાતો ભૂતાવળી જેવો દેખાવ, અને મેકડો નદીઓના ધ્વનિ જેવો હજારો સિપાઇઓનો ગભીર, અસ્પષ્ટ ધ્વનિ—એ સર્વવડે રણક્ષેત્રનો દેખાવ બીહામણો બન્યો હતો આવતી કાલે એક બીજાની છાતીમા બરછી ઘોચનારા બેઉ પક્ષના સિપાઇઓ અત્યારે થાકેલા અને ભૂખ્યા હોવાથી તેમની કુદરતી દયાળુ વૃત્તિ થોડીવાર માટે જાગ્રત થઇ અને તેઓ એક બીજા સાથે વિવેકથી અને માયાથી વાત કરતા કરતા સૂઇ ગયા નેપોલિયને ખુરસી ઉપર એક કલાક આરામ લીધો અને પછી ઘોડે બેસીને ટાઢીથી થરથર ધ્રૂજતા સિપાઇઓને લડાઇને માટે વ્યૂહબદ્ધ કરવા મડી ગયો

સવાર થયા પહેલાં તો તોપોનો મારો શરૂ થઈ ગયો સાતસો તોપોની એક સામટી ગર્જનાથી પૃથ્વી ધ્રૂજવા લાગી, અને કાનને બહેરા કરી નાખે એવા મેઘ ગર્જના કરતા પણ વધારે ભયકર અને તીવ્ર નિનાદથી આકાશ ફાટી જવા લાગ્યુ બેઉ પક્ષના યોદ્ધાઓ ગોળા અને ગોળીઓની ઝડી સામે મરદાઇથી સામી છાતીએ ઉભા રહેતા ટુકડીઓ અને આખીને આખી પલટણો પણ અદૃશ્ય થવા લાગી આકાશ ધૂમ્રમય બની ગયુ અધકારમા શત્રુ અને મિત્ર ન ઓળખાવાથી સ્વારો ફાવે તેમ ધસારો કરતા હતા અને તોપચીઓ તથા સિપાઇઓ ગમે તેમ તોપો અને બદુકો તાકતા હતા સવાર થઇ, બપોર થયા, અને સાઝ પડી તોપણ દારુણ સગ્રામ પૂર જોસમાં મચી રહ્યો નેપોલિયન આખો દિવસ ઘોડા ઉપરને ઘોડા ઉપરજ ફરતો રહ્યો અને જ્યા જ્યા ધારતી જેવુ લાગે ત્યા ત્યા હાજર થઇ જતો

લડાઇ દરમ્યાન નેપોલિયનને સમાચાર મળ્યા કે એક દેવળનુ મકાન જેનો કબજો ઘણો જરૂરનો હતો તે શત્રુના હાથમાં ગયુ છે તેણે તરતજ ઘોડાને એડી મારી અને પોતાનાથી અનેકગણા રશિયનોના ધસારાથી પાછી હઠતી ફ્રેન્ચ ટુકડી આગળ દોડી ગયો તેની હાજરીથી અને તેના ઉત્તેજક શબ્દોથી પાછા હઠતા સિપા-

ઇઓમા નવો જુસ્સો આવી ગયો તેઓ તરતજ મજબૂત હારમાં ગોઠવાઇ ગયા, અને "શહેનશાહ ઘણું જીવો" ની ગર્જના યુદ્ધનો કોલાહલ છતા પણ ચોતરફ સભળાવા લાગી ફ્રેન્ચો મરણીઆ થઇને ધગધગતા ગોળા અને ગોળીઓની ખરેખરી ઝડીમા થઇને ધસી ગયા આ પ્રસગે એક વૃદ્ધ સિપાઈ નેપોલિયનના જોવામા આવ્યો તેનુ મો દારૂની ઝીણુ ઉડવાથી કાળુ મેસ થઇ ગયુ હતું, કપડા લોહીથી ખરડાઇ ગએલા હતાં, તેનો ડાબો હાથ ગોળાથી ઉડી ગયો હતો અને તેમાથી લોહી ટપક્યા કરતુ હતુ, છતા તે બહાદૂર નર હારમધ ગોઠવાઇ જતા સિપાઇઓમા સામેલ થવા દોડી જતો હતો નેપોલિયને કહ્યુ, "ઉભો રહે! ઉભો રહે! દવાખાનામા જઇને પ્રથમ પાટો બધાવ" સિપાઇએ જવાબ આપ્યો કે "હમણા નહિ, દેવળનુ મકાન જીતાયા પછી થઈ રહેશે" એમ કહીને તે ધૂમાડાના વાદળામા અદૃશ્ય થઇ ગયો એક નજરે જોનાર કહે છે કે પોતાના તરફ સિપાઇઓની આવી હૃદય-દ્રાવક ભક્તિ જોઇને નેપોલિયનની આખમાથી આસુ નીકળી પડયાં

લડાઈ શરૂ થયાને અઢાર કલાક થઇ ગયા ધોળુ બરફ રક્તથી રગાઇ ગયુ અને મેદાન મુડદાથી અને ઘાયલ થએલાઓથી ભરાઇ ગયુ છિન્ન ભિન્ન થએલા અવય-વોવાળા, પ્રહારની તીવ્રવેદના અનુભવતા હજારો સિપાઇઓ જમીનપર તરફડતા હતા અને ગાડાની માફક દોડતા સ્વારોના ધસારા નીચે છૂદાઇને અટવાઇ જતા હતા લડાઇના ભારે કોલાહલ વચ્ચે પણ તેમની કારમી ચીસો સભળાતી હતી પાસેના ગામડાં ભડભડ બળવા લાગ્યા હતા આગના અજવાળાથી નિર્દય યુદ્ધની ભયાનક-તામા વધારો થતો હતો આગથી સળગતા અને ગોળાઓથી ભાગી જતા ઘરામાંથી નાસીને સ્ત્રીઓ અને બાળકો ખેતરોમા ગયાં તો ત્યા પણ તેઓ માર્યા જતા હતા છતાં હજી યુદ્ધ તો ચાલુજ હતુ

અધારૂ થવા આવ્યુ હતુ અને નેપોલિયન ફરીથી જીતાયલા દેવળમા શાતિ અને દઢતાથી ઉભો ઉભો યુદ્ધ જોતો હતો મુખ્ય સેનાપતિઓના મુખ ઉદાસીન અને ચિંતાતુર બન્યા હતા તેઓ તેને સલામત જગ્યાએ જતા રહેવા માટે અત્યત વ્યગ્રતાથી આજીજી કરતા હતા તેની આસપાસ ગોળા વરસતા હતા અને બોમ્બ ધડાધડ ફાટતા હતા પણ કોઈનુ ન સાભળતા તે જોખમની વચમા ઉભો રહ્યો તેણે પોતાનો જુસ્સો અને દઢતાની છાપ સિપાઇઓના મન ઉપર સચોટ રીતે પાડીને શત્રુના મારથી છિન્નભિન્ન થતા સૈન્યને ફરી ફરીને આગળ મોકલ્યાજ કર્યું ત્રીશ હજાર રશિયનો, દશ હજાર ફ્રેન્ચો અને દશ હજાર અશ્વોના મુડદા રણક્ષેત્રમા રઝળતા થઈ ગયા હતા અને તેમની ચીચીઆરીથી દિશાઓ ભરાઇ ગઇ હતી

એમ કરતા કરતા દશ વાગવા આવ્યા અડધો અડધ રશિયન સૈન્ય કપાઈ ગયુ હતુ એટલામાં ઘણે દૂરથી ઝપાટાબધ કુચ કરતુ નવુ ફ્રેન્ચ લશ્કર આવી

પહોચ્યુ, અને યુદ્ધનો રંગ સ્પષ્ટ રીતે બદલાઇ ગયો રશિયનોથી હવે ટકાયુ નહિ પણ મહાન નેપોલિયનના સૈન્ય સામે પોતે આખો દિવસ ટકી રહ્યા તેથી કૂલાઇને જીતના પાકાર કરતા તેઓ દૂર ચાલ્યા ગયા ફ્રેન્ચોએ તેમના લોહીના ઉગ્ર બલિદા નથી જીત તો મેળવી, પરતુ તેઓ પણ થાકીને લોથ થએલા હોવાથી શિયાળાની રાતમા લોહીથી ખરડાયલા બરફ ઉપર જે કાઇ આરામ મળી શકે તે લેવાની તેમને પણ જરૂર પડી નેપોલિયનનુ હૃદય શોકથી વિહ્વલ થઇ ગયુ હતુ આજના જેવો ત્રાસદાયક દેખાવ તેણે કદી પણ નજરે જોયો ન હતો લડાઈ પૂરી થયા પછી તે હમેશાં ઘાયલ થએલાની સારવાર કરવાના કામમાં જોડાઇ જતો અને પોતાને હાથે તેમને દવા વગેરે પાતો તેનો સારો દાખલો જોઇને સેવકવર્ગ પણ સિપાઇઓની ભાવપૂર્વક માવજત કરતા ઘાયલ થએલા રશિયનોપ્રત્યે પણ તેણે તેટલીજ દયા બતાવી અને તેમની પણ સારવાર કરવામા આવી

લોહીથી ખરડાયલા અને મુડદાંના ઢગલાથી ભરેલા રણક્ષેત્રમા અને તેને અનેકવિધ ચિતાઓ હતી છતા પણ તેને પોતાની પતિપરાયણ પત્ની યાદ આવી તેણે ઉતાવળથી ટુકો પત્ર લખી કહાડયો અને દોડતે ઘોડે પારિસ જઈને જોસેફાઇનને તે પત્ર પહોચાડવા એક સ્વારને રવાના કર્યો

બીજે દિવસે સવારે રણક્ષેત્રનો બીભત્સ દેખાવ તેના ખરા સ્વરૂપમાં સર્વની નજરે પડયો ચાળીશ હજાર યોદ્ધાઓના છિન્નભિન્ન થએલા શબ, ભાગેલી તોપો, તલવારો ગોળાઓ, ઘોડાના અવયવોના ટુકડા, છૂટા પડી ગએલા હાથ, પગ અને માથાના ઢગલા જોઇને નેપોલિયનનુ હૃદય ભરાઈ આવ્યુ તેણે કહ્યુ કે " આ દેખાવ જોઇને રાજાઓને સુલેહ તરફ પ્રીતિ અને યુદ્ધને માટે તિરસ્કાર અને ભય ઉત્પન્ન થવા જોઇએ "





# प्रकरण ३५ मुं—राशियामां ठेठ फ्रिडलेन्ड सुधी




'પોલિયન હવે આશા રાખતો હતો કે આટલુ લોહી રેડયા પછી રશિયાના અને પ્રશિયાના નૃપતિઓને વધારે નરહત્યા કરાવવાની અપેક્ષા નહિ રહે અને તેઓ સલાહની માગણી કરતા આવશે તમામ ઇતિહાસકારો સ્વીકારે છે કે આ વિગ્રહની શરૂઆત નેપોલિયને કરી ન હતી અત્યારસુધી પણ તે માત્ર આત્મરક્ષણ કરવાજ લઢતો હતો 'જેના'નો સગ્રામ થયો ત્યાર અગાઉ પણ પ્રશિયાના રાજાને તેણે સલાહનુ કહેણ મોકલ્યુ હતુ, અને તેના તરફ પ્રશિયાના રાજાએ લક્ષજ ન આપ્યુ તેથીજ જેનાનો દારુણ સગ્રામ થયો ત્યારપછી પણ તેણે તરતજ લડાઈના મેદાનમા અને લોહીની નીકો તથા મૂડદાના ઢગલાની વચ્ચે ઉભા રહીને બીજો પત્ર લખ્યો અને નાહક કપાઈ મરતા માનવબધુઓ તરફ દયા લાવવાની ફરીથી અરજ કરી, પરતુ આ અરજને પણ ધૂતકારી કહાડીને છુપી રીતે પોતાનુ સૈન્ય સજ્જ કરીને તેમણે નેપોલિયનની છાવણી ઉપર હુમલો કર્યો નેપોલિયને તેમને ૨૪૦ માઇલસુધી પાછા હઠાવીને આઇલોના મેદાનમા સખત હાર ખવડાવી હવે તેમના તરફથી સુલેહનુ કહેણ આવે એવી આશા રાખીને તેણે પાચ દિવસસુધી રાહ જોઇ પછી પોતાની અભિમાનની વૃત્તિને તેણે ઉદારતાથી દબાવી અને સ્વમાનને કોરે મૂકીને તેણે ફરીથી એક પત્ર લખ્યો, પણ તેના શત્રુઓએ તેની ઉદારતાનો અવળોજ અર્થ કર્યો કે હવે તેનામા લઢવાની શક્તિ હશે નહિ માટેજ સલાહ માગતો આવે છે આથી રશિયાએ પોતાના ઉત્તર પ્રદેશોમા અસખ્ય અસભ્ય માણસોને એકઠા કરીને વળી પાછી યુદ્ધની જોસભેર તૈયારી કરવા માડી સ્વીડનના રાજાએ તો એટલેસુધી લખ્યુ કે ફ્રાન્સના બુર્બોન રાજાઓના ખરા હક્કની લડાઇમા આપણે ખુલી રીતે તેમના પક્ષમા જોડાવુ જોઇએ કારણ કે તેમાજ પદ્ધતિસર રચાયલા તમામ રાજ્યોનુ હિત સમાયલુ છે

યૂરોપના રાજાઓની એવી ઉદ્ધતાઇભરેલી માન્યતા હતી કે ફ્રાન્સને પોતાનો રાજા અને રાજ્યતત્ર પસદ કરી લેવાનો હક્કજ નથી, અને તેને લીધેજ યૂરોપમા

સલાહ થાય એ અસંભવિત હતુ આખા યૂરોપમા સૌથી બળવાન અને ગર્વિષ્ઠ ફ્રેન્ચ પ્રજા શુ બીજાની અપમાનભરેલી આજ્ઞાને તાબે થઇને તેઓ કહે તે રાજાની ધુંસરી નીચે ગરદન નમાવે ? નેપોલિયને એકવાર ખરેખરૂ સત્ય કહ્યુ હતુ કે "જો કદાચ બુર્બોન રાજાઓ ફ્રાન્સની ગાદીએ ફરીથી આવે તો એક લાખ ફ્રેન્ચોના મુડદા ઉપર થઇને તેમને આવવુ પડશે" આખરે યૂરોપના આપખુદ રાજાઓના એકત્ર થએલા સૈન્યોની પાછળપાછળ તેઓ પારિસમા પાછા આવ્યા તો ખરા, પણ તે ક્યારે ? આખા યૂરોપ લોહીથી ખરડાયો અને દશ લાખ ફ્રેન્ચો સ્વમાનના રક્ષણ માટે મૃત્યુના મુખમાં હોમાયા ત્યાર પછીજ, પરતુ તે છતા પણ આજે એ રાજાઓનુ નામનિશાન રહેવા પામ્યુ છે ?[1] આજે ફ્રાન્સની ગાદીએ કોણ છે ? પ્રજાની મરજી ઉપર એકલા પાશવબળનુ દબાણુ લાબો વખત ચાલી શકતુ જ નથી

આસ્ટ્રિયા ફ્રાન્સની સાથે ઘણાજ ગભીર કોલકરારથી બધાઇ ચૂક્યુ હતુ, તો પણ ત્યાના રાજાની અદરખાનેથી મરજી લડાઇનુ બહાનુ શોધવાની હતી તેણે નેપોલિયનને લખ્યુ કે મને મધ્યસ્થ નીમો તો હુ સલાહની સરતોનો નિર્ણય કરાવી આપુ નેપોલિયન તેનાથી છેતરાય એવો ન હતો તે સમજી ગયો કે આસ્ટ્રિયા સલાહ ન કરાવતા ઉલટા નવા વાધા ઉભા કરશે તેથી તેણે જવાબ આપ્યો કે જે રાજ્યે પોતાની દોલત અને મોટાઇ બીજા રાજ્યોને સ્વાહા કરીને મેળવી છે, તે રાજ્ય સલાહ કરાવવાને બદલે નવા વેર અને કુસપ ઉભા કરાવવાનાજ બહાનાં શોધ્યા કરશે તેજ વખતે તેણે પારિસમા બીજુ એક લાખ સિપાઇઓનુ લશ્કર ઉભુ કરવાની મુખ્ય પ્રધાનને આજ્ઞા કરી, કે જેથી કરીને જર્મનીમા પડેલા એક લાખ માણસો ઉપરાત બીજી તેટલીજ બળવાન ફોજ તૈયાર થએલી જોઇને આસ્ટ્રિયા ડરતુ જ રહે આવી સમયસૂચકતા વાપરીને નેપોલિયને આસ્ટ્રિયાને પોતાની સામેની એકસપીમાં જોડાતુ અટકાવ્યુ

સ્પેનનો બુર્બોન વશીય રાજા પણ ફ્રાન્સ ઉપર તૂટી પડવાની તક શોધ્યા કરતો હતો નેપોલિયન પોતાના રાજ્યથી ઘણો દૂર છે અને તેના અસખ્ય દુશ્મનો વચ્ચે ઘેરાઈ ગયો છે એમ ધારીને તેણે એવચની થઇને લશ્કર તૈયાર કર્યું અને "જેના"નુ યુદ્ધ થયુ તેને આગલેજ દિવસે તેણે પોતાની રૈયતને લશ્કરમા જોડાવાની જાહેર આજ્ઞા પ્રકટ કરી પણ 'જેના'ના સગ્રામના ચોકાવનારા પરિણામથી તે પાછો ડરી ગયો અને પોતે નિર્દોષ હોય અને નેપોલિયનનો હિતેચ્છુ હોય તેમ તેણે જણાવ્યુ કે સ્પેનમા જે લશ્કર તૈયાર થયુ છે તે માત્ર ફ્રાન્સને મદદ કરવાને માટેજ ઉભુ થયુ છે નેપોલિયનને સ્પેનના રાજાનો છુપો પત્રવ્યવહાર તેના જાસુસોએ પહોંચાડી

૧ આ પુસ્તક રચાયુ ત્યારે પાછો એ આગલા રાજવશનો અમલ નષ્ટ થઇ નેપોલિયનનો વશજ ફ્રાન્સનો રાજા બન્યો હતો

દીધો હતો તેથી તે મનમાં હસ્યો અને જાણે પોતે છેતરાતો હોય તેમ સ્પેનના રાજાને આભારનો પત્ર લખીને તેના લશ્કરને ફ્રાન્સમા આવવા દીધુ, પણ તેને ફ્રેન્ચ લશ્કરની વચમા સાચવીને રાખ્યુ

આ પ્રમાણે સ્પેનના રાજાએ વારવાર બેઇમાની બતાવી તેથી આખરે તેને પણ પદભ્રષ્ટ કરવાની નેપોલિયનને જરૂર પડી અને તેમ કરવા જતા તેની પોતાની પણ પડતી થઈ જો તેણે એ રાજાને સ્પેનની ગાદી ઉપર રહેવા દીધો હોત તો-પણ વહેલુ મોડુ પરિણામ તો એનુ એજ આવત નેપોલિયન ઉન્નતિના શિખર ઉપર પહોંચશે અને ત્યાથી તેનુ પતન થશે એવુ પ્રારબ્ધની પોથીમા નિર્માણજ થઇ ચૂક્યુ હતુ. ઉડામાં ઉડી દીર્ઘદૃષ્ટિથી અને કાર્યદક્ષતાથી પણ તેનો અધ પાત અટકાવી શકાય એવો હતોજ નહિ જો નેપોલિયને પોતાના અત કરણને વેચીને યૂરો-પના રાજાઓની મૈત્રી સાધી હોત અને તે લોકોનો રાજા મટીને ઉમરાવોનો રાજા થયો હોત તો તેના તરફ નૃપતિ વર્ગનો દ્વેષ ઓછો થાત, પણ તેમ કરવા જતા તે લોકોની પ્રીતિ ગુમાવત ઉચ્ચ કક્ષાના મનુષ્ય તરીકે નેપોલિયને પોતાના આદર્શથી ભ્રષ્ટ થવા કરતાં વિનાશનેજ વધારે પસદ કર્યો તે પડયો, પણ જગતમાં પોતાના ભવ્ય જીવનની ચિરસ્મરણીય છાપ મૂકીને અને પ્રજાના અત કરણમા હમેશનુ સ્થાન પ્રાપ્ત કરીને પડયો તે પોતેજ કહે છે કે " સેટ હેલેના તો મારા પ્રારબ્ધમાં પહેલેથીજ નિર્માણ થઇ ચૂકયો હતો

બેઉ પક્ષ નવેમ્બરથી યુદ્ધની તૈયારી કરવા મડી પડયા હતા દરમ્યાન શિયાળાનો અમલ ઉતરવા આવ્યો નેપોલિયન સિપાઇઓની સાથે છાવણીમાજ રહેતો હતો અને દરેક પ્રકારની મુશીબતો જાતે સહન કરીને તેમને પણ સહન કરવાનુ શીખવતો. એકવાર તેના ભાઈ જોસેફે લખ્યુ કે અમને નેપલ્સમા ઘણી વિટબણા પડે છે તેના જવાબમા તેણે લખ્યુ કે —

" આજે બે મહિના થયા મારા લશ્કરના અમલદારોએ શરીરપરથી કપડા ઉતાર્યા નથી, કેટલાકને તો ચાર ચાર મહિના પણ થઇ ગયા છે મે પોતે પણ પખવાડિયુ થયા બૂટ ઉતાર્યા નથી અમે કાદવ અને બરફમા પડયા રહીએ છીએ. રોટી અને દારૂનુ મો જોતા નથી બટાકા અને માસ ઉપર નિર્વાહ કરીને લાબી લાબી કુચ કરીએ છીએ આરામ શુ છે તે અમે જાણતા નથી ગોળીઓના ઝડીની વચમાં સગીનથી યુદ્ધ કરીએ છીએ અને ઘાયલ થએલા સિપાઇઓને પણ બસે બસે માઇલસુધી ઠડા પવનના ઝપાટા લાગે તેવી રીતે બરફ ઉપર ધકેલવાની ગાડીઓમા નાખીને લઇ જવા પડે છે "

નેપોલિયન આ સમયે પોતાના રાજ્યથી દોઢ હજાર માઇલ દૂર હતો અને અહિના કામનો અથાગ બોજો તેને માથે હતો તે છતા પણ તે છાવણીમા રહો

રહ્યો પોતાના રાજ્યની વ્યવસ્થામાં નિરંતર લક્ષ આપતો હતો દર અઠવાડીએ દરેક ખાતાના પ્રધાનોની ટપાલ તેને મળ્યાજ કરતી તે આવે કે તરતજ તે વાંચી નાખતો અને ઝીણામાં ઝીણી બાબતોવિષે પણ પોતાના જવાબમાં સૂચનાઓ કરતો કોઈએ તેની સ્તુતિની કવિતા રચી હતી અને તે નાટકશાળાઓમાં ગવાતી હતી તેની ગમ્મતને તે રૂચી નહિ તેથી તેને ઠેકાણે વધારે ઉદાર ભાવનાઓવાળી અને જેમાં પોતાના વખાણ ઓછાં આવે એવી કવિતા ગવડાવવાની સૂચના કરી તેણે કહ્યું કે **"પ્રજામાં ઉત્તમ અને પ્રબળ ભાવનાઓ જાગૃત થાય એવી કવિતા એજ મારી સારામાં સારી સ્તુતિ છે "**

કેળવણી ખાતાની સુધારણા તરફ તો તે અત્યંત કાળજીપૂર્વક લક્ષ આપ્યા કરતો હતો કન્યાકેળવણીની એક સંસ્થાને અંગે તેણે કેળવણીખાતાના પ્રધાનને લખ્યું કે " આ શાળામાં **કન્યાઓને શિક્ષણ આપવાનો હેતુ એ છે કે તેઓ આદર્શ કુમારિકાઓ, આદર્શ પત્નીઓ અને આદર્શમાતાઓ થાય તેમને એવી રીતે કેળવજો કે તેમનામાં પૃચ્છક બુદ્ધિ કરતાં શ્રદ્ધાનો વિકાસ વધારે થાય.** સ્ત્રીઓના મગજની કેટલેક અંશે નિર્બળતા, તેમના વિચારની અસ્થિરતા, સમાજ જીવનમાં તેમને માટે કુદરતે નિર્માણ કરેલું સ્થાન અને ગમે તે અવસ્થામાં ઈશ્વરના ન્યાયીપણા ઉપર શ્રદ્ધા રાખીને શાંતિ ધારણ કરવાની તથા બીજાના દોષને પ્રેમ અને ઉદારતાપૂર્વક ક્ષમાદૃષ્ટિથી જોવાની તેમની ટેવ, એ બાબતો તેમને માટે ખાસ અગત્યની હોવાથી **સ્ત્રીકેળવણીમાં ધાર્મિક શિક્ષણ બહુ અગત્યનું સ્થાન ભોગવે છે. એ કન્યાઓ શાળા છોડે ત્યારે ફેશનદાર રમણીઓ નહિ પણ સુશીલ ગૃહનારીઓ નીવડે અને તેમની મોહકશક્તિ તેમના શરીરની ખુબસુરતીમાં નહિ પણ તેમના ઉંચા પ્રકારના ગુણમાં રહેલી હોય એ જોવાને હું ઘણો ઉત્સુક છું "**

તેણે આગ્રહપૂર્વક સૂચના કરી હતી કે " **કન્યાઓએ ઈતિહાસ, સાહિત્ય, પોતાની આસપાસના લોકોમાં મૂળ ઘાલી બેઠેલા વહેમોને દૂર કરવા જેટલું ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન, થોડુંક વૈદક, વનસ્પતિશાસ્ત્ર, નૃત્ય-પણ તે નાટકની ઢબનું નૃત્ય નહિ-વાચન અને તમામ જાતનું શીવણકામ શીખવું જોઈએ.** તેમના ઓરડાનો શણગાર તેમને પોતાને હાથેજ સજી લેતા આવડવું જોઈએ પોતાના મોજાં, કપડાં, ટોપીઓ, રોજના ઉપયોગની સૌંદર્યવર્ધક વસ્તુઓ, બાળકોના કપડાં, એ બધી ચીજો તેમણે જાતેજ બનાવી લેવી જોઈએ આ તરુણ છોકરીઓને આગળ જતાં ઉપયોગી સ્ત્રીઓ થએલી જોવા હું ઈચ્છું છું "

છાવણીમાં અને રાજધાનીથી દોઢ હજાર માઈલ દૂર છતાં તેની સર્વગ્રાહી બુદ્ધિ અને અદમ્ય કાર્યકારિણી શક્તિવડે રાજ્યની દરેક બાબત તેના ધ્યાન બહાર જતી નહિ.

વર્તમાનપત્રોના સબંધમાં તેણે એ વિષયની સાથે સબંધ રાખનાર પ્રધાનને લખ્યું કે "સાહિત્યને સફળતાપૂર્વક ઉત્તેજન આપવું હોય તો એવું એક પત્ર ચલાવવું જોઇએ, કે જેમાં પ્રકટ થતી સમાલોચનાઓ શુદ્ધ હેતુવાળી, ચાલુ વર્તમાનપત્રોમાં જોવામાં આવતા પક્ષપાતથી તેમજ તોછડાઇભરેલા આક્ષેપોથી મુક્ત અને વિદ્વત્તાથી ભરપૂર હોય હાલમાં જે સમાલોચનાઓ લખાય છે તે બિનઅનુભવી અને સામાન્ય શક્તિવાળા હોવા છતા પોતાને વિદ્વાનમાં ખપાવનાર લેખકોને પણ માર્ગદર્શક થતી નથી, તેમ તે તેમની કલમપર અંકુશ પણ મૂકી શકતી નથી વળી તે ખરેખરી યોગ્યતાવાળા વિદ્વાનોની કદર પણ કરી શકતી નથી તેઓ તો માત્ર લેખકોને ઉતારી પાડીને તેમને નિરુત્સાહી બનાવી દે છે જેમાં ભાષાની છટાની સાથે બુદ્ધિનો ઝળકાટ હોય, અને જેમાં ગુણ અને દોષની વિવેકપૂર્વક સમીક્ષા થતી હોય, એવા લેખ લખાવા જોઇએ કોઈનામાં થોડામાં થોડી યોગ્યતા હોય તો તે પણ શોધી કહાડીને સમાલોચનામાં તેના કદર થવી ઘટે છે '

ફ્રાન્સના વિશ્વવિદ્યાલયોની સુધારણાના સબંધમાં તેણે લખ્યું કે "તમારે સાહિત્યના શિક્ષણને માટે એક વિશ્વવિદ્યાલય સ્થાપવાની યોજના ઘડી કહાડવી જોઇએ સાહિત્ય એટલે માત્ર કાવ્યો અને નવલકથાઓજ નહિ પણ તેમાં ઇતિહાસ અને ભૂગોળનો પણ સમાવેશ કરવો તેમાં ઓછામાં ઓછા ત્રીસ પ્રોફેસરોની ગોઠવણ કરવી અને તે એવા હોવા જોઇએ કે ભણાવવા ઉપરાત વિદ્યાર્થીઓના ખાનગી અભ્યાસને લગતી પણ ઉપયોગી સૂચનાઓ આપી શકે કોઇને અમુક યુગના સાહિત્યનો અભ્યાસ કરવો હોય તો તેણે કયા પુસ્તકો જોવા અને કયા પ્રાચીન લેખો, સ્મરણસ્તભો તથા ઇમારતો તપાસવી, કોઇને પરદેશમાં મુસાફરી કરવા જવું હોય તો ત્યાંનું રાજ્યબંધારણ, સાહિત્ય, તે દેશની કુદરતી પેદાશ વગેરે બાબતોની માહિતીમાટે કયા પ્રોફેસર પાસે જવું, તે સર્વને જાહેર કરી દેવું જોઇએ "

"ઘણાજ અફસોસની વાત છે કે આવા વિશાળ દેશમાં કોઇ યુવકને પોતાનું જ્ઞાન વધારવું હોય અથવા અમુક વિષયમાં પ્રવીણતા મેળવવી હોય, તો તેને ઘણા વખત સુધી ખરા માર્ગદર્શકને અભાવે અંધારામાં ફાંફાં મારવા પડે છે અને પોતાને જોઈતું જ્ઞાન મેળવવાનો સત્ય માર્ગ તેને હાથ લાગે ત્યાંસુધીમાં તેને ઘણા વર્ષ મિથ્યા શોધાશોધ કરવામાં ગુમાવવા પડે છે માટેજ મે ઉપર કહી તેવી સંસ્થાઓની જરૂર છે ઘણાં વર્ષથી હું એ વિષે વિચાર ચલાવી રહ્યો છું, કારણ કે મને મારા અભ્યાસમાં પણ એવીજ મુશ્કેલી નડયા કરે છે"

આ પ્રમાણે ફ્રાન્સની સંગીન સુધારણા તરફ તે નિરંતર લક્ષ આપતો હતો અને તેની સાથે જે વિશાળ સૈન્યને લઇને તે શત્રુના મુલકમાં, અસંખ્ય શત્રુસૈન્યની વચમાં પડયો હતો તેના સુખસાધનો તરફ પણ તેની કાળજી ઓછી ન હતી

તેના લશ્કરને ખોરાક, વસ્ત્ર અને આરામના સાધનો યથેચ્છ મળ્યેજ જતા હતા બિચારા રશિયનો ભૂખમરો વેઠતા હતા તેઓ ઘણીવાર આસપાસના તાલુકાઓમા નિર્દયપણે લૂટફાટ અને જોરજુલમ કરતા અને કોઈ કોઈ તો ફ્રેન્ચોની છાવણીઓમાં પણ આવી પહોંચીને સિપાઇઓ પાસે રોટલી માટે ભીખ માગતા તેઓ ઘણાગતથી કહેતા કે અમે કેટલાક દિવસના ઉપવાસી છીએ ફ્રેન્ચો તેમનો પ્રેમથી સત્કાર કરતા અને પેટ ભરીને ખવરાવતા

પારિસના ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે નેપોલિયને જથ્થાબધ જોડા, બૂટ, ઘોડાના જીન, તોપોની ગાડીઓ વગેરે ત્યાજ બનાવવાની વરદી આપી હતી એ બધી વસ્તુઓ ફ્રાન્સથી પોલેન્ડ સુધી લાવવાની હતી રસ્તામા લૂટારાના અસખ્ય ટોળા ભમતા હતા અને કાદવથી ભરેલા મોટા મોટા ધરા આવતા હતા મારેન્ગોના યુદ્ધ વખતે તોપોના ગાડા ખેચનારને પાણી ચઢાવવા માટે નેપોલિયને તેમના દરજ્જામા વધારો કર્યો હતો તેમ આ વખતે ભારદારી ગાડા હાકનારને પણ લશ્કરી પોશાક વગેરે આપીને તેમની સ્વમાનવૃત્તિને તેણે જાગૃત કરી તેઓ બિચારા અત્યારસુધી રોજીયા મજૂર જેવા હતા હવે તેમને લશ્કરી પોશાક મળ્યો અને તેઓ પણ સૈન્યના અગભૂત ગણાવા લાગ્યા તેથી જે કામ તેઓ પહેલા માત્ર પગારને માટે કરતા હતા તે હવે દેશાભિમાનની લાગણીપૂર્વક કરવા લાગ્યા

આવા આવા અનેકવિધ કાર્યોમા નેપોલિયન લક્ષ દોડાવતો હતો પોલેન્ડના બરફમય પ્રદેશમા પડેલી તેની છાવણી ઉપર આખા યૂરોપની આખ ઠરી હતી તેનાં મહાભારત કાર્યો અને તેની કાર્યદક્ષતા જોઇને તેના શત્રુઓ ભયભીત થઇ ગયા હતા આટને દૂર રહ્યા રહ્યાં પણ જાણે તે ટુઇલેરીસ મહેલમાં બેઠો હોય તેવી રીતે તે પોતાના રાજ્યની વ્યવસ્થા જાળવી શકતો હતો વળી આટલો બધો કામનો બોજો છતા ઓછામાં ઓછો દિવસમા એકવાર અને કોઇવાર તો દિવસમા બબ્બે વખત પોતાની પ્રિય પત્નીને પત્રો લખતો

સાવકી પુત્રી હૉર્ટેન્સનુ લગ્ન તેના નાના ભાઇ લુઇ સાથે થયુ હતું તેમનો નાનો પુત્ર જેનુ નામ પણ નેપોલિયનજ પાડવામા આવ્યુ હતુ તે શહેનશાહ નેપોલિયનને ઘણોજ વહાલો હતો તે પાચ વર્ષનો પરમ સુદર બાળક હતો અને નાનપણથીજ તેનામા ચારિત્ર્યની ભવ્યતાના ચિન્હ નજરે પડતાં હતા નેપોલિયનને પોતાને સતાન નહિ હોવાથી આ છોકરાને પોતાનો વારસ ઠરાવવાની તેને ઇચ્છા હતી પરતુ આ બાળક એકાએક મરણ પામ્યો અને નેપોલિયનની તે આશા વૃથા ગઇ તેના પ્રેમાળ હૃદયને આથી સખત પ્રહાર લાગ્યો તે બે હાથમા માથુ ઢાંકીને લાબા વખતસુધી અત્યત ઉદ્વેગભર્યા વિચારોમા ગરકાવ થઇને બેસી રહ્યો તેને બોલાવવાની પણ કોઇની હિમત ચાલી નહિ

નેપોલિયન આખા યૂરોપમાં બલિષ્ટ રાજા હતો છતા તેને વારસ ન હતો તેના મરણ પછી ફ્રાન્સમા ફરીથી અદર અદરનો કલહ જાગે એવા ચિન્હ સ્પષ્ટ દેખાતા હતાં તે ઘણીવાર ભારે ખેદ સાથે પોતાના મન સાથે બોલતો કે " આ બધુ રાજ્ય મારે કોને સોપી જવુ ? " હૉર્ટેન્સના પુત્ર ઉપર તેણે આશા બાંધી હતી હવે જોસેફાઇન સાથેનો લગ્નસબધ રદ કરીને બીજીવાર લગ્ન કરવાનો દુખદ પ્રશ્ન ફરી પાછો ઉભો થયો એક બાજુએ જોસેફાઇન તરફ તેનો અગાધ પ્રેમ અને બીજી બાજુએ પોતાનો વશ કાયમ રાખવાની તેની ઇચ્છા એ બે વચ્ચે ખેચતાણ થવાથી તેના હૃદયને એવી તીવ્ર વેદના થતી હતી કે તેનો મજબૂત મનોનિગ્રહ છતા તેના ગાલ ફિક્કા પડી ગયા અને ઉઘ તેમજ આહાર કમી થઈ ગયાં જોસેફાઇનને ભવિષ્યના વિચાર આવવાથી ઘણોજ સતાપ થતો હતો અને તે પણ રાતદિવસ રડી રડીને કહાડતી હતી નેપોલિયન વારવાર જોસેફાઇનને અને દીકરી હૉર્ટેન્સને દિલાસાના પત્રો લખતો હતો

પોલૅન્ડના બરફમય પ્રદેશમા છાવણી નાખીને જ્યારે સૈન્યસહિત નેપોલિયન રહ્યો હતો તે વખતે તે સખતમા સખત શારીરિક અને માનસિક પરિશ્રમ લેતો હતો અને તેની તમામ શક્તિઓ પૂર જોસમા કામ કરી રહી હતી પોતાની છાવણીમા આટા મારતી વખતે બરફ, વરસાદ અને કાદવમા થઇને તે ઘણી વાર રોજના નેવુ નેવુ માઇલની સ્વારી કરતો લશ્કરમાં માણસોની ભરતી કરનારા માણસોની સાથે અને આટલા વિશાળ સૈન્યમાટે જોઇતી વસ્તુઓનો ગજાવર જથ્થો વહી લાવનાર મારફતીઆઓની સાથે તે પત્રવ્યવહાર કરતો પારિસમા બનતા દરેક બનાવપર તે નજર રાખતો, ત્યાના રાજતત્રનુ નિયમન અહિ રહ્યા રહ્યાં કરતો, અને પોતાના શત્રુરાજ્યો ફરીથી લડાઇ ન કરે, મિત્રરાજ્યોને સારો બદલો મળે, અને ફ્રાન્સનુ ફરીથી કોઇ અપમાન ન કરી શકે તેને માટે પોતે કેવી નીતિ અખ્ત્યાર કરવી તે સર્વ બાબતોનો પણ વિચાર કર્યા કરતો

ઇગ્લડે હવે એક નવી બાજી રમવા માંડી તેનુ નૌકાસૈન્ય ડાર્ડનલ્સની સામુદ્રધુની ઓળગી તુર્કસ્થાનની નબળી તોપોનો તિરસ્કાર કરીને કૉન્સ્ટટિનોપલના બારા આગળ આવી ઉભુ અને ટુકા, લશ્કરી શબ્દોમાં કહેવડાવ્યુ કે " ફ્રાન્સની સાથેની મૈત્રી તોડો, તમારો કાફલો અમને સોંપી દો, અમારા પક્ષમાં જોડાઓ નહિ તો અડધા કલાકમા આખા નગરના ભૂકા કહાડી નાખીશુ "

પણ તુર્કસ્તાનના દરબારમાં જે એલચીની નેપોલિયને નીમણૂક કરી હતી તે ઘણોજ બાહોશ માણસ હતો તેણે એક બાજુએ આખી તુર્ક પ્રજાને જાગૃત કરી અને બીજી બાજુએ શત્રુના સેનાપતિને સુલેહ કરવાની સરતોની વાતોને બહાને રોકી રાખ્યો સ્ત્રીઓ, પુરુષો અને બાળકો, ખ્રિસ્તીઓ અને મુસલમાનો સર્વ કામે લાગી

ગયાં ફ્રાન્સના ઈજનેરોની મશ્વાહ પ્રમાણે જોતજોતામા બચાવના બાંધકામ તૈયાર થઇ ગયા અને તેમના ઉપર આશરે એક હજાર તોપો ગોઠવાઇ ગઇ છેવટે અગ્રેજ કાફલાને નામોશી સાથે ત્યાથી પાછા ફરવુ પડયુ. આ બનાવથી તુર્કસ્તાન અને ફ્રાન્સની મૈત્રી વધારે દઢ થઇ

શિયાળો ઉતરી ગયો અને યુદ્ધનુ મડાણુ ફરીથી મડાયુ રશિયા અને પ્રશિયાએ મળીને ૧૪૦૦૦૦ માણુસો એકઠા કર્યા હતાં, તેમાથી તેઓ ગમે ત્યારે ૧૦૦૦૦૦ માણુસોને યુદ્ધમાં ઉતારી શકે એમ હતુ બીજી બાજુએ ચાર લાખ ફ્રેન્ચો માઇ લોના માઇલ સુધી લબાયલી છાવણીમા અને કિલ્લાઓમા પડયા હતા, તેમાથી નિમેન અને વિસ્ટયુલા નદીની વચ્ચેના કોઇ પણ સ્થળમા એક લાખ સાઠ હજાર માણુસો એકત્ર કરી શકાય એમ હતુ શિયાળો બેસતાંજ નેપોલિયને લશ્કરને મેદાનમાં ઉતાર્યું અને કવાયત આપવા માડી

જૂન મહિનો બેસતાજ ફ્રેન્ચ સરદાર માર્શલ નેની છાવણી ઉપર એકદમ ધસારો થયો દોઢસો માઇલસુધી લાબીને લાબી છાવણી નાખીને પડેલી ફ્રેન્ચ સેના એક જગ્યાએ સપાટાબધ એકઠી થવાને ગતિમાન થઇ ગઇ દરેક જગ્યાએ શત્રુસૈન્ય અથડાતુ તોપોના અવાજ, સ્વારના ધસારા અને તલવારોની અથડાઅથડી રાત-દિવસ ચાલુજ રહેતા નેપોલિયનની હિલચાલ એવી ચાલાકી ભરેલી હતી કે દરેક ઠેકાણે શત્રુસૈન્ય કરતા તેના માણુસો વધારેજ હોય પર્વતો, ખીણો, નદીઓ, અને જગલો ઓળગતો તે શત્રુની પૂઠ પડયો

એક પછી એક મેદાન લોહીથી રગાવા લાગ્યા જ્યાં જ્યાં ગામ આવતુ ત્યા ત્યા રશિયનો થોભતા અને મરણીઆ થઇને લઢતા એકાદ કલાક ગોળા અને ગોળીઓની ઝડી મચી રહેતી મકાનો ભાગી તૂટીને મેદાન થઇ જતા સ્ત્રીઓ પોતાના બાળકોને કેડે લઇને બાવરી બાવરી ચારે દિશાએ નાસતી એકાદ કલાકમા બોબ, ગોળીઓ અને તોપના ગોળા પોતાનુ કામ કરી નાખતા બળતા ઘરોમાંથી લોહી નીગળતા રશિયનો નાસતા શેરીએ શેરીએ જગ મચી રહેતા હજારો ઘરના ચૂરેચૂરા થઇ ગયા સેકડો સ્ત્રીઓ અને બાળકો વીંધાઇ ગયા પાકથી ભરેલાં ખેતરો સ્વારોના પગતળે ખૂદાઇ ગયા છતા હજી ભયકર વાવાઝોડુ આગ અને વિનાશની વૃષ્ટિ કરતુ આગળને આગળ વધતુજ ગયુ જગલી રશિયનો નાસતા અને ઝનુની ફ્રેન્ચો તેમની પૂઠ પકડતા આ પ્રમાણે પાંચદિવસ સુધી રાતદિવસ યુદ્ધોની રમઝટ મચી રહી છઠ્ઠે દિવસે ૯૦૦૦૦ રશિયનો અને પ્રશિયનો હેલ્સબર્ગના મેદાનમાં એકઠા થયા અને પાચસો ભારે તોપો ગોઠવીને મજબૂત મોરચો નાખીને બેઠા મેદાનમાં દાખલ થતા ફ્રેન્ચોને એકસપાટે વીંધી નાખવાને એ તોપોને ગોળાઓથી ઠાસી ઠાસીને ભરી હતી.

જિદગીની લેશમાત્ર પણુ દરકાર રાખ્યા વગર ૩૦૦૦૦ ફ્રેન્ચો હર્ષનાદથી

આકાશ ગજવતા તોપોનાં મો સામે ધસી ગયા મુરા અને ને સર્વની આગળ હતા આ હુમલો તદ્દન સાહસિક અને અવિચારી હતો અને પોતાના સિપાઇઓની મિનજરૂરી કતલ જોવાને સારે નસીબે નેપોલિયન તે વખતે ત્યા ન હતો રશિયનોની તોપોના મુખમાંથી પ્રલયાગ્નિ વરસવા લાગ્યો, અને તેની સામે ઉઘાડી છાતીએ ફ્રેન્ચો નિડરપણે દોડી આવ્યા તેમની હારોની હારો ઉડી જવા લાગી પણ લોહીથી વહેતી નીકોમાં થઇને, મુડદાંના ઢગલાને કચરતા પાછળી હારના સિપાઇઓ બેધડક આગળ દોડતાજ ગયા તોપોના મુખ પાસે જઇને તોપો ફોડનારને તેમણે તલવારથી ઝટકાવી નાખ્યા અને જયનાદ ગજાવતા ઉભા રહ્યા

પરતુ એટલામાજ શત્રુના સ્વારોની ઘડીઓ સભળાઇ રણશિગડાનો તીણો અવાજ સભળાયો સમુદ્રની ભરતીના મોજાના વેગથી દશહજાર સ્વાર ફ્રેન્ચ સેના ઉપર તૂટી પડયા જયનાદ બધ થઇ ગયા અને જીવને જોખમે તોપોની પાસે જઈ ઉભેલા ફ્રેન્ચો ઘાસની માફક કપાઈ ગયા આ પ્રમાણે ફતેહનુ મોજુ કોઇવાર આ બાજુએ તો કોઈવાર સામી બાજુએ એમ ઝોકા ખાવા લાગ્યુ રાત પડી આકાશમા ધૂમાડાનાં વાદળા જામ્યા હતા અને તેના છત્ર નીચે મનુષ્યો દૈત્યોની માફક પ્રલય મચાવી રહ્યા હતાં મધ્યરાત્રિ થઈ ત્યારે તોપોના અવાજ બધ થયા બાર કલાક સુધી લઢી થાકીને લોથપોથ થએલા સિપાઇઓ મુડદાના ઢગલા વચ્ચે રુધિરપ્લાવિત મેદાનમાજ આરામ લેવા સૂતા. મોડી રાતે નેપોલિયન ત્યા દોડતે ઘોડે આવી પહોંચ્યો છેલ્લા પાચ દિવસ થયા તેણે ઉઘ આહારને જાણ્યો ન હતો. વરસાદ, બરફ, કાદવની પરવા કરી ન હતી દોઢસો માઇલસુધી વિસ્તરાતી લાબી હારમા કુચ કરતા વિશાળ સૈન્યમા સર્વને ઉત્સાહ આપતો તે બધે ઘૂમી વળતો એક ઘોડો અત્યત દોડવાથી થાકીને મરી જતો ત્યારે બીજો અને તેના પછી ત્રીજો એમ અનેક ઘોડાપર સ્વારી કરતો તે વાવાઝોડાની ત્વરાથી આખા લશ્કરમા ફરી વળતે હેલ્સબર્ગના મેદાનમાં તેના અતિ બહાદૂર સેનાપતિઓએ અવિચારીપણે પોતાના સિપાઇઓની કતલ કરાવી નાખી તે જાણીને તે ઘણોજ નારાજ થયો

સવાર પડતાજ પાછા બેઉ લશ્કર અસલ જગ્યાએ ગોઠવાઇ ગયાં ફ્રેન્ચો મેદાનમાં અને રશિયનો પોતાના મોરચાની પાછળ ઉભા રહ્યા સિપાઇઓની નાહક ખુવારી ન થાય તે માટે નેપોલિયન હમેશા કાળજી રાખતો હતો તેણે એવી કુનેહથી લશ્કરની હિલચાલ કીધી કે રશિયનોને એક પણ તોપ ફોડયા વગર તેમની મજબૂત જગ્યા એથી ખસી જવુ પડયુ તેઓ પાછા અને પાછા હઠતા ગયા આખી રાત તેમણે ઝડપથી અવળી કુચ કરી બીજે દિવસે પણ તેઓ થાકેલા છતા પાછા હઠતાજ ગયા આખરે તેમને થોભવાની ફરજ પડી આજે હવે તેમનુ આવી બન્યુ નેપોલિયને તેમને ધકેલી ધકેલી એક નદીના વાક આગળ લાવી મૂકયા હતા અને તેમને પોતાના

લશ્કરની વચમા એવા સજ્જડ ઘેરી લીધા હતા કે તેમને માટે નાસવાનો માર્ગજ રહ્યો ન હતો

જૂનની ૧૪ મી તારીખે સવારના પહોરમાજ ફ્રિડલેન્ડનુ યુદ્ધ શરૂ થયુ માર્શલ નેની ટુકડી આગળ વધી હતી તેના ઉપર આખુ રશિયન સૈન્ય યાહોમ કરીને તૂટી પડયુ મદદ આવી પહોચે ત્યાર પહેલાં માર્શલ નેના લશ્કરના ટુકડે ટુકડા કરી નાખવાનો તેમનો ઈરાદો હતો નેપોલિયને દશ માઇલને છેટે તોપોના ધડાકા સાભળ્યા તેણે આસપાસની તમામ ટુકડીઓને રણક્ષેત્રમાં તેડી લાવવા માટે ચારે બાજુએ સ્વાર દોડાવી મૂકયા અને પોતે મારતે ઘોડે ત્યાં આવી પહોચ્યો નદીના વાકવડે ઘેરાયલી રશિયન ફોજ અને ચારે દિશાએથી દોડી આવતી પોતાની ટુકડીઓને જોઇ તેના ચહેરા ઉપર આનદ છવાઈ રહ્યો તેણે કહ્યુ, " આજે માર્ગેન્ગોના યુદ્ધની વરસગાઠ છે આજનો દિવસ આપણે માટે ફતેહનોજ છે "

માર્શલ 'ને'ની પાસે માત્ર ૨૬૦૦૦ માણસો હતા તેટલા વડે તે ૮૦૦૦૦ રશિયનોની સામે સવારથી અત્યારસુધી ટકી રહ્યો હતો નેપોલિયનને ટેકરીની ટોચ ઉપર જોઇને એ સરદાર ત્યા દોડતે ઘોડે આવી પહોચ્યો અને બોલ્યો, "સાહેબ, જલદી કરો. મારૂ લશ્કર થાકી ગયુ છે મને મદદ આપો તો તમામ રશિયનોને હુ નદીમાં ધકેલી મુકુ " તે વીર પુરુષના કપડાંમા બદુકની ગોળીઓથી કાણાં પડી ગયાં હતાં અને તેનો ઘોડો લોહીથી ખરડાઇ ગયો હતો નેપોલિયન તેના તરફ જોઇ મગરૂર થયો અને પછી દૂરબિનથી પોતાના અને શત્રુના લશ્કરની ગોઠવણ કાળજીથી તપાસી લીધી એક અમલદારે સૂચના કરી કે હજી થોડા કલાક થોભી જવુ નેપોલિયને દઢતાથી કહ્યુ, " નહિ, નહિ, શત્રુ ફરીથી આવા સકજામા નહિ આવે. "

સરદારોને પોતાની પાસે બોલાવીને શત્રુ ઉપર કઇ કઇ રીતે હુમલો કરવો તેની યોજના તેણે પોતાના અપ્રતિમ, ટુકા, દઢતાવાળા અને બરાબર અર્થસૂચક શબ્દોમા સમજાવી દીધી પછી માર્શલ નેનો હાથ પકડીને તેને ફ્રિડલેન્ડ ગામ અને તેની આગળ એકત્ર થએલા રશિયન સિપાઇઓનો ઘન સમુદાય બતાવ્યો અને કહ્યુ—" આ તમારૂ લક્ષ્યબિંદુ છે આસપાસ નજર પણ કર્યા વગર તમે ત્યા સીધા પહોંચી જાઓ અને ગમે તેમ કરીને શત્રુસમૂહને ભેદીને શહેરમાં ઘૂસી જાઓ, તમામ પૂલ તમારે કબજે કરી લો તમારી આસપાસ શુ થાય છે તેની તમારે પરવા ન કરવી તે કામ મારૂ અને લશ્કરનુ છે "

આવુ અત્યત સાહસિક કામ પોતાને સોપાયલુ જોઇને મગરૂર થએલો માર્શલ ને ઘોડો દોડાવતો પોતાના લશ્કરની આગેવાની લેવા ચાલતો થયો નેપોલિયન તે વીર શિરોમણીની પાછળ જોઇ રહ્યો અને બોલ્યો, " આ ખરેખરો સિંહ જેવો છે. " નેના ૧૪૦૦૦ સિપાઇઓ સુદઢ પગલાથી ધરતી ધ્રુજાવતા શત્રુ ઉપર તૂટી પડયા.

તેની સાથેજ આખુ ફ્રેન્ચ લશ્કર આમળ વધવા લાગ્યુ આ દેખાવ ભયાનક પણ ભવ્ય હતો હજારો મેઘગર્જનાના જેવા તોપોના ધડાકાથી મેદાન ધ્રુજવા લાગ્યુ

ફ્રિડલેન્ડ ગામ સળગી ઉઠયુ અને માર્શલ ને તેના સળગતા ઘર અને લોહીથી ખરડાયલી શેરીઓમાં જઈ પહોચ્યો રાત્રિ પડી અને ત્યાર પછી દૃશ્યની ભયાનકતા અવર્ણનીય થઇ પડી ૨૫૦૦૦ રશિયનો હણાયા પછી આખુ લશ્કર ગભરાટમા પડીને નદી તરફ નાસવા લાગ્યુ ફ્રેન્ચો તેમના સમૂહમા તોપના ગોળા, બોંબ અને ગોળીઓનો વરસાદ વરસાવી મોટા મોટા ગાબડા પાડતા ગયા નદી ઉપરના પૂલ તો માર્શલ નેના માણસોએ અગાઉથીજ ભાગી નાખ્યા હતા પછી તો નાસાનાસ થઇ રહી અને રશિયનોની ઘાસની માફક કતલ થવા લાગી ઘણા કે તો નદીમા ઝપલાવ્યુ કેટલાક જયા પાણી ઘટી ગયુ હતુ ત્યાથી સામે કિનારે જઇ શકયા, પણ હજારો સિપાઇઓ તણાઇ ગયા માઈલના માઇલ સુધી નદીના કિનારા ઉપર ડૂબી મુએલાનાં મુડદા જોવામા આવતા હતા જેઓ તરી શકતા તેઓ પણ ગોળીઓથી વીધાઇને મરણ પામતા અને તેમના રુધિરથી નદીનું પાણી લાલ થઇ જતુ

હવે રશિયા અને તેના મિત્રોનુ બળ પૂરેપૂરૂ તૂટી ગયુ હવે બીજીવાર લઢવાની તાકાત તેમનામા રહી ન હતી હવે તો રશિયન સેનાપતિઓ અને સિપાઈઓ પણ સલાહ થવીજ જોઇએ એવી બૂમ ઉડાવવા લાગ્યા અલેકઝાન્ડરે હવે યુદ્ધવિરામ માટે યાચના કરી નેપોલિયનને કહ્યુ કે આટલો બધો પરિશ્રમ અને દુખ વેઠયા પછી ભવિષ્યના સલામતી અને સ્વમાન જળવાય એવી સુલાહ કરવા હું ઘણો ખુશી છુ આ પ્રમાણે દશ દિવસનો જંગ પૂરો થયો





# प्रकरण ३६ मुं—टिल्सिटनी सलाह




શિયાની મરહદ આગળ નિમેન નદીને કિનારે નેપોલિયને પોતાના સૈન્યને શોભાવ્યુ ઓલીનની છાવણી છોડયાને માત્ર વીશજ મહિના થયા હતા એટલામા તે આખા યૂરોપ ખડમા ફરી વળ્યો અને એકત્ર થએલા યૂરોપના નૃપતિઓનાં સૈન્યનો પરાજય કરી નાખ્યો શિયાળાના બરફના તોફાન શમી ગયા હતા અને ઊનાળાની રમણીય શોભા જગત્ ઉપર પથરાઇ હતી ફતેહથી ઉલ્લાસમા આવી ગએલા સિપાઇઓને જ્યા તેમનો પરમપ્રિય સરદાર લઇ જાય ત્યા જવા તેઓ ખુશી હતા પણ તેના શત્રુઓનુ બળ ક્ષીણુ થઇ ગયુ હતુ અલેકઝાંડર અને પ્રશિયાનો રાજા ૭૦૦૦૦ સિપાઇઓ સાથે નદીને ઉત્તર કિનારે પડયા હતા, પણ ઘણી ખરી તોપો અને દારૂગોળો ગુમાવવાથી તેમનુ લશ્કર નિરુત્સાહી થઇ ગયુ હતુ સામા કિનારા ઉપર નેપોલિયનની ધજા એક લાખ અને સિત્તર હજાર ફતેહમદ થએલા યોદ્ધાઓ ઉપર ગર્વસહિત ફરફરતી હતી

બેઉ સૈન્યની વચમા માત્ર નિમેન નદીજ હતી, પણ નેપોલિયને હમેશની માફક અગમચેતી વાપરીને જાણે લડાઇ ચાલુજ હોય તેમ મોરચા નાખીને, યુદ્ધસામગ્રી તથા લશ્કર તૈયારને તૈયારજ રાખ્યા હતા પરાજિત થએલા બેઉ રાજાઓ સધિવિચાર ચલાવવાં ઘણાજ આતુર હતા ૨૫મી જુને પહેલી મુલાકાતનો દિવસ ઠરાવ્યો હતો

ગણિતશક્તિ અને કવિત્વવૃત્તિ બેઉ એક માણુસમા ઘણીવાર હોતાં નથી, પણ નેપોલિયનમાં બેઉનુ અજાયબ જેવુ સમિલન થયુ હતુ તે પૂરેપૂરો રસજ્ઞ હતો અને સૌન્દર્ય તથા ભવ્યતાનુ દર્શન સારામાં સારી રીતે કરી શકતો નૈતિક ભવ્યતાની છાપ તેના હૃદયપર પડી શકતી હતી અને બીજાના હૃદય ઉપર તેની છાપ કેમ પાડવી તેની પણ ચાવી તે જાણુતો હતો યૂરોપમા હવે સુલેહ પ્રવર્તાવવી કે યુદ્ધો મચાવીને પ્રજાની પાયમાલી થવા દેવી તેનો નિર્ણય કરવાને દુનિયાના બે સૌથી બળવાનમા બળવાન રાજાઓ આજે તેને મળવાના હતા એક વરસસુધી તેમનાં મન્ત્રોએ ખૂનખાર યુદ્ધો કર્યાં હતાં બેઉ પક્ષના મળીને બેથી અઢીલાખ માણુસો સામસામાં ઉભા હતાં વચમા નદીનો પ્રવાહ વહી જતો હતો આ આશ્ચર્યકારક દશ્ય

ઉપર આખા યૂરોપની દૃષ્ટિ ઠરી હતી આ બનાવ કેવો ભવ્ય થવાનો હતો તે નેપોલિયન જાણતો હોવાથી તેની ભવ્યતાની છાપ ચિરકાલીન રહે તે માટે તેણે પૂરતી ગોઠવણ કરાવી હતી.

નિમેન નદીના બેઉ કિનારાથી સમાંતરે એક વિશાળ અને ભવ્ય તરાપો ગોઠવાવ્યો તેના ઉપર કિંમતી ગાલીચા પથરાવ્યા અને તેને શણગારીને વણેજ સુશોભિત બનાવ્યો તેના એક ભાગમા બાદશાહી ઠાઠનો મંડપ ઉભો કરાવ્યો સઘળો દેખાવ અત્યંત ભવ્ય અને મનોવેધક બનાવવામાં ખર્ચની ઉણપ રાખી ન હતી બેઉ પક્ષનાં સૈન્ય લશ્કરી ઢબમા સામ સામે કિનારે ગોઠવાઇ ગયા આસપાસના હજારો પ્રેક્ષકોની પણ ઠઠ જામી હતી ઈશ્વર પણ આ દૃશ્ય જોઇને પ્રસન્ન થયો હોય એમ દેખાયુ

બરાબર એક વાગ્યે બેઉ કિનારેથી તોપોના ધડાકા થયા અને તેની સાથે બેઉ શહેનશાહ પોતપોતાના મુખ્ય અમલદારો સાથે હોડીઓમા બેસીને તરાપામાં રચ્યા વેલા મંડપ તરફ જવા નીકળ્યા નેપોલિયનની હોડી પહેલી જઇ પહોચી તેથી તે અલેક્ઝાન્ડરને લેવા માટે સામો આવ્યો બેઉ નૃપતિઓ એક બીજાને ભેટયા હજારો મનુષ્યોના નેત્ર આ સુંદર દૃશ્ય જોઇ પ્રસન્ન થયા અને બે લાખ મનુષ્યોના કંઠમાથી એવો મેઘગંભીર જયધ્વનિ નીકળ્યો કે તેના ઘોરમા એક હજાર તોપોના ધડાકા પણ ડૂબી ગયા

બેઉ શહેનશાહ જોડે મંડપમા દાખલ થયા અલેક્ઝાન્ડરે શરૂઆતમાજ કહ્યુ —

"હુ પણ અંગ્રેજોને તમારા જેટલાજ ધિક્કારૂ છુ તેમની સામે તમે જે જે સાહસ આદરો તેમા હુ તમારી સાથે સામેલ થવા તૈયાર છુ"

નેપોલિયને કહ્યુ "જો તેમજ હશે તો બધી ગોઠવણ સહેલાઇથી થઈ શકશે અને સલાહ પણ થઇ ગઇજ જાણવી"

તેમની વાતચીત બે કલાક સુધી ચાલી નેપોલિયનના અસામાન્ય બુદ્ધિ વૈભવથી અલેક્ઝાન્ડર અંજાઇ ગયો તેણે પછીથી એક પ્રસંગે કહ્યુ હતુ કે "બીજા કોઇએ એ માણસ જેટલો મારો પ્રેમ સંપાદન કર્યો નથી" નેપોલિયને કહ્યુ, "આપણે *એક બીજાના મન સારી રીતે સમજી શકીશુ,* માટે વચમા કોઇ મધ્યસ્થને રાખ્યા વિના આપણે જે વાત કરવી હશે તે રૂબરૂમાજ કરીશુ"

અલેક્ઝાન્ડરની ઉમ્મર માત્ર ત્રીશજ વર્ષની હતી આખી દુનિયામા જેની કીર્તિ ગવાઇ રહી છે એવો નેપોલિયન પોતાની સાથે આવી રીતે વાત કરે છે તે જોઇને તે ખુશખુશ થઈ ગયો એવો ઠરાવ થયો કે ટિલ્સિટ શહેરના એક ભાગમા નેપોલિયને અને બીજા ભાગમા અલેક્ઝાન્ડરે રહેવુ નેપોલિયને તેના સત્કારને માટે ઉમદામા ઉમદા રાચરચીના ગોઠવાવીને પોતાના પરોણાને માટે દરેક પ્રકારની સુખ-

સામગ્રી પૂરી પાડી

બીજે દિવસે તેઓ પાછા તરાપા ઉપર બીજીવાર મળ્યા આ વખતે પ્રશિયાનો કમનશીબ રાજા ફ્રેડરિક પણ અલેક્ઝાન્ડરની સાથે આવ્યો હતો તે સુરત ચહેરાનો, મંદ બુદ્ધિનો, અને જડ જેવો હતો અલેક્ઝાન્ડરનો બધો મુલક હજી તેનાજ હાથમા હતો તેના રાજ્યનાં તમામ સાધનો હજી તેના કાબૂમાં હતાં તેથી તે નેપોલિયનની સાથે સમાનતાના ધોરણ ઉપર સલાહ કરવા ધારે તો કરી શકે, પણ ફ્રેડરિકે તો વગર કારણે લડાઇ ઉભી કરી હતી તેણે પોતાનુ તમામ રાજ્ય ગુમાવ્યુ હતુ હવે તો નેપોલિયન દયા બતાવીને જે કાંઇ પાછુ આપે તેટલુજ તેને મળે એમ હતુ તેમની વાતચીત અડધો કલાક ચાલી બિચારા ફ્રેડરિકને એ અડધો કલાક અડધા યુગ જેવો લાગ્યો તેણે લડાઇના બહાનાં બતાવવા માંડયા હારેલા શત્રુની લાગણી ન દુખાય તેટલા માટે નેપોલિયને મોટુ મન કરી એટલુજ કહ્યુ કે ઈંગ્લંડના કાવાદાવાને વશ થઇને પ્રશિયાની સરકારે યૂરોપ ખંડને લડાઈમા સંડોવ્યો એ ઘણુજ ખોટુ થયુ. પછી તેમણે એવો નિશ્ચય કર્યો કે ફ્રેડરિકે પણ અલેક્ઝાન્ડરની સાથે રહેવા આવવુ

આ પ્રમાણે તેઓ વારવાર મળવા લાગ્યા અને જૂના મિત્રોની માફક સાથે જમતા અને ઘોડે બેસીને ફરવા જતા માત્ર ફ્રેડરિક એકલો આ આનંદમા ભાગ લઈ શકતો ન હતો તે હમેશા થોડુ બોલતો અને જાણી જોઇને પાછળ રહી જતો નેપોલિયન અને અલેક્ઝાન્ડર તો ખરેખરા મિત્રોજ બની ગયા તેમનુ જોઇને બેઉ સૈન્યના સરદારો અને સિપાઇઓ પણ એક બીજા સાથે મિત્રભાવે વર્તવા લાગ્યા ઉજાણીઓ અને લશ્કરી રમતગમતોના જલસા થવા લાગ્યા બેઉ પ્રજાની છાવણીઓમાં ખરેખરો બંધુભાવ પ્રવર્તી રહ્યો "નેપોલિયન જીવો" "અને અલેક્ઝાન્ડર જીવો"ની ગર્જનાઓ ઓતપ્રોત થઈ ગઇ

એક દિવસે નેપોલિયન અને અલેક્ઝાન્ડર સાથે ફરતા હતા તે વખતે એક ફ્રેન્ચ સિપાઇએ તેમને શસ્ત્રવડે સલામ કરી તેના કપાળ ઉપર તલવારનો લાંબો અને ઉંડો ઘા થવાથી તેનો ચહેરો બીહામણો દેખાતો હતો નેપોલિયને તેના તરફ પ્રેમાળ નજર નાખીને અલેક્ઝાન્ડરને કહ્યુ, ભાઈ,"આવા ઘાને પણ જે જીરવી શકે છે તે સિપાઈઓને તમે કેવા ધારો છો?"

અલેક્ઝાન્ડરે તે ઘાની નિશાની તરફ જોઇને કહ્યુ, "પણ મારા સિપાઇઓ આવા ઘા મારી શકે છે તેમને તમે કેવા કહેશો?

તે સિપઈ પોતાની લોખંડની મૂર્તિ જેવી મુખાકૃતિની એક રેખા પણ બદલ્યા વગર ગંભીર અવાજે બબડયો, "એ ઘા મારનારા તો મરી ગયા-મરી."

પળવાર સુધી તો અલેક્ઝાન્ડરને કશો ઉત્તર સુઝયો નહિ પછી તેણે નેપોલિયન

તરફ ફરીને વિવેકથી કહ્યું, " ભાઇ, તમે બીજે બધે ઠેકાણે જીતો છો તેમ અહિ પણુ તમારીજ જીત થઇ છે "

નેપોલિયને તરતજ યોગ્ય ઉત્તર વાળ્યો કે " બીજે ઠેકાણે મને મારા સિપાઇઓ જીત અપાવે છે તેમ અહિ પણુ આ સિપાઇએજ મને જીત અપાવી છે "

બેઉ જણુ તેમની આગળ જગતનો નકશો રાખીને કલાકના કલાક સુધી વાતો કરતા અલેક્ઝાન્ડર નેપોલિયનના નવા સુદર વિચારો જાણીને મુગ્ધ બની ગયો તેને ઇગ્લડના પક્ષમાથી છૂટો પાડીને ફ્રાન્સનો મિત્ર બનાવવાની નેપોલિયનની મોટી ઉમેદ હતી તેણે એક દિવસ અલેક્ઝાન્ડરને કહ્યું, " ઈગ્લડનો આશય શો છે ? સમુદ્ર ઉપર બધી પ્રજાઓનો હકક છે તેને બદલે ઇગ્લડને એકલે હાથેજ હક્ક ભોગવવો છે દુનિયાનો વ્યાપાર પોતાનાજ હાથમાં લઇ લેવો છે તટસ્થ રાજ્યો ઉપર પણુ દબાણુ કરવુ છે અને દેશાવરથી આવતા માલની મો માગી કિમત લેવી છે, યૂરોપના તમામ દેશોમા પગપેસારો કરવો છે અને વ્યાપારને લગતા પોતાના કાયદા આખી દુનિયા પાસે પળાવવા છે !"

"મારા ઉપર આરોપ મૂકવામાં આવે છે કે લડાઇ હુ ઉભી કરૂ છુ હુ તો સલાહ કરવા તૈયાર છુ તમે પોતેજ અમારા મધ્યસ્થ થાઓ ચાલો હુ માલ્ટા છોડી દઉ છુ પણુ ઈગ્લડે સ્પેન અને હોલેન્ડ પાસેથી જે સસ્થાનો લુટવી લીધા છે તે પાછા આપવા જોઇએ "

" જો ઈગ્લડ આ સરતો નાકબુલ કરે તો આપણે તેને તાબે થવાની ફરજ પાડવી જોઇએ આખી દુનિયાને તે વખતો વખત લડાઇઓથી રજાડયા કરે છે તે શુ વાજબી છે ? જો ઈગ્લડ આપણી વાજબી સરતો સ્વીકારવા ના પાડે તો તમારે ફ્રાન્સના મિત્ર બનીને તેની સામે લડાઇ જાહેર કરવી તેને જ્યારે એમ માલમ પડશે કે મારી સામે એકલુ ફ્રાન્સ નહિ પણુ આખો યૂરોપ ઉભો થએલો છે તો તેને કાયદેસર સલાહ કરવાની અને નહિ તો હારીને હથિયાર મૂકી દેવાની ફરજ પડશે "

તુર્કસ્તાનનો સવાલ ઘણો તકરારી હતો રશિયાને તુર્કસ્તાન ખાઈ જવુ હતુ અને યૂરોપમાંથી મુસલમાન સત્તાનો પગજ કહાડી નાખવો હતો, પણુ જો તેમ થાય તો તેની સત્તા હાલના કરતાં પણુ વિશેષ ભયપ્રદ થઈ જાય તુર્કસ્તાનને નવજીવન આપીને તેનો પુનરુદ્ધાર કરવાનુ તો અશકયજ હતું નેપોલિયન કહેતો કે એ રાજ્યને કૃત્રિમ ટેકો આપીને નિભાવી રાખવુ નકામુ છે તે વહેલું મોડુ પડશે તો ખરૂં પણુ તે વખતે તેનો મોટો ભાગ ઈગ્લડ ન પચાવી પડે તેટલુ જ સાચવી લેવાની જરૂર છે "

પ્રશિયાની ખૂબસુરત અને બાહોશ રાણીએ પોતાના સૌંદર્ય અને વાણીની છટાથી નેપોલિયનના મન ઉપર અસર કરીને પોતાના પતિને માટે વધારે અનુકૂળ સરતો કરાવી લેવાને ફાંફા માર્યા જો તે વહેલી આવી હોત તો કદાચ તેણે કેટલાક ફેરફાર

કરાવ્યો હોત પણ હવે કાંઇ વળે એ ન હતુ એટલે પ્રશિયામા અને તેથી કરીને આખા યૂરોપમા દાવાગ્નિ સળગાવનાર તે રાણી ત્યાંથી ચાલી ગઇ પોતાની સઘળી આશાઉમેદ આ પ્રમાણે ભાગી પડવાથી અને પ્રશિયાની અવનતિ તેના અભિમાની હૃદયથી ખમી નહિ શકાવાથી શોકની અસરથી તે થોડાજ વખતમા મરણ પામી

રશિયા, પ્રશિયા, અને ફ્રાન્સ વચ્ચે આ પ્રસગે થએલી સલાહ ઇતિહાસમા "ટિલ્સિટની સલાહ" ને નામે મશહૂર છે પ્રશિયાના રાજાને તેના રાજ્યનો અડધો ભાગ પાછો મળ્યો પોલેન્ડનો જે મુલક તેણે તફડાવી લીધો હતો તેનુ એક જૂદુ રાજ્ય બન્યુ નેપોલિયને ગુનામો રાખવાનો રિવાજ નાબૂદ કર્યો, મજૂરો પણ લગભગ ગુલામી અવસ્થામાં હતા તેમાથી તેમને મુક્ત કર્યા અને યાહુદીઓ ઉપર થતો અન્યાય અટકાવ્યો નેપોલિયન અને અલેકઝાન્ડર એકબીજાને લડાઇમા મદદ કરવાને બધાયા પ્રશિયા પાસેથી મેળવેના મુલકનુ એક નવુ વેસ્ટફેલિયાનુ રાજ્ય બનાવ્યુ અને જેમ્સ બોનાપાર્ટ તેનો રાજા થયો. આ પ્રમાણે નેપોલિયને પોતાની સ્થિતિ મજબુત કરી દીધી

નેપોલિયનને ફ્રાન્સ છોડયાને લગભગ એક વર્ષ થયુ હતું અત્યારે તે પોતાની રાજધાનીથી પદરસો માઇલ દૂર આવ્યો હતો યૂરોપખડમા હવે તેણે સુલેહ પ્રવર્તાવી હતી આ વખતે તેની સત્તા છેક ઉચામા ઉચી અવસ્થાએ પહોચી ગઇ હતી યૂરોપ તેના બુદ્ધિવૈભવથી અજાઇ ગયો હતો, તેના સૈન્યથી પરાજિત થઇ ગયો હતો અને તેથી તેનો નૃપતિ તરીકે સ્વીકાર કરવાની એકલા ઇંગ્લડ સિવાય તમામ દેશના રાજાઓને ફરજ પડી હતી એકલુ ઇંગ્લડજ પોતાના નૌકાસૈન્યથી સુરક્ષિત હોવાથી તલવાર મ્યાન કરતુ ન હતુ હજી પણ તે રાજખટપટ અને નાણાના જોરથી બીજા નવાં ગજ્યો સાથે એકસપી કરવા કાવાદાવા કરી રહ્યુ હતુ ઇંગ્લડનો સમુદ્ર ઉપર અધિકાર છતા હવે નેપોલિયનના બુદ્ધિબળથી તેની સ્થિતિનુ ગૌરવ ઉતરી ગયુ હતુ. પોતાની અભિમાની વર્તણુકને લીધે તે સર્વત્ર અપ્રિય થઇ પડયુ હતુ હેઝલિટ્ લખે છે કે 'ફ્રાન્સના રાજાએ ઇંગ્લડની બીજા રાજા ઉપર ગેરવાજબી દમાણુ કરવાના નીતિ, તેની ઉદ્ધત વર્તણુક અને લોભવિષે જે પોકાર ઉઠાવ્યો હતો તે ઘણોજ વાજબી હતો " બીજા રાજ્યોના હક્ક મજૂર કરવાની અને પોતાના લોહી નીગળતી તલવાર મ્યાન કરવાની ઇંગ્લડને ફરજ પાડવાના ઉદ્દેશથી આખો યૂરોપ હવે તેની સામે લડવા તૈયાર થયો હતો પણ તેણે કોઇની પણ દરકાર કર્યા વગર પોતાનો કાફલો તૈયાર રાખ્યો અને આખા જગતને પોતાની સાથે યુદ્ધ કરવાને અહકારસહિત નિમત્રણ કર્યું

સલાહના કોલકરારપર સહીઓ થયા પછી નેપોલિયન તરતજ પારિસ જવા નીકળ્યો અને જુલાઇની ૨૭ મી તારીખે સવારના ૭ વાગે તોપોના અવાજ ઉપરથી

લોકોને જાણ થઇ કે શહેનશાહ રાજધાનીમાં આવી પહોચ્યો છે ખાલી ભભકા ઉપર તેને અણગમો હોવાથી રાતો રાત મુસાફરી કરીને લોકોને અગાઉથી ખબર આપ્યા વગર સવારના પહોરમા તે શહેરમા દાખલ થઈ ગયો આ સમાચાર શહેરમા વિજળીને વેગે ફેલાઈ ગયા, અને શેરીએ શેરીએ લોકાએ પોતાના હૈયાના ઉમગથી ઉત્સવ કરવા માડયો નેપોલિયને દેશને દારિદ્ર અને અરાજકતામાંથી મુક્ત કર્યો હતો અને સમૃદ્ધિ તેમજ ગોરવના શિખર ઉપર બેસાડયો હતો એટલુ તો ગમે તે પ્રકારના રાજનૈતિકપક્ષના માણસને પણ કબૂલ કરવુ પડતુ રાત પડતાજ આખુ શહેર રોશનીથી ઝળહળી રહ્યુ, પણ લોકોના અભિનદન સ્વીકારવાની તેને નવરાશ ન હતી તે તો જાણે વિનોદને માટે ટુકી મુસાફરી કરીને પાછો આવ્યો હોય તેમ એકદમ સેટ ક્લાઉડ ગયો અને ત્યાં પ્રધાનમડળની સાથે કામ કરવા મડી ગયો

જગતના ઇતિહાસમાં કદિ પણ જોવામા ન આવી હોય એવી ઉપરાઉપરી લડાઇઓ જીતીને તે પારિસ આવ્યો હતો તેના ચહેરા ઉપર આજે અપૂર્વ આનદ અને સતોષ છવાઇ રહ્યો હતો તેણે પોતાના પ્રધાનમડળને કહ્યુ, "હવે યૂરોપમાં સુલેહ જળવાઇ રહેશે એમ આપણે ખાત્રીથી માનીએ છીએ સમુદ્ર ઉપરની તકરારનો નિર્ણય થઇ જશે માટે હવે વળી પાછા આપણે વેપાર અને ઉદ્યોગ તરફ વળીએ હુ સેનાપતિનુ કામ કરીને ધરાઇ ગયો છુ તેથી હવે લશ્કરની તપાસ ન લેતાં રાજ્યના મુખ્ય પ્રધાન તરીકે રાજનૈતિક પ્રસગોનુ અવલોકન કરવા માગુ છુ "

નેપોલિયનના રાજ્યની સ્થિરતા ઉપર લોકોને કેટલો વિશ્વાસ હતો તે સરકારી લોનના ભાવ ઉપરથી જણાઇ આવે છે તે ફર્સ્ટ કૅાન્સલ થયો ત્યારે પાચ ટકાના વ્યાજની પાચસો ફ્રાન્કની લોન પાસેઠ ફ્રાન્કે વેચાતી હતી તેજ લોનનો ભાવ આજે ચારસો પાસેઠનો થયો હતો તે જમાનામા છથી સાત ટકાનુ વ્યાજ લોકોને સહેલાઇથી ઉપજતુ છતા તેઓ પાચ ટકાની સરકારી લોન લેતા તે ઉપરથી રાજ્યની સ્થિરતા ઉપર લોકોને દૃઢ વિશ્વાસ હતો એમ સાબિત થાય છે



# प्रकरण ३७ मुं—नेपोलियनना राजनैतिक अभिप्राय



ક દિવમનો પણ આરામ લીધા વગર આવતાંની સાથેજ ફ્રાન્સનું જેમા ઘણામા ઘણુ હિત સમાયલુ હતુ એવાં કાર્યોની અભિવૃદ્ધિ કરવા પોતાના તમામ માનસિક બળ અને ઉત્સાહસહિત નેપોલિયન કામે લાગી ગયો યૂરોપના તમામ દરબારોમા ચૂટી કહાડેલા પ્રતિનિધિઓને તેણે મોકલી દીધા રશિયા જે સરતો રજૂ કરે તે સ્વીકારવાની ઈગ્લંડ ના પાડે તો પછી તેને સલાહ કરવાની ફરજ પાડવામા તમામ રાજ્યોના સહકારની જરૂર હતી હવે અમુક રાજ્યો તટસ્થ રહે તે પરવડે તેમ ન હતુ જે રાજ્યો પોતાના બદરોમાં ઈગ્લંડનો માલ આવવા દેતાં તે તેને સગીનમા સગીન મદદ આપતા, માટે નેપોલિયને તો તટસ્થ રાજ્યોને તેમજ પોતાના મિત્રરાજ્યોને સર્વને ઈગ્લંડનો માલ ખરીદવાની મના કરી આ પગલુ ગેરવાજબી તો હતુ પણ ફ્રાન્સનો વેપાર તોડી નાખવા ઈંગ્લંડે જે ઉપાય લીધો હતો તે પણ તેટલોજ ગેરવાજબી હતો તેથી થાય તેવા થયા સિવાય બીજો રસ્તોજ ન હતો

નેપોલિયનનો ભાઇ લૂઇ હોલેન્ડનો રાજા હતો હોલેન્ડ કેવળ વેપારી મુલક હતો વ્યાપાર વિષયક પ્રતિબધને લીધે ત્યાંની પ્રજાને ઘણુ નુકસાન થતુ હતુ લૂઈ ઘણો ભલો, પ્રમાણિક અને દયાળુ માણુસ હતો, તેથી ઈગ્લંડના માલનો બહિષ્કાર કરવાની રૂઢિનો બરાબર અમલ કરતો ન હતો તેના ઉપર નેપોલિયને નીચે પ્રમાણે ઘણોજ સચોટ પત્ર લખ્યો

“ રાજાઓએ પોતાની રાજનીતિનુ સ્વરૂપ માત્ર એકલા વર્તમાન ઉપરજ નજર રાખીને ઘડવાનુ નથી, ભવિષ્યના પરિણામ પણ તેમણે ધ્યાનમાં લેવા ઘટે છે યૂરોપની વર્તમાન સ્થિતિ કેવી છે તેનો વિચાર કરો એક બાજુએ ઈંગ્લંડ પોતાનાજ પ્રયાસથી આખા જગત્ ઉપર સામ્રાજ્ય ભોગવે છે અને આખા જગતને પોતાની ઇચ્છાને વશ થવાની ફરજ પાડે છે બીજી બાજુએ ફ્રાન્સ તથા બીજા યૂરોપીય રાજ્યો એકસપી કરવાથી બળવાન બન્યા છે અને ઈગ્લંડનુ સર્વોપરિપણું

સ્વીકારી શકતાં નથી એ રાજ્યો પાસે પણ એકવાર સંસ્થાનો હતા એકવાર તેઓ પણ ઈગ્લંડની માફક વેપાર ખેડતા હતાં તેમના રાજ્યોનો સમુદ્રકિનારો ઈગ્લંડના કરતા વધારે છે, પણ કુસંપથી તેઓ બળહીન બની ગયા અને ઈગ્લંડે એક પછી એક રાજ્ય ઉપર આક્રમણ કરીને તેમનું નૌકાસૈન્ય નષ્ટ કરી નાખ્યું રશિયા, સ્વીડન, ફ્રાન્સ, સ્પેન વગેરે રાજ્યો પાસે બળવાન કાફલો તૈયાર કરવાનાં પૂરતા સાધન છતા તેમના વહાણુથી બંદરની બહાર ફરકાતુ પણ નથી ”

“ હુ તો સલાહજ કરવા ઇચ્છુ છુ ફ્રાન્સના ગૌરવને ક્ષતિ ન પહોચે અને પ્રજાનું સ્વમાન સચવાય તેવા કોઈ પણ ભોગે હું સલાહ કરવા માગુ છુ સલાહ થવાની જરૂર છે અને હુ તથા યૂરોપ ખંડના બધા રાજાઓ સલાહ કરવા ઇન્તેજાર છીએ મને ઈગ્લંડ પ્રત્યે દ્વેષ નથી તેમ ક્રોધવૃત્તિને વશ થઈને તેના તરફ હુ અન્યાય પણ કરતો નથી ઈગ્લંડે મારા તરફ બહિષ્કારની નીતિ આદરી છે તેની સામે મે કોન્ટિનેન્ટલ પદ્ધતિ ( યૂરોપ ખંડમાથી ઈગ્લંડના માલનો બહિષ્કાર ) રૂપી શસ્ત્ર વાપર્યુ છે મારા શત્રુઓ જણાવે છે તેમ ઈગ્લંડ તરફ ઈર્ષ્યાથી પ્રેરાઇને નહિ પણ ઇગ્લંડ અને ફ્રાન્સના હકક વચ્ચે જે કૃત્રિમ અને ગેરવાજબી ભેદ ઉભો થયો છે તેને રદ કરવાની ઈગ્લંડને જરૂર લાગે એટલોજ મારો ઉદ્દેશ છે ભલે ઈગ્લંડ પૈસે ટકે આબાદ થાય તેમાં મને જરાએ વાંધો નથી, પરંતુ ફ્રાન્સને તથા તેના મિત્રરાજ્યોને પણ તેટલાજ હક્ક મળવા જોઇએ ”

“ કોન્ટિનેન્ટલ પદ્ધતિનો એકજ ઉદ્દેશ છે કે યૂરોપની પ્રજાના અને ફ્રાન્સના જાહેર અધિકારોનો કાયમને માટે નિર્ણય કરવાનો સમય જેમ બને તેમ નજીકમા લાવી મૂકવો ઉત્તરનાં રાજ્યોના રાજાઓ મારી સૂચવેલી બહિષ્કારની નીતિનો ચુસ્તપણે અમલ કરે છે અને પરિણામે તેમના દેશના વ્યાપારને ઘણો લાભ થયો છે પ્રશિયાના કારીગરો હવે આપણા દેશના કારીગરોની બરોબરી કરી શકે એવા થયા છે તમને ખબર તો હશે કે ફ્રાન્સના કોઇ પણ બંદરે પરદેશમા બનેલી ચીજ દાખલ થઇ શકતી નથી તેજ પ્રમાણે હુ સ્પેનમા પણ બંદોબસ્ત કરી દેવાનો છુ એટલે પોર્ટુગાલ ઈગ્લંડથી છૂટુ પડશે અને બેઉ રાજ્યો ફ્રાન્સની વ્યાપારનીતિનો સ્વીકાર કરશે. તેમ થતાં તુર્કસ્તાન સિવાય યૂરોપના કોઇ પણ દેશના બંદરે ઈગ્લંડનો માલ જવા પામશે નહિ તુર્કસ્તાન યૂરોપ સાથે વેપાર કરતું નથી એટલે તેની મને ઝાઝી પરવા નથી ”

“ હોલેન્ડના રાજ્યમાં થઈ ને યૂરોપ ખંડમાં પોતાનો માલ મોકલવાની અગ્રેજ વેપારીઓને તમે જે અનુકૂળતા કરી આપો છો, તેનુ વિનાશકારક પરિણામ હવે તમને સમજાય છે ? તેમ કરવાથી આપણી સામે લઢવાનુ બળ મેળવવાની અને બીજા રાજ્યોને આપણી સામે ઉભાં કરવાની આપણે ઈગ્લંડને અનુકૂળતા કરી

આપીએ છીએ ઈંગ્લંડના પ્રધાનમંડળની ચાણુક્યનીતિની સામે બચાવ કરવાની જેટલી મને જરૂર છે તેટલીજ તમને છે થોડા વરસ તમે ગમે તેમ કરીને ટકી રહુશો તો અત્યારે આપણને જેટલી સલાહ કરવાની જરૂર લાગે છે તેટલી ઈંગ્લંડને પણ લાગશે તમારા દેશની વસ્તુસ્થિતિ તપાસશો તો માલમ પડશે કે મારી બહિષ્કારની નીતિથી મારા કરતા તમારા દેશને વધારે લાભ છે હોલેન્ડ નાવિકોનો અને વેપારીઓનો મુલક છે હોલેન્ડ પાસે ઉત્તમ બંદરો, વહાણુ, નાવિકો, સેનાપતિઓ અને પોતાના પગપર ઉભા રહી શકે એવા સંસ્થાનો છે અંગ્રેજોના જેટલોજ તમારા લોકો વ્યાપાર ખેડી જાણે છે, ત્યારે આ બધા લાભ સાચવવાની હોલેન્ડને જરૂર નથી ? જ્યારે સુલેહ થશે ત્યારે હોલેન્ડને તેની અસલની જાહોજલાલી પ્રાપ્ત થશે કે નહિ ? થોડા વરસ કદાચ દુઃખ વેઠવુ પડે પણ હોલેન્ડનો રાજા ઈંગ્લંડના સુબા જેવો બની જાય અને આખો દેશ ઈંગ્લંડના તાબાના મુલક જેવો બની જાય એ વધારે દુઃખકર નથી ? છતાં અંગ્રેજ વેપારીઓને તમે જે અનુકૂળતા આપો છો તેનુ પરિણામ તો મે ઉપર કહ્યુ તેજ આવનાર છે સિસિલિ અને પોર્ટુગાલનાં દૃષ્ટાંત તમારી નજર આગળ મોજૂદ છે ”

“ધીરજ રાખો વખત શુ કરે છે તે જુઓ તમારે તમારા દેશમા બનતો દારૂ વેચવો છે અને ઈંગ્લંડને તે ખરીદવો છે તે માટે તમે એવી ગોઠવણ કરો કે અંગ્રેજ વેપારીઓ અમુક જગ્યાએ ચોરી છૂપીને આવે અને દારૂ લઈ જાય, પણ તેના બદલામા પૈસાજ લેજો તેમનો માલ કદી પણ લેતા નહિ સલાહ તો આખરે થવાનીજ છે, પણ મારી સૂચના પ્રમાણે ચાલશો તો તેમના અને આપણા બેઉનાં હિત જળવાય એવી રીતની સલાહ આપણે કરી શકીશુ ઈંગ્લંડનો સમુદ્ર ઉપરનો અધિકાર આપણને નીભાવવો પડશે તોપણ તે આપણે એવી રીતે સ્વીકારીશુ કે આપણા વ્યાપારને નુકમાન ન કરી શકાય અને સમુદ્રમા ફરતા આપણા વહાણોનુ અપમાન કોઈ પણ ન થાય ”

ઈટાલિમાં ઇટ્રુરિયાનુ નાનુ રાજ્ય છે તેની ગાદી ઉપર નેપોલિયને સ્પેનના રાજકુમારને મૂક્યો હતો તે આળસુ અને નિર્બળ મનનો રાજા મરી ગયા પછી તેની રાણી રાજ કરવા લાગી તે પણ તેના પતિના જેવીજ હતી નેપોલિયનની યોજનાનુ સ્વરૂપ તેનાથી સમજાય એમ હતુજ નહિ તેથી ત્યાંના લેગહૉર્ન શહેરમાં અંગ્રેજ વેપારીઓ બેધડક વેપાર કર્યા જતા હતા, અને ત્યાંથી તેમનો માલ આખા યૂરોપમા ફેલાઈ જતો હતો આમ થવાથી નેપોલિયનની સુંદર યોજના બરબાદ જતી હતી નેપોલિયને એકદમ ૪૦૦૦ માણસો મોકલીને તે શહેર કબજે કરી લીધુ, અંગ્રેજ વેપારીઓની તમામ મિલ્કત જપ્ત કરી લીધી અને તેમના વ્યાપારનુ આ દ્વાર બંધ કરી દીધુ આ કામ આપખુદ સત્તાનુ હતુ પોતાના બચાવમા નેપોલિયને કહ્યુ કે

"જગતને સલાહની જરૂર છે ઇંગ્લંડને સલાહ કરવી નથી તેનુ સમુદ્ર ઉપર સર્વોપરિપણુ હોવાથી તેને હરાવી શકાય એમ તો છેજ નહિ તેને સલાહ કરવાની ફરજ પડે એવી રીતનુ તેના ઉપર હુમાણુ કરવુ હોય તો તેના વેપારને તોડી પાડવો આ કામ કરવા આખો યૂરોપ એક થયો હતો આવી ભવ્ય યોજનાનો શુ એક નાનકડા રાજ્યની મૂર્ખ અને સ્વચ્છદી રાણીને લીધે મારે બરબાદ કરી નાખવી ?"

નેપોલિયને પોતાના પ્રધાનમડળને માટે સભાસદોની પસંદગી ઘણીજ સભાળથી કરતો રાજ્યના દરેક પ્રકરણમાટે ખાસ યોગ્યતાવાળા માણસો જ્યાંથી મળી આવે ત્યાથી વીણી વીણીને લઇ આવતો પ્રધાનમડળના સભાસદોએ સાહિત્ય, વિજ્ઞાન, કાયદા, દિવાની અને લશ્કરી બાબતો તથા ધર્મ અને નૌકાસૈન્યનો વહીવટ એટલી બાબતોવિષે હેવાલ રજૂ કરવાનો હતો કોઈ નવો મુલક જીતાતો કે તરતજ ત્યાના સારામાં સારા માણસોને પ્રધાનમડળમાં જગ્યા મળતી, અને એ રીતે ત્યા બાહોશમાં બાહોશ માણસોની હમેશા ભરતી થયા કરતી

સભાના પ્રમુખસ્થાને નેપોલિયન બેસતો કોઇવાર કટાળો આવે એવી ચર્ચા ચાલતી હોય ત્યારે તે છાતી ઉપર ડોકુ નમાવીને ઉંડા વિચારમાં ગરકાવ થઈ જતો, અને કોઇવાર પોતાના અદ્ભુત શક્તિસપન્ન મન અને બુદ્ધિના ચમત્કારથી આખી સભાને વિજળીના પ્રવાહની માફક અજાયબ જેવી સ્ફુર્તિ આપી દેતો સભાની બેઠક ગમે તેટલા કલાક ચાલે તોપણુ તે કદિ કટાળતો નહિ કોઈ કોઇવાર તો સવારના નવ વાગ્યાથી સાજના પાંચસુધી સભાને કામમાં રોકી રાખતો વચમાં માત્ર એકજ કલાકનો આરામ આપતો કોઇવાર રાતના દશથી સવારના પાચ સુધી સભાની બેઠક રાખતો વચમા તે એકવાર ઉઠીને સ્નાન કરી આવતો અને પાછો પહેલાના જેવો તાજો થઇને આવતો. તે કહેતો કે એક કલાક સ્નાન કુડમા બેસીને સ્નાન કરવાથી ચાર કલાકની ઉંઘનો બદલો વળે છે. તે પોતે જેટલુ કાળજીથી કામ કરતો તેટલી કાળજીથી બીજાઓ પાસેથી પણુ આશા રાખતો કોઇ બાબતનો રિપૉર્ટ તૈયાર કરવાનો હોય તો તે કાલે સવારે અથવા અમુક સમય સુધીમાં તે થઇ જવો જોઇએ એવી તાકીદ આપતો કોઇ સભાસદને નવા કાયદાનો ખરડો રજૂ કરવો હોય તો તેને બધા મુદ્દાઓ ગોઠવીને પોતાનુ ભાષણુ સમજાવવા માટે માત્ર બેજ કલાક આપવામાં આવતા સભામાં ચાલતા વિવાદ વખતે વક્તાઓને ભભકવાળી ભાષા કે વાણીનો આડબર બતાવવાનો જરા પણુ અવકાશ મળતો નહિ જે કાંઈ બોલવુ હોય તે સાદી ભાષામા અને થોડામાં થોડા શબ્દોમાં બોલવાનો તેનો રિવાજ હતો પોતાની વક્તૃત્વશક્તિને માટે નામાકિત થએલો એક નવો સભાસદ એકવાર પોતાની વાણીની છટા અને કળા બતાવવા ગયો પણુ બધા હસી પડયા એટલે ઉત્સાહભરી વાતચીતની ઢબમા બોલતા શીખવાની તેને જરૂર

પછી નેપોલિયનના પ્રધાનમંડળમાં સાહિત્ય, કલા, વિજ્ઞાન એમ દરેકે દરેક વિષયના પ્રતિનિધિઓ હતા એટલુંજ નહિ પણ ભિન્ન ભિન્ન રાજનૈતિક માન્યતાઓના પણ પ્રતિનિધિઓ હતા જૂદા જૂદા પક્ષના લોકોને સ્વદેશપ્રેમની સાંકળથી બાંધીને સર્વનું એકીકરણ કરવા માટે નેપોલિયન ખાસ યત્ન કરતો હતો

નેપોલિયન પોતાના ઘાયલ સિપાઇઓની જરૂરીઆતો પૂરી પાડવા માટે નિરંતર કાળજી રાખતો અને માર્યા ગએલા યોદ્ધાઓના બાળકો તરફ સગા બાપના જેટલું હેત રાખતો કલ્પનામાં પણ નહિ આવે એવાં દુ:ખો અને જોખમો વેઠનારા પોતાના સાચા સિપાઇઓને માટે શું શું કરવું જોઇએ તેના વિચાર તેના કૃતજ્ઞ હૃદયમાં વાર વાર આવ્યા કરતા હતા એક વાર તેણે પ્રધાનમંડળ આગળ એવી દરખાસ્ત મૂકી કે મ્હેસુલી, આબકારી અને જકાત ખાતાની તમામ ખાલી પડેલી જગ્યાઓ ઘાયલ થવાથી લશ્કરી સેવા માટે નાલાયક બનેલા જૂના યોદ્ધાઓ અને સેનાપતિઓને આપવી કે નહિ ? સભાસદો એ સાંભળીને નારાજ થયા હતા એમ લાગવાથી નેપોલિયને સૌને પોતપોતાનો અભિપ્રાય ખુલ્લી રીતે દર્શાવવાનો આગ્રહ કર્યો એકે કહ્યું કે "લશ્કરી ધંધો કરનારાને વધારે પસંદગી આપવાથી બીજો ધંધો કરનારા લોકો નારાજ થશે" નેપોલિયને કહ્યું કે "અત્યારે આપણે ત્યાં લશ્કરી ધંધો કરનારાઓનો જૂદો વર્ગ છેજ નહિ આપણી સ્થિતિ જોતાં રાજ્યના દરેક માણસે શસ્ત્ર ધારણ કરવાની જરૂર છે જેમણે સ્વદેશના રક્ષણમાટે શસ્ત્ર ધારણ કર્યાં છે તેઓમાંના ઘણાખરાને તેમના ચાલુ ધંધા છોડી દેવા પડયા છે તેને માટે તેમને યોગ્ય બદલો આપવોજ જોઇએ"

એક બીજા સભાસદે પ્રશ્ન કર્યો કે આ ઉપરથી પ્રજા એવો અર્થ નહિ કરે કે ભવિષ્યમાં પણ ઘણીખરી જગ્યાઓ આપ લશ્કરી માણસોથીજ પૂરવા ઇચ્છા રાખો છો ?

નેપોલિયને કહ્યું, "મારી ઇચ્છા છેજ માત્ર સવાલ એ છે કે હું તેમ કરૂં તો તે વાજબી છે કે નહિ ? રાજ્ય બંધારણના નિયમ પ્રમાણે તમામ જગ્યાઓ પૂરવાનો મને હક પણ છેજ વળી જેમણે દેશને માટે ઘણામાં ઘણું સહન કર્યું હોય તેમને યોગ્ય બદલો આપવો એમ મારી ન્યાયવૃત્તિ પણ આદેશ કરે છે" પછી તેણે દીર્ઘ અને ગંભીર સ્વરે કહ્યું, "ગૃહસ્થો, લડાઇ એ કાંઇ એશઆરામનો ધંધો નથી. તમે તમારી ખુરશીઓપર સ્વસ્થ ચિત્તે બેઠા બેઠા માત્ર વર્તમાનપત્રો તથા મારી આજ્ઞાપત્રિકાઓદ્વારા લડાઇની સ્થિતિ વિષે જેટલું જાણી શકાય તેટલું જાણો છો, પણ અમે કેવી રીતે અખંડ ઉજાગરા કરીને રાત્રે ચોકી પહેરા કરીએ છીએ રોજ લાંબી લાંબી મજલો કરીએ છીએ અને બીજા અનેક પ્રકારના સંકટો અને વિટંબણાઓ વેઠીએ છીએ તેનો તમને ઘેર બેઠા બેઠા જરાએ ખ્યાલ આવી શકે નહિ મે તે સઘળું જોયું છે અને વેઠયું, છે, માટે હું તે સારી રીતે જાણી શકું છું"

આ દરખાસ્ત પસાર કરાવવાની તેની ઘણી મરજી હતી છતા સભાસદોની વિરુદ્ધ-તાને વશ થઇને તેણે તે પાછી ખેચી લીધી

આસ્ટર્લિટ્ઝના સગ્રામમા મરણ પામેલા તમામ સિપાઇઓ અને અમલદારોનાં બાળકોને નેપોલિયને દત્તક લીધા હતા અને તેઓ પોતાના નામની સાથે નેપોલિયનનુ નામ જોડતાં હતાં તેમાના એક છોકરાને તેણે પૂછ્યુ કે તારે કયો ધધો કરવો છે? છોકરો વિચાર કરવા રહ્યો તેથી નેપોલિયનેજ એક ધધો બતાવ્યો છોકરાએ કહ્યુ કે હુ એ ધધામાં જોડાઇ શકુ તેટલી મારા પિતાની મિલ્કત નથી નેપોલિયને કહ્યુ, "તેની તારે શી ફિકર? શુ હુ તારા પિતાને ઠેકાણે નથી?" આ પ્રમાણે નેપો-લિયનના હૃદયની ઉદારતા તેના બુદ્ધિબળના જેટલીજ અસામાન્ય હતી.

રાજ્યના રક્ષણમાટે તમામ વસ્તીનુ લશ્કરી દષ્ટિબિન્દુથી વર્ગીકરણ કરવાનો નેપોલિયનને વિચાર થયો આખી પ્રજાના તેણે ત્રણ વિભાગ કર્યા પહેલા વિભાગમાં તરુણ પુરુષોનો સમાવેશ કર્યો તેમની ફરજ જરૂર પડે તો રાજ્યની હદસુધી જઇને લઢવાની હતી બીજા વર્ગમા પરણેલા આધેડ વયના પુરુષો હતા તેઓ જે ધધો કરતા હોય તે કરતા રહીને તેમણે લશ્કરી તાલિમ લેવાની હતી ત્રીજા વર્ગમાં વધારે મોટી વયના પુરુષો આવતા હતા તેમણે માત્ર પોતાનાજ ગામ અથવા શહેરનો બચાવ કરવાનો હતો થોડાજ વખત પછી ફ્રેન્ચ પ્રજા ઉપર જે વિપત્તિનુ વાદળ તૂટી પડયુ તે નેપોલિયને પોતાની ભવિષ્યવેધી દષ્ટિએ જાણી લીધુ હતુ સભાસદોએ અનેક પ્રકારના વાંધા દર્શાવ્યા, અને કહ્યુ કે પ્રજામા ગેરસમજ ઉભી થશે નેપોલિયને કહ્યુ કે "મારી પ્રજાનો મારા ઉપર સપૂર્ણ વિશ્વાસ છે. આવી રીતે લશ્કરી વ્યવસ્થાનો મારો બીજો ઉડો હેતુ છેજ નહિ હુ જે કરૂં છુ તે પ્રકટ રીતે કરૂં છુ મારો વિચાર રાજ્યની સલામતી અને સ્થિરતા જાળવી રાખવાનો છે આફતને વખતે દરેક નાગરિક પોતપોતાની જગ્યાએ જઇને ઉભો રહે એવી રીતે પ્રજા–રક્ષક સૈન્યની વ્યવસ્થા કરી દો" પછી મુખ્ય પ્રધાન તરફ ફરીને તેણે કહ્યુ કે જરૂર પડે તો તમારે પણ બદુક ધારણ કરવા તૈયાર થવુ પડશે એમ કરીશુ તોજ આખો દેશ લડવૈયાનો દેશ બની રહેશે અને ચૂના તથા પથ્થરે ચણેલી પાકી ઇમારતની માફક આપણી પ્રજા સમય અને મનુષ્યના આક્રમણની સામે ટકી રહેવા શક્તિમાન થશે

નેપોલિયને જાહેર ઉપયોગના અસખ્ય બાધકામો તરફ પોતાની શક્તિ કામે લગાડી હતી રાજ્યની અદર કુલ ચાળીશ હજાર માઇલની લબાઇના રાજમાર્ગ બધાવી દીધા હતા આલ્પ્સ પર્વતના ઘાટ ઉપર થઇને લઇ જવાની ચિરસ્મરણીય સડકો પણ હવે બનતી તાકીદે પૂરી કરાવવા માડી. ચૌદ વિશાળ પૂલ બધાવ્યા અને તેમાંના કેટલાક તો હજી આખા યૂરોપમા કીર્તિવત બાધ કામોમા ગણાય છે

આખા ફ્રાન્સને જળમાર્ગનું સાધન થઇ પડે એવી બે ભવ્ય નહેરો ખોદાવી એટવર્પ શહેરમાં તેણે બંધાવેલા ગંજાવર બાંધકામો જોઇને આજે પણ જગત તેની પ્રશંસા કરે છે. આખા રાજ્યના કિલ્લાની બારીક તપાસ કરાવીને સર્વને દુરસ્ત કરાવ્યા. પારિસ નગરમાં રાત દિવસ ચાર ફુવારા ઉડવા લાગ્યા. ઇમારતો, મંદિરો, કમાનો અને કીર્તિસ્તંભો પારિસમાં જાદુઈ સૃષ્ટિની માફક એક પછી એક ઉભા થવા લાગ્યાં અને હજારો કારીગરોને રોજી મળી.

ફ્રાન્સ આટલું બધું પ્રવૃત્તિમય અને આબાદ પૂર્વે કદી હતું નહિ. આખા રાજ્યમાં સર્વત્ર શાંતિ હતી. તમામ પક્ષના લોકો નેપોલિયન ઉપર ફિદા હતા. ઇંગ્લંડે ફ્રાન્સનો સમુદ્ર માર્ગ રૂંધી નાખ્યો પણ નેપોલિયનના બુદ્ધિબળથી તેને જમીન માર્ગે વેપાર કરવાનું વિશાળ ક્ષેત્ર પ્રાપ્ત થયું. રસ્તાઓ ઉપર ગાડાની અને નહેરોમાં હોડીઓની સજડાનજડી હારોની આવજા થવા માંડી. ચિત્રકળા અને શિલ્પકળાનો વિકાસ થવા લાગ્યો. ફ્રાન્સના વીરોના પરાક્રમ આરસપહાણ ઉપર ટાંકણાથી અને પડદા ઉપર પીંછીથી આલેખાવા લાગ્યા. વૈદકીય અભ્યાસ માટે રાજ્યના તમામ મુખ્ય શહેરોમાં મફત વૈદકશાળાઓ સ્થપાઇ. જરૂરના વિષયોના સામાન્ય જ્ઞાનનો ફેલાવો કરવાની શરૂઆત થઇ.

ફ્રાન્સના પ્રધાને કરેલા વાર્ષિક રિપોર્ટમાંથી ઉપરની હકીકતોથી ભરેલો એક લાંબો ફકરો ટાંકયા પછી અંગ્રેજ ઇતિહાસકાર એલિસન તેના ઉપર વિવેચન કરતાં પ્રમાણિકપણે સ્વીકારે છે કે "જ્યારે એક બાજુએ ટિલ્સિટની સલાહ થઇ, પ્રશિયા જીતાયું, ફ્રાન્સના બચાવમાટે પૂર્વમાં વેસ્ટ ફેલિયા અને વૉર્સોનાં રાજ્યોની સ્થાપના થઇ ત્યારે તેજ વખતે દેશમાં આવાં અત્યંત ભવ્ય અને સંગીન સુધારણાનાં કામો થયાં તે જોઇને ફ્રેન્ચ પ્રજા અંજાઈ જાય અને ખૂન તથા અત્યાચારમાં જન્મીને ઉછરેલો રાષ્ટ્રવિપ્લવ આવા અપૂર્વ યશસ્વી યુગના તેજમાં સમાઇ ગયો એમ તેઓ માનતા થાય એમાં કશુંજ આશ્ચર્ય નથી.

પોતાની જાતના સુખ અને વૈભવની જેણે સંપૂર્ણ ઉપેક્ષા કરી હોય અને દેશને સમૃદ્ધ કરવા માટે જેણે અનન્ય દેશભક્તિથી પ્રેરાઇને પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કર્યો હોય એવો રાજા નેપોલિયન સિવાય બીજો હશે ખરો ? ફ્રેન્ચો તેને ઓળખતા હતા તેથી તેને ચાહતા હતા અને તેના ખરા ચારિત્ર્યની જેમ જેમ જગતને જાણ થતી જશે તેમ તેમ હરકોઈ દેશના ઉદાર માણસો તેને ચાહ્યા વગર રહેશે નહિ.

માનસિક તેમજ શારીરિક શ્રમ કરવામાં કોઇ પણ માણસ હજીસુધી નેપોલિયનની બરોબરી કરી શક્યો નથી. તેના જે પત્રો પારિસના સરકારી દફતરોમાં સચવાઇ રહ્યા છે તેને એકઠા કર્યા હોય તો સેંકડો ગ્રંથોના જેટલા થવા જાય એક

બે વિષય નહિ પણ મનુષ્યબુદ્ધિ જે જે વિષયોમા પ્રવેશ કરી શકે તે સઘળા વિષયોથી તે માહિતગાર હતો યુદ્ધકળા, રાજનીતિ, કાયદા, કેળવણી, નાણાપ્રકરણ, અર્થશાસ્ત્ર, ધર્મ, તત્ત્વજ્ઞાન, સ્થાપત્ય—જે જે વિષયોમા મનુષ્યબુદ્ધિ રસ લઈ શકે છે તે સર્વમાં તે નિપુણ હતો તેના એકત્ર થએલા શત્રુઓએ તેને ભયકર યુદ્ધો કરવામા નિરતર રોકી રાખ્યો હતો અને તેનુ વિશાળ રાજ્ય જેમાં કોઇ કોઇવાર તો આખા યૂરોપખડનો સમાવેશ થઈ જતો હતો તેને લગતી અનેક પ્રકારની ચિતાઓનો બોજો તેના ઉપર હતો, તે છતા તેની કારકીર્દીના વીશ વર્ષની અદર તેણે એટલા કાગળો લખ્યા અગર લખાવ્યા હતા કે તે સઘળાને એકઠા કરીને છપાવ્યા હોય તો એકાદ આખી લાઇબ્રેરી ભરાઇ જાય ૧૭૯૬ થી ૧૭૯૮ સુધીના બેજ વર્ષમાં લખાયલા તેના ખાનગી પત્રો પ્રસિદ્ધ થયા છે તેના વડે પણ ઝીણે અક્ષરે છાપેલાં સાત પુસ્તક ભરાયાં છે

નેપોલિયને આ વરસે હિસાબી ખાતામા ઘણીજ ચોકસાઇ જળવાય તે માટે નામામા ‘બેવડી નોધ’ ની રૂઢી દાખલ કરી એ રૂઢી આજે પણ ચાલુ રહી છે અને તેથી કરીને આખા યૂરોપમાં માંથી વધારે ચોક્કસ, વિશ્વાસપાત્ર અને ચોકખી નામાની પદ્ધતિ ફ્રાન્સનીજ ગણાય છે.

બીજાઓની દરેક પ્રકારની સગવડ જાળવવાને તે હમેશા કાળજી રાખતો હતો; પણ પોતાના અગત ખર્ચની બાબતમા તે ઘણોજ સાદો અને પૂરેપૂરો કરકસરીઓ હતો અને પ્રજાનાં નાણાંમાથી એક પાઇ પણ વ્યર્થ ન ખરચાય તેને માટે તે હમેશ સાવધ રહેતો હતો

નેપોલિયને ધારાશાસ્ત્રીઓની સાથે મસલત કરીને ફ્રાન્સને માટે જે દિવાની તૈયાર કર્યો હતો તેને માટે આખી પ્રજા મગરૂર હતી અને લોકોની એવી ઇચ્છા હતી કે એને ‘નેપોલિયનનો કાયદો’ એવુ નામ આપવુ પ્રજાએ પોતાની ઇચ્છા પૂર્ણ કરી છે અને એ કાયદો એવો સપૂર્ણ છે તેમજ મનુષ્યની સમાનતાંના એવા ઉદાર ધોરણપર રચાયો છે કે યૂરોપના ઘણાખરા દેશોમા તે કાયદો માન્ય થઈ પડયો છે નેપોલિયનની બુદ્ધિ અને મહાનુભાવતાના કાયમના સ્મરણચિન્હ તરીકે તે સદાને માટે રહેશે, અને જ્યા જશે ત્યા મનુષ્યમાત્રના સમાન અધિકારનુ રક્ષણ કરશે

ફ્રાન્સની શોભા અને મહત્તામા વધારો કરવાની તેને ઉત્કટ ઇચ્છા હતી અને તેથી કરીને બુદ્ધિનાં કાર્યોની તેના જેટલી કોઇ પણ રાજાએ ભાગ્યેજ કદર કરી હશે સાહિત્ય, કળા, વિજ્ઞાનને તેણે દરેક રીતે ઉત્તેજન આપ્યુ પોતાના લશ્કરની સાથે સાક્ષર પડિતો અને વિજ્ઞાનવેત્તાઓને લેતો જાય અને નવા મુલકની સાથે જ્ઞાનના પણ નવા નવા પ્રદેશ જીતે એવો સેનાપતિ તો જગતમાં તે પહે-

લોજ હતો. તેના આશ્રયથી ગણિતવેત્તાએ ગણિતમા ખગોળવેત્તાએ ગ્રહોની શોધ ખોળમાં અને ભૂગર્ભશાસ્ત્રીઓએ પૃથ્વીની પૂર્વાવસ્થાની શોધ કરવામા ઘણુ નવુ અને મહત્ત્વનુ પરિણામ નીપજાવ્યુ છે

નેપોલિયન જો ગ્રથકાર થયો હોત તો એ દિશામા પણ જગવિખ્યાત થયા વગર રહેત નહિ તેના પત્રો, જાહેરનામા, સરકારી આજ્ઞાપત્રિકાઓ, પ્રધાનોને લખેલી સૂચનાઓ–સર્વમાં તેની અપૂર્વ બુદ્ધિ અને વાણીની છટા દૃષ્ટિગોચર થાય છે એ બધુ સાહિત્ય જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે તેના શત્રુઓએ દ્વેષભાવથી તેની ઉજ્જવલ કીર્તિને કલકિત કરવા માટે જે અસત્ય અને નિદાત્મક વાતોનો ફેલાવો કર્યો છે તેનુ પોકળ સર્વને આપોઆપ સમજાઈ જશે તેના પત્રો વાચતા તેની સર્વ વિષયગ્રાહી બુદ્ધિની ભવ્યતા જોઇ તેને નમ્યા વગર રહેવાયજ નહિ. થેર્સ નામનો વિદ્વાન તેના હસ્તલિખિત પત્રો વાચ્યા પછી ઉદ્‌ગાર કહાડે છે કે “ અજાયબ જેવા પ્રારબ્ધયોગવડે તે સૌથી મહાન સેનાપતિ, સૌથી મહાન સ્મૃતિકાર અને સૌથી મહાન રાજ્યકર્તા ઉપરાંત સૌથી મહાન લેખક થવા પણ સરજાયો હતો

કોઈ પણ વિદ્વાનની કે કળારસિકની શહેનશાહ પ્રશસા કરે એ તેને મોટામાં મોટુ ઇનામ મળ્યુ કહેવાય ડેવિડ નામના એક ચિત્રકારે નેપોલિયનના રાજ્યાભિષેકનુ સુદર ચિત્ર અંકિત કર્યું હતુ કળાને ઉત્તેજન આપવા માટે જોસેફાઇન તથા દરબારીઓને લઇને તે ઠાઠથી પેલા ચિત્રકારના કળામદિરમા ગયો, ચિત્રની પ્રસસા કરી અને ટોપી ઉતારીને તેને નમન કર્યું ચિત્રકાર ડેવિડને તથા તેના સારા સારા શિષ્યોને લિજ્યન ઑફ ઑનરની શ્રેણીમાં તેણે દાખલ કર્યા

રાષ્ટ્રવિપ્લવના આચકાથી ઉમરાવોના પક્ષપાતી બુર્બોન વશીય નૃપતિઓનુ રાજ્યાસન ગબડી ગયુ હતુ અને તેને ઠેકાણે પ્રજાના માનીતા અને પ્રજાએ પસદ કરેલા રાજાનુ વધારે ભપકાદાર રાજ્યાસન મડાયુ હતુ હવે તેની આસપાસ બીરાજવાને ઉમરાવમડળની ઉણપ હતી. નેપોલિયન પ્રજાપ્રિય અને પ્રજામતથી ચૂટાયલો રાજા હતો લોકહિત તરફજ તેનું લક્ષ્ય હતુ પ્રજાસત્તાક રાજ્યના ઉદાર સિદ્ધાતોને ક્ષતિ ન પહોચે અને વશપરપરાનુ ઉમરાવપદ ન મળે એવી રીતે નવો ઉમરાવવર્ગ ઉભો કરવામા તેણે પોતાની આશ્ચર્યકારક બુદ્ધિનુ દર્શન કરાવ્યુ તેને માટે તેણે એવો નિયમ રાખ્યો કે સામાન્ય માણસોને ન મળી શકે એવા ખાસ અધિકાર આ નવા ઉમરાવોને આપવા નહિ અને પ્રજામાથી હરકોઈ માણસને તેની જાહેર સેવાના બદલામાં ઉમરાવપદ આપવુ સ્વદેશને માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થએલા, રિવોલિ, ઇલાઉ, વગેરે યુદ્ધોમા સદાને માટે અમર રહે એવાં પરાક્રમો કરનાર અનેક વીર નરોનાં નામ તેની પાસે હતાં તેઓને તેણે ઉમરાવપદ આપ્યાં અને એ રીતે તેણે ચાલુ જમાનાના ઉમરાવવર્ગની શરૂઆત કરી તેમાંના કોઇ

ખલાસી હતા તો કોઇ વેપારી હતા, કોઈ કારકુન હતા, તો કોઈ ચરવાદાર હતા, કોઇ દરજી હતા, તો કોઇ મોચી હતા, અને બુદ્ધિ તથા પરાક્રમના પ્રભાવથી સમાજની ટોચપર આવ્યા હતા જૂનાં ઉમરાવ કુટુંબો તેમના તરફ તિરસ્કારની નજરથી જોતાં હતાં નેપોલિયનને આ મુશ્કેલીની પૂરેપૂરી ખબર હતી પ્રજાસત્તાક રાજ્યને યોગ્ય મનુષ્યમાત્રની સમાનતાનુ ધોરણ, અને બાદશાહી ઠાઠ, એ બેઉનુ સમિશ્રન થઇ શકતુંજ નથી પોતાના રાજ્યાસનની સ્થિરતાને માટે નેપોલિયનને રાજદરબારી નીતિરીતિ ધારણ કરવાની જરૂર હતી, છતા મનુષ્યની સમાનતાના ધોરણને ક્ષતિ ન પહોચે, એક વર્ગને દબાવીને બીજો વર્ગ વધારા પડતી સત્તા ન પચાવી પડે તેની તેણે સભાળ રાખી હતી તે નાનામોટા બનાવોની એવી અજાયબ જેવી જાળમાં ગૂચવાઇ ગયો હતો કે ગમે તેટલા ડહાપણ અને દીર્ઘદષ્ટિથી પણ એ જાળ ઉકેલાય એમ ન હતુ પ્રજાસત્તાક રાજ્યતત્રને માટે ફ્રાન્સ નાલાયક હતુ એ તો દશ વર્ષની અરાજકતાએ સ્પષ્ટ રીતે પૂરવાર કરી દીધુ હતુ નેપોલિયને બધી રાજસત્તા પોતાનાજ હાથમાં લઇ લીધી હતી, અને પ્રજાના હિતાર્થે તનમનથી તે પરિશ્રમ કરતો હતો છતા તે ધીમે ધીમે નિરકુશ રાજસત્તાનો પાયો ચણતો હતો તેની આજુબાજુના સજોગો એવા ગુચવણભરેલા હતા કે તેમ કર્યા વગર બીજો રસ્તોજ ન હતો ફ્રાન્સની ચારે દિશાએ ઝઝૂમી રહેલાં શત્રુસૈન્યની સામે તેની સ્વતત્રતાનુ રક્ષણ કરવા માટે એક બળવાન અને પ્રતિભાશાળી વ્યક્તિના હાથમા નિરકુશ સત્તા આપવાની જરૂર હતી રાજ્યનો દરેક કેળવાયલો માણસ તેની અગત્ય સ્વીકારતો હતો ઉપરાત એટલુ પણ કહેવુ જોઇએ કે જે નિરકુશ સત્તા નેપોલિયને પ્રાપ્ત કરી હતી તેનો ઉપયોગ તેણે સ્વાર્થસાધનમાટે નહિ પણ સર્વાંશે દેશહિતાર્થે કર્યો હતો

તેણે ઘડેલું અને નિભાવેલુ રાજ્યતત્ર ઘણુંજ સગીન હતું એની તો કોઇ ના પાડી શકતુંજ નથી ફ્રાન્સ ઉપર શત્રુ રાજાઓએ કરેલા ચાલુ હુમલાઓને લીધે પ્રજાને નેપોલિયનનુ અનન્ય શરણુ લેવાની ફરજ પડી હતી તેમ થયુ તેજ વીશ વર્ષસુધી તે પોતાનાથી અનેક ઘણા બળવાન નૃપતિમડળની સામે એકલે હાથે ટકી રહ્યો. આખી પ્રજા સ્વસરક્ષણને માટે તેની સામે જોઈ રહી હતી અને તેણે ઘણીજ સુદર રીતે પોતાની ફરજ બજાવીને પ્રજાનો વિશ્વાસ અસ્થાને ન હતો એમ સિદ્ધ કરી બતાવ્યુ

રશિયાના ઝારના જેટલી નિરકુશ રાજસત્તા નેપોલિયન ભોગવતો હતો, પણ ઝાર તેના ઉમરાવોનો પક્ષપાતી હતો, ત્યારે નેપોલિયન પ્રજાનો પસદ કરેલો અને પ્રજાના લાભનો હિમાયતી હતો તેણે પોતાના હાથમાં જે સત્તા કેન્દ્રીભૂત કરી હતી તે ઘણીજ જબરદસ્ત હતીજ ધારાસભા, કાર્યવાહીમડળ અને પ્રધાનમડળ સર્વની પસદગી તેજ કરતો હતો પોલિસખાતાના અમલદારો, ન્યાયાધીશો, જકાતખાતાના,

મહેસુલખાતાના, અને આબકારી ખાતાના અમલદારો ધર્મગુરુઓ, શાળાના શિક્ષકો, વિશ્વવિદ્યાલયોના અધ્યાપકો અને પોસ્ટમાસ્તરો, ઈજનેરો અને કિલ્લા તથા નહેર વગેરેની દેખરેખ રાખનારા અમલદારો-સર્વની નિમણુક તે જાતે કરતો અથવા તેને જાણ કર્યા પછીજ થતી

મહૅલેનાના દ્વીપમા બન્દીવાન બનેલા નેપોલિયનના હાથમા અગ્રેજે લખેલુ તેનુ જીવનચરિત્ર આવ્યુ એક રાક્ષસના જેવો નિષ્ઠુર માણુસજ જેવા પાપાચરણ કરી શકે તેવા પાપ કર્યાનો આરોપ તેના ઉપર એ પુસ્તકના લખનારે મૂકયો હતો અનુબ્ધ ચિત્ત તેણે પુસ્તક હેઠે મૂકયુ અને કહ્યુ —

" તેઓ સત્ય વાતને ગમે તેટલી મરડે મચડે, છુપાવે અને વિકૃત કરે તોપણ તેઓ મને તદ્દન અધારામા રાખી શકશેજ નહિ ફ્રાન્સના ઇતિહાસકારને મારા સામ્રાજ્યની સમાલોચના કર્યા વગર છુટકોજ નથી જો તે પ્રમાણિક હશે તો તે મને જરૂર ન્યાય આપશે ખરી હકીકતો પોતે પોતાની મેળેજ બોલી ઉઠશે તે સૂર્યના જેવી ઉજળી અને ઉઘાડી છે "

" મે અરાજકતાનુ ઉડુ કોતર પૂરી નાખ્યુ અને તેને ઠેકાણે સુવ્યવસ્થા કરી દીધી મે રાષ્ટ્રવિપ્લવનુ કલક ધોઈ નાખ્યુ, પ્રજાઓને ઉન્નત કરી અને રાજાઓના રાજ્યાસન વધારે સલામત બનાવ્યા મે પ્રજામાં સાચી બાબતની સ્પર્ધા જાગૃત કરી અને દરેક જાતની આવડતની કદર કરીને યોગ્ય પુરસ્કાર આપ્યો એ કાઈ ઓછુ ન કહેવાય એવી કઇ બાબત છે કે જેમા પ્રમાણિક ઇતિહાસકાર મારો બચાવ ન કરી શકે ? શુ મારો હેતુ શુદ્ધ ન હતો ? આ બાબતમા તો મારા ઉપર દોષ મૂકી શકાય એમ છેજ નહિ હુ નિરકુશ સત્તા ભોગવતો હતો એમ કહેવામા આવશે ? એનો જવાબ એ છે કે મારા હાથમા એટલી સત્તા આપવાની પૂરેપૂરી જરૂર હતી શુ મે સ્વતત્રતાનો નિરોધ કર્યો ? સ્વચ્છદતા અરાજકતા અને ભયકર ગેરવ્યવસ્થાનાં ભૂત સ્વતત્રતાના આગણા આગળ ભમનાજ હોય છે તે યાદ રાખજો મને લડાઇઓનો અપરિમિત શોખ હતો ? મારા ઉપર પડેલો હુમલો થયો હશે ત્યારેજ હુ લડયો છુ એમ સાબિત થઇ શકે છે મારે ચક્રવર્તી થવુ હતુ એમ કહેવામાં આવશે તો મારા શત્રુઓજ મને ધીમે ધીમે તેવા નિશ્ચયપર લઇ આવ્યા હતા એમ સાબિત કરી શકાશે હુ ઘણો મહત્ત્વાકાક્ષી હતો એવો આરોપ મારા ઉપર મૂકવામા આવે તો હુ કહુ છુ કે હુ ખરેખરા મહત્ત્વાકાક્ષી હતો, અને મારે તેવા થવુજ જોઇએ પણ તેની સાથે મારે એટલુ પણ કહેવુ જોઇએ કે મારી મહત્ત્વાકાક્ષા ઉચામા ઉચા પ્રકારની અને ઉદારમાં ઉદાર હતી મનુષ્યની તમામ શક્તિઓનો સપૂર્ણપણે જ્યા ઉપયોગ અને ઉપભોગ થાય એવુ બુદ્ધિનુ સામ્રાજ્ય સ્થાપવામાંજ તે મહત્ત્વાકાક્ષાનો મે ઉપયોગ કર્યો હતો મારા સમગ્ર જીવનનો સક્ષિપ્ત ઇતિહાસ આ પ્રમાણે છે "



# प्रकरण ३८ मुं—पारिस नगरीनां दृश्य



દરમી આગસ્ટ ૧૮૦૭ને રોજ નેપોલિયનને આડત્રીશ વર્ષ પૂરાં થયાં આખુ પારિસ નગર તે દિવસે હર્ષઘેલુ બનીને આનંદોત્સવ કરવા લાગ્યુ સાંજને વખતે મહેલની આસપાસના વિશાળ ઉદ્યાનમા હજારો માણુસોનો જમાવ થયો અને નેપોલિયનનુ મુખદર્શન કરવા માટે અધીરા બનીને લોકો પોકાર કરવા લાગ્યા શહેનશાહબાનુનો હાથ પકડીને તે વારંવાર ઝરૂખામા આવતો અને લોકો તેને હર્ષનાદથી વધાવી લેતા ત્યાર પછી લોકોમા પોતાને વિષે શુ બોલાય છે તે સાભળવાને તે છુપે વેષે રાજ મહેલમાથી નીકળીને લોકોના ટોળામા દાખલ થઇ ગયો એક નાનો છોકરો “શહેનશાહ નેપોલિયન ઘણુ જીવો!” એવો પોકાર કરતો હતો તેને ઉંચકી લઇને નેપોલિયને પૂછ્યુ કે “તુ શામાટે આ પ્રમાણે બૂમો પાડે છે?” છોકરાએ જવાબ આપ્યો કે “મારા માબાપે મને શીખવ્યુ છે કે તારે રાજાનુ કલ્યાણુ ઇચ્છવુ” નેપોલિયન તેના માબાપને મળ્યો તેઓ બિચારા રાષ્ટ્રવિપ્લવ વખતે આફતના માર્યા દેશાવર નાસી ગયા હતા, પણ નેપોલિયન ગાદીએ આવ્યા પછી પારિસ પાછા આવી સારે ઉદ્યમે વળગીને સુખી થયા હતા તેઓ તેનાં વખાણુ કરતાં થાકતા ન હતા. બીજે દિવસે તેમને જ્યારે નેપોલિયને મોકલેલી કિંમતી ભેટ મળી, ત્યારેજ તેમણે જાણ્યુ કે આગલે દિવસે શહેનશાહ પોતેજ તેમને ઘેર આવ્યો હતો અને તેનીજ આગળ તેમણે પોતાની કૃતજ્ઞતા દર્શાવી હતી

બીજે દિવસે નેપોલિયને હજારો માણુસોની મેદની સમક્ષ પોતાના લશ્કરી અમલદારોસહિત ધારાસભા અને પ્રધાનમંડળના સભ્યોની મુલાકાત લીધી અને નીચે પ્રમાણે ભાષણ કર્યું —

“ગૃહસ્થો! તમારી ગયા વર્ષની બેઠક પછી નવી લડાઇઓ, નવી ફતેહો અને સલાહના નવા કોલકરારોથી યૂરોપની રાજનૈતિક અવસ્થામાં મહત્ત્વના ફેરફાર થઇ ચૂક્યા છે યૂરોપ ખંડ ઉપર ઈંગ્લંડ જે કાબૂ ધરાવતુ હતુ તે હમેશને માટે જતો

રહ્યો તેથી તમામ પ્રજાઓ પ્રસન્ન થઇ છે મારી પ્રજાનુ હિત જે મને મારી કીર્તિના કરતાં વધારે પ્રિય છે તેના ઉપર હમેશા લક્ષ રાખીનેજ હું મારૂં સઘળુ કાર્ય કરતો આવ્યો છુ જમીનપર જેવી સુલેહ થઇ છે તેવી સમુદ્ર ઉપર સુલેહ થએલી જોવાને હું ઇચ્છુ છુ દરિયાઇ યુદ્ધનુ જે પરિણામ ઇશ્વરે નિર્માણ કર્યું હોય ત થાઓ, પણ મારી પ્રજાપ્રત્યેનો મારો ભાવ જેવો ને તેવોજ રહેશે અને મારી પ્રજા પણ એવા સદ્ભાવને સદા યોગ્યજ રહેશે હું તમારાથી પદરસો માઇલ દૂર હતો તે વખતનુ તમારૂ વર્તન જોઈને તમારે માટે મને ઘણો ઉચો મત બધાવ્યો છે ”

“ આપણા દેશની પ્રજાકીય સસ્થાઓને જેમ બને તેમ સાદી બનાવવાને અને સુધારવાને ઘણી યોજનાઓ ઘડી છે પ્રજામાંથી યોગ્ય વ્યક્તિઓને સન્માન આપવા માટે નવા ખિતાબો ઉત્પન્ન કર્યા છે કિમતી જાહેર સેવા કરનારને તેની સેવાના પ્રમાણમાં માન મળે અને છતા આપણે મુકરર કરેલા રાજ્યબધારણને વાધો આવે એવો કૃત્રિમ ઉમરાવવર્ગ ઉભો થવા ન પામે એવો મારો હેતુ છે જાહેર પ્રજાને ઉપયોગી થાય એવા બાધકામો તૈયાર થયાં છે અને થતા જાય છે તેનો હેવાલ તમને રાજ્યના આતરિક વિભાગના કરેલા રિપોર્ટમાથી મળી શકશે મારી ઇચ્છા એવી છે કે મારા રાજ્યના છેવાડે ભાગમા, નાનામા નાના ગામડામા પણ દરેક જણની આવક અને જમીનની કિમત મે ઘડેલી સામાન્ય સુધારણાની યોજનાને પરિણામે વધી જાય ! ગૃહસ્થો, આ મહત્વનુ પરિણામ લાવવા માટે મારે તમારી મદદની જરૂર પડે અને તમારી મદદ ઉપર નિર્ભર રહેવાનો મારો હક્ક પણ છે ”

આ ભાષણ લોકોએ ઉડી લાગણીસહિત અને આનદના ઘોષથી વધાવી લીધુ ત્યાર પછી ધારાસભાના પ્રમુખે જે ભાષણ કર્યું તેમાં આખા ફ્રાન્સના એકસામટા અવાજનો પ્રતિધ્વનિ થયો હતો તે ભાષણ આ પ્રમાણે હતુ —

‘ આપણી આગળ જે હેવાલ રજૂ કરવામા આવ્યો છે તે જોતા હમેશાં સુલેહના સમયમાજ રાજ્ય કરનાર અને રાજ્યની કેવળ આતરિક સુવ્યવસ્થા તરફજ લક્ષ આપનાર રાજાનુ આપણને ભાન થાય છે આવા ઉત્તમ પરિણામને ઉત્પન્ન કરે તેવો પરિશ્રમ લેનાર અને આટલી બધી દૂરદેશીભરેલી સુદર યોજનાઓ ઘડનાર નેપોલિયન નવો જણાય છે। પ્રશિયાના સીમન્ત ભાગમા અને રશિયાની સરહદને પગ નીચે માડીને યુદ્ધના ભયાનક કોલાહલની વચ્ચે રહ્યો રહ્યો આવા અલૌકિક લોકોપયોગી કાર્ય કરી શક્યો છે જે માણસ આપણાથી પદરસો માઇલને અતરે હતો છતા યુદ્ધની જજાળ અને પરિશ્રમમાથી થોડો થોડો અવકાશ મેળવીને આવા કામ કરી શકે તે હવે સુલેહના સમયમા, રાજધાનીમા રહીને એથી પણ વધારે મહત્વના લાભ આપણને આપ્યા વગર રહેશેજ નહિ પ્રજાના કલ્યાણમાજ હવે તેનુ ચિત્ત સર્વદા રોકાયનુ રહેશે અને તેથી તેની કીર્તિ હજી પણ આપણાં હૃદય ઉપર

વધારે સચોટ અસર ઉપજાવી શકશે "

"હવે સુલેહ થઇ કે તેણે પોતાની તલવાર મ્યાન કરી છે હવે આપણને માલમ પડશે કે તેની અજય્ય શક્તિથી રાજ્યો અને રાજ્યાસનો ડોલી જાય છે એટલુંજ નહિ પણ તે શક્તિની પાછળ ઉંડુ ડહાપણ પણ રહેલું છે તે સુલેહશાંતિ જાળવીને રાજ્યોને સુરક્ષિત રાખી શકે છે, ખેતી અને ઉદ્યોગનો ઉત્કર્ષ કરી શકે છે, લલિત કલાઓને પોષીને રાજ્યની શોભામા વૃદ્ધિ કરી શકે છે અને નીતિ તથા સુવ્યવસ્થાના બેવડા મજબૂત પાયા ઉપર રાજ્યની કાયમની ઇમારત ચણે છે "

સેન્ટ હેલેનામા રહેતાં નેપોલિયને એક પ્રસગે કહ્યું હતું કે "પારિસને યૂરોપનુ સર્વોપરિ નગર મનાવી મૂકવાનુ સ્વપ્ન મારી નજર આગળ હમેશાં રમ્યા કરતુ દાખલાતરીકે હું ઘણીવાર એવી ઇચ્છા રાખતો હતો કે વીશ, ત્રીશ કે ચાળીશ લાખની વસ્તીવાળુ શહેર બની જાય-ટુકામા તે અત્યત વિશાળ, અદ્વિતીય અને આદર્શરૂપ થાય અને આટલી મોટી વસ્તીને યોગ્ય જાહેર સસ્થાઓ અને બાંધકામોથી ભરપૂર બની જાય "

"જો ઇશ્વરે મને બીજા વીશ વર્ષ વધારે અવકાશ આપ્યો હોત તો જૂના પારિસનુ નામનિશાન પણ જોવામા આવત નહિ આખા ફ્રાન્સનુ સ્વરૂપ પણ હુ ફેરવી નાખત "

"પારિસના લોકો મારા માનમા જાહેર ઉત્સવો કરતા તેની હુ હમેશા સામે પડતો એવા ઉત્સવમા લોકો સારૂ સારૂ ખાતા, નાચતા, આતશબાજી કરતા અને હજારો ફ્રાન્કનો ધૂમાડો કરી નાખતા વળી એવા ઉત્સવની તૈયારી કરવામા લોકોના રોજના કામમાં દશ બાર દિવસસુધી નાહક નડતર થતી અને ઉત્સવના સરસામાનને સમેટી લેવામાં પણ વખતની અને પૈસાની બરબાદી થતી હુ કહેતો કે એટલા ખર્ચમાં કેવી સુન્દર અને સદા કાળ ટકે એવી લોકોપયોગી ઇમારતો ચણાવી શકાય "

"સારૂ કામ કરવામા કેટલી મુસ્કેલીઓ નડે છે તે મારા જેટલુ જેને વીત્યુ હોય તેજ જાણી શકે બાદશાહી મહેલમા જો મરામત કરાવવાની હોય, ફેરફારી કરવાની હોય, નવા રાચરચીલા બનાવવા હોય તો તે કામ તરતજ ભૂલચૂક વગર થઇ જતુ, પણ જાહેર બાગમા વધારો કરવાની, કેટલાક ગદા લત્તાઓને સુધારવાનું, શહેરની ગદકીને દૂર કરવાનુ અથવા એવુ કોઇ જાહેર ઉપયોગનુ કામ કરવાનુ હોય ત્યારે તો હુ તેની પાછળ મારા સઘળા ચારિત્ર્યબળથી મડ્યો રહુ, રોજના છથી દશ કાગળો લખુ અને આખરે ગુસ્સે પણ થાઉં તોજ તે કામ થતુ. આ રીતે શહેરની ગદકી દૂર કરાવવા પાછળ મે ત્રણ કરોડ ફ્રાન્કનો ખર્ચ કર્યો હતો અને તે માટે મારો કોઇ આભાર નહિ માને તે પણ

હુ જાણુનો હતો મે જે કર્યું તે ઘણુ છે પણ મે જે કરવા ધાર્યું હતુ તે તો તેથી પણ વધારે છે "

નેપોલિયનની રાજ્યકર્તા તરીકેની શક્તિનો ઉપલો હેવાલ તેના એક મિત્રે લખેલો હોવાથી તે અતિશયોક્તિવાળો હશે એવો કોઇને શક જાય માટે આપણે એક અગ્રેજ ઇતિહાસકાર શુ કહે છે તે તરફ પણ જોઇએ લૉકહાર્ટે લખેલા નેપોલિયનના જીવન-વૃત્તાતના એકે એક પૃષ્ટમા તેના તરફ અગ્રેજ પ્રજાની દુશ્મનાવટની છાયા જોવામા આવે છે છતા એ લૉકહાર્ટને પણ કબૂલ કરવુ પડયુ છે કે —

" શહેનશાહ નેપોલિયન ગમે ત્યા જતો ત્યા ઘણો ઘણો લડાઇના કારણુ પ્રસ-ગોમા પણ પોતાના રાજ્યના વહીવટની ઝીણામા ઝીણી બાબતો ઉપર એવી બારીક નજર રાખતો, કે બીજા રાજાઓ જેમની પાસે એના કરતા અડધુ રાજ્ય પણ ન હતુ તેઓ પૂરેપૂરી સુલેહશાતિના વખતમા પણ રાજવહીવટ ઉપર તેટલી નજર રાખી શકતા ન હતા નવરાશના વખતમા બીજગણિત અને ભૂમિતિના પ્રશ્નો ઉકેલવામા તે સૌથી વધારે ગમ્મત માનતો હતો તેના ચોકસાઇ અને ઝીણવટની અસર રાજ્યના તમામ ખાતાઓ ઉપર થઈ ગઇ હતી તેના અમલની શરૂઆતમાજ સરકારી હિસાબી ખાતામા કેટલીક અગત્યની ભૂલો તેણે પકડી હતી તે ઉપરથી દરેક ખાતાના ચોપડા એવા ચોકખા અને ચોક્કસ બની ગયા હતા કે શ્રીમત વેપારીઓના ચોપડા પણ તેવા ઘણીવાર જોવામા આવતા નથી અમુક બાબત નજીવી છે માટે તે ધ્યાનબહાર જવા દેવી એવુ તો તે માનતોજ ન હતો અને દરેક પ્રકારનુ કામ કરવા માટે તે વખત પણ શોધી કહાડતો બાદ-શાહની નજર મારા કામ ઉપર પણ છે એવુ જાણીને નીચામા નીચા દરજ્જાનો નોકર પણ મનમા રાજી થઇને સોપેલુ કામ કરતો રાજનૈતિક બાબતો સિવાય બીજા તમામ વિષયની ચર્ચામાટે લખવાની, બોલવાની અને કાયદા ઘડવાની પ્રજાને છુટ હતી અને રાજદ્રોહી આરોપીઓ સિવાય બીજા તમામ આરોપીઓની તપાસ પચની મારફતેજ થતી '

' નેપોલિયનનો કાયદો, જે એક ધારાશાસ્ત્રનો પ્રમાણભૂત અને ઘણીજ ઝીણ-વટભરેલો ગ્રથ છે, જેને તૈયાર કરવા માટે તેણે યૂરોપના મોટામાં મોટા ધારાશાસ્ત્રીઓ સાથે બેસીને પુષ્કળ પરિશ્રમ લીધો હતો તે તેણે ફ્રાન્સની પ્રજાને આપેલી અમૂલ્ય બક્ષિસ ગણાય છે તે પોતે સકારણ અભિમાનસહિત કહેતો કે " એ કાયદાવડે હુ ભવિષ્યની પ્રજાની સાથે પણ જીવતો અને જાગતો બેસવા પામીશ " જો ફ્રાન્સના રાજ્ય પાસે સપૂર્ણ, એક સરખા અને ઘણાજ વિચારપૂર્વક ઘડાયલા કાયદાનો ગ્રથ હોય તો તે આજ છે અને એકલા ફ્રાન્સમાં નહિ પણ યૂરોપના ઘણા ભાગમાં તે માન્ય થઇ પડયો છે "

"દરબારના બાદશાહી ઠાઠમાઠભરેલા ઓરડાઓમા જ્યા અસલના રાજાઓ ધિગામસ્તી કરતા ત્યાં નેપોલિયને પોશાકની અને જીવનની હમેશની સાદાઇ જાળવી રાખી હતી આ મહાન શહેનશાહ પોતાની કચેરીના નોકર કરતાં વધારે કલાક કામ કરતો હતો; મિત્રોને મળવુ, હરવુ ફરવુ, જમવુ, જમાડવુ વગેરે સાંસારિક કાર્યો કરવાનો તેને અવકાશ પણ ન હતો અને તેના અંગત મિત્રો પણ ઘણા થોડા હતા તેના દિવસો કામકાજમા અને રાત્રિઓ અભ્યાસમાં વ્યતીત થતી લશ્કરની સાથે જવાની જરૂર ન હોય તેવા વખતમા તે રાજ્યના પ્રાંતે પ્રાંતમા ફરી વળતો, ત્યાની વ્યવસ્થાની ઝીણી ઝીણી બાબતોને જાતે તપાસી જતો અને છાવણીમા રહ્યાં રહ્યા એવા હુકમ પ્રકટ કરતો કે તે ઉપરથી તેણે કરેલુ અવલોકન કેવુ ચોક્કસ હતુ અને ફ્રાન્સના એકે એક જીલ્લા, શહેર અને ગામડાની હાલત સુધારવાને તે કેટલો ઇન્તેજાર હતો તે જણાઇ આવે છે"

નેપોલિયનના શત્રુની કલમ પણ તેનુ આવુ સરસ વર્ણન કરે છે ઇંગ્લંડની સાથે સલાહ કરવાને તેણે એક પણ યત્ન કરવો બાકી રાખ્યો ન હતો. સમાધાન કરવા માટે જેટલી પણ કાળજી તથા કોશીશ બની શકે તે સઘળી તે કરી ચૂક્યો. ફ્રેન્ચ રાષ્ટ્રવિપ્લવના પછી યૂરોપમાં જે જે યુદ્ધો થયા તેને માટે નેપોલિયનને જવાબદાર ગણવામા મોટામા મોટી ઐતિહાસિક ભૂલ થાય છે પ્રખ્યાત અંગ્રેજ વક્તા રિચર્ડ કોબ્ડેન તેની પ્રખર ન્યાયવૃત્તિને છાજે એવા પ્રમાણિકપણાથી કહે છે કે —

"આપણા દેશમા પ્રચલિત થઈ ગએલી અને લોકોમાં આદર પામેલી એક માન્યતા એવી છે કે આપણા ઉપર વિના કારણે ગેરવાજબી હુમલો કરવામા આવ્યો હતો અને તેથી લડાઇ જાગી આપણે તો સલાહ કરવા ઘણાજ ખુશી હતા પણ આપણને લાચારીથી લઢવાની ફરજ પડી, અને આપણો હેતુ શુદ્ધ અને વૈરથી મુક્ત હતો છતા ફ્રેન્ચોએ આપણા કિનારા ઉપર ચઢાઇ લઇ આવવાની ધમકી આપી હતી"

"હવે હકીકત વસ્તુસ્થિતિથી એટલી જૂદી છે કે મારે દિલગીરીની સાથે જણાવવુ પડે છે કે એ સત્યથી પૂરેપૂરી વિરુદ્ધ છે. હું બેધડક કહી શકુ છુ કે ફ્રેન્ચોની સાથેની છેલ્લી લડાઇમાં અંગ્રેજોએજ પહેલ કરીને લડાઇ ઉભી કરી હતી ઐતિહાસિક દસ્તાવેજો તથા બેઉ દેશની સરકારે કરેલા કામોના પૂરાવા એવા મજબૂત છે કે તેના વડે મારો અભિપ્રાય નિર્વિવાદપણે સાબિત થઇ શકે છે ફ્રાન્સે લડાઇ ઉભી કરી ન હતી એમ કહીએ તોપણ તેમા પૂરે પૂરૂ સત્ય નથી આવી જતુ આપણી સાથે કલહ થતો અટકાવવાને આપણા પગે પડયા સિવાય બીજા બધા ઉપાય ફ્રાન્સ લઈ ચૂક્યુ હતુ"

પાર્લામેન્ટના લિબરલ મતના સભાસદો સલાહ કરવાની તરફદારી કરતા ઉમરાવોની સભામા લેન્સડાઉન, બેડફોર્ડ, અને લૉડર્ડેલ તથા આમની સભામાં ફોક્સ, ગ્રે

અને શેરિડન લડાઈની વિરુદ્ધમા ભારે ઝુમ્બેસ મચાવતા હતા પણ થોડાક અક્કલબાજ માણુસો જેમને લડાઇને લોકપ્રિય કરવાની કળા આવડતી હતી, તેઓ આ લોકાને હંફાવતા હતા સલાહની તરફદારી કરનારાઓ પ્રત્યે અપમાનકારક શબ્દો વાપરીને તેમને તોડી પાડવામા આવ્યા, તેમના જાનમાલની સલામતી રહી ન હતી અને તેમના કુટુબોને તેમના ઉપર લોકોના ટાળા જુલમ ગુજારે એવી અરક્ષિત હાલતમા મૂકવામાં આવ્યાં હતા એ ઘણીજ શરમભરેલી અને દિલગીર થવા જેવી વાત છે છતાં હું તો છે તેવુ, પરેપૂરૂં સત્ય ઉઘાડુ પાડવા માગુ છુ–એટલા માટે કે જો તે જગજાહેર થાય તો ફરીથી, તેવા બનાવ બનતા અટકે ઇંગ્લડનો સામાન્ય લોકવર્ગ જે તે વખતે પૂરપૂરો બિનકેળવાયલો હતો તેને કટલાક નેતાઓએજ ઉશ્કેરી મૂકયો હતો અને ફ્રાન્સની સાથે લડાઇ કરવીજ કરવી એવુ ભૂમરાણુ તેમની પાસે કરાવ્યુ હતુ. તેની સાથે બીજી પણ એક સત્ય વાત યાદ રાખવી જોઇએ કે લડાઈ બે વરસ ચાલ્યા પછીજ તેની અસર લોકાને જણાઇ અનાજ મોઘુ થઇ ગયુ, રોજી ઘટી ગઈ અને મહેનતમજૂરી કરીને નિર્વાહ કરનાર લોકવર્ગના દુ ખનો પાર ન રહ્યો ત્યારેજ લોકોના ટોળેટાળા રાજાની ગાડી ઘેરી વળ્યા અને "અનાજ! અનાજ! સલાહ કરો! સલાહ કરો!" એવા પોકાર કરવા લાગ્યા '+



+ એ પછી સો વર્ષ રહીને જે છેલ્લુ મહાયુદ્ધ થયુ તેનાં પરિણામો વળી એથી પણ વધારે ખરાબ પ્રકારના સર્વત્ર અનુભવાઇ રહ્યા છે સંપાદક



# प्रकरण ३१ मुं

## ડેનિશ રાજધાનીપર અંગ્રેજોએ ચલાવેલો તોપોનો મારો



ટિલ્સિટની સુલેહના કરારનામામા એક સરત એવી હતી કે જો અલેક્ઝાન્ડરની સમજાવટ ઈંગ્લંડ ન માને તો ફ્રાન્સ અને રશિયાએ મળીને તેની સાથે લઢવુ તેજ પ્રમાણે જો તુર્કસ્તાન ફ્રાન્સની સમજાવટ પ્રમાણે તેની રશિયા સાથેની તકરાર છોડી ન દે તોપણ બેઉએ ભેગા થઇને તુર્કસ્તાન સાથે લડાઈ કરવી વળી ઈંગ્લંડ સલાહ કરવા ના પાડે તો તેના માલનો બહિષ્કાર કરવાને સ્વીડન, ડેન્માર્ક પોર્ટુગલ અને આસ્ટ્રિયાને સમજાવવાનુ ફ્રાન્સ અને રશિયાએ માથે લીધું હતુ

નેપોલિયને પોતાના એલચીને તુર્કસ્તાનના દરબારમા મોકલ્યો અને ગમે તેમ કરીને રશિયા અને તુર્કસ્તાન વચ્ચે સમાધાન કરાવ્યુ પણ ઈંગ્લંડને તેના જૂના મિત્રરાજ્યોએ તજી દીધુ હોવાથી તેણે તુર્કસ્તાન સાથે દોસ્તી બાંધવા માંડી અને તેના મન ઉપર એવુ ઠસાવી દીધુ કે રશિયા તુર્કસ્તાનના કેટલાક સારા સારા મુલક ખાઇ જવાનો ઈરાદો રાખે છે આવી યુક્તિપ્રયુક્તિથી તુર્કસ્તાનનુ મન તેણે ફેરવી નાખ્યુ અને થોડા વખતમાજ તેને લડાઇ કરવા પ્રેર્યું આ બાજુએ ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ કરાવવામા અલેક્ઝાન્ડરને ફતેહ મળી નહિ ઈંગ્લંડે પ્રથમ તો સાભળ્યુ ન સાભળ્યુ કરવા માડયુ અને પાછળથી તો ગર્વ અને તિરસ્કારસહિત સલાહ કરવાની ચોકખી નાજ પાડી

ઈંગ્લંડનુ આવુ વલણ જોઇને આખા યૂરોપને નવાઇ લાગી અને ત્યાર પછી તરતજ તેણે એવુ એક કૃત્ય કર્યું કે તેથી દરેક રાજ્યને તેના ઉપર વાજબી ક્રોધ ઉત્પન્ન થયો ડેન્માર્ક અત્યારસુધી સપૂર્ણ રીતે તટસ્થ રહ્યુ હતુ તેને કાંઇક ફ્રાન્સ તરફની દહેશત હોવાથી તેનુ લશ્કર સરહદપર ગોઠવાઇ ગયુ હતું પણ ઈંગ્લંડ તરફથી તો તે નિશ્ચિન્ત હોવાથી તેણે પોતાના નૌકાસૈન્યનો બચાવ કરવા માટે કશુજ કર્યું ન હતુ નેપોલિયને દઢતાથી પણ વિવેક સાથે ડેન્માર્કને લખી જણાવ્યુ કે જો ઈંગ્લંડ સલાહ કરવા ના પાડશે તો તેની અને યૂરોપનાં બીજા રાજ્યો વચ્ચે

જીવસટોસટની લડાઇ ઉભી થશે તેમા તમારે બેમાથી એકનો પક્ષ તો લેવોજ પડશે. અત્યારસુધી ડેન્માર્ક અને ઇંગ્લંડ વચ્ચે ઘણો સારો સબંધ જળવાઇ રહ્યો હતો, પણ હવે ઇંગ્લંડને એમ લાગ્યુ કે વખતે નેપોલિયન તેને પોતાના પક્ષમા લઇ લે તેથી ડેન્માર્કના નાગસૈન્યનો ગુપચુપ કબજો લઇ લેવાની તેણે તદબીર રચી આ નૌકાસૈન્ય અરક્ષિત હાલતમા ત્યાંની રાજધાની કોપનહેગનના બદર આગળ લગરાયુ હતુ

ઇંગ્લંડની સરકારે ગુપચુપ લડાઇની તૈયારી કરી અને ત્રીશ હજાર સિપાઇઓના સૈન્યસહિત નૌકાસૈન્યનો મજબૂત કાફલો કોપનહેગન તરફ રવાના કરી દીધો હિંદુસ્તાનમા કેટલીક લડાઇઓ જીતીને પ્રખ્યાત થએલા સર આર્થર વેલેસ્લી—જે પાછળથી ડ્યુક ઓફ વેલિંગ્ટન બન્યો હતો—તેના સેનાપતિપણા નીચે એકાએક આ સૈન્ય ત્યાં જઇ પહોચ્યુ અને તે નિરપરાધી શહેરને જમીન તેમજ દરિયા તરફથી ચારે બાજુએથી ઘેરી લીધુ કિલ્લો અને નૌકાસૈન્ય બેઉ અમને સોંપી દો, એવો સદેશો લઇને જેકસન નામના તોછડા અને ઝેરીલા માણસને ડેન્માર્કના દરબારમાં મોકલ્યો તેણે જણાવ્યુ કે તમારા કિલ્લો અને કાફલો ફ્રાન્સના હાથમા આવી જાય તેવી ઇંગ્લંડને દહેશત રહે છે, માટે એ બેઉ અમને સ્વાધીન કરી દો ધાસ્તી પૂરી થયા પછી અમે તે બેઉ તમને પાછા આપીશુ અને ખોરાકીનો ખર્ચ પણ આપીશુ આ વાત નહિ માનો તો આખા શહેરને અમે તોપને ધડાકે ઉડાવી દઇશુ

ડેન્માર્કના રાજાએ ક્રોધે ભરાઇને કહ્યુ કે તમારી આવી નામોશીભરેલી માગણીને તાબે થવાથી અમારી આબરૂ જાય તેના બદલામાં તમે શુ આપવાના છો?

જેકસન કહે, 'લડાઈ તે લડાઇ છે એમા તો નબળાએ સબળાને નમવુ જ પડશે."

આ પ્રમાણે કડવા અને તીખા શબ્દોની આપલે થયા પછી આ મસલત પૂરી થઇ બચાવ કરવાનુ સાધન ન હોવાથી ડેન્માર્કનો રાજા નિરાશાનો આશ્રય લઇને બેઠો અગ્રેજ એનચી પોતાના કાફલા આગળ જઇ પહોચ્યો કે તરતજ તેણે આપેલી ધમકીની ભયકર પૂર્ણાહુતિનુ નિશાન બતાવવામા આવ્યુ અગ્રેજો પોતાની સાથે પુષ્કળ ભારે તોપો લાવ્યા હતા, અને કર્નલ કોન્ગ્રીવ પણ પોતે બનાવેલી વિનાશકારક હવાઇઓનો પહેલો પ્રયોગ અજમાવવા ત્યાં હાજર હતો

શાન્તચિત્તે અગ્રેજોએ શહેરની આસપાસ પોતાનુ તોપખાનુ ગોઠવ્યુ અને લાલ ધગધગતા ગોળા તૈયાર કરવાની ભઠ્ઠીઓ ઉભી કરી દીધી શાંતિથી, ઉત્સાહથી, નિર્દયપણે તમામ પ્રકારની તૈયારીઓ થવા લાગી બિચારા ડેન્માર્કની નિરાધાર રાજધાની ઉપર વિનાશ અને મૃત્યુની ઝડી વરસાવવાની સપૂર્ણ તૈયારી થઇ રહેતા સુધી અગ્રેજોએ એક પણ તોપ છોડી નહિ

પછી ગીચ વસ્તીથી ભરેલા નગર ઉપર જે મારો શરૂ થયો તેના કરતાં વિશેષ ભયકર વિશેષ જગલી કૃત્ય કલ્પનામા પણ આવી શકતું નથી. તોપના ગોળાને દયા

હોતી નથી તે તો માંદાની પથારીમાં અને ધાવણા બાળકના પારણાં ઉપર પણ નિર્દયપણે જઇ પડે છે માતાની અને બાળકોની હૈયાફાટ ચીસની તેના ઉપર કશીજ અસર થતી નથી કોપનહેગનમા એક લાખ માણસની વસ્તી હતી લોકો બિચારા શાંત અને સુખમય જીવન પસાર કરતા હતા સપ્ટેમ્બરની બીજી તારીખે સાંજે તેમના ઉપર દાવાગ્નિનો વરસાદ શરૂ થયો અને તેમની વિપત્તિનુ પગરણ મડાયુ તોપના ગોળા બોમ્બ, હવાઇઓ વગેરે અનેક જાતના નાશકારક અસ્ત્રોનો ભયકર પ્રસ્તાવ શરૂ થયો એક સામટા સેંકડો ધડાકાથી પૃથ્વી ધ્રૂજવા લાગી આખી રાત અને બીજે દિવસે બપોરસુધી આ નિર્દય કૃત્ય જારી રહ્યુ શહેરમા અનેક ઠેકાણે આગ લાગી હજારો મકાન ભાગીને ચૂરેચૂરા થઇ ગયાં સ્ત્રીઓ અને બાળકોના લોહીથી રસ્તા ખરડાઇ ગયા, બળતા શહેરમાથી જ્વાળામુખીની માફક ધ્રૂમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા આટલી શિક્ષા પછી ડેન્માર્કનો રાજા તાબે થય છે કે નહિ તે નાણી જોવા માટે અગ્રેજ સેનાપતિએ તેના વિનાશકારક યત્રો થોભાવ્યા ડેન્માર્કનો સેનાપતિ દયા અને ભય ઉપજાવે એવુ દશ્ય જોઇને શોક અને ક્રોધથી વિહ્વળ બની ગયો, છતા તેણે ગભીર ઉદાસીનતાયુક્ત દઢતા જાળવી રાખી એક બાજુથી રીબાતી પ્રજાપ્રત્યે દયા અને બીજી બાજુથી ઉચા પ્રકારના સ્વાભિમાનની લાગણી વચ્ચે તેના હૃદયમા તુમુલ સગ્રામ મચી રહ્યો હતો

સાંજ પડયા પછી અગ્રેજોએ ફરીથી તોપનો મારો શરૂ કર્યો આખી રાત, પછીનો આખો દિવસ અને ત્યાર પછીની આખી રાત તે ભાગ્યહીન શહેર ઉપર પ્રલયાગ્નિનો વરસાદ વરસી રહ્યો હજારો માણસો નાશ પામ્યાં અને શહેરનો અડધો ભાગ સળગી ચૂક્યો હતો બે હજાર મકાનોના ભૂકેભૂકા થઇ ગયા હતા ત્રણ દિવસ અને ત્રણ રાત્રિસુધી વિનાશકારક ભયકર યત્રોમાથી છુટતા વજ્ર જેવા ગોળાનો વરસાદ આખા શહેર ઉપર વરસતો હતો અને સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, અશક્ત લોકો સર્વ એકસરખી રીતે તેના ભોગ થઇ પડતાં હતા લોકો બીકના માર્યાં ભોંયરામાં ભરાઇ ગયા પણ દૈત્ય જેવા, બોમ ગોળા છાપરા અને ત્રણ ત્રણ ચાર ચાર માળ ભેદીને છેક નીચે સુધી આવીને ભયાનક ધડાકા સાથે ફાટતા હતા ઘાયલ થએલાં સ્ત્રીપુરુષો લોહીલુહાણ થઇને તરફડતા હતાં અને બળતા ઘરની સાથે બળીને ભસ્મ થઇ જતાં હતાં માતાની આંખ આગળ તેના વહાલા બાળકના કોમળ શરીરના ટુકડે ટુકડા થઇ જતા હતા ભયત્રસ્ત થએલી છોકરીઓ બાપને વળગી પડતી અને નિરાધાર પિતા પુત્રીના નાજુક શરીરને છુદાતુ કચરાતુ, ચીરાતુ જોઇને દુખથી ગાડા જેવો બનીને ફાટે ડોળે મનુષ્યની પૈશાચિક કૃતિનુ ક્રૂર નાટક જોતો હતો રસ્તાઓમા રુધિરના ખાબોચીઆં બની ગયાં હતાં અને મનુષ્યદેહના છુટા છવાયા અવયવો જ્યા ત્યાં રવડતા જણાતા હતા આખરે ડેન્માર્કનો સેનાપતિ નિરપરાધી

સ્ત્રીઓ અને બાળકોની કતલ સહન કરી શકયો નહિ,અને કોપન્હેગન ઇંગ્લંડને તાબે થયુ

ડેન્માર્કનાં તમામ નાનામોટા વહાણુ અગ્રેજોએ કબજે કરી લીધાં વહાણુ બાધવાના લાકડાં, ઓજાર, નૌકાસૈન્યની તમામ સામગ્રી અને સાડાત્રણુ હજાર તોપો મત્રણુ તેઓ પોતાના વહાણુમા ઘસડી ગયા અગ્રેજ નૌકાસૈન્યાધિપતિએ કરેલી ગણત્રી પ્રમાણે દશ લાખ પાઉન્ડ જેટલી રકમ અગ્રેજ ખલાસીઓને ઈનામ તરીકે અપાની આટલુ કર્યા પછી ડેન્માર્કના લોહીથી ખરડાયલા પાટનગરમાથી અગ્રેજોનો કાફ્લો વિ ાય થયો તોપોના ધડાકા, અને ફરફરતી ધ્વજાપતાકા સાથે બ્રિટિશ કાફલો ચાલી આમાજી કરીને મેળવેલી પુષ્કળ લૂટસહિત ટેમ્સ નદીના બારામા પેઠો

ડયૂક ઑાફ વેલિગ્ટન હિદુસ્તાનમાં બેહદ ફતેહો મેળવીને યૂરોપ આવ્યો હતો. તેણે કોપન્હેગનના યાદગાર પરાક્રમથી પોતાની યૂરોપની કારકીર્દીની શરૂઆત કરી અને વૉટર્લુના સગ્રામમા પૂર્ણ યશસહિત તેની પૂર્ણાહુતિ કરી કોપન્હેગનને તોપને ગોળે ઉડાવી દેવામા તેણે જે કૌશલ્ય અને બાહોશી (!) બતાવી હતી તેને માટે ઇગ્લિશ પાર્લામેન્ટે આભાર પ્રદર્શિત કર્યો કોપન્હેગન અને વૉટર્લુના પરાક્રમ ! એ બેઉ બનાવોનાં સ્મરણુથી ઈગ્લડને નીચુ જોવાનો વખત હવે બહુ દૂર નથી

આ કૃત્યના સબધમા આખા યૂરોપમા ઇગ્લડને માટે એકજ પ્રકારની લાગણી જાહેર થવા લાગી અને તે ત ફ સૌથી વધારે તિરસ્કાર તો ખુદ ઈગ્લડની પાર્લામેન્ટ-માજ દર્શાવાયો આમની તેમજ ઉમરાવોની બેઉ સભાના નેતાઓએ ક્રોધના સખ્ત ઉદ્‌ગાર કહાડયા શેરિડન, લૉર્ડ ગ્રેન્વિલ વગેરે વક્તાઓએ સખ્તમા સખ્ત ભાષામા આ કૃત્વ તરફ તિરસ્કાર દર્શાવ્યો સલાહ કરવાનો હવે સભવ રહ્યોજ નહિ. એક બાજુએ ઈગ્લડ અને બીજી બાજુએ નેપોલિયને નવા દારુણુ સગ્રામની તૈયારીઓ કરવા માડી

રશિયાના ઝારની આંખ ઘણા વખતથી ડાન્યૂબ નદીને કિનારે આવેલા તુર્કસ્તાનના બે સુદર પ્રાતો ઉપર પડી હતી એ પ્રાત એકવાર તેના કબજામા આવે તો પછી તે તુર્કસ્તાનની રાજધાની કૉન્સ્ટેટિનોપલ તરફ લાબી છલગ મારી શકે એકલુ તુર્કસ્તાન તેની સામે પળવાર પણુ ટકી શકે નહિ એવુ હતુ તુર્કસ્તાનનુ રાજ્ય જો રશિયા પચાવી પડે તો તેનુ બળ અત્યત વધી જાય તેથી ઝારની આ ધારણાને નેપોલિયન પુષ્ટિ આપનો ન હનો પણુ તેની સ્થિતિ ઘણી ગૂચવણુ ભરેલી બનતી જતી હતી ઇગ્લડ સાથે લઢવામા તેને ઝારની મૈત્રી જાળવી રાખવાની જરૂર હતી અને તુર્કસ્તાનનુ રાજ્ય પડાવી લેવામા ઝારને ઉત્તેજન આપવુ એ બળવાન પ્રતિસ્પર્ધી રાજ્યને વિશેષ બળવાન બનાવવા જેવુ હતુ આવી ગુચવણુમા એકવાર તેના મનનુ એવુ પણુ કાંઈક વલણુ થયુ હતુ કે ભલે ઝાર તેની ઇચ્છા તૃપ્ત કરે

ઈગ્લડના પ્રધાનમડળને રશિયા સાથે તૂટેલી મૈત્રી સાધવાનો આ લાગ ઠીક

લાગ્યો એક બાજુએ ઈગ્લડના રાજદ્વારીઓ તુર્કસ્તાનમા જઈને ત્યાના સુલતાનને રશિયા અને ફ્રાન્સની સાથે લડાઈ કરવા ઉશ્કેરતા હતા ત્યારે બીજી બાજુએ અગ્રેજ રાજદ્વારીઓ રશિયાના ઝારની ખુશામત કરતા હતા, ડેન્માર્ક ઉપર ગુજરેલા જુલમની વાત ભૂલી જવાનુ તેઓ તેને સમજાવતા હતા એ કાર્ય કરવામા ઈગ્લડનો હેતુ શુદ્ધ હતો અને ડેન્માર્ક ફ્રાન્સની સાથે લઢવા તૈયાર થાય તો તેનો કાફલો જેમનો તેમ પાછો આપવામા આવશે, એવુ ઝારના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન તેઓ કરતા હતા અને જો ઝાર ઈગ્લડની સાથે મૈત્રી બાધે તો તુર્કસ્તાનના પ્રાત તેને જીતાવી આપવામા ઈગ્લડ તેને મદદ કરશે એવુ પ્રલોભન બતાવતા હતા ઝાર ઈગ્લડ ઉપર ક્રોધે ભરાયો હતો તેથી તેણે એક ઘા અને બે કટકા જેવો જવાબ આપ્યો અને ત્યાર પછી થોડાજ વખતમાં બેઉ રાજ્ય વચ્ચે વ્યવહાર બધ થયો

પછી ઝારે તરતજ નેપોલિયનના પ્રતિનિધિને તેડાવીને કહ્યુ, " આપણે સુલેહ કરવાને પ્રયત્ન કર્યો પણ તેમાંથી લડાઈ જાગી છે હુ તે જાણતોજ હતો, પણ અગ્રેજો કોપન્હેગનમા આવુ કૃત્ય કરશે અને તેમનુ પ્રધાનમડળ આટલુ છકી ગયુ છે તે મારા ખ્યાલમાં પણ ન હતુ મારો નિશ્ચય હવે થઈ ચૂકયો છે અને મારૂ વચન પાળવા હુ તૈયાર છુ તમારા શહેનશાહને જે માર્ગ ઠીક લાગે તે લે અને તેનુ અનુવર્તન કરવાની મારી પૂરેપૂરી ઇચ્છા છે ટિલ્સિટમા અમે મળતા તેમ અમે દરરોજ દર કલાકે મળીએ તો કેવુ સારૂ ! શી તેની વાત કરવાની છટા ! શી તેની તીક્ષ્ણ બુદ્ધિ ! તેના સહવાસમા વધારે વખત રહુ તો બેશક મને ઘણો લાભ થાય ! થોડા દિવસમા પણ તેણે મને ઘણુ ઘણુ શીખવ્યુ છે, અમે કમન શીબે એકબીજાથી ઘણા દૂર છીએ, પણ હુ થોડા વખતમા તેને મળવાની આશા રાખુ છુ "

ઝારની મૈત્રીથી નેપોલિયન રાજી થતો હતો પણ પ્રચડ રાક્ષસ જેવુ રશિયાનુ સામ્રાજ્ય એક હાથમાં બાલ્ટિક સમુદ્ર અને બીજા હાથમા ડર્ડનલ્સ પકડીને ઉભુ થાય તો એકવાર આખા જગતને પદદલિત કરી શકે અને યૂરોપમા નવો દારુણ વિગ્રહ જાગે એવી તેને દહેશત હતી તેથી તેણે રશિયાના દરબારમાં કૅાલેન કૅાર્ટ નામના કુશળ રાજનીતિજ્ઞ પુરુષને મોકલ્યો નેપોલિયને તેને પોતાની બધી મુશ્કેલીઓ સમ જાવી અને કહ્યુ કે તુર્કસ્તાનને દબાવવામા ઝારને ઉત્તેજન આપ્યા વગર તે આપણી સાથે જોડાયલો રહે તેને માટે બનતો પ્રયત્ન કરવો

ઝારની પોતાની મુશ્કેલીઓ કાઈ ઓછી ન હતી તે નેપોલિયનને પૂજવાને પણ તૈયાર હતો, પણ રશિયાનો ઉમરાવવર્ગ પ્રજાસત્તાક રાજ્યની ભાવનાઓનો યૂરોપમા ફેલાવો થતો જોઈને ધ્રુજી ગયો હતો ફ્રાન્સનો ચેપ રશિયામાં દાખલ થવા પામે તો ઉમરાવોનો દરજ્જો નીચો ઉતરે અને ગુલામ જેવા મજૂર લોકો ઉમરાવોના બરો-

બરીઆ બનીને સ્વતંત્ર નાગરિકપણાનો દાવો કરે ઉમરાવોનો દોર ઓછો થાય અને મજૂરવર્ગ વધારે સ્વતંત્ર વિચારના થાય, તે ઝારને તો ગમતું હતું, પણ રશિયામાં તેની વિરુદ્ધ વિચાર ધરાવનારો એક વધારે બળવાન પક્ષ હતો ગર્વિષ્ઠ રાજમાતા તે પક્ષની આગેવાન હતી અને બધું ઉમરાવમંડળ તેની તરફેણમાં હતું ઝારના વિચારોમાં ટિલ્સિટની સનદ પછી જે પરિવર્તન થયું તેની રશિયાનો તમામ ઉમરાવવર્ગ ટીકા કરતો હતો, અને ઈંગ્લંડ સાથે લડાઇમાં ઉતર્યાથી રશિયાના વ્યાપારને નુકસાન પહોંચતું હતું તેના બદલામાં તુર્કસ્તાનના પેલા બે પ્રાંતો મળે તોજ તેઓ રાજી થાય એમ હતું કૅૉલેન કૉર્ટે આ બધી મુસ્કેલીઓથી નેપોલિયનને વાકેફ કર્યો અને જણાવ્યું કે ઝાર સાચા હૃદયનો છે છતાં તેની મૈત્રી અને સહકાર ઉપર આધાર રાખી શકાને નહિ નેપોલિયને ઘણો વિચાર કર્યો રશિયાની મૈત્રી જેમ તેને બહુ કિંમતી હતી તેમ આખા યૂરોપને આપખુદી રાજસત્તાના કાળા પડછાયાવડે ઢાંકી દેતી તેની રાજસત્તાની તેને ધાસ્તી પણ ઘણી હતી તુર્કસ્તાનમાં અંગ્રેજ રાજદરબારીઓ ખટપટ મચાવી રહ્યા હતા તે અને ઈંગ્લંડ ફ્રાન્સની સામે યુદ્ધ જાહેર કરવાની તૈયારીપર હતાં ખરૂં જોતાં જે પ્રાંતો ઉપર રશિયાની દાઢ હતી ને તુર્કસ્તાને તલવારના જોરથી પડાવી લીધેલા હતા, અને રશિયાના કરતાં રૈયત ઉપર તેનો વધારે ત્રાસદાયક જુલમ હતો, એથી કરીને રશિયા એ પ્રાંતો તુર્કસ્તાન પાસેથી ઝુંટવી લે તેમાં નેપોલિયનને નીતિ વિરુદ્ધ તો લાગતું ન હતું પણ એ પગલું રાજનીતિ વિરુદ્ધ હતું તેથી તે મુંઝવાતો હતો વળી એ પ્રાંતો જો રશિયાના કબજામાં જાય તો તેથી ડાન્યૂબનું મુખ, જેને આસ્ટ્રિયા પોતાનો દરવાજો માનતું તે રશિયાની સત્તા નીચે જવાથી તેને પણ રશિયા તરફથી ભવિષ્યમાં બીવાનું રહે એ પણ ઉઘાડું હતું આ પ્રમાણે આ પ્રશ્ન ત્રણ ગણી રીતે ગુંચવણભરેલો થઈ ગયો હતો

આ પરિસ્થિતિમાં ઝાર અને આસ્ટ્રિયાના શહેનશાહ સાથે મળીને મસલત કરવાનો નેપોલિયને વિચાર જણાવ્યો તેણે એવી પણ સૂચના કરી કે આપણે ત્રણે મળીને એશિયામાં દાખલ થઇએ અને હિંદુસ્તાનમાં ઈંગ્લંડે જે રાજ્ય જીતી લીધું છે ત્યાં જઇને અંગ્રેજો સાથે યુદ્ધ કરીએ આસ્ટ્રિયાને આ વિચાર ગમ્યો ઝાર તો તુર્કસ્તાનનો શિકાર કરવાની પોતાની લાંબા વખતની અભિલાષા તૃપ્ત કરવાનો વખત નજીક આવતો જોઇને ખુશખુશ થઇ ગયો એર્ફર્ટ શહેરમાં આ ત્રણ રાજાઓનું જે ઇતિહાસપ્રસિદ્ધ સંમિલન થયું હતું તેની ઉત્પત્તિ આ પ્રમાણે થઇ હતી

આ ત્રણ નૃપતિઓ મળે તે પહેલાં યૂરોપની પૂર્વ તરફના પ્રદેશોને અંદર અંદર કેવી રીતે વહેંચી લેવા તેની બે યોજનાઓ ઘડીને રશિયાના ઝારે નેપોલિયનને વાંચવા માટે મોકલાવી તેનો સાર એ હતો કે તુર્કસ્તાનનો યૂરોપીય મુલક તેની પાસેથી ખુંચવી લેવો કૉન્સ્ટૅન્ટિનોપલ રશિયાએ લેવું, રાજસત્તાની સમાનતા સાચવવા માટે ફ્રાન્સને

વ્યાપારી અને લશ્કરી દષ્ટિએ અગત્યનો ગણાય એવો ડાર્ડનલ્સની આસપાસનો પ્રદેશ આપવો, ઓસ્ટ્રિયાને સર્વિયા વગેરે પ્રાંતો આપવા અને ગ્રીસને તુર્કોના હાથમાંથી છોડાવીને સ્વતંત્ર બનાવવું

આ યોજના ન સ્વીકારવી એવો નેપોલિયને નિશ્ચય કર્યો રશિયા ભલે ફ્રાન્સના શત્રુરાજ્યોની સાથે જોડાવું હોય તો જોડાય તોપણ આ પ્રમાણે વગર કારણે કેવળ સત્તાના બળથી રાજ્યો પચાવી પાડવાનું કૃત્ય કરવા તેનો અંતરાત્મા રજા આપતો ન હતો આસ્ટ્રિયા પણ ગુંચાયું ફ્રાન્સના સ્વતંત્રતાના વિચારોની તેને હમેશ ધાસ્તી રહેતી હતી કે રખેને મારી પ્રજા પણ તેવા વિચારની થઈ જાય અલ્મ અને આસ્ટ લિટ્ઝના પરાજય હજી તેને સતાવ્યા કરતા હતા રશિયા તેની સાથે હોય તોપણ ઈંગ્લંડની મદદ વગર તેનાથી ફ્રાન્સ સામે ટકી શકાય એમ હતુંજ નહિ નેપોલિયને નિખાલસપણે આસ્ટ્રિયાને પોતાની મુશ્કેલીઓ જણાવી અને લખ્યું કે રશિયા, ફ્રાન્સ અને આસ્ટ્રિયા ત્રણે મળીને ઇંગ્લંડને વાજબી સરતોએ સલાહ કરવાની ફરજ પાડી શકીશું

નેપોલિયનને પોતાને તો સલાહની વધુજ જરૂર હતી ફ્રાન્સના સાધનોનો વિકાસ કરવાને અને આખો દેશ જાણે જગતનો બગીચો હોય તેવો સુંદર અને પ્રફુલ્લિત બનાવવાને સલાહનીજ જરૂર હતી તે લડાઈથી એવો કંટાળી ગયો હતો કે સલાહ થાય તેટલા માટે ગમે તેટલું ઢીલું મૂકવા તે ખુશી હતો પણ આસ્ટ્રિયા હમેશની માફક આ સમયે પણ દગલબાજી રમ્યું એક ખાનગી અને બીજો જાહેર એવા બે પત્રો આસ્ટ્રિયાએ ઈંગ્લંડના પ્રધાનમંડળ તરફ મોકલ્યા એકમાં એવું લખ્યું હતું કે રશિયાને મધ્યસ્થ પદ આપીને વાજબી સરતે સલાહ કરવા ફ્રાન્સ ખુશી છે અને હવે જો સુલેહ નહિ કરો તો અમે ત્રણ તમારી સામે લડાઈ જાહેર કરીશું એવી ધમકી આપી આ પત્ર જાહેર હતો બીજો પત્ર ખાનગી, તો પ્રપંચથી ભરેલો અને બે ધારી તલવાર જેવો હતો, તેમાં લખ્યું હતું કે રશિયા અને ફ્રાન્સની સામે અમારા એકલાથી ટકી શકાશે નહિ પણ હવે ઈંગ્લંડે પણ સલાહ કરવાની જરૂરજ છે છતાં જો તમે લડાઈ જારી રાખશો તો તમારા ચુસ્તમાં ચુસ્ત મિત્રોને પણ તમારો પક્ષ તજી દેવાની ફરજ પડશે આ પ્રમાણે ઈંગ્લંડને ધમકી આપીને આસ્ટ્રિયાએ પોતાનું ગૌરવ સાચવી રાખ્યું અને તેની સાથે ઈંગ્લંડને એવું પણ ઈંગિત કર્યું કે હજી અમે તમારાજ પક્ષમાં છીએ





# प्रकरण ४० मुं—स्पेनमां राज्यविप्लव



આ અરસામા નેપોલિયને જોસેફાઇન સાથે ઇટાલિમા પ્રવાસ કરવાનો વિચાર કર્યો તે, પોતાની હમેશની ત્વરાથી સપાટાબધ તમામ મુખ્ય મુખ્ય નગરોમાં ફરી આવ્યો અને દરેક ઠેકાણે સૌથી વિશેષ અગત્યનાં કયાં કયા જાહેર બાધકામો કરવાની જરૂર છે તે તેણે એક દૃષ્ટિપાતથી શોધીને તેનો ત્યાને ત્યાજ નિર્ણય કરી નાખ્યો સોળમી નવેબરે પારિસ છોડયુ અને એકવીસમી તારીખે તેની ગાડી ગડગડાટ કરતી મિલન નગરમાં દાખલ થઇ તેના આવવાની કશી ખબર ન હોવાથી યુજિન આશ્ચર્યમા ગરકાવ થઇ ગયો જતાં વારનેજ તે મિલન નગરના પુરાણપ્રસિદ્ધ દેવાલયમા ગયો, અને પ્રાર્થના સાંભળી તેની શાત, ગભીર અને વિચારમગ્ન પ્રકૃતિને દેવાલયના ઘટનુ ઘેરૂ ગર્જન ઘણુજ રુચતુ હતુ અને તે ધ્વનિ તેના કાનપર પડતા તેનામા ધર્મભાવના જાગૃત થતી ત્યાર પછી ત્યાની ધારાસભા સમક્ષ તેણે ભાષણ કરતા કહ્યુ કે ત્રણ વર્ષમા તમે જે પ્રગતિ કરી છે તે જોઇને હુ ઘણોરાજી થયો છુ પણ આપણા પૂર્વજોએ કરેલી ભૂલો ધોઇ નાખવાને તમારે હજી ઘણુ કરવાનુ છે મિથ્યાભિમાન અને સકુચિત દૃષ્ટિથી તેઓ આતરિક કલહ કરી પોતાના જન્મસિદ્ધ હક્ક ગુમાવી બેઠા હતા દેશનુ પ્રાચીન ગૌરવ નષ્ટ થયુ હતુ તેની કીર્તિ ઝાંખી થઇ ગઇ હતી તમારા પૂર્વજોએ બાહુબળ, શૌર્ય અને બીજા મર્દાની ગુણોવડે જગતમા નામના મેળવી હતી તે ગુણોનો તમારામા ફરીથી સચાર કરવો એજ મારો હેતુ છે સૈકાના સૈકા થયા આવા બળપ્રેરક શબ્દો નગરવાસીઓને કાને પડયા ન હતા

ત્યાર પછીના ત્રણ દિવસ તેણે કામમા ગાળ્યા અને તેટના વખતમા અનેક કાર્યોનો નિકાલ કરી નાખ્યો આલ્પ્સ ઓળગવા માટે નવી સડક તૈયાર થઇ હતી છતા હજી કેટલીક પ્રતિકૂળતાઓ રહી ગઇ હતી બરફમય પ્રદેશમા મુસાફરોને માટે માર્ગમા પૂરતી સગવડ ન હતી તેણે ત્રણ નવાં ગામ વસાવવાનો અને જે ખેડુતો ત્યા જઇને વસે તેમનુ જમીન મહેસુલ તથા કર માફ કરવાનો હુકમ કર્યો આવા અનેક લોકોપયોગી કામ જેમનો નિકાલ લાવતા બીજાને અનેક મહિના લાગે તેમને ત્રણજ દિવસમા ઉકેલી નાખીને નેપોલિયન વેનિસ જવા ઉપડી ગયો જ્યા ગયો ત્યા

લોકોએ તેને હર્ષ અને પ્રેમસહિત આવકાર આપ્યો બાવેરિયાનાં રાજારાણી તથા બીજું એક રાજયુગલ મળીને ત્યા ત્રણ રાજકુળો એકત્ર થયા હતા અને તેમના ઉમરાવોની ભવ્ય મડળી તેમની સાથે આવેલી હોવાથી તેમના માનમાં વેનિસ નગર વાદ્ય, નૃત્ય, અને સગીતથી ગાજી રહ્યુ હતું

એક બાજુએ જ્યારે આવી આનદ ઉલ્લાસની મિજલસો થતી હતી ત્યારે નેપોલિયન પોતાના બાહોશ ઇજનેરોની સાથે ડક્કા, નહેરો અને તોપખાનાંની નિરીક્ષા કરવામા ગુથાયો હતો વેનિસના ડક્કામાં ભારેમાં ભારે વહાણુ દાખલ થઇ શકે એવી એક યોજના ઘડીને તેને તરતજ અમલમા મૂકવામા આવી નહેરોનુ સમારકામ શરૂ થયુ અને અખાતને વધારે વિશાળ બનાવવાની તૈયારી ચાલી રહી કબરસ્તાનની જગ્યા દૂર ખસેડીને જાહેર તદુરસ્તીમાં સુધારો કર્યો તે ઉપરાત લોકોને માટે વિનોદનાં સ્થળ અને દવાખાના સ્થપાવવાનુ પણ તે ભૂલી ગયો ન હતો

વેનિસને નેપોલિયને આવા અનેક લાભ આપ્યા આસ્ટ્રિયાએ ત્યાં અનેક યુગ સુધી રાજ્ય કરવા છતાં જે કામ કરવાનો તેમને વિચાર પણ નહોતો આવ્યો તે નેપોલિયને થોડાજ દિવસની ચાલચલાઉ મુલાકાત દરમ્યાન કરી બતાવ્યુ તેના બદલા-મા પ્રજાએ તેને અત કરણનો શુદ્ધ પ્રેમ અર્પણ કર્યો

વેનિસથી મટુઆ જઇને તે પોતાના ભાઈ લૂશિયનને મળી આવ્યો અને ત્યાથી પાછો મિલન આવી પહોંચ્યો અહિ આવતાજ તેને પારિસથી આવેલા ઘણાજ અગત્યના સરકારી પત્રો મળ્યા તેમા અનેક પ્રકારના સમાચાર હતા ઈંગ્લડને બર્લિન ડિક્રીના અમલથી ઘણો સખત ફટકો વાગ્યો હતો અને તેની આર્થિક હાલત વિપત્તિ ભરેલી બની ગઇ હતી તેનો વ્યાપાર પડી ભાગ્યો હતો, તેના માલની ખપત ન થવાથી ઉદ્યોગો અને કારખાનાં બધ પડી ગયા હતાં, અને મજૂરવર્ગ ભૂખે મરવા લાગ્યો હતો એથી ઉલટુ યૂરોપખડના અન્ય દેશો ઉપર ઈંગ્લડ સાથેનો વ્યવહાર બધ થઇ જવાથી કશી માઠી અસર થઇ ન હતી, કેમકે નેપોલિયનને તેમને માટે વ્યાપારનાં નવા દ્વાર ઉઘાડયા હતા આવી રીતે મકડામણમા આવી પડવાથી ઈંગ્લડે પ્રથમના કરતા પણ વધારે સખ્તાઇ ભરેલુ પગલુ ભર્યું અને જાહેર કર્યું કે ફ્રાન્સ તથા તેના મળતીઆ રાજ્યોમા જતા વહાણોને તેમના માલ સહિત પકડીને જપ્ત કરવામાં આવશે માત્ર તટસ્થ રાજ્યોને પોતાના દેશનો અથવા ઈંગ્લડ સિવાયના બીજા દેશોનો માલ ફ્રાન્સ અથવા તેના મળતીયા રાજ્યોમા લઇ જવો હશે તો તેમને પચીશ ટકા જકાત ભરવી પડશે આ પ્રમાણે જ્યારે ઈંગ્લડનો માલ ખરીદવાની જે જે રાજ્યોએ ના પાડી તેમના ઉપર પોતાના દરિયાઇ બળને લીધે પચીશ ટકાની જકાત ઠોકી બેસાડીને ઈંગ્લડે વેરની વસુલાત લેવાનો પ્રયત્ન કર્યો નેપોલિયને પણ પ્રથમ જેવોજ પણ વધારે વ્યાપક હુકમ પ્રકટ કરીને ઈંગ્લડને

સામો ફટકો માર્યો અને તેના વ્યાપારના દ્વાર વધારે સખ્તાઇથી રૂંધી નાખ્યા

મિલનથી ઉપડીને નેપોલિયન પિડ્મોન્ટ ગયો અને ત્યાંનો ભવ્ય કિલ્લો જેને બાંધવાનું કામ શરૂ થયું હતું તે તપાસી આવ્યો ત્યાંથી માર્ગમાં ગામેગામ લોકકલ્યાણની વૃષ્ટિ વરસાવતો તે ટ્યુરિન પહોંચી ગયો પિડ્મોન્ટ અને ટ્યૂરિન વચ્ચે મોટા વહાણ આવજા કરી શકે તે માટે પો નદીને ખોદાવીને પહોળી અને ઉંડી કરાવી પો નદીને ભૂમધ્યસમુદ્ર સાથે જોડી દેવાને નહેર ખોદાવવાનો નકશો એક કુશળ ઈજનેરની માફક તેણે પોતાને હાથેજ તૈયાર કર્યો સુંદર કમાનદાર સાત નવા પૂલ બંધાવ્યા આ સર્વ મહાભારત કાર્યોના ખર્ચને માટે પણ તેણે બુદ્ધિપૂર્વક નાણાંનો પ્રબંધ કરી દીધો આથી કરીને વિવિધ પ્રકારના ઇન્દ્રિયસુખમાં રચ્યા પચ્યા રહેવામાં અને ખૂબસુરત સ્ત્રીઓ સાથે રમણ કરવામાજ જીવનની સાર્થકતા માનનારા વિષયલંપટ રાજાઓ, પોતાનું સર્વસ્વ જીવન લોકોન્નતિના કાર્યમાટે અર્પણ કરનાર અને અંગત સુખનો વિચાર પણ કર્યા વગર પ્રજાને માટે અવિરત પરિશ્રમ લેનાર નેપોલિયનથી ડરે એ સ્વાભાવિકજ હતું

નેપોલિયન જ્યારે ઇટાલિમાં પ્રવાસ કરતો હતો ત્યારે યૂરોપના પશ્ચિમ ભાગમાં એટલે સ્પેન અને પોર્ટુગાલમાં ભયાનક વિદ્રોહના બીજ રોપાઇ રહ્યા હતા પોર્ટુગાલ સમુદ્રકિનારે આવેલો એક નાનો પ્રદેશ છે તેની ત્રીશ લાખની વસ્તી અનેક સૈકાઓ થયા જુલ્મી રાજાઓની જહાંગિરીનાં ચક્ર નીચે કચરાયલી હોવાથી કંગાલ જિંદગી ગુજારતી હતી તેમનું મનુષ્યત્વ નીચોવાઇ ગયું હતું એ દેશ જાણે ઇંગ્લંડનું એક સંસ્થાન હોય તેમ તેના પૂરેપૂરા દબાણ નીચે આવી ગયો હતો ઇંગ્લંડના નૌકાસૈન્ય અને વ્યાપારી વહાણોમાટે તેનાં બંદરો ખુલ્લા હતા અને અંગ્રેજ વ્યાપારીઓ ત્યાં મોટી મોટી વખારો નાખીને ત્યાંથી બીજા દેશોમાં પોતાનો માલ મોકલવાની પેરવી કરતા હતા

નેપોલિયને પોર્ટુગાલના રાજાને લખ્યું કે તમારે કાં તો ઇંગ્લંડના અથવા અમારા, એમાંથી એકના પક્ષમાં જોડાવુંજ પડશે જો તમારે અમારી સાથે જોડાવું હોય તો તમારાથી ઇંગ્લંડના સૈન્યને તેમજ વ્યાપારીઓને આશ્રય આપી શકાશે નહિ પોર્ટુગાલ સંકડામણમાં આવી પડ્યું બેઉ રાજ્યો વચ્ચે કેટલોક પત્રવ્યવહાર ચાલ્યો. પોર્ટુગાલ તરફના જવાબ ઇંગ્લંડના પ્રધાનો લખાવતા હતા એ વાત મી કેનિંગે પાર્લામેન્ટ વચ્ચે કબૂલ કરી દીધી હતી આખરે નેપોલિયન કંટાળ્યો અને અંગ્રેજોના પંજામાંથી પોર્ટુગાલને મુક્ત કરવાને લશ્કર મોકલાવ્યું કંગાલ પોર્ટુગાલ સામે થયું નહિ તેનાથી સામે થવાય એમ હતુંજ નહિ નાનકડું ફ્રેન્ચ લશ્કર સપાટાબંધ રાજધાની લિસ્બોનની નજીક આવવા લાગ્યું અવનતિની છેલ્લી સ્થિતિએ પહોંચેલા, દરિદ્ર, નિઃસત્વ પોર્ટુગીઝો જાણે પોતાને કાંઈ લેવા દેવા ન હોય તેમ ફ્રેન્ચ લશ્કર

કુચ કરતું હતુ તે ઉભા ઉભા જોયા કરતા હતા સ્વતંત્રતાની તેમના હૃદયમાં અભિલાષા પણ ન જાગે એવી અધમ દશાએ તેઓ જઈ પહોંચ્યા હતા.

ત્યાની રાજસભામા પણ ઐક્ય ન હતુ એક પક્ષ ઈંગ્લંડની સાથે જોડાઈ જવાની સલાહ આપતો હતો ત્યારે બીજા પક્ષને ફ્રાન્સની મૈત્રી વધારે લાભદાયક લાગતી હતી કેટલાકનો મત એવો હતો કે રાજકુટુંબે બને તેટલી દોલત સાથે લઈને દેશ છોડીને અમેરિકામાં પોર્ટુગાલના તાબાનો બ્રાઝિલ દેશ છે ત્યાં ચાલ્યા જવુ. છેલ્લો માર્ગ આખરે સૌને ગમ્યો અને ફ્રેન્ચ લશ્કર રાજધાની આગળ આવી લાગે તે પહેલા બને તેટલી દોલત લઈને નાસી જવાની તૈયારીઓ થવા લાગી રાજકુટુંબને, ઉમરાવવર્ગને તથા જેને નાસી જવુ હોય તેને લઈ જવાને બંદરપર છત્રીશ વહાણનો કાફલો તૈયાર થયો રાજકુમારો, કુંવરીઓ, સ્ત્રીઓ, પુરુષો, બાળકો, તેમના સરસામાનના ઢગલા વગેરેથી બંદર ભરાઈ ગયુ અને દરેકને સૌથી પહેલા વહાણમાં બેસી જવાની અધીરાઈ હોવાથી ધમ્માચકડી મચી રહી. સ્ત્રીઓ તેમના ધણીઓથી અને બાળકો તેમનાં માબાપથી વિખૂટા પડી ગયાં કેટલાક વહાણમા સીધુ સામાનજ મૂકવા રહી ગયા આખરે જેમ તેમ કરીને જેટલાં માઇ શકે તેટલા માણસો ભરીને કાફલો ઉપડયો અને તેમના અંગ્રેજ મિત્રોનાં લડાયક વહાણ તેમને બ્રાઝિલ પહોચાડી આવ્યા તેઓ જરાક ચાલ્યા હશે ને તરતજ ફ્રેન્ચો લિસ્બોનમા આવી પહોચ્યા ત્રીશ લાખની પ્રજાએ સ્વતંત્રતા જાળવવા માટે આંગળી પણ ઉંચી ન કરી. તેઓ તેમના રાજકર્તાઓના જુલમથી પણ કાયર કાયર થઇ ગયા હતા આ પ્રમાણે જાદુના ખેલની માફક આખો પોર્ટુગાલ અંગ્રેજોના હાથમાંથી નીકળી એકદમ નેપોલિયનના અધિકાર નીચે આવી ગયો

હવે આપણે સ્પેન તરફ નજર કરીએ ત્યા એક બુર્બોન વંશીય રાજા રાજ કરતો હતો એ ચાર્લ્સ રાજા અતિશય ખાવાથી તન અને મનથી નિર્બળ બની ગયેલો, બુઢ્ઢો, કામ કરવાને નાલાયક અને નીતિભ્રષ્ટ નરાધમ હતો તેની રાણી નેપલ્સની શાહજાદી હતી અને પ્રકટ રીતે રાજાના એક ખૂબસુરત અંગરક્ષક ગોડોયને પોતાનુ શરીર અને શિયળ અર્પણ કરી પાપાચરણમાં દિવસ ગુજારતી હતી એમ કરતા કરતા રાણીનો માનીતો બની ગએલો ગોડોય રાણીનો, રાજાનો અને રાજ્યનો પણ કુલ માલિક થઇ પડયો નિર્બળ થઈ ગએલો રાજા પણ આ બાબતમાં સંમત થયો અને પોતાના માથા ઉપરથી રાજ્યનો બોજો ઓછો થએલો જાણીને પ્રસન્ન થયો તેણે નેપોલિયનને કહ્યુ હતુ કે "દરરોજ સવારથી બપોરસુધી હુ શિકાર ખેલું છુ, ત્યાંથી આવીને જમુ છુ અને પાછો સાંજસુધી શિકારે જાઉ છુ સાંજે આવું છુ ત્યારે ગોડોય મને રાજ્યનો ટુંકો હેવાલ આપે છે તે સાંભળીને હુ સુઇ જાઉ છુ અને બીજે દિવસે ઉઠીને પાછો એનો એજ કાર્યક્રમ ચાલુ કરૂ છુ"

આખો યૂરોપ જ્યારે ‘ જેના ’ અને આસ્ટર્લિટ્ઝના સંગ્રામોની ગર્જનાથી ધ્રૂજી રહ્યો હતો ત્યારે પણ સ્પેનનો રાજા તો આવીજ રીતે પોતાનો વખત પસાર કરતો હતો

આ ચાર્લ્સ રાજાને ત્રણ છોકરા હતા તેમાં ગાદીનો વારસ ફર્ડિનાન્ડ સૌથી મોટો હતો ને પચીશ વર્ષનો થવા આવ્યો હતો પણ પિતાની નિર્બળતાનો અને માતાની નીતિભ્રષ્ટતાનો દાખલો તેણે પૂરેપૂરી રીતે ગ્રહણ કર્યો હતો રાણી કહેતી કે “ મારા ફર્ડિનાન્ડને ગધેડાનુ ભેજુ અને વાઘનુ હૃદય છે ” આ શાહજાદો ગાદીએ બેસવા ઘણો અધીરો બન્યો હતો. પ્રજાનો મોટો ભાગ તેના પક્ષમા હતો વ્યભિચારિણી રાણીથી લોકો શરમાતા હતા, અને ગોડોયને ધિક્કારતા હતા સ્પેન જે એકવાર બળવાન રાજ્ય હતુ તે અરાજકતા અને દારિદ્રના ખાડામા ધીમે ધીમે નીચે ઉતરતુ હતુ

શાહજાદા ફર્ડિનાન્ડ ઉપર ગોડોયે રાજાને, રાણીને અને પ્રધાનને ઝેર દેવાનો આરોપ મૂક્યો અને કદાચ તે સાચો પણ હોય તેને પકડીને કેદ કરવામા આવ્યો લોકો ગોડોયને ધિક્કારતા હોવાથી ઉશ્કેરાઈ ગયા અને ફર્ડિનાન્ડે લોકલાગણીને વધારે પાનો ચઢાવ્યો હજારો માણસોના ટોળા હાથમા છરા વગેરે લઇ ગોડોયના મહેલને ઘેરી વળ્યાં તે નાસીને કાતરીઆમાં ભરાયો અને જૂની સાદડીઓના ઢગલા નીચે દબાઇ છુપાઇને પડી રહ્યો લોકોએ મહેલના રાચરચીલાનો ભાગી ફોડીને ભૂકો કરી નાખ્યો પણ ગોડોય બચી ગયો છત્રીશ કલાક સુધી તે ભૂખ્યો, તરસ્યો બીકથી ધડકતે હૈયે ગુપચુપ દબાઇને પડી રહ્યો આખરે તરસની વેદનાથી તે વધારે વખત ન રહી શક્યો તે ગુપચુપ નીચે ઉતરતો હતો એવામા કોઇએ તેને જોયો “ મારો ! મારો ! પકડો ! પકડો ! ” ની બૂમ પડી રહી ટોળાબંધ લોકો દોડી આવ્યા કંગાલ ગોડોયને લોકો ગડદા પેચ કરવા લાગ્યા તેના કપડા ખરડાઇ ગયાં, ટોપી ક્યાંની ક્યાં ઉડી ગઈ, માથાના વાળ વેરણ છેરણ થઇ ગયા અને ભરરસ્તામાં લોકો તેને હોસે ચઢાવવા લાગ્યા એટલામાં હથીઆરબંધ સરકારી સ્વારો તેની મદદે આવી પહોચ્યા, અને એકે તેનો હાથ પકડી લીધો અને દોડને ઘોડ તેને રસ્તાપર ઘસડાતો ઘસડાતો લઇ જઇને સલામતીની ખાતર કેદખાનામા પૂરીને દરવાજા બંધ કરી દીધા !

ખીજવાયલા લોકો રાજમહેલ તરફ ઉલટયા, અને પારિસમા રાજ્યવિપ્લવ વખતે થયુ હતુ તેવુ માડ્રિડમા પણ થવા લાગ્યુ રાજારાણી ભયથી થરથર ધ્રૂજવા લાગ્યાં કેદખાનાનો અને જલ્લાદની કુહાડીનો ચિતાર તેમની આંખ આગળ તરવરવા લાગ્યો લોકોને શાંત પાડવા માટે રાજાએ જાહેર કર્યું કે ગોડોયને બરતરફ કરવામાં આવ્યો છે અને “ મારા વહાલા દીકરા ફર્ડિનાન્ડ ” ના લાભમાં રાજ્યાસન ઉપરથી હુ હાથ ઉઠાવુ છુ પણ તેજ વખતે તેણે નેપોલિયનને મદદમાટે અરજ કરી અને એક કાકલુદીભરેલો પત્ર લખ્યો તેમાં જણાવ્યુ હતુ કે મારા મહાન ઉદાર સ્વભાવના

મિત્ર, શહેનશાહ નેપોલિયન સિવાય બીજા કોઇનો હવે મારે આધાર રહ્યો નથી બીજી બાજુએ ફ્રર્ડિનાન્ડે પણ તેવોજ આજીજીભરેલો પત્ર નેપોલિયનને લખ્યો અને જણાવ્યુ કે હુ તમને પિતાતુલ્ય ગણીને હમેશા પુત્રની માફક એકનિષ્ઠાથી તમારા પક્ષને વળગી રહીશ

એજ દગાબાજ સ્પેનનો રાજા ઇંગ્લડની શીખવણીથી નેપોલિયન પ્રશિયામાં હતો ત્યારે તેની ગેરહાજરીનો લાભ લઇને ફ્રાન્સ ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરતો હતો 'જેના' નો સગ્રામ થયો તેની આગલી રાત્રે નેપોલિયનને આ વાતના સમાચાર મળ્યા હતા, પણ બીજેજ દિવસે પ્રશિયન લશ્કરનો કચ્ચરઘાણ નીકળી ગએલો સાંભળીને વળી પાછો તે નેપોલિયનની ખુશામત કરતો થયો જો જેનાના યુદ્ધમાં તેનો પરાજય થયો હોત તો સ્પેનનુ લશ્કર ફ્રાન્સમાં ભરતીના પૂરની માફક ફરી વળ્યા વગર રહેતજ નહિ નેપોલિયન સમજતોજ હતો કે એ દગાખોર રાજા તેના ઉપર કારી ઘા કરવાનો લાગ મળે તેનીજ રાહ જોઇ રહ્યો છે એલિસન પોતેજ કબૂલ કરે છે કે સ્પેન અને રશિયા વચ્ચે તે અરસામા એક એવો છુપો કરાર થયો હતો, કે ફ્રાન્સનુ સૈન્ય બર્લિન તરફ બહુ દૂર નીકળી ગયુ હોય તે વખતે સ્પેને ફ્રાન્સ ઉપર દક્ષિણ દિશાએથી ચઢાઇ લઇ જવી અને એ કામમા ઇંગ્લડની પણ મદદ લેવી

સ્પેનના રાજાનો તથા તેના દીકરાનો પત્ર વાચીને નેપોલિયન ઘણો ગુચવાડામાં પડી ગયો તેની જિદગીમા તે કદિ આવો ગુચવાયો ન હતો માર્ગ નક્કી કરવામાં તેણે કદિ પણ આટલી બધી ઢીલ કરી નથી તે ઘડીકમા અમુક નિશ્ચય કરતો અને પાછો તેને ફેરવી નાખતો. અહિથીજ તેની વિપત્તિઓની શરૂઆત થઇ અને સેટ હેલેનાના વેરાન ખડક ઉપર તેનો છેલ્લો પડદો પડયો

તેને માટે માત્ર બેજ માર્ગ હતા એક તો સ્પેનના બુર્બોન વશીય રાજકુળને પદભ્રષ્ટ કરવુ અને તેમને ઠેકાણે પોતાના એવા કોઇ માણસને તે દેશની ગાદીએ બેસાડવો કે જે દેશની પ્રજામા નવચેતન રેડી શકે, પરતુ વશપરપરાથી ગાદીનો વહીવટ કરનાર રાજકુલના હાથમાંથી રાજ્યાસન ઝુટવી લેવાનુ તેને ગમતુ ન હતુ વળી તેમ કર્યાથી યૂરોપના તમામ રાજાઓ ક્રોધે ભરાય અને તેમની તથા ફ્રાન્સની દુશ્મનાવટમાં નવાં ઝેર રેડાય તેમ હતુ

બીજો માર્ગ એ હતો કે ફ્રર્ડિનાન્ડને સ્પેનની ગાદીએ બેસાડવો અને એવી એક ઉમદા ચારિત્ર્યવાળી બાઇ સાથે તેનુ લગ્ન કરવું કે જે તેના નિર્બળ મન ઉપર અમલ ચલાવી શકે અને તેને અસત્ય તથા અનીતિને રસ્તેથી વાળીને સત્ય અને નીતિના માર્ગ ઉપર લઇ આવે. વળી તે બાઇ નેપોલિયનના જેવા વિચારની હોવી જોઇએ કે જેથી કરીને તે પોતાના વગને લીધે રાજ્યને અને રાજાને નેપોલિયનના પક્ષમાથી ચલિત થવા ન દે

ઘણો વિચાર કર્યા પછી તેને પાછલો માર્ગ રુચ્યો તેણે ફર્ડિનાન્ડને લખી જણાવ્યુ કે તમારી સામે જે આરોપ મૂકાયા છે તેના તપાસ કર્યા વગર બેઆબરૂ થએલા તમારા પિતાની સાથે હુ સામેલ થઇ શકતો નથી દરમ્યાનમાં તેણે તેને માટે કોઇ યોગ્ય કન્યાની તજવીજ કરવા માડી પારિસના પહેલા વર્ગના કુટુબોમાં ઘણી ખૂબસુરત અને કુમારી છોકરીઓ હતી, પણ નેપોલિયનના મહાન્ આદર્શ ઝીની શકે એવી ન હતી આખરે તેણે પોતાના ભાઇ લૂસિયનની પુત્રીને માટે વિચાર કર્યો અને તેનો સ્વભાવ વગેરે જોઇ લેવા માટે તેને પારિસ તેડાવીને પોતાની સાથે રાખી થોડા દિવસના સહવાસ પછી જણાયુ કે એ બાઇમા પણ સ્પેનમા નવી જાગૃતિ લાવે એવા ગુણ ન હતા નેપોલિયન ઘણો નાસીપાસ થયો સ્પેનની ગાદીપર કોને બેસાડવો એ સવાલ તો હજી ઉભોને ઉભોજ રહ્યો વળી ફર્ડિનાન્ડનો પક્ષ લેવો કે તેના બાપનો તેનુ પણ નિરાકરણ કરવુ મુશ્કેલ હતુ

આવી સ્થિતિમા નેપોલિયન સ્પેન અને ફ્રાન્સની સરહદ ઉપર પિરિનીઝ પર્વતની તળેટીમાં આવેલા બેયોન શહેરમા આવ્યો અને ત્યા તેને સ્પેનસબધી ઘણા પરસ્પર વિરુદ્ધ સમાચાર મળ્યા આ બાજુએ મૂર્ખ ફર્ડિનાન્ડ પોતાની માની ગેર આબરૂ લોકોમાં ઉઘાડી પાડતો હતો નેપોલિયને તેને વિવેકથી માર્મિક રીતે સમજ પાડી કે તમારી માતાની ફજેતી કરવાથી તમે તમારા રાજ્યાસનપરના હક્કને જોખમમા નાખો છો, કેમકે તેમ કર્યાથી તમે તમારા પિતાના કાયદેસર પુત્ર નથી એમ સાબિત થઇ જાય છે એ અધમ શાહજાદાને તો એમા કશુ લાંછન જેવુ લાગતુજ ન હતુ એની મા તો વળી તેના કરતા પણ વધારે અધમતાની દશાએ પહોચી ગઈ હતી તે તો દીકરાને મોઢામોઢ કહેતી કે તુ તો વ્યભિચારથી ઉત્પન્ન થએલો છે મારો ધણી તારો બાપ નથી આવી લાયકાતવાળા રાજકુટુબને સ્પેનની ગાદી પર સ્થિર કરવાને સ્વતત્રતાને પૂજનારૂ ઇગ્લડ મથન કરી રહ્યુ હતુ !

નેપોલિયનના આવ્યાના સમાચાર મળતાજ ફર્ડિનાન્ડ તેને મળવા માટે ત્યા આવી પહોચ્યો અને તેની પાછળજ સ્પેનનો રાજા, રાણી અને ગોડોય ત્રણે પણ દોડતાં આવ્યા નેપોલિયને તેમનો સર્વનો યોગ્ય સત્કાર કર્યો

અત્યારસુધી સ્પેનના મામલાના સબધમા શુ કરવુ તેનેવિષે નેપોલિયન નિશ્ચય કરી શક્યો ન હતો પણ હવે તો તેનો નિશ્ચય થઇજ ગયો સ્પેનનો વૃદ્ધ રાજા પોતાના પુત્રને રાજ્યાસન આપવા કરતાં નેપોલિયન જેને પસદ કરે તેના લાભમા રાજીનામુ આપવા વધારે રાજી હતો પછી નેપોલિયને ફર્ડિનાન્ડના શિક્ષક અને પ્રધાનને બોલાવ્યો અને કહ્યુ —

" મારા રાજ્યની સલામતી જાળવવા માટે મારા કટ્ટા શત્રુ બુર્બોન રાજાઓને સ્પેનની ગાદીપર નહિ રાખવાની મને જરૂર પડે છે તમારી પ્રજાના હિતની ખાતર

પણ એવોજ ફેરફાર કરવાની જરૂર છે હુ સ્પેનને જે રાજા આપીશ તે તેમને સારૂ રાજ્ય બધારણ આપશે અને ફ્રાન્સની સાથે અચળ મિત્રભાવ રાખીને તેને પરરાજ્યની ધાસ્તીમાંથી મુક્ત કરશે પોતાના પુત્રો આવા બારીક સમયમા સ્પેનનુ રાજ્યતત્ર ચનાવવા નાલાયક છે એમ રાજાને પણ ખાત્રી થઇ છે તેથી તે પોતાના તથા પોતાના કુટુબના તમામ હક્ક મારા હાથમા સ્વાધીન કરી દે છે ''

"ફર્ડિનાન્ડને પણ હુ ચાહુ છુ અને જો તે સ્પેનની ગાદી ઉપરથી પોતાનો હાથ ઉઠાવે તો હુ તેનો બદલો આપવા ખુશી છુ તે પોતાને માટે તથા પોતાના વશ વારસાને માટે સ્પેનની ગાદી ઉપરથી હક્ક ઉઠાવી લે તો હુ તેને ઇટ્રુરિયાનુ રાજ્ય અને મારી ભત્રીજી આપવા ખુશી છુ, સ્પેનને પૂર્ણ સ્વતત્રતા આપવામા આવશે અને તેના પોતાના કાયદા, રીતરિવાજ અને ધર્મમા કશો ફેરફાર કરવામા નહિ આવે મારે પોતાને માટે તો મારે સ્પેનનુ એક ગામડુ પણ નહિ જોઇએ ''

રાજા, રાણી અને ગોડોયને રાજ્યની જજાળ કરતાં દારૂ, શિકાર અને વિલાસના ઉપકરણો વધારે પ્રિય હતાં તેથી તેમને આ વ્યવસ્થા ઘણીજ ગમી અને નેપોલિયને આપેલુ વર્ષાસન લઇને મોજ કરવા લાગ્યા ફર્ડિનાન્ડ જરાક નારાજ હતો પણ મા બાપનુ ખૂન કરવાનો આરોપ જે તેના ઉપર મૂકાયો હતો તેની તપાસ થાય તો તેનુ પાપ ઉઘાડુ પડી જાય એમ હતુ નેપોલિયને તેને ધમકી આપીને કહ્યુ કે જો રાજીનામુ નહિ આપે તો એ આરોપની તપાસ કરવામા આવશે આથી અપરાધી શાહજાદો ધ્રૂજી ઉઠયો અને રાજીનામુ આપવા તૈયાર થયો ઇટ્રુરિયાના રાજ્યને બદલે તેણે દશ લાખ ફ્રાન્ક પોતાને માટે અને ચાર ચાર લાખ પોતાના દરેક ભાઇને માટે પેન્શન તરીકે લઇને ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો

નેપોલિયને આ પ્રમાણે જે કુનેહથી સ્પેનના રાજકુલમાં પરિવર્તન કરી નાખ્યુ તેમા પણ તેનુ અદ્દભુત બુદ્ધિબળ દેખાઇ રહે છે એક પણ બદુકનો બાર કર્યા વગર તેણે સફાઇથી સ્પેનની રાજગાદી ઉથલાવી નાખી એનાથી વધારે આશ્ચર્યકારક ઘટના કોઇ કલ્પિત વાર્તામા પણ ભાગ્યેજ જોવામા આવે છે ત્યાર પછી તેણે સ્પેનની પ્રજાજોગ નીચેનુ જાહેરનામુ પ્રકટ કર્યું —

" સ્પેનના રહેવાસીઓ ! લાબા સમયની વિપત્તિની પરપગનો ભોગ થઇ પડયા પછી તમારૂં પ્રજાકીય જીવન નષ્ટ થવાની તૈયારીમા હતુ તમારી વિપત્તિઓ મારા જોવામા આવ્યાથી હું તમારૂં રક્ષણ કરવા આવી પહોંચ્યો છુ તમારી મહત્તામા અને તમારા જાતીય બળમાજ મારી મહત્તા અને મારૂં બળ રહેલું હું માનુ છુ તમારા રાજ્યકર્તાએ રાજ્યની લગામ મારા હાથમા સોપી દીધી છે તમારા દેશ ઉપર રાજ્ય કરવાની મને જરા પણ ઇચ્છા નથી મને તો તમારી ભવિષ્યની પ્રજા હમેશા પ્રેમ અને આભારસહિત યાદ કરે તેટલીજ અભિલાષા છે તમારામાં નવુ ચેતન રેડવુ

એજ મારૂ અત્રે આવવાનુ પ્રયોજન છે હુ તમારી જાતીય સસ્થાઓને સુધારીશ અને જો તમ મને સહાય આપશો તો નવીન સુધારાથી ઉત્પન્ન થતી અરાજકતા અને ઉત્પાત ન થવા દેતા, તમને તેનાથી મળતા તમામ સગીન લાભ અપાવવાનો હુ પ્રયત્ન કરીશ તમારા તમામ પ્રાતો અને નગરોના પ્રતિનિધિઓની એક પરિષદ્ મે બોલાવી છે તેમની સાથે જાતે વાતચીત કરીને તમારી સઘળી જરૂરીઆતો મારે જાણી લેવી છે તેમ કર્યા પછી સ્પેનની ગાદી ઉપરનો મારો અધિકાર હુ છોડી દઈશ અને રાજાની પવિત્ર અને લોકહિતકારક સત્તાની સાથે પ્રજાના સ્વાતત્ર્ય અને મૂળ હક્કોનુ જેમા યોગ્ય સમિલન થયુ હોય એવુ રાજ્યબધારણ તમારા દેશને માટે ઘડી આપ્યા પછી હુ મારા પ્રતિબિબતુલ્ય કોઈ રાજાને તમારા દેશનો રાજમુકુટ પહેરાવીશ સ્પેનના રહેવાસીઓ ! તમારા પૂર્વજો કેવા હતા અને હાલ તમે કેવા છો તેનો વિચાર કરજો તમારી અવનતિ થઈ તેમા તમારી કસુર નથી તમારા દેશ ઉપર જે રીતે આજસુધી અમલ કરવામા આવ્યો છે તે પદ્ધતિજ દોષિત છે ભવિષ્યને માટે સુદરમા સુદર અને ઉજ્જવળમા ઉજ્જવળ આશાઓને તમારા હૃદયમા સ્થાન આપજો, કારણ કે મારી એટલીજ ઇચ્છા છે કે તમારી ભવિષ્યની સતતિ મને યાદ કરીને કહે કે તેણે અમારા દેશનો પુનરુદ્ધાર કર્યો હતો ”

હોલન્ડનો રાજા લૂઈ સાસારિક ઉપાધિઓ અને માદગીથી અશક્ત બની ગયો હતો તેથી તેણે સ્પેનની રાજગાદીની જવાબદારી લેવાની ના પાડી નેપોલિયને તરત પોતાના ભાઈ જોસેફને નેપલ્સથી તેડાવી મગાવ્યો અને સ્પેનનુ રાજ્યતત્ર તેના હાથમા મૂકયુ

સ્પેનમા તે વખતે પ્રજાકીય સસ્થાઓ હતીજ નહિ જાહેર જીવનમાં પ્રજાને કશો હિસ્સો મળતોજ નહિ તેનુ રાજ્યબધારણ રાજ્યકર્તાને નિરકુશ રાજસત્તા આપતુ હતુ ધર્મગુરુઓ તેમની ભયાનક સત્તાના જોરથી નવી રાજનૈતિક અને ધાર્મિક ભાવનાઓને દબાવી દેતા હતા જનસમૂહ અજ્ઞાન અને અધમતામા સબડતો હતો સ્પેનના કરતા વધારે સડી ગએલુ રાજ્યબધારણ કોઇપણ સુધરેલા ગણાતા દેશમા કદિ જોવામા આવ્યુ નથી સ્પેનનો જીર્ણોદ્ધાર કરવાની નેપોલિયનની અભિલાષા સફળ થઈ હોત તો ત્યાંની સ્વતત્ર થએલી કૃતજ્ઞ પ્રજાએ તેના સ્મરણચિન્હોરૂપી ભવ્ય ઇમારતોથી દેશને શણગારી મકયો હોત, પણ હાય ! **ગુલામી અવસ્થાનો મોટામા મોટો દોષ એ છે કે ગુલામો પોતાને હાથેજ પોતાની બેડીઓને વધારે મજબૂત બનાવે છે અને તેમનાં બધનો લાંબા કાળના સહવાસને લીધે તેમને એવા વહાલા અને સ્વાભાવિક થઈ ગયાં હોય છે કે તેમને બધનમુક્ત થવુ ગમતુજ નથી.**

જોસેફ બોનાપાર્ટ ઘણો ઉદાર વૃત્તિનો, બુદ્ધિશાળી અને નીતિપરાયણ હતો

એવો સર્વનો અભિપ્રાય છે તેની નીતિવિષે તેના શત્રુથી પણ સદેહ લાવી શકાતો નથી તેના ઉદાર, ન્યાયી અને સુદૃઢ અમલ નીચે નેપલ્સનુ રાજ્ય થોડાજ વખતમા આબાદ બની ગયુ હતું

જોસેફના આવતા પહેલા સ્પેનના સૈન્યની, નૌકાસૈન્યની, જાહેર બાધકામોની તથા પ્રજાની આર્થિક સ્થિતિની સાચી હકીકત મેળવીને તેનો રિપોર્ટ તૈયાર કરવાને નેપોલિયને બાહોશ માણસોને રાજ્યમા જૂદે જૂદે ઠેકાણે મોકલી દીધા હતા તે કહેતો કે " મારે કયા ઉપાયો લેવા તે નક્કી કરવા માટે આ તમામ હકીકતો મારે પ્રથમથીજ જાણી લેવી જોઇએ વળી સ્પેનનુ રાજ્ય મારા હાથમા આવ્યુ ત્યારે તેની કેવી દશા હતી તે જાણવાનું સાધન ભવિષ્યની પ્રજાને માટે પણ મૂકી જવાની જરૂર છે " સ્પેનનુ કલ્યાણ સાધવા માટે તેણે ભવ્યમા ભવ્ય યોજનાઓ પોતાના મનમા ઘડી રાખી હતી તેણે કલ્પેલી અને તરતજ અમલમાં મૂકેલી યોજનાઓ જોઇને તેના કટ્ટા શત્રુઓને પણ તેની પ્રશસા કરવી પડે છે સ્પેનના સૌથી વધારે પ્રતિષ્ઠિત અને બુદ્ધિશાળી દોઢસો પ્રતિનિધિઓની પરિષદ્ બેયોન મુકામે ભરવામાં આવી પોતાના દેશનુ ઉજ્જ્વળ ભાવિ જોઇને આ ઉચ્ચ સસ્કારવાળા દેશભક્તો ઘણાજ પ્રસન્ન થયા સ્પેનના રીતરિવાજોને યોગ્ય અને તે જમાનાની ઉન્નતિકારક ભાવનાઓને અનુકૂળ થઇ પડે એવુ ઉદાર રાજ્યબધારણ એ પરિષદે ઘડી કહાડયુ

જોસેફ ત્યા આવી પહોચ્યો એટલે સ્પેનની રાષ્ટ્રીય પરિષદે તેને પ્રજા તરફથી સન્માન આપ્યું અને પોતાના દેશને માટે ઉજ્જ્વળ ભાવિ ઘડનાર નેપોલિયનનો અતઃકરણપૂર્વક આભાર માન્યા ત્યાર પછી ફ્રેન્ચ લશ્કર અને સેનાપતિઓના ભભકાદાર રસાલા સાથે જોસેફ સ્પેનની રાજધાની માડ્રિડ ગયો અને ત્યાં તેનો રાજ્યાભિષેક કરવામા આવ્યો

આ સમાચાર તરતજ યૂરોપના તમામ રાજ્યકર્તાઓને મોકલવામા આવ્યા ઇગ્લડ સિવાય લગભગ તમામ યૂરોપીય નૃપતિઓએ જોસેફને ઘણી ખુશીથી રાજા તરીકે સ્વીકાર્યો રશિયાના ઝારે તે ઉપરાત જોસેફના ઉમદા ચારિત્ર્યની પ્રશસા કરતા તેને રાજા તરીકે સ્વીકારતા ઉડો હર્ષ જણાવ્યો નાનાયક રાજાઓની વહારે ધાનારૂ એકલુ ઇગ્લડજ અળગુ રહ્યુ પદભ્રષ્ટ થએલા ફર્ડિનાન્ડે પણ જોસેફને અભિનદન પત્ર લખ્યો

સ્પેનના રાજાઓના હાથમાથી રાજ્યાસન લઇને નેપોલિયને પોતાના ભાઇને આપ્યુ તેમા તેણે ન્યાય કર્યો કે અન્યાય એ પ્રશ્ન ઘણોજ ગુચવણભરેલો છે સ્પેનના રાજાની નાલાયકી તો ઉઘાડીજ છે સ્પેનને પોતાનુ હથિયાર બનાવીને નેપોલિયનના શત્રુ રાજાઓ તેની મુશ્કેલીમા વધારો કરવાની પેરવી કરતા હતા અને કવખતે પાછળથી છુપો ઘા કરાવવાના હતા એ વાત પણ ઉઘાડી છે 'જેના'ના યુદ્ધ વખતે

નેપોલિયનને મળેલા પેગામ એ વાતનો પ્રત્યક્ષ પૂરાવો છે સ્પેનનો રાજા ગાદી છોડવા ખુશી હતો અને તેના દીકરાને ગાદી ન મળે એમ ઇચ્છતો હતો ફર્ડિનાન્ડ પણ ગાદી છોડવા ખુશી હતો અને પોતાનો પિતા પદભ્રષ્ટ થાય એવુ માગતો હતો જો નેપોલિયને જોસેફને ઠેકાણે ફર્ડિનાન્ડને રાજ્યાસન આપ્યુ હોત તોપણ તેના શત્રુઓ તો એમજ કહેત કે તેણે પોતાનો સ્વાર્થ સાચવવા માટે ખરા રાજાને ઉડાડી મકીને એક બળવાખોર, પિતૃઘાતક પુત્રને ગાદીએ બેસાડયો વળી આજે જગતના નિષ્પક્ષપાત લોકો નેપોલિયનને પ્રજાપક્ષના અને સ્વાતંત્ર્યના રક્ષક તરીકે પૂજે છે તેઓજ તેને ધિક્કારત અને કહેત કે તેણે પોતાના લશ્કરના બળવડે, પોતાના કાયમના સિદ્ધાંતોનુ ખૂન કરીને ઘણાજ આપખુદી, અને સ્વતંત્રતાના કટ્ટામા કટ્ટા શત્રુ એવા રાજાના હાથમા રાજસત્તા આપી જો તેણે તેમ કર્યુ હોત તો તેના નામ ઉપર કદિ પણ ન ભૂસી શકાય એવુ કલંક સદાને માટે રહી જાત માટે બધી બાજુનો વિચાર કરીનેજ તેણે આ પગલુ ભર્યુ શત્રુ રાજાઓની ખફગી આથી તેણે વહોરી લીધી, પણ પોતાના પ્રાણપ્રિય સિદ્ધાન્તોનુ ખુન તેણે ન થવા દીધુ.

આખા યુરોપના રાજાઓ એકત્ર થઇને કાવત્રાથી, અનેક પ્રકારના દગા અને પ્રપચ કરીને તેને રાજ્યાસન ઉપરથી ગબડાવી પાડવા મથતા હતા જગત ઉપર કદિ પણ કોઈ રાજાને કચરી નાખવા આવા મહાભારત પ્રયત્નો થયા નથી અને આખી પ્રજાના મનથી ચૂટાયના નેપોલિયન કરતા રાજ્યાસન માટે વધારે હકદાર રાજા પણ કોઇ થયો નથી. તેણે આ મરક્ષણને માટે સ્પેનના દગાખોર રાજાઓના હાથમાથી રાજસત્તા લઇ લીધી, પણ તેમને ભિખારી અને નિરાધાર નહિ બનાવી દેતાં તેમના નિર્વાહ અને સુખમાટે ઉદાર ગોઠવણ કરી આપીને નેપોલિયને પોતાની સ્વાભાવિક ઉદારતા બતાવી આપી તેઓ પોતે પણ તેના આ વર્તનથી સતુષ્ટ થયા હતા અને તેને ચાહતા હતા યુરોપના રાજાઓએ શુ કર્યુ ? તેમણે આખરે નેપોલિયનને પદભ્રષ્ટ કરવામાં વિજય મેળવ્યો પણ પછી તેમણે શુ તેને આરામના અને સુખના સાધનો લેશમાત્ર પણ આપ્યા હતાં કે ? તેને એક કગાળ કેદી તરીકે સેન્ટ હેલેનાના નિર્જન ટાપુમા, કોઇ પણ યુરોપિયનને માફક નહિ એવા હવાપાણીવાળા સ્થાનમાં સખત જાપ્તામા પૂરી રાખ્યો અને તેનુ અતકરણ દુખાય એવુ અપમાનભરેલુ વર્તન તેની સાથે આખરસુધી ચલાવ્યુ કયા ફર્ડિનાન્ડને આપેલો ભવ્ય મહેલ ! અને કયા સેન્ટ હેલેનાનુ કગાળ તબેલા જેવુ ઘર ! વધારે ઉદાર કોણ તેની તુલના હવે વાચક પોતેજ કરી લેશે

---



# प्रकरण ४१-मुं संकटमां वधारो





એલ્બાથી નેપોલિયન પારિસ પાછો આવ્યો માર્ગમાં તેણે જ્યાં જ્યાં મુકામ કર્યો ત્યા ત્યાં પ્રજાએ તેને પ્રેમ અને હર્ષથી વધાવી લીધો હતો કોઇ પણ રાજ્યકર્તા પ્રજાનો આટલો બધો બેહદ પ્રેમ ભોગવવા ભાગ્યશાળી થયો નથી થેર્સ નામનો એક લેખક લખે છે કે " જે અદ્ભુત પુરુષે પ્રજાને આભ્યતરિક કલહમાથી છોડાવીને સુલેહ, શાંતિ, આબાદી અને પોતાને મન-માનતા ધર્મનુ પાલન કરવાની સ્વતત્રતા બક્ષી હતી તેને તેઓ દૈવી પુરુષ—લગભગ દેવ જેવો માને એમાં કશુ આશ્ચર્ય નથી" જેમણે ઇંગ્લંડ અને બુર્બોન રાજાઓએ પ્રકટ થવા દીધેલુ સાહિત્યજ વાચ્યુ હોય તેમને આ વચનો અતિશયોક્તિભરેલાં લાગશે, પણ નેપોલિયનને પદભ્રષ્ટ કર્યા પછી પોતપોતાના રાજ્યોની સલામતીને માટે ફ્રાન્સ, ઇંગ્લંડ તથા અન્ય યૂરોપીય રાજાઓને નેપોલિયનને વિષે પ્રજામાં ભ્રમ ઉત્પન્ન કરવાની જરૂર પડી હતી અને તેથી તેના વિષે તેમને ખોટી હકીકતોથી ભરપૂર સાહિત્ય પ્રકટ કરવુ પડયુ હતુ એજ બતાવી આપે છે કે તેની લોકપ્રિયતા અસાધારણ હતી નેપોલિયનને જુલમગાર તરીકે ચીતરાવ્યાથીજ તેઓ પોતપોતાની ગાદી ઉપર સહિ-સલામત રહી શકે એમ હતુ એથી કરીને એવા સાહિત્યને ઉત્તેજન આપવા માટે યૂરોપના રાજાઓએ મોકળે હાથે પૈસો વાપર્યો હતો હજી પણ એ હુમલાના પડઘા શમી ગયા નથી એ સર્વ આક્ષેપો તેણે મૂગે મોઢે સહન કર્યા પોતાના બચાવમા એક અક્ષર પણ લખવાની તેને રજા આપવામા ન હતી છતાં આખરે પોતાના મરણ પછી તે પોતાનુ સ્થાન પ્રાપ્ત કરતો જાય છે તે કહેતો કે મારૂં સાચુ રાજ્યાસન પ્રજાના હૃદયમા છે અને પાર્થિવ સિંહાસન જો કે તેણે ગુમાવ્યુ પણ એ અવિનાશી સિંહાસન તે અન્તે પ્રાપ્ત કરી શકયો છે

ઇંગ્લંડ પોકાર કરતું કે અમે યૂરોપની સ્વતત્રતાના બચાવને માટે નેપોલિયનની સાથે લઢીએ છીએ તેઓ લડયા અને જીત્યા, પણ કયાં છે તે સ્વતત્રતા ? બેચની

ફર્ડિનાન્ડના સ્પેનમા છે ? બુર્બોન રાજાઓની જોહુકમી નીચે કચરાતા નેપલ્સમાં છે ? સૈબિરિયાના બરફમય પ્રદેશોમાથી ઝારની ખફગીનો ભોગ થઇ પડેલી રાંક પ્રજાના પોકારમા એ સ્વતત્રતાનો અવાજ સભળાય છે ? નહિ, નહિ વૉટર્લુના રણક્ષેત્રમાં યૂરોપની સ્વતત્રતા તો ક્યાંય કચરાઇ ગઈ અને સેન્ટ હેલેનાના દ્વીપમાં નેપોલિયનની કબરમા તેની સાથેજ દટાઈ ગઇ !

બેયોનથી પરિસ આવતા નેપોલિયને એક મોટો પૂલ બધાવવા માંડયો હતો તેની મુલાકાત લીધી એ કર્ય તપાસવાની અને જેણે પોતાની દેખરેખ નીચે તે તૈયાર કરાવ્યુ હતુ તેને યોગ્ય પારિતોષિક આપવાની તેને ઇચ્છા હતી મુખ્ય ઈજનેર સાથે વાત કરતા ચતુર નેપોલિયને જાણી લીધુ કે એ કામમા ખરૂ જોતા તેણે કશું કર્યું નથી, પણ બધી મહેનત તેના તાબાના એક ઈજનેરની છે, અને સઘળો યશ મુખ્ય ઈજનેર ખાટી જાય છે તેણે તેને તેડાની મગાવ્યો અને તેની પાસેથી પૂલ સબધી સતોષકારક માહિતી તેને મળવાથી તે ઘણો ખુશ થયો તેણે તેની યોગ્ય કદર કરી અને મુખ્ય ઈજનેરની પદવી આપીને પારિસ મોકલી દીધો.

સને ૧૮૦૮ના આગસ્ટમા નેપોલિયન પારિસ પહોચ્યો કે તરતજ તેણે પોતાની આસપાસ તોફાનનાં વાળ ઘેરાતાં જોયાં આસ્ટ્રિયા બહારથી મૈત્રીભાવ રાખતુ હતુ છતા તેનો પરાજય તેને સાલ્યા કરતો હતો અને ઉમરાવવર્ગ એકહથ્થા અધિકારના કટ્ટા શત્રુ તથા પ્રજાપક્ષના હિમાયતી નેપોલિયનપર પ્રહાર કરવાની તક જોયા કરતો હતો સ્પેનમા ઉત્પન્ન થએલો ગભીર મામલો જોઇને તેણે એમ ધાર્યું કે નેપોલિયનને ત્યાજ રોકાઇ રહેવુ પડશે આજે નેપોલિયન સ્પેનની રાજગાદી ઉથલાવી નાખે છે તો ભવિષ્યમાં બીજા રાજાઓની પણ તેવીજ વલે કેમ નહિ કરે એવી જાણે પોતાને ધાસ્તી લાગી હોય તેવો તેણે ડોળ કર્યો

આસ્ટ્રિયામા ઠેકાણે ઠેકાણે યુદ્ધની તૈયારીઓ થવા લાગી સાત લાખ માણુસોના લશ્કરનો જમાવ થયો અને તેમને લસ્કરી તાલિમ અપાવા લાગી ચૌદ હજાર તોપો અને દશ લાખ બદુકો ખરીદ કરવામા આવી કદાચ પરાજય થાય તો બચાવ કરતા સુગમ પડે તે માટે આસ્ટ્રિયા અને હગરીના કિલ્લાના સમારકામ થવા લાગ્યાં લશ્કરની મજબૂત ટુકડીઓ ફ્રાન્સની સરહદ તરફ ગોઠવાઈ ગઇ

નેપોલિયન લડવાથી કાયર થયો હતો લડાઇથી તેને કશો ફાયદો થવાનો ન હતો. ફ્રાન્સને સમૃદ્ધ કરવાની સુદર યોજનાઓમા લડાઇને લીધે ભારે વિક્ષેપ પડતો હતો તે અતઃકરણથી સુલેહને ચાહતો હતો તેણે આસ્ટ્રિયાના રાજપ્રતિનિધિને તેડાવીને બીજા દેશોના પ્રતિનિધિઓની સમક્ષ વિવેકભર્યા પણ દૃઢ શબ્દોમા પોતાના વિચાર જણાવ્યા.

“ મીસ્ટર મેટર્નિક, તમે અમારી સાથે કાં તો લઢવાની તૈયારી કરો છો અથવા અમને ડરાવવા માગો છો ”

"સાહેબ, અમે બેમાંથી એકે કરવા માગતા નથી"

નેપોલિયને કહ્યું, "ત્યારે આટલી બધી લશ્કરી ધામધૂમનો શો અર્થ છે? તેમ કર્યાથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે અને નાણાંની ખરાબી થાય છે"

મેટર્નિકે કહ્યું, "આ તૈયારી માત્ર રાજ્યના બચાવને માટેજ છે"

નેપોલિયને નરમાશથી પણ સુદૃઢ અવાજે કહ્યું —

"જો આ તૈયારીઓ માત્ર બચાવને માટેજ હોય તો તેમાં આટલી બધી ઉતાવળ હોયજ નહિ નવી વ્યવસ્થા હમેશાં ધીરે ધીરેજ થાય છે, દોડધામથી થતી નથી બચાવને માટે દારૂગોળાના ભંડાર, લશ્કરની ભરતી, ઘોડા અને ખાસ કરીને તોપો ખેંચનાર ઘોડા અને તોપોની ગંજાવર ખરીદી કરવામાં નથી આવતી તમારૂં લશ્કર હાલ ચાળીશ લાખ માણસનું છે હું જો તમારૂં અનુકરણ કરૂં તો મારે પણ ચાળીશ લાખ લઢી શકે એવા માણસ એકઠાં કરવા જોઇએ આ તો વિવેકની હદ ઓળંગવા જેવું છે એમ કરતાં કરતાં તો આખરે સ્ત્રીઓ અને છોકરાઓને પણ હથિયાર લેવડાવવાનો વખત આવે અને આપણે રાની પશુઓ જેવા બની જઇએ વળી તમારે આટલું મોટું લશ્કર અને યુદ્ધસામગ્રી એકઠી કરવાની જરૂરજ શી છે? મેં તમારા કોઇ પણ પ્રાંતમાટે માગણી કરી છે? પ્રેસબર્ગના કોલકરારથી તમારા અને મારા રાજ્યની વચ્ચેના તકરારી સવાલોનો નિર્ણય થઇ ચૂક્યો છે અને હજી જો કાંઇ પણ વાંધો હોય તો તમારા રાજાના એક શબ્દમાત્રથી બધી તકરારનું સમાધાન કરવા હું રાજી છું મારે તમારી પાસેથી કાંઇ જોઇતું નથી માત્ર બે રાજ્ય વચ્ચે સુલેહ-શાંતિ રહે એટલુંજ હું માગું છું, અને તમારે હજી કોઈ પણ પ્રકારની અડચણ હોય તો તે અમઘડી દૂર કરવા હું તૈયાર છું"

મીસ્ટર મેટર્નિકે જવાબ દીધો કે "ફ્રાન્સ ઉપર હુમલો કરવાનો આસ્ટ્રિયાની સરકારના મનમાં જરા પણ વિચાર નથી. હજી અમારા લશ્કરની કશી હિલચાલ કરવામાં નથી આવી"

નેપોલિયને મક્કમ અવાજે કહ્યું, "તમારી ભૂલ થાય છે ગેલિશિયા અને બોહિમિયામાં તમારાં સૈન્ય બરાબર ફ્રેન્ચ લશ્કરની સામે ગોઠવાઇ ચૂક્યાં છે એ વાતની કોઇ ના પાડી શકે એમ છેજ નહિ તેનું તાત્કાલિક પરિણામ એ આવશે કે અમારે પણ તેટલુંજ લશ્કર તમારી સામે લાવીને ગોઠવવું પડશે મારે પણ મારી સરહદપરના કિલ્લા તોડી નાખવાને બદલે સમરાવીને લશ્કર તથા લશ્કરી સામગ્રીથી ભરપૂર કરી દેવા પડશે મારા ઉપર કદિ છાપો મારી શકાતો નથી એ તમે સારી પેઠે જાણો છોજ તમે રશિયાની કુમકપર ગાજતા હો તો તેમાં પણ તમારી ભૂલ છે. રશિયા તમારી હાલની વર્તણુ તરફ સખત નાપસંદગી બતાવે છે હું જાણું છું કે તમને લડાઇ પસંદ નથી તમારા રાજાને પણ પસંદ નથી તમારા દેશના કેળવાયલા વર્ગને

પણ તે પસંદ નથી નવી ફેરફારીથી ભડકી ગએલો ઉમરાવવર્ગજ દેશમાં બધે ઝેર રેડી રહ્યો છે તેઓ વેરના વિચારો લોકોમાં ફેલાવે છે એમ કરતા કરતાં એવો વખત આવશે કે આપણ બેઉને અસહ્ય સ્થિતિમાંથી મુક્ત થવાને માટે છેવટનો ઉપાય લેવો પડશે, અને તે ઉપાય લડાઇ છે તમારી હાલની વર્તણુક જોતા મને તેનીજ ખાત્રી લાગે છે માટે હું તમને ફરીથી કહુ છુ કે મારે તમારી પાસેથી કંઇ જોઇતુ નથી—માત્ર સલાહજ જોઇએ છે, પણ જો તમે લશ્કરી તૈયારી ચાલુ રાખશો તો હુ પણ તેમજ કરીશ એટલે સલાહ કરવાને માટે આપણે ફરીથી લઢવુ પડશે ”

આ વાતચીતના શબ્દે શબ્દ લખી લેવામા આવ્યા અને આસ્ટ્રિયાના શહેનશાહ તરફ રવાના થઇ ગયા

પણ તે દરમ્યાન સ્પેનના મામલાએ ગભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યાંના ધર્મ-ગુરુઓ અજ્ઞાન અને ધર્માન્ધ ખેડુતવર્ગમા પુષ્કળ વગ ધરાવતા હતા સ્વાભાવિક રીતેજ જૂના વિચારના ધર્મગુરુઓ પ્રગતિની, સ્વતંત્રતાની નવી ભાવનાઓના કટ્ટા શત્રુ હતા તેમણે ફ્રેન્ચોની સામે લોકવર્ગને ઉશ્કેર્યો ફ્રેન્ચો તેમને પરાધીન કરવા આવ્યા છે એવો ઉપદેશ આપીને તેમની પ્રજાકીય લાગણીને ઉત્તેજી આપી અને આખા દેશમા બળવાનો પવન ફેલાઇ ગયો ફ્રેન્ચો અને તેમના તરફ સહાનુભૂતિ ધરાવનારા સ્પેનના રહેવાસીઓની નિર્દયપણે કતલ કરવામા આવી

આ બાજુએ આસ્ટ્રિયા લડાઇ જાહેર કરવાની ધમકી આપતું હોવાથી તે તરફ ગોઠવેલા લશ્કરમા ઘટાડો થઇ શકે એમ ન હતુ તેથી નેપોલિયનને લશ્કરમાં નવા દાખલ થએલા બિનઅનુભવી સિપાઇઓને સ્પેનનો બળવો શમાવવા મોકલવા પડયા. દિવસે દિવસે ત્યાની સ્થિતિ જોખમભરેલી બનતી જતી હતી ત્યાના ખેડુતો આળસુ અને જિંદગીથી કાયર થઇ ગએલા હતા, અને હરકોઇ રીતે તોફાન કરવાનુ અને લૂંટફાટ કરવાનુ બહાનુ શોધી રહ્યા હતા નેપોલિયને તેમને ભલો રાજા અને સારૂ રાજ્ય-બંધારણ આપ્યુ હતુ પણ તેમના કમનસીબે તેમણે જુલમગાર રાજાઓની બેડીઓ પોતાને હાથેજ પાડી પોતાના પગપર જડી દીધી

આ હોળીને વધારે પ્રજ્વલિત કરવા ઈંગ્લંડ તો તૈયારજ હતુ તેને સ્પેન સાથે લડાઇ હતી તે એકદમ બંધ થઈ ગઈ અને સ્પેનિશ કેદીઓને છૂટા કરીને શસ્ત્ર આપીને બળવાખોરોના લશ્કરમા સામેલ થવા માટે એકદમ રવાના કરવામા આવ્યા સ્પેનના કિનારા ઉપર ઈંગ્લંડના વહાણ મારફતે યુદ્ધસામગ્રી ધમધોકાર ઉતરવા લાગી અને ત્રીશ હજાર અંગ્રેજ સિપાઇઓનુ લશ્કર ડયૂક ઓફ વેલિંગ્ટનની સરદારી નીચે સ્પેનને કિનારે ઉતર્યું કોપનહેગનને તોપને ગોળે ઉડાવી દેવામા તેણે બતાવેલી બાહોશી અને દઢતા જોતાં આ કાર્યને માટે પણ તે યોગ્યજ હતુ !

જોસેફ બોનાપાર્ટ નરમ પ્રકૃતિનો, ભલો, દયાળુ અને ન્યાયને ચાહનાર હતો લડાઇનુ ભયંકર વાવાઝોડુ જોઇને તે ચોંકી ગયો ભારે ગભરાટમા તેણે નેપોલિયનને

લખ્યુ કે " મારા પક્ષમાં કોઇ નથી પચાસ હજાર અનુભવી સિપાઇઓ અને પાચ કરોડ ફ્રાન્કની મારે જરૂર પડશે એ મોકલતા વિલબ થશે તો એક લાખ સિપાઇઓ અને દશ કરોડ ફ્રાન્ક જોઇશે ' તે પોતાની નવી રૈયતને એટલો બધો ચાહતો હતો કે ફ્રેન્ચોની થએલી કતલનુ વેર લેવા તેના લશ્કરે બળવાખોરો ઉપર જે અત્યાચાર કર્યો હતો તે વિષે તેણે ભારે દિલગીરી જાહેર કરી અને બળતામા ઘી હોમવા જેવુ કર્યું. સ્પેનવાસીઓનો ક્રોધ આથી શમી ન જતા ઉલટો પ્રજ્વલિત થયો નેપોલિયને તેને લખ્યું કે " ધીરજ રાખજો હું લશ્કર તથા યુદ્ધનાં સાધનો મોકલાવીશ, પણ મારા સિપાઇઓને ઉતારી પાડશો નહિ તેમને ઝનૂનપર આવેલા ખૂનીઓ સાથે કામ લેવાનુ છે અને તેમને દબાવી દેવાને માટે સખત ઉપાયો લેવાની પણ જરૂર પડે છે તમારી રૈયતની પ્રીતિ મેળવવાનો યત્ન જારી રાખજો પણ લશ્કરને નાહિમત કરશો નહિ "

ફ્રાન્સની ઉત્તર દિશાએ આસ્ટ્રિયા સૈન્યનો જમાવ કર્યેજ જતુ હતુ તેથી કસાયલુ લશ્કર તો ત્યાંથી ખસેડાય એમ હતુંજ નહિ નેપોલિયને નવુ લશ્કર ઉભુ કર્યું અને પૂરતી યુદ્ધસામગ્રી સાથે સ્પેન મોકલાવી દીધુ દિવસે દિવસે ત્યાની સ્થિતિ વધારે બગડતી જતી હતી ત્રીશ હજાર ફ્રેન્ચ સિપાઇઓ જનરલ ડુપોની સરદારી નીચે સ્પેનમા હતા મદવાડ અને પૂરતા ખોરાકને અભાવે તેઓ લેવાઇ ગએલા હોવાથી તેમને તાબે થવાની ફરજ પડી ફ્રેન્ચોની લશ્કરી કારકીર્દીને આ પહેલુજ કલક લાગ્યુ આ સમાચાર સાભળીને નેપોલિયન ક્રોધથી કપી ઉઠયો ફ્રેન્ચ સૈન્ય તાબે થયુ ! કપાઇ કેમ ન ગયુ ! હારજીત તો લડવૈયાના નસીબમાં લખેલીજ હોય છે, પણ શરમભરેલી રીતે તાબે થઇ જવુ એ કલકના કુહાડાના ઘા કેમ રૂઝાય ! ફ્રેન્ચ નામને બટ્ટો લગાડયો ! એ કલક હુ એ હીચકારાઓના લોહીથી ધોઇ નાખીશ સિપાઇઓ કપાઈ જાય તો તેમની જગ્યાએ નવા ગોઠવી શકાય છે પણ ગએલી આબરૂ પાછી નથી મળતી આવા અનેક ઉદ્ગાર તેના મોંમાથી નીકળતા ગયા, પણ થોડી વાર પછી તેના ક્રોધનો ઉભરો શમી ગયો અને જનરલ ડુપો તરફ તેને દયા પ્રગટી " કમનશીબ પુરુષ ! ફ્રેડલેન્ડ અને બીજા અનેક યુદ્ધોમાં નામના મેળવનારનો આવો અધ પાત ! લડાઇના કેવા ખેલ છે ! એકજ દિવસમા આખી જિદગીમાં મેળવેલી કીર્તિ ધૂળધાણી થઈ જાય છે ! "

જોસેફે માડ્રિડ છોડયુ અને ઇબ્રો નદીને કિનારે મોરચાબદી લશ્કરી છાવણીનો આશ્રય લીધો ત્યાથી તેણે નેપોલિયનને લખ્યુ કે —

" મારા તરફ સહાનુભૂતિ રાખે એવો એક સ્પેનવાસી મારી પાસે રહ્યો નથી એક સેનાપતિ તરીકે પણ હું મારૂ કાર્ય કરી શકુ અને તે કામ અઘરૂ નથી, કારણ કે તમારા કસાયલા સિપાઇઓની મદદથી હુ બળવાખોર સ્પેનવાસીઓને જેર કરી શકુ, પણ રાજા તરીકેની મારી જવાબદારી અસહ્ય થઇ પડી છે મારી રૈયતના એક ભાગને તાબે કરવા માટે શુ મારે રૈયતના બીજા ભાગની કતલ કરવી ? માટે જે

લોકો મને રાજા ગણવા માગતા નથી તેમના ઉપર જબરાઇથી મારે રાજ કરવુ પણ નથી, પણ હારીને હુ સ્પેન છોડવા ઇચ્છતો નથી તમારા કસાયના સિપાઇ ઓની એકજ ટુકડી મને મોકલાવશો તો બસ થશે હુ તેમને લઇને માડ્રિડ જઇશ અને ત્યા જઇને આબરૂભેર ગાદી છોડીશ મને મારૂ નેપલ્સ પાછુ આપવુ જોઇશે જે દેશ મારી બરદાસ્ત નીચે રહેવામા પોતાનુ સુખ માને છે ત્યા હુ જઇશ અને પૂર્ણ શાંતિ જે મારી પ્રકૃતિને અનુકૂળ છે તે હુ ભોગવી શકીશ ”

આવા ભલા રાજાના અમલ નીચે રહેવાનુ કમનસીબ સ્પેનવાસીઓને ન ગમ્યુ અને પોતાની ઉન્નતિ તેમણે પોતાને હાથેજ અટકાવી

જોસેફનો પત્ર વાચીને નેપોલિયનનુ દિલ ઘણુ દુખાયુ જોસેફને તે ચાહતો હતો તેની ઠરેલ બુદ્ધિને માટે તેણે ઘણુ માન હતુ, અને પોતાના બીજા ભાઇઓ કરતાં તે તેની પાસેથી સહકાર મેળવવાની વધારે આશા રાખતો હતો તેણે જોસેફને ઉત્તેજિત કરવા માટે બીજો પત્ર લખ્યો અને તેમા પોતાનુ આત્મબળ રેડાય તેટલુ રેડયુ

પરતુ સ્પેનવાસીઓ ઉપર ગોળી છોડવાનુ નરમ પ્રકૃતિના જોસેફને રુચ્યુ જ નહિ, અને સ્પેનની સ્થિતિના બગાડામાં ચાલુ વધારો થતોજ ગયો આખરે આસ્ટ્રિયા સાથે લડાઈ જાગશે એવી ભારે ધાસ્તી છતા પણ ર્‌હાઇન નદી આગળ ગોઠવેલા લસ્કરમાંથી એક લાખ માણસો સ્પેન મોકલવાની નેપોલિયનને જરૂર પડી, અને તેમની જગ્યાએ એક લાખ નવા દાખલ થએલા સિપાઇઓને ગોઠવવા પડયા

ફ્રાન્સની આર્થિક હાલત આ વખતે સારી ન હતી અને સરકારી ત્રિજોરી પણ ખાલી થવા આવી હતી દક્ષિણમા ઇંગ્લડ, સ્પેન અને પોર્ટુગાલ ફ્રાન્સની સામે લડવા એકત્ર થયાં હતા પરાજયથી માનભગ થએલુ પ્રશિયા ગુમાવેલી સપત્તિ પાછી મેળવવાનો લાગ જોઇ રહ્યુ હતુ ઉત્તરમાં આસ્ટ્રિયાએ સાત લાખ માણસોનો જમાવ કરી દીવો હતો રશિયાનો ઝાર નેપોલિયનનો મિત્ર હતો પણ ત્યાની રાજ માતા અને બધો ઉમરાવવર્ગ તેના કટ્ટા વૈરી હતા ઝાર પોતે પણ તેમની બધાની સામે કયાંસુધી ટકી રહેશે તે પણ શક પડતુ હતુ લોનશેરનો સટ્ટો કરનારાઓએ લોકોના મન ઉચા કરી નાખ્યા હતા સરકારી લોનનો ભાવ ચોરાણુથી ઉતરીને સીત્તેર સુધી ગબડી ગયો હતો લડાઇના મેદાનમાં શત્રુસૈન્યની ટક્કર ઝીલતી વખતે નેપોલિયન જેમ અદ્ભુત શક્તિનુ દર્શન કરાવતો હતો તેમ આ વખતે આર્થિક યુદ્ધના પ્રસગમાં પણ તેણે પોતાની અલૌકિક બુદ્ધિનો પ્રભાવ સર્વને બતાવ્યો એક બે મહિનાસુધી તેણે સરકારી લોનની ખરીદી એવી કુશળતાથી કર્યા કરી કે તેજી મદીનો સટ્ટો કરનારાઓ આભા છક્કડ ખાઇ ગયા રાજ્યની પ્રતિષ્ઠા જાળવવા માટે સરકારી લોનનો ભાવ જેટલો રહેવો જોઇએ તેટલો તેણે લાવી મૂકયો. ઘણા સટોરીઆઓ પાયમાલ થઇ ગયા પણ બધે પ્રસગે ઉદારતા બતાવનાર નેપોલિયને તેમને થોડુક ખાનગી વળતર અપાવ્યુ



# प्रकरण ४२ मुं–शहेनशाहोनुं संमेलन




ને ૧૮૦૭–૦૮ની સાલમાં નેપોલિયનની ઉન્નતિનો સૂર્ય પૂર્ણ-તમ પ્રકાશથી ઝળહળી રહ્યો હતો તેની સત્તા ઉંચામા ઉંચા શિખરપર પહોંચી ગઈ હતી, પણ હવે એ વર્ષથી તેનો પ્રતાપભાનુ નમવા લાગ્યો બીજા ચાર પાંચ વર્ષ સુધી તેના અદ્દભુત બુદ્ધિબળના પ્રભાવથી તેણે આ ફેરફાર ઉઘાડો પડવા ન દીધો પણ અંતે ૧૮૧૩ની સાલથી તે સૂર્ય નમ્યો તે નમ્યોજ અને અંતે વૉટર્લુના સંગ્રામમાં લાખો ફ્રેન્ચોના લોહીથી ખરડાયલા રણક્ષેત્રમા તે સદાને માટે આથમી ગયો જે પળે તેને સ્પેનના રાજ્યવિપ્લવમા હાથ ઘાલવાની જરૂર પડી તેજ પળથી તેની વિપત્તિની શરૂઆત થઇ

એક બાજુએ ફ્રેન્ચ લશ્કર સ્પેનમા જાગેલો બળવો શમાવવામા રોકાયલું હતુ, બીજી બાજુએ આસ્ટ્રિયા લઢવાને તાકી રહ્યુ હતુ અને રશિયાનો ઝાર તુર્કસ્તાનનો શિકાર કરવા ટમટમી રહ્યો હતો લડાઇ કર્યા વગર ફ્રાન્સ, રશિયા અને આસ્ટ્રિયાના તકરારી સવાલોનો સમાવાનીથી નિર્ણય લાવવાના હેતુથી નેપોલિયને ઝારની સાથે એર્ફર્થ મુકામે ૧૮૦૮ના સપ્ટેમ્બરની ૨૭ મી તારીખે મળવાની ગોઠવણ કરી હતી આખા યૂરોપની આંખ આ ઇતિહાસપ્રસિદ્ધ મેળાપ ઉપર ઠરી હતી તેના પરિણામ ઉપર જગતનુ પ્રારબ્ધ અવલંબતુ હતું, અને આ અદ્દભુત પ્રસંગ જોવા માટે રાજાઓ, ઉમરાવો અને દરબારીઓ દેશે દેશથી ત્યા આવીને તે યાદગાર દિવસની રાહ જોતા બેઠા હતા તે સઘળા રાજવંશીઓ ફ્રાન્સના શહેનશાહના પરોણા હતા તેણે ઘણાજ ભપકાદાર રસાલા સાથે પારિસ છોડ્યુ એવા ઠાઠથી ભાગ્યેજ બીજા કોઇ રાજાની સ્વારી ગઇ હશે ઉમરાવોના નૃપતિઓ કરતા પ્રજાના ચૂંટેલા નૃપતિનો વિશેષ ઠાઠ જોઇને પ્રજા પણ મગરૂર થઇ

જેઓ આ ઠેકાણે કેવળ વિનોદને માટેજ આવ્યા હતા તેમને માટે પણ વિલાસની અનેક પ્રકારની સામગ્રી નેપોલિયને ત્યા મોકલાવી દીધી હતી નેપોલિયનની સવારી સવારના દશ વાગ્યે ત્યા આવી પહોંચી હતી તે વખતે શહેરના રસ્તા રાજાઓ, શાહ-જાદાઓ, ઉમરાવો, રાજદરબારીઓ, લશ્કરના અને રાજ્યના અનેક મોટા મોટા અધિકા-

રીઓથી ભરાઈ ગયા હતા. તેને જોતાજ ચારે દિશાએથી તાળીઓ અને હર્ષના પોકાર થવા લાગ્યા ત્યાર પછી સેકસની રાજાની સાથે પોતાના રસાલાસહિત ઝાર અલેક્ઝાન્ડર જે ઉઘાડા રથમાં બેસીને આવતો હતો તેને લેવાને માટે નેપોલિયન સામો ગયો. એર્ફર્થથી છ માઇલને અંતરે બેઉ નૃપતિઓ મળ્યા, અને હૈયાના ઉમળકાથી એક બીજાને ભેટયા પછી બેઉ જણુ ઘોડા ઉપર બેસીને મિત્રોની માફક વાતો કરતા કરતા શહેરમા દાખલ થયા

ઝારને માટે નેપોલિયને બાદશાહી ઢબના રાચરચીલા અને સુખના સાધનોથી ભરપૂર સુદર ઉતારો તૈયાર કરાવ્યો હતો ત્યા ઝારની સ્વારી ગઈ અને બેઉ જણુ સાથે બેસીને જમ્યા સાજના દરબારી ઠાઠથી મિજબાની આપવામા આવી, તેમા ત્યા આવેલા તમામ માનવતા પરોણાઓને નોતરવામાં આવ્યા હતા રાતના ફ્રાન્સથી આ પ્રસગને માટે ખાસ તેડાવેલા સારામાં સારા નાટકકારોએ મનુષ્યના ઉમદામા ઉમદા ગુણોનુ દર્શન કરાવે એવુ કરુણુરસપ્રધાન નાટક ભજવી બતાવ્યુ નાટકશાળા રાજવશી અને ખાનદાની પ્રેક્ષકોથી ચીકાર ભરાઈ ગઇ હતી નાટક શરૂ થયુ અને તેમાના એક પ્રવેશમાં એક પાત્રના મુખમાથી એવો ઉદ્ગાર નીકળ્યો કે—

**" મહા પુરુષની મૈત્રી એ તો દેવોની પ્રસાદી છે "**

આ વાકય બોલાયુ કે તરત અલેક્ઝાન્ડર ઉભો થયો અને નેપોલિયનનો હાથ પકડીને તેણે કહ્યુ, " આ વાકયનુ રહસ્ય હું દરરોજ અનુભવુ છુ " આ શબ્દો બોલાતાંજ તાળીઓ અને હર્ષોદ્ગારથી આખી રગભૂમિ ગાજી ઉઠી

નેપોલિયનની ચિત્તવૃત્તિ નાચતમાશામા ઠરતી ન હતી કાર્ય કરવામાજ તેને તો મઝા પડતી હતી એટલે જે કાર્યને અર્થે તેનુ આવવુ થયુ હતું તેનોજ નિકાલ કરવામા તે રોકાયો દરરોજ લગભગ વીશ દિવસસુધી સાથે બેસીને ઝાર અને નેપોલિયન રાજદરબારી વાતચીત કરવામા રોકાયા તુર્કસ્તાન પાસેથી કૉન્સ્ટૅન્ટિનો પલ ઝુટવી લેવા ઝારને તીવ્ર અભિલાષા હતી, અને તેમાં જો ફાવે તો તે ઘણોજ બળવાન બની જાય તે માટે નેપોલિયન તેની સખત વિરુદ્ધ હતો, છતા ઝારનુ મન મનવવાને તે ઘણોજ આતુર હતો આસ્ટ્રિયાના નૃપતિએ હમણાં હમણાં ફ્રાન્સની વિરુદ્ધ વર્તન બતાવવા માડયુ હતું તેથી આ પ્રસગે તેને પણ નિમત્રણ કરવામાં આવ્યુ હતુ પણ પોતાના રાજ્યની નજીકમાં યૂરોપના બે મહાબળવાન નૃપતિઓ મળવાના છે તેમને યોગ્ય માન આપવાને બહાને પોતાના તરફથી એક પ્રતિનિધિનેજ તેણે મોકલાવ્યો તેનો અંદરખાનેથી એટલોજ હેતુ હતો કે બેઉ બાદશાહો વાતચીત કર્યા પછી છેવટે શા નિર્ણયપર આવે છે તે જાણી લેવુ

એર્ફર્થ શહેર જર્મનીના ઉમરાવો, શ્રીમતો, સાક્ષરો, કવિવરો અને સુદરમાં સુદર મહિલાઓથી ભરાઇ ગયુ હતુ તેમને માટે મિજબાનીઓ નૃત્ય અને ગાયનના

જલસા વગેરેની નેપોલિયને મોટા પાયાપર સુંદર વ્યવસ્થા કરી દીધી હતી, પણ જ્યારે આ મોજીલા જીવો રંગરાગ અને નાચતમાશામાં રોકાઇ રહેતા હતા ત્યારે તે પોતે તો આખો વખત પોતે હાથ ધરેલા મહાભારત કાર્યમાંજ ગુંથાઇ રહેતો હતો

નેપોલિયનના ઉદાર આશ્રયથી મોહિત થએલા દેશ દેશના સાક્ષરો ત્યાં એકત્ર થયા હતા જગવિખ્યાત જર્મન કવિવર ગિટ્ટે અને સ્વિટ્ઝર્લેન્ડનો નામીચો ઇતિહાસકાર મૂલર પણ ત્યાં હતા એ મૂલર એક ઠેકાણે નેપોલિયનના સમાગમની નીચેના શબ્દોમાં નોંધ લે છે—

"તદ્દન નિષ્પક્ષપાતપણે અને ઇશ્વરની રૂબરૂમાં બોલતો હોઉં તેમ હું સાચેસાચી વાત કહું છું તેના જ્ઞાનની વિવિધતા, તેની તીક્ષ્ણ અવલોકન શક્તિ, અને દરેક વિષયનું રહસ્ય સમજી શકે એવી પરિપક્વ બુદ્ધિ જોઇને હું ચકિત થઇ ગયો તેણે મારી સાથે એવી રીતે વાત કરી કે તેણે મારૂં હૃદય આકર્ષી લીધું અને મારો પ્રેમ જીતી લીધો એ પ્રસંગને મારી જિંદગીનો સૌથી વિશેષ યાદગાર પ્રસંગ હું માનું છું પોતાની બુદ્ધિના પ્રભાવથી અને નિઃસ્વાર્થ સૌજન્યથી તેણે મને જીતી લીધો છે"

તત્ત્વચિંતકો, કવિઓ, ઇતિહાસકારો, નાટકકારો સર્વની સાથે તે એકસરખી કુશળતાથી વાત કરતો, અને તેઓ પણ એના જ્ઞાનનું ઉંડાણ અને બુદ્ધિની શ્રેષ્ઠતાની પ્રશંસા કરતા પ્રાચીન સાહિત્યની ચર્ચા થતી હોય તો તેમાં પણ તે એક્કો હતો ખ્રિસ્તી અને મુસલમાન ધર્મની તુલના થતી હોય તો તેમાં પણ તે ગંભીર તત્ત્વચિંતકની માફક પ્રૌઢ વિચારો દર્શાવતો. વર્તમાન સાહિત્યના દોષ બતાવવામાં પણ એક બાહોશ વિવેચકને શોભા આપે એવી ટીકા કરતો તેને જોઇને સાક્ષરમંડળ ચકિત થઇ જતું શેકસપિયરના ધોરણ પર રચાતાં જર્મન નાટકોપર વિવેચન કરતાં તેણે કવિવર ગિટ્ટેને કહ્યું કે તમારા જેવો સર્વોપરિ બુદ્ધિમાન પુરુષ પણ કરુણરસ અને હાસ્યરસ જેમાં મિશ્ર થયો હોય એવા નાટક પસંદ કરે છે તે જોઇને મને ઘણી નવાઇ લાગે છે

સાહિત્યના વિષયોનો આવો સૂક્ષ્મ અભ્યાસ તેણે ક્યારે કર્યો એવો પ્રશ્ન ત્યાં હાજર રહેલા વિદ્વાનમાંથી કોઇએ કર્યો નેપોલિયને જવાબ આપ્યો કે "એકવાર જ્યારે હું લશ્કરમાં લેફ્ટનેન્ટ (નીચા દરજ્જાનો સરદાર) હતો ત્યારે મારા લશ્કરની છાવણી વેલેન્સમાં હતી, અને મારો મુકામ ચોપડીઓ વેચનારના ઘરમાં હતો. મને લોકોમાં હળવું મળવું પસંદ ન હોવાથી હું એકલો ઘેર બેસીને વાંચ્યાજ કરતો. તે દુકાનમાંનાં ઘણાં ખરાં પુસ્તકો મેં એક કરતાં વધારે વાર વાંચી નાખ્યાં અને યુદ્ધને લગતાં તથા બીજા વિષયને લગતાં જે જે પુસ્તકો મેં વાંચ્યાં હતાં તેમાંથી હું કાંઇજ ભૂલી ગયો નથી" તેની સ્મરણશક્તિ અને હાથ લીધેલા કામમાં તલ્લીન થઇ જવાની શક્તિ બેઉ અલૌકિક પ્રકારનાં હતાં ફ્રાન્સમાં એવો એક પણ આગળ

પડતો માણસ ન હતો કે જેના ખાનગી ઇતિહાસથી, ચારિત્ર્યથી અને લાયકાતથી નેપોલિયન અજાણ્યો હોય તેણે પોતાના પ્રધાનો પાસે આગેવાન માણસોના ગુણદોષના કોઠા ઘણાજ ચોકકસપણે તૈયાર કરાવ્યા હતા એ કોઠાને તે " મારા રાજ્યના નૈતિક હિસાબના આંકડા " કહેતો હતો પ્રધાનોના હેવાલ અને ખાનગી પત્રવ્યવહારથી નવી નવી હકીકતો જાણી લઇને એ કોઠાઓમા તે વખતોવખત ફેરફાર કર્યા કરતો હતો તે પોતાના કાગળો જાતેજ વાચતો અને તેમાંની મતલબ તેના મગજમાથી કદિ પણ ખસી જતી નહિ તેની નિદ્રા ઘણી અલ્પ હતી અને પળેપળનો તે રૂડો ઉપયોગ કરતો તેની સ્મરણશક્તિ એવી હતી કે હિસાબના આંકડાપર તે એકવાર નજર ફેરવી જતો એટલે પછી તેની છાપ તેના મગજ ઉપરથી કદિ ભૂસાતી નહિ પોતાની કારકીર્દી દરમ્યાન દરેકે દરેક વર્ષમા જૂદા જૂદા કરની કેટલી ઉપજ થઇ હતી તેના આંકડા તેને મોઢેજ હતા હિસાબી ખાતાની ભૂલો તે અજાયબ જેવી રીતે પકડી આપતો એકવાર લશ્કરી ખાતાના ખર્ચનો હિસાબ તપાસતા તેણે શક ઉઠાવ્યો કે અમુક પલટણનું ભથ્થુ ખોટુ ચડાવવામા આવ્યુ છે, કારણ કે તે પલટણ હિસાબમાં બતાવેલી જગ્યાએ હતીજ નહિ તપાસ કરતા જણાયુ કે હિસાબી ખાતાના એક કારકુને ભથ્થાના પૈસા ખાઇ જવા માટે ખોટો હિસાબ રજૂ કર્યો હતો તેને તરતજ બરતરફ કર્યો અને રાજ્યમા દાખલો સાડવા માટે એ હકીકત સર્વત્ર પ્રકટ કરવામાં આવી

'જેના'નો સગ્રામ જે સ્થળે થયો હતો તે જગ્યાપર મોટા પાયાપર લશ્કરી રમતગમત કરવામા આવી જે ટેકરીપર બેસીને નેપોલિયને બે વરસપર પોતાનો તબુ રોપ્યો હતો અને જ્યાથી શત્રુસૈન્ય ઉપર નાશકારક તોપોનો માર ચલાવ્યો હતો ત્યા આગળજ રાજવશી પરોણાઓમાટે એક ભવ્ય સમીઆણો બાધવામા આવ્યો આસપાસના પ્રદેશોના હજારો તમાશબીનો ત્યા આવ્યા હતા તેમણે નેપોલિયનને જયનાદથી વધાવી લીધો યુદ્ધ વખતે જેના શહેરને ભારે નુકસાન થયુ હતુ તેના બદલામા નેપોલિયને ગામ લોકોને ત્રણ લાખ ફ્રાન્ક અપાવવાનો બદોબસ્ત કર્યો પૃથ્વી ઉપર એવો કયો રાજા છે કે જેણે શત્રુરાજ્યના શહેરને લડાઇમા થએલી નુકસાનીનો બદલો આપવાની ઉદારતા બતાવી હોય ?

ઘણા દિવસસુધી વાતચીત કર્યા પછી ઝાર અને નેપોલિયને પોતાના તકરારી સવાલોનો નીચે પ્રમાણે નિર્ણય કર્યો ફ્રાન્સ અને રશિયાને મૈત્રીની દૃઢ ગાઠથી બાધી દેવા અને લડાઇ તેમજ સુલેહ કરવામા બેઉ રાજ્યોએ સાથેજ ઉભા રહેવુ બેઉ રાજાએ સલાહમાટે ઇગ્લડ આગળ સામટી માગણી કરવી અને સલાહની સરતો એવી ન્યાયી રાખવી કે ઇગ્લડના લોકો પણ ત્યાના પ્રધાનમડળને સલાહ કરવાનો આગ્રહ કરે રશિયાએ જોસેફને સ્પેનના રાજા તરીકે સ્વીકારવો અને રશિયા ફિનલેન્ડ

તથા તુર્કસ્તાનના મોલ્ડેવિયા અને વેલેશિયા નામના બે પ્રાન્તનો કબજો લે તેમા ફ્રાન્સે હરકત કરવી નહિ ઈંગ્લડના રાજાને મોકલવાનો પત્ર નેપોલિયને પોતાને હાથે ઘડી આપ્યો અને તેના ઉપર તેણે તથા ઝારે સહીઓ કરી

જ્યારે બેઉ નૃપતિઓ વચ્ચે રાજનૈતિક પ્રશ્નોની ચર્ચા ચાલતી હતી ત્યારે તેની સાથે સાથે જોસેફાઈન સાથે લગ્નસબધ રદ કરીને નેપોલિયને ઝારની બેન સાથે લગ્ન કરવુ એ પ્રશ્ન પણ ચર્ચાવા લાગ્યો નેપોલિયનના ચારિત્ર્ય ઉપર એ મોટામા મોટુ અને નહિ ભૂસી શકાય એવુ કલક છે નમ્ર પ્રકૃતિની પતિપરાયણ અને ઉદાર સ્વભાવની ભલી જોસેફાઇને તો તેને આ અપરાધની ક્ષમા આપી, પણ જગત્ ક્ષમા નથી આપતુ એ જોસેફાઇન નેપોલિયનની તોફાની સમુદ્રના જેવી જિંદગીના પ્રચડ તોફાનોમા તેની સાથે સાચી પતિવ્રતા સ્ત્રીની માફક અડગ ભક્તિથી સામેલ થઇ હતી, અને અનન્ય પ્રેમ અને ભક્તિથી વિપત્તિના અનેક પ્રસગોમા તેને વળગી રહી હતી આવા પવિત્ર લગ્નસબધને ઉચ્છેદ કરવાનો તેને કશો હક્ક ન હતો દુનિયાદારીની નજરે તેમ કરવાની ગમે તેટલી જરૂર જણાઇ હોય તોપણ એ પાપ તે પાપજ જ્યારથી તેણે એ વિચારને અત કરણમા સ્થાન આપ્યુ ત્યારથી ઈશ્વરની તેના ઉપર કરડી નજર થઇ અને તેની વિપત્તિઓનો વધારો થતો ગયો તે પોતે પણ કબૂલ કરે છે કે જોસેફાઇનનો ત્યાગ એ મારા ઉપરની મોટામા મોટી વિપત્તિ હતી

પણ એક બાજુએ આપણને નેપોલિયનને તેના આ કૃત્ય માટે સખતમા સખત શબ્દોમા વખોડીએ તે વખતે ન્યાયની ખાતર આપણે તેની પણ દલીલ સાભળવી જોઇએ પતિપરાયણ જોસેફાઇન પણ આંસુથી છલકાતી આંખે પોતાના પતિને ક્ષમા કરવા માટે જગત્‌ની યાચના કરે છે અને તેનો પતિ તેને અનન્ય પ્રેમથી ચહાતો હતો છતા તેને તેનો લાચારીથી ત્યાગ કરવો પડ્યો છે એમ કહીને આપણને નેપોલિયનમાટે દયા ઉપજાવે છે જોસેફાઈનનો ત્યાગ એ નેપોલિયનના જીવનનો, અત્યત અદ્ભુત, ભવ્ય અને કરુણ પ્રસગ છે નેપોલિયન પોતાના બચાવમા શુ કહે છે તે હવે આપણે સાભળીએ તે જોસેફાઇનને કહે છે, “ હુ તને ચાહુ છુ અને તનેજ ચાહુ છુ આ જીવનમા મે સુખની થોડી ઘણી પળ અનુભવી હોય તો તે માત્ર તારા પ્રેમને લીધેજ છે, પણ યૂરોપના તમામ રાજાઓ મને–પ્રજાના ચૂટાયલા રાજાને કચરી નાખવા તૈયાર થયા છે આખા યૂરોપને મનુષ્યરક્તથી રગી નાખનાર અને હજારો સુખી કુટુબોની પાયમાલી લાવનાર યુદ્ધોનો છેડો આવનાર નથી જો હુ રશિયા કે આસ્ટ્રિયાની શાહજાદીને પરણું તો હુ રાજાઓની પક્તિમા સ્થાન પામી શકુ અને મારા પુત્રને રાજા તરીકે સ્વીકારતા તેઓ વાધો ન ઉઠાવે. મારા પક્ષને મજબૂત ટેકો મળે અને યૂરોપમા સુલેહશાંતિ પથરાય આપણે છૂટા પડીશુ તોપણ આપણે એક બીજાને ચાહી શકીશુ બહારથી છૂટાં પણ અત કરણથી એક રહીશુ.

આવા મહાન હેતુને સિદ્ધ કરવાને આપણો પતિપત્ની તરીકેનો સબંધ તોડી ન શકીએ? માણસજાતને માટે આપણુ એ મોટામાં મોટુ બલિદાન કહેવાશે.

"હુ અપુત્ર મરી જાઉ તો મારા મરણ પછી ફ્રાન્સમાં દાવાનળ જાગશે લોહીની નદીઓ વહેશે ઇશ્વર જો મને પુત્ર આપે તો આવા ઉત્પાતનો સભવ ટળી જશે ત્યારે આપણા દેશના કલ્યાણયજ્ઞની વેદીઉપર આપણું બલિદાન આપણે શુ ન આપી શકીએ? ફ્રાન્સ તેની જરૂર કદર કરશે અને ભવિષ્યની પ્રજા આપણને આશિષ આપશે"

જોસેફાઇનનો ત્યાગ કરવામા નેપોલિયનનો આવો સુદર ઉદ્દેશ હતો તે પોતે પણ પતિનો મનોરથ સમજતી હતી, પણ આટલું છતા ઇશ્વરની નજરે એ પાપા ચરણ હતુ અને એના બદલામા તેને કેવી ભયકર શિક્ષા થઇ તે જગતે જોઇ તે આસ્ટ્રિયાની શાહજાદીને પરણ્યો, પુત્રનો પિતા થયો, એ પુત્ર રાજ્યાસને આવશે એવા સ્વપ્ન રચવા લાગ્યો, પણ ડાહ્યામાં ડાહ્યા માણસની નજર પણ કેટલીક બાબ-તમા ટુકી હોય છે આગળ ચાલતાં આસ્ટ્રિયાનો રાજા—તેનો સસરોજ તેનો વિનાશ કરવામાં સામેલ થયો, અને તે પુત્ર અપ્રસિદ્ધ રીતે અકાળમૃત્યુ પામ્યો જેના જન્મ વખતે આખા ફ્રાન્સે ઉત્સવ કર્યો હતો તેના મરણની કોઇને જાણ સરખી પણ થઈ નથી

ઝારને પોતાને પણ નેપોલિયન સાથે સગપણની ગાંઠથી જોડાવાની અભિલાષા હતી નેપોલિયન તેનો મિત્ર તો હતોજ પણ બનેવી થાય અને પોતે પારિસ આવે ત્યારે પોતાની બેનને ફ્રાન્સની રાજરાણી થએલી જુએ એ વિચાર તેને ઘણોજ ગમ્યો. નેપોલિયન આગળ આ વિચાર રજૂ કરવામા આવ્યો તેણે પોતે પણ અત્યાર આગ મચ એ વિષે ઘણુ વિચાર્યું હતુ પણ પોતાની પત્ની તરફના અગાધ પ્રેમે તે સમયે એ વિચારને તુચ્છકારી કહાડયો હતો

નેપોલિયનના વખાણ કરતા ઝાર તો કદિ થાકતોજ નહિ તેની એકલી બુદ્ધિનીજ નહિ પણ તેની સભ્યતા અને માયાળુપણાની પણ તે પ્રશસા કરતો તેણે કહ્યુ હતુ કે "તે આજના જમાનામાં માત્ર મોટામાં મોટોજ નહિ પણ સારામાં સારો માણસ છે લોકો તેને લડાઇનો શોખીન અને કીર્તિલોભી કહે છે પણ એ ખોટી વાત છે તે લડે છે ખરો પણ રાજનૈતિક જરૂરીઆતોને તથા આસપાસના સજો-ગોને વશ થઇને લડે છે"

છુટા પડવાને દિવસે નેપોલિયન અને ઝાર બેઉ ઘોડે બેસીને એર્ફર્થ શહેર બહાર નીકળ્યા હજારો માણસો આ દૃશ્ય જોવા ટોળે મળ્યા હતાં તેઓ થોડા માઇલસુધી ગયા પછી હેઠે ઉતર્યા એક બીજાને પ્રેમથી ભેટયા પછી નેપોલિયન પોતાની ગાડીમા બેઠો છૂટા પડતાં બેઉએ હાથ મેળવ્યા અને છેલ્લી વિદાય લીધી પછી તેઓ ફરી મળ્યાજ નથી, પણ તેમના બેઉના સૈન્ય તુમુલ રણસગ્રામ મચાવવા થોડાજ વખત પછી

રશિયાના લોહીથી રંગાયલાં બરફનાં મેદાનોમાં, અગ્નિથી બળીને ભસ્મ થઈ જતા મોસ્કો નગર આગળ એકઠા થયાં હતા

ઈંગ્લંડના રાજાને લખાયલો પત્ર મુખ્ય પ્રધાન મી કેનિંગને પહોંચાડવામાં આવ્યો પત્ર લઈ જનાર દૂતને પણ ઈંગ્લંડને કિનારે ઉતરતા અનેક હરકતો અને અપમાન વેઠવા પડયા ઇંગ્લંડના પ્રધાનમંડળે તેનો હમેશની માફક તોછડો જવાબ વાળ્યો અંગ્રેજ ઇતિહાસકાર સ્પષ્ટવક્તા કર્નલ નેપિયર પણ પ્રધાન મિ કેનિંગના જવાબની “ ભાષા અપમાનજનક ” હતી એમ સ્વીકારે છે આવો ઉત્તર મળ્યા પછી સલાહનો સંભવજ ન રહ્યો યૂરોપમાં ખૂન અને કતલનો પવન ફૂંકાવા લાગ્યો અને નેપોલિયનનો “ કદિ પણ તૃપ્ત ન થાય એવો લોભ ” ચારે દિશાએ વગોવાવા લાગ્યો

નેપિયર લખે છે કે “ તેના (નેપોલિયનના) રાજ્યતંત્રનો મૂળ સિદ્ધાંત અને તેની લોકપ્રિયતાની ખરી ચાવી એ હતી કે તે ઉમરાવવર્ગનો નહિ પણ પ્રજાવર્ગનો રાજા હતો એટલાજ કારણથી ઇંગ્લીશ પ્રધાન મી પિટ્ટ તેને “ પ્રજાસત્તાક રાજ્યતંત્રની ભાવનાનો પુત્ર અને રક્ષક ” કહેતો હતો, કેમકે મી પિટ્ટ અને તેની જગ્યાએ આવનારા પ્રધાનો ઉમરાવવર્ગનાં હિત અને લાભ જાળવનારા હતા એજ કારણથી આખા યૂરોપનો ઉમરાવવર્ગ નેપોલિયનને સ્વાભાવિકરીતે પોતાનો કટ્ટામાં કટ્ટો દુશ્મન ગણીને તેને ધિક્કારતો હતો અને ફ્રાન્સના રાજ્યવિપ્લવપ્રત્યેનું તેમનું સઘળું વેર તેઓ નેપોલિયન તરફજ દાખવતા હતા, કારણ કે સ્વતંત્રતાની ભાવનાઓનો સમર્થ રક્ષક જો હોય તો તે એકલોજ હતો એથીજ પ્રજાપક્ષનો હિમાયતી નેપોલિયન અને અમુક અધિકાર અમારા એકલાનાજ છે એમ માનનાર ઉમરાવવર્ગની હિમાયત કરનાર ઇંગ્લંડ હવે પ્રકટ રીતે સામસામાં આવી ગયા બીજા ગણ્યો નેપોલિયન સાથે સુલેહ કરવા રાજી હોવા છતાં ઈંગ્લંડ શામાટે મમત મૂકતું ન હતું તેનું કારણ હવે ઉઘાડું પડી ગયું જ્યાંસુધી આ બેઉ પક્ષમાં લઢવાનું સામર્થ્ય રહે ત્યાં સુધી તેમની વચ્ચે સલાહ થવાનો હવે સંભવજ ન હતો ”





# प्रकरण ४३ मुं–नेपोलियन फरीथी स्पेनमां



એક બાજુએ સ્પેનમા ભયકર બળવો સળગી ઉઠયો હતો અને બીજી બાજુએ આસ્ટ્રિયાનુ વિશાળ સૈન્ય ફ્રાન્સની સરહદ ઉપર ઝઝુમી રહ્યુ હતુ, એ તકનો લાભ લઇને ઈંગ્લડે હવે બમણા ઉત્સાહથી કામ કરવા માડયુ સ્પેનનો બળવો તેણે પ્રજ્વલિત કરી આપ્યો અને જ્યા જ્યા બની શક્યું ત્યાં બળવાખોરોને માટે શસ્ત્ર અને દારૂગોળો પહોચાડવા માડયો સલાહ થવાનો તો હવે સભવ રહ્યોજ ન હતો, તથી નેપોલિયને તકરારનો નિકાલ લડાઈથીજ લાવવાની તૈયારી કરવા માડી ફ્રાન્સની પ્રજા જોગ એક ઉત્સાહપૂર્ણુ જાહેરનામુ તેણે પ્રકટ કર્યું અને તેવાજ એક બીજા જાહેરનામાથી સૈન્યને ગ્રગતન ચડાવ્યુ

પારિમથી માડ્રિક સાનસો માઇલને અતરે હતુ શિયાળાનો ઠડો પવન સુસવાટ કરતો વાતો હતો અને મુશળધાર વરસાદથી રસ્તા કાદવમય બની ગયા હતા. તોપોના ગાડાના પૈડા કાદવમા ગરકી જતાં હતા, તોપણુ ધૂમકેતુના જેવી ગતિથી તે પૃથ્વીપર દોડવા લાગ્યો થાક અને જોખમને તો તે ધોળીને પીજ ગયો હતો અધકાર અને વરસાદને પણુ તે ગણુતો ન હતો ચાર દિવસમા તે બેયોન શહેરમાં આવી પહોચ્યો

આવતા વારનેજ તેણે સ્પેનની વસ્તુસ્થિતિની ખરી હકીકત મેળવવા માડી તેને તરતજ ખબર પડી ગઇ કે તેના હુકમોનુ બરાબર પાલન કરવામા સેનાપતિઓ બેદરકાર રહ્યા હતા સિપાઇઓ પાસે પૂરતા કપડા ન હતા ઘોડા અને ખચ્ચરોની પણુ તગી હતી ખોરાકની સામગ્રી પણુ પૂરતા જથ્થામા ન હતી આખુ લશ્કર એકજ ઠેકાણે સ્પેનના લશ્કરની વચમા રાખવાનો નેપોલિયનનો હુકમ હોવા છતા ઘેરાઇ જવાની દહેશતથી જોસેફે લશ્કરની ટુકડીઓને વેરણુ ખેરણુ ગોઠવી દીધી હતી પારિસથી બેયોનસુધીની મુસાફરીના થાકની પરવા કર્યા વગર નેપોલિયને કમ્મર બાધીને એવા તો ઉત્સાહથી કામ કરવા માડયુ કે તેના સ્વભાવથી અજાણ્યા માણુ

સોથી માની પણ ન શકાય અનાજ, કપડા, ઘોડા, ખચ્ચર વગેરેની ખરીદીમાટે મજાવર કબાલા તેણે તાબડતોબ કરી નાખ્યા સિપાઇઓને માટે છાવણીનુ બાધકામ ધમધોકાર શરૂ થઇ ગયુ નવા સિપાઇઓની ભરતી કરવા માટે દલાલોને ચારે દિશાએ મોકલી દીધા ટપાલ, રસ્તા અને પુલોનો વહીવટ કરનારા અમલદારો ઉપર ઝીણી ઝીણી બાબતોની સૂચનાઓથી ભરેલા સેકડો કાગળો લખાવી દીધા આખો દિવસ કામ કર્યા પછી જાણે આરામ લેતો હોય તેમ નેપોલિયન ઘોડે બેસીને ખડકાળ માર્ગ ઉપર પૂરવેગથી ઘોડો દોડાવતો સાઠ માઇલ દૂર આવેલા ટોલોસા ગામમા ગયો, અને ત્યાથી બીજે દિવસે તે તેટલીજ લાંબી મજલ કરીને વિટ્રોરિયા પહોચી જઇને જોસેફને મળ્યો

સ્પેનમા બળવાખોરોની સખ્યા પાંચ લાખ માણસોની હતી અને ધર્મગુરુઓએ અજ્ઞાન ગામડીઆઓને ખૂબ ઝનુન ચઢાવ્યુ હતુ ઈગ્લડના લશ્કરની મદદથી તેમને ફતેહ મળી હતી તેથી તેઓ ખૂબ ફૂલાઇ ગયા હતા નેપોલિયનની પ્રથમની યોજના એવી હતી કે શત્રુસૈન્યના જમણા અને ડાબા ભાગ ઉપર એકજીવખતે હુમલો કરીને તેમને છૂટા પાડી નાખવા પછી એંશી હજાર માણસોવડે મધ્ય ભાગ ઉપર તુટી પડીને તમામ સૈન્યને વેરણ ખેરણ કરી નાખીને શત્રુની એક પછી એક ટુકડીનો નાશ કરી નાખવો, પણ તેમ કરવાને તેની પાસે મધુ લશ્કર એકઠુ જથે હોવુ જોઇતુ હતુ અને જોસેફે લશ્કરને એવુ છૂટુ છવાયુ કરી મૂક્યુ હતુ કે આ યોજનાને હવે અમલમા મૂકી શકાય એમ ન હતુ, તોપણ તે અમલની યોજનાનેજ વળગી રહ્યો

નેપોલિયને વિટ્રોરિયા જતાજ ચારે દિશાએ પડેલા સેનાપતિઓને એકજ જગ્યાએ એકઠા થવાના હુકમ છોડી દીધા એકદમ બે લાખ સિપાઈઓનુ ફ્રેન્ચ લશ્કર ચારે દિશાએથી એકઠુ થવા લાગ્યુ આખા સૈન્યમા નેપોલિયનના આવવાથી નવો ઉત્સાહ આવી ગયો તે જેવો નિડર હતો તેવોજ દીર્ઘદૃષ્ટિવાળો હતો ભવિષ્યમા કદાચ પાછા હઠીને બચાવ કરવાનો વખત આવે તો તેને માટે પણ તે આગળ ધસતા પહેલાજ તૈયારી કરી રાખતો બા શાહી છાવણીમાથી હુકમપર હુકમ છૂટવા લાગ્યા દવાખાના બધાઇ ગયા, યુદ્ધસામગ્રીના ભડાર ભરાઇ ગયા અને વખતે પાછા હઠવુ પડે તો તેને માટે મજબૂત મોરચા પણ રચાઇ ગયા પોતાના લશ્કરનુ બેઉ બાજુથી રક્ષણ કરવાને મજબૂત ટુકડીઓ ગોઠવી દીધા પછી નેપોલિયને પચાસ હજાર ચૂટી કહાડેલા સિપાઇઓવડે શત્રુ સૈન્ય ઉપર હુમલો શરૂ કર્યો સ્પેનના બિનઅનુભવી ગામડીઆઓથી તાલીમબાજ ફ્રેન્ચ સિપાઇઓના ધસારા સામે ઉભા રહેવાયુ પણ નહિ હથીઆર, તોપો, વાવટાઓ વગેરે છોડી દઇને તેઓ ટેકરીઓપર નાસી ગયા એમ કરતા કરતાં નાસતા સ્પેનવાસીઓ અને તેમની પાછળ દોડયા આવતા ફ્રેન્ચો એસ્પિનોઝા ગામ આગળ આવી પહોચ્યા અહિ ત્રીશ હજાર બળવાખોરો અગ્રેજ

સરદાર જનરલ બ્લેકની સલાહ પ્રમાણે મજબૂત મોરચો બાધીને ઉભા તોપો અને બ દુકોના મારની પરવા કર્યા વગર હર્ષનાદ કરતા છ હજાર ફ્રેન્ચ સિપાઇઓ મોરચો મારીને ઉભેલા ત્રીશ હજાર સ્પેનવાસીઓ ઉપર ધસ્યા આખો દિવસ જગ મચી રહ્યો અ ધારૂ થતા તેઓ છૂટા પડયા નેપોલિયનના સૈન્ય સામે પોતે ટકી શકયા તેથી સ્પેનવાસીઓએ રાત્રે ઉત્સવ કર્યો અને ટેકરીઓ ઉપર તાપણા સળગાવીને વિજયની બધે ખબર આપી રાત્રે બીજા બાર હજાર ફ્રેન્ચ સિપાઇઓ આવી પહોચ્યા, અને સવાર પડતાંજ દારુણ સગ્રામ શરૂ થયો સ્પેનવાસીઓને છેવટે તેમની મજબૂત જગ્યાએથી ખસવુ પડયુ અને ફ્રેન્ચોની સગીનના પ્રહારથી તેમનામાં ભગાણુ પડયુ સેકડો બળવાખોરો ગોળીઓથી વીંધાઈ ગયા અને નજીકમા વેગબધ વહેતી નદીના વહેણમા પડીને તણાઇ ગયા તેમનુ બળ હવે પૂરેપૂરૂ તૂટી ગયુ હવે ફ્રન્ચોને માડ્રિડ તરફ જતા અટકાવવાની તેઓ હિમત કરી શકયા નહિ માત્ર એકજ ઠેકાણે પર્વતના સાંકડા ઘાટ ઉપર મજબૂત તોપો ગોઠવીને તેમણે છેલ્લો પ્રયત્ન કરી જોયો, પણ ફ્રેન્ચ સ્વારો ત્યાં પણ તેમની તોપોની સામે ધસી ગયા અને આગલી હાર ગોળાથી છિન્નભિન્ન થઇ ગઇ તોપણ પાછલી હારે ઠેઠ તોપોના મોં આગળ પહોચી જઇને ગોલદાજોની કતલ કરી નાખી આટલુ થતાજ આખુ સૈન્ય વેગબધ આગળ ધસ્યુ અને બળવાખોરો હથિયાર ફેકી દઇને ચારે બાજુએ વિખેરાઇ ગયા

પોર્ટુગાલથી સર જૉન મૂરની સરદારી નીચે ઇગ્લિડનુ લશ્કર સ્પેનની મદદે આવતુ હતુ તે આવી પહોચે ત્યાર પહેલાંજ માડ્રિડ જઇ પહોંચવાનો નેપોલિયને નિશ્ચય કર્યો અને ત્વરાથી કુચ કરીને તે ઠેઠ શહેરની દિવાલ નજીક આવી લાગ્યો શહેરમા સાઠ હજાર બળવાખોરો એકઠા થયા હતા અને દિવાલના બૂરજપર તોપો ગોઠવીને ફ્રન્ચોનો સત્કાર કરવા તૈયાર થઇને ઉભા હતા નેપોલિયને આવતા વારનેજ શહેરની ચારે બાજુએ પોતાની તોપો ગોઠવાવી દીધી અને દિવાલ તોડીને શહેરને સર કરવાની પૂરતી તૈયારી કરી દીધી પછી નાહક મનુષ્ય હત્યા ન થાય અને શહેરના નિર્દોષ માણસોને ખમવુ ન પડે તે માટે તેણે કહેવડાવ્યુ કે બળવાખોરો તાબે થશે તો કોઇને કશી ઇજા કરવામા નહિ આવે તેમણે તાબે થવાની ચોકૂખી ના પાડી. તોપોનો મારો શરૂ થયો અને કિલ્લાનો આગલો ભાગ ફ્રેન્ચોએ સર કર્યો મુખ્ય દિવાનને તોડવા માટે મજબૂત તોપો ત્યા ગોઠવાઈ ગઇ, તોપણ નેપોલિયને બીજીવાર બળવાખોરોને ચેતવણી આપી કે હજી પણ તાબે થવાનો વખત છે. શહેરના ઘણા લોકો તાબે થવા ખુશી હતા, પણ બળવાખોરોએ તેમની નિર્દયપણે કતલ ચલાવી, બાકીના ઉપર ધાક બેસાડી દીધી અને નેપોલિયન તેમની ધાર્મિક સ્વતત્રતા છીનવી લેવા આવ્યો છે એમ સમજાવીને ધર્માન્ધ લોકોને સ્વાર્થી ધર્મગુરુઓએ ઉશ્કેરી આપ્યા નેપોલિયને ઘણી દઢતાથી પોતાના સિપાઇઓને વારી રાખ્યા, કેમકે શહેરપર

ધસી જવાને તેઓ ટમટમી રહ્યા હતા બીજીવાર પણ શહેર તરફથી નકારમાં ઉત્તર મળ્યો એક દિવસ અને એક રાત રાહ જોયા પછી નેપોલિયને દિવાલ ઉપર તોપનો મારો શરૂ કરવાની આજ્ઞા આપી શહેરની વસ્તીને ઇજા ન થાય તેટલા માટે એક પણ ગોળો શહેરમાં ન પડે એવી રીતે તોપો ફોડવાનો હુકમ કર્યો હતો દિવાલ તૂટી ગઇ અને ફ્રેન્ચો હર્ષનાદ કરતા શહેરમાં ધસી ગયા અહિઆ પણ નેપોલિયને તેમને અટકાવ્યા અને ત્રીજીવાર બળવાખોરોને તાબે થવાને નોટિસ મોકલી હવે તેમને તાબે થયા સિવાય છુટકો ન હતો તેમણે નેપોલિયન પાસે પોતાના તરફથી બે પ્રતિનિધિઓ મોકલ્યા તેમાંનો એક તો ફ્રેન્ચોની થોડાજ વખત પૂર્વે ઘાતકીપણે કતલ કરાવનાર ગવર્નર મોર્લી હતો નેપોલિયનને જોતાજ તે ધ્રૂજી ગયો. તેણે તાબે થવાનુ કબૂલ કર્યું માત્ર એટલુ માગી લીધુ કે સ્પેનની રાજસભા લોકોને શાત પાડે ત્યાસુધી ફ્રેન્ચ લસ્કરે શહેરમાં દાખલ થવુ નહિ

આ પ્રમાણે નેપોલિયને ઔદાર્ય દાખવીને થોડામાં થોડા જાનના ભોગે માડ્રિડ શહેર સર કર્યું એકદમ જાદુઇ અસરની માફક શહેરમા શાતિ પથરાઇ ગઈ અને લોકોના જાનમાલ સુરક્ષિત થઇ ગયા બજાર ઉઘડયાં અને લોકોનો દૈનિક વ્યવહાર હમેશની માફક ચાલવા લાગ્યો સર્વ પ્રકારના રાજકીય અપરાધીઓને માફી આપવામા આવી ધર્મગુરુઓના હાથમા લોકોને કચરવાના ભયકર હથિયારરૂપ ઇન્કવીઝિશનની સસ્થા નાબૂદ કરી આળસુ સાધુઓના મઠની સખ્યા બે તૃતીયાશ જેટલી કમી કરી નાખી ૨૬ કરોના મઠની અડધી ઉપજમાથી સારા સાધુઓના પગારમા વધારો કર્યો અને બાકીની રકમ માજી સરકારે કરેલુ દેવુ વાળવા પાછળ ખર્ચી દીધી દેશના વ્યાપારને નડતર કરનારૂ જકાતખાતુ ઉઠાડી લીધુ અને ઉમરાવો તેમના ખેડુતો ઉપર જે સત્તા ભોગવતા હતા તે રદબાતલ કરી સ્પેનની પ્રજાને માટે આ લાભ કાંઈ ઓછા ન હતા તેનાથી ભવિષ્યમાં ઘણા સારાં પરિણામ નીપજત, પરતુ ઈંગ્લડે આવા લોકોપયોગી સુધારાનો નાશ કરી નાખે એવા રાજાઓના હાથમાં એ દેશને સોપા દઇને તેને મનુષ્યરક્તથી રગી દીધો તથા ત્રણ સૈકા જેટલો તેને પાછળ પાડી દીધો ખરેખર આ વિચારથી ગ્લાનિ ઉપજ્યા વગર રહેતી નથી

નેપિયરે આ યુદ્ધની તવારીખ લખી છે તે જોતા સ્પષ્ટ જણાઇ આવે છે કે સ્પેનમા ચાલેલી લડાઇ ખરૂ જોતા પ્રજાપક્ષના અને રાજસત્તાના હિમાયતીઓ વચ્ચેની હતી તેનુ આ ખરૂ સ્વરૂપ બેઉ પક્ષ સ્વીકારે છે વેલિગ્ટને લખેલા સરકારી પેગામમાં " પ્રજાસ્વાતત્ર્યના જુસ્સાને દબાવી દેવોજ જોઇએ " એવો ઘણે ઠેકાણે ઉલ્લેખ કરવામા આવ્યો છે પ્રજાની સ્વતત્રતાનુ અને ગરીબ તેમજ અમીર સર્વને માટે એક સરખા કાયદા રાખવાના વિચારનુ જોસેફ સમર્થન કરતો હતો ફર્ડિનાન્ડની બેશરમી વર્તણુકનો તો કોઇથી બચાવજ થઇ શકે એમ નથી સ્પેનની રાણી " ખરા-

બમા ખરાબ સ્ત્રી" હતી એમ પણ વેલિન્ટન પોતેજ લખે છે, અને તે છતા પણ આવા રાજાઓનો પક્ષ લઇને તેમના હાથમા રૈયતને સોપવા માટે ઇગ્લડ લડાઇમા ઉતરતુ હતુ !

આટલો બદોબસ્ત કર્યા પછી નેપોલિયને લોકોના આગેવાનોને બોલાવ્યા અને તેમને કહ્યુ કે લોકોની મરજી વિરુદ્ધ હુ જોસેફને સ્પેનની ગાદી આપવા ઇચ્છતો નથી લોકો પોતે આવા ઉદાર અને સુધરેલા વિચારના રાજાને સ્વીકારવા રાજી હોય અને ફરીથી તેને પદભ્રષ્ટ કરવાનો વિચાર ન કરે તોજ જોસેફ અહિ રહેશે. ત્યાર પછી સ્પેનના ૧૨૦૦ આગેવાનોનુ પ્રતિનિધિમડળ તેની પાસે ગયુ પોતે સ્પેનને જે લાભ કર્યા હતા તે ગણાવ્યા પછી નેપોલિયને છેવટમા કહ્યુ, "આજની પ્રજામાથી મારેવિષે જૂદા જૂદા અભિપ્રાયવાળા ઘણા નીકળી આવશે, પણ તમારી ભવિષ્યની સતતિ દેશને નવજીવન આપનાર તરીકે મને કૃતજ્ઞતાસહિત યાદ કરશે "

આ રીતે માત્ર પાચજ અઠવાડીઆંમાં સ્પેનમા જાગેલો બળવો શમાવીને નેપોલિયને અડધા દેશ ઉપર પોતાનો અધિકાર જમાવી દીધો હવે તેને ઇગ્લડના લશ્કરની ખબર લેવાની રહી સર જોન મૂરની સરદારી નીચે ત્રીશ હજાર અગ્રેજ સિપાઇઓનુ સૈન્ય પોર્ટુગાલથી ઝપાટાબધ ચાલ્યુ આવતુ હતુ બીજી દિશાએથી સર ડેવિડ બેર્ડ નામનો બીજો અગ્રેજ સેનાપતિ દશ હજાર સિપાઇઓ સાથે ચાલ્યો આવતો હતો આ કવાયતી સૈન્યો સ્પેનના હજારો બળવાખોરો સાથે સામેલ થવા પામે તો જરૂર ફતેહ મળે, એવી અગ્રેજ સેનાપતિઓ આશા રાખતા હતા, પણ તેમ થવાનો તો હવે સભવજ ન રહ્યો નેપોલિયને બળવાખોરોને સૂકા પાનની માફક ઉડાવી દીધા તેથી ઇગ્લડના લશ્કરને હવે તો જેમ જલદી નસાય તેમ નાસી જવા સિવાય બીજો માર્ગ રહ્યો નહિ

સર જોન મૂરે હવે કોરૂના તરફ ઝડપથી કુચ કરવા માડી ત્યાં આગળ પોતાના સૈન્યને માટે વહાણુ તૈયાર રખાવવાનો હુકમ આપી દીધો આ બાજુએ પોતાના લશ્કરની સલામતીમાટે મજબૂત મોરચા અને તોપો ગોઠવાવી દાધા પછી નેપોલિયન ચાલીશ હજાર સિપાઇઓ સાથે મૂરને મળવા ચાલી નીકળ્યો બિનકવાયતી સ્પેનના ગામડીઆ સાથે નહિ પણ તાલિમબાજ અગ્રજ સિપાઇઓ સાથે લઢવાનુ હોવાથી તેણે બાદશાહી રક્ષકોની પલટણના સારામા સારા સ્વાર, પ્યાદા, સિપાઇઓ અને તોપખાનાનો પુષ્કળ સરજામ સાથે લીધો સ્પેનવાસીઓ બધા નાસી ગયા અને તેમની મદદે આવેલા અગ્રેજોજ હવે એકલા રહી ગયા નેપોલિયન વટોળીઆની ઝડપથી તેમની તરફ ધસી આવતો હતો અગ્રેજોની સલામતીનો આધાર હવે તેમના હાથ કરતાં પગ ઉપર વધારે હતો તેઓ કોરૂના બદરે પહોચી જાય ત્યાર પહેલાં તેમને પકડી પાડીને સમશેરનો સ્વાદ ચખાડવાના વિચારથી નેપોલિયને અતિશય ત્વરાથી કુચ કરવા

માડી એકદમ ઋતુમા ફેરફાર થઇ ગયો બરફ અને વરસાદના તોફાન શરૂ થયા અને તોપોના ગાડાના પૈડા કાદવમાં ગરકી જવા લાગ્યા ઘોડેસ્વારો અને પાયદળની હારમા ગોટાળો થઈ ગયો ભોમીઆઓ કહેવા લાગ્યા કે આગળ જઈ શકાશેજ નહિ, પણ આલ્પ્સ પર્વતના બરફનાં તોફાનને ઘોળીને પી જનાર નેપોલિયનનો નિશ્ચય ડગ્યો નહિ સ્વારો પોતપોતાના ઘોડા દોરવા માડયા અને લોખડ જેવા મજબૂત પગવાળા યોદ્ધાઓ બરફને છુદતા, કચરતા આગળ ચાલવા લાગ્યા એટલે પાછળ આવનારા માટે રસ્તો સરળ થતો ગયો. નેપોલિયન પણ લશ્કરની સાથે પગે ચાલતો હતો અને સામાન્ય સિપાઇની માફક બરફ અને વરસાદની ઝડીઓ સહન કરતો હતો આ જોઇને સૈન્ય પણ ઉત્સાહભેર પોતાના સેનાપતિની પાછળ આવતુ ગયુ એકવાર લશ્કરનો મુખ્ય ભાગ પાછળ પડી ગયો અને નેપોલિયને તેની સાથેના માણસો સાથે એક કગાલ ઝુપડામા રાતવાસો કર્યો તેને માટે જે ખોરાકની સામગ્રી સાથે આણી હતી તેમાંથી તેણે તથા બીજાઓએ વહેચીને વાળુ કર્યું પછી સગડીની આસપાસ બેસીને નેપોલિયને પોતે બ્રિયેનની નિશાળમા ભણવા ગયો ત્યાંથી શરૂ થએલી અને " તેનો કયા અત આવશે તે હુ (નેપોલિયન) જાણતો નથી" એવી અદ્ભુત પોતાના જિદગીના પ્રસગોની વાતો કહેવામા રાત્રિ પસાર કરી

પર્વતો ઓળગ્યા પછી બરફને ઠેકાણે હવે વરસાદની ઝડીઓ વરસવા લાગી અને તોપોના ગાડા કાદવમા ચપ્રને ખેચતા સિપાઇઓને ઘણો શ્રમ પડવા લાગ્યો મૂરના લશ્કરને પાછળથી ઘેરી લેવા માટે નેપોલિયને એક ટુકડી આડ માર્ગે મોકલી દીધી હવે અગ્રેજ લશ્કર તેનાથી એકજ મજલને છેટે રહ્યુ હતુ, અને નેપોલિયને પાથરેલી જાળમા લગભગ ફસાઈ ગયુ હતુ તેઓ જીવ લઇને કોરૂના તરફ નાસતા હતા અને જતા જતા માર્ગમાના પૂલોને દારૂથી ઉડાવી દેતા હતા

સર જૉન મૂરે પોતાના સૈન્યને કાબૂમાં રાખવા માટે બનતો પ્રયત્ન કર્યો પણ તેણે ત્યાની રૈયત ઉપર તો કેરજ વર્તાવી મૂકયો માર્ગમા તેના સૈનિકોને જ્યાં ત્યા દારૂ હાથ લાગતો અને તે પીને તેઓ છાકટા બની જતા તથા ગામના ગામ લૂટતા અને મળગાવી મૂકતા ઘણી વાર તો તેઓ ચકચૂર હાલતમાં પોતે સળગાવેલી આગમા જાતેજ બળી મરતા આને લીધે સ્પેનના રહેવાસીઓ અને અગ્રેજો વચ્ચે તિરસ્કારની લાગણી દઢ થતી ગઇ અગ્રેજો તેમને " કૃતઘ્ન ચડાળો " કહેતા સ્પેનના લોકો ઉત્તરમાં કહેતા કે " અમે શાના કૃતઘ્ન ? તમે તમારા સ્વાર્થમાટે અહી આવ્યા હતા અને હવે અમારો બચાવ ન કરતા નાસી જાઓ છો ! " આખે રસ્તે અગ્રેજ સૈન્યની ખરાબીની નિશાનીઓ ઠેકાણે ઠેકાણે જોવામાં આવતી હતી તોપોના ભાગેલા ગાડા, સીધાં સામાનના ખટારા અને માદા, ઘાયલ થએલા તથા છાકટા બનેલા સિપાઇઓ રસ્તામા જ્યા ત્યા પડયા હતા.

મુશળધાર વરસાદ વરસતો હતો, અને સિપાઈઓ ભીને કપડે ધ્રુજતા આગળ વધતા હતા નેપોલિયન પણ તેમની સાથેજ હતો તે થોડાકજ માઈલ ગયો હશે એટલામા ફ્રાન્સથી અગત્યના પેગામ લઈને મારતે ઘોડે એક સ્વારે આવીને તેના હાથમા કાગળ મકયો આસપાસ કોઈ ઘર તો હતુજ નહિ ઘોર અંધકાર હતો તેથી તેણે તાપણી સળગાવી અને તેને અજવાળે કાગળ વાચવા લાગ્યો તેના સેનાપતિઓ તેની મુખાકૃતિને અત્યત આતુરતાપૂર્વક નિહાળતા છેટે ઉભા રહ્યા, અને આખુ લશ્કર પણ વરસાદ અને બરફની ઝડીમા ત્યાંને ત્યાજ ઉભુ રહ્યુ

કાગળમા ઘણા માઠા સમાચાર હતા સ્પેનના બળવાને લીધે હ્રાઇન નદીને કિનારેથી એક લાખ સિપાઈઓ ખસેડવા પડયા તેથી ઉત્તેજિત થઈને આસ્ટ્રિયા ઈગ્લેડ સાથે જોડાયુ હતુ ફ્રાન્સ અને રશિયાની મૈત્રીથી તુર્કસ્તાન પણ ખીજવાયુ હતુ તુર્કસ્તાન પાસેથી તેની ગજધાની ઝુટવી લેવાની નેપોલિયને સમતિ ન આપી તેથી રશિયાની રાજમાતા તથા ત્યાનો ઉમરાવવર્ગ ઉશ્કેરાઈ ગયો હતો અને ઝાર પોતે ફ્રાન્સના પક્ષમા હતો તોપણ તેની વિરુદ્ધપક્ષનુ બળ રોજ વધતુ હતુ અને ઝાર તેમના વિરોધની સામે મુશ્કેલીથી ટકી રહ્યો હતો

આ પત્ર વાચતાજ નવા યૂરોપીય વિગ્રહનુ ભયાનક દૃશ્ય નેપોલિયનના માનસચક્ષુ આગળ તરવરવા લાગ્યુ આ ચોકાવનારા દૃશ્યથી તેની અમાનુષિક શક્તિઓ પળવાર રહિત થઈ ગઈ સ્પેનના મામલામાં હાથ ઘાલ્યો તેમા પોતે મોટી ભૂલ કરી હતી એમ હવે તેને સમજાયુ અને ઘણોજ પશ્ચાત્તાપ થવા લાગ્યો હવે આ સ્થિતિમા સ્પેનને એકદમ છોડી દેવામા પણ ડહાપણુ ન હતુ, કારણ કે અગ્રેજો અને સ્પેનવાસીઓ તરતજ એક થઈ જાય અને પિરિનીઝ પર્વત ઓળગીને ફ્રાન્સના દક્ષિણ ભાગપર ધસ્યા આવે યૂરોપમા જે લડાઈની તૈયારી થતી હતી તેનુ નિવારણ કરતુ હવે અશક્ય હતું, કારણ કે પ્રજાપક્ષની હિમાયત કરનાર તે એકલોજ આગેવાન રાજા હતો અને પ્રજાસ્વાતત્ર્યની ભાવનાને કચરી નાખવા યૂરોપના તમામ નૃપતિઓ તૈયાર થયા હતા ઉત્તર દિશાએ તેની સામે ઈગ્લડ અને આસ્ટ્રિયા ઉભા થયા હતા, દક્ષિણે સ્પેન, પોર્ટુગાલ અને ઇગ્લડ તેના ઉપર ઝઝુમી રહ્યાં હતાં અને બાકીના યૂરોપીય રાજ્યો તેનો જરાક પણ પરાજય થાય તો તેના પર તૂટી પડવાની વાટ જોતાજ ઉભા હતાં આ બધાની સાથે એકલે હાથે ઝુઝવામા દારુણ સાહસ હતુ નેપોલિયન લડાઈથી કાયર થયો હતો ફ્રાન્સ પણ કાયર થયુ હતુ તેને માત્ર બેજ માર્ગ ઉઘાડા હતા—કા તો ફ્રાન્સને યૂરોપના રાજાઓની દયા ઉપર છોડી મૂકવુ અથવા તો છેવટની ઘડીસુધી લડવુ

કાગળ વાંચીને તરત તે ઘોડેસ્વાર થયો અને ઉદાસીનતામા ગરકાવ થઈને ગઈ કાલે જ્યાં મુકામ કર્યો હતો ત્યા ગયો માર્ગમા કોઈથી એક શબ્દ પણ બોલાયો

નહિ તેના ચિત્તની એકાગ્રતાની ગભીર છાપ સર્વના ઉપર પડી હતી એક કલાક પછી તેના મુખ ઉપરથી શોકનુ વાદળ ઉડી ગયુ તેની હમેશની પ્રસન્નતા ખીલી નીકળી, અને તેણે યુદ્ધની યોજના મનમાં ઘડી લીધી નવા સકટની સામે બાથ ભરવા તે સિહની માફક સજ્જ થઇ ગયો હ્રાઇન નદી આગળ દોડી જવાની તેને પહેલી જરૂર હતી તેથી અગ્રેજ લશ્કરની પૂઠ જાતે ન લેતા એ કામ માર્શલ સૅાલ્ટને સોપી તે એકદમ પારિસ જવા તૈયાર થયો





# प्रकरण ४४ मुं–यूरोपना राजाओनी नवी एकसंपी




નમાથી જે રીતે અગ્રેજ સૈન્ય નાઠુ હતુ તેના જેવી શરમભરેલી નાસભાગનુ વૃત્તાત આધુનિક ઇતિહાસમાથી મળી આવવુ મુશ્કેલ છે તેમને નાણાંની ભરેલી પેટીઓ પણ માર્ગમાં ફેકી દેવી પડી અને ચળકતી સોના મોહોરો રસ્તામાં વેરાતી પડી હતી માદા અને ઘાયલ થએલા સિપાઇઓ ઘણીજ દયામણી હાલતમાં રસ્તામાં જ્યા ત્યા રવડતા હતા. માર્ગમા જે જે ગામ આવે તેને અગ્રેજ સિપાઇઓ લૂટતા અને ત્યાના કમનશીબ રહેવાસીઓ ઉપર હરેક પ્રકારનો અત્યાચાર કરતા તેમનો સેનાપતિ નેપિયર પોતે લખે છે કે "સર્વાંશે શરમભરેલી રીતે નાસવાનો આવો બીજો પ્રસંગ ભાગ્યેજ બન્યો હશે"

સર જૉન મૂરે ઘણીજ બાહોશીથી લશ્કરને પાછુ વાળ્યુ હતુ એમા તો શક નથી અગ્રેજ સિપાઇઓ જ્યા જ્યાં ઘેરાતા ત્યાં ત્યાં તેઓ અતિશય બહાદુરી અને દઢતાથી લઢતા હતા એમ કરતા કરતા તેઓ કોરૂના આગળ આવી પહોચ્યા દારૂના ભરેલા ચાર હજાર પીપ શત્રુના હાથમા ન જાય માટે તે બધાને ભયકર ધડાકા સાથે તેમણે સળગાવી મૂકયા પૃથ્વી કપી ઉઠી મોટા મોટા ખડકો મૂળમાથી ઉખડી ગયા અને સમુદ્ર ઉપર તરતાં વહાણુ પણ તોફાન વખતે જેમ ઝોલા ખાય તેમ ઝોના ખાવા લાગ્યાં

ત્યાર પછી ફ્રેન્ચો અને અગ્રેજો વચ્ચે દારુણ સગ્રામ શરૂ થયો બહાદુર સર જૉન મૂર તોપના એક ગોળાથી સખત ઘાયલ થયો અને તત્કાળ મરણ પામ્યો અધારૂ થયુ અને લઢવૈયાઓ થાક્યા ત્યારે છૂટા પડયા કમનશીબ સેનાપતિના વિદીર્ણ થએલા શરીરને ગુપચુપ કોરૂનાના બુરજ ઉપર દાટી દીધુ તે વખતનુ દશ્ય ઘણુજ કરુણાજનક હતુ બહાદૂર ફ્રેન્ચ સિપાઇઓએ તેમના શૂરવીર પ્રતિસ્પર્ધીની યાદગીરી જાળવવા ત્યાં તેના નામની એક દરગાહ બંધાવી

અગ્રેજ લશ્કર પોતાની હિલચાલ છુપાવવા લશ્કરની તાપણીઓ જેમની તેમ બળતી રહેવા દઇને વહાણુમા ચડી બેઠુ તેમણે એકદર ૭ હજાર સિપાઇઓ અને

પુષ્કળ યુદ્ધસામગ્રી ગુમાવી અગ્રેજ ઇતિહાસકાર એલિસન લખે છે કે સર જૉન મૂરના સૈન્યને જેમણે વાજતે ગાજતે ફરફરતી ધ્વજાપતાકાસહિત, પૂર લશ્કરી દમામ સાથે સ્પેન જતુ જોયુ હતુ તેમણે જ્યારે તેજ લશ્કરને બેહાલ થઇને પાછુ આવેલુ જોયુ ત્યારે તેમને ભારે અચબો અને ધાસ્તી લાગ્યા વગર રહી નહિ. કર્નલ નેપિયરનો ભાઈ મેજર નેપિયરકા આ લડાઈમા ઘાયલ થઇને કેદ પકડાયો હતો તેની ફ્રેન્ચ સેનાપતિઓએ જે ઉદારતાથી બરદાસ્ત લીધી હતી તેનો કૃતજ્ઞતા-ભર્યો ઉલ્લેખ નેપિયર પોતાના ઇતિહાસમા કરે છે, અને આવા ઉદાર દિલનો સાચો દેશભક્ત માર્શલ ને જે સ્વદેશને માટે પાચસો યુદ્ધો લઢયો હતો, તેને બુર્બોન રાજાઓએ દેશદ્રોહી તરીકે ગોળીબાર કરાવ્યો તે વિષે તે ઘણો ખેદ દર્શાવે છે

ત્યાર પછી ફ્રેન્ચ સેનાપતિઓએ ધીમે ધીમે આખો સ્પેન દેશ સર કર્યો સારા ગોસાના મજબૂત કિલ્લાનો આશ્રય લઇને અગ્રેજોની મદદથી સ્પેનના બળવાખોરોએ લાંબા વખતસુધી બચાવ કર્યો પણ તેમને આખરે તાબે થવુ પડયુ અને તેઓનુ છેલ્લુ મથક ફ્રેન્ચોના હાથમા આવ્યુ કેટલાક બળવાખોરોએ દવાખાનાંઓમા પેસીને માદા અને ઘાયલ ફ્રેન્ચ સિપાઇઓની કતલ કરી હતી તેમને સખત શિક્ષા કરવામા આવી આ બધાનો અપજશ અને જવાબદારી નેપોલિયને પોતાને શિર લીધી અને સ્પેનના લોકો જોસેફને ચહાય તેટલા માટે બધા દયાના કામનો યશ તેને અપાવ્યો, તોપણ લોકો જોસેફ કરતા નેપોલિયન તરફ વધારે આકર્ષાયા હતા

ગયા પ્રકરણમા જણાવેલા તાકીદના પેગામ વાચ્યા પછી સ્પેનનો બદોબસ્ત કરી લેવામાં નેપોલિયન થોડા દિવસ ત્યાં રોકયો રસ્તામા વેલેડોલિડ શહેરમા તે પાચ દિવસ થોભ્યો ત્યાથી તેણે યૂરોપના જૂદાં જૂદા રાજ્યો ઉપર તાકીદના કાગળો લખી નાખ્યા અને બીજાને જે કામ કરતા એક વર્ષ લાગે તે કામ તેણે પાચજ દિવસમા ઉકેલી નાખ્યું ફ્રાન્સ, સ્પેન, ઇટાલિ, જર્મની વગેરે દેશોમાં તેના જે જે લશ્કરો હતા તેમને કયી કયી રીતે એકઠા કરી શકાય તેની યોજના તેની આંખ આગળ રમી ગઈ આટલુ કર્યા પછી તે ઘોડેસ્વાર થઇને પારિસ તરફ મારતે ઘોડે રવાના થઇ ગયો પાચ કલાકમા તેણે પચ્યાશી માઇલની મુસાફરી કરી રસ્તામાં થોડે થોડે અતરે તેને માટે તાજા ઘોડા તૈયાર રખાવ્યા હતા એક ઉપરથી ઉતરીને તરત તે બીજા ઉપર બેસી જતો અને એડી મારીને ઘોડાને પૂરપાટ દોડાવી મૂકતો જે લોકોએ તેને આ વખતે જોયો હતો તેઓ તેની નાની આકૃતિ, આરસપહાણ જેવો સફેદ ફિક્કો ચહેરો, પીસેલા હોઠ, લોખડના જેવી દઢતા સૂચવતી ભ્રકુટિ અને અગ્નિના જેવી ચળકતી આખ કદિ પણ ભૂલ્યા ન હતા

વીજળીના વેગે તે બેયોન આવી પહોચ્યો બાદશાહી રક્ષકોના સૈન્યને બનતી તાકીદે હ્રાઇન તરફ ચાલ્યા જવાનો હુકમ કરીને તેણે પારિસ તરફ ગાડી દોડાવી

મૂકી અને રાત્રે એકાએક સર્વની અજાયબી વચ્ચે ટુઇલેરીસ આવી ઉભો યૂરોપનાં જૂદા જૂદા રાજ્યોમાં પ્રવર્તી રહેલી કપટજાળથી નેપોલિયને પ્રજાને બિનવાકેફ રાખી હતી માડ્રિડના માજી રાજાઓની દગલબાજીથી લોકો હજી પૂરેપૂરા અજાણ્યા હતા તેથી કરીને લોકો એમ માનતા હતા કે તેણે સ્પેનની ખટપટમા હાથ ઘાલીને પ્રજાના નાણાંની અને લશ્કરની વિના કારણ બરબાદી કરી હતી તેને પોતાને પણ આ બાબતમાટે ઉંડો પશ્ચાત્તાપ થતો હતો સ્પેનની પ્રજાને સારા અને સંગીન લાભ કરી આપીશ કે તેઓ પોતાના નાલાયક અને જુલમગાર રાજાને ભૂલી જશે એવી તે આશા રાખતો હતો ઇંગ્લંડે વચમા માથુ માર્યું ન હોત તો સ્પેનનો જરૂર ઉદ્ધાર થાત અને ત્યાંના લોકોને નવું જીવન મળત વળી જો નેપોલિયન સ્પેનનો બળવો શમાવવામા રોકાયો ન હોત તો આસ્ટ્રિયા તેની સામે માથુ ઉંચકવાની હિંમત કરત નહિ એ પણ બનવા જોગ છે, પણ નેપોલિયનની જરાક નમતી બાજુ થતા સ્પેનના રાજા ઈંગ્લંડની સાથે મળી જઇને ફ્રાન્સની દક્ષિણ ઉપર જરૂર હુમલો કરત

નેપોલિયન પોતે સ્પેનના રાજાઓને પદભ્રષ્ટ કરવા માટે ઘણીવાર પાછળથી પશ્ચાત્તાપ કરતો હતો તોપણ જેમા સંપૂર્ણ જોખમ રહેલુ ન હોય એવો તેને માટે એક પણ માર્ગ ન હતો જો તેણે સ્પેનના મામલામા હાથ ઘાલ્યો ન હોત તો ત્યાના રાજા અને તેના પુત્ર વચ્ચે ભયાનક વિદ્રોહ સળગ્યા વગર રહેતજ નહિ ઈંગ્લંડ જરૂર રાજપુત્ર ફર્ડિનાન્ડનો પક્ષ લેત અને તેથી કરીને સ્પેન ઈંગ્લંડના પૂરેપૂરા અધિકાર નીચે આવી જાત, અને તે ઈંગ્લંડનું એક સંસ્થાનજ બની જાત જો તેણે પોતે ફર્ડિનાન્ડનો અથવા તેના બાપનો પક્ષ લીધો હોત તો તેને એક પ્રજાસત્તાક રાજ્યના રાજા તરીકે પોતાના સિદ્ધાંતોથી વિરુદ્ધ વર્તન કરવુ પડત અને એક કચરાયલી, અજ્ઞાન પ્રજા ઉપર જુલમગાર રાજાના અસહ્ય અધિકારને દૃઢ કર્યાનુ અને ઇન્કિવઝિશનના ભયાનક કેદખાનાની પદ્ધતિને ટેકો આપ્યાનુ તેના ઉપર મોટું કલંક આવત નેપોલિયને સારામા સારો માર્ગ પસંદ કર્યો, પોતાનુ આત્મરક્ષણ કરવા છતા પણ તેણે સ્પેનને ઉદાર રાજ્યબંધારણ અને દયાળુ તથા કેળવાયલો રાજા આપ્યો.

પારિસ આવ્યા પછી તેને બધી દિશાએથી પાકે પાયે સમાચાર મળતા ગયા કે આસ્ટ્રિયામા નવેસરથી લડાઇ કરવા માટે ધમધોકાર તૈયારીઓ ચાલી રહી છે જર્મનીનાં અનેક રાજ્યોમાંથી તેને આસ્ટ્રિયાની લશ્કરી તૈયારીના વિગતવાર હેવાલ મળતા ગયા હવે તેની સ્થિતિ પૂરેપૂરી જોખમભરેલી હતી એમાં શક ન હતો ઈંગ્લંડે સલાહ કરવાની તો શું પણ સલાહનુ કહેણ લઇ આવનારા દૂતને પોતાના કિનારા ઉપર ઉતરવા દેવાની પણ પરવાનગી આપી ન હતી બુર્બોન રાજાને જ્યારે ફ્રાન્સની પ્રજાએ પદભ્રષ્ટ કર્યો ત્યારે તો નેપોલિયન નાનો બાળક હતો અને પાછળથી આખી

પ્રજાએ એકેઅવાજે તેને પોતાના રાજા તરીકે ચૂંટી કહાડયો હતો, તોપણ ઈંગ્લંડ તેને રાજગાદી પચાવી પડનાર અને કાયદેસર રાજાઓના મુકુટ છીનવી લેનાર કહીને વગોવતુ હતુ "પ્રજાસત્તાક રાજ્યના રાજાને પૂરો કરી નાખો" એવી ગર્જનાથી આસ્ટ્રિયા ગાજી રહ્યુ હતુ અને રશિયાની રાજમાતાએ તથા ત્યાંના ઉમરાવવર્ગે પણ એ ગર્જના ઝીલી લીધી હતી

આસ્ટ્રિયા સાથે કલહ ઉત્પન્ન ન થાય તે માટે નેપોલિયને બનતુ કર્યું હતુ તેણે ત્યાના રાજપ્રતિનિધિને ખાત્રી આપી હતી કે મારે તમારી સાથે લડાઇ કરવીજ નથી આસ્ટ્રિયાને કાંઈ વાંધો હોય તો તે મને જણાવો એટલે તેનો તોડ કહાડી શકાય આસ્ટ્રિયાએ કરવા માડેલી લશ્કરી તૈયારીઓ આખા યૂરોપના જાણવામાં હતી અને તેનો હેતુ પણ કોઇથી અજાણ્યો ન હતો જો આસ્ટ્રિયાને ખરેખરી એવીજ ધાસ્તી હોય કે મારા રાજ્ય ઉપર નેપોલિયન તરાપ મારશે અને તેથી સ્વરક્ષણને માટેજ તે તૈયાર થતુ હોય તો તેનો સંદેહ ટાળવા માટે તેના રાજ્યને જેવુ ને તેવુ રહેવા દેવા માટે નેપોલિયને પોતાની તેમજ રશિયાની બેવડી જામિનગીરી આપવા માડી, પણ આસ્ટ્રિયાને તો ઈટાલિ પાછુ મેળવવુ હતું, પ્રજાસત્તાક રાજ્યતંત્રની ભાવનાને કચરી નાખવી હતી અને વંશપરપરાથી ચાલ્યા આવેલા રાજાના સિંહાસન ઉપર પ્રજાએ ચૂંટેલો રાજા બેસે એવો દાખલોજ તેને યૂરોપના ઇતિહાસમાંથી ભૂસી નાખવો હતો આટલુ જોઇ લીધા પછી આસ્ટ્રિયાની વધારે ખુશામત કરવામા સ્વમાન સચવાતુ નથી એમ જાણીને નેપોલિયન ચૂપ રહ્યો અને હવે શુ થાય છે તેની શાંતિથી રાહ જોતો બેઠો

એકવાર ટ્યુઇલેરીસના રાજમહેલમા યૂરોપના રાજ્યોના પ્રતિનિધિઓ તથા બીજા દરબારીઓ બેઠા હતા, તેમની વચમાં નેપોલિયને કહ્યુ, "આસ્ટ્રિયા પાછલા અનુભવોના પાઠ ભૂલી ગયુ છે તેને નવા પાઠજ શીખવાની ઇચ્છા છે તો હું તેમને આ વખતે તે બરાબર શીખવીશ. મારે લડાઇ કરવી નથી આખો યૂરોપ જાણે છે કે મારૂ તમામ લક્ષ ઈંગ્લંડે સ્પેનમાં સળગાવેલી લડાઇમાં રોકાયુ હતું જ્યારે ૧૮૦૫ ની સાલમા ઈંગ્લિશ ખાડી ઓળગીને હુ ઈંગ્લંડ ઉપર ચઢાઇ કરવાની તૈયારીમા હતો તે વખતે આસ્ટ્રિયાએ મારી સાથે લડાઇ જાહેર કરીને ઈંગ્લંડને બચાવી લીધુ આ વખતે હું કોરૂના આગળ અગ્રેજોની ખબર લેવા જતો હતો ત્યારે પણ તેણે માથુ ઉચકવાની તૈયારી કરીને મારા કામમા વિઘ્ન નાખ્યુ મારે જો પારિસ આવવુ પડયુ ન હોત તો એક પણ અગ્રેજ બચવા પામત નહિ. આ પ્રમાણે ફરીથી કનડગત કરવા માટે આસ્ટ્રિયાને ખમવુ પડશે. કાં તો તેણે એકદમ લશ્કર વિખેરી નાખવુ અથવા તો દારુણ સગ્રામને માટે તૈયાર થવુ જો તે પોતાના લશ્કરને એટલે દરજ્જે ઓછુ કરી નાખે કે મને તેના તરફ શક રાખવા જેવુ ન રહે તો મારે તેની સાથે

લડવાનો વિચારજ નથી મારે તો ઈંગ્લંડની સાથે સ્પેનમાંજ લડવુ છે જો તે લશ્કર કમી નહિ કરે તો આ વખતે હું એવી છેવટની લડાઇ લઢીશ કે જેથી ભવિષ્યમાં કોઇ પણ રાજા યૂરોપખડમા તો ઇંગ્લડનો પક્ષ લેવાની હિમત નહિજ કરી શકે "

લડાઇ તો નેપોલિયનના પ્રારબ્ધમાં સરજાઇજ હતી ફ્રાન્સમા રાજ્યપરિવર્તન થયા પછી તરતજ ત્યાંનો રાજદડ ધારણ કરીને તેણે યૂરોપના તમામ રાજાઓની ખફગી વહોરી લીધી હતી કાં તો આપખુદ સત્તા ધરાવનારા રાજાઓને તાબે થવુ અથવા તો પ્રજાવર્ગના હકનુ રક્ષણ કરવા માટે ભયકર લડાઇમાં ઝોકાવવુ એ બે સિવાય ત્રીજો રસ્તોજ તેને માટે ન હતો

તેણે રશિયાના ઝારને કહેવડાવી દીધુ કે તમે જો મારી સલાહ પ્રમાણે ચાલ્યા હોત તો આપણે જૂદીજ સ્થિતિમાં હોત, અને આસ્ટ્રિયાની માથુ ઉચકવાની હિમત-જ ન ચાલત, પણ આપણે કામ કરવાને બદલે વાતોમાંજ વખત ગાળ્યો અને હવે નવી લડાઇ જાગશે, માટે આપણી સરત પ્રમાણે તમારૂ બધુ લશ્કર તમારે મને સોપી દેવુ હું પોતે ત્રણ લાખ ફ્રેન્ચો અને એક લાખ જર્મનો તૈયાર રાખીશ આ લશ્કરને જોતાજ કદાચ આસ્ટ્રિયા દબાઈ જશે, અને તેમ નહિ થાય તો તેના ઉપર બળ અજમાવીને પણ આપણી યોજનાઓમા તે હવે પછી કનડગત ન કરી શકે એવી સ્થિતિમા તેને લાવી મૂકવુ પડશે જર્મન રાજ્યોના પોતાના મિત્રરાજાઓને પણ પોતપોતાના સૈન્ય તૈયાર કરવાને તણે ફરમાન કરી દીધુ અને પ્રશિયાના રાજાને તાકીદ આપી દીધી કે તમે તટસ્થ રહેજો અને આપણા વચ્ચે થયેલી સલાહની સરત પ્રમાણે જો ૪૨૦૦૦ હજાર માણસ કરતા વધારે લશ્કર તૈયાર કરશો તો તરતજ તમારી સામે લડાઈ જાહેર કરવામાં આવશે

આખા ફ્રાન્સમા એકદમ જાગૃતિ આવી ગઇ રાજ્યના એકેએક પ્રાન્ત ઉપર નેપોલિયનની અલૌકિક શક્તિની જાદુઇ અસર થઇ ગઈ હજારો દલાલો લશ્કરમાં ભરતી કરવા મડી ગયા રાજાઓ, સેનાપતિઓ, ઈજનેરો અને કન્ટ્રાકટરોને દરરોજ સેકડો પત્રો લખાવા લાગ્યા દારૂગોળા અને તોપો બનાવવાના કારખાનાં ધમધોકાર કામ કરવા મડી ગયા હજારો સિપાઈઓની ટુકડીઓ દેશમા ઘૂમવા લાગી બાર હજાર તોપ ખેચનારા ઘોડાની ખરીદી થઇ લડાઈની હરેક પ્રકારની વારાફેરીને માટે હમેશાં તૈયાર રહેનાર નેપોલિયને પચાશ હજાર કોદાળા અને પાવડા પણ લશ્કરની સાથે રાખ્યા અને તે પાછળથી ઘણાજ ઉપયોગી થઇ પડયા લડાઇ વખતે ડાન્યૂબ નદીનો વિશાળ પટ અતરાયરૂપ ન થઇ પડે તે માટે બોલોન બદરથી ૧૨૦૦ ખલાસીઓને પણ લશ્કરમા સામેલ કર્યા પોતે લડાઇ જાહેર કર્યા વગરજ આસ્ટ્રિયાનુ ધ્યાન ખેચાય તેમ આવી બધી તૈયારીઓ તેણે કરી દીધી તેમ કરવાનો તેનો એટલોજ હેતુ હતો કે હજી પણ આસ્ટ્રિયા ચેને તો તેને ચેતાવવું અને લડાઇ અટકી શકે તો અટકાવવી.

આસ્ટ્રિયા હવે લડાઇની તૈયારીમા એટલુ બધુ આગળ વધી ગયુ હતુ કે તેનાથી હવે પાછા હઠાય એમ હતુજ નહિ આખી અસ્ટ્રિયન પ્રજાને જાગ્રત કરવા જેટલુ કરી શકાય તેટલુ કરવામા આવ્યુ હતુ લોકોના મન ઉપર એવુ પણ ઠસાવ્યુ હતુ કે નેપોલિયનને ઈગ્લડ તથા સ્પેને મળીને સજ્જડ સપડાવી દીધો છે અને તેના કસાયલા સિપાઇઓ બધા સ્પેનમા ચાલ્યા ગયા છે તેથી તેના ઉપર હુમલો કરવાની આ સારામા સારી તક છે વળી જર્મની પણ વખત આવ્યે નેપોલિયનના પક્ષમાથી ખસી જશે, પ્રશિયા પણ તેની સામે લઢવાની રાહ જોઇ રહ્યુ છે, અને રશિયાના ઝારથી રાજમાતા તથા ઉમરાવવર્ગના દબાણને લીધે ફ્રાન્સને લેશમાત્ર પણ મદદ આપી શકાવાની નથી ઈગ્લડના એજટો પણ વિયેનામા જઇને પ્રજાને ઉશ્કેરવા મડી ગયા હતા ઈગ્લડે આસ્ટ્રિયાને પોતનુ નૌકાસૈન્ય લશ્કર તથા યુદ્ધસામગ્રી આપવાનુ વચન આપ્યુ આવા આવા કારણને લીધે આસ્ટ્રિયાની સમગ્ર પ્રજા લઢવાને માટે એક પગે થઇ રહી આખા દેશમા સિપાઇઓના અને સ્વારોનાં અનેક દળ ઘૂમવા લાગ્યા પાચ લાખ સિપાઇઓને રોજ લશ્કરી કવાયત અપાવા લાગી હગરીની આખી પ્રજા ઉલટી તુર્કસ્તાને ફ્રાન્સની મૈત્રી તોડી અને ઈંગ્લડ સાથે કોલકરાર કર્યા એક વર્ષ ઉપર તો તેમણે અંગ્રેજોના કાફલાને ફ્રેન્ચોની મદદથી કોન્સ્ટન્ટિનોપલના બદરેથી મારી કહાડયો હતો, પણ આજે તુર્કસ્તાન અને ઈગ્લડ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની સામે એક થઇ ગયાં

રશિયાનો ઝાર નેપોલિયન તરફ ગાઢ મૈત્રી રાખતો હતો છતાં આ પ્રસગે તેની વર્તણૂકમા શિથિલતા જણાવા લાગી તેને તુર્કસ્તાનની રાજધાની પડાવી લેવી હતી અને નેપોલિયન તેથી વિરુદ્ધ હતો છતાં તુર્કસ્તાનના ડાન્યૂબને કિનારે આવેલા બે પ્રાન્ત ઝાર જીતી લે તેમાં નેપોલિયને હરકત ન કરવી એવો બે વચ્ચે કોલકરાર થયો હતો લડાઈ જાહેર કર્યા વગર એ કામ બને એમ ન હતુ અને આસ્ટ્રિયા, ઇગ્લડ અને તુર્કસ્તાન એક થયા હતાં તેથી હવે તે પ્રાત જીતવાનુ કામ સહેલુ ન હતુ આટલા કારણથી ઝાર ઘણો ચીડવાયો હતો અને નેપોલિયન તરફની તેની વર્તણૂક મોળી થવા લાગી હતી

આસ્ટ્રિયાના રાજાને ઝારની ગુચવણની ખબર હતી તેથી બની શકે તો તેને પણ સમજાવીને પોતાના પક્ષમાં વાળી લાવવા માટે આસ્ટ્રિયાએ પોતાના એલચીને રશિયાના દરબારમાં મોકલ્યો તેણે આવીને તરતજ જોઈ લીધુ કે આખુ રશિયા ફ્રાન્સની વિરુદ્ધ છે—રાજકુટુબના માણસોનુ પણ તેવુજ વલણ છે, પણ ઝાર એકલોજ અડગ રહ્યો તેણે પોતાના ઉદાર સ્વભાવને અનુસરીને સ્પષ્ટ શબ્દોમા જણાવી દીધુ કે આસ્ટ્રિયાની રીતભાતથી હુ ઘણો નારાજ છુ, અને જો ફ્રાન્સ સાથે લઢશો તો તેમા જરૂર માર્યા જશો અને તેથી આખા યૂરોપખડમા તેનો કોઇ હરિફ રહેશે નહિ,

અને જે સુલેહની યૂરોપને ઘણીજ જરૂર છે તે વધારેને વધારે આઘે જતી રહેશે માટે જે કોઈ સુલેહનો ભગ કરવા તત્પર થશે તેને હું અગત દુશ્મન લેખીશ

આ શબ્દો ઘણા ઉદાર હતા પણ આસ્ટ્રિયા સાથે સુલેહ રહે તો પોતે તુર્કસ્તાન પાસેથી પેલા બે પ્રાત મેળવી શકે એટલા હેતુથીજ જો ઝારે આવુ વલણ ન લીધુ હોત તો આપણે તેની ઉદારતાના પૂરેપૂરા વખાણ કરત, પણ ઝાર તો પહેલીજ તકે તુર્કસ્તાનનો શિકાર કરવા તૈયાર હતો તેથીજ તેના ઉપલા શબ્દોની ખુબી મારી જાય છે

એક બાજુએ તેણે આસ્ટ્રિયાના પ્રતિનિધિને ધમકાવી કહાડયો ત્યારે બીજી બાજુએ તેણે ફ્રાન્સના પ્રતિનિધિ કૉલેન્કોર્ટને કહ્યુ કે મારા જૂના મિત્ર આસ્ટ્રિયાની સાથે લઢવા હું ઘણોજ નારાજ છુ વળી આપણે જીતીએ અને આસ્ટ્રિયા કચરાઇ જાય તો તેમા પણ મને ઘણો ભય રહે છે, કારણ કે તેથી કરીને ફ્રાન્સનુ બળ બેહદ વધી જાય માટે લડાઇ અટકાવવાને હુ મારાથી બનતુ કરી જોઇશ, અને આસ્ટ્રિયાને ખાત્રી આપીશ કે તેના રાજ્યને કશી આચ આવનાર નથી

આ વિચાર નેપોલિયનને પણ ગમ્યા લડાઈ અટકાવવાને તે પોતે પણ એટલો આતુર હતો કે તેણે પોતાના તરફથી ઘટતા પગલાં લેવાની ઝારને સત્તા આપી અને કહ્યું કે આસ્ટ્રિયાના રાજની સલામતીમાટે ફ્રાન્સ અને રશિયાની બેવડી જામીનગિરી આપવી એટલુજ નહિ પણ આસ્ટ્રિયાની મરજી હોય તો જર્મનીના મયુક્ત રાજ્યોમાથી મારા તમામ લશ્કરને ખસેડી લેવા હુ ખુશી છુ.

પણ નેપોલિયનની સામે એકસપી કરી બેઠેલા રાજ્યોને ખાત્રી થઈ હતી કે ફ્રાન્સમા હવે લઢવાનુ બળ રહ્યુ જ નથી અને નેપોલિયન જેમ જેમ સલાહ જાળવી રાખવાને યત્ન કરતો ગયો તેમ તેમ તેમને તેની નબળાઇની અને પોતાની ફતેહની વિશેષ ખાત્રી પડવા લાગી તેથી તેમણે યુદ્ધની તૈયારીનો ઉદ્યોગ ધમધોકાર જારી રાખ્યો નેપોલિયન તો પારિસમાંજ હતો કયી બાજુએથી વાદળુ તૂટી પડશે તે હજી તે જાણી શકયો ન હતો રોજના હજાર જાતના કામો છતાં તેણે બધી બાજુએથી બચાવ કરવાની તૈયારી કરવા માડી તેની અદ્ભુત કાર્યકારિણી શક્તિ સ્પેન, ફ્રાન્સ, ઇટાલિ, જર્મની, બધા દેશોમા ઘૂમી વળી હતી સલાહની આશા તો હવે રહીજ ન હતી તેથી તેણે પણ પૂરઉત્સાહથી હુકમ પર હુકમ છોડવા માંડયા

ડાન્યૂબ નદીની નજીકમા રૅટિસ્બન આગળ એક લાખ ફ્રેન્ચ સિપાઇઓની ટુકડીઓ ગોઠવાઈ ગઇ ત્યાંથી પારિસસુધી તારના દોરડા નખાઇ ગયા નેપોલિયન પારિસ છોડીને ત્યા ઝપાટાબધ આવી શકે તેટલા માટે થોડે થોડે અતરે ઘોડા તૈયાર રખાવ્યા આ પ્રમાણે પૂરતી તૈયારી કર્યા પછી તે પારિસમા બેઠો બેઠો રાજ્યના અનેક કામો ઉકેલવા લાગ્યો.

બાવેરિયાનુ જર્મનરાજ્ય ફ્રાન્સના પક્ષમાં હતુ તેની અને આસ્ટ્રિયાની સીમાએ

ઇન નદી વહે છે એ લાખ આસ્ટ્રિયનો ઇન નદી આગળ એકઠા થયા હતા તેઓ નદી ઓળગે એટલે લડાઇની શરૂઆત થાય એમ હતુ આ લડાઇથી ખુદ આસ્ટ્રિયાના પણ વિચારવંત માણસો વિરુદ્ધ હતા તેમણે પોતાના રાજાને ઘણોએ વાર્યો, પણ તેમની શિખામણ તેણે તુચ્છકારી કહાડી અને કહ્યુ કે હવે નેપોલિયનથી કશુ વળે એમ નથી તેનુ સારામા સારૂં લશ્કર તો સ્પેનમાં છે

૧૮૦૯ ના એપ્રિલ માસની ૧૦ મી તારીખે આસ્ટ્રિયનોએ ઇન નદી ઓળગી અને તે સમાચાર રાત્રે દશ વાગે નેપોલિયનને તારથી મળ્યા. તેણે કહ્યુ કે "બહુ સારૂ, ચાલો ત્યારે આપણે ફરીથી વિયેના જઇએ તેમને લડાઇ કરવીજ છે તો પેટ ભરીને કરવા દઇશુ" મધરાતે તે ગાડીમા બેઠો અને બાવેરિયા તરફ ચાલતો થયો.

ઇગ્લડે આસ્ટ્રિયાની મદદે નૌકાસૈન્ય અને લશ્કર મોકલાવ્યુ, અને તેના બધા મિત્ર રાજ્યો "નેપોલિયનના અપાર લોભ" ને ચારે દિશાએ વગોવીને લઢવા ધસી આવ્યાં નેપોલિયને તેમના આક્ષેપોનો જવાબ ન આપતાં ભવિષ્યના ઇતિહાસકર્તાઓ પોતાને ન્યાય આપશેજ એમ માનીને કમ્મર બાધી. તેને પુરેપૂરી ખાત્રી હતી કે ભવિષ્યની પ્રજા ખરા ઐતિહાસિક બનાવોવડેજ તેની તુલના કરશે અને આપખુદ રાજાઓની તાકાત નથી કે તેઓ સાચા ઐતિહાસિક પૂરાવાને દબાવી શકે





# प्रकरण ४५ मुं–' एकमूलनो ' दारुण संग्राम




મેરિકાનાં સંયુક્ત રાજ્યો જેવા સ્વતંત્રતા અને સમાનતાને પૂજનારા દેશમાં પણ હજુ નેપોલિયનને કચરી નાખનારા યૂરોપના રાજાઓ તરફ સહાનુભૂતિ ધરાવનારા કોઈ કોઈ નીકળી આવે છે પણ તેમની સંખ્યા ઘટતી જાય છે, કેમકે નેપોલિયનની અને ઉપરોક્ત રાજાઓના વ્યવહારમાં અંગત કારણોને લીધે જે સત્ય પ્રકટ થઈ શક્યું ન હતું તે હવે જાહેર થતું જાય છે. અમેરિકાએજ ફ્રાન્સમાં સ્વતંત્રતાની તૃષા જાગ્રત કરી હતી. સ્વતંત્રતાને માટે વૉશિંગ્ટન અને નેપોલિયન બંનેને રાજસત્તાની સામે લડવું પડ્યું હતું. વૉશિંગ્ટન વિજયી થયો અને નેપોલિયન તેના અનેકગણા પ્રતિસ્પર્ધીઓની સામે છેવટની પળસુધી એકલે હાથે નહિ ફાવવાથી અને પડ્યો.

"પ્રજાસત્તાક રાજ્યની ભાવનાના બાળક અને હિમાયતી" નેપોલિયનને કચરી નાખવા માટે ઑસ્ટ્રિયાના પાંચ લાખ માણસો ચડ્યા હતા. તેમાંથી બે લાખ સારા કવાયતી સિપાહીઓ સાથે આર્ચડ્યૂક ચાર્લ્સ ઇંગ નદી ઓળંગીને આગળ વધતો હતો. નેપોલિયનનું લશ્કર સ્પેનમાં રોકાયલું હોવાથી એટલું મોટું સૈન્ય તેનાથી આ વખતે લાવી શકાય એમ ન હતું. તોપણ પોતાની ટુકડીઓની હિલચાલ ઝડપથી કરીને જ્યાં જરૂર પડે ત્યાં શત્રુની સામે મજબૂત સૈન્ય ગોઠવી દેવાની તેનામાં જે વિરલ શક્તિ હતી તેના ઉપર તેની ફતેહનો આધાર હતો. રાત્રે દશ વાગ્યે તાર મળતાંજ તે તૈયાર થઈ ગયો અને પૂર વેગથી મુસાફરી કરતો રાઇન નદીપર આવેલી ફ્રેન્ચ સૈન્યની મુખ્ય છાવણીમાં આવી પહોંચ્યો. માર્ગમાં તેણે થોડા કલાક જર્મનીના એક નાના રાજ્યના જંગલના ચોકીદારના ઘરમાં મુકામ કર્યો હતો. તેની એક ખાસ વિશિષ્ટતા એ હતી કે આવા પ્રસંગોમાં પણ પોતાની આસપાસનાં માણસોની ઘરસંસારની મુશ્કેલીઓથી વાકેફ થવા પ્રયત્ન કરતો. તે ચોકીદારને તેણે કેટલીક બાબતો પૂછી લીધી અને તે ઉપરથી તેણે જાણી લીધું કે તેને પરણાવવા જેવડી એકની એક પુત્રી હતી પણ પૈસાના અભાવે તે તેને પરણાવવા અશક્ત હતો. નેપોલિયને તેજ પળે તે છોકરીને કિંમતી પહેરામણી અપાવી દીધી અને ત્યાંથી ઘોડે બેસીને આગળ ચાલતો થયો.

મોડી રાત્રે નેપોલિયન અંગરક્ષકો વગર એકલોજ દોડતેઘોડે બાવેરિયાના રાજાનો જ્યાં મુકામ હતો ત્યાં આવી પહોંચ્યો તે રાજા બિચારો પોતાની રાજધાની છોડીને દૂરના એક ગામડામાં આવીને રહ્યો હતો એક કલાકસુધી બેઉએ વાતો કરી પછી નેપોલિયને કહ્યું, " હું પંદર દિવસમાજ તમને તમારી રાજધાનીમા બેસાડી દઈશ " આ વચન પાળવામાં ઘણીજ મુશ્કેલી હતી શત્રુસૈન્ય પાંચ લાખ માણસોનુ હતું અને તેની પાસે પૂરા બે લાખ પણ ન હતા ત્યાર પછી મોડી રાત થએલી હોવાથી રાજા સૂવા ગયો અને નેપોલિયને તરતજ ઘોડે બેસીને રાતોરાત ચાળીશ માઈલની મુસાફરી કરી ત્યાં જઇને તેણે પોતાના સરદારોને બોલાવીને સૈન્યની સ્થિતિવિષે પૂછપરછ કરવા માંડી અને તેમની ભૂલથી આખુ ફ્રેન્ચ લશ્કર ઘણીજ ભયભરેલી હાલતમાં છે એમ જાણીને તે સ્તબ્ધજ થઇ ગયો

શત્રુસૈન્ય ઘણું મોટુ છે એમ તે સારી પેઠે જાણતો હતો તેથી કરીને જો ફ્રાન્સનુ લશ્કર વેરણખેરણ પડી જાય તો તેની પાયમાલી થયા વગર રહેજ નહિ. એટલા માટે તેણે સેનાપતિ બાર્થિયરને ખાસ આજ્ઞા કરી હતી કે રેટિસ્મન આગળ બધુ લશ્કર એકજ જગ્યાએ એકત્ર કરી રાખવુ પણ દુશ્મનોને ઘણે ઠેકાણેથી આગળ વધતા અટકાવવાના હેતુથી તેણે લશ્કરને જૂદી જૂદી ટુકડીઓમા વહેંચી નાખ્યુ હતું જો આર્ચડયૂક ચાર્લ્સમા નેપોલિયનની લેશમાત્ર પણ ચાલાકી હોત તો તેણે એકજ સપાટે ફ્રેન્ચ લશ્કરનો ઘાણ કહાડી નાખ્યો હોત નેપોલિયને તરતજ ચારે દિશાએ સ્વાર દોડાવી મૂક્યા અને દરેક સેનાપતિને પોતપોતાનાં લશ્કરસહિત શત્રુસૈન્યની જાળમાં થઇને કયે કયે રસ્તે થઇને આવવુ તેની વિગતવાર સૂચનાઓ સાથે હુકમો મોકલી દીધા

બધી ફ્રેન્ચ ટુકડીઓ જ્યા જ્યા હતી ત્યાથી એકદમ ગતિમા આવી ગઈ માર્ગમાં ઘણીવાર સખત ઝપાઝપી થતી પણ બધે ઠેકાણે વિજયી થતા ફ્રેન્ચો ધારેલે સ્થળે આવી પહોંચ્યા ત્રણજ દિવસમા નેપોલિયને નેવુ હજાર માણસો એકઠાં કરી દીધાં. આર્ચડયૂક ચાર્લ્સે પણ જરા પણ નાહિંમત ન થતા ' એકમૂલ ' આગળ એક લાખ સિપાઈઓનો જમાવ કર્યો હવે ખરેખરી છેવટની લડાઇ થશેજ એમ નક્કી જણાવા લાગ્યુ

પછી નેપોલિયને લશ્કરને શૂરાતન ચડાવવા માટે એક જુસ્સાદાર જાહેરનામુ પ્રગટ કર્યું –" સિપાઇઓ ! આપણા મિત્રોના રાજ્ય ઉપર હુમલો કરવામા આવ્યો છે આસ્ટ્રિયાનો સેનાપતિ એમ સમજતો હશે કે આપણે તેનાથી ડરીને આપણા મિત્રોને રવડતા મૂકી દઇશુ, પરતુ હુ વીજળીને વેગે તમારી પાસે આવી પહોંચ્યો છુ સિપાઇઓ ! એજ આસ્ટ્રિયાનો રાજા મારી પાસે સલાહની યાચના કરવા આવ્યો ત્યારે તમે સઘળા હાજર હતા તેણે આપણી સાથે અચળ મૈત્રી રાખવાના સોગદ લીધા

હતા તે તમે જાણો છો. ત્રણ ત્રણ વિગ્રહોમા વિજયી થએલા વીરો ! આસ્ટ્રિયાના રાજા પાસે હાલ જે કાંઈ છે તે માત્ર તમારી ઉદારતાને લીધેજ છે ત્રણ ત્રણ વાર તેણે આપણને દગો દીધો છે ફિકર નહિ આપણે ત્રણ વાર જીત્યા છીએ તો ચોથી વાર પણ જીતીશુજ માટે સજ્જ થાઓ અને શત્રુઓને બતાવી આપો કે તેમનો પરાજય કરનારા વીર પુરુષો આવી પહોચ્યા છે ”

આટલુ કર્યા પછી તેણે આસપાસના પ્રદેશનો નકશો બહુજ ધ્યાનથી તપાસી લીધો ત્યાર પછી તે ઘોડે બેસીને આખી છાવણીમાં બધે ફરી વળ્યો પાછા આવીને તેણે ખુરસીપર બેઠા બેઠાં થોડા કલાકની નિદ્રા લીધી સવાર પડતા પહેલાં તો પાછો તે ઘોડેસ્વાર થઇ ગયો અને લશ્કરને લડાઇને માટે ગોઠવવા મડી ગયો સુદર વનભૂમિ જે થોડાજ વખત પછી લોહીથી ખરડાઈ જવાની હતી તેના ઉપર અત્યારે ઘાડુ ધુમસ વરસતુ હતું એકમૂલનાં રસાળ ખેતરોમા એક લાખ આસ્ટ્રિયનો નિશ્ચિતપણે સુતા હતા બીજી બાજુએ નેવુ હજાર ફ્રેન્ચો નેપોલિયનની લશ્કરીબુદ્ધિવડે જૂદી જૂદી જગ્યાએ ગોઠવાતા હતા લીલા ખેતરો, વાંકાચૂકા વહેતા વહેળા, વાડીઓ, ગામડાં વગેરેનો સુદર શાત દેખાવ નજરે પડતો હતો હજારો ઘોડા નિરતિ ઘાસ ચરતા હતા સઘળો દેખાવ શાત અને રમણીય હતો, પણ લડાઇનો દૈત્ય હવે થોડાજ કલાકમાં આ સુદર વનભૂમિને યુદ્ધની કારમી ચીસો અને લોહીની નદીઓવડે બીહામણી બનાવી દેવાનો હતો

મેદાનની આજુબાજુ આવેલી ટેકરીઓ ઉપર ફ્રેન્ચ સૈન્ય ગોઠવાઇ ગયુ શસ્ત્રોનો ખણખણાટ સભળાવા લાગ્યો રણતૂરીનો તીણો નાદ થયો અને વીરભાવ પ્રદીપક રણવાદ્ય વાગવા લાગ્યા તોપખાનુ, ઘોડેસ્વારો, પાયદળ, સર્વ પોતપોતાની જગ્યાએ ગોઠવાઈ ગયા હજી એક પણ તોપ કે બદુક ફૂટતી ન હતી રમત ગમતની તૈયારી થતી હોય તેમ બેઉ પક્ષના સૈન્ય શાતિથી પોતપોતાની જગ્યા લેતાં હતાં જાણે શેત્રજની બાજી ગોઠવતો હોય તેમ નેપોલિયને પોતાની ઉચામા ઉચા પ્રકારની યુદ્ધકળા મુજબ તમામ ટુકડીઓને લેશમાત્ર પણ ભૂલ કર્યા વગર વ્યૂહબદ્ધ કરી દીધી બરાબર બપોર થતાંજ પહેલો તોપનો ધડાકો સભળાયો તેની સાથેજ ચારે દિશાએથી તોપ અને બદુકનો પ્રચડ મારા શરૂ થયો યુદ્ધોથી પાયમાલ થએલી દુનિયા ઉપર આવો દારુણ સગ્રામ બીજો ભાગ્યેજ થયો હશે અનેક ખૂનખાર યુદ્ધોમા લડીને રીઢા થઈ ગએલા યોદ્ધાઓ પણ આ યુદ્ધના દેખાવથી ભયભીત અને સ્તબ્ધ બની ગયા વગર રહેજ નહિ. નેપોલિયનનુ અદ્‌ભુત રણકૌશલ્ય આ પ્રસગે તેના ખરેખરા ઉગ્ર સ્વરૂપમા ઝળકી રહ્યુ હતુ પાચ કલાકસુધી એકસરખી રીતે લડાઇ ચાલુ રહી

સાંજ પડવા આવી આસ્ટ્રિયન સૈન્યમાં કાંઇક શિથિલતાની નિશાની જણાવા

લાગી ફ્રાન્સનુ બાદશાહી રક્ષકોનુ સૈન્ય કે જેનો ધસારો હમેશા વિજયીજ થતો હતો તે અત્યારસુધી હુકમની રાહ જોતુ ઉભુ હતુ ચળકતા પોલાદનાં બખ્તર અને શિરટોપવાળા આ યોદ્ધાઓ તેમના બલિષ્ઠ ઘોડા ઉપર સ્વાર થઈને ધસી જતા ત્યારે એકેકે સપાટે વાવાઝોડાનો ઝપાટો જેમ સુકા પાનને ઉડાવી દે તેમ શત્રુસૈન્યને તેઓ ઉડાવી દેતા આ સ્વાર હવે ધીમી ચાલે દબદબાથી ટેકરીઓ ઉપરથી નીચેના મેદાનમા ઉતરવા લાગ્યા ધીરે ધીરે તેમના ઘોડાની ગતિ વધતી ગઈ બેઉ તરફનાં સૈન્ય તેમને જોઇ શકે એવી જગ્યાએ તેઓ આવી લાગતાજ આખા ફ્રેન્ચ લશ્કરે હર્ષના ઉદ્ગારથી દિશાઓ ગજવી મૂકી. આ સ્વારો નેપોલિયનના જમણા હાથ જેવા હતા અને તેમની શક્તિથી સર્વ વાકેફ હતા જયનાદ ઉપર જયનાદ થવા લાગ્યા અને તોપોના ધડાકા વચ્ચે પણ આ ધ્વનિ સ્પષ્ટ સભળાવા લાગ્યા આસ્ટ્રિયન સ્વારો પણ દઢતાપૂર્વક તૈયાર થઇ ગયા તેમની તલવારો અને શિરટોપ આથમતા સૂર્યનાં કિરણમા ચળકવા લાગ્યા બેઉ સૈન્ય સામસામા આવી ગયાં

ધીમી ચાલમાંથી એકદમ ઘોડા પૂરવેગે દોડતા થયા અસખ્ય રણતૂરીઓ વાગી રહી, અને પૂર ઝડપથી ધસ્યા આવતા બને પક્ષના સ્વારો એક બીજાની સામે દૈત્યોની માફક અથડાઇ પડયા આ દેખાવ એવો ભવ્ય હતો અને આ યુદ્ધના પરિ ણામ ઉપરજ છેવટના વિજયપરાજયનો આધાર હતો તેથી બેઉ પક્ષના પાયદળ સિપાઈઓએ લડાઇ બધ રાખી તેઓ બદુકનો ટેકો દઇને અને ગોલદાજો તોપોને અઢેલીને એકાગ્રચિત્તે આ પ્રચંડ રણસગ્રામ નિહાળતા ઉભા રહ્યા

બેઉ પક્ષના સ્વારો અત્યત ભયાનક વેગથી એક બીજાની સાથે અથડાયા. સેકડો સ્વારો અને ઘોડાઓ ગબડી પડયા અને તેમને છુદતા કચરતા બીજા અનેક સ્વારો વાદળાના સમૂહની માફક ધસ્યા આવતા અને લડતા પવનના સપાટાથી તોપોનો ધૂમાડો પણ ઉડી ગયો હતો, તેથી યુદ્ધનુ દશ્ય બધાથી સારી રીતે જોઇ શકાતુ હતુ પોતપોતાના સ્વારોના બાહુબળ ઉપર સપૂર્ણ વિશ્વાસ મૂકીને આસ્ટ્રિયનો તેમજ ફ્રેન્ચો યુદ્ધ નિહાળતા ઉભા રહ્યા તલવારની સાથે અફળાતી તલવારોના અને પોલાદના શિરટોપ તથા બખ્તર ઉપર થતા લોખડી માહુઓના પ્રહારના અવાજ સિવાય તથા વખતો વખત થતા રણશિગાના તીણા નાદ સિવાય બીજો લેશમાત્ર અવાજ સભળાતો ન હતો સૂર્ય અસ્ત પામ્યો અધકાર પથરાઇ ગયો પણ પોલાદનાં શસ્ત્રો અને બખ્તરોના અથડાવાથી નીકળતા અગ્નિના ઉજ્જવલ ચમકારા રણક્ષેત્રમા ઝબૂકતા બધ થયા નહિ. યોદ્ધાઓ અને તેમના ઘોડાઓ રોળાઈ જવા લાગ્યા તારા ઉગ્યા, થોડીવારે ચદ્ર પણ ઉગ્યો યુદ્ધનો ખડખડાટ કાઇક નરમ થતો ગયો પણ હજી કોણ જીતપર છે તે કહેવુ મુશ્કેલ હતુ

આસ્ટ્રિયન અશ્વસૈન્યના બેતૃતીયાંશ યોદ્ધાઓ રણભૂમિ ઉપર સૂતા પછી તેમનાથી

ફ્રેન્ચોની સામે ટક્કર ઝીલી શકાઈ નહિ તેઓ ડગમગ્યા, પાછા હઠયા અને દોડતા ઘોડાની પડઘીઓના અવાજ ઉપરથી માલૂમ પડયુ કે તેઓ નાઠા. ફતેહમદ ફ્રેન્ચ સ્વારો "શહેનશાહ ઘણુ જીવો" એવો ભીષણ ના૰ કરીને તેમની પાછળ દોડયા અને નાસતા સ્વારો તથા ઘોડાઓને ખુદતા, કચરતા, કાપતા પ્રલયના પૂરની પેઠે આગળ વધ્યા હતાશ થએલુ આસ્ટ્રિયાનુ પાયદળ પણ પાછુ હઠયુ. તરતજ ફ્રેન્ચોની તોપોમાથી અગ્નિની વૃષ્ટિ શરૂ થઇ ધૂમાડાથી તારા અને ચદ્ર ઢકાઇ ગયા અને નાસતા આસ્ટ્રિયનોની પૂરેપૂરી ખરાબી થઇ ગઇ જેમ તેમ કરીને તેઓ ડાન્યૂબની પેલીપાર જવા માટે રેટિસ્બન તરફ નાઠા નેપોલિયને આ સમયે તેમની ઝાઝી પૂઠ ન લેતાં સિપાઇઓને થોભાવ્યા અને તેઓ આખા દિવસના થાકેલા હોવાથી લોહીથી ખરડા યલી રણભૂમિ ઉપરજ સૂતા અને ઉઘી ગયા

હવે આસ્ટ્રિયન શાહજાદા ચાર્લ્સની સ્થિતિ ઘણીજ કફોડી થઇ પડી તેના લશ્કરમા નાઉમેદી આવી ગઇ હતી નેપોલિયને બીજેજ દિવસે નાસતા આસ્ટ્રિયનસૈન્યની પૂઠ પકડી જ્યાં જ્યા તેઓ પકડાતા ત્યા ત્યા તેમને માર ખાઈને નાસવુ પડતું આમ હોવાથી બનતી તાકીદે ડાન્યૂબ નદી ઓળગીને બોહેમિયાના જગલનો આશ્રય લેવા માટે ચાર્લ્સે નાસવા માડયુ રેટિસ્બન આગળ એક પૂલ તો હતોજ અને બીજો હોડીઓનો કામચલાઉ પૂલ તૈયાર કરાવી દીધો એ રીતે આસ્ટ્રિયન સૈન્ય પૂલ ઉપર થઇને રાતમાને રાતમા પસાર થઇ ગયુ ફ્રેન્ચોને છેતરવા માટે તેમણે પોતાના તાપણા સળગતા રાખ્યા હતા, એટલે સવારમાં નેપોલિયનને ખબર પડી કે તરતજ તેનુ ઘોડેસ્વારનુ સૈન્ય વેગભેર દોડતુ આવ્યુ અને રેટિસ્બન પાસે આસ્ટ્રિયન લશ્કરના પાછલા ભાગ સાથે તેમનો મેળાપ થયો તેમને હારીને શહેરમાં ભરાઈ જવુ પડયુ ફ્રેન્ચોએ તોપો ગોઠવી અને દિવાલ તોડવા માંડી એવામાં શત્રુની એક તોપના ગોળો નેપોલિયનના પગમા વાગ્યો અને તેથી તેને સખત ઈજા થઇ છતાં તેણે ઠડે અવાજે કહ્યુ, "ઓહો! મને માર્યો તો! આ લોકો આટલે દૂરથી પણ આબાદ નિશાન મારતા જણાય છે" તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેના જખમ ઉપર પાટો બાધવામા આવ્યો ગોળો જરાક વધારે ઉચે વાગ્યો હોત તો આખો પગ કાપી નાખવો પડત

શહેનશાહ ઘાયલ થયો છે એ સમાચાર લશ્કરમા ફેલાતાજ સિપાઇઓ પોતાની જોખમભરેલી સ્થિતિનો વિચાર કર્યા વગર એક પિતાની આસપાસ બાળકો એકઠાં થઇ જાય તેમ ઇન્તેજારીભરેલે ચહેરે તેઓ નેપોલિયનની આસપાસ એકઠા થઇ ગયા તેણે તેમની સાથે પ્રેમભરી નજર કરી અને નજીકનાઓ સાથે હાથ મેળવ્યા તેમને ચિતા ન થાય માટે સખત દર્દ થવા છતાં પણ તે ઘોડે બેઠો અને લશ્કરની હાર આગળ ગયો આખા સૈન્યે એકસામટો જયનાદ કરીને તેને એવો ભારે આવ-

કાર આપ્યો કે એવો આવકાર કોઇ સેનાપતિને ભાગ્યેજ મળ્યો હશે થોડીવાર પછી તેનુ દર્દ વધવા લાગ્યુ તેથી તેને એક ખેડુતના ઝુપડામા જઇને સૂઇ રહેવુ પડ્યુ અને ત્યાં તે થોડા કલાકસુધી બેશુદ્ધ પણ થઇ ગયો, પરતુ શુદ્ધિમા આવ્યા પછી તે પાછો તરતજ ઘોડેસ્વાર થયો અને શરીરે અશક્ત બનેલો છતાં પણ લશ્કરની આગેવાની લીધી

ફ્રેન્ચ લશ્કર રેટિસ્બન શહેરમા દાખલ થયુ પણ ત્યારપહેલા ઘણાખરા આસ્ટ્રિયનો નદી ઓળગીને બોહેમિયાના જગલોમા અદૃશ્ય થઈ ગયા હતા નેપોલિયને આ રીતે બાવેરિયાના રાજાને આપેલુ વચન પાળ્યુ તેણે પદર દિવસમા તેના રાજ્યમાથી આસ્ટ્રિયન લશ્કરનો પગ કહાડી નાખ્યો બાર દિવસ ઉપર તો તે પારિસમાં હતો. છ દિવસમા સેકડો માઇલની મુસાફરી કરીને તે ડાન્યૂબ નદીને કિનારે આવી પહોચ્યો અડતાળીશ કલાકમા તેણે પોતાના ચોગરદમ વેરણખેરણ પડેલા લશ્કરને એકઠુ કર્યું અને તે પણ નિરતર ઝપાઝપી કરીને અને ફતેહ ઉપર ફતેહો મેળવીને અજાયબ જેવી ઝડપથી લશ્કરની હિલચાલ કરીને તેણે 'એકમૂલ' ના મેદાનમાં નેવુ હજાર માણસો એકઠા કરી દીધા અને બે લાખ આસ્ટ્રિયનોને ડાન્યૂબની પેલી પાર હાંકી કહાડયા આવુ આશ્ચર્યકારક વૃત્તાત સાચા ઇતિહાસને બદલે કોઇ એક કલ્પિત વાર્તાના અદ્ભુત પ્રકરણને માટેજ વધારે યોગ્ય દીસે છે મદમાતા આસ્ટ્રિયનો પૂરદમામથી બાવેરિયામા પેઠા હતા પણ હવે તેઓ માર ખાઇને તથા હજારો યોદ્ધા અને લશ્કરી અસબાબનો ભોગ આપીને વીલે મોઢે નાસવા લાગ્યા હતા

આ આશ્ચર્યકારક સગ્રામમા નેપોલિયને એટલો માનસિક તેમજ શારીરિક પરિશ્રમ સહન કર્યો હતો કે તેને માનવાને માટે સગીન પૂરાવા ન હોય તો કોઇથી માની શકાય પણ નહિ પારિસથી ડાન્યૂબસુધીની છસો માઇલની મુસાફરી દરમ્યાન તેણે ગાડીમા બેઠે બેઠે જે આરામ લીધો હોય તેજ વચમા માત્ર કોઇ કોઈ કિલ્લાની તપાસ લેવા અથવા ફ્રાન્સ, સ્પેન, ઇટાલિ, જર્મની વગેરે રાજ્યોમા રહેલા સેકડો પ્રતિનિધિઓને કાગળો લખાવવા માટેજ તે થોભ્યો હતો છાવણીમા આવીને તરતજ તેણે પાંચ દિવસ અને પાચ રાત્રિસુધી મહાભારત પરિશ્રમ ઉઠાવ્યો આખો દિવસ કામ કરી રહ્યા પછી છેક મધરાતે કપડા ઉતાર્યા વગર ખુરશી પર બેઠાં બેઠા તે એકાદ કલાક આરામ લઇ લેતો, અને પાછો ઘોડે બેસીને વરસાદ અને વાવાઝોડાની પરવા કર્યા વગર છાવણીના એકેએક નાકાની તપાસ લઈ આવતો આવી રીતે કોઇ કોઇ વાર પદર પદર કલાકની સ્વારી કરી આવ્યા પછી જાણે કશીજ થાક ન લાગ્યો હોય તેમ તે કાગળો અને હુકમો લખાવવા બેસી જતો આ પાચ દિવસમાં તેણે જેટલા કાગળો લખાવ્યા હતા તે એકઠા કરવામાં આવે તો એકાદ મોટુ પુસ્તક ભરાય.



# प्रकरण ४६ मुं–वियेना जीतायुं



વૉટર્લુના સગ્રામ વખતે નેપોલિયનનો પરાજય થયા પછી તેના બીજા અસબાબની સાથે તેની મુસાફરી કરવાની ગાડી પણ અંગ્રેજોના હાથમા આવી હતી અને તે આજે લડનના બ્રિટિશ સગ્રહસ્થાનમાં છે તેની તમામ રચના નેપોલિયનના સ્વભાવને બરાબર યોગ્ય હતી દેખાવમાં તે ગાડી તદ્દન સાદી અને ભભકા વગરની છતાં પણ તેમાં બેઠાં બેઠા કામ કરવાની પૂરતી સગવડ કરાયલી હતી તેમા એક પાટીયુ એવી રીતે ગોઠવ્યુ હતુ કે લખતી વખતે તેનો ટેબલ તરીકે ઉપયોગ કરી શકાય અને ન લખવુ હોય ત્યારે ઉચે ચડાવી દેવાય તેમાં એક નાની સરખી પેટી હતી જેની અદર લખવાની તમામ સામગ્રી રહી શકતી હતી બધી બાજુએ અનેક ખાના હતા. તેમાં પુસ્તકો, નકશા, સરકારી પત્રો અને દૈનિક વર્તમાનપત્રો મૂકવામા આવતાં હતા, બેઠકની પાછળ દીવો મૂકવાની ગોઠવણ હતી, તેથી કરીને રાત્રે પણ તે લખી વાંચી શકતો બેઠક જરાક નમતી બનાવી હતી કે જેથી કરીને મુસાફરી દરમ્યાન ટટ્ટાર ન બેસવુ પડતા કાઇક અઢેલીને આરામથી બેસી શકાય ગાડીના આચકા ન લાગે તે માટે બધી બાજુએ નરમ ગાદી જડી લીધી હતી

માર્ગમાં પૂર ઝડપથી ચાલતી ગાડીમા બેઠો બેઠો નેપોલિયન પળે પળનો ઉપયોગ કરી લેતો લશ્કરી અને મુલ્કી ધ્જનેરોના, રાજદ્વારી પુરુષોના તથા સરદારોના રિપોર્ટ ને તપાસી જતો, વાંચીને તે તરતજ તેના ઝીણા ઝીણા કકડા કરીને બારીએથી ફેકી દેતો, પણ તેની સ્મરણશક્તિ એવી અદ્ભુત હતી કે તેને નાની નાની બાબત પણ યાદ રહેતી સાહિત્ય, વિજ્ઞાન કે ધર્મ કોઇ પણ વિષયને લગતા જે જે નવા પુસ્તકો દેશમાં પ્રકટ થતા તેની નકલ તો તે અવશ્ય ખરીદતો આખ ફેરવી જતાં જો તે પુસ્તક નિરુપયોગી જેવુ લાગતુ તો તેને ચાલતી ગાડીએ બારીમાંથી ફેકી દેતો. આ રીતે કાગળોની કાપલીઓ અને માર્ગમાં વેરાતાં પુસ્તકો ઉપરથી તે કયે રસ્તેથી ગયો હશે તે જણાઇ આવતુ હતુ જે

પ્રદેશમાથી પોતે મુસાફરી કરતો હોય તેનો સારામાં સારો નકશો તે હમેશાં પોતાની સામે ટાંગી રાખતો.

તે જ્યા જ્યા મુકામ કરતો ત્યા ત્યાં બધે બાદશાહી ધોરણ પ્રમાણે તમામ વ્યવસ્થા કરવામા આવતી નેપોલિયનની કચેરીમાટે એક સારામા સારો ઓરડો પસદ કરવામા આવતો ઓરડાની વચમા એક ટેબલ ઉપર, જે જે પ્રદેશોમા લશ્કરો કામ કરી રહ્યાં હોય તેના નકશા ગોઠવાઇ જતા લશ્કરની તમામ ટુકડીઓ કયા કયા છે તે બધુ નકશા ઉપર ટાકણીઓ ખોસીને બતાવવામાં આવતુ ઉપરાંત તમામ રસ્તાઓ, પૂલો ખીણો વગેરે વીગતો નકશામા બતાવવામા આવતી એજ પ્રમાણે શત્રુનાં લશ્કરે રોકેલી જગ્યા પણ જૂદા જૂદા રગની ટાકણીઓ ખોસીને એક નજર નાખતાજ સમજાઇ જાય એમ બતાવવામાં આવતી હતી. આ બધુ કામ તેના ખાનગી મત્રીઓ અને સેવકો અત્યત પ્રેમપૂર્વક હોસભેર કરી નાખતા હતા, કે તે જ્યારે આવે ત્યારે તેને એ બાબનમા કશુ પૂછવાનુ રહેજ નહિ, અને તેને પોતાનુ કામ કરવામા લેશમાત્ર ઢીલ થાય નહિ

નેપોલિયનના સેક્રેટરીઓ માટે ચાર ખૂણે ચાર ટેબલ રહેતાં આ અમલદારોને પણ તેની સાથે રાતદિવસ કામ કરવુ પડતુ અને બધાને તે એકીવખતે જૂદા જૂદા હુકમોના ખરડા લખાવતો જરા પણ ગુચવામા વગર એકકી વખતે અનેક બાબતોનો નિર્ણય કરી દેવાની તેનામાં અલૌકિક શક્તિ હતી તે પીઠ પાછળ હાથ રાખીને ઓરડામાં આટા મારતો અને જેટલી ઝડપથી બોલી શકાય એટલી ઝડપથી લખાવ્યે જતો ટુકાં અને જુસ્સાદાર વાકયોમા તે પોતાના અભિપ્રાય તેમજ હુકમ લખાવી નાખતો એક સેક્રેટરીને લશ્કરની હિલચાલ કરવા સબધી હુકમો લખાવતો, તેજ વખતે બીજાને રાજ્યની નાણા પ્રકરણી બામતના અથવા રાજ્યકારોબારને લગતા ગુચવાડાભરેલા પ્રશ્નનો પણ ત્યાને ત્યાજ નિર્ણય કરીને છેવટનો જવાબ લખાવતો તેજ વખતે ત્રીજા તરફ ફરીને યૂરોપનાં અનેક રાજ્યોમાં ગએલા પોતાના પ્રતિનિધિઓને પત્રો લખાવતો અને ચોથાને પોતાના ખાનગી પત્રો લખાવ્યે જતો. આ પ્રમાણે અનેક પત્રો લખાવી દીધા પછી તે પોતેજ કલમ લઇને ભાગ્યેજ વાંચી શકાય એવા અક્ષરથી ટુકા પણ જવલત શબ્દોમાં જોસેફાઇન ઉપર એક કાગળ ઘસડી કહાડતો, અને તરતજ ગાડીમા કે ઘોડે બેસીને ખરતા તારાની પેઠે ઝડપથી ત્યાંથી ચાલ્યો જતો આવા રોકાણના વખતમા તેણે જોસેફાઇનને જે પત્રો લખ્યા હતા તેમાનો એક નીચે મુજબ છે

ડૉન્સવર્થ, ૧૮મી એપ્રિલ ૧૮૦૯

" હું અહિં ગઇ કાલે સવારે ચાર વાગ્યે આવ્યો છુ, અને હવે ઉપડી જવાની તૈયારીમાં છુ બધે દોડા દોડ થઇ રહી છે, લશ્કરી કામ પૂરવેગથી ચાલે છે આજ-

ની પળ સુધી નવો બનાવ બન્યો નથી મારી તબીયત સારી છે સર્વાંશે તારો—
નેપોલિયન ”

રેટિસ્મન શહેરનો કબજો લીધા પછી તેણે લશ્કરમા એક પ્રોત્સાહક જાહેરનામુ ફેરવી દીધુ તે નીચે પ્રમાણે છે—

‘ સિપાઇઓ ! તમે મારા મનોરથ સિદ્ધ કરી આપ્યા છે તમારા શૌર્યવડે તમારી સખ્યાની ઉણપ તમે જણાવા દીધી નથી થોડા દિવસમાંજ તમે એકમૂલ તથા બીજા પાચ યુદ્ધોમા ફતેહ મેળવી છે સો તોપ, ચાળીશ વાવટા, પચીશ હજાર કેદી, ત્રણ પૂલ બધાય એટલો સામાન, ત્રણ હજાર ગાડા અને તેમના ઘોડા તથા શત્રુસૈન્યની નાણાની તિજોરીઓ એ સર્વ તમારીજ બહાદૂરી અને કુચ કરવાની ઝડપનો બદલો છે વચન ભગ કરનાર આસ્ટ્રિયાના પ્રધાનોએ ત્યાના લશ્કરને એવુ ભરમાવી દીધુ હતુ કે તેઓ તમને ભૂલીજ ગયા હતા, પણ હવે તેમને ભાન આવ્યુ છે પહેલાના કરતાં હવે તેઓ તમારાથી વધારે ડરવા લાગ્યા છે થોડાજ દિવસ ઉપર તેઓ આપણા મિત્રના રાજ્યમા ધૂસ્યા હતા, અને ઠેઠ આપણા ઘરસુધી ધસી આવવાનો વિચાર તેમણે રાખ્યો હતો, પણ આજે તેઓ હાર ખાઇને તમારાથી નાસતા ફરે છે આપણી આગલી ટુકડીઓ ઇન નદીને સામે કિનારે જઇ પહાચી છે એક મહિનામાં આપણે વિયેનામા જઇને ઉભા રહીશુ ”

બીજે દિવસે નેપોલિયને લશ્કર તપાસી જોયુ ઘોડેસ્વાર અને પાયદળની ટુકડીઓ પોતપોતાના સરદારની સાથે તેની નજર આગળથી પસાર થતી ગઇ તે વખતે આખી ટુકડીમાથી માથી વધારે માનને લાયક કયા કયા સિપાઇઓ છે તે દરેક ટુકડીના મરદાને તે પૂછી જોતો અને ખરેખરા બહાદૂર સિપાઇઓના લિજીયન ઓફ ઓનરની લાલ પટ્ટી તે પોતાને હાથે ચોટાડતો માત્ર સરદારોનેજ મળી શકે એવુ આ માન આવી રીતે ઘણીવાર તે સામાન્ય સિપાઇઓને પણ આપતો હતો આ પ્રસગે એક જૂના સિપાઇના ડગલાને તે લિજીયન ઓફ ઓનરની પટ્ટી લગાડતો હતો તે વખતે તે ઘરડા સિપાઇએ નેપોલિયનને પૂછયુ ‘આપ મને ઓળખો છો ? ” નેપોલિયને કહ્યુ, “કેવી રીતે ?” સિપાઇએ કહ્યુ, “કેમ સાહેબ ? સિરિયાના રણમાં એકવાર આપ ઘણાજ ભૂખ્યા હતા ત્યારે જેણે પોતાના ભાથામાથી આપને ખાવાનુ આપ્યુ હતુ તેજ હું ” નેપોલિયને તરતજ જવાબ આપ્યો, “બસ હવે મે તમને ઓળખ્યા આજથી તમને સર નાઇટ બનાવુ છુ અને એક હજાર ફ્રાન્કનુ વાર્ષિક બક્ષિસ આપુ છુ ” આ પ્રમાણે તેણે સિપાઇઓમા ઉદારવૃત્તિ અને સ્વમાનની ભાવના જાગૃત કરી હતી અને તેથીજ તેઓ યુદ્ધમા અસાધારણ ઉત્સાહ અને પરાક્રમ બતાવતા હતા.

રેટિસ્બન શહેરનો મોટો ભાગ લડાઇ દરમ્યાન સળગેલી આગને લીધે તારાજ

થઇ ગયો હતો એ શહેર નેપોલિયનના મિત્ર બાવરિયાના રાજાનુ હતું નેપોલિયને હમેશની માફક ઉદારતા બતાવીને શહેરના બળી ગએલા ભાગો લાખો ફ્રાન્ક ખર્ચીને ફરીથી બંધાવી આપ્યા

ત્યાર પછી કેટલેક વર્ષે સેન્ટ હેલેનામાં આ વાતનો પ્રસંગ નીકળતાં તેણે કહ્યુ હતું કે સારામાં સારી યુદ્ધકળા મે જો કેઇ પણ ઠેકાણે બતાવી હોય અને જેને હું પોતે પણ સારામા સારી માનતો હોઉં તો તે એકમૂલનો સંગ્રામ છે મારેન્ગો તથા બીજા સંગ્રામ એનાથી ઉતરતા પ્રકારના છે "

અંગ્રેજ ઇતિહાસકાર એલિસન લખે છે કે " ઓગણીશમી એપ્રિલની સવારથી ૨૨મી ની સાજસુધી તે રોજના અઢાર અઢાર કલાક ઘોડે બેસીને ઘૂમતો હતો અને કાગળો લખાવતો હતો. **તેની આસપાસના બધા માણસો જ્યારે થાકથી નરમ બની જઇ ઝોકા ખાવા લાગ્યા, ત્યારે તે જાતેજ કાગળો વાંચીને તેના જવાબ લખવા મંડી ગયો "**

ડાન્યૂબ નદીને જે કિનારે રેટિસ્બન શહેર આવેલુ છે તેજ કિનારે આસ્ટ્રિયાની રાજધાની વિયેના બસે માઇલને અંતરે છે માર્ગમા ઘણી નાની નદીઓ ઓળગવાની હતી અને અનેક સાંકડી ખીણોમા થઇને પસાર થવાનુ હતું દરેક મજબૂત સ્થળે શત્રુસૈન્યની ટુકડીઓ તોપો ગોઠવીને પડી હતી, પણ નેપોલિયને ઠેઠ વિયેના જઇને ત્યાંના બેવચની પ્રધાનમંડળની સાથે પોતાની તકરારનો છેવટનો નિકાલ કરવાનો નિશ્ચય કર્યો હતો, તેથી શત્રુની તોપોની સામે થઇને પણ જવુને જવુજ એવો દૃઢ સંકલ્પ કરીને તેણે ફ્રેન્ચ લશ્કરને આગળ વધવાની આજ્ઞા આપી તોપોના ગોળા તથા બંદુકની ગોળીઓને ફૂલની માફક વધાવી લેતા નિડર ફ્રેન્ચ યોદ્ધાઓ બેધડક આગળ વધ્યા તેમના માર્ગમા શત્રુએ બનતી અડચણો નાખી પૂલ ઉડાવી દીધા, હોડીઓ ભાગી નાખી અને ટેકરીએ ટેકરીએ તોપો તથા હથિયારબંધ માણસો ગોઠવીને તેમને ખાળવાને ફાંફા માર્યા, પણ નદીના પૂરની માફક તેઓ ધસારાબંધ આગળજ વધતાં ચાલ્યા

એમ કરતુ કરતુ ફ્રેન્ચ લશ્કર ડાન્યૂબને મળનારી ટ્રેન નદીને કિનારે આવી પહોંચ્યુ. એ નદીને એકકી વખને જૂદી જૂદી જગ્યાએથી ઓળગવાની નેપોલિયને આજ્ઞા કરી જનરલ માસેના સાત હજાર માણસો લઇને નદી ઉતરવાની તૈયારી કરવા લાગ્યો સામે કિનાર એબર્સબર્ગ શહેર હતુ તેના બુરજ ઉપર મજબૂત તોપો ફ્રેન્ચોનો સત્કાર કરવા માટે તૈયારજ હતી નદીનો પૂલ ૧૨૦૦ ફુટ લાબો હતો આ ઠેકાણે અવિચારી સાહસનુ અને સિપાઇઓની કમકમાટ ઉપજાવે એવી નિર્દય કતલનુ જેવુ ભયંકર ઉદાહરણ જોવામાં આવે છે તેવુ જગતપર કોઇ પણ યુદ્ધની તવારીખમાં મળી આવવુ મુશ્કેલ છે પૂલની સામી બાજુએ ૪૦૦૦૦ આસ્ટ્રિયન સિપાઇઓ બંદુકો ભરીને હારબંધ ગોઠવાઇ ગયા હતા, તેમજ કિનારાપરના મકા-

નોની બારીએ બારીએ સિપાઇઓ ફ્રેન્ચો પૂલ ઉપર પગ મૂકે તેની રાહ જોતા ઉભા હતા પૂલ તદ્દન લાકડનો હોવાથી સહેલાઇથી ઉડાવી દેવાય એવો હતો

સાહસિક અને નિડર ઉત્સાહથી ઉછળતો માસેના એક પળવાર પણ થોભ્યો નહિ એક કલાકનો પણ વિલબ થાય તો શત્રુ પૂલને ઉડાવી દે એવી તેને દહેશત હતી શરીરે ઠીગણો પણ શૌર્ય અને પ્રતાપમા સૂર્ય જેવો તેજસ્વી જનરલ કોહોર્ન સૌથી આગળ ચાલ્યો તરતજ સામે કિનારેથી નાના પ્રકારના અસ્ત્રનો વરસાદ વરસવા લાગ્યો ધૂમાડાથી પૂલ ઢકાઇ ગયો અને ગોળીઓ તથા ગોળાના મારથી ફ્રેન્ચોની હાર છિન્નભિન્ન થઇ ગઇ સિપાઇઓના કુરચે કુરચા ઉડી જવા લાગ્યા ત્રણેક દારૂગોળાના ગાડાં પણ સળગી ઉઠયા અને આસપાસ ખીચોખીચ ઉભેલા સિપાઇઓના અણુ અણુ જેટલા ટુકડા થઇ ગયા મુડદાઓથી અને ઘાયલ થઇને પડેલા સિપાઇઓથી પૂલ હવે ભરાઇ ગયો પાછળ આવતા સિપાઇઓ તેમને ઉચકી ઉચકીને નદીમા પધરાવવા લાગ્યા, અને તેમ કરતા તેઓ પડતા તો તેમની પણ તેવીજ વલે થતી. આમ કર્યા વગર છૂટકોજ ન હતો, કેમકે નહિ તો થોડીજ વારમા આખો પૂલ ભરાઇ-જાય અને જવાનો રસ્તોજ ન રહે ધૂમાડામાં ઢકાયલા, તોપોના ધડાકાથી કાન બહેર મારી ગએલા, ગોળા અને ગોળીઓથી વીધાતા અનેક યુદ્ધોમાં ઘડાઇને રીઢા થઇ ગએલા સિપાઇઓ પોતાના મરી ગએલા તથા ઘાયલ સોબતીઓને કચરતા હતા, તેમની આજીજીની પરવા કર્યા વગર તેમને નદીમા પધરાવતા આગળ ને આગળ ધસ્યાજ ગયા અગ્રેજ સેનાધિપતિ વેલિંગટન સત્યજ કહે છે કે “ શુદ્ધ ખ્રિસ્તી ભાવનાવાળો ( કોમળ હૃદયનો ) માણસ લશ્કરના ધધામાટે પૂરેપૂરો નાલાયક છે ”

એમ કરતા કરતા તેઓ પૂલને સામે છેડે શહેરના દરવાજા નજીક જઇ પહોચ્યા. અહી આવતાજ તેમની આગલી હાર તોપને ધડાકે ઉડી ગઇ પણ તેથી નાહિંમત ન થતા પાછલી હારે ધસી જઇને દરવાજા ભાગી નાખ્યા અને શત્રુઓને મારી હડાવીને જયનાદ ગજવતા શહેરમા ઘૂસી ગયા આસ્ટ્રિયનો શહેરમાં જ્યાં ત્યાં આગ સળગાવતા અને પગલે પગલે લડતા પાછા હઠતા ચાલ્યા બળતા મકાનોમાથી સળગતા ભારવટીઆ પડતા ગયા અને શેરીએ શેરીએ દારુણ સગ્રામ થવા લાગ્યો મુડદાના ઢગલા થઇ ગયા. તેમને ખસેડવાનો વખત ન હતો આખરે મુડદા પણ આગમાં સળગવા લાગ્યા અને બળતા માંસની દુર્ગંધ આખા શહેરમા ફેલાઇ ગઇ આ સર્વની વચમાં થઇને ફ્રેન્ચ સ્વાર, પાયદળ અને તોપખાનુ ધડધડાટ પસાર થતુંજ ગયુ અડધાં બળી ગએલાં મુડદા, હાડકા, અને બળતા મકાનોમાથી, તથા વરસતા અગારામાં થઇને લાગણીશૂન્ય થઇ ગએલા સિપાઇઓ યત્રની માફક ચાલ્યાજ ગયા !

નેપોલિયને તોપોના ધડાકા ઘણે દૂરથી સાંભળ્યા અને દોડતે ઘોડે ત્યા આવી પહોંચ્યો. પોતાના પ્રાણતુલ્ય વ્હાલા સિપાઇઓની કતલ જોઇને તેનુ અતકરણ ખિન્ન

થઇ ગયું માસેના અને કોહોર્નને તેમના શૂરાતનમાટે ધન્યવાદ આપતા તેમના અવિચારિ સાહસને માટે તેણે તેમને સખત ઠપકો આપ્યો, અને કહ્યું કે બીજું લશ્કર આવી પહોચતાં સુધી તેઓ થોભ્યા હોત તો આવી ભારે ખુનારી થાત નહિ મુડદાંને બાજુએ કરવા માટે પાવડા વળગાડવા પડયા એ જોઇને નેપોલિયને કહ્યું કે "લડાઇને ઉત્તેજન આપનારાઓ અહિં આવીને જુએ અને તેમની મહત્ત્વાકાક્ષાને લીધે માણુસ-જાત ઉપર કેટલી વિપત્તિ પડે છે તે સમજે તો કેવું સારૂં ?"

હવે ફ્રેન્ચ સૈન્યને માટે વિયેના જવાનો માર્ગ સરળ થઇ ગયો નેપોલિયનની હરકોઇ પ્રસગે નવું નવું જ્ઞાન પ્રાપ્ત કરવાની તૃષ્ણા આવા યુદ્ધોના મામલામાં પણ દબાઈ જતી નહિ માર્ગમા આવતા ઐતિહાસિક સ્થળોવિષે માહિતી મેળવી લેવા માટે તેણે એક ભોમીયાને માથે લીધો હતો દૂરથી નજરે પડતા, ગોથિક ઢબથી બધાયલા ડિર્સ્ટેનના પ્રાચીન બુરજ તેને બતાવવામા આવ્યા આજ કિલ્લામા ઈગ્લડના મહા પરાક્રમી અને આખા યૂરોપમાં સિહના નામથી જાણીતા થએલા રિર્ચડ રાજાને કેદ કરવામાં આવ્યો હતો નેપોલિયને ઘોડો ઉભો રાખ્યો અને કિલ્લા તરફ નજર કરી, પાસે ઉભેલા સરદાર બર્થિયર અને લાનીને સબોધીને કહ્યું —

"રિચર્ડ પણ મારી માફક સિરિયા અને પાલેસ્ટાઇનમાં યુદ્ધ કરવા ગયો હતો અને તેણે એકર જીત્યું તેટલો તે મારા કરતા વિશેષ ભાગ્યશાળી ગણાય, પણ મારા શૂરવીર લાની ! રિચર્ડ તારા કરતા તો શૌર્યમા વધી જાય એવો ન હતો પાલેસ્ટાઇન છોડીને યૂરોપમાં આવતાંજ તેના કરતાં અનેકગણા ઉતરતા માણુસોએ તેને કેદ કર્યો, અને આસ્ટ્રિયાના રાજાએ જર્મનીના રાજાને વેચ્યો આવા હલકા કૃત્યના કરનાર તરીકેજ એ જર્મનીના રાજાનું નામ જળવાઈ રહ્યું છે ઈંગ્લડની પ્રજાએ પણ પોતાના એ રાજાને છોડાવવાની ઝાઝી તત્પરતા બતાવી નહિ"

થોડીવાર થોભ્યા પછી કિલ્લા તરફજ નજર ચોટાડી રાખીને તે આગળ બોલ્યો - 'એ જમાનો સસ્કૃતિમાં ઘણો પછાત હતો લોકો અને તેને શૌર્યનો જમાનો કહે પણ તે વખતે બાપ પોતાના બાળકોને સ્ત્રી પોતાના પતિને, પ્રજા પોતાના રાજાને અને સિપાઇ પોતાના સરદારને જરા પણ શરમ કે લાછન વગર ત્યજી દેતા ! આજે એ સમય કેટલો પલટાઇ ગયો છે ? તમે જુઓ છો કે મોટા મોટા રાજાઓ, શહેન-શાહો, અને તેમની રાજધાનીઓ મારા કબજામા આવી જવા છતા પણ કશોજ દડ લીધા વગર કે તેમની આબરૂને હાનિ પહોંચાડયા વગર મેં તેમને છોડી દીધા છે આસ્ટ્રિયાના રાજાને હું કેદ કરી શકત છતાં હું તેની સાથે કેવી ઉદારતાથી વર્ત્યો છુ તે જગતથી અજાણ્યુ નથી અત્યારે પણ એજ રાજા લગભગ અડધો તો મારા કબજામા આવી ગયો છે અને તેણે આપણા ઉપર બેવચની થઇને ચઢાઇ કરી છે, તોપણ તેના તરફ હુ અગાઉના કરતા ઓછી ઉદારતા બતાવવાનો નથી."

નેપોલિયનને બિચારાને ખબર ન હતી કે તેને પોતાનેજ થોડા વરસ પછી રિચર્ડના કરતાં પણ વધારે સખત કેદખાનુ ભોગવવુ પડશે અને સુધરેલા જમાનામા વપરાતી નિર્દયતા બતાવવાની સુધરેલી પણ ખરૂં જોતાં વધારે જંગલી પદ્ધતિનો ભોગ થવુ પડશે.

તેણે એપ્રિલની ૧૦ મી તારીખે પારિસ છોડયુ હતું અને ૧૦મી મેએ તે સૈન્ય-સહિત વિએના નગરના દરવાજા પાસે આવી પહોચ્યો. શાહજાદો ચાર્લ્સ નવુ લશ્કર તૈયાર કરીને રાજધાનીનો બચાવ કરવા માટે ડાન્યૂબ નદીના સામા કિનારા તરફ ઝડપથી કુચ કરતો ચાલ્યો આવતો હતો શહેર ત્રણ માઇલના ઘેરાવાનુ અને મજબૂત કિલ્લાથી સુરક્ષિત હતું તેમાં એક લાખ માણસની વસ્તી હતી કોટની બહારની બાજુએ પા માઇલ પહોળા મેદાનમા સુદર વૃક્ષોની ઘટા આવી રહેલી હતી તેની પાછળ શહેરનાં નાના-મોટા અનેક પરા આવેલા હતાં તેમા બે લાખ માણસ રહેતા હતાં. તેમની આસપાસ પણ મજબૂત દિવાલ બાંધેલી હતી

શહેર ઉપર તોપોનો મારો ચાલુ કરીને નિર્દોષ રૈયતના જાનમાલની ખુવારી કરવી ન પડે તો સારૂ એમ નેપોલિયન આતુરતાથી ઇચ્છતો હતો તેટલા માટે સુલેહનો સફેદ વાવટો આપીને એક અમલદારને તેણે શહેર તરફ મોકલ્યો, પણ તેના ઉપર હુમલો થયો અને તેને મારી નાખ્યો, અને જે કસાઇના છોકરાએ આ કૃત્ય કર્યું હતુ તેને ફ્રેન્ચ અમલદારના ઘોડાપર બેસાડીને બધા શહેરમાં ધામધૂમથી ફેરવ્યો. નેપોલિયને આ સમાચાર જાણીને હુમલો શરૂ કર્યો અને બહારનો કોટ સર કર્યો, પણ પરામા થઇને ફ્રેન્ચ લશ્કર જ્યા વૃક્ષોની ઘટાવાળા મેદાનમાં દાખલ થયુ કે તરતજ તેમના ઉપર કિલ્લાના બુરજ ઉપરથી અગ્નિનો વરસાદ વરસી રહ્યો નેપોલિયને આગળ ન વધતા શહેરને ઘેરો નાખ્યો અને તાબે થવાની ચેતવણી આપી. આ વખતે સંદેશો લઇ જવા માટે કોઇ ફ્રેન્ચ અમલદારને ન મોકલતાં પરાની વસ્તીના આગેવાનને શાહજાદા મેક્સીમિલિયન પાસે મોકલ્યો આ સન્દેશાના પત્ર ઉપર સેનાપતિ બર્થિયરની સહી હતી અને તે નીચે પ્રમાણે હતો—

"મહાશય—આજે સવારમા આપ નામદાર તરફ સુલેહના વાવટાસહિત એક અમલદારને મોકલવામા આવ્યો હતો તે હજીસુધી પાછો ફર્યો નથી તેને આપ ક્યારે પાછો મોકલવાના છો તે જણાવવા કૃપા કરશો આપ આ વખતે લડાઇના નિયમવિરુદ્ધ વર્ત્યા છો તેથી આ સદેશો પહોંચાડવા માટે અમારા માણસ ન મોકલતા આપની રૈયતના પ્રતિનિધિઓને અમે મોકલ્યા છે મારા માલિક, ફ્રાન્સના શહેનશાહ એમ ઇચ્છે છે કે લડાઇની અનિવાર્ય વિપત્તિમાથી શહેરની નિર્દોષ વસ્તીનુ રક્ષણ થવુ જોઇએ તેથી તે નામદાર મારી મારફત આપને જણાવે છે કે જો આપ રાજધાનીને બચાવવાનો પ્રયત્ન કરશો તો યૂરોપના એક સુંદરમા સુંદર શહેરનો નાશ

થશે અને વૃદ્ધ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો જેમનું લડાઇ ચાલતી હોય તોપણ અવશ્ય રક્ષણ કરવા આપણે બંધાયલા છીએ તેમના જાનને આપ જોખમમા નાખશો મારા માલિકને જ્યારે જ્યારે લડાઇને લીધે પરરાજ્યમા દાખલ થવુ પડે છે ત્યારે તેઓ તે રાજ્યની નિ શસ્ત્ર અને બિનલડાયક રૈયતને લડાઇની આફતમાંથી ઉગારી લેવા હમેશા કાળજી રાખે છે. એમણે આગલી લડાઇ વખતે જે શહેરને જેવુ ને તેવુ રહેવા દીધુ હતું તે શહેરનો આ વખતે નાશ કરવો પડે એ વિચાર મારા શહેનશાહને ઘણો ખૂચે છે તેની આપને આ ઉપરથી ખાત્રી થશે જોઇએ, છતા પણ આપે કિલ્લે-બંધી શહેરના રિવાજ વિરુદ્ધ વર્તીને આપનાજ શહેરનાં પરા તરફ તોપોના ગોળા ફેંકાવ્યા છે, તે વડે આપના શત્રુઓનાજ નહિ પણ આપનાં રાજ્યભક્ત નિર્દોષ સ્ત્રીબાળકોના પ્રાણ પણ ગયા હશે. મારે આપને જણાવવુ જોઇએ કે અમારા લશ્કરમાંથી કોઇને પણ પરામાં દાખલ થવાની અમારા શહેનશાહે મના કરી છે માત્ર અમે પરાના દરવાજા ઉપર પહેરો રખાવ્યો છે, છતાં પણ જો આપ શહેરને બચાવવાનો આગ્રહ છોડશો નહિ તો તેમને શહેર ઉપર તોપનો મારો ચાલુ કરવાની ફરજ પડશે અને છત્રીશ કલાકમાં અમારી તોપોના ગોળા અને બોંબવડે શહેર જમીનદોસ્ત થઇ જવા ઉપ રાંત આપની તોપોવડે પણ પરાની વસ્તીનો અને મકાનોનો નાશ થયા વગર રહેશે નહિ અમારા શહેનશાહ હજી એમ માને છે કે આપ નામદારના મન ઉપર આની શુભ અસર થશે અને જે શહેર હમણા નહિ તો થોડા કલાક પછી અમારે તાબે થવાનુ છે, તેનો મિથ્યા બચાવ કરવાની આપ હઠ મૂકી દેશો

કૃપા કરીને મને આપનો છેવટનો નિર્ણય જણાવશો—"બર્થિયર"

પણ પ્રતિનિધિઓ આ પત્ર લઇને નગરમાં ગયા કે તરતજ કિલ્લા ઉપરની તોપો બમણી ઝડપથી ફૂટવા લાગી અને પ્રતિનિધિઓમાના ઘણાને તો તેમના દેશી ભાઇ-ઓએજ મારી નાખ્યા ! હવે નેપોલિયનની ધીરજની હદ આવી ગઇ છતા પણ દયા વાપરીને પરાંની વસ્તીને કોઈ રીતે ઓછામાં ઓછુ નુકસાન થાય એવો માર્ગ તેણે શોધવા માડયો તે ઘોડે બેસીને માસેનાની સાથે કિલ્લાના દક્ષિણ ભાગની આસપાસ ફરી આવ્યો અને તેણે જોઇ લીધુ કે ત્યાં આગળ વસ્તી ઓછી હોવાથી કિલ્લાપરથી ફૂટતી તોપોના ગોળાથી ઘણાં થોડા માણસોને નુકસાન થાય એમ છે, તેથી પોતાની મજબૂત તોપો ત્યા ગોઠવાવવાનો હુકમ કર્યો અને શહેરપર દાવાનળ વરસાવવાના એ રાક્ષસી યંત્રો ગોઠવાઈ રહ્યા પછી પણ રાત્રે નવ વાગે છેલ્લી ચેતવણી મોકલાવી તેનો જવાબ કિલ્લાપરથી ધડાધડ ફૂટતી તોપોએ વાળ્યો. ડેન્માર્કની રાજધનીને જે અંગ્રેજ સેનાપતિએ તોપે ઉડાવી હતી તેના અને નેપોલિયનના સ્વભાવ વચ્ચે કેટલુ અંતર હતું તે આ ઉપરથી જોઇ શકાશે

ત્યાર પછી શહેરપર તોપનો ભયાનક માર શરૂ થયો દશ કલાકસુધી શહેર ઉપર

પ્રલયાગ્નિની ઝડી વરસી રહી શહેરના વીચોવીચ આવેલા મકાનો ઉપર ત્રણ હજાર બોંબગોળા ફેંકવામા આવ્યા મધ્યરાત્રિનુ આકાશ ખરતા તારાની માફક વક્રગતિથી જતા જ્વલંત ગોળાઓથી અને તેમના પ્રચંડ ધડાકાથી ગાજી ઉઠ્યુ શહેરમાં બધે ઠેકાણે આગ લાગી અને જ્વાળામુખી ફાટયો હોય તેમ શહેરમાંથી ધૂમાડાનાં વાદળા નીકળવા લાગ્યા ધડાધડ ફાટતા ગોળાઓની ગર્જના, ભાગીને ભૂકો થઇ જતાં મકાનોના કડાકા, ઘાયલ થએલા મનુષ્યોની બૂમો અને બે લાખ યોદ્ધાઓની મદોન્મત્ત વીરહાકથી કાન પડયુ સભળાતુ ન હતુ બળતા મકાનોના બીહામણા પ્રકાશથી ચારે દિશાઓ પ્રકાશી રહી હતી તે વખતે શહેરના દરવાજામાથી એક દૂત સુલેહનો વાવટો પકડીને બહાર આવ્યો તેને તરતજ શહેનશાહ પાસે લઇ જવામાં આવ્યો તેણે જાહેર કર્યું કે ફ્રેન્ચોની તોપોની બરાબર સામે આવેલા બાદશાહી મહેલમા આસ્ટ્રિયાની શાહજાદી માદગીને બિછાને પડી છે રાજકુટુબ નાસી ગયુ છે પણ નાસવાની ઉતાવળને લીધે તેઓ બિચારી રાજકુમારીને આવી હાલતમા રહેવા દઇને નાસી ગયા છે

નેપોલિયને તરતજ તે બાજુની તોપોના મોઢાં ફેરવી નાખવાનો હુકમ કર્યો આ પ્રમાણે જે શાહજાદીનો જાન તેણે બચાવી લીધો હતો તેજ થોડા વખત પછી ફ્રાન્સની રાજરાણી બનવા ભાગ્યશાળી થઇ તોપોના ધડાકા અને અગ્નિના વરસાદની વચ્ચે નેપોલિયને તે શાહજાદી મેરિયા લુઇસાના હૃદયમા પોતાના પ્રતિ આકર્ષણનુ બીજ રોપ્યુ આખુ નગર જ્યારે બળીને અને ભાગીને ચૂર્ણવિચૂર્ણ થઇ જતુ હતુ ત્યારે તેનો મહેલ તદન સહિસલામત રહ્યો હતો આ પણ રાજ્યક્રાંતિનીજ એક વિશિષ્ટતા હતી કે કોર્સિકાના દ્વીપમા જન્મેલો સામાન્ય દરજ્જાનો પણ યુદ્ધનિપુણતાથી સમાજની ટોચપર આવેલો નેપોલિયન ગર્વિષ્ટ રાજકુલની પુત્રીનો પતિ થઇ શકયો

શાહજાદો મેકસીમીલીયન હવે ગભરાયો અને કેદ પકડાઇ જવાના ભયથી ડાન્યૂબ નદીને સામે કિનારે નાસી ગયો જતા જતા તેણે નદી ઉપરનો પૂલ ઉડાવી મૂકયો તેની પાછળ રહેલા અમલદારે તરતજ શરણ થવાનુ કહેણુ મોકલ્યુ નેપોલિયને તેનો સ્વીકાર કર્યો અને જરા પણ આકરી શરતો બતાવી નહિ ચારસો તોપો, દારૂગોળાનો અથાગ ભડાર, તથા તમામ સરકારી કોઠારનો તેણે કબજો લીધો એ સિવાયની લોકોની ખાનગી મિલકતને હાથ નહિ લગાડવાનુ અભયદાન આપ્યુ આ રીતે પારિસ છોડયા પછી એકજ મહિનાની અદર નેપોલિયન વિજયડકા વગાડતો વિયેના નગરમા દાખલ થયો, અને ત્યાના બાદશાહી મહેલમાથી તેણે પોતાના લશ્કર જોગ એક જાહેરનામુ પ્રકટ કર્યું જેના છેલા શબ્દો નીચે પ્રમાણે હતા —

"સિપાઇઓ ! વિયેનાના રહેવાસીઓ તરફ આપણે ખાસ વિવેક અને સભાળથી વર્તવુ ઘટે છે ઘરબારવગરના થઇ ગએલા કુટુબો અને વિધવાઓને આપણે આશ્રય

આપવાનો છે વિયેના શહેરના શાણા વતનીઓને હું મારા ખાસ રક્ષણ નીચે મૂકુ છુ માત્ર હુલ્લડખોર અને દુષ્ટ લોકોનેજ બીજાઓ ઉપર દાખલો બેસી જાય એવી શિક્ષા કરીશ સિપાઇઓ ! ખેડુત લોકો તરફ માયાળુપણે વર્તજો તમારી ફતેહથી છલકાઇ ન જશો તમારી ફતેહવિષે તમે એમ સમજજો કે કૃતઘ્ન અને બેવચની-ઓને ન્યાયી ઇશ્વરે તમારી મારફ્તે શિક્ષાજ કરેલી છે ”

આસ્ટ્રિયાના દરબારમાં રહેલા ફ્રેન્ચ પ્રતિનિધિ જનરલ એન્ડ્રયેસીને નેપોલિયને વિયેનાનો સુબો નીમ્યો શહેરના લોકોનો તેના તરફ ઘણો સારો સદ્ભાવ હતો પ્રજા-જનની મૈત્રી મેળવવા માટે અને તેમને તેમનો પરાજય હીણપદભરેલો ન લાગે તે માટે નેપોલિયને બનતો પ્રયત્ન કર્યો શહેરમાં બદોબસ્ત જાળવવાનુ કામ પોતાના લસ્કરને ન સોપતા તેણે શહેરના વતનીઓમાથી છ હજાર સ્વયસેવકોની ટુકડી ઉભી કરી શહેરમા ખોરાકના સાધનની અછત હતી અને તેમા એક લાખ માણસોનો વધારો થવાથી લોકોને મોઘવારી વેઠવી પડે એમ હતુ તેથી તેણે હગરીથી સખ્યા-બધ ઢોર અને પુષ્કળ અનાજ મગાવી દીધુ નીચના વર્ગના માણસોમાટે ઉદ્યોગનાં સાધન ઉભા કર્યા અને તેમને વાજબી મજૂરી આપી, અને ઘણે પ્રસગે તો શત્રુ-રાજાની પાયમાલ થએલી રાજધાનીને દુરસ્ત કરવામાજ તેમનો ઉપયોગ કર્યો

આવી મોટી ફતેહો મેળવ્યા છતા પણ હજી નેપોલિયનની સ્થિતિ ઘણીજ બારીક હતી તેના કરતા હજી આસ્ટ્રિયન લશ્કરની સખ્યા ત્રણ ગણી હતી ઈંગ્લડ તેની પાછળ કમ્મર બાધીને મડયુ હતું રશિયા સાથે તેને મૈત્રી હતી પણ તે ઘણી મોળી અને ઉપર ઉપરની હતી પોલેન્ડના એક વિભાગને તેણે પ્રશિયાના જુલ્મમાંથી છોડા-વીને સેકસનીના રાજાના રક્ષણ નીચે મૂકયો હતો આસ્ટ્રિયાના રાજાનો ભાઇ ફર્ડિ-નાન્ડ સેક્સનીમાં પેસીને રાજ્યની ધૂળધાણી કરી રહ્યો હતો નેપોલિયનને મદદ કર-વાનો ડોળ કરવા માટે રશિયાના ઝારે એક નાનુ સરખુ લશ્કર પોલેન્ડમા ઉતાર્યું હતુ, પણ એકવાર આસ્ટ્રિયાના લશ્કરે સેક્સનીના લશ્કરને સખત હાર ખવડાવ્યા પછી આસ્ટ્રિયાનો એક દૂત કેદ પકડાયો તેની પાસેથી રશિયન સેનાપતિનો લખેલો કાગળ મળી આવ્યો તેમા તેણે ફર્ડિનાન્ડને મુબારકબાદી આપી હતી અને એવી આશા બતાવી હતી કે થોડાજ વખતમા આસ્ટ્રિયા અને રશિયાના લશ્કર ફ્રેન્ચોની સામે એકત્ર થઇને લઢશે નેપોલિયને આ પત્ર કાંઈ પણ ટીકા કર્યા સિવાય ઝારને મોક-લાવ્યો. તે બિચારો રાજમાતા અને ઉમરાવોની ખટપટથી કાયર થઈ ગયો હતો તેથી બીજુ કાંઇ કર્યા વગર તેણે તે સરદારને માત્ર પાછોજ બોલાવી લીધો

નેપોલિયન ઝારની મુશ્કેલીઓ સમજતો હતો પ્રજાસત્તાક ભાવનાઓના હિમાયતી-ઓની સામે લઢવા બધો યૂરોપ જોડાયો હતો અને દરરોજ ઝારને તેની રાજમાતા તથા ઉમરાવો મેણા મારી મારીને કાયર કરી નાખતાં હતાં, તેથી હવે તેને ફ્રાન્સની

સાથે સલાહ કરવા માટે પરતાવો થવા લાગ્યો હતો. માત્ર નેપોલિયનની પ્રતિભાવડે ઝારના મન ઉપર જે ઉંડી છાપ પડી તેનાવડેજ તે હજી અળગો રહ્યો હતો પણ નેપોલિયનને સારી પેઠે ખબર હતી કે ઝારની મોળી મૈત્રી થોડાજ વખતમાં દુશ્મનાવટના રૂપમા ફેરવાઇ જશે ઝારે માત્ર તેની મદદે પચાસ હજારજ માણસ મોકલ્યાં હતા પણ ગઇ લડાઇમા આસ્ટ્રિયાની કુમકે તે બે લાખ માણસ લઇને જાતે આવ્યો હતો, તેથી નેપોલિયને પોતાના એક અમલદાર સેનટીને કહ્યું કે " મારે મારા મિત્રોના ઉપર આધાર ન રાખતા મારા પોતાના બળ ઉપરજ નિર્ભય રહેવાની જરૂર છે "

થોડી વાર વિચારમા પડી ગયા પછી પાછો તે બોલ્યો કે, " મે એવા મિત્રો ઉપર ભરોસો નહિ રાખવામાં ડહાપણુજ વાપર્યું છે. રશિયા સાથે સલાહ કરવાથી મને શો લાભ થયો અને સલાહ ન કરી હોત તો આના કરતા વધારે નુકસાન શુ થવાનુ હતુ ? માત્ર એ સલાહની ભાગી તૂટી અસરથી ઝાર અચકાય છે નહિ તો તે ક્યારનોએ મારા શત્રુઓ સાથે ભળ્યો હોત એ બધાએ આપણી પાયમાલી કરવાનીજ પેરવીમાં છે પણ આગળ આવવાની હિમત ચાલતી નથી "

પ્રશિયા પણ તેના છેલ્લા કોલકરારથી ફ્રાન્સની સામે નહિ લઢવા બંધાઇ ચૂકયુ હતું, પણ તેની સહાનુભૂતિ આસ્ટ્રિયા તરફ વિશેષ હતી પ્રજાને ઉશ્કેરવા માટે પ્રશિયામાં અસખ્ય કાવત્રાં થવા લાગ્યા આખરે એક પ્રશિયન સેનાપતિએ ફ્રાન્સની સામે ખુલ્લી રીતે લડાઇ જાહેર કરી તેણે એમ પણ જાહેર કરી દીધુ કે પ્રશિયાનો રાજા ફ્રાન્સના શત્રુઓ સાથે જોડાવાની તૈયારીમા છે પ્રજાનુ જાત્યભિમાન જાગૃત થયુ અને હજારો માણસો તેને આવી મળ્યાં

યૂરોપના જે જે રાજ્યો નેપોલિયનના રક્ષણ નીચે હતા ત્યા બધે તેણે લોકોને મન માનનો ધર્મ પાળવાની છૂટ આપી હતી જૂના વિચારના, ધર્માન્ધ કૅથોલિક ધર્મગુરુઓ આથી ઘણા બળી રહ્યા હતા તેમણે આ લાગ વિચારીને ટાઇરોલના લોકોને ઉશ્કેર્યા અને તેમણે બળવો કરીને ટાઇરોલમાથી ફ્રેન્ચોને-તેમને સ્વાતંત્ર્ય આપનાર પ્રજાને મારી કહાડયા

બેલ્જીયમમા શેલ્ડ નદીને કિનારે એન્ટવર્પ શહેર આગળ ફ્રાન્સનો દારૂગોળાનો અને દરિયાઇ યુદ્ધને લગતી સામગ્રીનો મોટો ભડાર હતો તેના ઉપર ઈંગ્લડે ચઢાઇ મોકલી એન્ટવર્પમા માત્ર બે હજાર અશક્ત સિપાઇઓજ હતા નેપોલિયનથી અત્યારે બીજી મદદ મોકલાય એમ હતુ નહિ આવા નજીવા સૈન્યની સામે પોણીબસે લડાયક વહાણ અને ખલાસીઓ તથા સિપાઇઓ મળીને એક લાખ માણસોની ફોજ ચઢી આવી જો એન્ટવર્પ પડે તો ફ્રાન્સનુ દારૂગોળાનુ તથા નાકાસૈન્યનુ મુખ્ય મથક જાય આખા જર્મનીને કુમક મળે અને આસ્ટ્રિયામાં રહેલા ફ્રેન્ચ સૈન્યને ફ્રાન્સમાંથી મળતી મદદ અટકી પડે આ સબધી વિવેચન કરતાં અગ્રેજ ઇતિહાસકાર સ્કૉટ

લખે છે કે " અંગ્રેજ લશ્કર ઈટાલિ, સ્પેન, ગ્રીસ, બાલ્ટિક સમુદ્ર બધે ફરી વળ્યું હતું જ્યા જ્યા નેપોલિયનની સામે થવાને લોકો જરા પણ ઈચ્છા બતાવતા તેમને મદદ કરવાને ઈંગ્લંડ તૈયાર ને તૈયારજ રહેતું '

ઇટાલિમાં આસ્ટ્રિયન શાહજાદો જૉન ૮૦૦૦૦ માણસો લઇને યુજિનની પાછળ પડયો હતો યુજિને યુદ્ધ કરવાનુ સાહસ કર્યું અને તેમાં તેને સખત હાર ખમવી પડી તેનો પરાજય એવો પૂરેપૂરો થયો હતો કે નેપોલિયનને બધી વિગત કહેતા તે ડર્યો તેણે એટલુજ લખ્યુ કે " પિતાજી, મને માફ કરજો હુ પાછો હઠુ તો તમે ઠપકો આપો તેથી હું લઢયો, પણ તેમા હાર્યો છુ " નેપોલિયન ઘણો ગુસ્સે થયો પરરાજયમા કેટલી ખુવારી થઇ તે વાત તેની જાણ બહાર હતી યુજિનના પરાજય થી નહિ પણ તે હકીકત છુપાવે છે તેથી તેના ઉપર ઘણો નારાજ થયો તેણે જવાબમા લખ્યુ —" તુ હાર્યો ભલે. બિનઅનુભવી યુવાનને સેનાપતિપણું આપ-વાનુ શુ પરિણામ આવે તે મે પહેલેથી જાણ્યુ હોત તો સારૂ થાત હું તને મદદ મોકલાવીશ શત્રુની જીતને નિષ્ફળ કરતા મને આવડે છે, પણ મારે બધી હકીકત જાણવી જોઇએ કોઈ પણ શાણો સેનાપતિ ન કરે અને મે પણ અગાઉ કદી કર્યું નથી એમ હુ અત્યારે કરૂ છુ મારી આજુબાજુ શુ થાય છે તે તરફ નજર કર્યા વગર આગળ દોડયોજ જાઉ છુ, છતાં આ જોખમમાં ઉતરવા હુ શક્તિમાન છુ તારી જગાએ માસેના હોત તો આ પરિણામ ન આવત તેની લશ્કરી બુદ્ધિ આગળ તમે બધા કશા હિસાબમા નથી, છતા તે માસેનાની અવગણના કરી હુ તને મદદ તો મોકલીશ, પણ વધારે જરૂર પડે તો મુરાની મદદ માગજે અને સરદારી તેનેજ સોપી દેજે "

નેપોલિય વિજયી થયો હતો છતા તેની આસપાસ આવી આવી મુશીબતોના વાદળા ઘેરાયાંજ કરતા હતાં અને આવા સખ્યાબધ મકકમ વિચારનાં શત્રુરાજ્યોની સામે તે એકલે હાથે બાથ ભર્યા કરતો હતો.

પણ નેપોલિયને 'એક્‌મૂલ'ના સગ્રામમા મેળવેલી ફતેહના અને તેણે વિયેના જીત્યાના સમાચાર આખા યૂરોપમાં ફેલાઇ ગયા તેના મિત્રોને ધીરજ આવી અને શત્રુઓનાં કાળજાંમા પાછો ધ્રાસ્કો પડયો પ્રશિયામાં લડાઇ જગાડનાર પ્રશિયન સરદારનુ લશ્કર વેરણખેરણ થઇ ગયુ શાહજાદા ફર્ડિનાન્ડે વૉર્સો જીત્યા પછી એક્‌મૂલના માઠા સમાચાર સાંભળ્યા એટલે એકદમ તે પોલેન્ડ છોડીને ચાર્લ્સની મદદે આવવા નીકળ્યો ઇટાલિમા યુજિનને શાહજાદા જૉને ઘેરી લીધો હતો તેથી તેણે બીજી વાર લડવાનુ સાહસ કર્યું તેના કરતા શત્રુની સખ્યા અનેકગણી વધારે હતી અને વિજયોન્મત્ત થએલા આસ્ટ્રિયનો તેનો બીજીવાર પણ પરાજય કરત પરતુ એવામા દૂરથી તોપોના ધડાકા સભળાયા આસ્ટ્રિયનો સમજ્યા કે અમારી મદદે બીજુ લશ્કર આવે

છે ઈટાલિયનોને પણ એમજ લાગ્યુ, પરતુ તરતજ સમાચાર આવ્યા કે નેપોલિયનની મોટી ફતેહનો વેરોના શહેરમા ઉત્સવ થાય છે તેના એ ધડાકા હતા એવામા જૉનને આસ્ટ્રિયાની હાર થયાના અને વિયેના ગયાના સમાચાર મળ્યા તેના લશ્કરમાં ગભરાટ ફેલાઇ ગયો ઇટાલિયનોએ હર્ષનાદ કર્યા તરતજ બધુ આસ્ટ્રિયન સૈન્ય લઢવુ છોડી દઇને ઉત્તર તરફ ચાલતું થયુ અને યુજિન તેમની પૂઠે પડયો

એક બાજુએ જ્યારે ડાન્યૂબને કિનારે નેપોલિયનની ફતેહની ગર્જના ગાજી રહી હતી ત્યારે ડાન્યૂબને સામે કિનારે શાહજાદો ચાર્લ્સ નવુ લશ્કર જમાવીને વિયેના તરફ ચાલ્યો આવતો હતો તેની મદદે દક્ષિણ દિશાએ શાહજાદો જૉન અને ઉત્તરેથી ફર્ડિનાન્ડ દોડયા આવતા હતા નેપોલિયન વિજયી થયો હતો છતાં તે શત્રુઓના સૈન્ય વચ્ચે ઘેરાઇ ગયો હતો અને તેનુ હવે આવીજ બન્યુ એમ યૂરોપમાં બધા માનવા લાગ્યા તેની જોખમભરેલી સ્થિતિ જોઇને પારિસના લોકો પણ ભયભીત બની ગયા અને બુર્બોન રાજાઓના હિતેચ્છુઓ આ લાગ સારો છે એમ ધારીને નવા નવા કાવત્રાં કરવા મડી પડયા

"એન્સાઇક્લોપીડિયા અમેરિકાના' મા આ પ્રસગને માટે લખે છે કે,—

"નેપોલિયન અત્યારે પ્રજાસત્તાક ફ્રાન્સ સામે થએલી યૂરોપના રાજાઓની સાતમીવારની એકસપી સામે લઢતો હતો **પહેલી** એકસપી ૧૭૯૨ મા રાજ્યક્રાન્તિને દબાવી દેવા પ્રશિયા અને આસ્ટ્રિયાએ કરી **બીજી** ૧૭૯૩ જર્મની, પોર્ટુગાલ, નેપલ્સ, પોપ વગેરેએ મળી કરી હતી **ત્રીજી** ૧૭૯૫ મા ઈગ્લડ, રશિયા અને આસ્ટ્રિયાએ કરી તે વખતે નેપોલિયન બહાર આવતો હતો તેણે ટુલોન આગળ અગ્રેજોનો પરાજય કર્યો અને ઇટાલિમાં આસ્ટ્રિયા ઉપર પ્રચડ પ્રહાર કરીને એકસપી તોડી નાખી **ચોથી** વાર ૧૭૯૮ મા રશિયા, આસ્ટ્રિયા, તુર્કસ્તાન ઈગ્લડ અને નેપલ્સ એકઠાં થયા મારેન્ગોના યુદ્ધમા નેપોલિયને તેમને ફરીથી વિભિન્ન કરી નાખ્યા થોડીવાર યૂરોપમા સુલેહ રહી પણ પૂરૂ એક વર્ષ થતાં પહેલા ઈગ્લડ, રશિયા, આસ્ટ્રિયા અને પ્રશિયા **પાંચમી** વાર ૧૮૦૩ મા લઢવા એકત્ર થયાં અલ્મ અને આસ્ટર્લિટ્ઝ આગળ નેપોલિયને શત્રુઓને તલવાર મ્યાન કરવાની ફરજ પાડી, પણ ત્યાર પછી તરતજ ઈગ્લડ, રશિયા, પ્રશિયા અને નાના જર્મન રાજ્યોએ છઠ્ઠી એકસપી કરી જેના, ઈલાઉ અને ફ્રેડલેન્ડના યુદ્ધોમા તેમનો ધાણ નીકળી ગયો અને સલાહ કરવાની ફરજ પડી ૧૮૦૭ મા ટિલ્સિટનુ તહનામુ થયુ બેજ વર્ષ પછી સ્પેન અને આસ્ટ્રિયાએ ઈગ્લડની ઉશ્કેરણીથી **સાતમી** વાર કલહ ઉભો કર્યો, પણ વાગ્રામના રણક્ષેત્રમા આસ્ટ્રિયાને એકસપીમાંથી છૂટા થવુ પડયુ ત્યાર પછી યૂરોપના તમામ રાજાઓ જેમા ઈગ્લડ, સ્પેન, પોર્ટુગાલ, રશિયા, આસ્ટ્રિયા, સ્વીડન, નેપલ્સ, ડેન્માર્ક તથા બીજા અનેક રાજ્યો જોડાયા અને લઢી લઢીને થાકી ગએલા

ફ્રાન્સ ઉપર દશ લાખ સિપાઇઓનું દળ ઉલટયું આટલા બધા શત્રુઓની સામે એકલે હાથે લઢતાં નેપોલિયન હાર્યો અને તે દિવસથી યૂરોપની પ્રજા ઉપર ઉમરાવોની સત્તાની લોખડી બેડીઓ જડાઇ આ એકસપીની રચના કરીને ઈંગ્લંડે મનુષ્ય જાતિને જે નુકસાન કર્યું છે તેનો બદલો તે કદી વાળી શકનાર નથી આ પ્રમાણે જ્યારે પોતાની સામે એક પછી એક રાજાઓની એકસંપી થતી નેપોલિયને જોઇ ત્યારે તેણે કહ્યું કે " હુ એંશી વર્ષનો થઇશ ત્યાસુધી પણ મારે તો લડાઇજ કર્યા કરવાની '





# प्रकरण ४७ मुं–लोबोनो टापु



વિયેનામા નેપોલિયન પાસે નેવુ હજાર સિપાઇઓ હતા ડાન્યૂબને સામે કિનારે વિયેનાની બરાબર સામે શાહજાદો ચાર્લ્સ એક લાખ સિપાઈઓ સાથે મજબૂત ખાઇઓ બાંધીને બેઠો હતો તેની કુમકે ચારે દિશાએથી નવુ નવુ લશ્કર આવ્યાજ કરતું હતુ વિયેના આગળ ડાન્યૂબનો પટ આશરે અડધા માઇલ ઉપરનો હતો અને પર્વતો ઉપરનુ બરફ પીગળવાથી તેમા પૂર આવ્યુ હતુ સામે કિનારે શત્રુની બળવાન ફોજ અને તોપોની હાર ગોઠવાઇ ગઇ હતી તેની સામે થઇને નદી કેમ ઓળગવી એ ઘણોજ વિકટ પ્રશ્ન હતો

વિયેનાથી નીચાણુ તરફ છ માઇલને છેટે ડાન્યૂબ નદીમા એક મોટો દ્વીપ બન્યો હતો, અને પ્રવાહના બે ભાગ પડી ગયા હતા ત્યા આગળ પાણી છાછરૂ હતું અને વહેણનુ જોર પણ થોડુ હતુ તેમા આશરે સાડા ચાર માઇલ લાંબો અને ત્રણ માઇલ પહોળો લોબો નામનો એક દ્વીપ હતો ડાન્યૂબને જમણે કિનારેથી લોબોના કિનારા સુધી નદીનો પટ નવસો વારનો હતો તેના ઉપર કામચલાઉ પૂલ બાંધવામા મુશ્કેલી ન હતી, કેમકે ટાપુને સામે કિનારે ઝાડી હતી તેથી શત્રુની તોપોના ગોળાથી બચાવ થતો હતો, તથા ફ્રેન્ચોની હિલચાલ તેમના જોવામાં આવતી ન હતી, પણ તેને બીજે કિનારેથી ડાન્યૂબના ડાબા કિનારાસુધીનો પૂલ બાંધવા માટે તો શત્રુની તોપો સામેજ ઉભા રહીને કામ કરવાનુ હતું

આ કામ માટે હોડીઓ, દોરડા અને પાટીઆની જરૂર હતી ઘણી મહેનતે નેપોલિયને નેવુ હોડીઓ મેળવી ભારે લગર વિયેનામાં વપરાતાં ન હતા એટલે તે તો મળી શકયાજ નહિ તેથી લગરને ઠેકાણે ભારે તોપો અને ગોળાથી ભરેલી લોખડની પેટીઓનો ઉપયોગ કરવાનુ ઠરાવ્યુ શત્રુને જાણ ન થાય તેમ ગુપચુપ આ બધી ગોઠવણ થઈ ગઇ બોલોનથી આણેલા ખલાસીઓ આ વખતે ખરેખરા કામ આવી ગયા સીત્તેર હોડીઓ હારબધ ગોઠવાઇ ગઈ અને તેના ઉપર પાટીઆં

ગોઠવાર્યા. વખતો વખત પાણીના જોરથી હોડીઓ ખેંચાઇ જતી હોવાથી ઘણીજ મુશ્કેલીએ આ કામ પૂર્ણ થયું અને બધી હોડીઓ મજબૂત લગરાઈ ગઈ

તેના ઉપર થઇને ફ્રેન્ચ લશ્કર રાત્રે દસ વાગે નદી ઉતરવા લાગ્યું આગલી ટુકડીએ જતાની સાથેજ દ્વીપને સામે કિનારે તોપો ગોઠવીને ડાન્યૂબની ડાબી બાજુ ચોકૂખી કરી નાખી ઇંજનેરો લાગલાગટ કામ કરવા લાગ્યા બીજે દિવસે બપોર પહેલાં તો સામી બાજુ ઉપરનો પૂલ પણ બધાઇ ગયો અને દ્વીપની અંદર મોટી સડક તૈયાર થઇ ગઇ આ કામ બહુજ તાકીદે કરવાનુ હતુ નદીમા પાણી ચડતુ હતુ, તેથી નેપોલિયન જાતે ઉપર રહીને બધી હિલચાલ તપાસતો હતો અને દરેકને ઉત્તેજન આપતો હતો

આટના સાકડા પૂલ ઉપરથી નેવુ હજાર સિપાઇઓનુ લશ્કર, ઘોડા, તોપો, દારૂગોળો અને સામાન ઉતારવાનુ કામ ઘણુજ લાંબુ અને કંટાળાભરેલુ હતુ ૨૧ મી મેની સવાર સુધીમાં એમાથી માત્ર વીશ હજાર સિપાઇઓજ ડાન્યૂબને સામે કિનારે ગોઠવાઇ શકયા ચાર્લ્સ પાસે એક લાખ માણુસો હતા ફ્રેન્ચ લશ્કરનો મોટો ભાગ તો હજી પેલે કિનારે હતો નેપોલિયનની સ્થિતિ ભયભરેલી હતી કોઇ પણ વખતે શત્રુસૈન્ય ધસી આવે અને આ નાની ફોજનો સહેલાઇથી નાશ કરી નાખે તેમ હતુ વરસાદ ધોધમાર પડતો હતો અને નદીમાં પૂર વધતુ હતુ આથી તે દિવસે બપોર પછી પૂલની નીચેની કેટલીક હોડીઓ ખેંચાઇ ગઇ રાતોરાત પૂલની મરામત થઈ ગઈ અને પાછી કુચ શરૂ થઇ

ડાન્યૂબને સામે કિનારે ઉતરેલા ફ્રેન્ચ લશ્કરે માઇલ માઇલને છેટે આવેલાં એસ્પર્ન અને એસ્લિંગ નામના બે ગામડાંઓ કબજે લીધાં તેમની વચમાં નાનું જંગલ હતુ અને બીજી બાજુએ વિશાળ પાધર મેદાન હતુ નેપોલિયને એ જંગલના સીમાડા આગળ મુકામ કર્યો અને શત્રુની હિલચાલ તપાસવા રાતોરાત માણુસો દોડાવ્યા ઉત્તર દિશાનુ તમામ ક્ષિતિજ શત્રુના તાપણાથી ઝળહળી રહ્યુ હતુ બીજે દિવસે બપોરે એસ્લિંગના મિનારા ઉપરથી નેપોલિયને દૂરબિનવડે દૂરથી ધૂળ ઉડતી જોઇ પવનથી ધૂળ વિખેરાતી ત્યારે શસ્ત્રોનો ઝળકાટ પણ નજરે પડતો હતો ચાર્લ્સનુ લશ્કર ચાલ્યુ આવતુ હતુ નેપોલિયન લેશમાત્ર પણ ગભરાયો નહિ તેણે કહ્યુ, "ચાલો આસ્ટ્રિયાને હરાવવાની આપણુને આજે એક વધારે તક મળશે. તેમની આ છેલ્લીજ લડાઈ જાણુજો.'

એવામા સમાચાર આવ્યા કે નદીમા પૂર ઘણુ આવ્યુ છે, પૂલ છિન્નભિન્ન થઇ ગયો છે અને હોડીઓના બંધ તૂટતા જાય છે આ સમાચાર ઘણાજ માઠા હતા આ બાજુએ માત્ર વીશજ હજાર માણુસો હતાં દારૂગોળો પણ પૂરતો ન હતો સામેથી એક લાખ માણુસો ચાલ્યા આવતાં હતા પાછા ટાપુ ઉપર ચાલ્યા જવુ કે એસ્લિંગ

અને એસ્પર્નનાં પત્થરના મકાનોને ઓથે રહીને લડવુ એવો નેપોલિયન વિચાર કરતો હતો એટલામાં બીજો પેગામ મળ્યો કે પૂલ સમરાઇ ગયો છે અને દારૂગોળાનાં ગાડા આવવા લાગ્યાં છે બાજના ત્રણુ વાગે યુદ્ધ શરૂ થયુ નાનકડા ફ્રેન્ચ લશ્કર ઉપર ત્રણુસે તોપોનો મારો શરૂ થયો છત્રીશ હજાર આસ્ટ્રિયનો અને સાત હજાર ફ્રેન્ચો બાઝ્યા પાંચ કલાકસુધી એસ્પર્નના ધોરી રસ્તા ઉપર તુમુલ યુદ્ધ મચી રહ્યુ અડધો અડધ ફ્રેન્ચો માર્યા ગયા એવામા તાજી ટુકડી લઇને માસેના આવી પહોંચ્યો અને આસ્ટ્રિયનોને મારી હઠાવ્યા

આવુજ બીજુ યુદ્ધ એસ્લિંગ ગામ આગળ તેજ વખતે શરૂ થયુ ત્યા ' લાની ' અડગ ધૈર્યથી શત્રુસમૂહની ટક્કર ઝીલતો હતો બેઉ ગામનો બળીને, ભાગીને ભૂકો ઉડી ગયો અને તેના બળતાં ખંડેર આગળ દારુણુ સગ્રામ ચાલુજ રહ્યો, અને તેજ વખતે ગામની નજીકના મેદાનમા બેઉ પક્ષના ઘોડેસ્વાર લશ્કર પણુ સામસામા અથડાઇ પડયાં

બીજા વીશ હજાર માણુસો જલદી આવી પહોંચે તોજ નેપોલિયનથી ટકી શકાય એમ હતુ આજ લડાઇના પરિણામ ઉપર લશ્કરની સલામતીનો આધાર છે એમ જાણીને તે અગ્નિના વરસાદ વચ્ચે ખુલ્લા મેદાનમા ઉભો રહેતો નદીમા પૂર વધતુ હતુ પુલ તૂટવાથી સિપાઇઓ અને ઘોડા પાણીમાં ઘણીવાર ડુબકાં ખાતા હતા શત્રુએ બળતી સામગ્રી અને ભારે પત્થરોથી ભરેલી હોડીઓ છોડી મૂકી હતી તે પણુ નદીના વહેણુથી ખેંચાઈ આવીને પૂલની સામે જોરથી અથડાતી અને પૂલને ઈજા કરતી

આખરે અધારૂં થતા યુદ્ધ તો થભ્યુ દકતરો ઘાયલ થએલા સિપાઈઓના અવયવની વહાડકાપ કરવા મડી ગયા અને થાકી ગએલા સિપાઇઓ લોહીથી ખરડાયલી જમીન ઉપર, ધૂંધવાતા, ભાગેલા ઘરોની વચમાં જ્યા ત્યાં ઘસઘસાટ ઉંઘી ગયા પણુ નેપોલિયનને આરામ લેવાનો અવકાશ ન હતો તેણે તો આખી રાત જાગીને અને તેટલુ લશ્કર અને દારૂગોળાના ગાડા ઉતરાવવા માંડયા, પરંતુ હવે તો કુદરતજ **તેની વિરુદ્ધ અને શત્રુઓની તરફેણુમાં હતી.** પાણીનુ પૂર વધુને વધુ ચડવા લાગ્યુ પૂલને જાળવવા ખલાસીઓ તનતોડ મહેનત કરતા તોપણુ ઘણીવાર પૂલ તૂટી જતો અને કામ અટકી પડતુ આખી રાતમા કુલ ત્રીશ હજાર સિપાઇઓએ નદી ઓળગી હવે એક લાખ આસ્ટ્રિયનોની સામે તે સાઠ હજાર ફ્રેન્ચ સિપાઇઓ ગોઠવી શક્યો, પણુ હજી માત્ર ૧૪૪ તોપો અને નહિ જેવોજ દારૂ ગોળો આ પાર આવ્યો હતો સવાર પડતાજ પાછો સગ્રામ શરૂ થયો 'માસેના' એસ્પર્ન બચાવવા ઉભો જનરલ ' બોડે ' ને ' એસ્લિંગ ' સોંપવામાં આવ્યુ નેપોલિયનના પ્રેમમાં ગાંડો બનેલો અતિ સાહસિક ' લાનિ ' વીશ હજાર પાયદળ અને છ

હજાર સ્વાર લઇને શત્રુસૈન્યના મધ્ય ભાગ ઉપર વજ્રની માફક તૂટી પડયો નેપોલિયન ટેકરી ઉપર ઉભો ઉભો યુદ્ધ નિહાળતો હતો તેના લશ્કરની બેઉ પાંખ અડગ ઉભી રહી અને શૂરવીર લાનિએ શત્રુસૈન્યને સૂકા ઘાસની માફક ઉડાવી દીધુ તેના ધસારાને અટકાવવાનો ચાર્લ્સે ઘણોએ પ્રયત્ન કર્યો અને જાતે હાથમા વાવટો લઇને આગળ ધસ્યો પણ શી તાકાત કે લાનિના ધસારા સામે ઉભા રહેવાય ? આસ્ટ્રિયનો નાઠા અને "નેપોલિયન ઘણું જીવો" ના જયનાદ તોપોની ગર્જનાને પણ દબાવીને ચારે દિશાએ ગાજી રહ્યા !

આવી અણીને વખતે નેપોલિયનને ઘણાજ માઠા સમાચાર મળ્યા નદીમાં બેસુમાર પૂર આવવાથી આખો પૂલ તણાઈ ગયો છે પૂલ ઉપર જતુ લશ્કર છિન્ન ભિન્ન થઇ ગયુ છે હવે શુ કરવુ ? તેની પાસે જે દારૂગોળો હતો તે તો ખલાસ થવા આવ્યો હતો દારૂગોળાના ઘણા ખરાં ગાડા હજી તો સામે પારજ હતાં નેપોલિયન પાસે અડધુ સૈન્યજ હતુ દારૂગોળો પૂરો થયો હતો અને એક લાખ આસ્ટ્રિયનો સામે તેને લઢવાનુ હતુ આના કરતા વધારે માઠા સમાચાર બીજા શા હોઈ શકે ?

છતા તેણે પોતાની મુખાકૃતિમા ગભરાટ અને ધાસ્તીની લેશમાત્ર પણ નિશાની બતાવી નહિ તેના મન ઉપર એવો આશ્ચર્યકારક કાબુ હતો કે આ ચોંકાવનારા સમાચાર લડાઇને લગતી કોઈ સાધારણ નુકસાનની ખબર હોય એવી રીતે તેણે પૂર્ણ શાંતિથી સાભળ્યા લાનિને હવે તેણે હુકમ કર્યો કે આગળ વધવુ નહિ, દારૂગોળાનો ખપજોગોજ ઉપયોગ કરવો અને શત્રુઓ પાછા હિમ્મતવાન ન બની જાય એવી રીતે પાછા હઠી જવુ ખરેખરી ફતેહની ઘડીએ આ સમાચાર મળવાથી લાનિને અસહ્ય નિરાશા થઈ તે સિંહની માફક ધીરે ધીરે પાછો હઠવા લાગ્યો, પણ આ પૂલ તૂટયાના સમાચાર આસ્ટ્રિયાની છાવણીમા પણ પહોંચી ગયા હતા. ફ્રેન્ચોના ધીમા પડેલા તોપોના અવાજ ઉપરથી પણ તેમની નિર્બળતા ઉઘાડી પડી ગઇ નાસતા આસ્ટ્રિયનો પાછા વળ્યા અને હવે તેમની વારી આવી ધીમે પગલે લાનિ પાછો હઠતો હતો બસે તોપો તેના સૈન્યને વીંધી નાખતી હતી સ્વારોના નિરતર ધસારાથી તેનો વ્યૂહ વારવાર ભેદાતો હતો, પણ તૂટેલી હારને ગમે તેમ સાધી લઇને કવાયતમા ચાલતા હોય તેવી શાંતિથી ફ્રેન્ચો પાછા હઠયા જતા હતા

એવામા નેપોલિયનને આથી પણ વધારે માઠા સમાચાર મળ્યા—એક તોપના ગોળાથી લાનિના બેઉ પગ ઉડી ગયા હતા આ ખબર તેને કહેવામાં આવતી હતી તેજ ઘડીએ લાનિની ડોળી ત્યા આગળથી પસાર થઇ. આ વખતે તેનુ ધૈર્ય રહ્યું નહિ, મન ઉપરનો કાબુ પૂરેપૂરો ગયો તેનો સિંહ જેવો સેનાપતિ મરણવેદનાથી તરફડતો ડોળીમા પડયો હતો નેપોલિયનની આંખમાંથી ચોધાર આસુ વહેવા લાગ્યા. તે લાનિના હાથ પોતાના હાથમા લઇને ઘુટણીએ પડીને ગદ્ગદ્ સ્વરે બોલ્યો —

"લાનિ ! તું મને નથી ઓળખતો ? હું બોનાપાર્ટ છું તારો મિત્ર છું લાનિ ! હજી ઈશ્વર તને મારે માટે બચાવી લેશે."

લાનિએ આંખ ઉઘાડી અને કહ્યું, "હું તમારી અને દેશની સેવા કરવા જીવ્યો હોત તો સારું થાત પણ ખરી અણીને વખતે તમને એક સમરાંગણના નિમકહલાલ સોબતીની અને વફાદાર મિત્રની ખોટ પડે છે ! તમે જીવતા રહો અને સૈન્યને બચાવો"

નેપોલિયન વિહ્વલ થઇ ગયો, તોપણ આ વખત શોક કરવાનો ન હતો શત્રુની તોપો ધડાધડ ફૂટતી હતી અને તેમના સ્વાર વાદળાની માફક ધસ્યા આવતા હતા તેણે પોતાના મરતા મિત્રની છેલ્લી વિદાય લીધી લાનિના બેઉ પગ કાપી નાખવા પડયા અને તે થોડે દિવસે મરણ પામ્યો

માસેના હજી ખૂનખાર કતલ છતા એસ્પર્ન જાળવી રહ્યો હતો એસ્લિંગપર આસ્ટ્રિયન લશ્કરનો અસહ્ય ધસારો શરૂ થયો ફ્રેન્ચ લશ્કરની સલામતીનો આધાર એસ્લિંગપર હતો નેપોલિયને પોતાના ચુનંદા સિપાઇઓની ટુકડી છોડી મૂકી તેના સરદારને નેપોલિયને લખ્યું કે "લશ્કરને બચાવવા એક છેલ્લો પ્રયત્ન કરી જુઓ હવે મારી પાસે આખરની ઘડીએ ઉપયોગમાં લેવા લાયક બાદશાહી રક્ષકો સિવાય બીજું કાંઇ રહ્યું નથી"

પાંચ પાંચવાર આસ્ટ્રિયનો એસ્લિંગ આગળ વજ્રની દિવાલની માફક ઉભેલા નાનકડા, ઘવાયલા ફ્રેન્ચ લશ્કરપર ધસી આવ્યા પાંચ પાંચવાર તેમને ફ્રેન્ચોએ મારી હઠાવ્યા એક ફ્રેન્ચ સિપાઈની સામે ચાર ચાર આસ્ટ્રિયનો હતા તેઓથી હવે વધારે ટકી શકાય એમ ન હતું એવામા નેપોલિયને મોકલેલી મદદ આવી પહોંચી ગોળા અને ગોળીઓના વરસાદને ન ગણકારતા, શત્રુને સંગીનથી વીંધી નાખતા તેઓ મરણીઆ થઇને તૂટી પડયા આસ્ટ્રિયનોની ભરતીનું પાણી હઠયું લોબોના ટાપુ ઉપર ગોઠવેલી ફ્રન્ચોની તોપોએ તેમનો ઘાણ કહાડી નાખ્યો, અને એસ્લિંગ તો બચ્યું

ત્રીશ કલાકસુધી લાગલાગટ દારુણ સંગ્રામ મચી રહ્યો હતો બેઉ પક્ષના મળીને પચાસ હજાર મુડદા રઝળતાં થઇ ગયા હતા આખો દિવસ નેપોલિયન અત્યંત જોખમભરેલી જગ્યાએ ખુલ્લામા ઉભો રહ્યો હતો "તમારી સલામતી ઉપર અમારો સૌનો આધાર છે માટે તમે દૂર ઉભા રહો" એમ તેના સરદારો વિનતિ કરતા પણ તે ગણકારતો નહિ તેની આસપાસ સિપાઇઓ અને અમલદારો ટપાટપ પડતા હતા આખરે જનરલ વૉલ્થરથી રહેવાયું નહિ તેણે કહ્યું, "સાહેબ, તમે દૂર જાઓ નહિ તો હું મારા સિપાઇઓવડે તમને બળાત્કારે ઉચકાવી મોકલીશ"

હવે સાંજ પડવા આવી નેપોલિયને રાતમાંને રાતમા લોબોના ટાપુ ઉપર ચાલ્યા

જવાનો નિશ્ચય કર્યો હજી એસ્પર્ન અને એસ્લિગ ફ્રેન્ચોના હાથમા હતા તેથી સૈન્યને પાછા હઠવામા જોખમ ન હતુ આસ્ટ્રિયાની તોપોના ધડાકા ચાલુજ હતા પણ ફ્રેન્ચો તેનો જવાબ આપી શકતા ન હતા માસેનાને પૂછાવ્યુ કે તમારાથી એસ્પર્ન કયાંસુધી જાળવી શકાશે ? જ્યારે આ સદેશો લઈ જનાર અમલદાર માસેના પાસે ગયો ત્યારે તે અડગ ધૈર્યવાન સરદાર થાકથી લેવાઇ ગયો હતો, તેના કપડાં ધૂમાડાથી કાળાં મેસ જેવાં થઈ ગયાં હતાં અને આંખો લાલચોળ થઇ ગઈ હતી એવી હાલતમાં કપાઈ ગએલા સિપાઇઓના ઢગલા વચ્ચે ધૂમાતા મકાનના ખડીયેર ઉપર તે બેઠો હતો. તેણે દઢ આગ્રહપૂર્વક જવાબ આપ્યો કે "**શહેનશાહને કહો કે બે કલાક—છ કલાક—ચોવીશ કલાક જ્યાં લગી લશ્કરની સલામતી માટે જરૂર હશે ત્યાં લગી હુ અડગ ઉભો છુ**"

પછી નેપોલિયન ટાપુ ઉપર ગયો અને પૂલ નવેસરથી બધાઈ રહેતાં સુધી થોડા દિવસ પોતાનુ લશ્કર સહિસલામત રહી શકે એવી જગ્યા મુકરર કરવા ઘોડે બેસીને બધા ટાપુ ઉપર ફરી આવ્યો તેણે તેવુ એક સ્થળ પસદ કર્યું રાત પડયા પછી તેણે પોતાના સેનાપતિઓને એકઠા કર્યા આનો હેતુ તેમની સલાહ લેવાનો નહિ પણ પોતાનો જુસ્સો તેમનામા રેડીને આવે અણીને પ્રસંગે તેમનુ ધૈર્ય ટકાવી રાખવાનો હતો અધારૂ થયુ હતું, વરસાદ વરસતો હતો, ઘુઘવાટ કરતી ડાન્યૂબ નદી પૂર જોસથી વહેતી હતી એવે સમયે તે ઝાડ નીચે માસેના, બાર્થિયર, ડેવાક્ર વગેરે સેનાપતિઓની રાહ જોતો બેઠો

આજે પણ તે હમેશના જેવોજ શાત અને આત્મશ્રદ્ધાવાન હતો. મૃત્યુના મુખ આગળ ઉભા રહેવામાં તેમજ આપત્તિનો ઘા સહન કરવામાં તે એકસરખુ ધૈર્ય ધારણ કરતો હતો સેનાપતિઓ નાસીપાસ થઇ ગયા હતા તેમણે વિયેના પાછા જવાની સલાહ આપી તેમની દલીલ છેવટસુધી સાભળી લીધા પછી નેપોલિયને તેમને સમજાવ્યુ કે આપણે ટકી રહ્યા છીએ, હાર્યા નથી આપણાં ઘણાં માણસો માર્યા ગયાં છે પણ શત્રુએ તે કરતા પણ વધારે ગુમાવ્યાં છે તેઓ પણ હવે થાકયા છે તેથી થોડા દિવસ તેઓ આપણને નહિ છેડી શકે ત્યાંસુધીમાં બીજો પૂલ બધાઇ જશે ઘાયલ થએલા સિપાઇઓ પણ ત્યાંસુધીમાં સાજા થઇ જશે ઇટાલિથી આપણી મદદે લશ્કર ચાલ્યુ આવે છે આપણે વિયેના જઇએ તો ત્યાંના લોકો આપણે માટે હલકો મત બાંધશે અને ત્યાંથી પણ આપણને મારી કહાડશે એટલે વિયેનામાં નહિ પણ આપણને ફ્રાન્સની હદસુધી પાછા હઠવુ પડશે. આપણી મદદે આવતુ લશ્કર પણ એકલુ પડી જઇને સપડાઇ જશે નાસીપાસ થવાનુ કારણ નથી પારિસથી પદરસો માઇલ દૂર ચાલ્યા આવીને શત્રુની રાજધાનીમા દાખલ થઇએ, ડાન્યૂબ જેવી વિશાળ નદી શત્રુની તોપોની સામે ઉભા રહીને ઓળગીએ

અને તેની સામી પાર જઇને યુદ્ધ ખેલીએ તો વખતે જરા તરા છક્કડ પણ ખાવી પડે આપણે જરા પણ નબળાઇ બતાવીશુ તો આપણા મિત્રરાજ્યો ગભરા ઇને શત્રુની છાવણીમા જતાં ર્‌હેશે અને ફ્રાન્સની કીર્તિ ધૂળમા મળી જશે ' માસેના ! ડેવાઉ ! તમે હજી જીવતા છો તમે સૈન્યને બચાવી શકશો તમારી પાછલી કીર્તિને જેમ આપજો "

તેના શબ્દોથી દરેક સેનાપતિના હૃદયમા નવુ બળ આવી ગયુ સાહસિક નરકેસરી માસેના ઉમગમા આવી ગયો તેણે નેપોલિયનના હાથ પોતાના હાથમા લઇને કહ્યુ, " ખરેખરજ તમે અમારા નેતા થવાને લાયક છો નહિ, અમે બાયલાની માફક પાછા નહિજ હઠીએ જે શત્રુ આપણુને ડાન્યૂબમાં ધકેલી મૂકવા આવ્યો હતો તેને આપણે ધૂળ ચાટતો કરીને હજી અડગ ઉભા છીએ હુ પેલી પાર જાઉં છુ અને લશ્કરને ટાપુ ઉપર સહિસલામત મોકલાવુ છુ **"જે કોઈ તેમની પૂંઠ લેવા આવશે તેમને ડાન્યૂબમા ન મારૂ તો મારૂ નામ માસેના નહિ."**

રાત અંધારી ઘોર હતી વરસાદ ધોધમાર વરસતો હતો માસેના સામે કિનારે ફ્રેન્ચ છાવણીમા પાછો આવ્યો શત્રુની તોપોનો મારો ધીમો પણ ચાલુ હતો તેના ગોલંદાજો પણ થાકી ગયા હતા નદીમા ભયંકર પૂર ચાલુ હતુ છતાં હોડીમા બેસીને નેપોલિયન ડાન્યૂબને જમણે કિનારે ગયો અને ત્યાથી ભૂખ્યા સિપાઇઓમાટે બિસ્કિટ દારૂ હોડીઓમાં ભરાવી ભરાવીને મોકલાવ્યાં સાથે જેટલો મોકલાય તેટલો આવતી કાલને માટે દારૂગોળો પણ મોકનાવ્યો દીર્ઘદૃષ્ટિ વાપરીને સાથે આણેલા ખલાસીઓ આ અણીને વખતે ખરેખરા કામ આવી ગયા

મધરાત્રે ફ્રેન્ચ લશ્કરે પાછા વળવાનુ શરૂ કર્યુ પહેલા તો ઘાયલ સિપાઇઓ અને યુદ્ધસામગ્રી રવાના થઇ સવારનુ ઝાખુ અજવાળુ થતા આસ્ટ્રિયન સેનાપતિને આ વાતની જાણ થઇ તેમની તોપો ધડાધડ ફૂટવા લાગી આખુ લશ્કર સહિસલામત પૂલપરથી પસાર થાય ત્યારપછી સૌથી છેલ્લોજ પૂલપર પગ મૂકવો એવો દૃઢ નિશ્ચય કરીને માસેના ગોળીઓના વરસાદની ઝડીમા ઉભો રહ્યો મોતને તુચ્છકારતો તે ચારે બાજુએ ફરી ફરીને જોતો કે એક પણ ઘાયલ સિપાઈ અગર એક પણ ખપની ચીજ રહી ન જાય બધુ લશ્કર પસાર થઇ ગયા પછી તેણે પૂલપર પગ મૂક્યો અને તેની આસપાસ આસ્ટ્રિયન નિશાનબાજોની ગોળીઓ સણસણાટ કરતી ઉડવા લાગી. પછી દોરડાં કાપી નાખ્યાં અને આખો પૂલ નીચેની હોડીઓની સાથે સડસડાટ કરતો સામે કિનારે જઇ પહોચ્યો

નેપોલિયને ઘાસના ઢગલા ઉપર થોડા કલાકની ઉંઘ લીધી અને પાછો ઘોડેસ્વાર થઇ ગયો તેણે જોઇ લીધુ કે પાકો પૂલ બધાઇ રહેતા એક મહિનો લાગશે તેણે મોટા પાયા ઉપર જંગી પૂલ બાધવાનો હુકમ કરી દીધો, એ પૂલ તેના ઈજનેરોની

કુશળતા અને નેપોલિયનના અથાગ ઉત્સાહના કાયમના સ્મારક તરીકે હજી પણ એ સ્થળે સારી હાલતમા ઉભેલો છે આખુ લશ્કર કામ કરવા મડી ગયુ ત્રણ અઠવાડીઆમા તો ભારેમાં ભારે પૂરથી પણ આંચ ન આવે એવો, ઉચો મજબૂત પૂલ ઉભો થઇ ગયો ! ત્રણ ગાડીઓ સાથે જઈ શકે એવો પહોળો અને ભારેમા ભારે તોપોનો ભાર ખમે એવો સગીન એ પૂલ બનાવવામા આવ્યો તેની નીચે પાયદળને જવા માટે વળી બીજો પૂલ પણ ઉભો કર્યો. આ રીતે એકી વખતે સખ્યાબધ સિપાઇઓ જઈ શકે એવી સગવડ થઇ ગઇ આ પૂલ બધાતો હતો ત્યારે તેના દરેક વિભાગ ઉપર નેપોલિયન જાતે ફરી ફરીને દેખરેખ રાખતો હતો, અને બીજીવાર ડાન્યૂબ ઓળગતી વખતે લશ્કરને લેશમાત્ર પણ અડચણ ન પડે તે માટે દરેક પ્રકારની સાવચેતી રાખીને પૂલની રચના તેણે કરાવી હતી





# प्रकरण ४८ मुं—वाग्रामनो संग्राम




૮૦૯ના જુલાઇ માસની ૪થી તારીખનો આખો દિવસ આકાશમા વાદળનો ઘટાટોપ જામેલો રહ્યો હતો રાત પડતાં પવનનુ જોર વધ્યુ અને તોફાન શરૂ થયુ આકાશ કાળાં વાદળાંથી છવાઇ ગયુ અને વરસાદ ધોધમાર વરસવા લાગ્યો. વીજળી ઉપરાઉપરિ ઝબુકવા લાગી અને ભયકર મેઘગર્જનાથી આકાશ અને પૃથ્વી ધમધમી રહ્યા ડાન્યૂબ ઓળગીને સામે કિનારે જવાનો અત્યારેજ સારામાં સારો અવસર હતો નેપોલિયનની આજ્ઞા થતાજ તેનુ આખુ લસ્કર ગતિમા આવી ગયું શત્રુને ગભરાટમા નાખવા માટે એકે વખતે તેમની છાવણીની બધી બાજુએથી આક્રમણ શરૂ થયુ મોટામાં મોટી નવસો તોપોના ધડાકા થવા લાગ્યા લાલચોળ ધગધગતા ગોળા વીજળીના ઝબકારાની સાથે, અને તોપોના ધડાકા મેઘગર્જના સાથે ભળી જવા લાગ્યા આકાશમાં અને પૃથ્વી ઉપર એકસરખી ભયાનક ઘટના ચાલુ રહી. આખા ફ્રેન્ચ સૈન્યમાં નેપોલિયનનો જુસ્સો વ્યાપી ગયો હતો. શત્રુના ગોળા ગોળીઓ, બોંબ સર્વને ફૂલની વૃષ્ટિની માફક વધાવી લેતું આખુ લશ્કર અગાઉના સકેત પ્રમાણે પૂલ ઓળગવા લાગ્યુ

સવાર પડતાં તોફાન શમી ગયુ રાતમાં ને રાતમાં સીત્તેર હજાર માણુસો પૂલ ઓળગીને વ્યૂહબદ્ધ થઇને ઉભા રહ્યા બીજુ લશ્કર હજી ચાલ્યુજ આવતુ હતુ આ પ્રમાણે લશ્કરને સામી બાજુએ સહિસલામત ઉતારવાની નેપોલિયનની કુશળતા આખા લશ્કરે વખાણી અને તે જ્યાં જતો ત્યાં “ શહેનશાહ ઘણું જીવો ” ના પોકારથી હર્ષઘેલા સિપાઇઓ તેને વધાવી લેતા શાહજાદો ચાર્લ્સ તો એમ સમજતો હતો કે ફ્રેન્ચ લશ્કરને પૂલ ઓળગતા ચોવીશ કલાક થશે અને લશ્કરનો બીજો ભાગ આવી પહોચતા પહેલાં તો એક ભાગને હુ પૂરો કરી નાખીશ પણુ નેપોલિયને જૂદા જૂદા સાત પૂલ ઉભા કરાવ્યા હતા અને આસ્ટ્રિયન છાવણીની પાછલી બાજુએ પણુ ફ્રેન્ચો ગોઠવાઈ ગયા હતા આખો દિવસ લાગલાગટ ઝપાઝપી કરતા કરતા ફ્રેન્ચો વાગ્રામના મેદાનમાં ગોઠવાઇ ગયા અને બીજા દિવસના દારુણુ સગ્રામની રાહ જોતા વરસાદમાં ભીને કપડે જ્યાંને ત્યા સૂઇ ગયા.

પણુ નેપોલિયનને આરામ લેવાની ફુરસદ ન હતી લબાણુમાં નત્ર માઇલ અને

પહોળાઇમાં ત્રણ ચાર માઇલ સુધી પથરાઇ ગએલા વિશાળ લશ્કરની ગોઠવણ તે જાતે તપાસી આવ્યો પછી મધરાતે સેનાપતિઓને બોલાવીને તેમને આવતી કાલને માટે ઝીણી ઝીણી બાબતોની સૂચના આપી સેનાપતિઓ સમજી શકે એવી રીતે નહિ પણ ભૂલ થવાનો જરા પણ સંભવ ન રહે એવી રીતે સૂચના આપવાની તેને ટેવ હતી. સવાર પડતા દારુણ સંગ્રામ શરૂ થયો. બાર કલાકસુધી ત્રણ લાખ યોદ્ધાઓનાં દળ સામસામાં અથડાયા તલવારની સામે તલવાર અને સંગીનની સાથે સંગીનો અથડાઇ સ્વારોની ટુકડીઓ એકબીજાની સામે દૈત્યોની માફક ધસી ગઇ.

નરકેસરી માસેના ઘાયલ થવા છતા પણ પટા બંધાવીને ગાડીમાં બેઠો બેઠો પોતાનુ કામ કર્યો જતો હતો નેપોલિયન ઘોડેથી ઉતરીને તેની સાથે ગાડીમા બેઠો, પૂરેપૂરો વિજય થાય એવી રીતની લશ્કરની હિલચાલ તેણે તેને સમજાવી જનરલ ડેવાઉ શત્રુની ડાબી પાંખની નજીક આવી પહોંચ્યો હતો તેજ વખતે ભારે તોપખાનું અને કસાયલું ફ્રેન્ચ પાયદળ મેક્ડોનલ્ડની સરદારી નીચે શત્રુના મધ્યભાગને તોડી નાખવા માટે ધસી આવતું હતુ એટલામાં ધરતી ધ્રુજાવતુ તોપખાનુ પણ આવી પહોચ્યુ અને યુદ્ધનો છેલ્લો દાવ શરૂ થયો મેક્ડોનલ્ડની ચૌદ ટૂકડીઓ આગળ વધી શત્રુઓએ તેના ઉપર બેઉ બાજુથી તોપોનો માર શરૂ કર્યો ફ્રેન્ચોની એક પછી એક હાર અદ્રશ્ય થવા લાગી પણ શત્રુના મધ્યભાગ તરફ લક્ષ રાખીને ગોળાના ધૂમકોટની સામે મેક્ડોનલ્ડ તો આગળનો આગળ વધ્યોજ ગયો તેઓ પંદર હજાર સિપાઇઓમાંથી માત્ર પંદરસોજ જીવતા રહ્યા હતા પણ નિડર મેક્ડોનલ્ડ આગળ જવાનીજ આજ્ઞા આપતો ગયો. પરિણામે આસ્ટ્રિયન સૈન્યનો મધ્યભાગ ભેદાઇ ગયો ડેવાઉના લશ્કરે પણ તેની એક પાંખને સુવાડી દીધી જનરલ બેસિયર્સના સ્વારો હવે વીરહાક ગજાવતા શત્રુ ઉપર તૂટી પડયા બેસિયર્સ લોહીલુહાણ થઇ ગયો પણ તેથી પાછા ન હઠતાં ક્રોધોન્મત્ત થએલા સ્વારોએ તલવાર ચલાવી આસ્ટ્રિયનો નાઠા શહેનશાહ ફ્રાન્સિસ નિરાશ થઈને પલાયન કરી ગયો હવે આસ્ટ્રિયાનુ બળ ખતમ થઇ ગયુ અને આખુ રાજ્ય નેપોલિયનના સ્વામિત્વ નીચે આવી ગયુ !

પોતાના હમેશના રિવાજ મુજબ નેપોલિયન ઘાયલ સિપાઇઓને આશ્વાસન આપવા તથા તેમની બરાબર સારવાર થાય તેની દેખરેખ રાખવા આખા રણક્ષેત્રમા ફરી આવ્યો કેટલીક વખત થયા ગેરસમજુતને લીધે તેને મેક્ડોનલ્ડ સાથે અન્યમનસ્ક જેવુ થયુ હતુ, પણ આજે નેપોલિયને તેના શૌર્યની કદર કરીને તેને માર્શલની પદવી આપી.

લડાઇની પહેલાં તેમજ લડાઈની પછી મળી નિરંતર કામ કરવા પાછળ એક પળનો પણ આરામ લીધા વગર નેપોલિયને ત્રણ દિવસ કહાડયા હતા અને સખત ગરમીમાં ભટકયો હતો. તેને લીધે હવે તેને તાવ આવ્યો. થોડાક કલાકનો આરામ

લઈને તે પાછો ઘોડેસ્વાર થયો, અને શત્રુના નામતા લશ્કરની પૂંઠે દોડતા પોતાના સૈન્ય સાથે સામેલ થઈ ગયો, પણ એવામાં આસ્ટ્રિયાના શહેનશાહ તરફથી સલાહની યાચના કરવામા આવી અને નેપોલિયને તેનો તરતજ સ્વીકાર કર્યો આ લડાઇમા ઉતરવા તે ઘણોજ નારાજ હતો લડાઈ અટકાવવાને તેણે બનતો પ્રયત્ન કરી જોયો હતો છતા તેના શત્રુઓએ તેની ઉદારતાને નિર્બળતાની નિશાની ધારીને તેને લડવાની ફરજ પાડી આજે આસ્ટ્રિયાનુ રાજ્ય તેના પગ નીચે હતુ છતાં પણ નેપોલિયનને સલાહની પ્રાર્થનાનો તરતજ સ્વીકાર કર્યો સેવરી લખે છે કે "નેપોલિયનને લડયાવગર ચાલતુજ ન હતુ એમ કહીને તેને વગોવવાની ફેશનજ પડી ગઇ છે છતા તેની આખી કારકીર્દી જોતાં જણાય છે કે સલાહ કરવાની માગણી કરવામા તે પહેલ કરતો હતો અને જ્યારે તેને લડાઇમા ઉતરવુ પડતુ ત્યારે તેના ચહેરામા ઉંડા અફસોસની નિશાનીઓ ઘણીવાર મારા જોવામાં આવી હતી "

આસ્ટ્રિયા સાથેની તકરારનો કેવી રીતે નિર્ણય કરવો તે વિષે મસલત કરવાને નેપોલિયને પોતાના તબુમા બધા સેનાપતિઓને એકઠા કર્યા અને ત્યા એ વિષે ખૂબ ચર્ચા ચાલી એક પક્ષનો અભિપ્રાય એવો હતો કે ફ્રાન્સના પ્રજાતત્રનો જો કોઇ કટ્ટો શત્રુ હોય તો તે આસ્ટ્રિયા છે જ્યાસુધી આપણે તેને પૂરેપૂરૂં બળહીન નહિ કરી નાખીએ ત્યાસુધી તે આવી રીતે અનેકવાર સલાહ કરશે, તોડશે અને આપણને હેરાન કરશે માટે તેના ત્રણ ભાગ પાડી નાખવા અને તેમાંથી ત્રણ નાના નાના રાજ્યો બનાવવાં બીજા પક્ષનો અભિપ્રાય એવો હતો કે તેમ કર્યાથી પ્રશિયા સાથે દુસ્મનાવટ થાય અને રશિયા પણ તેમા જોડાય હજી સ્પેનમા તો લડાઈ જારીજ છે તેથી આપણે એકે વખતે ઉત્તરમા અને દક્ષિણમા બે ઠેકાણે પહોચી વળીશુ નહિ માટે આસ્ટ્રિયા સલાહ માગે છે તો સલાહ કરવી અને સ્પેનની લડાઇનુ છેવટ લાવી નાખવુ એટલે ત્યા આપણા બે લાખ માણસો નકામા રોકાઈ રહ્યાં છે તે છૂટાં થઇ જશે

નેપોલિયને બેઉ પક્ષની દલીલો શાંતિથી સાભળી લીધી અને સભા બરખાસ્ત કરતા કહ્યુ, "ગૃહસ્થો ! પૂરતી ખૂનરેજી થઇ ચૂકી છે મે સલાહ કરવાનો નિશ્ચય કર્યો છે "

ત્યારપછી શાહજાદા ચાર્લ્સ સાથે સલાહના કોલકરારવિષે પત્રવ્યવહાર ચાલવા લાગ્યો, પણ વખતે સમાધાન ન થાય તો કેમ કરવુ તેને માટે પણ નેપોલિયને તૈયારી કરવા માંડી ભારે પરિશ્રમ કરીને તેણે ત્રણ લાખ સિપાઇઓનુ સૈન્ય આસ્ટ્રિયાના મધ્યભાગમાં ગોઠવી દીધુ, નવા ઘોડા મગાવ્યા અને તોપખાનામાં પુષ્કળ વધારો કર્યો આટલી તૈયારી રાખ્યા પછી જેમ બને તેમ જલદી સલાહ કરવા માટે તેણે પેરવી કરવા માંડી પણ આસ્ટ્રિયાએ આટલુ છતાં વખત ગાળવા માટે નવા નવા બહાનાં બતાવ્યાં અગ્રેજ લશ્કર એન્ટવર્પ તરફ ચાલ્યુ આવતુ હતુ તેમાં જો ફ્રેન્ચોનો

પરાજય થાય તો વળી બીજીવાર લઢવાની તક મળે એવી આસ્ટ્રિયાની ધારણા હતી એથી કરીને તેણે જુલાઇ અને આગસ્ટ બે મહિના કહાડી નાખ્યા

આ તરફ ઈંગ્લંડનું લશ્કર માજી વડા પ્રધાન પિટ્ના પુત્ર લૉર્ડ ચથામની સરદારી નીચે બેલ્જીયમ પર ચઢી આવ્યું ફ્રાન્સના એંશી હજાર સ્વયંસેવકો તેમને મારી કહાડવા તૈયાર થયા, પણ નેપોલિયને તેમના સરદારને લખ્યું કે તમારૂં લશ્કર મિનકવાયતી નવા સવા સિપાઇઓનું છે, વળી તમારી પાસે જોઇએ તેવું તોપખાનું તથા સારા સરદારો પણ નથી માટે લઢશોજ નહિ લડશો તો જરૂર માર્યા જશો અગ્રેજોને ત્યા પડાવ નાખવા દો તમારે બદલે એ પ્રદેશનો ઝેરી તાવજ તેમની સામે લઢશે અને એક મહિનામાં તેમને ભાગી જવું પડશે

નેપોલિયને ધાર્યું હતું તેમજ થયું દશજ દિવસમા પદર હજાર અગ્રેજ સિપાઓને તાવ લાગુ પડ્યો, અને દરરોજ સેકડો મરવા લાગ્યા લોર્ડ ચેથામ નિરાશ થઇ ગયો તેના ચાર હજાર સિપાઇઓ મરી ગયા, અને બાર હજારને માંદા માંદા ઈંગ્લંડ મોકલાવ્યા, પરતુ તેમાના પણ ઘણા ખરા રસ્તામાંજ મરી ગયા અને હજી પણ માંદગીના કેસ વધતાજ જતા હતા આથી કરીને તેમણે પાછા જવાનું નક્કી કર્યું અને જેમ તેમ કરીને બેલ્જીયમ છોડીને ચાલ્યા ગયા !

આ બનાવથી આસ્ટ્રિયાના હાથ હેઠા પડ્યા હવે તેને સલાહ કર્યા સિવાય છૂટકોજ ન હતો તેનું આખું રાજ્ય નેપોલિયનના પગ તળે આવી ગયું હતું, તેનું સૈન્ય હજી જેવુંને તેવું અપરાજિત હતું, રાજ્યની અગત્યની જગ્યાઓ બધી તેના હાથમા આવી ગઇ હતી આ પ્રમાણે હોવા છતા પણ તેણે આસ્ટ્રિયાના રાજા સાથે જે ઉદારતા અને મોટું મન બતાવ્યું તે જોઇને તેના શત્રુપક્ષના ઇતિહાસકારોને પણ તે ઉદાર હતો એમ કબૂલજ કરવું પડે છે

તેણે આસ્ટ્રિયાના પ્રતિનિધિનો સત્કાર કર્યો અને તેની સાથે ખુલ્લા દિલથી વાત કરવા માંડી તેણે સરળ શબ્દોમાં તેને કહ્યું કે " જો તમે મારી સાથે પ્રમાણિકપણે વ્યવહાર કરશો તો એજ દિવસમાં બધો નિર્ણય થઇ જશે મારે આસ્ટ્રિયા પાસેથી કાંઇ જોઇતું નથી મારૂં હિત જાળવવા માટે મારી આગળ બે રસ્તા છે કાં તો તમારા રાજ્યના આસ્ટ્રિયા, બોહીમિયા અને હંગરી એવા ત્રણ ભાગ પાડી નાખવા અથવા તો આસ્ટ્રિયા સાથે કાયમની મૈત્રી બાંધવી પહેલો માર્ગ લેતા વધારે લડાઇઓ કરવી પડે છે અને જો કે તેમ હું કરી શકું છું તોપણ તમને વચન આપું છું કે એ માર્ગ હું નહિ સ્વીકારૂં

બીજો માર્ગ મને વધારે અનુકૂળ છે, પણ તમારા રાજાની મૈત્રીની આશા કેવી રીતે રખાય ? તે પોતે ઘણા શાણા છે પણ તેમની આસપાસના માણસોની ઉશ્કેરણીથી દોરવાઈ જાય છે આપણી સલાહ કાયમની રહે તેને માટે એકજ રસ્તો છે.

તમારા રાજાને રાજ્યનો કંટાળો આવ્યો છે એમ કહેવાય છે તેમનો એક ભાઇ મારી સાથે સદ્ભાવ ધરાવે છે અને ઘણો કેળવાયલો છે ફ્રાન્સ તરફ તેને વેર નથી પ્રધાનોથી કે અંગ્રેજોથી દોરવાઇ જાય તેવો પણ તે નથી જો તમારા રાજા તેને ગાદી સોંપી દે તો હું આસ્ટ્રિયા છોડવા રાજી છું અને અમને આટલો બધો ખર્ચ થયો છે છતા નુકસાનીના બદલામાં એક પ્રાંત કે એક પૈસો પણ તમારી પાસેથી લઇશું નહિ જગતને આ બનાવથી રાહત મળશે એજ મને મોટો સંતોષ છે. કદાચ એથી પણ હું એક પગલું આગળ વધીને હું તમને ટાઇરોલ પણ પાછું આપીશ"

આસ્ટ્રિયાના પ્રતિનિધિએ કહ્યું કે "જો બની શકતું હોય તો તેમ કરવા અમારા રાજા ખુશી છે, પણ તેઓ તો પોતે ગાદીપર રહેવા કરતા પોતાના વંશજોને ગાદી ઉપર કાયમ કરવા વધારે ઇચ્છે છે"

નેપોલિયને કહ્યું કે "હું તમને મારૂં વચન આપું છું કે જો તમારા રાજા તેમના ભાઇને ગાદી આપી દે તો આના કરતા પણ વધારે આપવા ખુશી છું પણ એટલો ત્યાગ તેઓ કરે એમ હું માનતો નથી અને તમારા રાજ્યના વિભાગ પાડવા હું ઇચ્છતો નથી મારે તમારા બીજા કોઇ પ્રાંત જોઇતા નથી માત્ર ફ્રાન્સની હદ તમારા રાજ્યથી દૂર જાય તે માટે તમારે આસ્ટ્રિયાનો થોડો ભાગ છોડવો પડશે. તુર્કસ્તાન સાથેનો અમારો સંબંધ જાળવવા માટે આડ્રિયાટિક સમુદ્રના કિનાર ઉપરના રાજમાર્ગનો કબજો અમારા હાથમા રહેવો જોઇએ તમારા રાજાએ મને ઈંગ્લન્ડનો નાશ કરતાં બે વાર અટકાવ્યો છે અને તુર્કસ્તાન ઉપર અમારો વગ બેસાડવા માટે સમુદ્રને બદલે જમીન માર્ગનો આશ્રય લેવાની ફરજ પાડી છે માટે થોડું થોડું આપણે બેઉ છોડી દઇએ હું બોહિમિયાના ત્રણ પ્રાંત માગતો હતો તે હું જવા દઉં છું અને આસ્ટ્રિયાના રાજ્યમાથી જે ત્રણ મથક માગતો હતો તે પણ છોડી દઉં છું ઇટાલિમાથી કેરિન્થિયાનો એક ભાગ પણ તમને આપી દઉં છું માત્ર મારા કબજામા સોળ લાખ માણુસની વસ્તીનો જર્મની તરફનો મુલક રહેવો જોઇએ" આના જવાબમા આસ્ટ્રિયાના શહેનશાહે લખાવ્યું કે નેપોલિયન જે છુટછાટ મૂકે છે તે નહિ જેવી છે સનાહ કરવીજ હોય તો આથી વધારે લાભ અમને મળવા જોઇએ

આ જવાબ વાચીને નેપોલિયન ઘણોજ ગુસ્સે થઈ ગયો અને આસ્ટ્રિયાના પ્રતિનિધિને કહ્યું, "તમારા પ્રધાનો તમારા રાજ્યના ભૂગોળ પણ જાણતા નથી હું દશ લાખ માણસોની વસ્તીવાળો પ્રદેશ જતો કરૂં છું માત્ર શત્રુ રાજ્યની હદને મારા રાજ્યની હદથી દૂર રાખવા જેટલો મુલકજ હું મારા કબજામાં રાખું છું અને છતા તમારા શહેનશાહ લખે છે કે હું મારા હકક જતા કરૂં છું તે નહિ જેવા છે આવીને આવી રીતેજ તમારા પ્રધાનો તમારા શહેનશાહને ભરમાવે છે આમ ખોટું ખોટું સમજાવીને તેમણે તેની પાસે લડાઇ કરાવી અને આખરે તેના પાયમાલી

પણ કરવાના "

સલાહની સરતો નક્કી કરવામા જે વિલબ થયો હતો અને આસ્ટ્રિયાના દરબાર તરફથી જે બહાના બતાવવામા આવ્યાં હતા તે ઉપરથી નેપોલિયનને ખાત્રી થઇ હતી કે પોતે ગમે તેટલી ઉદારતા દાખવીને સમાધાન કરવા પ્રયત્ન કરે તોપણ સામા પક્ષને તો લડાઇ કરવીજ છે તેથી તેણે લડાઈ ચાલુ કરવા લશ્કરને સજ્જ કરવાની આજ્ઞા આપી સલાહ કરવા તે ગમે તેટલો ઉત્સુક છતાં જરૂર પડે ત્યારે લડાઇમાં ઉતરતાં પણ તે જરાએ ડરતો ન હતો છેલ્લીવાર તેણે પોતાના પ્રતિનિધિને આસ્ટ્રિયાના દરબારમા મોકલતાં સૂચના આપી કે "આસ્ટ્રિયા પાસે લડાઇના ખર્ચ પેટે જે દંડ લેવાનો છે તેમા પાંચ પચીશ લાખ ઓછા કરતાં પણ સલાહ થતી હોય તો કરવી. આ બાબતમા નમ્યુ મૂકવુ પડે તો મૂકવુ મારે હવે છેવટનો ફેસલોજ લાવી નાખવો છે " આખરે ૧૪મી અક્ટોબરે સલાહ થઇ આસ્ટ્રિયાએ છેલ્લાં સોળ વર્ષમાં કરેલી સલાહમાંની આ ચોથી સલાહ હતી, અને તેની પહેલાંની ત્રણ સલાહનો જેમ તેણે ભગ કર્યો તેવી રીતે થોડાજ વખતમા પાછો આ સલાહનો પણ આસ્ટ્રિયાએ ભગ કર્યો.

વિયેના છોડીને જતા પહેલા શહેરનો કોટ દારૂગોળાથી ઉડાવી મૂકવાનો હુકમ નેપોલિયન આપતો ગયો. તે મુજબ વજ્ર જેવો મજબૂત કોટ, જેણે અનેક સૈકાઓ સુધી લડાઇની ટક્કર ઝીલી હતી, મદોન્મત્ત તુર્કસેનાની ભરતીને પણ જેણે ખાળી રાખી હતી તે મોટા ધડાકા સાથે હવામા ઉડી ગયો આ કૃત્યને માટે નેપોલિયન ઉપર એલિસન તથા બીજા સામા પક્ષના ઇતિહાસકારો સખત હુમલો કરે છે લડાઇની જરૂરીઆત જોતાં તેને આ પગલુ લેવુ પડયુ હોય તોપણ સલાહ થઈ ગયા પછી તેણે વિયેનાની રાજધાનીને અપમાન પહોચાડયુ અને પરાજિત થએલા શત્રુને તેનો પરાજય વધારે સાલે એવુ આચરણ કર્યું તેને માટે આપણે તેનો બચાવ કરી શકતા નથી

વિયેના આગળ થએલી સલાહના કરાર મુજબ નેપોલિયને બાવેરિયાની સરહદ વધારી અને સેકસનીના રાજ્યનો પણ વિસ્તાર કર્યો તેમ કર્યાથી તેણે પોતાના મિત્ર રાજ્યોને આસ્ટ્રિયાના હુમલાથી વિશેષ સુરક્ષિત કર્યાં તેજ રીતે ઇટાલિ અને પોલેન્ડને પણ આસ્ટ્રિયાથી બચાવવા તે પ્રદેશોની સીમાનો વિસ્તાર કર્યો સુલેહ કરવામાં જો આ કરતા પણ તેણે વધારે ઢીલું મૂકયુ હોત તો જગત્ તેની મૂર્ખાઇને હસત. તેની ઉદારતા જોઇને તેના શત્રુઓ પણ ચકિત થઇ ગયા. વિરુદ્ધપક્ષના ઇતિહાસકારો નેપોલિયનની નૈસર્ગિક ઉદારતા હતી એવુ તો સ્વીકારી શકતાજ નહિ, એટલે તેઓ કહેતા કે તેનામાં નવાં રાજ્યોની વ્યવસ્થા કરવાની હિમ્મત અને દઢતા ન હતી, તેથીજ તેણે હાથમાં આવેલા રાજ્યો જવા દીધા ! એમાના કોઇએ તેની ઉદારતાને તો નજ વખાણી ! આવીજ રીતે તેને પહેલેથી છેવટસુધી અન્યાય આપવામા આવે છે. પોતાના દેશનુ રક્ષણ કરવાના તેના પ્રયત્નોને રાજ્યસત્તાના લોભનુ અને મનુ

ખૂનરક્તની પિપાસાનું સ્વરૂપ અપાતુ અને પરાજય પામેલા શત્રુ તરફ જ્યારે તે ઉદારતા બતાવતો અને હાથમાં આવેલા રાજ્યો છોડી દેતો ત્યારે તે નિર્બળ, નાહિમ્મત અને રાજ્યવ્યવસ્થા કરવાને અશક્ત કહેવાતો !

ઉપરના બનાવો જ્યારે ઓસ્ટ્રિયામાં બની રહ્યા હતા ત્યારે સ્પેનમાં પણ નવેમ્બરથી લડાઇ મચી રહી હતી નેપોલિયનને સ્પેનથી દૂર રોકાયલો જોઇને સ્પેનવાસીઓ અને અંગ્રેજોના હૃદયમાં નવી આશા જન્મ પામી હતી જોસેફ બોનાપાર્ટ ભલે અને સાધુ પુરુષ હતો પણ યુદ્ધનૈપુણ્યમાં કાચો હતો સર્વમાન્ય નેતાને અભાવે ફ્રેન્ચ સેનાપતિઓ અંદર અંદર લઢયા દરમ્યાન અંગ્રેજ સેનાપતિ વેલિંગ્ટન ૩૦૦૦૦ અંગ્રેજ સૈનિકોની સાથે સ્પેનમા આવી પહોચ્યો અને ધર્માંધતાથી ઉન્મત્ત થએલા ૭૦૦૦૦ પોર્ટુગીઝ સિપાઇઓ તેને આવી મળ્યા મહા ભયાનક હત્યાકાંડ શરૂ થયો, ગામના ગામ બળી ભસ્મ થઈ ગયા, સ્ત્રીઓની પવિત્રતા લૂટાઇ, બાળકો ઘોડાના પગ તળે છુંદાઇ કચરાઇ મરણ પામ્યા મદોન્મત્ત અને ધર્મઝનુનથી છકી ગએલા સિપાઇઓ કાબૂમા ન રહ્યા સેનાપતિ વેલિંગ્ટનને પોતાના સરકારી રિપોર્ટમાં પણ લખવાની ફરજ પડી કે **અંગ્રેજ સિપાઇઓ હાર કે જીત બેમાંથી એકકે જીરવી શકતા નથી** લશ્કરની રીતભાત ઘણીજ દુર્વ્યવસ્થિત અને અમર્યાદ છે **તેઓ ધાડપાડુઓની માફક દેશને લૂટે છે અને રંજાડે છે. તેમને મર્યાદામાં લાવવાનો મારો યત્ન ફોકટ જાય છે અને હવે તો એકાદ બે ટુકડીને શરમભરેલી રીતે બરતરફ કરીને ઘેર મોકલવી પડશે**

અંગ્રેજ લશ્કરમા દેશના હલકામા હલકા વર્ગમાથી બદમાસો જેવાઓનીજ પુષ્કળ ભરતી થતી હતી, તેથી તેમના કરતા ફ્રેન્ચ સિપાઇઓ વધારે મર્યાદાભરી વર્તણૂક રાખી શકતા હતા, કેમકે ફ્રાન્સમાં ફરજીયાત લશ્કરી નોકરીની પ્રથા હોવાથી તેમના લશ્કરમા કેળવાયલો અને સંસ્કારી વર્ગ પણ આવતો હતો અંગ્રેજ અને પોર્ટુગીઝ સિપાઇઓના જુલમથી પોર્ટુગાલની અને સ્પેનની રૈયત ત્રાસ પામી ગઇ અને તેઓ પણ કહેવા લાગ્યા કે ઇગ્લંડે પોતાનો વ્યાપાર અને સત્તા જાળવી રાખવા ખાતેજ આ લડાઇમા માથુ માર્યું છે તેઓ ફ્રેન્ચોને ચાહતા ન હતા પણ ફ્રેન્ચોની રાજસત્તાને અંગ્રેજોના અમલ કરતા ઓછી અશુભ ગણીને તે સ્વીકારવા તૈયાર હતા, કેમકે જે રાજનીતિની બેડીમાં તેઓ સૈકાઓ થયાં જકડાયા હતા તેના કરતા વધારે ઉદાર રાજ્યબંધારણ તેમને ફ્રેન્ચોની પાસેથી મળવાની આશા હતી વેલિંગ્ટને પોતે પણ સ્પેન અને પોર્ટુગાલની સ્થાનિક રાજસત્તા ઇંગ્લંડપ્રત્યે કેટલી અકૃતજ્ઞ છે તેની ફરિયાદ કરી હતી, કારણ કે ત્યાંના જુલ્મી રાજ્યાસનો ઉપર ઈંગ્લંડે જુલ્મી રાજાઓને બેસાડયા અને હવે તેજ રાજાઓ તેના તરફ અપમાન અને અત્યાચાર ગુજારતા હતા

નેપોલિયને હવે તેના શત્રુઓ ઉપર બીજીવાર જીત મેળવી, છતા પણ હજી તેની

સ્થિતિ અતિશય જોખમભરેલી હતી. બીજા બધા કરતાં તેને પોતાને આ વાતની વિશેષ ખબર હતી ઈંગ્લંડે હજી પોતાનો દુરાગ્રહ છોડયો ન હતો, સલાહના દરેક કહેણને તે તુચ્છકારતુ હતુ અને ફ્રાન્સ ઉપરના આક્રમણ ચાલુ રાખતુ હતુ યૂરોપના રાજાઓની એકસપી છિન્ન ભિન્ન થઇ ગઇ છતાં તેમને ફરીથી એકત્ર કરીને ફ્રાન્સની સામે ગોઠવવાની રાજનૈતિક જાળ પાથરતા રહેવાનો આગ્રહ ઇગ્લંડે હજી છોડયો ન હતો તે તો હજી પણ સ્પષ્ટપણે જાહેર કરતુ કે પ્રજાસત્તાક રાજ્યના સિદ્ધાંતોના પ્રચારથી યૂરોપના રાજ્યાસનોને ઉથલી પડવાની ધાસ્તી છે

ઇટાલિમા નેપલ્સ અને મિલનનાં નવા સ્થપાયલાં પ્રજાસત્તાક રાજ્યો હતા નજીકમાં પોપનુ ગજ્ય હતુ પોપે આ યુદ્ધમાં એક પણ પક્ષ તરફથી ભાગ લીધો ન હતો અને નેપોલિયનને પોપની ધર્મપરાયણતા અને સાધુતાને માટે ઘણુ માન હતુ, તોપણ પોપના દરબારમાં ઇંગ્લંડ અને આસ્ટ્રિયાના એલચીઓ પ્રપચજાળ રચતા હતા અને ઇંગ્લંડનો કાફલો આસ્ટ્રિયાને મદદ કરવાનો લાગ જોતો ઇટાલિના કિનારા ઉપર ભમ્યાજ કરતો હતો નેપોલિયને પોપને લખ્યુ કે નેપલ્સ અને મિલનની સલામતીને ખાતર તમારે તેમની સાથે અરસ્પરસ બચાવ કરવાના કોલકરાર કરવા જોઇએ પોપે તેમ કરવા ના પાડી અનેકાનેક શત્રુઓની સામે એકલે હાથે ઝુઝના નેપોલિયનને માટે બીજો ઉપાયજ ન હતો કોઇ પણ વખતે દગો કે પાછળથી ઘા કરે અને પોતાના શત્રુઓને છુપી રીતે મદદ કરે, એવા રાજ્યની હસ્તીથી તેની સલામતી જોખમમાં હતી તેથી છેવટે ફ્રેન્ચ લશ્કર રોમમા દાખલ થયુ અને પોપ મહારાજને પદભ્રષ્ટ કરી નજરકેદ કર્યા નેપોલિયને તેમને વીશ લાખ ફ્રાન્કનુ વાર્ષિક પેન્શન બાધી આપ્યુ અને ધાર્મિક ક્રિયાઓ કરવાની સપૂર્ણ છૂટ આપી

હવે તરતજ પ્રાચીન રોમની સુધારણા અને જીર્ણોદ્ધાર કરવાના અનેક કાર્યોની શરૂઆત કરવામા આવી નેપોલિયનની અદ્‌ભુત કાર્યકુશળતાને લીધે પ્રાચીન રોમન વીરોની દરગાહોમાં નવુ ચેતન સિંચાયુ હુન્નર ઉદ્યોગના ધમધમાટથી રોમ નગરીની પુરાણી શેરીઓ ગાજી ઉઠી સુદરતા અને ઉપયોગીતા બેઉ તરફ સરખુ લક્ષ આપવામા આવ્યુ પ્રાચીન દેવદેવીઓની સુદર ભવ્ય મૂર્તિઓ, દેવાલયો અને સ્મરણસ્તભોનો જીર્ણોદ્ધાર કરવામા આવ્યો જૂના મકાનોને ઠેકાણે નવાં રચાયા શહેરમાં રોગ ફેલાવતા પાણીના ખાબોચીઆ અને ભીનાશવાળી જમીનોને કોરી કરી નાખવા ઈજનેરી ખાતુ મોટા પાયાપર કામ કરવા મડી ગયુ ટાઇબર નદી નીચે દટાઇ ગએલી પ્રાચીન રોમ નગરીના કળાના સુદર બેનમુન અવશેષો પુન પ્રાપ્ત કરવા માટે નદીના પ્રવાહને ખસેડી નાખવાની કોશિશ થવા લાગી જ્યારે યૂરોપના રાજાઓ એકસપી કરીને તેનો વિનાશ કરવા મથતા હતા ત્યારે નેપોલિયન સાર્વજનિક કલ્યાણ માટે આવી આવી અનેક યોજનાઓ ઘડીને તેમને વ્યવહારમા મૂકી રહ્યો હતો



# प्रकरण ४१ मुं

## શાહેનશાહ બાનુ જોસેફાઇન સાથે છુટા છેડા





પોલિયને શુ શુ કર્યું છે અને શુ શુ કહ્યુ છે તેની નિષ્પક્ષ-પાત રીતે નોધ લેવાની તેના ચારિત્ર્યલેખકની ફરજ છે. તેણે કરેલા કાર્યો માટે તો બે મત છેજ નહિ તેના પ્રત્યેક કાર્યમાં તેની આશ્ચર્યજનક પ્રતિભાની છાપ જોવામા આવે છે તેના ઉદ્‌ગાર પણ તેના કાર્યોના જેવાજ સુસ્પષ્ટ છે, પરતુ તેણે જે જે કાંઇ કર્યું તેમ કરવાનો તેને હક હતો કે નહિ તે વિષે પરસ્પર વિરુદ્ધ અભિપ્રાય દર્શાવવામા આવે છે

ડ્યૂક ઑફ રો વિગો કે જે નેપોલિયનના આતર્ગત વિચારોથી સારી રીતે વાકેફ હતો, તે નીચે પ્રમાણે લખે છે —

પદર વર્ષના લગ્નસબધથી દઢ થએલા બધન તોડવા માટે અને પોતાની પરમ-પ્રિય સહચરીનો ત્યાગ કરવાના કારણુમા કેટલાક એમ કહે છે કે રાજવશીય શાહજાદી સાથે પરણુવાનો નેપોલિયનને લોભ લાગ્યો હતો, પરતુ આ અભિપ્રાય વાસ્તવિક નથી આ દુ ખદ કાર્ય કરતાં તેને તીવ્ર મનોવ્યથા થઇ હતી એ વાત તદ્દન સત્ય છે જ્યારે તે રાજ્યાસન ઉપર બેઠો ત્યારે પણુ લોકોએ તેનાપર સ્વાર્થી-પણાનો આરોપ મૂકયો હતો, પરતુ ખરૂં જોતા રાજ્યાસન ઉપર બેસવા માટે તે ઘણો નારાજ હતો અને ફ્રાન્સ પ્રજાસત્તાક રાજ્ય હોઇ અદર અદરના વિદ્વેષથી નિર્બળ બની જશે એવી તેની પૂરી ખાત્રી ન હોત, તો તે પ્રથમના રાજ્યબધારણુમાં કદિ ફેરફાર કરત નહિ ગાદીએ બેઠા પછી પણુ લોકમતને પુષ્ટિ આપનારી અને સ્વતત્રતા તથા સમાનતાના આદર્શોને વિશેષરૂપે પ્રકટાવનારી સસ્થાઓની ખિલવણી કરવામાં તેણે કચાશ રાખી ન હતી એથી કરીને ફ્રાન્સમા રાજાસત્તાક રાજ્ય હોવા છતા પણુ પ્રજાસત્તાક રાજ્યના સિદ્ધાંતો સારી પેઠે જળવાયા હતા પોતાના મરણુ પછી ભિન્ન ભિન્ન રાજનૈતિક પક્ષો પડી જઈ દેશ નિર્બળ ન બની જાય તેટલા માટે એકલુ રાજ્યતત્ત્ર ફેરવવાનુ બસ ન હતું, પરતુ તેને પોતાની પાછળ વારસ મૂકી જવાની પણુ જરૂર હતી તે વારસનો ગાદી ઉપરનો હક સ્વત-

સિદ્ધ અને દીવા જેવો હોય તોજ ગાદીમાટે વલખાં મારતા બીજા ઉમેદવારોનું જોર ચાલી ન શકે જોસેફાઇનની પુત્રી હોર્ટેન્સના પુત્ર ઉપર તેણે આશા બાંધી હતી, પણ એ પુષ્પ તો અકાળે કરમાઇ ગયું તેણે જોસેફાઇનના પુત્ર યુજીનને ગાદી આપવાનો વિચાર કર્યો, પણ તેમ કરવા જતાં તેના સગા ભાઇજ નારાજ થાય અને તેના મરણ પછી વિદ્રોહ જાગે એવા ભયથી તે વિચાર પણ માંડી વાળવો પડયો. વળી બીજી બાજુએથી કોઇ બળવાન રાજ્યની સાથે સબંધ બાંધવામા તેને રાજનૈતિક લાભ પણ દેખાતો હતો કે ખરી આફતને વખતે તેનો આશ્રય મળે અને રાજ્યનો સપૂર્ણ વિનાશ થતો અટકે. એવા સબંધથી યુદ્ધનો અંત આવી જવાની પણ તેણે આશા રાખી હતી જૂના લગ્નના અને સ્નેહના સબંધ ઉપર કુહાડી મારવાનાં તેને આવાં આવા કારણો હતાં છતા આ વાત જોસેફાઇન આગળ ઉઘાડવાની તેની હિંમત ચાલતી ન હતી.

રાજ્યક્રાંતિ પછી ફ્રાન્સની પ્રજાનુ નૈતિક ધોરણ ઘણું હલકુ પડી ગયુ હતું, અને લગ્નસબંધની પવિત્રતાને પણ થોડાજ માણસો સ્વીકારતા હતા પ્રજા પણ જોસેફાઇન તરફ દયાની નજરથી જોઇને ઇચ્છતી હતી કે રાજ્યના વારસને જન્મ આપવા માટે નેપોલિયન બીજી વાર પરણે તો સારૂં નેપોલિયને આખરે પોતાના વડા પ્રધાનને પોતાનો વિચાર જણાવતા કહ્યુ કે જોસેફાઇનને ત્રીશ લાખ ફ્રાન્કનુ પેન્શન અને ભવિષ્યની શહેનશાહ બાનુથીજ ઉતરતી એટલે રાજ્યમાં પહેલા દરજ્જાની ઉમરાવજાદીની પદવી આપીને બાદશાહી ઢબના નિવાસમા રહેવા દેવી.

એમ કરતા કરતાં ૧૮૦૯ ની ૩૦મી નવેબરનો કમનસીબ દિવસ આવી પહોચ્યો. લોકોમાં ઉડતી અફવાઓ તો જોસેફાઇનને કાને આવી હતી અને તેથી તેનુ કોમળ હૈયુ સીજાઇ જતુ હતું એ દિવસે રાજદંપતી ફોન્ટેન્બ્લોના રાજમહેલમા રહેતા હતાં. ઉડી ગમગીનીની કાળી છાયા સર્વત્ર પથરાઇ હતી પરોણાઓ ગયા હતા ઠંડા પવનના સુસવાટ વાતા હતા જોસેફાઈન એકલી આંસુ ટપકાવતી પોતાના ઓરડામા બેસી રહી હતી પોતાની દુઃખથી કચરાઇ ગએલી પત્ની પાસે જતાં નેપોલિયનના પગ ઉપડતા ન હતા તે પણ એકલો બેસી રહ્યો હતો જમવાનો સમય થયો તેઓ મૂગાં મૂગાં જમ્યા એક શબ્દ પણ બોલાયો નહિ આખે આખ પણ મળી નહિ. બેઉના ફિક્કાં પડી ગએલા વદન તેમના હૃદયની પીડા બતાવી આપતાં હતાં નોકરો ચાલ્યા ગયા સર્વાંગે થરથર ધ્રૂજતો નેપોલિયન ઉઠીને ઉભો થયો અને પાષાણમૂર્તિની માફક બેસી રહેલી જોસેફાઇન પાસે ગયો. તેનો હાથ પોતાના હાથમા લઈ પોતાની છાતીએ ચાપીને તે દુઃખથી રૂંધાઇ જતા ગદ્દગદ્દ સ્વરે બોલ્યો —

" જોસેફાઇન, તુ જાણે છે કે હુ તને ચાહુ છુ. સસારમાં થોડી ઘણી સુખની પળ જો મે દીઠી હોય તો તે તારાજ સહવાસમાં, પણ મારૂં પ્રારબ્ધ મારા હૃદય

કરતાં બળવાન છે ફ્રાન્સના ભલાને ખાતર મારે તારી સાથેના મારા પત્ની-સબધનુ બલિદાન આપવુ પડે છે

જે પ્રહારની તે ઘણા દિવસથી રાહ જોતી હતી તે આ પ્રમાણે આખરે પડયો તેનુ પ્રેમાળ હૃદય વીંધાઈ ગયું જોસેફાઇન મૂર્છિત થઇને પૃથ્વી ઉપર ઢળી પડી નેપોલિયન બાવરો બાવરો માણસોને બોલાવવા દોડી ગયો એક પાર્ષદ અને નેપોલિયન બે થઇને બેશુદ્ધ જોસેફાઈનને તેના ઓરડામા લઈ ગયા તે અર્ધગાંડી બનીને લવવા લાગી–"ના, ના, તમારાથી એવુ નહિજ થાય તમે મારી હત્યા નહિજ કરી શકો" નેપોલિયન પણ ઘણોજ પ્રક્ષુબ્ધ બની ગયો જોસેફાઈન શુદ્ધિમા આવી એટલે તે પોતાના ઓરડામા જઇ ચોધાર આસુએ રડતો ગયો અને આમ તેમ ફરતો ગયો તેનુ આખુ શરીર કપતુ હતુ, કઠ રૂધાઇ જતો હતો અને આસપાસના માણસો સાભળે તેની પરવા કર્યા વગર તે અટકી અટકીને આ પ્રમાણે બબડતો હતો—

"ફ્રાન્સનુ હિત અને મારૂ પ્રારબ્ધ બેઉ મારા હૃદયને વીંધી નાખે છે જોસેફાઇનનો ત્યાગ મને અનુલ્લઘનીય આજ્ઞારૂપ છે તેમાંથી હુ ચલિત નહિ થાઉ છતા હમણા જોએલો બનાવ મારા આત્માને તોડી નાખે છે"

રાત્રે કલાકે કલાકે તે જોસેફાઇનની ખબર પૂછાવતો પુત્રી હોર્ટેન્સ માની સાથે હતી યુજીનને પણ ઇટાલિથી તેડાવ્યો હતો. માની અવસ્થા જોઇ પ્રથમ તો યુજીન માનભગ થયો નેપોલિયન પ્રત્યે નારાજ થયો અને માની સાથે જવા તૈયાર પણ થયો, પણ નેપોલિયને તેને આખમા અસુ લાવીને સમજાવ્યો, મનાવ્યો અને કહ્યુ કે એમ કર્યા વગર મારી પાસે બીજો ઉપાય નથી શુ તુ પણ મને મૂકીને ચાલ્યો જઇશ? મારા ભવિષ્યના પુત્રને તારા વગર કોણ સભાળશે? મારા મરણ પછી તેને કોણ કેળવણી આપશે? વીરશિરોમણિ નેપોલિયનની અર્ધાગના જોસેફાઇને પણ અદ્વિતીય સ્વાર્પણ દાખવીને યુજીનને સમજાવ્યો અને કહ્યુ કે શહેનશાહ તારા સગા પિતાતુલ્ય છે તુ તેનો અનેક રીતે ઋણી છે

પદરમી ડિસેમ્બરે દરબારમા છૂટા છેડાનો કરાર રીતસર લખાયો અને વચાયો જોસેફાઇને રડતી આખે, ચીરાતા હૃદયે તે સાભળ્યો અને સ્વીકાર્યો ધ્રૂજતે હાથે તેણે કલમ લીધી અને હૃદયના અત્યત કોમળ સબધને છેદી નાખનાર એ લેખ ઉપર સહી કરી યુજીન આ દેખાવ ન જોઇ શકયો. તેનુ મગજ ઘૂમવા લાગ્યુ, હૃદય બધ થઇ ગયુ અને તે નિશ્ચેષ્ટ થઇને ઢળી પડયો આવી રીતે આ અત્યત કરુણ પ્રકરણનો અત આવ્યો

કાળી રાત્રિ શહેરમા પથરાઇ હતી રાજમહેલ સ્મશાનવત્ બની ગયો હતો નેપોલિયન એકલો પોતાના બિછાનામાં તરફડતો પડયો હતો ધીમેથી તેનુ એક બારણુ

ઉંવડયુ અને સર્વાંગે કંપતી જોસેફાઇન દાખલ થઇ રડીરડીને તેની આંખો સૂજી ગઇ હતી, વાળ વિખેરાયલા હતા અને વાણીથી ન વર્ણવાય એવા શોક અને નાસી-પાસીની મૂર્તિરૂપ તે બની ગઇ હતી તે લથડતે પગલે બીતી બીતી આગળ વધી આજથી જેને પોતાનો પતિ કહેવાનો અધિકાર ટળી ગયો હતો તેની શય્યા પાસે આવીને તે ઉભી રહી મનમાં કાંઈ લાગણીનો આવેશ આવી જવાથી તેણે હાથમાં મો ઢાકી ડસકે ડસકે રડવા માંડયુ એક પળવાર સમાજના નિયમોની મર્યાદાના વિચારવડે—હવે તેને નેપોલિયનના ઓરડામા પેસવાનો અધિકાર રહ્યો નથી એ ભાવનાવડે—તે અટકી હતી, પણ રૂધાયલી–દબાયલી લાગણીએ જોરથી ઉછાળો માર્યો, દુ ખના આવેશમા વિવેકનુ ભાન ભૂલી જવાયુ જોસેફાઇને શય્યાપર પડતું નાખ્યુ અને નેપોલિયનને ગળે વળગીને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી નેપોલિયનનો બાદશાહી ભાવ હારીને આઘો ખસી ગયો અને તે પણ સામાન્ય મનુષ્યની માફક છુટી પોકે રડવા લાગ્યો તેણે પછી જોસેફાઇનને સાંત્વન આપવાનો દરેક પ્રયત્ન કર્યો તેને પોતાના કાયમના સ્નેહની ખાત્રી આપી થોડી વાર સુધી તો તેઓ બેઉ એકબીજાને આલિ-ગીનેજ બેસી રહ્યાં ખિજમતદાર જે અત્યારસુધી હાજર હતો તેને રજા આપ-વામાં આવી એકાદ કલાક સુધી છેલ્લી વાતચીત તેમણે કરી લીધી પછી અતિશય કલ્પાંત કરતી જોસેફાઇને પોતાના પ્રાણાધિક પતિની છેલ્લી વિદાય લીધી નોકરે આવીને જોયુ તો શહેનશાહ માથે મોઢે ઓઢીને સૂઇ ગયો હતો તે દીવો લઇ ગયો અને નેપોલિયન તેના ઉદાસીન વિચારોમાં ગોથાં ખાતો અધકારમા એકલો શબવત્ પડી રહ્યો સવારમા તેનો શબવત્ ફિક્કો ચહેરો અને લાબી માંદગી ભોગવીને ઉઠયો હોય એવી તેની કરમાયલી દીન હીન મુખાકૃતિ ઉપરથી કેટલા દુ ખમાં, કલેશમા તેની રાત વીતી હશે તેનો જોનારને ખ્યાલ આવી જતો હતો તેનો શોક સાચો હતો એમાં કશો શકજ નથી તેણે હજી અન્ય સ્ત્રી સાથે પ્રેમ જોડયો ન હતો તેણે થોડા દિવસ શોક પાળવા એકાંતવાસ કરવાનો નિશ્ચય કર્યો

જોસેફાઈન, તેને માટે નિર્માણ કરવામા આવેલા નવા નિવાસમા રહેવા ગઇ ત્યારથી આઠ દિવસ સુધી નેપોલિયને એકાતવાસ સેવ્યો તે અરસામાં તે દરરોજ જોસેફાઈનને મળી આવતો અને તેને પોતાને ત્યાં જમવા તેડી લાવતો આ અઠવાડી-આમાં તેણે જોસેફાઇન ઉપર લખેલી એક ચિઠ્ઠી તેના અતરની સાચી લાગણી રજૂ કરે છે —

"પ્રિયે ! આજે તું હોવી જોઇએ તે કરતાં વધારે અશક્ત જણાય છે તે ઘણું ધૈર્ય બતાવ્યુ છે પણ હજી એથીએ વધારે ધૈર્ય તારે ધારણ કરવુ જોઇએ શાંત થવાનો યત્ન કરજે અને તારૂં આરોગ્ય જે મારા મનથી ઘણુંજ મૂલ્યવાન છે તેને જાળવવા ખાસ કોશિષ કરતી રહેજે જો મને તું ચાહતી હોય તો તારૂં હમેશાં

હૃદયબળ જાળવી રાખજે અને પ્રસન્ન રહેજે મારા પ્રેમવિષે અને તારા પ્રત્યેની મારી નિશ્ચળ મમતાવિષે તને કશો સંદેહ હોવો નજ જોઇએ તારા તરફ મારી કેટલી ઉંડી લાગણી છે, તે તું સારી રીતે જાણે છે, તેથી તું સુખી હોઉ તોજ હું સુખી રહું અને તારૂં ચિત્ત ક્ષુબ્ધ હોય તો હું સુખે ન રહી શકું, એ તને યાદ આપવાની જરૂર રહેતી નથી સારી પેઠે નિદ્રા લેજે સલામ પ્રિયે ! ”—નેપોલિયન

જોસેફાઇન તરફ અંતસુધી નેપોલિયનનો પ્રેમ અવિચળ હતો અને તેનો ત્યાગ કરવા માટે તેને સબળ રાજનૈતિક કારણો હતા, તોપણ તેણે ઇશ્વરના સનાતન નિયમનો ભંગ કર્યો તે ન કર્યો નહિ કહેવાય દરેક પાપાચરણ, પ્રારંભમાં ગમે તેટલા સુખ જનક દેખાય તોપણ તેમાંથી અંતે વિનાશ અને પાયમાલી આવ્યા વગર રહેજ નહિ તે જમાનામા લોકોનો નીતિનો આદર્શ શિથિલ થઇ ગયો હતો અને એવા વાતાવરણમા તે ઉછરેલો હોવાથી તે પોતાના કૃત્યને તેના સાચા કાળા સ્વરૂપમા જોઇ શક્યો નહિ તે એમજ સમજતો હતો કે હું કરૂં છું તે યોગ્ય છે અને ફ્રાન્સના હિતમાટે એવા સ્વાર્પણની જરૂર હતી, પણ એ પાપની અનિવાર્ય શિક્ષા તેને મળ્યા વગર ન રહી

સેન્ટ હેલેનામા બન્દીવાનની દશામાં પણ તે જોસેફાઇનનું અત્યંત પ્રેમપૂર્વક સ્મરણ કરતો અને તેના ગુણની, સ્નેહની, ભક્તિની પ્રશંસા કરતો એક પ્રસંગે તેણે એવું પણ કહ્યું હતું કે “ જોસેફાઇનથી જો મને એક પુત્રની પ્રાપ્તિ થઇ હોય તો રાજનૈતિક દૃષ્ટિથીજ નહિ પણ સંસારિક દૃષ્ટિએ પણ હું સંપૂર્ણ સુખી થયો હોત.”





# प्रकरण ५० मुं–आस्ट्रियानी शाहजादी साथे लग्न



ફ્રાન્સની રાજરાણી કોણ થશે એ પ્રશ્નનુ હજી નિરાકરણ આવ્યુ ન હતુ એ વિષે પરસ્પર વિરુદ્ધ અભિપ્રાય દર્શાવવામા આવતા હતા, અને નેપોલિયન પોતે પણ કેટલોક સમય સુધી કશો નિશ્ચય કરી શક્યો ન હતો ૧૮૧૦ ના જાન્યુઆરીની ૨૧ મી તારીખે ફ્રાન્સને માટેના આ અગત્યના સવાલવિષે ચર્ચા કરવા માટે પ્રધાનમડળની એક સભા રાજમહેલમાં મળી હતી ગભીર મુખાકૃતિ ધારણ કરીને નેપોલિયન બાદશાહી આસન ઉપર બેઠો હતો રાજ્યના મુખ્ય મુખ્ય પદવીધારીઓ સઘળા ત્યા હાજર હતા કાર્યની શરૂઆત કરતા નેપોલિયને જણાવ્યુ કે, " રાજ્યના હિતનો એક સૌથી અગત્યનો પ્રશ્ન જે રાજ્યના વારસને જન્મ આપનારી રાણીની પસદગીનો છે તે વિષે તમારા વિચાર જણાવવા મે તમને આજે અહિ એકઠા કર્યા છે હવે આ વિષે તૈયાર કરેલો રિપોર્ટ તમે સાભળો અને પછી તમે પોતપોતાનો અભિપ્રાય આપશો "

રશિયા, આસ્ટ્રિયા અને સેક્સની એ ત્રણે દેશની શાહજાદીઓ સાથેના લગ્ન સબધથી થતા લાભાલાભવિષે વિગતવાર હેવાલ તૈયાર કરવામા આવ્યો હતો તે વચાઇ રહ્યા પછી લાબા વખતસુધી કોઇ કાંઈ બોલી શક્યુ નહિ તેથી નેપોલિયને દરેકને વારાફરતી સબોધીને તેમના અભિપ્રાય માગ્યા આસ્ટ્રિયાની શાહજાદી સાથે લગ્ન કરવા તરફ વધુમતી હતી આ ચર્ચા ચાલી તે દરમ્યાન નેપોલિયન શાત, આરસની મૂર્તિના જેવો નિશ્ચય વૃત્તિવાળો બનીને બેસી રહ્યો હતો તેના ચહેરાની એક રેખા સરખી પણ બદલાતી ન હતી તેથી તેનુ પોતાનું વલણુ જાણુવુ અશક્ય હતુ સભા બરખાસ્ત કરતાં તેણે સર્વનો આભાર માન્યો અને કહ્યુ કે તમારી દલીલોનો હુ પૂરતો વિચાર કરીશ તમારા અભિપ્રાય જૂદા જૂદા છતાં એટલી તો મારી ખાત્રી થઇ છે કે ફ્રાન્સના હિત તરફ નજર રાખીને અને મારાપ્રત્યે ભક્તિ રાખીને તમે તે અભિપ્રાય આપ્યા છે

રશિયાનો ઝાર અલેક્ઝાન્ડર નેપોલિયનનો મિત્ર અને સહાયક હતો તેની બહેન

પણ આ ઉમેદવારોમાની એક હતી, પણ રશિયાની ગજમાતા લગ્નની સાથે એવી મરત ડગાવવા માગતી હતી કે રશિયા પોલેન્ડને સ્વાહા કરી જાય તેમા નેપોલિયને મદદ કરવી અને સેકસનીના રાજ્યની સીમાનો વિસ્તાર ન વધારવો તેની પહેલી માગણી પ્રજાઓના સ્વતત્રતાના સિદ્ધાતની વિરુદ્ધ હતી, અને બીજી માગણીથી ફ્રાન્સનુ હિત જોખમમા આવતુ હતુ નેપોલિયને અલેક્ઝાન્ડરને ના લખી દીધી અને આસ્ટ્રિયાની રાજકુમારીનુ માગુ સ્વીકાર્યું તે મનોહર આકૃતિની, તદુરસ્ત અને અઢાર વર્ષની યુવતી હતી આ સમાચાર મળતા ઝાર નિરાશ થયો અને પોલેન્ડ પચાવી લેવાની તથા તુર્કીની રાજધાની ઇસ્તબુલ ખાઇ જવાની તેની અભિલાષા ભાગી પડી

લગ્નની તૈયારી તરતજ કરવામા આવી નેપોલિયન તો પારિસમાજ રહ્યો, પણ પોતાના એલચી તરીકે સેનાપતિ બર્થિયરને તેણે આસ્ટ્રિયાના રાજદરબારમાં મોકલ્યો એક્મૂલ અને વાગ્રામના દારુણ સગ્રામોમા થોડા મહિના ઉપરજ નેપોલિયનનો કટ્ટો હરિફ થઇને ઉભેલો આસ્ટ્રિયન શાહજાદો ચાર્લ્સ આજે તેના શત્રુનો પ્રતિનિધિ બન્યો અને નેપોલિયનના વતી તેણે કન્યાદાનનો સ્વીકાર કર્યો ફ્રાન્સની નવી રાજરાણી મેરિયા લૂઇસાની સ્વારી પારિસની નજીક આવી પહોચી એટલે નેપોલિયન રસાલા સહિત તેને સામો લેવા ગયો બેઉએ એક બીજાને જોયાં ન હતા મેરિયા લુઇસાની ગાડી નજીક આવતાં નેપોલિયન તેની ગાડીમાં ચઢી બેઠો અને સ્નેહપૂર્વક આલિંગન-વડે તેનો સત્કાર કર્યો પારિસ નગરમા ઘટનાદ, રોશની અને મિજબાનીઓ થઈ તથા આખુ શહેર આનદ સમુદ્રમા ડૂબી ગયુ

લગ્ન પછી તરતજ રાજદપતી રાજ્યના ઉત્તર પ્રદેશોની મુલાકાતે ગયા લોકોએ તેમનો સહર્ષ સત્કાર કર્યો ઇંગ્લડે હજી પણ શત્રુતા મૂકી ન હતી ફ્રાન્સનો રાજ-વહીવટ ચલાવવા ઉપરાંત જગતમાં સૌથી બળવાન અને ધનવાન રાજ્યના અસામાન્ય આક્રમણની સામે તેને ટક્કર લેવી પડતી હતી ઈંગ્લડનુ નૌકાસૈન્ય ફ્રાન્સના કિના-રાની આસપાસ મધમાખની માફક ભમતુ હતુ અને જ્યારે લાગ ફાવે ત્યારે બદરો ઉપર ગોળાઓનો વરસાદ વરસાવતુ હતુ ઈંગ્લડ પોતાની તમામ લાગવગ અને નાણાનો ઉપયોગ ફ્રાન્સના રાજવિદ્રોહી પત્રને ઉત્તેજન આપવામા અને ત્યા આભ્ય-તરિક કલહ જગાડવા પાછળ કર્યેજ જતુ હતુ વળી બીજી બાજુએ તે સ્પેન અને પોર્ટુગાલમા ધુધવાતો અગ્નિ પ્રજ્વલિત કરવાની બાજી ગોઠવતુ હતુ, તેમજ યુરોપમા હમણા શાત પડેલો દાવાનળ પાછો ફરીથી સળગાવવા યુક્તિપ્રયુક્તિ રચતુ હતુ કોઇ કલ્યાણકારક કાર્યમા આટલો ઉત્સાહ અને ચીવટપણુ બતાવ્યુ હોત તો તે અત્યત્ત વખાણ અને માનને પાત્ર ગણાત, પણ ઈંગ્લડને તો પોતાની તમામ શક્તિ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો વિનાશ કરવા પાછળજ ખર્ચવી હતી અને તેમાં તેને વિજય પણ મળ્યો લોહીથી ખરડાયલા યુરોપમા ફરીથી બમણા જોસથી

દાવાનળ સળગી ઉઠયો અને ઈંગ્લંડે બમણા જોસથી નેપોલિયનનો રાજ્યલોભ વગોવવા માંડયો

યૂરોપના એક બળવાન રાજ્યની સાથે લગ્નસબંધથી પોતે જોડાયો તેથી નેપો-લિયન આશા રાખતો હતો કે યૂરોપના રાજાઓ હવે તેનુ રાજ્યપદ સ્વીકારશે અને પ્રજાની પાયમાલી કરનારા યુદ્ધોનો અંત આવશે આથી કરીને ઇંગ્લંડ સાથે ફરીથી સલાહ કરવાની ઈચ્છાથી તેણે તનતોડ પ્રયત્ન કરી જોયો પણ તે ફોકટ ગયો મિ કોહ્ડેને પાર્લામેન્ટમા એક વેળા કહ્યુ હતુ કે "ફ્રાન્સે પોતે લડાઇ ઉભી નથી કરી એટલુજ કહેવુ બસ નથી, પરંતુ ઇંગ્લંડ સાથે લડાઈ થતી અટકાવવાને તેણે માત્ર પગે પડવાનુંજ બાકી રાખ્યું હતુ" પણ ઇંગ્લંડે તો આખરસુધી લડ-વાનોજ ઠરાવ કર્યો હતો અંગ્રેજ ઇતિહાસકાર એલિસન લખે છે કે "ડ્યૂક ઑફ વેલિંગ્ટને ભાર મૂકીને જણાવ્યુ હતુ કે ઇંગ્લંડની આબાદ થતી આર્થિક સ્થિતિ અને આખી દુનિયાનો વેપાર તેના હાથમા આવ્યો છે તે જોતા ઈંગ્લંડ લડાઇમા લાંબા વખતસુધી ટકી શકશે એવી તેની પૂરતી ખાત્રી છે" ઇંગ્લંડનો કાફલો સમુદ્રે સમુદ્ર ઘૂમી વળ્યો અને દેશાવરના ફ્રાન્સનાં સંસ્થાનો તેના હાથમાં આવતા ગયા બાકી રહી ગએલા જાવાના ટાપુ ઉપર પણ તેની આંખ ઘણા વખતથી પડી ચૂકી હતી મદ્રાસથી એક બળવાન કાફલો આ કામ માટે રવાના થયો અને જાવાનો ટાપુ સર કર્યો આ રીતે ફ્રાન્સે પોતાનુ છેલ્લુ સંસ્થાન ગુમાવ્યુ છતા જે ઇંગ્લંડ આખો પૃથ્વીનો ગોળો પોતાની બાથમા ઝડપી લેવા ટમટમી રહ્યુ હતુ તે જ્યારે બોનાપાર્ટ ઉપર અખૂટ લોભવૃત્તિનો આરોપ મૂકવા જતુ ત્યારે તેની જાહેરહિંમ-તના વખાણ કર્યા વગર કોણ રહી શકે ?

ફ્રાન્સ અને ઈંગ્લંડની વચ્ચેનુ સમુદ્ર ઉપરનું યુદ્ધ તો આ પ્રમાણે ખતમ થઇ ગયુ એકનુ બળ સમુદ્ર ઉપર હતુ ત્યારે બીજાનુ જમીન ઉપર હતુ હવે ઈંગ્લંડે ફ્રાન્સને જમીન ઉપરના યુદ્ધોમાં પણ મહાત કરવાનુ બીડુ ઝડપ્યુ આ યુદ્ધ આખ-રનુ અને અત્યંત પ્રચંડ હતુ ફ્રાન્સના સંસ્થાનો ગયાં હતા, દરિયા ઉપર તેનો લેશમાત્ર પણ કાબૂ રહ્યો ન હતો, તેનો વ્યાપાર તારાજ થઇ ગયો હતો તેના બંદરો ઉપર વારંવાર ગોળાનો વરસાદ વરસતો હતો, સલાહને માટે તેણે કરેલી દરેક પ્રાર્થનાને તુચ્છકારવામાં આવી હતી હવે તેને માટે બીજો કશો ઇલાજ રહ્યો ન હતો હવે માત્ર જે એકજ સબળ હથિયાર તેના હાથમાં હતુ, તેનો નેપોલિયને બીજીવાર ઉપયોગ કર્યો, અને તે એ કે યૂરોપીય રાજ્યોમા ઈંગ્લંડના માલને દાખલ થતો અટકાવવો અજિત નૌકાબળથી બળવાન બનેલા ઇંગ્લંડને તેના માલના બહિષ્કાર સિવાય બીજો પ્રહાર વાગે એમ ન હતું.

હોલેન્ડનુ રાજ્ય નેપોલિયને પોતાના ભાઇ લૂઇને સોંપ્યુ હતુ તે ભલો અને

પ્રજાવત્સલ હતો હોલેન્ડનાં બંદરોમાં ઈંગ્લંડનો બેસુમાર માલ ઉતરીને ત્યાંથી બીજા દેશોમાં જતો, તે વ્યાપાર તૂટી પડવાથી હોલેન્ડના વેપારીઓને દેખીતુ ભારે નુકસાન થવા લાગ્યુ નેપોલિયનની ઇચ્છા અને આજ્ઞા એવી હતી કે જે જે નાનાં નાના રાજ્યો તેના આશ્રયથી સ્થપાયા છે અને સુરક્ષિત રહ્યા છે તે બધા આ આખરના યુદ્ધમાં તેની સાથે સહકાર કરે, કારણ કે નેપોલિયનના અધઃપાતની સાથે યૂરોપની પ્રજાની રાજનૈતિક સ્વતંત્રતાનો પણ નાશ થાય એ પણ નક્કીજ હતુ આથી કરીને તેની આજ્ઞા એક જુલ્મી રાજાની આજ્ઞા જેવી બહારથી દેખાવા છતાં પણ ભવિષ્યવેધી દૃષ્ટિએ તો તેમાં પ્રજા સમસ્તનુ હિતજ રહેલુ હતુ એ તમામ રાજ્યોએ તેની સાથે સહકાર કરવાનુ વચન પણ આપેલુ હતું રશિયા અને પ્રશિયા પણ કોલકરારથી બંધાઇ ચૂક્યા હતાં તેમણે આપેલાં વચન પાળ્યાં નહિ અને તેથી પ્રજાઓની સ્વતંત્રતાના નેપોલિયને રચેલાં સુંદર સ્વપ્ન પણ બાતલ ગયાં. નેપોલિયનનો વિનાશ કરવામા જે લોહી રેડાયુ તેમાથી અનેક યુદ્ધોના બીજ વવાયાં હોલેન્ડના વ્યાપારીઓનુ થતુ નુકસાન ભલા લૂઇથી ન ખમાયુ અને તે રાજીનામુ આપીને ચાલતો થયો નેપોલિયનની રાજનીતિને અને ભ્રાતૃવત્સલતાને તેથી કારી ઘા વાગ્યો તેણે કહ્યુ કે "જ્યારે મારો સગો ભાઇજ મારી સામે ફર્યાદ કરે છે અને મારા ઉપર લોભવૃત્તિ અને અસહ્ય જુલ્મીપણાનો આરોપ મૂકે છે ત્યારે હવે મારે શુ કહેવાનુ રહ્યુ ' "

નેપોલિયનની મુશ્કેલીઓ હવે વધતી જતી હતી ઇંગ્લંડ સ્પેનમાં જોસભેર લડાઇ જગાડતુ હતુ રશિયાનો ઝાર ખીજવાયો હતો અને જેમ વખત જતો હતો તેમ તેમ તે મિત્ર મટીને શત્રુ બનતો હતો ફ્રાન્સનો તમામ સમુદ્રકિનારો ઘેરાઇ ગયેલો હોઇ તેના કોઇ પણ બંદરમાંથી એક મછવો સરખો પણ બહાર કહાડી શકાતો નહિ. આથી કરીને ઇંગ્લંડના માલનો બહિષ્કાર કરાવીને તેનો વ્યાપાર તોડી પાડવા સિવાય નેપોલિયન પાસે હવે બીજો ઇલાજ રહ્યો ન હતો પણ તેમ કરવા જતા યૂરોપના બધા દેશોના વેપારને ધોકો પહોચતો અને તેના મિત્રરાજ્યોનાં મન પણ ઉંચાં થતાં ત્યારે હવે કરવુ શુ ? કાં તો લડાઇ પડતી મૂકવી, ઇંગ્લંડને પગે પડવુ અને ફ્રાન્સને ઇંગ્લંડની દયા ઉપર છોડીને ચાલતા થવુ, કે કા તો યૂરોપના બીજા રાજ્યો બહિષ્કાર કરવાની પ્રથા ન સ્વીકારે તો તેમની પાસે બળજોરીથી તેનો સ્વીકાર કરાવવો અને તેમ થતાં અંદર અંદરના વિદ્રેષ જાગે તેમા છેવટસુધી લડતા લડતા મરવુ

આવી અનેક પ્રકારની મુશ્કેલીઓમા, પોતાના વિશાળ સામ્રાજ્યના હુન્નરઉદ્યોગની ખિલવણી કરવામા, ઇંગ્લંડના પ્રહારની સામે રક્ષણ કરવામાં, યૂરોપખંડના રાજાઓની સમાધાની કરીને તેમની મૈત્રી સંપાદન કરવામા, અને સ્પેનમા ચાલતી લડાઇ ઉપર દૂર રહ્યાં રહ્યાં લક્ષ આપવામાં એક વર્ષ જોત જોતામા પસાર થઇ ગયુ જે કામનાને લીધે તેણે પ્રાણપ્રિય જોસેફાઇનનો ત્યાગ કર્યો હતો તે કામના હવે પૂર્ણ

થઇ અને મેરિયા લૂઇસાએ પુત્રને જન્મ આપ્યો. ફ્રાન્સની પ્રજાએ સહર્ષ ઉત્સવ પાળ્યો. પતિઘેલી જોસેફાઇને નેપોલિયન ઉપર પ્રેમપૂર્ણ અભિનંદન પત્ર લખ્યો અને રાજકુમારના જન્મની વધામણી લાવનાર દૂતને કિંમતી બક્ષિસથી નવાજ્યો.

રાજકુમારને માટે એક સુંદર મહેલ બંધાવવાની નેપોલિયને આજ્ઞા કરી. તેને માટે જે જમીન પસંદ કરવામાં આવી હતી તેમાં એક પીપ બનાવનારનું જીર્ણ ઝુંપડું આવેલું હતું. તેના માલિકે લાગ સાધીને દશ હજાર ફ્રાન્ક માગ્યા. તે રકમ નેપોલિયને મંજુર કરી ત્યારે તે ત્રીશ હજાર માગવા લાગ્યો. તેની મંજુરી આપી ત્યારે પચાસ હજાર માગવા લાગ્યો. આખરે તેટલો ભાગ પડયો મૂકીને મહેલ બંધાવા લાગ્યો. નેપોલિયનની છેલ્લી હાર થઇ ત્યારે પણ એ મહેલ ચણાતો હતો. બુર્બોન રાજાએ આવતાવારને તેને ભગાવીને ખંડિયેર કરી નખાવ્યું અને બિચારો પીપ બનાવનારો હાથ ઘસતોજ રહ્યો !





# प्रकरण ५१ मुं–रशिया साथे पुनः युद्ध




ગ્રેજ સેનાપતિ સર ચાર્લ્સ નેપિયરનો ઇતિહાસ પ્રમાણભૂત અને આદરપાત્ર મનાય છે એ નેપિયર પણ પોતાની તલવારવડે નેપોલિયનનો વિનાશ કરવામા સાધનભૂત થયો હતો, તે જોતા તે પોતાના હરિફનો અધ શ્રદ્ધાળુ પૂજારી બની ગયો હતો એવો શક તો કોઇ લાવી શકેજ નહિ એજ નેપિયર નેપોલિયનના ઉચ્ચ ચારિત્ર્યની અને જે પક્ષને માટે તે લડતો હતો તેની સચ્ચાઇની સાબિતી આપે છે કે,—

"પ્રજામતવડે નિયત્રિત થએલા રાજ્યબધારણ તરફ ઉડી અને રૂઢી શત્રુતા એજ તે સમયના ઇગ્લિડના ટોરી પક્ષે આદરેલી રાજનીતિનો મૂળમત્ર હતો નેપોલિયન સાથે લડવાનુ કારણ તેઓ જાહેરમા જણાવતા કે તે જુલમગાર છે અને પરરાજ્યોને પચાવી પ.ડે છે પગ્તુ એ તો હડહડતુ જૂઠુ કારણ હતુ, કારણ કે નેપોલિયન તેવો હતોજ નહિ તેણે સ્પેન ઉપર કરેલી ચઢાઇ અન્યાયી હોવાનુ કારણ પણ માન્યુ ન હતુ પરતુ ઉમરાવ અને શ્રીમતવર્ગના વિશેષ અધિકારનો તે બળવાન અને વિજયી શત્રુ હતો તેમાજ તેના પ્રત્યેની સઘળી દુશ્મનાવટનુ મૂળ કારણ રહેલુ હતું 'સ્પેન–પોર્ટુગાલની શાતિ અને સ્વતત્રતા, એ શબ્દો પણ માત્ર કાગળ ઉપરના અને ભાષણોમા બોલવાનાજ હતા તેમા કશોજ અર્થ હતો નહિ જે પ્રજાતત્રની ભાવનાનો નાશ કરવા તેઓ મથતા હતા તે તો નેપોલિયનના પરાજય પછી ઉલટી વધારે પ્રબળ થઇ હતી અને તે જોઇને તેમના ક્રોધનો અને નિરાશાનો પાર રહ્યો ન હતો"

નેપોલિયન પોતાના જમાનાની વસ્તુસ્થિતિને સારી રીતે જોઇ શકતો હોવાથી તેની ખાત્રી થઇ હતી કે પોતાના યુદ્ધ–કૌશલ્યમા અને શત્રુના અત્યાચાર અને ત્રાસથી ખીજવાયલા ખેડુતવર્ગના ક્રોધમાંજ તેના બચાવની–એટલે કે તેના દેશના બચાવની–ચાવી રહેલી હતી તેની સમગ્ર રાજનીતિમા પોતાનુ અગત જેવુ કશુજ નહિ હોઇને ફ્રાન્સની આબાદીમાંજ તે પોતાની આબાદી સમજતો હતો **આવી ઉચ્ચ ભાવનાવાળો અને આવો પરમ નિસ્વાર્થી પુરુષ જગતે ભાગ્યેજ જોયો હશે"**

"ફ્રાન્સમા નેપોલિયનને જે સત્તા સપાદન કરી હતી તેનો ખરો આધાર તેની પોતાની ભલાઈપર અને તેને માટે લોકોના–એટલે ખાસ કરીને મધ્યમ અને ગરીબ વર્ગના–આદરભાવ ઉપર હતો ફ્રાન્સની પ્રજા તેના તરફ પ્રેમ રાખતી અને હજીપણુ તેનુ પ્રેમપૂર્વક સ્મરણુ કરે છે તેનુ ખરૂં કારણુ એજ છે કે મનુષ્યની સમાનતાના સિદ્ધાતને તે બરાબર વળગી રહેતો હતો તે નિરતર પ્રજાકલ્યાણુના કાર્યોમા મચ્યો રહેતો, તેનુ ખાનગી જીવન પરમ શુદ્ધ અને દુર્ગુણોથી રહિત હતું, અને સખ્યા, ઉપયોગિતા અને ભવ્યતા–ત્રણે રીતે જોતા આશ્ચર્ય ઉત્પન્ન કરે એવા તેનાં જાહેર કાર્યો અવિરતપણે એક પછી એક ઉભાં થયાજ કરતા, અને તે સર્વ જોઇને પણુ પ્રજાનો પ્રેમ તેના તરફ ઢળી જતો હતો **તેના રાજ્યમા એક પણુ ગરીબ માણુસ ધધો ન મળવાથી રખડતો નહિ** ફ્રાન્સમાં તેણે ભવ્ય પ્રજાકીય સસ્થાઓની ઉત્પત્તિ કરી હતી, બીજા દેશોને મુકાબલે વધારે ન્યાયી કાયદાઓ બાંધી આપ્યા હતા અને **રોમન લોકોના સમય પછી કોઇ પણુ પ્રજા મેળવી શકી ન હતી એવી કીર્તિ પોતાના દેશને તેણે અપાવી હતી** "

"તેના સિપાઇઓ તેના ઉપર ફિદા ફિદા હતા, તેને માટે તેઓ પ્રાણુ ઓવારવા તૈયાર હતા તેના ઉમદા ગુણુ અને મહાનુભાવતા જોઇને તેની પાસે આવનાર શત્રુ પણુ શત્રુતા ભૂલીને તેને અનુકૂળ બની જતો હતો લોકોનો તે પરમપ્રિય એટલા માટે પણુ હતો કે તેમણેજ તેને રાજા બનાવ્યો હતો કોઇ પણુ રાજ્યકર્તા પ્રજાને આવો પ્રિય ન હતો એલ્બાથી નાસી છૂટીને જ્યારે તે પારિસ આવતો હતો ત્યારે તેની આસપાસ લાખો ગરીબ માણુસો હતા અને તેઓમાથી કોઇ પણુ તેના સિપાઈ ન હતા, દોઢ મહિનાસુધી તેની હાલત એવી હતી કે કોઈ પણુ બદમાસ તેનુ ખૂન કરીને જુલમગાર રાજા (!) ને મારનાર તરીકે નામના અને નેપોલિયનના નામથી ધ્રૂજતા યૂરોપીય રાજાઓ અને ઉમરાવો પાસેથી અઢળક ઇનામ મેળવી શકત એવુ નીચ કામ કરે એવા બદમાસ તો ઘણુાય હતા, પરતુ તેમાથી કોઇને પણુ આ કૃત્ય કરવાની વૃત્તિ થઇ નહિ અને પ્રજાની ઇચ્છાને આધારે તે ફરીથી ગાદી ઉપર બેઠો ત્યારે પાછો તેને ખસેડવા માટે દશ લાખ યોદ્ધાની સગીનોની જરૂર પડી ! છેવટે તેમણે તેને રાજ્યાસનપરથી ખસેડયો ખરો, પણુ પ્રજાના હૃદયમાથી તો નજ ખસેડી શકયા "

"મે આગળ જણુાવ્યા મુજબ નેપોલિયનની મહત્ત્વાકાક્ષા ફ્રાન્સના ગૌરવ અને આબાદીને અર્થેજ હતી **યૂરોપમા નવજીવન લાવવુ અને તે અર્થે જે રાજ્યતંત્ર તેણે ગોઠવ્યું હતુ તેને સુદૃઢ કરવુ, એજ તેની એક માત્ર કામના હતી, અને તેમાં અગત સ્વાર્થ જેવુ કશું હતુજ નહિ.** આટલાજ કારણુથી અનેક દેશોનો લોકસમુદાય તેનુ કુદરતી રીતે હજી પણુ પ્રેમપૂર્વક સ્મરણુ કરે છે

અને ૧૮૧૪ મા બુર્બોન રાજાઓએ પરદેશી રાજાઓની મદદથી તેના ઉપર ફતેહ મેળવી અને તે પ્રજાતત્રના હિમાયતીને જમીનદોસ્ત કરી નાખ્યો, પરતુ એજ નેપોલિયન જ્યારે તેના આશ્ચર્ય વચ્ચ એલ્બામાથી નાસી આવ્યો ત્યારે પાછા હજારો લાખો ગરીબ લોકો, જેઓ ગરીબ અને સરળ મનના હોવાથી શુદ્ધ દેશભક્ત હોઈ શકે છે, તેમણે તેનો પિતાની માફક સત્કાર કર્યો અને તેને સહાય કરવા તત્પર થઇ ગયા તેઓ તેને તદ્દન નિર્દોષ માનતા હતા એમ નથીજ આ જગત્મા સર્વાશે નિર્દોષ છે પણ કોણ ? પણ ભૂખ્યા તીડની માફક પ્રજાને ફોલી ખાનાર રાજાઓના જુલમમાથી એક માત્ર બચાવનાર તરીકે જ્યારે લોકો તેને વળગતા હતા, ત્યારે તેઓ તેમની મુશીબતો દૂર થવી જોઇએ એવુ જ તેની પાસેથી ઇચ્છી રહ્યા હતા

રશિયાનો ઝાર અલેકઝાન્ડર લાબો વખત થયા એવી માગણી કર્યા કરતો હતો કે પોલેન્ડને નવુ રાજ્યતત્ર કદિ પણ નહિ આપવામા આવે એવી નેપોલિયને બાહેધરી આપવી, અને વાર્સોના રાજ્યના બળમા વધારો કરવો નહિ આ સરતોનો નેપોલિયને અસ્વીકાર કરવાથી ઝાર ઘણો ક્રોધે ભરાયો અને ધમકી આપવા લાગ્યો

નેપોલિયને આ સમાચાર સાભળીને કહ્યુ, “ રશિયા સમજે છે શુ ? જો પોલેન્ડના રાજ્યતત્રની પુનર્ઘટના કરવીજ હોત તો શામાટે હુ મારૂ સૈન્ય જર્મનીમાથી ખસેડી લેત ? પણ એ પુનર્ઘટના કદિ પણ નહિજ થાય એવી બાહેધરી આપીને હુ મારી જાતિને અવનત નહિ કરુ જે બહાદૂર પ્રજાએ મારી આવી ઉમદા સેવા બજાવી છે અને જે ભક્તિ તથા વફાદારીથી મને વળગી રહી છે તેના હિતની વિરુદ્ધ જાય એવી બાહેધરી હુ કદિ નહિ આપુ ”

ત્યાર પછી ઝારે એક બીજી બેહુદી માગણી કરી કે ડાન્યૂબ નદીનુ મુખ અને તેનો જમણો કિનારો રશિયાના અધિકાર નીચે રહે એવી નેપોલિયને બાહેધરી આપવી- પણ તેણે તુર્કી અને ઓસ્ટ્રિયા સાથે કરેલા કરાર મુજબ આ પરરાજ્યપર લૂટ ચલાવવા જેવા કાર્યમા મદદ કરવાની સાફ ના કહી

નેપોલિયનની આ નવી મુશ્કેલીઓનો પૂરેપૂરો લાભ અગ્રેજ પ્રધાનમડળે લીધો તેની સામે નવી એકસપી રચવા માટે રશિયાના પાટનગરમા અગ્રેજ એલચીઓ જઇ પહોચ્યા કાયદેસર બધારણ મુજબ રાજ્યવહીવટ કરનાર ઇગ્લડ અને રાજાની આપખુદ સત્તાનુ હિમાયતી રશિયા પ્રજાસત્તાક રાજ્યના પક્ષકાર નેપોલિયનને કચરી નાખવા હવે એક થઈ ગયા લડનના દરબારની તિજોરીનો રશિયાને મદદ કરવામાં મોકળે હાથે ઉપયોગ થવા લાગ્યો અને ઇગ્લડના લશ્કરની અને નૌકાસૈન્યની પણ તેને યથેષ્ટ મદદ આપવાના વચન અપાઈ ચૂક્યા નેપોલિયન સ્પેનની લડાઈના મામલામા રોકાયલો હોવાથી તેનુ લશ્કર ત્યાથી ખસેડી શકાશે નહિ એમ ધારીને રશિયાને પણ હિમત આવી

રશિયાના દરબારમાં રહેનાર ફ્રેન્ચ રાજપ્રતિનિધિ કૉલેકૉર્ટ લખે છે કે, " ફ્રાન્સના કટ્ટા શત્રુ ઈંગ્લંડે રશિયાના દરબારમાં પોતાના છુપા દલાલો મૂકી રાખ્યા હતા તેઓ પોતાના કાવાદાવાથી રશિયામાં ઝાર અને તેના ઉમરાવો વચ્ચે ઉચાં મન કરાવવાની પેરવી કર્યાજ કરતા હતા ઈંગ્લંડના પ્રધાનમંડળને ખાત્રી થઇ હતી કે જ્યાં સુધી રશિયા તેની સાથે ન જોડાય ત્યાંસુધી ફ્રાન્સની સામે ઉપાડેલી ઝુંબેસ કાર્યસાધક નહિ નીવડે આ વાત યૂરોપનો દરેક રાજકર્તા સ્વીકારતો હતો અને તેથી બધા રાજાઓ નેપોલિયનને આપેલી પ્રતિજ્ઞાનો ભંગ કરી ચૂકયા હતા એક રશિયા હજી તેની મૈત્રી જાળવી રહ્યું હતું તેને પણ ફોસલાવીને પોતાનો કરી લેવો અને ન માને તો તેનો પણ વિનાશ કરાવવો, આવી ઈંગ્લંડ અને તેના મળતીઆ રાજાઓની દાનત હતી ઝાર પોતે પણ પહેલાના જેવો ભોળો અને વિલાસપ્રિય રહ્યો ન હતો આસપાસના સંજોગોએ તેને ઘડીને વિચારવંત બનાવી દીધો હતો અને પોતાની હાલની સ્થિતિ કેટલી જોખમભરેલી છે તે વાત તે સમજી ગયો હતો તેણે મને ખાનગીમાં કહ્યું કે નેપોલિયનની વિરુદ્ધમાં જે જે કાવત્રાં રચાય છે તેનાથી તેને વાકેફ કરવાની ઘણી જરૂર છે મેં તમારાથી કશું ગુપ્ત રાખ્યું નથી કેટલીક વાર ડહાપણની હદ ઓળંગીને મેં તમને કેટલીક છુપી વાતો કહી દીધી છે મેં તમને જે જે કહ્યું છે તે સઘળું તેને કહેજો કે તમારા પગનીચે જ્વાલામુખી છે અને તેણે કરારનો ભંગ કરીને મારા પોતાના રાજ્યમાં મારી સ્થિતિ અસહ્ય કરી નાખી છે મારૂં આખરનું અને પ્રમાણિક કહેણું તેને કહી દેજો કે જો આખરે લડાઇ જાગશે તો નેપોલિયનને અથવા અલેક્ઝાન્ડરે બેમાંથી એકને રાજ ખોવું પડશે "

જે કરારના ભંગની વાત ઉપર કહેવામાં આવી છે તેમાં સત્ય હકીકત આટલી હતી કે ઈંગ્લંડનો માલ ચોરીછુપીથી દાખલ થતો અટકાવવા માટે નેપોલિયને ઓલ્ડેન બર્ગના પ્રદેશનો બળજોરીથી કબજો લીધો હતો

લડાઇની ખૂનરેજીથી નેપોલિયન એટલો તો કાયર થઇ ગયો હતો કે બીજીવાર લડવા તે ઘણોજ નારાજ હતો તેના રાજ્યને સર્વાંગે સુદૃઢ કરવા માટે શાંતિનીજ પૂરેપૂરી જરૂર હતી વીશ વીશ વરસસુધી આખા યૂરોપની સામે ટક્કર ઝીલ્યા પછી ફ્રાન્સ વિશ્રાંતિ માગી રહ્યું હતું આવા સંજોગોમાં લડાઇ થતી અટકાવવા માટે નેપોલિયને પુષ્કળ પ્રયત્ન કર્યો રશિયાના દરબારમાં પોતાના એલચીઓ મોકલ્યા અને કહેવડાવ્યું કે હજી આપણો મૈત્રીનો સંબંધ કાયમનોજ છે એમ જાણજો પોલેન્ડની પુનર્ઘટનામાં પરોક્ષ કે અપરોક્ષ રીતે પોતે કશો ભાગ નહિ લેવાનું વચન ફરીથી આપ્યું અંગ્રેજી માલના બહિષ્કારનો નિયમ પણ ઢીલો કર્યો અને રશિયાના અમુક બંદરોમાં પરવાનો ધરાવનાર વેપારીઓ અંગ્રેજી માલ ઉતારી શકે એવી સગવડ કરી આપવાનું વચન આપ્યું. પાછલી નુકસાનીનું વળતર આપવાનું કબૂલ કર્યું , પણ

ગશિયા હવે ઈંગ્લંડના પ્રધાનમંડળના દબાણ નીચે આવી ગયું હતું રશિયા નેપો લિયન ઉપર આક્રમણ કરે તોજ ઈંગ્લંડથી ફ્રેન્ચ લશ્કરની સામે ટકી શકાય એમ હતું. ઈંગ્લંડના પ્રધાનમંડળમાં પણ લડાઇ કરવી એવા મતવાળા પ્રધાનોનું જોર વધારે હતું નેપોલિયને રશિયાની સાથે જે નમતું આપ્યું તેમાં રશિયાને તેની ઉદારતાને ઠેકાણે નબળાઇ જણાઇ તેથી તેણે પણ છકી જઇને એવી માગણી કરી કે જ્યારે જ્યારે પોલેન્ડ સ્વતંત્ર થવાને માથું ઉચકે ત્યારે નેપોલિયન તેમને દબાવી દેવાને બંધાય આ સરત પ્રજાસ્વાતંત્ર્યના હિમાયતી નેપોલિયનથી પ્રાણાંતે પણ સ્વીકારાય એવી નહિ હોવાથી તેણે ધસીને ના પાડી ×

એકે પક્ષે ગંજાવર ધોરણ ઉપર યુદ્ધની તૈયારીઓ કરવા માંડી ફ્રાન્સ ઉપરનો ઈંગ્લંડનો દ્વેષ એજ આ સર્વ મુશીબતનું મૂળ કારણ હતું ઈંગ્લંડ સાથે સલાહ થાય તોજ આખી દુનિયાને શાંતિ મળે તેમ હતું નેપોલિયનની સ્થિતિ એવી હતી કે ઈંગ્લંડનો કાફલો તેના રાજ્યને બધી બાજુએથી રંજાડી શકે, પણ તેનાથી ઈંગ્લ-ંડનો વાળ પણ વાંકો કરાય એમ ન હતું બાવીશ માઇલ પહોળી ઈંગ્લિશ ખાડી ઓળંગીને ફ્રાન્સની તોપનો ગોળો ઈંગ્લંડના બંદરને ઇજા કરે એ તો બનવા જોગજ ન હતું, પણ ઈંગ્લંડનો કાફલો મરજીમાં આવે ત્યારે ફ્રાન્સના અને તેના મિત્રરાજ્યોનાં બંદરો ઉપર ગોળા વરસાવતો, તેમના સંસ્થાનો લૂટતો અને તેમનો વેપાર તારાજ કરી નાખતો આવી સ્થિતિમાં ઈંગ્લંડ સાથે સલાહ કરવા માટે નેપોલિયને ફરી પણ એકવાર પ્રયત્ન કરી જોયો

નેપોલિયનના મનમાં સલાહ કરવાની ખરેખરી ઇચ્છા ન હોત તો તે પોતાના દુરાગ્રહી શત્રુઓના આટલી ચીવટથી કાલાવાલા કરત નહિ તેની પ્રાર્થનાનો તિર-સ્કાર કરવામાં આવ્યો, તેનું અપમાન કરવામાં આવ્યું, બિલકુલ શરમ વગર આપેલાં વચનનો ભંગ કરવામાં આવ્યો અને તે છતાં પણ માણસ જાતના કલ્યાણની ખાતર તેણે સલાહની પ્રાર્થના કર્યાજ કરી દશ લાખ સંગીનોના પ્રહારથી છેવટે તેને કચરી નાખવામાં આવ્યો, અને તેનું ઉદાર અંતઃકરણ સેન્ટ હેલેનાની જિંદગીનો ત્રાસ સહન કરી ન શકવાથી છેવટે જ્યારે તે હતાશ થઇને મરણ પામ્યો, ત્યારે પછી જેઓ પોતેજ હત્યાકાંડના અપરાધી હતા તેઓએ હત્યાકાંડનો આરોપ તેના ઉપર મૂકીને તેના નામને બટ્ટો લગાડવા પ્રયત્ન કર્યો આના કરતાં વધારે અનુદાર કૃત્ય જગતમાં બીજું ભાગ્યેજ થયું હશે પણ ઈશ્વર ન્યાયી છે છેવટે ઇંસાફનાં ત્રાજવાં

× યૂરોપના છેલ્લા મહાયુદ્ધ વખતે મીઠું મીઠું બોલીને સહાય મેળવવાના તથા તે માંડી વાળવામાં ગરજને અંગે હાએહા કરી પાછળથી સંયોગ જોઈને ફરી જવાના બનાવો બન્યા છે, તેવી નીતિવાળો નેપોલિયન હોત તો આ વખતે તે પણ ઝારની હાએહા કરીને પોતાનું કામ કહાડી લેવા ચૂકત નહિજ સંપાદક

તે બરાબર રીતે તાબ્યા વગર રહેનાર નથી

સલાહને માટે તેની બધી મહેનત ફોકટ ગઇ અને એક બાજુએ સમુદ્ર ઉપર ઈંગ્લંડની સાથે તથા બીજી બાજુએ જમીન ઉપર રશિયાના રાક્ષસી રાજ્યની સાથે અને ત્રીજી બાજુએ ઈંગ્લંડની ઉશ્કેરણી, ઉત્તેજન અને મદદથી તેની સામે લડવાને તૈયાર થએલા સ્પેન અને પોર્ટુગાલના બળવાખોરોની સાથે એકી વખતે બાથ ભરવાની હવે જ્યારે નેપોલિયનને ફરજ પડી ત્યારે તે તેમ કરવાને પણ સજ્જ થઇ ગયો દીનતાથી સલાહને માટે પ્રાર્થના કરનાર હવે સિંહની આફક ગર્જના કરીને તૈયાર થઇ ગયો અને તેણે પોતાનુ સઘળુ સામર્થ્ય એકત્ર કરવા માંડયુ આ કાર્ય બહુજ ભારે હતુ પણ એ કાર્યને પહોચી વળવા જેટલુ સામર્થ્ય પણ તેણે દાખવ્યુ. તેના મિત્રરાજ્યો ઉત્સાહભેર તેની મદદે દોડી આવ્યાં આ યુદ્ધ સ્વાતન્ત્ર્યવાદ અને રાજની નિરંકુશ સત્તાના વાદ વચ્ચે હતું ઉદાર રાજ્યતંત્ર અને ઉમરાવોની જૂની જુલ્મજહાગિરીની વચ્ચેનું હતુ

યૂરોપના દરેક દેશમાં તે વખતે બે પક્ષ હતા–શ્રીમત તથા ઉમરાવવર્ગ અને બીજો પ્રજાવર્ગ નેપોલિયન પ્રજાવર્ગના મહાબળવાન હૃદય સમાન હતો અને તેના પ્રચંડ ધબકારાની અસર આખા યૂરોપમા સર્વત્ર પહોંચતી હતી અને ચેતન પ્રસરાવતી હતી ઈંગ્લંડમાં તે વખતે ઉમરાવોનો પક્ષ જોરમાં હતો અને પ્રજાપક્ષ તેમના પગ નીચે દબાઇને કચરાઈ ગયા જેવો થઇ ગયો હતો હવે ઉમરાવોથી નિયન્ત્રિત થએલુ ઈંગ્લંડ અને ઝારની એકહથ્થી સત્તાને અધીન થએલુ રશિયા આગળ જણાવ્યુ તેમ હવે દોસ્તીના કરારથી જોડાયાં

ઉમરાવવર્ગ સાથે સબધ ધરાવનારમાના કેટલાકે સૂચના કરી કે પારિસ છોડીને હજારો માઇલ દૂર જવામા નેપોલિયન ઘણુ જોખમ ખેડે છે, કેમકે તેની ગેરહાજરીનો લાભ લઇને કાવત્રાખોરવર્ગ કાવત્રા કર્યા વગર રહેશે નહિ તેના જવાબમા તેણે કહ્યુ કે "મારા રાજ્યમા એવા પક્ષ છેજ નહિ માત્ર અમુક ગણ્યા ગાંઠ્યા ઉમરાવો મારી વિરુદ્ધના રહ્યા છે, પણ મારી પડતીને જેટલે દરજ્જે તેઓ ચહાય છે તેના કરતા તેનાથી તેઓ વધારે ડરે છે મારી જિંદગીનુ મોટામા મોટુ કાર્ય તો એ છે કે મે રાજ્યક્રાન્તિની વિનાશકારક ભરતીને ખાળી રાખી છે જો હું ન હોત તો આખો યૂરોપ અને તમે બધા તેમાં સ્વાહા થઇ ગયા હોત મારી મદદ વગર તમે ટકીજ કેમ શકત ? અસખ્ય પ્રજાવર્ગની સામે તમે મુઠ્ઠીભર ઉમરાવો શા હિસાબમા ? પ્રજાવર્ગ અને ઉમરાવ વર્ગના કલહનો અત લાવવા માટે બેઉ વર્ગમાથી જે ઉત્તમોત્તમ હોય તેમને એકમેક કરી નાખવાની જરૂર નથી ? હુ તમને મૈત્રીભાવથી મારો હાથ આપુ છુ, છતા તમે તે સ્વીકારતા નથી, તો પછી મારે પણ તમારી શી પરવાહ છે ? શુ હુ પ્રજાવર્ગનો રાજા નથી "

નેપોલિયને પોતાના મિત્રરાજ્યોને મદદે બોલાવ્યાં પ્રશિયા, આસ્ટ્રિયા, ઇટાલિ, બાવેરિયા, સેક્સની, વેસ્ટફાલિયા અને બીજા નાના નાના રાજ્યોએ તેની માગણીનો ઉદારતાથી જવાબ વાળ્યો એ પૈકી પ્રશિયા અને આસ્ટ્રિયા સિવાયના તમામ રાજ્યોમા પ્રજાસત્તાક રાજ્યની ભાવના દાખલ થઇ ચૂકી હતી આસ્ટ્રિયા તો હવે તેની સાથે લગ્નસબધથી પણ જોડાઇ ચૂકયુ હતુ સ્વાતત્ર્ય અને જોહુકમી વચ્ચે ઝોકા ખાતુ પ્રશિયા પણ ફ્રાન્સના વાવટા નીચે આવીને ઉભુ રહ્યુ હવે નેપોલિયન પાસે ઉત્સાહ પૂર્ણ પાચ લાખ માણસોનુ સૈન્ય તેના હુકમ પ્રમાણે વર્તવાને તૈયાર થઇ ચૂકયુ

પોલેન્ડ તો હર્ષઘેલુજ બની ગયુ તેને તો એમજ લાગ્યુ કે હવે મારા છૂટકારાનો શુભ દિવસ આવી પહોચ્યો આખી પ્રજા એકદમ તૈયાર થઇ ગઈ અને નેપોલિયનના વાવટા નીચે સપૂર્ણ એકદિલથી ઝૂઝવા માટે ટમટમી રહી માત્ર તેઓ એટલીજ ઇચ્છા રાખતા હતા કે નેપોલિયન તેમને તેમના જુલ્મી રાજાઓના બધનમાથી છોડાવે કારણ કે રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયા જેવા બલિષ્ઠ રાજ્યોથી ઘેરાયલી માત્ર એક કરોડ અને સાઠ લાખની વસ્તીવાળી એ પ્રજા સ્વાતત્ર્યમાટે જીવ આપવા તૈયાર થઇ હોય તોપણ બીજાની મદદ વગર તેનુ કાંઈ વળે એમ ન હતુ નેપોલિયનની સ્થિતિ હવે સૂડી વચ્ચે સોપારીના જેવી બની ગઇ તે પોલેન્ડની પ્રજા તરફ તેની પૂરેપૂરી સહાનુભૂતિ હતી પણ આસ્ટ્રિયાનો રાજા હવે તેનો સસરો અને મિત્ર બન્યો હતો, છતા જો નેપોલિયન પોલેન્ડવાસીઓને સ્વતત્ર પ્રજા બનાવવાનો પ્રયત્ન કરે તો તે તરતજ જમાઇને તજી રશિયાના પક્ષમા ભળી જાય તેવા હતો

ઝાર અલેકઝાન્ડરે નિમેન નદીને કિનારે પોતાના સૈન્યને એકત્રિત કર્યું હતુ અને એપ્રિલ અધવારતા તેણે પોતેજ આવીને તેની સરદારી લીધી નેપોલિયન ફ્રાન્સની આતરિક રાજવ્યવસ્થાને લગતી સૂચનાઓ આપ્યા પછી મે માસની ૯ મી તારીખે ડ્રેસ્ડન જવા નીકળ્યો તેના સૈન્યના કેન્દ્રસ્થાન તરીકે ડ્રેસ્ડન નિર્માણ થયુ હતુ સાથે રાજરાણી મેરિયા લૂઇસા પણ હતી આખે રસ્તે તેમને પ્રેમ અને ઉત્સાહથી લોકોએ ભારે આવકાર આપ્યો અને તેમનુ દર્શન કરવા લોકોના ટોળેટોળા એકઠા થતાં હતા

ડ્રેસ્ડન શહેરમા નેપોલિયનના સઘળા મિત્ર રાજાઓ તેને આવી મળવાના હતા આસ્ટ્રિયાના રાજારાણી તો પુત્રી અને જમાઇનો સત્કાર કરવા માટે આગળથીજ આવી પહોચ્યા હતા ડ્રેસ્ડનમા નેપોલિયને એક પખવાડીયુ ગાળ્યુ એ બધાજ દિવસ તેણે સ્પેન અને રશિયાની લડાઇને લગતા હુકમો લખવા લખાવવામા રાતદિવસ સતત પરિશ્રમ કર્યા કર્યો સિપાઇઓ, ઘોડા, ખચ્ચર, દારૂગોળા તથા અનાજનાં ગાડાં વગેરેનો પ્રવાહ યૂરોપના અનેક સ્થળ તરફથી નિમેન નદી તરફ વહી જવા લાગ્યો. સઘળી તૈયારી કરી રહ્યા પછી તેણે છેલ્લીવાર ઝારને સલાહ કરવા સદેશો મોકલાવ્યો પણ

તેનો તિરસ્કાર કરવામા આવ્યો તરતજ સૈન્યને કુચ કરવાનો હુકમ થયો નિમેન નદી ઓળગતી વખતે તેણે ઑસ્ટર્લિટ્ઝ અને જેનાના સગ્રામોનું સ્મરણ કરાવી યોદ્ધાઓમા વીરત્વનો સચાર કર્યો

નેપોલિયને આશા રાખી હતી કે આખરે રશિયાને સલાહ કરવાની ફરજ પડશે અને પરિણામે આખા યૂરોપને રાહત મળીને જે નવા સ્થપાયલા પ્રજાસત્તાક રાજ્યો તેની પાસેથી રક્ષણ માગી રહ્યા હતા તેમનુ પણ કલ્યાણ થશે પોલેન્ડ સ્વતત્ર પ્રજા બની જશે એ બે કરોડની પ્રજા સ્વતત્ર થવાથી અને ફ્રાન્સ પાસેથી સ્વાતગ્યભાવનાનુ ધાવણ ધાવીને એવી બળવાન અને ચેતનવત બની જશે કે ભવિષ્યમા તે રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયાની એકસપીને અટકાવનાર આડખીલીરૂપ નીવડશે આથી રશિયાને ઇગ્લડના માલનો બહિષ્કાર કરવાની ફરજ પડતા ઇગ્લડ પણ ભૂખમરાની પીડાથી મહાત થશે અને તેને પણ સલાહ કરવાની ફરજ પડશે. આ સ્વપ્ન ઘણુા ઉદાર, કલ્યાણજનક અને ભવ્ય હતા અફસોસ એટલોજ કે યૂરોપની પ્રજાના ટુકા નસીબને લીધે તે ફળીભૂત ન થયા !

સેન્ટ હેલેનામાં એક પ્રસગે નેપોલિયને કહ્યુ હતુ કે " આ લડાઈ વર્તમાન સમયમા ઘણીજ લોકપ્રિય થવી જોઇતી હતી સર્વની શાતિ અને સલામતીમાટે તથા સર્વના સાચા લાભના રક્ષણને માટે આ લડાઇ કરવામા આવી હતી તેમા ફતેહ મળી હોત તો યૂરોપના રાજાઓના બળનુ સમતોલપણુ બરાબર સચવાત, નવા પ્રકારના સધિના કરારો રચાયા હોત અને હાલ સુલેહશાતિના ભગની જે ધાસ્તી રખાય છે તે ટળી જઇને શાતિનુ સામ્રાજ્ય પ્રસર્યુ હોત મારે પોતાને તેમાં કશો અગત લાભ કે ઇચ્છા હતીજ નહિ માત્ર **ભલુ કામ કરવુ અને ભવિષ્યની પ્રજાની આશિષ લેવી એજ મારી મહેચ્છા હતી**, છતા મારૂં આ કાર્ય નિષ્ફળ ગયુ અને તેથી મારી પડતી થઇ જાણે લોકમતને પણ ઉમરાવોનો ચેપ લાગ્યો હોય તેમ બધી તરફથી મારી સામે ફર્યાદના અવાજ સભળાવા,લાગ્યા હું ગજાઓનો પેદા કરનાર હતો છતા મારા ઉપર રાજઘાતક હોવાનો આરોપ મૂકાયો, પ્રજાઓના હિતને ખાતર મે મારૂ સર્વસ્વ જોખમમા મૂક્યુ હતુ છતા મને પ્રજાઓના હક્કના ઉચ્છેદક તરીકે વગોવ્યો અને રાજાઓ તેમજ લોકવર્ગ જેઓ આજ સુધી એક બીજાના કટ્ટા દુશ્મન હતા તેઓ મારી સામે લડવા માટે એક થઇ ગયા ! મારા ભૂતકાળના તમામ સુકૃત્યો ઉપર બેદરકારીનો પડદો પાથરવામાં આવ્યો હું કહેતો હતો કે જો હું જીતીશ તો પ્રજાવર્ગનો પ્રેમ અને વિશ્વાસ ફરીથી પાછો મારા તરફ વળશે પણ મારો પરાજય થયો અને એ પ્રેમ મારા ઉપરથી ખસ્યો તે ખસ્યોજ ! પણ જરૂર એક સમય એવો આવશે કે જ્યારે રાજાઓ તેમજ પ્રજાવર્ગને બેઉને મને કરેલા અન્યાયમાટે પસ્તાવુ પડશે "



# प्रकरण ५२ मुं–मॉस्को तरफ प्रयाण



'પોલિયનવિષેની જે જે હકીકતોવિષે બધા ઇતિહાસકારો એક મત થયા છે તે વિષે પ્રમાણો ટાંકી ટાંકીને પુસ્તકના કદમાં બિનજરૂરી વધારો કરવાની લેખકની ઇચ્છા નથી તેના જીવનના મુખ્ય પ્રસંગો દીવાની જ્યોત જેવા સ્પષ્ટ હોઇ પ્રમાણુની અપેક્ષા રાખતા નથી ઇટાલિનાં યુદ્ધો, મિસરપર સ્વારી, આસ્ટર્લિટઝ ફ્રેડલેન્ડ અને વાગ્રામના સગ્રામોમાટે તેણે કરેલી કુચ, સ્પેનનો વિગ્રહ અને રશિયા ઉપર કરેલુ આક્રમણ, એ સર્વ બિનતકરારે સાબિત થઇ ચૂક્યા છે તેમનુ તો માત્ર વર્ણન કરવાનુજ પ્રાપ્ત થાય છે તકરારી સવાલો બહુજ થોડા છે તેણે પરરાજ્યો અને સત્તા ખૂચવી લેવાનો પ્રયત્ન કર્યો હતો ? સત્તા મેળવ્યા પછી પણ જનતાના હક્ક છીનવી લેવામા તેણે પોતાની સત્તાનો ઉપયોગ કર્યો હતો ' જે લડાઇઓમા ઉતરવાની તેને ફરજ પડી હતી તે લડાઇઓ જગાડવા માટે તે જવાબદાર હતો ? જાફાની કતલ, કાઉન્ટ એન્ધિયેનને કરેલી દેહાતદડની શિક્ષા અને જોસેફાઇનનો ત્યાગ એ વિષે ઇતિહાસ કારોને નિર્ણય આપવાનુ રહ્યુ છે

આ તકરારી બાબતોવિષે લેખકે સ્પષ્ટપણે લખવાનો યત્ન કર્યો છે અને તે વિષે તેણે સગીન પ્રમાણે ટાંકવા તરફ બનતુ લક્ષ આપ્યુ છે હજી પણ કેટલાક એવા માણસો છે કે જેઓ આ યુદ્ધોના ઉત્પાદકોવિષે લોકાપવાદથી ડરીને સાચો મત દર્શાવતા ખચાય છે બુર્બોન વશીય રાજાઓએ તેમની દોલત, સત્તા, લાગવગ વગેરેનો યથેચ્છ ઉપયોગ કરીને નેપોલિયનના જીવન ઉપર કલકની કાળાશ ચડાવવામાં બાકી રાખી નથી તેમનો પ્રયાસ ઘણે અશે સફળ થયો હતો અને પ્રજાવર્ગના અધિકાર અને સ્વાતત્ર્યના સમર્થ રક્ષકને વિષે પ્રજાએ ઘણા વર્ષ સુધી ભૂલ થાપ ખાધી છે લેખકને પોતાને પણ શરૂઆતમાં કુસસ્કારને લીધે નેપોલિયન તરફ સખ્ત અણગમો ઉત્પન્ન થયો હતો, પણ તેના વિષેની હકીકતોનુ બારીક પૃથક્કરણ કરતા તેની ખાત્રી થઈ છે કે તે એક ઉદારમાં ઉદાર પુરુષ હતો અને એ માન્યતા જાહેર કરતા લેખક જરા પણ અચકાતો નથી.

૧૧ મી જૂને તેણે ડેન્ઝિક છોડયુ અને બારમી તારીખે કોનિગ્સબર્ગમાં દાખલ થયો રશિયાના ઉજ્જડ પ્રદેશમા પોતાના વિશાળ સૈન્યને અનાજ અને બીજી જરૂરી વસ્તુઓની તગી ન પડે તે માટે તેણે કોનિગ્સબર્ગમાં સામગ્રીનો પુષ્કળ ભડાર ભરાવી રાખ્યો હતો તેનું અવિશ્રાત મન આવા અગત્યના કામને લગતી ઝીણી ઝીણી બાબતોને પણ વિસારતુ નહિ તેનો આખો દિવસ અનાજ અને લશ્કરની વ્યવસ્થાને લગતા હુકમો લખવામાં પસાર થયો અને રાત્રિ તેનુ પુનરાવર્તન કરવામાં પસાર થઇ એકના એક સેનાપતિને દિવસમા છ હુકમો મળ્યા અને તે દરેકમાં તેની અત્યત કાળજી તરવરી આવતી હતી તેમાંના એક હુકમમા લખ્યુ હતુ કે “ આપણા વિશાળ સૈન્યને માટે, આપણે પૂરતી આગમચેતી નહિ વાપરીએ તો કોઇ પણ એક દેશનુ અનાજ ખૂટયા વગર નહિ રહે એકજ ઠેકાણે હુ ચાર લાખ માણુસો એકઠાં કરવા માગુ છુ, અને એટલા બધા માણસોને માટે તેજ સ્થાનમાથી પૂરતુ અનાજ મેળવવાની આશા રાખી શકાયજ નહિ માટે આપણે જોઇતી વસ્તુઓ સાથેજ લેવી પડશે. ”

દરેક ઠેકાણેથી ફ્રાન્સના વિશાળ, ભવ્ય અને અપરાજિત સૈન્યની હિલચાલ થવા લાગી તેમા લગભગ પાચ લાખ સૈનિકો તથા પૂર લશ્કરી દમામ અને આયુધોથી સજ્જ થએલી એંશી હજાર ઘોડેસ્વારો હતા તેમની સાથે પૂલ બાધવાની સામગ્રીના છ ભડાર, કિલ્લો સર કરવાનાં સાધનો, હજારો સીધાસામાનના ગાડા, તેરસો વીશ તોપો અને તેને ખેચવાની તાલીમ પામેલા એક લાખ સત્યાશી હજાર ઘોડા તથા હજારો બળદ અને ગાડી ગાડાંનો અસખ્ય સમૂહ નિમેન નદીના ઉજ્જડ કિનારાની આસ-પાસ આવેલા ઉદાસીન અને શ્મશાન જેવા શાંત જગલોની પ્રગાઢ શાતિને ભેદતા આગળને આગળ માર્ગ કાપવા લાગ્યા

જૂનની ત્રેવીશમી તારીખે ફ્રેન્ચ સેના નિમેનના ભયાનક, ઉજ્જડ, ખાવા ધાય એવા કિનારા પાસે આવી પહોચી સામે કિનારે શત્રુસન્યનુ નામનિશાન પણ ન હતુ બળવાન ફ્રેન્ચ સૈન્યનો અવરોધ કરવાનુ પોતાનામા સામર્થ્ય નથી એમ જાણીને રશિયનોએ, અર્ધસુધરેલ પ્રજાથી અને સપૂર્ણ આપખુદ રાજસત્તાને અધીન દેશથીજ સાધી શકાય એવો એક ભયકર ઉપાય યોજી કહાડયો હતો ઝારે નિશ્ચય કર્યો હતો કે યૂરોપ જીતનાર નેપોલિયનથી રશિયા નજ જીતાવો જોઇએ તેથી તેણે પોતાના ત્રણ લાખ સૈનિકોને આજ્ઞા આપી હતી કે ફ્રેન્ચ સૈન્ય સામે ન લડતા પાછળને પાછળ હઠતા જવુ, માર્ગમાં આવતા એકેએક પૂલને દારૂગોળાથી ઉડાવી દેવા, શહેરો અને ગામડાઓને બાળીને વેરાન કરી નાખવાં, જ્યાંથી જ્યાંથી શત્રુ-સૈન્યને ખોરાક વગેરે મળી શકે તે સર્વનો નાશ કરવો અને આ રીતે તેમને ભૂખે મારીને જીવતા ન જવા દેવા

નેપોલિયન કિનારા તરફ દોડી ગયો અને નદી ઓળગવાનાં ત્રણ સ્થાન નક્કી કર્યાં. તરતજ નિમેન નદી ઉપર ત્રણ પૂલ પથરાઇ ગયા અને " શહેનશાહ ઘણું જીવો " પોકારતા સૈનિકોની હારની હાર પૂલ ઉપરથી પસાર થવા લાગી બે દિવસ અને બે રાતસુધી આ પ્રવાહ નિરંતર ચાલ્યાજ કર્યો નાસતા રશિયનોને પકડી પાડવા માટે તેણે લશ્કરને આગળ વધવાની આજ્ઞા આપી માર્ગમાં વેગબંધ વ્હેતી નદી આવી તરતના વરસેલા વરસાદથી તેમા ભારે પૂર આવ્યુ હતુ કેટલાક પોલેન્ડના સ્વારોએ સાહસ કરીને પાણીમા ઝંપલાવ્યુ પણ પરપોટાની માફક તેઓ ખેચાઇ ગયા થોડાક તરીને સામે કિનારે આવી ગયા પણ ઘણાખરા તો ગયા તે ગયાજ, પરંતુ તે બધાએ ડૂબતા ડૂબતા નેપોલિયનનુ દર્શન કરી લીધુ અને "શહેનશાહ ઘણુ જીવો " કહી જળસમાધિ લીધી આ ઠેકાણે, ત્રણ દિવસસુધી નેપોલિયન રહ્યો દરમ્યાન તેનુ બધુ લશ્કર આવી પહોંચ્યુ ત્યાં દવાખાના અને પાકી છાવણીઓ બંધાવ્યા પછી તેણે વિલ્ના તરફ કુચ કરી

પોલેન્ડ પાસેથી રશિયાએ છીનવી લીધેલા મુલકનુ વિલ્ના પાટનગર હતુ નેપોલિયને પોતાના સૈન્યના કેન્દ્ર તરીકે તેને પસંદ કર્યું ફ્રેન્ચો આવી પહોચ્યાના સમાચાર જ્યારે ઝાર અલેક્ઝાન્ડરને મળ્યા ત્યારે તે પોતાના એક ઉમરાવના કિલ્લામા નૃત્ય કરતો હતો તેણે તરતજ પાછા હઠવાની આજ્ઞા આપી અને પોતાના અનાજ વગેરે સામગ્રીના ભંડાર શત્રુને હાથ ન જાય તે માટે નાસતા પહેલા તેમને સળગાવી મૂકવાનો હુકમ કર્યો

જૂનની અઠ્ઠાવીશમી તારીખે પોલેન્ડના અંગરક્ષકો સહિત નેપોલિયને વિલ્ના નગરમા જાહેર રીતે પ્રવેશ કર્યો પોલેન્ડવાસીઓ તેને પોતાના મુક્તિદાતા તરીકે ગણતા હતા, અને હર્ષનાદસહિત પોતાના પ્રજાકીય વાવટા ફરકાવતા હતા યુવાન પુરુષો હર્ષઘેલા બની જઇ એકબીજાને આલિંગીને હર્ષાશ્રુ ટપકાવતા હતા વૃદ્ધ પુરુષો પણ પોલેન્ડના પ્રજાકીય પોશાકમા સજ્જ થઇને બહાર નીકળી પડયા હતા તેમની જાતીય મહાસભા મળી અને તેમણે જાહેર કર્યું કે પોલેન્ડ આજથી પુન સ્વતંત્ર રાજ્ય બની ગયુ છે અને વધારામાં નેપોલિયનના વાવટા નીચે એકત્ર થવા માટે સઘળા પોલેન્ડવાસીઓને આજ્ઞા કરી તેમનો આ પ્રસંગે આટલો બધો ઉત્સાહ હતો કે એકલા પોલેન્ડ તરફથીજ નેપોલિયનને ઓછામા ઓછા ૮૫૦૦૦ સૈનિકો આવી મળ્યા.

પ્રજાજન તરફથી નેપોલિયન પાસે એક ડેપ્યુટેશન આવ્યુ રશિયા અને આસ્ટ્રિયાએ પોલેન્ડના જે પ્રદેશોને સ્વાહા કર્યા હતા તેમને સ્વતંત્ર થવાના કાર્યમા મદદને માટે પ્રાર્થના કરી તેમણે કહ્યુ કે—

" શા માટે અમારી જન્મભૂમિને યૂરોપના નકશામાથી ભૂસી નાખી છે ? શા હકથી તેમણે અમારા પ્રદેશ ઉપર ચડાઇઓ કરી, અમને લૂટયા, રંજાડયા અને અમારી

માતૃભૂમિના ટુકડે ટુકડા કરીને તેને જેને જેમ ફાવ્યુ તેમ વહેચી લીધી ‘ અમે શો અપરાધ કર્યો છે ? અમારો ઇન્સાફ કરનાર જગતમાં અમારૂ સ્થાન નક્કી કરનાર એ કોણુ છે ? અમારા તમામ દુ ખ અને મુશીબતોનો પિતા રશિયા છે નિર્દયપણે અમને જીતીને વાગા શહેરની સમગ્ર વસ્તીનો જે હતભાગ્ય દિવસે આગ અને તલવારથી નાશ કરવામા આવ્યો તે કમનસીબ દિવસના પ્રજાની ચીસોના ભણકારા હજી અમારા કાનમા સભળાય છે પોલેન્ડ ઉપર રશિયા જે હક્ક ધરાવે છે તે લોહી અને તલવારનો છે બળવડે તેણે અમને જીત્યા છે અને અમારી ડોક પર જડાયલી બેડીઓ પણ અમારે બળવડેજ તોડવી પડશે જે મહાન વ્યક્તિ વર્તમાન સમયના ઇતિહાસનો જનક છે, જેનામાં સર્વશક્તિમાન ઇશ્વરના જેટલુ સામર્થ્ય રહેલુ છે તેની મદદની અમને અપેક્ષા છે, તે મળતાજ અમારી જન્મભૂમિની સ્વતત્ર પ્રજામાં ગણુના થવા લાગશે

નેપોલિયનના એક શબ્દમાત્રથી બે કરોડની પ્રજાનુ સ્વરાજ્ય હસ્તીમા આવ્યુ હોત અને તેઓ કૃતજ્ઞતાપૂર્વક તેના રક્ષણુને માટે પ્રાણુાર્પણુ પણુ કરત, પણુ તેજ શબ્દથી પ્રશિયા અને આસ્ટ્રિયા તેનાથી છૂટા પડત અને ઝારના સૈન્યમા ભરતી કરત અને વધારામા ઝારની શત્રુતામા દશગણો વધારો થાત

ડેપ્યુટેશનની માગણીનો નેપોલિયને જે શબ્દોમાં ઉત્તર આપ્યો છે તેમાં મનની ગુચવણુભરેલી સ્થિતિ ઉઘાડી રીતે જણાઇ આવે છે પોલેન્ડવાસીઓને સ્વતત્ર થવાના પ્રયાસમા તે મદદ કરવા ઇચ્છતો હતો પણુ તેના મિત્રરાજ્યોની રૈયતના બળવાને ઉત્તેજન નહિ આપવા તે બધાઇ ચૂકયો હતો તેણે જવાબ આપ્યો કે “ જ્યારે પોલેન્ડને પહેલી બીજી અને ત્રીજીવાર વહેચી લેવામાં આવ્યુ ત્યારે જો હું રાજા હોત તો મારી પ્રજાના લશ્કરી બળની મદદ હુ તમને ખુશીથી આપત મે વૉરસો જીતીને તરતજ તેને સ્વતત્ર બનાવી દીધુ તમારો ઉત્સાહ અને પ્રયત્નને હું પસદ કરૂ છુ તમારા ઠરાવને ટેકો આપવા મારાથી બનતુ હુ કરીશ જો તમે સપીલ. થશો તો તમારા શત્રુને તમારા હકક મજુર રાખવાની ફરજ અવશ્ય પાડી શકશો પણુ ફ્રાન્સથી આટલે દૂર અને ઘણા વિશાળ પ્રદેશમાં તમે રહેતા હોવાથી તમારે તમારા પોતાના પુરુષાર્થ ઉપરજ આધાર રાખવો પડશે વૉરસોસા મે જે જાહેર જુસ્સો જોયો હતો તે જો તમારા જીવનમા ઉતારશો તો ઇશ્વર તમને તમારી વાજબી લડતમા વિજય અપાવશે, સાથે સાથે મારે તમને પણુ જણાવી દેવુ જોઇએ કે આસ્ટ્રિયાના રાજ્યને છે તેવુ અને તેટલુ જાળવી રાખવાના કરાર ઉપર મે સહી કરી છે, તેથી તેના હસ્તકનો પોલેન્ડનો પ્રવેશ તે ખોઇ બેસે એવી કોઇ પણ જાતની ચળવળને મારાથી ઉત્તેજન આપી શકાશે નહિ. ”×

× નેપોલિયન જરાપણુ કપટી હોત તો આવો સાચો ઉત્તર આપવાને બદલે

છેલ્લા શબ્દો નેપોલિયને ભારે ઉદ્વેગની સાથે ઉચ્ચાર્યા અને દરેક પોલેન્ડવાસીના હૃદયમા પણ એ શબ્દો સાભળીને તેવીજ લાગણી પેદા થઈ નવજીવનવત પોલેન્ડની મૈત્રીને તે ઇચ્છતો હતો, તે જાણતો હતો કે જૂલમની બેડીઓમાથી તરતની છૂટી થએલી સ્વાતંત્ર્યપ્રાણ પ્રજા, ફ્રાન્સના રાજનૈતિક વિચારોનુ ધાવણ ધાવ્યાથી તેની સાથે દૃઢ સ્નેહગાઠથી જોડાશે, પણ આસ્ટ્રિયા અને પ્રશિયા સાથે નહિ તોડી શકાય એવા કરારથી તે બધાઇ ચૂકયો હતો, તેના સૈન્યને માટે ખોરાક વગેરે મેળવવાના, નવા લશ્કરને બોલાવી મગાવવાના, ફ્રાન્સની સાથે વ્યવહાર ચલાવવાના અને પરાજય વખતે નાસી જવાના માર્ગ પ્રશિયા અને આસ્ટ્રિયાના રાજ્યોમાં હતા અને તેથી તેના સૈન્યની સલામતીનો કુલ આધાર એ બે રાજ્યોની મૈત્રી ઉપર હતો તેથી પોલેન્ડવાસીઓની સ્વતત્ર થવાની કોશિષને તેનાથી ઉત્તેજન ન અપાયુ

નેપોલિયન હવે તેની રાજધાનીથી ચૌદસો માઇલ દૂર ઉજ્જડ અને નિસીમ વેરાન જેવા પ્રદેશમાં આવી પહોચ્યો હતો રશિયા તરફથી તેને ઘણી પજવણી કરવામા આવી હતી તોપણ રશિયા ઉપર સ્વારી લઇ જવામા તેને વાજબી કારણ હતુ કે કેમ તેનો નિર્ણય આપતી વખતે નિષ્પક્ષપાત ઇતિહાસકારના મનમા ભારે ગુચવણ ઉત્પન્ન થયા વગર રહેતી નથી

અલબત્ત, ઝાર અલેકઝાન્ડરે ફ્રાન્સની સામે દુશ્મનાવટભરેલા ખરીતાઓ પ્રગટ કર્યા હતા અને ફ્રાન્સના મહા બળવાન અને કટ્ટા શત્રુ ઇગ્લડની સાથે તેણે સધિના કોલકરાર કર્યા હતા એ પણ સત્ય છે, પરતુ તેની સાથે એ પણ સત્ય છે કે યૂરોપના રાજ્યોમાંથી ઇગ્લડના માલનો બહિષ્કાર કરાવ્યા વગર તેને મહાત કરી શકાય એમ હતુજ નહિ રશિયાએ આ બાબતમા પ્રતિકૂળતા બતાવીને ફ્રાન્સનુ એક માત્ર બહિષ્કારનુ હથિયાર નકામુ કરી નાખ્યુ હતુ અને તેના ઉપર ઇગ્લડ જે ઉપરાઉપરિ પ્રહાર કરી રહ્યુ હતુ તેનાથી બચવાનુ તેની પાસે બીજુ કોઇ સાધન પણ હતુ નહિ

આટલુ છતા એટલુ તો કહેવુજ પડે છે કે રશિયા ઉપર સ્વારી લઈ જવાનો નેપોલિયનને કશો હક્ક ન હતો તેની કફોડી સ્થિતિને લીધે તેને આ પગલુ લેવુ પડયુ એ તેનુ ભારે કમનસીબ હતુ રશિયાને ફ્રાન્સના માલનો બહિષ્કાર કરવાનો તેમજ ઇગ્લડના માલને પોતાના રાજ્યમા દાખલ કરવાનો પૂરેપૂરો હક્ક હતો, અને તેમ કર્યાથી ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો વિનાશ થશે કે નહિ એ વિચારવાની તેની ફરજ ન હતી આથી કરીને રશિયા ઉપર ચડાઈ લઇ જવા માટે નેપોલિયનને તકસીરવાર ઠરાવતી વખતે તેમ કરવાની તેને જે અનિવાર્ય જરૂરીઆત પડી હતી તે

---

યૂરોપના રાજ્યોના અત્યારસુધી ચાલતી આવેલી નીતિ પ્રમાણે તેણે પણ ગોળમટોળ અથવા જૂઠી આશા આપનારો ઉત્તર આપીને આ કરોડો મનુષ્યોની પૂરેપૂરી સહાયતા મેળવી લીધી હોત.

સંપાદક

ધ્યાનમાં લેતાં તેના તરફ કુદરતી રીતે સહાનુભૂતિ ઉત્પન્ન થાય છે

અલબત્ત અલેકઝાન્ડરે પણ બે વખત તો પોતાનો દેશ છોડીને ફ્રાન્સ ઉપર વિના કારણ ચડાઈ કરી હતી આ વખતે પણ તે પોતે લીધેલી ગંભીર પ્રતિજ્ઞાનો ભંગ કરતો હતો અને નેપોલિયનના કટ્ટા શત્રુની સાથે મૈત્રીભાવથી જોડાયો હતો

પણ ફ્રાન્સના લોકનિયુક્ત રાજાની સામે નિરંતર યુદ્ધ જારી રાખવા માટે ઈંગ્લંડના પ્રધાનમંડળને તો ઇતિહાસ દશગણી સખ્તાઇથી તકસીરવાર ઠરાવે છે નેપોલિયનનો વિનાશ કરવા, ફ્રાન્સની ગાદી ઉપર બુર્બોન વંશીય રાજાઓને પુનઃ બેસાડવા અને સમુદ્ર ઉપર પોતાનો એકહથ્થો અધિકાર જાળવી રાખવા માટે તેણે એક પછી એક અનેકવાર યૂરોપના રાજાઓની સાથે એકસંપીના કોલકરાર કર્યા અને આખા યૂરોપને મનુષ્યરક્તથી રંગી નાખ્યો કોઇ પણ રાજ્યકર્તા પોતાનું સ્વમાન જાળવીને સુલેહ કરવાને જે જે પ્રયત્ન કરી શકે તે બધા નેપોલિયને ઈંગ્લંડની સાથે અજમાવી જોયા, પણ તે બધાએ વ્યર્થ ગયા વળી ઈંગ્લંડના ઉમરાવવર્ગનો ભયંકરમાં ભયંકર અપરાધ તો એ છે કે આ બધા ખુનખાર યુદ્ધો જેની માઠી અસરમાંથી ઈંગ્લંડ તેના ભૌગોળિક સ્થિતિને લીધે મુક્ત હતું તે યુદ્ધો તેમણેજ ઉભા કરાવ્યાં છતાં તેનો સઘળો દોષ મહાનુભાવ પણ હતાશ અને હતવીર્ય થએલા સેન્ટ હેલેનામાં બંદીવાનની દશામાં સબડતા નેપોલિયનને માથેજ તેમણે મૂક્યો

નેપોલિયન વિલ્નામાં અઢાર દિવસ રહ્યો એટલો વખત તેણે લશ્કરની જરૂરીઆતોમાટે તૈયારી કરવામાં, જીતાયલા અથવા સત્ય કહીએ તો તેની મદદથી સ્વતંત્ર થએલા પ્રદેશોની રાજ્યવ્યવસ્થા કરવામાં ગાળ્યો તેની આટલી કાળજી અને દીર્ઘદૃષ્ટિ છતાં પણ એક પણ લડાઇ લડાયા અગાઉ તો ભૂખ અને શ્રમથી દશ હજાર ઘોડા મરી ગયા અને પચીશ હજાર માંદા સિપાઇઓથી દવાખાનાં ભરાઇ ગયા ! આ અરસામાં વખત લેવા માટે ઝારે સુલેહનું કહેણ મોકલ્યું નેપોલિયને રાજદૂતનો સત્કાર કર્યો પણ જ્યારે તેણે એવી સરત કરી કે ફ્રેન્ચો નિમેન નદીની પેલી પાર જાય તે પછીજ સલાહ કરવામાં આવશે, ત્યારે નેપોલિયને દૃઢતાથી ના પાડી અને કહ્યું કે સલાહ કરવીજ હોય તો વિલ્નામાજ કરવી પડશે રશિયાને તો ફક્ત થાપજ ખવડાવવી હતી એટલે એ વાત અટકી અલેકઝાન્ડરે પોતાના સૈન્યને વિલ્નાથી દોઢસો માઇલ દૂર આવેલા ડ્રિસા શહેર આગળ એકત્ર કરવા માંડયું હતું, પણ જેમ જેમ ફ્રેન્ચો આગળ વધતા ગયા તેમ તેમ રશિયનો પાછા ને પાછાજ હઠતા ગયા તેઓ જે જે માર્ગે થઇને નાઠા ત્યાં ત્યાં બધે શહેર અને ગામડાંનાં બળીને તૂટી પડેલાં ખંડિયેર, સળગતા ખેતરોની જ્વાળાઓ અને નિર્દયપણે હાથપગ વગેરે કાપ્યા પછી રઝળતા મૂકેલા બિચારા પોલેન્ડવાસીઓના અર્ધમૃત દેહ—એવી એવી રશિયનોની પશુતા અને રાક્ષસી પ્રકૃતિની નિશાનીઓ નજરે પડતી ફ્રેન્ચો ડ્રિસા આગળ

આવી લાગ્યા ત્યારે રશિયનો વળી દેશના મધ્યભાગમાં સો માઇલ વધારે દૂર નાસી ગયા સત્તાવીશમી જુલાઇએ સવારના પહોરમા નેપોલિયને એક ટેકરી ઉપર મજબૂત પડાવ નાખીને થોભેલા રશિયન સૈન્યને જોયુ વચમાં ડવીના નદીનો ઉંડો વિશાળ પ્રવાહ વહ્યો જતો હતો રશિયનોએ તૈયાર કરેલી મજબૂત ખાઇઓ વગેરે ઉપરથી નેપોલિયનને લાગ્યુ કે તેઓ હવે લડવાને માટે તૈયાર થઇનેજ બેઠા છે

ફ્રેન્ચ સૈન્યની અસખ્ય ટુકડીઓ જૂદી જૂદી દિશાએથી આવી પહોચવા લાગી આખા સૈન્ય પૈકી દરેક ટુકડીએ કયે રસ્તે થઇને કુચ કરવી અને કયા ક્યારે આવી પહોચવુ એ બધુ નેપોલિયને એવી અદ્ભુત ચતુરાઇ, દીર્ઘદૃષ્ટિ અને ચોકસાઇથી ગોઠવી રાખ્યુ હતુ કે ત્રણસો માઇલની કુચ કરીને બે લાખ સિપાઇઓનુ સૈન્ય એકજ દિવસે લગભગ એકજ વખતે ત્યા આગળ આવી પહોચ્યુ સ્વાર,પાયદળ, તોપખાનુ વગેરે વિવિધ ભારે યુદ્ધસામગ્રી આવી પહોંચતા દેખીતી રીતે કોલાહલ અને ગરમ-ડાટ દેખાયો, પણ એક મહાન વ્યક્તિ તે સર્વનુ નિયમન કરી રહી હતી, એટલે ગરબડાટ જોત જોતામા શમી ગયો સેળભેળ થઇ ગએલી ટુકડીઓ સફાઇથી જરા પણ કોલાહલ વગર છૂટી પડી અને પૂર્ણ શાતિથી વ્યૂહબદ્ધ થઇને પોતાને માટે નિર્માણ થએલી જગ્યાએ જઇને ઉભી રહી

સવારમા ઝપાઝપી શરૂ થઈ રશિયનોને દરેક બાજુએથી પાછા હઠવુ પડયુ અધારૂ થતાં યુદ્ધ બધ થયુ આખો દિવસ રશિયન સિપાઇઓની ઉપરાઉપરિ ટુકડીઓ આવ્યાજ કરતી હતી, તે ઉપરથી નેપોલિયને ધારણા બાધી હતી કે સવાર પડતાજ તુમુલ યુદ્ધ શરૂ થશે સવાર પડતાં પહેલા તો તે સ્વાર થયો અને વ્યૂહ રચના કરવા મડી ગયો, પણ રશિયનો ક્યા? તેઓ તો રાતમાને રાતમાજ એવી સફાઇથી પલાયન કરી ગયા હતા, કે કયે રસ્તેથી ગયા તેની પણ નિશાની સરખી જણાઇ નહિ નેપોલિયન સ્મશાન જેવા નિર્જન બની ગએલા શહેરોમા દાખલ થયો તેનો માર્ગ રોકવા કોઈ ત્યા હાજર ન હતુ શહેર ખાલી હતુ શત્રુઓ અનાજ વગેરે સામગ્રી સાથે લઈ ગયા હતા અને ન લઈ જવાય એવા પદાર્થોનો નાશ કરી ગયા હતા ત્યાંના વતનીઓ જેઓ અસલના પોલેન્ડના રહેવાસીઓ હતા તેઓ નાશી ગયા હતા અથવા નાસતા રશિયનોએ તેમને શહેરમાંથી હાંકી મૂક્યા હતા

નેપોલિયન હવે ભારી મુશ્કેલીમા આવી પડયો હવે તે લગભગ નિ સીમ ઉજ્જડ પ્રદેશમા આવીને ફસાઇ પડયો ત્યાના રહેવાસીઓ નાશી ગયા હતા ખોરાકનાં સાધન ત્યાં કશા રહ્યા ન હતાં તેના ઘોડા ઘાસ વગર અને સિપાઇઓ અનાજ વગર મરી જતા હતા ટિલ્સિટથી પાચસો માઇલ દૂર તદ્દન ઉજ્જડ પ્રદેશમાં તે આવ્યો હતો શત્રુઓનો પત્તો ન હતો ઉન્હાળો અધવાયો હતો પણ હજીસુધીએ એક પણ મહત્ત્વનું કામ થયુ ન હતુ તેણે સેનાપતિઓની સભા બોલાવી મોટા ભાગનો મત એવો હતો

કે શિયાળો ઉતરીને પાછી વસંતઋતુ આવતાં સુધી જ્યાં છીએ ત્યાંજ થોભી જવું નેપો-લિયનથી આ સલાહ સાંભળવા જેટલી પણ ધીરજ ન રખાઇ સૈન્યની અત્યારસુધીની કીર્તિ જાળવી રાખવા તથા નિરુત્સાહી થતું અટકાવવા માટે કાંઇ પણ કરવું તો જોઇએજ, એવો તેનો દૃઢ અભિપ્રાય હતો

રશિયન સૈન્ય વળી પણ બીજા સો માઇલ દૂર જઇને એક મજબૂત કિલ્લેબંદી શહેર આગળ થોભ્યું હતું ૧૩ મી આગસ્ટે ફ્રેન્ચ સૈન્ય જૂદી જૂદી ટુકડીઓમાં વિભક્ત થઇને જૂદે જૂદે રસ્તે થઇને નાસતા શત્રુઓનો માર્ગ રોકી લેવા ચાલતું થયું રસ્તામાં રશિયન સ્વારોના ટોળેટોળાં તેમની આગળ આગળ દોડતા હતા અને ખોરાક તેમજ આશ્રયના એકેકે એક સાધનનો નાશ કર્યે જતા હતા ગરમી સખત પડતી હતી અને માર્ગમાં ફ્રેન્ચ સિપાઇઓ મોટી સંખ્યામાં મરણ પામતા હતા ૧૬ મી તારીખે નેપોલિયન રશિયનો નજીક આવી પહોચ્યો ટેકરી ઉપર ચડીને તેણે દૂરથી શત્રુસૈન્યને પૂર લશ્કરી દમામમાં ગોઠવાયલું જોયું, અને તેને ઘણોજ સંતોષ થયો "આખરે તેઓ મારા હાથમાં આવ્યા" એવો તેના મુખમાંથી સંતોષનો ઉદ્ગાર નીકળી ગયો શહેરની દિવાલો ઉંચી અને મજબૂત હતી અને બધી બાજુએથી મજબૂત બુરજોવડે સુરક્ષિત હતી ફ્રેન્ચોએ હુમલો શરૂ કર્યો દારુણ યુદ્ધ મચી રહ્યું રાત્રિ પડી પણ લડાઇ તો ચાલુજ રહી મધ્ય રાત્રિ પછી થોડીવારે એક ભયાનક ધડાકો થયો ધૂમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા અને આખું શહેર દાવાનળના સ્વરૂપમાં ફેરવાઇ ગયું મોટી મોટી ઇમારતો ભડભડ સળગવા લાગી અને દારૂગોળાના ભંડાર પ્રચંડ ધડાકાની સાથે આકાશમાં ઉડવા લાગ્યા નેપોલિયન તંબુની બહાર બેસીને આ દેખાવ જોઇ રહ્યો હતો તેણે કહ્યું, "વિસુવિયસનો જ્વાળામુખી ફાટયો તે વખતે નેપલ્સના લોકોએ આવોજ દારુણ દેખાવ જોયો હતો"

સવાર પડતાં નેપોલિયને એક મિનારાપર ચડીને દૂરબીનથી જોયું તો રશિયન સૈન્યનો એક ભાગ રાજધાની સેંટ પિટર્સબર્ગ તરફ અને બીજો મોસ્કો તરફ નાસતો હતો તેણે તરતજ માર્શલ નેને મોસ્કો તરફ બનતી ઝડપે કુચ કરી શત્રુના પૂઠ લેવાની આજ્ઞા આપી.

ફ્રેન્ચ લશ્કર નગરમાં તો દાખલ થયું પણ ત્યાં બળતાં ઘર, મરી ગએલા અને મરવા પડેલા સિપાઇઓનાં અડધાં બળી ગએલાં અને બળતાં શરીરો સિવાય તેમણે કાંઇ ન જોયું તેઓ આ ભયાનક દૃશ્ય જોઇને સ્તબ્ધ થઇ ગયા કેટલાક બિચારાને તો કાંઇક કાંઇક ભાન હતું અને તેઓ દુઃખના માર્યા બૂમબરાડા પાડી રહ્યા હતા. નેપોલિયને બીજા કશાપર લક્ષ ન આપતાં પ્રથમ તો જેઓ જીવતા હતા તેમને બચાવી લઇને તેમની સારવાર કરવાની આજ્ઞા આપી. તેમના મિત્રો તેમને તજી ગયા હતા, પણ નેપોલિયનનું દયાળુ હૃદય શત્રુઓને પણ દુઃખી હાલતમાં

છોડી જવા ઇચ્છતુ ન હતુ.

એક ખ્રિસ્તી પાદરી સાચા ખ્રિસ્તીની માફક આવા આફતના સમયમા બળતા શહેરમા બહાદૂરીથી રહીને પીડાતા માનવબધુઓની સેવાચાકરી કરી રહ્યો હતો નેપોલિયન અને ફ્રેન્ચો તરફ રશિયન પ્રજાની અપ્રીતિ ઉત્પન્ન કરવાના હેતુથી રશિયાના ઉમરાવવર્ગે એવી અફવા ફેલાવી હતી કે નેપોલિયન રાક્ષસનો અવતાર હતો, અને મનુષ્યોની કતલ કરવામા તે આનદ માનતો હતો ઉમરાવો અને આપખુદી રાજસત્તાથી કાયર થઇ ગએલો, સ્વત્વ ગુમાવી બેઠેલો અને ગુલામી હાલતમા સબડતો ખેડુતવર્ગ નેપોલિયનના પક્ષમા ન ભળી જાય તે માટે તેમને ભડકાવવા સારૂ આવી આવી જૂઠી વાતો તેમણે ફેલાવી હતી ઉપર કહેલા પાદરીને કાને આ વાત આવી હતી નેપોલિયનની રૂબરૂમા જઇને તેણે આ શહેરનો નાશ કરવા માટે તેને નિડરપણે ઠપકો આપ્યો તેની સઘળી વાત ધ્યાનથી તથા માનપૂર્વક સાંભળી રહ્યા પછી નેપોલિયને તેને પૂછ્યુ, "તમારૂ દેવળ બળી ગયુ છે ?"

પાદરીએ જવાબ આપ્યો, "ના સાહેબ તમારા કરતા ઈશ્વર વધારે બળવાન છે આ શહેરનો નાશ થવાથી જે જે ઘરબાર વગરના થયા તેમને મે મારા દેવળમાં આશ્રય આપ્યો છે તેથી ઇશ્વર તેનુ રક્ષણ કર્યા વગર નહિજ રહે"

નેપોલિયને કાંઇક લાગણીસહિત કહ્યુ, "સાચુ કહો છો લડાઇનો ભોગ થઈ પડેલાં નિર્દોષ માણસોની ઈશ્વર જરૂર સભાળ લેશે તમે દાખવેલા ધૈર્યમાટે તમને તે સારૂ ફળ આપશે જાઓ, સાધુ પુરુષ ! તમારી પવિત્ર જગ્યાએ પાછા જાઓ જો બધા પાદરીઓએ તમારી માફક પોતપોતાની જગ્યા ન છોડી હોત અને જે પવિત્ર કાર્ય તેમને પરમાત્મા તરફથી મળ્યુ હતુ તેને કાયરતાથી તજી દીધુ ન હોત તો મારા સિપાઇઓ પવિત્ર દેવાલયોને છેડતજ નહિ દેવાલયો તમારા જેવા સાધુચરિત સતજનોને લીધેજ પવિત્ર હોય છે અને જ્યાં તેવા સત નથી હોતા તે દેવાલયના નામને પણ યોગ્ય નથી મહાત્મન્ ! આપણે બધાએ ખ્રિસ્તનાજ અનુયાયીઓ છીએ તમારો ઇશ્વર તેજ અમારો પણ ઈશ્વર છે."

આટલુ કહીને નેપોલિયને તે ભલા પાદરીને થોડાક અગરક્ષકો અને જરૂરની વસ્તુઓસહિત માનભેર પાછો મોકલ્યો દેવળમા ભરાઇ બેઠેલા લોકોએ પાદરીની સાથે ફ્રેન્ચ સિપાઇઓને જોઇને ભયની કારમી ચીસ પાડી પણ પાદરીએ તેમને સર્વને સાંત્વન આપતાં કહ્યુ —

"તમે ડરશો નહિ હુ નેપોલિયનને મળી આવ્યો છુ તેની સાથે વાત કરી આવ્યો છુ મારા બાળકો ! આપણે ઘણા ઠગાયા છીએ ફ્રાન્સના શહેનશાહવિષે આપણને જે કહેવામા આવ્યુ હતુ તેવો તે છેજ નહિ તે અને તેના સિપાઈઓ આપણાજ પ્રભુને ભજે છે જે લડાઇ તે લડવા આવ્યો છે તે ધર્મને લગતી લડાઇ

નથી તે તો આપણા શહેનશાહ સાથે રાજનૈતિક કારણોને લીધે લડે છે તેના સિપાઈઓ આપણા દેશના સિપાઇઓ સાથેજ લડે છે તેઓ નિ શસ્ત્ર પુરુષો, સ્ત્રીઓ અને બાળકોની પણ કતલ કરે છે એમ જે આપણને કહેવામાં આવ્યુ છે તે હડહડતુ જૂઠાણુ છે " પછી તેણે ઈશ્વરનો પાડ માનવાને એક ભજન ગાયુ અને આખમા અશ્રુસહિત સર્વ તેમા સામેલ થયા

નાસતા રશિયનોની ટુકડીઓ ફ્રેન્ચોના સપાટામાં આવતી ગઇ અને ઘાસની માફક કપાઈ જવા લાગી નાસનારાઓ પૂર ઝડપથી નાસતા હતા અને તેમની પૂઠે ફ્રેન્ચો શિકારી કૂતરાની માફક દોડયા આવતા આટલી આટલી ફતેહ મેળવ્યા છતાં પરાજયમાથી ઉદ્‌ભવતી તમામ મુશીબતો નેપોલિયનને સહન કરવી પડતી હતી તેની આસપાસના પ્રદેશને તે દેશના માલીકેજ લૂટી બાળી ઉજ્જડ કરી નાખ્યો હતો, તેથી સૈન્યને ખોરાકની વસ્તુઓ ઘણીજ મુશ્કેલીથી મળી શકતી હતી લશ્કરમા ભૂખ અને શ્રમને લીધે ઝપાટાબધ ઘટાડો થતો હતો બળતા શહેરનાં પદર ઈટેરી મકાન બચ્યાં હતા તે બધા માદા અને ઘવાયેલા સિપાઇઓથી ભરાઇ ગયા હતા ડાકતરો પાસે પાટા બાધવાના કાપડ ખૂટયા ત્યારે પોતાનાં ખમીસ ફાડી ફાડીને તેઓ પાટા બાધવા લાગ્યા આખરે તે પણ ખૂટયા ત્યારે કાગળ અને જગલી વનસ્પતીની રૂઆંટીનો ઉપયોગ તેમને કરવો પડયો કેવળ ભૂખમરાથીજ ઘણા સિપાઇઓ મરી ગયા શહેનશાહને આ જોઇને ઘણો ઉડો ખેદ થતો અને છાવણી ઉપર નિરાશાનુ ઘેરૂં વાદળ છવાઇ ગયુ પાછા ફરવાથી આખા યૂરોપમા હલકા પડવાનુ જોખમ હતુ હતા ત્યાને ત્યાં પડી રહેવાથી સર્વના પ્રાણ જવાની ખાત્રી હતી તેથી ગમે તેમ થાય તોપણ આગળ વધવુ એજ નિરાશાની છેવટની આશા હતી

અલેક્ઝાન્ડર પોતાના લશ્કરને અડધે રસ્તે છોડીને ઉતાવળે પગલે રશિયાની પ્રાચીન રાજધાની મોસ્કો ગયો નેપોલિયને પોતાના કટાળી ગએલા અને ભૂખથી અધમુઆ થએલા સિપાઇઓ સાથે પાંચસો માઇલની મજલ કાપીને મોસ્કો જવાનો નિશ્ચય કર્યો ત્યા પોતાના સૈન્યને માટે પૂરતી ખોરાકી અને આશ્રયસ્થાન મળી શકશે એવી તેની ધારણા હતી તેણે એમ કદિ પણ નહિ ધારેલુ કે ઝાર એ ત્રણ લાખની વસ્તીવાળા શહેરને પણ સળગાવી મૂકશે !

અલેક્ઝાન્ડર થોડા દિવસ મોસ્કો રહ્યો અને જો તે શહેર નેપોલિયનના હાથમા આવે તો તેને આખુને આખુ સળગાવી મૂકવાની પૂરતી તૈયારી કર્યા પછી તે પોતાની રાજધાની સેન્ટ પીટર્સબર્ગ જવા ઉપડી ગયો. ત્યા જઇને રશિયાને મળેલી ઉપરાઉપરિ ફતેહ ( ! ) માટે તેણે ઈશ્વરનો જાહેર રીતે આભાર મનાવ્યો આ સમાચાર સાભળીને નેપોલિયને કહ્યુ, " તેઓ એકલા માણસની આગળજ નહિ પણ ઈશ્વરની આગળ પણ જૂ ઠુ બોલવાના હિમત ચલાવે છે ! "

આગસ્ટની ૨૮ મી તારીખે નેપોલિયને મોસ્કોનો રસ્તો લીધો, અને ભયકર વિટબણાની શરૂઆત થઈ દિવસ ને રાત કટાળેલા, થાકેલા, ભૂખથી તવાઇ ગએલા પણ શહેનશાહનુ મુખદર્શન કરીને પોતાનુ બધુ દુ ખ ભૂલી જતા ફ્રેન્ચ સિપાઇઓ દરેક પ્રકારની મુશ્કેલીઓની સામે માર્ગ કાપતા અને શત્રુની ટુકડીઓની સાથે ઝપાઝપી કરતા સપ્ટેમ્બરની ચોથી તારીખ સુધી આગળ વધ્યા અહિ તેમણે બોરોડિનો શહેરની નજીક એક લાખ સીત્તર હજાર રશિયન યોદ્ધાઓને મોર્ચો મારીને પડાવ નાખલા જોયા રશિયન સેનાપતિ મોસ્કોના બચાવને માટે મજબૂત તૈયારી કરીને ફ્રેન્ચોની રાહ જોતો આ ઠેકાણે ઉભો હતો છસો ભારે તોપો વિકરાળ દૈત્ય જેવી હારબધ ગોઠવાઇ હતી અને આસપાસ વણે દૂરસુધી તોપનો ગોળો મોકલી શકાય એવી એક નજીકની ઉચી ટેકરી ઉપર કામચલાઉ પણ મજબૂત બુરજ ઉભો કર્યો હતો

એક લાખ વીશ હજાર ફ્રેન્ચ સિપાઇઓ ત્રણ લાબી હારમા વહેચાઇ જઇને રણક્ષેત્રમા દાખલ થયા નેપોલિયન સૌની આગળ દોડી ગયો અને ટેકરી ઉપર ચડી બધુ મેદાન તપાસી વળ્યો કયી બાજુએથી શત્રુ ઉપર ધસારો કરવો તેનો પણ તેણે ત્યાને ત્યાજ નિશ્ચય કરી નાખ્યો સેનાપતિઓને જરૂર પૂરતા હુકમો આપ્યા પછી તે પોતાના તબુમા ગયો અને લશ્કરમા ફેલાવવા માટે નીચે મુજબ ઉદ્ઘોષણા લખાની —

"યોદ્ધાઓ ! જે લડાઇની તમે લામા વખતથી રાહ જોઈ રહ્યા હતા તે હવે તમારી સામે આવી ઉભી છે ફતેહ મેળવવી એ તમારા પોતાના હાથમા છે આસ્ટર્લિટ્ઝ અને ફ્રિડલેન્ડના સગ્રામોની માફક આજે પણ તમારો પ્રતાપ બતાવજો તમારા પુત્રો, પ્રપૌત્રો અને દૂરના ફરજદો તમારૂ આજનુ પરાક્રમ યાદ કરે અને તમારા દેશબાધવો તમારા તરફ આગળી ચાધીને કહે કે "મોસ્કોની નજીક લડાયલા સગ્રામમા આ હાજર હતો એવુ વિજય મેળવજો." આ ઉદ્ઘોષણા સિપાઇઓએ ઉત્સાહભેર સાભળી અને "શહેનશાહ વણુ જીવો" ની આકાશભેદી ગર્જનાથી ફ્રેન્ચ છાવણી ગાજી ઉઠી

રાત્રિ ઠડી અને અધારી હતી આકાશમાં ગાઢ વાદળ છવાયુ હતુ અને ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો બોરોડિનોની વેરાન ટેકરીઓ ઉપર ઠડા શરદ્ ઋતુના પવનના સુસવાટ વાતા હતા વિશાળ અર્ધગોળાકૃતિમાં રશિયન સેનાની તાપણીઓ સળગતી હતી ફ્રેન્ચ સિપાઇઓ પણ પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ જઈ તાપણીઓ સળગાવી પડયા હતા નેપોલિયને પોતાનો તબુ બાદશાહી સ્વારોની ચોરસ આકૃતિની વચમા ઠોકાવ્યો હતો રખેને હાથમા આવેલુ શત્રુસૈન્ય ફરીથી નાસી જાય તે માટે તે એટલો બધો ચિતાતુર હતો કે ઘણુ ઘણ સમજાવ્યા છતા

તેણે આરામ લેવાની ચોકખી ના પાડી. મધરાત થતા સુધી તેણે હુકમો લખાવ્યા કર્યા અને રશિયનો હજી તેમની જગ્યાએ બેઠા છે કે કેમ તેની તપાસ કરવા માટે જાસુસો દોડાવ્યા. રાત્રિ ઘણી ગભીર અને ઉદાસીન હતી નેપોલિયનના હૃદય ઉપર ઉદાસીનતાના કાળા પડછાયા પડવા લાગ્યા હતા થોડાજ વખતમાં તેની પાયમાલી લાવનાર આપત્તિરૂપી રાહુની ઝાખી કાળી છાયા તેના માર્ગ ઉપર પથરાવા લાગી હતી વિપત્તિના સમાચાર એક પછી એક આવતાજ ગયા તેજ રાત્રે એક ઘોડે સ્વાર મારતે ઘોડે ચાલ્યો આવ્યો અને સ્પેનમાં સાલામાકાના સગ્રામમા ફ્રેન્ચ સૈન્યના થએલા સપૂર્ણ પરાજયના તથા વેલિગ્ટને માડ્રિડ જીત્યાના સમાચારના પત્રો તેના હાથમા મૂકયા થોડા વખતપરજ તેને પેગામ મળ્યો હતો કે રશિયાએ તુર્કો સાથે સધિ કરી હતી અને તુર્કસ્તાન આગળથી છૂટુ થએલુ રશિયન સૈન્ય તેના તરફ ચાલ્યુ આવતુ હતુ બીજી તરફથી મિત્રદ્રોહી સ્વીડનના રાજા બર્નાડોએ રશિયાના ઝાર સાથે શરમભરેલી સલાહ કર્યાના સમાચાર પણ તેને મળી ચૂકયા રશિયાના ઝારે પ્રકટ કરેલા જાહેરનામાની અદર તથા તેની લડવાની પદ્ધતિમાં એવી દુષ્ટતા અને શેતાનિયત જોવામા આવતી હતી કે એકવાર તો પોતાનો વફાદાર મિત્ર આવો કટ્ટો શત્રુ શાથી બની ગયો હશે તે નેપોલિયનને ઘણુ વિસ્મયકારક લાગ્યુ અને પોલેન્ડવાસીઓને એજ ઝારની ખાતર પોતે મદદ ન આપી તે ભૂલને માટે પોતે પસ્તાવો કરવા લાગ્યો

આવા દુ ખદાયક સમાચારની વૃષ્ટિની સાથે તેજ ઘડીએ સુખની, સાંત્વનની રૂપેરી વાદળી પણ ચળકી એક બીજો સ્વાર હાજર થયો તે રાજરાણી મેરિયા લૂઇસાનો પત્ર તથા નેપોલિયનના લાડકા પુત્રનુ રમણીય ચિત્ર લાવ્યો હતો. સવાર થવાને અને દારુણ યુદ્ધની શરૂઆત કરવાને હવે થોડીજ વાર હતી બધા એમ ધારતા કે રાજકુમારના ચિત્રવાળી પેટી હમણા નેપોલિયન નહિ ઉઘડાવે, પણ તેણે તરતજ પેટી તોડવાની આજ્ઞા કરી અને પુત્રની પ્રતિકૃતિ જોઇ તેની આખમાથી અશ્રુબિન્દુ ટપકયા રાજકુમાર પારણામા બેઠો બેઠો રમત કરી રહ્યો હોય એવો તેને ચીતર્યો હતો પુત્રવત્સલ પિતાની એવી ઇચ્છા હતી કે બધા અમલદારો અને બની શકે તેટલા સિપાઇઓ આ ચિત્ર જુએ તેથી તેણે તેને તબુની બહાર ખુરશી ઉપર મૂકાવ્યુ અને સેકડો લડાઈમાં ઘવાઇ રીઢા થએલા ખરબચડી આકૃતિવાળા સિપાઇઓ રાજપુત્રનુ શાત સુખી જીવનનુ ચિત્ર નિહાળતા ઉભા રહ્યા થોડીવાર પછી નેપોલિયને તેના ખાનગી મત્રીને કહ્યુ, " તેને અદર લઇ લો અને સાચવીને મૂકી રાખો લડાઈ જોવાને હજી તેને બહુ વાર છે "

પછી તે પોતાના તબુમા ગયો થાક અને ચિતાથી તેનુ ગળુ સૂકાઈ ગયુ હતુ અને મનમા અત્યત અશાતિ થતી હતી તેની ઉઘ તો સાવ ઉડીજ ગઇ હતી તેને

પોતાના થાકી ગએલા અને ભૂખથી નિર્માલ્ય થઇ ગએલા ગરીબ સિપાઇઓમાટે ઘણીજ ચિંતા થતી હતી અને આજની લડાઇનો સખત પરિશ્રમ તેમનાથી સહન નહિ કરી શકાય એવી તેને ભારે ધાસ્તી હતી આ અણીના વખતમા તેનો છેલ્લો આધાર પેલા પ્રખ્યાત સ્વારોની પલટણ ઉપરજ હતો તેણે દરેકને ત્રણ દિવસ ચાલે તેટલાં બિસ્કિટ અને ચોખા અપાવવાનો હુકમ કર્યો અને વખતે તેમ કરવામા બેદરકારી ન થાય તે માટે તે જાતે ઉઠયો અને જ્યા તે સ્વારો પડયા હતા ત્યા જઇને પૂછપરછ કરી આવ્યો ત્યાંથી પાછા ફરીને તેણે થોડીવાર જેવી તેવી ઉંઘ લીધી પાછો તે બેઠો થયો અને બે હાથપર તાવથી ધગધગી ગયેલુ માથુ ટેકવીને ઘણા ઉદ્વેગભર્યા વિચાર કરતો પથારીમા બેસી રહ્યો શોકાતુર અવાજે તે બોલ્યો, " લડાઈ એ જગલી માણસોનો ધંધો છે એક મહત્ત્વની લડાઇ નજીક આવી ઉભી છે ખરેખર ભયંકર લડાઇ લડવાની છે, તેમાં મારે વીશ હજાર સિપાઇઓ ખોવા પડશે"

આગલા દિવસથી તેના શરીરને ઘણીજ તીવ્ર પીડા થતી હતી સ્વારીપરથી ઘણીવાર તે ઉતરી પડતો અને એકાદ તોપ સાથે માથુ ટેકવીને બેસી જતો તાવ, શ્રમ અને ચિંતાથી તેના શરીરમા વ્યાધિએ ઘર કર્યું હતુ તેથી તેના શારીરિક અને માનસિક બળને પણ ઘસારો પહોંચ્યો હતો ઉપરાત સખ્ત અને વારવાર આવતી ઉધરસથી તેનો શ્વાસ પણ રૂધાઇ જતો હતો

પ્રભાતનુ પહેલુ કિરણ ફૂટતાજ નેપોલિયન પાછો ઘોડેસ્વાર થયો અને તેના મુખ્ય સેનાપતિઓ પણ તેની આસપાસ આવી ઉભા તેના અદ્ભુત મનોબળે શારીરિક પીડાને દબાવી દીધી રાત્રિનો અધકાર દૂર થતો હતો અને ક્ષિતિજમાંથી સૂર્ય ધીમે ધીમે ઉચે આવતો હતો નેપોલિયને કહ્યુ " જુઓ આ આસ્ટર્લિટ્ઝના સૂર્યનુ દર્શન કરો " આ ઉત્સાહક શબ્દો આખા ફ્રેન્ચ સૈન્યમાં વીજળીની ઝડપથી ફરી વળ્યા અને ચારે તરફથી ઉત્સાહના પોકાર સભળાવા લાગ્યા એક ટેકરીની ટોચ ઉપરથી તેણે રશિયન લશ્કરની ઝડપથી થતી હિલચાલ તપાસી પોતે ઓળખાઇ ન જાય તે સારૂ તેણે માત્ર થોડાજ અગરક્ષકો સાથે રાખ્યા હતા, તોપણ શત્રુસૈન્યે તેને ઓળખી લીધો અને ભયકર લડાઇની શરૂઆત કરનાર પહેલોજ તોપનો ગોળો આ નાનકડી ટોળીમા થઇને સડસડાટ કરતો ચાલ્યો ગયો

નેપોલિયનની આજ્ઞા થતાંજ અસખ્ય વજ્રનિનાદથી રણક્ષેત્ર ગાજી ઉઠયુ અને ભયાનક હત્યાકાડનો પ્રારભ થયો ત્રણ લાખ યોદ્ધાઓ, બળવાનમા બળવાન નાશકારક યત્રો અને આયુધોથી સજ્જ થઇને એક બીજા ઉપર તૂટી પડયા સવારના પાચથી પાછલા પહોરસુધી મનુષ્યરક્તના મોજા સમુદ્રની ભરતીની માફક ઘડીમાં ફ્રેન્ચો તરફ તો ઘડીમાં રશિયનો તરફ ધકકેલાવા લાગ્યાં જનરલ ડેવાઉ ગોળાના પ્રહારથી ઘોડા ઉપરથી ગબડી પડયો નેપોલિયનને તેના મરણના સમાચાર મળ્યા

પણ એટલામા તો તે નિડર યોદ્ધો ધૂળ ખખેરીને ઉભો થયો અને કહેવડાવ્યુ કે હજી હુ જીવતો છુ અને પાછો મોખરે જાઉ છુ જનરલ રૅપને ચાર ઘા વાગ્યા અને તેને લોહીલુહાણ હાલતમા તબુમા આણ્યો આ તેનો બાવીશમો જખમ હતો નેપોલિયન તેને જોવા ગયો અને પ્રેમથી તેનો હાથ પકડીને કહ્યુ, "વારવાર ઘાયલ થવાનુ તારાજ ભાગ્યમાં લખ્યુ છે કે શુ ? આખા દિવસમા ફતેહના અને મૃત્યુના સેકડો પેગામ તેને મળતાજ ગયા ઉદાસીન વૈરાગ્યવાન ચિત્તે તે સર્વ સદેશા સાંભળતો પણ તેની નજર, તેનુ ધ્યાન તે રણયજ્ઞમાંથી ખસતું નહિ મનને અસ્થિર કરે એવા ગમે તેટલા સમાચાર મળ્યા છતા તે અચૂકપણે પોતાના ભયાનક લશ્કરી બળનુ નિયમન કર્યેજ જતો હતો લડાઇના આરભથીજ તેણે લડાઇની રૂપરેખા ઘડી દીધી હતી અને ફતેહની તેને સપૂર્ણ ખાત્રી હતી તેના બાદશાહી સ્વારની પલટણો તો અનામત ખાતેજ ઉભી હતી એકવાર દેખીતી રીતે ભયભરેલી હાલત આવી ગઇ અને એ વીશ હજાર સ્વારોને છોડી મૂકવાને સેનાપતિ બર્થિયરે ઘણુએ દમાણ કર્યું પણ નેપોલિયને ઠડે પેટે કહ્યુ, "તેમના વગરજ આપણે જીતી શકીશુ, કદાચ આ વતી કાલેજ બીજી લડાઇ લડવાનો વખત આવ્યો તો શુ કરશો ? બીજી વાર ફ્રેન્ચ લશ્કરની ભયકર કતલ થવા લાગી અને તેઓ હઠયા, હાર્યા એવુ બધાને જણાયુ ત્યારે પણ તેણે શાતિથી કહ્યું, " હજી ખરી લડાઇને વાર છે બે કલાક પછી તમે જોઇ લેજો "

તેની ગણત્રી સાચી હતી ફ્રેન્ચોની સુવ્યવસ્થિત હિલચાલનુ રશિયનો ઉપર વધારે વધારે દબાણ થવા લાગ્યુ દરેક કલાકે તેમની ગભરાટમા પડેલી અને અવ્યવસ્થિત થએલી ટુકડીઓ ઉપર નવી નવી તોપોનો માર પડવા લાગ્યો રશિયનો હવે હઠયા અને ખાઇઓ તથા દિવાલોની પાછળ ભરાયા નિડર ફ્રેન્ચો તેમના તોપખાના તરફ ધસી ગયા તેઓ સગીનના પ્રહારથી ગભરાયલા રશિયનોને વીંધતા તથા ઘાયલ થએલાને અને મરેલાને પગતળે છુદતા, કચરતા સમુદ્રની ભરતીના વેગથી યાહોમ કરીને શત્રુના તોપખાના ઉપર તૂટી પડયા છેવટે એક મજબૂત બુરજની આસપાસ યુદ્ધના તમામ મોજા એકઠાં થતા ગયા અને યુદ્ધની સમગ્ર ભીષણતાનુ કેન્દ્રસ્થાન ત્યાજ બનશે એમ લાગ્યુ એ બુરજ અને મોરચાની મજબૂત દિવાલોની ઉપર અને તેમની પાછળ રહીને એક લાખ યોદ્ધાઓ બાથબાથા આવી ગયા હતા ગધકના ધૂમાડાના ગાઢ વાદળા નીચે તેઓ ઢકાઇ ગયા હતા તેની અદરથી વીજળીના જેવા ઝબકારા અને પ્રચડ ગર્જનાઓ થતી હતી મધ્યરાત્રિના જેવો ઘોર અધકાર તે જગ્યાએ મચી રહ્યો હતો અને તેની અદર પાયદળ, સ્વાર, તોપો અને તોપ ફોડનારા, માણસો અને ઘોડાઓ ગાંડાની માફક એક બીજા તરફ ધસ્યાં જતા હતાં આ દારુણ જ્વાળામુખીનુ નેપોલિયન શાંતિથી અવલોકન કરી રહ્યો હતો, પણ આ ભયા-

નક કાર્ય લાંબો વખત ચાલુ રહ્યું નહિ મનુષ્યરક્તથી અગ્નિ હોલવાઇ ગયો. તોપખાનાના ધડાકા શાંત થયા પવનના ઝપાટાથી ધૂમાડાના વાદળા વિખેરાઇ ગયા અને આથમતા સૂર્યના કિરણમા વિજયી થએલા ફ્રેન્ચ યોદ્ધાઓના હથિયાર, બખ્તર અને શિરપેચ ચળકવા લાગ્યા

સૂર્ય આથમતો હતો રશિયનો નાસતા હતા પણ તસુ તસુ જગ્યાને માટે મક્કમપણે લઢતા જઇને નાસતા હતા જો નેપોલિયને બાદશાહી સ્વારોની પલટણ છોડી મૂકી હોત તો શત્રુસૈન્યની ઘણીજ ભારે ખુવારી થાત, પણ શાણપણ અને દયાભાવની પ્રેરણાને વશ થઇને તેણે તેમ કરવાની ના પાડી વળી તેણે પોતાની હમેશની ટેવ મુજબ આ ફતેહનો યશ પોતે ન લેતા સેનાપતિઓને અને બહાદૂર સિપાઇઓનેજ આપ્યો

ફ્રેન્ચોને યશ તો મળ્યો પણ આજે યશનો ઉલ્લાસ ન હતો. ઉંડા ઉદાસીન વિચારમાં ગરકાવ થઇ ગએલો નેપોલિયન શાંત બેસી રહ્યો હતો આજે કોઇનો ભાઇ, તો કાઇનો મિત્ર હણાયા વગર રહ્યો ન હતો. ત્રેતાળીશ સરદારો મરાયા અથવા ઘાયલ થયા હતા ત્રીશ હજાર સિપાઇઓ શત્રુની તલવાર કે ગોળાથી કપાઇને કે વીંધાઇને રણક્ષેત્રમા પડયા હતા બોરોડિનોની ફતેહથી હજારો સ્ત્રીઓએ તેમના પતિ અને બાળકોએ તેમના પિતા ગુમાવ્યા એ દુ ખદ સમાચારથી આખા પારિસ નગર ઉપર શોકની છાયા ફરી વળી રશિયાને થએલુ નુકસાન તો એથી એ ભારે હતુ. તેના પચાસ હજાર રશિયન સિપાઇઓ લોહીલુહાણ થઇને મેદાનમાં પડયા હતા.

સૂર્ય તો હજી આથમ્યોએ ન હતો નાસતા રશિયનો અને તેમની પૂઠે પડેલા ફ્રેન્ચોની તોપોનુ ઘેરૂ ગર્જન હજી દૂરથી પણ સભળાતુ હતુ છતા નેપોલિયન ઘોડેસ્વાર થયા અને મરવા પડેલા તથા મરેલા સિપાઇઓથી છવાયલા રણક્ષેત્રમા ફરવા લાગ્યો આ દૃશ્યની ભયાનકતા અને બીભત્સતાની કલ્પના પણ થઇ શકે એમ નથી આકાશમાં વાદળ ચડી આવ્યુ અને ઠંડા પવનના સુસવાટ સાથે વરસાદનુ સખત ઝાપટુ પડવા લાગ્યુ ઘાયલ થએલા સિપાઇઓ, જેમનામા ઉઠવાની પણ તાકાત રહી ન હતી, અને જેમનામાંથી કોઇના હાથ તો કોઇના પગ કપાઇ ગયા હતા, તેઓ જેમ તેમ પેટે ચાલીને આસપાસના ખાડી કોતરોમાં ભરાઇ જવા લાગ્યા. એવામા એક ઘાયલ થઇને પડેલા રશિયન સિપાઇ ઉપર નેપોલિયનના ઘોડાનો પગ પડયો જેથી તે ચીસેચીસ પાડી ઉઠયો નેપોલિયન તેની આર્ત ચીસથી ચમકી ઉઠયો અને તેની બરદાસ્ત કરવાની આજ્ઞા કરી કોઇએ કહ્યુ કે, "એ તો રશિયન છે" નેપોલિયને ઉશ્કેરાઇને જવાબ આપ્યો કે, "**લડાઇ પૂરી થયા પછી કોઇને પણ શત્રુ ન માનવો જોઇએ, પણ તેને મનુષ્ય ગણવો જોઇએ**" તે પોતાના સિપાઇઓની સારવાર કરાવવા જેટલી કાળજી રાખતો હતો તેટલીજ કાળજી શત્રુના ઘાયલ

થએલા સિપાઇઓની સારવારમાટે પણ રાખતો હતો

રશિયન લશ્કર મોસ્કો તરફ નાસતુ ગયુ માર્ગમાં જ્યા લાગ મળતો ત્યા ત્યા તોપો ગોઠવી ફ્રેન્ચોને તેઓ અટકાવતા, નદી ઉપરના પૂન ઉડાવી દેતા, ગામડાંઓ અને ખેતરો સળગાવી મૂકતા, અને બિચારા ગુલામી હાલત ભોગવતા ખેડુતોને ઘર-બાર વગરના કરીને ગામમાથી હાકી મૂકતા સાત સાત દિવસસુધી થાકેલા અને ખોરાક વગર સૂકાઈ ગએલા ફ્રેન્ચોએ તેમની પૂઠ લીધી તેઓ જ્યા જ્યા લડયા ત્યાં જીત્યા ખરા , પણ તેમની હાલત સુધરી નહિ અનાજનો એક દાણો કે ઘાસનો એક પૂળો પણ તેમને મળ્યો નહિ બીજી બાજુએ મોસ્કોનો સુબો પણ શહેરને ખાલી કરાવી તેને સદતર સળગાવી મૂકવાની જબ્બર તૈયારી કરી રહ્યો હતો

સપ્ટેમ્બરની ૧૪ મી તારીખે એક ટેકરીની ટોચ ઉપરથી નેપોલિયનની નજર મોસ્કોના ચળકતા ઘુમ્મટ અને મિનારા ઉપર પડી આ સમાચાર સૈન્યમાં પ્રસરી ગયા અને "મોસ્કો ! મોસ્કો !" ના હર્ષનાદ ચોતરફથી સભળાવા લાગ્યા મોસ્કોના દર્શનથી થાક્યા ભૂખ્યા સિપાઇઓના મનમાં પેટભરીને ખાવાની અને નિરાત વાળી સૂવાની આશા પ્રકટી તેઓ શહેરની નજીક આવી પહોચ્યા પણ ત્યાં તો બધુ શાંત અને ચૂપાચૂપ જણાયુ, અને નેપોલિયનને ચોકાવનાર સમાચાર મળ્યા કે શહેર તો ખાલીખમ થઇ ગએલુ છે. શહેરને આગ લગાડવા માટે કેદખાનામાંથી છોડી મૂકેલા માત્ર થોડા ઘણા બદમાસ કગાલ માણુસોજ ત્યા જોવામા આવતા હતા તેઓ દારૂ પીને ચકચૂર હાલતમાં આવેલા હતા અને તેમનો દેખાવ ગદો, બીભત્સ અને ચીતરી ચડે એવો હતો આખુ શહેર સદતર ખાલીજ થઇ ગએલુ જોઇને નેપોલિયનની અજાયબીનો પાર ન રહ્યો વળી શહેરને આગ લગાડવામાં આવનાર છે એવી અફવા પણ તેને કાને આવી કોઇ પણ પ્રજા આવો ઉગ્ર ભોગ આપવા તૈયાર થાય એમ તેણે કદિ પણ માન્યુ ન હતુ અડધી જગલી અને નિરંકુશ રાજસત્તા નીચે કચ-રાયલી પ્રજાજ આવુ આખરનુ ભયકર પગલુ ભરવા તૈયાર થાય. શહેરમાથી સિપા-ઇઓએ બદુકના કુદાનો માર મારીને બિચારી રાકડી રૈયતને ઘરબાર વગરની કરીને કહાડી મૂકી હતી તેમાથી એક લાખ ઉપરાંત સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો ઠડી અને ભૂખમરાથી મોતને શરણ થયા બાકીનાં જેમણે રશિયન સૈન્યની સાથે સાથે જવાનુ પસદ કર્યું હતુ તેમાંથી પણ હજારો માણુસો થાક અને ઠડીથી મરણ પામ્યા નેપોલિયનનો તો આવા શ્મશાન જેવા અને ગોઝારા શહેરમાં દાખલ થવા પગજ ન ઉપડયો, અને તેથી તે શહેર બહારજ રહ્યો.તેણે હુકમ કર્યો કે સિપાઇઓ શહેર ન લૂટે તેઓ બિચારા ખોરાક અને રહેઠાણ શોધવા શહેરમાં રખડવા લાગ્યા ગામલોકોએ શહેર એટલી ઉતાવળમા ખાલી કર્યું હતુ કે સ્ત્રીઓના કિમતી ઘરેણા તેમના શણગારના ટેબલો ઉપરજ એમના એમ પડયા હતા અને વેપારીઓના પત્રો અને સોનામોહોરોની

કોથળીઓ તેમની પેઢીઓ ઉપરજ પડી રહી હતી !

નેપોલિયન હવે પારિસથી અઢી હજાર માઇલ દૂર આવ્યો હતો કોઇક આગામી ભયંકર આફતના ભણકારા તેને સભળાતા હતા અને તેથી તે ઘણો ચિંતાતુર રહેતો હતો તે આરામ લેવા સૂતો પણ આંખ ન મીચાઇ તે વારવાર ઉઠી ઉઠીને પહેરાવાળાને પૂછતો કે કાંઇ અકસ્માત તો થયો નથી ને ? સવારમા રશિયાના પ્રાચીન રાજાઓના ક્રેમ્લીન નામના ઐતિહાસિક રાજમહેલમાં તે પોતાનો મુકામ લઇ ગયો ત્યાં ગયા પછી તેણે પોતાના હમેશના રિવાજ મુજબ અલેક્ઝાન્ડરને નીચે મુજબ પત્ર લખ્યો અને એક રશિયન અમલદાર જે દવાખાનામા હતો તેની મારફતે રવાના કર્યો

" લડાઇના તડકા છાયડી ગમે તે સ્વરૂપ લે પણ મારા એકવારના ટિલ્સિટ અને એર્ફર્થના મિત્રને માટે મારો સદ્ભાવ લેશમાત્ર પણ ઓછો થવાનો નથી "

લશ્કરને તેમના નવા રહેઠાણમા વ્યવસ્થિત રીતે ગોઠવવામા બીજો દિવસ આખો પસાર થઇ ગયો સિપાઇઓ લૂંટથી મોસ્કોની સૂની શેરીઓમા રખડતા અને સુંદરમા સુંદર ગચરચીલાંવાળા મહેલોમા મુકામ કરતા જનસમાજના કચરા જેવાં અને કમકમાટી ઉપજાવે એવા દેખાવવાળા વીશ હજાર સ્ત્રીપુરુષો તેમના સતાઇ રહેવાના રહેઠાણમાથી છાનામાના નીકળી આવીને તેઓ પણ સિપાઇઓની સાથે ભળી ગયાં દશ હજાર કેદીઓ જેમને શહેરને સળગાવી મૂકવા માટેજ છોડી મૂક્યા હતા તેઓ હવે તેમના ભયંકર કૃત્યની ગુપ્ત રીતે તૈયારી કરવા લાગ્યા ક્રેમ્લીનનો મહેલ જ્યા નેપોલિયનનો મુકામ હતો તેની નીચે તથા જ્યા સિપાઇઓના મુકામ હતા તે બધા મહેલની નીચે ભોયરાંઓમા દારૂનો અથાગ ભડાર આગળથી મૂકી રાખ્યો હતો બોમ્બ ગોળા તથા એવા બીજા નાશકારક યત્રો ઓરડા તથા ભોયરામા પુષ્કળ પ્રમાણમા છુપાવી રાખ્યા હતા એ બધા સળગી ઉઠે તો આગ હોલવવા જનારાઓનો પણ નાશ થાય પાણીના ફુવારા ભાગી નાખ્યા હતા, નળ કાપી નાખ્યા હતા અને આગ હોલવવાના બબા પણ બન્યા તેટલા ઉઠાવી જવા ઉપરાત બાકીનાને ભાગી ફોડીને નકામા કરી નાખ્યા હતા આવા રશિયાની આપખુદ સત્તા પોતાની રૈયત ઉપર પણ આવી અદ્વિતીય ક્રૂરતા વાપરવામા ચૂકી ન હતી

આ બધી તૈયારીઓ એક તો છૂપી રીતે કરવામા આવી હતી અને વળી શહેરમા દાખલ થવાની ગરમડમાં ફ્રેન્ચ લશ્કરના જોવામાં પણ તે આવી ન હતી, તો પણ આગ લગાડવામાં આવનાર છે એવી અફવા અને તેની સાથે તદ્દન ખાલી થઈ ગએલુ સુનકાર જેવુ શહેર એ બેની ભેગી અસરથી ફ્રેન્ચ સિપાઇઓ જેઓ જીતનાર છતાં એક પ્રકારના કેદીના જેવા હતા તેમના મનમા નહિ સમજી શકાય એવી ધ્રાસ્તી પેડી હતી છતાં દિવસ તો શાંતિમા પસાર થઈ ગયો

હવે ૧૮૧૨ ના સપ્ટેમ્બરની ૧૬ મી તારીખની ભયાનક કાળરાત્રિનો અમલ શરૂ

થયો આકાશમાં વાદળ ઘેરાયુ હતું અને પવન પણ છૂટયો હતો કુદરત પણ રશિયનોને મદદ કરવા ચાહતી હતી નેપોલિયન જીતતો જીતતો તેની રાજધાનીથી અઢી હજાર માઇલ દૂર આવ્યો હતો ઇગ્લંડ, સ્પેન, પોર્ટુગાલ, સ્વીડન જેની કુમકે ઉભા હતા અને યૂરોપ ખડમાંના સૌથી બળવાન રાજ્યની રાજધાની આજે જેના હાથમા હતી, તેનાં પરાક્રમ જોઈ સમગ્ર યૂરોપ આશ્ચર્યચકિત થઈ ગયો હતો, પરતુ તે પોતે તો પોતાના વિજયના અવસરમાં પણ અત્યારે ગમગીન ચિત્તે બેઠો હતો ભવિષ્યના અણચિતવ્યા સકટના ભણકારા તેના મનને ઉદ્વિગ્ન કરી નાખતા હતા

મધ્યરાત્રિએ શારીરિક અને માનસિક શ્રમથી થાકીને નરમ થઇ ગએલો નેપોલિયન સૂવા ગયો ક્રેમ્લીનના રાજમહેલની આસપાસ પવનના કારમા સુસવાટા વાતા હતા એવામા એકાએક "આગ! આગ!" એવી બૂમ સભળાઇ પૂર્વ દિશામા ઘણે દૂર સમુદ્રના મોજાની માફક ઉછળતા ધૂમાડાનો ઘટ્ટ સમૂહ નજરે પડયો અને અગ્નિની ભયાનક ઝાળ તે ધૂમાડાને ભેદી બહાર ડોકીઆ કરવા લાગી દારૂના ભડાર સળગી ઉઠયા, હજારો બોમ્બગોળા ફાટયા, ઝળહળતા અગ્નિના મોટા મોટા સમૂહ આકાશમા ઉડવા લાગ્યા અને મકાનો તથા મનુષ્યોનો સહાર થવા લાગ્યો મોટાં મોટા મકાન ધડાકાની સાથે હવામાં ઉડી ગયાં અને નહિ હોલવી શકાય તથા ત્વરાથી સળગી ઉઠે એવા પદાર્થોથી ભરેલી સળગતી હવાઈઓ આકાશમાં ચોતરફ ઉડવા લાગી તથા તેઓમાથી વરસતા અગ્નિવડે બીજા મકાનો સળગવા લાગ્યાં ચારે દિશાએ સેકડો તોપો ફૂટતી હોય તેવા ધડાકા સભળાવા લાગ્યા અને પ્રચડ ધરતીકપ થયો હોય તેમ પૃથ્વી ધ્રૂજવા લાગી જોતજોતામા નવી નવી ઇમારતો આગમા સપડાતી ગઇ અને બધેજ દારૂ ભરેલો હોવાથી દરેક ઠેકાણેથી નવા નવા જ્વાલામુખી ફાટતા હોય તેમ સહસ્રશિખાયુકત અગ્નિની ઝાળ અને ધૂમાડાના વાદળા ઉડવા લાગ્યા થોડાજ કલાકમાં આખુ શહેર અગ્નિથી ઢકાઇ ગયુ ધડાધડ બોમ્બગોળા ફૂટતા અને દારૂના પીપ સળગી ઉઠતા ફ્રેન્ચ સિપાઇઓએ આગ સળગાવનારા બદમાસોને સગીનથી વીંધી વીંધીને માર્યા, પકડી પકડીને બળતી આગમા હોમી દીધા પણ જીવતા રહેલાઓ દૈત્યોની માફક તેમનુ કામ કરતાજ રહ્યા

ધડાધડ થતા વિવિધ પ્રકારના ધડાકા અને કોલાહલથી નેપોલિયન જાગી ઉઠયો તેની જિદગીમા પહેલીજવાર, આજ પ્રસગે તે ગભરાયો તેની ભવિષ્યવેધી નજર આગળ આગામી વિપત્તિઓ એક પળવારમા ખડી થઇ ગઈ તે ઓરડામાં આટા મારતો ગયો, હુક્મો છોડતો ગયો અને વારેવારે બારીએ જઇને આગ નિહાળતો ગયો. ક્રેમ્લીનના મહેલની આસપાસ વિશાળ બાગ હતો તેથી તે મહેલ તો સલામત રહેશે એવી આશા તેણે રાખી હતી, પરતુ તેનાં ભોયરાં પણ દારૂથી ભરેલાં હતા અને બધે આગ ફેલાવી દેવાને સળગી ઉઠે એવા પદાર્થો જ્યા ત્યા વેરી મૂકેલા હતા.

આ ભયાનક બનાવવિષે બોલતા નેપોલિયને કહ્યુ હતુ કે " ટ્રોય નગરને ગ્રીક સૈન્યે બાળી ભસ્મીભૂત કરી નાખ્યુ તેનુ કલ્પના અને કવિત્વશક્તિવડે જે અતિશયોક્તિભરેલું વર્ણન કરવામાં આવ્યુ છે તેના કરતા પણ આ મારી નજર આગળ બનેલા બનાવની ભયાનકતા વધારે હતી "

સત્તરમી તારીખનો આખો દિવસ અને રાત્રિ પવન જોરથી ફૂકાયા કર્યો અને આગ જરા પણ નરમ પડયા વગર આખા નગરમા સર્વત્ર ફરી વળવા લાગી કદિ પણ ન હોલવાય એવો પ્રચડ જ્વાળામુખી પર્વતનુ રૌદ્ર સ્વરૂપ મોસ્કો નગરે ધારણ કર્યું આકાશમા ઘણે ઉચેસુધી વિવિધ રગની જ્વાળાઓ ઉડવા લાગી કાન બહેરા કરી નાખે એવા દારૂના અને સુરાખારના ધડાકા ઉપર ધડાકા લાગલાગટ ચાલુજ રહ્યા ઇમારતોના લોખડના અને પત્થરના વજનદાર ટુકડા જોરથી આકાશમા ઉછળતા અને જેની ઉપર પડતા તેનો નિર્દયપણે ઘાણ કહાડી નાખતા. સેકડો માણુસો સાકડી ગલીઓમાં ઘેરાઇ જઇ નાસવાનો માર્ગ નહિ મળવાથી બળીમુઆ સિપાઈઓ પણ ધૂમાડાથી ગભરાઇ ગએલા અને આગથી અડધા શેકાઇ ગએલા બહાવરા બહાવરા આમતેમ દોડતા હતા હતભાગ્ય સ્ત્રીઓ બગલમા બાળકોને લઇને બીકથી ગાડી બની જઇને ગમે તેમ નાસતી હતી અને આગમા સપડાઇ જઇને દુ ખદાયક રીતે મરણ પામતી હતી નેપોલિયને પોતાના સિપાઈઓને તથા બાકી રહી ગએલી શહેરની વસ્તીને બચાવી લેવા મહાભાગ્ત પ્રયત્ન જારી કર્યો

આખરે એકાએક ભયાનક સમાચાર મળ્યા કે ક્રેમ્લીનનો મહેલ પણ આગમા સપડાઈ ગયો છે તેની આસપાસ ચારે દિશાએ આગ એવી વીંટળાઇ વળી હતી કે નાસવાનો માર્ગ રહ્યો ન હતો પુષ્કળ તપાસ કર્યા પછી જણાયુ કે પાછલે દરવાજે થઇને કદાચ જવાય તો જવાય નેપોલિયન તેનાં માણુસો સાથે તે રસ્તે થઈને જવા નીકળ્યો તેમના માથા ઉપર અગારા વરસતા હતા, ગરમી અને ધૂમાડાથી તેઓ ગુગળાઇ જતા હતા એવી હાલતમા તેઓ આગળ ચાલ્યા અને જ્યા અગ્નિનો પ્રચડ અને નહિ ઓળગી શકાય એવો સમુદ્ર બની ગયો હતો ત્યા તેઓ આવી પહોચ્યા ત્યાથી તેમને આજુબાજુએ બળતા મકાનોની વચમાં થઇને એક સાકડી અને વાંકીચૂકી ગલીમાથી પસાર થવાનું હતુ આ માર્ગ એટલો જોખમભરેલો હતો કે જીવવાની આશા મૂકયા પછીજ એ રસ્તે પગ મૂકવો જોઇએ, છતા નેપોલિયન તેના સાથીઓ સાથે એ રસ્તે વળ્યો આ પ્રમાણે તેઓ ગરમી અને ધૂમાડાથી ગુગળાતા અને માથાપર પડતા મોટા મોટા અગારાથી દાઝતા આગળ ચાલ્યા થોડે ગયા પછી ભોમીઓ ભૂલો પડયો અને બહાવરા જેવો ગુચવાઇને ઉભો રહ્યો. સઘળાએ હવે બચવાની આશા મૂકી દીધી, પરતુ આવા ભયકર અને અણીના વખતમાં નેપોલિયને પોતાના ચિત્તની સ્થિરતા અને ધૈર્ય ગુમાવ્યા ન હતાં એવામાં

"ફ્રાન્સની એક માત્ર આશા" ને પ્રાણાન્તે પણ બચાવી લેવાની અથવા તો પ્રાણ-દાન કરવાની પ્રતિજ્ઞા લઈને જનરલ ડેવાઉ બળતી આગમા યાહોમ ઝુકાવીને દોડી આવ્યો નેપોલિયન તેને કૃતજ્ઞતાપૂર્વક ભેટી પડયો અને ડેવાઉની મદદથી બળતા મહેલમાંથી તે સહિસલામત બહાર આવ્યો

ઓગણીસમી તારીખે છેવટે બળી શકે એવા પદાર્થ સીમીકમાં ન રહેવાથી આગ પોતાની મેળેજ શમી ગઈ ભવ્ય મહેલો અને દેવાલયો, કળા અને વિલાસના નાદર નમુનાઓ, અનેક સૈકાઓ કાળની સામે ટક્કર ઝીલીને ઉભી રહેલી ઇમારતો, પ્રાચીન વીર પુરુષોની દરગાહો વગેરે સર્વ બળીને ભસ્મ થઇ ગયા અને મોસ્કોની અસલની જાહોજલાલીના સ્મરણ સિવાય બીજુ કાઇજ અવશિષ્ટ ન રહ્યુ

ફ્રેન્ચ લશ્કરે હવે શહેર છોડીને ખુલ્લા ખેતરોમા મુકામ કર્યો તેમની નવી છાવણી અત્યારે ઘણી આશ્ચર્યજનક દેખાતી હતી તેમની નજીકમાં કિંમતીમાં કિંમતી રાચરચીલા ભડભડ બળતા હતાં બાદશાહી મહેલના કિંમતી પડદાના તબુઓ તેમને માટે ઉભા કરવામાં આવ્યા હતા મોઘામાં મોંઘી આરામખુરશીઓ અને પલગો ઉપર સામાન્ય સિપાઇઓ આરામ લેતા હતા ઉચામા ઉંચી કાસ્મીરી શાલો, સાઇબીરિયાના ઉમદામાં ઉમદા રૂવાંટીના પોશાક તથા હિંદુસ્તાન અને ઈંગ્લંડના હીરામોતીના ઢગલા તેમની સામે પડયા હતા આટલી બધી અથાગ દોલત અને વૈભવની સામગ્રીઓ તેમની નજર આગળ હોવા છતા તેઓને ખાવાને અન્ન ન હતું ! સોના ચાદીની થાળીઓમાં તેઓ ઘોડાઓનુ માંસ તથા આગમાં શેકેલા કાચા પાકા રોટલાજ ખાતા હતા ! આખા લશ્કરમાં ગભરાટ ફેલાઇ ગયો હતો તેઓ ફ્રાન્સથી અઢી હજાર માઇલ દૂર તદ્દન જગલી અને શત્રુઓથી ભરેલા પ્રદેશમા આવી ચડયા હતા અને તેમની આસપાસ બળવાન, કવાયતી અને કોઇ પણ પ્રકારનો ભોગ આપવાને તૈયાર થએલુ શત્રુસૈન્ય ઝઝુમી રહ્યુ હતુ શિયાળાના વાજા વાગી રહ્યા હતા મોસ્કોમાં તેમણે ખોરાક અને રહેઠાણની આશા રાખી હતી તે પણ આગની સાથે બળીને ભસ્મ થઇ ગઈ

ક્રેમ્લીનનો મોટો ભાગ બચી જવા પામ્યો હતો તેમાં નેપોલિયને ફરીથી પાછો પોતાનો મુકામ કર્યો ત્યા જતાં રસ્તામા તેણે માબાપ વગરનાં રખડતાં બાળકોનો આશ્રમ જોયો તેણે પોતાના ખાનગી કારભારીને કહ્યુ કે જાઓ, આ બાળકો આગ-માથી બચ્યાં છે કે નહિ તેની તપાસ કરી આવો તેણે ત્યાના અધ્યક્ષને મળી સઘળી પૂછપરછ કરી અને નેપોલિયનને જણાવ્યું કે એક ફ્રેન્ચ પહેરેગીરની કાળજી અને મહેનતને લીધે બધા બાળકો અને મકાન પણ બચી ગયું છે આશ્રમના અધ્યક્ષે કહેવડાવ્યુ કે "તમારા શહેનશાહે ઇશ્વરની માફક અમારૂ રક્ષણ કરાવ્યુ છે તેની મદદ ન હોત તો આ આશ્રમ લૂટાઇ જાત અને આગમા તેનો નાશ થયો હોત."

આ સ્થળેથી નેપોલિયને અલેક્ઝાન્ડરને સલાહ કરવા પત્ર લખ્યો અને તેના ઉત્તરની થોડો વખત રાહ પણ જોઈ દરમ્યાન તેણે લશ્કરની હાલત સુધારવા, અનાજ વગેરે મેળવવાની વ્યવસ્થા કરવા, અને ફ્રાન્સના રાજ્યવહીવટ સબંધે આટલે દૂર રહ્યા રહ્યા જરૂરના હુકમો મોકલવા પુષ્કળ મહેનત કરી શિઆળો બેસતા પહેલાં મોસ્કો છોડવાનો તેનો નિશ્ચય તો હતોજ તોપણ પોતે ત્યાજ રહેવાનો છે અને વસતઋતુ બેસતા લડાઈ ચાલુ કરનાર છે, એવો ખ્યાલ રશિયનોને રહે એવી મતલબથી તેણે મારી પેઠે બહારનો ડોળ કરવાનુ જારી રાખ્યુ

અકટોબરની ચોથી તારીખસુધી ઝાર તરફથી કશો ઉત્તર મળ્યો નહિ ત્યારે રશિયન સેનાધિપતિની પાસે સલાહની સરતો આપીને નેપોલિયને પોતાના એક ઉમરાવને મોકલાવ્યો તેણે એકવાર પોતાના સેનાધિપતિઓને કહ્યુ હતુ કે, " ઝાર મારો મિત્ર છે, પણ તેની સલાહ કરવાની આંતરેચ્છાને વશ થઇને તે પોતે સલાહનું કહેણ મોકલાવે તો તેના દરબારના ઝનુની, જગલી ઉમરાવો તેને પદભ્રષ્ટ કરીને તેને જાનથી માર્યા વગર રહે નહિ તેને આ સકડામણથી ઉગારવાને માટે હુ પોતેજ સલાહનુ કહેણ મોકલાવુ છુ "

સલાહની સરતો લઇને ગએલા ફ્રેન્ચ ઉમરાવને રશિયન સેનાપતિએ જવાબ આપ્યો કે સલાહ કરવાની મને સત્તા નથી નેપોલિયને પોતે ઝારને જે પત્રો લખ્યા હતા તેનો તો કશો ઉત્તરજ આપવામા ન આવ્યો રશિયાની પ્રજાનો મોટો ભાગ ગુલામના જેવી પરાધીન અને નિ:સત્ત્વ હાલતમાં છે **નિરંકુશ રાજસત્તા હમેશાં પ્રજાવર્ગની ઉન્નતિને અને સ્વતત્રતાની ઇચ્છાને દબાવી દેવાનો પ્રયત્ન કરે છે** એટલા માટે રશિયન સરકારે પોતાના ખેડુતો અને ફ્રેન્ચ સિપાઇઓનો સમર્ગ થતો અટકાવવા માટે બનતો પ્રયત્ન કર્યો ગામડાં બાળીને ઉજ્જડ કરી નાખ્યા અને તેઓ ફ્રેન્ચોને જોવા પણ ન પામે તેટલા માટે જે જે ગામો આગળ થઇને તેઓ કુચ કરવાના હતા ત્યાના તમામ ગરીબ રહેવાસીઓને ગામમાથી હાકી કહાડયા; નેપોલિયન અને તેના સિપાઇઓ દૈત્યો જેવા છે એવુ ગામડીઆઓને સમજાવવાનો તેમણે પ્રયત્ન કર્યો, તે છતા પણ રશિયન ગુલામ જેવી રાકડી રૈયતમાના કોઇ કોઇ માણસો ફ્રેન્ચોના સમાગમમા આવવા પામ્યા અને સ્વતત્રતા શી ચીજ છે તે જિંદગીમા પહેલી વારજ શીખ્યા

ફ્રેન્ચો માટે પ્રથમ તેમના મનમા ભય હતો તેને ઠેકાણે હવે આશ્ચર્ય ઉત્પન્ન થયુ અને પછી આશ્ચર્યને ઠેકાણે સન્માન ઉત્પન્ન થવા લાગ્યુ તેમણે જ્યારે જોયુ કે નેપોલિયન દરેક લડાઇમા જીત્યોજ જાય છે અને ઝારના સૈન્યને સૂકા છાલાની માફક ઉડાવતો ચાલ્યો આવે છે ત્યારે તેમણે પણ સ્વતત્ર થવા માટે ઝારની સામે માથુ ઉંચકવાનો વિચાર કર્યો તેમનામાં પણ કોઇ કોઇ લોકનાયકો થઇ શકે એવા

હતા તેમણે પોતાના જાતિભાઇઓને જાગૃત કર્યા અને તેમના મનમા સ્વતત્રતા પ્રાપ્ત કરવાની વૃત્તિને ઉત્તેજિત કરી તેમણે નેપોલિયનને વારવાર વિનવ્યો કે જો તમે અમને સ્વતત્રતા અને અમારા મનુષ્ય તરીકેના કુદરતી અધિકાર અપાવો તો અમે લાખોની સખ્યામાં તમારા લશ્કરમાં જોડાઇએ નેપોલિયને તેમના કહેણનો અને મદદનો સ્વીકાર ન કર્યો તેણે કહ્યુ કે તેમ કરવાથી રશિયામા માત્ર ગુલામો અને તેમના માલિકોનુ યુદ્ધ જાગશે, અને રશિયાની સાથે સલાહ કરવાનુ આપણેમાટે અનભવિત બની જઈ આખા દેશમા ખુનરેજી ફેલાઇ જશે.

તે કહેતો કે " ગુલામી હાલતમા આવી પડેલા ગામડીઆઓ સ્વતત્રતા માગે છે પણ તેને માટે તેઓ લાયક નથી ઝારની ગૈયતને તેની સામે બળવો કરવામા હુ મદદ કરૂ તો પછી તેની મૈત્રીની તો મારે આશાજ છોડવી પડે "

આ પ્રમાણે નેપોલિયનની સ્થિતિ સામટી રીતે જોતા એવી ગુચવણીભરેલી હતી કે તેમાંથી મુક્ત થવાનો રસ્તોજ ન હતો તેની જગ્યાએ એના કરતા વધારે શાણપણ અને દીર્ઘદષ્ટિવાળો પુરુષ હોત તોપણ અતે તેની પણ એજ વલે થાત તેણે પોલેન્ડનુ સ્વરાજ સ્થાપવાની ના પાડી અને તે બહાદૂર પ્રજાને નિરુત્સાહી કરી તેમની સહાયતા ગુમાવી, પરતુ જો તેણે પોલેન્ડને સ્વરાજ અપાવ્યુ હોત તો બીજા હાથપર પ્રશિયા અને આસ્ટ્રિયા તેના દુશ્મન થાત ! અલેક્ઝાન્ડરની પ્રજાએ બળવો કરવાની ઇચ્છા કરી તેમા જો નેપોલિયને તેમને મદદ કરી હોત તો રશિયાના આખા વિશાળ પ્રદેશમાં મનુષ્યરક્તની પ્રચડ ભુઆળ ફૂરી વળત અને જગલી ઝનુની જનતાના બળવાની તમામ ભયાનકતા તેના પૂર્ણ સ્વરૂપમા દર્શન દેત તેથી આખા યૂરોપના રાજાઓનો ક્રોધ નેપોલિયન તરફ દશગણો વધી જાત રશિયન જનતાની સ્વતત્રતા મેળવવાની ઇચ્છાને ઉત્તેજન ન આપ્યાથી તેમની પણ ઘણીજ ઉપયોગી મદદ નેપોલિયને ગુમાવી અને રશિયાના જગલી ગામડીઆઓના છરાવડે ટંડીથી ધ્રૂજતા ફ્રેન્ચ સિપાઇઓ માર્યા ગયા નહિ સમજી શકાય એવી ઇશ્વરી યોજના પ્રમાણે હવે નેપોલિયનની પડતી નિર્માણ થઈ ચૂકી હતી ગમે તેવા દીર્ઘદર્શી પુરુષથી પણ આ પરિણામ અટકાવાત નહિ નેપોલિયન વારવાર કહેતો કે " સેન્ટ હેલેના મારા પ્રારબ્ધમા નિર્માણ થઇ ચૂકેલોજ હતો " સર રૉબર્ટ વિલ્સન જાતે આ પ્રસગે રશિયામાં હતો. તે લખે છે કે " નેપોલિયને રશિયાના બળવાખોરોને ઉત્તેજન ન આપ્યુ તેનુ કારણ માત્ર એટલુજ હતુ કે તે પોતે આભ્યતરિક વિદ્રોહને ધિક્કારતો હતો અને કોઇ પણ દેશમાં ખુનરેજી થતી અટકાવવાની દયાર્દ્ર વૃત્તિને તે તાબે થયો હતો "

શિયાળો હવે નજીક આવવા લાગ્યો અને તેની સાથે ફ્રેન્ચ સૈન્ય ઉપર પડનારી આપત્તિના અશુભ ચિન્હ પણ દેખાવા લાગ્યાં. નેપોલિયનના સૈન્યની સખ્યાની દર-રોજ કમી થતી હતી ત્યારે શત્રુની વધતી જતી હતી તેનો ફ્રાન્સ સાથેનો અને

રશિયામા જે જે ઠેકાણે છાવણીઓ હતી તેની સાથેનો વ્યવહાર સીધો અને સરળ રહ્યો ન હતો હજારો રશિયન સ્વારો દેશમાં ઘૂમી વળતા હતા, સીધાસામાનના ગાડાં લૂટતા હતા અને નાની છૂટી છવાઇ ટુકડીઓ ઉપર લાગ મળે ત્યારે તૂટી પડતા હતા આવા કઠણ સજોગોમા શુ કરવુ તે વિષે વિચાર કરવાને સેનાપતિઓની સભા મળી લાંબી અને દુખદાયક ચર્ચા પછી એમ ઠરાવપર આવ્યા કે મોસ્કો છોડવુ અને પોલેન્ડમા શિયાળો વ્યતીત કરવો

આખા જગતના ઇતિહાસમા જેનો જોટો નથી મળતો એવા દારુણ યુદ્ધકાર્યમા રોકાયલો છતાં ફ્રાન્સનો આર્થિક વહીવટ આટલે દૂર રહ્યા રહ્યાં પણ નેપોલિયન એવી કુશળતાથી ચલાવતો હતો કે તેની પ્રજા ભારે કરના દબાણમાથી તદ્દન બચી જવા પામી હતી કર્નલ નેપિયર એક અગ્રેજ અને નેપોલિયનનો કટ્ટો પ્રતિસ્પર્ધી હોઇ તેના નાશ કરવામાં પોતાની તલવાર વાપરી ચૂકેલો હતો તે નેપિયર નેપોલિયનની કાર્યકુશળતા અને ચારિત્ર્યની પ્રશસાપાત્ર પ્રમાણિકતાથી નોધ લેતા પોતાના ઇતિહાસમા લખે છે કે " ફ્રાન્સનો વાર્ષિક ખર્ચ ઈગ્લડના કરતા અડધો પણ ન હતો રૈયત પાસેથી રાજ્યની આર્થિક નીતિને ભ્રષ્ટ કરનારી લોન લેવાની પદ્ધતિનો તે સ્વીકાર કરતો ન હતો તે પોતાની પાછળ દેવુ મૂકી ગયો નથી. તેના સમયમા કોઈ પણ માણુસ પોતે ખાસ અધિકારવાળા વર્ગનો છે એવો દાવો કરીને પ્રજાકીય દ્રવ્યનો આળસુપણામાં દુર્વ્યય કરી શકતો નહિ રાજ્યના નોકરોને સારો પગાર મળતો પણ તેની સાથે તેમને નોકરી પણ સારી રીતે બજાવવી પડતી. તેમનાથી રોટલા ખાઇને ઓટલા ભંગાતા નહિ તેણે યોજેલી સરકારી હિસાબ રાખવાની પદ્ધતિ સાદી, ચોકસાઈવાળી અને બધી બાબતોનો સમાવેશ કરે એવી હોવાથી તેમાં જરા પણ દગો કે ગોટાળો કરી શકાય એમ ન હતુ ફ્રાન્સની આર્થિક, આદ્યોગિક અને ખેતીવિષયક સ્થિતિ વિષેની હકીકતોનો સગ્રહ કરવા માટે તેણે બતાવેલી રીતિ મુજબ તૈયાર કરેલુ " કેદસ્ત્ર ' નામનુ દફતર એકલુજ તેને પ્રજા પ્રિય બનાવવા માટે પૂરતુ હતુ તેના વડે દરેક માણુસ સમાજમાં પોતાનો દરજ્જો, પોતાની મિલ્કતની કિંમત, પોતાનુ ખાનગી તેમજ પ્રજાકીય દેવુ જોઇ શકતો હતો તેના વડે વારસાહક્ક નક્કી કરી શકાતા, છેતરપિંડી થતી અટકતી, કચેરી ચડવાના પ્રસગ ઓછા થતા, કરનો બોજો સર્વના ઉપર વાજબીપણે મૂકી શકાતો, મહેસુલમા ઘટાડો ન થાય અને તે છતા મહેસુલ ખાતાના અમલદારો રૈયત ઉપર સતાવણી કરી શકતા નહિ, અને ગરીબમા ગરીબ માણુસના પણ હક્ક અને મિલ્કતને પૂરતુ રક્ષણ મળતુ "



# प्रकरण ५२ मुं–फ्रेन्चो मोस्कोथी पाछा फर्या



મોસ્કો ભસ્મીભૂત થયા પછી ફ્રેન્ચ સૈન્ય એક મહિના સુધી ત્યાં રહ્યું નેપોલિયન ત્યા એક લાખ ને વીશ હજાર માણુસો સાથે દાખલ થયો હતો તેણે આખો મહિનો થાકેલા સિપાઇઓને તાજા કરવામા, ખોરાક મેળવવાની જોગવાઇ કરવામા અને માંદાઓને સાજા કરવામાં ગાળ્યો ઘાયલ સિપાઇઓની તે પ્રેમથી દેખરેખ અને બરદાસ્ત કરતો એકે એક સિપાઈ તેને દિલોજાનીથી ચાહતો હતો તેમને દવાખાનાઓમાં પડયા મૂકવામાં આવે તો જંગલી, નિર્દય રશિયનો તેમના ઉપર ઘાતકીપણું ગુજારે અને તેમને રીબાવી રીબાવીને મારે એવી હાલતમાં તેમને છોડી જવા કરતાં પોતાની જાત પર કોઈ પણ જાતનું સંકટ વેઠી લેવાનું તે પસંદ કરતો હતો વળી અલેક્ઝાન્ડર સાથે સમાધાની થઇ જશે એવી પણ તેના મનમાં મજબૂત આશા બંધાઈ હતી

નેપોલિયનની કુશળ વ્યવસ્થાશક્તિને પરિણામે આખું સૈન્ય પાછું સતેજ થઇ ગયું અને નાસીપાસ તથા દયામણા ન દેખાતાં બધા સિપાઇઓ હતા તેવા પાછા શત્રુનાં કાળજાં કંપાવે એવા બની ગયા તેમને શહેનશાહ ઉપર અનહદ વિશ્વાસ હોવાને લીધે તેઓ આનંદી અને નિશ્ચિંત થઇ ગયા માત્ર એકલા નેપોલિયનેજ માથે ઝઝુમી રહેલા સંકટને પૂરેપૂરૂં જોઈ લીધું હતું તેની ચિંતા અસાધારણ હતી તે ફિક્કો, કૃશ અને અસ્થિર બની ગયો હતો.

હવે અકટોબર માસ બેઠો હતો ઝાડ ઉપરનાં પાંદડાં ખરવા લાગ્યા હતા ઉત્તર દિશાએથી ઠંડો પવન ફૂંકાવા લાગ્યો હતો નેપોલિયને છેલ્લા ચાળીશ વર્ષના ઋતુ અને હવામાનનાં પત્રકો શિયાળો સાધારણ રીતે ક્યારે શરૂ થાય છે તે જાણવા માટે તપાસી જોયાં હતાં, પણ આ વર્ષે તેરમી અકટોબરે એટલે અગાઉના કોઈ પણ વર્ષ કરતા ત્રણ અઠવાડીઆં આગમચ બરફ વરસ્યું

આ દેખાવ જોઇ નેપોલિયન ભયભીત થયો તેજ પળે મોસ્કો છોડીને પોલેન્ડમાં શિયાળો ગાળવાનો તેણે ઠરાવ કર્યો પૉલેન્ડ જવું સહેલું ન હતું એક હજાર માઇલ

જેટલા વિશાળ ઉજ્જડ વેરાન પ્રદેશમા થઈને પસાર થવાનુ હતુ માર્ગ બરફથી પુરાઈ ગયા હતા, રશિયન સ્વારો તીડનાં ટોળાની માફક ચોતરફ દોડાદોડ કરી રહ્યા હતા એવા સજોગોમાં એક હજાર માઈલની મજલ કાપીને પાછા હઠવાની મુશ્કેલીનો વિચાર કરતા પણ મન ભયભીત થયા વગર રહેતુ નથી, પણ બચવાનો એજ માત્ર ઉપાય હવે રહ્યો હતો અને નેપોલિયનને તેજ સ્વીકારવો પડયો.

લશ્કર જરા પણ નિરુત્સાહી ન થાય અને શત્રુ ચેતી ન જાય તે માટે અતિશય દીર્ઘદૃષ્ટિથી અને બહારથી બેપરવાઈનો ડોળ કરીને આ કામ લેવાનુ હતુ જે રસ્તે થઈને ફ્રેન્ચ સૈન્ય મોસ્કો આવ્યુ તેને રશિયનોએ બાળીને એવો સદતર ઉજ્જડ કરી નાખ્યો હતો કે તેથી બીજેજ માર્ગે થઈને જવાનુ તેણે નક્કી કર્યું અતિશય સભાળથી માદા અને ઘાયલ સિપાઈઓને બની શકે તેની સગવડ અને આરામવાળી ગાડીઓમાં બેસાડીને સારા રક્ષણ નીચે રવાના કરવામા આવ્યા અઢારમી અકટોબરે બાકીના લશ્કર સાથે નેપોલિયને મોસ્કો છોડયુ રશિયન સેનાપતિ તેની બધી હિલચાલ તપાસી રહ્યો હતો તે ફ્રેન્ચ સૈન્યને પાછળથી હેરાન ન કરે તે માટે થોડુ સૈન્ય મોર્ટિયરની સરદારી નીચે મોસ્કોમા પણ રાખ્યુ અને બની શકે તેટલો ટકાવ કર્યા પછીજ છેક છેલ્લી ઘડીએ મોસ્કો છોડવુ એવી સૂચના તેને નેપોલિયને આપી

તે હજીસુધી સલામત ઠેકાણે જીતતોજ આવ્યો હતો શત્રુના રાજ્યના બરાબર મધ્ય ભાગસુધી તે પહોચી ગયો પણ તેની ગતિને કોઈ રોકી શક્યુ ન હતુ રશિયન સૈન્ય કેલોગા આગળ મજબૂત પડાવ નાખીને ઉભુ હતુ તે તરફ હવે તે વિજયધ્વજા ફરફડાવતો જતો હતો અને ત્યા પણ શત્રુને છક્કડ ખવરાવીને થોડા માહના પોલેન્ડમા ગાળવાના ઈરાદાથી તે નીકળ્યો હતો. તેનુ સૈન્ય વિજયવત સૈન્યની માફક દઢતાથી અને મર્દાનગીથી કુચ કરતુ હતુ ગભરાટ, ભય, અને નિરાશા તેમના હૃદયમાથી ઉડી ગયા હતાં

ઓગણીસમી અકટોબરે ફ્રેન્ચ સૈન્ય નાની હારમા ગોઠવાઈને વ્યવસ્થાપૂર્વક ચાલવા લાગ્યુ. હવા ઠડી હતી પણ આકાશ સ્વચ્છ હતુ તારાઓ ઝગમગતા હતા થોડા વારે સૂર્ય ઉગ્યો અને બરફથી ઢકાયલી ટેકરીઓનો પ્રદેશ તેના તેજથી ઝળહળી રહ્યો આ ચિન્હ આશાજનક હતાં બે દિવસસુધી વગર હરકતે તેઓ આગળ વધ્યા આઠ હજાર સિપાઈઓની ટુકડી મોર્ટિયરની સરદારી નીચે મોસ્કોમાં રહી હતી રશિયન સૈન્ય એટલી મોટી સખ્યામાં એકઠુ થયુ હતુ કે તેઓ તરફથી ફ્રેન્ચ સૈન્ય ઉપર પાછળથી હુમલો થવાનો પૂરેપૂરો સભવ હતો વળી મોસ્કોમા દારૂગોળાનો એટલો ભડાર ભેગો કરવામાં આવ્યો હતો કે બધો સાથે લઈ જવાય એમ ન હતુ તેમ તેને શત્રુના હાથમા જતો અટકાવવાની પણ જરૂર હતી નેપોલિયન બહાદુર અને રાજભક્ત સેનાપતિ મોર્ટિયરને ભેટયો અને તેનાથી છૂટા પડતા

તેણે ખેદથી પણ સરળભાવે કહ્યુ, " હુ તમારી ફતેહ ઉપર આધાર રાખુ છુ આપણે ઘણીવાર આત્મબલિદાન આપવા પડે છે "

તે નિડર યોદ્ધાએ જરા પણ બબડયા વગર પોતાની જોખમભરેલી જગ્યા સ્વીકારી લીધી તેની આસપાસ રશિયન દળ અષાડ માસના વાદળની માફક જામતુ ગયુ ફ્રેન્ચ સૈન્યને સરસામાનના ગાડાસહિત મોસ્કો છોડતાં ચાર દિવસ લાગ્યા ત્યા સુધી તેણે દુશ્મનોને બહાદુરીથી ખાળી રાખ્યા જે બુરજો ઉપર ઉભો રહીને તે લડતો તેના ભોંયરામા હજારો ખાડી દારૂગોળો ભરેલો હતો શત્રુની તોપોના ગોળા ધડાધડ વરસતા હોવાથી એક તણખો પણ તે દારૂગોળાને લાગે તો તે પોતે આખા સૈન્ય સહિત હવામા ઉડી જાય તેમ હતુ, છતાં પણ લેશમાત્ર પણ ડર્યા વગર શહેર માથી પસાર થતા પોતાના મિત્રોનુ રક્ષણ કરવા માટે છેક છેલ્લો માણસ નીકળી જતા સુધી પણ તે અડગપણે ઉભો રહ્યો હવે આખરની પળ આવી પહોચી તેની ફરજ પૂરી થઈ. ભોયરામા ભરેલાં દારૂનાં પીપ સળગાવી મૂકવા માટેની જામગ્રીઓ તેણે તૈયાર ગોઠવી રાખી હતી માત્ર દીવાસળી ચાપવાનીજ વાટ હતી મોર્ટિયર અને તેના માણસો ઉતાવળે પગલે તે જ્વાળામુખીના શિખરપરથી ઉતરી પડયાં અને તરત દીવાસળી ચપાઇ લૂટવાને અધીરા બનેલા રશિયનો ભૂખ્યા તીડની માફક આગળ ધસ્યા, પરતુ પૃથ્વીનાં પડે પડ તોડી નાખે અને આકાશને પણ ચીરી નાખે એવો પ્રચડ ધડાકો થયો ક્રેમ્લીનનો જબરદસ્ત મહેલ હવામા ઉડી ગયો અને તેની સાથે હજારો રશિયનોના પણ ફુરચે ફુરચા ઉડી ગયા ભારવટીઆ, બાભલા, પત્થરો જે આકાશમાં ઉડયા હતા તે ધડાધડ જમીનપર વરસવા લગ્યા અને નીચે ઉભેલા રશિયન સૈન્યનો કચ્ચરઘાણ નીકળી ગયો આ વખતે નેપોલિયન મોસ્કોથી ત્રીશ માઇલને છેટે હતો એટલે દૂરથી સત્રાગાએ આ ભયાનક ધડાકો સાંભળ્યો અને તે દ્વારા મોસ્કો પડયાના સમાચાર તેમણે જાણ્યા મોર્ટિયરે હવે નાસવા માંડયુ અને થોડા વખતમા તે મુખ્ય સૈન્યને જઇ મળ્યો

૨૩ મી અક્ટોબરે નેપોલિયન મોસ્કોથી સાઠ માઇલ દૂર નીકળી ગયો અઢાર હજાર ફ્રેન્ચ અને ઇટાલિયન સિપાઇઓ લઇને તેનો સાવકો પુત્ર યુજિન તેની મદદે ચાલ્યો આવતો હતો, અને માત્ર બારજ માઇલ દૂર હતો ચાર વાગે તેના લાબી મજલથી થાકેલા સિપાઇઓ ઉઘતા હતા તેવામા પચાશ હજાર રશિયનોએ તેમના ઉપર છાપો માર્યો યુજિને સમયસૂચકતા વાપરી લશ્કરને સાવધ કરી વ્યૂહબદ્ધ કરી દીધુ અને સખત લડાઈ લડયા પછી ભારે ખુવારી સાથે રશિયનોને તેણે જગલોમા મારી હ્હાડયા નેપોલિયન બીજે દિવસે ત્યાં આવી પહોચ્યો અને પુત્રને ગર્વસહિત ભેટીને કહ્યુ, " આજનુ તારૂં પરાક્રમ સર્વોત્તમ ગણાશે "

હવે તેમને સાંકડી ખીણોમાંથી પસાર થવાનુ હતુ એ ખીણોમા તેમના કરતાં

ત્યારે મોટુ રશિયન લશ્કર ઘણીજ મજબૂત જગ્યાએ ગોઠવાઇને તેમનો માર્ગ રોકીને ઊભુ છે એવા સમાચાર મળ્યા બાતમી મેળવવાને જનરલ બેસિયર્સને આગળથી મોકલવામા આવ્યો તેણે કહેવડાવ્યુ કે એક લાખ અને ત્રીશ હજાર રશિયનો ખીણે ખીણુ અને ટેકરીએ ટેકરીએ ગોઠવાઇ ગયા છે અને તેમણે પસદ કરેલી જગ્યા એવી સુદૃઢ છે કે તેમના ઉપર હુમલો કરીને તેમને હઠાવાય એમ છેજ નહિ આ સમાચાર સાભળીને નેપોલિયન સ્તબ્ધ થઇ ગયો. તેનુ માથુ છાતીપર ઢળી પડ્યુ અને અદમ્યતાળી ઘણાજ ઊડા અને ઉદ્વેગભર્યા વિચારોમાં ડૂબી જઇને તે ઓરડામાં આટા મારવા લાગ્યો તે આખી રાત ઉઘ્યોજ નહિ પથારીમા જરા આડો થયો પણ તરતજ પાછો બેઠો થયો નકશા જોઇ વળ્યો હજાર જાતની પૂછપરછ કરી તેના ચિત્તની ચચળતાવડે તેની ચિતાતુર હાલત જણાઇ આવતી હતી પરતુ જે મહાન આફતમાં તે ઘેરાયો હતો તે સબધી એક પણ શબ્દ તેના મોમાથી નીકળ્યો નહિ.

રશિયન સ્વારોનાં ટોળાં ઠેર ઠેર ઘૂમતાં હતા એવી ખબર હોવા છતા તે ચાર વાગે અધારામાં ઉઠીને થોડા માઇલ ફરી આવ્યો. એટલામાં સેનાપતિ બેસિયર્સ પણ આવી પહોચ્યો અધારામા ને અધારામાજ નેપોલિયને સરદારોને એકઠા કર્યા ખીણોમા ગોઠવાયલુ રશિયન સૈન્ય અને તેમનુ મજબૂત તોપખાનુ જોતાં તે રસ્તે થઇને જવુ એ આખા લશ્કરનો જાણી જોઇને નાશ કરી નાખવા જેવુ સર્વને લાગ્યુ

આખરે ઘણીજ નાસીપાસી અને ખેદ સાથે નેપોલિયને પોતાનો મુકરર કરેલો માર્ગ છોડીને પ્રથમ પોતે જે રસ્તેથી મોસ્કો આવ્યો હતો તે રસ્તા તરફ વળવાનો ઠરાવ કર્યો અહિથી હવે તેના કમનશીબની શરૂઆત થઇ અહિથી તેનો સૂર્ય નમ્યો. અત્યારસુધી તેણે કદી હાર ખાધી ન હતી તેણે મોસ્કો છોડ્યુ હતુ પણ તે શત્રુથી હારીને નહિ પરતુ પૉલેન્ડમા શિયાળો ગાળવા માટેજ છોડ્યુ હતું, પણ આ પ્રસગે દલોગાની ખીણુ આગળ તેણે પહેલીજવાર શત્રુ સૈન્યને પોતાના કરતાં ઘણુ બળવાન ધારીને પાછા પગલા ભર્યાં અહિથીજ તે અત્યત દુ ખદાયક કહાણી કે જેનો ઈતિહાસમાં જોટો મળી આવતો નથી તેનુ પગરણુ મડાયુ સાતસો પચાસ માઇલના પ્રદેશમા માત્ર બેજ ઠેકાણે નેપોલિયનનાં લશ્કરી થાણા અને અનાજના ભડાર હતા ત્યાજ માત્ર તેના સૈન્યને ખોરાક અને આરામ મળવાનો સભવ હતો બાકીનો તમામ પ્રવાસ બરફવાળા પ્રદેશમાથી જવાની મુશીબતો, અન્નવસ્ત્રની તગી અને તે ઉપરાત તેમને પળે પળે રજાડતી શત્રુના સ્વારોની ટોળીઓ, એ સર્વ અસહ્ય મુશ્કેલીઓની વચ્ચે કરવાનો હતો.

છતા પણ હજી નેપોલિયનના નામ માત્રથી તેના શત્રુઓના મનમા જે ભય પેદા થતો હતો તે તો હજી કાયમજ રહ્યો હતો આશ્ચર્યજનક બીના એ બની કે આવો

મજબૂત મોરચો નાખીને ગોઠવાયલુ રશિયન સૈન્ય નેપોલિયન નજીક આવ્યો છે એટલુ સાંભળીનેજ ગભરાઇ ગયુ અને પોતે લીધેલી મજબૂત જગ્યા છોડીને દૂર નાસી જવાની તૈયારી કરવા લાગ્યુ ! એક બાજુએ જ્યારે તેમનાથી ડરીને નેપોલિયન અવળે રસ્તે જવા લાગ્યો ત્યારે તેજ વખતે રશિયનો તેનાથી ડરીને આના જવા લાગ્યા હતા, પણુ એકે પક્ષે પોતાની હિલચાલથી સામા પક્ષને બિનવાકેફ રાખ્યો હતો નેપોલિયનને શત્રુસૈન્યની હિલચાલની ખબર પડી હોત તો તે પોતાના અમલ ઠરાવ પ્રમાણે બેધડક આગળ વધ્યો હોત અને ફ્રેન્ચ સૈન્ય ભયંકર વિપત્તિમાંથી બચી જાત, પરંતુ કેટલીકવાર સાધારણ રીતે કેટલાક નજીવા જેવા બનાવોમાથીજ જગત્‌ની મહાન ઘટનાઓ ઘડાય છે !

૨૬ મી અકટોબરે ફ્રેન્ચ સૈન્યે પાછા પગલાં કર્યા દરેક સિપાઇ તેના સરદાર-ના જેટલોજ ખિન્ન થએલો હતો જે શત્રુને તેમણે અનેકવાર સૂકા ઘાસની માફક ઉડાવી દીધા હતા તેમની સામેથી તેઓ ચૂપચાપ નીચી નજર કરીને ઉદાસીન પણે પાછે પગલે હઠયા ફ્રેન્ચો પાછા હઠયા છે એવી ખબર રશિયન સૈન્યને પડી કે તરતજ તેમણે તેમની પૂઠ લીધી. કોઇ પણ સજ્જનને કંપારી ઉપજાવે એવી હેવાનિયતભરી વર્તણુક આ પ્રસગે રશિયાએ બતાવી બીજા હાથપર આ લડાઇમા દયા અને સૌજન્યનો વધારે ઉપયોગ કરવામાટે નેપોલિયને પોતાથી બનતો સઘળો પ્રયત્ન કર્યો હતો પોતે જે પ્રદેશમાથી પસાર થતો હતો તેને પાયમાલ કરવાની મનાઇને લગતું જે જાહેરનામુ તેણે પ્રકટ કર્યું હતુ તેમાં તેણે લખ્યુ હતુ કે “ રૈયતના સંકટોમા વૃદ્ધિ કરવા જતા મારૂ હૃદય કંપે છે થોડાક રશિયન બદમાસો જેઓ જંગલી અસભ્ય પ્રજાની નીચ યુદ્ધનીતિ ગ્રહણ કરે છે તેમને સજા કરવા જતાં હજારો ખેડુતોને પાયમાલ કરવાનુ હુ ઇચ્છતો નથી, અને બિચારા બે લાખ ગુલામ જેવા મજૂરો જેઓ આ જંગલીપણામા ભાગીદાર નથી તેમને ગુજરાનના સાધન વગરના કરી મૂકવાનુ હુ પસંદ કરતો નથી ” તેણે રશિયન સેનાપતિને પણુ પત્ર લખીને લડાઈ વધારે મર્દાની ભરેલી રીતે ચલાવવા વિનતિ કરી, પણુ તેણે ઉત્તર આપ્યો કે “ રશિયન પ્રજાના સ્વદેશપ્રેમને હુ રોકી શકતો નથી. ” બસ પછી આસુરી વૃત્તિએ પૂરેપૂરો ઉછાળો માર્યો ફ્રેન્ચો ઉપર દરેક જાતનુ ઘાતકીપણું ગુજારવામાં આવ્યુ અને તેના બદલામા તેમણે પણુ કેર વર્તાવ્યો

૨૮ મી તારીખે ફ્રેન્ચો બીજી વાર બોરોડિનોના મેદાન આગળ આવી પહોંચ્યા હજી પણુ વરૂઓએ અડધા કરડી ખાધેલાં હજારો મુડદા સ્થળને ભયાનક બનાવી રહ્યાં હતાં લડાઇમાં ઘડાઇને રીઢા થઇ ગએલા સિપાઇઓ પણુ આ ત્રાસદાયક દેખાવથી કંપારી ખાઇને બોલ્યા ચાલ્યા વિના એ જગ્યા વટાવી જવા લગ્યા ૨૯ મી તારીખે તેઓ એક જૂના મઠ આગળ આવ્યા એ મઠનો હાલ લશ્કરી દવાખાના

તરીકે ઉપયોગ થતો હતો પૂરતી ગાડીઓ મળી નહિ એ બહાને ઘણા ઘાયલ થએલા સિપાઇઓને પડયા રહેવા દીધેલા જોઇને નેપોલિયનને ઘણી નવાઈ લાગી તેણે હુકમ કર્યો કે ગમે તે પ્રકારની ગાડી હોય તોપણ તેમા ઓછામાં ઓછા એક સિપાઇને તો બેસાડી લેવોજ આ હુકમનુ પૂરેપૂરૂ પાલન થતા સુધી તે જાતે ત્યાંજ ઉભો રહ્યો

નેપોલિયન અત્યારસુધી લશ્કરના પાછલા ભાગ સાથે ચાલતો હતો ૩૧ મી તારીખે વિયેસ્મા ગામ આગળ પોતાના થાકેલા સિપાઈઓને આરામ આપવા માટે તેણે બે દિવસ સુધી કુચ થોભાવી પછી લશ્કરના પાછલા ભાગની સરદારીની જોખમ-ભરેલી જગ્યા માર્શલ નેને આપવામા આવી ૨ જી નેવેંબરે પાછી કુચ શરૂ થઈ ફ્રેન્ચોના પાછલા ભાગમા ત્રીશ હજાર માણુસોનુ સૈન્ય હતું તેના ઉપર સાઠ હજાર રશિયનો તૂટી પડયા ફ્રેન્ચ સિપાઇઓમાના ઘણાકના ઘા હજી રૂઝાયા ન હતા કોઇના શરીર ઉપર પાટા હતા તો કોઈના હાથ ઝોળીમાં હતા એવી હાલતમા પણ તેઓ સાત કલાક સુધી એવા મરણીયા થઇને લઢયા કે રશિયનોને નાસવુ પડયુ, અને ફ્રેન્ચો આગળ વધ્યા

દશ દિવસમા નેપોલિયને ત્રણસો માઇલની મજલ તો કાપી નાખી તોપણ હજી ચાલવાનુ બાકી હતુ પાછળથી આવતુ શત્રુસૈન્ય દિવસે દિવસે વધારે બળવાન અને હિમ્મતવાન બનતુ હતુ પાચમી નવેબરની સાજે આકાશમા વાદળ ઘેરાયુ, જગલનાં ઝાડોમા થઇને પવન કારમી રીતે ફુફ્વાડા કરતો વાવા લાગ્યો, અને થાકેલા સિપાઇઓ ઠડીથી ઠરી જવા લાગ્યા મધરાત્રે બરફનુ ભયકર તોફાન શરૂ થયુ, છાવણીનાં તાપણા હોલવાઈ ગયાં, અને ઉઘાડા મેદાનમા સૂતેલા સિપાઇઓ ઉપર બરફનો વર-સાદ વરસવા લાગ્યો સવાર પડી પણ સ્થિતિમા સુધારો થયો નહિ સૂર્ય તો દેખાયોજ નહિ આકાશમાથી વરસાદની પેઠે વરસતા બરફથી સિપાઇઓની આખો પૂરાઈ જવા લાગી તેઓ ગભરાયા અને કયી તરફ જવુ તેની ગમ નહિ પડવાથી આમતેમ અથ-ડાવા લાગ્યા પવન તેમના પાતળાં કપડામા થઇને સાસરો નીકળી જતો હતો તેમનો શ્વાસ પણ મોમાથી નીકળતાજ ઠરી જતો અને બરફ બનીને દાઢીએ ચોટી જતો તેમના અગ ઠડીથી અકડાઈ ગયા અને હારબધ ચાલી ન શકવાથી અવ્યવસ્થિત ટોળીઓમા તેઓ રસ્તો કાપવા લાગ્યા રસ્તામાં કોઈને ઠોકર વાગવાથી અથવા બરફથી ઢકાયલા ખાડામા પગ પડવાથી જે પડી જતા તેમનાથી ઉઠીને ઉભા થવાતુ નહિ બરફના પડ નીચે તે થોડાજ વખતમા ઢકાઇ જતા અને નાનો સફેદ બરફનો ટેકરો બની જતા

ઉપર તથા આસપાસ બરફનુ તોફાન અને ઉજ્જડ વેરાન પ્રદેશ સિવાય બીજુ કાઈ નજરે પડે એમ ન હતુ થોડાક પાઇન જાતિનાં અહિ તહિ ઉગેલા વૃક્ષ સ્થળની વેરાનતામાં અને ઉદાસીનતામાં વધારો કરતા હતા સખ્યાબધ સિપાઇઓ અને

ઘોડાઓ ટપાટપ પડી પડીને મરી જતા સિપાઇઓના ઠરી ગએલા હાથમાંથી બંદુકો પડી જતી અને કેટલાકના હાથ ઠરી જઇને હથિયાર ઉપરજ ચોટી જતા જંગલી કાગડાઓના ટોળાં ભયાનક ચીસો પાડીને તેમની ઉપર ઉડાઉડ કરતા અને જમીનપર પડેલા સિપાઇનો જીવ જવા પહેલાંજ તેનુ માંસ કહાડી ખાતા

આ કુદરતી આફતમા વધારો કરવા આવતા હોય તેમ રશિયન સ્વારોનાં ટોળે ટોળા બિચારા ઠરી જતા ફ્રેન્ચ સૈન્યની આસપાસ ભમ્યાજ કરતા અને વારવાર તેમના ઉપર તૂટી પડતા આ જંગલી પશુતુલ્ય નરાધમો ઘાયલ થએલા અને મરવા પડેલા ફ્રેન્ચ સિપાઇઓના કપડાં ઉતારી લેતા, પડેલા ઉપર તલવારના પ્રહાર કરતા, ઉપરાઉપરિ સગીનોના ગોદા મારતા અને અસહ્ય વેદનાથી જ્યારે તે બિચારા તરફડતા અને બરફમાં ઉઘાડા શરીરે મરી જતા ત્યારે દૈત્ય જેવા રશિયનો ખડખડ હસતા અને મશ્કરી કરતા

રાત પડી–ભયાનક રાત્રિનો અમલ શરૂ થયો આરામ લેવાની કે બરફની વૃષ્ટિમાથી રક્ષણ મેળવવાની કોઈ પણ જગ્યા મળતી નહિ તાપણી સળગાવવા જેટલા સૂકાં લાકડા પણ જોવામા આવતા નહિ બરફનાં તોફાન અને ઠંડા પવનના સૂસવાટ તો નિર્દયપણે તેમનુ કામ કર્યેજ જતાં હતાં ચારે દિશાએ બરફ બરફને બરફજ પથરાઇ રહ્યુ હતુ થાકયા, ભૂખ્યા, ઠંડીથી ધ્રૂજતા ભાગ્યહીન ફ્રેન્ચ સિપાઇઓ બરફથી ઢંકાયલી જમીન ઉપર સૂઇ જતા અને સૂતા તે સૂતાજ. તેમનામાથી હજારો માણસો ફરી ઉઠવાજ પામતા નહિ ઘોડા પણ માણસોની માફકજ મરવા લાગ્યા મરેલા ઘોડાના ચામડા સિપાઇઓ ઉખેડી લેતા અને તેના વડે પોતાનાં શરીર ઢાંકતા કોઈ કોઇવાર સિપાઇઓને જેવો તેવો પણ કાંઇક પૌષ્ટિક ખોરાક મળે તેટલા માટે જીવતા ઘોડાઓને મારી નાખીને તેમનુ ગરમાગરમ માંસ આપવામા આવતુ પોતાની સાથે ઠંડીએ પ્રબળ અસહકાર સાધ્યો તે માટે રશિયનોએ ઈશ્વરનો અને તેમના સતપુરૂષોનો આભાર માન્યો અને ઠંડી વધારે વખત ચાલુ રહે તે માટે તેમની પ્રાર્થના કરી

આખરે સોળ કલાકની લાંબી ભયંકર રાત્રિ પસાર થઈ ગઇ છાવણી અને આસપાસનો ત્રાસજનક દેખાવ જોઇને સખતમા સખત હૈયાનો માણસ પણ સ્તબ્ધ બની જતો રાત્રે ગોળકુંડાળામાં બેઠેલા સિપાઇઓ ત્યાના ત્યાંજ ઠરી ગએલા હતા અને તેમના ઉપર બરફનો થર જામી જવાથી ત્યાં નાના નાના અસંખ્ય બરફના ટેકરાઓ બની જતા હતા

માર્શલ ને અસાધારણ પરિશ્રમ કરીને ઉપર કહી તેવી વિપત્તિમા ઘેરાયલા સૈન્યનું પાછળથી રક્ષણ કરતો ચાલ્યો આવતો હતો તેની આસપાસ શત્રુસૈન્યનુ દળ જામતુ હતું તેઓ તેના ઉપર વારવાર હુમલા કર્યાજ કરતા હતા તેમની સાથે તે માઇલે માઇલે ઉભો રહી રહીને લડતો, અજાયબ જેવા લશ્કરી દાવપેચથી શત્રુના વ્યૂહને ભેદીને

ઘણે દૂરસુધી તેમના ધનસમૂહમાં તે ઘૂસી જતો આ પ્રસંગે તેણે બતાવેલું પરાક્રમ અને કૌશલ્ય જોઇને જગત્ ચકિત થઇ ગયું.

ભયાનક રાત્રિ પૂરી થતાં પાછું ફ્રેન્ચ સૈન્ય અવર્ણ્ય વિટંબણાઓની પરંપરાઓ સહન કરતું આગળ ચાલ્યું પગલે પગલે તોપોનાં અને સીધાસામાનના ગાડા છોડી દેવાં પડતાં જુવાન સિપાઇઓ હવે બેતાલીમ બની ગયા અમલદારો અને સિપાઇઓ હવે અવ્યવસ્થિતપણે ગમે તેમ ચાલતા હતા માત્ર બાદશાહી અંગરક્ષકોની પલટણેજ તેમની પ્રતિષ્ઠા અને તાલીમ જાળવી રાખ્યાં હતાં

લશ્કરની દુર્વ્યવસ્થા અને પાયમાલીથી માર્શલ ને એટલો કાયર થઈ ગયો કે તેણે પોતાની હૃદયભેદક સ્થિતિનો હેવાલ કહેવા માટે એક અંગરક્ષકને નેપોલિયન પાસે મોકલ્યો. હવે આ વિપત્તિમાંથી બચવાનો કોઈ પણ ઈલાજ રહ્યો નથી અને પોતાને માથે એક પછી એક પડતી વિટંબણાઓ મૂગે મોઢે સહન કર્યાં સિવાય તેમને છૂટકોજ નથી માર્શલ નેનો સંદેશો પૂરેપૂરો સાંભળવા જેટલી ધીરજ તેનાથી રાખી શકાઇ નહિ તેણે કહ્યું, "સરદાર, હું તમારી પાસે એ બધી વિગતો સાંભળવા ચહાતો નથી" આ વિપત્તિપૂર્ણ પ્રવાસમાં નેપોલિયન શાંત, ગંભીર અને સર્વ પ્રકારનાં દુઃખ સહન કરવાને તૈયાર થઇને બેઠો હતો શારીરિક દુઃખની તો જાણે તેના ઉપર લેશમાત્ર પણ અસર ન થતી હોય તેમ તેના મોંમાથી કચવાટનો ઉદ્ગાર સરખો પણ કદિ સંભળાતો નહિ માત્ર તેની નજીકના માણસોનેજ કોઈ કોઈવાર ખબર પડી જતી કે તેને અસાધારણ માનસિક પીડા થતી હતી

નવેમ્બરની નવમી તારીખે તે સ્મૉલેસ્ક આવી પહોંચ્યો અહિં તેણે પોતાના સિપાઇઓને માટે ખોરાક, વસ્ત્ર અને આશ્રય મેળવવાની આશા રાખી હતી પણ આવતાંની સાથેજ તેણે ખરાબી અને અનાજના સંપૂર્ણ અભાવની નિશાનીઓ જોઇ. માત્ર ભંડારમાં પુષ્કળ દારૂ હતો મરણીઆ થએલા સિપાઇઓએ તે હદ ઉપરાંત પીધો, છાકટા થઇ ગયા અને બરફવાળી ઉઘાડી શેરીઓમાં પડીને દયામણી હાલતમાં મરી ગયા સવારમાં જુએ તો સડકો ઉપર જ્યાં ત્યાં મુડદા ને મુડદાજ પડયાં હતા અહિંથી નેપોલિયને મોસ્કો જતી વખતે અનાજનો અથાગ ભંડાર ભરાવી રાખ્યો હતો પણ તેમાંનું આ વખતે કશુંજ ન નીકળ્યું

આ અણીને વખતે અનાજનાં ગાડાંની એક ટુકડી ત્યાં આવી પહોંચી નેપોલિયને તરતજ માર્શલ નેના સિપાઇઓને માટે તે રવાના કરાવી દીધી અને કહ્યું કે "જેઓ અત્યારે આપણા રક્ષણને માટે લડે છે તેમને આપણે આપણા પહેલાં જમાડવા જોઇએ." તેજ વખતે તેણે માર્શલ નેને કહેવડાવ્યું કે તમે રશિયન લશ્કરને થોડા દિવસ તો જરૂર રોકી રાખજો કે જેથી કરીને મને મારા લશ્કરને આરામ આપવાનો તથા તેમને સુવ્યવસ્થિત કરવાનો વખત મળે આ હુકમ તે

અપરાજિત યોદ્ધાએ માથે ચડાવ્યો અને રશિયનોના હુમલા સામે માત્ર બચાવ કરી-નેજ બેસી ન રહેતા તેણે તેમના ઉપર હુમલો પણ કરવા માંડયો અને એવો દૃઢ આગ્રહ કરીને લડયો કે તેમને નાસવુ પડયુ તેની પાસે પૂરતી તોપો અને દારૂગોળો પણ ન હતાં પણ કદિ પણ શિથિલ ન થાય એવુ દૃઢ હૃદયબળ તેની પાસે અખૂટ હતું. સામાન્ય સિપાઇઓની હારમાં હાથમાં બંદુક લઇને જ્યા ગોળીઓની ઝડી વરસી રહેતી ત્યાં તે જીવની દરકાર કર્યા વગર ઉભો રહેતો તેણે આ પ્રસગે એક મરણીઆ સિપાઇની હિમ્મત ઉપરાંત સર્વ રીતે પ્રવીણ સેનાપતિની કુશળતા બતાવી અત્યત ચાલાકીભરેલા લશ્કરી દાવપેચવડે તથા તેના સિપાઇઓ યાહોમ કરીને મોતને તુચ્છકારીને લડતા હતા, તેથી તેણે રશિયનોને એવા તો હફાવ્યા કે જેથી નેપોલિયનના લશ્કરને ચોવીશ કલાકનો આરામ તો મળીજ ગયો

સ્મૉલેસ્કમા નેપોલિયનને પારિસથી આવેલો ઘણો જરૂરી પેગામ મળ્યો રાજ-ધાનીમા મુશ્કેલીઓ વધતી જતી હતી રશિયામાં ફ્રેન્ચ સૈન્ય ઉપર પડેલી મુશીબ-તોથી થએલી ખુવારીનો લાભ લઇને કેટલાક કાવત્રાખોરોએ રાજસત્તાને ઉથલાવી નાખીને તેની જગ્યાએ ધેરીઆ રાજતત્ર સ્થાપવાની કોશિષ કરવા માડી હતી માલેટ નામના એક અધિકારીએ નેપોલિયનના મરણની અફવા ફેલાવી હતી, અને એવા સમાચારથી પ્રજામા જે ગભરાટ ફેલાયો તેનો તેણે લાભ લીધો હતો થોડા પ્રજા-કીય અગરક્ષકોને પોતાના પક્ષમા ફોડી લીધા અને પોતાના હાથમાં રાજતત્ર લઇ લેવા તેણે ઘણોજ ઉદ્ધતાઇભરેલો પ્રયત્ન કર્યો તેને સત્તાધારીઓએ પકડીને રાજ-દ્રોહી તરીકે ગોળીથી ઠાર કરાવ્યો, પણ આ બનાવમાં એટલુ તો સ્પષ્ટ સૂચન રહે-લુજ હતુ કે ફ્રાન્સની શાતિનો આધાર માત્ર નેપોલિયનના આયુષ્યપરજ રહેલો છે, ફ્રાન્સમા રાજસત્તા હજી પૂરેપૂરી જામી નથી, અને શહેનશાહનુ મરણ નીપજ-તાજ જૂદા જૂદા રાજનૈતિક પક્ષો વચ્ચે આભ્યતરિક વિદ્રોહ જાગ્યા વિના રહે-વાનો નહિ

આ પેગામ વાચીને નેપોલિયનને ઘણોજ ક્ષોભ થયો. તે સમજી ગયો કે તેના મરણના સમાચાર ફેલાતાજ સામ્રાજ્યને ઉથલાવી નાખવાનો પ્રયત્ન થશે, ખૂનખાર આભ્યતરિક કલહ શરૂ થશે અને જે રાજ્યતત્રને તેણે અત્યત પરિશ્રમ અને કાળ-જીથી પોષ્યુ હતુ, જે રાજ્યતત્ર ફ્રાન્સને માટે કલ્યાણપ્રદ નીવડશે એવી તેણે આશા રાખી હતી, જે રાજ્યતત્રના જનક તરીકે ભવિષ્યની પ્રજા તેનુ કૃતજ્ઞતા-પૂર્વક સ્મરણ કરશે એવી તેને ઉમેદ હતી, તે રાજ્યતત્ર માત્ર તેના સર્વોપરિપણા ઉપરજ ટકી રહ્યુ હતુ અને તેના મરણ પછી તરતજ છિન્નભિન્ન થઈ જવાનુ હતું તેનો પરમ પ્રિય દેશ તેના મરણ પછી પણ સુખશાંતિમાં રહે એવી આશાથી રાજ્યતત્રને મજબૂત અને સુવ્યવસ્થિત કરવા માટે તેણે અહોનિશ પ્રયત્ન કર્યો હતો.

તે હેતુની સિદ્ધિને અર્થે તેણે ભારેમા ભારે આત્મબલિદાન આપ્યુ હતુ, પ્રાણાધિક ઉદારચરિતા જોસેફાઇનનો ત્યાગ કરીને, આસ્ટ્રિયાના પામર રાજાની પુત્રી સાથે તેણે એજ હેતુથી વિવાહ કર્યો હતો, પરંતુ હવે તેને ભારે નિરાશા અને ખેદ સાથે માલમ પડયુ કે તેના પુત્રના હકની કોઇ પરવા કરતુ ન હતુ હવે તેને સમજાયુ કે બિચારી માનભગ થએલી જોસેફાઈન આસ્ટ્રિયાની રાજપુત્રી કરતાં તેને અને ફ્રાન્સને વધારે સબળ ટેકો આપી શકત જોસેફાઇનને અન્યાય આપવાનો તેનો લેશ-માત્ર પણ ઇરાદો ન હતો એ તો ગેરસમજ અને અજ્ઞાનથીજ થએલુ પાપ હતુ, પણ પાપ તો હતુજ એ પાપ તેણે આખા જગત્ સમક્ષ કર્યું હતું અને આખા જગત્ સમક્ષ તેને ભયકર શિક્ષા પણ મળી તેણે ભારે પશ્ચાત્તાપ અને ઉદ્વેગ સાથે કહ્યુ કે મારી પોતાની રાજધાનીમાં, બાર બાર વરસસુધી મારો અમલ રહ્યા પછી, મારા લગ્ન અને પુત્રજન્મ થયા પછી અને મારી આટઆટલી પ્રતિજ્ઞાઓ છતાં પણ મારા મરણ પછી મારી પ્રજાને ફરીથી રાજ્યક્રાંતિનાં ભયાનક સકટો સહન કરવાનાં રહે તો ખરેખર રાજમુકુટ ધારણ કરવાને હુ લાયકજ નથી પોતાના સ્વમાનને અને પ્રતિષ્ઠાને હાનિ ન પહોચે એવી રીતે પહેલીજ તકે અત્રેથી સત્વર પારિસ ઉપડી જવાનો તેણે તરતજ નિશ્ચય કરી નાખ્યો તેણે જનરલ રૅપને બોલાવીને કહ્યુ કે "જ્યારે વિપત્તિ આવે છે ત્યારે ચોતરફથીજ સામટીજ આવે છે હું એકલો બધે હાજર ન રહી શકુ માટે અત્યારે તો હજાર કામ પડયા મૂકીને મારે પારિસજ જવુ જોઇએ લોકમતને ફરીથી હતો તેવો કરી દેવાને મારી હાજરી વિના ચાલે એમજ નથી આપણને સૈન્યની અને નાણાની પણ જરૂર પડશે બીજી મોટી જીત મેળવશુ એટલે જે કાંઇ બગડયુ છે તે પણ સુધારી શકાશે"

આ ઠરાવની માત્ર થોડાકનેજ જાણ કરવામા આવી હતી, કેમકે એથી સૈન્યમા વધારે ગભરાટ અને નિરાશા ફેલાઇ જાય.

ત્યાર પછી સ્મૉલેસ્કમા નેપોલિયન પાંચ દિવસસુધી રહ્યો તેટલા વખતમા તેણે પોતાના વેરણખેરણ થએલા સૈન્યને એકત્ર કર્યું, સૈન્યની બીજી ટુકડીઓ જે જૂદે જૂદે રસ્તેથી આવતી હતી તેમની સ્થિતિની તપાસ કરાવી અને આગળ જતા વધારે વિપત્તિ ન પડે તેને માટે બનતી તૈયારી કરી યુજીનનુ સૈન્ય લડતાં લડતાં ક્ષીણ થઇ ગયુ હતુ તોપો, દારૂગોળો અને સામાનના ગાડાં તેને છોડી દેવાં પડયાં હતા ડેવાઉ અને તેનાં સૈન્યની ચારે બાજુએ રશિયન સ્વારોના ટોળા ભમતાં હતા ફ્રેન્ચો ઉપર હુમલો કરવાની તો તેમની છાતી ચાલતી ન હતી, પણ નદીનાળાંપરના પૂલ ભાગીને અને ગામડાઓ બાળીને તેમને બને તેટલુ તેઓ પજવતા, અને જ્યારે જ્યારે જગલ, ટેકરી કે ખીણની અનુકૂળતા મળી જતી ત્યારે સામે મોઢે હુમલો પણ કરતા અને પાછા તરતજ નાસી જતા

ચૌદમી નવેમ્બરે સવારે ચાર વાગે નેપાલિયને પાછી કુચ શરૂ કરી હવે તેના સૈન્યમાં ચાલીશ હજાર લઢી શકે તેવા માણસો રહ્યા હતાં આખા સૈન્યના ચાર ભાગ પાડી મુરા, યુજીન, ડેવાઉ અને નેની સરદારી નીચે એક વિભાગ સોપવામા આવ્યો નેપોલિયન સૌથી આગલા ભાગ સાથે ચાલ્યો માર્શલ ને સાથી પાછળ રહેવાનો હતો બધુ લશ્કર પસાર થઇ જાય ત્યાર પછી તમામ તોપો અને સરસામાનનો નાશ કર્યા પછીજ સ્મૉલેસ્ક છોડવાનો તેને હુકમ અપાયો હતો

ઘોડાના નળ ઘસાઇ ગયા હતા, ઘણાકના તો ખરી પડયા હતા. તે બિચારા પ્રાણીઓ રસ્તામાં તરફડીને મરણ પામતા સિપાઇઓને તોપો અને ગાડાં હાથે ખેંચવાં પડતાં હતાં ઘણીવાર લપસણા બરફ ઉપર ચાલતા નીચેના કોતરોમાં સિપાઇઓ તોપોસહિત ગબડી પડતા હતા વારવાર શત્રુની તોપોના ગોળા અને બંદુકોની ગોળીઓ તેમના ઉપર ધડાધડ વરસતી હતી રશિયન સેનાપતિ નેવુ હજાર સિપાઇઓનુ લશ્કર લઇને ફ્રેન્ચોથી થોડે થોડે અંતરે તેમની સમાંતર લીટીમાજ ચાલ્યો આવતો હતો તેના સૈન્ય પાસે પૂરતા વસ્ત્ર, હથિયાર, અને અનાજનાં ગાડાં હતા તેઓ થોડીવારમાં આગળ નીકળી ગયા અને અનુકૂળ જગ્યા શોધી કહાડી ત્યાં તોપખાનુ ગોઠવી ફ્રેન્ચોનો રસ્તો રોકીને ઉભા, પણ બાદશાહી અંગરક્ષકોની પલટણ તેમને તુચ્છકારીને, યાહોમ આગળ ધસી અને એક સપાટામા રસ્તો ખુલ્લો કરી નાખ્યો રશિયનો નાઠા પણ ટેકરીઓ ઉપર રહ્યા રહ્યા અગ્નિની ઝડી વરસાવવા લાગ્યા નેપોલિયનને જાળવવા માટે અંગરક્ષકો મોટી સંખ્યામાં તેની આસપાસ એકદમ વીંટળાઇ વળ્યા અને એ પ્રમાણે પોતાના પ્રાણાધિક શાહેનશાહને જાળવવા સારૂ પોતાનાં અંગ ઉપર ગોળીઓના વરસાદ ઝીલતા તથા યુદ્ધગીત ગાતા ગાતા સર્વે આગળ ચાલ્યા.

આ પ્રમાણે પહેલો વિભાગ તો પસાર થઈ ગયો હવે રશિયનોએ યુજીનના વિભાગને રોકવાનો યત્ન કર્યો તેઓ મજબૂત ખાઇઓ ખોદીને તેનો રસ્તો ઘેરીને ઉભા રહ્યા તુમુલ યુદ્ધ શરૂ થયુ યુજીનના પંદરસો સિપાઈઓની એક ટુકડી સૌથી આગળ ચાલતી હતી તે વીશ હજાર રશિયનોના વ્યૂહમા ઘેરાઇ ગઇ તેમણે તાબે થવાની મગરૂરીથી ના પાડી નક્કર ચોરસ આકૃતિમાં ગોઠવાઈ જઇને તેઓ મરણીઆ થઇને દુશ્મનો ઉપર તૂટી પડયા અને તેમના વ્યૂહને ભેદીને યુજીન તરફ પાછા આવવા લાગ્યા રશિયનોએ તેમને રસ્તો આપ્યો અને પોતાના સૈન્યની વચ્ચોવચ આવવા દીધા પછી કા તો આ નાનકડી નિ સહાય ટોળી ઉપર દયા આવવાથી અથવા તેમના શૌર્યને માટે સન્માન ઉત્પન્ન થવાથી રશિયન સિપાઈઓ તેમને તાબે થવાને વિનવવા લાગ્યા. આવા બહાદૂર યોદ્ધાઓ ઉપર ગોળી ચલાવવા તેઓ અતિશય નારાજ જણાયા પણ ફ્રેન્ચોએ શાંતિ અને દઢતાથી આગળ વધીને અને સંગીનો

ઉચી કરીને તેમની માગણીનો જવાબ આપ્યો શત્રુસૈન્ય તેમનાથી થોડા વા નેજ અંતરે હતું જેવુ તેમણે આગળ પગલુ ભર્યું કે તરતજ તેમની ઉપર ચારે બાજુ એથી ધડાધડ ગોળીઓ વરસવા લાગી અને તેઓમાંના અડધો અડધ તો પહેલેજ સપાટે જમીનદોસ્ત થઇ ગયા બાકી રહેલા હજી પણ ડગ્યા નહિ તેમનો નિશ્ચય શિથિલ થયો નહિ તેમણે પોતાની હારને સાકડી કરીને મરણીઆ બનીને આગળ વધવાનુ ચાલુજ રાખ્યુ એમ કરતાં કરતાં લગભગ આખી ટુકડી ખતમ થઇ ગઇ અને માત્ર ગણ્યાગાંઠયા સિપાઇઓજ યુજીનના સૈન્ય પાસે જવા પામ્યા !

તેનુ લશ્કર ઘેરાઇ ગયુ હતુ શત્રુસૈન્ય તેનાથી બમણુ મોટુ હતુ તેમણે ટેકરીએ ટેકરીએ તોપો ગોઠવી દીધી હતી એમાંથી એક પણ માણસ જીવતો જાય એવો સભવ ન હતો કોઇ પણ રીતે એ ટેકરીઓનો કબજો તો લેવોજ જોઇએ

ત્રણસો માણસોએ એ બીડુ ઝડપ્યુ તેઓ જીવપર આવીને ટેકરીપર ચડી ગયા પણ તોપોમાંથી વરસતા ગોળાના મારથી તેમના ફૂરચે ફૂરચા ઉડી ગયા ત્રણ-સોમાંથી એક પણ પાછો આવવા પામ્યો નહિ. રાત પડી. અંધારી, ઠડી અને લાંબી રાત્રિ યુજીનની મદદે આવી પહોંચી તેણે આ સજોગનો લાભ લઇને નાસી જવાનો ઠરાવ કર્યો સઘળા ગુપચુપ તૈયાર થઇ ગયા તાપણીઓ સળગતી રહેવા દીધી પગ લાનો અવાજ કર્યા વગર, દમ ઘૂટીને તેઓ શત્રુના અભેદ્ય કિલ્લા જેવી ટેકરીને વટાવીને પસાર થવા લાગ્યા એટલામાં વાદળ ખસી ગયુ અને ચદ્ર ઝળકી નીકળ્યો. રશિયન પહેરેગીર ચેતી ગયો અને બૂમ પાડવા જતો હતો એટલામાંજ એક પોલેન્ડવાસીએ તેને રશિયન ભાષામા કહ્યુ કે અમે તો રશિયનો છીએ અને શત્રુ ઉપર છાપો મારવા જઇએ છીએ ચોકીદાર છેતરાયો અને યુજીન તેની ટુકડી સાથે ત્યાથી પસાર થઇ જઇને બીજે દિવસે નેપોલિયનને જઇ મળ્યો

હવે ડેવાઉ અને તેની સલામતીને માટે નેપોલિયનને બેહદ ચિતા થવા લાગી તેની સ્થિતિ અત્યત ભયકર હતી, આસપાસ રશિયન સૈન્યનો જમાવ થયા કરતો હતો, છતાં પણ એ બેઉ આવે ત્યાંસુધી આગળ ન જવાનો ઠરાવ કરીને તેણે ત્યાંજ પડાવ નાખ્યો બે દિવસસુધી આ નાનકડુ સૈન્ય ખુલ્લા મેદાનમા નિડરપણે ઉભુ રહ્યુ તેમની આસપાસની ટેકરીઓ ઉપર શત્રુસૈન્ય ગોઠવાયુ હતુ પણ નેપોલિય-નની તેમને એટલી બધી ધાક પેસી ગઇ હતી કે નજીક આવવાની તેમની હિંમત ચાલતી નહિ

બે દિવસ પસાર થઇ ગયા છતાં પણ એ બેઉ સેનાપતિના કશા સમાચાર મળ્યા નહિ તેમને મદદ કરવા માટે પાછા જવાનો નેપોલિયને અત્યત આશ્ચર્યજનક ઠરાવ કર્યો આના કરતાં વધારે સાહસિક અને ઉદારતાભર્યું કાર્ય જગતના ઇતિ-હાસમા બીજું દૃષ્ટિએ નથી પડતું તે પોતે અને તેનુ નાનકડુ સૈન્ય હવે

સપૂર્ણ રીતે સલામત હતુ શત્રુની છેલ્લામા છેલ્લી હરોળને ભેદીને તે બહાર નીકળી ગયો હતો ફ્રાન્સ જવા માટે તેને પોતાને માટે તો માર્ગ મોકળો થઈ ગયો હતો. વધારે દિવસ રોકાવાથી શત્રુસૈન્ય તેની આગળ નીકળી જાય, નદીઓ ઉપરના પૂલ અને ખીણોનો કબજો તે લે અને તેનો માર્ગ પૂરેપૂરી રીતે બધ કરી નાખે એવો સભવ હતો આ બધુ જોખમ તે સ્પષ્ટ રીતે જોઇ શકયો હતો અને તે છતા પણ રશિયાના હિમમય પ્રદેશમાં પાછા જઇને પોતાના સેનાપતિઓને છોડવવાનો અથવા તેમની સાથેજ ત્યાં મરવાનો તેણે દઢ નિશ્ચય કર્યો

નેપોલિયન તરફ તેના અનુયાયીઓ આવી અપૂર્વ ભક્તિ શામાટે દાખવતા હતા તે વિષે ઈગ્લડ અને અમેરિકાના લોકોને પણ આશ્ચર્ય લાગે છે તેનુ કારણ તો એટલુજ છે કે તે તેમના પ્રેમ અને ભક્તિને માટે સર્વ રીતે યોગ્ય હતો, તે સૌથી વિશેષ ઉદાર, સૌથી વિશેષ મહાનુભાવ અને સૌથી વિશેષ સ્વાર્થત્યાગી પુરુષ હતો જે નેપોલિયને ભૂખમરો અને સખતમાં સખત ઠડીની જરા પણ પરવા કર્યા વગર, પોતાને હજી એક હજાર માઇલ કાપવાના બાકી હોવા છતાં પણ બરફથી છવાયલા પ્રદેશમાં જેમનો બચાવ કરવાને ફરીથી દાખલ થવાની હામ ભીડી તેને ડેવાઉ અગર ને કેમજ ભૂલી શકે ? તેની પાસે ભૂખમરાથી તવાઇ ગએલા, અશક્ત થઈ ગએલા અને લગભગ નહિ જેવાં શસ્ત્રવાળા માત્ર નવ હજાર સિપાઇઓ રહ્યા હતા આ નિર્બળ ફોજવડે તેણે નેવુ હજાર રશિયનો ઉપર ધસી જવાનુ અપૂર્વ સાહસ કર્યું તેમના મોરચાઓની અને તોપખાનાઓની લગોલગ જઇ લડવામાં તેને તેમના ગોળા અને તલવારોથી માર્યા જવાનો ભય હતો, પણ તેમ કરવાથી ડેવાઉ અને ને ઉપર થતુ દબાણ કમી થાય એ પણ ચોક્કસજ હતું જો નેપોલિયન આ બાજુથી રશિયનો ઉપર હુમલો કરે તો ડેવાઉ અને ને બે મળીને તેમના તરફ કાંઇક કમી થએલા શત્રુસૈન્યને મારી હઠાવી શકે તેમ હતું આવા અસામાન્ય અને દેવતાઇ ચારિત્ર્યને લીધેજ માણસો એવી દિવ્ય વિભૂતિઓમે નમે છે

નેપોલિયન ચારે બાજુએથી ઘેરાઇ ગયો હતો, તોપણ લેશમાત્ર ડર્યા વગર તેણે શત્રુના સૈન્યને ભેદીને અદર ઘૂસી જવાનો અસામાન્ય પ્રયત્ન આદર્યો એક દિવસ પોતાના કગાલ તબુમાથી બહાર નીકળતા તેણે કહ્યું, "મે ઘણાં વરસ બાદશાહનું કામ કરી લીધુ હવે પાછો સેનાપતિ બની જાઉં છુ."

શત્રુસૈન્યની એક મજબૂત ટુકડી નેપોલિયનની છાવણીની લગોલગ આવી પહોંચી હતી તેણે જનરલ રેપને બોલાવીને કહ્યુ, "અત્યારે ને અત્યારે જાઓ અને અધારાનો લાભ લઇને તેમને સગીનથી મારી કહાડો મારી આટલી નજીક આવવાની ઉદ્ધતાઈ આજે તેઓ પહેલીજવાર બતાવે છે તેમને એવી શિક્ષા કરો કે ફરીથી મારી મુખ્ય છાવણીની નજીક આવવાની તેઓ ખોડ ભૂલી જાય."

સવારમાં ખરેખરી લડાઇ શરૂ થાય તે પહેલા રાતમાં ને રાતમાંજ બે હુમલા કરવામા આવ્યા અને તેમા પૂરેપૂરી ફતેહ થઇ ફ્રેન્ચોએ બીલકુલ બદુક ફોડયા વગર હાથમાં સગીનો લઇને શત્રુની ખીચોખીચ હારો ઉપર ધસારો કર્યો. તેમના ઝનુની ધસારાથી રશિયનો ગભરાયા અને નાઠા

સવાર પડી નેપોલિયનનુ નાનુ સૈન્ય ત્રણ બાજુએથી ઘેરાયલુ હતુ છ હજાર સિપાઇઓ લઇને તે શત્રુસમૂહના મધ્યભાગ તરફ હિમતભેર આગળ વધ્યો મોર્ટિયરે તેની જમણી પાંખ સાચવી અને બાદશાહી અગરક્ષકો વજ્રદુર્ગ જેવી ચોરસ આકૃતિમા ગોઠવાઇ જઇને ડાબી બાજુએ કિલાની માફક ઉભા રહ્યા દારુણ યુદ્ધ શરૂ થયુ. રશિયન સૈન્યની સખ્યાજ એટલી મોટી હતી કે તેઓ શસ્ત્રનો ઉપયોગ કર્યા વિના એકલા પોતાના વજનથી પણ ફ્રેન્ચોને છુદી નાખવા શક્તિમાન હતા, પરતુ તે છતા પણ પોતાની ખાઇઓ છોડીને બહાર આવવાની તેમની હિમ્મત ચાલી નહિ તોપોના મારથી તેઓ ફ્રેન્ચોનો સહાર કરતા ગયા તોપણ ફ્રેન્ચો તો બેધડક આગળ વધતાજ ગયા પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ બાજુએથી શત્રુની તોપોની ભયાનક ગર્જનાઓ સભળાતી હતી અને માત્ર ઉત્તર દિશાજ ઉઘાડી રહી હતી, પરતુ હવે તે બાજુ પણ પૂરી લેવા માટે મજબૂત રશિયન ટુકડી જતી હતી નેપોલિયન ચેતી ગયો ચારે દિશાએથી ઘેરાઈ જવાય તો પછી નાસવાનો માર્ગજ રહે નહિ માટે ઉત્તર તરફ રશિયનોને ખાળવા માટે સાથી મજબૂત પલટણ તેણે મોકલી દીધી અને પોતે યાહોમ કરીને શત્રુના વ્યૂહને ભેદતો આગળ વધ્યો ગયો

બપોરના બે સુધી ઘોર સગ્રામ મચી રહ્યો નેપોલિયને રશિયનો ઉપર કરેલા ધસારાથી ડેવાઉ ઉપર દબાણ ઓછુ થયુ તે રશિયન સ્વારોને મારતો, વીખેરતો આવી પહોચ્યો શત્રુની તોપોના ધડાકા વચ્ચે બેઉ સૈન્ય ભેગા થઇ ગયા અને ડેવાઉ તો બચ્યો, પણ હજી ને રહી ગયો તેના કશા સમાચાર મળ્યા ન હતા કદાચ તે માર્યો પણ ગયો હોય

હજી પણ પોતાના બહાદુર સેનાપતિને શત્રુઓની વચમાં એકલો પડતો મૂકીને ચાલ્યા જવાને નેપોલિયન નારાજ હતો આખરે તેણે જોયુ કે વધ રે વખત થોભવાથી બધાએ માર્યા જશે એમ વિચારીને ફ્રાન્સ તરફ જવા કબુલ થયો તેણે મોર્ટિયરને પોતાની રૂબરૂમા બોલાવીને ઘણીજ દિલગીરી ભરેલા અવાજે કહ્યુ —

" હવે આપણે એક પળ પણ ગુમાવવી ન જોઇએ. આપણે ચારે બાજુએથી ઘેરાતા જઇએ છીએ આપણે માટે રશિયામાથી બહાર નીકળવાનો ઓરિસ્થેનિસનો એકજ માર્ગ છે કદાચ રશિયન સેનાપતિ આપણી આગળ નીકળી જાય તો તે માર્ગ પણ બધ કરી દે માટે હુ અગરક્ષકોની ટુકડી લઇને ઉતાવળો તમારી પહેલાં જાઉ છુ તમે અને ડેવાઉ અહિ રહીને રાત પડતાં સુધી શત્રુને ખાળી રાખજો.

પછી તમે પણ ચાલવા માડજો અને મને પકડી પાડજો "

બહાદૂર નેને એકનો છોડીને જતા તેનુ હૃદય ચીરાઈ જતું હતું પણ નાઇલાજે તેણે રણક્ષેત્ર છોડીને ચાલવા માડયુ ડેવાઉ અને મોર્ટીયર ત્રણ હજાર માણસોવડે પચાસ હજાર રશિયનોને રોકવા લાગ્યા જાણે બગીચામા ફરવા નીકળ્યા હોય તેમ શત્રુના ગોળાના વરસાદથી જરા પણ ગભરાયા વગર અભિમાનપૂર્વક ધણેજ ધીરે પગલે પોતાના ઘાયલ થએલા સોબતીઓને ખેંચતી લેતા તેઓ પાછા હઠતા ગયા

નેપોલિયન અને તેનુ સૈન્ય આગળ નીકળી ગયુ તે હાથમા ઝાડની એક ડાળખી પકડીને સિપાઇઓની જોડે પગે ચાલતો હતો હજી પણ જાણે તેના મનમા નેની ખોળ કરવા પાછા ફરવાનો વિચાર ચાલી રહ્યો હોય તેમ અનિશ્ચિનપણે અને ધીરે ડમનેજ તે માર્ગ કાપતો હતો તે દરેક પળે માશલ નેને યાદ કરી તેને માટે જીવ બાળ્યા કરતો હતો તે વારવાર તેની હિમત, બુદ્ધિ અને ચારિત્ર્યના વખાણ કર્યાજ કરતો ટુંકો દિવસ પૂરો થયો અને લાબી, ભયકર કાળરાત્રિ પાછી આવી પહોંચી તે પોતાના તબુમા એકનો એકો એકો બબડતો કે " મારા સિપાઇઓની વિપત્તિ જોઇને મારૂ હૃદય ચીરાઈ જાય છે " તેણે મિન્સ્કમા લશ્કરને રાહત આપવાની આશા રાખી હતી, પણ નવા ખેદજનક સમાચાર મળ્યા કે તે શહેર પણ શત્રુના હાથમા ગયુ છે પળવાર તો આ સાભળીને નેપોલિયન સ્તબ્ધજ થઇ ગયો પણ તરતજ તેણે સાવધાન થઇને કહ્યુ, " કાઇ ફિકર નહિ આપણે આપણી સગીનો-વડે રસ્તો કાપી લઈશુ "

એમ કરતા કરતા ક્ષીણ થઈ ગએલુ ફ્રેન્ચ સૈન્ય નીપર નદીની પેલી પાર આ-વેલા ઓર્ચા શહેરમાં આવી પહોંચ્યુ મોસ્કો છોડયા પછી અહિજ તેમને પહેલીવાર પેટપૂરતુ ખાવાનુ મળ્યુ

હજી પણ નેપોલિયન નેને માટે ઝખ્યા કરતો હતો આખા સૈન્યમા ઉદાસી નતા ફેલાઈ ગઈ હતી તેની છેલ્લી ખબર મળ્યાને ચાર દિવસ થઈ ગયા હતા બ-ધાએ હવે તેની આશા છોડવા માડી હતી, તોપણ હજી તેઓ નીપર નદીની પેલી પાર નજર નાખતા હતા, કાન માડીને સાભળતા હતા, પણ રશિયન સ્વારોના ટોળા સિવાય બીજુ કાંઈ તેમની નજરે આવતુ નહિ અને પવનના સુસવાટ સિવાય બીજુ કાંઈ સભળાતુ નહિ

રાત પડી અને આજે સિપાઇઓને ઘણે દિવસે આરામથી સૂવાનાં સાધન મળ-વાથી થોડીવાર તો તેઓ પોતાની બધીજ વિપત્તિઓ ભૂલી ગયા નેપોલિયન વાળુ કરતો હતો એટલામા અવાજ સભળાયો કે " માર્શલ ને સલામત છે ! " એક પૉલેન્ડવાસી અમલદાર ત્યા આવી પહોંચ્યો તેણે ખબર આપી કે માર્શલ ને થોડાજ માઇલને છેટે છે રશિયન સ્વારો તેને કાયર કરે છે તેથી તે મદદ મગાવે છે આ

સમાચાર સાભળતાંજ નેપોલિયન ખુરશી ઉપરથી કુદકો મારીને ઉભો થયો; અને લાગણીના જુસ્સાને વશ થઇને બોલ્યોઃ—

"શુ આ વાત ખરી છે? મારા ટ્યુલેરીસના ભોયરામાની બે અબજ–બધીજ સોના મોહોરો માર્શલ નેને બચાવવા માટે હુ ખર્ચી નાખવા તૈયાર છુ"

રાત્રિ ઘણીજ ઠડી હતી અને ઘણા દિવસથી થાકેલા સિપાઇઓ ઉઘી ગયા હતા, પણ યુજીનની સૂચનાને માન આપીને જરા પણ બબડયા વગર પાચ હજાર સિપાઇઓ ઉઠીને ઉભા થયા તેઓ અધારે અધારે બરફમા અજાણ્યા રસ્તા ઉપર ૭ માઇલસુધી ચાલ્યા. વચમા વચમા તેઓ ઉભા રહેતા અને કાન માડીને સાભળતા પણ કશો અવાજ કાને આવતો નહિ આખરે મધરાત થઇ ગઈ ત્યારે છેવટના ઉપાય તરીકે યુજીને થોડાક તોપોના બાર કરાવ્યા ઘણે દૂરથી તેના જવાબમાં સામટી બંદુકો ફૂટયાનો ધીમો અવાજ સભળાયો બિચારા નેની પાસે એક પણ તોપ રહી ન હતી બેઉ લશ્કર એક બીજા તરફ આવતાં ગયા બહાદૂર, નિડર, ઉદારચરિત યુજીન તેના મિત્રને ભેટી પડયો અને સિપાઇઓ, સેનાપતિઓ અને અમલદારો એક બીજા તરફ દોડી જઈ પ્રેમથી ભેટી પડયા

બેઉ સૈન્ય હવે હર્ષભેર ઓર્ચા આવી પહોચ્યા માર્શલ ને પોતાનાં સકટોનુ જ્યારે નેપોલિયન આગળ સવિસ્તર વર્ણન કરવા લાગ્યો ત્યારે તેણે તેનો હાથ પકડીને "વીરશિરોમણિ"ના ગૌરવયુક્ત નામથી બોલાવી અભિનદન આપ્યુ

તે નિડર, અપરાજિત સેનાપતિએ પોતાનો જુસ્સો સઘળા સિપાઇઓમાં દાખલ કરી દીધો હતો અને તેથી તેમણે અદ્ભુત પરાક્રમો કરી બતાવ્યા હતાં

સ્મોલેસ્કથી ઓર્ચા ૧૦૦ માઇલને છેટે હતુ એટલો પ્રવાસ કરતાં નેનાં ૭ હજાર માણસો પૈકી પદરસો જીવતા રહ્યા હતા તેની પાસે એક પણ તોપ રહી ન હતી માદા અને ઘાયલ થએલાઓને શત્રુની દયા ઉપર રસ્તામાં છોડી દેવા પડયા હતા. આખે રસ્તે તેણે પોતાના દેશબધુઓના, અને ઘોડાઓના ઠરી ગએલાં શબ, ભાગેલાં હથિયાર અને ઉધા પડી ગએલા ગાડા જોયાં તે ઉપરથી તેને ફ્રેન્ચ સૈન્યની વિટબણાનો ખ્યાલ આવી ગયો આથી તેણે હિમ્મત છોડી નહિ પણ આગળ વધ્યો ક્રેસ્નો આગળ જ્યાં નેપોલિયને થોભીને પોતાના સરદારોના બચાવ માટે પોતાનાથી દશગણા શત્રુસૈન્યને હફાવ્યુ હતુ ત્યાં તે આવી પહોચ્યો ત્યા પણ તેણે ફ્રેન્ચ સિપાઇઓની લાસોના ઢગલા જોયા એવામા એકાએક બરફનુ તોફાન થયુ રસ્તો સૂઝવા ન લાગ્યો, અને આવી સ્થિતિમા તેમના કરતા અનેકગણુ મોટુ શત્રુસૈન્ય મજબૂત તોપખાના સાથે રસ્તો રોકીને બેઠેલુ તેમણે જોયુ એક રશિયન અમલદારે આવીને નેની તલવારની માગણી કરી રશિયન સેનાપતિ ફ્રેન્ચ સેનાપતિના અદ્ભુત શૌર્યથી સારી પેઠે વાકેફ હતો તેથી આવી માગણી કરવા માટે

તેણે દિલગીરી પણ બતાવી

રશિયન દૂતે કહ્યુ કે " તમારા જેવા મહાન સેનાપતિ અને જગવિખ્યાત યોદ્ધા આગળ આવી નિર્દય માગણી કરવાની અમારા સેનાપતિની જીભ પણ ન ઉપડત, પણ તમારે બચવાનો એક પણ માર્ગ રહ્યો નથી એવી અમારી ખાત્રી થવાથીજ તમે તાબે થાઓ એમ અમારે કહેવુ પડે છે તમારી આસપાસ એંશી હજાર રશિયનોનુ સૈન્ય ગોઠવાઈ ગએલુ છે તમને શક હોય તો તમારા કોઇ પણ અમલદારને અમારી સાથે મોકલો અમારા સેનાપતિ તરફથી તેને અમારૂં સૈન્ય ગણવાની રજા છે "

પણ નેએ તેનો સુદર જવાબ આપ્યો કે " ફ્રાન્સનો સેનાપતિ કદિ તાબે તો થાયજ નહિ "

આ વાત ચાલતી હતી એટલામા કાં તો દગાથી અથવા ભૂલથી ફ્રેન્ચ સિપાઈઓની બરાબર છાતીની સામે તાકીને રશિયનોની ચાળીશ તોપો ફોડવામાં આવી સેકડો સિપાઈઓ આ અણધાર્યા હુમલાથી લોહીલુહાણ થઈને પડયા આ વાત આટલેથીજ ન અટકી, પરતુ જરા પણ રહેમ બતાવ્યા વગર તેઓ ફ્રેન્ચો ઉપર લાગલાગટ અગ્નિનો વરસાદ વરસાવવા લાગ્યા એક નજરે જોનાર કહે છે કે "અમારી આસપાસની તમામ ટેકરીઓ જેઓ ઠડી અને શાંત દેખાતી હતી તે પળવારમાજ જ્વાળામુખીની પેઠે ભભૂકવા લાગી, " પણ આથી નિરુત્સાહી ન થતા નેનુ શૌર્ય વધ્યુ, તેની લડાયક શક્તિ હવે અપૂર્વ રીતે ખીલી નીકળી

તેની સામે એંશી હજાર મદોન્મત્ત, પ્રચડ કદના અને સારામા સારા હથિયારવાળા રશિયન સિપાઇઓની પલટણો ગોઠવાઈ ગઈ હતી તે ઉપરાત સખ્યાબધ ઘોડેસવાર અને પુષ્કળ તોપખાનુ પણ હતુ. તેમણે લીધેલી જગ્યા પણ ઘણી મજબૂત હતી આ બાજુ ને પાસે ભૂખમરાથી નિર્માલ્ય થઈ ગએલા પાચજ હજાર સિપાઇઓ હતા તેમનાં હથિયારની ખરાબમાં ખરાબ હાલત થઈ ગએલી હતી અને તેમને ઉપાડવા જેટલુ પણ સિપાઇઓમાં બળ રહ્યું ન હતુ તોપખાનામા માત્ર છજ તોપો તેની પાસે રહેવા પામી હતી તે છતા પણ નેએ જરા પણ ક્ષોભ કર્યા વગર શત્રુપર ધસારો કર્યો પાંચ હજાર સિપાઈઓથી એંશી હજાર સિપાઇઓનો કિલ્લા જેવો મજબૂત વ્યૂહ ભેદાયો નહિ અધારૂ થતાસુધી તેઓ લડયા, પણ હતા ત્યાને ત્યાંજ રહ્યા આથી હવે નેએ સિપાઇઓને સ્મૉલેસ્ક તરફ પાછા ફરવાની આજ્ઞા આપી.

આ હુકમ સાંભળીને તેઓ ચોક્યા, ગભરાયા, રશિયાના બરફમય જગલોમા પાછા જવાની વાત સાભળીને મુઝાયા, પણ બબડયા વગર તાબે થયા. ઉતાવળે પગલે અધારામાં ને અધારામાં તેઓ ચાલ્યા. બે એક કલાક ચાલ્યા પછી રસ્તામા એક નાની નદી આવી. તેના ઉપર બરફનુ પડ વળ્યુ હતું નેએ તેને ફોડી જોયુ અને તે ઉપરથી નદીનો પ્રવાહ કયી દિશાએ જાય છે તે શોધી કહાડયુ તેણે કહ્યુ," આ

નદી નીપર નદીને મળતી હોવી જોઈએ " આખુ લશ્કર તેને કિનારે કિનારે ચાલ્યું રસ્તામા એક કઠણ હૈયાની સ્ત્રીએ તજી દીધેલુ બાળક તેના જોવામા આવ્યુ સિંહ જેવા શૂરવીર પણ સ્ત્રીના જેવા કોમળ દિલના તેએ તે બાળકને ઉપાડી લીધુ અને તેની માને સોપ્યુ તે નિર્દય માતાએ તેને ફરીથી ફેકી દીધુ. સિપાઇઓ ખીજવાયા તેમણે તે પિશાચિણીને પકડીને બરફમાં ફેકી દીધી અને બાળકને ધાબળામા વીંટાળી પોતાની સાથે લઈને ચાલતા થયા રશિયનો તેમની પાછળ પડયા હતા તે પાસે તોપો તો રહીજ ન હતી એટલે ફ્રેન્ચોની બંદુકોની ગોળી ન પહોચે તેટલે દૂર રહીને તેઓ તેમના ઉપર તોપોનો મારો ચલાવતા હતા આવી અવસ્થામા તેઓ આગળ વધતા ગયા અને આખર ઓર્શા આવી પહોચ્યા

નેપોલિયન પાસે હવે લઢી શકે એવી સ્થિતિના માત્ર બારજ હજાર સિપાઇઓ રહ્યા હતા મૉસ્કો જીતનાર એક લાખ ને વીશ હજાર સિપાઇઓ, જેમના પરાક્રમથી યૂરોપ ચકિત થઈ ગયુ હતુ તેનો એ અવશેષ હતો તેમની પાછળ બે મોટા લશ્કર ચાલ્યા આવતા હતા તુર્કસ્તાન સાથે લડાઈ જાગવાનો સભવ હોવાથી સાઠ હજાર સિપાઇઓની રશિયન ફોજ તે તરફ ગઈ હતી ઇંગ્લંડ ચાણકયનીતિ આદરીને એ લડાઈ અટકાવી અને રશિયા તથા તુર્કી વચ્ચે સલાહ કરાવી નેપોલિયનની સહીનો એક બનાવટી દસ્તાવેજ તૈયાર કરાવીને તુર્કીના સુલતાનને બતાવ્યો તેમા એવુ લખ્યુ હતુ કે તુર્કીના રાજ્યના ભાગલા પાડીને યૂરોપના રાજાઓએ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે વહેચી લેવા સુલતાનને જ્યારે ખરી વાતની ખબર પડી કે તુર્કીના ભાગલા કરવાની નેપોલિયને તો ઉલટી ના પાડી છે, અને રશિયા ઉપર નેપોલિયને ચડાઈ કરી છે, ત્યારે સુલતાને પેલી સલાહ મજુર રાખવાની ના પાડી છેવટે ઇંગ્લંડે સુલતાનને સખત ધમકી આપવાથી ગભરાઇને સુલતાને રશિયા સાથે સલાહ કરી આ બનાવ બનવાથી તુર્કીમા રોકાયનુ રશિયન સૈન્ય છૂટુ થયુ અને તે પણ હવે ઓર્શા તરફ ચાલ્યુ આવતુ હતુ

હવે નેપોલિયન માત્ર ઓરિસૉક શહેર તરફ આશાની નજરથી જોતો હતો ત્યા તેણે અનાજ, કાપડ, તોપો અને દારૂગોળાનો અથાગ ભડાર ભરાવી રાખ્યો હતો, પણ કમનસીબીભરેલા સમાચાર મળ્યા કે એ શહેર અને ત્યા રાખેલા તમામ ભડાર શત્રુના હાથમાં ગયા છે પળવારસુધી તે સ્તબ્ધ બની રહ્યો, પણ પછી આકાશ તરફ આંગળી ચીંધીને કહ્યુ કે, " શુ અમારે હાથે ભૂલોજ થશે એવુ નિર્માણ થયુ છે ? "

હવે નેપોલિયનના સૈન્યને માટે ફ્રાન્સ જવાનો કશો રસ્તો રહ્યો ન હતો હજી નીમેન નદી સાતસો માઇલ દૂર હતી લશ્કરી અમલદારોએ આગ્રહપૂર્વક વિનતિ કરી કે પૃથ્વી ઉપરના રસ્તા પૂરાઈ ગયા હોય તો આપ આકાશમાર્ગે પણ ફ્રાન્સ

ચાલ્યા જાઓ અહિં રહેવા કરતા પારિસ જવાથી આપ વધારે મદદ કરી શકશો

નેપોલિયને નકશા મગાવ્યા અને બૉરિસોફના આસપાસના પ્રદેશનુ અવલોકન કર્યું તેણે બીજા એક બે માર્ગ સૂચવ્યા, પણ તપાસ કરતા જણાયુ કે તે રસ્તા પણ શત્રુસૈન્યે બંધ કરી દીધા છે ભૂખથી નબળા પડી ગએલા સિપાઇઓમા દુસ્મનોની તોપોની સામે થઈને નદી ઓળગવા જેટલી તાકાત રહી ન હતી બૉરિસોફથી થોડેક દૂર એક નાનુ ગામ હતુ ત્યા આગળ નદીનુ ઉડાણુ છ ફૂટ જેટલુ હતુ ત્યા આગળથી પેલી પાર જવાનો નેપોલિયને નિશ્ચય કર્યો પૂલ ન હતો સામે કિનારે પગ કળી જાય એવો ભીનો પ્રદેશ હતો, અને પાસેની ટેકરીઓ ઉપર શત્રુસૈન્ય ગોઠવાઇ ગયુ હતુ તેથી આ સાહસ પણ કાંઈ જેવુ તેવુ ન હતુ, છતા પણ નેપોલિયનને પોતાની બુદ્ધિ અને સિપાઇઓની દૃઢ ભક્તિ ઉપર પૂરતો વિશ્વાસ હોવાથી તેણે સત્વર તૈયારી કરવા માંડી તૈયારી થઈ રહી એટલે પાછી રશિયાનાં જગલોમા થઇને કુચ શરૂ થઇ બૉરિસોફની નજીક આવ્યા એટલે તેમણે પુષ્કળ બૂમાબૂમ સાભળી પ્રથમ તો એમ લાગ્યુ કે એ બૂમો રશિયન સિપાઈઓની હશે, પણ તરતજ ખુશખબર મળી કે ફ્રેન્ચ લશ્કરે બૉરિસોફ પાછુ જીતી લીધુ છે અને નેપોલિયનના આવ્યાની રાહ જોતુ બેઠુ છે

આ પ્રસગનો આનદ અને શોક વર્ણવી શકાય એમ નથી બૉરિસોફમા રહેલા ફ્રેન્ચ સિપાઇઓને મોસ્કોથી આવતા તેમના ભાઇઓ ઉપર જે વિપત્તિ પડી હતી તેની કશી ખબર ન હતી જ્યારે તેમણે પોતાના મિત્રોના ચીથરેહાલ વસ્ત્ર, જેને જોડાજ ન કહી શકાય એવા પગરખા અને દુર્બળ હાડપિંજર જેવાં દયામણા શરીર જોયાં અને મૉસ્કો જીતનાર સૈન્યમાથી માત્ર આટલાજ જીવતા આવ્યા છે એવુ તેમને કહેવામા આવ્યુ ત્યારે તેઓ એકબીજાને ગળે વળગીને રડવા લાગ્યા નવા સૈન્યની ભરતી થવાથી હવે નેપોલિયન પાસે સત્તાવીશ હજાર સિપાઇઓ થયા

બૉરિસોફથી થોડે અતરે બેરેસિના વેગમધ વહેતી હતી રશિયનો તેના ઉપરનો પૂલ ભાગી નાખીને સામે કિનારે તોપખાનુ ગોઠવીને ઉભા હતા નેપોલિયને બૉરિસોફમા બે દિવસ મુકામ કર્યો કયે ઠેકાણેથી પોતે નદી ઓળગવાનો છે તે વિષે શત્રુને ભૂલાવો ખવરાવવા માટે તેણે બે દિવસમાં જૂદી જૂદી દિશામા હિલચાલ કર્યા કરી દરમ્યાન એક જગ્યાએ ગીચ ઝાડી હોવાથી ત્યા શત્રુની નજર પડે એમ ન હતુ ત્યાં આગળ પૂલ બાધવાની તૈયારી છુપી રીતે કરી રાખી આ ઝાડીમા ફ્રેન્ચ સિપાઇઓ છુપાઇ રહ્યા અધારુ થાય એટલે તરતજ તેઓ પૂલ બાધવા મડી જવાના હતા સૂર્ય આથમ્યો એટલે તરતજ તેઓ પોતપોતાને કામે મડી ગયા ફાનસ સળગાવાય એમ હતુ નહિ બધુ કામ અધારામાજ આટોપી લેવાનુ હતુ તેઓ ઘણીવાર ગળા સુધી ઉડા પાણીમા ઉભા રહી બરફનાં મોટા ગચ્ચીઆં આવીને અથડાવા

છતા પણ કામ પાછળ મડયા રહ્યા

નેપોલિયન પોતે પણ ઉભો ઉભો દેખરેખ રાખતો હતો આ સાહસમા નિષ્ફળતા મળવાનો પોતાને લેશમાત્ર પણ શક હોય એવી મતલબનો એક શબ્દ પણ તેના મોંમાથી નીકળ્યો ન હતો કુલ એક લાખ ને પચાસ હજાર માણસોના સૈન્યની વચમાં તે ફસાઇ ગયો હતો એક રશિયન ઇતિહાસકાર લખે છે કે " તેને જિદગીમા આના કરતા વધારે ભયકર સકડામણમા તે કદિ ફસાયો ન હતો તેના કરતા ઓછી આવડતવાળા, અને ઓછી દઢતાવાળા સેનાપતિને આવી સ્થિતિમાથી મુક્ત થવાનો સભવ પણ ન દેખાય પણ નેપોલિયન એવી **અનિવાર્ય મુશ્કેલીઓને પણ પી જતો અને તેની ચમત્કારિક બુદ્ધિવડે તેને નવા નવા ઉપાયો સૂઝી આવતા "**

ફ્રેન્ચ સેનાપતિઓના અભિપ્રાય પ્રમાણે નદી ઓળગવાનુ કામ અસભવિત હતુ ન્ય, મૉર્ટિયર અને ને કહેતા કે આ વખતે અહિથી જો પસાર થઇ જવાય તો શહેનશાહનો કોઇ ઉત્તમ ગ્રહયોગ હોવો જોઇએ એમજ અમે તો માનીએ મુરા જેવો બહાદુર અને તદ્દન મરણીઓ માણસ પણ કહેતો કે હવે આપણે બચવાના નથી ને તો એમજ કહેતો કે લશ્કરને બચાવવાની વાત છોડી દઇને એકલા શહેનશાહનેજ ગમે તેમ કરીને બચાવી લો, કારણ કે તેની સલામતી ઉપરજ ફ્રાન્સના ઉદ્ધારનો આધાર રહેલો છે સામાન્ય સિપાઇઓને પણ એવીજ દહેશત હતી અને તેમની પણ તેવીજ ઇચ્છા હતી કે અમારૂ થવાનુ હોય તેમ થાઓ પણ નેપોલિયન સલામતીથી ફ્રાન્સ જાય તેમ કરવુ કેટલાએક પોલેન્ડવાસી અમલદારોએ નેપોલિયનને છુપે રસ્તેથી પ્રશિયાની સરહદસુધી પહોચાડી આવવાનુ માથે પણ લીધુ, પરતુ એક નામર્દની પેઠે પોતાની પ્રતિષ્ઠા ગુમાવીને નાસી જવાની સલાહને તેણે તરતજ ધિક્કારી કહાડી **પોતાના સૈન્યને સૌથી વધારે ભયભરેલી સ્થિતિમા છોડીને નાસી જાય એવો તે હતોજ નહિ.**

એમ કરતા કરતા રાત્રિ પૂરી થઈ અને અરુણનો ઝાખો પ્રકાશ પૂર્વ દિશાએથી આવવા લાગ્યો નેપોલિયને આગલે દિવસે જે જે હિલચાલો કરી હતી તે કે દુસ્મનો બરાબર છેતરાયા જે ઘડીએ ફ્રેન્ચ સૈન્ય આવી આવીને ઝાડીમા છુપાતુ હતુ તેજ વખતે રશિયન સેનાપતિ પોતાના લશ્કરને તે ઠેકાણેથી અઢાર માઇલ દૂર લઇ જતો હતો ! સવારના ઝાખા અજવાળામા ફ્રેન્ચ સરદારોએ પોતાના દૂરબીનોથી જોયુ તો રશિયન લશ્કર ટેકરીઓ ઉપરથી ઉતરીને ચાલવા લાગ્યુ હતુ આ જોતા તેમની અજાયબીનો પાર ન રહ્યો.

આ ખુશ સમાચાર નેપોલિયનને તેમણે પહોચાડયા એટલે તરતજ ઘોડેસ્વારની એક ટુકડી નદી તરીને સામે કિનારે ગઇ થોડીવારમા એક પૂલ અને બે તરાપા તૈયાર થઇ ગયા તે ઉપરથી લશ્કર સપાટાબધ ઉતરવા લાગ્યુ. થોડીવારમા સામાનના

ગાડા અને તોપોને માટે બીજો પૂલ પણ તૈયાર થઇ ગયો આખો દિવસ અને ત્યાર પછીની આખી રાત આ પ્રવૃત્તિ ચાલુ રહી દરમ્યાન રશિયનો પાછા આવવા લાગ્યા. તેમણે પાસેની ટેકરીઓ ઉપર તોપો ગોઠવી અને પૂલ ઉપર ગોળાની ઝડી વરસાવવા લાગ્યા બીજે દિવસે સવારમા તો તેઓ એટલી મોટી સખ્યામા એકઠા થઇ ગયા કે ફ્રેન્ચો ઉપર નદીની બેઉ બાજુએથી તેમણે હુમલો કરવા માડયો

અત્યત દારુણ યુદ્ધ શરૂ થયુ રશિયનો જરૂર જીતીશુ એવી શ્રદ્ધાથી અને ફ્રેન્ચો નિરાશાને લીધે મરણીયા થઈને લડતા હતા આ ભયાનક પ્રવૃત્તિની સાથે જાણે કુદરતની ઇચ્છા હોય તેમ પ્રચડ વાવાઝોડુ પણ શરૂ થયુ ગાડા અને તોપોના વજનથી એક નિર્બળ પૂલ ભાગી ગયો પૂલના છેડાને વળગીને સિપાઇઓ તરફડવા લાગ્યા તોપોના ગોળા જીવતા અને ઘવાયલા માણુસોના સમૂહ ઉપર નિર્દયપણે વરસવા લાગ્યા સિપાઇઓ ધમ્માચકડી કરતા એક બીજા ઉપર પડાપડી કરવા લાગ્યા ઘણાક નદીમા પડી ગયા અને ચીસેચીસ પાડતા બરફથી ભરેલા પ્રવાહમા ડૂબી મુઆ આ વખતે નેપોલિયનનો બુદ્ધિવૈભવ તેના પૂર્ણતમ પ્રકાશમા ઝળકી નીકળ્યો તેના મિત્રો અને શત્રુઓ બેઉ કબૂલ કરે છે કે બેરેસિના નદી ઓળગતાં તેણે **જે મહાભારત પરાક્રમ કર્યું છે તેવુ બીજો કોઇ માણસ નહિજ કરી શકે.**

પોતાની આસપાસના ભયાનક દશ્યથી અને મહાન જોખમથી લેશ પણ ગભરાયા કે અસ્થિર થયા વગર તેણે પોતાના નિર્બળ સૈન્યવડે પોતાનાથી અનેકગણા શત્રુસૈન્યને હફાવી નાખ્યુ તેની પાસે માત્ર સત્તાવીશ હજાર સિપાઇઓ હતા અને તે પણ ભૂખથી તવાઇ ગએલા, ચીથરેહાલ કપડા અને ખરાબ શસ્ત્રોવાળા હતા તેની સામે એક કિનારે સાઠ હજાર અને બીજા કિનારે ચાળીશ હજાર રશિયન સિપાઇઓ ઝૂઝતા હતા નેપોલિયનના એક સેનાપતિ માર્શલ વિકટરે માત્ર છ હજાર સિપાઇઓવડે નદી ઓળગતા સૈન્યનો બચાવ કર્યો અને સામે કિનારે વીરકેસરી નેએ આઠ હજાર સિપાઇઓવડે શત્રુસૈન્યને મારી હઠાવ્યુ

આ બધો વખત લશ્કરી ઇજનેરો જરા પણ ડર્યા વગર સ્થિર ચિત્તે પૂલને જાળવી રાખતા હતા, અને મરામત કર્યાજ કરતા હતા દિવસ પૂરો થયો પણ યુદ્ધ પૂરૂં ન થયુ બરફથી ઢકાયલી નદીના ધોળા પટને લીધે પૂલનો અને પૂલને ઓળગતા સિપાઇઓનો કાળો લીટો ચોકખો દેખાઈ આવતો હતો તે તરફ તાકી તાકીને તેમણે તોપો અને બદુકો ફોડવી ચાલુ રાખી. સેકડો માણુસો ધમ્માચકડીમા પડી જતાં અને ખુંદાઈ મરતા તેમની પાછળ આવતા સિપાઇઓ માનુષીભાવ તજી દઇને ઘાયલ થએલાઓને સગીનથી ખસેડી ખસેડીને પોતાને માટે રસ્તો કરતા હતા આ સ્થળે મરેલાંઓની ગણુત્રી કરી શકાઈ નથી પણ વસતઋતુ બેસતા બરફ પીગળ્યુ ત્યારે તેમાંથી બાર હજાર મુડદા બહાર કાઢવામાં આવ્યાં હતા.

ઓગણત્રીસમી અકટોબરે નેપોલિયને આગળ કુચ શરૂ કરી દરેક કલાકે તેમની વિપત્તિમા વધારોજ થયા કરતો હતો ચાર દિવસ સુધી તેઓ બરફ ઉપર ચાલ્યા રસ્તામાં પ્રથમની માફક સિપાઇઓ ટપોટપ મરવા લાગ્યા એમ કરતાં કરતાં ત્રીજી નવેમ્બરે તેમને વિલ્નાથી મોકલાવેલી મદદ મળી ત્યારે પાછા ઘણે દિવસે તેઓ પેટ પૂરતુ ખાવા પામ્યા

એવામાં એક નવી આફતના સમાચાર મળ્યા ફ્રાન્સના લશ્કરની થએલી ખુવારીની વાત સાભળીને પ્રશિયાના કેટલાક રાજ્યો લડવાની તૈયારી કરી રહ્યા હતા ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યને ભાગી પાડવાનો આ લાગ ઘણો સરસ છે એમ જાણીને આસ્ટ્રિયા પણ શત્રુતા બતાવવા લાગ્યુ હતુ નેપોલિયને પોતાના સેનાપતિઓની સભા બોલાવી અને તેમને સઘળી ભયભરેલી સ્થિતિથી વાકેફ કર્યા છેવટે તેણે પોતાનો તાબડતોબ પારિસ ઉપડી જવાનો વિચાર પણ જણાવી દીધો. આ વિચાર સઘળાએ પસદ કર્યો તોપણ તે લશ્કરની સાથે બે દિવસ વધારે થોભ્યો

હવે જો કે તેઓ રશિયાની હદમા હતા તોપણ તેઓ પ્રાચીન પૉલેન્ડમા આવી પહોચ્યા હતા તેથી હવે કશો ભય રહ્યો ન હતો એટલુજ નહિ પણ સર્વ પ્રકારની મદદ મળે એમ હતુ નેપોલિયને મવળા સરદારો સાથે વાળુ કર્યું અને ઉઠતી વેળાએ કહ્યુ કે આજે રાત્રે હુ ફ્રાન્સ જવા ઉપડી જનાર છુ, પણ થોડાજ વખતમાં ત્રણ લાખ માણસો લઇને આવીશ અને જે જીત દ ડીને લીધે નથી મળી તે આપણે જરૂર મેળવીશુ

આવા સજોગોમા લશ્કરને છોડીને ચાલ્યા જવા માટે નેપોલિયન ઉપર ઘણા સખ્ત આક્ષેપ કરવામા આવે છે તેનુ આ કાર્ય શરમભરેલુ અને નામર્દાઈનુ કેટલાક ગણે છે, પણ એક રોમન ઇતિહાસકાર તેને વધારે સારો ઇન્સાફ આપે છે તે લખે છે કે —

" નેપોલિયન આવા સજોગો વચ્ચે ચાલ્યો ગયો તે વિષે જૂદા જૂદા ઇતિહાસકારો જૂદા જૂદા મત બાધે છે, પરતુ નેપોલિયન કેવળ સેનાપતિજ ન હતો, પરતુ તેના ઉપર આખા ફ્રાન્સની સલામતીનો આધાર હતો. તેથી કરીને તેના સૈન્યના જીવલેણ મકટો જોવા કરતા તેના દેશની સલામતી ઉપર લક્ષ આપવાની તેની વિશેષ ફરજ હતી "

બુરિયેન કે જે પોતાના લખાણોમા નેપોલિયન તરફનો દ્વેષ અને વૈરભાવ કદિ પણ ગુપ્ત રાખતો નથી તે પણ આ પ્રસગવિષે લખે છે કે —

" નેપોલિયન લશ્કરને છોડીને ફ્રાન્સ ચાલ્યો આવ્યો તેમાં તેનુ હીચકારાપણુ હતુ એવુ સાભળી મને ક્રોધ ઉપજ્યા વગર નથી રહેતો શુ નેપોલિયન નામર્દ હતો ? એવુ કહેનારાઓ તેને ઓળખતાજ નથી "

આવી રીતે તેની વિરુદ્ધ પક્ષના પણ ઉદાર બુદ્ધિવાળા ઇતિહાસકારો તેનુ ધૈર્ય, બુદ્ધિ, સમયસૂચકતા, ઉદારતા, સ્વાર્પણ અને ગમે તેવી મુશીબતોના ડુગરના ડુગર પોતાના માર્ગમા ઉભા હોય તે છતા તેમાંથી પોતાનો માર્ગ કાપી લેવાનુ સામર્થ્ય એ સર્વ ગુણોની પ્રશસા કરે છે, અને એ સર્વ ગુણવડે વિભૂષિત થએલો નેપોલિયન ભૂતકાળના તેમજ વર્તમાન કાળના મહાપુરુષોમાં શ્રેષ્ઠ હતો એમ સ્પષ્ટ શબ્દોમા જાહેર કરે છે

તે પોતેજ કહે છે કે "અત્યારે ઘણી ગભીર સ્થિતિ છે, પણ હુ હિંમત હારતો નથી મારા પ્રારબ્ધનો સૂર્ય ઘેરાયો છે પણ હજી બધી બાજી હાથમાથી નથી ગઈ ત્રણ મહિનામા હું દશ લાખ શસ્ત્રધારી નાગરિકોનુ અને ત્રણ લાખ સારામા સારા સિપાઇઓનુ સૈન્ય તૈયાર કરી શકીશ હુ શહેનશાહ છતા પણ મનુષ્યજ છુ, પરતુ આખુ ફ્રાન્સ એમ સમજે છે કે આ એકજ માણસ ઉપર તેમના કુટુબોની સલામતીનો આધાર રહેલો છે "

નેપોલિયન ફ્રાન્સ જવા નીકળ્યો રસ્તામા તે રશિયનોના હાથમા કેદ પકડાતો પકડાતો ઘણીજ મુશ્કેલીથી બચ્યો. વિલ્ના આગળ થઇને દશમી ડિસેમ્બરે તે વૉરસો પહોચ્યો, અને ત્યાથી ઘણીજ ત્વરાથી મુસાફરી કરતો બાવેરિયાના રાજ્યમા દાખલ થયો આખે રસ્તે દોડતો સ્વાર પણ ન પકડી શકે એટલા વેગથી તેની ગાડી ધડધડાટ દોડીજ જતી હતી તેને પોતાના મિત્રરાજાઓના પ્રપચીપણાની પૂરેપૂરી ખબર હતી, અને જો તે આટલી ઝડપથી પસાર ન થયો હોત તો ઇગ્લડનો વીરકેસરી રાજા રિચર્ડ જેમ આસ્ટ્રિયાના કેદખાનામા પૂરાયો હતો તેમ નેપોલિયન પણ પૂરાત

રાતદિવસ ક્ષણનો પણ આરામ લીધા વગર તે આગળ ચાલ્યોજ ગયો ચૌદમી તારીખે તે ડ્રૅસ્ડન આવી પહોચ્યો થોડાજ મહિનાની વાત ઉપર કોઈ પણ રાજા જેની બરોબરી ન કરી શકે એવા બાદશાહી ઠાઠથી તેણે એ શહેર છોડયુ હતુ ત્યાનો રાજા જે તેનો પરમ મિત્ર હતો તેની સાથે તેણે લાબા વખતસુધી ખાનગી વાતચીત કરી અને તરતજ પાછો ગાડીમા બેઠો અને ચારજ દિવસમાં પારિસ આવી પહોચ્યો

તે વખતે મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો રાજરાણી મેરિયા લૂઇસા માદી હતી ચિંતાના બોજાથી તે ઘણીજ અશક્ત અને નિરુત્સાહી હાલતમા સૂવા ગઇ હતી તે તો એમજ ધારતી હતી કે શહેનશાહ હજી રશિયાના જગલોમા દુશ્મનો સાથે લડતો હશે એટલામા પાસેના ઓરડામા ગરબડાટ મચી રહ્યો અને એક ઉમરાવજાદી પરિચારિકાએ આવીને તેને જગાડી તે સફાળી બેઠી થઇ એટલામા બારણુ ઉઘડયુ અને રૂવાંટીવાળા કાપડનો ડગલો પહેરેલા એક પુરુષે દોડતા આવીને તેને છાતી સરસી ચાપી તે પુરુષ તે શહેનશાહ પોતેજ હતો

નેપોલિયન આવી પહોચ્યો છે એ વાત વીજળીને વેગે પારિસમા ફરી વળી.

લશ્કરને પડેલી વિપત્તિના સમાચારથી પ્રજાને વાકેફ કરવા માટે તેણે એક બુલેટિન (સરકારી પત્ર) લખી મોકલ્યુ હતુ, તેમા ખરી હકીકત છુપાવવાનો તેણે લેશમાત્ર પ્રયત્ન કર્યો ન હતો, પરતુ તે બુલેટિન તેના આવ્યા પછી બીજે દિવસે આવી પહોચ્યુ તેણે તેને તરતજ પ્રસિદ્ધ કરાવી દીધુ આવી અણધારી અને ભયકર આફતના સમાચારથી આખા પારિસમા ગભરાટ અને ભય ફેલાઇ ગયો

બીજે દિવસે નવ વાગે તેણે દરબાર ભરાવ્યો તેમા હાજરી ઘણી સારી હતી દરેકના ચહેરા ઉપર ચિતા અને ઉદાસીનતાનુ વાદળ છવાઇ રહ્યુ હતુ શહેનશાહ એકલોજ શાત હતો તેને જે જે સવાલો બધાએ આતુરતાપૂર્વક પૂછ્યા તેના તેણે સ્પષ્ટ ઉત્તર આપ્યા કોઈ સવાલને ઉડાવી દીધો નહિ, તેમ કશી વાત છુપાવી નહિ. લશ્કર મૉસ્કોથી પાછુ ફર્યું ત્યારથી માંડીને સઘળી હકીકત તેણે યથાવત કહી સભળાવી

તેણે કહ્યુ, "મૉસ્કો આપણા હાથમાં આવી ગયુ હતુ દરેક પ્રકારની મુશ્કેલીને આપણે હઠાવી દીધી હતી મૉસ્કો બળી ગયુ તેથી પણ લશ્કરની આબાદી ઓછી થઇ ન હતી, પણ શિયાળાની સખત ટાઢથી લશ્કર ભયકર વિપત્તિમા ઘેરાઇ ગયુ થોડી રાત્રિઓમાંજ સઘળી વસ્તુસ્થિતિ બદલાઇ ગઇ, અને ઘણીજ ભારે ખુવારી થવા લાગી જો મારા અત કરણમા મારી પ્રજાના કલ્યાણના વિચાર સિવાય બીજા વિચાર આવતા હોત તો લશ્કરનુ દુ ખ જોઇને મારૂ હૃદય ચીરાઇ જાત હુ તો સલાહજ ઇચ્છુ છુ સલાહને હુ જરૂરની માનુ છુ એમેન્સની સલાહનો ભગ થયા પછી મે આપણા દુશ્મનોને ચાર ચારવાર પ્રમાણિકપણે વિનવ્યા હતા, પણ રાજ્યનુ સન્માન અને ગૌરવ સચવાય એવી સરતો મળ્યા સિવાય હુ સલાહ કરવા તૈયાર નથી "

નેપોલિયન ફ્રાન્સ જવા ચાલી નીકળ્યો ત્યાર પછી ટાઢ પાર વગરની વધવા લાગી ઉષ્ણુતામાપક યત્રનો પારો ઠારબિન્દુથી પણ આડ અશ જેટલો નીચે ઉતરી ગયો; અને જે વિપત્તિઓ પડી તેનુ તો વર્ણનજ થઈ શકે એમ નથી બધા મળીને સાઠ હજાર માણસોએ બેરેસિના નદી ઓળગી હતી તેમા વીશ હજારનો પાછળથી ઉમેરો થયો હતો તેમાથી ભાગ્યેજ ચાલીશ હજાર વિલ્ના પહોચ્યા આ ખુવારી માત્ર ટાઢથીજ નીપજી હતી, કારણ કે હવે તો રશિયનો પણ ફ્રેન્ચોની માફ્કજ મરવા લાગ્યા હતા

તેરમી ડિસેબર તેમણે નીમેન નદી ઓળગી ત્યારે માત્ર ત્રીશ હજાર માણસ રહ્યા હતાં અગરક્ષકોની પલટણમા પણ હવે ત્રણસો યોદ્ધાઓ જીવતા રહ્યા હતા છેવટની ઘડીસુધી તેઓ તેમના હમેશના રીવાજ મુજબ લડાયક ઢબે અને પરાજયને ઓળખતાજ ન હોય એમ અભિમાનપૂર્વક ચાલતા હતા વીરશિરોમણિ ને હજી પણ અનેક પ્રકારની વિપત્તિઓને સહન કરતો, અદ્દભુત શૌર્ય દાખવતો સૈન્યના

પાછલા ભાગમાજ ચાલતો હતો અને પાછળથી સર્વનુ રક્ષણ કરતો હતો

દરરોજ સાંજના પાંચ વાગે તે સારી જગ્યા પસદ કરતો હતો અને ત્યા રહીને રશિયનોને ખાળતો હતો ત્યાર પછી તેના સિપાઇઓ તે ઠેકાણે જેવો મળે તેવો ખોરાક ખાઇ લઇને જરા આરામ લેતા હતા રાતે દશ વાગે પાછી કુચ શરૂ થતી, સવારમાં સાત વાગે પાછી કોઇ અનુકૂળ જગ્યા શોધી કહાડતો હતો અને ત્યાં દશ વાગ્યાસુધી થોભતો તેટલા વખતમાં શત્રુસૈન્ય આવી પહોચતુ, ને સાવધાનીથી લડતો જતો અને લશ્કરને ધીરે ધીરે પાછુ હઠાવતો એ પ્રમાણે તેનો આખો દિવસ લડવામાં જતો અને પાછો પાંચ વાગે સારી જગ્યા જોઇને ઉભો રહેતો કોઇ કોઇ વાર રશિયનોને ભડકાવવા માટે ગાડામા શોરૂ ભરીને સળગાવી મૂકતો ધૂમાડો જોઇને તેઓ દૂર રહેતા એ પ્રમાણે એક મહિનાસુધી રાતદહાડો તે લડયાજ કરતો

નીમેન નદી ઓળગતી વખતે તેણે સાતસો વીણી કહાડેલા તાજા સિપાઇઓ અને ચોવીશ તોપો લઇને એક જગ્યાએ મોરચો રોપ્યો આખુ લશ્કર પસાર થઇ ગયુ ત્યાંસુધી તેણે શત્રુસૈન્યને ખાળી રાખ્યુ તેના સાતસો યોદ્ધા ધીરે ધીરે ખપી ગયા અને માત્ર ત્રીશજ રહ્યા ત્યારે તે પડે હાથમા બદુક લઇને ઉભો રહ્યો અને જ્યારે લશ્કરનો એકે એક સિપાઇ સામે કિનારે જઇ પહોચ્યો ત્યારે શત્રુ તરફ પીઠ ન ફેરવતાં અભિમાનપૂર્વક પાછે પગલે ચાલવા લાગ્યો બદુકની ગોળીઓ તેની આસપાસ સણુસણાટ કરતી ચાલી આવતી હતી તોપણુ તે મહા અભિમાની વીરપુરુષ ચાલવામા જરા પણ ઉતાવળ કરતો નહિ તેમ પીઠ ફેરવતો નહિ. તે ધીમે ધીમે ચાલતો ગયો અને નદી ઓળગતાં રશિયનો તરફ છેલ્લી ગોળી છોડી લીધી પછી પોતાની બદુક નદીમાં ફેકી દઇને તે સામે કિનારે આવી પહોચ્યો નેપોલિયનના મહાન સૈન્ય પૈકી રશિયન સરહદ છોડનાર તેજ સૌથી છેલ્લો હતો

જનરલ ડુમા જર્મનીની સરહદપર આવેલા એક ગામના ફ્રેન્ચ વૈદ્યને ઘેર બેઠો હતો, એવામા મોટો ડગલો પહેરેલો એક માણુસ ત્યા દાખલ થયો તેની દાઢી લાંબી વધેલી અને ઓળ્યા વગર ગુચવાઈ ગએલી હતી, ચહેરો સૂકાઇ ગએલો અને બંદુકના દારૂથી કાળો પડી ગયો હતો, તેના મોપરના વાળ ઘણે ઠેકાણેથી બળી ગયા હતા, પણુ તેની આંખ કદિ પણુ પરાજયને ન સ્વીકારે એવા વીરત્વના તેજથી ચળકતી હતી

તેણે ખુરશીપર નખાતા કહ્યુ, "આખરે હુ આવી પહોચ્યો કેમ, જનરલ ડુમા! તમે મને ન ઓળખ્યો?"

"ના, તમે કોણુ છો?"

"ફ્રાન્સના મહાન સૈન્યમા સૌથી પાછળ ચાલનાર હુ માર્શલ ને હુ નીમેનના પૂલ ઉપરથી મે છેલ્લો ગોળીબાર કરી લીધો, બદુક નદીમાં નાખી દીધી અને ચાલ્યો ચાલ્યો અહિ આવી પહોચ્યો છુ"



# प्रकरण ५४ मुं—ल्यूझेन अने बोझेनना संग्राम



નેપોલિયનની યુદ્ધવિષયક રચનાઓ કરતાં પણ તેના રાજ્યની આતર્વ્યવસ્થાની સગીનતા અને તેમા જણાઈ આવતો તેનો બુદ્ધિપ્રભાવ વિશેષ અદ્‌ભુત હતા જે વખતે તે રશિયા સાથે મહાભારત યુદ્ધમા રોકાયો હતો, અને જે વખતે યુદ્ધને માટે મોટા પાયાપર તૈયારી કરવામા ફ્રાન્સનુ ઘણુજ બળ ખર્ચાઇ ગયુ હતુ તે વખતે પણ દેશ કેવો સમૃદ્ધ, સુખી અને સુવ્યવસ્થિત હતો તે આતર્રાજ્ય વ્યવસ્થા ખાતાના પ્રધાને ધારાસભા સમક્ષ રજુ કરેલા વાર્ષિક રિપૉર્ટ ઉપરથી જણાઇ આવે છે -

" દરિયા ઉપરના તથા જમીન ઉપરના યુદ્ધોને પહોંચી વળવા માટે ગજાવર સૈન્યોને રોકવાની જરૂર પડી હતી તે છતાં દેશની વસ્તીમા વધારો થતોજ આવ્યો છે હુન્નરઉદ્યોગમા પ્રગતિ થઇ છે અગાઉના કોઇ પણ જમાના કરતા અત્યારે ખેતી અને ઉદ્યોગ બેઉમા વિશેષ સફળતા મળી છે અને સમાજના દરેક વર્ગમા નાણાની વહેચણી વધારે સરખી રીતે થતી આવી છે જે લાભ મળવાની ખેડુતોને આશા પણ ન હતી અને જેથી તેઓ કેવળ અજાણ્યા હતા તે લાભ હવે તેમને મળવા લાગ્યા છે તેઓના ખોરાક, તેઓના વસ્ત્ર અને તેઓનાં ઘરોમા અગાઉના કરતા ઘણો સુધારો થયો છે અને પરિણામે તેની તદુરસ્તી અને સુખના સાધન અનેક રીતે વધી ગયા છે "

" ખેતીમાં અને ઉદ્યોગોમા નવા સુધારા દાખલ થયા છે અને કોઇ પણ ઉપયોગી કળાને નવી ગણીને તેના તરફ બેદરકારી રાખવામા નથી આવી મહેનતને ઓછી કરવા માટે તથા તેને વિશેષ કાર્યસાધક બનાવવા માટે નવા નવા પ્રયોગ કરવામા આવ્યા છે અને ઉપયોગી જણાતી દરેક નવી પદ્ધતિનો સ્વીકાર થયો છે ઢોરને ચરવાના ગોચરમા વધારો થયો છે, વાવેતરમા ક્રમવાર ફેરબદલી કરવાના ફાયદા ખેડુતો વધારે સારી રીતે સમજ્યા છે અને ખેતી કરવાની નવી તથા સુધરેલી રીતો દાખલ થવાથી ખેતીની પેદાશ પણ વધી ગઇ છે ઢોરની સખ્યા વધી છે અને

તેમની ઓલાદમા પણ વણો સુધારો થયો છે આ સર્વ આબાદી ખાસ કરીને રાજ્યના ઉદાર કાયદાઓને લીધે થએલી છે એ કાયદાઓવડે મદિરોને લગતી જમીન પ્રજાની મિલકત બની છે અને ખડુતો ખેતર ખેડનારા મજુરો નહિ, પણ ખેતરના માલિક ઠર્યા છે આથી કરીને સેકડો ભૂખે મરતાં કુટુબોને રોજી મળવા લાગી છે કચેરીના ચુકાદા પણ જલદી અપાય છે અને કચેરીમા નોધાતા દાવાની સખ્યામા સારો ઘટાડો થયો છે"

જે મહાભારત યુદ્ધમાં નેપોલિયનને રોકાવુ પડયુ હતુ તેમા અથાગ નાણાનો વ્યય કરવો પડયો હતો તે છતા પણ જાહેર સુખાકારીના ખાતાઓમા નીચે બતાવેલી રકમો ખર્ચવામા આવી હતી રાજમહેલો અને સરકારી મકાનો ખાતે ૬૨૫૦૦૦૦૦ ફ્રાન્ક, કિલ્લો અને બચાવના સાધનો ખાતે ૧૩૫૦૦૦૦૦૦, ફ્રાન્ક, બદરો ડક્કા અને ગોદી બધાવવા ખાતે ૧૨૫૦૦૦૦૦૦ રસ્તા અને સડકો ખાને ૧૭૫૦૦૦૦૦૦ ફ્રાન્ક, પારિસ શહેરના પૂલ તથા બીજા પરચુરણખાતામા ૩૧૨૫૦૦૦૦, નહેરો, પાળો અને ભેજવાળી જમીનમાથી પાણી ઉલેચી નાખવા ખાતે ૧૨૫૦૦૦૦૦૦, અને જાહેર મકાનો ખાતે ૧૦૦૦૦૦૦૦૦ ફ્રાન્ક

આ આશ્ચર્યજનક કાર્ય નેપોલિયનની અલૌકિક બુદ્ધિ, એકનિષ્ઠા અને રાજ્યની કુલ સત્તા તેના એકલાના હાથમાં હોવાને લીધેજ તેનાથી થઇ શકયુ હતુ ગયા જમાનાનો કોઈ માણસ ફ્રાન્સ પાછો આવે અને આ અજાયબ જેવા કામો જોઇને પૂછે કે આ પરિણામ લાવતાં સુલેહશાતિના કેટલા બધા વર્ષ અને કેટલા પ્રજાહિ-તચિતક રાજાઓની કારકીર્દી વીતી ગઇ હશે ? તો તેનો ઉત્તર એટલોજ આપી શકાય તેમ છે કે આ સર્વ કાર્ય લડાઈના બાર વર્ષ દરમ્યાન એકજ રાજા કરી શકયો છે ૧૮૧૩ ની સાલમાં ફ્રાન્સ તેની ઉન્નતિના શિખરે પહોચ્યુ હતુ ત્યાર પછી તરતજ ફરીથી ભયાનક દાવાનળ સળગી ઉઠયો, અને અનેક પ્રકારની અસાધા-રણ વિપત્તિઓમા નેપોલિયન ફસાઈ ગયો અને ધીમે ધીમે તેના રાજ્યની પડતી દશા થવા લાગી તેના પછી પદભ્રષ્ટ થએલા બુર્બોન વશીય રાજાઓ પુન ગાદીએ આવ્યા, તેમના પછી પણ અનેક યુગાતરો થયા પણ નેપોલિયનના સમયની જાહોજલાલી અને ચેતન તો ગયાં તે ગયાજ

નેપોલિયન આખા રાજ્યના લશ્કરી તથા મુલ્કી વહીવટ ઉપર જાતે દેખરેખ રાખતો દરેક ખાતાના પ્રધાનોએ ઘડેલી યોજનાઓ તેની આગળ રજુ કરવામા આવતી રાજ્યનો હિસાબ તે જાતેજ તપાસી જોતો. સરકારી પત્રવ્યવહાર તે જોઈ જતો અને પોતાને હાથે તેમાં સુધારો કરતો કદી પણ શ્રમિત થાય નહિ એવી તેની માનસિક અને શારીરિક શક્તિ જોઇને સર્વને અચબો પેદા થતો રશિયામાં થએલી ખુવારીથી આખુ પારિસ ગભરાટમા પડયુ હતુ તોપણ તેની શાંત મુખાકૃતિ

જોઇને અને એ ખુવારીનુ ભયકર સ્વરૂપ તેણે એવી સરળતાથી લેશમાત્ર પણ હકીકત છુપાવ્યા વગર સવને વિદિત કર્યું તેથી પ્રજાનો વિશ્વાસ પાછો સતેજ થયો અને પારિસના અગ્રગણ્ય પત્રોએ તેના બુલેટિનની સમાલોચના કરતા તેની કુશળતાની અને ધૈર્યની પ્રશસા કરી

નેપોલિયનના શબ્દો સમસ્ત પ્રજાએ આતુરતાથી સાભળ્યા અને આખા સામ્રાજ્યમા ફેલાઈ ગયા પારિસની અને આખા દેશની મુખ્ય મુખ્ય સસ્થાઓએ પ્રેમ અને ભક્તિ દર્શાવનારા ઠરાવો કરીને તેના તરફ મોકલાવ્યા રોમ, મિલન, ફ્લોરેન્સ, ટ્યુરિન, હૅમ્બર્ગ, આમ્સ્ટરડામ અને મેન્સના નાગરિકોએ રાજભક્તિનુ સર્વોત્તમ દૃષ્ટાંત આપ્યુ તેઓ તેમના ઉદારચરિત નેતાની આસપાસ તેની ખરી આફતના વખતમા કૃતજ્ઞતાપૂર્વક તેને સહાય આપવા એકઠા થયા તેમાં મનુષ્ય સ્વભાવના ઉમદામા ઉમદા સ્વરૂપનુ દર્શન થતું હતું નમુના તરીકે મિલનના શહેરીઓએ નીચે મુજબનો સદેશો મોકલ્યો હતો

" અમારા ગન્યના આપ જન્મદાતા છો અમારા રાજ્યના કાયદા, ઐતિહાસિક મકાનો, રસ્તા, ખેતી અને વ્યાપારની આબાદી, કળાનો વિકાસ, તેનું ગૌરવ અને સુલેહશાતિ એ સર્વ અમને આપનાદ્વારા પ્રાપ્ત થયાં છે ઈટાલિની પ્રજા આખા જગત્ સમક્ષ જાહેર કરવા તૈયાર છે કે આપે ઈશ્વરની પ્રેરણાથી જે મહાન કાર્ય આરભ્યુ છે, તે સિદ્ધ થાય તે માટે તેઓ કોઇ પણ પ્રકારનો ભોગ આપતાં અચકાતા નથી અસાધારણ સજોગોમાટે અસાધારણ બલિદાનની જરૂર છે અને તે અર્થે અમે બેહદ પરિશ્રમ લેવા તૈયાર છીએ આપને હથિયાર, સૈન્ય, નાણુ અને અટળ ભક્તિની જરૂર છે અમારી પાસે જે કાંઇ સાધન છે તે સર્વ અમે આપના ચરણ આગળ ધરીએ છીએ આપે અમને રાજનૈતિક જીવન બક્ષ્યુ છે તેનુ અમને કૃતજ્ઞતાપૂર્વક જ્ઞાન હોવાથી અમારા રાજ્યની સમસ્ત પ્રજાનો આ અવાજ છે "

પ્રશિયા અને આસ્ટ્રિયાએ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના સૈન્ય સાથે ઘણીજ નાખુશીથી સહકાર કર્યો હતો હવે પ્રશિયાએ પ્રકટ રીતે શત્રુભાવ બતાવ્યો, અને થોડાજ સમયમા તેમણે નેપોલિયનની વિરુદ્ધ રશિયા અને ઇગ્લડ સાથે કોલકરાર કર્યા રશિયામાં ફ્રેન્ચ સૈન્યની પાયમાલી થઇ તેથી પ્રશિયાના રાજાને હિમત આવી અને તેણે પણ રશિયા સાથે દરેક યુદ્ધમાં સામેલ થવાનુ કબૂલ કરીને ફ્રાન્સ સાથે લડાઇ જાહેર કરી

આ સમાચાર જ્યારે પારિસમા આવી પહોચ્યા ત્યારે નેપોલિયને કહ્યુ કે " શક પડતા મિત્ર કરતાં પ્રકટ શત્રુ વધારે સારો. પ્રશિયાના રાજાને હુ ઘણીજ સહેલાઇથી પદભ્રષ્ટ કરી શકત પણ તે વખતે મે તેમ ન કર્યું એ મારી મોટામા મોટી ભૂલ થઇ જો મે તેમ કરીને ત્યાંની પ્રજાને સપૂર્ણ સ્વરાજ આપ્યુ હોત તો

તેઓ ગુલામગીરીમાંથી છૂટા થાત અને સંતુષ્ટ રહેત "

હજીપણુ આબરૂભરેલી ઉદાર સરતો પ્રમાણે સલાહ કરવા નેપોલિયન રાજી હતો સલાહને માટે તે ઘણી બાબતમા નમતુ મૂકવા પણ તૈયાર હતો, પણ તેની સામે એકસપી કરી બેઠેલા યૂરોપના આપખુદ રાજાઓ તેની ઉદારતા જોઈ શકતા ન હતા નેપોલિયન સાચુજ કહે તો હતો કે "ફ્રાન્સની રાજ્યક્રાન્તિના શત્રુઓ મરતાસુધી લડવાનો નિશ્ચય કરી બેઠા છે "

નેપોલિયનના પક્ષમાથી પ્રશિયા છૂટુ પડ્યુ કે તરતજ ફ્રાન્સની સામે એકસપી કરનારા રાજાઓએ એકરાર કર્યો કે જર્મનીના તમામ રાજ્યોએ નેપોલિયનની સામે લડવા માટે એકત્ર થઇ જવુ અને જે ન જોડાય તેમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા આવી રીતે તેઓએ રાજાઓની સ્વતત્રતાને પગતળે છુદી નાખી અને ગભીરમા ગભીર એકરારનો બળાત્કારે ભગ કરાવ્યો. કેટલાક રાજાઓ આવુ નીચ કૃત્ય કરવા ખુશી ન હતા પણ તેઓ ડરના માર્યા આ એકસપીમાં ભળ્યા સૅકસનીના વૃદ્ધ અને મમણુ રાજાએ પોતાના મિત્ર નેપોલિયનને દગો દેવાની ના પાડી તેથી તેની ગાદી જોખમમા આવી પડી અને તેને પોતાની રાજધાનીમાથી નાસી જવુ પડયું

યૂરોપના મિત્રરાજ્યોના સૈન્ય એ રાજાના નાનકડા રાજ્ય ઉપર ઉલટયાં અને ત્યાંની રાજધાની ડ્રેસ્ડન કબજે કર્યું ફ્રાન્સમાંથી પ્રકટ થતા ઉદાર અને સ્વતત્ર વિચારોથી જેમને ડરવાનુ કારણ હતું તેવા પક્ષના લોકોએ તેમને આવકાર આપ્યો. નેપોલિયને જે જે નાના નાનાં રાજ્યોને નવજીવન આપ્યુ હતુ, જેમને આપખુદ રાજ્યોની બેડીમાથી છોડાવ્યો હતો તેમાથી પણ કેટલાક ડરનાં માર્યા ખશી ગયા તટસ્થ રાજ્યોને પણ ઈગ્લડે ધમકાવીને આ એકસપીમા જોડાવાની ફરજ પાડી. ઈંગ્લડનો એક કાફલો ડેન્માર્કની રાજધાની કોપનહેગન આગળ જઈ પહોંચ્યો અને તમે આ એકસપીમાં જોડાઓ છો કે નહિ તેનો અડતાળીશ કલાકમા હા કે નામા ચોકખો જવાબ આપો, નહિ તો અમે શહેરને તોપને ધડાકે ઉડાવી દઇશુ, એવી ધમકી આપી. આ યૂરોપીય વિગ્રહમા જે જુલમભરેલુ ચાંચીઆપણુ કરીને ઇગ્લંડે અનેકવાર પોતાના નામને કલક લગાડયુ છે તેમાનુ આ એક વધારે હતુ બિચારૂ ડેન્માર્ક ગભરાઇ ગયુ. થોડા વખતપરજ ઈગ્લડે તેના ઉપર વર્તાવેલા ત્રાસની નિશાનીઓ હજી તાજી હતી હજી તેના પુત્રોના લોહી તેના રસ્તાઓ ઉપરથી સૂકાયાં ન હતા

ફ્રાન્સ સાથેની લડાઈનો હિમાયતી અને પ્રજાસત્તાક રાજ્યતત્રનો વિરોધી ઈંગ્લડનો ટોરી પક્ષ હવે ખુશ ખુશ થઇ ગયો આટલા બધા વર્ષસુધી નામોશી અને નુકસાન સહીને તેમણે લડાઇ ચાલુ રાખ્યા પછી હવે તેમને ફતેહનો સભવ દેખાવા લાગ્યો. ઈંગ્લડની સરકારના દલાલો મારફતે ફ્રાન્સના સમુદ્રકિનારાના તમામ પ્રાન્તોમા હજારો લાખો પત્રિકાઓ છૂટથી વહેચવામા આવી તેમા નેપોલિયનની હલકામા

હલકી બદનક્ષી કરવામા આવી હતી તે લોભી, જુલમગાર અને લોહીનો તરસ્યો કહેવામા આવ્યો હતો અને ફ્રાન્સની રૈયતને તેની સામે બળવો કરવાની ઉશ્કેરણી પણ તેમા હતી આ લાખો ભયંકર લડાઇઓ તેણેજ ઉભી કરી છે, સલાહ કરવાની તમામ માગણીઓ તેણે તરછોડી કહાડી છે, તેને મુલકો બાળવાનો અને માણસોની કતલ કરાવવાનો શોખ છે અને લશ્કરી કીર્તિ મેળવવાના અને સત્તાધારી થવાના લોભને લીધે તે આખા યૂરોપની પ્રજાને નવી નવી લડાઇઓ ઉભી કરીને રંજાડી રહ્યા છે–આવા આવા હડહડતા જૂઠા આરોપ તેના ઉપર મૂકવામા આવ્યા હતા સુધરેલી પદ્ધતિના અને પ્રજાને હસ્તક ચાલતા રાજ્યતંત્રના નાયકને કચરી નાખવાના પ્રયાસમાં છૂટથી નાણાનો ઉપયોગ કરવા માટે ઇન્ગ્લંડની પ્રજા ઉપર આંધળીઆ કરીને દેવાના ડુંગર બનાવી મૂકયા હતા

આસ્ટ્રિયાને લલચાવીને પોતાના પક્ષમા વાળી લેવા માટે ઈંગ્લંડે તેને ઘણીજ ભારે લાંચ આપવા માંડી " ઈંગ્લંડે રશિયાને સાડા સત્તર કરોડ ફ્રાન્ક આપ્યા તે ઉપરાત તેણે અમને ( આસ્ટ્રિયાને ) પણ પચીશ કરોડ ફ્રાન્ક આપવા માડયા અમારી આર્થિક સ્થિતિ ઘણીજ તંગ છતાં અમે તે લાંચ સ્વીકારી નથી " આવો એકરાર આસ્ટ્રિયાના રાજપ્રતિનિધિએ તેજ અરસામા કર્યો હતો

આ પ્રમાણે એક બાજુએ જ્યારે ઈંગ્લંડ પોતાની દોલત, લાગવગ નૌકાબળ અને ચાણુક્યનીતિવડે યૂરોપના રાજાઓની જબરદસ્ત એકસંપી રચી રહ્યુ હતુ તે વખતે તે રાજાઓ પણ પોતાની રૈયતને નેપોલિયનની વિરુદ્ધ ઉશ્કેરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા એ જમાનામા દરેક દેશમા પ્રજાવર્ગનો મોટો ભાગ રાજકીય સ્વતંત્રતા મેળવવા ઘણો ઉત્સુક બન્યો હતો રાજાઓએ જાહેરનામા પ્રકટ કર્યા કે આ ન્યાયની લડાઇમા પ્રજા સહાય આપશે તો તેમને લડાઇ પૂરી થયા પછી કાયદેસર બંધારણ મુજબની સ્વતંત્રતા આપવામા આવશે એ વચન તેમણે કદિ પણ પાળ્યા નહિ અને અંગ્રેજ ઇતિહાસકાર નેપિયરના શબ્દોમા કહીએ તો " લોકોને ઠગવાનો તેમણે પ્રથમથીજ ઇરાદો રાખ્યો હતો તેથી તેમણે ઘણીજ ઘૃણાપાત્ર નીચતા દાખવીને ખોટી ખોટી આશાઓ આપીને લોકોને ફસાવ્યા અને આ કપટજાળથી તેઓ અગાઉના કરતાં વધારે બળવાન સૈન્ય એકઠા કરી શકયા "

સૅકસનીમા આવ્યા પછી તેમણે નેપોલિયનની વિરુદ્ધ અસંખ્ય જાહેરનામા પ્રકટ કર્યા પ્રશિયાના સેનાપતિએ જાહેર કર્યું કે " જર્મનો ! તમને પણ પ્રશિયનોના જેટલાજ હક્ક અને દરજ્જા આપવામા આવશે. * હવે મજૂરનો છોકરો પણ શાહ-

* ગરજ વખતે મોટી મોટી લલચાવનારી આશાઓ આપવામા યૂરોપના પ્રધાનો આજે પણ પાછી પાની કરે એવા નથી એ છેલ્લી લડાઇ પૂરી થયા પછી આપણે જોઈ શકયા છીએ

જાદાના જેટલાજ હક્ક ભોગવી શકશે રાજા સ્વતંત્રતા, ઈજ્જત અને સ્વદેશની ઉદાર ભાવનાઓમાં મનુષ્યો વચ્ચેના ભેદ ભૂસાઇ જશે, માણસ માણસ વચ્ચે જો જરા પણ તફાવત રહેશે તો તે માત્ર ઓછી વધતી બુદ્ધિનોજ અને આપણા સર્વના સામાન્ય હિતને માટે લડવાના ઓછા વધતા ઉત્સાહનોજ રહેશે '

આવાં આવાં જૂઠાં વચનોવડે આપખુદ સત્તાને જાળવી રાખનારાઓએ અજ્ઞાન લોકસમૂહને ફસાવ્યો, અને તેઓ સમાનતા તથા સ્વતંત્રતાના રક્ષણને માટે નેપોલિયનની સામે લડે છે એવી તેમના ભોળા મન ઉપર છાપ પાડીને તેમનાજ પગમા બેડી ઠોકવાના કાર્યમાં તેમનેજ સાધનભૂત બનાવ્યા તેમણે લોકોને ઠગવા માટે પ્રજાને આધીન રાજ્યતંત્રનો ઝુંડો ઉપાડવાનો ઢોગ કર્યો અને બિચારા ઉત્સાહી પણ ભોળા ગામડીઆઓ આ કપટજાળમાં ફસાયા અને તેમણે પોતાને હાથે પોતાના હિતનો નાશ કર્યો, પોતાનાજ લોહીમાં સ્વતંત્રતાની ઉગતી આશાને સદાને માટે તેમણે ડુબાવી દીધી વળી ફ્રાન્સના શહેનશાહની આસપાસ ભયંકર આફતોનાં કાળા વાદળ ઘેરાતાં જોઇને આ પ્રસંગે તેને પડખે ઉભા રહેવાને બદલે તેઓએ એમજ માની લીધુ કે એકલા માણસો નહિ, પરંતુ ઈશ્વર પણ તેના ઉપર રૂઠયો છે અને એમ સમજીને તેમણે પોતાના એકના એક સાચા હિતેચ્છુને તજી દીધો

પોતાની આસપાસ ચાલ્યા આવતા આફતોના વાવાઝોડાને નેપોલિયન ધૈર્ય અને શાંતિથી જેયા કરતો હતો જ્યારે તેના શત્રુઓ છેકજ ફતેહની આશામાં છકી ગયા છે ત્યારે તેમને સલાહને માટે કહેણુ મોકલવુ એ વૃથા માનભંગ કરવા જેવુ છે એમ તે જાણી ગયો હતો તેથી તેમના પ્રયત્ન અને કાવાદાવાને ધૂળધાણી કરી નાખવા માટે બમણા ઉત્સાહથી મંડી જવાનુંજ હવે તેને માટે રહ્યુ હતુ ફ્રાન્સની પ્રજાએ ઉત્સાહથી તેના અવાજને ઉપાડી લીધો છેવટના યુદ્ધને માટે માબાપોએ પોતાના વહાલા પુત્રોને અર્પણ કર્યા શહેરે શહેર અને ગામડે ગામડે લડાઇની તૈયારીની ધૂમ મચી રહી જાણે જાદુગરની ઈંદ્રજાળથી માયાવી સૈન્ય ઉભુ થઈ ગયુ હોય તેમ જોતજોતામા મોટુ સૈન્ય તાલીમ લઇને તૈયાર થઈ ગયુ અને એપ્રિલ અધવારતા પહેલાં તો ત્રણ લાખ સિપાઇઓનુ લશ્કર શત્રુઓની પ્રચંડ ભરતીને ખાળવા માટે જર્મની તરફ ચાલતુ થઇ ગયુ નેપોલિયનના કસાયલા પહેલવાન જેવા લડવૈયાઓ તો રશિયાના બરફમાં દટાઇ મુઆ હતા બાકીના સ્પેનમાં રહ્યા રહ્યા ઈંગ્લંડ, પોર્ટુગાલ અને સ્પેનની સામે મહા મુશીબતે લડી રહ્યા હતા તેથી કરીને આ નવુ સૈન્ય " માત્ર છોકરાઓ"નુંજ બન્યુ હતુ એમ સર વૉલ્ટર સ્કૉટ કહે છે તે ખોટુ નથી

પંદરમી એપ્રિલે નેપોલિયને લશ્કરના મુખ્ય મથક તરફ જવાને રાજમહેલ છોડયો જ્યારે તેની ગાડી ચાલવા લાગી ત્યારે તેણે તે મહેલ તરફ થોડી વારસુધી જેયા કર્યુ, પછી તે કપાળપર હાથ દઇને ઉંડા વિચારમાં પડી ગયો તેણે કહ્યું,

"મને મારા રાજ્યના ગરીબમા ગરીબ ખેડુતના સુખની અદેખાઇ આવે છે આ ઉમ્મરે તે પોતાના દેશનુ દેવુ અદા કરી નાખે છે અને પોતાની સ્ત્રી તથા બાળકો સાથે આનંદ કરતો હોય છે ત્યારે મારે સર્વને છોડીને લડવા જવુ પડે છે ! મારા અતર્ક્ય પ્રારબ્ધમા એવુજ નિર્માણ થયુ છે "

તેણે પોતાના સૈન્યને એર્ફર્થ આગળ એકત્ર કરવાની આજ્ઞા આપી હતી પચીશમી એપ્રિલે તે ત્યાં આવી પહોંચ્યો મિત્રરાજ્યોના સૈન્ય ફતેહથી અને તેમની વિશાળ સખ્યાથી ઉન્મત્ત થઇ ગયા હતાં, અને ફ્રાન્સમા રાજાઓના પક્ષના લોકો બળવો કરશે એવી આશા રાખીને આગળ ચાલ્યા આવતા હતા નાની નાની કેટલીક ઝપાઝપી થઇ અને તેમા શત્રુસૈન્યની સખ્યા મોટી છતાં નેપોલિયનનુ બુદ્ધિબળ સર્વોપરિ નીવડયુ

એમ કરતા કરતા બેઉ તરફના સૈન્ય ઘણી મોટી સખ્યામા લ્યૂઝેનના મેદાન આગળ સામસામાં આવી ગયાં શત્રુના હાથ તરફથી એકાએક હુમલો કરવામા આવશે એવુ નેપોલિયને ધાર્યું ન હતુ તેથી તે નિશકપણે કુચ કરતો હતો અને તેનુ સૈન્ય લાબી લાબી હારમાં ચાલતુ હોવાથી છેલ્લી ટુકડી ત્રીશ માઇલને અતરે હતી માર્ગમા કેટલાક નાના ડુગરાઓ આવેલા હતા તેમની પાછળ મિત્રરાજ્યોનુ એશી હજાર સિપાઇઓનુ લશ્કર ચાર ચાર હારમાં ગોઠવાઇને ઉભુ હતુ તેમનુ બળવાન તોપખાનુ સર્વને મોખરે હતુ અને પચીશ હજાર સારામા સારા ઘોડેસ્વારોની ફોજ અનામત ખાતે ઉભી હતી. રસ્તાનો વાક પૂરો થતાજ ફ્રેન્ચ લશ્કરની આગલી હાર તેમની સામે એકાએક આવી ઉભી કે તરતજ આકાશભેદી ગર્જના કરતા ભરતીના પ્રચડ મહામોજના વેગથી તેમના ઉપર શત્રુના સિપાઇઓ તુટી પડયા તોપખાનામાથી એકસામટો અગ્નિનો વરસાદ વરસવા લાગ્યો ફ્રેન્ચોની આગલી હારના જોતજોતામાં પુરચે પુરચા ઉડી ગયા નેપોલિયનને ખબર કરવા સ્વાર પર સ્વાર દોડાવવામાં આવ્યા, અને સેનાપતિએ કહેવડાવ્યુ કે પાછળનુ સૈન્ય જલદી આવી નહિ શકે તો બધુ ગયુ જાણજો થોડીવારમા તે ત્યા આવી પહોંચ્યો તેની પાસે માત્ર ચારજ હજાર સ્વાર હતા. શાતિથી તેણે વસ્તુસ્થિતિ તપાસી લીધી અને પોતાના નાના સરખા સૈન્ય ઉપર ઉલટેલા પ્રચડ મહાસાગર જેવા શત્રુસૈન્યને જોઈ જરા પણ ન ગભરાતાં તેણે કહ્યુ —

"આપણી પાસે સ્વાર નથી કાંઇ ફિકર નહિ. મિસરમાં જેમ કર્યું હતુ તેમ આજે પણ ચલાવી લઇશુ. ફ્રેન્ચ પાયદળ કોઇથી ઉતરે એમ નથી મને મારા જુવાન સિપાઇઓની બહાદુરી ઉપર શ્રદ્ધા છે "

એમ કહીને તેણે ઘોડો દોડાવ્યો અને જ્યાં તોપોના અવિરત ધડાકા તથા ધુમાડાનાં વાડાં વાદળોવડે દારુણ સગ્રામ મચી રહેલો જણાઇ આવતો હતો ત્યાં જઇ

પહોચ્યો ત્યા મચી રહેલો ગભરાટ અને કતલ જોઇને સખતમા સખત દિલના માણસની પણ હિમત છૂટી જાય એમ હતુ નેપોલિયનના જુવાન નવા સિપાઇઓ રશિયન તોપોના ભયાનક અગ્નિવર્ષણથી ગભરાઇ નાસાનાસ કરી રહ્યા હતા માત્ર થોડીક ઘડાયલા સિપાઇઓનીજ ટુકડીઓ લોહીલુહાણુ અને છિન્ન ભિન્ન થએલી છતાં ધીમે ધીમે પછળ હડતી હતી બધા લશ્કરમા નાસ ભાગ થાય એટલે તેમના ઉપર તૂટી પડીને ઘાસની માફક કાપી નાખવા માટે પાસેની ટેકરીઓ ઉપર ઘોડે સ્વાર તૈયાર થઇનેજ ઉભા હતા.

નેપોલિયનને આવેલો જોતાંજ સિપાઇઓમાં નવો ઉત્સાહ આવ્યો અને બધા તેની આસપાસ ભેગા થઇ ગયા તેના થોડા ઉત્તેજક શબ્દોવડે તેમની ગએલી હિમત પાછી આવી વીખેરાઇને નાસી જતા સિપાઇઓ થોભ્યા અને તરતજ નાની નાની ચોરસ આકૃતિમા ગોઠવાઇ ગયા.

તે ઝપાટાબધ બધે ફરી વળ્યો મરવાની અણીપર આવેલા સિપાઇઓના ચહેરા ઉપર તેના દર્શનથી આનદનો ઉજાસ આવી જતો અને "શહેનશાહ ઘણુ જીવો" કહી તેઓ પ્રાણ છોડતા સિપાઇઓ, અમલદારો અને સેનાપતિઓએ આ પ્રસગે અપૂર્વ શૌર્ય દાખવ્યું નવા સિપાઇઓ જેમણે ખરેખરી લડાઈ કદિ જોઇ ન હતી તેમને પોતાના ઉદાહરણથી ઉત્તેજન આપવા માટે નેપોલિયન ગોળીઓની ઝડીની વચમાં જઇને ઉભો રહેતો

આઠ કલાકસુધી દારુણ સગ્રામ મચી રહ્યો મુડદાં અને ઘાયલ થઇને પડેલા સિપાઇઓથી મેદાન છવાઇ ગયુ ફ્રેન્ચ સેનાપતિ જેરાર્ડને ઉપરાઉપરિ ગોળીઓ વાગવાથી લોહીથી ખરડાઇ ગયો હતો છતા તે લશ્કરની આગળજ ઉભો રહ્યો હતો અને વારવાર કહેતો કે "ફ્રાન્સના પુત્રો ! ખરી અણીનો વખત આજે આવ્યો છે જેઓ પોતાના દેશને ચાહતા હોય તેમણે આજે જીતવુ કે મરવુ"

નેપોલિયને પોતાના અપરાજિત શહેનશાહી રક્ષકોની ટુકડી અત્યારસુધી અનામત રહેવા દીધી હતી આઠ કલાકના સગ્રામ પછી તેમને છોડી મૂકવાનો અવસર આવી પહોચ્યો તેમની આગળ સાઠ તોપોની હાર રાખીને સજડ સજડી ગોઠવાયલી સોળ ટુકડીઓ મિત્રરાજ્યોના થાકથી શિથિલ થયેલા સૈન્ય ઉપર વજ્રની માફક તૂટી પડી. અવિરત અગ્નિના ભભૂકા અને તોપોના ધડાકા તેમની આગળ આગળ થતા જ રહ્યા કોઇની પણ તાકાત ન હતી કે આ ધસારાની સામે પળવાર પણ ઉભા રહે ધૂમાડાના અને ધૂળનાં વાદળાંમા ઢકાયલા હોવાથી નેપોલિયન તેમને જોઇ શકતો ન હતો, પરતુ જેમ વખત જતો ગયો તેમ તેમની તોપોના ધડાકા વધારે ને વધારે દૂરથી સભળાયા કરતા હતા તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવ્યુ કે તેઓ દુશ્મનોને મારી હડાવતા આગળ ધસ્યા જતા હતા. છેવટે નેપોલિયને પૂરેપૂરી ફતેહ મેળવી.

તેની પાસે પૂરતા સ્વાર ન હોવાથી તેના શત્રુની પૂંઠ ન લેવાઇ શત્રુઓ નાસીને નિષ્ઝિક ગયા અને ત્યાંથી ડ્રેસ્ડન સુધી પાછા હઠી ગયા તેઓ ધારતા હતા કે ફ્રાન્સના સૈન્યની રશિયામાં પાયમાલી થએલી હોવાથી હવે તેને સહેલાઇથી જીતી શકાશે, પરંતુ નેપોલિયનનું લશ્કરી બળ જેવું ને તેવું પ્રચંડ જોઇને તેઓ ગભરાટમાં પડી ગયા

બીજે દિવસે સવારમાં ઘોડે બેસીને નેપોલિયન રણક્ષેત્રમાં ફરી વળ્યો પોતાના નાની ઉમ્મરના છ હજાર જુવાન સિપાઇઓના મુડદા જોઇને તેના અંતઃકરણમાં ઉંડામાં ઉંડી શોકની લાગણી પેદા થઈ તેમની કોમળ આકૃતિ અને નાજુક શરીર ઉપરથી જણાઇ આવતું હતું કે તેઓ સારામાં સારા ખાનદાન કુટુંબોના ફરજંદ હતા અને લડાઇના રાક્ષસી કામને માટે અયોગ્ય છતાં દેશભક્તિની પ્રબળ લાગણીને લીધેજ તેમણે પોતાના પ્રાણની આહુતિ આપી હતી એક મરવા પડેલો જુવાન છોકરવાદ પ્રશિયન સિપાઇ પોતાની છાતી સાથે કાંઇક દાબી રાખીને પડ્યો હતો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે તેની પ્રિયતમાએ સ્નેહની નિશાની તરીકે રેશમના કકડાનો વાવટો બનાવીને તેને ભેટ આપ્યો હતો અને તે વહાલી ચીજને મરતી વેળા પણ તેણે છાતીએથી અળગી કરી ન હતી આ કરુણ દૃશ્ય નેપોલિયન પળવાર જોઈ રહ્યો અને તેની આંખ ભરાઇ આવી તેની દૃઢતા અને સ્વદેશભક્તિના વખાણ કરી તેના શબને તેણે લશ્કરી માન સાથે દફનાવવાનો હુકમ કર્યો આવી રીતે શત્રુના સદ્‌ગુણ તરફ પણ તે માનની નજરથી જોતો હતો.

લ્યૂઝેનની લડાઇ નેપોલિયનની બુદ્ધિની અને તેના સિપાઇઓની ભક્તિની સારામાં સારી સાબિતી તરીકે મનાય છે તેના શત્રુઓએ લડવાની જગ્યા આગળથી પસંદ કરી રાખી હતી ટેકરીઓની પાછળ છુપાઇને તેમણે ફ્રેન્ચો ઉપર છાપો માર્યો હતો કૂચ કરતાં કરતાં એકાએક શત્રુનો હુમલો થયો તે વખતે ફ્રેન્ચ સૈન્ય ત્રીશ માઇલ સુધી લંબાઈ ગએલું હતું અને શત્રુનું સઘળું બળ નેપોલિયનના સૈન્યના જમણા ભાગ તરફ તથા મધ્યભાગ તરફ એકત્રિત થઈ ચૂકેલું હતું છતાં તેણે નવા, બિન-અનુભવી સિપાઇઓવડે પણ શત્રુનો હુમલો ખાળી રાખ્યો પાછલા લશ્કરને આવી પહોંચતાં આઠ કલાક લાગ્યા ત્યાંસુધી ટકાવ કર્યો અને છેવટે સંપૂર્ણ ફતેહ મેળવી નેપોલિયન તરફ તેના લશ્કરની વ્યક્તિગત ભક્તિવડેજ આ પરિણામ આવી શક્યું હતું આજ લડાઇ દરમ્યાન એક ટુકડીને અત્યંત જોખમભરેલી જગ્યાએ મોકલવાની જરૂર જણાઇ હતી એ ટુકડીના સરદાર ઉપર તમામ સિપાઇઓનો બેહદ પ્યાર હતો તે સરદાર બહાદૂર હોવા છતાં તેને કોઇક દોષને લીધે તેના દરજ્જા ઉપરથી ઉતારી પાડવામાં આવ્યો હતો મનુષ્ય સ્વભાવની વિચિત્રતાને નેપોલિયન કુદરતી રીતે ઘણી સહેલાઇથી ઓળખી શકતો હતો આ વખતે જ્યારે યુદ્ધની રમઝટ મચી રહી હતી

તે વખતે સિપાઇઓના દેખતાં તેણે પેલા સરદારને માફી આપી તેના શૌર્યના વખાણ કર્યા, અને તે થતાંમાંજ તોપોના ધડાકાને પણ દબાવી દે એવો ગગનભેદી હર્ષનાદ તમામ સિપાઇઓએ એકસામટો ઉચ્ચાર્યો તેઓના હાથમાં નવું જોર આવ્યું અને નદીના ધોધની માફક જ્યાં તેમને મોકલવાના હતા ત્યાં હર્ષનાદ કરતા તેઓ ધસી ગયા

મે માસની બીજી તારીખે નેપોલિયન પોતાના વિજયી સૈન્યસહિત કુદરતી શોભાથી રમણીય દેખાતા ડ્રેસ્ડન નગર આગળ આવી પહોંચ્યો તેની આસપાસની, સુંદર ટેકરીઓ વચ્ચેના મેદાનમાં શહેર નાટકની મનોહર રંગભૂમિની પેઠે શોભી રહ્યું હતું નજીકમાં એલ્બા નદીનો પ્રવાહ શાંતપણે વહન કરતો હતો તેના કિનારા ઉપર પુષ્પવાટિકાઓ અને ફૂલફળથી લચી રહેલાં વૃક્ષોની ઘટા આવી રહી હતી આથમતા સૂર્યના કિરણ શહેરના મિનારાઓ, સુઘટિત ઘુમ્મટો અને રમણીય હવેલીઓ ઉપર ચળકી રહ્યા હતા તેનાથી થોડે દૂર નાસતા શત્રુસૈન્યનાં શસ્ત્રો ઝળકતા હતા, તેમની પૂંઠે પડેલા ફ્રેન્ચોની તોપોના ધડાકા સંભળાતા હતા, અને નેપોલિયનને તેના પરમમિત્રની રાજધાનીમાં આવકાર આપવા માટે ડ્રેસ્ડનના દેવળોમાં ઘંટનાદ થતો હતો

થોડાજ દિવસ અગાઉ શહેરના ઉમરાવ અને શ્રીમંતવર્ગે રશિયા અને પ્રશિયાના લશ્કરને આવકાર આપ્યો હતો આજે પ્રજા સ્વાતંત્ર્યના મહાન રક્ષક નેપોલિયનને સાધારણ જનતા ઉલ્લાસથી વધાવી લેતી હતી શહેરના માજીસ્ટ્રેટ અથવા મ્યુનિસિપાલિટીના સભાસદો જેમણે રાજદ્રોહ કરીને મિત્રરાજ્યના લશ્કરને આવકાર આપ્યો હતો તેઓ પાછા નેપોલિયનને પણ સલામી આપવા હાજર થયા હતા !

રશિયાના લશ્કરે નાસતી વખતે એલ્બ નદી ઉપરના પૂલને લગભગ નકામા જેવો કરી નાખ્યો હતો અને હવે તેઓ બોઝેન આગળ મજબૂત ખાઇઓ ખોદીને છેવટની લડાઈ લડવા તૈયાર થઇને બેઠા હતા ફ્રેન્ચ ઈજનેરોએ ઝપાટાબંધ પૂલની મરામત કરી નાખી અને સૈન્ય ત્વરાથી નદી ઓળંગવા લાગ્યું નદીકિનારે એક પત્થર ઉપર બેસીને નેપોલિયન પોતાના જુવાન સિપાઇઓને ઉત્તેજન આપી રહ્યો હતો અને તેઓ હર્ષનાદ કરતા પૂર ઉત્સાહમાં તેની પાસેથી પસાર થતા હતા એ પ્રમાણે આખું સૈન્ય તોપો અને તમામ સરંજામસહિત એલ્બા નદીને સામે કિનારે જઇ પહોંચ્યું

મેની બારમી તારીખે નેપોલિયન અને સેક્સનીના રાજાની સ્વારી રાજમહેલ તરફ જવા નીકળી તોપોના ધડાકા થતા હતા, રણવાદ્ય વાગતા હતાં, દેવળોમાં મંગલસૂચક ઘંટનાદ થતા હતા અને લોકો તેમને હર્ષનાદથી વધાવી લેતા હતા તેમના માર્ગ ઉપર પુષ્પવૃષ્ટિ થતી હતી અને શહેરની સુંદરીઓ મધુર હાસ્ય કરતી ઝરૂખાઓમાં રૂમાલ ઉડાવતી ઉભી હતી નેપોલિયને આવા અનેક શુભ પ્રસંગો અનુભવ્યા હતા પણ તેમાંનો આ છેલ્લોજ હતો તેની આસપાસ ઘેરાતી વિપત્તિઓનું

ખરેખરૂ મહત્ત્વ તે સમજી ગયો હતો તેથી અત્યારે વિજય અને હર્ષના અવસરમાં પણ પોતાના માર્ગમાં આવી ઉભેલી મુશીબતોની પર્વતમાલા તરફ તેનુ લક્ષ્ય જતુ હતુ અને તે ઉદાસીન તથા વિચારમગ્ન બનીને ચાલતો હતો

તેણે પાછળથી એકવાર કહ્યુ હતુ કે "મને છેવટના ભયકર પરિણામનો દિવસ નજીક આવતો દેખાયો હતો મારા હાથમાથી રાજ્યની લગામ જાણે સરી પડતી હોય એમ મને લાગતુ હતુ હુ જાણતોજ હતો કે પોતાને જેથી લાભ થાય એવી મુસ્કેલીમા હુ સપડાઉ કે તરતજ આસ્ટ્રિયા પોતાનુ વલણ બદલ્યા વગર નહિ રહે "

પોતે જીતેલો છતાં હમેશના રિવાજ મુજબ તેણે સલાહને માટે કહેણુ મોકલી જોયુ સલાહ કરવા તે ખરા અત કરણથી રાજી હતો પણ સ્વમાન ગુમાવવા તે જરા પણ તૈયાર ન હતો મિત્રરાજ્યોને ઉમેદ હતી કે આસ્ટ્રિયા તેમના પક્ષમા ભળ્યા વગર નહિજ રહે, તેથી તેમણે એવી આકરી સરતો બતાવી કે જેનો અર્થ નેપોલિયનની પૂરેપૂરી પાયમાલી કરવી એવોજ થતો હતો આ સરતો તેણે નજ સ્વીકારી યુજીનને તેણે ઇટાલિ મોકલ્યો, કારણ કે આસ્ટ્રિયા પોતે એકવાર ગુમાવેલા પ્રદેશોનો કબજો પાછો મેળવવા ગુપ્ત રીતે ખટપટ કરી રહ્યુ હતું

એક અઠવાડીઉ આ રીતે ગયા પછી નેપોલિયને બોઝેન તરફ ચાલવા માડ્યુ માર્ગમા લડાઇને લીધે બળીને ઉજ્જડ થએલુ એક ગામ આવ્યુ ત્યાના લોકોની લાચાર હાલત જોઇને તેને ઘણુ લાગી આવ્યુ લોકોને તેમની ચાલુ જરૂરીઆતને માટે તેણે એક લાખ ફ્રાન્કની મદદ આપી અને તેમનાં ઘર ફરીથી બાધી આપવાનુ વચન આપ્યુ

એકવીશમી તારીખે સવારમાં ફ્રેન્ચ સૈન્ય મિત્રરાજ્યોની ખાઇઓ નજીક આવી પહોચ્યુ તેમની આગળ સ્પ્રી નદી વહેતી હતી જમણા ભાગની ટેકરીઓ ઉપર નારાયાનુ જબ્બર તોપખાનુ ગોઠવાઇ ગયુ હતુ અને ડાબી બાજુએ આવેલી ખરબચડી ટેકરીઓ ઉપર પ્રશિયાની તોપો ડોળા ધુરકાવી રહી હતી નેપોલિયને નજર ફેકતામાજ જોઇ લીધુ કે આ મજબૂત છાવણી ઉપર સીધો હુમલો કરવા જતાં ફાવી શકાય એમ નથી તેણે જમણી બાજુ તરફથી દુશ્મનોની નજર ન પડે એટલો લાબો ચકાવો લઇને છાવણીના પાછલા ભાગ તરફ આવી પહોચવા માર્શલ નેને મોકલી દીધો અને શત્રુનુ ધ્યાન રોકી રાખવાને આ બાજુથી પોતે બીજા સેનાપતિઓ સાથે હુમલો કર્યો

ચાર કલાકસુધી ફ્રેન્ચોએ શત્રુઓની અભેદ્ય કિલ્લેબદી ઉપર સમુદ્રના મોજાની માફક એક પછી એક હુમલા કર્યાજ કર્યા આખરે શત્રુના છાવણીની પાછલી બાજુ તરફથી નેના લસ્કરની રણતુરીનો નાદ સભળાયો "શહેનશાહ ઘણુ જીવો"ની જયઘોષણા અને તોપોના તથા બદુકોના પ્રચડ ધડાકા સાથે માર્શલ નેનુ લસ્કર થાકેલા દુશ્મનોની છાવણી ઉપર તૂટી પડ્યુ ચારે બાજુએથી એકસામટો હુમલો

થએલો જોઇને તેઓ ગભરાયા, વીખેરાયા અને જેમનાથી નસાયુ તેઓ બોહીમિયાના જંગલોમા ભરાઇ ગયા નેપોલિયન બીજીવાર પણ જીત્યો પરના ઘોડેસ્વાર ન હોવાથી આ વખતે શત્રુની પૂઠ ન લેવાઇ

કેટલાક દિવસસુધી રાતદહાડો પળવારની પણ ઉંઘ કે આરામ લીધા વગર નિરંતર કામ કરવાથી નેપોલિયન એટલો બધો થાકી ગયો હતો કે આખરે આ યુદ્ધ દરમ્યાન તે એક તોપને અઢીંગીને સૂતો અને તોપોના ધડાકા અને યુદ્ધનો કોલાહલ છતા પણ ઘસઘસાટ ઉંઘી ગયો!

ફ્રેન્ચો જીત્યા ખરા પણ તેમણે શત્રુની તોપો ઉપર સીધો હુમલો કરેલો હોવાથી દુશ્મનો કરતા તેમને થએલુ નુકસાન વધારે હતુ પાચ હજાર તો માર્યાજ ગયા અને બીજા વીશ હજાર લોહીલુહાણ હાલતમા દવાખાનાઓમા ગયા

આ લડાઈની યાદગીરી અને ફ્રાન્સ તથા ઇટાલીની પ્રજાએ કરેલી સેવાની પિછાન તરીકે એક કીર્તિસ્તંભ રચવાની આજ્ઞા કરી દેશના રક્ષણ માટે ત્રણજ મહિનામા બાર લાખ માણસો પ્રજાએ અર્પણ કર્યા, તે સ્વદેશસેવાના કાર્યને ભવિષ્યની પ્રજા કૃતજ્ઞતા અને અભિમાનપૂર્વક જુએ એ આ કીર્તિસ્તંભનો હેતુ હતો નેપોલીયનની પડતી થવાથી આ પ્રશંસનીય કામ અટકી પડયુ અને પ્રજાસ્વાતંત્ર્યના હિમાયતીઓ, સ્વદેશપ્રેમના પ્રશંસકો અને સુદર કળાના રસજ્ઞ પુરુષો, મિત્ર રાજ્યોની કૃતેહથી થએલી એ નુકસાની તરફ ખેદની લાગણીથી જુએ છે

તે રાત્રે નેપોલિયને ઉંઘ લીધી ન હતી તેણે બેચાર હુકમો લખાવ્યા. પછી ત્રણ વાગ્યા એટલે એક સેનાપતિને સાથે લઇને તે ગુસ્ટાવસ એડોલ્ફસની દરગાહનાં દર્શને ગયો રાત્રિની શાતિ, ચદ્રના પ્રકાશમા મકબરાનો હૃદયને નરમ કરી નાખે એવો દેખાવ, જે લડાઇમા પોતે રોકાયો હતો તે દરમ્યાન તેના સજોગોની અત્યત ગુંચવણ ભરેલી સ્થિતિ—આ બધાવડે તેના વિચારશીલ મન ઉપર ઉદાસીનતાની ઘેરી છાયા પથરાઇ આ રીતે એક કલાકસુધી ત્યા બેસીને બહાર આવ્યા પછી તેણે કહ્યુ કે " આ મહાપુરુષની સમાધિની યાત્રા વખતે મને અજાયબ જેવી રીતે ભવિષ્યનુ જ્ઞાન થયુ હતુ અને મારા ભાવિની પોથી મારી આગળ ઉઘડી ગઈ હતી"

સવાર પડતાજ તેણે કુચ શરૂ કરી અને શત્રુસૈન્યના પાછલા ભાગને પકડી પાડયો સખત ઝપાઝપી હવે શરૂ થઇ અને નેપોલિયન જ્યાં ઉભો હતો ત્યા ગોળાનો વરસાદ પડવા લાગ્યો તેનો એક અંગરક્ષક માર્યો ગયો પોતાની પાસે ઉભેલા સન્દાર ડૂરોને તેણે કહ્યુ, " આજે તમે કે હું, એમાથી એકનો પ્રાણ જરૂર જશે "

બપોર પછી નેપોલિયન તેના અંગરક્ષકો સાથે દોડતે ઘોડે એક કોતરમાથી પસાર થતો હતો તેવામાં એક ગોળો ઝાડને વાગ્યો અને ત્યાં અથડાઇને તેના એક સરદારના પ્રાણ લીધા અને ડૂરોને એવો સખત જખમ લાગ્યો કે તેના પેટના આંતરડા

બહાર નીકળી ગયાં નેપોલિયન શોકથી વિહ્વળ થઈ ગયો અને બોલ્યો કે મારી ભવિષ્યવાણી ખરી પડી તેણે નાના બાળકની માફક કલ્પાંત કરવા માંડયુ અને કહ્યુ કે હુ કાલે જીતીને પાછો દેશ જઈશ પણ એ ફતેહથી મને આનંદ નહિ થાય તે ડૂરોની મરણપથારી પાસે જઈ બેઠો અને તે મરવા પડેલા મિત્રના હાથ પોતાના હાથમા લઈને દાકતરોને વિનવવા લાગ્યો, પણ તેમણે આશા ન આપી. ડૂરો પણ ગળગળો થઈ ગયો અને બોલ્યો કે મે મારી આખી જિંદગી તમારી સેવામાં ગાળી છે અને હવે મારાથી તમારી સેવા નહિ થાય એટલા માટેજ મને મરવુ નથી ગમતું "

નેપોલિયને ગદ્દગદ સ્વરે જવાબ આપ્યો કે " ડૂરો ! આત્મા અમર છે. મૃત્યુ પછી પણ પરલોકમા જીવવાનું છે ત્યા તુ મારી રાહ જોજે એક દિવસ ત્યાં પાછા આપણે એકઠા થઈશું."

ડૂરોની પીડા ઘણી તીવ્ર હતી અને તે જોઈને નેપોલિયનની આંખમાં આસુનાં પૂર ચડી આવતા હતા અતે કાળજુ કઠણ કરીને તે પોતાના મરતા મિત્રને ભેટયો અને છૂટો પડયો લથડતે પગે અને રડતી આખે તે પોતાના તબુમા ગયો અને આખી રાત ઉદાસીનતામા ગાળી, સવાર પડતા પહેલાં ડૂરોએ પ્રાણ છોડયા તેની યાદગીરી જાળવી રાખવા માટે તેણે વીશ હજાર ફ્રાન્ક ખર્ચવાનો તથા તેની સુશિક્ષિતા પત્ની અને પુત્રીના ભરણપોષણની વ્યવસ્થા કરવાનો હુકમ કર્યો જે ખેતરમા ડૂરોને દટાવ્યો હતો તે આખરે તેના માલિક પાસેથી વેચાતુ લીધુ અને ચાર હજાર ફ્રાન્ક તેની યાદગીરીમાટે તખ્ત વગેરે કરાવવા પાછળ તથા બાકીના સોળ હજાર જમીનની કિંમત પેટે ખેતરના માલીકને આપ્યા ત્યાર પછી થોડાજ વખતમા નેપોલિયનનો પરાજય થયો અને ન્યાયને માટે લડાઈ કરનારા મિત્રરાજાઓ આ રકમ ખાઈ ગયા ! તેમ કરીને એક સારામા સારા માણસનુ સ્મરણચિન્હ થતુ તેમણે અટકાવ્યુ અને પોતાના પરમ મિત્રના શ્રાદ્ધ પાછળ નેપોલિયને ખર્ચવા ધારેલી રકમ ઉચાપત કરી જઈ પોતાની નીચતા બતાવી

રશિયન સેનાપતિ કુટુસોફ જે નેપોલિયનનો રશિયન લડાઈ વેળા કટ્ટો હરિફ હતો તે પણ થોડાજ દિવસપર ઝેરી તાવની બિમારીથી મરણ પામ્યો હતો તેની કબર ઉપર સ્મરણલેખ કોતરાવવાની કે મકબરો બધાવવાની રશિયન સરકારને તો જરૂર જણાઈજ ન હતી, પરતુ નેપોલિયને પોતાને ખર્ચે તેણે પોતાના હરિફની કબર ઉપર સારો મકબરો બધાવવાનો હુકમ કર્યો તે કાર્ય પણ મિત્ર રાજાઓ સહન ન કરી શકયા અને તેમણે થવા ન દીધુ નેપોલિયનના અને તેના શત્રુઓના ચારિત્ર્ય વચ્ચે કેટલો ભેદ હતો તેનુ આ ઉદાહરણ છે

બે લડાઈઓમાં સખત હાર થવાથી મિત્રરાજાઓ હવે ઘણા ગભરાવા લાગ્યા. રશિયા અને પ્રશિયાથી તેમની કુમકે મોટા સૈન્ય ચાલ્યાં આવતાં હતાં, પણ તેમને

આવતા કેટલાક અઠવાડીઆ લાગે એમ હતુ તેઓ આવી પહોચે ત્યાસુધી વખત કઢાડાવી લેવા માટે તેમણે સલાહ કરવાનો ઢોગ કરવા માડયો, અને નેપોલિયનને કહેવડાવ્યુ કે તમારી સરતો ઉપર વિચાર કરવા અમે તૈયાર છીએ માત્ર પેલા સૈન્ય આવી પહોચે અને આસ્ટ્રિયાને સમજાવીને તેમના તરફ વાળી લેવાય ત્યાસુધી તેમને લડાઇ થોભાવવી હતી તેથી તેમણે સલાહની સરતોવિષેની ચર્ચા અને તેટલી લવારી આસ્ટ્રિયાનો રાજા મધ્યસ્થ થયો આ પ્રમાણે તેમણે પોતાને જોઇતો હતો તેટલો વખત લઇ લીધો છેવટે તેમણે નેપોલિયનને સલાહની સરતોનો કાચો ખરડો મોકલાવ્યો તેમા જણાવ્યુ હતુ કે ઇટાલિના લોમ્બાર્ડી, ઇલિરિયા વગેરે પ્રાન્તો આસ્ટ્રિયાને આપી દેવા, હોલેન્ડ, પોલેન્ડ અને જર્મનીની પૂર્વ સરહદપરના કિલ્લા મિત્રરાજ્યોને આપી દેવા, સ્પેન, પોર્ટુગાલમાથી ફ્રેન્ચ લશ્કરને પાછુ બોલાવી લેવુ અને ર્‍હાઇન નદીની આસપાસના સયુક્ત રાજ્યો તથા બીજા પ્રજાસત્તાક રાજ્યો ઉપરનો ઉપરિપણાનો હક નેપોલિયને છોડી દેવો

આવી બેહુદી સરતો તેમણે એટલાજ માટે કરી હતી કે નેપોલિયન ખીજવાઇને ના પાડે તેણે કહ્યુ કે "આ સરતો હુ કબૂલ કરૂ તોપણ ફ્રાન્સને તેથી શો લાભ હતો ? મારે નિરર્થક સ્વમાન ગુમાવવુ અને આસ્ટ્રિયાને ભવિષ્યમા આથી વધારે આકરી માગણી કરવાને તેના હાથ મજબૂત કરી આપવા ! એક વાર નમતુ મૂકુ તો આ લોકો આથી વધારે માગણી કર્યાજ કરે અને એમ કરતાં કરતાં મારી પોતાની પ્રજા પણ મારા ઉપર ખીજવાય અને પરદેશીઓની સત્તા નીચે તેમને લાવી મૂકનાર હુ જ છુ એમ માનીને મનેજ ફ્રાન્સમાંથી દેશનિકાલ કરે "

આ સરતો સ્વીકારવાની તો તેણે દઢતાથી ના પાડી, પણ હવે તેને કેવળ ગભરાટજ નહિ પણ અતિશય ઉદ્વેગ પણ થતો હતો હવે કરવુ શુ ? શત્રુઓ જે સૈન્યની રાહ જોતા હતા તે હવે આવી પહોચ્યાં હતા. તે અત્યારે મિત્રરાજ્યોની સરતો પ્રમાણે સલાહ ન કરે તો આસ્ટ્રિયા તેનો શત્રુ બનીને તેના ઉપર પાછળથી હુમલો કરવાને તૈયારજ હતો ટેલિરેન્ડ અને ફૌશ જેવા તેના અગના માણસો પણ સલાહ આપવા લાગ્યા કે આ સરતો હડહડતુ માનભગ કરનારી છે અને ફ્રાન્સને નુકસાનકર્તા છે તોપણ વખત વિચારી જાઓ અને અત્યારે તે કબૂલ કરી લો

આ પ્રસગવિષે પાછળથી સેટ હેલેનામા એકવાર વાત નીકળી ત્યારે તેણે કહ્યુ હતુ કે "એ વખતે એ સરતો સ્વીકારી લેવામા કેટલુ જોખમ સમાયલુ છે તે મારા સિવાય બીજા કોઇને સૂઝતુંજ ન હતું એ જાણીને મારી મુઝવણનો પાર રહ્યો ન હતો એક બાજુએ ફ્રાન્સના અસ્તિત્વનો નાશ કરવાનુ પણ લઈ બેઠેલા રાજાઓ મને કાયર કરતા હતા અને બીજી બાજુએ મારા પોતાના માણસો તેમના અજ્ઞાન અને ટુકી નજરને લીધે શત્રુઓના ત્રાજવામા બેસી જતા હતા મારા દુશ્મ-

નોતે મારી પાયમાલી કરવી હતી, અને મારી પ્રજા અને મારા કેટલાક પ્રધાનોનો પણ આગ્રહ એવો હતો કે મારે હવે મારા દુસ્મનોને શરણે જવુ હુ જોઇ શકતો હતો કે ફ્રાન્સનુ અસ્તિત્વ, તેનુ ભાવિ અને રાજ્યતંત્રવિષેના તેના સિદ્ધાતો—સર્વનો આધાર મારા એકલાપરજ હતો જે સજોગોમા મારો દેશ મૂકાયો હતો તે અસાધારણ અને તદ્દન નવાજ હતા એવા પ્રકારની વસ્તુસ્થિતિ મે કોઇ પણ પ્રજાના ઇતિહાસમા જોઇ નથી ફ્રાન્સના સામ્રાજ્યની ઇમારતની સુસ્થિતિ મારા ઉપર અને મારી દરેક લડાઇના પરિણામ ઉપર અવલબતી હતી ૧૮૧૪ અને ૧૮૧૫ મા ફ્રાન્સને જે વિપત્તિઓ સહન કરવી પડી છે તેવીને તેવીજ વિપત્તિઓ જો હું મારેન્ગોની લડાઇમાં હાર્યો હોત તોપણ સહન કરવી પડત માત્ર બેઉ યુદ્ધોની વચ્ચેના ગાળામા ફ્રેન્ચોએ મર્દાઇ અને અલૌકિક પરાક્રમ દાખવીને જગતમા અમરતા પ્રાપ્ત કરી તે લાભ તેમને ન મળત આસ્ટર્લિટ્ઝ, જેના અને વાગ્રામના સગ્રામ વખતે પણ એની એજ વસ્તુસ્થિતિ હતી અજ્ઞાન લોકો એમજ માનતા કે આ બધી લડાઇઓ મેજ ઉભી કરી હતી, પણ તે વખતના યૂરોપના રાજનૈતિક વાતાવરણમાથી સ્વાભાવિકરીતે આ કલહ ઉત્પન્ન થતા હતા ભૂતકાળમા થએલી ભૂલો અને ભવિષ્યમા ઉત્પન્ન થનાર પ્રજાકીય જાગૃતિના મહામોજનુ ઉત્થાન એ બેની વચ્ચે સઘર્ષણ થવાથી, અને ફ્રાન્સના શત્રુઓ તેને કચરી નાખવા એકત્ર થએલા હોવાથી અમે એવા સજોગોમા મૂકાયા કે લડયા વગર અમારો ઉદ્ધારજ ન હતો, અમને બીજાઓ ન જીતે તે માટે તેમને જીત્યા વગર અમારે ચાલે તેમજ ન હતું ”

નેપોલિયન ખરા અતકરણથી સલાહ કરવા ખુશી હતો અને સલાહ થાય તે માટે તે કેટલાક પ્રકારનો ભોગ આપવા પણ રાજી હતો, કારણ કે તેણે યૂરોપીય રાજાઓને પોતાના તરફથી સલાહની સરતો જણાવી તેમા અને તેના શત્રુઓએ કરેલી સરતોમાં મહત્ત્વનો તફાવત ન હતો તેના શત્રુઓમા હવે બળની તો ઉણપ ન હતી પણ જેને હાથે તેમણે અનેકવાર છક્કડ ખાધેલી તેના પ્રતાપને લીધે હજી તેઓ ડરતા હતા તેથી આ સરતો ઉપર સહી કરવાની તેઓ તૈયારીમાંજ હતા, એટલામા સ્પેનથી સમાચાર આવ્યા કે વિટ્ટોરિયાના સગ્રામમા ફ્રેન્ચ સૈન્યનો પૂરેપૂરો પરાજય થતા સ્પેનમાં તેમની સત્તા ઉપર પ્રાણઘાતક પ્રહાર થયો છે પૂર્વ તરફ પોતાના બળને એકઠુ કરવા માટે નેપોલિયને સ્પેનમાં લશ્કર ઓછુ કરી નાખ્યુ હતું તેને પરિણામે આ સજ્જડ હાર તેમને ખમવી પડી હતી હવે અગ્રેજ સેનાપતિ વેલિંગ્ટન એક લાખ માણસોનુ સૈન્ય લઇને પિરિનીઝ પર્વત ઓળગીને ફ્રાન્સના દક્ષિણ પ્રદેશ તરફ નદીના પૂરની માફક ચાલ્યો આવતો હતો આ સમાચાર આવતાજ મિત્રરાજ્યોની છાવણીમા હર્ષનાદ થવા લાગ્યા, અને તરતજ તેમણે સલાહની વાતો પડતી મૂકીને લડવાની તૈયારી કરવા માંડી

હવે મિત્રરાજ્યો લડાઇમા જરૂર વિજય મેળવી શકે એવી સ્થિતિમા હતાં અલે-ક્ઝાન્ડરને બીજા પચાશ હજાર માણસની મદદ મળી ગઇ હતી સ્વીડનનુ સૈન્ય લઇને બર્નાડો તેના જૂના યુદ્ધના સોબતીની તથા જન્મભૂમિની સામે લડવા માટે આવી પહોચ્યો હતો માજી ફ્રેન્ચ સેનાપતિ મોરો જેને નેપોલિયને માફી આપવાની ઉદારતા દાખવી હતી તે અમેરિકાથી દોડયો આવ્યો, અને તેના પોતાનાજ દેશની સ્વતત્રતા છીનવી લેવા માટે લડાતા યુદ્ધમા સામેલ થવા મિત્રરાજ્યોની છાવણીમા હાજર થયો હતો ફ્રેન્ચ સૈન્યના એક વિભાગનો મુખ્ય અમલદાર જનરલ જોમિનિ પણ આ આફતના વાવાઝોડા વખતે શત્રુને મળી ગયો અને નેપોલિયનની જે જે યોજનાઓ તે જાણી શકયો હતો તે સર્વથા તેણે પોતાના દેશના શત્રુઓને વાકેફ કર્યા

આવી ઉપરાઉપરિ અનુકૂળતાઓ મળી જાય એટલે પછી શામાટે નેપોલિયન મથે સલાહ કરવાનો તેના દુશ્મનોને વિચાર પણ આવે ? આગસ્ટની દશમી તારીખે રાત્રે આકાશમા અસખ્ય ઝળહળતી હવાઇઓ બોહીમિયા અને સાઇલેશિયાની ટેકરીએ ટેકરીએથી લડાઇની શરૂઆતનો ડકો વગાડતી ઉડવા લાગી બીજેજ દિવસે ઓસ્ટ્રિયાએ લડાઇ જાહેર કરી નેપોલિયને આ સમાચાર શાતિથી સાભળ્યા અને તેના મુખમાંથી નીચે મુજબ ગભીર ઉદ્ગાર શબ્દો નીકળ્યા—

"સ્વમાનનો ભગ થવા દઇ શત્રુની ઇચ્છાને અધીન થવુ, તેના કરતા શત્રુની ફતેહ થવાની હોય તોપણ લડાઇમા મર્દની માફક મરવાનુ હુ હજારવાર પસદ કરૂ છુ બહાદુરીથી છેવટની ઘડીસુધી લડયા પછી કદાચ હાર થાય તોપણ ભવિષ્યની પ્રજા એવા વીરપુરુષ તરફ માનની નજરથી જોશે માટે મારે હવે લડવુજ છે જો હુ હારીશ તોપણ મારા શત્રુ રાજાઓના રાજનૈતિક લાભની સાથે મારૂ ભાવિ એવુ અવિચ્છિન્ન રીતે સકળાયલુ છે કે તે જોતાં તેઓથી મારા પરાજયનો ઘણો લાભ નહિ લેવાય, અને જીતીશ તો તો કશુ નુકસાન છેજ નહિ હજી પણ સજોગો મને અનુકૂળ છે તેથી હુ છેકજ આશા છોડી દેતો નથી.'

આ આફતના સમાચાર નેપોલિયને પ્રથમ કૉલેનકોર્ટને મોઢેથી સાભળ્યા એ ગૃહસ્થ પોતેજ એ પ્રસગે થએલી વાતચીત નીચે મુજબ હતી એમ લખે છે— નેપોલિયને પૂછ્યુ, "શુ ઓસ્ટ્રિયાએ મારી સાથે સરકારી રીતે લડાઇ જાહેર કરી દીધી છે ?"

"હુ માનુ છુ કે ઓસ્ટ્રિયા પણ રશિયા અને પ્રશિયાની સાથે સામેલ થઇ જશે.' પણ તેને અટકાવીને નેપોલિયને કહ્યુ, "તમે માનો છો એટલુજ પણ તેથી કાંઇ એ સાચી વાત નજ કહેવાય"

"નહિ, સાહેબ, સાચીજ વાત છે, અને આપ નામદારે ખાત્રીપૂર્વક માનવુ જોઇએ કે આવી મહત્ત્વની બાબતોમા હુ કાંઇ અનુમાન કરીને અભિપ્રાય

બાધતો નથી ”

“ ત્યારે તમારી પાસે શી સાબિતી છે ? ”

“ યુદ્ધવિરામની મુદત પૂરી થતા પહેલાં બે દિવસ અગાઉ પ્રશિયન સેનાપતિ બ્લૂચર એક લાખ માણસોના લશ્કર સાથે માઇલેશિયામા ગયો છે અને તેણે બ્રેસ્લૂ કબજે કર્યું છે ”

“ આ કાંઈ સાધારણ વાત ન કહેવાય, પણ તમે ખાત્રીથી કહો છો ? ”

‘ હુ પ્રેગ જવા નીકળ્યો તેને આગલે દહાડે મારે અને મેટર્નિક વચ્ચે આ વિષે ગરમાગરમ ચર્ચા થઇ હતી વળી એજ દહાડે જનરલ જોમિની માર્શલ નેની છાવણી છોડી ચાલ્યો ગયો અને અત્યારે ઝાર અલેક્ઝાન્ડર પાસે બેઠો છે ”

“ જોમિની ! જેને મે અનેકવાર મહેરબાની બતાવીને નવાજી નાખ્યો છે તે જોમિની દેશદ્રોહી થયો ! લડાઇની અણીને વખતે છાવણીમાંથી નાસી ગયો ! દુશ્મનોને આપણી બધી વસ્તુસ્થિતિ અને યોજનાઓ પણ બતાવી દેશે ! ખરેખર, આ માની શકાય એવુ નથી ! ”

“ આ શબ્દો જ્યારે તેના મોમાંથી નીકળતા હતા ત્યારે અત્યત ક્રોધની સાથે ચિત્તની પ્રબળ અસ્વસ્થતા તેના ચહેરા ઉપરથી હુ જોઈ શકતો હતો, તેની લાગણીનો આવેશ તેનાથી રોકયો રોકાતો ન હતો, અને તેથી હુ વધારે બોલી ન શક્યો ”

પણ થોડીવારમા પાછુ તેણે પૂછવા માડયુ “ બસ ? આટલુજ તમારે કહેવાનુ છે ? કોલેનકોર્ટ ! બોલી જાઓ, તમે જાણુતા હો તે બધુએ કહી નાખો મારે બધુ જાણી લેવુ છે ”

“ સાહેબ, યુરોપીય રાજાઓની એકમપી વધારે વ્યાપક બનતી જાય છે સ્વીડને પણ આપણી સાથે લડાઇ જાહેર કરી દીધી છે ! ”

તેણે ધીરજ ખોઇને મને એકદમ અટકાવ્યો અને કહ્યુ, “ તમે આ કહો છો શુ ? બર્નાડો ! બર્નાડો ફ્રાન્સ સાથે લડાઇમાં ઉતરે છે ! આ મર્દનુ લક્ષણુ નહિ પણ ગધેડાની માફક પાછળથી લાત મારવાની નીતિ ! ”

“ બર્નાડો તેના દેશની સામે લડાઇ જાહેર કરીનેજ બેસી રહ્યો નથી પણ આપણુને છોડીને નાસી જનારાઓની તેણે પોતાના સૈન્યમાં ભરતી કરવા માડી છે, અને પોતાના દેશબધુઓના શાપ જાણે પોતે એકલો સહન કરી શકતો ન હોય તેમ બીજાઓને પણ ભાગીદાર બનાવતો જાય છે ”

“ એટલે શુ ? ”

“ જનરલ મોરો મિત્રરાજ્યોની છાવણીમાં જઇ પહોચ્યો છે ”

“ મોરો મિત્રરાજ્યોની છાવણીમાં ! આ મનાય એવુ નથી બર્નાડો કદાચ પોતાના દેશદ્રોહનો દોષ પણ ખોટા બહાના હેઠળ ઢાકપિછોડો કરે, પણ મોરો !

મોરો પોતાના દેશ અને દેશીઓ ઉપર વેર લેવા તૈયાર થયો છે ! હુ એ નથી માની શકતો મોરો નબળા મનનો છે, શક્તિહીણુ થઇ ગએલો છે, ઘણો મહત્ત્વાકાંક્ષી પણ છે, છતાં જોમિની જેવા દેશદ્રોહીમા અને મોરોમા ઘણો તફાવત છે નહિ, નહિ, આ હકીકત માની શકાય એવી નથી તમે ક્યાંથી જાણી ? ”

સલાહ કરવાની બાબતમા નેપોલિયન અને મિત્રરાજાઓ વચ્ચે જે અરસપરસ સદેશાઓ મોકલવામા આવ્યા હતા તેમા કોલેનકૉર્ટે મહત્ત્વનો ભાગ લીધો હતો તે પોતે એ વિષે નીચે પ્રમાણે લખે છે—

“ આસ્ટ્રિયા સાથે સલાહ કાયમ રહેશે એવી મે ઘણી જૂજ આશા રાખી હતી. રશિયા અને પ્રશિયાના સબધમા તો મને મુદ્દલે આશા ન હતી નેપોલિયનને પોતાની આસપાસ ઘેરાતા તોફાનને રોકવામાં પૂરેપૂરી નિષ્ફળતા મળવાની છે એની મને એવી ઉડી પ્રતીતિ થઇ ગઇ હતી કે ઉપર ઉપરથી કૃત્રિમ હિમત બતાવીને હુ તે નાઉમેદી ઘણીજ મુશ્કેલીથી છુપાવી શકતો હતો નેપોલિયનના લખાવ્યા પ્રમાણે જ્યારે હુ સલાહની સરતોનો કાચો ખરડો લખ્યે જતો હતો તેજ વખતે અમારા માથા ઉપર તોફાનનુ વાદળ ધડાકા સાથે તૂટી પડશે એવી મારી ખાત્રી હતી. વાજબી સરતો મુજબ સલાહ કરવાને તે કેટલો અતકરણપૂર્વક ઉત્સુક હતો તેના કાયમના પૂરાવા તરીકે આ ખરડો સદાને માટે જગત્ સમક્ષ દીવાની જ્યોત જેવો ઉભો રહેશે, પણ અમે ગમે તેટલુ જતુ કર્યું તોપણ અમારા હમેશના કટ્ટા શત્રુ ઈંગ્લડના કાવા દાવા આગળ અમારૂં કશુ ચાલ્યુ નહિ એકલા ફ્રાન્સની સામે પાચ પાચ રાજ્યો એકઠા થઇ ગયા ! તેમના અત્યારસુધીના પરાજય અને અમારી આજ સુધીની તમામ ફતેહો વીશ લાખ સિપાઇઓના પગ નીચે કચરાઇ ગઇ ફ્રાન્સના પુત્રોએ હમેશાની માફક આ વખતે પણ શૌર્યની પરિસીમા બતાવી અને રણયજ્ઞમા તેમના રુધિરની આહુતિ આપીને અમરત્વ પ્રાપ્ત કર્યું, પણ તેમની સામે આટલાં બધા રાજ્યો કમ્મર બાધી તૈયાર થએલાં હોવાથી તેમનો પરાજય નિર્માણ થઇ ચૂકયોજ હતો

લ્યૂઝેનની લડાઇ જીત્યા પછી મે અમારા શહેનશાહને નામે રશિયા અને પ્રશિયાને સલાહનુ કહેણુ મોકલાવ્યુ હતુ, પણ મારૂ તેમણે સાભળ્યુ જ નહિ થોડા દિવસ પછી અમે બોઝેનની લડાઇ પણ જીત્યા, પરંતુ એ ફતેહ પણ અમે અમારા દેશના બહાદૂરમા બહાદૂર પુત્રોના ભોગેજ મેળવી હતી ત્યાર પછી મને નેપોલિયને કહ્યુ હતુ કે આસ્ટ્રિયાના રાજપ્રતિનિધિ સાથેની વાતચીતનુ કશુ પરિણામ આવ્યુ નથી. તેણે કહ્યુ કે “ જેઓ જન્મથી રાજા બનેલા હોય છે તેમને મન સગપણનો કાઇ કિમત હોતી નથી તેની પોતાની દીકરી અને દૌહિત્રના લાભનો પણ તેને કશો વિચાર નહિ આવે અને તેના પ્રધાનમડળે બતાવેલી નીતિનુજ તે અક્ષરે અક્ષર

પાલન કરશે એમની નાડીઓમા લોહી નથી વહેતુ પણ સ્નેહશૂન્ય રાજનીતિજ વહે છે આસ્ટ્રિયા એકલુજ મારા પક્ષમા રહે તો હજી બધુએ સાચવી લેવાય ફ્રાન્સની સાથે જોડાવાથી આસ્ટ્રિયા એવુ બળવાન બની જાય કે રશિયા અને પ્રશિયા તેની આગળ પળવાર પણ ટકી ન શકે, પણ આસ્ટ્રિયાની રાજગાદી ઉપર એક મહા-લોભી અને દ્રોહી પુરુષ બેઠેલો છે ”

આગળ ચાલતા ફ્રેલેનર્કાર્ટ લખે છે કે “ આ લડાઇ દરમ્યાન નેપોલિયને જે અથાગ શારીરિક તથા માનસિક પરિશ્રમ સહન કર્યો હતો તે જીરવવાનુ સામર્થ્ય તેનામાં શી રીતે પેદા થયુ તે હુ કદી સમજી શકયોજ નથી બે દિવસ તો લડાઇમા અને આ જગ્યાએથી બીજી જગ્યાએ જવામાં પસાર થયા આ બે દિવસ દરમ્યાન તે દહાડે આખો વખત સ્વારી કરતો અને બધી રાત લખતો બોઝેનનુ યાદગાર યુદ્ધ આશરે ચોત્રીશ કલાકસુધી પહોચ્યુ હતું અને તે બધો વખત તેણે જરા પણ વિરામ લીધો ન હતો બીજે દિવસે થાક અને નમળાઇને લીધે તે લેવાઇ ગયો તેથી તે ઘોડેથી ઉતર્યો અને તોપોના ધડાકા થતા હતા છતા એક કોતરના ઢાળાવ ઉપર લાબો થઇને સૂઇ ગયો ' લડાઈમાં આપણી જીત થઇ છે એમ કહીને મે તેને જગાડયો તેણે જાગીને કહ્યુ કે “ ઉઘમા આપણને લાભ થાય છે એમ કહેવાય છે તે આજે સાચુ પડયુ ” એમ કહીને તે પાછો સ્વાર થઇ ગયો, કેમકે લડાઈનુ પરિણામ આવી ગયુ હતુ છતાં સાજના પાચ વાગતાસુધી લડવાની પ્રવૃત્તિ ચાલુજ રહી હતી ”





# प्रकरण ५५ मुं—पुनरावलोकन



નેપોલિયનની છેલ્લી લડાઇઓનું દુ:ખદ પ્રકરણ ઉઘાડવા પહેલાં તેના અત્યારસુધીના જીવન તરફ ફરીથી એકવાર નજર નાખી લઇએ અને આ ચમત્કારિક માણસને માટે તેના સૌથી કટ્ટા અને ઇર્ષ્યા-ભર્યા શત્રુઓને પણ કેટલે દરજ્જે છૂટછાટ મૂકવી પડતી હતી તે જગા વિસ્તારથી અવલોકીએ તેમણે એની વિરુદ્ધ શું શું લખ્યું છે તે નોંધવાની હવે અગત્ય રહી નથી. દુનિયામાં તેનો સર્વત્ર પ્રચાર થઇ ચૂક્યો છે

એલિસન લખે છે કે "ઉંચામાં ઉંચી કોટિની બુદ્ધિ અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ દરજ્જાની માનસિક શક્તિઓ આટલા બધા પ્રમાણમાં કોઈપણ મનુષ્યને કુદરતે બક્ષેલી જોવામાં આવતી નથી, તેમ સારા અથવા નઠારા કામમાં કોઇએ આટલી બધી શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કર્યો હોય એમ પણ જણાતું નથી સ્થિર વિચારશક્તિ, પ્રબળ કલ્પનાશક્તિ અમે સંગીન તુલનાશક્તિ, એ ત્રણેનું એનામાં મિલન થયું હતું અને તે ઉપરાંત ઇટાલિની પ્રજામાં જોવામાં આવે છે તેવી બળવાન લાગણીઓ અને કવિત્વવૃત્તિની ઝમક તેનામાં હતી, અને તે છતાં પણ લાગણી અને કવિતાના પૂરમાં તણાઈ ન જતાં તેના પ્રત્યેક કાર્યમાં ઉંચામાં ઉંચા પ્રકારના વિચારક અને ફિલ્સુફની છાપ જોવામાં આવતી હતી તે કોમળમાં કોમળ અને ઉદારમાં ઉદાર મનોભાવને પોષણ આપતો હતો, છતાં વિજ્ઞાનના ચુસ્ત અભ્યાસકમાં હોવી જોઈએ તેવી ચોકસાઇ અને તુલનાશક્તિ તેનામાં હતા તેનામાં વક્તાની છટા, કવિની કવિત્વવૃત્તિ અને પ્રબળ કલ્પના હોવા છતાં તે પોતાની કોમળ વૃત્તિઓને ગંભીર તુલનાશક્તિ અને ચોક્કસ અવલોકનશક્તિને વશ રાખીને તેમનો ઉપયોગ કરતો હતો"

"યોદ્ધા તરીકે તેણે મહાભારત કાર્યો કર્યાં હતા તેને લીધેજ તેને મહત્ત્વનું સ્થાન નથી અપાતું, પણ દેશની આભ્યંતરિક સ્થિતિ સુધારવા માટે તેણે આદરેલા અનેક લોકોપકારક કાર્યો ઉપર તેની કીર્તિ અને શ્રેષ્ઠતાનો આધાર રહેલો છે તે મહાન સેનાપતિ હતો કારણકે તે મહાપુરુષ હતો, પોતાના અત્યંત વિપુલ વિગ્રહોમાં જે

અલૌકિક કાર્યસાધક શક્તિ અને એકાગ્રતાનો ઉપયોગ કરીને આશ્ચર્યજનક પરિણામ લાવી શકયો હતો તે તો તેની માનસિક શક્તિસમૂહના નાના સરખા અંશનો પ્રતાપ હતો, અને લડાઇ સિવાયનાં અન્ય કાર્યોમા રાજ્યવહીવટમા તેમજ તત્ત્વચિંતનમા પણ એની એજ શક્તિઓનો સફળતા સાથે ઉપયોગ કરતો હતો લડાઇને પ્રસગે સૈન્યની સામાન્ય ગોઠવણ અને હિલચાલ કરવામા, અથવા તેમાં સફળતા મળે એવી આબાદ યુક્તિ ઘડવામાં અથવા અનામત રાખેલા સૈન્ય વિભાગને ખરી અણીને વખતે છોડી મૂકવામા—એ ત્રણમાથી કોને લીધે તેને વિજય મળતો હતો તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે ધારાસભામા થતી રાજનૈતિક ચર્ચાઓ વખતે તેનો દીપી નીકળતો અગાધ જ્ઞાનભંડાર અને તેની તીક્ષ્ણ પૃથક્કરણ શક્તિ જોઇને જેમને આશ્ચર્ય થાય છે અને પોતાના રાજ્યમાં જગ્યાએ જગ્યાએ લોકકલ્યાણના અને સમાજસુધારણાના વિવિધ પ્રકારના કાર્યો તેણે યોજ્યા હતા તે જોઇને જેઓ વિચારમા પડી જાય છે, તેઓ તેણે સેન્ટ હેલેનામાં એકાંતવાસ દરમ્યાન રાજનૈતિક વિચારશ્રેણિવિષે જે તત્ત્વચિંતનથી ભરપૂર વિચારો દર્શાવ્યા હતા તે જાણ્યા સિવાય તેની માનસિક શક્તિઓ વિષે ખરો અભિપ્રાય નહિજ બાંધી શકે ઉંચા પ્રકારની બુદ્ધિવાળો મનુષ્ય ગમે તે કાર્ય હાથ ધરે તેમાં તે સંપૂર્ણ સફળતા મેળવે છે અને જીવનના અણધાર્યા સંજોગોને લીધે અથવા કેવળ ઈશ્વરેચ્છાથીજ તે માણસ કવિતાના પ્રદેશમાં હોમર જેવો ચિરંજીવ કવિ, બેકન જેવો ફિલસૂફ અથવા નેપોલિયન જેવો સેનાપતિ નીવડે છે એ સિદ્ધાંતની સારામાં સારી સાબિતી તેના જીવનના અભ્યાસમાથી મળી આવે છે"

"એના અગાધ અને અનેકરંગી ચારિત્ર્યનુ નિરૂપણ સારામા સારો અવલોકનકાર અને કવિ હોય તેજ કરી શકે અને ભાષા ઉપર સારામા સારો કાબુ ધરાવનારને માટે પણ ભાષાના શબ્દોનો અને વાકયોનો ભંડાર તેના ચારિત્ર્યલેખનમાટે લેખકના બધા વિચારો ઝીલવા સામર્થ્યવાન ન થાય યુદ્ધકૌશલ્યમાં મહાન સિકંદરનો સમોવડીઓ, ધારાશાસ્ત્રી તરીકે મહાન રોમન સ્મૃતિકાર જસ્ટિનિયનથી પણ ચડીઆતો, રાજનૈતિક દૂરદર્શીપણામા કદાચ બેકનથીજ બીજે નંબરે, અને રાજ્યવ્યવસ્થામા સીઝરની બરોબરી કરનાર નેપોલિયનનુ સ્થાન જગતના ઇતિહાસમા અદ્વિતીય છે શારીરિક પરિશ્રમને તે લેખવતો નહિ, મુશ્કેલીમા ધૈર્યવાન હતો, કામથી તે કંટાળતો નહિ અને મુશ્કેલીઓથી ડરતો નહિ જોરાવર માનસિક બળને લીધે મિસરનો તાપ અને રશિયાની ટાઢ બેઉને વગર ઇજાએ ખમી લેવાનુ તેનામા સામર્થ્ય આવ્યુ હતુ કોઇ પણ કાર્ય શરૂ કરવા પહેલાં પૂરતી તૈયારી કરતા તે થાકતો નહિ અને ખરેખરા ભયને વખતે પણ તેની બુદ્ધિ શાંત અને સ્થિર રહેતી અઢાર અઢાર કલાકસુધી સ્વારી કરી આવતો અને ઘોડા ઉપરથી ઉતરીને તરતજ તે આખી રાત જાગીને હુકમો લખાવતો લડાઇની ખરી રમઝટ જામી હોય, તોપોના ધડાકા પર ધડાકા થતા હોય અને

તેની આસપાસ ગોળાની ઝડી વરસતી હોય તેવા વખતમાં જરાક અવકાશ મળી આવે તો તે થોડુંક ઊંઘી લેતો. લડાઈ પતી ગયા પછીનો સુલેહનો સમય પણ તેને માટે વિશ્રાન્તિનો સમય ન હતો. રાજરાજેન્દ્રને છાજે એવા ઠાઠમાં રહેતાં છતાં તે લોકકલ્યાણનાં કાર્યોની યોજના ઘડીને તેમનો અમલ કરાવવામાં તથા ભવિષ્યમાં લડાઈનું કારણ ન રહે તે માટે સંધિના કરારો ઘડવામાં નિરંતર રોકાયલો રહેતો."

"લશ્કરના હલકા દરજ્જાના સિપાઈઓમાંથી તથા સામાન્ય પ્રજાજનોમાંથી વિશેષ બુદ્ધિ અથવા લાયકાત કોનામાં છુપાયલાં છે તે ખોળી કહાડવા અને તેમને યોગ્ય દરજ્જે આપવા નેપોલિયન ખાસ મહેનત લેતો, અને તે ઉપરાંત વીરભાવનો ઉદ્રેક કરે એવાં નાટકોવડે તથા તેની ટુંકી જ્વલંત ઉદ્ઘોષણાઓવડે ફ્રેન્ચ સિપાઈઓને રણઘેલા બનાવી દેવાની તેનામાં ખાસ આવડત હતી. એ બેમાજ તેણે મેળવેલી ફતેહની ખરી ચાવી રહેલી છે. યોગ્ય જગ્યાએ યોગ્ય શબ્દો વાપરવામાંજ જો વક્તૃત્વશક્તિની ખરી ખૂબી રહેલી હોય તો નેપોલિયન સિવાય બીજા કોઈ પણ માણસે એ કળા આટલી પૂર્ણપણે પ્રાપ્ત કરી નથી."

"શારીરિક તેમજ માનસિક પરિશ્રમને જીરવવાની તેનામાં એવી અદ્ભુત શક્તિ હતી અને અવિશ્રાંતપણે રાતદિવસ કામ કર્યા કરવાનું તેનામાં એવું અખૂટ બળ હતું કે તેનું વર્ણન થઈ શકે એમ નથી. ધારાસભામાં તે કામ કરતો ત્યારે તેમાં પણ તેની મહેનત, આત્મબળ અને તીક્ષ્ણ બુદ્ધિ એવાં પ્રકટ રીતે દીપી નીકળતાં કે જે કોઈ જોતા તે ચકિત થઈ જતા. જેમને એની સાથે વધારે નિકટના સમાગમમાં આવવાની તક મળી હતી તેઓ એની અત્યંત તીક્ષ્ણ બુદ્ધિના, તરતને તરત અઘરામાં અઘરા પ્રશ્નોનો ઉકેલ કરવાની શક્તિના અને તેના મગજમાંથી નીકળતા ઉમદા વિચારોના અખૂટ પ્રવાહના વખાણ કરતાં કદિ કંટાળતાજ નહિ કોઈ પણ કામમાં વિજય મેળવવાની ચાવી, તેના અંગનું દરેક કામ એકપછી એક પછી એ કળતાજ નહિ કોઈ પણ કામમાં વિજય મેળવવાની ચાવી, તેના અંગનું દરેક કામ એક પછી એક ક્રમવાર ઉપાડી લેવામાં અને એકી વખતે એકજ કામ પૂર્ણ એકાગ્રતાથી કરવામાં રહેલી છે, એ સિદ્ધાંતને તેણે પૂરેપૂરો પોતાનો કરી લીધો હતો. અમુક સેક્રેટરીઓની સાથે આખો દિવસ તે સરકારી પત્રવ્યવહાર વાંચતો અને તેના જવાબ લખાવતો, ત્યાર પછી જરા પણ આરામ લીધા વગર બીજા સેક્રેટરીઓને બોલાવીને આખી રાત એનું એજ કામ જારી રાખતો. કોઈ કોઈ વાર વચમાં કોચપર કલાક બે કલાકનો આરામ લઈ લેતો. એ પ્રમાણે સવાર થતાં સુધી તે કામમાં મચ્યો રહેતો. તેની કલ્પના એવી પ્રબળ અને જ્વલંત હતી, અને તેના નિશ્ચયો એવા મક્કમ હતા કે તેથી કરીને અમુક સમયસુધી તો તેને થાકનું ભાનજ થતું નહિ."

"તેની પ્રવૃત્તિના ઘણાખરા પ્રસંગો લડાઈઓને લગતા છે, પરંતુ સુલેહશાંતિના

વખતને પણ તેણે આરામનો માન્યો નથી તેવા વખતમા તે રાજનૈતિક કરાર કરવામા, રાજ્યની આભ્યતરિક સુધારણાના કાર્યોમા તથા ધારાસભાની ચર્ચાઓમા તે એવો નિરતર રોકાએલો રહેતો કે તેને માટે એક પળવારનો પણ અવકાશ રહેતો નહિ તે સવારમા વહેલો ઉઠતો અને નાસ્તો કરતાસુધી પોતાના ખાનગી અમાત્ય સાથે મત્રગૃહમા કામ કરતો અડધો કલાક નાસ્તો કરવામાં જતો પછી લશ્કરની કવાયત જોવા જતો ત્યાર પછી દેશવિદેશના રાજપ્રતિનિધિઓને મુલાકાત આપતો, તથા કચેરીનુ કામકાજ કરતો પછી ત્રણ વાગે ધારાસભામા જતો અથવા સ્વાર થઇને ફરવા નીકળી પડતો ત્યાથી છ વાગે ઘેર પાછો ફરતો એટલે જમવાનો વખત થતો જમતા બરાબર ચાળીશ મિનિટજ લાગતી તેના મનમા કાઈ વિચાર ઘોળાતા ન હોય ત્યારે તો તે ખૂબ વાતે ચડતો, તોપણ ગપ્પા મારવાનો તથા હાહા હીહી કરવાનો તો તેને કટાળોજ હતો તે જમીને તરતજ કાફી પીતો અને ત્યાર પછી સૂવા જવા પહેલાના બાકીના વખતમાં એટલે રાતના અગીઆર વાગતાસુધી તે રાજ્યના અમલદારો, દેશવિદેશના રાજપ્રતિનિધિઓ, પડિતો વિજ્ઞાનીઓ, પ્રસિદ્ધ ચિત્રકારો તથા શિલ્પીઓ સાથે વાતચીત અથવા ચર્ચા કરતો "

'વિદ્વાનો રાજનીતિનિપુણ પુરુષો, તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનીઓ, અને કલારસિક પુરુષોના સમાગમમા તેને સાથી વિશેષ આનદ પ્રાપ્ત થતો એવે પ્રસગે તે જાણી જોઇને ગભીર અને ઉપયોગી વિષય ઉપર ચર્ચા ઉભી કરાવતો ઘણીવાર નીતિશાસ્ત્ર, બુદ્ધિપ્રધાન તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વગેરે વિષય ઉપર રસભેર ચર્ચા ચાલતી, અને તે દરેક વિષયનુ તેણે અભ્યાસ અને મનનથી મેળવેલુ વિશાળ જ્ઞાન તથા તેના સ્વતત્ર અભિપ્રાયો જોઇને સર્વને આશ્ચર્ય ઉત્પન્ન થતુ દુનિયામા એવુ ઘણે ઠેકાણે બને છે કે શહેનશાહ કે એવો કોઇ મોટો માણસ સાધારણ જ્ઞાન કે બુદ્ધિનો ચમત્કાર બતાવે છે તોપણ લોકો તેની વાહવાહ બોલે છે અને આથી કરીને ઘણાને એવા શક જાય છે કે નેપોલિયનના સમકાલીન પુરુષો તેની ચર્ચા કરવાની શક્તિની જે તારિફ કરે છે તેમા પણ ઘણે ભાગે અતિશયોક્તિ થએલી હશે, પણ સેન્ટ હેલેનામા કેદી તરીકેના એકાતવાસ દરમિયાન તેના જે પ્રસગો અને સભાષણો નોધાયા છે તે વળી તેના અગાઉના સભાષણો કરતા પણ ચડી જાય તેવા છે. તે જોતા ઉપલા શકને સ્થાનજ રહેતુ નથી "

મનુષ્યની નીતિવૃત્તિને સતોષ થાય એવી સાબિતીઓ આપવાનો આ પુસ્તકમા સર્વ રીતે પ્રયત્ન કરવામા આવ્યો છે અને ફ્રાન્સમાં થએલી રાજ્યક્રાંતિ પછીની લડાઇઓમાટે યુરોપના મિત્રરાજાઓ એકલાજ જવાબદાર છે તેના પૂરતા પ્રમાણ આપવામા આવ્યા છે અમુક માણસો ખોટા વલણથી દોરવાઇ જઇને ભલે ગમે તે અનુમાનો બાધે પરતુ જે ઐતિહાસિક લખાણો મોજુદ છે તેના આધારે તો કોઇ પણ

બુદ્ધિમાન માણસ, ઉપર જે લખાયુ છે તેનાથી વિરુદ્ધ મત આપી શકાશે નહિ નેપોલિયનને " રાક્ષસ, " " કદી પણ ધરાય નહિ એવો લોભી, " " લોહીનો તરસ્યો, " " જુલ્મગાર, " ' આપખુદ સત્તા ધરાવનાર, " " બીજાના રાજ્યો છીનવી લેનાર " એવા એવાં વિશેષણો જેને લગાડવા હોય તે લગાડી શકે છે, પણ એકલુ નિરાધાર ફ્રાન્સ પોતાના પ્રજાકીય સ્વાતંત્ર્યનુ રક્ષણ કરવા યૂરોપના એકત્ર થએલા રાજાઓના હુમલાની સામે સ્વરક્ષણ કરવા પૂરતુજ બહાદુરીથી લડી રહ્યુ હતુ એ વાતની ના કોઇથી ના પાડી શકાય એમ છેજ નહિ લડાઈથી નેપોલિયનને લાભ કરતાં હાનિ વધારે હતી અને તે તેને પસંદ પણ ન હતી તેની સામે યૂરોપના રાજાઓએ ઉપરાઉપરિ એકસંપીઓ કરીને વરસોના વરસસુધિ લડાઇ જારી રાખી તેથી આખરે ફ્રાન્સનુ બળ ક્ષીણ થઈ ગયુ અને લાંબા કાળસુધી ટકાવ કરી અમર કીર્તિ પ્રાપ્ત કર્યા પછી તેના અનેકગણા શત્રુઓના અધિકતર સૈનિક બળ ને લીધેજ તે લાચાર થઇ ગયુ, અને યૂરોપના નૃપતિઓ તથા ઉમરાવોએ પ્રજાજનો ઉપર પોતાની સત્તા પાછી સ્થાપિત કરી ત્યાંસુધી યુદ્ધોની પરંપરા ચાલ્યા કરી "

' તે સમયના યૂરોપના રાજાઓ પણ પોતાના વર્તનનો બચાવ કરવા જતા એટલુ તો કબૂલ કરી દે છે કે ફ્રાન્સનુ પ્રજાસત્તાક રાજ્યતંત્ર આસપાસના રાજ્યકર્તાઓની સલામતીને માટે એવુ જોખમભરેલુ જણાતુ હતુ કે અમારે અમારી રાજગાદીનો બચાવ કરવા માટે તેનો નાશ કરવાની જરૂર પડી હતી તેઓ સારી પેઠે જાણતા હતા કે નેપોલિયન તેમના જેવો રાજ્યકર્તા ન હતો પણ એક પ્રજાસત્તાક રાજ્યતંત્રના સિદ્ધાંત પાળનાર પ્રજાએ પોતે પસંદ કરેલો રાજા હતો અને પ્રજાવર્ગના અધિકારનો તે ચુસ્ત હિમાયતી હતો ઈંગ્લંડનો પ્રધાન વિલિયમ પિટ્ એકવાર બોલી ગયો હતો કે નેપોલિયન રાજા છતાં " પ્રજાસત્તાક રાજ્યનો રક્ષક હતો અને તેમાંથીજ તેની સત્તાનો ઉદય થયો હતો " માટે તેને દબાવી દેવોજ જોઇએ જયારે જયારે નેપોલિયન ઈંગ્લંડના પ્રધાનોને સુલેહનુ કહેણ મોકલતો ત્યારે ત્યારે તેની માગણીનો અસ્વીકાર કરવાનુ કારણ જણાવતા તેઓ કહેતા કે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યતંત્ર તરફના પ્રબળ વલણને લીધે કાયદેસર સ્થપાયલા રાજાઓની સત્તાને નુકસાન પહોંચે છે અને તે જયાસુધી કાયમ રહે ત્યાંસુધી સલાહ થઇ શકેજ નહિ અંગ્રેજ પ્રધાન ગ્રેનવિલ કહેતો કે " રાજ્યવિપ્લવની શરૂઆત વખતે ફ્રાન્સના પ્રજાના જે અભિપ્રાય હતા તેના તેજ હજી કાયમ રહ્યા છે "

આજ કારણથી યૂરોપના નિરંકુશ રાજસત્તાના લોભી રાજાઓ ફ્રાન્સના પ્રજાસત્તાક તત્ત્વપ્રધાન રાજ્ય ઉપર ફરીથી બમણા બળથી પ્રહાર કરવા લાગ્યા તેમના હુમલાનો પ્રતિકાર કરવા માટે ફ્રાન્સને તલવાર ખેંચવી પડી કર્નલ નૉખ્સર મહત્ત્વ સ્થને છાજે તેવા પ્રમાણિકપણાથી લખે છે કે " યૂરોપના ઉમરાવવર્ગની દુશ્મનાવટ-

ને લીધેજ ફ્રાન્સની પ્રજાનો જુસ્સો લડાઈ તરફ વળ્યો હતો ! અને તે વીર્યવાન પ્રજાનુ વર્તન ગમે તેવુ જુસ્માટભર્યું હોવા છતા પણ તેને બહારના સજોગોને વશ થઇનેજ એવો આકરો ઉપાય લેવાની ફરજ પડી હતી ”

નેપોલિયને તેના લક્ષણગત ઉદાર, સરળ અને ઉચ્ચ હૃદયના ભાવપૂર્વક અગ્રેજ રાજપ્રતિનિધિ લોર્ડ વ્હીટવર્થને એમેન્સની સલાહનો ઈંગ્લડ ભગ ન કરે તે માટે સમજાવતાં ઘણાજ ઉમદા શબ્દોમાં કહ્યુ હતુ કે “ આપ સારી રીતે જાણો છો કે મે જે કાઇ કર્યું છે તેનો હેતુ સલાહના કોલકરાર પ્રમાણે અમલ કરીને સર્વત્ર શાંતિનો પ્રચાર કરવાનો છે હવે હુ છીનવી લેવા માગતો હોઉં એવુ એક પણ રાજ્ય હોય તો મને બતાવો યૂરોપનો નકશો તપાસી વળો આપ સારી રીતે જાણો છો કે એવુ કશુ છેજ નહિ મિસરમા ફ્રાન્સનુ સસ્થાન સ્થાપવાની મારી યોજના ઈંગ્લડને ખૂચતી હોય તો તે બાબતમાં પણ હું આપનો ખરખરો મટાડવા તૈયાર છુ મે મિસરવિષે ઘણો વિચાર કર્યો છે અને જો મને આપ લડાઇ કરવાની ફરજ પાડશો તો એથી પણ વધારે વિચાર કરવો પડશે આટલુ છતા પણ તે દેશની ખાતર જે સુલેહશાંતિ આપણે થોડા વખત ભોગવી છે તેનો ભગ હુ નહિ થવા દઉં ”

તુર્કોની સત્તા ખોખરી થઇ ગઇ છે અને પડવાની તૈયારીમા છે તેને ટકાવી રાખવાને હું મારૂ બનતુ કરીશ પણ તે છતા જો તે પડી ભાગશે તો ફ્રાન્સને તેમાથી હિસ્સો આપવોજ પડશે, છતા પણ ખાત્રીથી માનજો કે એ પરિણામને તેના સમય કરતા વધારે જલદી લાવવાને હું કશો પ્રયત્ન કરીશ નહિ ”

“ ફ્રાન્સ અને યૂરોપમા જે સત્તા અને લાગવગ હુ ધરાવુ છુ તેના વિષે હુ ભૂલભરેલો ખ્યાલ ધરાવુ છુ એમ શુ આપ માનો છો ? એ સત્તા એવી નથી કે વાજબી કારણ મળ્યા સિવાય હુ કોઈ પણ રાજ્યને વગર જોખમે દબાવી શકુ તેમ કરવા જતા આખા યૂરોપનુ વલણ મારી વિરુદ્ધમા ફેરવાઇ જાય અને મારા રાજકીય સર્વોપરિપણાનો તેજ ઘડીએ નાશ થાય. મારે ફ્રાન્સની પ્રજાની તો પૂરેપૂરી ખાત્રી કરી આપવીજ જોઇએ કે લડાઇ ઉભી કરનાર આપણે નહિ પણ આપણા પાડોશી રાજાઓજ છે તેમ ઠરે તોજ આપ જ્યારે મને લડવાની ફરજ પાડો તે પ્રસગે હુ મારી પ્રજાની નસેનસમા શૌર્યનો સચાર કરી શકુ મારી જરા પણ કસુર ન હોય અને બધી આપનીજ કસુર હોય ત્યારેજ એ પરિણામ આવી શકે આટલા કારણને લીધે બીજા રાજ્યો સાથે મારા તરફથી લડાઇ જગાડવાનો હુ વિચાર કરી શકતોજ નથી ”

શુ નેપોલિયન ફ્રાન્સનુ રાજ્યાસન પચાવી પડયો હતો ? નેપોલિયનને તેના દેશીભાઇઓએ લગભગ સર્વાનુમતે કોન્સલ તરીકે અને પાછળથી શહેનશાહ તરીકે ચુટી કહાડયો હતો એ વાત આગલા પ્રકરણમાં આવી છેજ એટલુજ નહિ, પણ તે

નિર્વિવાદપણે સિદ્ધ કરવામાં આવી છે ફ્રાન્સની પ્રજાએ પોતાનુ રાજ્યતંત્ર કૉન્સલના હાથમા સોપ્યું અને નેપોલિયનને મુખ્ય કૉન્સલની પદવી આપી તેમા તેમણે ડહાપણુ વાપર્યું હોય યા ન વાપર્યું હોય, પણ એ કાર્ય પ્રજાના એકસામટા અવાજથી થએલુ હતું તેણે પોતાના દેશીભાઇઓને પરાધીનતાની બેડીમાથી મુક્ત કરીને તેમને પોતાના રાજ્યકર્તાની ચૂટણી કરવા સામર્થ્યવાન બનાવવામા જે હિમત બતાવી હતી તે જોઇને તેઓ ઉપકારવશ થઈ ગયા ત્યાર પછી ફ્રાન્સની પ્રજાએ પોતાના સ્વતસિદ્ધ અધિકારની રૂયે નક્કી કર્યું કે તેમના પ્રજાસત્તાક રાજ્યની સામે યૂરોપના તમામ મુકુટધારી રાજાઓ હથિયાર લઇને ખડા થઇ ગયા છે, તેમના દેશમા અને દેશની બહાર પદભ્રષ્ટ થએલા બુર્બોન વશીય રાજાઓના પક્ષકારો બનતી ખટપટ કરી રહ્યા છે, જરા પણ અરાજકતા ફેલાય તો લૂટફાટ કરવાની તક મળે તેની જેકોબિન પક્ષ રાહ જોઈ રહ્યો છે, એવા અનેક પ્રતિકૂળ સજોગો તરફ જોતાં પ્રજાસત્તાક રાજ્યતત્રને નિભાવવા માટે એ માર્ગ ઘણોજ ડહાપણભરેલો ન હતો એમ કોઇ પણ કહી શકતુ નથી

એલિસનને વિષે એટલુ તો નક્કીજ છે કે તે અગ્રેજ હોઇ નેપોલિયનનો બચાવ કરવા માટે સાચા અથવા ખોટાં બહાના ખોળી કહાડે એવો તો નથીજ ફ્રાન્સની તે સમયની હાલતનુ અવલોકન કરતા એલિસન લખે છે કે—

" દશ વરસ દરમ્યાન અનેક સખત આભ્યતરિક ઉત્પાત સહન કર્યા પછી ફ્રાન્સનુ પ્રજાસત્તાક રાજ્ય એવુ અવ્યવસ્થિત અને નિર્બળ થઇ ગયુ હતુ કે તેમણે રાજ્યવિપ્લવ વખતે કરેલા અત્યાચારની તેમને વાજબી શિક્ષા મળી છે એમજ કહી શકાય જેકોબિન પક્ષ રાજ્યના ડિરેકટરો તરફજ નહિ પણ સમાજઘટનાના પાયારૂપ સર્વમાન્ય નિયમોની સામે પણ સખત ગર્જના કરી રહ્યો હતો તેમનો ક્રોધ ખાસ કરીને સર્વ દેશોમા રૂઢ થએલા મિલકીતના માલિકપણા ઉપર વરસતો, હતો, અને ૧૭૯૩ માં થએલી કતલ અને લૂટફાટને આદર્શ તરીકે વધાવી લેવામાં આવતી હતી અલૌકિક, પ્રતિભાશાળી અને સર્વને પોતાના પ્રતાપથી દબાવી શકે એવો કોઇ સેનાપતિ આવે, અને રાજ્યનુ સુકાન પોતાના હાથમા લઇને પ્રજાસત્તાક રાજ્યના ડૂબતા વહાણને બચાવી લે એવો અણીનોજ એ વખત આવી ગયો હતો રાજ્યની અદરના અત્યાચાર અને બહારની આપત્તિઓને લીધે ફ્રાન્સ અધમમાં અધમ દશાને પામ્યુ હતુ "

થેર્સ નામનો બીજો ઇતિહાસકાર એલિસનના કથનને ટેકો આપતાં ફ્રાન્સની તે વખતની હાલત નીચેના શબ્દોમાં વર્ણવે છે—

" જે જે વ્યક્તિઓમાં લાયકાત હતી તેમના ઉપર જુલમનો વરસાદ વરસતો, દરેક આબરૂદાર માણસોને બરતરફ કરવામા આવ્યા હતા, લૂટારાઓ તેમના સાક્ષાત્ નરક જેવા ભ્રષ્ટ અખાડાઓમાં એકઠા થતા હતા, દુષ્ટોના હાથમાં તમામ સત્તા આવી

ગઇ હતી, અત્યાચાર અને મારફાડના ધોરણને ટેકો આપનારાઓ ધારાસભાઓમા કર્તાકારવતા થઇ ગયા હતા, ફરજીયાત લોનની પ્રથા દાખલ કરીને લૂટને નવુ સ્વરૂપ આપવામા આવ્યુ હતુ, કતલની તૈયારી ચાલી રહી હતી, કતલખાનાના ભોગ બનાવવા માટે હજારો કમનસીબ માણસોના નામ નોધાઇ ગયા હતા, અને તેમને જાપ્તા નીચે રાખ્યા હતા, કતલ, લૂટફાટ અને આગ એ ત્રણ પૈશાચિક સાધનોનો ઉપયોગ કરવા માટેના ઇશારા તરીકે ' દેશ જોખમમા છે ' એવા સૂચક શબ્દ ક્યારે બોલવામા આવે તેની ઇંતજારીથી રાહ જોવાતી હતી, મડળીઓમા ૧૭૯૩ ની સાલના જેવાજ ઉદ્‌ગાર નીકળતા હતા, તેના તેજ જલ્લાદો તૈયાર હતા અને તેના તેજ બલિદાનો પણ તૈયાર કરવામા આવ્યા હતા, સ્વતત્રતા, અને પોતીકી મિલ્કત એવુ કશુ રહ્યુજ ન હતુ, નગરવાસીઓને માટે તેમના જાનની ખાત્રી અને રાજ્યને માટે તેની તિજોરીની સલામતી રહી ન હતી આખો યુરોપ ફ્રાન્સની સામે લડવા સજ્જ થઇ ગયો હતો, અમેરિકાએ પણ આપણા જુલમ સામે પોકાર ઉઠાવ્યો હતો, આપણા લશ્કર હારીને વેરણખેરણ થઇ ગયા હતા, આપણે જીતેલા મુલક આપણા હાથમાથી જતા રહ્યા હતા અને આપણા પોતાના દેશ ઉપર ચડાઇ કરવાની વિદેશીઓ ઉપરાઉપરિ ધમકી આપી રહ્યા હતા "

આવા સજોગોમા ફ્રાન્સને પોતાનુ રાજ્યતત્ર બદલવાનુ મુનાસિબ લાગે એ નવાઇ જેવુ નથી, છતા આ પગલુ ભરવામા તેણે ડહાપણ વાપર્યુ હોય યા ન વાપર્યુ હોય તે આપણુ જોવાનુ નથી, કેમકે તેમ કરવાનો તેનો નિર્વિવાદ હક હતો નેપોલિયન તેના દેશીભાઇઓની મરજી અનુસાર વર્ત્યો માટે તેને રાજ્ય પચાવી લેનાર કહેવો એમા ચોક્ખો અન્યાયજ છે કારણ કે તેણે અરાજકતાનેજ સ્થાનભ્રષ્ટ કરી હતી, રાજાને નહિજ ફ્રાન્સની પ્રજાએ બુર્બોન રાજાઓને પદભ્રષ્ટ કર્યા તે વખતે તો તેની સત્તાનો અને જાહેર જીવનનો આરભ પણ થયો ન હતો

**જેમ હજાર પદરસો બદમાસોનુ ટોળુ આખા શહેરને નજાડી શકે છે તેમ થોડાક દૃઢ વિચારના માણસોના હાથમા રાજ્યની લગામ આવે તો તેઓ પણ આખી પ્રજાને કચરી શકે છે** ફ્રાન્સનો અત્યત મોટો ભાગ આવાજ પ્રકારની અરાજકતાની સામે પડયો હતો નેપોલિયન જ્યારે કૉન્સલ તરીકે ચૂટાયો હતો ત્યારે તેની તરફેણમા ત્રીસ લાખ અગીઆરસો ને સાત મત નોધાયા હતા અને વિરુદ્ધમા માત્ર પદરસો ને બાસેઠજ મત હતા આવી એકમતી જગતના ઇતિહાસમા પહેલીજ હતી, છતા લગભગ પચાસ વર્ષ સુધી આખો યૂરોપ કહેતો આવ્યો હતો કે નેપોલિયન કૉન્સલની જગ્યા પચાવી પડયો !

કૉન્સલની પદવી રદ કરીને તેની જગ્યાએ ફ્રાન્સે ફરીથી રાજસત્તાનો સ્વીકાર કર્યો તે માત્ર યૂરોપના રાજાઓના મનનુ સમાધાન કરવા માટેજ હતુ આ ફેરફાર

ડહાપણભરેલો ન હતો એમ કદાચ કબૂલ કરીએ તોપણ એ સવાલ ફ્રાન્સનો હતો અને એકલા ફ્રાન્સનેજ તેનો નિર્ણય કરવાનો અધિકાર હતો સ્વતંત્ર પ્રજા તરીકે તેમ કરવાનો તેને પૂરતો હક્ક હતો અને અન્ય પ્રજાઓની પરવાનગી લેવા તે બધાયલુ નહિજ હતુ વળી પ્રજાસ્વાતંત્ર્યને દબાવી દેનારા કોઇ આપખુદ રાજાના બળને તાબે થઇ લાચાર બનેલી પ્રજાએ આ ફેરફાર કર્યો ન હતો પરંતુ આખી પ્રજાએ એકે અવાજે પોતાની સંપૂર્ણ મરજીથી આ કામ કર્યું હતુ તેમને તેમ કરવાનો હક્ક ન હતો એમ કોણ કહી શકશે ? ભલે એ કામમા પણ શાણપણ ન હોય ભલે તેથી મહત્ત્વાકાંક્ષી નેપોલિયનની લોભવૃત્તિ તૃપ્ત થઇ હોય, છતા પણ એ સવાલ કેવળ ફ્રાન્સનોજ હતો અને તેજ તેનો નિર્ણય કરી શકે તેઓએ એમ ધાર્યું કે રાજાની સત્તા સ્થાપવાથી આસપાસના રાજાઓના હુમલાઓના સામે પ્રજાવર્ગની સ્વતંત્રતાનુ વધારે સારી રીતે રક્ષણ થઇ શકશે

એલિસન લખે છે કે “ બધી દિશાએથી—લશ્કર તરફથી, મ્યુનિસિપાલિટી તરફથી, શહેરે શહેરથી, અને વેપારીઓના મહાજનો તરફથી નેપોલિયન રાજ્યાસન પર બેસે એવી મતલબના હજારો વિનતિપત્રો તેના ઉપર આવ્યા હતા ” ધારાસભાએ એક પણ વિરુદ્ધ મત વગર ઠરાવ પસાર કર્યો કે “ નેપોલિયન બોનાપાર્ટને શહેનશાહનુ પદ આપવુ અને તે હોદ્દાની રૂએ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના વહીવટની સત્તા તેના હાથમા આપવી ” આ ઠરાવનો અમલ કરતા પહેલા લોકોને તે પસંદ છે કે નહિ તે જાણવા માટે ગામેગામની મ્યુનિસિપાલિટીઓ આગળ તે ઠરાવ રજૂ કરવામા આવ્યો ત્યારે પણ તેની તરફેણમા ત્રીશ લાખ પાંચસો અને બોત્તેર મત અને વિરુદ્ધમા માત્ર અઢીહજાર અને અગણોતેર મત પડયા હતા કોઇ પણ નવા રાજવંશના સ્થાપના આવી સર્વાનુમતિથી થએલી હોય એવો દાખલો કોઇ પણ દેશના ઇતિહાસમા નોંધાયો નથી, છતા નેપોલિયનને લગભગ દરેક ઇતિહાસકારે રાજ્યાસન પચાવી લેનાર તરીકે એવો વગોવી નાખ્યો છે કે કોઇ એથી ઉલટુ કહેવાની હિંમત ચલાવે તો તેને સાક્ષરમંડળની અવકૃપાજ વહોરી લેવી પડે છે ! કેટલાક તો એવુ પણ મારી મચડીને સાબિત કરવા મથે છે કે ફ્રાન્સની પ્રજાને પોતાનુ ગણતંત્ર બદલવાનો અને પોતાની મોંઘી સ્વતંત્રતા એક વ્યક્તિના હાથમા સોંપી દેવાનો હક્કજ ન હતો તેઓ કહે છે કે “ સ્વતંત્રતા અને પ્રજાકીય હક્ક એ એવી વસ્તુઓ છે કે જે પેઢી દર પેઢી વંશપરંપરાગત ચાલ્યાજ કરે તેને ગુમાવવાનો કે કોઇને આપી દેવાનો કોઇ પણ સમાજને હક્ક નથી ” પરંતુ એનો અર્થ તો એજ થાય છે કે પોતાના રાજાની અથવા પોતાની રાજ્યપદ્ધતિની પસંદગી કરવાનો હક્ક ફ્રાન્સના લોકોને હતોજ નહિ

વારૂ, ફ્રાન્સની પ્રજાએ ખરી રીતે અથવા ખોટી રીતે પણ નેપોલિયનને પોતાના રાજા તરીકે સર્વાનુમતે ચૂંટી કહાડયો. હવે સવાલ એ રહ્યો કે તેના હાથમા જે

સત્તા સોંપવામાં આવી તેનો એણે કદી દુરુપયોગ કર્યો હતો ? તેણે નિરંકુશપણે સ્વચ્છંદતાથી રાજ્ય ચલાવ્યું હતું ? તેણે લોકોના અધિકારને કચરીને ધૂળભેગા કરી નાખ્યા હતા ? જે આપખુદ રાજાઓ તેની સાથે લડી રહ્યા હતા તેઓ આ પ્રશ્નોના ઉત્તરમાં હા કહે છે, પણ ફ્રાન્સની સમસ્ત પ્રજા જેમણે પોતાને હાથે ઉચકીને તેને રાજ્યાસન પર બેસાડયો હતો, જેમણે પોતાના પ્રેમવડે તેને રાજ્યાસન ઉપર ટકાવી રાખ્યો હતો અને જેઓ હજી પણ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક તેનુ સ્મરણ કરે છે, તેઓ તો તે વાતની સાફ ના કહે છે નેપોલિયન અને ફ્રેન્ચપ્રજા પૂર્ણ સહકાર સાધીને ખભેખભો અડાડીને તેમના બેઉના શત્રુઓની સામે ભયકર લડાઇઓમાં એકદિલથી લડયા તેને કોઈવાર ઘણાંજ સખત પગલા લેવાની જરૂર પડી હતી તોપણ તેને પ્રજાની મજુરી અને ટેકો મળ્યો હતો. કદાચ તે પગલા ભૂલભરેલા પણ હોય પણ તેમના શત્રુઓને હફાવે અને આખી દુનિયાને ચકિત કરે એવી મહાભારત લડાઇઓ લડવામા પ્રજાને જે જે ભોગ આપવા પડયા હતા તેમાં નેપોલિયન અને આખી પ્રજા સપૂર્ણ રીતે એકમત હતી તેમણે પોતાની આસપાસ ઘેરાયલુ ભયકર સકટ જોઇને પોતાની મેળેજ ફરજીઆત લશ્કરી નોકરીની જરૂર સ્વીકારી હતી તેવીજ રીતે વર્તમાનપત્રો ઉપર અકુશ મૂકવાની અને નેપોલિયનના હાથમાં રાજ્યસત્તા સોંપવાની અગત્ય પણ તેમણે જોઈ હતી ભલે કદાચ એમા તેમની ગેરસમજ થએલી હોય, પરતુ તેમણે જે કાંઈ કર્યું હતુ તે કોઇના દબાણથી નહિ પણ સમજીનેજ કર્યું હતું તેઓ નેપોલિયનને ફ્રાન્સનો ઉદ્ધારક માનતા હતા અને તેણે કરેલી દેશસેવાને લીધે કોઈ પણ રાજાએ કદિ પણ ભોગવ્યો ન હોય તેટલો પ્રેમ તેના તરફ દાખવતા હતા

જ્યારે જ્યારે તે પ્રજાને આવાહન કરતો ત્યારે તેઓ પૂર ઉત્સાહથી તેના વાવટા હેઠળ આવીને ઉભા રહેતા અને મારેન્ગો, આસ્ટલિટ્ઝ અને મોસ્કોસુધી તેના અને તેણે અર્પેલી સ્વતત્રતાના રક્ષણમાટે પોતાના લોહીને પાણીની પેઠે રેડી દેવા ઉલટભેર તૈયાર થતા, તે પ્રજાના પ્રેમનુ દીવાની જ્યોત જેવુ પ્રમાણ છે જ્યારે તે એલ્બાથી પાછો આવ્યો ત્યારે આખુ ફ્રાન્સ અલૌકિક ઉત્સાહથી તેને એકકે અવાજે આવકાર આપવા તૈયાર થઈ ગયુ તે પણ આ પ્રેમનુ પ્રમાણ છે તેના મરણ પછી તેના અસ્થિને પારિસમા લાવવાની આખા ફ્રાન્સે માગણી કરી હતી, તેની સમાધિ ઉપર ફ્રેન્ચ પ્રજાએ અતિ ભવ્ય મકબ્બરો ચણાવ્યો છે અને હજી પણ તેનુ સ્મરણ દરેક ફ્રેન્ચ ખેડુતના ઝુંપડામાં થયાજ કરે છે, એ બધી તેની લોકપ્રિયતાની સચોટ સાબિતીઓ છે જુલમાટભરેલી રાજનીતિનુ આવુ સુદર પરિણામ કદિ પણ આવતુ જ નથી આવા માણસને જુલમગાર કહેવો એતો હડહડતુંજ જુઠું છે આપખુદ સત્તાને ચાહનાર રાજાઓ અને અરાજકતાને ચાહનાર હુલ્લડખોરો ભલે તેની રાજ્યનીતિને વખોડે પણ જેણે જીવતાં અને મરણ પછી પણ આખી પ્રજાનો આશીર્વાદ મેળવ્યો છે

અને જેની સમાધિનુ પણ આખી પ્રજા પ્રેમ અને કૃતજ્ઞતાપૂર્વક દર્શન કરે છે તે જુલમગાર હોઈ શકેજ નહિ.

નેપોલિયનનો ઇતિહાસ લખનારાઓ પૈકી સર વોલ્ટર સ્કૉટ તેનો કટ્ટામા કટ્ટો વિરોધી હતો એ વાત તો જાણીતી છે હવે એ સ્કૉટ શુ લખે કે તે જોઇએ

" નેપોલિયન ફ્રાન્સની ગાદી પચાવી પડયો તેના બચાવમા અથવા એ અપરાધનુ મહત્ત્વ ઓછુ કરવાને તેણે પોતે અને તેના પ્રશસકોએ જે જવાબ ઘડી કહાડયો છે તેને ઘટતું વજૂદ આપવા આપણે તૈયાર છીએ તેઓ ઘણે અશે સાચુ અને સકારણ કહે છે કે બોનાપાર્ટની એકદર વર્તણૂક સ્વાર્થપરાયણ ન હતી અને પોતે મેળવેલી સત્તાનો તેણે જે સારો ઉપયોગ કર્યો હતો તે જોતાં તેણે સત્તા મેળવવા માટે અખ્ત્યાર કરેલી નીતિનો દોષ ઓછો થઇ જાઇ છે આ વાત સાચી છે દૂરદર્શી રાજદારી પુરુષો માને છે કે જે રાજાઓને ગાદી ઉપરનો હક્ક શક પડતો હોય છે તેઓ બીજા કારણથી નહિ તો પોતાના સ્વાર્થને માટે પણ એવી રીતે રાજ્ય ચલાવે છે કે તેથી લોકોને ખાત્રી થાય કે આ રાજાને તાબે થવાથી આપણને લાભ છે, પરતુ આમ કહીને અમે નેપોલિયને મેળવેલો યશ કોઇ પણ રીતે ઓછો કરવા ચાહતા નથી અમે ઘણીજ ખુશીથી કબૂલ કરીએ છીએ કે ફ્રાન્સનો જેમા હિસ્સો ન હોય એવો કોઇ પણ અગત લાભ લેવા બોનાપાર્ટ ચાહતો ન હતો, ફ્રાન્સની કીર્તિને વધારવામાજ તે પોતાનો સ્વાર્થ સમજતો હતો અને પોતાની ખાનગી દોલતને પણ તે પોતાના ખાનગી ઉપયોગની વસ્તુઓ પાછળ ન ખર્ચતાં ફ્રાન્સની શોભા વધારવામાં ખર્ચતો હતો. સુંદરમાં સુદર કળાના નમુનાઓવડે પોતાના મહેલને ન શણગારતા તેમને સાર્વજનિક સગ્રહસ્થાનમાં તે મોકલાવી આપતો તેની સ્રીને પોતાના બગીચામાં ઘણા મોઘા રોપા ઉગાડવાનો શોખ હતો તે પણ તેને ખૂચતો હતો, કેમકે તેથી વનસ્પતિશાસ્રને લગતા સાર્વજનિક બગીચાઓને ગેરલાભ થતો "

ફ્રાન્સ અને નેપોલિયનનાં હિત એક બીજા સાથે જોડાઇને એવા એકાકાર થઇ ગયાં હતા કે જેથી ફ્રાન્સનુ હિત સાધીને તે એકરીતે પોતાનોજ સ્વાર્થ સાધતો હતો, ફ્રાન્સને સમૃદ્ધ કરીને પોતેજ સમૃદ્ધ બનતો હતો એમ પણ કેટલાક કહે છે, પણ આવી રીતે માણસના ચોકખામાં ચોકખા ઇરાદાની પણ છેક ઉડી પરીક્ષા લેવા બેસીએ તો દરેકમાં કાઇને કાંઇ આડક્તરો સ્વાર્થ તો જણાયા વગર રહેજ નહિ. માણસ પોતાના સ્વાર્થમાં આખા દેશના હિતનો સમાવેશ કરી શકે છે તેના સ્વાર્થની ભાવના પણ એવી ઉદાર, વ્યાપક અને શુદ્ધ છે કે તેને દેશભક્ત કહેવામાં હરકત નથી. બોનાપાર્ટની રાજ્ય ચલાવવાની નીતિમા નિરકુશતાનુ તત્ત્વ તો હતુજ, પણ પોતાના પુત્રને સુખી કરવાના હેતુથી એક

માયાળુ પિતા પુત્રને પોતાના કાબુમા રાખે છે તેમ નેપોલિયન પ્રજાને પોતાની ઇચ્છાને વશ વર્તાવનો હોવા છતાં પણ તેનુ લક્ષ્ય તો તેમના સુખ અને ઇજ્જત વધારવા ઉપરજ હતુ "

આ પ્રમાણે તેના એક કટ્ટા વિરોધીને પણ તેની રાજ્યકર્તા તરીકેની શ્રેષ્ઠતા નાછૂટકે સ્વીકારવી પડે છે

સન ૧૮૨૧ ની સાલમા જ્યારે તે સેન્ટહેલેનામા બંદીવાન હાલતમા પડ્યો હતો તે વર્ષે આસ્ટ્રિયા, રશિયા અને પ્રશિયાના રાજાઓનુ સમેલન લેબેચ શહેરમા થયુ હતુ તે વખતે આસ્ટ્રિયાના રાજાએ ત્યના વિશ્વવિદ્યાલયના અધ્યાપકો આગળ પોતાનુ પ્રખ્યાત ભાષણ આપતા કહ્યુ હતુ કે —

" તમારા વિદ્યાર્થીઓને તમે હદ કરતા વધારે ન શીખવી દો તેની સભાળ રાખજો હુ વિદ્વાનો અને વિજ્ઞાનીઓને નથી માગતો મારે તો મારા હુકમ માને એવી આજ્ઞાંકિત પ્રજા જોઇએ છે "

લેબેચ શહેરની પ્રજાને રાજનૈતિક અને ધાર્મિક સ્વતત્રતાનો નેપોલિયને ચેપ લગાડયો હતો તેથી કરીને ઉપર કહેલા સમેલન વખતે એ ત્રણે રાજાઓએ નેપોલિયન માટે નીચ બદનક્ષીભર્યું જાહેરનામુ પ્રગટ કર્યું હતુ તેનો સખત જવાબ મેલાનના વડા ધર્મગુરુએ આપીને તેણે એકવાર નેપોલિયનને કરેલા અન્યાયનુ પ્રાયશ્ચિત્ત કર્યું હતુ તેમા લખ્યુ હતુ કે —

" જ્યાર નેપોલિયનના હાથમા શિક્ષા કરવાની સત્તા હતી ત્યારે જેઓ વર્ષો સુધી કૂતરાની માફક તેના પગ આગળ આળોટ્યા તેઓ આજે હવે જ્યારે તે પોતાનો બચાવ કરવાને પણ અશક્ત છે ત્યારે તેનુ અપમાન કરવા નીકળ્યા છે ! હવે તેને ગળો દેવાના વખત રહ્યો નથી સશસ્ત્ર માણસોએ નિ શસ્ત્ર દુશ્મન સાથે માનથીવર્તવુ જોઇએ પોતાને તાબે થએલા શત્રુ તરફ અને ખાસ કરીને જે શત્રુને લ્હડીઆતા બુદ્ધિબળથી નહિ પણ લ્હડીઆતા પશુબળથી વશ કર્યો હોય તેના તરફ ન્યાયભરેલુ વર્તન રાખવામાજ જીતનારની શોભા છે આટલા બધા વર્ષ સુધી જેમણે નેપોલિયનને ફ્રાન્સમા અને તેથી કરીને યુરોપમા સુવ્યવસ્થા પ્રવર્તાવનાર કહ્યો હોય, તેઓ હવે તેને વિપ્લવ ઉત્પન્ન કરનાર કહી શકેજ નહિ હવે તે વખત ગયા જે લોકોએ એકવાર તેની સાથે મિત્રભાવે હાથ મેળાવ્યો હોય, તેની સાથે સહકાર કર્યો હોય અને પોતાની ડગમગી ગએલી રાજગાદીને ટકાવી રાખવા માટે જેમણે તેને પોતાની દીકરી પરણાવી હોય તેઓ આજે તેની પૂઠ પાછળ બદનક્ષી કરે એ તો ઘણુજ હીણપતભરેલુ છે "

' જે રાજ્યક્રાન્તિ અરાજકતા તરીકે નિદાય છે, તેનો મુખ્ય પ્રતિનિધિ નેપોલિયન લડાઇઓના કોલાહલ અને વિદેશી રાજખટપટની જાળ ઉકેલવામા રોકાયલો હતો

તેવા સમયમા પણ તેણે રોમન સ્મૃતિકાર જસ્ટિનિયનની માફક ઘણીજ સગીન, ઓછામા ઓછી ખામીવાળી અને રાજવ્યવહારમાટે સૌથી શ્રેષ્ઠ કર્યસાધક ધારાપોથી તયાર કરી હતી આ રાજ્યક્રાન્તિનો પ્રતિનિધિ જેના ઉપર તમામ લોકોપકારક સસ્થાઓનો નાશ કરવાનો આરોપ મૂકાય છે, તેણે વિશ્વવિદ્યાલયો સ્થાપ્યા હતા, સાર્વજનિક શાળાઓ ખોલી હતી, આખા રાજ્યને કળાકૌશલ્યના નાદર નમુનાઓથી શણગારી દીધુ હતુ અને માનવબુદ્ધિનો ઉચામાં ઉચો ખ્યાલ આપાવે એવી મહાન આશ્ચર્યકારક ઇમારતો ચણાવી હતી આલ્પ્સ પર્વતે જેની આજ્ઞાને માન અપીને માર્ગ આપ્યો, ચેરબર્ગ, ફ્લશિંગ અને એન્ટવર્પ આગળ મહાસાગર પણ જેની આજ્ઞાને આધીન થઈ ગયો, જેના, બોર્દો અને ટ્યૂરિન આગળ જેણે રચાવેલા જંગી સેતુઓ નદીઓને પોતાના મજબૂત પગ તળે દબાવતા ઉભા રહ્યા છે આખા ફ્રાન્સમા જેણે નહેરોની જાળ પાથરીને સમુદ્રે સમુદ્રને જોડી દીધા હતા અને થોડાજ વર્ષમા પારિસ શહેરનુ જેણે કલેવર ફેરવી નાખ્યુ હતુ, આવા પુરુષે જગતમા વિનાશ અને ઉત્પાત સિવાય કાંઇ પણ કર્યું નથી એમ કહેવુ એ કેટલુ અસત્ય, કેટલો અન્યાય અને કેટલી ધૃષ્ટતા ? કેવા બુદ્ધિહીન માણસોને ઠગવા માટે આવુ ઉધાડુ જૂઠાણુ ઉપજાવી ક્હાડયુ હશે ?”

હકીકત આ પ્રમાણે હોવા છતા નેપોલિયન પ્રજામતના આધાર વગર ગાદીએ બેઠો હતો એમ કહેનારાઓએ તેઓ વૈર અને ઇર્ષ્યાને લીધે પૂરેપૂરા વિવેકશૂન્ય થઇ ગએલા હોવાથીજ આવો હડહડતો જૂઠો આક્ષેપ કરવાની ધૃષ્ટતા કરેલી કહી શકાય. સમસ્ત ફ્રેન્ચ પ્રજાએ કોઇ પણ પ્રકારના દબાણ વગર તેને દેશનુ આધિપત્ય સોપી દીધુ હતુ એ વાત બીજી અનેક ઐતિહાસિક ઘટનાઓની માફક નિર્વિવાદપણે સાબિત થઇ ચૂકેલી છે, અને તે છતા પણ ‘નેપોલિયને ગાદી ઝુટવી લીધી હતી,’ એમ કહેવાનુ જેઓ પાપ કરે તેમની જીભ કપાઈ જવી જોઇએ





# प्रकरण ५६ मुं–ड्रेस्डन आगळ मेळवेली वधु फतेह



સને ૧૮૧૩ની ૧૨મી આગસ્ટને રોજ નેપોલિયનને અને તેની સાથે યૂરોપખંડમાં પ્રજાવર્ગની સ્વતંત્ર થવાની ઉગતી આશાને છુંદી નાખવાને યૂરોપીય રાજાઓએ કરેલી જબરદસ્ત એકસંપી સાથે આસ્ટ્રિયા સામેલ થયું નેપોલિયનનો પક્ષ આસ્ટ્રિયા નરેશ ફ્રાન્સિસે તજી દીધો છે, અને તેનું બે લાખ સિપાઇઓનું સૈન્ય હવે મિત્ર રાજાઓના સૈન્યમાં ઉમેરાયું છે એ આગળથી ધારી રાખેલા સમાચારને તેમણે બેહદ ખુશાલીથી વધાવી લીધા તેમના સૈન્યની ટુકડી ટુકડીએ આ વધામણી પહોંચી ગઇ અને ચારે દિશાએથી હર્ષોદ્ગાર ઉડવા લાગ્યા. રાત્રે આકાશમાં હજારો હવાઇઓ ઉડવા લાગી અને બોહિમિયાનો પર્વતમાળાના શિખર યુદ્ધના પ્રારંભસૂચક હોળીઓથી ઝળહળી રહ્યા મિત્રરાજ્યો હવે પાંચ લાખ સિપાઇઓને લડાઇમાં ઉતારવા સમર્થ થયા હતા ત્યારે નેપોલિયન બે લાખ અને સાઠ હજાર સિપાઇઓ સાથે તેમની સામે ઉભો હતો જનરલ જોમિની તથા બીજા ફ્રેન્ચ સેનાપતિઓ જે તેના શત્રુઓને મળી ગયા હતા તેમણે ફ્રેન્ચ સૈન્યની સ્થિતિ તથા નેપોલિયનની યુદ્ધવ્યવસ્થાવિષે શત્રુરાજાઓને વાકેફ કરી દીધા અને જનરલ મોરો તથા બર્નાડોએ મળીને હવે પછીના યુદ્ધની યોજના ઘડી કહાડી

નેપોલિયનનું સૈન્યબળ ક્ષીણ થવા છતાં પણ તેના આગલાં પરાક્રમો સંભારી તેના શત્રુરાજાઓ હજી તેનાથી ધ્રૂજતા હતા, તેથી તેમણે જનરલ મોરો અને બર્નાડોને નેપોલિયનના દાવપેચથી સારી રીતે વાકેફ જાણીને તેમનાજ હાથમાં યુદ્ધનો સઘળો વહીવટ છોડી દીધો તેમણે જે સૂચનાઓ પ્રકટ કરી હતી તે ઉપરથી જણાઇ આવે છે કે તેમને પોતાને પણ શત્રુ રાજાઓની સંખ્યામાં ચડીઆતા સૈન્યો ઉપર કશો વિશ્વાસ ન હતો તેમણે હુકમ કર્યો કે કોઇપણ સેનાપતિએ નેપોલિયનની સાથે યુદ્ધમાં ઉતરવું નહિ, પણ લડવાનો દેખાવ કરીને ફ્રેન્ચોને બને તેટલા ગભરાવવા અને આવી હીલચાલ કરતાં જો નેપોલિયન સૈન્યના મધ્ય ભાગથી દૂર નીકળી જાય તો તેની ગેરહાજરીનો લાભ લઇને તેના સેનાપતિઓ ઉપર તૂટી પડવું આ પ્રમાણે

તેમણે નેપોલિયનને થકવી નાખવાનો તથા તેની યુદ્ધસામગ્રી અને સૈન્યને ક્ષીણ કરી નાખવાનો ઘાટ ઘડયો. એમ કરતા કરતાં જ્યારે તેનુ છેકજ બળ નરમ પડી જાય ત્યારે તેના ઉપર ચારે બાજુએથી હુમલો કરીને અનેકગણા સૈનિકબળવડે તેનો વિનાશ કરવો અથવા તો તેને કેદ પકડવો

આ યુક્તિ ઘણીજ ડહાપણભરેલી હતી નેપોલિયન તેનુ રહસ્ય તરતજ સમજી ગયો અને પોતાના ઉપર આક્રમણ થાય તે પહેલા પોતેજ નિશાનબાજ સેનાપતિ બ્લૂચર ઉપર તુટી પડયો ! આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે બ્લૂચર નાઠો કે તરતજ બે લાખ સિપાઇઓનુ વિશાળ શત્રુસૈન્ય બોહિમિયાના પર્વતોની ખીણોમાંથી નીકળીને ડ્રેસ્ડન તરફ ચાલ્યું આવ્યુ ! આ સ્થાન ઘણુ અગત્યનુ હતું પારિસ સાથેના વ્યવહારની તે ચાવીરૂપ હતું ત્યાં માત્ર ત્રીશજ હજાર સિપાઇઓ હતા. તેથી બ્લૂચરને રોકવા માર્શલ મેક્‌ડોનલ્ડને ઉભો રાખીને નેપોલિયન એટલી ઝડપથી ડ્રેસ્ડન તરફ પાછો વળ્યો કે તેની ત્વરાથી જાણીતા થએલા લોકો પણ આ વખતે અજાયબીમા ગરકાવ થઈ ગયા

આગસ્ટની ૨૫મી તારીખની સાંજે ડ્રેસ્ડનની આસપાસની ટેકરીઓ શત્રુસૈન્યના શસ્ત્રોથી ચળકવા લાગી શહેરમા ભારે ગભરાટ ફેલાઇ ગયો જોતજોતામા નજીકની ટેકરીઓ ઉપર બે લાખ સિપાઇઓ તોપખાનાસહિત ગોઠવાઈ જવા લાગ્યા શહેરનો બચાવ કરનાર માત્ર ત્રીશ હજાર સિપાઇઓજ હતા, તોપણ સેનાપતિ સેન્ટ સાયરે છેવટની પળસુધી ટકી રહેવાનો નિશ્ચય કર્યો શહેરના લોકો, બાળકો અને સ્ત્રીઓ થરથર ધ્રૂજવા લાગ્યાં અને તાબે થવા આતુર થયા પણ સેનાપતિએ તેમનુ કાંઇજ સાભળ્યુ નહિ. યુદ્ધના કઠિન પ્રસગમા આવાં ભયકર પગલા લેવાની પણ જરૂર પડે છે

સવાર પડતાજ શહેર ઉપર આક્રમણ શરૂ થયુ પચાસ પચાસ તોપોસહિત શત્રુસૈન્ય છ વિભાગમા વહેચાઇ ડ્રેસ્ડન કોટ તરફ ધસ્યુ દારૂગોળાનો વરસાદ વરસી ગયો. શહેરના રસ્તા નગરવાસીઓના લોહીથી ખરડાઇ ગયા તેઓ ભયભીત બની જઇને તાબે થવા બૂમરાણ કરવા લાગ્યા દરમ્યાન પૂર ઝડપથી નેપોલિયન શહેર તરફ ચાલ્યો આવતો હતો રસ્તામા તેને સદેશા ઉપર સંદેશા મળવા લાગ્યા કે હવે વધારે વખત ટકી શકાશે નહિ તે લશ્કરની પણ આગળ નીકળી આવ્યો અને એક ટેકરીના શિખર ઉપરથી દૂરબીનવડે જોયુ તો ફ્રેન્ચ સૈન્ય શહેરની દિવાલોની પાછળ મોહોમ કરીને લઢી રહ્યુ હતુ અને અસખ્ય શત્રુસૈન્ય તેમનો થોડાજ વખતમાં નાશ કરવાની અણી ઉપર હતુ. તેને આવવાના રસ્તા ઉપર રશિયા અને પ્રશિયાની તોપોએ દારૂગોળાની ઝડી વરસાવી મૂકી હતી, તોપણ તે વગર ઇજાએ તે રસ્તેથી તે પસાર થવા લાગ્યો

હવે મધ્યાહ્નનના સમય થવા આવ્યો હતો એટનામાં નદી તરફ ઉભેલા ફ્રેન્ચ સિપાઇઓએ તેમના શહેનશાહને જોયા અને " શહેનશાહ ઘણુ જીવો " એવી ગર્જના થઇ રહી ચારે દિશાએથી જોસભેર ગગનભેદી નાદ નીકળવા લાગ્યા નેપોલિયન પહેલોજ ડ્રેસ્ડનના વૃદ્ધ રાજા પાસ ગયો અને તેને ખાત્રી આપી કે મારા સાઠ હજાર સિપાઇઓ થોડાજ વખતમા શહેરમાં આવી પહોચશે.

આ પ્રસગે ડ્રાલેનડ્રૉર્ટ નેપોલિયનની સાથે હતો ને લખે છે કે " શહેનશાહને પૂલને સામે છેડે જોતાંજ સૈન્યમાં જે આનદ છવાઇ રહ્યો તેનુ વર્ણનજ થઇ શકે એમ નથી તેઓ તેની સામે દોડી ગયા 'પેલા આવે ! પેલા આવે !' એવો ઉદ્ઘોષ નદીને કિનારે દૂર દૂરથી ઉઠવા લાગ્યો સિપાઇઓ ઉમગથી ઘેલા થઇ ગયા અને તેમના અમલદારોથી પણ તેમને કાબુમા રખાયા નહિ "

નેપોલિયને કહ્યું, " તેમને રોકશો મા હમણાંજ શત્રુ ઉપર ધસી જવા માટે તેઓ મારો રસ્તો ખુલ્લો કરી દેશે. "

આ શબ્દો આખા સૈન્યમાં ફેલાઇ ગયા અને તરતજ શહેનશાહને માર્ગ આપવા હર્ષઘેલા સિપાઇઓ પડાપડી કરવા લાગ્યા નેપોલિયન શહેરમા દાખલ થયો તે વખતનો દેખાવ જેણે જોયો હશે તેઓથી તે કદી વિસરાશે નહિ આખે રસ્તે તાળીઓના ગડગડાટ અને હર્ષનાદ સિવાય બીજુ કાંઈ સભળાતુજ નહિ સ્ત્રીઓ, પુરુષો, બાળકો સર્વ સૈન્યમા સામેલ થઈ ગયા તેમને એટલો બધો આનદ થયો અને નેપોલિયનના આવ્યાથી તેમને એટલી બધી ધીરજ મળી ગઇ કે તેઓ તેમનો સઘળો ભય ભૂલી ગયા

નેપોલિયને તરતજ બહાર આવીને ગોળાઓના વરસાદ વચ્ચે ઉભા રહીને કોટ કિલ્લાની સ્થિતિ તપાસી લીધી અને અને શત્રુસૈન્યને મારી હઠ વવાની યોજના ઘડી કહાડી થોડીવારમાજ બાદશાહી અગરક્ષકોની પલટણો અને સૈન્ય નદીના પૂરની માફક સપાટાબધ શહેરમા આવી પહોચ્યુ લાબી મજલો કર્યાથી તેઓ થાકયા હતા, ભૂખ્યા થયા હતા તરસથી તેમના મો સૂકાઇ ગયા હતાં, છતાં પણ શહેરના લોકોએ તેમને માટે ખાવાપીવાની ગોઠવણુ કરી રાખી હતી તેના તરફ તેમણે નજર પણ કરી નહિ કોળીઓ અનાજ ખાવા કે ઘૂટડો પાણી પીવા પણ તેઓ થોભ્યા નહિ. જરાપણ ગડબડાટ કે અવ્યવસ્થા વગર પાયદળ, સ્વાર અને તોપખાનાના સિપાઇઓ પોતપોતાની જગ્યાએ ગોઠવાઈ ગયા શત્રુરાજાઓના સાતસો તોપોનુ જબરદસ્ત તોપખાનુ અર્ધગોળાકૃતિમા ગોઠવાયુ અને ડ્રેસ્ડન શહેરના વીચોવીચ આવેલાં મકાનો ઉપર દારૂગોળાનો લાગટ વરસાદ વરસવાથી ભયાનક ખરાબી થવા લાગી.

એક હજાર કરતા વધારે તોપોના એકસામટા ધડાકા, ધડાધડ ફાટતા બોમગોળાના કાન બહેરા કરી મૂકે એવા અવાજ, ધૂમાડાનો ઘટાટોપ, યોદ્ધાઓના કોલાહલ,

ઘાયલ થતા નિર્દોષ નિ શસ્ત્ર આપુરુષોની અને બાળકોની કરુણ ચીસો, કડાકડ તૂટી પડતી ઇમારતો, અગ્નિવર્ષણથી શહેરમા ચોતરફ સળગેલી આગ એ સર્વથી એક એવો ત્રાસ, જુલમ અને રાક્ષસીવૃત્તિનો ઘોર પાપમય દેખાવ બની ગયો કે જેનુ વર્ણન વાણીથી કરી શકાતુ નથી અને કલ્પનામા પણ જેનો સાચો ચિતાર આવી શકતો નથી આ દારુણ સગ્રામના ભયાનક નાટકનો છેલ્લો પડદો પડયા પછી પણ તેમાથી પેદા થએલી વિપત્તિઓની પગપગ ઘણા વર્ષોસુધી ચાલુ રહી હજારો પૈસે ટકે સુખી કુટુબો ઘરબાર વગરના નિર્ધન થઇ ગયા, હજારો સ્ત્રીઓ, પુરુષો અને બાળકો હાથ પગ કે આખ વગરનાં અને જોતા કમકમાટી ઉપજે એવી બેડોળ અને દયામણી આકૃતિના બની જઇ અત્યત દુ ખ અને કગાલિયતભરેલી બાકીની જિદગીમા રઝળતા રવડતા થઇ ગયાં યૂરોપના રાજાઓએ આવા ભયાનક, અમાનુષી અત્યાચારો કરીને તેમનાં રાજ્યાસનોને ઉથલાવી નાખવાનુ વલણ ધરાવતા પ્રજાકીય સ્વાતત્ર્યના જુસ્સાને આ પ્રમાણે દબાવીને ગુગળાવી નાખ્યો

નેપોલિયન શહેરમાં આવી ગયો છે તેની શત્રુપક્ષને ખબર પણ પડી ન હતી ત્યાર પહેલા તો તેણે અનુકૂળ તક જોઇને ત્રણે દિશાએ તેમના ઉપર એકસામટો એવા પ્રચડ ધસારો કરાવ્યો કે તેમને નાસવુ પડયુ અને ફ્રેન્ચ સ્વારોએ નાસતા શત્રુઓની ભારે ખુવારી કરી નાખી સેનાપતિ સ્વાર્ઝનબર્ગ, ઝાર અલેકઝાન્ડર અને પ્રશિયાનો રાજા ફ્રેડરિક વિલિયમ એક ટેકરી ઉપર ઉભા હતા તેઓ પોતાનાં સૈન્યોની ખુવારી જોઇને હતાશ થઇ ગયા તેમણે કહ્યુ, ' નેપોલિયન ડ્રેસ્ડનમાજ હોવો જોઇએ શહેરને સર કરવાનો વખત ગયો હવે તો આપણે આપણા વિખેરાયલા લશ્કરને વ્યવસ્થિત કરી શકીએ તોજ વણુ છે "

આ દારુણ સગ્રામ દરમ્યાન શત્રુએ જબરદસ્ત ધસારો કરીને બે ફ્રેન્ચ બુરજો કબજે કરી લીધા આમાથી આગળ જતા ભયાનક પરિણામ આવશે એમ જાણીને નેપોલિયન જાતે એક ટુકડી લઇને સૌથી આગળ ઘોડો દોડાવતો તે તરફ ધસી ગયો તેમના ઉપર ગોળીઓની ઝડી વરસી રહી નેપોલિયનના લગભગ એકેએક અગરક્ષકો માર્યા ગયા પણ તે છતાં તેણે પેલા બુરજો તો પાછા જીતીજ લીધા

ફ્રાલેનફોર્ટ લખે છે કે હલકામાં હલકા દરજ્જાના સિપાઇ અને અખિલ સત્તાધારી શહેનશાહ નેપોલિયન વચ્ચે જે છૂટ, પરસ્પર વિશ્વાસ અને પ્રેમ જોવામા આવતો હતો તે ખરેખર અપૂર્વજ હતો સિપાઇઓ તેની સાથે બોલવા ચાલવામા મિત્રભાવે જે છૂટ લેતા હતા, તેટલી છૂટ લેવાની તેના અંગત મિત્રોની પણ હિમત ચાલતી નહિ તેમના સરદારો સાથે તેઓ મોકળા મનથી અને સપૂર્ણ છુટથી બોલી શકતા નહિ પણ નેપોલિયન તરફ તેઓ સર્વથી અનોખા પ્રકારના ભાવથી જોતા હતા તેમને મનથી તે તેમનો રાજા પણ હતો, પિતા પણ હતો, અને મિત્ર પણહતો.

દિવસ હવે આથમવા આવ્યો હતો પણ વરસાદ અને પવનનુ તોફાન પૂરજોસથી શરૂ થયુ અને જાણે ભારે મેઘ તૂટી પડયા હોય તેમ વરસાદ ધોધમાર વરસવા લાગ્યો આવી સ્થિતિમા પણ યુદ્ધ તો ચાલુજ રહ્યુ હતું વરસાદની ગર્જના સાથે તોપોના ધડાકા ભળી જતા હતા નેપોલિયન સવારનો ઘોડા ઉપરથી ઉતર્યો ન હતો, અને તેનાં કપડાં પલળીને તરબોળ થઈ ગયાં હતાં ઘણા દિવસનો અવિરત પરિશ્રમ અને અખડ ઉજાગરાથી તેના શરીર ઉપર જબ્બર ઘસારો પડયો હતો અને પોતાની શકિતને ગમે તેમ ટકાવી રાખીને તે ફરતો હોવા છતાં તેની શારીરિક નિર્બળતા ખુલ્લી જણાઇ આવતી હતી

એક અગત્યના મથક ઉપર તેના બાદશાહી સ્વારોની ટુકડી પોતાના તોપખાના-સાથે આખો દિવસ શત્રુના પ્રબળ ધસારા સામે ટક્કર લેતી ઉભી હતી. એ જગ્યા ઘણીજ જરૂરની હતી તેથી નેપોલિયન તેમને ઉત્તેજન આપવા દોડી ગયો તેના માર્ગમાં મરેલા અને મરવા પડેલા સિપાઇઓના ઢગલા થઇ ગયા હતા.

નેપોલિયને શોકાતુર અવાજે કહ્યુ, " આ જગ્યા જાળવવા માટે આપણે ભારે ભોગ આપવો પડયો છે " પછી પોતાના બહાદૂર સિપાઇઓ તરફ સતોષપૂર્ણ દષ્ટિપાત કરીને કહ્યુ, " હું જાણુતોજ હતો કે તમે આ જગ્યા રશિયનોના હાથમાં નહિ જવા દો "

એક સિપાઈ જેના કપાળ ઉપર તલવારનો ભયકર જખમ લાગ્યો હતો અને તેના ઉપર રૂમાલનો પાટો બાધેલો છતા હજી જખમમાથી લોહી ટપકતુ હતું તેણે કહ્યુ, " તેમનામા હિમત હોય તો બીજીવાર આવી જાય જીવતાજ ન જવા દઇએને ! પણ સાહેબ, આ જગ્યા તમારે માટે નથી. તમે અમારા દરેકના કરતાં વધારે થાકેલા જણાઓ છો જાઓ અને આરામ લો "

નેપોલિયને કહ્યુ, " હુ આરામ લઇશ પણ આપણે જીતીએ ત્યાર પછીજ " બીજા સિપાઇએ કહ્યુ, " નહિ સાહેબ, મા ! મિત્રનુ કહેવુ ખરૂ છે આપ નામદા-રના કપડા પલળી ગયા છે મહેરબાની કરીને જાઓ અને કપડાં તો બદલો. " તેણે આ શબ્દો એક પુત્ર પોતાના પ્રિય પિતાને કહે તેવી સહૃદયતા અને આજીજીભરેલા અવાજે ઉચ્ચાર્યા.

નેપોલિયન બોલ્યો, " આરામ લઇશ પણ તમને સર્વને આરામ મળશે ત્યારે, એટલે લડાઇ જીત્યા પછીજ "

પહેલા સિપાઇએ કહ્યુ, " અમે તમારા મનની વાત સમજી ગયા. તમને આ જગ્યાની ફિકર છે, પણ તે અમે જાળવી રાખીશુજ કેમ ભાઇઓ ! તમે શુ કહો છો ? " દરેકના મોમાંથી હાહાના અવાજ નીકળ્યા તેણે પછી કહ્યુ, " હવે જાઓ, જગ્યા તથા તોપખાનામાટે બેફિકર રહો "

નેપોલિયન આ બહાદુર પુરુષો તરફ કૃતજ્ઞતાભરી નજર કરી ચાલતો થયો આ પ્રમાણે દારૂગોળાની ઝડીની વચમા ઉભા રહીને દરેક જગ્યાએ ફરી ફરીને સિપાઈઓને હિંમત આપ્યા પછી તે પોતાને મુકામે ગયો

રાત્રિ પડી પણ વરસાદનુ જોર નરમ પડયુ નહિ અંધકારનો લાભ લઈને પરાજય પામેલુ શત્રુસૈન્ય વળી પાછુ ડ્રેસ્ડનની આસપાસની ટેકરીઓ ઉપર એકઠુ થવા પામ્યું હજી નેપોલિયનને આરામ લેવાનો અવકાશ મળ્યો ન હતો તેણે મોડી રાતસુધી બેસીને હુકમો લખાવ્યા તેના મનઉપર ચિંતાનો અથાગ બોજો હતો તેની અનિવાર્ય મુશ્કેલીનુ ખરૂં સ્વરૂપ સમજાઇ ગયું હતું મધરાત થઇ ગઈ પણ ઉતાવળે પગલે, બોલ્યા ચાલ્યા વગર તે પોતાના ઓરડામાં આટા મારવા લાગ્યો. તે એકાએક ઉભો રહ્યો અને બોલ્યો, " મુરા આવી પહોચ્યો છે " વળી પાછો ઉડા વિચારમાં પડી જઇ ચાલવા લાગ્યો, પાછો અટકયો અને બોલ્યો, " મે તેને મારા સ્વારોની સરદારી આપી છે તે મને દગો નહિ દે. મારો સિતારો પાશરો છે ત્યાંસુધી તો મુરા મારોજ રહેશે, અને હાલની જ જાળ એટલી બધી છે કે હુ ભવિષ્યનો વિચાર કરવા ચાહતો નથી "

મધરાત વીતી ગઇ અને એક વાગ્યાનો સમય થયો ઠડા પવનના સૂસવાટા વાતા હતા અને સિપાઇઓ પાણીથી દદડતે કપડે વરસાદની ઝડીમા ઠડીથી ધ્રૂજતા પોતાની જગ્યા સાચવી ઉભા રહ્યા હતા સવાર થતા કેવા ગભીર બનાવો બનવાના હતા તે પોતે જાણતો હોવાથી વરસાદની પરવા કર્યા વગર નેપોલિયન સ્વાર થયો અને એકવાર ફરીથી સિપાઇઓને ઉત્તેજન આપવા બધે ફરી વળ્યો તેમના ઉપર ગુજરતી દરેક વિપત્તિ તેની સહૃદયતાને લીધે તેને પોતાના જેવીજ લાગતી, અને તેમને તે જણાવી દેતો કે તમે જ્યારે કાદવમા પડયા હો છો ત્યારે મારાથી નિરાતે નરમ બિછાનામાં સૂઇ શકાતુ જ નથી શત્રુની છાવણીમા તાપણીઓ ઉપરથી તેણે તેમની સ્થિતિ તપાસી લીધી અને આવતી કાલને માટે લડવાની યોજના ઘડી કહાડી સવાર થવા આવ્યુ ત્યારે તે પોતાને ઉતારે પાછો આવ્યો

ડ્રેસ્ડન શહેરથી થોડે થોડે દૂર જ્યા જ્યાં ફ્રેન્ચ ટુકડીઓ હતી તે બધીને તેણે રાતોરાત તેડાવી લેવાના હુકમો મોકલ્યા અને સિપાઇઓએ તેનો એવો ઉલટભેર અમલ કર્યો કે સવાર થવા પહેલાં તો એક લાખ અને ત્રીશ હજાર સિપાઇઓ ડ્રેસ્ડન શહેરની દિવાલ આગળ ગોઠવાઇ ગયા શત્રુ રાજાઓએ પણ રાતમાને રાતમાં બે લાખ સિપાઇઓ ભેગા કરી દીધા

વરસાદ અને પવનના તોફાન હજી શમ્યા ન હતાં અજવાળુ થતાજ સગ્રામ શરૂ થયો અને સાજના ત્રણ વાગતાં સુધી તે એકસરખા જુસ્સાથી ચાલુ રહ્યો દરેક જગ્યાએ નેપોલિયનની જીત થઇ શત્રુ રાજાઓનાં સૈન્ય બોહિમિયાના પર્વતો તરફ

નદીનાળાં અને પાણીથી ભરાયલાં ખેતરો ડોળતા નાઠા રશિયા અને પ્રશિયાના રાજાઓએ ફરીથી એકવાર સૈન્યોનો પરાજય જોયો અને નેપોલિયનના બુદ્ધિબળથી પરાભવ પામીને તેમને નાસવું પડ્યું

દેશદ્રોહી, દગાબાજ, કૃતઘ્ન સેનાપતિ મોરોને તેના પાપનું ફળ મળ્યું એક તોપના ગોળાથી તેના બેઉ પગ ઉડી ગયા તેને ડોળીમા બેસાડીને લઇ ગયા અને આવી દુખી હાલતમાં તેને એક ઝુંપડામા સતાડી રાખવો પડ્યો દાક્તરોએ તેના પગ મૂળમાંથી કાપી નાખ્યા આ દુખદાયક શસ્ત્રક્રિયા તેણે ધીરજથી સહન કરી, પરતુ છેવટે આવી હાલતમા પણ તેને ખસેડવો પડ્યો, કેમકે તે જગ્યા ઉપર ફ્રેન્ચોના ગોળા ધડાધડ વરસવા લાગ્યા. બે દિવસ પછી તે મરણ પામ્યો મરતા મરતાં તેણે પોતાની સ્રીને લખ્યું કે, “ ડ્રેસ્ડન આગળના યુદ્ધમાં મારા બેઉ પગ ઉડી ગયા છે લુચ્ચા બોનાપાર્ટનું નસીબ હજી પણ જોર કરે છે અમે પાછા હઠયા છીએ પણ હાર્યા નથી માત્ર સેનાપતિ બ્લૂચરની નજીક જવા માટે અમે પાછા પગલાં કર્યાં છે ”

મરતાસુધી મોરોએ દુખ તરફ સપૂર્ણ બેદરકારી બતાવી હતી અને ઇશ્વરનો તથા ભવિષ્યના અનત જીવનનો પોતાના મનમાં વિચાર સરખો પણ આવવા દીધો નથી તેના શબને લશ્કરી માન સાથે સેન્ટ પિટર્સબર્ગમા દટાવ્યું અને તેના કુટુબ ઝારે સારૂં વર્ષાસન બાંધી આપ્યું હજી તે તેના દેશના શત્રુઓના મુલકમાંજ સૂતો છે નેપોલિયનના મૃતદેહને તેની વહાલી જન્મભૂમિમાં સુવાડવા આખા ફ્રાન્સે એકે અવાજે માગણી કરી ત્યારે નિમકહરામ મોરોનું શબ હજી તેમનું તેમ રશિયામાંજ પડી રહ્યું છે !

આખા દિવસના ખૂનખાર યુદ્ધના પરિશ્રમ પછી નેપોલિયન થાકીને લોથપોથ થએલો, પાણીથી નીંગળતે કપડે ડ્રેસ્ડન પાછો આવ્યો શહેરના લોકોએ તથા રાજ કુટુબે તેનો અત્યાનદથી સત્કાર કર્યો પોતાના મિત્રની રાજધાનીને તોપોના મારાથી થએલું ભારે નુકસાન જોઇને તથા તેનુ મૂળ કારણ ફ્રાન્સ હતુ એ વિચારથી તેનું હૃદય દ્રવ્યું અને તેણે પોતાના દિલની સાચી દિલગીરી દર્શાવી તેની ઉદાર વૃત્તિઓ એકદમ સતેજ થઇ ગઇ જેનાં જેનાં ઘર તૂટી ગયાં હતા તેમને નુકસાની બદલ તેણે સારી રકમ આપી, સર્વને માયાળુપણે દિલાસો આપ્યો, ઘાયલ થએલા શહેરીઓ, પોતાના સિપાઇઓ તથા કેદીઓની પણ માવજત કરવાનો તેણે બદોબસ્ત કરાવ્યો જે દેશદ્રોહી ફ્રેન્ચ સિપાઇઓ શત્રુઓને જઇ મળ્યા હતા અને તેમાંના કેટલાક આ વખતે કેદ પકડાયા હતા તેમને માટે ઘટતો બંદોબસ્ત કરાવી તેણે પોતાની અદ્‌ભુત ઉદારતાનુ દર્શન કરાવ્યું આ મહાપુરુષનુ ઉદાર હૃદય હમેશા પ્રજા તરફ ઢળતુ હતુ અને તેઓ અજ્ઞાનને વશ થઇને તેની સામે શસ્ત્ર ઉગામતા હતા તોપણ તેમના ઉપરથી તેનો પ્રેમ ઓછો થતો ન હતો

છેક મધરાત પછી નેપોલિયનને રાજમહેલ તરફ જવાનો અવકાશ મળ્યો. છત્રીશ કલાક દરમ્યાન તેણે એક પળનો પણ આરામ લીધો ન હતો તેનાં કપડામાંથી પાણી નીંગળતું હતું અને ઠંડો પવન જોસભેર વાતો હતો એવી હાલતમાં તેણે છત્રીશે કલાક શ્રમમાં ને કામમાં પસાર કર્યા હતા મુકામપર આવીને તરતજ તે હુકમો લખાવવા બેઠો કૉલેનકૉર્ટ એટલો થાકી ગયો હતો કે તોપોના ઉપરાઉપરિ ધડાકા થતા અને ગોળીઓનો વરસાદ વરસતો છતાં તે ઘોડાપરને ઘોડાપરજ તેની આંખ મીંચાઇ જતી હતી તે લખે છે કે "છેલ્લા પાંચ મહિનામા જે પરિશ્રમ અમે સહન કર્યો હતો તે જીરવવાને માટે તો શરીર લોખંડનુજ હોવુ જોઇએ, પરતુ તદુરસ્તીને જોખમમાં નાખીને, શહેનશાહને મોતની સામે ઉભો રહેતો જોઇને અમને અમારો વિચાર પણ આવતો ન હતો "

છેક ચાર વાગે નેપોલિયન કતાનના ખાટલા ઉપર સુતો અને તરતજ ઉંઘી ગયો, પણ માત્ર વીશજ મિનીટની ઉંઘ લીધા પછી તે ઉઠીને ઉભો થઇ ગયો અને કૉલેનકૉર્ટને પોતાના સેનાપતિઓના લશ્કરની સખ્યા અને સ્થિતિની તપાસ કરી આવવાનો હુકમ કર્યો

પછી તે બારીએ ગયો અને ઘણીજ ચિંતાસહિત ઋતુની હાલત તપાસવા લાગ્યો વરસાદ તો હજી પણ મુશળધાર વરસતો હતો અને પવનના ઝપાટા સુસવાટ કરતા ચાલ્યા આવતા હતા રસ્તા ઉપર પાણી ધડધડાટ વહેતું હતું અને દીવા ઝાખા ઝાખા બળી રહ્યા હતા સિપાઇઓના તાપણાં હોલવાઇ ગયાં હતા અને તેઓ બિચારા થાકીને કાદવ ઉપર જેમ તેમ કરીને પડયા હતા તે નીચે ઉતર્યો પહેરા ઉપર તેના બાદશાહી અગરક્ષકોની પલટણ ઉભી હતી. તેમણે આખો દિવસ શહેનશાહ સાથે દડમજલ કૂચ કરી હતી તેમનાં કપડા ખરડાઇ ગયા હતા તોપણ પોતાનો મેલો દેખાવ નેપોલિયનની નજરે ન પડે અને પોતાના સાફસુફ કપડા જોઇને તે ખુશ થાય તે માટે થાકને ન ગણકારીને તેમણે પોતાના પોશાકને જેમ તેમ કરીને ઠીકઠાક કરવામાં કલાકના કલાક ગાળ્યા હતા સવારમાં તેઓ જાણે પારિસના કવાયતના મેદાનમાંજ ઉભા હોય તેમ ચોકખાં કપડા પહેરી લશ્કરી ઢબમા ઉભા હતા નેપોલિયન એ જોઇને તાજુબ થઇ ગયો

મનુષ્યહૃદયના ઉંડામાં ઉંડા ભાગને સ્પર્શ કરે એવા પોતાના હમેશના માયાળુ અવાજથી તેણે કહ્યુ, "છોકરાઓ! તમે આરામ લીધો નથી આખી રાત તમે કપડા સાફ કરવામાંજ ગાળી લાગે છે "

એક સિપાઇએ કહ્યુ, "તેની કાંઇ ચિંતા નથી જેટલો આપ નામદારે આરામ લીધો છે તેટલો અમે લીધો છે "

નેપોલિયને ઉત્તર આપ્યો, "મને તો આરામ વગર ચલાવી લેવાનો અભ્યાસ

છે" એટલામાં તેની નજર એક જૂના સિપાઈ ઉપર પડી તે ામસરની ચડાઇ વખતે અને અણુકરના સગ્રામમાં હાજર હતો નેપોલિયને તેની લાંબી સેવાની કદર કરીને ચાદની બક્ષિસ આપી સિપાઇ હર્ષઘેલો થઇ ગયો તેણે કહ્યુ, "આજે હું જરૂર આપને માટે મારો જાન આપીશ" એમ કહી આવેશમા આવી જઇ તેણે નેપોલિયનના ઇતિહાસપ્રસિદ્ધ ભૂરા ડગલાને બચકુ ભરી એક ટુકડો તોડી લીધો અને તેને ટાકણીવડે પોતાની છાતી આગળ ચોટાડી કહ્યુ, "ચાંદ મળતાંસુધી આ ચાલશે" આખી પલટણે હર્ષનાદ કર્યો

નેપોલિયન પોતાના હમેશના રિવાજ પ્રમાણે રણક્ષેત્રમાં ફરી આવ્યો માઇલના માઇલોસુધી શબના ઢગલા, માણસ અને ઘોડાનાં શરીરના ટુકડા જ્યાં ત્યા પડયા હતા લશ્કરની પાછળ ભમતાં બદમાસ લૂટારૂ સ્ત્રીપુરુષોએ ઘણાના વસ્ત્ર ઉતારી લીધા હતા શત્રુરાજાઓએ એકની યૂરોપની પ્રજાઓમાથી નહિ પણ એશિયાની જગલી પ્રજાઓમાથી પણ પોતાના સૈન્યની ભરતી કરી હતી વરૂના જેવો જગલી ઝનુની રશિયન, શોખિન અને સુધરેલા ઉમરાવની સાથે ધૂળ ભેગો થયેલો જણાતો હતો માજરી આખવાળા ગૉથ યોદ્ધાઓ, ઘઉં વર્ણો ઇટાલિયનો અને સમરકદના જગલી તાતાર યોદ્ધાઓ, સર્વે સાથે સેળભેળ થઇને સૂતા હતા

આવી રાક્ષસી કતલ કરાવીને યૂરોપના આપખુદ રાજાઓએ તેમનુ કાર્ય છેવટે જો કે સિદ્ધ કર્યું, પરતુ તેમ કરીને તેમણે યૂરોપના વિકાસને અડધા સૈકાસુધી રોકી રાખ્યો અને હજી પણ આવીને આવી ભયાનક લડાઇઓ ફરીથી જાગવાનો ફરેક સભવ છેજ, પરતુ પ્રજાને સમાન અધિકાર આપનારો, તથા યૂરોપને ખૂની રાજ્યવિપ્લવમાથી ઉગારનારો બીજો નેપોલિયન તો પેદા થનાર નથીજ યૂરોપનુ ભાવિ ખરેખર ઘણુંજ નિરાશાજનક છે ×

થોડીવારસુધી રણક્ષેત્રના ત્રાસજનક દશ્યનુ શોકાર્દ્રહૃદયે અવલોકન કર્યા પછી નેપોલિયન આગળ ગયો અને નાસતા શત્રુઓ કયી કયી દિશાએ છે તેની તપાસ કરીને તેમની બરાબર પૂઠ પકડવાની સૂચનાઓ આપવા લાગ્યો વરસાદ અને ઠડીમા ભીને કપડ આખા દિવસ ફરવાથી, તથા ઘણા દિવસનો લાગટ પરિશ્રમ અને અખડ ઉજાગરા સહન કરવાથી તે છેક લેવાઈ ગયો હતો વરસાદની ઝરી અને ઠડા પવનમાં તે થોડેક દૂર ગયો એટલામા તેને પેટમા ચૂકની સખત આકડી આવવા લાગી, તાવ ચડી આવ્યા અને તે ઉલટીપર ઉલટી કરવા લાગ્યો તે ગાડીમા બેસીને તરતજ

× ઈંગ્લડ, ફ્રાન્સ, જર્મની, રશિયા, પોલેન્ડ તથા તુર્કસ્તાનના પરસ્પર અવિશ્વાસ અને દ્વેષનો સતોષકારક અને સાત્ત્વિક નિર્ણય ન થવાથી ઉપલુ ભવિષ્યકથન સાચુ પડયુ તે આપણે જોયુ, અને હજી પણ યૂરોપનો જવાળામુખી ખરી રીતે હોલવાયો નથીજ

ડ્રેસ્ડન પાછો ફર્યો આ રીતે તે એકાએક સખત માંદગીને લીધે પથારીવશ થઈ પડયો તેથી શત્રુની પૂઠ લેવાનુ કામ નાર્ઇલાજે સેનાપતિઓને સોંપવુ પડયુ

મદવાડની આ અણુધારી વિપત્તિ ન પડી હોત તો શત્રુરાજાઓ જરૂર ગભરાઇ જાત અને તેમનેજ સલાહની માગણી કરવાની ફરજ પડત, પણુ ફ્રાન્સનુ ભાવિ વિપરીત હતું. તેમના ઉપર એક પછી એક આફતો આવવા લાગી શત્રુરાજાઓના સૈન્યમાં વધારો થયાજ કરતો હતો, અને દરેક લડાઇમાં તેઓના સિપાઇઓ હણાતા તોપણુ રોજ રોજ નવા સિપાઇઓ ઉમેરાવાથી તેમનુ સૈનિક બળ ક્ષીણુ ન થતાં ઉલટુ વધતુ હતુ આ બાજુએ ફ્રાન્સનુ બળ ક્ષીણ થવા આવ્યુ હતુ નેપોલિયન ઉપરાઉપરિ ફતેહ મેળવતો હતો છતાં દરેક વિજયને અતે તેનુ સૈન્ય ઓછુ થતુ હતુ, અને નવુ લશ્કર તૈયાર કરવાનો ઘણોજ થોડો સભવ હતો ફ્રાન્સ સાથે મૈત્રી રાખનારા પ્રજાસત્તાક રાજ્યો બળવાન શત્રુઓથી ઘેરાઇ જઇ હતાશ થઇ ગયાં હતાં અને તેઓમા પણુ રાજસત્તાનો પક્ષ લેનાર વર્ગ હવે જોરપર આવ્યો હતો

ફ્રેન્ચ સેનાપતિ જનરલ વેન્ડેમ એક ઘણીજ મજબૂત જગ્યા રોકી બેઠો હતો, અને તે એકલોજ સઘળા શત્રુનો નાશ કરી શકશે એવી નેપોલિયને તેના તરફથી આશા રાખી હતી, પણુ એકાએક અનેકગણા શત્રુસૈન્યથી તે ઘેરાઇ ગયો અને કેદ પકડાયો જનરલ ઓડિનોને બર્નાડો સામે મોકલ્યો હતો તેના ઉપર પણુ એશી હજારનુ શત્રુસૈન્ય તૂટી પડયુ અને તેને હાર ખાઇને પાછા હઠવુ પડયુ જનરલ જેરાર્ડ અને મેકડોનલ્ડ પણુ સપડાઇ ગયા અને તેમણે સખત હાર ખાધી

જ્યારે નેપોલિયન સખત માંદગીનો ભોગ થઇને બિછાને પડયો હતો ત્યારે ઉપર જણાવેલી આફતોના સમાચાર તેને મળતા ગયા, જેમાં તેના એકદર ત્રીશ હજાર સિપાઇઓ માર્યા ગયા હતા તેણે મુરાને કહ્યુ, "લડાઇમા આમજ બને છે, સવારમાં ફતેહ પણુ સાંજ પડના પહેલા પાયમાલી! વિજય અને વિનાશની વચ્ચે માત્ર એકજ પગલાનુ છેટુ હોય છે"

તેના ખાટલા પાસેના એક ટેબલપર જર્મનીનો નકશો પડયો હતો તે નકશો હાથમાં લઇને તે ધ્યાનપૂર્વક જોવા લાગ્યો અને એક ફ્રેન્ચ કવિની નીચેની પક્તિઓ ધીમે અવાજે ગણુગણુવા લાગ્યો —

"મે નોકરી કરી, સેનાપતિપણું કર્યું, ચૌદ વર્ષસુધી વિજયપર વિજય મેળવ્યા આખા જગતનુ ભાવિ મે મારા હાથમાં મૂકાયલુ જોયુ, પણુ મે જોયુ કે મોટાં મોટા રાજ્યોનુ પ્રારબ્ધ એક પળ માત્રમાં બદલાઇ જાય છે"

તેની તબીયતમાં હજી સુધારો થયો ન હતો તોપણુ આવા ભયાનક સમાચારથી નીપજતી બેચેની તેનાથી હવે સાખી શકાઇ નહિ. શરીરે માંદો અને અશક્ત થએલો છતાં પણુ તેણે બિછાનુ છોડયુ અને આવીને આવી હાલતમા તેણે લશ્કરની સરદારી

ઈને પોતાની સર્વોપરિ બુદ્ધિ, શૌર્ય અને ધૈર્યનુ એવુ તો અદ્ભુત દર્શન કરાવ્યુ કે જગતના ઇતિહાસમાં તેનો જોટોજ જડતો નથી એવુ તેના મિત્રો અને શત્રુઓએ એઉએ કબૂલ કર્યુ છે, પરતુ નેપોલિયન એક પછી એક લાગલાગટ ફતેહો મેળવતો મેળવતો વિનાશનાજ કિનારા તરફ જતો હતો ચારે બાજુએથી તેના ઉપર હુમલો કરનાર અનેકગણા શત્રુસૈન્યથી તે ઘેરાઇ ગએલો હોવાથી તેને ફતેહથી કશો લાભ ન થતાં ઉલટુ તેનુ બળ ક્ષીણુ થવા લાગ્યુ, અને આજે પરાજય પામેના શત્રુઓ બીજે દિવસે સખ્યામાં બમણા થઇને તેની સામે લડવા માટે ઉભા રહેતા





# પ્રકરણ ૫૭ મું

## લિપ્ઝિક આગળ ફ્રેન્ચોની ખુવારી



સપ્ટેમ્બરની ૪થી તારીખે નેપોલિયને બોત્ઝેન આગળ લશ્કરનુ સેનાપતિપણુ લીધુ પાસેની ટેકરીઓ ઉપર મજબૂત મોરચો નાખીને બ્લૂચરે પડાવ નાખ્યો હતો નેપોલિયન આવ્યો કે તરત એક કલાકમા સૈન્ય ગતિમા આવી ગયુ શત્રુસૈન્યને તેમની જગ્યા છોડી નાસવુ પડયું અને ફ્રેન્ચો તેમની પૂઠે દોડયા એટલામાં પેગામ આવ્યો કે શત્રુઓની એક મોટી ફોજ ડ્રેસ્ડન તરફ ચાલી આવે છે નેપોલિયન તરતજ પાછો ફર્યો અને ડ્રેસ્ડનથી પદર માઇલને છેટે તેણે દુશ્મનોને આવતા જોયા પછી તેઓ પણ હિમત છોડીને નાઠા નેપોલિયને તેમને વીશ માઇલસુધી નસાડયા, પણ બીજી બાજુએથી પાછો બ્લૂચર ડ્રેસ્ડન તરફ આવતો જણાયો નેપોલિયન તેના તરફ ફર્યો એટલે વળી પાછો બ્લૂચર નાઠો તેની પૂઠ લેતા નેપોલિયને આસ્ટ્રિયન સેનાપતિ શ્વાર્ઝનબર્ગને પકડી પાડી તેને સખત હાર ખવરાવી અને તેના સૈન્યને વિખેરી નાખ્યુ

પણ બીજીવાર વરસાદની સખત હેલી થવાથી પાછુ તેનુ કામ બગડી ગયુ ફ્રેન્ચોથી શત્રુની પૂંઠ ન લેવાઇ, અને આસ્ટ્રિયનો રસ્તાના વધારે જાણીતા હોવાથી નાસી જવામાં ફાવ્યા નેપોલિયન લડાઇ જીતીને ડ્રેસ્ડન પાછો આવ્યો પણ એ જીતથી તેને કશો લાભ ન હતો ડ્રેસ્ડન આવતાજ સમાચાર મળ્યા કે બર્નાડો એલ્બ નદી ઓળગી ગયો છે અને ફ્રાન્સ સાથેના વ્યવહારનો માર્ગ રોકી બેઠો છે નેપોલિયન તેના ભણી દોડી ગયો પણ પોતાના એક વખતના મિત્રના સપાટાથી ડરી જઇ બર્નાડો આઘો ખસીને ડ્રેસ્ડનની નજીક આવી ઉભો આ પ્રમાણે એક મહિનાસુધી શત્રુરાજાઓએ ડ્રેસ્ડન લેવા ફાંફાં માર્યા અને નેપોલિયને તેમનો વારવાર પરાજય કર્યો છતાં તેમને આખરની લડાઇમા ઉતરવાને તે લલચાવી શકયો નહિ.

દરરોજ નેપોલિયનનુ લશ્કર ઓછુ થતુ હતુ અને તેના શત્રુઓ હારવા છતા તેમનુ લશ્કર વધ્યાજ કરતું હતું નેપોલિયનના લશ્કરમા હ્રાઇન નદીની આસપાસના

જર્મન રાજ્યોએ મોકલેલા સિપાઇઓ ઘણા હતા તેઓ લાગણી વગરના હોવાથી જે સારો પગાર આપે તેના તરફ ભળી જતાં વાર લગાડે એવા ન હતા નેપોલિયનને સંકટમાં ઘેરાયલો જોઇને તેમણે વિચાર્યું કે હવે તેનું આવી બન્યું છે, અને તેમ સમજીને તેઓમાંના ઘણાખરા ટોળાબંધ શત્રુસૈન્યને જઈ મળ્યા ઈંગ્લંડે પોતાની તિજોરી ખુલ્લી મૂકી અને પોતાને આજસુધી દહેશતમા રાખનાર શત્રુની સામે આ આખરની લડાઇમાં વિજયની લગભગ ખાત્રી હોવાથી તેના પક્ષમા સામેલ થનાર સર્વને મોકળે હાથે નાણું આપવા માંડ્યુ

લૉર્ડ કૅથકર્ટ, સર રૉબર્ટ વિલ્સન તથા બીજા ઈંગ્લંડના એલચીઓ શત્રુરાજાઓની છાવણીમાં આવી પહોંચ્યા અને જેઓ પોતે જાતે અથવા બીજાઓને તેમના પક્ષમાં વાળી લાવવાનું માથે લેતા તેમની સાથે મહેનતાણાના ઠરાવો કરવા લાગ્યા હજારો પત્રિકાઓ અને ચોપાનીઆ આખા યૂરોપમાં ફેલાવી મૂક્યા તેમા નેપોલિયનની નીચમાં નીચ રીતે બદનક્ષી કરી હતી, આ તમામ લડાઇઓ ઉભી કરનાર તે પોતેજ હતો એમ દાંડાઇ કરીને જણાવ્યું હતુ, અને વધારામાં લખ્યું હતું કે જગતને ફરીથી શાંતિ અને સ્વતંત્રતા અપાવવા આખા યૂરોપના અને ફ્રાન્સના લોકોએ પણ તૈયાર થઇ જવું જોઇએ બિચારા અસ્થિર ચિત્તના અજ્ઞાન લોકો આ મિથ્યાવાદને સાચો માની બેઠા તેઓ એટલુજ જોતા હતા કે ઘણા વર્ષથી નેપોલિયન આખા યૂરોપની સામે લડી રહ્યો છે રાજ્યપ્રકરણી દાવપેચને બિચારા સાદા ભોળા ખેડુતો શી રીતે પારખી શકે? તેઓ એમ સમજ્યા કે નેપોલિયન માર્યો જાય તો ફ્રાન્સ અને જર્મનીને સુલેહશાંતિ મળી શકે ઈંગ્લંડના પ્રધાનમંડળની આવી નીચ રાજનીતિને અંગ્રેજ ઇતિહાસકાર એલિસન ઘણીજ સખત ભાષામા વખોડે છે

સપ્ટેંબર પૂરો થતા પહેલા બાવેરિયાના રાજાનો ઘણોજ દિલગીરીભરેલો પત્ર નેપોલિયનને મળ્યો તેમા તેણે લખ્યું હતું કે વધારેમા વધારે દોઢ મહિનાસુધીજ હું ફ્રાન્સની સાથે મૈત્રી રાખી શકીશ શત્રુરાજાઓના સૈન્ય આખા જર્મનીમાં ઘૂમી વળ્યાં હતા અને દરેક જર્મન રાજ્યને ધમકી આપવામાં આવી હતી કે ફ્રાન્સનો પક્ષ છોડી અમારા તરફ નહિ આવો તો તમારા રાજ્યની પાયમાલી થઇ જાણજો. તટસ્થ રહેશો તે પણ નહિ ચાલે. નેપોલિયન અત્યારે તેમનું રક્ષણ કરવાની સ્થિતિમાં ન હતો, તેથી બાવેરિયાને તેના પક્ષમાંથી ચલિત થવાની ફરજ આવી પડી

વેસ્ટફેલિયાનો રાજા નેપોલિયનનો ભાઇ જેરોમ હતો પણ શત્રુરાજ્યોનાં મોટા મોટા સૈન્ય જોઇને ત્યાની રૈયત પણ ગભરાઇ તેમણે બળવો કર્યો, જેરોમ નાઠો અને એ રાજ્ય પણ સામા પક્ષમાં ભળી ગયુ

સેક્સનીનો રાજા અત્યાર સુધી ફ્રાન્સને નિશ્ચલ ભક્તિથી વળગી રહ્યો હતો, પણ સેકસન પ્રજા બીજી અજ્ઞાન પ્રજાઓની માફક અસ્થિર ચિત્તની હોવાથી નેપોલિયનના

ડૂબતા વહાણને છોડી જીતપર આવેલા પક્ષ સાથે સલાહ કરવા આતુરતા બતાવવા લાગી

વર્ટેમ્બર્ગના રાજા ફ્રેડરિકને શત્રુરાજાઓ ધમકાવવા લાગ્યા, કે અમારા પક્ષમા નહિ જોડાઓ તો રાજ્યની પાયમાલી કરી નાખીશુ અજ્ઞાન રૈયત ગભરાઇ ગઇ અને સલાહ કરવા અધીરી બની ગઇ નેપોલિયન અત્યારે તેમનો બચાવ કરવા સમર્થ ન હતો, અને તેઓ તટસ્થ રહે તે પણ શત્રુરાજાઓ સાખી શકતા ન હતા આવા સજોગોમાં વર્ટેમ્બર્ગ પણ ગયુ

આવી આવી દુર્વાર્ય મુશ્કેલીઓમા નેપોલિયન ઘેરાયો જતો હતો, તોપણ તે ગભરાઇ નહિ જતાં પોતાની આસપાસ પથરાતી પ્રપચની જાળ શાત ચિત્તે અવલોકતો અને તેના કટ્ટામાં કટ્ટા શત્રુઓને પણ જેના વખાણ કરવા પડે છે એવી ગભીરતા, નિડરતા અને સ્થિરપ્રજ્ઞાવડે આશાની છેલ્લી ચીણગારી હોલવાતાસુધી તેણે પુરુષાર્થ ચાલુ રાખ્યો

કર્નલ નેપિયર લખે છે કે "તેણે હવે પોતાના મનમાં એવી ભવ્ય, વિશાળ, અત્યત સાહસિક અને તદ્દન અપૂર્વ યોજના ઘડી કહાડી હતી કે તેના સમકાલીન સેનાપતિઓની કલ્પનામાં પણ તેનો ખ્યાલ આવી શકતો ન હતો નેપોલિયન એલ્બ નદીને કિનારે પડી રહેવાની શામાટે જીદ લઇ બેઠો હશે તેનુ કારણ વેલિગ્ટન જેવા દૂરદર્શી સેનાપતિથી પણ કલ્પી શકાયુ નહિ, પણ નેપોલિયને જે જગ્યા લીધી હતી તે વિષે તેણે વધારે ઉડો વિચાર કરી લીધો હતો "

જે અત્યત આશ્ચર્યકારક યોજના નેપોલિયને કલ્પી હતી તેની રૂપરેખા નીચે મુજબ હતી—શત્રુરાજાઓના સૈન્ય એલ્બ ઓળગીને નેપોલિયનના સૈન્યની પાછલી બાજુએ ગોઠવાઈ ગયાં હતા. તેથી આખરના પરાજય વખતે ફ્રાન્સ તરફ જતા રહેવાનો રસ્તો બધ થઇ ગયો હતો આવા સજોગોમાં ફ્રાન્સ તરફ પાછા ન હઠતાં તેની સામી બાજુએ ગોઠવાયલાં શત્રુસૈન્યને ભેદીને નિડરપણે શત્રુના મુલકમાજ ધસી જવાનું સાહસ નેપોલિયને આદર્યું તેની પાસે ફક્ત એક લાખ સિપાઇઓ હતા છતાં પોતાનાજ મુલક ઉપર આક્રમણ થવાથી પોતપોતાની રાજધાનીઓના બચાવને ખાતર શત્રુરાજાઓને પોતાની જગ્યા એકદમ છોડી દેવાની જરૂર પડત

કર્નલ નેપિયર લખે છે કે "આ યુક્તિમાં છેવટે નેપોલિયન ફાવ્યો હોત, પણ શત્રુરાજાઓ વગર શરમે નેપોલિયન ઉપર જે છળકપટનો આરોપ મૂકતા આવ્યા હતા તેજ છળકપટ તેઓ પોતે કરતા હોવાથી તેની આવી સરસ યોજના ધૂળ મળી ગઇ "

આ યોજના નેપોલિયને તરતજ અમલમા મૂકી અને ફ્રેન્ચ સૈન્ય બર્લિન તરફ કુચ કરવા લાગ્યુ, પણ એટલામાં ભયકર સમાચાર મળ્યા કે બાવેરિયાનો રાજા તેના વચન પ્રમાણે દોઢ મહિનાસુધી ન થોભતા શત્રુપક્ષમાં ભળી ગયો છે વર્ટેમ્બર્ગના

રાજાએ પણ તેનુ અનુકરણ કર્યું છે આ રીતે નેપોલિયનના પોતાના મિત્રોજ તેના શત્રુઓ બની ગયા છે અને તેના પાછલા ભાગને ઘેરી લઇને તેના વ્યવહારમાર્ગ રોકી બેઠા છે રશિયાના લશ્કરમા બીજા એંશી હજાર સિપાઇઓની ભરતી થઇ છે, એક લાખ સિપાઇઓનુ સૈન્ય ફ્રાન્સના દક્ષિણ ભાગમાં દાખલ થઇ ચૂક્યુ છે, અને શત્રુ-રાજાઓ પાચ લાખ સિપાઇઓના સૈન્યસહિત કુચ કરે છે આ સમાચાર એટલા દુ ખદ અને નિરાશાજનક હતા કે તે સાભળીને બહાદૂરમાં બહાદૂર માણસ પણ નરમ-ઘેંસ થઇ જાય

છતા પણ નેપોલિયને પોતાના ચિત્તની સ્થિરતા ગુમાવી નહિ શત્રુઓની સ્વા-રીની સામે ફ્રાન્સનુ રક્ષણ કરવા અસાધારણ પ્રયત્ન કરીને નવુ લશ્કર તૈયાર કર-વાની ફ્રાન્સની પ્રજાને તેણે વિનતિ કરી. રાજરાણી મેરિયા લુઇસા જાતે સભામદિરમાં ગઇ અને નેપોલિયને તેને માટે તૈયાર કરેલુ ભાષણ વાચી સભળાવ્યુ ધારાસભાએ તરતજ ફરજીઆત લશ્કરી નોકરી લેવાની પદ્ધતિ ગ્રહણ કરી એક લાખ અને એંશી હજાર સિપાઇઓનુ લશ્કર તૈયાર કરવાનો ઠરાવ પસાર કર્યો એકદમ તેટલુ સૈન્ય ફ્રેન્ચ પ્રજાએ ઉભુ કર્યું અને અનેક ગણા શત્રુસૈન્ય સામે લડતા પોતાના દેશબધુ-ઓને મદદ કરવા ચાલતુ થયુ. ફરજીઆત લશ્કરી નોકરીનો હુકમ કરવા માટે નેપો-લિયનને વગોવવામાં આવે છે પણ આવા અસાધારણ સજોગોમા તેને આ માર્ગ ગ્રહણ કરવો પડયો હતો ભવિષ્યની પ્રજાની ન્યાયવૃત્તિ તેને ન્યાય આપ્યા વગર નહિજ રહે

પરતુ ઉપરાઉપરિ આવી પડેલા ભયકર સકટ જોઇને ફ્રેન્ચ સેનાપતિઓ એટના બધા નિરુત્સાહી થઇ ગયા હતા કે નેપોલિયને આદરેલુ વિકટ સાહસ ખેડવાની તેમની આ વખતે હિમત ચાલી નહિ બર્લિન ઉપર સ્વારી કરવાની તેની યુક્તિની હવે તો બધા પ્રશસાજ કરે છે અને તેની અલૌકિક બુદ્ધિના તમામ અગોનુ આ યોજનામા દર્શન થાય છે એમ બધા સ્વીકારે છે તેણે દરેક પ્રકારના સજોગોને ધ્યાનમા લઇને બધી બાજુએથી તેને તપાસી જોઇ હતી, પણ તેના સરદારો હવે થાકયા હતા, પોતાના મિત્રરાજ્યોની બદલાયલી વૃત્તિ જોઇ નિરાશ થયા હતા અને પોતાની ચોમરદ્મ ઉભેલા અનેકગણા શત્રુસમૂહને જોઈ નાહિમત બની ગયા હતા બર્લિનસુધી પહોંચી જવાનુ સાહસ માથે લેવા તેઓ નારાજ હતા તેઓ પોતાનો અસતોષ ખુલ્લા શબ્દોમા જણાવવા લાગ્યા અને ફ્રાઇન તરફ પાછા જવાનો આગ્રહ કરવા લાગ્યા પોતાનાજ સરદારોની આવી વર્તણુક અને તેમણે નાખેલા વિક્ષેપ જોઇને નેપોલિયનને ઘણો ઉદ્વેગ થયો આફતના કાળા પડછાયા હવે તેના ઉપર પડવા લાગ્યા હતા અને લાંબી મુદતની કસોટીએ ચડેલા વિશ્વાસપાત્ર મિત્રો પણ હવે તેમની ભક્તિમા ન્યૂનતા અને શિથિલતા બતાવવા લાગ્યા હતા

આખરે બધા સેનાપતિઓ પોતાનો વાંધો દર્શાવવા માટે એકઠા થઈને નેપોલિયન પાસે આવ્યા, અને તેમણે જણાવ્યું કે બર્લિન તરફ ન જતાં અમને લિપ્ઝિક તરફ પાછા વાળવા જોઈએ નેપોલિયનની પોતાની કશી કસૂર નહિ છતાં તેનું વિપરીત પ્રારબ્ધ જોઈને સેનાપતિઓ બળવો કરવાનું વલણ બતાવવા લાગ્યા એ ઘણુંજ હીણ-પતભરેલું હતું જે સરદારે આ સંભાષણ શરૂ કર્યું હતું તે છેવટે પોતાના કૃત્યને માટે પસ્તાવો કરતો કરતો મરી ગયો છે

નેપોલિયને તેમની તકરાર ઘણીજ શાંતિથી સાંભળી. માત્ર તેના ગાલ ઉપર આવેલી રતાશ અને આંખમાં ચમકતું તેજ એ બે વડેજ તેના હૃદયમાં ચાલેલું લાગણીનું તોફાન જણાઈ આવતું હતું પોતાના મોંમાંથી ક્રોધનો એક ઉદ્ગાર પણ ન નીકળી જાય એટલો તે પોતાની લાગણીઓ ઉપર કાબુ રાખી શકતો હતો બધા બોલી રહ્યા પછી તેણે શાન્તિથી અને પોતાના દરજ્જાને છાજે તેવી ગંભીરતાથી જવાબ આપ્યો માત્ર તેના અવાજના થડકારવડેજ તેના મનની સાચી સ્થિતિ જણાઈ આવતી હતી તેણે કહ્યું.—

"મેં મારી યોજનાવિષે પાકો વિચાર કર્યો છેજ બાવેરિયાના બદલાયલા વલણને આપણા ગેરલાભના પલ્લામાં મૂકીનેજ હું છેલ્લા નિશ્ચયપર આવ્યો છું બર્લિન ઉપર સ્વારી કરવાથી થતા લાભની મને ખાત્રી થઈ ચૂકી છે આપણે હાલ જે સંજોગો વચ્ચે ઉભા છીએ તે જોતાં પાછા હઠવાથી ઘણુંજ નુકસાનકારક પરિણામ આવશે જેઓ મારી યોજનાની સામે વાંધો ઉઠાવે છે તેઓ પોતાને માથે ઘણી ભયંકર જવાબદારી ખેંચી લે છે છતાં ગૃહસ્થો, તમે જે કહો છો તે વિષે હું ફરીથી વિચાર કરીશ."

તે ઉઠયો અને પોતાના મંત્રણાગૃહનાં બારણાં બંધ કરીને ત્યાં એકલોજ બેસી રહ્યો કલાકના કલાક વીતી ગયા પણ પોતે બહાર આવ્યો નહિ, તેમ કોઈને અંદર આવવા દીધા નહિ કૉલેનકૉર્ટની ચિંતા વધી અને શું કરવું તેની સમજ ન પડવાથી તે બહારના ભાગમાં આંટા મારવા લાગ્યો રાત્રિ ઘણીજ ઠંડી અને અંધારી હતી. પવનના કારમા સૂસવાટ તેમના શોકાવૃત્ત નિવાસને અથડાઈ ચાલ્યા જતા હતા ઘણુંજ ઉંડા શોકનો આ સમય હતો અને સર્વનાં અંતઃકરણ ચિંતાના બોજા નીચે દબાઈ ગયાં હતાં મધરાત થવા આવી પણ હજી નેપોલિયન મંત્રણાગૃહમાં એકલોજ બેસી રહ્યો હતો અને પવનના સુસવાટ સિવાય બીજા કશાથી સ્મશાનવત્ ગંભીર શાંતિનો ભંગ થતો ન હતો આખરે કૉલેનકૉર્ટની ધીરજ ખૂટી. દરવાન સાથે એક ચિઠ્ઠી મોકલીને અંદર આવવાની તેણે રજા માગી અને નેપોલિયને તે વાંચીને તરતજ તેને અંદર તેડાવી લીધો

તે એક કોચ ઉપર પડયો હતો પાસેના એક ટેબલ ઉપર નકશાનો ઢગલો થયો

હતો તેની આંખો નિસ્તેજ અને બહાવરી બની ગઇ હતી અને ઉંડા શોકની છાયા તેના ચહેરા ઉપર છવાઇ રહી હતી

કૅાલેનકૅાર્ટે તેની નજીક જઇ આજીજીભરેલા અવાજે કહ્યું, "સાહેબ, આ અવસ્થામાં રહેવાથી આપ જીવી શકશો નહિ."

નેપોલિયને કશો જવાબ ન આપતાં માત્ર ઇશારતથી કહ્યું કે "કાંઈ ફિકર નહિ" પછી કૅાલેનકૅાર્ટે તેને વાતે વળગાડવા માટે સેનાપતિઓએ બતાવેલા વાંધાનો કાંઇક બચાવ કરવા માડયો તેણે કહ્યુ, "સાહેબ, તેમણે જે કાંઇ કહ્યુ છે તે માત્ર આપ તે ઉપર વિચાર કરો તેટલા માટેજ કહ્યુ છે"

નેપોલિયને તેના તરફ ઉદાસીન નજરે જોઇને કહ્યુ —

"કૅાલેનકૅાર્ટ, તમે ભ્રાન્તિમા તો નહિ ગોથાં ખાતા હો નહિ, તેમ બની શકે જ નહિ આ વિનાશકારી બળવાનો પવન મારા સરદારોમાં હમણાં ફેલાયો છે તેના માઠાં પરિણામ તમારા ધ્યાન બહાર નહિજ હોય ખાત્રીથી માનજો કે એમાથી ઘણીજ ભયાનક અને અગણ્ય વિપત્તિઓ ઉદ્ભવશે જેમનુ કામ માત્ર લડવાનુંજ છે તેઓ જ્યારે આજ્ઞાનો અમલ ન કરતા વિચાર કરવા લાગે છે ત્યારે રાજકર્તાના હાથમાથી સત્તા ચાલી જાય છે મારી આસપાસ હમણા હમણાં હુ જે બેદિલી જોઉ છુ તે મને ઉઘાડા બળવા કરતાં પણ વધારે આપત્તિરૂપ લાગે છે સો સેનાપતિઓ મારી સામે ખુલ્લો બળવો કરે તેથી હુ જરા પણ ગભરાઉં નહિ સખતમાં સખત બળવો દાબી દેવાની મારા સિપાઇઓ તાકાત ધરાવે છે સિપાઇઓ ચર્ચા કરતા નથી, તેઓ તો આજ્ઞાનો અમલ કરે છે, અને પૃથ્વીના છેડાસુધી મારી સાથે ઉલટભેર જવા તૈયાર થાય છે, પણ જે સજોગોમા આપણે મૂકાયા છીએ તે જોતાં લશ્કરના આગેવાનો અને મારી વચ્ચેની સપૂર્ણ એકતા ઉપરજ દેશના જીવન અને મરણનો પ્રશ્ન અવલબે છે અવિશ્વાસ અને આનાકાનીવડે શત્રુઓની તલવાર કરતાં પણ વધારે ત્વરાથી આપણા દેશની પાયમાલી થઇ જશે"

પછી તે ઉઠીને ઉભો થયો અને વિચારમા ને વિચારમાં આટા મારવા લાગ્યો થોડીવાર પછી તે થોભ્યો અને પોતાના મન સાથે બોલ્યો, "હવે બધુ થઇ ગયુ! હુ પ્રારબ્ધની સામે ખાલી બાથો ભરૂ છુ ફ્રેન્ચ પ્રજાને આપત્તિ સહન કરતા આવડતુજ નથી" વળી પાછો તે કોચ ઉપર સૂઇ ગયો અને ઉંડા વિચારમાં લીન થઈ ગયો.

એમ કરતાં સવાર પડી અને બીજે દિવસ પણ ઘણાજ દુખદાયક સદેહમાં પસાર થયો નેપોલિયનના મનની મુઝવણ બેહદ હતી પોતાના સરદારોના સાચા દિલના ઉત્સાહપૂર્ણ સહકાર વગર તેનાથી બર્લિન તરફ આગળ વધવાનુ બની શકે તેમ ન હતુ લાઇન તરફ પાછા હઠવાથી લશ્કરની અને તેની સાથે ફ્રાન્સની પણ

પાયમાલી થશે એમ તેની ખાત્રી થઇ હતી આખરે તે છેલ્લા નિર્ણયપર આવી ગયો તેના મનનો ક્ષોભ હવે શમી ગયો લિપ્ઝિક તરફ પાછા ફરવાનો અને સાચા મર્દની માફક છેવટની પળસુધી લડવાનો નિશ્ચય તેણે ઘણીજ શાંતિ અને દઢતાપૂર્વક કર્યો.

ભવિષ્યવેત્તાની માફક તેણે અતિ ગંભીરપણે કૉલેનકૉર્ટને કહ્યુ –

" પ્રજાનો વિનાશ પ્રારબ્ધની પોથીમાં લખાઇ ચૂકયો છે "

" પણ સાહેબ, " કૉલેનકૉર્ટે કહ્યુ, " પ્રજાનો નિશ્ચય પ્રારબ્ધના અક્ષરને પણ ભૂસી શકે છે " નેપોલિયને જવાબ આપ્યો, " હા, પણ તેવો નિશ્ચય પ્રજાએ નથી બતાવ્યો કૉલેનકૉર્ટ, મારા શબ્દો યાદ રાખજો, ફ્રેન્ચો મારા મરણ પછી મને શાપ ન આપે જેઓ પાછા હઠવાનો આગ્રહ કરી બેઠા છે તેમને પસ્તાવાનુ કારણ ન મળે તો ઘણુ સારૂ "

લશ્કરને પાછુ હઠાવવાનો હુકમ તરતજ આપવામા આવ્યો અને ૧૫ મી અક્ટોબરે સાંજે લિપ્ઝિકની દિવાલની આસપાસ નેપોલિયને પોતાનુ નાનુ પણ બહાદુર લશ્કર ગોઠવી દીધુ તેજ દહાડે સાંજે શત્રુરાજાઓનુ સૈન્ય પણ ચારે દિશાએથી નદીના પૂરની માફક ઝપાટાબંધ ચાલ્યુ આવ્યુ અને જોતજોતામા શહેરની આસપાસ તેમના ત્રણ લાખ અને પચાસ હજાર યોદ્ધાઓ ગોઠવાઇ ગયા પોતાની આટલી મોટી સખ્યા જોઈને તેમને આ વખતે ફતેહની ખાત્રી હતી ફ્રેન્ચો કરતા તેમના શત્રુઓ ત્રણુગણા હતા અને ફ્રેન્ચોની પાસે માત્ર છસેજ તોપો હતી, તોપણ જ્યા નેપોલિયન હાજર હોય ત્યા ફતેહ થવીજ જોઇએ એવુ તેમનુ દઢ આકીન હોવાથી તેઓ જરા પણ નાઉમેદ થયા ન હતા તેણે આખી રાત સરદારોને સૂચનાઓ આપવામાં, સિપાઇઓને ઉત્તેજિત કરવામાં અને શત્રુસૈન્યે લીધેલી જગ્યાનુ નિરીક્ષણ કરવામાં પસાર કરી સિપાઇઓ તેની હાજરીથી અને તેના પ્રોત્સાહક શબ્દોથી ભારે ઉમગમા આવી ગયા

તેણે કહ્યુ, ' સામે શત્રુઓ ઉભેલા છે અત્યારે સોગદ ખાઓ કે અમે મરીશુ પણ ફ્રાન્સની અપકીર્તિ અમે નહિ જોઇએ "

" અમે સોગદ લઇએ છીએ, " સિપાઇઓ પોકારી ઉઠયા અને " શહેનશાહ ઘણુ જીવો " ની ગગનભેદી ગર્જના ફ્રેન્ચ છાવણીમાથી ઉઠી અને તેના દીર્ઘ પ્રતિધ્વનિ ચકિત થએલા શત્રુઓને કાને પડયા

પોતાનાથી અનેકગણા શત્રુસમૂહની સામે ભયકર સગ્રામમા ઉતરવાનુ જોખમ નેપોલિયન સારી રીતે સમજી શકયો હતો અને પોતાના સરદારોને હુકમ આપતી વેળા તેની બોલવાની ઢબ ઉપરથી તેના મનનો ગભરાટ જણાઈ આવતો હતો.

કૉલેનકૉર્ટ લખે છે કે " તેણે પોતે દોરેલો લડાઇનો નકશો મને બતાવતા કહ્યુ કે ' કોઈ પણ પ્રકારના યુદ્ધકાશલ્ય અને દાવપેચથી આપણી અત્યત ઓછી સખ્યા-

નો ખાડો પૂરી શકાશે નહિ. આપણે શત્રુઓની મોટી સંખ્યાથીજ આજે મહાત થઇ જઇશું એક લાખ અને ત્રીશ હજારની સામે સાડાત્રણ લાખ અને તે પણ રીતસરની લડાઇમાં ! કાંઇ ફિકર નહિ, તેમને ( ફ્રેન્ચ સરદારોને ) આજ પરિણામ લાવવુ હતું ' આ નિરાશાભર્યા શબ્દો મે તેના મુખમાથી બીજી વાર સાંભળ્યા અને હજી પણ તેના ભયકર ભણકાર મારા કાનમા અથડાય છે "

બીજે દિવસે નવ વાગે લિપ્ઝિકનું ભયકર યુદ્ધ શરૂ થયુ ધૂમાડા અને ધૂળનાં વાદળાં પાછળ સૂર્ય આથમ્યો ત્યાસુધી દારુણ સગ્રામ મચી રહ્યો ફ્રેન્ચો બહાદુરીથી લડયા પણ શત્રુઓની સખ્યા ઘણી મોટી હોવાથી પુરેપૂરી ફતેહ મળી શકે એમ ન હતું શત્રુરાજાઓએ આ લડાઇમાં વીશ હજાર સિપાઇઓ ગુમાવ્યા ફ્રેન્ચો બાંધ કામ પાછળ ઉભા રહી લડતા હોવાથી તેમને તેથી ઓછુ નુકસાન થયુ હતુ એક આસ્ટ્રિયન ઉમરાવ કેદ પકડાયો હતો તેના તરફ ઘણુ વિવેકભર્યું વર્તન રાખીને નેપોલિયને તેને પોતાની પાસે બોલાવ્યો પોતાનોજ સસરો આજે તેની સામે લડી રહ્યો છે એ વિચારથી તેને જે ખેદ થતો હતો, તે તેણે આસ્ટ્રિયન ઉમરાવને ખુલ્લા દિલથી દર્શાવ્યો રશિયાની આપખુદ સત્તાને લીધે આખા યૂરોપને માથે કેટલો ભય છે તે સમજાવતા તેણે કહ્યુ —

ફ્રાન્સને નિર્બળ કરવાથી આસ્ટ્રિયાને જરૂર હાનિ પહોચશે તમે વિચાર કરી જુઓ આસ્ટ્રિયા, પ્રશિયા કે ફ્રાન્સ–ત્રણેમાંથી કોઈ પણ એક રાજ્યની તાકાત નથી કે રશિયાનાં અર્ધસુધરેલ જગલી ટોળાંના આક્રમણ સામે ટકી શકે રશિયાનુ વલણ અસલથીજ જીતવા તરફ છે અને ચીનસુધી તેના રાજ્યની સીમા પહોંચી ગઈ છે માટે સલાહનો સદેશો લઇને તમે જાઓ જો તમે ફાવશો તો એક મહાન પ્રજા પ્રેમ અને આભારસહિત તમારા તરફ જોશે હુ પોતે અને ફ્રાન્સની પ્રજા સલાહ કરવા ઘણાંજ ઇતેજાર છીએ હુ તે માટે ઘણા ભોગ આપવા પણ રાજી છુ છતાં પણ જો સામો પક્ષ સલાહ કરવા ના પાડશે તો અમારા શરીરમાં પ્રાણ રહેશે ત્યા સુધી અમે અમારા રાજ્યનો બચાવ કરીશુ "

પ્રશિયાનો રાજા, ઝાર અલેક્ઝાન્ડર, અને આસ્ટ્રિયાનો રાજા, ત્રણે અગાઉ નેપોલિયનના સપાટામા આવી ચૂકેલા હતા, અને તેમની સાથે જ્યારે જ્યારે તેણે સલાહ કરી હતી ત્યારે ત્યારે એવી ઉદાર શરતો આપી હતી કે જેથી આખા યૂરોપને આશ્ચર્ય થયુ હતું, પણ તેમના મહાનુભાવ શત્રુ ઉપર વિપત્તિના વાદળ ઘેરાયલાં જોઇને તેમણે તેના પ્રત્યે સામાન્ય વિવેક બતાવવા જેટલી પણ ભલમનસાઇ દાખવી નહિ નેપોલિયને કરેલી યુદ્ધવિરામની પ્રાર્થનાનો તેમણે જવાબ પણ આપ્યો નહિ

શત્રુરાજાઓ નેપોલિયનની સકડામણ સમજી ગયા હતા અને તેને કચરી નાખવાનો આવો સારો લાગ જતો કરવા ઇચ્છતા ન હતા ૧૭ મી તારીખે લડાઈ બધ

રહી તેમની સખ્યા ફ્રેન્ચો કરતાં વધારે હોવા છતા આગલે દિવસે ફ્રેન્ચોએ બહાદુરીથી ટકાવ કર્યો હતો તે અનુભવથી તેઓ વિશેષ સાવધ થયા હતા, અને બર્નાડૉ સાઠ હજાર સિપાઇઓસહિત આવી પહોંચે તેની રાહ જોતા હતા. નેપોલિયન એમ સમજ્યો કે પોતે મોકલેલા સલાહના કહેણવિષે શત્રુરાજાઓ વિચાર કરે છે અને તેથી લડાઈ બધ રહી છે એમ સમજીને તેણે પણ હુમલો ન કર્યો, અને આખો દિવસ ખરાબમાં ખરાબ પરિણામને માટે તૈયાર થવામા ગાળ્યો થાક તો તેને લાગતોજ ન હતો અને ભૂખ તથા ઉંઘની પરવા કર્યા વગર દરેક હિલચાલની તે જાતેજ દેખરેખ રાખતો

રાત્રે ઘણીજ દુ ખી અને વ્યગ્ર હાલતે તે પોતાને તબુએ પાછો ફર્યો, અને પેલા આસ્ટ્રિયન ઉમરાવના આવ્યાની રાહ જોવા લાગ્યો જગતનુ નહિ વર્ણવી શકાય એવુ અત્યત મહત્ત્વનુ હિત ભારે જોખમમાં જોઇને તેનો આત્મા સતાપથી વ્યગ્ર બની ગયો હતો. બીજે દિવસે થનારી ફ્રેન્ચોની એકસામટી નિર્દય કતલ, સૈન્યની સપૂર્ણ ખુવારી, ફ્રાન્સ અને યૂરોપના બીજા અનેક પ્રજાધીન રાજ્યોની સ્વતત્રતાનો નાશ એ સર્વનુ ભયાનક ચિત્ર તેનાં ચક્ષુ આગળ ખડુ થઈ ગયુ પરિશ્રમ અને ઉજાગરાથી તેનુ શરીર ઘસાઇ ગયુ હતુ અને વ્યાધિથી તેને પીડા થતી હતી. ક્ષણે ક્ષણે વધતી જતી ચિતા હવે તે ગુપ્ત રાખી શકતો નહોતો તેનો ચહેરો સુકાઇ ગયો હતો અને વર્ણ છેક ફીક્કો પડી ગયો હતો તેણે પેટે હાથ દઇને એક આરામ ખુરશી ઉપર પડતુ નાખ્યુ છેવટે તેનો જીવ લેનાર પેટના ભયકર વ્યાધિની શરૂઆત થવા લાગી

છતાં ડૉકટરને તેડાવવાની તેણે સાફ ના કહી અને કહ્યુ કે "શહેનશાહનો તબુ કાચના જેવો પારદર્શક છે હુ તો હમણાંજ ઉઠીને બધા પોતપોતાની જગ્યાએ ગોઠવાઈ ગયા છે કે નહિ તેની તપાસ કરી આવુ છુ "

ક્રાલેનકૉર્ટે તેને સૂઇ જવાને ઘણી આજીજી કરી પણ તેણે જવાબ આપ્યો કે **માંદો સિપાઇ રજા ભોગવી શકે છે ખરો, પણ હું સામાન્ય સિપાઇના જેટલી છૂટ પણ ન ભોગવી શકુ "**

ક્રાલેનકૉર્ટ લખે છે કે, " આ શબ્દો ઉચ્ચારતાં તેણે ઉડો નિ શ્વાસ મૂકયો અને તેનુ માથુ છાતી ઉપર ઢળી પડયુ આ દૃશ્ય મારા સ્મરણમાંથી કદી દૂર નહિ થાય ભયાનકમાં ભયાનક કસોટીના સમયમા જ્યારે મારી ધીરજ ખપી જતી હતી ત્યારે ૧૭ મી અકટોબરની રાત્રે નેપોલિયનની સ્થિતિ યાદ કરીને હુ સાંત્વન મેળવતો હતો "

પછી નેપોલિયયને કહ્યુ, " ચિતા કરવાનુ કારણ નથી, મને હમણાં મટી જશે કોઇને અદર આવવા ન દેશો "

અડધો કલાક સખત વેદના ખમ્યા પછી તે બેઠો થયો અને સરદારોને બોલાવી

તેમને આવતી કાલને માટે હુકમો આપવા લાગ્યો અરુણોદય થવા આવ્યો અને ભયંકર કતલ શરૂ થવાની તૈયારી ચાલી રહી

નેપોલિયને ઘોડેસવાર થતી વખતે પોતાના અંગરક્ષક મંડળને કહ્યું, "આજે એક મહત્ત્વની બાબતનો નિર્ણય થઈ જવાનો છે લિપ્ઝિકના રણસંગ્રામમાં ફ્રાન્સનું પ્રારબ્ધ નિર્માણ થવાનું છે આપણો જો આજે વિજય થશે તો હજી પણ આપણી બગડેલી સ્થિતિ આપણે સુધારી શકીશું, અને જો હારીશું તો આપણા પરાજયમાંથી શાં શાં માઠાં પરિણામ ઉદ્ભવશે તેની આજે અટકળ પણ થઈ શકે તેમ નથી"

સૂર્યોદય થતાંજ શત્રુરાજાઓનું તમામ સૈન્ય ગતિમાં આવી ગયું લિપ્ઝિકના મિનારાઓ ઉપરથી આ દશ્યની ભયાનક ભવ્યતાનું યથાસ્થિત દર્શન કરી શકાતું તું ચારે દિશાએ દષ્ટિ પહોંચે ત્યાંસુધી શત્રુસૈન્યના મોટા સમૂહો શહેર તરફ ચાલ્યા આવતા હતા પાંચ લાખ યોદ્ધાઓ, મનુષ્યબુદ્ધિએ રચેલાં ભયંકરમાં ભયંકર હથિયારોસહિત માત્ર થોડાંજ માઈલના ઘેરાવામાં સજડામજડી ગોઠવાઈ જતા હતાં થોડીજ વારમાં હજારો, મેઘગર્જનાના નાદ કરતા પણ વધારે પ્રચંડ ભડાકા થવા લાગ્યા શત્રુના આવા મહા બળવાન સૈન્યની સામે માત્ર એકજ લાખ ફ્રેન્ચો દઢતાથી ઉભા રહ્યા

નેપોલિયન આખા રણસંગ્રામમાં મૃત્યુની પરવા કર્યા વગર યુદ્ધના હુમલા ઉપર થઈને પવનવેગે બધે ફરી વળતો અને તેનું જીવન જાણે દૈવરક્ષિત હોય તેમ તેની આસપાસ હજારો માણસોનો કચ્ચરઘાણ નીકળી જતો, તોપણ તેને લેશ પણ ઇજા થવા પામી નહિ વિજયની અણીને વખતે જે શાંતિ, દઢતા અને સમયસૂચકતા તેની દરેક હીલચાલમાં જણાઈ આવતાં હતાં તેની તેજ શક્તિઓ આ પ્રસંગે પોતાના સૈન્યની સલામતીને માટે લઢતી વખતે તેણે પ્રકટ કરી પોતાનાથી અનેકગણા શત્રુસૈન્યની સામે, લડાઈની બાજી હાથથી ગએલી છતાં જે કુશળતાથી તે પોતાની ઘેરાયલી, વિખરાએલી અને પળે પળે ક્ષીણ થતી ટુકડીઓને ગોઠવી દેતો તે કુશળતા તો તેના આગલાં યુદ્ધોમાં પણ આ પ્રસંગના જેટલી પૂરેપૂરી પ્રકટી શકી ન હતી.

સાંજના ત્રણ વાગે બર્નાડો સ્વીડન, રશિયા અને પ્રશિયાના સંયુક્ત સૈન્ય સાથે આવતો જણાયો. તેમને જોતાંજ માર્શલ નેના તાબાના તમામ સૅક્સન સિપાઈઓ ફરી ગયા અને જતાં જતાં પોતાના અત્યારસુધીના સોબતીઓ ફ્રેન્ચ સિપાઈઓની છાતી તરફ બંદુકો તાકી ગોળીઓ વર્ષાવતા ગયા આ અનુકૂળ તક જોઈ મિત્રરાજાઓના સૈન્ય ફ્રેન્ચોને ઘેરી લેવા આગળ ધસ્યા, છતાં પણ ફ્રેન્ચોએ પોતાની આગલી કીર્તિ જાળવી રાખી અસાધારણ પરિશ્રમ અને ધૈર્યથી તેમણે પોતાની જગ્યા જાળવી અને દરેક ઠેકાણેથી શત્રુસૈન્યને પાછાં હઠવાની ફરજ પાડી

આખરે રાત્રિએ આ ભયાનક હત્યાકાંડ ઉપર પોતાનો કાળો પડદો પાડ્યો બેઉ

સૈન્ય થાકીને લોથ થઇ ગએલા હતાં સવાર થતાંજ યુદ્ધ પુન જારી રાખવાનો નેપોલિયનનો દૃઢ નિશ્ચય હતો એ પ્રમાણે પોતાના સેનાપતિઓને જરૂરી સૂચનાઓ આપી અને યુદ્ધનો ક્રમ ગોઠવવા સારૂ તે પોતાના તબુમા ગયો સાત વાગે તેને અત્યત દારુણ સમાચાર મળ્યા કે દારૂગોળો ખલાસ થવા આવ્યો છે અને જે છે તેટલાથી પૂરા બે કલાક પણ લઢી શકાય એમ નથી હવે પાછા હઠવા સિવાય બીજો માર્ગજ હતો નહિ અને દારૂગોળા વગરના એક લાખ સિપાઇઓને સાડાત્રણ લાખ વિજયોન્મત્ત સિપાઇઓના દાવમાથી બચાવીને નસાડી લઇ જવાનુ કામ પણ કાઇ સહેલુ ન હતુ

તરતજ સેનાપતિઓની સભા બોલાવવામા આવી આ પ્રસગના કરતાં વધારે ગમગીનીભરેલા દેખાવની કલ્પના પણ થઇ શકતી નથી યુદ્ધનો કોલાહલ શમી ગયો હતો અને રાત્રિની સ્મશાનવત્ શાતિનો ભગ માત્ર ઘાયલ સિપાઇઓની ચીસોથીજ થતો હતો ફ્રેન્ચો પાસે અનામત લશ્કર હતું નહિ, બીજી મદદ આવી મળે એમ ન હતુ તેમનો દારૂગોળાનો ભડાર ત્યાથી પચાસ માઇલને છેટે હતો બધા સેનાપતિઓ નેપોલિયનની આસપાસ નિરાશ થઇને બેઠા હતા કોઇને કશુ કહેવાનુ હતુજ નહિ. કોઇને આ મુશ્કેલી તરી જવાનો માર્ગ સૂઝતો ન હતો થાકથી લેવાઇ ગએલો નેપોલિયન ખુરશી ઉપર ઉંઘી ગયો. પા કલાક પછી તે જાગ્યો, અને બોલ્યો, “ શુ હું જાગુ છુ કે સ્વપ્ન જોઉ છુ ? ”

બર્લિન તરફ કુચ કરવાની ના પાડીને જે સરદારો આ આફતનુ કારણ થઇ પડયા હતા તેમના સતાપમાં વધારો કરવા નેપોલિયને એક પણ ઠપકાનો શબ્દ ઉચ્ચાર્યો નહિ અત્યારે તો પોતાના સિપાઇઓના જાન બચાવવાનો માર્ગ શોધવામાંજ તેની સઘળી શક્તિઓ રોકાઇ ગઇ હતી એક કલાકમા તો થાકેલા, ઘવાએલા, ભૂખ્યા ફ્રેન્ચ સિપાઇઓ રાતોરાત બનતી ઝડપથી પાછા હઠવા પ્રવૃત્ત થઈ ગયા છાવણીના તાપણા શત્રુને ભૂલથાપ ખવરાવવાને સળગતાં રહેવા દીધા માર્શલ ને અને માર્મોન્ટ નાસતા સૈન્યનો બચાવ કરવા બેઉ બાજુએ ગોઠવાઈ ગયા નેપોલિયન આખી રાત જાતે ફરી ફરીને નાસતા સૈન્યપર દેખરેખ રાખવા લાગ્યો

લિપ્ઝિક શહેર એલ્સ્ટર નદીને કિનારે આવ્યુ હતુ નદી ઉપર માત્ર એકજ પૂલ હતો. તેના ઉપર થઇને લશ્કર અને તોપખાનુ ઝપાટાબધ પસાર થવા લાગ્યા. એ પ્રમાણે આખી રાત ફ્રેન્ચ સૈન્યે પૂલ ઉપર થઇને વણા કર્યું સવાર થતાજ મિત્ર રાજાઓને ફ્રેન્ચોની નાસભાગની ખબર પડી રણવાદ્ય વાગ્યાં અને તોપોના ધડાકા થવા લાગ્યા જયનાદ ગજવતા તેઓ આગળ ધસી આવ્યા પણ નેપોલિયને દીર્ઘદૃષ્ટિ વાપરીને કરી રાખેલી ગોઠવણથી તેમનો વેગ થ લ્યો.

ફ્રેન્ચોનો પાછલો ભાગ અને શત્રુસૈન્યનો આગલો ભાગ બિચારા લિપ્ઝિક શહે-

રની શેરીઓમાજ અથડાઇ પડશે એ નક્કી હતુ અને તેમ થતાં ત્યાંના લોકો અને મકાનોની ખુવારી થશે એ પણ નક્કી હતુ તેને બચાવી લેવા માટે નેપોલિયને યુદ્ધ-વિરામમાટે શત્રુઓ આગળ સફેદ વાવટો બતાવ્યો, પરતુ તેઓ નાસતા ફ્રેન્ચોનો વિનાશ કરવા અધીરા થએલા હોવાથી તેને ન ગણકારતા આગળ દોડયા આવ્યા આ બાજુએ શત્રુના વેગને રોકવા માટે શહેરના કેટલાક ભાગને સળગાવી મૂકવાની નેપોલિયનને પણ જરૂર હતીજ, પણ જે ઉદારતા તેના શત્રુઓમા ન હતી તે એનામાં હતી તેણે આ કૂર આજ્ઞા નજ આપી પણ 'જર્મનીને બચાવવા નીકળેલા' મિત્ર રાજાઓને આ જર્મન શહેરની પ્રજાની દયા નજ આવી, છતાં ભલા નેપોલિયનને તેમણે લોહીનો તરસ્યો રાક્ષસ કહીને વગોવ્યો પોતાના સૈન્યને કાંઇક જોખમમાં નાખીને પણ લિપ્ઝિક શહેરનુ રક્ષણ કરવાની તે આજ્ઞા આપતો ગયો

સૅક્સનીનો વૃદ્ધ રાજા નેપોલિયનનો પરમ મિત્ર હતો પોતાના સૈન્યે કરેલા દગાથી તે લજવાતો હતો નેપોલિયને તેને હૃદયપૂર્વક દિલાસો આપ્યો અને કહ્યું, "તમે તમારાથી બન્યુ તેટલુ કર્યું છે અને હવે અમને થોડી વધારે પળની નિરાંત માટે તમને તમારી સલામતી જોખમમાં નાખવાનુ કહેવુ એ તો તમારી ઉદારતાનો ગેરલાભજ લીધો કહેવાય"

બેઉ રાજાઓ છેલ્લીવારના ભેટયા અને છૂટા પડયા. નેપોલિયનનો માર્ગ પાયદળ સ્વાર અને તોપખાનાથી પૂરાઇ ગયો હતો, અને શત્રુઓની ગોળીઓ તેની આસપાસ, સણસણાટ કરતી ચાલી આવતી હતી તેને એક બે વાર તો પાછા ફરવુ પડયુ છેવટે શહેરની પ્રદક્ષિણા કરીને એક ભલા જર્મનની મદદથી ઘણીજ મુશીબતે પૂલના નાકાસુધી તે જઇ શકયો

એ પૂલ ઉપર થઇને આખુ ફ્રેન્ચ સૈન્ય પસાર થતુ હતુ તેની નીચે દારૂનાં પીપ ગોઠવી દીધાં હતાં, અને એક સરદારને આજ્ઞા પણ આપવામા આવી હતી કે છેલ્લો ફ્રેન્ચ સિપાઇ પૂલ ઉપરથી પસાર થઇ રહે કે તરતજ દારૂનાં પીપને સળ-ગાવી પૂલ ઉડાવી દેવો એ સરદારે આ કામ એક હવાલદારને સોંપ્યુ નેપોલિયને લિપ્ઝિક છોડયા પછી શત્રુસૈન્ય સમુદ્રની ભરતીના મોજાની માફક શહેરમા દાખલ થઇ ગયુ અને તેમને ખાળવા ઉભેલી ફ્રેન્ચ ટુકડીઓ પાછી હઠતી ગઇ તેની સાથે પૂલ ઉપર અને તેની આસપાસ સિપાઇઓ, સ્વાર, ગાડાં અને તોપોની પુષ્કળ ભીડ થવા લાગી હવાલદાર આ જોઈ ગભરાયો અને ગભરાટમા દારૂના પીપને જામગરી ચાંપી દીધી ધડાકાની સાથે પૂલ હવામાં ઉડી ગયો પચીસ હજાર ફ્રેન્ચ સિપા-ઇઓ શત્રુની વચ્ચે નિરાધાર અવસ્થામાં રહી ગયા ચારે દિશાએ ગભરાટ ફેલાઇ ગયો જેનાથી જેમ નસાયુ તેમ સૌ નાસવા લાગ્યા

મિત્રરાજાઓના સૈન્ય હવે લિપ્ઝિક શહેરમાં ઉભરાયા ગોળાના વર્ષણથી મકાનો

ભાંગી તૂટી ખંડિયેર જેવા બની ગયાં, અને નિર્દોષ, નિ શસ્ત્ર, નિરપરાધી પુરુષો, સ્ત્રીઓ અને બાળકોના આક્રન્દથી વાતાવરણ ભરાઇ ગયુ શહેરનો રાજભક્ત પક્ષ ભારે ઉમગમા આવી ગયો અને તેમણે રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયાના રાજાઓને સહર્ષ આવકાર આપ્યો સ્વાતન્ત્ર્ય અને સમાનતાના હિમાયતીઓ નિરાશ થઇને પોતપોતાનાં ઘરમા ભરાઇ બેઠા અથવા જેલ અગર ફાંસીથી બચી જવા પરદેશ નાસી ગયા સ્વતત્રતાનો ઉપાસક અને સરક્ષક નેપોલિયન જેણે યૂરોપના જુલમગાર રાજાઓને આજસુધી પોતાના ધાકથી દબાવી રાખ્યા હતા તેની સત્તાનો આજથી નાશ થયો અને બિચારી જર્મનીની પ્રજા તેમના જુલમગાર રાજાઓને તાબે આવી પડી

લાયકાત નહિ પણ જન્મવડે પોતાની શ્રેષ્ઠતા માનનારા મિત્રરાજાઓએ દેશ દ્રોહી બર્નાડોનો તિરસ્કાર કર્યો, કેમકે તે ઉમરાવ નહિ હોઇને સામાન્ય જનતામા તેનો જન્મ થયો હતો તેની સહાયતાનો લાભ લીધા પછી તેને એક દૂર આવેલા સ્થાનમાં જવા આજ્ઞા મળી

દરમ્યાન નેપોલિયન પોતાના વેરણખેરણ થએલા સૈન્યને જેમ તેમ જાળવીને એર્ફર્થ તરફ પાછો હઠતો ગયો તેણે પોતાના મિત્રોને ભોગે પોતાનોજ જાનબચાવવા માટે પૂલ ઉરાડી મૂકયો એવી જૂઠી વાત તેના શત્રુઓએ આખા યૂરોપમાં ફેલાવી, પણ તેમનાં બીજા જૂઠાણાંની માફક આ વાત પણ સત્યની કસોટી આગળ ટકી નથી

ફ્રેન્ચ સૈન્ય નિરાશ થએલુ છતા હજી વ્યવસ્થા અને દૃઢતાપૂર્વક પાછુ હઠતુ હતુ પાચજ મહિના ઉપર જે લ્યૂટ્ઝેનના મેદાનમા તેમણે પૂરેપૂરી જીત મેળવી હતી તે મેદાન ફરી તેમણે જોયુ મિત્રરાજાઓના સૈન્ય તેમની પાછળ દોડયા આવતા હતા પાંચ દિવસમા તેઓ એર્ફર્થ પહોંચ્યા અહિ નવુ સૈન્ય લઇ આવવાને બહાને નેપલ્સ જવાની મુરાએ રજા માગી નેપોલિયનની પડતી દશા જાણી ચૂકેલો હોવાથી પોતાની નેપલ્સની ગાદી સાચવી રાખવા માટે તેણે નીચતાપૂર્વક નેપોલિયનના દુશ્મનો સાથે છુપા કોલકરાર કર્યા અને નેપલ્સ તરફ ચાલતો થયો નેપોલિયનને આ વાતની ખબર હતી, છતા તેની લક્ષણુગત ઉદારતા તેની વિપત્તિના વખતમા પણ તેને છોડી ગઇ ન હતી. તેણે પોતાના દિલનુ દુ ખ દબાવ્યુ, મુરાને એક ઠપકાનો શબ્દ પણ ન સભળાવ્યો અને છૂટા પડતી વેળા તેને પ્રેમથી ભેટયો મુરા ગયો તે ગયોજ મદદ તો બાજુએ રહી પણ યુજીન જે નેપોલિયનની મદદે આવતો હતો તેને પણ રોકી બેઠો[1] આ નીચતા અને મિત્રદ્રોહના બદલામા મિત્ર રાજાઓએ મુરાને નેપલ્સનુ રાજ્ય વશપરપરાને માટે રહે એવુ કબૂલ્યુ, અને એ કરારનો પણ છેવટે તેમણે પોતાનાં બીજા વચનોની પેઠે થોડાજ વખતમાં ભગ કર્યો

આ અત્યત વિપત્તિના પ્રસગમાં નેપોલિયને અનેકવાર અદ્વિતીય ઉદારતા બતાવી

હતી એમ એના શત્રુઓને પણ કબૂલ કરવું પડે છે તેની પાસે હવે માત્ર એંશી હજાર સિપાઇઓ રહ્યા હતા અને તેની પાછળ છ લાખ માણસોનું શત્રુસૈન્ય ચાલ્યું આવતું હતું જે જર્મન સિપાઇઓ હજી પણ તેને વફાદારીથી વળગી રહ્યા હતા તેમને તેણે નૈતિક બંધનમાંથી મુક્ત કર્યા અને તેમને ઘેર પહોંચતાસુધી ચાલે તેટલું નાણું અને અન્ન આપીને વિદાય કર્યા, જો કે તેને ખાત્રી હતી કે એજ સિપાઇઓને તેમના રાજાના હુકમથી તેની સામેના પક્ષમાં જવું પડશે એજ પ્રમાણે તેણે બાવેરિયાની પલટણને પણ મોકલી દીધી, જો કે બાવેરિયાનો રાજા ચેતવણી આપ્યા વગર શત્રુને જઇ મળેલો હોવાથી લડાઈના કાયદા મુજબ જો ધારત તો એ લશ્કરને નેપોલિયન કેદી તરીકે રાખી શકત

નેપોલિયન એર્ફર્થ માત્ર એજ દિવસ રહ્યો પોશાકમાં અને સ્વભાવમાં રાની પશુ જેવા રશિયનો તેની ચારે બાજુએ ભમતા અને વારવાર પજવણી કર્યા કરતા હતા બ્લૂચર તેનાથી ઘણે દૂર ન હતો અને નાસતા ફ્રેન્ચ સૈન્યનો નાશ કરવાનો લાગજ શોધ્યા કરતો હતો

બાવેરિયાનું રાજ્ય શત્રુને શરણે ગએલું હોવાથી સાઠ હજાર આસ્ટ્રિયન અને બાવરિયન સિપાઇઓ મજબૂત તોપખાના સાથે તેનો માર્ગ રોકીને ઉભા હતા, પણ ફ્રેન્ચો તેમના તોપખાના ઉપર મરણીયાની પેઠે તૂટી પડ્યા અને તેમને મારી હઠાવીને પોતાનો માગ મોકળો કરી શક્યા બે દિવસમાં તેઓ ફ્રૅન્કફર્ટ પહોંચ્યા અને બીજે દિવસે એટલે નવેમ્બરની બીજી તારીખે સવારમાં તેઓ મેયેન્સમાં દાખલ થયા અહિંયા શત્રુઓને ર્‌હાઈન નદી ઓળગતા અટકાવવાનો બંદોબસ્ત કરી, સૈન્યને સુવ્યવસ્થિત કરી નેપોલિયન પોતે એકલો પારિસ તરફ ઝડપથી ચાલતો થયો

રાણી મેરિયા લુઇસાના ગભરાટનો પાર ન હતો પોતાનો પિતાજ પોતાના પતિને દગો દઇને હવે તેનો વિનાશ કરવા પારિસ તરફ ચાલ્યો આવે છે તેથી કરીને હવે હું કેવી રીતે નેપોલિયનને મારૂં મો બતાવું એ વિચારથી તે ઘણી સંતપ્ત થતી હતી તે તેના ઓરડામાં દાખલ થયો કે તરતજ તે પતિની સાથે લપાઇ ગઇ અને તેની છાતી ઉપર માથું મૂકી ડસકે ડસકે રડવા લાગી નેપોલિયને તેને સ્નેહાલિંગન દઇ આશ્વાસન આપ્યું અને પુત્રની ખબર પૂછી એટલામાં તે ખૂબસુરત રાજકુમારને કોઇ બોલાવી લાવ્યું અને ત્યાર પછી એક અતિ કરુણ અને પ્રીતિભર્યા સાંસારિક પ્રકરણની ઉત્પત્તિ થઇ હજી નેપોલિયનની શાંતિ અખંડિત હતી હજી તેની આશાનો સમૂળો વિધ્વંસ થયો ન હતો, તેથી વધારે સુખના દિવસની આશા બતાવી તે શોકગ્રસ્ત પત્નીના દિલને સાંત્વન આપવા લાગ્યો

ફ્રાન્સની પૂર્વ સીમા તરફ શત્રુદળનાં વાદળ ઘેરાતાં હતાં તેમની ગતિને ખાળવા માટે ગોઠવી રાખેલા ફ્રેન્ચ સરદારો ભૂખમરો અને શત્રુના હુમલાના ભોગ થઇ તેમને

શરણે જતા હતા નાના મોટાં તમામ જર્મન રાજ્યો મિત્રરાજ્યોની ધમકીથી ડરી જઇ તેમના વાવટા નીચે આવી ગયાં હતાં સ્પેનમા ત્યાના પ્રજાકીય પક્ષને કચરી, ખુદી ઇગ્લડ કરોડો પૌંડનો ધૂમાડો કરી જુલમગાર રાજા અને ધર્માન્ધ ધર્મગુરુઓની બેડીવડે સ્પેનની પ્રજાને જકડી રહ્યુ હતુ ત્યા અગ્રેજ સેનાપતિ વેલિંગ્ટન પોતાનુ બળ જમાવી રહ્યો હતો નેપોલિયન આ બાજુએ વધારે ભયકર લડાઇમા રોકાયલો હોવાથી તેનાથી સ્પેન તરફ વધારે લક્ષ આપી શકાય એમ હતુ નહિ માત્ર જનરલ સૉલ્ટ ઘણીજ મુશીબતે સ્પેનમા પગ રાખી રહ્યો હતો તેને મારી હઠાવી પિરિનીઝ પર્વત ઓળગી ફ્રાન્સની દક્ષિણ સીમા ઉપર આક્રમણ કરવાનુ વેલિંગ્ટન માટે હવે ઝાઝુ મુશ્કલ ન હતુ





# प्रकरण ५८ मुं–वळी लडाइ शरू थइ



યૂરોપના રાજાઓનો લડવાનો હેતુ હવે એકજ હતો અને તે એજ કે નેપોલિયનને પદભ્રષ્ટ કરવો અને ફ્રેન્ચ રાજ્યક્રાન્તિએ ઉત્પન્ન કરેલા સ્વતંત્ર વિચારોને યૂરોપમાંથી નિર્મૂળ કરી નાખવા હરકોઇ રાજ્યતંત્ર ગમે તેટલું લોકપ્રિય હોય તોપણ તેને કોઇને કોઇ વિરોધી તો હોયજ ફ્રાન્સ સાથે સબંધ રાખતા દરેક યૂરોપિય રાજ્યમાં ઘણા રાજભક્ત પુરુષો હતા પોતાના વિશેષ અધિકારની પ્રાપ્તિની આશાએ તેઓ મિત્રરાજાઓના સૈન્યમાં સામેલ થવા તૈયાર હતા તેની સાથે સ્વતંત્રતાને માટે અધીરો બનેલો એક બીજો બળવાન વર્ગ ઉછાળો મારી રહ્યો હતો અને નેપોલિયનના વિજયમાં પોતાના પક્ષનો વિજય સમજી તેને આવકાર આપવા તૈયાર હતો ખુદ ઇંગ્લંડમાં પણ આવો પક્ષ હોવાથી ટોરી પ્રધાનમંડળને ગમે તે ભોગે નેપોલિયનનો અને તેની સાથે સ્વતંત્રતાના વાતાવરણનો વિનાશ કરવાની અગત્ય લાગતી હતી

મિત્રરાજાઓનાં સંયુક્ત સૈન્ય હવે હાઇન નદી તરફ આવવા લાગ્યાં નેપોલિયને આ વખતે તેની તમામ માનસિક શક્તિઓ જાગૃત કરી વયનો ઘસારો લાગવાથી તેની ચંચળતા કાંઇક કમી થઇ હોય તોપણ અત્યારે તો સૌને તેનામાં ભરજુવાનીનું જોમ પ્રકટી નીકળેલું જણાતું હતું હાઇનથી પિરિનીઝ સુધીનો ફ્રાન્સનો પ્રદેશ યુદ્ધના વિશાળ કારખાના જેવો બની ગયો વડી ધારાસભાએ નેપોલિયનને સલાહ આપવા માંડી કે ફ્રાન્સની સીમા તરફ શત્રુસૈન્ય ચાલ્યાં આવે છે એ શરમભરેલા સમાચાર પ્રજાને જાહેર ન કરવામાંજ ડહાપણ છે તેણે તરતજ જવાબ આપ્યો કે " શા માટે સાચી હકીકતથી પ્રજાને અજાણી રાખવી જોઇએ ? વેલિંગ્ટન દક્ષિણે, રશિયા ઉત્તરે, અને પ્રશિયા, આસ્ટ્રિયા અને બાવેરિયા પૂર્વ દિશાએ તમારા ઉપર તલપી રહ્યાં છે શરમ નથી આવતી ? દેશનો દરેકે દરેક મર્દ આજે લડવા તૈયાર હોવો જોઇએ તમે ધારાસભાના સભાસદો હથિયાર ધારણ કરી પ્રજાને દાખલો આપો આજે તો આખા દેશમાંથી યુદ્ધનોજ પડઘો ગાજી રહેવો જોઇએ તેને બદલે લોકો સલાહની બાયલી વાતો કરતા થયા છે ! "

રાજભક્ત કુટુબો જેમને ક્ષમા આપી નેપોલિયને ફ્રાન્સમા પાછા આવવા દીધાં હતા અને તેમની જપ્ત થએલી જાગીરો તેમને સ્વાધીન કરી હતી, તેઓ આજે મિત્રરાજાઓ સાથે સદેશા ચલાવવા લાગ્યા અને શસ્ત્રસજ્જ થવા લાગ્યા કેટલાએ ઉમરાવો વેલિંગ્ટનની છાવણી તરફ ચાલતા થયા. દગાબાજ ટેલિરેન્ડ નેપોલિયનની પડતી દશા કળી ગયો અને ભવિષ્યનો સ્વાર્થ સાધવા માટે મિત્રરાજાઓ સાથે પત્રવ્યવહાર જારી કરીને ધારાસભામા પણ નેપોલિયનના પ્રયત્નને નિષ્ફળ કરવામા પોતાની બુદ્ધિ અને વાક્ચાતુર્યનો ઉપયોગ કરવા લાગ્યો !

૨૦ મી ડિસેબરે નેપોલિયને ધારાસભા આગળ પ્રોત્સાહક ભાષણ આપ્યુ અને ફ્રાન્સનુ ગૌરવ કેમ જળવાય તેનો ઉપાય વિચારી કહાડવા વિજ્ઞપ્તિ કરી તેજ વખતે પોતાની અને મિત્રરાજાઓની વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર પણ તેણે સભા આગળ રજુ કર્યો પોતે સલાહ કરવા બનતો પ્રયત્ન કર્યો છે અને તે નિષ્ફળ ગયા પછીજ યુદ્ધ પ્રવૃત્તિ કરી છે એ વાત પ્રજાના મન ઉપર ઠસાવવાની તેની ઈચ્છા હતી ધારાસભાએ વિચાર કરવા માટે એક કમિટી નીમી તેનો રિપોર્ટ નેપોલિયને આદરેલી નીતિના પક્ષમા હતો, પણ તેમા વપરાયલી દલીલો એવી હતી કે જનતા ઉપરનો તેનો કાબુ ઓછો થતો હતો તે પોતે પ્રજાસત્તાક રાજ્યતત્રનો પ્રબળ હિમાયતી છતા આસપાસના રાજાઓના ચિત્તનુ સમાધાન કરવા માટે અને રાજ્યની આતરિક સ્થિતિનો વિચાર કરીનેજ તેણે રાજદડ ધારણ કર્યો હતો કમિટીના પ્રમુખે રિપોર્ટમાં લખ્યુ કે નેપોલિયને ફ્રાન્સમા રાજસત્તા સ્થાપીને તમામ નૃપતિમંડળને વિનાશમાથી ઉગારી લીધા છે લોકોને આ દલીલ ખૂચી રાજાઓને ઉગારનાર નેપોલિયન ! તેના વિજયની ચાવી તો તેણે જનતાના અધિકારનુ રક્ષણ કર્યુ તેમાં હતી આવી ભાવનાથી ઓતપ્રોત થએલી પ્રજા દુભાઇ જે અર્થે નેપોલિયને જોસેફાઇનનો ત્યાગ કર્યો, અને રાજચિન્હ ધારણ કરીને, રાજકન્યા પરણીને રાજાઓમા ભળવા પ્રયત્ન કર્યો તે પ્રયત્ન તેનો વ્યર્થ ગયો રાજાઓની મૈત્રી તેને ન મળી અને ઉલટી પ્રજાની તેના ઉપરની મમતા કમી થઇ

ફ્રાન્સમા નિરાશા ફેલાઈ ગઇ હતી એક સૈન્ય રશિયાના બરફમાં દટાઇ ગયુ, અને બીજુ જર્મનીના મેદાનોમાં તારાજ થઇ ગયુ સૈન્યની ફરજીયાત ભરતી અને ભારે કરથી પ્રજા હવે નીચોવાઇ ગઈ હતી એકલા પ્રજાસત્તાક ફ્રાન્સની સામે આખો યૂરોપ છેલ્લાં કેટલાએ વર્ષોથી કટિબદ્ધ થઇ રહ્યો હતો હવે લડાઇ ચાલુ રાખવાનુ ફ્રાન્સમાં બળ રહ્યુ ન હતુ ધારાસભાએ પણ ઉપરોક્ત કમિટીનો રિપૉર્ટ મજુર રાખ્યો અને ભલામણ કરી કે આપણે ફ્રાન્સની સીમા વધારવા માગતા નથી એમ જાહેર કરીને તેમને ભયમુક્ત કરવા અને તેમાંજ આપણી ખરી મોટાઇ રહેલી છે આ સાભળીને નેપોલિયનનુ દિલ ઘણું દુભાયુ ધારાસભાના ઠરાવમાં એવા પણ શબ્દો

હતા કે પોતાની સ્વતંત્રતાના રક્ષણને માટેજ પ્રજાનુ લોહી રેડાય છે એવી પ્રજાની ખાત્રી કરી આપવી

છતા પણ નેપોલિયન ફ્રાન્સનુ ગૌરવ જાળવવાના આગ્રહને વળગી રહ્યો તેણે પ્રજાના પ્રતિનિધિઓને કહ્યુ, "દેશને માથે કેટલુ સંકટ છે તે તમે જાણો છો તમારી સલાહ માગવા હુ કાયદા પ્રમાણે બધાયલો નહિ છતા પણ મે તમને પૂછી જોયુ તમે તો મને મદદ કરવાને બદલે ઉલટા મારા માર્ગમા વિઘ્નો નાખવા માડયા અત્યારે શત્રુને અટકાવવાનો તમારો ધર્મ છે તેમ ન કરતાં તમે તેને માટે રસ્તો મોકળો કરી આપો છો. આવા અણીના વખતે રાજ્યતંત્રને નિર્બળ કરી દેવાનો તમને શો અધિકાર છે? હુ જે સત્તા ધરાવુ છુ તે મને તમોએ આપી નથી મને તે સત્તા ઇશ્વરે અને પ્રજાએ આપેલી છે હુ કેવી રીતે રાજ્યાસન ઉપર આવ્યો છુ તે તમે ભૂલી ગયા ' તે વખતે પણ ધારાસભા તો હતીજ તેના મત મેળવવાની અગત્ય જો મને જણાઇ હોત તો હુ મેળવી શકત, પણ તેમ ન કરતા મે દેશના એકે એક માણસનો મત માગ્યો હતો. રાજ્યાસન એટલે એક વ્યક્તિને માટે આખી પ્રજાએ સર્વાનુમતિથી બતાવેલી ઇચ્છા. મારી સાથે એકમત થઇને તમે મને ઘણીજ મદદ કરી હોત, છતા કાઇ ફિકર નહિ મને મારા પોતાનાજ માણસો ફસાવશે નહિ તો હુ ધારૂ છુ કે ઇશ્વરની અને મારા સૈન્યની મદદથી હુ આ મુશ્કેલીમાથી પણ છૂટી જઇશ, અને જો હુ નિષ્ફળ જઇશ તો તેને પરિણામે આપણા દેશપર જે જે વિપત્તિઓ પડશે તેના કારણભૂત તમેજ ગણાશો "

મિત્રરાજાઓ અને ફ્રાન્સમાંના તેમના રાજભક્ત મિત્રોની તો દાનતજ એવી હતી કે ગમે તે રીતે નેપોલિયન અને પ્રજા વચ્ચે અતર પડાવવુ અને તે પોતાની પ્રજાને અળખામણો થાય તેવો પ્રયત્ન કરવો તે અર્થે આખા ફ્રાન્સના સામ્રાજ્યમાં નેપોલિયનની બદનક્ષીભરેલી કરોડો પત્રિકાઓ વહેચવામાં આવી. આ કામ માટે ઈંગ્લંડે પોતાની તિજોરી ખુલ્લી મૂકી મિત્રરાજાઓએ જાહેરનામા અને ઉદ્દઘોષણાદ્વાગ લોકોને કહેવડાવ્યુ કે અમે તો સુલેહશાંતિને માટે લડીએ છીએ, અને નેપોલિયન સત્તા વધારવાની તૃષ્ણાને લીધે લડે છે અમે જનતાના અધિકારના રક્ષક છીએ, નેપોલિયન આપખુદ અને જુલ્મી રાજસત્તાના રક્ષણમાટે લડે છે અમે તો હજીપણ સલાહ કરવા તૈયાર છીએ પણ સત્તાના મદથી છકી ગએલો નેપોલિયન તલવાર મ્યાન કરતો નથી. વળી તેમણે ફ્રાન્સની પ્રજાને ખાત્રી આપી કે અમારે તમારી સાથે કશુ વર નથી પણ જે માણસ પોતાના સ્વાર્થને ખાતર આખા યૂરોપને રુધિરપ્લાવિત કરી મૂકે છે તેની સાથેજ અમારો કલહ છે આવાં જૂઠાણાં ઈંગ્લંડ, યૂરોપ અને અમેરિકાના લોકોએ પણ સાચાં માન્યા અને હજી પણ તેની માઠી અસર ઘણાંનાં મન ઉપર રહી ગઇ છે

કર્નલ નેપિયર પોતે વેલિંગ્ટનના સૈન્યમા સામેલ થઇને ફ્રાન્સ ઉપર ચઢાઇ કરવામા મિત્રરાજ્યોનો સહાયક હતો છતા તે પ્રમાણિકપણે જાહેર કરે છે કે ઉપલી બાબતો કેવળ જૂઠી છે મિત્રરાજાઓને સલાહ કરવીજ નહોતી તેમને તો માત્ર નેપોલિયન તરફ લોકોની ક્રોધવૃત્તિ જાગૃત કરાવવી હતી નેપોલિયન અને મિત્રરાજાઓ વચ્ચે જે સુલેહનો વિચાર ચાલતો તેમાં સામા પક્ષે 'શરૂઆતથીજ ઠગાઇ કરવા માડી હતી,' કારણ કે એક બાજુએ જ્યારે સલાહની સરતો ચર્ચાતી હતી ત્યારે બીજી તરફ ઇંગ્લડનુ પ્રધાનમડળ તેથી ઉલટીજ દિશાએ કામ કરી રહ્યું હતુ

નેપોલિયને પોતાના એલચી કૅાલેનકૅાર્ટને બને ત્યાસુધી સલાહ કરવાની સત્તા આપીને સામા પક્ષની છાવણીમાં મોકલ્યો પોતાનુ અનામત લશ્કર જે પાછળ હતું તે આવી પહોચે તેટલો વખત લઈ લેવા માટે શત્રુપક્ષે સલાહ કરવાનો ઢોગ કર્યો ફ્રાન્સનુ બળ ક્ષીણુ થઇ ગયુ હતુ આ લડાઇઓમાં મિત્રરાજાઓને હાથે ફ્રાન્સનાં એટલાં તો માણુસો માર્યા ગયાં હતાં કે ત્યાંના ખેતરો પણુ અણુખેડયાં રહી જતાં હતાં, અને હજી બીજુ દશ લાખ માણુસોનુ સૈન્ય તેની સ્વતત્રતા લૂટવા ચાલ્યું આવતુ હતુ, આવા સયોગોમાં નેપોલિયન સલાહ કરવા રાજી ન હોય એ માનવા જેવુજ નથી, પરતુ માનભગ કરતાં મૃત્યુને વરવાનો તેણે મર્દને છાજે એવો નિશ્ચય કર્યો હતો

કાલેનકૅાર્ટને વળાવતી વખતે નેપોલિયને કહ્યુ હતુ કે "મારે સલાહ તો કરવી છેજ, પણુ માનભગ થાય એવી સરતો હુ કદી કબૂલ કરીશ નહિ જો સલાહની સરતો વાજબી અને કોઇ પણુ પક્ષને અન્યાયકર્તા નહિ હોય તોજ તે સ્થાયી નીવડશે. નહિ આપી શકાય એવી માગણીઓ કરવી અને ફ્રાન્સનુ ગૌરવ અને ઇજ્જત ગુમાવ્યા વગર કબૂલ ન થઇ શકે એવી શરતો કરવી એનો અર્થ એજ કે મારી સામે પ્રાણુાન્ત સુધીનુ યુદ્ધ."

કૅાલેનકૅાર્ટ લખે છે કે ફ્રાન્સના ખરેખરા શત્રુઓ તો ઈંગ્લડ, આસ્ટ્રિયા, અને સ્વીડનના રાજ્યો હતા નેપોલિયનનુ મૂળ ઉખેડી નાખવાનો તેમણે દઢ નિશ્ચય કર્યો હતો, તેથી સલાહ કરવાના બધા યત્ન ફોગટ ગયા તેમણે બતાવેલી સરતો અમે જેમ જેમ સ્વીકારતા ગયા તેમ તેમ તેઓ વધારે આકરી માગણી કરતા ગયા અને એક મુશ્કેલીનો નીવેડો આવે કે તરત તેઓ બીજી ઉભી કરતા તેથી આખરે મે શહેનશાહને લખી દીધુ કે એમની દાનત સલાહ કરવાની છેજ નહિ માત્ર આપણી ઉપર બધી બાજુએથી ચઢાઇ કરી શકાય તેની તૈયારી કરી લેવા માટેજ તેઓ સલાહ કરવાના બાનાં બતાવે છે

નેપોલિયનની ઇચ્છા એવી હતી કે પોતે રાજા થયો તે વખતે ફ્રાન્સનો જેટલો વિસ્તાર હતો તેથી ઓછો નજ થવા દેવો, કેમકે બીજા રાજ્યોને મુકાબલે તે નબળુ

પડી જાય ભવિષ્યમાં માર્યું જાય. તે કહેતો કે ફ્રાન્સનું રાજ્ય મારા હાથમાં આવ્યું તે વખતે જેવું હતું તેવું તો મારે મૂકી જવું જ જોઈએ, અને જો સામો પક્ષ તેટલું પણ રહેવા દેવા નહિ ઇચ્છે તો મારે માટે ત્રણ રસ્તા છે—લડીને જીવવું, લડતાં લડતાં આબરૂભેર મૃત્યુ માગી લેવું અથવા જો પ્રજાની મરજી હોય તો રાજ્યાસન છોડી દેવું મને રાજ્યાસનનો મોહ નથી અને સ્વમાનનો ભોગ આપીને તો હું તે કદી પણ નહિ ઇચ્છું

ફ્રાન્સના આ વિપત્તિના વખતમાં કેટલાંક સંપૂર્ણ નિ:સ્વાર્થપરાયણતાના અને સ્વદેશપ્રેમના ભવ્ય દષ્ટાંતો પણ નજરે પડે છે કાર્નો નામે એક ગૃહસ્થ જે તેના પ્રમાણિકપણામાટે જાણીતો હતો તેણે પોતાના પ્રજાસત્તાક રાજ્યતંત્રના સિદ્ધાંતોને વળગી રહી રાજાની સેવા કરવા ના પાડી અને નેપોલિયન સાથે અમહકાર કરીને ચાલ્યો ગયો, અને અપ્રસિદ્ધપણે ગરીબાઇમાં દહાડા પસાર કરતો રહ્યો નેપોલિયનને તેના ગુણની કદર હતી તેથી તેણે એક માયાળુ પત્ર સાથે કાર્નોને પૂરતું પેન્શન મોકલાવ્યું ત્યાર પછી વર્ષોના વર્ષો વહી ગયાં નેપોલિયન અને ફ્રાન્સ ઉપર વિપત્તિના વાદળ ઘેરાવા લાગ્યા, અને તેના પક્ષમાં ઉભા રહેવું એ પણ જોખમભરેલું મનાતું હતું તે વખતે સાઠ વર્ષનો વૃદ્ધ કાર્નો રાજા સાથેનો અસહકાર બાજુએ મૂકીને સ્વદેશના રક્ષણમાટે સજ્જ થઈ ગયો નેપોલિયને તેને એન્ટવર્પનો બચાવ કરવા મોકલ્યો અને તે કાર્ય તેણે અતિ ઉત્તમ રીતે બજાવી પોતના અનેક ગુણોનું દર્શન કરાવ્યું

નેપોલિયનના શત્રુઓએ તેને અપ્રિય કરવા માટે જૂઠી પત્રિકાઓ દેશમાં બધે વહેંચી તે છતાં ફ્રાન્સના ઘણા જિલ્લાના લોકો ઉપર તેની અસર થવા પામી ન હતી તેઓ ઉલટભેર શસ્ત્રની માગણી કરવા લાગ્યા અને કોઇ પણ વખતે દુશ્મનો સાથે મુકાબલો કરવા તૈયાર થઇને આજ્ઞાની રાહ જોતા ઉભા જેકોબિન પક્ષના આગેવાનોએ ઇચ્છા દર્શાવી કે જો અમારા વક્તાઓને બોલવાની, લેખકોને લખવાની, અને ગાનારાઓને રસ્તામાં યુદ્ધગીતો ગાવાની રજા આપવામાં આવે તો રાજ્યવિપ્લવ વખતે અમે કર્યું હતું તે પ્રમાણે આ વખતે નીચલા વર્ગના લોકોના ઝનુની સ્વભાવને અમે સારી પેઠે ઉશ્કેરી મૂકીએ નેપોલિયને તેમનું કહેવું સાંભળી લીધા પછી એક પળવાર વિચાર કર્યો અને દૃઢતાપૂર્વક જવાબ આપ્યો, "ના, તેમ નહિ બને ખરેખરી લડાઇ લડીને હજી મારે માટે ઉગરવાનો સંભવ છે ખરો, પણ ઝનુની ગુંડાશાહીના સરદારોની પાસેથી તો હું સંનામતીની જરાએ આશા રાખતો નથી તેઓ અને રાજશાસન વચ્ચે, ઝનુની મંડળો અને પ્રધાનમંડળો વચ્ચે કશો સંબંધ હોઇ શકે જ નહિ મારી પડતી થાય તો ભલે થાય પણ જે વિપ્લવમાંથી મે મારા દેશને ઉગાર્યો છે તેમાં હું તેને ડૂબવા નહિ દઉં"

સ્વીડનનો પદભ્રષ્ટ થએલો રાજા ગુસ્ટાવસ જે નેપોલિયનને "પશુ" કહેતો

હતો તે હવે તેના પક્ષમા જોડાવા તૈયાર થયો પ્રજાએ પદભ્રષ્ટ કરેલો જુલમગાર રાજા, પ્રજાના ચૂટેલા રાજાની મદદ માગે એ ઓછુ નવાઇ જેવુ છે! નેપોલિયને તેની મૈત્રી સાધી હોત તો તે તેના શત્રુઓને જરૂર ગુચવી શકત, પણ તેણે આ તકને પણ ઉદારતાથી પડતી મૂકી પ્રજાનો ચૂટાએલો રાજા પ્રજાપીડકને મદદ કરે તો તેની આખી કારકીર્દી ઉપર કલક લાગી જાય

ઉત્તર અને પૂર્વ તરફ જ્યારે ફ્રાન્સ ઉપર ચઢાઇ લઇ જવાની તૈયારીઓ ચાલી રહી હતી તે વખતે દક્ષિણ દિશાએથી વેલિંગ્ટન અગ્રેજો, પોર્ટુગીઝો અને સ્પેન વાસીઓનુ બળવાન લશ્કર લઇ ફ્રાન્સમા દાખલ થઇ ચૂકયો હતો સ્પેનમાંથી તેણે ફ્રેન્ચ સૈન્યને મારીને ધકેલી મૂકયુ હતુ. સ્પેન તેમના હાથમાંથી ગયુ કે તરતજ નેપોલિયને ત્યાના રાજકુમાર ફર્ડિનાન્ડને છૂટો કર્યો અને તેને સ્પેનની ગાદી લેવા મોકલ્યો આ વિશ્વાસઘાતી રાજાએ તરતજ ઈંગ્લંડ સાથે મિત્રતા જાહેર કરીને પોતાની કૃતઘ્નતા પૂરવાર કરી આપી કર્નલ નેપિયર પણ તેના રચેલા ઇતિહાસમાં એ શાહજાદાને ઘણોજ નીચ, કૃતઘ્ની, કાવત્રાખોર અને જુલમગાર રાજકર્તા તરીકે વર્ણવે છે નેપોલિયનનો ભાઇ જોસેફ બોનાપાર્ટ જેને એકલા ઇંગ્લંડ સિવાય યૂરોપના તમામ રાજકર્તાઓએ સ્પેનના રાજા તરીકે સ્વીકાર્યો હતો તેના હાથ નીચે જો એ દેશ થોડાજ વર્ષ રહ્યો હોત તો અનેક પ્રકારની સુંદર આંતર્વ્યવસ્થાને લીધે દીપી નીકળત પણ ઇંગ્લંડે કરોડો રૂપીઆ અને હજારો માણસોના પ્રાણની આહુતિ આપીને તેને એક ભલા રાજકર્તાના હાથમાથી છોડવીને ફર્ડિનાન્ડ જેવા અત્યાચારી રાજાને સ્વાધીન કરી દીધો ત્યારથી તેની પ્રગતિ અટકી ગઇ છે ભલો જોસેફ બોનાપાર્ટ નેપોલિયનની પડતી પછી યુનાઇટેડ સ્ટેટ્સમાં આવી રહ્યો હતો મેકસીકોની પ્રજાએ તેને પોતાનો રાજા થવા વિનતિ કરી, પણ તેણે જવાબ આપ્યો–

"મે બે રાજ્યના મુકુટ પહેર્યા છે. મને ત્રીજો પહેરવાની ઇચ્છા નથી હુ જ્યારે સ્પેનનો રાજકર્તા હતો તે વખતે જેઓ મારી સત્તા સ્વીકારતા ન હતા, તેઓ આજે હુ દેશનિકાલ થએલો છુ તે છતાં મને રાજ્યાસન આપવા આવે છે એ મને પરમ સંતોષનુ કારણ છે, પણ હુ માનુ છુ કે રાજશાસન પદ્ધતિથી તમે સુખી નહિ થાઓ અમેરિકાને માટે પ્રજાતત્રની ઉત્તમતાની મને દિનપ્રતિદિન ખાત્રી થતી જાય છે તેને ઈશ્વરની અમૂલ્ય બક્ષિસ તરીકે જાળવી રાખજો તમારી અદર અદરની ગેરવ્યવસ્થાનો જાતે નિકાલ લાવજો, અને વોશિંગ્ટન જેવી લાયકાતવાળા કોઇ સજ્જનને તમારા પોતામાંથી ચૂટીને તેને પ્રમુખપદ આપજો"

આમ કરતા કરતાં જાન્યુઆરી માસની આખર આવી ફ્રાન્સના શહેનશાહી પ્રજાતત્રની પાયમાલી કરવા માટે દશ લાખ માણસોનુ સૈન્ય ઉત્તર, પૂર્વ અને દક્ષિણમા ચાલ્યુ આવવા લાગ્યુ સૈન્યનો આવો વિશાળ સમુદાય જગતમા બીજે ભાગ્યેજ

જોવામા આવ્યો હશે નેપોલિયને પાંચ લાખ સિપાઈ રશિયામાં, ત્રણ લાખ જર્મનીમા, અને અઢી લાખ સ્પેનમાં ગુમાવ્યા હતા અને તેના એક લાખ સિપાઇ જર્મનીના કિલ્લાઓમાં કેદ પૂરાયા હતા આથી કરીને ભારેમાં ભારે પ્રયત્ન કરવા છતા પણ નેપોલિયન બે લાખ કરતાં વધારે સિપાઇ એકઠા ન કરી શક્યો અને તેમાથી ઉપર કહ્યા તેવા ગજાવર શત્રુસૈન્યને રોકવા માત્ર સીત્તેર હજાર સિપાઈઓ લઇને તે મેદાન પડ્યો





# प्रकरण ५९ मुं—पारिस शरण थयुं



ने १७१४ना જાન્યુઆરીની ૨૪ મી તારીખે નેપોલિયને પોતાના રાજ્યના મુખ્ય દરબારીઓનો મેળાવડો કર્યો તેમની સમક્ષ એક ટુંકા ગભીર અને હૃદયદ્રાવક ભાષણસહિત રાણી મેરિયા લૂઇસાનો રાજ-પ્રતિનિધિ તરીકે અભિષેક કરાવ્યો અને તેની પાસે રીતસરના સોગદ લેવડાવ્યા આ પ્રસગનુ તેનુ ભાષણ સાભળી ઘણાની આંખો ભરાઇ આવી હતી અભિષેકક્રિયા પૂર્ણ થઇ રહ્યા પછી તેણે સૌની વિદાય લેતા કહ્યુ, " ગૃહસ્થો ! આપણે કદાચ ફરી મળીશુ "

ત્યાર પછી તેણે પોતાના તમામ ખાનગી પત્રો બાળી નાખ્યા, સ્ત્રીપુત્રને પ્રેમથી છેલ્લીવારનુ આલિગન દઇ લીધુ અને બીજે દિવસે સવારના ત્રણ વાગે રાજમહેલ છોડી છાવણી તરફ ચાલતો થયો આ તેમનો આખરનો સમાગમ હતો ફરીથી તે સ્ત્રીનુ તેમજ પુત્રનુ મો જોવા પામ્યો નહિ

મિત્રરાજાઓના સૈન્ય હવે હાઇન નદી ઓળગીને અબાધ્ય ગતિથી આગળ વધતાં હતાં માર્ગમા એ રાજાઓએ અતિશય ત્રાસદાયક જાહેરનામુ પ્રગટ કર્યું કે જે કોઇ ફ્રાન્સવાસી શસ્ત્ર ધારણ કરીને પોતાના દેશનો બચાવ કરતો પકડાશે તો તેને ધાડપાડુની માફક ગોળીબારથી ઠાર કરવામાં આવશે અને જે કોઇ ગામ જરા પણ સામે થવા પ્રયત્ન કરશે તેને બાળીને તારાજ કરવામા આવશે. લોકહાર્ટ જેવા અગ્રેજને પણ કબૂલ કરવુ પડે છે કે " આ જાહેરનામાવડે માણસજાતના અતિ પવિત્ર અને સનાતન હક્કોનુ ખૂન કરવામાં આવ્યુ હતુ "

નેપોલિયને ઘોડાગાડીમાં સો માઇલની મુસાફરી કર્યા પછી તેણે બ્લુચરના રશિયન સિપાઇઓની ટુકડીઓને વિખેરી નાખી ત્યાથી પચાસ માઇલ દક્ષિણે ટ્રોય આગળ બ્લુચરનુ મજબૂત સૈન્ય પડયુ હતુ તેથી તેને મારી હઠાડવા નેપોલિયન જગલને માર્ગે થઇને બરફ અને વરસાદની ઝડીની વચ્ચે દોડી ગયો કાદવમા તોપો ઘસડાય નહિ છતાં સિપાઇઓમા અજાયબ જેવો ઉત્સાહ વ્યાપી ગયો માર્ગમાં ગામડાંના લોકો પણ પ્રેમ અને આભાર દર્શાવવા ચૂકતા નહિ. તા ૨૯ મીએ બપોરે

નેપોલિયને પોતાના વીશ હજાર સિપાઇઓ બ્લુચરના સાઠ હજારની સામે ગોઠવી દીધા શત્રુસૈન્ય લિગ્નેના કિલ્લા અને ટેકરીઓવડે સુરક્ષિત હતુ આજ જગ્યાએ નેપોલિયન બાળપણમાં ભણ્યો હતો તે વખતનાં સ્મરણોને તાજા કરાવનાર પરિચિત સ્થળ તરફ તેની પળવાર નજર નાખી અને સિપાઈઓને તેમના ભીનાં કપડાં સૂકવવાની પણ રજા ન આપતા વગર વિલંબે યુદ્ધ શરૂ કર્યું સાજ પડવા પહેલાં તો બ્લુચરને નાસવુ પડ્યુ ત્યાથી થોડા માઇલને અતરે સ્વાર્ઝનબર્ગનો પડાવ હતો તેની સાથે જોડાઇ જવા બ્લૂચર નાઠો

બીજે દિવસે તેઓ બેઉ ભેગા થયા અને લિયેનથી નવ માઈલને અતરે દોઢ લાખ સિપાઇઓસહિત તેમણે નેપોલિયન ઉપર આક્રમણ કર્યું નેપોલિયન ઘણી મુશ્કેલીએ ત્યા આગળ માત્ર ચાળીશ હજાર સિપાઇઓ ભેગા કરી શક્યો આખો દિવસ શૌર્ય અને દઢતાસહિત આટલા મોટા સૈન્ય સામે ફ્રેન્ચો પોતાનો બચાવ કરતા ઉભા રહ્યા સાજ પડી ત્યારે અધારાનો લાભ લઇને નેપોલિયને પોતાના છ હજાર બહાદુર સિપાઇઓ ગુમાવી ટ્રોયનો આશ્રય લીધો રશિયા અને પ્રશિયાના નૃપતિઓ પાસેની ટેકરી ઉપરથી પોતાના હરિફની હાર જોઇને ખૂબ ખુશ થયા અને બ્લૂચરે તે રાત્રિ દારૂના ઉપરાઉપરિ સીસા ગટગટાવવામા ગાળી નેપોલિયનની મુઝવણનો હવે પાર ન હતો તેના સૈન્ય કરતા અનેકગણા સૈન્યો જૂદી જૂદી દિશાએથી પારિસ તરફ ચાલ્યાં આવતા હતાં નવી નવી વિપત્તિઓના સમાચાર પળે પળે તેને મળ્યાજ કરતા હતા હજી તેના અને મિત્રરાજાઓ વચ્ચે વિષ્ટિ ચાલતી હતી તેણે કૉલેનકૉર્ટને વાજબી સરતે સલાહ કરી નાખવા લખ્યુ

પણ તેના શત્રુઓને તો સલાહ કરવીજ ન હતી તેમને તો લોકોના મન ઉપર એટલીજ અસર પેદા કરવી હતી કે નેપોલિયન સલાહ કરવા રાજી નથી, બાકી અમે તો રાજી છીએ તેથી તેમણે એવી સરતો બતાવી કે તે કબૂલ કરતાં નેપોલિયનને અપમાન ગુમાવવુજ પડે તેમણે જણાવ્યુ કે નેપોલિયન ગાદીએ બેઠો તે વખતે ફ્રાન્સની જે સીમા હતી તેટલીજ રહેવા દઇ બાકીનો પ્રદેશ તેણે છોડી દેવો એમ કરતા ફ્રાન્સની ઇજ્જત જાય તેનુ બળ ઘટે, કેમકે એજ અરસામા પોલેન્ડને ફોલી ખાઇને રશિયા, જર્મની અને આસ્ટ્રિયા પુષ્ટ થયા હતાં, અને ઇંગ્લડે મરાઠા અને ટીપુનાં રાજ્યો સ્વાહા કર્યાં હતા, છતાં તેણે પુષ્કળ વિચાર કરી જોયો વિપત્તિ તેના માથા ઉપર બરફના ડુગરની પેઠે ધસી આવતી હતી તેના સરદારો પણ સુલેહ કરવાનીજ સલાહ આપ્યા કરતા હતા તેના ભાઇ જોસેફે પણ લખ્યુ કે આવા સજોગોમાં સલાહ કરવામાં નામોશી નથી ગાદીનો ત્યાગ કરીને તમે અનેક ભક્તોને અસહાય કરી મૂકશો આખરે તેણે એ સરતો કબૂલ પણ કરી અને સુલેહ કરવાની કૉલેનકૉર્ટને સત્તા આપી

પણ સલાહ કરવાનો મિત્રરાજાઓને લેશમાત્ર પણ વિચાર ન હતો તેમણે હવે એવી માગણી કરી કે રાજ્યક્રાન્તિ પહેલા ફ્રાન્સની જે હદ હતી તેટલીજ રહેવા દઇ વધારાનો પ્રદેશ તેણે છોડી દેવો આ સરત તો નેપોલિયન કદી પણ ન સ્વીકારે એવી હતી જે સ્થિતિમા ફ્રાન્સ તેના હાથમા આવ્યુ તેના કરતા તેને નબળુ બનાવી મૂકીને પોતે કયી રીતે પ્રજાની સામુ જોઇ શકે ? વળી ફ્રાન્સની સીમા પાછી હડે એટલે આસ્ટ્રિયા અને પ્રશિયાની વધે તેણે કહ્યુ, " હું દશદ્રોહી અને હિચકારાનો ડાઘ મારા કપાળપર કદી પણ નહિજ લાગવા દઉ " તેણે આ સરતનો ઇનકાર કર્યો

મિત્રરાજાઓની ખુશાલીનો પાર ન રહ્યો ફ્રાન્સની સ્વતંત્રતામાટે લઢીને મરવા તૈયાર થએલા નાનકડા સૈન્યને ઘેરી લેવા તેમણે પોતાનાં વિશાળ સૈન્યો આગળ ચલવ્યાં નેપોલિયન સાઠ માઇલ પાછો હઠીને તેમને ખાળવા તોગે આગળ થોભ્યો શ્વાર્ઝનબર્ગે પાછુ ટ્રોય જીતી લીધુ ત્યાથી સીધા પારિસ પહોચી જવાની તેની ધારણા હતી.

સેન નદીથી ઉત્તરે પચાસ માઇલને અતરે માર્ન નદીની ખીણ આવેલી છે બેઉ નદીઓ પારિસ નજીક ભેગી થાય છે એ નદીની ખીણમાં થઇને બ્લૂચર સીત્તેર હજાર સિપાઇઓ સાથે પારિસ તરફ આવતો હતો તેને ખાળનાર કોઇજ હતુ નહિ. નેપોલિયનની સકડામણ ભયકર હતી વેલિંગટન દક્ષિણેથી અને બર્નાડો ઉત્તરેથી ચાલ્યા આવતા હતા બ્લૂચર અને શ્વાર્ઝનબર્ગ પૂર્વ દિશાએ પારિસની નજીક આવી લાગ્યા હતા ઇગ્લડનો કાફલો ફ્રાન્સના એકેએક અરક્ષિત બદર ઉપર ગોળા વર્ષાવતો હતો અને તેના વ્યાપારનુ સત્યાનાશ કહાડી નાખતો હતો નેપોલિયનના મત્રીઓ પણ માથે હાથ દઈ બેઠા. તેઓ એમજ કહેવા લાગ્યા કે દુશ્મનો જે માગે તે આપીને પણ આ વખતે સલાહ કરી દો

આવા અસાધારણ ગુચવણના પ્રસગમા નેપોલિયને બતાવેલી દઢતા ખરેખર ભવ્ય અને અલૌકિક છે તેમની આજીજીનો તેણે શાતિપૂર્વક જવાબ આપ્યો કે—

" ના, ના, એમ નહિ બને હમણા સલાહનો વિચાર પણ તમને ન આવવો જોઇએ હું હમણાંજ બ્લૂચરને મારી કહાડુ છુ તે પારિસના રસ્તાપર છે કાલે કે પરમ દિવસે તેને જરૂર મારી હઠાવીશ એમાં મને ફ્નેહ મળશે તો બધી બાજી પલટાઇ જશે પછી શુ થાય છે તે જોઇશુ "

તેણે અગાઉ ઘણીવાર ખરેખરા પરાજયને પૂરેપૂરા વિજયના રૂપમાં પોતાના અદ્ભુત દાવપેચવડે ફેરવી નાખ્યો હતો તેવો દાવ તેણે આ વખતે પણ અજમાવ્યો શ્વાર્ઝનબર્ગને ખાળવા માત્ર દશજ હજાર માણસો તોગે આગળ રહેવા દઇ તે ત્રીશ હજાર માણસો લઇને માર્ન નદીની ખીણ તરફ પવનવેગે દોડયો ૧૦ મી ફેબ્રુઆરીએ સવારના પહોરમાંજ વાવાઝોડાના ઝપાટાની માફક ફ્રેન્ચ સિપાઇઓ નાસ્તો ખાતા

રશિયનો ઉપર તૂટી પડયા થોડીવારમા તેમનો મધ્યભાગ તૂટયો અને તેમની બેઉ પાંખોને વારાફરતી વિખેરી નાખી નેપોલિયને એક રમતની માફક એ આખા સૈન્યની ધૂળધાણી કરી નાખી, પણ તેની પાસે અનામત લશ્કર નહિ હોવાથી શત્રુની પૂઠ પકડાઇ નહિ બીજે દિવસે બ્લૂચર પોતાના નાસતા લશ્કરમાથી સાઠ હજાર માણસો એકઠા કરીને પાછો બીજીવાર લઢવા આવ્યો, પણ તેને બીજીવાર પણ સખત હાર મળી આ વિજયથી ફ્રેન્ચોમાં નવુ જોર આવ્યુ અને નેપોલિયનને પણ થયુ કે વખતે બગડી ગએલી બાજી સુધરી પણ જાય

નેપોલિયન જ્યારે આ રીતે પોતાના ઉપર આવી પડેલાં વિપત્તિના વાદળ વિખેરતો હતો તે વખતે ટ્રોય નગરના કેટલાક વફાદાર રાજભક્તો ઝાર અલેક્ઝાન્ડરને વિનવવા ગયા અને પ્રાર્થના કરી કે વગર વિલબે બુર્બોન વશી રાજાના હકદાર વશજને ફ્રાન્સના રાજા તરીકે જાહેર કરવા કૃપા કરો. એજ ગૃહસ્થોને નેપોલિયને દેશવટામાથી છોડાવ્યા હતા અને જેમને એકવાર ખાવાના પણ સાંસા પડતા હતા તેમને તેમની અસલી જમીનો પાછી આપી આબાદ કર્યા હતા એ ઉપકારનો તેઓ આજે આવો બદલો વાળતા હતા ઝારે તેમને ઝાકુ આપ્યુ અને કહ્યુ કે તમને હુ ફતેહ ઇચ્છુ છુ પણ લડાઇના મામલા એવા છે કે આજે જીતેલો કાલે હારી જાય અને તમારા જેવા સુપાત્ર માણસો નાહક માર્યા જાય

દશ દહાડામા નેપોલિયન પાંચ લડાઇઓ જીત્યો તોપણ હજી શત્રુસૈન્યનો જુવાળ પારિસ તરફ આવ્યેજ જતો હતો તેની આ વખતની શક્તિ અને ચપળતા જોતાં અગાઉના મહાન સેનાપતિઓ ઝાંખા પડી જાય છે બ્લૂચરને મારી હઠાવી પાછો તે ઝડપથી સેનની બીજુ તરફ વળ્યો અને એક દિવસમા ત્રીશ માઇલની કુચ કરી પારિસથી સાઠ માઇલને અતરે શત્રુને ખાળવા માટે બહાદુરીથી ઉભો રહ્યો ભયકર યુદ્ધ શરૂ થયુ આસ્ટ્રિયાની તોપોએ કેર વર્તાવ્યો કોઇ ફ્રેન્ચ તોપચી મરાતો તો નેપોલિયન જાતે તેની તોપ ફોડવા લાગતો ગોળાના વર્ષાદથી સિપાઇઓ સખ્યાબધ પટાપટ ઉડી જતા હતા, છતાં એ અગ્નિની રમઝટમા નેપોલિયન શાતિપૂર્વક ઉભો રહ્યો હતો, અને પોતાનાં માણસોને કહેતો કે "ગભરાશો નહિ, મારો પ્રાણ લેનાર ગોળો હજી ઘડાયો નથી" સાંજ પડતાની સાથે લડાઇ પૂરી થઇ અને અહિ પણ નેપોલિયન નિર્વિવાદપણે જીત્યો

આ રીતે ઉપરાઉપરિ માર પડવાથી મિત્રરાજાઓ ગભરાયા અને તેમનુ તમામ સૈન્ય જીવ લઇને નાસવા લાગ્યુ નેપોલિયને કમાલ કરી ગમે તેટલી મોટી સખ્યાથી પણ તે ગાંજ્યો ગયો નહિ રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયાના રાજાઓ લમણે હાથ દઇ વિચારવા લાગ્યા કે હવે લશ્કરને શો હુકમ આપવો ? નેપોલિયન ચાળીશ હજાર સિપાઇઓ લઇને શત્રુના એક લાખ માણસોને મારતો, વિખેરતો ચાલ્યો જતો હતો.

તેણે રાજધાનીનો આબાદ બચાવ કરી નાખ્યો, પણ તેના વિજય ગમે તેવા આશ્ચર્યજનક અને યશદાયક હતા તોપણ તેમનાથી તેના વિનાશનો દિવસ બહુ તો થોડો પાછો હઠયો હતો. જેની પાસે દશ લાખ સિપાઇઓ હાજર છે અને બીજા દશ લાખ અનામત છે તેમને બે લાખ સિપાઇઓ હારવાથી ઝાઝું ડરવા જેવું ન હતું.

આવા કટોકટીના વખતમાં તે પ્રાણપ્રિય જોસેફાઇનને ભૂલ્યો ન હતો અને તેને પત્રો મોકલતો હતો. એકવાર લડાઇની હિલચાલ કરતાં તે તેના ઘર નજીક આવી પહોંચ્યો એટલે લશ્કરથી છૂટો પડીને તેને મળી આવ્યો. આ તેમનો છેલ્લો મેળાપ હતો. એક પ્રસંગે બ્રિયેન આગળ ભયંકર લડાઈ જીત્યા પછી તેણે ઉતાવળે અક્ષરે ચિઠ્ઠી લખી જોસેફાઇનને મોકલાવી હતી. તેના છેલ્લા શબ્દો નીચે મુજબ હતા –

" મેં ઘણી લડાઇઓમાં મૃત્યુને શોધ્યું છે. મને હવે તેનો ડર રહ્યો નથી. મને તો તે આશીર્વાદરૂપ લાગે છે. માત્ર એકવાર જોસેફાઈનને મળી લઉં એટલી ઇચ્છા થયા કરે છે."

પોતાની પાસે મોટા મોટા સૈન્યો છતાં મિત્ર રાજાઓ નેપોલિયનના અલૌકિક બુદ્ધિપ્રભાવથી ડરીને વધારે સારી તૈયારી થઈ રહેતા સુધી વખત મેળવી લેવા સલાહ કરવાના ફરી પાછા બહાના બતાવવા લાગ્યા. આસ્ટ્રિયન સરદારો તો જર્મનીસુધી પાછા હઠી જવાની સલાહ આપવા લાગ્યા. નેપોલિયનને ભોળવવા તેના સસરા આસ્ટ્રિયાના રાજાએ પત્ર લખ્યો. તેમાં તેના શૌર્ય અને યુદ્ધકૌશલ્યનાં ખૂબ વખાણ કર્યાં. નેપોલિયને તેમની માગણી સ્વીકારી યુદ્ધવિરામ જાહેર કર્યો.

ત્યાંથી તે ટ્રોય ગયો. લોકો તેનો સત્કાર કરવા રસ્તામાં ટોળાબંધ ઉભા હતા. તેના હાથને ચુંબન કરવા, તેના ઘોડાનો સ્પર્શ કરવા લોકોમાં પડાપડી થતી હતી. નગરમાં દાખલ થતાંમાંજ તેણે પેલા અતિ રાજભક્ત ગૃહસ્થોને પકડી મંગાવ્યા અને એવા દેશદ્રોહીઓ ઉપર દાખલો બેસાડવા માટે તેમને ફાંસીને લાકડે લટકાવી દીધા.

એક બાજુએ જ્યારે સુલેહના કોલકરાર ઉપર ચર્ચા ચાલતી હતી તે વખતે રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયાના રાજાઓ તથા અંગ્રેજ એલચીઓ નવેસરથી લડવાનો ઘાટ ઘડતા હતા. અંગ્રેજ પ્રધાનો સાફ કહેતા કે ફ્રાન્સ તેના રાજાઓને નહિ સ્વીકારે ત્યાંસુધી સુલેહની આશાજ ફોકટ છે. આમ વારંવાર લડ્યા છતાં સુલેહ નહિ કરવાનો દોષ તેઓ નેપોલિયન ઉપર મૂકતા હતા. તેમના કૃત્યથી તેઓ પોતે પણ મનમાં શરમાતા હતા અને તેથી ફ્રાન્સ ઉપર ચઢાઇ કરવાનો ખરો હેતુ તેમનાથી જાહેર કરાતો નહિ. તેમણે પોતાના સૈન્યના બળથી બુર્બોન વંશી અઢારમા લુઇને ગાદીએ બેસાડ્યા પછી પણ તેઓ બેધડક એમજ કહેતા કે ફ્રાન્સની સ્વતંત્રતા ઉપર તરાપ મારવાનો અમને લેશમાત્ર પણ વિચાર નથી. એ પછી થોડીજ મુદતમાં કંટાળેલી પ્રજાએ પાછો તેને હાંકી મૂક્યો કે તરતજ પાછા બધા રાજાઓ ભેગા થઇ

ગયા અને ફ્રાન્સના પુત્રોને મારી, છુંદી, કચરી એના એ રાજાને ગાદીએ બેસાડયો ત્યારેજ જંપ્યા ! સ્વતંત્રતાનું ઉપાસક ઈંગ્લંડ આ પાપયજ્ઞમાં બ્રહ્માને પાટલે બેઠું પચ્ચીશ વર્ષસુધી આખા યૂરોપને લોહીથી ખરડી નાખ્યો અને જેણે યૂરોપના સંયુક્ત રાજાઓની સામે એકલે હાથે વીશ વર્ષ સુધી પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કર્યું તેની બહાદૂરી અને સ્વદેશપ્રીતિને ન્યાય આપવાને બદલે ઉલટા તેના ઉપર અનેક જૂઠા આક્ષેપો મૂકયા પણ હવે એ જમાનો વીતી ગયો છે હવે પ્રજાએ ભૂત કાળના ઇતિહાસની તુલના કરવામાં પોતાનો હક્ક સ્થાપિત કર્યો છે આપખુદ રાજાઓએ કરેલો અન્યાય તેઓ જરૂર ધોઈ નાખશે, એટલું જ નહિ પણ ધોઇ નાખ્યો છે દરેક દેશની પ્રજાના અંતઃકરણમાં નેપોલિયનને તેને લાયકનું રાજ્યાસન મળી ચૂકયું છે

મિત્રરાજાઓએ નેપોલિયનને ગુંચવણમાં નાખવા પોતાના સૈન્યોના બે ભાગ કરી નાખ્યા એક ભાગને લઇ બ્લૂચર માર્ન નદીની ખીણમાં થઇ પારિસ તરફ ઝડપથી જાય અને બીજો ભાગ લઇ શ્વાર્ઝનબર્ગ સેનની ખીણમાં ચાલ્યા આવવું, એવી યોજના ઘડી શ્વાર્ઝનબર્ગને ખાળવા ટ્રૉય આગળ દશ હજાર સિપાઇઓ રહેવા દઈ ત્રીશ હજાર માણસોસહિત નેપોલિયન બ્લૂચર તરફ દોડયો વારવાર માર ખાઇને હેબક ખાઇ ગએલા પ્રશિયનો નાઠા હજી નેપોલિયનના નામનો એટલો ડરપ હતો કે એક લાખ માણસો તેના ત્રીશ હજાર થાકયાં પાકયા માણસો આગળ ઉભા પણ ન રહ્યા

બ્લૂચર માર્ન ઓળગીને નાઠો અને જતા જતા નદીનાળાંપરના પૂલ ભાગતો ગયો નેપોલિયને નવા પૂલ બધાવી તેની પૂઠ લીધી, અને અજબ ચાલાકીભરેલી હિલચાલવડે તેને એવો અકળાવી નાખ્યો કે તેણે બચાવની આશા છોડી એટલામાં ઉત્તરેથી બળવાન લશ્કર લઇને બર્નાડો આવી પહોચ્યો તેમના એક લાખની સામે નેપોલિયને પચીશ હજાર ગોઠવ્યા તેનું આક્રમણ એવું જબ્બર હતું કે શત્રુના તોપખાનાનો પ્રચંડ માર છતાં તેણે દુશ્મનોને ગભરાવ્યા, પણ આટલી મોટી સંખ્યા સામે એકલી હિંમત કામ ન આવી, તોપણ શત્રુઓ ટકી રહેવા ઉપરાંત વધારે કરી ન શકયા અંધારૂં થતાં ર્‌હીમ્સનો નેપોલિયને આશ્રય લીધો શત્રુથી તેની પૂઠ ન લેવાઇ

શ્વાર્ઝનબર્ગે નેપોલિયનને બ્લૂચરની પાછળ પડેલો જોઇ સેનની ખીણમાં થઇને પારિસ તરફ બે લાખ માણસો લઇને ચાલવા માંડયું દક્ષિણેથી ઝપાટાબંધ વગર અટકાવે વેલિંગ્ટન ચાલ્યો આવતો હતો બુર્બોન વંશીય રાજકુમારો બળવાનો ઝુંડો ફરકાવી રહ્યા હતા એક બીજું સૈન્ય આલ્પ્સના ઘાટ ઓળગીને ફ્રાન્સમાં દાખલ થઇ ચૂકયું હતું નેપોલિયન જ્યાં જ્યાં નજર નાખતો ત્યાં ત્યાં તેને શત્રુસૈન્યનો સમુદાય નજરે પડતો હતો દેશની સ્થિતિના સમાચાર પણ તેને મુશ્કેલીથી પહોચતા હતા ઘણી વાર તો તેને અટકળથીજ કામ લેવું પડતું સેનાપતિઓ હતાશ થઇ

ગયા હતા ફ્રાન્સ બેમાકળુ બની ગયુ હતુ

આવે અણીને વખતે વૈર્ય નહિ ખોના નેપોલિયને શ્વાર્ઝનબર્ગના સૈન્યના પાછલા ભાગ ઉપર આક્રમણ કરી તેનો જર્મની સાથેનો સબધ તોડી નાખવાનો બહાદુરી-ભરેલો નિશ્ચય કર્યો માર્નની ખીણુમાથી પવનવેગે સેનની ખીણુમાં તે દાખલ થઈ ગયો અને પોતાના સૈન્યની પાછળ નેપોલિયનની તોપોના ધડાકા સાભળીને શ્વાર્ઝન-બર્ગ ગભરાઈ ગયો તેઓ ગુચવાયા અને નાઠા રશિયા, આસ્ટ્રિયા અને પ્રશિયાના રાજાઓએ પારિસને બદલે હ્રાઇન તરફ ઘોડા દોડાવી મૂક્યા શ્વાર્ઝનબર્ગનુ નાસતું લશ્કર નેપોલિયનના સૈન્ય સાથે અકસ્માત રીતે અથડાઇ પડયુ તરતજ ખૂનખાર યુદ્ધ શરૂ થયુ

નેપોલિયન હવે કાઇ પણુ મુકરર યોજના વગર જીતવુ કે મરવુ એવો ઠરાવ કરીને ફાવે તેમ લડતો હતો. તેણે લોદી અને રિવોલીના જગમા બતાવેલા ચમત્કારો ફરી તાજા કરી બતાવ્યા લડાઇની ખરી રમઝટ વખતે એકાએક ૭ હજાર રશિયન સિપાઈઓ-ની ટુકડી શિથિન થઇને ફ્રેન્ચ હારને વિખેરી ઝનુની ચીસો પાડતી ધસી આવી આ અણુધારી આફતને નેપોલિયનની તીક્ષ્ણ આખે દૂરથી જોઇ લીધી તરતજ દોડને ઘોડે તે ત્યાં જઇ પહોચ્યો લશ્કરમા નાસાનાસ અને ભારે ગેરવ્યવસ્થા થઇ ગઇ હતી નેપોલિયન તેમના ટોળામા દાખલ થઇ ગયો અને ઘોડાના પેગડાપર ઉભો થઇ યુદ્ધના કોલાહલમાં પણુ સભળાય એવા તીણા અવાજે કહ્યુ, “ સિપાઈઓ ! પાછા આવો ! હુ ઉભો છુ અને તમે નાસી જશો ' સજડામજડી ગોઠવાઇ જાઓ અને ચાલો આગળ ! ”

તેનો જાણીતો અને અતિશય વહાલો અવાજ સાભળી સિપાઇઓ પાછા ફર્યા અને તરતજ હારબધ ગોઠવાઇ ગયા નેપોલિયન હાથમા તલવાર લઇ તેમની આગળ ચાલવા લાગ્યો અને “ શહેનશાહ ઘણુ જીવો ' ના પોકાર કરતા એક હજાર ફ્રેન્ચ સિપાઇઓ ૭ હજાર રશિયનોપર તૂટી પડયા અને તેમને મારી હઠાવ્યા, પણુ દરેક કલાકે શત્રુસૈન્યની સખ્યામાં વધારોજ થયા કરતો હતો રાત્રિએ આ ભયકર દશ્ય ઉપર અધકાર ફેલાવ્યો ત્યારે નિર્બળ બની ગએલી ફ્રેન્ચ સેનાએ એક ગામ-ડાનો આશ્રય લીધો હ્રાઈન તરફ કુચ કરવાની નેપોલિયનની અતિ સાહસિક યોજ નાથી મિત્રરાજાઓ એટલા બધા ડરી ગયા કે તેમણે માર્ન નદીપર આવેલા શેલો ગામ આગળ પોતાના તમામ સૈન્ય એકત્ર કરવાનો વિચાર કર્યો બ્લૂચર અને બર્નાડો પણુ પાછા ફરીને ત્યાં આવ્યા

બીજીવાર તેમણે પોતાના સેનાપતિઓની સભા બોલાવી તેમને નેપોલિયનનો એટલો તો ડર લાગી ગયો હતો કે ઘણાએ હ્રાઇન સુધી પાછા હઠી જવાનો આગ્રહ કર્યો, કેમકે નહિ તો નેપોલિયન સીધો જર્મનીમાં ઘુસી જઇ પોતાના ત્યા આગળ

ઘેરાયલા લશ્કરને છેડવે અને નવા જુની કરી નાખે. કેટલાકે ગમે તેમ થાય તોપણ સીધા પારિસ તરફજ જવું એવી સલાહ આપી. તેમની છાવણી નેપોલિયનથી ત્રીશ માઇલ ઉત્તરે હતી માર્ચની ૨૫ મી તારીખે તેમણે માર્ન નદીની ખીણમાં થઇને પોતાના એકત્ર કરેલા સૈન્યને પારિસ તરફ ભરતીના પૂરની માફક છોડી મૂક્યાં નેપો-લિયન પારિસથી બસે માઇલ દૂર હતો તેણે સેનની ખીણમાં થઇને બમણી ઝડપથી કુચ કરી શત્રુઓની સાથેજ પારિસ પહોચી જઇ પગરની દિવાલ આગળજ છેલ્લું યુદ્ધ ખેલવાનો નિશ્ચય કરી ચાલવા માંડ્યુ સૈન્યને કુચ કરવાનો હુકમ આપી તેણે પોતાની ઓરડીના બારણા બધ કરી નકશા તપાસવા માંડ્યા

કૉલેનકૉર્ટ કહે છે કે " આ બીજી ભયાનક રાત્રિ પસાર થઇ એક શબ્દ પણ કોઇથી તેની સાથે બોલાતો નહિ તેની દુખથી રૂંધાઇ ગએલી છાતીમાથી ઉડા નિશ્વાસ નીકળી જતા હતા તેની શ્વાસ લેવાની શક્તિ પણ ચાલી ગઇ હોય એમ દેખાતુ હતું ભલા ભગવાન ! તેને કેટલુ દુખ થતુ હશે ! "

પારિસના રક્ષણનો ભાર જોસેફ બોનાપાર્ટને માથે હતો તેના તરફ નેપોલિયને સ્વાર ઉપર સ્વાર દોડાવ્યા, અને તેને ઘણુજ આગ્રહભર્યા શબ્દોમાં લખ્યુ કે પ્રજાને જાગૃત કરજો અને કઇ ન બને તો મારા આવતાસુધી વિદ્યાર્થીઓને હથીઆર આપીને પણ ટકી રહેજો તેણે ખાત્રી આપી કે જો તમે માત્ર બેજ દિવસ ટકી રહેશો તો હુ આવી પહોચીશ અને તેમને વાજબી શરતોએ સુલેહ કરવાની ફરજ પાડીશ મારા છોકરાને વાનો મૂકતા નહિ તે ફ્રાન્સના દુશ્મનોના હાથમાં પકડાઇ જાય તે કરતા તે સેનમા ડૂબી મરે એ મને ગમે

નેપોલિયન તેના દુશ્મનો કરતા પારિસથી ચાર મજલ વધારે દૂર હતો બેઉ પક્ષના લશ્કરની કુચનો દેખાવ અદ્વિતીય હતો એક બાજુએ માર્નની ખીણમાંથી ત્રણ લાખનુ શત્રુસૈન્ય પારિસ તરફ ધસ્યુ આવતુ હતુ બીજી બાજુએથી નેપોલિયન તેના થાકેલા, ઘવાએલા, લોહી નીગળતા ત્રીશ હજાર સિપાઇઓને લઇને સેનની ખીણમાં થઇને ઘસ્યો આવતો હતો શિયાળાનુ બરફ હવે ઓગળતુ હોવાથી રસ્તા કાદવથી ભરાઇ ગયા હતા અને ભારે તોપોના ગાડાંને લીધે તેમા ઉડા ઉડા ચીલા પડી ગયા હતા છતા ફ્રેન્ચ સૈનિકો તેમની સાથે સાથેજ નેપોલિયનને ચાલતો જોઇને એટલા ઉત્સાહમા આવી ગયા હતા કે પોતાના ભારે અસબાબને ફેકી દઇને તેઓ રોજના પચાસ માઇલની ઝડપથી કુચ કરતા હતા નેપોલિયનની લક્ષણગત ઉદારતા આવા વિપત્તિના સમયમાં પણ સતેજ હતી તેણે પોતાનો મુકામ ઉપાડતી વખતે ઘાયલ અને માંદા સિપાઇઓની સારવારમાટે ખાનગી સિલકમાથી સેન્ટિક્રામડળને બે હજાર ફ્રાન્ક ભેટ કર્યા ૨૯ મી તારીખે મધ્ય રાત્રિએ સૈન્ય પાછુ ટ્રોય આવી પહોચ્યુ સવાર પડતા પહેલા ત્યાથી આગળ કુચ શરૂ થઇ નેપોલિયન તેના રક્ષક

સાથે સૌથી આગળ ચાલતો હતો પંદરેક માઈલ ચાલ્યા પછી તેના મનની અધીરાઇ એટલી વધી પડી કે નશીબજોગે મળી ગએલી એક ગાડીમાં બેસીને તે સેન્સ ગયો ત્યાના આગેવાનોને પાછળ આવતા લશ્કરને માટે જમવાનુ તૈયાર કરવાની આજ્ઞા આપીને તે અંધારી રાતે ઘોડેસ્વાર થઇ ફ્રોન્ટેન્બ્લો તરફ ચાલતો થયો.

બરાબર આજ વખતે પારિસમાં ભયાનક ઘટના થઇ રહી હતી. શત્રુસૈન્ય તોપનો ગોળો પહોચે એટલે અંતરે આવી પહોચ્યુ હતું જનરલ મોર્ટિયર અને માર્મોન્ટે મરણીઆ થઇને બચાવ કર્યો પણ વ્યર્થ ગયો તેમનો દારૂગોળો ખૂટી પડયો, શત્રુના ભયંકર આક્રમણથી તેમના સૈન્ય છિન્નભિન્ન થઇ ગયા શત્રુસૈન્યે તેમને મારી હઠાવી પારિસની શેરીઓમા ધકેલી દીધા બહાદૂર મામોં હાથમાં ભાગલી તલવાર લઇ શત્રુની સાથે તસુ તસુને માટે થોભી થોભીને લડતો હતો તેની ટોપી અને કપડામા બંદુકની ગોળીઓથી કાણા પડી ગયા હતા ધૂમાડો અને દારૂની ભૂકી ઉડવાથી તેનો ચહેરો કાળો મેશ થઇ ગયો હતો આઠ હજાર પાયદળ અને આઠ હજાર સ્વારવડે તેણે બાર કલાકસુધી પચાવન હજાર માણસોના શત્રુસૈન્યને ખાળી રાખ્યુ શહેનશાહબાનુ, શાહજાદો અને મુખ્ય અધિકારીઓને તેણે દૂર બ્લોઇ ગામમાં નસાડી મૂકયાં

ત્રણ વરસનો કુમળો ખૂબસુરત શાહજાદો મહેલ છોડતાં ખૂબ રડયો પહેલા તો નહિ જવાની જીદ લઇ બેઠો તેનામા તેના બાપનો જુસ્સો હતો તે ગુસ્સાથી લાલચોળ થતો બોલ્યો "એ લુચ્ચાઓ મારા બાપાજીને તજી દેવા બેઠા છે હુ તો અહિંજ રહીશ. બાપાજીની ગેરહાજરીમાં હુ રાજા છુ"

મિત્રરાજાઓની તોપો પારિસની આસપાસની ટેકરીઓ ઉપર ગોઠવાઇ ગઇ હતી અને શેરીઓમાં ગોળા ધડાધડ વરસતા હતા જોસેફે બચવાની આશા છોડી અને નિરપરાધી નગરવાસીઓના જાન બચાવવા તેણે ચોવીશ કલાકની મહેતલ માગી. તેજ વખતે માર્શલ મામોં હતાશ થઇને બ્લૂચરને એવીજ મતલબનો પેગામ મોકલવા મથતો હતો. તોપોના મુખમાંથી વરસતા અગ્નિની અજસ્ત્ર ધારાથી સાત સાત રાજદૂતો હણાયા ત્યારે બ્લુચરને એ પેગામ પહોચી શકયો દરમ્યાન મામોં નગર તરફ પાછો હઠતો હતો તેનો એક હાથ ઘાયલ થયો હતો અને બીજો બંદુકની ગોળીથી ફાટી તૂટી નકામો બની ગયો હતો

દરમ્યાન નેપોલિયન બારતેઘોડે અંધારી રાતે પારિસ તરફ દોડયો આવતો હતો માર્ગમાં તેને કોઇ મળતું નહિ. બધે શૂન્યકાર હતો દૂરનુ ક્ષિતિજ શત્રુસૈન્યના તાપણાંથી ઝળહળી રહ્યુ હતુ રાત્રિના બારના ટકોરા વાગતા હતા તે વખતે નેપોલિયન લાકૂર નામે ગામડામાં દાખલ થયો. ત્યા આગળ તેને ફ્રોન્ટેન્બ્લો તરફ જતા છૂટા છવાયા સિપાઇઓ મળ્યા.

નેપોલિયને પૂછ્યુ, " આમ કેમ ' તમે પારિસ તરફ કેમ જતા નથી ? "

જનરલ બેલિયાર્ડે અધારામા શહેનશાહનો પરિચિત અવાજ ઓળખ્યો તેણે કહ્યુ, " પારિસ શરણ થયુ છે કાલે સૂર્યોદય પછી બે કલાકે શત્રુઓ નગરમા પેસશે આ સિપાઇઓ મામોં અને મોર્ટિયરના વિખરાયલા સૈન્યના અવશિષ્ટ માણસો છે તેઓ આપના સૈન્યમાં સામેલ થવા ફોન્ટેનબ્લો તરફ જાય છે "

આ સમાચારથી નેપોલિયનના ઉપર વજ્રપાત થયો એક પળવારસુધી સંપૂર્ણ ચૂપકી ફેલાઇ સતાપથી નીપજેલા ઠડા પરસેવાનાં ટીપાં તેના કપાળ ઉપર તરી આવ્યાં પછી તે ઉતાવળે પગલે આમતેમ ખૂબ આટા મારવા લાગ્યો, અને જાણે પોતાનેજ પૂછતો હોય તેમ સામા માણસના ઉત્તરને માટે જાણે થોભ્યા વગર ઉપરા ઉપરિ સવાલ પૂછવા માડયા—

" મારી સ્ત્રી કયા છે ? મારો છોકરો કયા છે ? લશ્કરનુ શુ થયુ ? પારિસના પ્રજાકીય રક્ષકો જેઓ એકેએક માણસ મરતાસુધી નગરની દિવાલ આગળ લઢવાના હતા તે કયાં ગયા ? "

એક પળવાર થોભ્યા પછી અધીરા અવાજ અને ભાવસહિત તે બોલ્યો,— " હજી આખી રાત મારી છે. શત્રુઓ તો સવારેજ પેસવાના છે ગાડી લાવો ! ગાડી ! અબઘડી દોડી જઇએ બ્યૂયર અને સ્વાર્ઝનબર્ગના પહેલા આપણે પહોચી જઇએ બેલિયાર્ડ ઘોડે સ્વારની ટુકડી સાથે મારી પાછળ આવે આપણે પારિસની શેરીએ શેરીએ લઢીશુ મારી હાજરીથી, મારા નામથી, મારા સિપાઇઓની બહાદૂરીથી પારિસ જાગી ઉઠશે એટલામા પાછળ આવતુ લશ્કર પણ આવી પહોંચશે શત્રુના પાછલા ભાગ ઉપર તે તૂટી પડશે ચાલો ! ચાલો ! હજી પાયમાલીને છેલ્લે પગથીએ પણ ફતેહને અવકાશ છે "

બેલિયાર્ડે પછી કયી શરતે પારિસ શરણ થયુ છે તેની વિગત કહી વળી નેપોલિયન પળવાર થોભ્યો અને બોલ્યો—

" શત્રુને રાજધાની સોપી દીધી ! કેવા બાયલા ! જોસેફ પણ નાસી ગયો ! મારો સગો ભાઇ ! તેઓ તાબે થયા ! તેમના બધુને, તેમના દેશને, તેમના રાજાને ફસાવ્યો ! યૂરોપ આગળ ફ્રાન્સની આબરૂ લૂટાવી ! આઠ લાખની વસ્તીવાળુ શહેર બદુકોનો એક પણ બાર કર્યા વગર સોપી દીધુ ! આ ભયકર બાબત છે. તોપખાનુ કયા બળી ગયુ ? તેમની પાસે બસે તોપો અને એક મહિનો ચાલે તેટલો દારૂગોળો છે હુ નથી હોતો ત્યારે એ બધુચકો છબરડા વાળી મૂકે છે "

થોડીવારમાં એક પછી એક એમ ઘણા લશ્કરી અમલદારો ત્યા ભેગા થઇ ગયા હવે નેપોલિયન કાંઇક શાત પણ થયો હતો એટલે તેમને પૂછીને આફતની સઘળી વિગતથી વાકેફ થઇ ગયો પછી કૉલેનકૉર્ટને બાજુએ લઇ જઈ કહ્યુ, " એકદમ મારતે ઘોડે

એ રાજાઓની છાવણીમા જા અને મારી સમતિ વગર, મારી વિરુદ્ધ જે તહનામા ઉપર સહી થાય છે તે અટકાવવાનો હજી વખત છે તને હુ કુલ સત્તા આપુ છુ એક પળ પણ ગુમાવીશ નહિ હુ તારી અહિંજ રાહ જોઉં છું"

કૉલેનકૉર્ટ ગયો પણ પહેરેગીરોએ તેનુ નામઠામ આપવા છતા તેને અદર જવા ન દીધો બે કલાકમા તે પાછો આવ્યો વળી તેમણે થોડીવાર મમલત કરી પછી નેપોલિયને અત્યત દુખપૂર્વક તેને કહ્યુ, " તુ ફરી જા અને ઝાર અલેકઝાન્ડરને મળ તને કુલ સત્તા છે મને તારામાંજ હવે આશા છે

આ બનાવ બન્યા પછી વણે વર્ષે કૉલેનકૉર્ટ એ વિષે વાત કરતા કહે છે કે " મારૂ માથુ તપી જાય છે, મને તાવ ચઢી આવે છે હું સો વર્ષ જીવીશ તોપણ એ બનાવ તો કદી નહિ વિસરાય મારાં સસ્મરણો અતિ ભયાનક છે મારૂ શરીર તેનાથી ખવાઇ જાય છે. આટલા આટલા સતાપ પછી કબરની શાતિ મધુર લાગ્યા વગર રહેજ નહિ "

રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો કૉલેનકૉર્ટ પાછો બીજા ઘોડા પર પારિસને રસ્તે દોડી ગયો નેપોલિયન સ્વાર થયો અને અત્યત શોકમગ્ન સ્થિતિમાં ફોન્ટેન્બ્લોનો રસ્તો લીધો તેના થાકેલા, નિરાશ થએલા, તથા દુખથી લેવાઇ ગએલા સિપાઇઓ અને સરદારો તેની પાછળ પાછળ ચાલ્યા સવારના ચાર વાગે તેઓ ફ્રાન્સના પ્રાચીન રાજાઓના મહેલ આગળ આવી પહોચ્યા પોતાની પડતી થઈ ચૂકી છે તે જાણી રાજ્યત્વનુ સ્મરણ કરાવનાર કોઇ પણ ચીજથી તે મનથી આઘો આઘો રહેતો હતો. ફોન્ટેન્બ્લોના રાજમહેલનાં ભવ્ય દિવાનખાનાં, જે તેની કીર્તિથી હજી શોભી રહ્યાં છે અને દેશે દેશના પ્રવાસીઓને હજી આટલે વર્ષે પણ આકર્ષે છે તેમાં દાખલ ન થતાં તેણે એક સામાન્ય પ્રજાજનની માફક કિલ્લાના ખુણામાં એક નાનો એકાત ઓરડો પોતાને માટે પસદ કર્યો અહિ તે એક પલગપર સૂતો તેનુ ઉદાર હૈયુ નહિ કલ્પી શકાય એવા દુખથી અત્યારે ચીરાઇ જતુ હોવા છતાં તેની બાહ્યાકૃતિ શાત અને ગભીર હતી ટ્રોયથી નીકળેલુ તેનુ સૈન્ય પણ હવે ત્યાં આવી પહોંચ્યું તે અને પારિસથી ચાલ્યા આવેલા સિપાઇઓ મળી પચાસ હજાર માણસોનો ત્યાં જમાવ થયો શહેનશાહ તરફ તેમની ભક્તિ હમેશ કરતા અત્યારે વધારે હતી અને પારિસમાં દાખલ થતા શત્રુના ત્રણ લાખ સિપાઈઓની સામે ઝુઝવા અમને લઈ જાઓ, એવા પોકાર તેઓ કરતા હતા



# प्रकरण ६० मुं—राज्यासन छोडयुं




પોલિયન જ્યારે અંધારામાં શોકપૂર્ણ પગલે ફ્રોન્ટેન્બ્લો તરફ રસ્તો કાપતો હતો ત્યારે કૉલેનકૉર્ટ દોડને ઘોડે પારિસ તરફ પ્રયાણ કરતો હતો. રાત્રિનો ઘન અંધકાર નગરની આસપાસ અર્ધગોળાકૃતિમાં પડેલા સૈન્યની તાપણીઓના પ્રકાશથી કાંઇક કમી થતો હતો. માર્ગમાં તેને અમલદારો અને સિપાઇઓના ટોળે ટોળા મળવા લાગ્યાં. જ્યારે જ્યારે તેઓ તેને ઓળખતા ત્યારે તેને થોભાવી તેની આસપાસ ભેગા થઇ જતા અને અંતરના ઉમળકાથી ભરેલી અધીરાઇથી તેને ઉપરાઉપરિ સવાલ પૂછતા કે—

"શહેનશાહ ક્યાં છે? અમે તો રાત પડતાં સુધી લડયા. જો તે જીવતા હોય તો ફક્ત બહાર આવે અને પછી અમે જોઇ લઇએ. તેમની હવે શી મરજી છે તેજ બસ અમને જણાવી દો. શહેનશાહ અમને પારિસ લઇ જાય અને કાલે સવારને પહોર શત્રુને પારિસમાં દાખલ થવું હોય તો છેલ્લામાં છેલ્લા ફ્રેન્ચ સિપાઇના મુડદા ઉપર પગ મૂકીને દાખલ થાય. જો શહેનશાહ માર્યા ગયા હોય તો તે વાત પણ અમારાથી છુપાવો નહિ, પણ અમને શત્રુની સામા લઇ જાઓ. અમે તેમનું વેર લેશું."

આખા લશ્કરમાં નેપોલિયનને માટે એકસરખો ઉત્સાહ જોવામાં આવતો હતો. એ સૈનિકો બધા સામાન્ય પ્રજાસમૂહમાંથી આવેલા હતા. ફ્રાન્સ તરફ તેના દુશ્મનોએ દાખવેલી અવિરત શત્રુતાને લીધે લશ્કરી સેવા ફરજીયાત કરવી પડી હતી અને તેમ થવાથી આખા રાજ્યના દરેકે દરેક ગામના લોકો ત્યાં એકઠા થયા હતા. મારેન્ગો, ફ્રેડલેન્ડ અને આસ્ટરલિટ્ઝના સંગ્રામ જીતનારા વીરો તો રશિયાના બરફમાં દટાયા હતા કે લિપ્ઝિકની દારુણ કતલમાં ખુવાર થઇ ગયા હતા. નેપોલિયનને અત્યારે અટળ પ્રીતિથી વળગી રહેનારા તરુણ સૈનિકોમાંના કેટલાક કારખાનામાંથી, કેટલાક ખેડુતવર્ગમાંથી તો કેટલાક શ્રીમંત વર્ગમાંથી પણ આવ્યા હતા. શહેનશાહને તેઓ પોતાના પિતાની પેઠે ચાહતા હતા. જનતાના એકનિષ્ઠ મિત્ર નેપોલિય-

નના વફાદાર અનુયાયીઓ, જેમના ચહેરા શ્રમ અને ચિંતાથી સોરાઇ ગયા હતા, કપડાં ફાટી ગયા હતાં, જેમના જખમોમાંથી રુધિર ટપકતુ હતુ, તેઓ રસ્તાપર બેઠા બેઠા કે કાદવ ખૂદતા તેમના પ્રાણાધિક પ્રિય શહેનશાહના દર્શનની રાહ જોઇ રહ્યા હતા કૉલેનકૉર્ટ કહેતો કે શહેનશાહ જીવે છે અને ફોન્ટેન્બ્લોમા તમારી રહ જુએ છે, કે તરત "શહેનશાહ ઘણું જીવો" ના પોકાર કરતા તેઓ થાક, ભૂખ, અને જખમની વેદના ભૂલી જઈ હરખાતા હરખાતા દોડી જતા

કૉલેનકૉર્ટે પારિસની પાસે આવી જોયુ તો શહેરને શત્રુસૈન્યે ઘેરી લીધુ હતુ દરેક નાકેથી તેને હડસેલી કહાડયો સિપાઇઓને હુકમ મળ્યો હતો કે નેપોલિયનના કોઇ પણ દૂતને અંદર આવવા ન દેવા સવાર પડી એટલે આખી છાવણી હર્ષનાદથી ગાજી ઉઠી તોપોના ધડાકા, ધ્વજાઓના ફડફડાટ અને રણવાદ્યના અવાજો સાથે શત્રુઓનુ સૈન્ય પારિસના શરમ અને અપકીર્તિથી ઝાંખા થઇ ગએલા રસ્તા પર થઇને પસાર થવા લાગ્યુ ગમગીન, અને નિરાશ થએલી જનતા તેમના સામે મૂગે મોઢે જોઇ રહી પરદેશી તલવારોના રક્ષણ નીચે ફરીથી રાજ્યાસનપર બેસવા આવતા બુર્બોન વંશીય શાહજાદાઓને પણ તેમણે જોયા રાજભક્ત પક્ષે આનંદોત્સવનો દેખાવ કરવાનો કરેલો પ્રયત્ન મુડદાને લગ્નના પોશાકમાં શણગારવા જેવો હતો, કેમકે આખી પ્રજા જાતીય શરમમા ડૂબી ગઇ હતી મુઠીભર માખણદાસો "રાજા ઘણુ જીવો" ના પોકાર કરતા હતા પણ પ્રજાનો મોટામા મોટો ભાગ તો ફ્રાન્સની અવનતિ તરફ ક્રોધ અને નિરાશાપૂર્વક જોઇ રહ્યો હતો

નેપોલિયન સામે લઢવા તૈયાર થએલા રાજાઓમા ઝાર અલેકઝાન્ડર એકલાનીજ તેના તરફ કાંઈક સહાનુભૂતિ હતી બીજા બધા જ્યારે તેને પૂરેપૂરો કચરી નાખવા અને ફ્રાન્સની ગરદનપર બુર્બોન રાજાઓની બેડીઓ ઠોકી બેસાડવા તૈયાર થયા હતા ત્યારે એ એકલોજ અચકાતો હતો જોરજુલમથી ઠોકી બેસાડેલા રાજાને પ્રજા તાબે થશે કે નહિ તે વિષે તેને શક હતો તેણે કહ્યુ કે થોડાજ દિવસપર પાચ છ હજાર તદ્દન નવા ફ્રેન્ચ સિપાઇઓની ટુકડી મારી આંખ આગળ કપાઇને મરી ગઈ, પણ એકજવાર 'રાજા (આગલો રાજા) ઘણુ જીવો' એવુ બોલીને પોતાનો જાન બચાવવાની તેમણે ઇચ્છા ન કરી તે નજ કરી !

આખો દિવસ કૉલેનકૉર્ટ શહેરની પાસે એક ખેડુતના ઘરમા ભરાઇ રહ્યો સાંજે શત્રુસૈન્યના ઉત્સવનો કોલાહલ જરા શાંત પડવા આવ્યો ત્યારે તેણે નગરમાં પેસવાનો બીજીવાર આગ્રહપૂર્વક પ્રયત્ન કર્યો બધી જગ્યાએ તેને નિષ્ફળતા મળી અને નિરાશ થઇને તે પાછો ફરવા જતો હતો એટલામા રશિયાના ઝારનો ભાઈ ડયૂક કૉન્સ્ટન્ટાઈન સામે મળ્યો. તેણે કૉલેનકૉર્ટને તરતજ ઓળખ્યો, કેમકે તે રશિયાના દરબારમાં રાજપ્રતિનિધિ તરીકે ઘણો વખત રહ્યો હતો ડયૂકે સાચી વાત કહી

દીધી કે દગાબાજ ટેલિરેન્ડ મિત્રરાજાઓને મળી ગયો છે અને તેના કહેવાથીજ નેપોલિયનના દૂતને મિત્રરાજાઓના મંત્રગૃહમાં પેસવાની મનાઇ કરવામાં આવી હતી કૅાલેનકૅાર્ટની આજીજી અને તેના ભલા હૃદયને થતા દુઃખથી ડયૂકનુ દિલ પલળ્યુ તેણે તેને પોતાનો રશિયન પોશાક પહેરાવ્યો અને અંધારાનો લાભ લઇ રશિયન સ્વારોના રસાલા સાથે એક રશિયન ઉમરાવ તરીકે તે બધા નાકાં વટાવી ગયો

તેની ગાડી એકવાર જ્યા નેપોલિયનનો નિવાસ હતો તે મહેલ આગળ ઉભી. ડયૂક ગાડીમાંથી ઉતર્યો અને કૅાલેનકૅાર્ટને રશિયન પોશાકમાં છુપાઇ રહેવાનુ કહી પોતાને હાથે ગાડીનુ બારણુ બંધ કર્યું નોકરોને પણ કહેતો ગયો કે કોઇને પણ ગાડી પાસે આવવા નહિ દેવો. એજ વખતે પાસેના ઘડીઆળમા દશના ટકોરા થયા રાજમહેલ અપાર માણસોથી ભરપૂર બનીને રોશનીથી ઝળહળી રહ્યો હતો અનેક ગાડીઓ આવતી હતી અને જતી હતી રશિયાનો ઝાર, પ્રશિયાનો રાજા, આસ્ટ્રિયાના રાજાનો પ્રતિનિધિ શાહજાદો સ્વાર્ઝનબર્ગ અને બીજાઓની સભા ભરાઇ હતી

કલાકના કલાક પસાર થઈ ગયા પણ હજી ડયૂક ન આવ્યો ગાડીમા બેઠો બેઠો કૅાલેનકૅાર્ટ અનેક રાજ્યોના સેનાપતિઓ અને દરબારીઓની આવજા જોયા કરતો હતો છેક સવાર પડવા આવી ત્યારે ડયૂક આવ્યો તેણે કહ્યુ કે ઝારને મળવાની પરવાનગી ઘણીજ મુશ્કેલીથી મળી છે કૅાલેનકૅાર્ટ ગાડીમાથી ઉતર્યો અને રશિયન પોશાકમા છુપાઈ પોતાના રાજા અને મિત્રના શત્રુઓથી ભરેલા દિવાનખાનામાં થઇને ડયૂકની સાથે છેક અંદરના ભાગમા ગયો

તેની આકૃતિ ભવ્ય હતી અને રીતભાતમાં ખાનદાની તથા છટા ભરેલા હતા મોટા મોટા રાજાઓ પણ તેના અકૃત્રિમ પ્રતાપવાન કાંતિ જોઇ નમી જતા. ઝારે તેનો વિવેક અને મમતાથી સત્કાર કર્યો ઝાર નેપોલિયનને ચાહતો હતો તેની સામે લડવાની તેના ઉમરાવોએજ તેને ફરજ પાડી હતી નહિ તો નેપોલિયનના રાજનૈતિક સિદ્ધાન્તો તેને એટલા ગમી ગયા હતા કે જેથી રશિયામા ઉદાર વિચારો દાખલ કર્યાનો તેના ઉપર આરોપ મૂકવામા આવે છે અત્યારે તે એકલોજ હતો તેની સ્વાભાવિક ઉદારતા અને પોતાની હાલની વર્તણુકનો બચાવ કરવાની ઇચ્છા વચ્ચે ભારે ખેંચતાણુ મચી રહી હતી

ઝારે કૅાલેનકૅાર્ટના બેઉ હાથને પ્રેમથી પકડી કહ્યું, "મારા વહાલા ડયૂક! તમારે માટે મને ખરેખર લાગી આવે છે મને એક ભાઇ ગણીને મારા ઉપર વિશ્વાસ રાખજો. બોલો, હુ તમને કયી રીતે ઉપયોગી થઈ શકુ?"

" સાહેબ, મારે પોતાને માટે કાંઇજ નહિ પણ મારા શહેનશાહમાટે બધુંય કરવુ જોઇશે "

"મને જેની બીક છે તે એજ વાનની છે ને? મારે ના પાડીને તમારૂં દિલ દુખવવુ પડશે નેપોલિયનમાટે મારાથી કાંઇજ નહિજ થાય હું મારા મળતીઆ રાજાઓ સાથે વચનથી બધાઇ ચૂકયો છુ"

"પણ આપ નામદારની ઇચ્છાનુ પણ ઘણુ વજન પડે, અને ફ્રાન્સના લાભમા આસ્ટ્રિયા ઉતરે-કારણ કે આસ્ટ્રિયાનો રાજા તેની પુત્રી અને દૌહિત્રને રખડાવવાનું નજ ઇચ્છે-અને પછી બધાને શાતિ મળે એવા ધોરણુપર સુલેહ કરી શકાય"

"મારા વહાલા ડયૂક! ફ્રાન્સની ગાદી ઉપર નેપોલિયન રહે એ વાતને આસ્ટ્રિયાનો ટેકો હોઇ શકેજ નહિ. યૂરોપની સુલેહને ખાતર ને પોતાના અગત સ્નેહને ખાતર તે પોતાના અગત સ્નેહનો ભોગ આપવા તૈયાર છે મિત્રરાજાઓએ પાકો નહિ ફેરવી શકાય એવો ઠરાવ કર્યો છે કે નેપોલિયનને તો હમેશને માટે ઉખેડી નાખવો. એ ઠરાવ તો ફરી શકશેજ નહિ"

આ સાભળી કૉલેનકૉર્ટ ઉપર તો વજ્રપાત થયો આ લોકો આવુ પગલુ લેશે તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો વખત બારીક હતો થોડા કનાકમાં બધુ નક્કી થઇ જવાનુ હતુ એક પળવાર પછી તેણે કહ્યુ,—

"ભલે તેમ પણ શહેનશાહબાનુ અને શાહજાદાને પણ સપાટામાં લઇ લેવાં એ શુ વાજબી છે? તમારા મિત્રરાજાઓ નેપોલિયનના છોકરાથી તો નજ ડરતા હોય તેને ગાદી—"

અલેકઝાન્ડરે તેને બોલતો અટકાવી કહ્યુ, "અમે તેનો વિચાર કર્યો હતો પણ પછી નેપોલિયનનુ શુ કરવુ? હમણાં તો તે તાબે થાય પણ તેનો અખૂટ ઉત્સાહ તેની તમામ શક્તિઓને પાછી સચેત કરી મૂકે અને પાછો યૂરોપમા દાવાનળ સળગી ઉઠે"

"હવે હું સમજી ગયો શહેનશાહની પાયમાલી કરવાનોજ તેમનો નિશ્ચય થઇ ચૂકયો છે"

'તેમાં દોષ કોનો? આ ભયાનક પરિણામ અટકાવવા માટે મે શુ શુ નથી કર્યું? મે તેને કહ્યુ હતુ કે 'અપમાનથી કાયર થએલા રાજાઓ તમારી સત્તા તોડવા એકસપી કરી રહ્યા છે તેમાં એકજ સહીની ઉણુપ છે અને તે મારી છે' જવાબમાં એણે મારી સાથે લડાઇ જાહેર કરી છતા તેના તરફ ક્રોધ લાવવા જેવુ મારા હૃદયમા કશુ નથી તેનુ નસીબ મારા એકલાના હાથમા હોત તો ઘણું સારૂં થાત."

"ઉદારશ્રેષ્ઠ નૃપતિ! આવા મોટા માણસને માટે હું આપની મદદ માગી રહ્યો છુ અને મને ખાત્રી છે કે હું મિથ્યા નથી માગતો આપજ તેનો બચાવ કરો આ ઉદાર કામ આપને શોભે એવુ છે"

"હું પણ ઇચ્છુ છુ કે હુ તેમ કરૂં, પણ તેમાં કાઇ વળે એમ નથી બુર્બોન

રાજકુટુંબને ફરી ગાદી આપવાની અહિના એક વર્ગવાળા પક્ષની ઇચ્છા છે એ રાજાઓ ગાદીએ આવે તો ફરી લડાઇ જાગવાનો સભવ અમને લાગતો નથી નહિ તો ફ્રેન્ચ પ્રજાની મરજી વિરુદ્ધ એ રાજાઓને ગાદી ઉપર ઠોકી બેસાડવાની અમારી મરજી થાત નહિ તેમને પોતાનો રાજા પસદ કરવાની મારા જાહેરનામામાં કુલ સત્તા આપવામા આવી છે મને ખાત્રી થઇ કે ફ્રાન્સને એ રાજાઓ જોઇએ છે પ્રજાનો અવાજ તેમને પાછા બોલાવે છે "

"સાહેબ! આપને ઘણીજ ખોટી ખબર આપવામા આવી છે એ રાજાઓને ફ્રાન્સ સાથે કશીજ લેવા દેવા નથી લોકો તેમને ચાહતાજ નથી જે કૃતઘ્ન માણસો નેપોલિયનનુ કાસળ કહાડી નાખવા માગે છે તેઓ પ્રજાના પ્રતિનિધિઓ નથી જો આપને પ્રજાની મરજી જોવી હોય તો દરેક મ્યુનિસિપાલિટિની ઑફિસમાં મતપત્રો ખુલ્લાં મૂકી દો પછી પ્રજા કોને પસદ કરે છે તે માલમ પડે "

અલેક્ઝાન્ડરના મનપર આ દલીલની અસર થઇ તેણે કહ્યુ—

"તમે કહો છો તે ખરૂ લાગે છે તમારી સૂચવેલી રીત સારામા સારી છે, પણ એમા ઘણો વખત જાય. અમારાથી અહિં ઘણું થોભાય એમ નથી અમારે છેલ્લો ઠરાવ કરી નાખવાની જરૂર છે છૂટકો નથી મિત્રરાજાઓની આસપાસ ખુશામતીઆઓ પડયા ને પાથર્યા જ રહે છે, અને બુર્બોન રાજાઓને ફરી રાજા બનાવવાની વાત તેમના મન ઉપર ઠસાવ્યા કરે છે આસ્ટ્રિયા નરેશ ગેરહાજર છે એ પણ નસીબનો અવળો પાસો છે નેપોલિયનના છોકરાને રાજા બનાવવાની હુ દરખાસ્ત લાવુ પણ કોઈ મને ટેકો નહિ આપે તમને હુ નહિ મળુ એવુ મારી પાસે તેમણે કબૂલાવ્યુ તે સકારણ હતુ તમારા દિલનો પ્રેમ, જેનાથી કરીને તમને અત્યારે લાગી આવે છે તે ચેપી છે. તમે મારી ઉદાર વૃત્તિઓને જાગૃત કરી છે ઠીક છે, હુ યત્ન કરી જોઇશ કાલની સભામા હુ રાજપ્રતિનિધિ નીમવાની વાત કહાડીશ, તોપણ તમને અત્યારથી આશા નથી આપતો જોઇએ શુ થાય છે "

હવે સવારના ચાર વાગવા આવ્યા હતા જે ઓરડામાં આ અગત્યની વાતચીત થઇ તે નેપોલિયનનો સૂવાનો ઓરડો હતો તેની પાછળ એક બીજો નાનો ઓરડો હતો જેમા તે વાચવા લખવા બેસતો ત્યારે કૉલેનકૉર્ટને એ ઓરડામાં સતાઇ રહેવાનુ કહ્યુ તે અત્યત થાકેલો હોવાથી ઉંઘી ગયો જાગ્યો ત્યારે આઠ વાગ્યા હતા તેણે બારીના ચકમાથી જોયુ તો બગીચો લશ્કરથી ભરાઇ ગયો હતો તેનાથી આ દેખાવ ન સખાયો એટલે અદર તોકુ ખેચી લીધુ.

તેણે આમપાસ જોયુ તો નેપોલિયને તે ઓરડો જેવી સ્થિતિમાં છોડયો હતો તેવોજ તે અત્યારે પણ હતો ટેબલપર રશિયાના નકશા, લડાઈની યોજનાઓ અને અધૂરા લખાણુ હતા કૉલેનકૉર્ટે પુસ્તકો અને નકશા ગોઠવી દીધા અને કાગળીઆનો

નાશ કર્યો આખો દિવસ તે ઝારના ઓરડામાં ભરાઇ રહ્યો

સાજના છ વાગે ઝાર આવ્યો તેણે કહ્યુ, "તમારી ખાતર મે આજે એલચીનો પાઠ ભજવ્યો ગમે તેમ બીજી મુસ્કેલીઓ ઉભી કરીને આખરે મે તમારાવાળી વાત કબૂલ કરાવી છે માટે જલદી નેપોલિયન પાસે જાઓ, તેને અહિની સ્થિતિથી વાકેફ કરો. તેના પુત્રના લાભમા તેનુ રાજીનામુ લઇને ચાલ્યા આવો."

"સાહેબ! પણ નેપોલિયનનુ પોતાનુ શુ કરવા ધાર્યું છે?" કૉલેનકૉર્ટે દયામણા અવાજે પૂછ્યુ

"તમે મારો સ્વભાવ જેટલે અંશે જાણો છો તેટલા પરથી તમારી ખાત્રી હોવી જોઇએ કે હુ તેનુ અપમાન તો નહિજ થવા દઉ ગમે તે નિર્ણય આવે તોપણ તેના તરફ વિવેકભર્યું વર્તન રખાશે જલદી જઇ આવો ખાસ કારણસર તાકીદ કરૂં છુ"

બરાબર મધ્યરાત્રિએ કૉલેનકૉર્ટ ફોન્ટેન્બ્લો પહોચ્યો મહેલના આંગણામાં પડેલા સિપાઇઓ લડાઇમાટે અધીરા બન્યા હતા. તેમનામા અતિશય ક્રોધ વ્યાપી ગયો હતો અને અમને લડવા લઇ જાઓ એવા બુમરાણ મચાવતા હતા કૉલેનકૉર્ટને તેઓ નેપોલિયનનો એકનિષ્ઠ મિત્ર માનતા હોવાથી તેને 'શહેનશાહ ઘણું જીવો' ના પોકારથી તેમણે આવકાર આપ્યો

નેપોલિયન હજી તેજ ઓરડામા બેઠો બેઠો કાંઇક લખતો હતો કૉલેનકૉર્ટ કહે છે, "એકજ દિવસમાં તેના શરીરને દશ વર્ષનો ઘસારો લાગ્યો હતો તેના જોરથી બીડાયલા હોઠ તેના અતરની વ્યથાનો ખ્યાલ આપતા હતા"

તેણે પૂછ્યુ, "શુ થયુ? ઝારને મળ્યા? તેણે શુ કહ્યુ?"

કૉલેનકૉર્ટ દુખથી એટલો વ્યગ્ર થઈ ગયો કે તે બોલી શકયો નહિ નેપોલિયને કપતા હાથે તેનો હાથ પકડી કહ્યુ.—

"બોલ, કૉલેનકૉર્ટ, બોલ. હુ માઠામા માઠા સમાચાર માટે પણ તૈયાર છુ"

કૉલેનકૉર્ટે બોલવા માંડયુ, 'સાહેબ, હુ ઝારને મળી આવ્યો તેનાજ ઓરડામાં હુ ચોવીસ કલાક છુપાઇ રહ્યો. તે તમારો શત્રુ નથી તે એકલોજ તમારા લાભમાં ઉતરે એવો છે"

નેપોલિયને સદેહસૂચક માથુ હલાવી પૂછ્યુ—

"તેની શી મરજી છે? તેમનો શો મનસુબો છે?"

કૉલેનકૉર્ટે ગદ્દગદ સ્વરે કહ્યુ, "સાહેબ, આપ નામદારને મારે ભોગ આપવો પડે છે—આપના પુત્રને રાજ્યાસન સોપી નિવૃત્ત થવાનો"

એક પળવાર નેપોલિયન ચૂપ રહ્યો. પછી અતરના અગ્નિથી ધગધગતા શબ્દોમાં તે બોલ્યો—

"એનો અર્થ એ કે તેઓ મારી સાથે સલાહ કરવા નથી માગતા મારી તલવારના બળથી પ્રાપ્ત કરેલુ રાજ્યપદ તેઓ મારી પાસેથી છીનવી લેવા માગે છે? તેઓ મને એક ગુલામ જેવો, સૌના તિરસ્કાર અને મશ્કરીને પાત્ર બનાવવા માગે છે કે જેથી કરીને સડી ગએલા રાજ્યાસનો ઉપર બેઠેલા માટીના પૂતળા જેવા કાયદેસર રાજાઓને પોતાની બુદ્ધિના બળથી ડરાવવાની કોઇ હિંમત ન કરે, અને આ સમાચાર મને કહેનાર, કૉલેનકૉર્ટ ! તુંજ તેમને મળી આવ્યો?"

થોડીવાર નેપોલિયને ઓરડામાં જોરથી આંટા માર્યા, પછી જાણે થાકી ગયો હોય તેમ તે ખુરશીપર બેસી પડયો, અને હાથવડે મો ઢાંકી દીધુ પછી તે થોડીવારે બોલ્યો—

"કેમ ભાઇ, તારામાં આગળ બોલવાની હિંમત નથી? તારા અલેક્ઝાન્ડરે શુ કહેવડાવ્યુ છે તે તો કહી દે"

આ સખત શબ્દોથી કૉલેનકૉર્ટના હૃદયમા ઉંડો જખમ વાગ્યો તેણે કહ્યુ, "સાહેબ, તમને મારી દયા નથી આ ફટકો જે તમને હમણાં વાગે છે તેણે મારા હૃદયને તો ક્યારનુએ ચીરી નાખ્યુ છે" નેપોલિયન તરતજ હાર્યો તેણે અત્યત મમતાભર્યા શબ્દોમા કહ્યુ, "મારી ભૂલ થઇ એકસામટી આફતો મને ઘેરી લે છે ત્યારે મારૂ મગજ ખોપરી ભાગીને બહાર નીકળવા જોર કરતુ હોય એમ મને થાય છે મારા મગજનુ બધારણુ એટનુ મજબૂત છે કે મોટી મોટી લડાઇઓ અને જોખમોના આચકા સામે જે આજસુધી ટકી રહ્યુ છે, તે ઉપરાઉપરિ પડતા ફટકા હવે નથી ખમી શકતુ તારી વફાદારીમા મને શ્રદ્ધા છે"

કૉલેનકૉર્ટે કહ્યુ, "સાહેબ, હુ થાકી ગયો છુ તમે છેવટના નિર્ણયપર આવો તે પહેલા તમને બધી વિગતથી વાકેફ કરવા જોઇએ મારી હાલની સ્થિતિમા મારાથી તે નહિ બને"

નેપોલિયને તેને આરામ લેવાની રજા આપી દશ વાગે તેને બોલાવ્યો અને ખુરસી આપી કહ્યુ, "બોલ, તેમને શુ જોઇએ છે? આપણી પાસેથી કયી કયી સરતો કરાવી લેવી છે?"

કૉલેનકૉર્ટે પછી વિગત કહેવા માડી બુર્બોન રાજાઓને ગાદીએ બેસાડવાની બાબતમા મિત્રરાજાઓની સભામાં થએલી ચર્ચાની વાત આવી એટલે નેપોલિયન એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો—

"તેઓ ગાંડા થઇ ગયા ! બુર્બોન રાજાઓ ફ્રાન્સની ગાદીએ ! એક વરસ પણ નહિ નભે ! તેમને આખી પ્રજા ધિક્કારે છે, અને લશ્કરનુ શુ? માગ સિપાઇઓ તેમને કદિ પણ તાબે નહિ થાય જે રાજાઓ વીશ વીશ વરસ સુધી પરરાજ્યોના રોટલા ખાઇને સ્વદેશની ખોદણી કરતા અને તેનુ નુકસાન કરવાનોજ ઘાટ ઘડતા

તેમને ગાદીએ બેસાડવા ! એમા એકલુ ગાંડપણુ નહિ પણુ ફ્રાન્સ ઉપર દરેક પ્રકારનુ દુ:ખ નાખવાનો પણુ સ્પષ્ટ હેતુ છે શુ તેઓ ગભીરપણે આવો વિચાર કરે છે ?

કૉલેનકૉર્ટે ઉપલો હેતુ પાર પાડવા શા શા કાવત્રાં રચાયા હતા તેની બધી વિગત કાંઇ પણુ છાનુ રાખ્યા વગર કહી

નેપોલિયન કહે, " ચાલો પાછા આપણે મૂળ વાતપર આવીએ તેમને મારૂં રાજીનામુ જોઇએ છે હુ રાજીનામુ આપુ તો રાજ્યાસન મારા પુત્રને અને રાજપ્રતિનિધિત્વ શહેનશાહબાનુને મળે રાજ્યપદનો ત્યાગ કરવાનો મારો અધિકાર છે ખરો ? બધી આશાઓ નિર્મૂળ થતા સુધી તેમ કરવુ વ્યાજબી પણુ ગણુાય ? હજી મારી પાસે પચાસ હજાર માણુસો છે તેઓ હજી મને પોતાનો રાજા માને છે તેઓ પારિસ જઇને લડવા ટમટમી રહ્યા છે મારી તોપોના ધડાકાથી પારિસના પ્રજામાં શૌર્યનો સચાર થશે, તેમનો પ્રજાકીય જુસ્સો ભભૂકી ઉઠશે, અને નગરમા પરદેશીઓ મહાલે છે તે અપમાનનો ડખ તેમને ખુચશે. એકવાર ફતેહ મળ્યા પછી હું રાજ્યાસન નહિ છોડુ—માત્ર ફ્રાન્સના લોકો મને છોડવાનુ કહે તોજ છોડુ ચાલ, બાર વાગ્યા છે મારે લશ્કરની તપાસ લેવી છે"

નેપોલિયનની આશાઓ હવાઇ કિલ્લા જેવી હતી અને શત્રુઓના બળ આગળ હવે તેનુ કાંઈ ચાલે એમ નથી એ કાલેનકૉર્ટ જાણુતો હતો અને તેથી તેની ચિતા વધતી હતી

શહેનશાહને જોઇ સિપાઇઓ ખુશ ખુશ થઇ ગયા " પારિસ લઇ જાઓ—અમને પારિસ " એવા પોકાર ચારે દિશાએથી થવા લાગ્યા

નેપોલિયને કહ્યુ, " હા, મારા મિત્રો, આપણે પારિસને છોડવવા જઇશુ કાલે જઇશુ. "

આ વાકય પૂરૂ થતાજ ' શહેનશાહ ઘણુ જીવો " એવા કાન બહેરા કરી નાખે એવા પોકારથી આકાશ ગાજી રહ્યુ સિપાઇઓમા ફેલાઇ ગએલો અદમ્ય ઉત્સાહ જોઇને કૉલેનકૉર્ટને પણુ લાગ્યુ કે નેપોલિયનને હજી કાંઇક અવકાશ છે તો ખરો તેણે ઘોડેથી ઉતરતાં કૉલેનકૉર્ટને પૂછ્યુ, " કેમ ? હવે તારો શો વિચાર થાય છે ? " તેણે ઉત્તર આપ્યો, " આ બાબતનો નિર્ણુય આપે એકલાએજ કરવો ઘટે છે " પોતાની ખરી સ્થિતિની હજી નેપોલિયનને ખબર ન હતી તરુણુ સરદારો જેમને હજી કીર્તિ મેળવવાની બાકી હતી તેઓ પારિસ જવા એકકે પગે તૈયાર હતા, પણુ ઘરડા સરદારો જેઓ કીર્તિ અને દોલત બેઉ મેળવી ચૂકયા હતા અને તેમને જાળવી રાખવા ઇન્તેજાર હતા, તેઓ જાણુતા હતા કે હવે કાંઈ વળે એમ નથી તેથી ચૂપજ રહેતા ધારાસભાનો પ્રમુખ ટેલીરેન્ડ હવે સામા પક્ષમાં ભળી ગયો હતો અને તેણે પોતાની લાગવગથી નેપોલિયનને પદભ્રષ્ટ કરવાનો ઠરાવ ધારાસભામાં પસાર

કરાવ્યો નેપોલિયને એ ઠરાવની પરવા પણ ન કરી, કારણ કે તેને ધારાસભાએ નહિ પણ લોકોએ રાજા બનાવ્યો હતો, પરંતુ એ ઠરાવની માઠી અસર એ થઇ કે લોકો હતાશ થયા, રાજભક્તોને જોર આવ્યું અને લશ્કરની વલણ ઉપર પણ ઘણી ખરાબ અસર નીપજી

બીજે દહાડે બપોરે લશ્કરની તપાસ લીધા પછી નેપોલિયને ફોન્ટેન્બ્લોમા હતા તેટલા મુલ્કી અને લશ્કરી અમલદારોની સભા કરી તેમા તેને ભારે નિરાશા મળી તેના ભારેમાં ભારે વગવાળા સરદારોએ પ્રથમ મુશ્કેલીઓ બતાવવા માંડી, પછી વાંધા દર્શાવવા માંડયા અને આખરે એમ પણ કહ્યું કે હવે કાંઇ વળે એમ નથી

જો તેણે બહાર આવીને જુવાન અમલદારોના મત લીધા હોત તો એકે એક મા ણસ જવા ઉભો થાત અને સિપાઇઓ આગળ ગયો હોત તો તેને હર્ષનાદથી વધાવી લીધો હોત, પણ પોતાની આસપાસનાં માણસોની જડતા જોઇ તે નિરાશ થયો અને નીચેના ભવિષ્યસૂચક શબ્દો બોલ્યો—

" તમારે આરામ લેવો છે તો લો હું લેવા દઇશ, પણ તમારા આરામના બિછાનામા કેટલો ભય, કેટલું સંકટ છે તે તમે નથી જાણતા. આટલી ભારે કિંમતે જે આરામ તમે ખરીદો છો તેનાથી થોડાજ વર્ષમાં ખૂનરેજી જાગી ઉઠીને લડાઈ કરતાં પણ વધારે જાનની ખુવારી થશે "

એમ કહી ને પોતાના ઓરડામા ચાલ્યો ગયો થોડા કલાક માણસજાતથી નહિ સહન થઇ શકે એવો સંતાપ સહન કર્યા પછી તેણે કોલેનકોર્ટને અંદર તેડાવ્યો તે વખતે તેની કાંતિમાં ભયંકર ફેરફાર થઇ ગયો હતો, તોપણ વર્તનમાં શાંતિ અને દૃઢતા હતાં તેણે ટેબલમાંથી પોતાનું રાજીનામું કહાડી કોલેનકોર્ટને આપતા કહ્યું, " મારા મિત્ર ધીરજ રાખ. આ કૃતઘ્ન લોકો ભલે જીતશે પણ તેમના કૃત્યને માટે પસ્તાશે "

રાજીનામું નીચે મુજબ હતું —

" મિત્રરાજાઓએ જાહેર કર્યું છે કે સુલેહના માર્ગમાં માત્ર શહેનશાહ નેપોલિયનજ વિઘ્નકર્તા છે, તો શહેનશાહ નેપોલિયન પોતે લીધેલા સોગંદનું પાલન કરવા માટે પોતે જાહેર કરે છે કે હું રાજ્યાસનપરથી ઉતરવા તૈયાર છું મારા દેશના ભલાને ખાતર ફ્રાન્સ તો શું પણ જીંદગી છોડવા તૈયાર છું માત્ર એટલીજ સરતે કે રાજ્યાસન મારા પુત્રને અને રાજપ્રતિનિધિત્વ શહેનશાહબાનુને મળે અને રાજ્યના કાયદાઓનું પાલન થાય

સને ૧૮૧૪ ના એપ્રિલની ૪થી તારીખે અમારા ફોન્ટેન્બ્લોના મહેલમા લખાયું "

માર્શલ મેકડોનલ્ડ અને માર્શલ ને, એ બે સરદારોને નેપોલિયને પોતાના તરફથી કમીશનર નીમ્યા તેમણે કહ્યું, " સાહેબ, અમે આપને પોતાને માટે અમુક સરતો

કરાવી લેવા આગ્રહ કરીએ ? "

નેપોલિયને તરતજ જવાબ આપ્યો, " મારે માટે તો કંઇજ બોલતા ના, પણ ફ્રાન્સને માટે સારામા સારી સરતો માગી લેજો મારે પોતાને કશુ માગવુ નથી "

તેઓ ગયા પછી નેપોલિયને માર્શલ મામોંને બોલાવી લાવવા એક અમલદારને મોકલ્યો. તે બાર હજાર સિપાઇઓ સાથે પારિસ અને ફ્રોન્ટેન્બ્લોની બરાબર વચ્ચે આવેલા ઇસોન ગામને સાચવીને બેઠો હતો તે અમલદાર મોડી રાત્રે દોડતેઘોડે પાછો આવ્યો અને સમાચાર લાવ્યો કે મામોં પોતાના સૈન્ય સાથે શત્રુઓને મળી ગયો છે અને સૈન્યને છેતરીને શત્રુના સૈન્યની વચમાં ફસાવી દીધુ છે એટલે હવે તો ફ્રોન્ટેન્બ્લો અરક્ષિત થઇ ગયુ

પ્રથમ તો નેપોલિયને આ વાત માનીજ નહિ, પણ પછી જ્યારે તેને વારવાર કહેવામા આવ્યુ કે એ,વાત સાચીજ છે ત્યારે તે ખુરસીપર ફસાઇ પડયો અને સાભળનારની આખમાથી આસુ આવે એવા ઉદ્‌ગાર કહાડવા લાગ્યો " તે ! મારો શિષ્ય ! મારા બાળક જેવો ! કૃતઘ્ન ! ભલે, મારા કરતા તે વધારે દુખી થશે ! "

માર્શલ મામોંએ શત્રુના હાથમા સૈન્યને સોપી દેવા માટે પોતાના તાબાના અમલદારોને બોલાવ્યા તેઓ બધા શહેનશાહને માટે જાન આપે એવા હોવાથી તેમને કહ્યુ કે આજે શહેનશાહ પારિસ તરફ કુચ કરવાના છે માટે આપણે આગળ ચાલો "શહેનશાહ ઘણુ જીવો" ના પોકાર સાથે તેઓ આખા લશ્કરસહિત તૈયાર થઇ ગયા અધારી રાત્રે માર્શલ મામોં તેમને શત્રુની છાવણીના મધ્ય ભાગ સુધી લઇ ગયો સવારમા તેમણે જ્યારે પોતાની આસપાસ રશિયન તોપો અને લશ્કરની ટુકડીઓ ગોઠવાયલી જોઈ ત્યારેજ તે લશ્કરને ખરી સ્થિતિનુ ભાન થયુ એકેએકના મોમાથી ક્રોધ અને શોકના ઉદ્‌ગાર નીકળવા લાગ્યા લશ્કરનો પાછલો ભાગ ચેતી ગયો એટલે તે તો છેલ્લી ઘડીસુધી શહેનશાહને બચાવવાનુ વ્રત લઇને ઇસોનના પૂલ આગળજ ઉભો રહ્યો

સરદારો આ દગો જોઇને ક્રોધે ભરાયા સિપાઇઓ પણ ક્રોધથી ગાડા જેવા થઇ ગયા કર્નલ ઓર્ડિનરે બીજા બધા સરદારોને બોલાવ્યા તેમણે કર્નલ ઓર્ડિનરને પોતાનો સરદાર બનાવ્યો અને આખુ ફ્રેન્ચ સૈન્ય ખીજવાયલા સિહની માફક જીવપર આવીને, ચારે બાજુએ અસખ્ય શત્રુસૈન્ય હોવા છતા નેપોલિયન પાસે પાછા જવા ચાલી નીકળ્યુ

આ ખબર જાણીને મામોં તેજમા તેજ ઘોડાપર સ્વાર થયો અને પાછા વળતા લશ્કરને તેણે પકડી પાડયુ

તેણે ઓર્ડિનરને દૂરથી બૂમ મારી કહ્યુ, " ઉભા રહો, નહિ તો હુ તમને પોતાની મેળે સેનાપતિ થઇ પડવા માટે લશ્કરી કાયદા પ્રમાણે શિક્ષા કરાવીશ "

ઓર્ડિનરે જવાબ આપ્યો, " તમારાથી થાય તે કરી લેજો, પણ એવો કાયદો નથી કે લશ્કરે પ્રપંચને પણ તાબે થવું અને કાયદો હોય તોપણ આમાંથી કોઇ માને એમ નથી "

પછી માર્મોંએ સિપાઇઓને સમજાવ્યા પોતાના જખમના ચામઠાં બતાવ્યા, છેલ્લી લડાઇના નહિ રૂઝાયલા ઘા બતાવ્યા અને કહ્યું કે સલાહ થઇ ગઇ છે તેથી તમે ત્યાં જશો તો તમને અને શહેનશાહને નુકસાન થવાનું નથી. છેવટે કહ્યું કે તમે મને–તમારા સેનાપતિને છોડી જાઓ તે પહેલાં મને મારી નાખો સિપાઇઓને આજ્ઞા માનવાની ટેવ પડેલી હોવાથી તેમણે આ શબ્દો સાચા માન્યા અને પાછા શત્રુસૈન્યની વચ્ચે જઇને તેઓ ઉભા રહ્યા

દરમ્યાન પેલા ત્રણ કમીશનરો નેપોલિયનનું રાજીનામું લઇ પારિસ ગયા ઉપર કહેલા દગાની તેમને કશી ખબરજ ન હતી કૅાલેનકૅાર્ટ પોતાના સોબતીઓને છોડીને સીધોજ અલેક્ઝાન્ડર પાસે ગયો તેણે તરતજ જણાવી દીધું કે વસ્તુસ્થિતિ ફરી ગઇ છે

કૅાલેનકૅાર્ટ કહે, " સાહેબ, હું નેપોલિયનનું રાજીનામું લઇને આવ્યો છું માર્શલ ને અને મેકડોનલ્ડ કમીશનર તરીકે આવ્યા છે રીતસરનુંજ કરવાનું તે થઇ ગયું છે હવે તો સુલેહનો દસ્તાવેજ ઘડી તેના પર સહી કરવાનુંજ બાકી છે "

ઝાર કહે, " ઓ મારા વહાલા ડયૂક, તમે મારી પાસેથી ગયા તે વખતે નેપોલિયનની સ્થિતિ સામા પક્ષને ડર ઉપજાવે એવી હતી તેનું લશ્કર, લશ્કરનો તેનાપર નિ:સીમ પ્રેમ, તેની પોતાની હિંમત અને કુશળતા, એ બધા ડરાવે તેવા હતાં, પણ આજે તે સ્થિતિ રહી નથી "

કૅાલેનકૅાર્ટે કહ્યું, " આપ નામદારની ભૂલ થાય છે હજી શહેનશાહ નેપોલિયન પાસે માત્ર થોડાજ માઇલના વિસ્તારમાં એંશી હજાર માણસો છે તેઓ પારિસ ઉપર ચઢી આવવા ટમટમી રહ્યાં છે, અને શહેનશાહના રક્ષણમાટે એમાંનો છેલ્લો સિપાઇ મરતાં સુધી તેઓ પાછી પાની કરે એવા નથી તેમના દાખલાથી પારિસમાં પણ નવચેતન આવે. "

ઝાર કહે, " તમને વ્યથા આપવા માટે દિલગીર છું પણ તમને બદલાયલી સ્થિતિની ખબર નથી ધારાસભાએ નેપોલિયન પાસેથી રાજ્યાસન લઇ લેવાનો ઠરાવ પસાર કર્યો છે દરેક ઠેકાણેના સેનાપતિઓ અને નાયકો નવા રાજ્યતંત્ર તરફ વફાદારીના સંદેશા મોકલવા લાગ્યા છે ધારાસભાની આજ્ઞા માથે ચડાવવાના બહાના હેઠળ તેઓ અત્યારે પોતાના કમનસીબ શહેનશાહને તજી દઈ પોતાની સ્થિતિ સલામત કરવાની આતુરતા છુપાવે છે આવી કૃતઘ્ન દુનિયા છે અત્યારે, આપણે વાત કરીએ છીએ તે વખતે ફોન્ટેન્બ્લો અરક્ષિત થઇ ગયું છે અને નેપોલિયન અમારા કબજામાં છે "

કૅાલેનકૅાર્ટ તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો તેણે કહ્યુ, "આ, બોલો છો શુ ? વળી પાછા નવા દેશદ્રોહીઓ જાગ્યા ?"

ઝારે વિચારપૂર્વક કહ્યુ, "ઇસોન ખાલી થઇ ગયુ છે. મામોં અને તેનુ સૈન્ય બેઉ અમારી પાસે આવી ગયાં છે"

આ સમાચારથી કૅાલેનકૅાર્ટના ઉપર વજ્રપાત થયો તેણે શોકાતુર સ્વરે કહ્યુ, "મને આપની ઉદારતા સિવાય હવે બીજા કશાની આશા નથી"

અલેકઝાન્ડર કહે, "જ્યા સુધી નેપોલિયનને તેના લશ્કરનો ટેકો હતો ત્યાંસુધી તેના શત્રુઓની સભા જરા તરા ડરતી હતી, પણ હવે તેના સેનાપતિઓ, સરદારો અને સિપાઇઓ તેને છોડતા જાય છે, તેથી હવે તેમની દૃષ્ટિમાં ફેર પડી ગયો છે ફ્રોન્ટેન્બ્લો શહેર પણ હવે અગત્યનુ લશ્કરી મથક નથી રહ્યુ ત્યાંના આગેવાનોએ પણ વફાદારીના પત્રો લખી મોકલ્યા છે હવે તમે પોતેજ વિચાર કરો કે મારે શુ કરવુ ?"

કૅાલેનકૅાર્ટ એટલો બધો ગુચવાઈ ગયો કે તેનાથી કશો ઉત્તર ન અપાયો અલેકઝાન્ડરે કહ્યુ, "જે માણુસોએ તેમની દોલત, તેમની કીર્તિ, તેમનુ સર્વસ્વ નેપોલિયનદ્વારા મેળવ્યુ છે તે નીચ કૃતઘ્નીઓએ આજે તેને ફસાવ્યો છે અમને રાજાઓને આમાથી ધડો લેવાનો છે, પણ હિંમત રાખજો. હુ તમારા પહેલાં સભામા જઇશ અને મારાથી બની શકે તેટલુ દબાણુ કરીને હુ તેને એલ્બા અથવા એવા કોઇ ટાપુનુ રાજ્ય અને શહેનશાહની પદવી એટલુ તો અપાવીશજ"

કૅાલેનકૅાર્ટ ત્યાથી ઉઠીને પોતાના સોબતીઓ પાસે ગયો, પણ માર્શલ મામોંએ કરેલા દગાની વાત કહેવાની તેની જીભ ન ચાલી તેઓ ત્રણે સભાગૃહમા ગયા. ત્યા ફ્રાન્સની સાથે શત્રુતા રાખનારા તમામ રાજ્યોના મોટા મોટા પુરુષો એકઠા થયા હતા અલેકઝાન્ડર પ્રશિયાના રાજા સાથે બારીમાં ઉભો ઉભો વાત કરતો હતો, અને દેશદેશના દરબારીઓ રમ લઇ લઇને વાતો કરતા હતા

ફ્રેન્ચ કમીશ્નરો દાખલ થયા એટલે તેમની વાતો અટકી અલેકઝાન્ડર અને પ્રશિયાનો રાજા એક લાંબા ટેબલ આગળ બેઠા અને બીજા બધા પણ પોતપોતાની જગ્યાએ બેસી ગયા આસ્ટ્રિયાનો રાજા પોતાના જમાઇની પાયમાલીની પૂર્ણાહુતિ વખતે હાજર ન રહેવાય તો સારૂ, એમ સમજીને ગેરહાજર હતો ઈંગ્લંડનો પ્રતિનિધિ લૉર્ડ કાસલરે હજી આવ્યો ન હતો કૅાલેનકૅાર્ટે નેપોલિયનનુ રાજીનામુ રજૂ કર્યું એક પળવાર તો ગંભીર ચૂપકી ફેલાઇ પછી પ્રશિયાનો રાજા બોલ્યો,

"હવે ચાલુ સ્થિતિમાં શહેનશાહ નેપોલિયન સાથે સુલેહ થઇ શકે એમ નથી ફ્રાન્સની તેના અસલી રાજાઓને પાછા બોલાવવાની ઇચ્છા છે એની સાબિતીઓ બધી બાજુએથી મળતી જાય છે"

આના જવાબમા મેકડોનલ્ડ બોલ્યો, " અમારા શહેનશાહને રાજ્યાસન ફ્રાન્સની પ્રજાએ આપેલુ છે સર્વત્ર સુલેહ પ્રવર્તાવવાની ખાતરજ તે રાજ્ય છોડે છે મિત્ર રાજાઓ એમ કહે છે કે તે એકલાજ સુલેહના માર્ગમા વિઘ્નકર્તા છે, તો પોતાના દેશના હિતની ખાતર પોતાની જાતને તે ખુશીથી હોમી દે છે, પણ જો મિત્રરાજાઓ તેના પુત્રનો રાજ્યાસન ઉપરનો હક્ક મજૂર નહિ રાખે તો તેમાથી ભારે માઠુ પરિણામ આવશે. અમારૂ લશ્કર તેના માલિકના હક્કના રક્ષણમાટે શરીરમા લોહીનુ ટીપુ હશે ત્યાસુધી લડશે. "

આ ઉદ્ગાર નીકળતાની સાથેજ સભામા ઘણા તિરસ્કારયુક્ત ઉપહાસ કરવા લાગ્યા, કેમકે મેકડોનલ્ડને નેપોલિયનની અરક્ષિત હાલતની ખબર નથી એમ બધા સમજી ગયા એટલામા તો માર્શલ માર્મો પોતેજ ત્યા આવ્યો અને ચારે બાજુએથી તેને અભિનદન મળવા લાગ્યાં

બર્નાડોના એક મિત્રે પોતાના મિત્રને ફ્રાન્સની ગાદી અપાવવાની આશાએ રાજપ્રતિનિધિત્વની સામે ખૂબ બખાળા કહાડયા અને નેપોલિયન ફ્રાન્સનો રાજા થાય કે તેનો પુત્ર, એ બેઉ યૂરોપની શાંતિને માટે સરખાજ ઉપદ્રવકારક છે એમ ભારે છટાથી જાહેર કર્યું

પણ તેની દલીલોના ટેલિરેન્ડ કટકે કટકા કરી નાખ્યા તેણે વજનદાર ભાષામા કહ્યુ કે ફ્રાન્સને માટે બેજ રાજા હોઇ શકે—નેપોલિયન કે લૂઇ ૧૮ મો નેપોલિયનના પછી કાયદેસર રાજ્યવારસ હોય તેજ રાજા થઈ શકે નેપોલિયનને બાદ કરીએ તો ફ્રાન્સમા—આખા જગતમા એવો એકે માણસ નથી કે જેનો પ્રજા ઉપર કાબુ હોય નેપોલિયન અને લૂઇ એ બે સિવાય ગમે તેની વાત કરશો તો હુ કહીશ કે તેમાં દગો છે. એટલે બર્નાડોનો સવાલ તો સદાને માટે ઉડી ગયો

ઇસોન ખાલી થયુ એટલે તરતજ સેન નદીને કિનારે કિનારે રશિયન ફોજ ગોઠવાઇ ગઇ નેપોલિયનની સ્થિતિ હવે ઉઘાડી રીતે નિરાશાભરેલી બની ગઈ તેથી મિત્રરાજ્યો તેની પાસે કાઇ પણ શરત વગર ચોકખુ રાજીનામુજ માગવા લાગ્યા તેની પાયમાલી થઇ ચૂકી એ વાત હવે ઉઘાડી પડી ગઈ અને આ ચર્ચા ચાલતી હતી તે વખતમા પણ પડના રાજાને તજી દેવાની આતુરતાવાળા ઘણા લોકો મિત્રરાજાઓના પક્ષમા ખેચાઈ આવવા લાગ્યા

કમીશનરો પાસે બિનસરતે રાજીનામુ માગવામા આવ્યુ તેથી તેઓ પોતાના શહેનશાહની અગત સલામતી જાળવવા ભારે ગભરાટ સાથે ચાલતા થયા, કારણ કે હવે તે શત્રુઓના હાથમા કેદ પકડાઇ જાય એવી ચોકખી ધાસ્તી હતી

ને અને મેકડોનલ્ડ પારિસ રહ્યા કૉલેનકૉર્ટ ફોન્ટેન્બ્લો પહોચ્યો, ત્યારે નેપોલિયન બારી આગળ બેઠો હતો તેનો ફિક્કો ચહેરો અને અવ્યવસ્થિત કપડા ઉપરથી

જણાતું હતુ કે તેને ગઇ રાતે ભાગ્યેજ આરામ મળ્યો હશે

કૅાલેનકૅાર્ટ તેની પાસે ઉભો રહ્યો પણ પેલા ભયકર સમાચાર કહેવા તેની જીભ ન ઉપડી એટલે નેપોલિયનેજ શાંતિનો ભગ કરી પૂછ્યુ —

“ ઇસોનવાળુ સૈન્ય ફરી ગયુ એટલે હવે તેમને નવી સરતો કરવાનુ બહાનુ મળ્યુ કેમ ખરી વાતને ? હવે મને મારાજ માણસોએ તજ્યો, મને ખુલ્લી રીતે ફસાવ્યો એટલે નવી સરતો થવીજ જોઇએ કેમ, હવે તેઓ શુ માગે છે ? ”

કૅાલેનકૅાર્ટે જે જે જોયુ હતુ તે બધુ ધીમે રહીને તેને કહ્યુ અને પછી જણાવ્યુ કે હવે તેઓ આપની પાસે બિનસરતે ગજીનામુ માગે છે આ સાભળતાં તેના ક્રોધનો પાર ન રહ્યો તેની પ્રકૃતિગત અમાનુષી શક્તિ અને જુસ્સો જ્વાલામુખીની માફક ભભૂકી ઉઠયાં આંખમાથી અગ્નિ વરસવા લાગ્યો અલૌકિક બુદ્ધિ અને દઢતાથી તેનો ચહેરો ચળકી ઉઠયો

તે બોલ્યો, “ શુ એ છકી ગએલાઓ એમ ધારે છે કે દેશદ્રોહીઓએ તેમને સારૂ પારિસના દરવાજા ઉઘાડયા એટલે તેઓ ફ્રાન્સના માલિક થઈ ગયા ? મુઠ્ઠીભર લુચ્ચા કાવત્રાખોરોએ ખરાબીનો ખાડો ખોદ્યો એટલે શુ પ્રજાએ તેમનુ કાળુ કૃત્ય મંજુર રાખ્યુ ? હુ લોકોનો આશ્રય લઇશ મૂર્ખાઓ ! હજી તેઓ નથી સમજતા કે મારા જેવો માણસ તો કબરમા દટાય ત્યારેજ બળહીન થયો કહેવાય કાલે, આવતી કાલે તેમને મારી આસપાસ જકડેલી બેડીઓ તોડીને ફેંકી દઉ છુ અને એક લાખ ત્રીશ હજાર યોદ્ધાઓનો નાયક બની હમેશ કરતા વધારે ભયાનક સ્વરૂપમા પ્રકટ થાઉ છુ

“ સાંભળ, આ પ્રમાણે મારી ગણત્રી છે મારી પાસે અત્યારે શત્રુઓને ધ્રુજાવનાર ૨૫૦૦૦ યોદ્ધાઓ છે તે મારા સૈન્યનુ મધ્યબિન્દુ બનશે લિયોમાં ૩૦,૦૦૦ છે ગ્રેનિયરના ૧૮,૦૦૦, સુશેટના ૧૫,૦૦૦ અને મૅાલ્ટના છૂટા છવાયા ૪૦,૦૦૦ મળી એક લાખ ત્રીસ હજાર થાય છે હજી ફ્રાન્સ અને ઇટાલિનાં મુખ્ય સ્થળોનો હુ માલિક છુ કદાચ ત્યાં પણ પારિસના જેવા ખૂની અને દેશદ્રોહીઓ વખતે હોય, પણ પાછો હુ ઉભો થાઉ છુ હજી કદિ પણ જે હાર્યું નથી એવા બહાદૂરમા બહાદૂર સૈન્યનો હુ નાયક છુ. ”

નેપોલિયન આ પ્રમાણે બોલતો હતો અને સપાટાબધ આંટા માર્યો જતો હતો.

“ લખી દે મેકડોનલ્ડ નેને કે ચાલ્યા આવે. મારે સુલેહ નથી કરવી મે ફ્રાન્સને સુલેહ અપાવવા સારૂ અમૂલ્ય ભોગ આપ્યા તે તેમને કબૂલ નથી ! ચાલો, બચ્ચાઓ આવી જાઓ ”

કૅાલેનકૅાર્ટ તેના મનની ઉશ્કેરાએલી સ્થિતિ અને એવે વખતે તેને શાંતિથી સમજાવવાની નિષ્ફળતા જાણતો હોવાથી સલામ કરી રજા માગી

નેપોલિયને એકદમ માયાળુ અવાજે કહ્યુ, " આપણે સરખા છીએ આપણી વિપત્તિઓ અસાધારણુ છે જા, આરામ લે મારે માટે તો આરામ છેજ નહિ "

કૉલેનકૉર્ટ આરામ લેવા ગયો પણુ તેણે ઘણા ઉદ્વેગમા વખત પસાર કર્યો શહેનશાહ પુન યુદ્ધ શરૂ કરીને બહુ તો લડાઇ લબાવે પણુ તેને માટે ફતેહની આશા જેવુ તો હતુજ નહિ શત્રુના છ લાખ સિપાઇઓ તો ફ્રાન્સમાંજ હતા અને બીજા બાર લાખ કોઇ પણુ વખતે ક્રમનશીબ પ્રજાસત્તાક રાજ્યપર તૂટી પડવા તૈયાર હતા ફ્રાન્સના મોટા મોટા માણુસો પણુ હવે નવા રાજ્યતત્રની કૃપા મેળવવા આતુર હતા નેપોલિયને ઘણીવાર અતિ સાહસિક હિલચાલ કરીને યૂરોપને આશ્ચર્ય-ચકિત કરી નાખ્યુ હતુ તેવુ અત્યારે પણુ તે કરી બેસે એવી તેનામા શક્તિ અને બુદ્ધિ હોવાથી, તે ચારે બાજુએથી ઘેરાયલો છતા પણુ તેની પાસે આવવાની મિત્ર-રાજાઓની હિમત ચાલતી ન હતી

બીજે દિવસે કૉલેનકૉર્ટે ફરીથી તેને સમજાવવા માડયુ કે બળથી છૂટા થવાનો પ્રયત્ન કરશો તો દેશને, સૈન્યને અને પોતાની જાતને સર્વને જોખમમાં નાખશો એવી ભયભરેલી હાલની સ્થિતિ છે

નેપોલિયન ચીડાઇ ગયો તે બોલી ઉઠયો, " ભય વળી કેવો ? મને તેની પરવા નથી નકામી જિદગી બોજારૂપ છે, પણુ બીજાઓને જોખમમા ઉતારતા પ-હેલા મારે તેમનો અભિપ્રાય પૂછવો જોઇએ જેટલા સરદારો હજી રહ્યા છે તેમને તેડી લાવ "

નિરાશ થએલા અને બહાવરા બની ગએલા સરદારો થોડીજ વારમા ત્યા એકઠા થયા તેમને સબોધીને નેપોલિયને બોલવા માડયુ –" મે રાજીનામુ આપ્યુ પણુ તેમને તો મારા કુટુમ્બનુ પણુ રાજીનામુ જોઇએ છે તેઓ મને, મારા પુત્રને, મારી સ્રીને અને મારા સર્વ કુટુબીઓને પદભ્રષ્ટ કરવા ઇચ્છે છે તમે તેમ થવા દેશો ? આપણી આસપાસ ગોઠવાયલા શત્રુસૈન્યને ભેદીને બહાર નીકળી જવાના મારી પાસે ઉપાય છે હું ફ્રાન્સમા ઘૂમી વળીશ અને આખા દેશને જગાડી મૂકીશ આલ્પ્સનો આશ્રય લઇશ ઑગેરિઓ, સૂશે, મોલ્ટ અને યુજીનને જઇ મળીશ. આપણે ઇટાલિ ચાલ્યા જઇશુ અને ફ્રાન્સની પ્રજાનો અવાજ આપણુને પાછા ન નોતરે ત્યાંસુધી આપણે પરદેશ નવાં રાજ્ય સ્થાપી નવી કીર્તિ મેળવીશુ. કેમ, મારી સાથે આવ-વાની તમારી મરજી છે ? "

પરતુ મરી ગએલા ઉત્સાહવાળા સેનાપતિઓનાં દિલ આથી ઉશ્કેરાયાં નહિ તેમણે અનેક વાધા બતાવ્યા ફ્રાન્સનો લાભ, બિનજરૂરી લડાઇ, પરદેશી લશ્કર દેશમા રહેવાથી થતાં નુકસાન વગેરે અનેક બહાનાં બતાવ્યાં, પણુ જેણે વીશ વર્ષસુધી

ફ્રાન્સની કીર્તિને ઉજ્જવળ રાખી હતી અને જેણે તેમના ઉપર અનેક ઉપકાર કર્યા હતા, તેની પડતીને વખતે એક પણ સહાનુભૂતિનો શબ્દ તેમના મોમાંથી નીકળ્યો નહિ કૅાલેનકૅાર્ટથી ન રહેવાયુ તે જવા ઉઠયો નેપોલિયને કહ્યુ, " ઉભા રહો " એમ કહી તેણે ઝડપથી પોતાનુ રાજીનામુ લખી કૅાલેનકૅાર્ટના હાથમા મૂક્યુ અને શાતિ પણ અહકારસહિત સેનાપતિઓ તરફ ફરીને કહ્યુ, " ગૃહસ્થો, મારે હમણા એકાતની જરૂર છે " બધા ગયા પછી તેણે કહ્યુ, " આ માણસોને નથી હૃદય અને નથી સદ્બુદ્ધિ હુ મારા કમનશીબ કરતા મારા સોબતીઓના મિથ્યાભિમાન અને કૃતધ્નતાથી વધારે હારી ગયો છુ આ અસહ્ય છે બસ, હવે પતી ગયુ "

શકાની સ્થિતિ પસાર થઇ ગઈ અને જે થવાનુ હતુ તે થઇ ગયુ એટલે નેપોલિયનના હૃદયપરનો કેટલોક ભાર ઓછો થયો હવે તેણે મિથ્યા મનોવ્યથા કરવાનું મૂકી દીધુ અને માથાપર આવેલી વિપત્તિ ધૈર્યથી અને પોતાના દરજ્જાને શોભે એવી રીતે સહન કરવા માડી મનને સમજાવી, સમાધાન કરીને તેણે પોતાના ચહેરા-પર સતોષ અને પ્રસન્નતાની છાપ પાછી બેસાડી તેના મોમાથી અસતોષના ઉદ્‌ગાર નીકળતા ન હતા પણ દરેકની સાથે વિવેક અને માયાથી તે વાતચીત કરવા લાગ્યો તેની આવી ભવ્ય સમાધાનવૃત્તિ જોઇ સર્વ આશ્ચર્ય પામતા અને તેને માટે સૌને ઘણુ માન ઉત્પન્ન થતુ

પણ નેપોલિયનને પદભ્રષ્ટ કરીનેજ મિત્રરાજાઓને સતોષ ન થયો ફ્રાન્સની પ્રજાના હૃદય ઉપર તેણે પોતાનુ રાજ્યાસન માડયુ હતુ એટલે મિત્રરાજાઓએ મેળવેલી ફતેહની પૂર્ણાહુતિ કરવા માટે નેપોલિયનની પ્રતિષ્ઠાનુ પણ ખૂન કરવાની અને ફ્રાન્સમા તેને સ્વાર્થી નિર્દય રાક્ષસ જેવો માનતા થાય એવી રીતે લોકમત ફેરવવાની જરૂર હતી હવે આખા યૂરોપના છાપખાનાં તેમના હાથ નીચે આવ્યા હતાં બિચારો નેપોલિયન જેનો જવાબ પણ ન આપી શકે એવી બદનક્ષીથી ભરેલી લાખો કરોડો પત્રિકાઓને આખા યૂરોપમાં ફેલાવવાનાં તેમની પાસે સાધન હતાં નેપોલિયનની કીર્તિને કલકિત કરવા માટે, તેના ઉપર ખરાખોટા અનેક આરોપો ઠોકી બેસાડવા માટે મિત્રરાજાઓએ અનેક નીચ લેખકોની ઝેરમાં બોળેલી કલમનો ઉપયોગ કર્યો

આ પ્રકારે ઇંગ્લડમાં ટોરી પક્ષનો, યૂરોપમા મિત્રરાજાઓનો અને ફ્રાન્સમાં બુર્બોન વશી રાજાઓનો વિજય થયો નેપોલિયનનુ મોબધ થયુ હતું, તેની સ્વાધી-નતા લુટાઇ ગઇ હતી, તેની શક્તિનો નાશ થયો હતો, તેના શત્રુઓના કોલાહલમાં તેના બચાવ કરનારનો અવાજ સભળાય એમ હતુજ નહિ અને આજે પણ તેનો બચાવ કરનારે સામા પક્ષના હુમલામાટે તૈયારજ રહેવુ પડે છે, છતા પણ જગતના લોકો તો તેને ચહાય છે અને ચહાશેજ

આ રીતે મિત્રરાજાઓએ પોતાની ઇચ્છા સર્વાંશે પૂર્ણ કરી નેપોલિયનના ઉપર આરોપ મૂકનાર તે વકીલ તે, પંચ તે, ન્યાયાધીશ તે અને જલ્લાદ પણ તે, કેસનો હેવાલ લખનાર પણ તે અને તેનું જીવનચરિત્ર લખનાર પણ તેજ, પણ હવે સો વર્ષ સુધી મૌન ધારણ કર્યા પછી નેપોલિયનનો આત્મા ઇનવેલાઇડસના ઘુમ્મટમાથી નીકળી, નવી આલમને સબોધીને કહે છે કે તમે મારો કેસ ફરીથી તપાસો જેઓ સત્ય અને ન્યાયના પક્ષમા હોય તેમણે શાતિથી પરતુ દઢતાથી કહેવુ જોઇએ કે તેની માગણી વાજબી છે અને કોઇ પણ તેનો ઈન્કાર નહિ કરી શકે





# प्रकरण ६१ मुं—एल्बा तरफ प्रयाण



ગયા પ્રકરણના અંતમાં વર્ણવેલા બનાવ ૬ઠ્ઠી એપ્રિલે બન્યા બીજે દિવસે સવારે કૅાલેનકૅાર્ટ પારિસ ગયો અને નેપોલિયનનું બીજી વારનું રાજીનામું મિત્રરાજાઓની સભામાં રજૂ કર્યું આખા જગતમાં જેની કીર્તિ ફેલાઇ ગઇ હતી તેની સંપૂર્ણ અવનતિ જોઇ તેના શત્રુઓના હૃદય પીગળ્યાં. ફ્રાન્ટેન્બ્લો તરફ તેઓ સૈન્ય મોકલવાના હતા તે વિચાર બંધ રહ્યો અને હવે શહેનશાહ તથા તેના કુટુંબની શી વ્યવસ્થા કરવી તેની આતુરતાથી ચર્ચા થવા લાગી

બુર્બોન રાજાના પક્ષકારો તેને ફ્રાન્સથી આઘેમાં આઘે મોકલવા ઇચ્છતા હતા અને સેન્ટ હેલેનાનું નામ દેવાયું કોઇએ કૅાર્સિકાની ભલામણ કરી કોઇએ એલ્બાનું નામ દીધું અને તેની સારી આબોહવાના વખાણ કર્યા કૅાલેનકૅાર્ટે આ તક સાધીને એલ્બાને માટે દબાણ કર્યું બુર્બોન રાજાઓના ખાખણદાસો ગભરાયા ફ્રાન્સની પ્રજાનો નેપોલિયન તરફ કેટલો પ્રેમ છે એ તેઓ સારી રીતે જાણતા હતા અને તેનો નિવાસ આટલો નજીક જોઇને તેઓ ડરતા હતા તેમણે સખત વિરોધ બતાવ્યો, પણ અલેક્ઝાન્ડર ઉદાર ચિત્તે કૅાલેનકૅાર્ટની મદદે આવ્યો ગરમાગરમ તકરાર ચાલી પરંતુ આખરે તેનું વજન પડ્યું અને નેપોલિયનને જીવતાસુધી એલ્બાનું રાજ્ય, અને શહેનશાહનો ખિતાબ ભોગવવા દેવાનો ઠરાવ થયો

આ પ્રમાણે સખત ચર્ચા અને મનને વલોવી નાખે એવી રાજખટપટથી ભરેલા કેટલા દિવસ વીત્યા પછી સુલેહના કોલકરારનો ખરડો તૈયાર થયો નેપોલિયન અને મેરિયા લુઇસાને જીવનપર્યન્ત શહેનશાહ અને શહેનશાહબાનુનો ખિતાબ, તેમજ નેપોલિયનની માતા, ભાઇઓ, બહેનો, ભત્રિજાઓ, ભત્રિજીઓ સર્વને રાજકુમાર અને રાજકુમારીનો ખિતાબ, નેપોલિયનને એલ્બાનું રાજ્ય અને ફ્રાન્સની આવકમાંથી વાર્ષિક પચીશ લાખ ફ્રાન્કનું પેન્શન, મેરિયા લુઇસાને ત્રણ ગામની જાગીર અને તેનાપર તેના પુત્રનો હક્ક, નેપોલિયનનાં માતા, ભાઇઓ, બહેનો વગેરેને પણ તેમના દરજ્જા પ્રમાણે વાર્ષિક પેન્શન, આવી આવી કેટલીક વ્યવસ્થા થઇ ગયા પછી એ ખરડા પર સહી કરવા માટે નેપોલિયનને બે દિવસની મુદત આપવામાં આવી

નેપોલિયન તરફ ઈંગ્લંડે દાખવેલી અવિરત શત્રુતા તેની આવી દયામણી સ્થિતિમા પણ કમી થઇ ન હતી આવી નિષ્ઠુરતાનો નમુનો જગતના ઇતિહાસમા બીજે ઠેકાણે ભાગ્યેજ જોવામા આવશે યૂરોપના તમામ રાજ્યોએ એક પણ અપવાદ વગર પ્રજાનો પોતાનો રાજા ચુટવાનો હક્ક સ્વીકાર્યો, ત્યારે એકલા ઈંગ્લંડેજ એ હક્કનો સ્વીકાર ન કર્યો અને વારવાર ફ્રેન્ચોને બળવાખોર અને નેપોલિયનને રાજ્યાસન ઝુટવી લેનાર કહીને અપમાન પહોંચાડયુ હતુ આવા યશસ્વી લોકમાન્ય નૃપતિને એલ્બાનુ નાનુ સરખુ રાજ્ય આપ્યુ તે પણ ઈંગ્લંડની આખમા ખટકયુ જો સભામા ઇંગ્લંડના કમિશનરો હાજર હોત તો અલેક્ઝાન્ડર ગમે તેટલો ઉદાર છતા પણ નેપોલિયનને કેદ અને અપમાનમાંથી નજ બચાવી શકત ×

સુલેહની સરતો ચર્ચાતી હતી તે દરમ્યાન નેપોલિયને કૉલેનકૉર્ટને વારવાર કહેવડાવ્યુ હતુ કે મારે સલાહ નથી જોઇતી, તું ચાલ્યો આવ. પણ તે પોતાના શહેનશાહની જોખમભરેલી સ્થિતિ જાણતો હોવાથી પોતાની અક્કલ વાપરીને સુલેહનો ખરડો ઘડાવી લાવ્યો.

૧૧ મી એપ્રિલે તે ફોન્ટેનબ્લો ગયો કે તરત તેને નેપોલિયને પૂછ્યુ, "મારૂ રાજીનામુ પાછુ લાવ્યો?" કૉલેનકૉર્ટે ઘણીએ દલીલ કરી કે એ મારા હાથમા ન હતુ. આપનું રાજીનામુ છાપાઓમાં બહાર પડી ચૂકયુ હતુ, પણ નેપોલિયન કહે તેમા મારે શુ? મારે સુલેહ નથી કરવી અને હું સહી કરવાનો નથી ખૂબ ચર્ચા થઇ પણ કાઇ પરિણામ ન આવ્યુ

બીજે દિવસે સાંજે ફરી પાછો કૉલેનકૉર્ટ નેપોલિયન પાસે ગયો તે અત્યત નિરાશામાં ગરકાવ બનીને બેઠો હતો તેની ઉપર તૂટી પડેલો વિપત્તિનો ડુગર જોઇ તે બહાવરો બની ગયો હતો તેનુ પ્રાણાધિક પ્રિય ફ્રાન્સ બુર્બોન રાજાઓને શરણે પડયુ હતુ, યૂરોપના તમામ ઉદાર રાજતત્રોનો નાશ થઈ ગયો હતો, તેના અનુયાયીઓની પણ તેની સાથે સાથેજ પાયમાલી થઇ ગઇ હતી જગતની સ્વતત્રતા ઉપર કાળામા કાળા ગ્રહણની છાયા પથરાઇ હતી તેના મન ઉપર એવી જડતા વ્યાપી ગઈ હતી કે તેને જાગૃત કરવાનુ કામ પણ સહજ ન હતુ

કૉલેનકૉર્ટ શોકથી વિહ્વલ બની ગયો હતો તેને ખબર હતી કે જો નેપોલિયન

× ઈંગ્લંડના કમીશનર લૉર્ડ કાસલરે આ સલાહની સામે બે પ્રકારના વાધા દર્શાવ્યા હતા (૧) એથી કરીને નેપોલિયનનો ફ્રાન્સના શહેનશાહ પદનો દાવો જે, ઈંગ્લંડે સીધી યા આડકતરી રીતે કદી સ્વીકાર્યો નથી તે સ્વીકારાય છે (૨) હજી રાજ્યક્રાંતિનો જ્વાળામુખી હોલવાયો નથી તેવા વખતમા ફ્રાન્સ અને ઇટાલિની નજીક એલ્બાનુ સ્વતત્ર રાજ્ય તેને આપવામા આવ્યુ છે એલિસન

આ સુલેહના ખરડાપર સહી નહિ કરે તો તેના આના કરતાએ વધારે માઠા હાલ થશે ભારે મુશ્કેલીથી તેણે મિત્રરાજાઓ પાસે તેને માટે આટલી છૂટછાટ મૂકાવી હતી અને હવે નીમેલી મુદતમાં માત્ર થોડાક કલાકજ બાકી હતા જો સહી નહિ થાય તો નેપોલિયનને તેમની દયા ઉપરજ રહેવુ પડશે અને તેઓ મરજીમા આવશે તેમ કરશે. તેણે અત્યત દીન સ્વરે કહ્યુ, "મારા શિરતાજ, હુ આપને આપની કીર્તિના સમ દઇને કહુ છુ કે છેવટના નિર્ણયપર આવી જાઓ લાંબી ટુકી કરવાનો આ વખત નથી જ્યારે આ કૉલેનકૉર્ટ, આપનો દઢ વફાદાર ભક્ત ઘુટણીએ પડીને કાલાવાલા કરે ત્યારે કોઈ ઘણુંજ ગંભીર મહત્ત્વના કારણુ હોવાં જોઇએ"

નેપોલિયને ઘેનમા ઘેરાયલી આખો ઉચી કરી કહ્યુ, "તારે શુ કરાવવુ છે?" વળી થોડીવારે કહ્યુ, 'તેનુ છેવટ આવવુજ જોઇએ મારો નિશ્ચય થઇ ચૂક્યો કાલે સહી કરી આપીશ"

તે શહેનશાહની રજા લઇને ગયો પણ મધ્યરાત્રિએ તેને કોઈએ જગાડયો અને કહ્યુ કે તે સખત, ધાસ્તી ઉપજાવે એવા મદવાડના ભોગ થઈ પડયા છે વાચનારને યાદ હશે કે ડ્રેસ્ડનના યુદ્ધ પછી તેને ચૂકનો ભયકર વ્યાધિ થઈ આવ્યો હતો થાક, ઉજાગરા અને ચિંતાથી એ રોગે બીજીવાર ઉછાળો માર્યો જે જીવલેણુ રોગ, કેદ અને અપમાનની માઠી અસરને લીધે પાછળથી વધી પડયો અને અંતે તેનો જીવ લીધો. તેનો આ શરૂઆતનો હુમલો હતો શહેનશાહ પથારીમાં તરફડતો હતો કપાળપરથી પરસેવાની ધારા છૂટતી હતી વાળ ઉભા થઈ ગયા હતા અને બૂમો ન પડાય માટે દાત વચ્ચે જોરથી રૂમાલ દબાવી રાખ્યો હતો તેને લાગ્યુ કે મારો અતકાળ આવી પહોચ્યો છે કૉલેનકૉર્ટને કહ્યુ, "હું જાઉ છુ મારી સ્રી અને પુત્ર તને સોપી જાઉ છુ મારી કીર્તિનુ રક્ષણુ કરજે"

તેના દાક્તરે માત્ર ચાહ કરાવીને પાઈ ધીમે ધીમે ચૂક નરમ પડી અને કપને લીધે અકડાઇ ગએલા અવયવ પાછા સ્થિતિસ્થાપક થવા લાગ્યા

કૉલેનકૉર્ટ કહે છે કે તેના મદવાડના દેખાવનુ અને તેના દુખનુ વર્ણનજ થઇ શકે એમ નથી ઓરડામાં ગભીર શાંતિ ફેલાઇ રહી હતી માત્ર ત્યા ઉભેલાઓનાં ડૂસકાંથીજ એ શાતિનો ભગ થતો હતો આ ભયકર દેખાવ જુએ અને આંખમાથી આસુ ન પડે એવો કોઇ હોઇ શકેજ નહિ

આ મદવાડનો પણ તેના શત્રુઓએ અવળો અર્થ કર્યો અને તેણે આપઘાત કરવાની કોશિશ કરી હતી એવી ખોટી અફવા ચારે દિશાએ ફેલાવી તેમનાં બીજા જૂઠાણા જેમ ઉઘાડા પડી ગયા તેમ આ વાત પણ છેવટે ખોટીજ ઠરી છે તેના રોગનુ નિદાન, દાક્તરે આપેલી સાદી ચાહ, તેનુ જલદી સારા થવુ એ બધા સજોગો ધ્યાનમાં લેતાં આ તહોમત જૂઠુ ઠરે છે

તેણે આખી રાત સારી નિદ્રા લીધી સવારમા કૉલેનકૉર્ટ તરફ ફરીને કહ્યુ, "હજી મારે જીવવુ જોઇએ એવી ઇશ્વરની ઇચ્છા છે હજી મારી પાસે મરણ ન આવ્યુ " થોડીવાર પછી વળી તે બોલ્યો, " કૉલેનકૉર્ટ, આ છેલ્લા દિવસોમાં કોઈ કોઈવાર મને એવુ થઈ આવતુ કે જાણે હુ ગાંડો થઇ જઇશ " માથા તરફ આંગળી કરી કહ્યુ, " અહિં મને જીવલેણુ ગરમી લાગે છે ! ગાડપણુ એ મનુષ્યની અવનતિની છેલ્લામાં છેલ્લી સ્થિતિ છે એના કરતાં મૃત્યુ હજાર ગણુ સારૂ." વળી એક ક્ષણુ અત્યત એકાગ્ર ચિત્તે વિચાર કર્યા પછી તે બોલ્યો, " હુ આજે સુલેહના ખરડાપર સહી કરીશ જા, જરા આરામ લે "

સહી કર્યા પછી તે ઉભો થયો અને મેક્ડોનલ્ડને સબોધીને બોલ્યો, " તમારી છેલ્લી અનન્ય સેવાના બદલામાં તમને આપવા જેટલુ મારી પાસે ધન નથી છતાં આ પ્રસગની યાદગીરીમાટે કાઇકે આપુ " એમ કહી તેણે પોતાની જૂની તલવાર મગાવી મેક્ડોનલ્ડને આપતા કહ્યુ, " આ તલવાર મને મિસરમાં મુરાદ બેએ આપી હતી તમારા પ્રેમના બદલામાં હુ તમને આ સિવાય બીજુ આપી શકુ એમ નથી "

મેક્ડોનલ્ડે તરવારને છાતી સાથે દાબી અને કહ્યુ કે મારા કુટુબમાં આ અમૂલ્ય વસ્તુ હમેશને માટે પૂજાયા કરશે " નેપોલિયને તેને પ્રેમાશ્રુસહિત આલિગન કર્યું

પોતાના કરતાં તેને પોતાના સૈન્યની સલામતીની વધારે ચિતા હોવાથી તેણે બેઉ કમીશનરોને કહ્યુ, " મારૂ રાજીનામુ અને સુલેહની સરતો મને ત્યારેજ બધન કર્તા ગણાય કે જ્યારે તેઓ લશ્કરને આપેલા વચન પાળે તે ન થાય ત્યાંસુધી આ દસ્તાવેજ તમારા હાથમાંથી જવા ન દેશો "

આ ખરડો મિત્રરાજાઓ તથા ફ્રાન્સની કામચલાઉ સરકારના સભાસદો આગળ રજૂ કરવામાં આવ્યો જરૂરી બાબતોનો નિકાલ કરવામા કેટલાક દિવસ નીકળી ગયા દેશના મોટા મોટા માણસોની સહાનુભૂતિની નવા રાજ્યતત્રને ઘણી જરૂર હતી તેમને લલચાવવા માટે સારાં સારા ઇનામની લાલચો આપવામા આવી તેમની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી હતી નેપોલિયનને પ્રકટ રીતે મદદ કરી શકાય એમ હતુ નહિ અને નવી સરકારની હકુમત નીચે હોદ્દા ન સ્વીકારનાર ઉપર હમેશને માટે શકની નજર રહે તેમ હતુ, છતા ઘણા લોકોએ નેપોલિયન તરફ અત્યત ભક્તિને લીધે બુર્બોન રાજાઓની સાથે સહકાર કરવા ના પાડી, પરતુ ઘણા ખરાએ તો પોતાના મનનુ સમાધાન કરી નવી સરકાર સાથે સબધ જોડયો

બીજો પ્રશ્ન નેપોલિયનને સહીસલામત એલ્બા સુધી વળાવવાનો હતો એક તો તેને જોઇને પ્રજા ઉશ્કેરાય નહિ અને બીજુ બુર્બોન રાજાના મળતીઆમાથી કોઇ તેનુ ખૂન ન કરી બેસે એટલા માટે તેની સાથે મજબૂત અગરક્ષકોની ટુકડી મોકલવાનુ ઠર્યું

એપ્રિલની ૧૬ મી તારીખે કૅાલેનકૅાર્ટ ફ્રોન્ટેન્બ્લો ગયો માત્ર ગણ્યાગાંઠ્યા નિરાશ થઇ ગએલા સિપાઇઓ જેઓ હજી પણ પદભ્રષ્ટ થએલા શહેનશાહને વફાદારીથી વળગી રહ્યા હતા તેમના સિવાય ત્યા બીજુ કોઇ હવે રહ્યુ ન હતુ જે મહેલના દિવાનખાના એકવાર દરબારના ભભકાદાર મેળાવડાથી શોભી રહેતા તે આજે શ્મશાન જેવા લાગતાં હતા નેપોલિયન પોતે પણ હવે ફ્રાન્સ છોડી જવાને ઘણો અધીરો બની ગયો હતો

નેપોલિયનને તેના અંગરક્ષકો પૈકી ચારસો માણુસોને પોતાની સાથે રાખવાની છૂટ આપી હતી એ માન મેળવવા માટે ઘણાં ભક્ત હૃદયો આતુર હતાં જ્યારે નેપોલિયન અને કૅાલેનકૅાર્ટ બગીચામાંથી પાછા ફરતા હતા તે વખતે એક ઘરડો સિપાઇ જે શહેનશાહ સાથે વાત કરવાનો લાગ જેયા કરતો તે બેબાકળો તેમની પાસે દોડી આવ્યો

તે ધ્રૂજતો ધ્રૂજતો આજીજી કરતો બોલ્યો, " નામદાર, હુ ન્યાય માગવા આવ્યો છુ મને ભારે અન્યાય થયો છે બાવીશ વરસ થયા હુ નોકરીમા છુ " તેણે પોતાની પહોળી છાતીપર જેરથી પ્રહાર કરી કહ્યુ, " મને ચાદ પણ મળ્યો છે છતા આપની સાથે આવનારા અંગરક્ષકોમાં મારૂ નામ નથી જે મને ટાળી મૂકશો તો એમાંથી ખૂન થશે જેઓ ચુટાયા છે તેમાથી એકને મારીને હુ મારે માટે જગ્યા કરી લઇશ એમ કર્યા વગર નહિ છોડુ "

તેની ભક્તિ જેઈ નેપોલિયનને લાગી આવ્યુ. તેણે કહ્યુ, " તારે મારી સાથે આવવાનુ બહુ મન છે ? તે પૂરો વિચાર કર્યો છે ? તારે ફ્રાન્સ, કુટુબ અને ભવિષ્યમા ઉંચી પાયરીએ ચડવાની આશા છોડી દેવી પડશે "

સિપાઈ કહે, " મારા શહેનશાહ ! મને મન છે ! અરે ! મારો હક્ક છે, મારો દાવો છે એમાજ મારી આબરૂ છે મારે ઉંચી પાયરીએ નથી ચડવુ મારી પાસે ચાદ છે તે બસ છે, **અને મારે કુટુબમાં તો આજે બાવીશ વરસ થયાં તમેજ છો.** "

શહેનશાહ કહે, " ઠીક ત્યારે, તને મારી સાથે લઈ જઇશ, મારા ભલા મિત્ર."

" તમારી મોટી મહેરબાની, મોટી મહેરબાની " એમ કહી હરખાતો અને મનમા ફૂલાતો ફૂલાતો તે સિપાઈ ચાલતો થયો

સામાન્ય સિપાઈની પણ આવી ઉંડી ભક્તિ જેઇને નેપોલિયનના હૃદયમા પ્રેમતરગો ઉછળ્યા, અને કહ્યુ, " બધાને મારી સાથે લઇ જવાતા હોત તો કેવુ સારૂ ? "

જ્યારે ફ્રોન્ટેન્બ્લોમાં ઉપર કહ્યા તે બનાવો બનતા હતા ત્યારે શહેનશાહબાનુ મેરિયા લુઇસા, શાહજાદા સાથે પારિસથી અગ્નિ કોણમા ૧૮૦ માઇલ દૂર આવેલા બ્લોઇ ગામમા ઘણા દુખી દિવસ ગાળતી હતી તેની ઉમર માત્ર બાવીશ વર્ષની

હતી, દુનિયાનો અનુભવ તેને ઘણોજ થોડો હતો, અને સ્વાશ્રયનો ગુણ કેળવવાનો પ્રસંગ તો તેને મળ્યોજ ન હતો, છતા તેના ઉપર ભારેમા ભારે આફત તૂટી પડી હતી શહેનશાહને પદભ્રષ્ટ કરવામા આવ્યા છે એ વાત તેણે માનવાનીજ સાફ ના પાડી તેણે કહ્યુ કે મારા પિતાએ મને ફ્રાન્સની રાણી બનાવી ત્યારે વારવાર વચન આપ્યુ હતુ કે તારે માથેથી હુ રાજ્યમુકુટ નહિ ઉતરવા દઉ

નેપોલિયન તેને વારવાર પત્રો લખતો ઘણીવાર તો દિવસમા બે ત્રણ ચિઠ્ઠીઓ પણ મોકલતો તેણે પણ પોતાના પતિના આફતના વખતમાં તેની પાસે આવવાની પ્રબળ ઇચ્છા દર્શાવી, પણ રસ્તો સલામત ન હોવાથી નેપોલિયને તેને ના લખી ૭ મી એપ્રિલે તેણે કહેવડાવ્યુ કે " મારૂ ખરૂ સ્થાન તો તમારી પાસેજ છે તમારા સહવાસમાં મને કોઇ પણ ઠેકાણે રહેવામા સતોષ છે " આખરે તેના આગ્રહને વશ થઇને તેને ઓર્લિયા સુધી આવવાની નેપોલિયને સલાહ આપી ત્યા તેણે કેટલાક દિવસ ચિતા અને દહેશતમા રડી રડીને ગાળ્યા તેણે કહ્યું, " મારે હવે શુ કરવુ ? શહેનશાહની સલાહ માગુ છુ ત્યારે તે કહે છે કે તારા બાપને લખ મારા ઉપર આટઆટલી વિપત્તિ નાખ્યા પછી મારા બાપ પણ શુ કહેવાના હતા ? છોકરાને લઇને એમની પાસે જાઉ ? પણ વખતે એમને પોતાનો જાન બચાવવા નાસી જવાનો વખત આવે તો મને વળી કયા માથે લઈ લઇને ફરતા ફરે ? મોઈ હુ ! રડવાને માટેજ જીવી ! "

તે બિચારી ખરેખર ઉપાયહીન હતી એટલામા મિત્ર રાજાઓએ તેને માટે રશિયન સિપાઇઓનો રસાલો મોકલાવ્યો અને તેમના રક્ષણ નીચે તે જઇને પોતાના પિતાને મળી પછી ત્યાથી વિયેના ગઇ ત્યા તેણે બાકીનુ જીવન જે રીતે ગાળ્યુ તે તેની સ્વેચ્છાથી કે પિતાની ધમકીથી ગાળ્યુ તે નક્કી કરી શકાતું નથી

શહેનશાહ નેપોલિયનને એલ્બામાટે પ્રયાણ કરવાનો દિવસ ૨૦ મી એપ્રિલનો મુકરર કરવામા આવ્યો હતો વચગાળાના દિવસ દરમ્યાન તે શાત, ગભીર અને નિશ્ચયી બની ગયો હતો, જાણે કશુજ ન બન્યુ હોય તેમ એલ્બાની સુદર આબોહવા વિષે તે ચર્ચામા ઉતરતો હતો એજ ચર્ચા દરમ્યાન તેણે કહ્યુ હતુ કે " પ્રારબ્ધ કેવી વસ્તુ છે ! છેલ્લી લડાઇમા દેશની ભૂમિનુ પગલે પગલે રક્ષણ કરતા કીર્તિ સાથે મરણ પામવા માટે મે ઘણાએ ફાંફાં માર્યા બોમ ગોળા પાસે ઉભો રહ્યો મારા ઘોડાને તેનો સ્પર્શ થતાજ ઘોડો અને હુ હવામા અદ્ધર ઉડી ગયા, પણ હુ સલામત ભોયપરથી ઉઠીને ઉભો થયો મારી આસપાસ ગોળીઓનો વરસાદ વરસતો મારાં કપડા કાણાં કાણા થઈ ગયાં છતા એક પણ ગોળી મને વાગી નહિ નિરાશાના ભોગ થઇને આત્મહત્યા કરવી એને તો હુ ઘણુજ નીચ કૃત્ય ગણુ છુ આત્મહત્યા મારા સિદ્ધાંતની વિરુદ્ધ છે અને જગતના તખ્તા ઉપર જે દરજ્જો હુ

ભોગવુ છુ તેને શોભા આપતી નથી જગતમાં કોઇને જો જીવવાની સજા થઈ હોય તો તે હું છુ."

એવામા સેનાપતિ મોન્થોલન આવી પહોચ્યો તેણે કહ્યુ કે દક્ષિણ વિભાગ તરફ જે સૈન્ય છે તેને ફરીથી ઉત્તેજિત કરીને બળવાન ફોજ ભેગી કરી શકાય નેપોલિયને કહ્યુ, "હવે ઘણુ મોડુ થઇ ગયુ છે હુ ધારત તો તેમ કરી શકત પણ તેમની (સરદારોની) મરજી ન હતી હજી પણ હુ એક વિગ્રહ લબાવી શત્રુઓને હરાવુ પણ તેમ કરવા જતાં ફ્રાન્સમા આભ્યતરિક વિદ્રોહ જાગે અને તે હુ નથી ઇચ્છતો વળી હુ રાજીનામુ પણ આપી ચૂકયો છુ અને એક પગલું ભરી ચૂકયા પછી પાછા હઠવુ એ ઠીક નહિ. પ્રારબ્ધમાં સરજાયુ હોય તે થવા દો"

૧૯ મી તારીખે સવાર સુધીમાં જવાની બધી તૈયારી થઈ ગઇ હતી નેપોલિયનને એવી આશા હતી કે તેના સેનાપતિઓ તેની છેલ્લી મુલાકાત લેવા આવશે પળે પળે ગાડીનો ખડખડાટ થાય એટલે તે કોઇના આવ્યાની ઉમેદ રાખતો, પણ કોઇને આવેલુ નહિ જોઇને તેને ઘણુ ઓછુ આવ્યુ

જવાનો વખત જેમ નજીક આવતો ગયો તેમ તેમ જો કે તેનુ બહારનુ વર્તન શાંત અને સમાધાનીભરેલુ જણાતુ હતું, તોપણ અતરમાં તે ઘણીજ તીવ્રવેદના અનુભવતો હોય એમ દેખાઇ આવતુ હતુ

કૅાલેનકૅાર્ટની વિદાય ઘણી હૃદયભેદક હતી તેનાથી છૂટા પડતાં તેનું હૃદય ચીરાઇ જતું હતુ તેણે સાથે આવવાની પણ ઇચ્છા દર્શાવી. તેના ઉત્તરમા નેપોલિયને કહ્યુ, "તુ અહિ રહ્યો રહ્યો મને વધારે ઉપયોગી થઈશ પોલેન્ડના સબધમાં જે વ્યવસ્થા કરવામાં આવી છે તેનુ પાલન થાય છે કે નહિ તે જોતો રહેજે" એક પળવાર થોભ્યા પછી તેણે કહ્યુ, "થોડા દિવસ પછી તો હુ એલ્બા પહોંચી જઇશ મારૂં મન હવે ત્યાં જવાને અધીરૂ થઇ ગયુ છે મે ફ્રાન્સને માટે સારી આશાઓ બાંધી હતી, પણ હવે હુ જોઇ શકયો છુ કે તેમને વિપત્તિ ખમતાં નથી આવડતુ આખી દુનિયામાં સૌથી વધારે બુદ્ધિમાન અને બહાદુર ફ્રેન્ચ પ્રજા લડાઇમા ઝોકાવવા તૈયાર રહે છે, પણ જરા હાર થઇ એટલે સત્ત્વહીન બની જાય છે સોળ વરસ સુધી તેઓ મારી સાથે જીત ઉપર જીત મેળવતાજ ગયા પણ એકજ વરસ મુશીબતો વેઠવાની આવી કે બધો પાછલો ઇતિહાસ જાણે ભૂલી ગયા"

પછી તેણે એક ઉંડો નિશ્વાસ મૂકીને કહ્યુ—

"તેઓ મારી સાથે અત્યત નીચપણે વર્ત્યા છે તેઓ મને મારી સ્ત્રી અને પુત્રથી બળાત્કારે વિખૂટો પાડે છે. એક રાજાને તેના પિતા અને પતિ તરીકેના હક્ક પણ ન ભોગવવા દેવા એ કયી જગલી પ્રજાના કાયદામા લખાયલુ છે? જેમને ઈશ્વરે જોડયાં છે તેમને છૂટાં કરવાનો અધિકાર તેઓને કયા અમાનુષી કાયદાએ

આપ્યો હશે ! ઇતિહાસ મને ન્યાય આપશે તે કહેશે કે " એક વિજયી યોદ્ધા તરીકે નેપોલિયન મોટા મનનો અને ઉદાર હતો તે જ્યારે હાર્યો ત્યારે યૂરોપના રાજાઓએ તેની સાથે અપમાનભરેલુ વર્તન ચલાવ્યુ " તેણે થોડીવાર પછી કહ્યુ, ' આમા તેઓની આગળથી નક્કી કરી રાખેલી તદબીર છે મને પિસ્તોલથી મારી નાખવાની તેઓમા હિમત નહિ હોવાથી મારૂ ધીમે ધીમે ખૂન કરવાની આ યુક્તિ છે માણસને મારી નાખવાના હજાર રસ્તા છે "

કૉલેનકૉર્ટે તેને દિલાસો આપવા કહ્યુ કે હુ શહેનશાહબાનુના પિતાને સમજાવવા પ્રયત્ન કરીશ તે પોતે પણ મને ટેકો આપશે અને હુ ધારૂ છુ કે તે થોડા વખતમા આપની પાસે આવી પહોચશે. આમ બહારથી કહેવા છતા તે મનમાં સમજતો હતો કે એ આશા વ્યર્થ હતી, પણ જો આસ્ટ્રિયાના રાજાએ નેપોલિયનને તેના કુટુબથી વિખૂટો ન પાડયો હોત તો કદાચ વૉટર્લુ ન થઇ હોત અને નેપોલિયન સેટ હેલેનામા બન્દીવાન બની મરણ પામ્યો ન હોત

તેણે થોડીજવારમાં ચિત્તની સ્વસ્થતા પુન પ્રાપ્ત કરી અને બુર્બોન રાજાઓ તરફ કડવા ઉદ્દગાર કહાડયા વગર ' નવુ રાજ્યતંત્ર કયી કયી મુશ્કેલીઓને લીધે કાયમનુ નહિ રહી શકે ' તે વિષે તેણે શાતિથી ચર્ચા કરી ત્યાર પછી કૉલેનકૉર્ટનો હાથ પ્રેમપૂર્વક પકડીને તે બોલ્યો —

" મારા મિત્ર, આપણે છૂટા પડવુ જોઇએ આવતી કાલે મારા સિપાઇઓની રજા લેતા મારામાં જેટલુ ધૈર્ય હશે તે બધાનો ઉપયોગ કરવાની જરૂર પડશે મારા મહાદૂર રક્ષકો ! મારી ચઢતી તેમજ પડતીમાં પણ મને એકનિષ્ઠાથી વળગી રહેલા મારા મિત્રો ! કાલે મારે તેમની છેલ્લી વિદાય લેવાની છે બસ, એ એક છેલ્લી મનોવ્યથા મારે સહન કરી લેવાની છે " તેનો કઠ રૂધાઇ ગયો, હોઠ કપવા લાગ્યા પછી તે થોડીવારે બોલ્યો, " કૉલેનકૉર્ટ, મારા મિત્ર, આપણે એકવાર મળીશુ " આટલુ બોલતાં તેનુ હૃદય ખૂબ ભરાઇ આવ્યાથી તે ઉઠીને બીજા ઓરડામાં જતો રહ્યો

કૉલેનકૉર્ટ આ પ્રસગવિષે કહે છે કે, " ફોન્ટેન્બ્લોથી હુ ત્રણ માઇલ દૂર નીકળી ગયો ત્યારે મને ભાન આવ્યુ કે હુ શુ કરતો હતો અને ક્યા હતો શહેનશાહ મારી પાસેથી ઉઠીને ગયા એટલે હુ મારી ગાડીમાં બેસી ગયો દાવાનળ હોલવાઇ ગયો હતો હજી આ વિપત્તિનુ ઉડાણુ હુ મારી આખે માપી શકયો ન હતો. નેપોલિયનના ગુણની પ્રશસા જેટલી મે તે વખતે કરી તેટલી અગાઉ કદી કરી ન હતી અત્યારે ફ્રાન્સમાથી દેશવટો લેતી વખતે તેના ચારિત્ર્યની ભવ્યતા અગાઉના કરતાં સૌથી વિશેષરૂપે દીપી નીકળતી હતી. મારે ઘણો કરવાની જરૂર ન હતી પણ આરામની જરૂર હતી મને માણસોનો અને સર્વ વસ્તુનો

કટાળો આવ્યો હતો પણ તેના વગર મારા મનને આરામ રુચેજ કેમ ? મે પરદેશમાં પ્રવાસ કરવાનો વિચાર કર્યો ભવિષ્યનો વખત મને યુગ જેટલો લાબો અને કટાળાભરેલો લાગતો હતો, તેને કાઇક સુખમા પસાર કરવા મે બુદ્ધિના વિષયનો અભ્યાસ કરવાનો વિચાર કર્યો ”

નેપોલિયનની ન્યાયવૃત્તિ કેટલી ઉચા પ્રકારની હતી તે તેણે પોતાના સેનાપતિઓને રજા આપતી વખતે વાપરેલી ઉદાર ભાષા અને નવા રાજ્યતત્રને વફાદાર રહેવાનો ઉપદેશ આપ્યો હતો તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે તેમણે સર્વને એકઠા કર્યા અને સૌના તરફ સ્નેહપૂર્ણ દૃષ્ટિ કરી કહ્યુ—

“ ગૃહસ્થો ! જ્યારે હુ તમારી પાસેથી દૂર જાઉ છુ અને તમારા દેશ ઉપર રાજ્ય કરવા નવુ રાજ્યતત્ર રચાયુ છે ત્યારે **મારા તરફ તમે જેટલી વફાદારી દાખવી હતી તેટલીજ વફાદારીથી તેમની સેવા કરવામા તમારી શોભા છે.** હુ તમને વિનતિ કરૂ છુ—અરે, આજ્ઞા કરૂ છુ કે તમે તેમજ વર્તજો માટે જેમને પારિસ જવુ હોય તેમને જવાની રજા છે અને જેઓ અહિ રહેવાના હોય તેઓ પણ વફાદારીના પત્રકપર સહી કરી મોકલાવી દે ”

૨૦ મી એપ્રિલની સવાર પડી. નેપોલિયને બપોરે નીકળવાનુ ઠરાવ્યુ હતુ દેશનિકાલ થતા શહેનશાહને છેલ્લુ માન આપવા બાદશાહી અગરક્ષકોની પલટણ જોડવાઈ ગઈ હતી આસપાસના ગામડાના અસખ્ય લોકોના સમુદાય પોતાના વહાલા શહેનશાહનુ છેલ્લીવારનુ દર્શન કરવા એકઠા થયા હતા ગભીર અને શાત ચહેરે નેપોલિયન બહાર આવ્યો દરેકનુ હૃદય અવર્ણનીય ભાવથી છનકાઇ જવા લાગ્યુ અને ગભીર શાતિ છવાઇ રહી નેપોલિયનના હાથને અનેકે સ્પર્શ કરી અશ્રુથી ભીજવ્યો દરેકના નેત્ર તેના ઉપર ઠર્યા હતા મૃતદેહને દફન કરતી વેળા જેવી શાતિ પથરાય છે તેવી શાતિ ત્યા પથરાઇ હતી બોલવાનો આ અવસર ન હતો સિપાઇઓના ખડબચડા ગાલ ઉપર અશ્રુધારા વહેવા લાગી હતી અને શહેનશાહની સાથે જવાને ભાગ્યશાળી થએલા તેમના ચારસો સોબતીઓની તેમને સૌને ઇર્ષ્યા આવતી હતી

નેપોલિયને તેમને સર્વને પ્રેમપૂર્ણ નજરે જોઇ લીધા તેનુ હૈયુ ભરાઇ આવ્યુ, પણ મન દૃઢ કરીને આગળ આવ્યો, અને છેક છેડી હારના સિપાઇને પણ સભળાય એવા ચોખ્ખા અવાજે કહ્યુ—

“ સેનાપતિઓ, અમલદારો અને સિપાઇઓ ! હુ તમારી રજા માગુ છુ પચીશ વર્ષ થયાં મે તમને જેવા અખડ કીર્તિની કમાણી કરતા જોયા છે, તેવીજ રીતે મારી પડતીના છેલ્લા દિવસમા પણ તમે ધૈર્ય અને વફાદારીનો ઉચો આદર્શ બતાવ્યો છે આખો યૂરોપ આપણી સામે લડવા ઉતર્યો હતો તે છતા પણ તમારા જેવાની મદદથી આપણો પરાજય કદી પણ નહિ થાત આપણે હજી પણ એક

લાંબી લડાઇ ટકાવી રાખત, પણ તેમ કરતાં આપણા દેશને ઘણું સોસવું પડત આથી કરીને ફ્રાન્સનું હિત વિચારીને મે આપણા હિતનો ભોગ આપ્યો આજે હું તમારાથી દૂર જાઉં છુ, **પણ મારા મિત્રો! જે નવા નૃપતિને ફ્રાન્સે પસંદ કર્યો છે તેને વફાદાર રહેજો.** ફ્રાન્સનું કલ્યાણ એજ મારો નિરંતરનો વિષય હતો, અને હજી પણ મારી પ્રાર્થના વખતે હું એનુંજ કલ્યાણ વાંછીશ મારે માટે ખેદ ન કરતા તમે સુખી છો એવું જ્યાં લગી જાણતો રહીશ ત્યાં સુધી હું સુખીજ છુ મારી કીર્તિના વિનાશ પછી પણ હું જીવુ છુ તે માત્ર તમારી કીર્તિ વધારવાને માટેજ આપણા કામોનો ઇતિહાસ લખવાનો મારો ઇરાદો છે કલ્યાણ થાઓ! મારા પુત્રો! મને એમ થાય છે કે જાણે તમને સૌને છાતી સરસા ચાંપુ, તેમ નહિ તો તમારા સૌના વતી તમારા સેનાપતિને અને તમારા +ગરુડને તો ભેટુંજ" સૌની આંખમાથી ચોધારા આંસુ વહ્યા જતા હતાં અને યોદ્ધાઓનાં કઠણ હૈયા પણ લાગણીના વેગથી ઉછળતાં હતાં નેપોલિયનની ઇશારતથી પલટણનો સેનાપતિ જનરલ પીટીટ જે એક કોમળ હૃદયનો પણ લશ્કરી રૂઆબવાળો યોદ્ધો હતો તે આગળ આવ્યો નેપોલિયન અશ્રુપૂર્ણ આંખે તેને નિહાળી ભેટયો અને તે ઘડાયલો યોદ્ધો પણ નાના બાળકની પેઠે રડી પડયો નેપોલિયને પાછું મન કઠણ કર્યું અને ગરુડને પોતાની પાસે લઈ આવવા કહ્યુ એક સિપાઇ તે ચીજ લાવ્યો. નેપોલિયને તે મૂર્તિને છાતી સરસી ચાંપી અને તેની ચાંદીની ચાંચપર ચુંબન કરતા કહ્યુ—

"પ્રિય ગરુડ! આ મારૂ છેલ્લુ આલિંગન મારા દરેક વફાદાર સિપાઇના હૃદયમાં કાયમને માટે જાગૃત રાખજે મારા મિત્રો! તમારૂ પુન કલ્યાણ ઇચ્છુ છુ"

હવે જોનારાઓથી લાગણી ન ખમાઈ દરેક જેમ ફાવે તેમ રડવા લાગ્યા નેપોલિયન ગાડીમા ચડી બેઠો અને બે હાથે મોં ઢાંકી દીધુ ગાડી ચાલવા લાગી અને પોતાની સાથે ફ્રાન્સના મોટામા મોટા અને ઉદારમા ઉદાર પુત્રને તેની વહાલી માતૃભૂમિથી દૂરને દૂર લેતી ગઇ

---

+ સોનારૂપાની બનાવેલી વાવટાને ઠેકાણે વપરાતી ગરુડની મૂર્તિ



# प्रकरण ६२ मुं—नेपोलियन एल्बामां




પોલિયન મિસરથી પાછો ફર્યો ત્યારે ફ્રેજુ બંદરે ઉતર્યો હતો તેજ બંદરેથી આ પ્રસંગે તે એલ્બા જવા ઉપડવાનો હતો તે પારિસથી સાતસો માઇલને અંતરે આવેલું છે અને આ લાંબી મુસાફરી દરમ્યાન લગભગ બધી જગ્યાએ લોકોએ તેને માટે અતિશય સન્માન અને પ્રીતિ દર્શાવ્યા હતા અમુક ભાગમાં જ્યાં રાજભક્ત વર્ગનું ઘણું જોર હતું ત્યાં આગળ તેને વળાવવા આવેલા કમીશનરોએ અગમચેતી ન વાપરી હોત તો સંભવ છે કે તેની જિંદગી સલામત ન રહેત ૨૭મી તારીખે તે ફ્રેજુ પહોંચ્યો અને તેને માટે તૈયાર રાખેલા ફ્રાન્સના વહાણમાં ન બેસતાં ઈંગ્લંડના વહાણમાં મુસાફરી કરવાનું તેણે પસંદ કર્યું

આવા સંજોગોમાં પણ તે જોસેફાઇનને ભૂલી શક્યો ન હતો થોડા થોડા દિવસને અંતરે તેના ઉપર પ્રેમપૂર્ણ પત્રો મોકલતો હતો ફોન્ટેન્બ્લો છોડતા પહેલા ચાર દિવસ અગાઉ તેણે નીચે મુજબ પત્ર લખ્યો હતો —

" પ્રિય જોસેફાઇન ! મેં તને ગઇ ૮મી તારીખે પત્ર લખ્યો હતો પણ તે તને કદાચ નહિ મળ્યો હોય તે વખતે લડાઇ ચાલુ હતી અને કદાચ રસ્તામાં કોઇએ તેને અટકાવ્યો હોય હવે એ સંજોગો દૂર થયા હોવા જોઇએ મેં મારો નિશ્ચય કરી નાખ્યો છે. મારૂં મગજ અને મારો આત્મા એક ભારી બોજામાંથી મુક્ત થઇ ગયાં છે મારી પડતી ઘણી ભારે થઇ છે પણ તે કદાચ ઘણી ફાયદાકારક નીવડે હું હવે તલવારને બદલે કલમ પકડવાનો છું મારા રાજ્યનો ઇતિહાસ આતુરતાપૂર્વક વાચવા જેવો થઇ પડશે હજી દુનિયાએ મારા ચહેરાની એકજ બાજુ દીઠી છે હવે હું તેને મારો આખો ચહેરો બતાવવા ઇચ્છું છું હજી મારે ઘણી છુપી બાબતોનો ભેદ ખુલ્લો કરવાનો છે દેશમાં એવી અનેક વ્યક્તિઓ છે કે જેઓ લોકોના માનને લાયક નહિ છતાં લોકમાં સન્માન પામે છે. મેં લાખો દેશનિકાલ થએલા રાજભક્તોના ઉપર ઉપકારના વરસાદ વરસાવ્યા પણ તેઓ અને મારા ન થયા અને મને ફસાવ્યો માત્ર એમાંથી હું આપણા યુજીનનેજ બાદ કરૂં છું

" સલામ, મારી પ્રિય જોસેફાઇન મે જેમ મારા ચિત્તનુ સમાધાન કર્યું છે તેમ તુ પણ કરજે, અને જે તને ભૂલી ગયો નથી અને ભૂલી શકશે નહિ તેને તુ પણ ભૂલતી નહિ "—નેપોલિયન

"તા ક મને એલ્બામા પત્રો મોકલતી રહેજે મારૂ શરીર હવે જોઇએ તેવુ સારૂ નથી "

આ પત્ર વાચીને જોસેફાઇન ખૂબ રડી તેના હૃદયની પ્રીતિનો સમુદ્ર પોતાના અગાઉના જીવનસખાનુ દુ ખ જોઇને એકદમ ઉછળ્યો

તેણે કહ્યુ, " હવે મારાથી અહિ રહેવાય નહિ, મારી હાજરીની શહેનશાહને જરૂર છે અલબત્ત, મારા કરતા મેરિયા લુઇસાની ફરજ વધારે છે, પણ શહેનશાહ એકલા છે—એમનુ ત્યા કોઇ નથી મારાથી એમને છોડાય તો નહિજ એ સુખી હોય ત્યાસુધી હુ એમની પાસે ન હોઉં તો ચાલે, પણ અત્યારે તો જરૂર તે મારી વાટજ જોતા હશે "

તોપણ નેપોલિયન સાથેનો પોતાનો અત્યારનો બાહ્ય સબધ કેવા પ્રકારનો હતો તેનો વિચાર તેને ગુચવણમાં મૂકતો હતો અને મેરિયા લુઇસા આ વખતે શુ કરશે તે નહિ જાણી શકવાથી તે કશા નિશ્ચય પર આવી શકી નહિ તેથી તેણે નેપોલિયનને નીચે પ્રમાણે લખ્યુ —

" મારો અને તમારો સબધ કાયદા મુજબ તોડવાથી આપણને કેટલુ નુકસાન થયુ છે તે હુ અત્યારેજ પૂરેપૂરૂ સમજી શકી છુ હવે તમારા ઉપર આવી પડેલી ભારે અને અણધારી આફત જોઇને માત્ર શોક કર્યા સિવાય બીજુ વધારે હુ શુ કરી શકુ? કેમકે જગતની નજરે હુ તમારી એક મિત્રજ ગણાઉ મને એમ થાય છે કે હુ તમારી પાસે ઉડીને આવુ હુ એવી ભાગ્યહીન છુ કે હુ તમારી પાસે આવીને તમને ખાત્રી નથી આપી શકતી કે દેશનિકાલ થતા માત્ર અસસ્કારી જીવડાઓજ ભય પામે છે અને શુદ્ધ પ્રેમ વિપત્તિથી કમી ન થતા ઉલટો વધારે બળવાન બને છે હુ ફ્રાન્સ છોડીને મારૂ બાકીનુ જીવન તમારીજ સેવામા અર્પણ કરવાની તૈયારીમા હતી, પણ એકજ બાબતના વિચારથી અટકી છુ અને તમે તે સમજી ગયા હશો જો તમારા તરફથી મને એવી ખબર મળશે કે તમારી સેવા કરવા માટે હું એકલીજ છુ તો હુ અહિ એક પળવાર પણ થોભીશ નહિ અને જ્યાં મારા ભવિષ્યના સુખશાન્તિ રહેલાં છે એવા એકજ સ્થાનમા દોડી આવીશ તમે એક શબ્દ કહેશો કે તરત હુ ફ્રાન્સ છોડીશ હુ જેટલુ લખુ તેટલુ અધૂરૂ છે, કારણ કે મારી લાગણી મારે શબ્દોથી નહિ પણ કૃતિથી દર્શાવવી છે અને તમને અત્યારે તેનીજ વધારે જરૂર છે "

આ પત્ર લખ્યા પછી થોડાજ દિવસમા બિચારી શોકથી ઘાયલ બનેલી જોસે-

ફાઈન માંદી પડી અને સૌને તેનો અન્તકાળ નજીક લાગ્યો તેના છેલ્લા શબ્દોમા પણ નેપોલિયન અને ફ્રાન્સપ્રત્યેના તેના ઉંડા પ્રેમનો રણકાર ગુંજી રહ્યો હતો મરતા મરતાં પણ તેણે નેપોલિયનને યાદ કરી તેનુ રક્ષણ કરવાની ઈશ્વરને પ્રાર્થના કરી અને તેની છબી પોતાની છાતી ઉપર રાખી “એલ્બા—નેપોલિયન” એવા કોમળ શબ્દોના ઉચ્ચાર સાથે આ મહાપતિવ્રતા સ્ત્રીએ પ્રાણ મૂક્યો સફેદ સંગે મરમરનો તેનાજ જેવો સાદો શ્વેત રોઝો હજી પણ નેપોલિયનની એ જીવન સહચરીનુ સ્મરણ જાળવી રહ્યો છે

એલ્બાનો દ્વીપ ફ્રાન્સના કિનારાથી ૨૦૦ માઇલને છેટે આવેલો છે માર્ગમા નેપોલિયન સૌની સાથે માયાળુપણે આનન્દપૂર્વક અનેક વિષયોપર વાતો કરવા લાગ્યો તેથી તે થોડાજ વખતમાં સૌને પ્રિય થઇ પડ્યો અંગ્રેજ ખારવાઓ જેમને એમ ભરમાવવામા આવ્યુ હતુ કે નેપોલિયન બોનાપાર્ટ તો દૈત્ય જેવો છે તેઓ પણ કહેવા લાગ્યા કે “ગમે તેમ હોય પણ એની ઘણો ભલો માણસ છે.”

મે માસની ત્રીજી તારીખે એલ્બાના પર્વતોના શિખર દેખાયા વહાણ કિનારે લાવ્યુ એટલે ખલાસીઓને ઇનામ આપવા માટે નાખુદાને સારી જેવી રકમ આપી તે કિનારે ઉતર્યો કિનારે ઉતરતાજ તેને ઈંગ્લંડના વહાણમાંથી તેમજ એલ્બાની રાજધાની પોર્ટો ફેરાજોના બુરજ ઉપરથી સો તોપોની સલામી આપવામા આવી બન્દર ઉપરથી સીધો મહેલમા ન જતા સામાન્ય મુસાફરની માફક પોતાનો સામાન ઉતરાવવા કિનારા ઉપર થોભ્યો અને કોઇ કોઇવાર ખારવાઓને મદદ પણ આપતો

ત્યાર પછી એક ટેકરીપર ચઢીને તેણે આખા દ્વીપનુ અવલોકન કર્યું તે સોળ માઇલ લાંબો અને એવી બાર માઇલ પહોળો હતો કુલ વસ્તી તેર હજાર માણસની હતી થોડીવારસુધી ટાપુના વિસ્તાર તરફ તેણે નજર ફેરવી કહ્યું, “એટલુ તો કબૂલ કરવુ પડશે કે મારૂ રાજ્ય ઘણું નાનુ છે ”

એલ્બાના રહેવાસીઓએ તેનો ઘણા પ્રેમથી સત્કાર કર્યો આવતાંવારેંજ તેની જનસુખાકારીમા વધારો કરવાની વૃત્તિ અને કાર્યકારિણી શક્તિ કામે લાગી ગયા બે ત્રણ મહિનામા તો ટાપુની એકે એક જગ્યા તે જોઇ વળ્યો ખાણો, મીઠાના અગર, દ્રાક્ષની વાડીઓ, જંગલ, બન્દર, કિલ્લા વગેરે દરેક સ્થળને વૈજ્ઞાનિક અને વ્યાવહારિક દૃષ્ટિથી તે જોઇ વળ્યો તેના નાના સરખા રાજ્યમા એકદમ ચેતન આવી ગયુ નવી સડકો બંધાઈ, નવી નહેરો ખોદાઇ, એક દવાખાનુ સ્થપાયુ, મીઠાની પેદાશમા વધારો કરવા માટે નવાં બાંધકામ બંધાયાં પોતાના નાનકડા રાજ્યની રૈયતને આબાદ કરવા અને તેમના ઉદ્યોગની ખીલવણી કરવા પાછળ તેની તમામ શક્તિ વપરાવા લાગી

નેપોલિયનની હાજરીને લીધે એલ્બાનો ટાપુ આખા યૂરોપનુ ધ્યાન ખેંચવા

લાગ્યો દેશ દેશના પ્રવાસીઓના પગલા તે તરફ વળવા લાગ્યા પોતે ક્ષુદ્ર ટાપુનો માલીક છતા જે મહાપુરુષ પોતાની કીર્તિવડે આખા યૂરોપના રાજાઓમા પ્રથમ સ્થાન ભોગવતો હતો તેના દર્શન કરવા અનેક દેશના આગેવાનો ચાલ્યા આવતા તેમની સાથે અજાયબ જેવી મનની મોકળાશ અને હૃદયની સરળતાસહિત તે ચર્ચામા ઉતરતો અને પોતાનુ રાજનૈતિક મૃત્યુ થઈ ચૂક્યુ હોય અને પોતાનો વૃત્તાત પણ જાણે ઐતિહાસિક બનાવ હોય તેમ તટસ્થપણે વાત કરતો મનની ઉદારતા અને વિચારની ઉચ્ચતાવડે તે સર્વનુ સન્માન પ્રાપ્ત કરતો

તેની પ્રકૃતિ હમેશાજ શાત રહેતી તેના મોમાથી કદિ કડવા ઉચ્ચાર નીકળતોજ નહિ અને જેમણે તેનુ ઘણામા ઘણુ નુકસાન કર્યું હતુ તેમના કૃત્યો ઉપર પણ તે ઉદારતાથીજ ઓછાડ ઓઢાડતો ખેડુતોની સાદી રમતગમતોમા તે રસ લેતો અને એકવાર શર્ટ-કમળની હરિફાઈ વખતે લોકોના આગ્રહથી મધ્યસ્થ પણ તે થયો હતો

તે ઘણુ થોડુ ઉઘતો ઘણીવાર તો કપડા બદલ્યા વગરજ થોડીવાર પડી રહેતો અને પાછો ઉઠીને લખવા વાચવા મડી જતો તેની રહેણી અને પોશાકમા સાદાઇ નજરે પડતી હતી તેના સ્વભાવના બધારણમા બુદ્ધિતત્ત્વ એટલુ વિશેષ હતુ કે શરીરની સ્થૂળ વાસનાઓને માટે અવકાશજ ન હતો

આ રીતે તેનો ઉનાળો આનદમા વહી ગયો યૂરોપના મિત્રરાજાઓ વિયેનાની રાજ્ય પરિષદમા જીતેના પ્રદેશોની વહેચણી કરતા અદર અદર સદમારી કરવા લાગ્યા બુર્બોન રાજાઓ ફ્રાન્સ ઉપર પ્રથમની માફક જુલમી રાજનીતિ વાપરવા માડી થોડાક માણસો સિવાય પ્રજાનો મોટો ભાગ કાયર થઈ ગયો અનેકઝાન્ડરે તેને વણીએ શિખામણ દીધી કે લોકલાગણીને માન આપતાં શીખ, પણ એ બેમતા પહેલા પ્રજાને હવ તારી ચૂટણી કરાવ, અને છેલ્લા પચીશ વર્ષના રાજ્યકારોબારને કાયદેસર ગણ, પણ એ રાજાઓ પચીશ વર્ષ પરદેશ રહ્યા તે દરમ્યાન કાંઈ ભૂલ્યા પણ ન હતા અને કાંઈ નવુ શીખ્યા પણ ન હતા

નેપોલિયનની જગ્યા લેનાર ૧૮ મો લુઇ સાઠ વર્ષની ઉમ્મરનો હતો શરીરે એવો જાડો હતો કે તેનાથી પૂરુ ચલાતુ પણ ન હતુ તેણે પ્રથમ તો નેપોલિયનના શહેનશાહી રક્ષકોની પલટણને રજા આપી ફ્રાન્સના ત્રિરગી વાવટાને બદલે બુર્બોન વશનો જૂનો વાવટો ચઢાવ્યો મતાધિકાર ઉપર એટલો કાપ મૂકી દીધો કે પચાસ લાખને ઠેકાણે માત્ર આઠ લાખજ મતદારો રહ્યા પાછલા પચીશ વર્ષના કારોબારને ગેરકાયદેસર ગણ્યો અને પોતાના રાજ્યના પહેલા વર્ષને ઓગણીશમુ વર્ષ ગણાવી આપી પ્રજાનુ અપમાન કર્યું એ ઉપરાંત મિત્રરાજાઓએ જે જે માગ્યુ તે આપીને આખા દેશને શરમમાં ડૂબાવી દીધો રાજ્યક્રાન્તિ પછી ફ્રાન્સે જે જે પ્રદેશ મેળવ્યા હતા તે બધા છોડી દીધા બાર હજાર તોપો અને અથાગ

દારૂગોળાની લહાણી કરી કિલ્લા નાબૂદ કર્યા લશ્કર ઘટાડી માત્ર એ શીજ હજારનુ કરી નાખ્યુ લોકોનો ખૂમાટો વધ્યો અને સૌની નજર એલ્બા તરફ વળી લોક લાગણી એટલી બધી ઉશ્કેરાઈ ગઇ કે છાપખાના ઉપર અ કુશ મૂકવાની જરૂર પડી

દેશદ્રોહી બર્નાડોએ પોતે કરેલા દેશદ્રોહનુ ઇનામ માગ્યુ. મિત્ર રાજાઓએ સ્વીડનની સાથે નૉર્વેને જોડી દેવાનો તેની સાથે છુપો કરાર કર્યો હતો, પણ નૉર્વે કઇ તેમની મિલ્કત ન હતી, એટલે પોતે આપેલુ વચન પાળવા માટે તેઓ ધાડપાડુનો ધધો કરવા તૈયાર થયા નૉર્વેની પ્રજા સ્વતત્રતાનો બચાવ કરવા તૈયાર થઇ ગઇ. પરતત્ર થવા કરતા મરવુ તેણે પસદ કર્યું છેવટના ઉપાય તરીકે તેમણે સ્વતત્રતાને પૂજનાર ઇગ્લડની મદદ માગવા એક પ્રતિનિધિમડળ મોકલ્યુ તેમણે દુશ્મનને પણ દયા આવે એવા કાલાવાલા કર્યા પણ અગ્રેજ ઇતિહાસકાર એલિસનના કહેવા પ્રમાણે " મિત્રરાજ્યો સ્વીડન સાથે એવા પકા કોલકરારથી બધાઈ ચૂકયાં હતા કે સ્વતત્રતાને માટે મરવા તૈયાર થએલી શૂરવીર પ્રજાની હૃદયભેદક અરજ ઉપર ધ્યાન આપવાનો તેમને અવકાશજ ન હતો "

ઇગ્લડને નૉર્વે સાથે યુદ્ધ જાહેર કરવાનુ કશુ કારણ ન હતુ છતા તેનો કાફલો એ ગરીબડા દેશના સમુદ્રકિનારાને ઘેરી વળ્યો બર્નાડોએ તેનુ બળવાન સૈન્ય નૉર્વેની પ્રજા ઉપર છોડી મૂકયુ તેઓ મરણીઆ થઇને લઢયા પણ અતે અનેક પ્રહારથી છિન્નભિન્ન થએલા સિહની માફક પડયા મિત્રરાજાઓએ તેમની લોહીથી ખરડાયલી તલવાર લુછીને તેમનો લોહીલુહાણ થએલો શિકાર બર્નાડોના હાથમા આપ્યો ઇગ્લડની પાર્લામેન્ટમા ઉદાર પક્ષે સખત ઝુબેસ ઉઠાવી બ્રિટિશ સરકારની આબરૂ ઉપર આ કાળામા કાળુ કલક છે એમ પણ કહ્યુ, પણ સત્તાના મદથી છકી ગએલા સામા પક્ષે ધીટપણે પોતાનુજ ધાર્યું કર્યું એજ પ્રમાણે પૉલેન્ડ, વૉરસૉ, મિનન, સેક્સની વગેરે જે જે રાજ્યોને નેપોલિયને ઉદાર રાજ્યતત્ર અર્પ્યું હતુ તેમના ઉપર પાછી આપખુદ સત્તાની બેડીઓ ઠોકાઇ અને તેમના રાજ્યના ટુકડા મિત્રરાજ્યો સ્વાહા કરી ગયા

એમ કરતા શિયાળો પૂરો થયો જે નાણુ નેપોલિયન પોતાની સાથે લાવ્યો હતો તે વપરાઇ ગયુ અને તેને પૈસાની ભારે તગી પડવા લાગી. ફૉન્ટેન્બ્લોની સુલેહની સરત પ્રમાણે નેપોલિયનને જે વાર્ષિક પેન્શન મળવુ જોઇએ તે પેટે ૧૮ મા લૂઇએ એક પાઇ પણ પરખાવી નહિ આ નીચ કૃત્યમાટે મિત્રરાજ્યો પણ તેના ઉપર ફિટકાર વરસાવવા લાગ્યાં ઈગ્લડને પણ આ વચનભગથી શરમ ઉપજી લૉર્ડ કાસલરેએ લુઇને ઘણુએ સમજાવ્યો પણ તે શઠ એકનો બે ન થયો.

હવે આખા ફ્રાન્સની નજર દિનપ્રતિદિન વધારે ને વધારે આતુરતાપૂર્વક એલ્બા તરફ વળવા લાગી લુઇની રાજનીતિ સામે સખત પોકાર થવા લાગ્યા તે

અને તેના મિત્રો ગભરાયા રાજભક્ત વર્ગને તો મૂળથીજ ભય હતો કે નેપોલિયનની લોકપ્રિયતા હજી પણ યૂરોપના રાજ્યકર્તાઓને ઠરીને બેસવા નહિ દે તેઓ તેને માર્ગમાથી ખસેડી નાખવાની પેરવી કરતા હતા તેનુ ખૂન કરવાના કાવત્રાં રચાતા પણ તેના મિત્રો ફ્રાન્સમા રહ્યા રહ્યા તેને ચેતાવી દેતા હતા અત્યારે તેની સ્થિતિ અરક્ષિત હતી અને ખૂનીનુ ખજર તેના ઉપર નિરતર લટકતુ હતુ બ્રિટિશ પ્રધાનમડળને તેના નિવાસસ્થાનની બાબતમાં શરૂથીજ અસતોષ હતો, કારણ કે એ જગ્યા યૂરોપથી જોઇએ તેટલી દૂર ન હતી ઈસ્ટ ઇન્ડિયા કપની પાસેથી સેન્ટ હેલેનાનો ટાપુ મેળવવાને એ પેઢીના ભાગીદારો સાથે બ્રિટિશ પ્રધાનો પત્રવ્યવહાર કરતા હતા એમ કહેવાય છે કે ડ્યૂક ઑફ વેલિંગ્ટને હિદુસ્તાન જતા આવતા એ ટાપુ જોયો હતો અને નેપોલિયનને માટે આ જગ્યા બહુજ મજબૂત કેદખાનુ થઈ પડશે એવી સૂચના તેના તરફથી કરવામા આવી હતી મિત્રરાજાઓ નેપોલિયનને સેન્ટ હેલેના લઇ જવાના છે એ વાત તો આખા યૂરોપમાં ફેલાઇ ગઇ હતી, અને લૉર્ડ હૉલેન્ડ જેવો વજનદાર અગ્રેજ પણ એ વાતની સાક્ષી પૂરે છે તે લખે છે કે—

'નેપોલિયન એલ્બા રહેવા ગયો ત્યાર પછી એકવાર મને મારી સ્ત્રીએ ઈગ્લડના વર્તમાન પત્રોના થોડાક અક મોકલાવ્યા તેમાંના એકમા તેને સેન્ટ હેલેના લઇ જવા મિત્રરાજાઓ વિચાર કરે છે એવી હકીકત છપાઇ હતી નેપોલિયને એલ્બામાથી નાસી જવાનો વિચાર પણ કર્યો તે પહેલાં તેને સેન્ટ હેલેના લઇ જવાનો વિચાર મિત્રરાજાઓએ વધાવી લીધો એ શરમભરેલુ અને વિશ્વાસઘાતક છે, પણ એ હકીકત સાચી છે અમીરોની સભામાં બોનાપાર્ટ સાથે ચલાવેલા વર્તન વિષે ચર્ચા થતી હતી તે વખતે મે આ વાત જાહેર કરી પણ એ વાત ખોટી છે એમ કોઇથી કહેવાયુ ન હતું મને વિયેનાની રાજપરિષદ્‌માં બેસનાર વિશ્વાસપાત્ર અગ્રેજ ગૃહસ્થે આ વાત વૉટર્લુની લડાઇ પહેલાં કરી હતી મિત્રરાજાઓ ઉપર કહ્યુ તેવુ કૃત્ય કરવાના છે એવો શક લાવવાનાં પૂરતા કારણ હોય તો પછી ફોન્ટેન્બ્લોની સુલેહની સરતો તોડીને પોતે ગુમાવેલુ રાજ્ય પાછુ મેળવવા કોશેશ કરવાનો નેપોલિયનને હકક છે એમ કબૂલ કરવુ પડે છે "

આ વસ્તુસ્થિતિમાથી નેપોલિયનની આશ્ચર્યકારક શક્તિની સારામા સારી સાબિતી મળી જાય છે એકલો અસહાય પુરુષ, જેની પાસે સૈન્ય નથી, નાણું નથી, જે સમુદ્રની વચ્ચે આવેલા નાનકડા ટાપુમા પડ્યો પડ્યો પુસ્તકો વાચ્યા કરે છે અને વાતો કર્યા કરે છે, છતા તેના નામમા એટલી શક્તિ છે, યૂરોપની પ્રજાનાં દિલ ઉપર હજી તેનો એટલો કાબુ છે કે આખા યૂરોપખડના ભેગા થએલા રાજાઓ તેમના મહાબળવાન સૈન્યોથી સુરક્ષિત હોવા છતા પણ તેની શક્તિનો વિચાર કરી ભયથી ધ્રૂજે છે !

ફોન્ટેન્બ્લોની સુલેહની સરતો સામા પક્ષે તોડી હતી તેથી નેપોલિયન તેનુ પાલન

કરવા બધાયલો ન હતો ફ્રાન્સમાં બીજી વાર રાજ્યવિપ્લવ થવાની તૈયારી થતી હતી આખી પ્રજા પોતાના દેશપાર થએલા શહેનશાહ માટે અધીરી બની હતી નેપોલિયન ફ્રાન્સના છાપા વાચતો અને ત્યાની સ્થિતિનુ અવલોકન કરતો

હવે ફેબ્રુઆરી માસ પૂરો થવા આવ્યો હતો તેને એલ્બા આવ્યે દશ મહિના થઇ ગયા હતા તેના શિરપરનું જોખમ પાર વિનાનુ હતું ખૂનીનુ ખજર કોઇ પણ વખતે તેની છાતીમા ભોકાય અથવા બદમાસોની ટોળી તેને ગુપચુપ પકડી જઇ કેદખાનામાં પટકી દે—એવી એવી મોત કરતા પણ બૂડી હજાર પ્રકારની દહેશતો વચ્ચે તે રહેતો હતો તેથી તેણે હવે નિશ્ચય કર્યો કે ફ્રાન્સ જવુ અને પ્રજા આગળ હાજર થવુ તેની મરજીમા આવે તો રાજ્યાસન આપે અને નહિ તો તેનો વધ કરે તેમ કરવુ એજ ઠીક છે

તેની બેન પૌલાઇન યૂરોપ જઇ આવી તે સમાચાર લાવી કે પ્રજા તૈયાર છે, અધીરી છે સામા પક્ષને મળી ગયેલા સરદારો હવે પસ્તાય છે અને પોતાના નેતાની રાહ જુએ છે

એજ અરસામા એક ફ્રેન્ચ ઉમરાવ નેપોલિયનની મુલાકાતે આવ્યો તેની સાથેની વાતચીતમાં તેણે જણાવ્યુ હતું કે "પારિસમા મારે માટે અનેક જૂઠી બનાવટી વાતો ફેલાવવામા આવી છે એમ પણ કહેવાય છે કે તેઓ મને માલ્ટા કે સેન્ટ હેલેના ઉપાડી જવાના છે, પણ યાદ રાખજો કે મારી પાસે હજી તોપો, બહાદુર અગરક્ષકો અને છ મહિના ચાલે તેટલો સરસામાન છે, અને એવુ નીચ કૃત્ય કરવા આવનારને ભારે પડી જશે, પણ હુ નથી માનતો કે મારા જેવો એકાકી માણસ જે કોઇનુ કાંઇ બગાડતો નથી તેની સામે લડવા જેટલી નીચતા તેઓ કરે. અલેક્ઝાન્ડરને આબરૂ ઘણી વહાલી છે સુલેહની સરત પ્રમાણે મને એલ્બાનુ રાજ્ય આપવામા આવ્યુ છે હું મારા ઘરમાં બેઠો છુ હું લડવાનુ બાનુ ન આપુ ત્યાસુધી મારા ઘરમા આવીને મને હેરાન કરવાનો કોને અધિકાર હોય ? "

" હું માનતો હતો કે બુર્બોન રાજાઓ સુધર્યાં હશે, પણ તેમણે એક પછી એક ભૂલોજ કીધી છે શત્રુઓને બેલ્જીયમ, તોપો અને દારૂગોળો આપ્યાં તેમના કહેવા મુજબ કિલ્લા, બદરો અને યુદ્ધસામગ્રીના ભડાર બરબાદ કર્યા નામોશીભરેલી રીતે મે સુલેહ કરી હોત તો હુ હજી પણ ફ્રાન્સનો રાજા હોત, પણ હું તો હાથ કાપી નાખુ ફ્રાન્સને નામોશી લગાડવા કરતાં રાજ્યાસન ખોવાનું પસદ કરૂ "

" મારા દુશ્મનોએ એવી પણ વાત ફેલાવી છે કે સુલેહ કરવાની મેજ ના પાડી હતી તેઓ મને એક પાજી અને નરહત્યાનો જાણે મને શોખ હોય એવો ચીતરે છે તેમના કૃત્યો જોતા તેઓ એમ કરે એમા નવાઇ પણ નથી કૂતરાને મારી નાખવો હોય તો મારનાર એમજ કહે કે તે હડકાયલો છે, પણ હું ખરી હકીકત

યૂરોપને જાહેર કરીશ ઈગ્લંડ, આસ્ટ્રિયા અને રશિયાનાં કૃત્યોના ભેદ મારી કાતીલ કલમથી હુ ફોડી નાખીશ લુચ્ચાઇ અને નરહત્યાની તૃષા કોનામા છે તે હું પૂરવાર કરી આપીશ હુ ધારત તો ઘણા વખત સુધી ફ્રાન્સમા રહ્યો રહ્યો પર્વતોનો આશ્રય લઈને પણ શત્રુઓને હફાવત, પણ મે તેમ ન કર્યું મને ખૂનામરકીનો કંટાળો આવ્યો હતો ”

“ મારા નામથી અને થોડા ઘણા મને વળગી રહેલા બહાદુર સિપાઇઓથી શત્રુઓ પારિસમા રહ્યા રહ્યા પણ ડરતા હતા તેમણે મારા રાજીનામાના બદલામાં એકવાર મને ઇટાલિનુ રાજ્ય પણ આપવા માડયુ હતુ, પરતુ મે ના કહી અને છેવટે એલ્બાજ પસદ કર્યો ”

‘ હજી પણ પેલા દેશદ્રોહીઓ જેમને મે સ્વદેશમા આવવા દીધા હતા તેમનો કીનો હોનવાયો નથી ઇગ્લંડના વર્તમાનપત્રોએ જેને નરપિશાચ અને ખૂની તરીકે જાહેર કર્યો છે તેની ટોળીના એક બદમાસને તેમણે મારો જીવ લેવા મોકલ્યો હતો એ દેશદ્રોહીઓને પાછા આવવા દીધા એજ મે મોટી ભૂલ કરી તેમ ન કર્યું હોત તો તેઓ યૂરોપમા રખડી રઝળીને મરી જાત, પણ એમ કરવામા મારો એક હેતુ પણ હતો મારે યૂરોપના મનનુ સમાધાન કરીને રાજ્યવિપ્લવના ઉપર પડદો પાડવો હતો પણ લશ્કરમા હવે મારે વિષે શુ બોલાય છે ? ”

“ તેઓ આપને નિરતર સન્માન, અને શોકપૂર્વક સ્મરે છે ” નેપોલિયને પૂછ્યુ, “ ત્યારે તેઓ મને હજી ચહાય છે ? ”

“ હાજી, હુ તો એમ પણ કહુ કે તેઓ આપને અગાઉના કરતા વિશેષ ચહાય છે અને કહે છે કે જો અમને અમારા સરદારોએ ફસાવ્યા ન હોત તો અમને જીતી શકતજ નહિ ”

નેપોલિયન—“ હુ જાણુ છુ કે ફ્રાન્સમાં અસતોષની આગ સળગી ઉઠી છે. ઉમરાવો અને ધર્મગુરુઓ સિવાય બુર્બોન રાજાઓના પક્ષમા કોઇ નથી. દરેક દેશહિતચિન્તક માણસ તેમની વિરુદ્ધ છે, પણ ફરીથી રાજ્યક્રાંતિ થાય એવા ચિન્હ છે?”

“ લોકોમા અસતોષ અને ખીજવટ એટલી હદ સુધી ફેલાઇ ગયા છે કે જરાક કારણ મળતા ભડકો સળગી ઉઠે અને આવતી કાલેજ તેવુ કાંઇ થાય તો નવાઇ પામવા જેવુ નથી ”

નેપોલિયન—“તમે બીજીવાર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપશો ?”

“ પ્રજાસત્તાકનો તો કોઇને વિચાર નથી પણ રાજપ્રતિનિધિ નીમીને કામ ચલાવી લેવાય ”

નેપોલિયન—રાજ પ્રતિનિધિ ! હુ મરી ગયો છુ ?

‘ પણ આપની ગેરહાજરી—”

નેપોલિયન —ગાડા છે. ! પ્રજા બોલાવે તો બે દિવસમા આવીને ઉભો રહુ. હુ આવુ તો સારૂ કે ખોટુ ? ”

“ હુ પોતે તો શુ કહી શકુ ? પણ—

નેપોલિયન —હા કે ના બોલો

“ ત્યારે હા પ્રજા અને સૈન્ય આપને આવકાર આપવા તૈયાર છે ”

નેપોલિયનના મનમા ઘણો ક્ષોભ થતો હતો ભવિષ્યના ગભીર બનાવોનુ દર્શન તેની ભવિષ્યવેધી આખને થતુ હતુ

તેણે કહ્યુ, “ હુ વિચાર કરૂ છુ કાલે મને ફરી મળજો ”

બીજે દિવસે તે ઉમરાવ તેની આગળ હાજર થયો નેપોલિયન બોલ્યો—

“ હુ ફ્રાન્સ આવવા નીકળીશ સાહસ ભારે અને જોખમભરેલુ છે, પણ મારી શક્તિ ઉપરાંતનુ નથી મહત્વના પ્રસગમા મારૂ પ્રારબ્ધ મને મદદ કરે છે આખુ ફ્રાન્સ મારૂં છે અને હુ ફ્રાન્સનો છુ જાઓ જઇને × × × ને કહેજો કે ફ્રાન્સની ઇચ્છાને વશ વર્તી, તેને બુર્બોન રાજાઓના હાથમાથી છોડવવા ભારેમા ભારે જોખમ વેઠીને પણ ચાલ્યો આવીશ ”

એજ વખતે વિયેનાની રાજપરિષદ્‌મા દેશદ્રોહી ટેલિરેન્ડ મિત્રરાજાઓના મન ઉપર નેપોલિયનને ઉપાડી લઇ જવાની જરૂર ઠસાવતો હતો તે કહેતો કે હજી ફ્રાન્સના મન ઉપર તેના તરફની ફિકરનો બોજો છે અને ચચળ વૃત્તિવાળા ઘણા માણસોના મનની આશાઓ તેના તરફજ હજી વળે છે મિસરથી પણ તે એકવાર કોઇને ખબર ન પડે એમ સૌની અજાયબી વચ્ચે ફ્રાન્સમાં આવીને ઉભો રહ્યો હતો બીજા બધાને તો આ વાત રુચતી હતી પણ અલેક્ઝાન્ડર વાધો કહાડતો હતો આખરે તેણે પણ મૌન ધારણ કરીને સમતિ આપવા જેવુ કર્યુ, અને આ કામ અગ્રેજ નૌકાધિપતિ સિડ્ની સ્મિથને સોંપવામા આવ્યુ આવી જાતની દગલબાજીના ભણકારા ફ્રાન્સ, ઇગ્લડ અને જર્મનીનાં છાપાઓમાં પણ આવી ગયા હતા અને નેપોલિયને તે વાચ્યા પણ હતા

આવા સજોગોમા તેણે એલ્બા છોડવાનો નિશ્ચય કર્યો તેને માટે હવે બીજો માર્ગ હતોજ નહિ વગર કારણે તેના ઘર ઉપર ધાડ પાડવાની શત્રુઓની પેરવી તે જાણતો હતો તેમની સામે લાબા વખતસુધી બચાવ કરવાના સાધન પણ તેની પાસે ન હતા અને સુલેહની સરત પ્રમાણે જે વાર્ષિક પેન્શન તેને મળવુ જોઇએ તે પણ આપવામાં આવ્યુ ન હતુ એટલે તેની પાસે ત્યા રહેવાનાં સાધન પણ ન હતાં





# प्रकरण ६३ मुं—एल्बाथी फ्रान्स



ફ્રુઆરી માસની ૨૬ મી તારીખે નેપોલિયનની બેન પૌલાઇને માનવતા પરોણાઓને ખાણું આપ્યુ હતુ તેમની સાથે નેપોલિયને હમેશની ઢબે વાતચીત કરી તેની યોજના હજી તેના મનમાજ હતી માજના તેણે પોતાના બે સેનાપતિઓને બોલાવીને કહ્યુ —

"આપણે કાલે એલ્બા છોડીએ છીએ બદરપર લગરાયલાં વહાણુ પર જાપ્તો રાખજો આ સમાચાર ફૂટી ન જાય અગરક્ષકોને સવારે વહાણુમા ચઢાવી દેવાના છે "

બપોરે તોપોની સલામી સાથે તે પોતાના વહાણુમા દાખલ થયો કયા જવાનુ છે તેની સિપાઇઓને કશી ખબર ન હતી પણુ આજ્ઞાનુ પાલન કરવા ટેવાએલા હોવાથી તેઓ કશી પૂછપરછ કે વિલબ કર્યા વગર શહેનશાહ જ્યા લઇ જાય ત્યા જવા લાગ્યા એલ્બાના પર્વતોના શિખર ક્ષિતિજમા ઢકાઇ ગયાં એટલે નેપોલિયને કહ્યુ, "પાસો ફેકયો ' સાધારણુ પોલીસની ટુકડી સામે પણુ બચાવ કરવા પૂરતા નહિ એટલા ગણ્યાગાંઠયા માણુસો લઇને આખા યૂરોપની મદદથી ફ્રાન્સની ગાદીએ બેઠેલા બુર્બોન રાજાને ખસેડી તેની જગ્યા લેવા આજે પાછો તે નિડરપણે ચાલ્યો

આતુ અદ્દભુત સાહસ તેના જીવનના અદ્દભુત સાહસોથી ભરેલા ઈતિહાસમાંથી ભાગ્યેજ બીજુ જોવામા આવશે, છતા તેમાં વગર વિચાર્યુ કે મૂર્ખાઇભરેલુ કશુજ ન હતુ તેના સજોગોએ તેને ફરજ પાડી તેનાથી એલ્બામા રહેવાય એમ હતુજ નહિ મિત્રરાજાઓને મન સોગદ સધિનકર્તા હતાજ નહિ તેમણે પોતાના ગભીર કરાર તોડયા હતા અને નેપોલિયનને કેદી બનાવવા ચાચીઆબાજી કરવાની તૈયારીમા તેઓ હતા બીજે સ્થળે પહોચી જઇને છુપે વેશે ભટકતા ફરવુ અને હરઘડીએ પકડાઇ જવાની દહેશતમા રહેવુ તે કરતા, ફ્રેન્ચ પ્રજા જે હજી તેને અટળ શ્રદ્ધા અને ભક્તિથી ચાહતી હતી તેનુજ બહાદુરીથી ઉઘાડી રીતે શરણુ લેવાનુ તેણે પસદ કર્યું તેનુ આ પગલુ આબ-ભરેલુ અને મર્દને છાજે એવુજ હતુ

એલ્બાનો કિનારો દૃષ્ટિ બહાર ગયો એટલે તેણે તૂતક ઉપર પોતાના ચારસો

અંગરક્ષકોને એકઠા કરીને કહ્યુ, "મિત્રો ! આપણે ફ્રાન્સ જઇએ છીએ—આપણે પારિસ જઇએ છીએ " આ સાભળતાજ "ફ્રાન્સનો જય ! શાહેનશાહ ઘણુ જીવો !" ના પોકાર ઉઠયા સિપાઇઓમા પાર વગરનો ઉત્સાહ આવી ગયો જન્મભૂમિ ઉપર પગ મૂકતી વખતે બધા સ્વચ્છ લશ્કરી પોશાકમાં હોઇએ તો કેવુ સારૂ એમ સમજી બધા વગર કહ્યે હથિયાર સાફ કરવા અને કપડા સમારવા મડી ગયા નેપોલિયન બધે ફરતો ગયો અને પિતા પુત્રો તરફ જુએ તેમ સૌના તરફ સ્નેહપૂર્ણ નજર કરી કાંઇ કાંઇ બહાને બધા સાથે સાચા મિત્રભાવે વાત કરતો હતો રાત્રે તેણે થોડાક લખનારાઓને બોલાવ્યા અને કહ્યુ કે હું લખાવુ તે દરેક જણુ લખ્યે જાઓ પછી તે આટા મારતો ગયો અને ભાવપૂર્ણ છટાથી તેમજ ત્વરાથી એક અત્યત જ્વલત અને ચેતનપ્રદ ઉદ્ઘોષણા લખાવતો ગયો —

### સૈન્યને

"સૈનિકો ! આપણે કદી હર્યાજ નથી આપણામાથી બે દેશદ્રોહીઓએ તેમના દેશને, તેમના રાજાને, તેમના ઉપર ઉપકાર કરનારને ફસાવ્યા જેમણે પચીશ વર્ષસુધી યૂરોપમા રખડી રખડીને આપણા શત્રુઓને આપણી સામે લડવા ઉત્તેજિત કર્યા છે—જેમની આખી જિદગી પરદેશીઓના સૈન્યમા ગઇ છે, જેઓ ફ્રાન્સને અપમાનિત કરે છે તેઓ શુ આપણા કીર્તિવતા ગરુડના પ્રજાકીય વાવટાની સ્વતત્રતા લૂટે ? શુ તેમને આપણા યશ પૂર્ણ પરિશ્રમના ફળ આપણે ચાખવા દઇશુ ? જો તેમનુ રાજ્ય કાયમ રહ્યુ—તો આપણી અને આપણાં કામોની યાદગીરી પણ નહિ રહેવા પામે અત્યારથીજ તેમણે આપણા કાર્યોનો અવળો અર્થ કરવા માડયો છે જેને જગત્ વખાણે છે, તેના ઉપર કાળી પીછી ફેરવવા તેઓ તૈયાર થયા છે "

"સૈનિકો ! સ્વદેશથી દૂર રહ્યા રહ્યાં મે તમારી હાકલ સાભળી છે અને હુ દરેક પ્રકારના જોખમ અને અડચણોનો વિચાર કર્યા વગર ચાલ્યો આવુ છુ તમારો સરદાર, જેને તમો લોકોએ સ્વેચ્છાથી રાજ્યાસનપર બેસાડયો હતો તે પાછો તમારી પાસે આવે છે મારી પાસે દોડયા આવો લોકમતે જેનો બહિષ્કાર કર્યો છે તે વાવટાને ફેકી દો અને પચ્ચીસ વર્ષસુધી આપણને વિજયમાળ પહેરાવનાર ત્રિરગી વાવટો ચઢાવી દો આપણે બીજી પ્રજા ઉપર જીત મેળવી હતી એ વાત આપણે ભૂલી જઇએ પણ બીજી પ્રજાને આપણા દેશના કારભારમા કેમ હાથ ઘાલવા દઇએ ? આપણા ઉપર રાજ્ય કરવાનો મિથ્યા દાવો કરનાર કોણ છે ? કોની તાકાત છે ? આસ્ટર્લિટ્ઝ, જેના અને વાગ્રામના સગ્રામ જીતનાર ગરુડના વાવટા ચડાવી દો ગણ્યા ગાઠયા દેશદ્રોહી ફ્રેન્ચોથી તમારા પ્રતાપી વાવટાના તેજ સામે જોવાશે પણ નહિ "

"તેઓ જ્યાંથી આવ્યા હોય ત્યાં ભલે ચાલ્યા જાય હમણા તેઓ જેમ છેલ્લાં ઓગણીશ વર્ષ થયાં રાજ્ય કરવાનો ઢોગ લઇ બેઠા છે તેમ ત્યાં રહ્યા રહ્યા ભલે

એમના મનથી રાજ્ય કર્યા કરે સૈનિકો! તમારા નાયકના વાવટા નીચે પાછા એકઠા થઇ જાઓ તેનુ તમારાથી જૂદું અસ્તિત્વ હોઈ શકેજ નહિ તેના હક્ક એટલે તમારા હક્ક અને પ્રજાના હક્ક તેનો સ્વાર્થ, તેનુ માન, તેની કીર્તિ સૌ તમારામાજ સમાઈ જાય છે આપણો પ્રજાકીય વાવટો મિનારે મિનારે અને બુરજે બુરજે ફરકી રહેશે, અને થોડાજ વખતમા પારિસના નોટરડેમના બુરજ ઉપર પણ ચડી જશે ત્યારે તમે લોકોને તમારા જખમ આબરૂભેર બતાવજો, તમારા પરાક્રમની વાતો કરજો, કેમકે તમે દેશને છોડાવ્યો હશે"

"તમે ઘરડા થશો ત્યારે લોકો તમારી આસપાસ એકઠા થશે અને તમારા પરાક્રમની કથા તમારે મોઢેથી માનપૂર્વક સાંભળશે તે વખતે તમે છાતી ઠોકીને કહી શકશો કે 'હુ તે સૈન્યમાં હતો કે જે બે વાર વિયેના જીતી આવ્યુ, રોમ, બર્લિન, માડ્રિડ અને મૉસ્કોની ખબર લઈ આવ્યુ, અને દેશદ્રોહીઓએ નોતરેલા શત્રુની હાજરીથી પારિસને ચોંટેલી અપવિત્રતા જેણે ધોઈ નાખી' ધન્ય છે તે વીર પુરુષોને! ફ્રાન્સ તેમની કીર્તિથી ઉજ્જ્વળ છે! અને ફ્રાન્સના હરામજાદા પુત્રો જેઓ પોતાની જ જનેતાની છાતીમાં ખજર ભોકવા પચ્ચીશ વર્ષસુધી પરદેશીઓની હૂંફે પોતાના ભાઇઓની સાથે લડયા તેમને સદાનો ધિક્કાર હોજો!"

આવાજ પ્રકારનુ જ્વલત શબ્દોથી ભરપૂર, અને ભાવથી છલકાતુ એક બીજુ જાહેરનામુ તેણે સમસ્ત પ્રજાજોગ લખાવ્યુ તેમા પ્રજામા ઉત્સાહ રેડવા ઉપરાત શત્રુપક્ષમા ચાલ્યા ગએલા અમલદારોને પૂરેપૂરી માફી આપવાનુ સૂચન પણ તેણે ડહાપણ વાપરીને કર્યું હતુ

બેઉ જાહેરનામા લખાઇ રહ્યાં એટલે જેટલા ખલાસીઓને અને સૈનિકોને લખતા આવડતું તેઓ તેની નકલો કરવા મડયા ફ્રાન્સને કિનારે ઉતરીને તરત વહેચવા માટે સખ્યાબધ નકલો તૈયાર થઈ ગઇ સાજે એક ફ્રેન્ચ વહાણના સઢ દેખાયા અને થોડીજવારમાં બેઉ વહાણ પાસે પાસે આવી પડયાં વહેમ ન આવે એટલા માટે નેપોલિયને સિપાઇઓને સતાઇ જવાનો હુકમ કર્યો સામેના ખલાસીએ નેપોલિયનના વહાણના ખલાસીને શહેનશાહની ખબર પૂછી નેપોલિયને તરતજ તેના હાથમાંથી વાત કરવાનુ ભૂગળુ ઝુટવી લીધુ અને કહ્યુ, "તે ખૂબ મજામાં છે"

બીજે દિવસે સાંજે ફ્રાન્સના ભૂરા પર્વતોના શિખર દેખાવા લાગ્યા વહાણમા આનદોત્સવ થઇ રહ્યો શહેનશાહે કહ્યુ, "આપણો દેશ આપણને ઓળખે એટલા માટે આપણો પ્રજાકીય ત્રિરગી વાવટો ચઢાવી દો" બીજે દિવસે એટલે માર્ચની ૧ લી તારીખે સવારના કાને ગામની પાસેના નિર્જન બાઢા ઉપર તેમણે પગ મૂક્યો

પાસેના ગામડાના થોડાક લોકો લશ્કરને જોઇ બીતા બીતા ત્યા આવી પહોંચ્યા તેમાનો એક જણ અગાઉ નેપોલિયનના લશ્કરમાં હતો તેણે તે શહેનશાહને

ઓળખ્યો અને કહ્યુ કે મને પણ તમારા સૈન્યમા સામેલ થવા દો નેપોલિયને પોતાના સરદારને હસીને કહ્યુ, " જોયુ ? આપણી ફોજમાં ભરતી થવ લાગી "

થોડાજ વખતમા છસો સિપાઈઓ પોતાની સાથે બે ત્રણ નાની તોપો લઈને કિનારે ઉતર્યા ત્રણ કરોડની વસ્તીવાળા પ્રદેશમાં થઇને આખા યૂરોપમા સૌથી પહેલા નબરની ગણાતી રાજધાની જીતવા તેમને જવાનુ હતુ માર્ગમાં એક ઘણુજ મજબૂત કિલ્લાની અદર બે લાખ સૈનિકો તેમને માટે તૈયાર હતા, અને યૂરોપના રાજાઓની પાસે પણ હજી વીશ લાખ યોદ્ધાઓ બુર્બોન રાજાઓના પાપી અમલનો બચાવ કરવા સજ્જ હતા કલ્પિત કથાઓમા પણ આવુ સાહસ ભાગ્યેજ જોવામા આવે છે, છતાં એ સાહસ ખેડનારે પૂરતો વિચાર કર્યો હતો ફ્રાન્સનો લોકસમૂહ નેપોલિયનને પૂજતો હતો તે પોતે પણ આ વાત જાણતો હતો અને તેમના પ્રેમને પોતે લાયક છે એમ પણ તે માનતો હતો

રાત્રે અગીઆર વાગે તેમણે કુચ શરૂ કરી એલ્બાથી ઘોડા તો ન લવાયા પણ ઘોડાનાં જીન આણ્યા હતાં તે ખાધે મૂકીને તેમણે ચાલવા મડયુ રસ્તામા ઘોડો દીઠો કે તરત નેપોલિયન તેને વેચાતો લઈ લેતો એમ ધીમે ધીમે તેણે દરેક સ્વારને ઘોડો અપાવ્યો મોટા શહેરોમાં બુર્બોન પક્ષનુ બળ વિશેષ હોવાથી તેમને બાજુપર રહેવા દઇ તેઓ કિનારેથી પચાશેક માઇલ ચાલી આવ્યા નેપોલિયનના આવ્યાની ખબર વીજળીને વેગે પ્રસરી ગઇ દરેક ઠેકાણે લોકોએ તેને સાનદાશ્ચર્યથી વધાવી લીધો અને ઘણા તો તેની સાથે જોડાવા તૈયાર થયા

તેની મરજી હોત તો તે પોતાની સાથે વીશ લાખ ખેડુતોને લઇને પારિસ ગયો હોત પણ આ વખતે સૈન્યબળથી જીતવાનો તેનો ઇરાદો ન હતો ફ્રાન્સની પ્રીતિ એજ મારૂં ત્રિભુવન વિજયી ખડ્ગ છે એમ તે માનતો હતો બીજા પચાસ સાઠ માઇલ આગળ વધ્યા પછી લોકોમા એવો પ્રબળ ઉત્સાહ જોવામાં આવ્યો કે બુર્બોન પોલિસની તો કશી ધાસ્તીજ રહી નહિ લોકોની ગર્જનાઓ સાંભળી અને તેમનો ઉત્સાહ જોઈ "કાયદેસર" રાજ્યાસન પચાવી પાડનાર રાજાના અમલદારોજ ઉલટા ગભરાઇ ગયા નેપોલિયનની આગળ જવાની આતુરતા એટલી બધી હતી કે સૈનિકોને પાછળ મૂકી પોતે છ સ્વાર અને બાવીશ અગરક્ષકોને લઇને આગળ નીકળી ગયો ગેપ શહેરમાં હજારો સ્ત્રીઓ, પુરુષો અને બાળકોએ તેને ઘેરી લીધો પ્રેમ અને આનદનો તરગ ઉછળી રહ્યો બુર્બોન રાજાના અમલદારો ત્યાંથી જીવ લઇને નાઠા નેપોલિયને લોકોને સબોધીને કહ્યુ—

" પ્રજાજનો ! તમે મારે માટે બતાવેલો સદ્‌ભાવ જોઇ મને ઘણુ લાગી આવે છે તમે મને તમારો પિતા માનો છો એ વાજબી છે, કારણ કે હુ ફ્રાન્સની આબરૂ અને કીર્તિને માટેજ જીવુ છુ મારા આવવાથી તમારી અશાતિ ચાલી ગઇ છે અને

મિલકતની સલામતી તથા સૌનું સરખાપણું એ બે બાબતોમા તમે નિર્ભય થઇ ગયા છો જે હક્ક તમે પચીશ વર્ષ થયા ભોગવ્યા છે અને જે નહિ મળવાથી તમારા પૂર્વજો ઘણા નારાજ રહેતા હતા, તે હક્ક હવે તમારા જેવુ એક અગ બની જાય છે"

અહિ પેલી જાહેરખબરો છપાઈ અને લાખો પ્રતો સપાટાબધ વહેચાઈ ગઇ આસપાસના પ્રદેશની વસ્તી સ્વદેશપ્રેમથી ઉત્સાહમાં આવી ગઇ અને ગણ્યા ગણાય નહિ એટલા માણસો શહેનશાહના સૈનિક બનીને તેની આગળ ચાલવા તૈયાર થયા બપોરના બે વાગે લોકોના જયઘોષ સાથે પ્રયાણ શરૂ કર્યું તેના માર્ગમા બુર્બોન સરદારોના બળવાન સૈન્યના થાણાં આવતા હતાં તેથી લોકોને તેની સલામતી માટે ચિન્તા થવા લાગી. રાજ્યક્રાન્તિના વખતમાં કર્યું હતુ તેમ ગામે ગામ ઘટનાદ કરીને આખી પ્રજાને એકદમ જાગૃત કરવી અને સૌએ હથિયાર પકડી શહેનશાહની સાથે જવુ એવો ઘણાનો વિચાર હતો પણ તેણે ના પાડી અને લોકોને કહ્યુ –

"તમારા મનનો અભિપ્રાય જાણ્યા પછી હવે મારી ખાત્રી થઇ છે કે મે ભૂલ નથી કરી વળી તેવોજ સદ્ભાવ મારા સિપાઇઓનો હશે એવુ મને તમારા વર્તન ઉપરથી સમજાય છે જેઓ મને દેખશે તેઓ મારા પક્ષમાં ચાલ્યા આવશે માટે રસ્તામા જેમ મોટા લશ્કર તેમ મારી ફતેહનો સભવ વધારે વાસ્તે હાલ તો તમે તમારા ઘરમાંજ શાતિપૂર્વક બેસી રહો "

થોડા વખતમા તેઓ ગ્રેનોબલ શહેર નજીક આવી લાગ્યા અહિ તેને અટકાવવા છ હજાર સિપાઇઓની ફોજ ગોઠવાઈ હતી નેપોલિયનની હાર થશે કે જીત તે નક્કી કરવાની બારીક કસોટીનો વખત આ વારેજ હતો તેણે પોતાના માણસોને થોભાવ્યાં અને એકલોજ ઘોડે બેસીને ધીમી ગતિથી સામે ગોઠવાયલા લશ્કર તરફ જવા લાગ્યો આ અદ્ભુત દશ્ય જોવા આજુબાજુના ગામડાંના હજારો લોકો પણ ભેગા થઇ ગયા હતા તેમણે "શહેનશાહ ઘણું જીવો" ના પોકાર કરી આકાશ ગજાવી મૂકયુ

નેપોલિયન જરાપણ ક્ષાભ પામ્યા વગર તેની સામે ઉભી કરનામા આવેલી ચળકતી સગીનોની દિવાલની નજીક જઇ પહોચ્યો પછી ને ઘોડેથી ઉતર્યો અને વગર હથિયારે આખા લશ્કરની સામે માત્ર દશજ ડગલાને છેટે નિર્ભયપણે ઉભો રહ્યો. દરેક ફ્રાન્સવાસી ઓળખી શકે એવો પોતાનો હમેશનો સાદો પોશાક તેણે પહેર્યો હતો સેનાપતિએ ગોળી ચલાવવાની આજ્ઞા આપી સિપાઇઓ તેની આજ્ઞાનુ પાલન કરતા હોય એમ દેખાયુ એકે એક બદુક તેની છાતી સામે તાકવામા આવી આખી ફોજમાંથી એક પણ નીચ માણસે તેને ગોળી મારી હોત તો બુર્બોન રાજા તરફથી તેને ઘણું ભારે ઇનામ મળત, અને એકજ બદુકના બારથી ફ્રાન્સનુ ભવિષ્ય નક્કી થઇ જાત

છતાં પણ નેપોલિયનના ચહેરા ઉપર લેશમાત્ર પણ ભયની નિશાની જણાઇ નહિ તે તો નિડરપણે તેની સામે તકાયલી બંદુકોની નજીક જઇ, ડગલાના બટન ફહાડી, છાતી ખુલ્લી કરી, એકવાર કાને પડયા પછી કદિ પણ નહિ વિસરાય એવા અવાજે બોલ્યો —

"સૈનિકો ! જો તમારામાંથી કોઇને પોતાના શહેનશાહને મારવાની મરજી હોય તો હું અહિં તમારી સામે ઉભો છું"

પળવાર સુધી તો તે જગ્યાએ સ્મશાન જેવી ગંભીર શાંતિ વ્યાપી ગઇ પછી ધીમે રહીને એક બંદુક નીચી નમી પછી બીજી, પછી ત્રીજી, એમ તેના છાતી સામે ધરાયલી બંદુકો એક પછી એક જમીનપર પડવા લાગી લઠી લઠીને રીઢા થઇ ગએલા સિપાઇઓની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. એક સિપાઇએ ગદ્‌ગદ્ કંઠે ' શહેનશાહ ઘણું જીવો " એવો પોકાર કર્યો તેના સાથેજ બીજા સિપાઇઓ અને ગામડીઆઓના મુખમાંથી તે પોકારનો પ્રચંડ પડઘો ઉઠયો ગ્રેનોબલનું સૈન્ય, નેપોલિયનની સાથે આવેલા સિપાઇઓ, ગામડીઆઓ, સર્વ હર્ષઘેલા થઇ તેની પાસે દોડી આવ્યા અને તેણે હાથ પહોળા કરી જે હાથમાં આવ્યા તેમને ભેટવા માંડયું બુર્બોન સેનાપતિ તો ઘોડાને એડી મારીને નાઠો કોલાહલ શમ્યા પછી નેપોલિયને એક જુના સિપાઇના થોભીઆ ધીમેથી ખેંચીને પૂછ્યું—

"અલ્યા ! × નાનકડા હવાલદાર તરફ બંદુક તાકવાનું તારૂં જીગરજ કેમ ચાલ્યું ?"

તે સિપાઇની આંખમાંથી દડદડ આંસુ ટપકવા લાગ્યા તેણે બંદુકની નળી ઉપર ટકોરો મારી તે ખાલી છે એમ બતાવી કહ્યું, "હવે વિચાર કરો, એનાથી આપને ઇજા થાય એમ છે ? બધીએ બંદુકો એવીજ છે"

પછી તે સૌને ગોળ કુંડાળામાં ઉભા રાખી નેપોલિયને કહ્યું—

"હું ગણ્યાગાંઠયા માણસ લઇને આવ્યો છું કેમકે મને તમારા ઉપર, અને મારી પ્રજા ઉપર વિશ્વાસ છે બુર્બોન રાજાઓને ગાદી ઉપર કશો અધિકાર નથી. તેઓ પ્રજાની મરજી વિરુદ્ધ રાજ્ય પચાવી બેઠા છે, કેમકે તેમની રાજ્યપદ્ધતિ થોડા અમીરોનેજ લાભની હોઇ જનસમૂહને પાયમાલ કરનારી છે અત્યારે શી સ્થિતિ છે તેની તપાસ કરો ખેડુતો ઉપરના વેઠવેરા, ઉમરાવોના ખેડુતવર્ગ ઉપરના ખાસ હક્ક એ બધી બદીઓ જેમાંથી તમે તમારા પરાક્રમવડે છૂટા થયા હતા તે પાછી દાખલ થવાની તૈયારીમાં છે"

તેણે આગળ ચાલવા માંડયું. ગ્રેનોબલવાળું લશ્કર હવે તેના સૈન્યના આગલા ભાગના રૂપમાં ફેરવાઇ ગયું શહેર નજીક આવ્યું એટલે એક સંદેશો લાવનારે કહ્યું,

× ઘણા વર્ષ અગાઉ સિપાઇઓએ લાડમાં પાડેલું નેપોલિયનનું નામ

"આપને હથિયારની કશી જરૂર નથી બુર્બોન રાજાને તથા તેના અમલદારોને હાંકી કહાડવા માટે માત્ર આપની ચાબુકજ પૂરતી છે જ્યા જશો ત્યા લશ્કર આપનુ જ છે "

શહેરમા આનન્દોત્સવ થઇ રહ્યો સિપાઇઓ અને શહેરીઓ પરસ્પર ભેટવા લાગ્યા સિપાઇઓ કહે કે અમે શુ અમારા ભાઇઓ ઉપર ગોળી છોડીશુ ? કદિ નહિ પ્રજાપ્રેમનો પ્રવાહ ઉલટયો તેને બુર્બોન પક્ષના અમલદારોથી તે કેમ ખાળાય ? તેઓ દરવાજા બધ કરી, કુચીઓ સતાડી નાઠા લોકોએ દરવાજા ઉતારી નાખ્યા અને કુચીઓને બદલે દરવાજાની નેપોલિયનને ભેટ કરી ! તેણે કહ્યુ, 'બસ, હવે હુ પારિસ પહોચી ગયો એમ સમજવુ "

એક દિવસ થાકેલા સિપાઇઓને આરામ આપી તેણે લીઓં તરફ ચાલવા માંડયુ આખે રસ્તે ટેકરીએ ટેકરીએ પ્રજાને જાગૃત કરવા હોળીઓ સળગી રહી અને આખો દેશ હર્ષઘેલો બની નેપોલિયન તરફ પ્રીતિનો પ્રવાહ વહેવડાવવા લાગ્યો પારિસમા ખળભળાટ મચી રહ્યો રાજા લૂઇ અને તેના મિત્રો બ્હાવરા બની ગયા શહેરમા બળવો ન જાગે તે માટે જે જે આગેવાનો નેપોનિયનના પક્ષના લાગતા તેમની હિલચાલ તરફ ખૂબ નજર રખાવા લાગી લીઓં નગરને સાચવવા મજબૂત સૈન્ય મોકલ્યુ બીજી જગ્યાએથી પણ લવાય તેટલી ટુકડીઓ ત્યા લાવીને એકઠી કરવા માડી સિપાઇઓને ખવાડી પીવાડીને રાજી રાખવાની પણ યુક્તિ કરી, પણ તેઓ ખાતા ગયા અને "શહેનશાહ ઘણુ જીવો" એવા પોકાર કરતા ગયા ! તેઓ પ્રકટ રીતે બોલવા લાગ્યા કે ' અમે અમારા બાપની સામે નહિ લડીએ શહેનશાહ ઘણુ જીવો ! "

નેપોલિયનનુ નામ સાંભળી લૂઇ ધ્રૂજવા લાગ્યો હતો તે છતા તેણે છઠ્ઠી માર્ચનાં વર્તમાન પત્રોમા નીચેની હકીકત છપાવી તે હકીકત તદન જૂઠી છે એ આપોઆપ સાબીત થાય છે, પણ નેપોલિયનના દુશ્મનો કેટલી હદ સુધી જૂઠુ લખતા તેના નમુના તરીકે એ લખાણુ આપવામાં આવે છે

" બોનાપાર્ટે મિત્રરાજાઓના રાજ્યોની પાયમાલી કરી હતી તેના બદલામા તેમણે ઉદારતા બતાવીને તેને એલ્બાનુ રાજ્ય આપ્યુ હતુ ત્યાથી તે નાસી ગયો છે એ શખસે પોતાની સત્તાનુ રાજીનામુ આપ્યુ પણ તેનો લોભ અને રાક્ષસી વૃત્તિ તો કાયમજ રાખ્યા હતા એ માણસ, જેના માથા ઉપર વર્ષોના વર્ષો સુધી ચલાવેલી કતલનાં પાપ ચોટેલા છે તે પોતાની ખુની અને લોભી વૃત્તિ સિવાય બીજા કોઇ પણ પ્રકારના અધિકાર વગર ફ્રાન્સના રાજાની 'કાયદેસર સ્થપાયલી' રાજ્યસત્તાની સામે થવા પાછો આવે છે જે દેશે તેને હમેશને માટે દેશનિકાલ કર્યો છે તે દેશની ભૂમિ ઉપર ગણ્યા ગાઠયા ઇટાલિયનોને લઇને પગ મૂકવાનુ તેણે સાહસ કર્યું છે,

તેણે ફ્રાન્સની પ્રજાને કરેલા જખમ, જેમને રૂઝવવાને ફ્રાન્સને રાજા દરરોજ પ્રયત્ન કરી રહ્યો છે, અને જે અડધા રૂઝાવા આવ્યા છે તેને ફરીથી તાજા કરવા તે આવ્યો છે તેના ગાડા બનેવીએ ઇટાલિમા સહેજ છમકલુ કર્યું અને અહિ તહિ થોડાક દેશદ્રોહીઓએ નજીવા પ્રયત્ન કર્યા એટલે તે નામર્દ ફૂલાઈ ગયો છે અને મનમાં એમ સમજવા લાગ્યો છે કે હુ એક શૂરવીર પુરુષની માફક મૃત્યુની સામે ચાલ્યો આવુ છુ, પણ તેનો મનસુબો ફોગટ છે એ દેશદ્રોહીને માટે ફાસીનુ લાકડુ રાહ જુએ છે, ફ્રાન્સે તેને કહાડી મૂક્યો છે, છતા તે પાછો આવ્યો છે તો ફ્રાન્સ તેનો નાશજ કરશે ”





# प्रकरण ६४ मुं– पुनः पारिसमां




ર્ચની ૧૦ મી તારીખે નેપોલિયન સ્ત્રીઓ, બાળકો અને પુરુષોના અપૂર્વ રસાલા સાથે હ્રોન નદીને કિનારે આવી પહોચ્યો. ત્યા આગળ તેનો માર્ગ રોકવાનુ કામ તેના એકવારના પરમ ભક્ત જનરલ મેક્ડોનલ્ડને સોપાયુ હતુ તેણે નવા રાજાને વફાદાર રહેવાના સોગદ લીધા હતા તેથી એક પ્રમાણિક સેવક તરીકે તે પોતાના સ્વામીની સામે લડવા ઉભો હતો, પણ નેપોલિયનને જોતાંજ એકેએક સિપાઇ "શહેનશાહ ઘણુ જીવો"ના પોકાર કરતા પ્રેમના પ્રબળ આવેગમાં આવી જઇને સમુદ્રના પહાડી મોજાની પેઠે તેની પાસે પહોચી ગયા, અને આનદની હેલી મચી રહી ! મેક્ડોનલ્ડને પણ થયુ કે ઝાઝીવાર ઉભો રહીશ તો મારૂ મન પણ કાબુમાં નહિ રહે અને લીધેલા શપથ તોડવા પડશે, તેથી ધર્મસકટમાથી બચી જવા માટે તે નાસી ગયો

નેપોલિયને પછી લીઓ નગરમાં મુકામ કર્યો અને ત્યાના આગેવાન માણસો મારફતે દેશની અને દેશનાયકોની સ્થિતિ સમજી લીધી પછી તેણે પૂછ્યુ, "મારા આવ્યાને લીધે મિત્રરાજ્યો શુ કરશે તે વિષે દેશમા સા શા વિચાર ચાલી રહ્યા છે ?" ફ્લ્યુરી નામનો એક ગૃહસ્થ જે પ્રધાનમડળનો એકવાર મત્રી હતો તેણે જવાબ આપ્યો, "એમ કહેવાય છે કે આસ્ટ્રિયા આપના પક્ષમા આવશે અને રશિયા તટસ્થપણે બુર્બોન રાજાઓની ફજેતી જોયા કરશે, કારણ કે એ લોકોનો ઈગ્લડ તરફનો પક્ષપાત જોઇ અલેક્ઝાન્ડર તો તેમનાથી કટાળી ગયો છે"

નેપોલિયન લીઓ નગરમા ચાર દિવસ રહ્યો તેટલા દિવસમા જાહેર આનદોત્સવ થઇ રહ્યો રાત્રે આખુ શહેર રોશનીથી ઝળહળી રહેતુ રસ્તા, દુકાનો, કારખાનાં, ગોદીઓ હર્ષના અને આવકારના પોકારથી ગાજી રહેતા. શેઠ અને સેવક એકબીજાના હાથ પકડી ગાતા, નાચતા અને આનદસાગરમા તરતા તેમનો હર્ષ દિલમાં સમાતો નહિ અજાણ્યા માણસો પણ માર્ગમા એક બીજાને ભેટીને દિલનો ઉભરો ખાલી કરતા. નેપોલિયનની પધરામણીને દહાડે લીઓની વસ્તીએ ઉત્સવ કર્યો અને તે ગયો તે દહાડે આખુ શહેર શોકમા ડૂબી ગયુ

એ ચાર દિવસ તેણે આરામમાં ગાળ્યા ન હતા. તેના મનની સર્વ શક્તિઓ પોતાના રાજ્યાસનને લોકનિયુક્ત બનાવવાની યોજના ઘડવામા રોકાઈ ગઇ હતી. તેની કલમમાંથી એક પછી એક એવા હુકમો નીકળતા ગયા કે તેના શત્રુઓ દિઙ્મૂઢ બની ગયા અને પ્રજાના ઉત્સાહનો વેગ વધ્યો તે પોતાના લક્ષણગત સરળભાવથી સૌને કહેતો કે—

" ફ્રાન્સ ઉપર ગુજરેલી વિપત્તિમા મારો પણ હાથ છે, પણ મારા સજોગો એવા હતા કે રાજ્યનો વિસ્તાર વધાર્યા વગર મારે બીજો ઇલાજજ ન હતો એ વિચાર મે હવે છોડી દીધો છે હવે ફ્રાન્સને વિશ્રાન્તિની જરૂર છે મને મારા લોભે પાછો નથી બોલાવ્યો પણ મારા દેશ તરફના પ્રેમથી ખેચાઇને આવ્યો છુ ફ્રાન્સ દુખી છે અને તેને મારી મદદની જરૂર છે એમ જો મારા જાણવામા ન આવ્યુ હોત તો એલ્બાની શાત, સુખરૂપ જિદગીનો હુ કદિ ત્યાગ ન કરત રાજ્યક્રાન્તિએ જે જે હકનુ પ્રજાને ભાન કરાવ્યુ છે તે હકોનો બચાવ કરવા માટેજ હુ આવ્યો છુ પ્રજાએ ચૂટેલા પ્રતિનિધિઓ કુટુબભાવનાથી સગઠિત થાય અને તેઓ પ્રજાના હક અને સ્વતત્રતાનુ રક્ષણ કરે એજ મારો અભિલાષ છે જે મહાન પ્રજાનુ મારા ઉપર અનેક પ્રકારનુ ઋણ છે, તેને સુખી કરવા પ્રયત્ન કરવો એજ મારી મહેચ્છા છે અને એમાજ મારી કીર્તિ છે એમ હું માનુ છુ ' તેના વટ હુકમની પ્રસ્તાવનામાં તેણે સ્પષ્ટ રીતે જણાવી દીધુ કે નવા રાજાએ નીમેલી ઉમરાવોની સભા પ્રજાના શત્રુઓની બનેલી છે, ઉમરાવો અને જમીનદારોના વિશેષ અધિકાર સ્વીકારાય, જૂદા જૂદા વર્ગના લોકોના સમાન હકનો સિદ્ધાત રદ થાય અને લોકોએ પચીશ વર્ષ સુધી દેશના શત્રુઓની સામે લઢીને જે હક મેળવ્યા છે તેના ઉપર પાણી ફરી વળે તેમાજ એ સભાસદોનો સ્વાર્થ સમાયલો છે ઉમરાવવર્ગની પુનઃસ્થાપના કરીને પ્રજામતથી ચાલતા રાજ્યબધારણને રદ કરીને, પરદેશી રાજાઓએ ફ્રેન્ચોની સામે લઢવા માટે કરેલુ દેવુ ફ્રેન્ચ પ્રજા ઉપર મઢી દઇને બુર્બોન રાજાઓને કાયદેસર અને ફ્રેન્ચ પ્રજાને બળવાખોર જાહેર કરીને અને "પ્રજા રાજાને માટે છે પ્રજાને માટે રાજા નથી " એવા મતને ટેકો આપીને–એવા એવા અનેક દુષ્કૃત્યો કરીને એ સભાએ પ્રજાનો વિશ્વાસ ગુમાવ્યો છે.

એક બાજુએ જ્યારે નેપોલિયન પોતાની બુદ્ધિ અને યોજનાશક્તિવડે બુર્બોન રાજાઓની રાજસત્તાને ઉખેડી નાખવા લાગ્યો હતો અને જ્યારે તેઓના પોતાના ગભરાટનો પાર ન હતો, તે વખતે તેમણે પારિસના વર્તમાન પત્રોમા " પાજી બહારવટીઆ અને તેની ટોળી " ને વિષે સરકારી આજ્ઞા પ્રકટ કરાવી. તેમા નેપોલિયનને બહારવટીઓ ગણ્યો હતો, તેનુ માથુ લાવનારને અમુક ઇનામ આપવામા આવશે એવુ જાહેર કર્યું હતુ જે દિવસે તે ગ્રેનોબલ શહેરમાં ભારે ફતેહ સાથે દાખલ થયો

તેજ દિવસના છાપમા છપાયુ હતુ કે ગજાનો પક્ષ સર્વત્ર વિજયી થયો છે, નેપો-લિયનના માણુસો વેરણ ખેરણ થઇ ગયા છે અને તે પર્વતમાં નાસતો ફરે છે જ્યાથી રાજાની પોલિસ તેને થોડાજ વખતમા પકડીને કેદ કરશે

જનરલ મેકડોનલ્ડના પછી માર્શલ નેનો વારો આવ્યો નેપોલિયનની પ્રગતિ અટકાવવા તેને ફરમાન થયુ ખરી ઇમાનદારીથી તેણે એ કામ હાથમા લીધુ છાવ-ણીમા જતાજ તેને સરદારોએ કહ્યુ કે સિપાઇઓને ગમે તેટલા સમજાવો પણ શહે-નશાહની સામે તેઓ ક્ષણવાર પણ લઢવા ઉભા રહેશે નહિ તે લશ્કરની કવાયત જોવા ગયો, પણ સિપાઇઓએ તો તેને પણ "શહેનશાહ ઘણુ જીવો 'ના પોકારથી વધાવી લીધો દર કલાકે તેને શહેનશાહની અજમ ફતેહના સમાચાર મળ્યાજ જતા તેના માર્ગમા જે જે ગામ કે શહેર આવતા તે બધા તેનાજ થઇ જતા હતા આખી પ્રજા તેને આવકાર દેતી હતી અને લશ્કર પણ તેનુજ બની જતુ હતુ માર્શલ નેની મુઝવણુ અમહ્ય થઇ પડી એક તરફથી ઇમાનદારી તેના જીગરને ખેચતી હતી અને બીજી તરફથી જે શહેનશાહે તેને છોડવવા માત્ર દશજ હજાર સિપાઇ સાથે એશી હજાર રશિયનોના બળવાન તોપખાના ઉપર હુમનો કરીને તેને ઉગાર્યો હતો, તે પોતાના મિત્ર અને સ્વામી તરફની ભક્તિ તેને બીજી બાજુએ ખેચતી હતી તે પોતેજ કહે છે કે આ મનોવ્યથામાંથી મને મૃત્યુએ આવીને ઉગાર્યો હોત તોપણ ઘણુ સારૂ થાત તેણે પોતાના તાબાના સરદારોને બોલાવીને કહ્યુ કે "હુ શુ કરી શકુ ? મહાસાગર ઉન્ટયો છે તે કઇ મારી હથેળીથી ખળાવાનો હતો ?" તેનુ પોતાનુ મન પણ ધ્રુવ તરફ લોહચુબકની માછલી ખેચાય તેમ નેપોલિયન તરફ ખેચાતુ હતુ નેપોલિયનજ આપણો સાચો સ્વામી છે અને તેનેજ સહાય કરવા આપણે જઇએ છીએ એવી મતલબનુ જાહેરનામુ તેણે સૈન્યમા ફેલાવી દીધુ સિપાઇઓ ભારે ઉમગમા આવી ગયા અને આખી છાવણીમા "શહેનશાહ ઘણુ જીવો" ના પોકાર સિવાય બીજુ કાઈજ સભળાતુ નહિ

તેજ દહાડે નેપોલિયને લીઓ છોડ્યુ તે વખતે તેણે ઝરૂખામા ઉભા રહી એકઠા થએલા લોકોના ટોળા સમક્ષ ટુકુ પણ અસરકારક ભાષણ આપ્યુ તેની લોકો ઉપર ઘણી ઉડી અસર થઇ હજારો આખોમાથી આસુની ધાર ચાલી અને ગદ્ગદ કઠે તેમણે વિદાયના શબ્દો ઉચ્ચાર્યા ત્યાથી નીકળી તે શેલો ગયો તેના માર્ગમા ઘણીજ ગીચ વસ્તીવાળા ગામ આવતા હતા રસ્તાની બેઉ બાજુએ આતુર લોકો ટોળા-બધ ઉભાને ઉભાજ રહેતા અનેક જગ્યાએ કમાનો અને તોરણોથી તેનો માર્ગ સુશોભિત કરવામા આવતો હતો અને પળે પળે આવકારના પોકાર સભળાતા હતા તે શેલો પહોચ્યો ત્યારે વાવાઝોડા સાથે ભારે વરસાદ પડવા લાગ્યો હતો છતા શહેરની આખી વસ્તીજ તેને આવકાર આપવા બહાર નીકળી આવી હતી

ત્યાના આગેવાનોએ આપેલા અભિનદનનો જવાબ આપતા તેણે કહ્યુ હતુ કે—

" મારો દરબાર અલબત્ત ભવ્ય હતો, પણ તે મારે પોતાને માટે નહિ સામા-ન્ય સિપાઇનો ડગલો મારે માટે તો પૂરતો છે, પરતુ દેશની અનેક કળાઓ ખીલે તેટલા માટેજ હુ ભવ્યતાને મારા દરબારમા સ્થાન આપતો હતો મે લીઓમા હમણા કૃત્રિમ ઉમરાવપદને નાબુદ કર્યું છે ઉમરાવપદ એ ભ્રમ છે અમુક માણુસો જન્મથીજ ઉમરાવ અથવા નીચ હોય છે એવુ માને એવા લોકો હવે મૂર્ખ રહ્યા નથી માણુસ માણુસ વચ્ચેનો ભેદ માત્ર બુદ્ધિ અને સ્વદેશસેવા કરવાની શક્તિ પરત્વજ હોઇ શકે "

હવે તો તે ખુલ્લી ગાડીમા બેસીને આગળ વધનો ગયો લોકોનુ વલણ તેના પક્ષમા એવુ બળવત્તર હતુ કે હવે તેની અગત સલામતીને માટે કશી સાવચેતી રાખવાની જરૂર ન હતી માત્ર થોડાક મિત્રોને લઇને સૈન્યની આગળ આગળ તે ચાલ્યો જતો હતો લીઓથી નીકળ્યા પછી તેને માર્શલ ને આવી મળ્યો ફ્રેન્ટે-ન્બ્લોના છેલ્ના પ્રસગ વખતે તેણે નેપોલિયનને મળવા આવવા જેટલી કૃતજ્ઞતા બતાવી ન હતી તેથી તેને કાઇક ક્ષોભ થતો હતો, પણ તે પોતાની વર્તણુકનો લૂલો બચાવ કરવા જાય તે આગમચ તો નેપોલિયનેજ તેનો હાથ પકડીને કહ્યુ, " મારા વહાલા ને ! મને ભેટી પડ તને જોઇ હુ અત્યત રાજી થયો છુ તને આવકાર આપવા મારૂ મન હમેશા તલપી રહે છે, કેમકે તુ હજી એ વીરશિરોમણિ છે " કેટલીક વાતચીત થયા પછી તેણે પૂછ્યુ કે પારિસમા રાજાના પક્ષકારો મારી સામે થવા તત્પર થાય એમ છે ' તેએ જવાબ આપ્યો કે એ માનવાજોગ નથી તે ઉપ-રથી નેપોલિયને કહ્યુ કે મને પારિસથી એવા સમાચાર મળ્યા છે કે ત્યાના સ્વદેશ-વત્સલ પુરુષો મારી આતુરતાથી રાહ જુએ છે અને બળવો કરવાની તૈયારીમા છે મારા આવવાથી મનુષ્યરક્તનુ એક ટીપુ પણ રેડાય એ હું નથી ઇચ્છતો માટે તમે તમારા મિત્રોને લખી દો કે હુ એક પણ બદુકનો અવાજ કરાવ્યા વગર ત્યા આવી પહોચીશ. માટે બધા ગમે તેમ કરીને જાહી ન રેડાય અને સુલેહ જળવાય એવો પ્રયત્ન કરો આપણો લડવાનો હેતુ જેવો શુદ્ધ છે તેવી આપણી ફતેહ પણ શુદ્ધ અને દોષરહિત હોવી જોઇએ

માર્ગમા તેનુ ખૂન કરાવવા માટે રાજપક્ષકારોએ કેટલાએ કાવત્રા રચ્યા પણ તેના મિત્રોએ તેને બચાવી લીધો તેને પોતાને તો કશી ચિન્તા કે ડર હતોજ નહિ તે તો વગર શકાએ લોકોના ટોળામા ઘુસી જતો હતો સિપાઇઓ બળવો કરવાની તૈયારીમા છે એવા સમાચાર મળવાથી તેણે તેમના સરદારોને લખી દીધુ કે તમારા સિપાઇઓને કાબુમાં રાખજો, અને તેઓને ચીડ ચડે એવી ખબરોને ખોટી પાડવા પ્રયત્ન કરજો યાદ રાખજો કે આપણે એક પણ લોહીનુ ટીપુ રેડવુ નથી, કારણ

કે આપણી સામે થનારા પણ આપણા ભાઇઓજ છે ફ્રાન્સના એક પણ પુત્રનુ બલિદાન આપ્યા વગર ફ્રાન્સનુ રાજ્યાસન લેવુ છે

થોડાક ઘોડેસ્વારો આગળ રાખીને તે એકાદ મિત્રની સાથે ખુલ્લી ગાડીમા બેસીને હવે ફ્રેન્ટેન્બ્લો તરફ જવા લાગ્યો તેનુ લશ્કર થોડાક કલાકના અંતરે પાછળ હતું માર્ગમા તેને બુર્બોન રાજાનુ એક બળવાન સૈન્ય સામુ મળ્યુ, પણ તે તો "શહેનશાહ ઘણું જીવો" ના પોકાર કરતુ તેની આગળ આવી ઉભુ બાળકો સાથે પિતા વાત કરે તેવા પ્રેમાળ શબ્દોથી તેણે એ સિપાઇઓને સબોધ્યા કે જે સાંભળી તેમનો ઉત્સાહ બમણો થયો આખી રાત પ્રવાસ કરી સવારના ચાર વાગે તે ફ્રેન્ટેન્બ્લોમાં દાખલ થયો

હજી બગીચામાં અંધારૂં હતું. શાંત, વિચારમગ્ન સ્થિતિમાં કેટલીકવાર સુધી તેણે ત્યા ફર્યા કર્યું આજ સ્થળે તેણે રાજ્યાસનનો ત્યાગ કરતી વખતે મનુષ્યથી નહિ સહન થાય એવી અતિ તીવ્ર વેદના સહન કરી હતી ત્યાથી તે પોતાના વાચનગૃહમાં ગયો અહિ જોસેફાઇનની સાથે બેસીને તેણે કેટલીએ વાર ફ્રાન્સની શોભા વધારવાની યોજનાઓ ઘડી હતી પછી તે પેલી ખુણાવાળી ઓરડી કે જ્યાં તેણે અગીઆર મહિના ઉપર ગાદીનુ રાજીનામુ લખી આપ્યુ હતુ ત્યા જઈને એક ખાટલા ઉપર સુઈ ગયો અને થોડા કલાકની નિદ્રા લીધી

જ્યારે નેપોલિયન ફ્રેન્ટેન્બ્લો તરફ વધતો હતો, તેજ વખતે રાજા લૂઇ પ્રજાએ નેપોલિયનને આપેલો ઉત્સાહભરેલો આવકાર જોઇને ગભરાઇ ગયો, અને પોતાની પાસે કશો ઉપાય ન હોવાથી જે રાજાઓની લોહીથી ખરડાયલી સગીનોની મદદથી તેને ફ્રાન્સનુ રાજ્યાસન મળ્યુ હતુ તેની મદદ લેવા દોડી ગયો ફરીથી ફ્રાન્સ ઉપર આગ અને તલવારથી કેર વર્તાવી મૂકવા યૂરોપના આપખુદ રાજાઓ આગળ તેણે પ્રાર્થના કરી

બપોર થયા એટલે નેપોલિયને ગાડીમા બેસી પારિસ જવા માંડયુ, અને હવે તેનાં તમામ પરાક્રમોમા પહેલે નબરે આવે એવુ અદ્ભુત અને આશ્ચર્યકારક પરાક્રમ તેણે કરી બતાવ્યુ પારિસ અને ફ્રેન્ટેન્બ્લોની વચમાં રાજપક્ષકારોએ નેપોલિયનને રોકવાનો છેલ્લો પ્રયત્ન કરવાનો ઘાટ રચ્યો હતો સ્વયસેવકો, પ્રજાકીય સૈન્ય વગેરે મળીને એક લાખ માણસનુ લશ્કર ત્રણ હારમા એ સ્થળે ગોઠવાયુ હતુ અને તેમની વચમા તથા બાજુએ મજબૂત તોપખાનુ રાખ્યુ હતુ ફ્રેન્ટેન્બ્લોથી આવતો માર્ગ જગલ છોડયા પછી એક ટેકરી ઉપરથી ઉતરતો હતો તેથી કરીને એ રસ્તે આવનાર માણસને નીચેનુ મેદાન અને નીચેના મેદાનમાં ઉભેલાઓને ટેકરી ઉપરથી આવતો માણસ સહેલાઇથી દેખાય એમ હતુ

પોતાની સામે આવુ બળવાન સૈન્ય ઉભેલુ છે તે જાણ્યા છતાં એક સામાન્ય

માણુસનો પોશાક પહેરી માત્ર થોડાક સ્વાર સાથે રાખીને નેપોલિયન આગળ વધ્યો બુર્બોન સેના ગભીર શાંતિપૂર્વક ઉભી હતી, માત્ર વચમાં વચમા સૈન્યને શૂર ચડાવવા માટે જૂના સમયના રાજભક્તિનાં ગીતોના સૂર વાગતા હતા એવામા એક ઉઘાડી ગાડી થોડાક સ્વારસહિત વૃક્ષની ઘટામાથી નીકળીને ટેકરી ઉપરથી ઉતરવા લાગી તેની અંદર બેઠેલા તેમના પ્રાણપ્રિય શહેનશાહનો ભૂરો ડગલો અને ટોપી સિપાઇઓએ ઓળખ્યા એકે વખતે સૌના મુખમાથી એકજ શબ્દ નીકળી ગયો ગાડી ધીમી ગતિથી આગળ આવતી ગઇ હવે તેમણે નેપોલિયનની આકૃતિ સ્પષ્ટ રીતે જોઇ તે ગાડીમા ઉભો થયો હતો કોટના બટન ઉઘાડી નાખ્યા હતાં અને જાણે પોતાનાં છોકરાને ભેટવા દોડયો આવતો હોય તેમ બેઉ હાથ પહોળા કર્યા હતા સિપાઇઓએ અત્યારસુધી દબાવી રાખેલુ પ્રેમ અને ઉત્સાહનુ પૂર હવે બંધનમાત્રને તોડી નાખી વેગભેર ઉછળી ઉછળીને વહેવા લાગ્યુ "શહેનશાહ ઘણુ જીવો" ના પોકારથી મેદાન ગાજી રહ્યુ તાલીમના તમામ નિયમો તૂટી ગયા અને સિપાઇઓ પોતપોતાની હારો તોડીને શહેનશાહ તરફ દોડી ગયા તે પણ વારાફરતી જેટલાને ભેટાય તેટલાને ભેટયો. પછી• સિપાઇઓ ગાડાની માફક અંદર અંદર એકમેકને ભેટવા લાગ્યા બુર્બોન સરદારો ગભરાઇને નાઠા, અને નેપોલિયને હવે સૈન્ય સાથે પારિસ તરફ ચાલવા માંડયુ પછી તો તેણે સૈન્યને પણ પાછળ રહેવા દઈ પોતે એકલાએજ ઝડપથી આગળ વધવા માડયુ અને રાત્રે નવ વાગ્યે પારિસ પહોચી ગયો

રાજમાર્ગની બેઉ બાજુએ લોકોની ઠઠ્ઠ જામી હતી તેમની વચમા થઇને આવકાર અને હર્ષની ગગનભેદી ગર્જનાઓ સાભળતો તે રાજમહેલ આગળ પૂરવેગથી ઘોડો દોડાવતો આવી પહોચ્યો આ પ્રસગનુ વર્ણન કરતા અગ્રેજ ઈતિહાસકાર એલિઅન લખે છે કે—

"જેવી તેની ગાડી ઉભી રહી કે તરતજ ગાડીના બારણાં પાસે વાટ જોઇને ઉભેલા લોકોએ તેને પકડી લીધો અને તાળીઓ તથા હર્ષનાદની ગર્જનાઓ વચ્ચે તેને ઉચકીને, લોકોની ગીચ મેદનીમા થઇને તેને રાજમહેલના સુશોભિત દિવાનખાનામા લઈ ગયા અહિ આખા પારિસ નગરની સુદરીઓના મડળે તેના ઓવારણા લીધા"

આ પ્રમાણે માત્ર વીશજ દિવસમા ફ્રાન્સના ખરેખરા મધ્ય ભાગમા થઇને સાતસો માઇલની મજલ કરીને નેપોલિયન ટુઇલેરીસના રાજમહેલમા પાછો આવી પહોચ્યો આખે રસ્તે સૈનિકોએ તથા નાગરિકોએ તેને અનહદ પ્રેમથી વધાવી લીધો હતો તેને તલવાર ખેચવાની કે બદુકનો એક પણ બહાર કરવાની જરૂર પડી ન હતી ત્રણ કરોડની વસ્તીવાળા પ્રદેશ ઉપર આ પ્રમાણે તેણે વગર હથિયારે સ્વારી કરી અને લોહીનું એક ટીપુ પણ રેડયા વગર તેની સામે જે જે લશ્કરો આવ્યા તે સૌને જીતી વળ્યો અને પ્રજાની મરજી વિરુદ્ધ રાજ્યાસન પચાવી પાડનાર લુઇને પ્રજાના પ્રેમરૂપી

જાદુવડે ફ્રાન્સમાથી હાંકી કહાડયો આવી ચડાઈ અને આવી અપૂર્વ જીત દુનિયાના ઇતિહાસમા બીજા કોઈએ કરી નથી કોઇ પણ રાજ્યકર્તાની પસદગી પ્રજાએ આવા પ્રબળ અને એકસામટા અવાજે નથી કરી સમસ્ત પ્રજાનો ટેકો એજ નેપોલિયનની રાજ્યાસનમાટે લાયકાત સિદ્ધ કરે છે, છતા દશ લાખના સૈન્યવડે પ્રજાના હૃદયમન્દિરના એ દેવતાને પદભ્રષ્ટ કરનારા રાજાઓ પોતાના તે દુષ્કૃત્યનો બચાવ કરતાં નિર્લજ્જપણે કહેતા કે અમે તો એક જુલમગારના જુલમમાથી પ્રજાને છોડાવવા માટેજ લડયા હતા !

બુર્બોન રાજાએ તો નેપોલિયનનુ માથુ લાવનારને માટે ઇનામ જાહેર કર્યું હતુ, પરતુ તેના બદલામા નેપોલિયને આખા રાજ્યમા આજ્ઞા ફેરવી દીધી કે બુર્બોન રાજા તથા તેના મિત્રોને કોઇએ અપમાન કે ઇજા કરવી નહિ તે ધારત તો તેમને ઘણીજ સહેલાઇથી કેદી બનાવત અને તેમને પોતાના હાથમાં રાખીને મિત્રરાજાઓ પાસે વાજબી સરતો કરાવી લેત, પણ તેની અસાધારણ ઉદારવૃત્તિને આવો માર્ગ રુચ્યોજ નહિ

પધરામણી અને સત્કારની ક્રિયા પૂર્ણ થઇ કે તરતજ તેની હમેશની રીત પ્રમાણે રાજ્યને પુન સુવ્યવસ્થિત કરવા અને બુર્બોન રાજાએ કરેલા નુકસાનને ધોઇ નાખવા મડી ગયો તેના ફળદ્રૂપ મગજમાથી હુકમપર હુકમ છૂટતા ગયા, રાજતત્ર ગોઠવઈ ગયુ અને પ્રધાનમડળની ચૂટણી કરી નાખી કામ કરવા બેસતો ત્યારે આરામ કે નિદ્રાની તો તેને જરૂરજ પડતી નહિ તે ઘણીવાર કહેતો કે **ચોવીશ કલાકમાથી બાવીશ કલાકનો તો રૂડો ઉપયોગ મારે કરવોજ જોઈએ**

સવાર થતા તો મહેલની આસપાસ અસખ્ય ગાડાતુર બનેલા સ્ત્રીપુરુષોની ઠઠ જામી તેમના અતિ આગ્રહને વશ થઇને જ્યારે તેમને દર્શન આપવા તે ઝરૂખામા આવતો ત્યારે તાળીઓ અને જયઘોષથી આકાશ ગાજી રહેતુ એટલામા ફોન્ટેન્બ્લો વાળુ સૈન્ય પણ ત્યા આવી પહોચ્યુ અને જે જગ્યાએ ગયે વર્ષે શત્રુસૈન્યે પડાવ નાખ્યો હતો ત્યા આગળ ગોઠવાઇ ગયુ. આખો દિવસ જૂદી જૂદી જગ્યાએથી અનેક ટુકડીઓ થોડા થોડા વખતને અતરે આવતી ગઇ બપોરે નેપોલિયન પોતાના સેનાપતિમડળસહિત બહાર આવ્યો એટલે જયઘોષની ગર્જનાઓ થઇ રહી સૈન્યની સલામી લેવાઇ રહ્યા પછી નેપોલિયનની મૂર્તિને બુર્બોન રાજાઓએ સ્થાનભ્રષ્ટ કરી નાખી હતી તેને તેના અસલ સ્થાનપર બેસાડવાની ક્રિયા કરવા લશ્કર તૈયાર થઇ ગયુ પણ નેપોલિયને તેમને અટકાવી કહ્યું કે એ કામ કરવુ કે નહિ તેનો નિર્ણય પ્રજા આગળ ઉપર કરી લેશે આજે પ્રજાએ નિર્ણય કરી નાખ્યો છે અને એ મૂર્તિની પ્રજાએ પ્રેમથી પ્રતિષ્ઠા કરીને તેને સ્તભના શિખર ઉપર પધરાવી છે નેપોલિયનને જે પ્રજાકીય ગીતો અતિ આનદ આપતા, તેના આત્માને જાગૃત કરી

મૂકતા તેજ ગીતો આજે પણ દરરોજ ત્યા ગવાય છે અને એ લોકપ્રિય રાજેન્દ્રના આત્માનુ હજી પણ ફ્રાન્સમા એ રીતે પૂજન થાય છે તેની જયન્તીને દિવસે પણ હજી હજારો નરનારીઓ તેને પુષ્પમાળાઓથી શણગારી તેનુ શ્રાદ્ધ ઉજવે છે

છતાં હજી નેપોલિયન તરફ તિરસ્કારની નજરથી જોનારા જીવો પણ છે તેઓ દોષ કરતાં દયાને વિશેષ પાત્ર છે કોઇ કોઇ માણસોને જેમ રગની પારખ નથી હોતી, કેટલાકો જેમ સૂરીલો કે બેસૂરો ધ્વનિ નથી ઓળખી શકતા, તેવીજ રીતે કેટલાકથી ચારિત્ર્યની ભવ્યતા પણ જોઇ શકાતી નથી માટે તેમના ઉપર દોષારોપણ કરવાની કશીજ જરૂર નથી તેઓ બાપડા કમનશીબ છે





# प्रकरण ६५ मुं–मित्रराजाओनी शत्रुता जेवी ने तेवीज




ન્ય તો હવે આનંદથી ઉન્મત્ત બની ગયું હતું લૂઈના વાવટાને તેમણે ઉખેડીને પગતળે છુંદી નાખ્યો, ફ્રાન્સના ત્રિરંગી વાવટાને લઇ જયઘોષસહિત આખા પારિસ નગરમાં ફરી વળ્યા, અને શહેનશાહને સલામી આપવાની બેહદ ઉત્સાહથી માગણી કરવા લાગ્યા. નેપોલિયન ઘોડેસ્વાર થઇને તેમની સન્મુખ આવ્યો કે તરતજ આખા સૈન્યમાંથી જયઘોષની ગર્જના ઉપર ગર્જના ઉઠવા લાગી તેણે હાથની ઈસારત કરી કે આખું સૈન્ય ચૂપચાપ ઉભું રહ્યું પછી સૌ સાભળે એવી રીતે તેણે કહ્યું —

" સૈનિકો ! હું માત્ર છસોજ સિપાઇઓ લઇને ફ્રાન્સ પાછો આવ્યો, કેમકે પ્રજા અને સૈન્યના પ્રેમ ઉપર મને વિશ્વાસ હતો મને સમજાય છે કે મે તેમાં ભૂલ નથી કરી. સૈનિકો ! હું તમારો આભાર માનું છું મારા કામનો યશ તમે અને પ્રજાએ જે કરી બતાવ્યું તેનેજ આપવો ઘટે છે મારો યશ તો એટલોજ કે હું તમારી પ્રીતિનું માપ કહાડીને તેની ખુબી સમજી શકયો છું "

" બુર્બોન રાજાઓનો રાજ્યાસનપરનો દાવો કાયદેસર હતોજ નહિ, કારણ કે દરેક જાતીય સમિતિઓદ્વારા જાહેર થએલો પ્રજામત તેની વિરુદ્ધ છે, અને પ્રજા સમૂહના હિતવિરુદ્ધ થોડાક તુમાખી માણસોનેજ લાભ મળે એવા ધોરણપર તેમનું રાજ્યતંત્ર રચાયું હતું

" સૈનિકો ! હજી પરદેશી રાજાઓ સાથે મૈત્રી રાખનારા રાજવંશીઓ આપણા દેશમાં છે તેમને હાંકી કહાડવા આપણે જવાનું છે આખી પ્રજા જરૂર આપણને ટેકો આપશે હું તેમજ સમસ્ત પ્રજા તમારા ઉપરજ આધાર રાખીએ છીએ બીજા રાજ્યોની બાબતોમાં આપણે વચ્ચે માથું મારવા નથી ઇચ્છતા પણ આપણા કામમાં જેઓ દખલ કરવા આવે તેમને તો આપણે બતાવીજ આપીશું કે એ કામ સિંહના મોમાં હાથ ઘાલવા જેવું છે "

જયઘોષની ગર્જનાઓ સાથે તે પોતાના મંત્રણામંદિરમાં પેઠો. ત્યાં માજી રાજા લૂઇનું સ્મરણ કરાવનારી ઘણી વસ્તુઓ પડી રહી હતી. એક ખુણામાં તેની આરામ

ખુરશી હતી કે જેના ઉપર તે પોતાની અતિશય ભારે અને રોગીષ્ટ કાયા ગોઠવતો. ટેબલપર તેના ખાનગી કાગળીઆનો પૉર્ટફોલિયો ( બાંધેલો થોકડો ) ભૂલમાં રહી ગયો હતો, પણ નેપોલિયને પોતાના શત્રુની ખાનગી બાબતો ઉપર નજર પણ ન કરતાં તેના ઉપર સરકારી સીલ કરાવી તેના માલિકને મોકલાવી દીધો

પછી નેપોલિયને ફ્રાન્સનો નકશો મગાવી તેને એક ટેબલપર પહોળો કરાવ્યો. તેનો એકદમ ઘટી ગએલો વિસ્તાર જોઇને તેનુ હૈયું ભરાઇ આવ્યુ, અને કૉલેન-કૉર્ટને કહ્યુ, " હુ આખે રસ્તે સુલેહનો મત્ર બોલતો આવ્યો છુ, અને મારા હાથમાં હશે ત્યાંસુધી તો હુ તેનો ભગ નહિજ થવા દઉ હુ પારિસની સુલેહના કોલકરાર કબૂલ રાખીશ મારે પોતાને હાથે ફ્રાન્સની સીમા ઉપર છરી મૂકવાની મે ના પાડી હતી એટલાજ માટે કે તેમ કરતા મારા નામને કલક લાગે, પણ બીજાને હાથે એ કાપ મૂકાઈ ચૂક્યો છે એટલે હવે દોષપાત્ર હુ નહિ ગણાઉ ફ્રાન્સને ભોગ આપવાની જરૂર પડી અને તેણે તે આપી દીધો છે મારૂ રાજ્યાસન સાચવવા માટેજ મારાથી ફ્રાન્સને ભોગ આપવાનુ ન કહેવાત પણ હવે તો દેશ જે સ્થિતિમાં મારા હાથમાં આવે છે તે સ્થિતિમા લેવા હુ ખુશી છુ અને સુલેહ જળવાઇ રહે એવુ ઇચ્છુ છુ. મિત્રરાજાઓમાં ડહાપણ હશે તો તેઓ ફરીથી લડાઇ નહિ સળગાવે. "

નેપોલિયનને તો સુલેહની ગરજજ હતી. હવે ફ્રાન્સનો વિસ્તાર ઘણોજ ઓછો થઇ ગએલો હોવાથી મિત્રરાજાઓ તેની સ્વતત્રતા મજૂર રાખશે એવી તેને આશા હતી એથી કરીને લડાઇને માટે કશી પણ તૈયારી ન કરવી એની પૂરેપૂરી જરૂર હતી અને બીજી બાજુનો વિચાર કરતા એમ કરવાથી ભારેમા ભારે નુકસાન પણ હતુ મિત્રરાજાઓ પાસે તો તેમના વિશાળ સૈન્યો તૈયાર હતાં ફ્રાન્સનુ લશ્કર તો વેરણ ખેરણ થઇ ગયુ હતુ અને યુદ્ધસામગ્રીનુ પણ કશુ ઠેકાણુ ન હતું જો નેપોલિયન સૈન્ય ભેગુ કરવાની જરા પણ હિલચાલ કરે તો તરત પેલા આખી દુનિયામાં દાંડી પીટી મૂકે કે તેના " અખૂટ લોભની અને નરહત્યાના શોખની " સાબિતી જોવી હોય તો જોઈ લેજો તેથી કરીને તેણે પોતાની પ્રતિષ્ઠા જાળવવાની ખાતર લડાઇની તૈયારી ન કરતા પોતે મોકલેલા સુલેહના કહેણનો શો જવાબ આવે છે તેનીજ રાહ જોવાનુ રાખ્યુ

રાજ્યની આંતર્વ્યવસ્થા તેણે નહિ માની શકાય એવી ત્વરાથી પાછી હતી તેવી પદ્ધતિસર બનાવી દીધી ધારાસભાના સભાસદો અને મત્રીઓ પણ સઘળા પ્રતિષ્ઠાવાન, અને પ્રજાની દાઝ જાણનારાજ ચૂટાયા હતા. પ્રજાના અવાજથી તે રાજમહેલમા પુન દાખલ થયો હતો છતા પણ શહેનશાહ તરીકે તેણે બીજીવાર પાછી જાહેર ચૂટણી કરાવી અને દેશમાં ચાર રાજકીય પક્ષ હોવા છતા તેની વિરુદ્ધ કરતાં તેની

તરફેણમા દશ લાખ મત વધારે મળ્યા

હજી યૂરોપના રાજાઓની પરિષદ્ જે વિયેનામાં મળી હતી તે પૂરી થઇ ન હતી લોકવર્ગની સ્વતંત્રતા ઉપર કુહાડો મૂકી મેળવેલી લૂટ વહેચતાં તેઓ ઘણા મહિના થયાં અંદર અંદર ખૂબ ચડભડતા હતા સાતસો રાજપ્રતિનિધિઓ એ પરિષદ્મા એમતા હતા અને સભામાંથી કંટાળતા ત્યારે આસ્ટ્રિયાના ભલા શહેનશાહ તેમની મહેમાની માટે તૈયાર રાખેલી નૃત્ય, ગીત, વગેરે વિવિધ પ્રકારની વિલાસની સામગ્રીઓથી થાકેલા મનને વિનોદ કરાવતા હતા આ પરોણાઓના ભોજનના ખર્ચ માટેજ આસ્ટ્રિયાની તિજોરી ઉપર રોજ સવા લાખ ફ્રાન્કની કાતર મૂકાતી હતી !

મિત્રરાજાઓ પોલેન્ડ, સૅક્સની અને ઇટાલિની વહેચણી કરતા અંદર અંદર ખૂબ લઢાલઢી કરતા હતા અને પરિષદ્ને વિખેરી નાખી એક નવી જાદવાસ્થળી ખેલવાની તૈયારી કરતા હતા એટલામાં એક કાસદે આવીને લૉર્ડ કાસલરેને સમાચાર આપ્યા કે નેપોલિયન એલ્બાથી નીકળી ચૂક્યો છે ટેલિરેન્ડ તે વખતે નૃત્યમંદિરમા જવા શણગાર સજતો હતો એટલામાં તેને પણ એના એજ સમાચાર મળ્યા તેની ખૂબસુરત ભત્રિજીને પોતાનો નાચ મુલતવી રહેશે તેની ફિકર થવા લાગી !

એલિસન તેના ઇતિહાસમા લખે છે કે " વિએનાના બાદશાહી નૃત્યમંદિરમા એકઠા થએલાં સુસજ્જિત સ્ત્રીપુરુષોની વચમા એકાએક વીજળી પડી હોત તોપણ તેઓ નેપોલિયનના સમાચાર સાભળીને જેટલાં ગભરાયાં તેટલા ગભરાત નહિ "

ટેલિરેન્ડ અને અંગ્રેજ પ્રતિનિધિ લૉર્ડ કાસલરે ઘણા કલાકસુધી વિચાર કર્યા પછી લૂઇ રાજાને કહેવડાવ્યું કે ગભરાશો નહિ મિત્રરાજાઓ તમને મદદ આપ્યા કરશે પણ ફ્રાન્સના લોકો ઉપર વિશ્વાસ રાખશો નહિ

નેપોલિયન એલ્બાથી નીકળ્યો છે પણ કયી તરફ જવાનો છે તેની કોઇને કશી ખબર ન હતી શકા, અટકળ અને સખત ચિંતામા તેમના પાચ દિવસ ગયા પછી બીજા નવા સમાચાર આવ્યા એટલે તરતજ સઘળા નાચ તમાશા બધ થઇ ગયા અને આખો યૂરોપ પાછો એકજ માણસનો વિચાર કરતો થઇ ગયો દેશનિકાલ થઇ ગએલો નેપોલિયન વગર લશ્કરે, વગર નાણે, માત્ર પોતાના નામની જાદુઈ શક્તિવડે પાછો આખા યૂરોપના સેનાપતિઓ અને રાજનીતિજ્ઞ પુરુષોને ગભરાવવા લાગ્યો

માર્ચની ૫ મી તારીખે વિયેનાની પરિષદ્ને સમાચાર મળ્યા કે નેપોલિયન ફ્રાન્સને કિનારે ઉતર્યો છે અને પ્રજાના અનહદ પ્રેમના તરંગ વચ્ચે પારિસ તરફ ચાલ્યો જાય છે દરેકના ચહેરા ઉપર અજાયબી અને ગભરાટનાં ચિન્હ પ્રકટી નીકળ્યા એકદમ મિત્રરાજાઓ એકઠા થઇ ગયા સૌએ પોતપોતાની તકરારો બાજુએ મૂકી દીધી અને શત્રુનો પરાજય કરવાનો ઘાટ ઘડવા લાગ્યા તેમને ખરેખર ક્રોધ તો ફ્રાન્સની પ્રજા ઉપર ચઢ્યો, કારણ કે નેપોલિયન ઉપર તેઓ અટળ પ્રીતિ રાખતા

હતા તેમને અને તેમની સ્વતત્રતાની ભાવનાને તોપોના ગાડા અને ઘોડાના પગ તળે છુદી નાખવા તેઓ ફરીથી સજ્જ થઈ ગયા જે ફ્રાન્સે બે બે વખત નેપોલિયનને મુકુટ પહેરાવવાનુ સાહસ કર્યું હતુ તેનોજ પ્રથમ પરાજય કરવો, અને પછી તેને એવી રીતે વહેચીને કકડેકકડા કરી નાખવા કે જાતીય ભાવનાથી પ્રેરાઈ તેઓ ફરીવાર કદિ ભેગાજ થઈ શકે નહિ આવા પ્રકારના ઠરાવ તેમણે પોતાના મન સાથે કરી નાખ્યા બુર્બોન રાજાઓનો અમન ફરીથી સ્વીકારવાની ફ્રાન્સને ફરજ પાડવાનુ તો હવે બની શકે એમજ ન હતુ બધા રાજાઓને હવે એમજ થયા કરતુ હતુ કે તેમનો પક્ષ છોડી દેવો અને પોલેન્ડની માફક બધાએ મળીને ફ્રાન્સને વહેચી ખાવુ અલેક્ઝાન્ડર કહે, " જેને નથી આવડતુ રાજ્ય કરતા અને નથી આવડતુ લઢતાં તેને ગાદી અપાવવા માટે શુ મારે જીવતાસુધી લઢયાજ કરવુ, અને મારા રાજ્યનુ બધુ બળ એવી લડાઇ લઢવામાજ વાપરી નાખવુ ? હુ તો હવે કટાળ્યો છુ "

બુર્બોન રાજાઓની વકીલાત કરનાર આખી પરિષદ્‌માં એકલો ટેલિરેન્ડજ હતો આઠ દિવસ સુધિ હિમત ન હારતા શાતિથી, કુનેહથી, વિવિધ પ્રકારોની દલીલોવડે આખી સભાનો અભિપ્રાય તેણે ફેરવી નાખ્યો ફ્રાન્સને વહેચી લેતા આપણે અદર અદર લઢી મરશુ એવો ભય તેણે બતાવ્યો બુર્બોન વશી રાજાઓનો કાયદેસર હક્ક તમે નહિ સ્વીકારો તો તમારો પોતાનો હક્ક પણ પછી ક્યા રહેશે ? બુર્બોન રાજાઓ પદભ્રષ્ટ થતાં યૂરોપના એકે એક રાજાને પણ ગાદી છોડવાનો વખત આ વશે એવી ભયસૂચક આગાહી કરી એ રીતે સૌના વિચારમા પલટો કરી નાખ્યા પછી તેણે છેવટમા કહ્યુ —

" માત્ર એકજ માર્ગ વાજબી અને ડહાપણ ભરેલો છે તે એ કે બોનાપાર્ટ અને ફ્રેન્ચ પ્રજાને છૂટાં પાડી નાખવા એમજ જાહેર કરવુ કે અમારે ફ્રાન્સ સાથે સુલેહ છે, લડાઇ એકલા બોનાપાર્ટ સાથેજ છે એમ કરવાથી લોકોના મન ઉપર એવી અસર થશે કે સુલેહ કરવામા એકલો બોનાપાર્ટજ આડખીલીરૂપ છે એમ સમજી ઘણા માણસો તેના પક્ષમાંથી નીકળી જશે એટલે બોનાપાર્ટનુ બળ તૂટી જશે અને ફ્રાન્સને પણ લઢવાનુ કારણ રહેશે નહિ પછી છેવટે આપણે ફ્રાન્સની પ્રજાને કહેવુ કે તમે બુર્બોન રાજાઓને નહિ સ્વીકારો ત્યાસુધી યૂરોપ તમારા કોઇ પણ રાજાને મજુર રાખશે નહિ "

મિત્રરાજાઓના મન પલળ્યાં તેમણે ટેલીરેન્ડની સલાહ માન્ય રાખી અને દેશે દેશ નીચેનુ પાપિષ્ટ જાહેરનામુ ફેલાવ્યુ —

" મિત્ર રાજાઓને જાણ થઇ છે કે નેપોલિયન બોનાપાર્ટ નાસી આવ્યો છે અને જોર જુલમથી ફ્રાન્સમાં પેસી ગયો છે તેથી કરીને તેમની પ્રતિષ્ઠા અને જન-સમાજના ભલાને ખાતર પોતાનો અભિપ્રાય ગભીરપણે જાહેર કરવાની તેઓ

પોતાની ફરજ સમજે છે જે સરત પ્રમાણે તેને એલ્બાનો ટાપુ આપવામા આવ્યો તે સરત તેણે પોતે તોડી છે તેથી કરીને જીવતા રહેવાનો જે કંઈ તેને હક્ક હતો તે પણ તેણે ગુમાવ્યો છે ફ્રાન્સમાં તોફાન જગવવા અને તેને તાબે કરવા તે આવેલો હોવાથી તેણે હાથે કરીને કાયદાનુ રક્ષણ ગુમાવ્યુ છે અને જગતને જણાવી દીધુ છે કે હવે તેની સાથે સુલેહ કરવી અશક્ય છે તેથી મિત્રરાજાઓ જાહેર કરે છે કે નેપોલિયન બોનાપાર્ટે સુધરેલી દુનિયા સાથેનો સબધ પોતાને હાથે તોડયો છે અને તેને દુનિયાનો દુશ્મન અને દુનિયાને રજાડનાર ગણીને તેને શિક્ષા કરવાની જાહેર પ્રજાની ફરજ છે "

પછી તેમણે એક બીજાને ગભીર પ્રતિજ્ઞાવડે બાધી લીધા કે "નેપોલિયનની છેવટ સુધી આપણે પૂઠ લેવી અને તેમ કરવામા આપણે આપણા રાજ્યનુ તમામ બળ ખર્ચવુ પડે તો ખર્ચવુ " આ કરારનામા ઉપર આસ્ટ્રિયા, સ્પેન, ઈંગ્લંડ, પોર્ટુગાલ, રશિયા, પ્રશિયા અને સ્વીડને સહી કરી

નેપોલિયનને હમેશને માટે કચરી નાખવાને અસખ્ય સિપાઇઓના સૈન્ય હવે એકત્ર થવા લાગ્યા આસ્ટ્રિયાએ શ્વાર્ઝનબર્ગની સરદારી નીચે સાડા ત્રણ લાખ સિપાઇ આપ્યા, ઈંગ્લંડ અને પ્રશિયાએ મળી વેલિંગ્ટન અને બ્લૂચરની સરદારી નીચે અઢી લાખ માણુસો મોકલ્યા, બે લાખ રાની રશિયનો લઇને અલેક્ઝાન્ડર જાતે મેદાન પડયો, અને બીજી પ્રજાઓનુ મળીને દશ લાખનુ લશ્કર ભેગુ થઈ ગયુ રખેને નેપોલિયન નાસી જાય તે માટે ઈંગ્લંડનાં વહાણ ફ્રાન્સના કિનારાપર ચોકી કરવા લાગ્યા માત્ર એકજ માણુસને લોકોના હૃદયમાથી બળાત્કારે દૂર કરવા માટે આટઆટલી યુદ્ધસામગ્રી અને બળ એકઠા થવા લાગ્યા આવી ભવ્ય સ્થિતિ બીજા કોઇએ પ્રાપ્ત નથી કરી એના એક શત્રુએ ઘણી અસરકારક રીતે કહ્યુ છે કે "જો નેપોલિયનનો ડગલો અને ટોપી એક લાકડીપર ભેરવીને કોઈ પણ જગ્યાએ મૂકી આવો તો આખો યૂરોપ એકદમ એક છેડેથી બીજા છેડાસુધી સશસ્ત્ર બની જાય "

ફ્રાન્સની સ્વતત્રતા ઉપર કુહાડો મારનારૂ મિત્રરાજાઓનુ જાહેરનામુ જોઇને ઈંગ્લંડના પ્રતિનિધિઓ બહુ ગુચવણમા આવી પડયા વેલિંગ્ટન અને કાસલરે એઉના અગત અભિપ્રાય જનસમૂહની સ્વતત્રતાની વિરુદ્ધ તો હતાજ પણ ઈંગ્લંડની પ્રજાની આખમા તેમનાથી ધૂળ નખાય એમ ન હતુ ત્યા તો ઉદાર રાજ્યબધારણ, આમની સભા, છાપાનુ છૂટાપણુ અને પૂછપરછ કરનાર લોકો હતા તેથી ત્યાંના પ્રધાનોએ પ્રજાને ઠગવા માટે એમ જણાવ્યુ કે અમે માત્ર સામાન્ય શત્રુની સામે લડવા પૂરતાજ યૂરોપી રાજ્યો સાથે જોડાયા છીએ ફ્રાન્સની પ્રજાને પોતાનો રાજા પસદ કરવાનો હકક છે તેમા અમે દખલ કરવા માગતા નથી

આવુ આશ્ચર્યકારક કથન કર્યા પછી ઈંગ્લંડની સરકારે લડાઇના એક વર્ષના

ખર્ચ પેટે ૪૫૦,૦૦૦,૦૦૦ ફ્રાન્ક કાફલા માટે, ૬૯૫,૦૦૦,૦૦૦, ફ્રાન્ક સૈન્ય માટે અને ૨૭૫,૦૦૦,૦૦૦ ફ્રાન્ક બીજા રાજ્યોને મદદ આપવા માટે મંજુર કર્યા તે વર્ષનો લડાઇનો કુલ ખર્ચ ૨૭૫૦,૦૦૦,૦૦૦ ફ્રાન્ક થઇ ગયો હતો જનતાના હક્કનું રક્ષણ કરનાર નેપોલિયનને કચરી નાખવા આટલા અથાગ ખર્ચની અને આવા અતિ વિશાળ સૈન્યબળની જરૂર જણાઇ યૂરોપમાં આપખુદ રાજ્યપદ્ધતિ જાળવી રાખવા માટે ઇંગ્લંડની પ્રજા પાસેથી આવી ગંજાવર રકમ ત્યાંની સરકારે કઢાવી લીધી

એક બાજુએ જ્યારે યૂરોપના રાજાઓ જરા પણ દયા લાવ્યા વગર લડાઇનીજ તૈયારી કરવા લાગ્યા હતા ત્યારે નેપોલિયન સુલેહ કરવા માટે ફાંફા મારી રહ્યો હતો ' એક તરફથી શત્રુસૈન્ય જર્મનીમાં થઇને ફ્રાન્સની સીમા તરફ આવવા લાગ્યાં હતા, બીજી તરફથી ઇંગ્લંડનો કાફલો ફ્રેન્ચ વહાણોને ફાવે ત્યાંથી ઝડપી લેતો હતો, તોપણ ફ્રાન્સ અને યૂરોપને લડાઇની આફતમાંથી ઉગારી લેવા માટે વાજબી સરતે સુલેહ કરવાની ઉપરાઉપરિ માગણી તે કર્યા કરતો હતો આસ્ટ્રિયાના રાજાને સમજાવવા તેણે પોતાની સ્ત્રી મેરિયા લૂઇસા ઉપર પત્ર મોકલ્યો પણ તેના ચાલાક પિતાએ તે પત્ર પુત્રીના હાથમાં જવાજ ન દીધો તેની એકેએક પ્રાર્થનાને મિત્રરાજાઓએ નિર્દયપણે તરછોડી કહાડી જોસેફ બોનાપાર્ટ, જે પોતાના ઉન્નત ચારિત્ર્યને લીધે યૂરોપના દરેક દરબારમાં આદરમાન પામતો હતો તેને વિયેના મોકલ્યો તે પણ વ્યર્થ ગયું ત્યાર પછી તેણે યૂરોપના એકેએક રાજાને અત્યંત નમ્રતાભર્યો પત્ર લખીને મોકલાવ્યો. તેમાં બુર્બોન રાજાઓ પ્રજાને કેવા અણુજુગતા હતા, પ્રજાની લાગણીને તાબે થઇને પ્રજાના કલ્યાણને અર્થે તજેલું રાજ્યાસન કેવા સંજોગોમાં તેણે પાછું ગ્રહણ કર્યું છે, પોતે સુલેહ કરવા કેવો આતુર છે, એ બધું દુશ્મનને પણ દયા ઉપજે એવી ભાષામાં લખ્યું હતું, પણ તેના તરફનો કોઇ પણ સંદેશો નહિ સાંભળવાનો નિશ્ચય કરી બેઠેલા રાજાઓના હાથમાં એ પત્ર જવા પામ્યોજ નહિ ફ્રાન્સની હદ છોડયા પછી એ પત્ર લઇ જનાર અમલદારોને અપમાન સાથે પાછા વાળવામાં આવ્યા

આ દુઃખદ સમાચારના હેવાલને અંતે ફ્રૅાલેનફૉર્ટે લખ્યું કે " કાફલો તેમજ ખુસ્કી લશ્કર વધારવાના હુકમ ઇંગ્લંડમાં અપાઇ ગયા છે ફ્રાન્સને બધી બાજુએથી સાવચેત રહેવાની જરૂર છે કાં તો જમીનમાર્ગે આખો યૂરોપખંડ તેના ઉપર ધસી આવે અથવા તો શત્રુસૈન્ય સમુદ્ર કિનારે આવેલા કોઇ સ્થળ આગળ ઉતરી પડે આસ્ટ્રિયા, પ્રશિયા, રશિયા અને જર્મનીના એકેએક સ્થળમાં—જ્યાં જુઓ ત્યાં યુદ્ધની તૈયારી ચાલી રહી છે અને લશ્કરની દોડધામ મચી રહી છે "

બિચારા ફ્રાન્સને માટે આ સમાચાર ચોંકાવનારા હતા મિત્રરાજ્યોએ તેને કેટલાએ વર્ષો થયા એક પછી એક યુદ્ધોમાં ઉતરવાની ફરજ પાડી હતી તેથી લડી લડીને તેનું

બળ એટલું તો ક્ષીણ થયું હતું કે નવી લડાઇ લડવા જેટલી તેનામાં હવે તાકાત રહી ન હતી દશ લાખ માણુસો તેના રમણીય દ્રાક્ષના માડવા અને સુદર ખીણોને ઉજ્જડ કરવા ચાલ્યા આવતાં હતાં મિત્રરાજાઓએ વળી નેપોલિયન અને ફ્રાન્સને છૂટા પાડી જાહેર કર્યું હતું કે અમારી લડાઇ તો માત્ર એની એકલાની સાથેજ છે. તેથી લાખો માણુસો નિરાશાપૂર્વક એવો વિચાર કરવા લાગ્યા કે દેશને ખુનરેજીમાંથી ઉગારી લેવા આપણે વહાલા શહેનશાહને આખરે છોડી દેવો પડશે, છતાં પણ ચોધાર આંસુએ રડતી માતાઓએ પુત્રોને રણસગ્રામમા જવા વળાવ્યા અને ધરડા ડોસાઓ તેમની આ વાજબી લડાઇમાં જીત થાય તે માટે ધ્રુજતે પગલે દેવળમાં જઇને પ્રાર્થના કરવા લાગ્યા

આટલું છતાં પણ મિત્રરાજ્યો જેમના હાથમા યૂરોપનાં તમામ છાપાંઓ હતા તેમા તેમણે નફટપણે છપાવ્યું કે મહાલોભી અને લોહીનો તરસ્યો નેપોલિયન સુલેહ કરનો નથી અને તેને શિકારી જાનવરની માફક મારી નાખવામા નહિ આવે ત્યાં સુધી તે દુનિયાને જપવા દેનાર નથી ઈગ્લડમાથી તો પુસ્તકો, પત્રિકાઓ, અને ચિત્રોનો ગાફડોજ ફાટયો ! કારણ કે આ લડાઇમા તલવારના જેટલીજ કલમની પણ જરૂર હતી પોતાના ઉપર આ પ્રમાણે નિદા અને બદનક્ષીનો વરસાદ વરસવા છતાં પણ નેપોલિયનને પૂરો વિશ્વાસ હતો કે તેની પ્રતિષ્ઠાને લેશમાત્ર પણ ડાઘો નહિ લાગે

સુલેહ કરવાના બધળા પ્રયત્ન જ્યારે ફોકટ ગયા ત્યારે તેણે લડાઇની તૈયારી કરવા માડી મિત્રરાજ્યોએ પ્રગટ કરેલા જૂઠા જાહેરનામાના જવાબમા તેણે લેશ માત્ર પણ ખરી હકીકત છુપાવ્યા વગર પોતાને એલ્બા છોડવાના કારણો જાહેર કર્યાં ફરીથી રક્તના નદીઓ વહેશે અને યૂરોપની જર્જરિત થએલી પ્રજા ઉપર નવેસરથી વિટબણાઓ પડશે, એ ખ્યાલથી તેને ઘણો સતાપ થતો હતો પણ જનતાની સ્વતત્રતાનું ખૂન કરવા તૈયાર થએલા રાજાઓનો પાપી નિશ્ચય શિથિલ થતો ન હતો

નેપોલિયને કહ્યું કે " જો આસ્ટ્રિયા મારી બાજુમા આવે તો અમે બે મળીને રશિયાના પજામાથી યૂરોપને ઉગારી શકીએ મારા સિવાય તેને બાળનાર કોઈ છેજ નહિ મારો નાશ થયા પછીજ તેમને મારી ખરી કિમત સમજાશે, પણ કાઇ ફિકર નહિ હજી તેમણે સિહને જાગેલો નથી જોયો. તેમને મારા બળનો ખ્યાલ નથી ૧૭૯૩ની સાલની રાજ્યક્રાન્તિસૂચક "લાલ ટોપી" પહેરી દઉં તો એક તડાકામા એ બધાના બાર વગાડી દઉં "

આ વાત સાચી હતી જો લાલચને વશ થઇને નેપોલિયને રાજ્યવિપ્લવનો દારૂગોળો સળગાવી મકયો હોત તો ફ્રાન્સના એકેએક તુમાખી ઉમરાવનાં માથા રવડી જાત અને પ્રજાના કોપાગ્નિની બળવાન રેલ આખા યૂરોપમા અણુખાળી ઘૂમી વળત, પણ આ મહાપુરુષ એવી લાલચને વશ થયો નહિ. તે જનતાના સ્વતત્રના

અને કાયદેસર વ્યવસ્થા એ બેઉનો હિમાયતી હતો એક બાજુથી ઉમરાવવર્ગની સ્વાર્થી લોભવૃત્તિને અને બીજી બાજુથી ઉશ્કેરાયલી, ઝનુની ગુડાશાહીની સર્વનાશક રાક્ષસી વૃત્તિને એકસરખી રીતે બાળી રાખવાની નીતિ તેણે આદરી હતી આપ-ખુદી રાજસત્તા તેમજ રાજવિપ્લવની આંધી એ બેઉનો તે કટ્ટો વિરોધી હતો ભારેમાં ભારે લાલચથી પણ તે પોતાના નિશ્ચયમાથી ડગે તેમ ન હતુ

તેની એવી ઇચ્છા હતી કે રાજ્યાભિષેકની ઘણીજ ગભીર અને ભવ્ય ક્રિયા કરાવીનેજ ફ્રાન્સનો રાજમુકુટ પુન ધારણ કરવો તેને માટે ૧ લી જૂનનો દિવસ ઠરાવવામાં આવ્યો "શા દે માર" નામક મહેલની આસપાસના વિશાળ આંગણામાં નાગરિકો અને સૈનિકોનો ભવ્ય સમુદાય એકત્ર થયો હતો આખા રાજ્યના મતદાર મડળોના મતપત્રો ધારાસભાના અધ્યક્ષે જાહેર કર્યા તેમા તેની વિરુદ્ધ કરતા તરફે-ણમા દશ લાખ મત વધારે માલૂમ પડયા

શહેનશાહ રાજશ્રી પોશાકમા સજ્જ થઇ સર્વની નજર તેના ઉપર પડી શકે એવા ઉચા મંચ ઉપર ચડયો મુખ્ય ધર્માધ્યક્ષે ધર્મક્રિયા કરતા ફ્રાન્સની જાતીય ધ્વજાને મંત્રોચ્ચારથી પવિત્ર કરી, અને આ ન્યાયી લડાઇમા પ્રજાના સૈનિકો વિજયી થાઓ એવો આશીર્વાદ આપ્યો પછી પારિસના મતદાર મડળ તરફથી નીચેનુ માનપત્ર શહેનશાહને એનાયત કરવામા આવ્યુ —

" ફ્રેન્ચ પ્રજાએ આપને રાજમુકુટ પહેરાવ્યો હતો તે આપે પ્રજાની સમતિ વગર ઉતારી નાખ્યો હતો આજે એજ પ્રજા પોતાના હક્કની રૂએ આપને એ રાજ-ચિન્હ ધારણ કરવાની ફરજ પાડે છે મિત્રરાજ્યોના સમૂહની શી ઇચ્છા છે ? અમારા દેશ ઉપર આક્રમણ કરવાનુ અમે તેમને કશુ કારણ આપ્યુ નથી માત્ર એટલુજ કે જે રાજાને અમારા ઉપર અમલ કરવા તેમને મોકલવો છે તે અમને પસદ નથી અને જે રાજા અમારે જોઇએ છીએ તે તેમને પસદ નથી અમારા ઉપર ચડાઈ કર વામા આવશે એવી ધાસ્તી છે, પણ અમારી ઇજ્જત અને સ્વતત્રતાનુ રક્ષણ કરવા અમે સર્વસ્વની આહુતિ આપવા તૈયાર છીએ પરાધીનતાની ઝુસરીને અમે ગમે તે ઉપાયે પણ માથુ નહિજ નમાવીએ પરદેશી સૈન્યે સ્થાપેલુ રાજ્યાસન એક પળ-વારમા, આપના આવવાની સાથેજ કયાનુ કયા જતુ રહ્યુ, કારણ કે ખરી કીર્તિનો મહામત્ર, પ્રજાની સાચી સમૃદ્ધિની ચાવી આપ અમારે માટે એલ્બાના એકાતવાસ માથી લેતા આવ્યા છો "

એનો જવાબ આપવા નેપોલિયન ઉભો થયો તેની સાથેજ મેઘગર્જનાને વેગળી બેસાડે એવો તાળીઓનો ગડગડાટ થયો. તેણે કહ્યુ –

" શહેનશાહ, કોન્સલ અને સેનાપતિ તરીકે મે જે કાંઈ કર્યું છે તે સૌ લો-કોનેજ આભારી છે સુખના અને દુ ખના દિવસમા, રણસગ્રામમા અને સભામ-

ફરમા, સિંહાસન ઉપર બેસતા અને દેશનિકાલ થઈ પરદેશ રઝળતા, મારા વિચાર અને મારા કાર્યનું કેન્દ્ર ફ્રાન્સ અને એકલું ફ્રાન્સજ થતું આવ્યું છે "

પછી રાજવંશી ઝભ્ભો બાજુએ મૂકીને તે પોતાના રોજના સાદા પોશાકમા ઉભો રહ્યો એટલે વળી અપૂર્વ અને અદ્વિતીય જયઘોષથી લોકોએ તેને વધાવી લીધો. તેણે સૈન્ય તરફ ફરીને કહ્યું —

" સૈનિકો અને નાવિકો ! સ્વદેશ મૈયાની ધ્વજાના રક્ષણનો ભાર હું તમારે શિર મૂકું છું તમે પ્રતિજ્ઞા લો કે દેશના દુશ્મનોની સામે અમારા પ્રાણના ભોગે પણ અમે તેને જાળવીશું "

હજારો સૈનિકોના મુખમાંથી " અમે સોગંદ લઇએ છીએ " એવા શબ્દ નીકળતાજ પ્રલયકાળની મેઘગર્જના જેવો ગભીર, ભયસૂચક ધ્વનિ થઇ રહ્યો પછી મંચ ઉપર ઘણે ઉંચે ગોઠવેલા સિંહાસન ઉપર તે આરૂઢ થયો પોતાની ચારે બાજુએ પથરાયલા અતિ ભવ્ય દૃશ્ય તરફ તેણે એકવાર નજર કરી લીધી મંચના નીચલા ભાગ આગળ લશ્કરી વાજાવાળાઓ બેઠા હતા તેમણે અદ્‌ભુત અને પ્રોત્સાહક ગાયનોની રેલછેલ કરી મૂકી શહેનશાહે પછી સૈન્યના દરેક વિભાગને તેમના વાવટા આપ્યા અને તે આપતાં એવા શૂર ચડાવે એવા શબ્દો કહ્યા કે દરેક સિપાઇના જિગરના તાર ઝણઝણી ગયા " શહેનશાહ ઘણું જીવો"ના જયઘોષથી આકાશ ગાજી ઉઠયું તે વખતનો નાગરિકો અને સિપાઇઓનો બેહદ ઉત્સાહ જેમણે જોયો હતો તેઓ કદિ ભૂલી શક્યા નથી પોતાની ઇજ્જત અને સ્વતંત્રતાને ખાતર મરી ફીટવા આજના જેટલી તત્પરતા ફ્રેન્ચ પ્રજાએ રાજ્યક્રાન્તિના આખા ઇતિહાસમાં કદિ બતાવી નથી તેમણે દર્શાવેલી લાગણી ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને નેપોલિયને 'શાં દે માર' છોડયો, અને બેલ્જીયમમા ઘેરાતા વંટોળીઆની સામે બચાવ કરવાની તૈયારીમા ચિત્ત પરોવ્યું





# प्रकरण ६६ मुं-वॉटर्लु



લડાઈની તૈયારી કરવામા એક પળ પણ ગુમાવવાનો અવસર ન હતો. નેપોલિયનને પુષ્કળ મહેનતને પરિણામે બે લાખ અને એંશી હજાર સૈનિકો મળી આવ્યા તેમાથી એક લાખ અને વીશ હજારનેજ શત્રુના દશ લાખ સિપાઇઓના પૂરને ખાળવા લઇ જવાય એમ હતુ શત્રુસૈન્યના જૂદા જૂદા વિભાગ અનેક દિશાએથી પારિસ તરફ ચાલ્યા આવતા હતા બે લાખ અને સાઠ હજાર સિપાઇઓ સાથે સ્વાર્ઝેનબર્ગ હ્રાઇન નદી સુધી આવી લાગ્યો હતો વેલિંગ્ટન અને બ્લૂચર દરેક એક એક લાખ સિપાઇઓ સાથે બ્રસેલ્સની નજીકમા હતા બે લાખ જગલી રશિયનોનુ લશ્કર જર્મનીની ભૂમિને પગતળે છુદતુ મોટી મોટી મજલે ચાલ્યુ આવતુ હતુ ફ્રાન્સની દક્ષિણ દિશાએથી પણ ચઢાઇ લઇ જવા માટે ત્રીશ હજાર સિપાઇઓ આપવાનુ મિત્રરાજ્યોએ સ્વીટ્ઝર્લૅન્ડ ઉપર પણ દબાણ કર્યું હતુ તેની સાથે આસ્ટ્રિયાના સાઠ હજાર સિપાઈઓ સામેલ થયા હતા. ઈંગ્લડનુ બલિષ્ઠ નૌકાસૈન્ય સિપાઇઓને લઈ જવાના, ફ્રાન્સના વહાણ લૂટવાના અને તેના બદરો ઉપર તોપનો મારો ચલાવવાના કામમા પૂર જોસથી મડી ગયુ હતુ આ પ્રમાણે આખા યૂરોપખડનાં બળવાન રાજ્યોનુ તમામ બળ એકજ માણસને મહાત કરવા માટે પ્રવૃત્ત થઈ ચૂક્યુ હતુ

તેને માથે ભારેમા ભારે સકટ ઝઝુમતુ હતુ આખુ જગત્ આજે પણ જેને માટે તેને ધન્યવાદ આપે છે, એવા અનુપમ ધૈર્ય અને બહાદુરીથી એ સકટની સામે તે વીર ઉભો રહ્યો અત્યારે તો તે ખરેખર એકલોજ હતો જોસેફાઇન પરલોકવાસી થઇ હતી મેરિયા લુઇઝા અને તેનો અતિ પ્યારો પુત્ર તો આસ્ટ્રિયાના રાજમહેલમાં કેદી હતાં યુજીન પદભ્રષ્ટ થઈ ગયો હતો અને બાવેરિયામા સપડાઇ ગયો હતો મુરા તેના તરફ એકવાર દગો કર્યા પછી મનમા ઝખવાણો પડયો હતો નેપોલિયને રાજ્યાસનનો ત્યાગ કર્યાની વાત જાણી તેને ભારે પસ્તાવો થયો હતો વિયેનાની પરિષદમાં તેને ઠગવાની તદબીર થાય છે એ જાણી તેનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો હતો નેપોલિયન પાછો પારિસ આવ્યો છે એ સમાચાર મળતાજ ભૂતકાળની

ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવા બધાની સલાહ વિરુદ્ધ તેણે મિત્રરાજાઓના પ્રદેશ ઉપર ચઢાઈ કરી અને સખત હાર ખાધી આજે તે રાજપાટ ખોઇ નાસતો ફરતો હતો + એટલે તેના તરફથી પણ મદદની આશા ન હતી. લાની, બેસિયર્સ, ડૂરો અને એવા બીજા મેકડો લડાઇઓમા ઘડાયલા સેનાપતિઓ મરી પરવાયો હતા બથિયર શરમનો માર્યો મો બતાવી શકતો ન હતો માર્મો તો ગયા વર્ષથીજ દેશદ્રોહી બન્યો હતો ઑડિનો અને મૅક્ડોનલ્ડ ઘણા પ્રમાણિક માણસો હોઈ એકવાર બુર્બોન રાજાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લીધી એટલે તેને વળગી રહેવાની પોતાની ફરજ સમજતા હતા માશલ ને પોતે પ્રતિજ્ઞાનો ભગ કર્યો તેથી તેજહીન અને નાઉમેદ બની ગયો હતો અને શાક્ત ગુમાવી બેઠો હતો

નેપોલિયને લડાઈની બે યોજનાઓ મનમાં વિચારી રાખી હતી એક એ કે પોતાનું નાનકડું સૈન્ય પારિસની આસપાસ એકઠું કરી રાખવું શત્રુસૈન્યને નિરાંતે ત્યાં લગી આવવા દેવું અને પછી રાજધાનીની દિવાલ આગળજ યાહોમ કરીને છેવટનું ભયકર યુદ્ધ લડી લેવું બીજી યોજના એ હતી કે અત્યત ત્વરાથી ફ્રાન્સની હદ ઓળગીને શત્રુસૈન્ય નિ શકપણે કુચ કરતું હોય તેના ઉપર છાપો મારવો પ્રથમ એક, પછી બીજું એમ એક પછી એક શત્રુસૈન્ય ઉપર તૂટી પડી તેમને વેરણખેરણ કરી નાખવા અને એમ કરીને શત્રુઓને સુલેહ કરવાની ફરજ પાડવી બેઉ યોજનાઓમા મરણીઆ થઇને લડવા જેવું હતું પણ પહેલા કરતા બીજી યોજનામા ઝાખી ફતેહની આશા રહેતી હતી નેપોલિયને દુશ્મનોને ખબર ન પડે એવી રીતે એકદમ બેલ્જિયમ ધડી જવાનો અને વેલિગ્ટન તથા બ્લૂચર ભેગા થઇ જાય તે અગાઉજ બેઉનાં લશ્કરનો ભૂકો કહાડી નાખવાનો નિશ્ચય કર્યો

૧૧ મી જૂનની આખી રાત્રિ નેપોલિયને પોતાના મત્રણાગૃહમાજ પસાર કરી અખ્યાબધ હુકમો લખાવ્યા અને પ્રધાનમડળને ખાનગી સૂચનાઓ આપી તેમની વિદાય લેતી વખતે તેણે કહ્યું, "હુ સવાર પડતા પારિસ છોડુ છુ તમે તમારી ફરજ બજાવજો લશ્કર અને હુ અમારી બજાવીશુ તમે સપ, ઉત્સાહ અને ખતથી કામ કરજો ગૃહસ્થો! કુનેહથી કામ લેજો સ્વતત્રતા સ્વચ્છદનુ રૂપ ધારણ ન કરે અને અરાજકના વ્યવસ્થાની જગ્યા ન લે તેની ખૂબ સભાળ રાખજો એટલુ ખૂબ યાદ રાખજો કે સપના ઉપરજ આપણા પરિશ્રમની સફળતાનો આધાર છે"

જૂનની ૧૨ મી તારીખે મળસ્કાના ત્રણ વાગ્યે નેપોલિયન તેની છેલ્લી લડાઇમા જવા ટ્યુલેરીસના દાદરેથી નીચે ઉતર્યો ગાડી નીચે તૈયાર હતી તેણે કૉલેનકૉર્ટને પોતાનો હાથ આપતાં શોકપૂર્ણ પણ દૃઢ અવાજે કહ્યુ "કૉલેનકૉર્ટ, રજા લઉ છુ

+ આખરે મુરા પકડાયો અને ૧૫ મી અક્ટોબર ૧૮૧૫ ને રોજ તેને જાહેર રીતે ગોળીથી ઠાર કરવામાં આવ્યો હતો

કા તો જીતીશુ કે મરીશુ ' દાદરને છેલ્લે પગથીએ તે ઉભો રહ્યો અને જે મહેલમા તે કદિ ફરીથી પગ મૂકનાર ન હતો તેને એકવાર નજર ભરીને જોઇ લઇને ગાડીમા ચડી બેઠો આખો દિવસ અને આખી રાત્રિ લાગટ મુસાફરી કરીને પારિસથી દોઢસો માઇલ દૂર આવેલા એવેસ્ને ગામ આગળ તે આવી પહોચ્યો અહિ તેણે બની શકે એટલુ સૈન્ય એકત્ર કરાવ્યુ હતુ આ લડાઇની ફતેહનો આધાર માત્ર ત્વરા ઉપર હતો થોડા કલાકનીજ ઢીલ થાય તો શત્રુસૈન્ય એટલી મોટી સખ્યામાં ભેગા થઇ જાય કે તેની ચટણી કરી નાખે

આખા લશ્કરે તેને જયઘોષથી વધાવી લીધો ચાલાક અને શરીર ફ્રેન્ચ સિપાઇઓ તેમના શત્રુઓની વિશાળ સખ્યા અને બળ સારી પેઠે જાણતા હતા, છતાં હિમ્મતભેર આખા યૂરોપની સામે ટક્કર લેવા તેઓ મર્દની માફક ઉભા થયા હતા નેપોલિયન જ્યા ગયો હતો ત્યાંથી પચાસ માઇલ ઉત્તરે બ્રસેલ્સ આગળ એક લાખ કરતા વધારે સૈનિકો સાથે વેલિંગ્ટને પડાવ નાખ્યો હતો તેનાથી થોડાક માઈલ દૂર એક લાખ ત્રીશ હજાર પ્રશિયનોનુ લશ્કર તેમના સરદાર બ્લૂચર સાથે ઉભેલુ હતુ એ બેઉ સૈન્ય ભેગાં થઈ જવાની અણીપર હતા, પણ નેપોલિયને પારિસ છોડયુ છે તેની બેઉ સેનાપતિઓને ખબર ન હોવાથી બે લાખ રશિયન સિપાઇઓની રાહ જોતા તેઓ પોતપોતાને સ્થાને નિરાંતે બેઠા હતા આ બેઉ સૈન્યની વચમાં એક લાખ અને વીશ હજાર માણસોને લઇને ઘુસી જવાનુ સાહસ નેપોલિયને આદર્યું તે છાવણીમાં આવ્યો કે તેની આસપાસ તેના સિપાઇઓ એકઠા થઇ ગયા થોડાક જ્વલત શબ્દો વડે તેણે તેમનામાં અલૌકિક ઉત્સાહ પ્રેર્યો તેમણે આકાશ ફાડી નાખે એવા જય-ઘોષથી એના સભાષણનો પડઘો પાડયો તેમનો વહાલો સેનાપતિ ગમે તેવા ભારેમા ભારે સકટ તરફ લઇ જાય તો ત્યાં દોડી જવાને તેઓ આતુર બની ગયા

એક કલાકમાં બધુ સૈન્ય ગતિમા આવી ગયુ દરેક ટુકડી જૂદે જૂદે રસ્તે થઇને ત્યાંથી પાંત્રીશ માઇલ દૂર આવેલા શાર્લેરૉય આગળ મુકરર વખતે આવી પહોચે તે માટે ઝીણામાં ઝીણી બાબતની સૂચનાઓ આપી તેમને કુચ કરવાનો હુકમ આપ્યો જનરલ બાર્મો એક સૈન્ય વિભાગનો નાયક હતો અત્યારસુધી તે ચુસ્ત રાજભક્ત હતો પણ નેપોલિયન એલ્માથી પાછો આવ્યો ત્યારથી તે પાછો પ્રજાના વિચાર સાથે મળી ગયો હતો નેપોલિયનને તેનો વિશ્વાસ ન હતો પણ તેના આગ્રહથી તેને એક ટુકડીની સરદારી આપી એ દુષ્ટ બાર્મો ખરી અણીને વખતે બ્લૂચરને જઇ મળ્યો અને વધારામાં નેપોલિયનની લડાઇની યોજનાની વિગતોથી તેણે શત્રુપક્ષને વાકેફ કર્યો આથી કરીને છેલ્લી ઘડીએ નેપોલિયનને પોતાની યોજનામા એકદમ ફેરફાર કરી નાખવો પડયો

૧૪ મી તારીખે નેપોલિયન સાંજના શાર્લેરૉય આગળ આવી પહોચ્યો ત્યાં

આગળ પ્રશિયનોનો અગ્રભાગ મજબૂત મોરચો નાખીને પડયો હતો સવારમાજ તેના ઉપર આક્રમણ કરીને ફ્રેન્ચોએ તેમને મારી હડાવ્યા અને શાર્લેરાયનો કબજો લીધો તે બ્રસેલ્સથી ત્રીશ માઈલને અંતરે આવેલું છે બેઉ સ્થળની વચમાં 'ક્વાટર્બ્રાસ નામે ચાર રસ્તાપર આવેલું એક નાનું ગામડું છે એ જગ્યા ઘણીજ અગત્યની હોવાથી માર્શલ નેને ૪૦,૦૦૦ માણસો આપી તેને એકદમ કબજે કરવા મોકલ્યો જતી વખતે તેને નેપોલિયને કહ્યું કે એ જગ્યા એવી મજબૂત બનાવી દેજે કે ગમે તેવા સખત હુમલાને પણ મચક ન કરે

બ્લૂચર નામૂરના કિલ્લામા તેનું લગભગ બધુ સૈન્ય ગોઠવીને ઉભો હતો ક્વાટર્બ્રાસ ફ્રેન્ચોના હાથમા આવે તો વેલિંગ્ટનને બ્લૂચરનાં એક લાખ ત્રીશ હજાર માણસોની મદદ મળતી અટકી જાય નેપોલિયનની તદબીર એવી હતી કે એ જગ્યાએ બ્લૂચરને ખાળી રાખવા જેટલાં માણસો રહેવા દઈને બાકીનુ બધુ સૈન્ય લઇને બ્રસેલ્સ આગળ વેલિંગ્ટન ઉપર તૂટી પડી તેના લશ્કરનો ચૂરો કરી નાખવો અને પછી બ્લૂચરની પણ તેવીજ દશા કરી નાખવી આ યોજનામાં નિષ્ફળ થવા જેવું કશુ હતુજ નહિ શત્રુસૈન્ય ઉપર એક જબરો ફટકો વાગતાજ બેલ્જીયમ અને યૂરોપના ઉદાર પક્ષના રાજ્યો જે મિત્રરાજ્યોની ધાકે દબાઇને બેસી રહ્યા હતાં અથવા જેમને પોતાની ઇચ્છા વિરુદ્ધ નેપોલિયનની સામે લડવાની ફરજ પડી હતી તેઓ પાછા તેના પક્ષમાં આવી જાય સૅક્સની, ઇટાલી, હંગરી, પોલેન્ડ પાછાં ટટાર થઈ જાય અને ગુલામીની બેડીઓ તોડીને છૂટી થતી પ્રજાનો કોપાનલ જોઇ જુલમગાર રાજાઓ ધ્રૂજી ઉઠે પંદરમી તારીખની સાંજ સુધી નેપોલિયનની યોજનાઓ સફળ થતી આવી

સવારમા તેને માર્શલ નેનો પેગામ મળ્યો કે ક્વાટર્બ્રાસ કબજે કર્યું છે એટલે ૧૬ મી તારીખે તે બીજે રસ્તે ક્વાટર્બ્રાસ અને નામૂરની વચ્ચે આવેલા લિગની તરફ આગળ વધ્યો અહિ એકાએક તે બ્લૂચરના લશ્કર સાથે અથડાઇ પડયો તેની પાસે સાઠ હજાર સૈનિકો હતા ભયંકર યુદ્ધ શરૂ થયુ આખો દિવસ સમુદ્રના તરંગની માફક બેઉ સૈન્ય ઘડીમા એક બાજુએ તો ઘડીમા બીજી બાજુએ ધકેલાવા લાગ્યા સૂર્યાસ્ત થતા નેપોલિયન જીત્યો અને પ્રશિયનો હમેશની માફક તેની બુદ્ધિના બળથી મહાત થઇને આ વખતે પણ હારીને નાઠા માર્શલ નેને તેણે હુકમ કર્યો હતો કે ક્વાટર્બ્રાસ સાચવી રાખવા જેટલા માણસોને ત્યા ગોઠવીને બાકીનુ સૈન્ય લઇને ચાલ્યો આવ પણ તે આવી ન શક્યો જો આવ્યો હોત તો એક પણ પ્રશિયન જીવતો જાત નહિ અને "વૉટર્લુ" થવા પામત પણ નહિ

હવે માર્શલ નેએ શુ કર્યુ તે જોઇએ પંદરમી તારીખે સાંજે ને ક્વાટર્બ્રાસ તરફ જવા લાગ્યો રસ્તામા સખત વાવાઝોડા સાથે વરસાદ પડયો અને રાત અ-

ધારી હતી તેના સિપાઇઓ આગલા બે દિવસ સખત કુચ કરી થાકી ગએલા હતા તેણે તપાસ કરાવી તો માલૂમ પડયુ કે કવાટર્બ્રાસ ખાલી હતુ તેથી તેણે લશ્કરને એક રાત આરામ આપી સવારે ત્યાં જવાનો વિચાર રાખ્યો, અને તે જગ્યા કબજે કરવાની તેની ખાત્રી હોવાથી નેપોલિયનને એમ પણ કહેવડાવી દીધુ કે કવાટર્બ્રાસ મારા કબજામા આવી ગયુ છે આટલુ કર્યા પછી તેણે સૈન્યને આરામ લેવાની રજા આપી થાકીને લોથ જેવા થઇ ગએલા સિપાઇઓ કાદવની પથારી ઉપર ઉંઘી ગયા તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે માત્ર થોડાજ કલાકનો આરામ લઇને તેઓ નેપોલિયનનુ રાજ્યાસન, ફ્રાન્સનુ સામ્રાજ્ય અને આખા યૂરોપની સ્વતંત્રતા—એ સર્વની કબર ખોદતા હતા !

ને અને તેના સૈનિકો કવાટર્બ્રાસની નજીક આરામ લેતા હતા ત્યારે બ્રસેલ્સના વિવિધ વિલાસસામગ્રીથી ભરેલા મહેલમાં વેલિંગ્ટન નૃત્યની મઝા માણતો હતો નૃત્યની રમઝટ મચી રહી હતી એવામાં એક જાસુસે તેને કાનમાં કહ્યુ કે નેપોલિયને ફ્રાન્સની સીમા ઓળંગી છે અને બ્રસેલ્સથી દશજ માઇલને છેટે છે વેલિંગ્ટન તો ફીકોજ પડી ગયો એ અંગ્રેજ ઉમરાવ એવો તો સફાળો ઉઠીને ઉભો થઇ ગયો કે તેના ખોળામા છોકરૂ ઉંઘી ગયુ હતુ તે પણ ભૂલી ગયો અને તે બાળક જોરથી ભોંયપર અફળાયુ વેલિંગ્ટન અને બીજા લશ્કરી અમલદારો એકદમ ત્યાથી ચાલ્યા ગયા તેની પ્રચંડ કાર્યકારિણી શક્તિ પૂરેપૂરા પ્રભાવમાં ભભૂકી નીકળી રણતુરી વાગી, પડઘમો ગડગડી, સિપાઇઓ હારબંધ ભેગા થઇ ગયા, અને પાયદળ, સ્વાર, તોપખાનુ તથા દારૂગોળાના ગાડાં વરસાદની હેલીમા ઘોર અંધારી રાતે ધમધોકાર કરતા ચાલતા થઇ ગયા

રાત્રી અંધારી હતી, વરસાદનુ તોફાન ચાલુ હતુ ત્રણ દિવસ થયા લાગટ હેલી ચાલુ રહેવાથી રસ્તા પાણી અને કાદવથી ભરાઇ ગયા હતા બ્રસેલ્સથી કવાટર્બ્રાસ પંદર માઇલને છેટે હતુ એ જગ્યાની અગત્ય જેટલી નેપોલિયનને હતી તેટલીજ વેલિંગ્ટનને પણ હતી આખરે તેણે તે સ્થળ તરફ સૈન્યનો પ્રવાહ વહેવડાવી મૂકયો. સવારમાં જાગીને નેએ જોયુ તો કવાટર્બ્રાસની આસપાસ અંગ્રેજોની તોપોનો સમૂહ ગોઠવાઇ ચૂકયો હતો. આ દશ્યથી તેના ભયનો પાર રહ્યો નહિ. દુશ્મનોએ રાતોરાત પોતાની જગ્યા એટલી મજબૂત કરી લીધી હતી કે સખતમાં સખત હુમલો કરીને પણ એ જગ્યા લેવાય કે નહિ એ શક પડતી વાત હતી.

એટલામાં તો શહેનશાહનો બીજો પેગામ આવ્યો કે કવાટર્બ્રાસ આગળ વેલિંગ્ટનને અટકાવવા પૂરતા માણસો મૂકીને બાકીનુ સૈન્ય લઇને ચાલ્યો આવ હવે તો માર્શલ ને રડવા જેવો થઇ ગયો શહેનશાહે કહાવ્યુ હતુ કે “ ફ્રાન્સનુ પ્રારબ્ધ હવે તારાજ હાથમાં છે ”

માર્શલ નેએ જો ઉપલી કમનસીબ ભૂલ ન કરી હોત તો બ્લૂચરના સૈન્યનો

તેજ દહાડે ભૂકો નીકળી જાત બીજે દહાડે નેપોલિયન પોતાનું બધું સૈન્ય લઇ વેલિંગ્ટનની ખબર લેત અને પરિણામ શું આવત તે સહજ કળી શકાય એમ છે શત્રુસૈન્યને એક બે સખત ફટકા પડત એટલે જર્મન અને બેલ્જીયમના સૈન્ય તેના તરફ ફરી જાત અને આખા જગતનો ઇતિહાસક્રમ બદલાઇ જાત આમ કેટલીકવાર દેખીતા નજીવા બનાવ ઉપરજ માણસજાતનાં પ્રારબ્ધ અવલંબતા હોય છે

નેથી બ્લૂચરને ઘેરવા ન અવાયું અને તેનો આખો દિવસ કવાટર્બ્રાસ ઉપર નિષ્ફળ હુમલા કરવામા ગયો વેલિંગ્ટનને પણ તેની ભયભરેલી સ્થિતિની ખબર હોવાથી તેણે ત્યા લશ્કરનો જમાવ કરવાનુ ચાલુ રાખ્યુ દરેક કલાકે અંગ્રેજોનુ બળ વધ્યાજ કરતુ હતુ પોતે કરેલી ગફલતને માટે નેનો જીવ બળીને ખાખ થઇ જતો હતો તેણે પોતાના એક સરદારને કહ્યુ, "આ તોપોના ગોળા મારા શરીરના ચૂરે-ચૂરા કરી નાખે તો કેવું સારૂ ?" કેલરમેનને કહ્યુ, "એકવાર પ્રયત્ન કરી જુઓ હુ તમને મદદ કરીશ પણ એકવાર અંગ્રેજ સૈન્યપર ધમારો કરી તેનો વ્યૂહ ભેદી નાખો આપણો દેશ આપણી પાસે આટલી સેવા માગી રહ્યો છે "

કેલરમેને અંગ્રેજ સેના ઉપર દારુણ ધસારો કર્યો પણ તેના સૈન્ય ઉપર ગોળા, ગોળીઓ, બોમ્બગોળાનો વરસાદ વરસી રહ્યો ઘોડા અને સ્વાર રુધિરપ્લાવિત મેદાનમાં ગગડોળાઇ ગયા અને કેલરમેનના સૈનિકો અંગ્રેજોના અસ્ત્રના મારથી છિન્ન ભિન્ન થઇને પાછા હટયા.

અજાયબ જેવા પ્રતિકૂળ પ્રારબ્ધના યોગને લીધે નેપોલિયને ઘણાજ વિચાર-પૂર્વક રચેલી આ યોજના આ પ્રમાણે ધૂળ મળી ગઇ બાર્મોએ દગો કર્યો ન હોત તો બ્લૂચર બચત નહિ નેએ કવાટર્બ્રાસ કબજે કર્યું નહિ અને કબજે કર્યું છે એવી શહેનશાહને ખોટી ખબર આપી તેથી તેના હાથમા આવેલી પૂરેપૂરી જીત નકામી થઇ ગઈ આટલુ છતાં પણ આ મહાપુરુષે પોતાના પ્રારબ્ધને દોષ ન દીધો; બડબડાટનો એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો નેની દાનત સાફ હતી એમ તે જાણતો હતો તેથી તેને ઉલટો દિલાસાનો સદેશો મોકલ્યો અને બદલાયલા સજોગો પ્રમાણે હવે જે કાઇ કરી શકાય તે કરવાને તેણે પોતાનુ સઘળુ બળ એકત્ર કર્યું

પાછી રાત પડી અને વરસાદનુ તોફાન તો જેવુ ને તેવુજ રહ્યુ તે ૧૬ મી જૂનની રાત્રિ હતી ફ્રેન્ચ સિપાઇઓ થાકેલા, ભૂખ્યા, પલળી ગએલા, ઘવાયલા, મરના—બધા અંગ્રેજ સેનાની સામે કાદવમાં સૂતા લિગની આગળ નેપોલિયન જીત્યો હતો કવાટર્બ્રાસ આગળ નેનુ પાણી અંગ્રેજ સેનાએ ઉતાર્યું હતુ બ્લૂચર રાતો-રાત પાછો હઠીને વાવરે આગળ સહિસલામત જઇ પહોચ્યો હતો વેલિંગ્ટનને આ હિલચાલની ખબર હોવાથી તે પાછો હઠીને વૉટર્લુ આગળ થોભ્યો અને બ્લૂચરની વાટ જોતો ઉભો નેપોલિયને ત્રીશ હજાર સિપાઇઓ આપીને બ્લુચરની પૂઠે પડી

તેને કાયર કરવા અને તેને વેલિંગ્ટનની મદદે આવતો અટકાવવા માર્શલ ગ્રાઉ ચીને મોકલ્યો

૧૭ મી જૂનની સવાર પડી હજી વરસાદ અને પવનનુ તોફાન જેવાં ને તેવાંજ હતા ગ્રાઉચીના સૈનિકો છેલ્લા ચાર દિવસ થયા માણસ જાતથી નહિ ખમી શકાય એટલો શ્રમ ઉઠાવીને લોથપોથ થઈ ગયા હતા તેથી તેઓ ત્વરાથી નાસતા પ્રશિયનોને પકડી ન શકયા નેપોલિયન ક્વાટર્બ્રાસ જઇ નેને મળ્યો અને એકદરે સીત્તેર હજાર સિપાઇઓ લઇને વેલિંગ્ટનની પૂઠે પડયો

વેલિંગ્ટન બ્રસેલ્સથી નવ માઇલ દૂર આવેલા વૉટર્લુંના વિશાળ મેદાનમા થોભ્યો હતો અહિ તેણે કાળજીપૂર્વક જમીન પસદ કરી આગળથી સૈન્ય ગોઠવી મૂકયુ અને બ્લૂચરને સદેશો કહેવડાવ્યો કે મારી મદદે જેમ બને તેમ જલ્દી આવો બેઉના સૈન્ય ભેગાં થાય તો દોઢ લાખ સિપાઇઓ થઈ જાય અને તે વડે તેઓ ફ્રેન્ચોના સીત્તેર હજાર કરતા સંખ્યામા બમણા થઇ શકે

સાજ પડતા એજ પ્રાણઘાતક મેદાનમા નેપોલિયનનુ સૈન્ય કાદવ ખૂદતુ આવી પહોચ્યુ ઘણી ટુકડીઓ છેક મોડી રાતે આવી શકવાથી વરસાદ અને અધકારને લીધે તેમને ગોઠવતા નેપોલિયનને ઘણીજ મુશ્કેલી પડી તેણે શત્રુસૈન્યનાં તાપણાં ઉપરથી જોઇ લીધુ કે તેઓ મજબૂત વ્યૂહમા ગોઠવાઇ ગયા છે અને લડાઇમા ઉતરવા તૈયાર થઇને બેઠા છે તેથી તે પગે ચાલીને અધારે અધારે આખુ મેદાન તપાસી વળ્યો અને જેમ જેમ ટુકડીઓ આવતી ગઇ તેમ તેમ સૌને ગોઠવતો ગયો માર્શલ ગ્રાઉચીને તેણે પેગામ મોકલ્યો કે પ્રશિયનોની ખૂબ પૂઠ પકડજે અને મારી સાથે સામેલ થઈ જવાય એવી જગ્યાએ ઉભો રહેજે છેલ્લા અઢાર કલાક થયાં તે ઉંઘ, આરામ અને ખોરાક લઇ શકયો ન હતો તેના વસ્ત્ર વરસાદથી પલળી ગયાં હતાં અને કાદવથી ખરડાઈ ગયા હતા થાક અને શરદીની તેને પરવા ન હતી શરદીથી ધ્રૂજતા સિપાઇઓની તાપણી પાસે પળવાર ઉભા રહી હુંફ લેવા જેટલી તેને ફુરસદ ન હતી આખી રાત ધોધમાર વરસાદ વરસ્યોજ ગયો અને નેપોલિયને આવતી કાલના યુદ્ધની ગોઠવણ કરવા આખી રાત જાગીને ખડે પગે કામ કર્યું

વેલિંગ્ટનના ઓતેરથી નેવુ હજાર સૈનિકો દોઢ માઇલ લાબી સાધારણ ઉચાઇની ટેકરીની ધારપર ગોઠવાયા હતા તેની પાછળ જ્યા જમીન નીચી હતી ત્યા ગાઢ જગલ હતુ તેના વડે ટેકરી સિવાયનુ બાકીનુ બધુ સૈન્ય ઢકાઈ શકતુ હતુ નેપોલિયને તેના પાસેઠથી પચોતેર હજાર સૈનિકો શત્રુની હારની સમાંતરે ગોઠવી દીધા.

વૉટર્લુંનુ મેદાન આઠ આઠ દિવસની લાગટ હેલી, અસખ્ય સૈન્યનો પગરવ અને હજારો તોપોના ગાડા ફરવાથી કાદવમય બની ગયુ હતુ ઘોડાના પગ ઢીચણ સુધી ગરકી જતા હતા અને તોપોનાં પૈડા તેના ઉપર અત્યત કાદવ ચોંટી જવાથી

બહુજ મુશીબતે ગબડતાં હતા આવા સંજોગોમાં ફ્રેન્ચોને કાદવમાં ચાલીને, શત્રુની તોપ, બંદુકના સીધા મારની સામે થઇને એક પછી એક ટેકરીઓ ઉપરથી શત્રુ સૈન્યને મારી હઠાવવાનુ હતુ, ત્યારે વેલિંગ્ટનને તો બ્લુચરના આવતા સુધી બચાવજ કરવાનો હતો

૧૮ મી જૂનની યાદગાર સવાર પડી, આઠ વાગે વરસાદ થભ્યો, આકાશ ઉઘડી ગયુ અને સૂર્યનો ખુશનુમા પ્રકાશ થોડાજ વખતમાં મનુષ્ય રક્તથી ખરડાઇ જનાર મેદાન ઉપર પથરાવા લાગ્યો તે દિવસે ખ્રિસ્તીઓનો વિશ્રાન્તિ વાર ( રવિવાર ) હતો જાણે ઈશ્વર અને તેના ફિરસ્તાઓ મનુષ્યની મનુષ્યપ્રત્યેની ક્રૂરતાનુ ભયંકર દશ્ય જોવા ઇચ્છતા હોય તેમ વાદળનો પડદો ચીગાઇ ગયો

લડાઇની શરૂઆત થવા પહેલાં નેપોલિયને મુખ્ય સરદારોને એકઠા કરી તેમને જે કાંઈ જરૂરી સૂચનાઓ આપવા જેવી હતી તે આપી તે વખતે તેણે કહ્યુ, " શત્રુસૈન્ય આપણા કરતા લગભગ સવાયુ છે છતાં આપણે માટે જીતવાનો નેવુ ટકા સંભવ છે અને હારવાનો દશ ટકા સંભવ છે "

એટલામા ત્યાં માર્શલ ને આવી પહોચ્યો તેણે કહ્યુ, " બરાબર છે, પણ ડ્યૂક ઑફ વેલિંગ્ટન આપ નામદારના હુમલાની વાટ જુએ એવો ભોળો નથી હું તો એ કહેવા આવ્યો છુ કે તેના લશ્કરે કયારનુ એ નાસવા માડ્યુ છે અને પેલી ટેકરી પાછળ આવેલા જંગલમા તે અદશ્ય થતુ જાય છે "

નેપોલિયને શાંત આત્મવિશ્વાસપૂર્વક જવાબ આપ્યો, " તમે જોવામાં ભૂલ કરી છે તેનાથી હવે નસાય એમ છેજ નહિ એમ કરવા જતાં તો જરૂર તે માર્યો જાય તેણે પાસો ફેકયો છે, અને હવે તે આપણા દાવમાં આવ્યો છે "

સાડા દશ વાગતા જરૂરની હિલચાલો થઇ ગઇ અને બધી ટુકડીઓ પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગઈ આખા મેદાનમા ગંભીર શાંતિ પથરાઇ હતી સિપાઇઓ બિન અવાજે પોતાની જગ્યા લેતા હતા પાછલા ભાગમા દવાખાના ઉભાં થઇ ગયા હતાં અને દાક્તરો તેમના નસ્તર, કરવત તથા પાટા બાધવાના કપડા તૈયાર રાખી, ખમીસની બાંય ચડાવી તેમનુ શોચનીય પણ દયાળુ કામ કરવા સજ્જ થઈને ઉભા હતા શહેનશાહ ઘોડે બેસી તેના ઉપર પ્રાણ ઓવારનારા સૈનિકોની પલટણો આગળ ફરી આવ્યો દરેકની આખ તેના ઉપર ઠરતી હતી અને દરેક અંતઃકરણમાથી " ઈશ્વર તેને વિજય આપો " એવોજ આશીર્વાદ નીકળી જતો હતો એકસરખી પ્રીતિ, એકજ આશા અને એકજ આત્માથી પ્રેરાયનાં સીત્તેર હજાર મનુષ્યોના મુખમાથી નીકળતા જયઘોષના પડઘા દીર્ઘકાળસુધી મેદાનમાં ગાજી રહ્યા અને સામે ઉભેલા શત્રુસૈન્યને ભયભીત કરવા લાગ્યા

અગીઆર વાગ્યે ભયાનક કતલ શરૂ થઇ માણસના જાન, બળ અને હિંમતથી જે

થઇ શકે તે બેઉ પક્ષના સૈનિકોએ કરી બતાવ્યુ "શહેનશાહ ઘણું જીવો" ના જયઘોષ ગજાવી ફ્રેન્ચો વારવાર અગ્રેજોની તોપોનાં મોઢા સુધી ધસી જતા અને તેમાંથી વરસતા અગ્નિવર્ષણથી કયાં ના કયાંય ઉડી જતા ત્રણ ચાર કલાક સુધી દારુણ કતલ મચી રહી અને હજારો સ્ત્રીઓના પતિ, હજારો માતાઓના પુત્રો, હજારો બાળકોના પિતા હતા ન હતા થઇ ગયા ગોળા, ગોળીઓ અને બૉંબ ગોળાની અજસ્ર ધારા વરસી રહી અને સમુદ્રનાં મોજાની માફક દોડતા સ્વારના પગ તળે પણ પુષ્કળ સિપાઇઓ કચરાઇ ગયા બેઉ પક્ષનાં મળીને ચાલીશ હજાર મનુષ્યો લોહીલુહાણ થઇ ગયાં

બપોરના બે ત્રણને સુમારે જ્યારે ઉપર વર્ણવેલી ભયાનક કતલ મચી રહી હતી અને વેલિંગ્ટનનો વ્યૂહ ભેદાવાની તૈયારી થઇ રહી હતી, તેના સૈનિકો હારીને નાસભાગ કરવાની અણી ઉપર હતા અને નેપોલિયનને પોતાની ફતેહની ખાત્રી થઇ ગઇ હતી, તેજ વખતે તેની જમણી બાજુએ ઘણે દૂરથી ત્રીસેક હજાર સિપાઇઓનું ટોળુ જગલમાંથી નીકળીને મેદાન તરફ આવતુ તેની ચાલાક આખે જોઇ લીધુ પ્રથમ તો તેણે આશા રાખી કે એ લશ્કર ગ્રાઉચીનુ હશે અને જો તેમ હોય તો ફતેહનો પણ શક ન રહ્યો, પણ બીજીજ પળે જ્યારે તેના સૈન્ય ઉપર તે બાજુએથી ધડાધડ ગોળા આવવા લાગ્યા, ત્યારે ખબર પડી કે પ્રશિયન સેનાનો અગ્રભાગ લઇને બ્લૂલો વેલિંગ્ટનની મદદે આવતો હતો.

આ બનાવથી શત્રુનુ બળ અતિશય વધી ગયુ નેપોલિયન પાસે હવે પૂરા સાઠ હજાર સિપાઇ રહ્યા ન હતા અને નવા આવેલા લશ્કર સાથે વેલિંગ્ટન તેમની સામે હવે એક લાખ સિપાઇ ગોઠવી શકે, છતાં પણ તે ગભરાયો નહિ. તેણે શાત રીતે માર્શલ સૉલ્ટને કહ્યુ, "આજે સવારમાં જીતનો સભવ નેવુ ટકા હતો બ્લુલોના આવવાથી તેમાથી ત્રીસ ટકા નીકળી જાય છે, તોપણ હજી આપણા લાભમા સાઠ ટકા છે અને જો ગ્રાઉચી વેળાસર આવી પહોંચે તો આપણી ફતેહ વધારે સપૂર્ણ થાય, કેમકે વેલિંગ્ટન અને બ્લુલો બેઉનાં સૈન્ય આપણા હાથમાંથી બચવાના નથી"

નવા ચાલ્યાં આવતા ત્રીશ હજાર માણસોને મારી કહાડવા નેપોલિયનને દશ હજાર સિપાઇઓ મોકલવા પડયા તેથી વેલિંગ્ટનના તૂટતા વ્યૂહ ઉપર દબાણ જરા ઓછુ કરવુ પડયુ પોતાની લડાઇનો હેતુ ન્યાયી છે એ ભાવનાથી ફ્રેન્ચોના હાથમા એટલું બળ આવ્યુ હતું કે તેમણે નવા શત્રુસૈન્યને પાછુ જગલમાં નસાડી મૂકયુ આ બાજુએ નેપોલિયને ઘટાડેલા સૈન્યથી પણ શત્રુ ઉપર સખત ધસારો જારી રાખ્યો તેની આખ તો ગ્રાઉચીની ચળકતી ધ્વજા જોવાને આતુરતાથી ક્ષિતિજપરજ ઠરી રહેતી હતી તે અત્યારે વૉટર્લુથી બહુ દૂર ન હતો યુદ્ધમા વારવાર ફૂટતી તોપોના ધડાકા પણ તેણે સાભળ્યા હતા તેના તાબાના સેનાપતિઓએ કહ્યુ કે

આપણે ત્યાં જવુ જોઇએ, પણ તેણે કહ્યુ કે મને શહેનશાહનો હુકમ નથી મળ્યો તેને તેડી લાવવા નેપોલિયને સવારથીજ કાસદ દોડાવ્યા હતા પણ કા તો તેઓ દગાબાજ નીવડયા અથવા તો શત્રુના હાથમા પકડાઇ ગયા ગ્રાઉચીને શહેનશાહનો પેગામ નજ મળ્યો અત્યારે તેની ફરજ શી હતી તે તેના સિવાય સૌને સ્પષ્ટ સમજાતુ હતુ તેના ઉપર લોકો દેશદ્રોહનો આરોપ મૂકે છે પણ નેપોલિયન તો ઉદારતાથી કહે છે કે તેણે અક્કલ ન વાપરી એક અનુભવી સરદારે કહ્યુ કે "અત્યારે શહેનશાહ અગ્રેજ સૈન્ય સાથે લડી રહ્યા છે આવુ ભયકર ગર્જન સામાન્ય ઝપાઝપીનુ નજ હોય માટે ચાલો, આપણે બે કલાકમા ત્યા પહોચી જઇશુ," પણ ગ્રાઉચીની અક્કલ મારી ગઈ હતી તેની નજર આગળથી બ્લૂચર જતો રહ્યો હતો તોપણ તે ખસ્યોજ નહિ જો તેણે બીજા સરદારોનુ કહ્યુ માન્યુ હોત તો એક પણ અગ્રેજ કે પ્રશિયન વૉટર્લુંના મેદાનમાંથી જીવતો જાત નહિ, પણ નેપોલિયનના પ્રારબ્ધમાં "વૉટર્લું" અને "હેલેના" લોહીને અક્ષરે લખાયા હતાં તે કોણ મિથ્યા કરી શકે ?

ફ્રેન્ચ સિપાઇઓએ જોયુ કે ભુલો આવ્યો કે તરતજ તેને નાસવુ પડયુ છે અને હવે શહેનશાહ શત્રુ ઉપર છેલ્લો હુમલો કરવા માટે બાદશાહી રક્ષકોની પલટણ જેનો ધમારો કદી પણ નિષ્ફળ ગયો નથી, તેને છોડી મૂકે છે, એટલે તેઓ સમજી ગયા કે ફતેહ થઇ ચૂકી તોપોની ગર્જનાને પણ ડૂબાડી દે એવા તેમના પ્રચડ જયઘોષ ગાજી રહ્યા અને તેમના દીર્ઘપ્રતિધ્વનિએ શત્રુસૈન્યના ગાત્ર ઢીલા કરી નાખ્યા અગ્રેજો ભયભીત થયા. તેમની ઘણી પલટણો તો છેક ક્ષીણ થઇ ગઇ હતી અને કેટલીક તો વ્યવસ્થાનો ભગ કરીને નાસાનાસ કરવા મડી ગઇ હતી અગ્રેજોના લશ્કરના પાછલા ભાગમા નાસતા સિપાઇઓએ ભયકર ગોટાળો મચાવી મૂકયો હતો

વેલિગ્ટન એક ટેકરી ઉપર ચડી વારવાર ઘડીઆળ જોતો અને અનિશ્ચય અધીરાઇથી બ્લૂચરના આવવાના માર્ગ તરફ નજર કરતો પોતાના સૈન્યનો વ્યૂહ છિન્ન ભિન્ન થઇ જતો જોઇ તીવ્ર માનસિક સતાપથી ઉત્પન્ન થતો પ્રસ્વેદ લુછતાં તે બોલ્યો, "હવે તો બ્લુચર આવે કે રાત પડે !"

આ અણીના વખતે, જ્યારે નેપોલિયન પોતાના સૈન્યને અગ્રેજો ઉપર ચારે બાજુએથી એકસામટો ધસારો કરવાની આજ્ઞા આપતો હતો તેવામા ત્રીશ ત્રીશ હજાર સિપાઇઓની બે લામી કાળી હાર દૂરની ટેકરીઓ ઉપરથી ઉતરીને થાકેલા ફ્રેન્ચો ઉપર ધસી આવતી દેખાઈ નેપોલિયન પાસે લડાઈના આરભમાં જેટલા માણસો હતા તેટલાજ તાજા માણસોનુ સૈન્ય પ્રચડ જયનિનાદ કરતુ, તોપોના ધડાકા સાથે મેદાનમા ચાલ્યુ આવતુ હતું શરામા શૂરા માણસના પણ ગાત્ર ઢીલાં કરી નાખે એવો આ અવસર હતો જાણે પ્રારબ્ધેજ આકાશમાથી વજ્રપાત કર્યો હોય એવી આ આફત હતી

જનરલ જોમિનિ જે મિત્રરાજાઓને મળી ગયો હતો અને આ વખતે અલેક્ઝાન્ડરનો અંગરક્ષક બન્યો હતો તે કહે છે કે " ફ્રેન્ચ સૈન્યના પાછલા ભાગ તરફ ૬૫૦૦૦ પ્રશિયનો આવી ન પહોંચ્યા હોત તો નેપોલિયન વૉટર્લુની લડાઇ જીત્યો-જ હતો "

તેનુ સૈન્ય આઠ કલાક સુધી ઇતિહાસમાં ભાગ્યેજ જેનો જોટો હોય એવુ અતિ ઘોર યુદ્ધ કરીને થાકી ગયુ હતુ. તેના વીશ હજાર સિપાઇઓ તો મૃત્યુથી અથવા જખમથી રણભૂમિમા રોળાઇ ગયા હતા દોઢ લાખની સામે યુદ્ધ કરવા તેની પાસે હવે પચાસ હજારજ માણસો રહ્યાં હતા

ચાલાક ફ્રેન્ચ સૈનિકો તેમની ભયકર સ્થિતિ તરતજ જાણી ગયા તોપણ લેશમાત્ર પણ ગભરાયા વગર તેમના શહેનશાહની આજ્ઞાની રાહ જોતા દઢતાથી ઉભા રહ્યા અગ્રેજ અને પ્રશિયન સેનાએ એક દૃષ્ટિપાતથી પોતાનો ચઢતો પાસો જોઈ લીધો અને સૌના મુખમાંથી એકકે વખતે હર્ષનો પોકાર નીકળી ગયો શહેનશાહ નેપોલિયને આ અણીને વખતે પણ આશ્ચર્યકારક રીતે મનની સ્થિરતા સાચવી રાખી, એકસામટો ધસારો કરવાને આપેલો હુકમ એકદમ પાછો ખેચી લીધો અને આશ્ચર્યકારક કુશળતા અને ત્વરાથી જાદુઇ ચમત્કારની પેઠે તેણે આખા લશ્કરનુ મો એવુ ફેરવી નાખ્યુ કે પ્રશિયનો અને અગ્રેજો બેઉની સામે મોઢે તે ઉભુ રહ્યુ

હવે પ્રશિયનો વેલિગ્ટનના સૈન્ય સાથે જોડાઇ જાય તે પહેલા બાદશાહી રક્ષકોના તુમુલ ધમારાના પરિણામ ઉપર હારજીતનો આધાર હતો એ અજય્ય પલટણને મોખરે તે પોતે ઉભો અને આ છેલ્લા હુમલાની સરદારી પોતે લેવાનો હોય તેમ અગ્રેજ સેના તરફ ધસવા જતો હતો પણ તેના સરદારોએ આજીજી કરી કે ફ્રાન્સની સલામતીનો આધાર આપના ઉપર છે તેથી તેમના આગ્રહને વશ થઇને તેણે એ કામ નેને સોપ્યુ

જગતનાં મહાન યુદ્ધોની તવારીખમા પહેલુ સ્થાન લે એવો ખરેખરો ભવ્ય બનાવ હવે બનવા લાગ્યો એ રક્ષકોની પલટણનો ધમારો કદી ખાલી ગયોજ ન હતો એ યશસ્વી યોદ્ધાઓ બે વિભાગમાં વહેચાઈ જઇ શત્રુનાં અગ્નિવર્ષણની સામે પોતાની પહોળી છાતી ધરીને યાહોમ કરીને ધસ્યા ત્યારે યુદ્ધ થભ્યુ અને બેઉ પક્ષના સૈન્ય આ મહા પરાક્રમીઓનુ પરાક્રમ નિહાળવા ચૂપચાપ ઉભાં રહ્યાં નેપોલિયન અને ફ્રાન્સનુ ભાવિ આ હુમલાના પરિણામ ઉપર અવલબતુ હતું આખા જગતનુ ભવિષ્ય ઝોલે ચડયુ હતું. પડઘમનાં વાદ્ય થભ્યા હતા અને કોઇના મોંમાથી એક શબ્દ પણ નીકળતો ન હતો. શાંતિથી, ખરેખરા વીર પુરુષના ડરામણા રૂવાબસહિત, લેશમાત્ર પણ ક્ષોભ પામ્યા વગર તેઓએ ઘોડા દોડાવ્યા અને વેલિગ્ટને પોતાની બધી બુદ્ધિ વાપરીને ગોઠવેલા, તોપો અને સગીનોના દુર્ગ જેવા સમૂહ ઉપર ધસ્યા.

એકદમ અત્યંત તેજસ્વી વીજળીના જેવો ચમકાર થયો સખતમાં સખત મેઘગર્જ-નાને ભૂલાવે એવા વજ્રનિનાદથી મેદાન ધણુધણી રહ્યુ વિવિધ પ્રકારનાં અગ્ન્યાસ્ત્ર આ વીર પુરુષોના અંગ ઉપર વરસી રહ્યાં, અને તેમના મારથી વીધાઇ આખી હારની હારો કાં તો અદૃશ્ય થઇ જતી અથવા ધૂળમાં રગદોળાઈ જતી. મૃત્યુ ને તુચ્છ કારતા તેઓ બ્રિટિશ વ્યૂહને ભેદતા, વિખેરતા, હણાયલા યોદ્ધાઓની જગ્યા પૂરી દઇને પોતાની હારની સુદૃઢતા જાળવી રાખતા આગળને આગળજ વધતા ગયા થોડીવારમા માર્શલ નેના પાંચ ઘોડા હણાયા, ત્યારે હાથમા નાગી તલવાર લઇને તે વીર શિરો-મણિ પોતાના સ્વારોની આગળ આગળ પગપાળો દોડવા લાગ્યો આખી પલટણુ ધૂમાડાથી ઢકાઇ ગઇ ત્યાસુધી તેમની પ્રગતિને નેપોલિયન અતિશય અધીરાઇથી નિહાળતો ઉભો રહ્યો.

તેજ પળે થાકીને નિર્બળ થએલા ફ્રેન્ચોને હડસેલતા, છિન્નભિન્ન કરી નાખતા પ્રશ્યિનોનુ આખુ સૈન્ય–પાયદળ, સ્વાર, તોપખાનુ બધુ ધસારાબંધ દોડી આવ્યુ. પવનના ઝપાટાએ ધૂમાડાનુ વાદળુ વીખેરી નાખ્યુ અને લડાઇની ધમ્માચકડીમાં નેપોલિયને પોતાના રક્ષકોની પલટણને શોધી કહાડવા નજર માડી, પણ તેઓ રણ-ક્ષેત્રમા શોધ્યા જડયાજ નહિ લગભગ એકેએક વીર મૃત્યુના મુખમા હોમાઇ ગયો. નેપોલિયનનો ચહેરો આ જોતાંજ ધોળો પૂણી જેવો થઇ ગયો રક્ષકોની આખી પલટણની પલટણ હોમાઇ ગઇ એ ફ્રેન્ચ સૈનિકો પણ જાણી ગયા તેમના હાંજા ગગડી ગયા. હર્ષનાદ કરતા અગ્રેજો અને પ્રશ્યિનો હવે બચાવ કરવો રહેવા દઇ મેદાનમાં દોડી આવ્યા અને પછી શુ થયુ તેનો ખ્યાલ કરતાં માનવહૃદય કપી ઉઠે છે આપખુદ પ્રશિયા અને સ્વતંત્રતાના ઉપાસક ઈંગ્લડની ધ્વજાઓ એક થઇ ગઈ અને યૂરોપની જનતાની સ્વતંત્રતા લોહીથી ખરડાએલા રણક્ષેત્રમા દફનાઇ ગઇ બ્લૂચર અને વેલિંગ્ટને હસ્તમિલનથી એક બીજાને મુબારકબાદી આપી બેઉએ મળીને મેળવેલી જીતના માન ઉપર પોતાનો એકલાનોજ હક્ક હોય એવો બેઉએ દાવો કર્યો હતો વેલિંગ્ટનનુ સૈન્ય તો એવુ થાકીને લોથ થઇ ગયુ હતુ કે તેનાથી નાસતા ફ્રેન્ચ લશ્કરની પૂઠ લેવાય એમ હતુજ નહિ બ્લુચર કહે, “એ કામ મારૂ છે હુ તેમની પાછળ દરેકે દરેક સિપાઇને તેમજ સ્વારને દોડવુ છુ ” આ વચન તેણે પોતાના મૂળ સ્વભાવને શોભા આપે એવી ક્રૂરતાસહિત પાળ્યુ દયા તો તેણે બતાવીજ નહિ, પરતુ નિ શસ્ત્ર સૈનિકોને અને કેદીઓને પણ કાપી નખાવ્યા

અગ્રેજ સિપાઇઓ, તેમના રિવાજ મુજબ, આ વખતે પણ લડાઇમાં જીત્યા પછી શત્રુઓ સાથે દયા અને ઉદારતાથી વર્ત્યા તેઓમાના ઘણા રણક્ષેત્રમાં ફરી વળ્યા અને એકલા જાતભાઇઓનેજ નહિ પણ ઘવાયલા અને મરતા દુશ્મનોને પણ તેઓ ખોરાક અને મદદ આપવા લાગ્યા

નેપોલિયને થોડુંક લશ્કર અનામત રાખ્યુ હતુ તેને ચોરસાકૃતિમા ગોઠવી તેની સરદારી પોતે લઇ શત્રુસૈન્યના ઘીચોઘીચ સમૂહમા ઘૂસવા માડયુ પોતાના રક્ષકોની પલટણની માફકજ તેણે પણ મૃત્યુના મુખમા હોમાવાનો નિશ્ચય કર્યો હતો, પણ એ ટુકડીના શૂરા સરદાર જનરલ કેમ્બ્રોને તેના ઘોડાની લગામ પકડી 'અને દયામણા અવાજે કહ્યુ, "બાપુ! મૃત્યુ તો આપનાથી દૂરજ નાસે છે, અને તેથી જશો તો ઉલટા કેદી બનશો" નેપોલિયને ડોકુ હલાવ્યુ અને જરા અચકાયો વધારે વિચાર કરતા તેને સમજાયુ કે આ પ્રમાણે જિદગી ફેકી દેવી એ એક પ્રકારની આત્મહત્યા કર્યા બરાબર છે સ્વદેશસેવાની છેલ્લી આહુતિમા પોતાના પ્રાણ હોમનાર બહાદૂર વીર નરોને નેપોલિયને આસુથી છલકાતી આખે અને શોકાચ્છન્ન વદને પ્રણામ કર્યા છેવટની પળ સુધી તેની સેવામા નિશ્ચળ ભક્તિથી ટકી રહેનાર યોદ્ધાઓએ કરુણ અવાજે "શહેનશાહ ઘણુ જીવો" એવો નરમ ઉદ્દગાર કહાડયો આ તેમના છેલ્લા શબ્દો હતા અને તેમની છેલ્લી વિદાય હતી હતાશ થઇને નેપોલિયને ઘોડાને એડ મારી અને આ હત્યારૂ રણક્ષેત્ર છોડયુ તેજ ઘડીથી તેની સેન્ટ હેલેનાની મુસાફરી શરૂ થઇ

પછી તે મુઠ્ઠીભર સૈનિકો વજ્રની દિવાલ માફક પોતાના નાસતા સોબતીઓનુ રક્ષણ કરવા ઉભા રહ્યા અગ્રેજો અને પ્રશિયનોએ તેમને ત્રણે બાજુએથી ઘેરી લીધા તેમના શરીર ઉપર અત્યત નાશકારક અસ્ત્રોનો વરસાદ વરસાવ્યો તેમના ઉપર ઘોડેસ્વારની ટુકડીઓ દોડાવી આટલુ થયુ છતા પણ તેઓ જેવા ને તેવા ઉભા તે ઉભાજ. તેમની સામે તોપો ગોઠવી અને છેક નિર્દયપણે તેમના ઉપર ગોળાની ઝડી વરસાવી તે છતાં આ અજય્ય વીર પુરુષો, બાદશાહી રક્ષકોના છેલ્લા અવશેષ, તેમના મહાનુભાવ ઉત્પાદકના પ્રાણથી પ્રાણવત બનેલા યોદ્ધાઓ, જેમ જેમ પોતાના સાથીઓ પડતા ગયા તેમ તેમ તેમની જગ્યા પૂરતા ગયા, પોતાની હાર સકડાવતા ગયા, અને વ્યવસ્થિતપણે સિંહની માફક પાછા હઠતા ચાલી લડતા ગયા જનરલ કેમ્બ્રોન પોતે છ જગ્યાએ જખમી થયો હતો તેની પાસે હવે માત્ર સો દોઢસો લોહીલુહાણ થએલા વીરો રહ્યા હતા અગ્રેજો અને પ્રશિયનો તેમના શૌર્યની મનમા સ્તુતિ કરવા લાગ્યા અને તેમની નાહક કતલ કરવા રાજી નહિ હતા તેથી ગોળાવર્ષણ તેમણે થભાવ્યુ અને તમને તાબે થવા સમજાવ્યા જનરલ કેમ્બ્રોને અમર શબ્દોમા ઉત્તર આપ્યો કે **"અમને મરતાં આવડે છે; તાબે થતાં નથી આવડતુ"** થોડીક બદુકોની ગોળીઓ, થોડાક તોપના ગોળા પડયા અને તે યોદ્ધાઓ અમરત્વ પામ્યા! આ રીતે નેપોલિલિયનની દિગન્ત વિજયી રક્ષકોની પલટણ વૉટર્લુની હત્યારી ભૂમિ ઉપર નાશ પામી તેની અદ્દભુત બુદ્ધિવડેજ એ અજીત સૈન્ય અસ્તિત્વમા આવ્યુ હતુ, તેના પ્રાણવડે પ્રાણવાન થયુ હતુ અને તેની પડતી પછી હયાત રહેવાને પણ તે રાજી ન હતુ

ફ્રેન્ચ સૈન્ય હવે ચારે બાજુએ વેરણખેરણ થઇ ગયુ હતુ એટલે હવે તો પારિસ

જવુ અને શત્રુને ખાળવા બીજુ સૈન્ય ઉભુ કરવાની પેરવી કરવા સિવાય નેપોલિયનથી બીજુ કાંઇ થઇ શકે એમ ન હતુ આ રીતે મિત્રરાજાઓએ જનતાની સ્વતંત્રતાની જ્વાળાને મનુષ્યરક્તના પ્રવાહમા હોલવી નાખી રશિયા, આસ્ટ્રિયા અને પ્રશિયાની આપખુદ રાજસત્તાને દઢ બનાવી ઈંગ્લંડ આ કાળા કૃત્યમા સામેલ થયુ તેથી તેની કીર્તિ કલંકિત થઇ છે

રાત્ર એક વાગે નેપોલિયન ક્વાટર્બ્રાસ પહોચ્યો. નાસતા ફ્રેન્ચ સૈન્યમા ઘણી ખુવારી ન થાય અને તેઓ ફરીથી એક જગ્યાએ એકઠા થઇ શકે તેને લગતી સૂચનાઓ આપવા તે ત્યા એક કલાક થભ્યો ત્યાંથી થોડાં માણસો સાથે રાખીને તે પાછો શાર્લેરૉય જવા નીકળ્યો આખી રાત થાકેલા, ભૂખ્યા નેપોલિયને ભારે સતાપ અને ખેદ સાથે દોડયાજ કર્યું

શાર્લેરૉય પહોચ્યો તે વખતે સવાર થવા આવી હતી ભૂખ અને થાકથી અશક્ત થએલો હોવાથી તે થોડીવાર આરામ લેવા સૂતો, પણ તેના માથા ઉપરના આફત એવી ભારે હતી કે આરામ કે નિદ્રાનો સભવજ ન હતો તેના કેટલાક અમલદારો પણ ત્યા આવી પહોચ્યા તેમની આખો સુજી ગઈ હતી, મુખ કરમાઇ ગયા હતાં અને વસ્ત્ર રુધિર તથા કાદવથી ખરડાએલાં હતા આ શોકજનક દેખાવ જોઇને અને ફ્રાન્સ ઉપર આવી પડેલી ભારેમા ભારે વિપત્તિનો ચિતાર તેની નજર આગળ ખડો થતાં તેની હિમત તદન છુટી ગઇ એક મિત્રનો હાથ પકડી તે ચોધાર આંસુએ રડી પડયો

ત્યાંથી વળી પાછો ઘોડે બેસીને તે લીઓં તરફ જવા નીકળ્યો જ્યાં તે સાંજના ચાર વાગે પહોચ્યો ત્યા બેસીને તેણે વૉટર્લુના યુદ્ધનો સરળ તેમજ પ્રામાણિક હેવાલ લખી કહાડયો પ્રજા ઉપર આવી પડેલી અમાપ આફતનો આક કહાડતા તેણે લેશમાત્ર પણ હકીકત છુપાવી નહિ તેણે એક સરદારને કહ્યુ, "સાભળો, હુ વૉટર્લુનો હેવાલ વાચુ છું જરૂરની હકીકત રહી જતી હોય તો મને ભલામણ આપજો મારે કશુ છુપાવવુ નથી જેમ મૉસ્કોવાળો હેવાલ તેના ખરા સ્વરૂપમા પ્રજા આગળ મૂક્યો હતો તેમ આ પણ મૂકવાનો છે હુ નેના માથા ઉપર આ આફતની કેટલીક જવાબદારી મુકી શકત પણ તેની ભૂલ થઇ તે થઇજ ગઇ તે વિષે ચૂથણાં કરવાં એ ઠીક નહિ "

થોડા કલાક જેવો તેવો આરામ લઈ તે પારિસ જવા નીકળ્યો અને ૨૧ મી તારીખે એક વાગ્યાને સુમારે ત્યા આવી પહોચ્યો હવે ટૂઇલેરીસમા મુકામ કરવાનુ તેને અયોગ્યજ લાગ્યુ તેથી તે બીજા સામાન્ય મહેલમા જઇ રહ્યો શ્રમ અને સતાપથી તે છેકજ અશક્ત થઈ ગયો હતો ચાલતી વખતે પગ લથડીઆં ખાતા હતા અને ડોકુ ખભા ઉપર ઢળી પડયુ હતુ કૉલેનકૉર્ટ, તેનો સદાનો વફાદાર મિત્ર,

તેનુ સ્વાગત કરવા હાજર હતા જતા વારનેજ નેપોલિયન એક કૅાચ ઉપર પડયા અને હાથવડે છાતી દબાવતા બાલ્યા —

"મને અહિ ઘણુ દરદ થાય છે લશ્કરે તો શૌર્યની કમાલ કરી બતાવી છે આટલા આટલા પરાક્રમો કર્યા પછી આપણે હાર્યા એ વિચારજ દુ ખદાયક છે ફ્રાન્સના લશ્કરની કારકીર્દી વૅાટર્લુના પરાજયથી જેટલી ઉજ્જવળ થઇ છે તેટલી તો મારી મોટામાં મોટી ફતેહથી પણ નથી થઇ આપણુ સૈન્ય હાર્યુ જ નથી શત્રુની સખ્યા બેહદ વધી જવાથી તેઓ હોમાઇ ગયા, ખુવાર થઇ ગયા રક્ષકોની પલટણુના તો ટુકડા ટુકડા થઇ ગયા પણ તે તાબે નજ થયા મને કહેતા કે ' તમે આઘા જાઓ, મૃત્યુ તો તમારાથી આઘુ ને આઘુ જ છે" એમ કહેતા જાય અને મારી આસપાસ તેમના શરીરની દિવાલ ઉભી કરતા જાય માગ બહાદૂર, અતિપ્રશસનીય રક્ષકો કપાઇ મુઆ અને હુ અભાગીઓ તેમની સાથે ન મુઓ!"

આટલુ બાલતાં તે શોકવિહ્વલ થઇ ગયો અને એક દીર્ઘ નિશ્વાસ મૂકી બાલ્યા, "મારે હમણાં એકલાજ બેસવુ છે" એમ કહી તે પોતાના શાન્ત, નિર્જન મત્રણા-મદિરમાં ભરાઇ બેઠા





# प्रकरण ६७ मुं—बीजी वारनो राज्यत्याग




રિસની પ્રજા હવે ખરેખરી ઉશ્કેરાઈ ગઇ હતી દશ લાખ સૈનિકો ફ્રાન્સની ભૂમિ છુદતા રાજધાની તરફ ચાલ્યા આવતા હતા આઠજ દિવસમા બ્લચર અને વેલિંગ્ટન પારિસમા દાખલ થઈ જવાના એ નક્કીજ હતુ નેપોલિયનના રાજકીય પ્રતિસ્પર્ધીઓએ આ ભયનો પૂરેપૂરો લાભ લેવાનો નિશ્ચય કર્યો "મિત્રરાજાઓ એકલા નેપોલિયન સાથે લડે છે ફ્રાન્સને આવા બળવાન શત્રુને મારી કહાડવો હોય તો તેને લોહીના સમુદ્ર ઓળગવા પડે, પણ એમ કરવુ જ શામાટે જોઇએ ? આપણે નેપોલિયનને તજી દઇએ એટલે દુસ્મનો રાજી રાજી થઈ જશે, અને પછી આપણી મરજી પ્રમાણે કા તો પ્રજાસત્તાક રાજ્ય સ્થાપીશુ અથવા એકાદ રાજા પસંદ કરી લઇશુ " નેપોલિયનના પ્રતિસ્પર્ધીઓ આવા વિચાર લોકોમા ફેલાવવા લાગ્યા હતા

વળી આ ગરબડમા ફ્રાન્સની દરેક રાજકીય ટોળી પોતાની મનકામના સફળ કરવાની આશા રાખતી હતી બુર્બોન પક્ષવાળા લૂઈને ગાદીએ બેસાડવાની, લા ફ્રાયેટ જેવા ઠરેલ અને પ્રમાણિક માણસો પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની અને જૅકોબિન પક્ષવાળાઓ છેક નીચલા વર્ગના લોકોને રાજકીય સત્તા અપાવવાની આશા રાખી બેઠા હતા ધારાસભાઓમાં આ ત્રણે ટોળીઓ પરસ્પર વિરુદ્ધ હોવા છતા નેપોલિયનને ઉથલાવી નાખવાની બાબતમા એક થઈ ગઈ ફ્રાન્સને માટે આ ભયાનક અવસર હતો કોઈની બુદ્ધિ સ્થિર ન હતી દેશદ્રોહી ફોશ, લૂઇને ફરીથી ગાદ્યામન અપાવવાની પેરવી કરી રહ્યો હતો અને પુષ્કળ લાચ રૂશવત આપીને પ્રતિનિધિઓની સભામા તેણે પોતાની વગ વધારી મૂકી હતી ફ્રાન્સના પ્રતિનિધિઓની સભા અને ઉમરાવોની સભા એ બને ઇંગ્લડની આમની અને ઉમરાવોની સભાના જેવી સસ્થાઓ હતી પ્રતિનિધિઓની સભામા પાંચસો સભાસદો હતા તેઓમાના ઘણા ખરા કાચા, ઉત્સાહી, હદપારના પ્રજાસત્તાક રાજ્યના વિચારવાળા અને નવાસવાજ ચૂટાયલા હતા તેથી કરીને થોડાક લુચ્ચા અને અનુભવી

આગેવાનો કાયદાકાનુનની તથા બંધારણની અનેક બારીકીઓ કહાડીને તેમને આજી દેતા હતા અત્યારની ગડબડ અને ઉથલપાથલમા ઉમરાવોની સભાને તો કોઈ પૂછ-તુજ ન હતુ બધી સત્તા પ્રતિનિધિઓ પોતાની કરી બેઠા હતા.

નેપોલિયને પોતાની વડી ધારાસભા બોલાવી તેને તો ખાત્રી હતી કે આવી ભયંકર સ્થિતિમા ચર્ચાઓમાં વખત કહાડવાથી સર્વસ્વનો નાશ થવાનો છે તેના પોતાના હાથમા કુલ અને બિનજવાબદાર સત્તા આપવામા આવે તોજ દેશનો બચાવ થઇ શકે એમ તે સારી પેઠે સમજતો હતો, પણ બેઉ સભાના સભાસદો એ સત્તા આપે તોજ તે લેવા ચાહતો હતો તેણે વૉટર્લુનો હેવાલ રજૂ કરતા કહ્યું, "કાંઇક અંશે દગો, કાંઇક અંશે ભૂલચૂક અને કિસ્મતના વિપરીત સંજોગોને લીધે લશ્કરે શૌર્યની કમાલ કરી તોપણ તેનુ કશુ ફળ નથી મળ્યુ, પરંતુ જો મારા પ્રયત્નને દેશનો ટેકો મળે તો હજીએ બગડેલી બાજી સુધરે એમ છે હુ તમારી ઉદાર વૃત્તિ-ઓને જગાડવાને પારિસ આવ્યો છુ નાહકની ચર્ચા અને વિચારમા વખત બરબાદ ન કરો દુશ્મનો આપણા દેશમાં ઘૂસ્યા છે આઠજ દિવસમા તે રાજધાનીના દરવાજા આગળ આવીને ઉભા રહેશે દેશને ઉગારવો હોય તો મને કુલ સત્તા—અલબત્ત થોડા વખતનેજ માટે બિનજવાબદાર કુલ સત્તા આપો "

ઉદાર કાર્નો બોલી ઉઠયો, "હુ જાણુ છુ કે આ વખતે શહેનશાહના હાથમા કુલ સત્તા આપવાની અનિવાર્ય અગત્ય છે, માટે તે મળવી જોઇએ "

ઘણાએ આ દરખાસ્ત ઉત્સાહભેર વધાવી લીધી, તેથી ફૂશ અને તેની ટોળાથી ઉઘાડો વિરોધ ન બતાવાયો પણ એક જણે બીતાં બીતાં કહ્યુ કે "મને માનવાનુ કારણ છે કે જો આપ નામદાર સ્વેચ્છાથી રાજ્યાસનનો ત્યાગ નહિ કરો તો પ્રતિનિ-ધિઓની સભા આપને તેમ કરવાની ફરજ પાડશે."

આનો રદીઓ તરતજ મળી ગયો કે "ફ્રાન્સને બચાવવા માટે પ્રતિનિધિઓ શહેનશાહ સાથે એકમત નહિ થાય તો તે એકલા દેશનો બચાવ કરી લેશે તે પોતાને હાથે બધી સત્તા લઇ લેશે આખા ફ્રાન્સને દુશ્મનોથી ઘેરાયલો જાહેર કરીને દરેક ફ્રાન્સવાસીઓને શસ્ત્ર ધારણ કરવાનો હુકમ કરશે "

નેપોલિયને કહ્યુ, "પ્રજાએ તેમને ચુટયા છે ને મને મદદ કરવા ચુટયા છે, નહિ કે મને પદભ્રષ્ટ કરવા દુશ્મનો દેશમા છે તોપણ હજી તેમની દેશભક્તિ જાગતી નથી ? હુ જરા ઇસારત કરૂ તો એ સભા અને સભાસદો પ્રજાના કોપાગ્નિમા ભસ્મ થઇ જાય, પણ મારે તેમ કરવુ નથી " પછી તેણે વૉટર્લુની વિપત્તિને ધોઈ નાખવા પોતે ઘડેલી યોજના ઘણીજ સુદર દલીલથી સમજાવી આખી યોજના તેના મનમા એવી રમી રહી હતી કે ઝીણી ઝીણી બાબતો પણ રહી ન ગઇ ઉત્સાહથી તેની કાંતિ ઝળકી ઉઠી હતી નવીન પ્રકટેલી આશાથી તેનો અવાજ બળવાન

બન્યો હતો આફત અને પરાજયના ભયકર વાવાઝોડાના આઘાતથી શિથિલ થએલી તેની મહાબળવાન મગજશક્તિ જે પાછી સતેજ થઇ હતી તેની અદ્ભુતતાના વિચારમા સૌ તલ્લીન બની ગયા, અને તેની યોજનાને સપૂર્ણ ટેકો આપવાનો ઠરાવ પણ થઇ ગયો

એજ વખતે પ્રતિનિધિઓની સભામા લા ફાયેટે નેપોલિયનની વિરુદ્ધ કેટલાક ઠરાવ પસાર કરાવ્યા હતા તેની દાનત સાફ હતી, તેના હેતુ ઉદાર હતા મિત્રરાજાઓ ફ્રાન્સને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવા દેશે એવી ખોટી આશાથી તે ભમાનો હતો પોતાની ધારણા કેવી ખોટી હતી તે જોવા અને સૌને જાહેર કરવા જેટલુ તે જીવ્યો હતો નેપોલિયને તરતજ પ્રતિનિધિઓની સભાને કહેવડાવ્યુ કે " હુ મારા સેનાપતિઓ સાથે મસલત કરવા આવ્યો છુ મારૂ લશ્કર પાછુ એકઠુ થઈ ગયુ છે, અને જાહેર સલામતીને લગતી જરૂરી વ્યવસ્થા કરવા પૂરતોજ અહિ થોભવાનો છુ " પણ સભામા એટલી બધી ગરબડ મચી રહી હતી કે આ સદેશો કોઇથીજ મભળાયોજ નહિ અને આખો દિવસ એની એજ ધમ્માચકડીમા પસાર થઈ ગયો

નેપોલિયન પાછો આવ્યો છે એ વાત જાણી, પારિસ તથા આસપાસના ગામડાંની વસ્તી તેના મહેલની આસપાસના ચોગાનમા એકઠી થઈ હતી અને " શહેનશાહ ઘણુ જીવો ' ના પોકાર સિવાય કાન પડ્યુ સભળાતુજ નહિ તેના દર્શન કરવાને અધીરા થએલા લોકો નજીકનાં ઘરના છાપરા, ઝાડ અને મહેલના આંગણાના કઠેરાપર ચડી ચડીને ડોકીઆં કરતા હતા સાજને પહોર નેપોલિયન તેના ભાઇ લુશીયન સાથે બગીચામા ફરવા નીકળ્યો એ લુશીયન આકરા પ્રજાસત્તાક વિચારવાળો હતો અને એ વિચારને વળગી રહી કેટલીએ ગાદીઓને તેણે લાત મારી હતી એ લુશીયન તેને સમજાવતો હતો કે પ્રતિનિધિઓની સામે થાઓ અને કુલ સત્તા તમારા હાથમા લઇ દેશને ઉગારી લો તેણે કહ્યુ, " આ લોક તરફ નજર કરો તેઓ નિસ્વાર્થ પ્રેમભાવનાથી અહિ દોડયા આવ્યા છે તેઓ આ વખતે તમારા એકલામાજ તેમના દેશને અને દેશની સ્વતત્રતાને જુએ છે તેમની બૂમો સાભળો તેઓ હથીઆર માગી રહ્યા છે આખા દેશમાં બધે એજ સ્થિતિ છે શુ તમારે ફ્રાન્સને પરદેશીઓની દયાપર તજી દેવુ છે ? "

તોપણ આભ્યતરિક કલહ નહિ જગાડવાનો તેનો નિશ્ચય નહિજ ડગ્યો તેને લોભાવનારી લાલચ ઘણી પ્રબળ હતી તે ધારત તો એક ઇસારતથી બધા દેશદ્રોહીઓના માથા એક પળવારમાં ઉડાવી દેત, પણ તે માનતો હતો કે હુ ફ્રેન્ચ પ્રજાનો શહેનશાહ તે વળી એક ટોળાનો નાયક થાઉ ? વળી તેની ભવિષ્યવેધી નજર જોઇ શકતી હતી કે આખા દેશના પરસ્પર સહકારથીજ તે ઉગરી શકે જ્યાં ચાર ચાર રાજકીય પક્ષ હોય અને શત્રુ પક્ષને લાલચ આપે કે તમે નેપોલિયનને છોડી દો

તો અમે સલાહ કરીએ, ત્યા પછી જીતવાની આશાજ શી ?

એવામાં એક સભાસદ ખબર લાવ્યો કે પ્રતિનિધિઓ આપનુ રાજીનામુ માગવાનો ઠરાવ પસાર કરવાની તૈયારીમા છે નેપોલિયને નરમાશથી કહ્યુ, "પણ તેમને તેમ કરવાનો હક્કજ શો છે ' તેમને શી સત્તા છે ?" તેને પ્રતિનિધિઓએ નહિ પણ પ્રજાએ રાજ્યાસને બેસાડયો હતો પછી જયઘોષની ગર્જનાઓ કરતા લોકોના ટોળા તરફ આગળી કરી તે બોલ્યો —

"આ ગરીબ લોકો આજે મને દિલાસો આપવા આવ્યા છે મે તેમને ખિતાબો નથી આપ્યા તેમ ધન પણ નથી આપ્યુ જેવા હતા તેવા ને તેવા તેમને ગરીબીમાં મુકીને હું જઇશ, પણ તેમનો અવાજ એ પ્રજાનો અવાજ છે હુ હમણાં એક શબ્દ બોલું તો પ્રતિનિધિઓ આ દુનિયાપર જીવતા પણ રહેવા ન પામે, પણ નહિ, મારે માટે કોઇનો પણ જાન નહિ જવા દઉ હુ એલ્બાથી આવ્યો છુ તે પારિસમા લોહી વહેવડાવવા નથી આવ્યો"

તેની આ પ્રસગની ઉદારતાની તો તેના દુશ્મનોને પણ તારીફ કરવી પડે છે તેના જેટલો અહભાવત્યાગ, શુદ્ધ નિસ્વાર્થતા અને દેશના હિતમાંજ સપૂર્ણ તન્મયતા બીજે શોધ્યાં જડે એમ નથી

આ પ્રમાણે ૨૧ મી જૂનનો દિવસ પૂરો થયો પ્રતિનિધિઓની સભામા આખી રાત ધમ્માચકડી મચી રહી જો સભામા મતભિન્નતા ન હોત, દેશદ્રોહીઓએ તેના માર્ગમાં વિઘ્નો ઉભાં ન કર્યા હોત અને તેની યોજનાને બહાલી આપી હોત તો તેની મહા બળવાન બુદ્ધિના પ્રભાવથી ગડબડ ગોટાળાની જગ્યાએ વ્યવસ્થા આવી જાત, આખુ ફ્રાન્સ સચેત બનીને ખડુ થઇ જાત અને કદાચ તે ઉગરી જાત, પણ તેમણે જગતના સર્વશ્રેષ્ઠ બુદ્ધિમાન પુરુષની શક્તિને ઠોકર મારી અને તેની પાસે રાજીનામુ લખાવી લેવાનાજ ઠરાવપર તેઓ આવ્યા બીજે દિવસે તેણે ફરીથી કહેવડાવ્યુ કે તમે મારી સાથે એકમત થાઓ તો હજી પણ ફ્રાન્સ બચે. એમ છે પોતાની પાસે હજી કેટલુ સૈન્ય છે, કેટલાં સાધન છે તે બધુ તેણે કહેવડાવ્યુ, પણ સભાસદોની મતિ ભ્રમિત થઇ ગઈ હતી, તેઓ ઉશ્કેરાઇ ગયા હતા, બહાવરા બની ગયા હતા સખત ગરમાગરમ ચર્ચા પછી તેમણે શહેનશાહને નીચેનો જવાબ મોકલાવ્યો કે જે તેમના સમજવા પ્રમાણે ઘણી નમ્ર ભાષામા લખાયો હતો —"જે લડાઇમા ફ્રાન્સ બીજીવારનુ સડોવાયુ છે તેની સાથે શહેનશાહ કરતાં પ્રજાને ઘણી થોડી લેવાદેવા છે મિત્રરાજાઓએ ફ્રાન્સની સાથે સુલેહ રાખીને એકલા નેપોલિયન સાથે લડાઇ માડી છે જો શહેનશાહ દેશને બચાવી લેવા માટે બીજીવાર આત્મ બલિદાન આપે તો તરતજ સુલેહ થાય એમ છે"

બસ, હવે તેને કાંઈ કરવાનુ હતુજ નહિ તેણે તરતજ લુશીયનને કહ્યુ કે લખવા

માડ, પછી તે આંટા મારતો ગયો અને વિચારપૂર્વક નીચેનો ખરડો લખાવતો ગયો –

"ફ્રાન્સવાસીઓ! પ્રજાકીય સ્વતત્રતાના રક્ષણમાટે યુદ્ધની શરૂઆત કરતી વખતે મને એવો વિશ્વાસ હતો કે સર્વની ઇચ્છા અને મહેનત એકજ દિશાએ વળશે અને પ્રજાના સઘળા મડળો, તેને ટેકો આપશે ફતેહની આશા રાખવાના પૂરતાં કારણ હોવાથી મિત્રરાજાઓએ મારી વિરુદ્ધ પ્રકટ કરેલા જાહેરનામાની મે પરવા પણ ન કરી, પરતુ આજે સજોગો બદલાઇ ગયા છે ફ્રાન્સના શત્રુઓના વેરની વેદીમાં હુ મારી જાતને હોમુ છુ હુ ઇચ્છુ છુ કે તેઓ બોલે છે તે પ્રમાણેજ વર્તે અને મને એકલાનેજ પોતાનો દુશ્મન ગણે!"

"મારૂ રાજનૈતિક જીવન આજે પૂરૂ થાય છે અને હુ મારા પુત્રને ફ્રાન્સનો શહેનશાહ જાહેર કરૂ છુ હાલ પ્રધાનો છે તેઓનુ જ કામચલાઉ કારોબારી મડળ બની જાય મારા પુત્રમા મને સ્વાર્થ રહેલો છે તેથી પ્રતિનિધિઓની સભાને વિનવુ છુ કે તેઓ રાજપ્રતિનિધિ મડળ નીમવાનો કાયદો પસાર કરે દેશની સલામતીને ખાતર પરસ્પર સપ રાખજો અને સ્વતત્રજ રહેજો તા ૨૨–૬–૧૮૧૫—**નેપોલિયન.**"

વયોવૃદ્ધ, સ્વદેશવત્સલ કાર્નો આ રાજીનામુ સાભળીને પોક મૂકીને રડી પડયો જ્યારે તે પ્રતિનિધિઓની સભામાં વચાયુ ત્યારે સૌના મન ઉપર ઉડી અસર થઇ આ પ્રસગની અને વિષયની ગભીરતાથી એક સભાસદનુ દિલ એવુ તો ઉકળી આવ્યુ કે તેણે ઉભા થઈને ભાષણ કર્યું અને ઘણીજ અસરકારક અને લાગણીથી છલકાતી ભાષામાં નેપોલિયને ફ્રાન્સ ઉપર કરેલા ઉપકાર, તેના છેલા કાર્યમા રહેલું અતિ ભવ્ય નીતિબળ, તેણે મિનસરતે પ્રજાના સુખને ખાતર પોતાના સર્વસ્વની કેવી આહુતિ આપી અને હવે તે દેશનિકાલ થઈને કોણ જાણે કયા ભટકશે, કેવા કેવા સિતમ તેના માથા ઉપર ગુજરશે તેનુ એવુ આબાદ ચિત્ર ખડુ કર્યું કે આખી સભાની આખમા આસુ આવ્યા અને નેપોલિયનના કટ્ટામા કટ્ટા શત્રુઓના દિલ પણ નરમ થઇ ગયા તેમણે સર્વાનુમતે ઠરાવ કર્યો કે પ્રજાના સુખ અને સ્વતત્રતાને ખાતર તેનો આભાર માનવો

આ ઠરાવની રૂએ તેનો આભાર માનવા જે ગૃહસ્થો ગયા હતા તેમનુ કહેવુ સાભળી લીધા પછી તેણે ધીમા અને ગભીર અવાજે જવાબ આપ્યો —

"મારે માટે તમોએ જે લાગણી બતાવી છે તે બદલ હું તમારો આભાર માનુ છુ હુ આશા રાખુ છુ કે મે રાજ્યાસનનો ત્યાગ કર્યો તેથી ફ્રાન્સ સુખી થાય પણ એ આશા ફળીભૂત થાય એમ મને લાગતુ નથી એથી રાજ્ય નેતા વગરનુ, અને રાજનૈતિક જીવન વગરનુ થઇ ગયુ છે રાજસત્તાને નિર્મૂળ કરવામા હાલ જે વખત બરબાદ કરવામાં આવ્યો તેનો ઉપયોગ શત્રુને મારી હઠાવે એવી સ્થિતિમાં પ્રજાને મૂકવા પાછળ જો થયો હોત તો સારૂ થાત હુ પ્રતિનિધિઓની સભાને

ભલામણ કરૂ છુ કે હમણાંને હમણાંજ નવુ લશ્કર ઉભુ કરે જેને સુલેહ જોઇતી હોય તેણે લડાઇને માટે પણ તૈયાર રહેવુ જોઇએ પરદેશીઓની દયાપર દેશને છોડી દેતા નહિ તમારી આશા તમને ઠગે નહિ તેની સંભાળ રાખજો. ખરેખરી ધાસ્તી તો ત્યા છે મારૂ ગમે તે થાઓ પણ ફ્રાન્સ સુખી હશે તો મને સંતોષજ છે "

૨૩ જુનની સવાર થઇ મિત્રરાજાઓનાં સૈન્યે કુચ શરૂ કરી હતી, પણ પ્રતિનિધિઓની સભાની મોહનિદ્રા હજી ઉડી ન હતી જાત જાતની દરખાસ્તો આવતી પણ એકેનો અમલ થતો નહિ જૂદી જૂદી ટોળીઓ પોતાની ધારણા પાર પાડવા ખેંચતાણ કરતી હતી શત્રુસૈન્ય આવી પહોચે ત્યાંસુધી આવુ અંધેર રહે એવુ ફૂશે અને તેની ટોળી ઇચ્છતી હતી કામચલાઉ રાજ્યતંત્ર રચાયુ અને ફૂશે તેનો પ્રમુખ ચૂંટાયો એ લુચ્ચો અને દેશદ્રોહી માણસ બુર્બોન રાજાને ફરીથી રાજ્યાસને બેસાડવાની મતલબથી વેલિંગ્ટન સાથે ઘણીજ ચતુરાઇભરેલા કાવાદાવા કરી રહ્યો હતો નેપોલિયનપ્રત્યે લોકો બેહદ પ્રેમ રાખતા હતા એજ તેના માર્ગમાં મોટી મુશ્કેલી હતી લોકોના ટોળેટોળાં મહેલ પાસે ભેગાં થયાજ કરતા અને રાજીનામુ પાછુ ખેંચી લઇને, પ્રજાની મદદથી શત્રુને મારી કહાડો એવુ નેપોલિયનને કહ્યાજ કરતા સ્વયંસેવકોની બે પલટણો તેની પાસે આવી ગઇ તેમણે કહ્યુ કે પ્રતિનિધિઓ તો લાંચ લઇને ફ્રાન્સને બુર્બોન રાજાના હાથમાં સોંપવાના છે માટે આપ કુલ સત્તા આપના હાથમા લઇ લો અને દેશને બચાવો નેપોલિયન પાસે એકજ ઉત્તર આપવાનો હતો કે અંગત લડાઇને માટે હું એક પણ લોહીનુ ટીપુ નહિ પડવા દઉં

તોપણ હજી ફૂશની ટોળી નિશ્ચિંત રહી શકતી નહિ તેમને ધાસ્તી હતી કે હજી પણ જો નેપોલિયન લોકોની ઇચ્છાને અનુકૂળ થઇ જાય તો તેમની બધી આશાઓ ધૂળધાણી થઈ જાય તેના મિત્રોને એવી પણ દહેશત રહેતી હતી કે વખતે એ લુચ્ચાઓ એનુ ખૂન પણ કરાવે. લોકોના ટોળાનો જમાવ અને તેમનો પોકાર પણ તેના મહેલની આસપાસ દહાડે દહાડે વધતો જવાથી શત્રુઓની દુશ્મનાવટથી નહિ પણ લોકોના પ્રેમમાથી બચી જવા તે છુપે વેશે મહેલની બહાર નીકળી ગયો અને માલ્મેઇઝનમા રહેવા ગયો

તેની સાવકી પુત્રી હૉર્ટેન્સ ત્યાં અગાઉથી ગઇ હતી તેણે પોતાની આંખમાંના આંસુ મનોનિગ્રહવડે ખાળ્યાં હતા—જાણે ફિલસુફનુ જ્ઞાન અને સ્થિરતાની મધુરતા વડે તે સર્વને ઇશ્વરની ઇચ્છાને રાજી ખુશીથી તાબે થવાનો ઉપદેશ આપતી હોય એવુ તેનુ વર્તન હતુ

જોસેફાઇનના સ્નેહના સ્મરણવડે પ્રિય થઇ પડેલા ઓરડા અને વાડીમાં ઉદાસીન પગલે શહેનશાહ ફર્યો તેણે કહ્યુ, " અહિંની એકેએક ચીજ કાંઇ કાંઇ સંસ્મરણો તાજા કરી આપે છે આ જગ્યા મે મારી પહેલી કમાણીમાથી ખરીદી

હતી અહિં મે ઘણાએ સુખનાં વર્ષ પસાર કર્યાં છે, પણ જેના વડે આ સ્થાન શોભી રહેતુ હતુ તે આજે અહિં નથી મારા ઉપર પડેલી આફતના સતાપથી એનો જીવ ગયો ”

તે હવે ફ્રાન્સને છેલ્લી સલામ કરીને અમેરિકા જવાની તૈયારી કરતો હતો પારિસના કામચલાઉ રાજકારોબારી મડળે આશરે એસી હજાર સિપાઈઓ ઉભા કરી રાખ્યા હતા નેપોલિયનને હૈયે સ્વદેશનુ હિત એવુ ઉડુ વસી ગયુ હતું અને સ્વાર્થવૃત્તિ એવી નિર્મૂળ થઇ ગઇ હતી કે તેણે પોતાના સૈન્યની વિદાય લેતી વખતે નવા રાજ્યતત્રને વફાદાર રહેવાનો અને સ્વદેશની ઇજ્જત ગમે તે ભોગે જાળવવાનો આગ્રહપૂર્વક ઉપદેશ કર્યો

પારિસના કામચલાઉ રાજકારોબારી મડળે મિત્રરાજાઓની છાવણીમા સુલેહની પ્રાર્થના કરવા પોતાના એલચીઓ મોકલ્યા શત્રુઓનુ વૈર નરમ કરવા માટે નેપોલિયનના રાજ્યાસન ત્યાગની ખબર તો તેમને તરતજ અપાઇ ચૂકી હતી સુલેહની મુખ્ય સરતોમા ફ્રાન્સની હાલની મર્યાદા કાયમ રહેવા દેવી, નેપોલિયનના પુત્રને ભવિષ્યના રાજા તરીકે કબૂલ કરવો અને બુર્બોન રાજાઓનો સદાને માટે બહિષ્કાર કરવો એ ત્રણ સરતો હતી, પણ એ તો પ્રજાને ઠગવા માટે બનાવી કહાડેલુ જૂઠાણુ હતુ, કારણ કે ફોશે તેજ દિવસે લૂઇને પારિસમા તેડી લાવવા દૂત મોકલ્યો હતો, અને તેની સાથે કહેવડાવ્યુ હતુ કે “ ત્રણ મહિના થયા મે તમારે માટે મારૂ માથુ જોખમમાં મૂકીને કામ કર્યું છે પ્રતિનિધિઓની સભાએ નેપોલિયનના પુત્રને રાજા તરીકે જાહેર કર્યો છે, પણ એ તો માત્ર તમારે માટે રસ્તો કરવાની યુક્તિજ છે પ્રજાસત્તાક રાજ્યતત્ર અને યૂરોપના રાજાઓનો કેદી બનેલો એક બાળક તેનો નિયામક, એવી આશા આપ્યાથી પ્રજા શાંત રહી છે ભલે તેઓ થોડા દિવસ એવી આશામાને આશામા રમ્યા કરે નેપોલિયનને પૂરેપૂરો ખસેડી નાખતા સુધી પ્રજાને આવી ખોટી આશા આપવાની જરૂર છે ”

લૂઇને ફોશે ઉપરનો સદેશો કહેવડાવ્યો અને નેપોલિયનને કહેવડાવ્યુ કે એલચીઓ સુલેહ માગવા ગયા છે અને આપના પુત્રને રાજ્યાસન આપવાની સરતે સુલેહ કરવાની છે નેપોલિયને કહ્યુ, “ બુર્બોન રાજાઓને ફ્રાન્સનુ રાજ્ય અપાવવામા મિત્ર રાજાઓનો એટલો બધો સ્વાર્થ સમાયલો છે કે તેઓ મારા પુત્રનો વિચાર પણ નહિ કરે ફ્રાન્સનો રાજા તો આખરે તેજ થવાનો છે પણ હજી તે વખત નથી આવ્યો ” તેના શબ્દો બરાબર સાચા પડયા તેનો પુત્ર નહિ તોપણ તેનો ભત્રીજો તો * અત્યારે ફ્રાન્સની ગાદીએ બેઠો છે

* મૂળ પુસ્તક લખાયું ત્યારે એટલે કે ફ્રાન્સ પ્રજાસત્તાક બન્યુ તે પહેલાં ઉપલા શબ્દો લખાયા હતા.

મિત્રરાજાઓ પાસે સુલેહના કોલકરાર કરાવવા માટે જવા પહેલા બેન્જામિન કૉન્સ્ટન્ટ નામનો એક એલચી શહેનશાહને મળવા આવ્યો હતો તેણે પૂછ્યુ "આપ હવે ક્યાં નિવાસ કરવા ઇચ્છો છો ?"

જાણે આ બાબત જરા પણ મહત્ત્વની ન હોય તેમ તેણે બેપરવાઇથી જવાબ આપ્યો, "હજી મે નક્કી નથી કર્યું નાસી જવાનો મને તિરસ્કાર છે અહિ રહુ તોપણ શુ ? મારા જેવા નિશસ્ત્ર માણસને મિત્રરાજાઓ શામાટે હેરાન કરે ? અહિ હુ એકાંતમા મારૂ જીવન પસાર કરૂં ઈંગ્લંડ જાઉં છુ તો હુ મારા મિત્રોની સ્થિતિ કફોડી કરી મૂકુ છુ મને ફ્રાન્સ તેડી જવાની પેરવી કરવાનો તેમના ઉપર વારવાર શક આવ્યાજ કરે વળી લોકો વારેવારે એવી વાતો ઉડાવે તો વખતે મને પણ મન થઈ જાય અમેરિકાજ મારે માટે બહુ યોગ્ય સ્થાન છે ત્યા હું માનપૂર્વક રહી શકીશ"

"પણ તેમ છતાં હુ અહિ રહુ તો તેમાં પણ મારે ડરવા જેવુ શુ છે ? કોઇ રાજા મને સતાવે તો તેની ગેરઆબરૂ થયા વિના રહેજ નહિ એકને મે તેનુ અડધુ રાજ્ય પાછુ આપ્યુ છે બીજાએ કેટલીએવાર મારા જેવાની મૈત્રીના પ્રસગને અહોભાગ્ય માન્યુ છે ! લોકોએ મને જેટલી ત્વરાથી આવકાર આપ્યો તેટલીજ ત્વરાથી તેમણે પાછો મને છોડી પણ દીધો હવે આ અસ્થિરતાનુ બમણુ કલક તેઓ કીર્તિવડે ધોઇ નાખે એવુ હુ ઇચ્છુ છુ પણ મને આશા નથી આજે ફ્રાન્સને બચાવવા તેમણે મને છોડી દીધો તો કાલે તેમની જાતને બચાવવા ફ્રાન્સને પણ તેઓ છોડી દેશે."

મિત્રોની સાથે ખાનગી વાતચીતમાં કયા દેશમાં રહેવા જવુ તેની ચર્ચા તે કરતો હતો ઈંગ્લડની પ્રજા તેને માનભર્યો આવકાર આપશે એવુ તે શ્રદ્ધાપૂર્વક બોલતો હતો તેના મિત્રો કહેતા કે ઈંગ્લડની સરકારનો કદી વિશ્વાસ ન રાખશો કેટલાક અમેરિકન ગૃહસ્થોએ તેને ખાત્રી આપી કે સયુક્ત રાજ્યની સરકાર અને પ્રજા બેઉ તેને સારો આવકાર આપશે. એજ વખતે પ્રતિનિધિઓની સભાએ જણાવી દીધુ કે મિત્રરાજાઓ સાથે સુલેહ થાય તે માટે તમારે ફ્રાન્સ છોડવાની આવશ્યકતા છે તેણે જવાબ આપ્યો કે મને બે વહાણુ અપાવો એટલે હુ અમેરિકા ચાલ્યો જઇશ પરરાજ્ય ખાતાના પ્રધાને કહેવડાવ્યુ કે વહાણુ તૈયાર છે પણ ફ્રાન્સનો કિનારો ઈંગ્લડના કાફલાએ ઘેરી લીધો છે તેથી વેલિંગ્ટનની સહીનો પાસપૉર્ટ મેળવવા પત્ર લખ્યો છે દરમ્યાન રખેને લોકો નેપોલિયનને પાછો રાજા બનાવવા હુલ્લડ ન મચાવે તેથી પ્રધાનમડળે મજબૂત લશ્કરની ટુકડી સાથે જનરલ બેકરને માલ્મોઇઝન મોકલ્યો નેપોલિયનના માનને ખાતર આ લશ્કર મોકલ્યુ છે એ બહાનુ હતુ, પણ ખરૂ કારણ તો તેના ઉપર સખત જાપ્તો રાખવાનું હતુ.

પાસપૉર્ટ આપવાની વેલિંગ્ટને ઘસીને ના પાડી, અને ઈંગ્લંડની સરકારે કાફ્લામા બમણો વધારો કર્યો ફ્રોશને ડર લાગ્યો કે વખતે નેપોલિયન આખરે અકળાઇને વળી પાછો પ્રજાની સરદારી લે તો કિનારે આવેલુ વહાણુ ડૂબી જાય, તેથી કરીને તેણે લખ્યુ કે વહાણુ તૈયાર છે વગર પાસપૉર્ટે પણુ તમે જઈ શકો છો જનરલ બેકરને તેની સાથે રોચફૉર્ટ બદર સુધી જવાનો હુકમ કર્યો

જે પ્રદેશમા થઇને તેમને જવાનુ હતુ, ત્યાના વતનીઓનો નેપોલિયન તરફ પ્રબળ પ્રેમ હતો, અને તેને જોઇને તેઓ ઉશ્કેરાઇ જાય એ વાત પણુ બનવાજોગ હતી તેથી નેપોલિયન અને પારિસનુ કારોબારી મડળ બેઉએ સમજી જઇને એવો ઠરાવ કર્યો હતો કે નેપોલિયને જનરલ બેકરના ખાનગી સેક્રેટરી તરીકે મુસાફરી કરવી

વૉટર્લુથી પાછા હઠતા લશ્કરના કેટલાએ સેનાપતિઓ તેની પાસે આવી ગયા અને બધાની એકજ પ્રાર્થના હતી કે હજી કશુ બગડયુ નથી હજી પણુ લશ્કરની સરદારી સ્વીકારો અને શત્રુને મારી કહાડો, પરતુ તેણે જવાબ આપ્યો, " તમારો આભાર માનુ છુ પણુ હુ તમારૂ કહ્યુ નથી કરી શકતો મારે આખા ફ્રાન્સના ટેકાની જરૂર છે, પણુ અત્યારે તો અધેર છે અને કોઇને કશી પડી નથી થોડાક સિપાઇઓ લઇને આખા યૂરોપ સામે હુ કેવી રીતે લડી શકુ ?"

મિત્રરાજાઓનુ લશ્કર હવે પારિસથી બે મજલને અતરે આવી પહોચ્યુ હતુ તેમની તોપોના ધડાકા નેપોલિયનને કાને પડતા તેનો આત્મા સળગી ઉઠયો તેની તમામ શકિતઓ પ્રચડ સ્વરૂપમાં જાગૃત થઇ ગઇ જનરલ બેકરને બોલાવીને તેણે કહ્યુ —

" શત્રુસૈન્ય કાલે સવારે પારિસના દરવાજા આગળ ઉભુ રહેશે. અત્યારના રાજ્યતત્રને ખરી વસ્તુસ્થિતિ કેમ સૂઝતી નહિ હોય ? મિત્રરાજાઓના બેવચનીપણા વિષે જેને શક હોય તે કાં તો નામર્દ કે કા તો દેશદ્રોહી હોવો જોઇએ ફ્રાન્સનો રાજ્યભાર પોતાને માથે તાણી લેનારાઓને પોતાના કામની કશી આવડત નથી મૂર્ખાઓ બધુએ ગુમાવશે ! કામચલાઉ કારોબારી મડળને મારા વતી જઇને કહો કે મને લશ્કરનો સેનાપતિ નીમે તેમને સમજાવો કે મારે ફરીથી રાજસત્તા નથી લેવી, મારે તો શત્રુને હાર ખવડાવવી છે અને એકવાર તેનુ બળ નરમ પાડીને તેની પાસે વધારે ઉદાર શરતો કરાવી લેવી છે એટલુ થયા પછી હુ વચને બધાઉ છુ કે હુ શાંતિથી ફ્રાન્સ બહાર ચાલ્યો જઇશ "

જનરલ બેકરે જઈને આ વાત સમજાવી ઉદાર કાનોને તે ગળે ઉતરી પણુ ફ્રોશ જેના કાવત્રાંની પૂર્ણાહુતિ હવે થવા આવી હતી તેણે એવો વાધો ઉઠાવ્યો કે નેપોલિયનજ લડાઇનુ કારણુ છે એને સેનાપતિની જગ્યાએ જોઇને શત્રુઓ પાછા વધારે ખીજવાશે અને સુલેહને માટે વધારે આકરી શરતો બતાવશે, અને જો એ

જીતશે તો એની જીતવડેજ પાછો રાજા થઇ જવાનો

નેપોલિયનની દબાઇ ગયેલી શક્તિઓ પાછી પૂર ભભકામાં ઝળકી નીકળી તેને આશા હતી કે કારોબારી મંડળને ગળે પાણી આવી ગયા છે એટલે મારી સેવા સ્વીકારશે બ્લૂચર અને વેલિંગ્ટન, પોતાની સામે લડનાર કોઈ નહિ હોવાથી બેપરવાઇથી ચાલ્યા આવે છે તેમના ઉપર એકાએક વ ટોળીઆની માફક તૂટી પડીશ અને વૉટર્લુની અપકીર્તિ ધોઇ નાખીશ લડાઇનો પોશાક પહેરીને તે તૈયાર થઇ ગયો પણ એટલામાંજ જનરલ બેકર જવાબ લાવ્યો કે તેમણે નેપોલિયનની સેવાનો વિવેકથી પરંતુ દૃઢતાથી અસ્વીકાર કર્યો છે તેણે આ સમાચાર જરા પણ ક્ષોભ વગર સાંભળ્યા અને પછી શાંતિથી બોલ્યો —

"બહુ સારૂં તેઓ પસ્તાવાના છે ચાલો, આપણે જવાની તૈયારી કરીએ" પછી એકાંતમાં તેણે એક મિત્રને કહ્યું —

"એ લોકોને સત્તા મેળવવાની ઘેલછા લાગી છે તેઓ જાણે છે કે જો હું મારી જગ્યા પાછી મેળવું તો એ બધાએ મારા પડછાયા જેવા બની જાય તેઓ પોતાના ખોટા મિથ્યાભિમાનને તૃપ્ત કરવા મને અને સ્વદેશને બેઉને હોમી દે છે પણ યાદ રાખજો, તેમને પાઘડી ઉતારીને લૂઇને પાછો ગાદીએ બેસાડવો પડશે"

વળી પાકો મનમાં કાંઇક નિશ્ચય કરી દીધો હોય તેમ તે બોલ્યો —

"જો તમારા પાંચ * શહેનશાહો મને દેશનું રક્ષણ નહિ કરવા દે તો હું તેમની રજા વગર પણ ચલાવી લઇશ. હું જઇને મારૂં મો બતાવું એટલીજ વાર લશ્કર અને પ્રજા મને બીજી વાર પોતાને પરાધીનતામાથી છોડવનાર ગણીને આવકાર દેશે"

પેલા મિત્રે કહ્યું, "મને તેમાં કાંઈ શક નથી, પણ બેઉ સભાઓ આપની વિરુદ્ધ ઠરાવ કરશે—કદાચ આપને કાયદાના રક્ષણની બહાર પણ મૂકી દે, અને એમ કરતાએ આપને નસીબે યારી ન આપી અને સૈન્ય બહાદુરીની કમાલ કરી બતાવતાં છતા શત્રુની મોટી સંખ્યાને લીધે હારી ગયું તો પછી આપનું અને ફ્રાન્સનું શું થાય? મદોન્મત્ત શત્રુ કેર વર્તાવે અને આપના દેશના સદાના વિનાશના આપ કારણ થઇ પડવા માટે આપને કદાચ પસ્તાવું પડે"

થોડીવાર સુધી કાંઈ પણ બોલ્યા વગર તે ઉંડા વિચારમાં પડી ગયો અનેક વ્યક્તિઓનાં હિત કેટલા જોખમમાં આવી પડે તેના ચિંતનમાં તેનો આત્મા ધ્યાનમગ્ન બની ગયો. પછી તેણે કહ્યું, "તમારૂં કહેવું ખરૂં છે, સભા, સૈન્ય અને પ્રજા એ ત્રણના નિમંત્રણ વગર આવી ભારે જવાબદારી મારા માથા ઉપર લેવાની જરૂર નથી"

એવામાં તેનો એક પરમ ભક્ત ત્યાં આવી પહોંચ્યો તેણે કહ્યું કે શત્રુઓનું

* કારોબારી મંડળના પાંચ સભાસદો

લશ્કર પારિસની નજીક આવી પહોચ્યુ છે અને અહિ રહેવુ શહેનશાહને માટે સલામતી ભરેલુ નથી નેપોલિયન કહે "હુ તો આજેજ અહિથી ઉપડી જવાનો છુ મને ફ્રાન્સ-નો, પારિસનો અને મારો પોતાનો હવે કટાળો આવી ગયો છે "

નવા આવનારે પૂછ્યુ, " આપ કયા દેશમા જવા ધારો છો ? "

નેપોલિયને જવાબ આપ્યો, " સાચી વાત તો એ છે કે મારો માર્ગ વિઘ્નથી ભરેલો છે પણ નસીબ અનુકૂળ થાય તો હું અમેરિકાના સયુક્ત રાજ્યોમા જવા ધારૂ છુ ત્યાની સરકાર મને જમીન આપશે, અથવા તો હુ ખરીદી લઇશ અને ખેતી કરીશ. "

"પણ ઇગ્લડ આપને નિરાતે ખેતી નહિ કરવા દે આપનાથી તે ડરતુ આવ્યુ છે જ્યાં સુધી આપ છૂટા હો અગર જીવતા હો ત્યાસુધી તેને ડર રહેવાનોજ વળી અમેરિકાના લોકો આપને ચહાય છે, આપના ગુણની સ્તુતિ કરે છે આપ કદાચ તેમને ઇગ્લડની સામે ઉશ્કેરો " નેપોલિયને કહ્યુ, " અગ્રેજો સારી પેઠે જાણે છે કે અમેરિકનો પોતાના દેશની સ્વતત્રતા જાળવવા મરવુ પડે તો મરવાને પણ તૈયાર છે પણ તેઓ પરદેશમા જઈને લડાઇ લડે એવા નથી અગ્રેજોને ચિતા ઉપજાવ એવી તેમની હજી સ્થિતિ પણ નથી ભવિષ્યમા તેઓ ઈગ્લડે સમુદ્રના અધિકારની બાબતમા કરેલા અન્યાયની શિક્ષા તેને કરી શકે ખરા એવો વખત નજીકમા આવે એવુ કરવાનાં મારી પાસે સાધન પણ હતા, પણ હવે તે વખત દૂર ગયો છે અમેરિ-કનો બહુ ધીમી પ્રગતિ કરે છે "

" આપ કહો છો તે કબૂલ કરીએ તોપણ આપ તે સયુક્ત રાજ્યોમા છો એટલા કારણથી પણ યૂરોપના રાજાઓને તેમની સામે લડવાનુ બહાનુ મળશે તેઓ તમને તેમના હાથમા સોપી દેવાની અથવા તો તેમના પ્રદેશમાથી કહાડી મૂકવાની ફરજ પાડશે "

" ત્યારે હુ મેકિસકો, કેલિફોર્નિયા, ગમે તે રાજ્યમા જઇશ, દેશે દેશ અને દરિયે દરિયે ભટકીશ "

" પણ આપ એમ માનો છો કે આપ હમેશાં એમની જાળમાથી, એમના વહાણના પહેરામાથી બચી શકશો ? "

" નહિ બચુ તો મને પકડશે ઇગ્લડની સરકાર તો ઉદાર નથીજ પણ ત્યાની પ્રજા ઉચ્ચ આદર્શવાળી છે મારો તેઓ ઠીક સતકાર કરશે. પણ નહિ તો હુ કરૂ-એ શુ ' મને વેલિગ્ટન બચ્ચાની માફક બધાને બતાવવા, તેની ફ્નેહની શોભા વધારવા પકડીને લડન લઈ જાય તે તમને પસદ પડે ' મારે માટે એકજ માર્ગ છે કે અહિથી ચાલ્યા જવુ બાકીનુ પ્રારબ્ધ કરી લેશે જેઓ મારાથી ડરે છે તેમને હું ભયમુક્ત કરૂ છુ ' એમ કહીને હેનીબાલની માફક હુ પણ આપઘાત કરી

શકું છું, પણ હું માનું છું કે નબળા મનના અને અધમ આત્માઓજ એ કામ કરી શકે મારા ઉપર ગમે તેવી આફત પડે તોપણ હું મારા આયુષ્યને એક પળવાર પણ ઓછું નહિ કરૂં ”

જંગલી બ્લૂચર જ્યાં જ્યાં ગયો ત્યાં લોકો ઉપર લૂટફાટ અને પાયમાલી વરસાવવા લાગ્યો તે ખુલ્લું બોલતો કે જો નેપોલિયન મારા હાથમાં આવે તો બેઉ સૈન્યના દેખતાં હું મારે હાથે તેને ફાંસી દઉં વેલિંગ્ટનને તેના રાની મિત્રની ધમકી અને વર્તણુકની શરમ આવતી

જનરલ બેકર જેને નેપોલિયન ઉપર નજર રાખવા મૂક્યો હતો તે તેનો એવો પરમ ભક્ત બન્યો હતો કે તેની સલામતીમાટે તેણે જોઇતી તજવીજ કરી રાખી હતી મધ્ય રાત્રે કેટલાક મિત્રો પારિસથી આવ્યા. તેમણે ખબર આપી કે મિત્રરાજાઓએ નેપોલિયનને પાસપૉર્ટ આપવાની ના પાડી છે અને હવે નાસવાનો પણ ભાગ્યેજ વખત રહ્યો છે નેપોલિયને આ સમાચાર જરા પણ ચિત્તના ક્ષોભ વગર શાંતિથી સાંભળ્યા





# प्रकरण ६८ मुं–शहेनशाह केदी बन्यो



જુનની ૨૯ મી તારીખની સવાર પડી શહેનશાહ ચિતા અને શોકથી સતપ્ત બનીને બેઠો હતો. હૉર્ટેન્સ કે જે પ્રેમ અને ભક્તિમા તેની ભલી માતાની બરાબરી કરે એવી હતી અને જેણે રડી રડીને આખો અને મોં સુજાવી દીધાં હતાં, તે પોતાના દુખી પિતાના દુખમા દિલાસો આપવા એક દીકરીથી જે કાંઈ થઇ શકે તે સઘળુજ કરવા ચૂકી ન હતી થોડાક ખરેખરા ચૂસ્ત સ્નેહીઓ જેઓ નેપોલિયનને અટળ ભક્તિથી વળગી રહી તેના ઉપર આવી પડનારા તમામ દુખો અને મુશીબતો સહન કરવાને તૈયાર હતા તેઓ મ્લાન વદને તેની નજીક બેઠા હતા તે પોતે ઝડપથી કઇક લખી રહ્યો હતો. એવામા કૅાલેનકૅાર્ટ આવ્યો. હજારો આભારના સ્મરણોથી તેને અત્યત પ્રિય થઈ પડેલા મિત્રને જોતાં તેણે કલમ હેઠે મૂકીને કહ્યુ —

"કૅાલેનકૅાર્ટ ! આજે દુખના પ્યાલાનુ છેલ્લુ ટીપુ પણ પી લીધુ લશ્કરની સરદારી લઇને શત્રુની સાથે લડવા માટેજ મે જવાનુ માંડી વાળ્યુ હતુ શત્રુને મારી હઠાવવામા મદદ કરવાનોજ મારી ઇચ્છા હતી મે શહેનશાહત તો ઘણી ભોગવી લીધી હવે હુ ધરાઈ ગયો છુ–કટાળી ગયો છુ મારે હવે તે નહિ જોઇએ હુ રાજા મટી ગયો પણ સિપાઇ મટી ગયો છુ ? શત્રુની તોપો સાભળીને અને મારૂ સૈન્ય સેનાપતિ વગરનુ છે તથા વગર લડયે તેમના પગાજયનુ કલક આવે છે એ વિચારથી મારૂ લોહી ઉકળી આવ્યુ મારે માત્ર મારા સૈનિકોની સાથે આબરૂભેર મરવુ હતુ, પણ દેશદ્રોહીઓએ કાવત્રુ કરી મારી મદદની અવગણના કરી, ફ્રાન્સને તેના શત્રુઓના હાથમાં વેચી દીધુ ત્રણ કરોડની પ્રજા આજે જરા પણ લડયા વગર પોતાના દુશ્મનને માથુ નમાવે છે આવો શરમભરેલો બનાવ ફ્રાન્સના ઇતિહાસમા આ પહેલોજ છે "

" મારૂ બહાદુર લશ્કર–મારા તરફ તેમણે બતાવેલા પ્રેમને માટે વૅાટર્લુ આગળ મારા દુશ્મનો સામે લડવા માટે તેમને ખમવુ પડશે અરે ! વૅાટર્લુ શબ્દની

સાથે કેટલાં દુઃખદ સંસ્મરણો અત્યારે તાજાં થઇ જાય છે ! અરે ! તમને બધાને તેઓ રંજાડશે બસ, હવે બધું પતી ગયું કૉલેનકૉર્ટ, હું તો થોડા દિવસમાં ફ્રાન્સ છોડીને અમેરિકા ચાલ્યો જઇશ, અને ત્યાંજ સ્થિર થઇ જઇશ. થોડાજ વખતમાં ત્યાં મારે ઘેર મારા સૈન્યના ચુનંદા હીરાઓ એક પછી એક આવી જશે, અને સૌ મારા ઘરને પોતાનું ઘર માનીને રહેશે ”

એટલામાં બારણા આગળ ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો તેમને સૌને લઇ જવાને ગાડીઓ આવી પહોંચી નેપોલિયનના મુખમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળી ગયો અને થોડી વારસુધી તો તેનું હૃદય વલોવાઇ ગયું. કૉલેનકૉર્ટનો હાથ પોતાના હાથમાં લઇ, શબ્દથી નહિ દર્શાવી શકાય એવા પ્રેમથી તેની તરફ તે પળવાર જોઇ રહ્યો તે શહેનશાહી રૂવાબનો માણસ આજે પ્રેમ અને શોકથી વિહ્વલ બની ગયો હતો અને ભારે પ્રયત્નથી દબાવી રાખ્યા છતાં તેની આંખમાં વારેવારે આંસુ ભરાઇ આવતાં હતાં

પછી તે હૉર્ટેન્સને ભેટયો તે બિચારી શોકથી વ્યાકુલ બની ગઇ હતી ત્યાર પછી બીજા મિત્રો જેમને તે આ જિંદગીમાં કદિ પણ મળવાનો ન હતો તેમની તેણે વિદાય લીધી. જે બગીચામાં તેણે પ્રિય જોસેફાઇન સાથે કેટલાએ સુખમય કલાક પસાર કર્યા હતા, ત્યાં આગળ તે એક ક્ષણવાર થોભ્યો અને એ અતિ પ્યારા સ્થાન તરફ એક નજર કરી લીધી તેને તે વખતે સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે સેન્ટ હેલેનાના ઉજ્જડ ખડક ઉપર એક ભાગુતૂટું ઝુંપડું જ હવે તેનું કેદખાનું અને કબર બનવાનું છે !

એક ગાડીમાં શહેનશાહ, જનરલ બેકર સેવરી અને કાઉન્ટ બર્ટ્રેન્ડ બેઠા તેની પાછળ બર્ટ્રેન્ડની સ્ત્રી અને તેના છોકરાં, મોન્થોલન, તેની સ્ત્રી અને છોકરૂં લાકાસાસ તથા પદભ્રષ્ટ થએલા રાજાના દુઃખના ભાગીદાર થવા આવેલા બીજા માણસોની ગાડીઓ, એટલો રસાલો હતો પારિસથી રૉચફૉર્ટ ત્રણસે માઇલ દૂર હતું તેમને ધાસ્તી હતી કે રસ્તામાં કદાચ નેપોલિયનનું ખૂન કરવાનો દુશ્મનો પ્રયત્ન કરે તેથી તેમણે છુપી રીતે હથીઆર પણ સાથે આણ્યાં હતા શહેનશાહને પોતાને તો કાંઈજ લાગતું ન હોય એવો તેનો દેખાવ હતો

૧ લી જુલાઇએ સમી સાંજે તે નીઓર શહેરમાં દાખલ થયો તેને કેટલાકે ઓળખ્યો એટલે તેના આવ્યાની વાત શહેરમાં ફેલાઈ ગઇ “શહેનશાહ ઘણું જીવો” ની ગર્જનાઓ સંભળાવા લાગી અને તેના મુકામની આસપાસ લોકોનું મોટું ટોળું એકઠું થઇ ગયું લશ્કરના તથા બીજા ખાતાના અમલદારોથી તેનો ઓરડો ભરાઇ ગયો અહિ તેને સમાચાર મળ્યા કે રૉચફૉર્ટ આગળ તેને માટે જે બે વહાણ તૈયાર રાખ્યા છે તેને ઈંગ્લંડના વહાણોએ ઘેરી લીધાં છે તેથી તેમનાથી બંદર

છોડાય એમ નથી આ વખતે તેની સ્થિતિ સૌથી વધારે ગુચવણભરેલી હતી. એક બાજુએ તેનો જવાનો માર્ગ રૂધી લઇ તેને વાસ્તવિકરીતે કેદી બનાવવામાં આવ્યો હતો, ત્યારે બીજી બાજુએ કેટલાએ લશ્કરી અમલદારો અને લોકનાયકો તેને વિનવી રહ્યા હતા કે આપ સૈન્યની સરદારી લો અને જુઓ કે એકેએક સિપાઈ અને જનતા આપને અટળ ભક્તિથી સહાય આપે છે કે નહિ.

હજી પણ તે ધારત તો આખા ફ્રાન્સને ઉશ્કેરીને એવુ બળ જમાવત કે તેને હરાવતા ઘણા લાંબા સમય સુધી મિત્રરાજાઓને ખૂનખાર લડાઇઓ લડવી પડત, અને તેનુ એટલુ બળ જોયા પછી તેઓ તેને સહીસલામત જગ્યાએ માનભેર રહેવા દેત, પણ પોતાની સલામતીમાટે એક પણ માણસના જાનની ખુવારી નથી કરવી એવા ઉદાર નિશ્ચયને તે અતસુધી વળગી રહ્યો

જનરલ બેકરે પારિસ ખબર આપી કે રૉશફૉર્ટનુ બદર ઘેરાયલુ છે અને નેપોલિયન એક સેનાપતિ તરીકે દેશને ઉપયોગી થવા ખુશી છે તેને એવી આશા હતી કે છેલ્લી ઘડીએ પણ બેઉ સભાઓ તેની મદદ સ્વીકારશે પણ ફોશનો જવાબ આવ્યો કે "નેપોલિયને વહાણમાં બેસવુજ પડશે જો તે ન બેસે તો તમે (જનરલ બેકર) તમારી સત્તાનો ઉપયોગ કરીને પણ તેને વહાણમાં ચડાવી દેજો. એમણે સેવા કરવાની ઇચ્છા બતાવી તેના સબધમા જણાવવાનુ કે અમારી ફ્રાન્સપ્રત્યેની ફરજ વિચારતાં અને પાડોશી રાજાઓને આપેલાં વચનો જોતા અમે તેનો લાભ લઈ શકતા નથી "

ફોશ નેપોલિયનને કેદ પકડીને તેના શત્રુઓના હાથમાં સોંપવાને માટેજ કાવત્રુ કરી રહ્યો હતો એ હવે પૂરવાર થઈ ચૂક્યુ તે જાણતો હતો કે જ્યાસુધી નેપોલિયનને પાછો બોલાવવાનો લેશ માત્ર પણ સભવ છે ત્યાંસુધી મિત્રરાજ્યોના અગણિત સૈન્ય હોવા છતા બુર્બોન રાજાઓને ગાદી મળવાનો સભવ નથી તેથી નેપોલિયન તેના શત્રુઓનો કેદી બને એવીજ પેરવી તે કર્યા કરતો હતો પારિસમાં શત્રુસૈન્ય દાખલ થાય ત્યાંસુધી તો તેને કેદ પકડવાની તેની હિમત ન ચાલી, ત્યાર પાસપૉર્ટ મેળવવાને બહાને તેણે થોડા દિવસ ગુમાવ્યા અને પછી જયારે રૉશફૉર્ટનુ બદર પણ અગ્રેજોનાં વહાણથી બરાબર ઘેરાઈ ગયુ ત્યારે તેને વહાણમાં ચડવાની તે ફરજ પાડવા લાગ્યો નેપોલિયન વહાણમાં કેદ પકડાય તો ત્યાં લોકો ન હોવાથી લોકલાગણી ઉશ્કેરાય નહિ આવી ફોશની યુક્તિ હતી

જુલાઈની નવમી તારીખે નેપોલિયને પોતાને વળાવવા આવેલા મિત્રોની રજા લીધી બદરના કાંઠા ઉપર ચોધાર આસુએ રડતાં અને " શહેનશાહ ઘણુ જીવો " ના પોકાર કરી ચીરાતા જિગરના ભાવ વ્યક્ત કરતાં માણસોનાં ટોળા એકઠાં થયાં હતા તેમને સૌને છેલ્લી સલામ કરી તે પોતાને માટે રાહ જોતા એક વહાણમાં

બેઠો, અને રાત્રિ વહાણમાજ ગાળી તેનાં વહાણ ઉપરનો જાપતો ચાલુજ હતો છતાં તેને આશા હતી કે હવે પોતે નિવૃત્ત થઇ સયુક્ત રાજ્યોમા રહેવા જાય છે તેથી અને તેણે કરેલા સ્વાર્પણથી તેના શત્રુઓનાં દિલ પલળશે અને તેને હવે હેરાન નહિ કરે.

તેણે બે દિવસ વહાણમાં પસાર કર્યા ફ્રાન્સની ભૂમિ સાથે આ તેનો છેલ્લો સબધ હતો ફ્રાન્સના નાવિકો, અમલદારો તથા લોકોએ તેને માન આપીને સાબીત કરી બતાવ્યુ કે તે દેશનિકાલ થએલો છતાં ફ્રાન્સના હૃદય ઉપરનુ તેનું રાજ્ય હજી કાયમજ રહ્યુ છે ૧૧ મી તારીખે તેણે પોતાના બે અનુયાયીઓને સુલેહનો સફેદ વાવટો આપીને ઇંગ્લડના કાફલાના સેનાપતિ પાસે મોકલ્યા અને તેમની મારફતે પૂછાવ્યુ કે શહેનશાહ ફ્રાન્સના કે કોઇ તટસ્થ રાજ્યના વહાણમાં બેસીને અમેરિકા જાય તો જવા દેશો નહિ તેઓ અગ્રેજ નાવિક કેપ્ટન મેટલેન્ડને મળ્યા તેણે કહ્યુ કે મને તો આ બદરમાથી પસાર થતા કોઇપણ વહાણને પકડવાનો હુકમ મળેલો છે.

પછી તેમણે પૂછ્યુ કે જો શહેનશાહ પોતાના સોબતીઓ સાથે ઇંગ્લડ આવવાનો વિચાર કરે તો તમે તેમને તમારા વહાણમા બેસાડી લેશો ? કેપ્ટન મેટલેન્ડે સરળતાથી અને પ્રામાણિકપણે જવાબ આપ્યો કે હુ હમણાજ મારા ઉપરી અમલદારને પૂછાવુ છુ દરમ્યાન જો શહેનશાહની મારા વહાણમા આવવાની મરજી હશે તો હું મારી પોતાની જવાબદારી ઉપર તેમને લેવા તૈયાર છુ

નેપોલિયને આ વાત ઉપર થોડીવાર વિચાર કરી જોયો અને પછી નિશ્ચય કર્યો કે ઇંગ્લડના વહાણ જો રોકે તોપણ તેમની સામે લડીને રસ્તો કરી લેવો. આ ઠરાવ કરીને તેણે પોતાના વહાણના નાખુદાને વહાણ હકારવાની આજ્ઞા કરી, પણ તેણે જવાબ આપ્યો કે મારે વહાણ નહિજ હકારવુ એવો મને સરકારી હુકમ મળેલો છે નેપોલિયન કહે " મારો અતરાત્મા મને આજ વાત કહ્યા કરતો હતો; પણ હું તે ખોટુ સમજતો હતો ફ્રેંચ કેવો અધમ ચાડાળ છે તે જોયું ? "

એટલામા તેના બીજા વહાણનો નાખુદો હાજર થયો શહેનશાહની સલામતી આગળ બીજી બધી બાબતોનો વિચાર બાજુએ મૂકી તેણે પ્રાર્થના કરી કે આપ મને રજા આપો તો હુ ઇંગ્લડના વહાણ સાથે દ્વદ્વયુદ્ધ ખેલું મારૂં વહાણ ૬૦ તોપનુ છે અને તે ૭૪ તોપનુ છે તોપણ તેની સામે હુ બે કલાક તો ટકી રહીશ અને મારૂ વહાણ ભાગી જાય તે પહેલાં હુ ઇંગ્લડના વહાણને એવુ નકામુ બનાવી દઇશ કે તે આપના વહાણને પકડીજ નહિ શકે નેપોલિયનના મોંમાંથી એક શબ્દ નીકળ્યો હોત તો તેજ વખતે પેલો દેશદ્રોહી નાખુદો દરીયાના તળીએ બેઠો હોત, અને તેનાજ વહાણમાં બેસીને તે પસાર થઇ જાત, પણ પોતાનો જાન બચાવવા બીજાના જાનને જોખમમાં મૂકવામાં તે કદી સમત થાયજ નહિ. તેણે નાખુદાનો આભાર માન્યો અને કહ્યુ કે બીજાના ભોગે મારે મારો જાન નથી બચાવવો

ડેન્માર્કના એક વહાણુના નાખુદાએ કહ્યુ કે મારા વહાણુમા આપને લઇ જવા હુ તૈયાર છુ અને મારા વહાણુમાં એવુ છુપુ ભોંયરૂ છે કે આખુ વહાણુ દુશ્મનો જોઇ વળે પણ તે જગ્યાનો પત્તોજ ન લાગે. જોસેફ બોનાપાર્ટે શહેનશાહને માટે બોર્દો બદર આગળથી અમેરિકા ચાલ્યા જવાનો બદોબસ્ત કર્યો હતો અને યોજના એવી હતી કે નેપોલિયને જોસેફનુ નામ ધારણુ કરીને નાસી જવુ અને જોસેફે તેની જગ્યાએ કેદી બનવુ બેઉ ભાઇ દેખાવમા ઘણા મળતા હતા નામ બદલીને કે વેશ બદલીને નાસી જવુ એ તેના દરજ્જાને અને અત્યારસુધીની કીર્તિને કલકિત કરે એવુ હતુ અને વળી પોતાના શિર ઉપરની આફત પોતાના ભાઇ ઉપર નાખવાની નીચ કાયરતા પણ તેના સ્વભાવમા હતી નહિ આથી તેણે એ બેઉ યુક્તિઓને નાપસદ કરી ત્રીજો માર્ગ ફ્રાન્મને કિનારે જઇ ફરીથી એકવાર રાજ્યવિપ્લવનો દાવાનળ સળગાવવાનો હતો. પણ તેણે કહ્યુ કે તેમ કર્યાથી માત્ર એકજ લાભ છે અને તે એ કે હુ મારી અગત સલામતી મેળવી શકુ છુ, પરતુ તેટલા માટે મારા મિત્રોના પ્રાણ જોખમમાં નાખવા, ફ્રાન્મની સુદર ભૂમિને તેના પુત્રોના રુધિરથી ખરડી નાખવી અને તેના હજારો કુટુબોને પાયમાલ કરવા એ હુ કેવી રીતે કબૂલ કરૂ ? કેપ્ટન મેટલેન્ડનો જવાબ આવ્યો કે જો મારા વહાણુમા બેસીને ઇગ્લડ જવાની શહેનશાહની મરજી હોય તો તેમને લઇ જવાની મને મારા ઉપરી અધિકારીએ સત્તા આપી છે આ જવાબ મળ્યા પછી તેણે પોતાના સોબતીઓની સલાહ લીધી ઇગ્લડની આબરૂ અને પરોણાગત ઉપર વિશ્વાસ રાખવાની ઘણાખરાએ સલાહ આપી માત્ર બેજ જણે વિરુદ્ધ મત આપ્યો. તેમણે કહ્યુ કે ઈગ્લડની પ્રજા ઉદાર છે પણ ત્યાનુ પ્રધાનમડળ આપણા સિદ્ધાન્તનુ વૈરી છે અને ઈગ્લડ અને આયર્લેન્ડની પ્રજા આપને સહાય છે તેથી તો આપને ઈગ્લડ રાખતાં પ્રધાનમડળને ઉલટો વધારે ભય લાગશે નેપોલિયને કહ્યુ, “જો ફ્રાન્સને બચાવવાનો જરા પણ સભવ હોત તો હુ એલ્બાથી પાછો આવ્યો તેમ ફરી પાછો ફ્રાન્સ જાઉ, પણ આ તો મારી પોતાનીજ સલામતીનો સવાલ છે જો હું એક પણ બદુકનો બાર કરાવુ તો દુશ્મનો મારા ચારિત્ર્યને દૂષિત કરવામાં ફાવી જાય મારે તો હવે નિરાંતે બેસીજ રહેવુ છે અને ઇગ્લડમાં મને એકાત નિવાસસ્થાન આપવામા આવે છે હુ ત્યાના *યુવરાજને નથી ઓળખતો, પણ મે તેને વિષે જે કાઇ સાભળ્યુ છે તે ઉપરથી તેની ઉદારતા ઉપર હુ વિશ્વાસ મૂકી શકુ છુ. આજે હુ તેને પત્ર લખુ છુ અને કાલે સવાર થતાજ આપણે ઇગ્લડના વહાણુમા ચાલ્યા જઇશુ ”

તેણે તરતજ ઇગ્લડના યુવરાજને પત્ર લખવા માંડયો અને શબ્દની પસદગી કે

*રાજા જ્યૉર્જ ત્રીજો ગાંડો થઇ જવાથી તેની હયાતીમાં તેનો પુત્ર રાજપ્રતિનિધિ નિમાયો હતો તે

વિચારની ગોઠવણીને માટે એક પળવાર પણ થોભ્યા વગર તે લખ્યોજ ગયો એ પત્ર તેની પ્રૌઢ, પ્રશાન્ત અને શોકપૂર્ણ શૈલીનો નમુનો છે અને સર્વત્ર વખણાયો કે

"નામદાર યુવરાજ ! મારા દેશમાં અનેક રાજકીય પક્ષ પડી જવાથી અને આખા યૂરોપના રાજાઓની મારાપ્રત્યે દુશ્મનાવટ હોવાથી મે મારા રાજનૈતિક જીવનને ખતમ કર્યું છે, અને હુ અગ્રેજોનો અતિથિ થવા ઇગ્લડ આવુ છુ મારા સર્વ શત્રુઓમા આપને સૌથી વધારે બળવાન, સૌથી વધારે ઉદાર અને સૌથી વધારે એકવચની માનીને હુ આપની માગણીને ઇગ્લડના કાયદાનું રક્ષણ માગુ છુ "

સાંજ પડયા પછી ત્યા ફ્રાન્સના નૌકાખાનાના ઘણા અમલદારો આવીને કહેવા લાગ્યા કે રાત્રિને વખતે કિનારે કિનારે ઘણે દૂર નીકળી જવાશે અને ઇગ્લડની સરકાર ઉપર ભરોસો ન મૂકો આબરૂ અને ઉદારતાની તેની પાસેથી આશા રાખવીજ ફોકટ છે એવામા જનરલ બેકર દોડતો આવ્યો તેણે કહ્યુ કે શહેનશાહને કેદ પકડવા માટે બુર્બોન રાજાએ મોકલેલા અમલદારો રોચફૉર્ટ સુધી આવી પહોચ્યા છે આ સાભળતાજ તેણે કપડા પહેર્યા અને એક મછવામા બેસી ઇગ્લડના બેલેરોફોન વહાણ તરફ ચાલવા માંડયુ

તેની નજીક પહોચતાજ વહાણના ખલાસીઓ, અમલદારો તથા નાખુદાએ તેને પદવી, કીર્તિ અને હાલની પડતીને યોગ્ય વિવેકપૂર્વક માન આપ્યુ તેણે નાખુદાને કહ્યુ, "કેપ્ટન મેટલેન્ડ ! હુ તમારા વહાણમા ઇગ્લડના કાયદાનું રક્ષણ લેવા આવ્યો છુ." એના ઉત્તરમા તેણે નીચા વળીને નમન કર્યું પછી વહાણના બીજા અમલદારો તેને એક પછી એક આવી આવીને નમન કરી ગયા સઢ છૂટયા અને વહાણ ઇગ્લડ તરફ હકારાયુ સાજના એક બીજુ ઇગ્લડનુ વહાણ તેમને રસ્તામા મળ્યુ તેના નાખુદાએ આવીને નેપોલિયનને વદન કર્યું અને પોતાના વહાણમાં આવવા નિમત્રણ કર્યું ત્યા તે જતો હતો તે વખતે તેને માન આપવા ખલાસીઓ હારબધ ગોઠવાઇને ઉભા હતા તે ઉભો રહ્યો અને કવાયતના હુકમ આપવા લાગ્યો તેમની અને ફ્રેન્ચ સિપાઇઓની કવાયતની ઢબમા ફેરફાર જોઇ તેણે એક ખલાસીના હાથમાથી પોતાને હાથે બદુક લઇને તેણે પોતે કવાયત કરી બતાવી પ્રજાસત્તાક રાજ્યની ભાવનાવાળા શહેનશાહને સિપાઇની માફક કવાયત કરતો જોઇ અગ્રેજ ખલાસીઓ અને અમલદારો ચકિત થઈ ગયા

બેલેરોફોનને ઇગ્લડને કિનારે પહોંચતાં નવ દિવસ થઇ ગયા દરમ્યાન નેપોલિયને સૌનુ ચિત્ત હરી લીધુ તેના મન ઉપરથી પણ ચિંતાનો ભારે બોજો ઉતરી જવાથી તે પોતે પાછો આનદી બનવા લાગ્યો હતો, અને વિવેકભર્યો સત્કાર મળવાથી તેના મનમાંથી વહેમ પણ નીકળી ગયો હતો આખે રસ્તે તે શાત ખુશનુમા રહ્યો હતો અને ઉલટો તેના મિત્રોને દિલાસો આપતો હતો તેણે કેપ્ટન મેટલેન્ડને પોતાની

સ્ત્રી અને પુત્રની છબી બતાવી અને જે તેને અત્યંત વહાલા હતા તેમનો વિયોગ સાંભરતા તે પ્રેમાળ પતિ અને પિતાની આંખમાંથી આંસુ નીકળી પડયા

રસ્તામાં વહાણના બધા અમલદારો તથા ખલાસીઓ નેપોલિયનને તેના પોતાના અનુયાયીઓની માફક સંબોધવા લાગ્યા તે બહાર આવતો એટલે સૌ ઉભા થઇને ટોપી ઉતારતા અને તેને "આપ નામદાર" કહીને સંબોધતા જુલાઇની ૨૫ મી તારીખે તેઓ ઇંગ્લંડના ટોર્મે બંદર આગળ આવી પહોંચ્યા વહાણમાં શહેનશાહ નેપોલિયન છે એ વાતની જાણ થતાંજ જેની કીર્તિ આખા જગતમાં ગાજી રહી હતી તેનું દર્શન કરવાને આતુર બનેલા જૂદી જૂદી શ્રેણીના સ્ત્રીપુરુષોથી ભરેલી હોડીઓથી બંદરનો ઉપસાગર ભરાઈ ગયો તેઓના આગ્રહને વશ થઈને નેપોલિયન તેમને દર્શન આપવા કેટલીએકવાર તુતકપર આવી ગયો એક ગૃહસ્થે તેને ફળના કંડીઆ મોકલાવ્યા અંગ્રેજ મહિલાઓએ રૂમાલ હલાવીને તેમના દિલની સહાનુભૂતિ દર્શાવી

ઍડમિરલ કીથ જે થોડાક માઇલ દૂર પ્લીમથ બંદરે હતો તેણે કૅપ્ટન મેટલેન્ડને કહેવડાવ્યું કે "શહેનશાહને કહેજો કે હું તેમની સાથે ઓળખાણ કરીને કૃતાર્થ થઈશ અને તેમની મરજી સાચવવાને મારાથી બનતું કરીશ મારો ભત્રીજો વૉટર્લુની લડાઇમાં ઘાયલ થયા પછી ફ્રેન્ચોના હાથમાં કેદ પકડાયો હતો ત્યારે તેની માયાળુપણે બરદાસ્ત લેવાનો હુકમ તેમણે પોતે આપ્યો હતો એ ઉપકાર હું કદી પણ નહિ ભૂલું"

એજ દિવસે રાત્રે પાછું વહાણ ઉપડયું અને બીજે દિવસે બપોરના પ્લીમથ બંદરે જઇ પહોંચ્યું તરતજ શહેનશાહને તથા તેના સોબતીઓને સમજાઇ ગયું કે વહાણના માણસો આજે તેમની સાથે અગાઉની માફક વર્તતા નથી કૅપ્ટન મેટલેન્ડ પોતે પણ ઘણોજ ઉદાસીન અને વિચાર તથા ચિંતામાં ડૂબી ગએલો જણાતો હતો બેલેરોફોનની આસપાસ સંખ્યાબંધ હથિયારબંધ હોડીઓ ચોકી પહેરો કરવા લાગી, અને નૌકાસૈન્યાધિપતિના પરવાના વગર કોઈને પણ નજીક જવાની મનાઇ થઇ જો ઈંગ્લંડના પ્રધાનમંડળને એવો વહેમ પડી ગયો હોત કે ઇંગ્લંડની પ્રજા બળવો કરવાની છે અને નેપોલિયનને પકડીને તેને પોતાનો રાજા બનાવી દેવાની છે તોપણ તેઓ અત્યારના કરતાં સાવચેતીના વધારે આકરા ઉપાય ન લઇ શક્યા હોત ઈંગ્લંડના કેટલાક રોજીંદાં છાપાઓમાં પ્રકટ થએલી અફવાઓ ઠેઠ વહાણસુધી આવતી કે નેપોલિયનને કેદ કરીને સેન્ટ હેલેનાના ઉજ્જડ, વેરાન ટાપુમાં જન્મકેદની સજા કરીને મોકલી દેવો કે તેને ફ્રાન્સના રાજા અઢારમા લૂઇને સોંપી દેવો કે જે તેના ઉપર લશ્કરી અદાલતમાં કેસ ચલાવીને તેને ગોળાથી મારી નખાવે એ બેમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો તે વિષે પ્રધાનો વિચાર ચલાવતા હતા ડ્યૂક

ઑફ વેલિંગ્ટન, ઈંગ્લંડનો ગર્વિષ્ટ ઉમરાવ,જેણે પોતાના હૃદયમાં વગર કારણે પ્રજાસત્તાક રાજ્યના યશસ્વી રાજાપ્રત્યે અણછાજતો વૈરભાવજ પોષ્યો હતો તેણે પોતાના પત્રોમાં લખ્યુ હતું કે "ભયકર અને ખૂની ઠરાવ ઉપરજ આવજો." * આખરે ડયૂક ઑફ સસેકસની ખરા જીગરની અને દયાભાવથી પ્રેરાયલી દલીલો સાભળ્યા પછી તરતજ અત લાવનારી બદુકની ગોળીથી નહિ મારતા તેને ધીમે ધીમે રીબાવી રીબાવીનેજ મારવાનો ઈંગ્લંડની સરકારે નિશ્ચય કર્યો

ટૉર્બે કરતાં પ્લીમથના બદર ઉપર તો હોડીઓનો અતિશય જમાવ થયા લાગ્યો આસપાસની ત્રીશ ત્રીશ માઇલની વસ્તી નેપોલિયનને જોવા માટે ત્યા એકઠી થવા લાગી તેની મોટાઇને બધા લોકો મનથી પૂજતા હતા અને તે પ્રજાનો પરમ શુભેચ્છક છે એ વાત તેઓ વગર કહ્યે આપોઆપ સમજી જતા હતા, તેથી તેઓ જોસભેર જયઘોષ ઉચ્ચારતા તેના વહાણને ઘેરી વળતા ખુદ ફ્રાન્સમા પણ તેને આના કરતાં વધારે સાચા દિલનુ અભિવદન નહિજ મળ્યુ હોય તેના આવ્યાના સમાચારથી આખુ ઈંગ્લડ ઘેલુ બની ગયુ પ્રધાનોએ તેની નિદા અને બદનક્ષી કરવામા બાકી રાખી ન હતી, તોપણ લશ્કરમાંથી પાછા ફરેલા સિપાઇઓએ તેની દયા અને ઉદારતાની તથા ગરીબ અને જુલમથી દબાઇ ગએલી પ્રજાની વહારે ધાવાની તેની તત્પરતાને લગતી વાતો ઝુપડે ઝુપડે ફેલાવી હતી તે પ્રજાનો નાયક હતો તેથી પ્રજાનો પ્રેમ તેના તરફ સ્વાભાવિકરીતે વળતો હતો કોઈ કોઇવાર તો એક હજાર હોડીઓ તેના વહાણને ઘેરી વળતી તેના વહાણથી ત્રણસો વારને અતરે રહેવાનો સરકારી હુકમ હતો કોઇ કોઈવાર આગળ ધસી જતા લોકોને રોકવા ગોળબાર થઇ કેટલાકના જાન પણ ગયા તોપણ લોકોનો જમાવ કમી થતો નહિ આખરે લોકોનો અતિશય, ઉત્સાહ જોઇને પ્રધાનોને ખરેખરી ધાસ્તીજ લાગી કે લોકો નેપોલિયનને બ્રિટિશ વહાણમાથી અને બ્રિટિશ બદર ઉપરથી જરૂર છોડાવીને લઇ જશે !

શહેનશાહ પોતે તો દૃઢ, વિચારમગ્ન અને શાંત હતો તેના સોબતીઓ અગ્રેજી વર્તમાન પત્રોની અફવાઓ સાંભળીને ઘણાજ ગભરાઇ ગયા હતા આખરે જુલાઈની ત્રીસમી તારીખે સાજે ઍડમિરલ કીથ અને ઇગ્લડનો ઉપમત્રી તેની પાસે આવ્યા અને એક કાગળના કકડાપર લખેલુ વગર સહીનુ લખાણ જેમા નીચેની કાયદા વિરુદ્ધ અને નીચ હકીકત હતી તે વાચી બતાવ્યુ —

× "બ્રિટિશ સરકારે કરેલો ઠરાવ જનરલ બોનાપાર્ટને વગર વિલબે જણા-

---

* ૧૮૧૫ ના જુલાઇ માસના "ટાઇમ્સ" પત્રના ૨૪ મી અને ૨૫ મીના અકો જોતા આ વાતની સાબિતી મળી આવે છે

× ફ્રાન્સની ગાદી ઉપર અગીઆર વર્ષ સુધી બેસનાર ચક્રવર્તી નેપોલિયનને

વ્યાથી તેને પોતાને કદાચ સગવડભરેલુ થઇ પડે માટે તેને વાકેફ કરજો કે અમારા દેશ તરફની અને અમારા મહારાજાના મિત્રરાજાઓપ્રત્યેની ફરજ વિચારતા જનરલ બોનાપાર્ટ બીજીવાર યૂરોપની શાંતિનો ભગ કરે એવાં સાધનો અમે તેની પાસે રહેવા દઇ શકતા નથી આ હેતુ સિદ્ધ કરવા માટે તેની અગત સ્વતત્રતા ઉપર દબાણુ કર્યા વગર અમને ચાલે તેમ નથી તેના હવે પછીના રહેઠાણુ માટે સેન્ટ હેલેનાનો ટાપુ પસદ કરવામાં આવ્યો છે તેના હવાપાણી સારાં છે અને તે એવી જગ્યાએ આવેલો છે કે બીજી જગ્યા કરતા ત્યા તેને વધારે છૂટછાટ આપી શકાય એમ છે, કારણુ કે એ જ્યાં રહે ત્યાં તેને સાચવી રાખવાને સાવચેતીના ઉપાય લીધા વિના ચાલે એમજ નથી ”

તેને સેન્ટ હેલેના પહોચાડી આવવાનો સર જ્યોર્જ કોકબર્નને હુકમ થયો હતો તેને સાફ કહેવામાં આવ્યુ હતુ કે નેપોલયનને કદી પણુ શહેનશાહ તરીકે ન ઓળખવો પણુ જ્યારે જરૂર પડે ત્યારે જનરલ શબ્દજ તેના નામ આગળ લગાડવો તેની પેટીઓ, કપડાં, નાણાં, દાગીના, હુડીઓ જે કાંઇ તેની પાસે હોય તેની ઝડતી લઇને ઇંગ્લિડના પ્રધાનમડળને એ તમામ ચીજો સોંપી દેવી અને તેઓ આ વસ્તુઓ વેચશે અને તેના વ્યાજમાંથી તેના કેદખાનાનો ખર્ચ વસુલ કરશે

આ પ્રમાણે ઇંગ્લડના ન્યાય અને કાયદાને લાત મારીને ઇગ્લડના પ્રધાનોએ એક અતિ પ્રસિદ્ધ અને માનનીય વિદેશીને વગર આરોપે, વગર તપાસે જન્મકેદની શિક્ષા કરી આ કૃત્ય કેટલુ ગેરકાયદે છે તે પ્રધાનો સારી પેઠે જાણુતા હોવાથી એ કાગળ ઉપર સહી કરવાની પણુ તેમની હિમત ચાલી ન હતી નેપોલિયને આ અતિ નીચ લખાણુ વચાયુ તે લેશમાત્ર પણુ ઉશ્કેરાયા વગર ગભીર શાતિથી સાભળ્યા કર્યું તેણે પોતાની મનોવૃત્તિ ઉપર ભારે કાબુ મેળવ્યો હતો કાગળ વચાઇ રહ્યા પછી તેણે નમ્ર અને શાત પરતુ પોતાના દરજ્જાને છાજે એવા અવાજે કહ્યુ —

“ હું ઇગ્લડનો પરોણો છુ, કેદી નથી હુ મારી ખુશીથી બ્રિટિશ કાયદાનુ રક્ષણુ લેવા આવ્યો છુ મારી બાબતમા તમારી સરકારે તેમના પોતાના કાયદાનો, આતરરાષ્ટ્રીય કાયદાનો અને પરોણાગતના નિયમનો ચોકૂખો ભગ કર્યો છે આ કૃત્ય કરવાના તેમના અધિકાર સામે હુ વાંધો ઉઠાવુ છુ અને અગ્રેજ પ્રજાની સ્વમાનવૃત્તિને સતેજ કરી હુ તેની મદદ માગુ છુ ”

અગ્રેજ અમલદારો ગયા પછી નેપોલિયને અત્યત સતાપપૂર્વક બોલવા માડ્યુ —

“ સેન્ટ હેલેનામાં દેશનિકાલ થવાનો વિચાર પણુ કટલો ભયકર છે ? ઉષ્ણુકટિબધમાં આવેલા એક ટાપુમા પૂરાઇ રહેવુ, અને દુનિયાથી, સ્વજનથી સદાને

રાજા નહિ પણુ સેનાપતિજ કહેવો એવો ઇગ્લડના પ્રધાનોનો આગ્રહ જોઇ હસવુ આવ્યા વગર નથી રહેતુ

માટે અળગા થઈ જવું ! આ કરતાં તો મને બુર્બોન રાજાને સોંપ્યો હોત તો સારું થાત મને તેઓ જનરલ કહે છે ! મને ધર્મગુરુ શા માટે નથી કહેતા ? મને લંડનના કિલ્લામાં કેદ રાખ્યો હોત તોપણ હું આટલો નારાજ ન થાત, પણ ગરમમાં ગરમ પ્રદેશમાં મને ધકેલી મૂક્યો ! મારા જેવો માણસ ત્યાં કેમજ જીવી શકે ? "

પણ થોડી વાર પછી તે શાંત થઈ ગયો તેના મનમાંથી ક્રોધ અને સંતાપનો વંટોળીઓ શમી ગયો તેણે કહ્યું, "ઠીક, આપણે આપણા ચિત્તને કામમાં પરોવીશું આપણી જીવનકથા લખીશું માણસે તેના પ્રારબ્ધને ભોગવી લેવું જ જોઈએ, તો હું મારું ભોગવી છૂટીશ " તરતજ તેણે હમેશની પ્રસન્નતાથી બધાની સાથે વાત કરવા માંડી

બેલેરે ફોનના બધા અમલદારોને તે એટલો બધો પ્રિય થઇ પડયો હતો કે આ વાત સાંભળીને તેમની શરમ અને ક્રોધનો પાર ન રહ્યો કેટલાક અંગ્રેજ ગૃહસ્થોએ તેને ઇંગ્લંડના કાયદાનું રક્ષણ અપાવવા માટે સ્વેચ્છાએ ખટપટ કરવા માંડી લંડનના એ દૈનિક પત્રોએ ઉગ્રતાથી તેનો પક્ષ લીધો અને પ્રધાનોના કૃત્યની સખત ભાષામાં સમાલોચના કરી પ્રજાના ક્રોધનો અવાજ વધારે ગંભીર બનતો ગયો બંદર ઉપર હોડીઓની સંખ્યા એકદમ વધી પડી અને તેમના ઉપર ગોળીમાર થવા લાગ્યા જ્યારે જ્યારે તે તૂતકપર આવતો ત્યારે જયઘોષથી દિશાઓ ગાજી ઉઠતી આથી તેને પણ આશા ઉત્પન્ન થઈ કે લોકમતને વશ થઇને પ્રધાનોને પોતાનું પગલું કદાચ ફેરવવું પડશે

તેને "નોર્થમ્બર્લૅન્ડ" નામના વહાણમાં બેસાડીને સેન્ટ હેલેના લઈ જવાનો હતો પણ તે વહાણ હજી લાંબી મુસાફરીને માટે તૈયાર ન હતું દરમ્યાન તેની તરફેણમાં લોકમતનો અવાજ એવો પ્રબળ થઈ ગયો કે પ્રધાનોને ડર પેઠો તેથી તેને જેમ બને તેમ જલદીથી ઇંગ્લંડના કિનારાથી દૂર લઈ જવો એવો હુકમ તેણે નાકાખાતાના અમલદારને મોકલાવી દીધો આવા સંજોગોમાં નેપોલિયને એક અંગ્રેજ વકીલની સલાહ લઇ બ્રિટિશ સરકારના ઉપલા ઠરાવ સામે પોતાનો વાંધો દર્શાવ્યો તેમાં તેણે જણાવ્યું હતું કે હું ઇંગ્લંડનો પરોણો છું મારી રાજીખુશીથી હું તમારા દેશના કાયદાનું રક્ષણ લેવા આવ્યો છું, કારણ કે મને તમારી આબરૂ ઉપર વિશ્વાસ હતો ઇંગ્લંડના વહાણમાં આવ્યો એટલે ઇંગ્લંડની પરોણાગત ઉપર મારો હક છે જો બેલેરોફોનના નાખુદાને મને વહાણમાં બેસાડવાનો હુકમ આપીને ઇંગ્લંડની સરકારે મને કેદ પકડવાની બાજીજ રચી હોય તો તેણે પોતાનું નામ ડુબાવ્યું છે, અને હવે તેમને સત્ય, ન્યાય અને સ્વતંત્રતાની મોટી મોટી વાતો કરવાનો કશોજ હક રહેવાનો નથી. છેવટમાં તેણે લખાવ્યું કે —

" હું ઇતિહાસ પાસે ન્યાય માગું છું ઇતિહાસ કહેશે કે ઇંગ્લંડનો શત્રુ કે જે

તેની સાથે વીશ વરસ સુધી લડયો હતો, તોપણ તે આફતના વખતમા પોતાની રાજીખુશીથી તેના કાયદાનુ રક્ષણ માગવા આવ્યો હતો ઈંગ્લડના ઉપર તેને કેટલો વિશ્વાસ હતો, ઇગ્લડને માટે તેને કેવો સદ્‌ભાવ હતો, તેને માટે આના કરતાં વધારે સબળ પૂરાવો કયો હોઇ શકે ? પણ આવી ઉદારતાનો જવાબ ઈંગ્લડે કેવી રીતે આપ્યો ? તેણે આશ્રય આપવાનો ઢોંગ કર્યો અને તેણે વિશ્વાસ મૂકીને આશ્રય લીધો એટલે તેને પકડીને હતો ન હતો કરી નાખ્યો ”

લડનના વકીલોએ તેને પ્રધાનોના પજામાથી છોડાવીને બ્રિટિશ કાયદાના રક્ષણ નીચે મૂકવા માટે બે યુક્તિઓ રચી એક તો હિબિયસ કોર્પસ કાયદા પ્રમાણે વારટ કઢાવીને તેનો કબજો લેવો, અને બીજી યુક્તિ એ હતી કે ફ્રેન્ચ નૌકાસૈન્યની સ્થિતિ નક્કી કરવાને ચાલતી તપાસમાં તેને સાક્ષી તરીકે ઉભો રાખવા માટે એક વાર ઈંગ્લડને કિનારે ઉતારવા જ્યારે સમન્સ બજાવવાને બેલિફ ત્યા આવ્યો ત્યારે ત્યાંથી લોર્ડ કીથ નાઠો અને તે ઉપરથી બેલિફ અને લૉર્ડ કીથ ખૂબ નાગો ગોસો રમ્યા છેવટે લૉર્ડ કીથ નજ પકડાયો અને એ સમન્સની બજાવણી ન થઇ

નેપોલિયનને કેદમાથી અને રીબાવી રીબાવીને મારવાના મૃત્યુમાથી બચાવવાને જ્યારે ઉપરાઉપરિ પ્રયત્નો થવા લગ્યા ત્યારે પ્રધાનો ખરેખરા ગભરાયા તેમણે કેપ્ટન મેટલેન્ડને એકદમ હુકમ કર્યો કે નેપોલિયનને સેન્ટ હેલેના લઇ જનારા વહાણ આવી પહોચતા સુધી દરિયામા ફર્યા કરો, પણ કિનારો છોડો ઈંગ્લડની પ્રજાને માટે એટલુ શોભારપદ છે કે કોઇ પણ બદર આગળ તે વહાણને નહિ લઇ જવાનો કેપ્ટન મેટલેન્ડને હુકમ કરવો પડયો

આગસ્ટની ૭ મી તારીખે નોર્ધમ્બરલેન્ડ તથા તેની સાથે આવનાર બીજાં બે વહાણ આવી પહોચ્યા. ઍડમિરલ કીથ પોતાને માથે આવી પડેલુ નીચ કૃત્ય કરતા શરમાયો તે પૂરેપૂરો વિવેકી સજ્જન હતો શહેનશાહનુ અનેકરીતે અપમાન થયુ હતુ તેથી તેને ઘણુ લાગી આવતુ હતુ શરમથી તેના મોપર શેરડા પડતા હતા અને જીભ થડકાતી હતી તેણે કહ્યુ “ મારે આપનો સરસામાન તપાસવો પડશે અને નાણુ અથવા વેચી શકાય એવી જેટલી ચીજો હશે તે મારે લઇ લેવી પડશે, પણ હુ આપને એટલી ખાત્રી આપુ છુ કે ઈંગ્લડની સરકાર જનરલ બોનાપાર્ટને લૂટવા માગતી નથી, પણ કેદખાનામાથી નાસી જવામાં એ નાણુ ખરચી ન નાખે તેટલા માટે જાળવી રાખવા માગે છે વળી ઈંગ્લડની સરકારે કહેવડાવ્યુ છે કે “ જનરલ બોનાપાર્ટ મરતી વખતે વસિયતનામુ કરી જાય તે પ્રમાણે તેની મિલકતની વ્યવસ્થા કરવામા આવશે ” શહેનશાહ તથા તેના સોબતીઓને તેમની તરવારો આપી દેવાનો હુકમ થયો જનરલ બોનાપાર્ટને કહેવામા આવ્યુ કે જો તમે નાસી જવાનો પ્રયત્ન કરશો તો સખત જાપ્તા સાથે કેદ કરવામા આવશે

તેની એકેએક પેટી ખોલી નાખી અને બરાબર ઝડની લીધી એક લાખ ફ્રાન્ક પેટીઓમાથી નીકળ્યા નેપોલિયનના ગજવામા હાથ નાખવાની લૉર્ડ કીથની હિમત ન ચાલી, તેથી ચાળીશ લાખ ફ્રાન્કના હીરા અને હુડીઓ બચી ગઇ એક હીરાનો હાર જે તેને જતી વખતે હૉર્ટેન્સે પરાણે પરાણે વળગાડયો હતો તે તો તેણે અગાઉથીજ સતાડી દીધો હતો, એટલે તે પણ બચી ગયો તે મારી આગળ શાન ઉદામીન ભાવે ઉભો હતો ત્યા લાર્ડ કીથે બીના બીના આવીને કહ્યુ, " ઇંગ્લડ તમારી તલવાર માગે છે ! "

આ વિચિત્ર માગણી સાભળીને નેપોલિયનની વિચરમાળા તૂટી અને તે જાગી ઉઠયો જાણે વીજળીનો આચકો લાગ્યો હોય તેમ તલવારની મૂઠ ઉપર હાથ મૂકીને તેણે લૉર્ડ કીથની સામે એવી બળતા અગરા જેવી નજર નાખી કે જેની સામે ભાગ્યેજ કોઇ સામે મોઢે ઉભો રહી શકે લૉર્ડ કીથ ડવાઇ ગયો પોતાની સામે ઉભેલા કમનસીબ પણ પ્રૌઢ પુરુષના હૃદયમા એક વધારે જખમ કરવા તેના અતરાત્માએ રજા ન આપી તે નીચો નમ્યો અને એક શબ્દ બોલ્યા વિના ચાલ્યો ગયો તેના સેક્રેટરીએ પૂછયુ કે નેપોલિયનની તલવાર લેવાની પ્રધાનોની આજ્ઞા હતી ને ? લૉર્ડ કીથે તેના તરફ ક્રોધથી ફરીને કહ્યુ, " તુ તારૂ કામ કર્યા કર "

પછી તેણે કેપ્ટન મેટલેન્ડને બોલાવ્યો અને કહ્યુ કે તમારા વહાણમાં મને જે પ્રેમપૂર્ણ સત્કાર મળ્યો છે તેને માટે હુ તમારો અને તમારા વહાણમાના સર્વનો આભાર માનુ છુ હુ ધારતો હતો તેના કરતા મને ઇંગ્લડે ઉલટોજ આવકાર આપ્યો છે, પરતુ કોઈ પણ રાજ્યતત્રના વર્તન ઉપરથી પ્રજાના ગુણદોષની તુલના નજ કરાય એ હુ જાણુ છુ

ત્યાર પછી તેના જે સોબતીઓને તેની સાથે આવવાની રજા ન હતી તેમની તેણે વિદાય લીધી તેઓ પોકેપોક મૂકી રડવા લાગ્યા તેઓથી ફ્રાન્સ તો જવાય એમ હતુજ નહિ દેશમા તેમની માલમિલ્કત જપ્ત થઇ ગઇ હતી, અને હવે તેમને બાકીની જિદગી પરદેશમાં રવડી રઝળીને પૂરી કરવાની હતી બેલેરોફોનના અમલદારો તથા ખલાસીઓએ તેને જતી વખતે માન આપ્યુ તેણે પણ પ્રથમ અમલદારોને માટે અને પછી ખલાસીઓને માટે ટોપી ઉતારી સૌનો એકવાર ફરીથી આભાર માન્યા પછી તે નોર્થમ્બર્લેન્ડ વહાણ ઉપર ચડયો તે વખતે ત્યા ગભીર શાતિ વ્યાપી ગઇ ત્યા પણ તેને માન આપવામા આવ્યુ આસપાસના માણસોને થોડા અતિ વિવેકભર્યા શબ્દો કહીને તે પોતાના ઓરડામા ચાલ્યો ગયો

જે મહાપુરુષે યૂરોપના મોટા ભાગ ઉપર રાજ્ય કર્યુ, જેણે કેટલાયને રાજા બનાવ્યા, અને જેની રાજા તરીકેની પદવી ઈંગ્લડ સિવાય યૂરોપનાં તમામ રાજ્યોએ સ્વીકારી હતી તેને રાજા નહિજ કહેવો, એ વાતને ઈંગ્લડના પ્રધાનો એટલી બધી

અગત્યની માનતા કે તે જોઇને હસવુ આવ્યા વગર નથી રહેતુ નેપોલિયન તો એવી ક્ષુદ્રતાની પરવા પણ કરતો ન હતો તે પોતે તો કર્નલ દૂરો અથવા મૂઇરોન એવુ નમ્રતુમ ધારણ કરવા ઇચ્છતો હતો

એક ઉદાર કાર્ય કરીને પોતાના ઇતિહાસની શોભા વધારવાની ઈંગ્લંડે એક સુદરમા સુન્દર તક આ પ્રમાણે ગુમાવી તેને માટે જેટલો શોક કરીએ તેટલો ઓછો છે જો નેપોલિયનની પ્રાર્થનાનો ઈંગ્લંડે ઉદાર ઉત્તર વાળ્યો હોત તો ઈંગ્લંડની સરકારે અત્યારસુધી કરેલા અન્યાય ભૂલાઇ જાત, પણ હવે તો જેનામા ન્યાય અને સ્વમાનની લાગણી મરી ન ગઇ હોય એવો ઈંગ્લંડનો એક પણ શુભેચ્છક નથી કે જે નેપોલિયન અથવા સેંટ હેલેનાનુ નામ બોલતાં શરમથી ડઘાઇ ગયા વગર રહે

બે વહાણુ અને સાત લડાયક મછવા જે બધા લશ્કરથી ભરેલા હતાં તેમનો કાફલો એકજ માણસને સાચવતો સેન્ટહેલેના તરફ ચાલ્યો તેનુ ચારિત્ર્ય કેવુ ભવ્ય હતુ અને યુરોપની પ્રજાનાં દિલ ઉપર તેણે કેવો કાબુ મેળવ્યો હતો તેને માટે આના કરતા બીજો વધારે મજબૂત પૂરાવો શો હોઇ શકે ? ફ્રાન્સથી બે હજાર માઇલ દૂર આવેલા એકાંત ટાપુમા તેને મોકલી દેવાની જરૂર પડે, તેના એકાંત ઝુંપડાની આસ-પાસ કાયમ લશ્કર બેસાડી રાખવુ પડે, અને તે ટાપુની આસપાસ લડાયક વહાણો પ્રદક્ષિણા કરતાજ રહે એ શુ બતાવે છે કે તે એકલો આખા યુરોપને ડરાવવા સમર્થ હતો

એક બાજુએ જ્યારે ઉપલા બનાવો બનતા હતા ત્યારે બ્લૂચર અને વેલિંગ્ટનનાં સૈન્ય પારિસ તરફ જોસભેર ચાલ્યા આવતા હતા જગલી બ્લૂચર તો રસ્તે જેટલા ગામ આવે તેટલાં લૂટતો અને બાળતો પોતાના શહેનશાહના જવાથી ફ્રેન્ચ સિપા-ઇઓ નાહિંમત બની ગયા અને કામચલાઉ રાજ્યતંત્રને માટે લડવા રાજી પણ ન હતા તેથી થોડી નિરાશાભરેલી લડાઇઓ જીત્યા પછી શત્રુઓ પારિસમા પેઠા ફ્રાન્સ નિસ્તેજ બની ગયુ.

મિત્રરાજાએ પણ તેમના અગણ્ય દળસહિત પારિસમા આવી પહોચ્યા બિચારા ફ્રાન્સને તેમણે કકડે કકડા કરીને વહેચી લીધુ તેના મજબૂત કિલ્લા ઝુટવી લીધા તેના સુદરમાં સુદર ચિત્રો અને કળાના નાદર નમુનાઓ છીનવી લીધા તેની સ્વતત્રા હરી લેવા માટે મિત્રરાજાઓને થએલા ખર્ચના વળતર પેટે ૧, ૫૩૭, ૫૦૦, ૦૦૦ ફ્રાન્કનો તેના પાસેથી દડ લીધો ફ્રાન્સના લોકોનેજ ખર્ચે દેશને તાબે રાખવા માટે ત્રણથી પાચ વર્ષસુધી દોઢલાખ સિપાઇઓનુ મિત્રરાજાઓનુ લશ્કર ફ્રાન્સના કિલ્લામા રહ્યું આટલાથીજ જાણે ફ્રાન્સની અપકીર્તિનો પ્યાલો ન ભરાયો હોય તેમ દાઝ્યા ઉપર ડામ દેવા માટે આખા રશિયન સૈન્યને એક મોટા મેદાનમા ઉભુ કરવામા આવ્યુ એક તોપનો ધડાકો થતાજ આખા લશ્કરે એકકે અવાજે ત્રણ હર્ષના પોકાર

કર્યા આ ભયાનક ગર્જના જેમણે સાભળી તેઓ જિંદગીમા કદિ ભૂલ્યા નથી. પરાધીન બનેલી પ્રજાને તેમાં મોતના નગારાનો અવાજ સભળાતો હતો એમા આપખુદીપણાની કારમી ચીસના ભણકાર હતા ત્યારેજ બુર્બોન રાજાઓના મળતીઆઓ સિવાય બીજા બધાને સમજાયુ કે નેપોલિયનને ટેકો આપ્યો હોત અને તેની ડહાપણભરેલી સલાહ માની હોત તો ફ્રાન્સ જરૂર બચત તેમને ઘણાએ પશ્ચાત્તાપ થયો હવે તેમને સમજાયુ કે આસપાસ બળવાન શત્રુરાજ્યોની સામે ટકી શકે એવુ કોઇ પણ રાજ્યતત્ર હોય તો તે નેપોલિયનનુજ હતુ, પણ હવે પશ્ચાત્તાપ નકામો હતો તે બિચારો કેદી બનીને નિર્દય કેદખાનામાં રિબાઈ રિબાઇને મરવા માટે નિર્ણીત કરેલા કારાગાર તરફ જતો હતો. ફ્રાન્સ ઘવાઇ ઘવાઇને નિર્બળ બની ગયુ હતુ, હાથે પગે બધાઈ ગયુ હતુ તેથી તેનાથી ચે કે ચુ કરી શકાય એમ ન હતુ

પારિસ શરણે થયુ તે વખતે ચોકખી સરત કરવામા આવી હતી કે "કોઈ પણ માણસને તેના રાજનૈતિક અભિપ્રાયને માટે અથવા * સો દિવસ દરમ્યાન ચલાવેલી વર્તણુકને માટે કોઇને પણ સતાવવામા આવશે નહિ" વેલિંગ્ટન અને બ્લૂચરે આ કરારનામા ઉપર સહી કરી હતી અને તેમના રાજાઓએ એ કરાર મજૂર રાખ્યા હતા, તોપણ તેને "કાગળના ચીથરાં" ગણીને ૫૮ માણસોને દેશનિકાલ કર્યા અને ત્રણને મોતની શિક્ષા કરવામા આવી આ ત્રણમા માર્શલ ને પણ આવી ગયો હતો તેનો અપરાધ એટલોજ કે કોઈ પણ ઉદાર પ્રકૃતિના માણસના મનમા ઉપડી આવે એવી પ્રબળ લાલચને વશ થઇને તે પોતાના હૃદયના માલીકની સેવામા હાજર થયો હતો ! લૂઇની જગ્યાએ નેપોલિયન હોત તો આવા અપરાધ જરૂર માફ કરત વીર શિરોમણિ ને જે ફ્રાન્સને માટે સેકડો લડાઇઓ લડયો હતો અને તેની વિરુદ્ધ એક પણ લડયો ન હતો તેને દેશદ્રોહી ગણીને કૂતરાને મોતે મારી નાખવાનો હુકમ કરવામા આવ્યો ! નાસ્તિકતાના જમાનામા પણ તે સાચો ખ્રિસ્તી હતો મરતી વખતે તેણે ધર્મવિધિ પ્રમાણે બાઇબલ અને ઇસુનુ શરણ લીધુ અને પોતાને ગોળીથી મારનાર સિપાઇઓની સામે ટટાર ઉભો રહ્યો એક પળવાર તેણે પોતાની તીક્ષ્ણ નજર ચળકતી બદુકો ઉપર સ્થિર કરી કહ્યુ, "મારા સોબતીઓ ! તમારી ગોળીઓ આવવા દો" તેની છાતીમા દશ ગોળીઓ વાગતા તે તત્કાળ મરણ પામ્યો. એના કરતા શૌર્યમા, દયાળુપણામાં અને સ્વદેશ ભક્તિમા ચઢી જાય એવો માણસ ભાગ્યેજ કોઇ હશે. તેની સ્રીએ ઘૂટણીએ પડીને લૂઇના કાલાવાલા કર્યા પણ તેનું

*નેપોલિયને એલ્બાથી આવી રાજ્યનાં સૂત્ર પોતાના હાથમાં લીધા અને તેનો બીજીવાર પરાજય થયો એની વચ્ચેના સમયને "સો દિવસ" કહે છે

દિલ ન પીગળ્યું પતિના મૃત્યુના સમાચાર મળતાં તેને મૂર્છા આવી ગઇ અને થોડાજ દિવસમાં ઝુરી ઝુરીને તે પોતાના વહાલાની પાછળ ચાલી ગઇ

ઈંગ્લંડની પ્રજાની પ્રતિષ્ઠા આવી રીતે હલકી કરવામાં અપરાધમાટે વેલિંગ્ટનને માફી નજ આપી શકાય. માર્શલ નેને મિત્રરાજાઓ ભલે અપરાધી ગણે, પણ જે કરાર ઉપર વેલિંગ્ટને પોતે સહી કરી હતી તે કરાર પ્રમાણે ને બચી જતો હતો. બ્લૂચર જેવા માણસ પાસેથી તો જંગલીપણા સિવાય બીજાની આશાજ ન રાખી શકાય એટલે બધો દોષ ઈંગ્લંડના ગર્વિષ્ઠ ઉમરાવ વેલિંગ્ટનને માથેજ આવે છે





# प्रकरण ६९ मुं—सेन्ट हेलेना



ने ૧૮૧૫ ના ઑગસ્ટની ૯ મી તારીખે નેપોલિયનને લઇને નોર્થમ્બલેન્ડ તથા તેની સાથે આવનારાં વહાણોનો કાફલો સેન્ટ હેલેના માટે ઉપડયો નેપોલિયન પોતાની વહાલી જન્મભૂમિનુ છેલ્લુ દર્શન કરી લેવાને તુતક ઉપરજ ઉભો રહ્યો હતો આખરે એકાએક વાદળુ વિખરાઈ જતા ફ્રાન્સનો કિનારો નજરે પડયો તેણે જે ભૂમિ ઉપર દીર્ઘ સમયસુધી યશસ્વીપણે રાજ્ય કર્યું હતું તેના તરફ થોડીવાર સુધી શાંતિપૂર્વક જોયા કર્યું, પછી ફ્રાન્સની ટેકરીઓને ટોપી ઉતારી નમન કરતાં ઉંડી લાગણીસહિત કહ્યુ, "વીરપુરુષોની જન્મભૂમિ ! હુ તને વદન કરૂં છુ ! ફ્રાન્સ ! મારી છેલ્લી સલામ સ્વીકારજે."

આની સઘળા માણસો ઉપર વીજળીના જેવી અસર થઇ અગ્રેજ અમલદારોએ પણ આ સ્વાભાવિક અને ભવ્ય વદન જોઇને આપોઆપ ટોપીઓ ઉતારી દીધી અને પોતાના મહાનુભાવ બન્દીવાનના પવિત્ર શોક તરફ ઉડી માનની લાગણી દર્શાવી

શહેનશાહે અદ્‌ભુત ધૈર્યવડે પોતાની ચિત્તવૃત્તિને નવા સયોગોને અનુકૂળ કરી લીધી અને તેની બુદ્ધિની સૌના ઉપર એવી જાદુઇ અસર થઇ ગઇ કે તેના તરફ સૌના સન્માન અને પૂજ્યભાવમા દરરોજ વધારોજ થતો ગયો તે ચાર વાગ્યાસુધી વાચવામાં રોકાઇ રહેતો, અને પછી થોડો વખત બહાર આવીને ગમ્મતને માટે શેત્રજ રમી લેતો પાચ વાગે તેને જમવાનુ તેડુ આવતુ તે અત્યત સાદો ખોરાક લેતો અને કોઇપણ પદાર્થને વખાણતો પણ નહિ તેમ વખોડતો પણ નહિ તે ઉઠતો એટલે સૌ ઉભા થતા અને તેના જતાં સુધી ઉભા રહેતા આ ઉદાર અગ્રેજ અમલદારો જગતના આ સર્વશ્રેષ્ઠ પુરુષને પોતાના ઉપર પડેલી અપૂર્વ વિપત્તિ આમ ચિત્તની પ્રસન્નતાપૂર્વક સહન કરતો જોઈને સ્વાભાવિકરીતે નમી પડતા

એક દિવસ તેણે જોયું કે તે વહાણનો એક ઉતરતી પક્તિનો અમલદાર જેના ઉપર વહાણની સલામતીનો આધાર હતો તેને નૌકાધિપતિ તથા બીજા અમલદારો

પોતાની સાથે જમાડતા નહિ, કેમકે તેનો દરજ્જો તેમના જેટલો ઉંચો ન હતો. તેને નેપોલિયને કહ્યુ કાલે મારી સાથે જમવા આવજો તેણે જવાબ દીધો કે મને નૌકાધિપતિ અને બીજા અમલદારો પોતાની જોડે નહિ બેસાડે. નેપોલિયન કહે "તે ન બેસવા દે તો ઘેર ગયા મારા ઓરડામાં જમવા આવજો આ કામ નેપોલિયનને માટે તો રોજનુ અને સાધારણ હતુ, પણ રિવાજ અને મિથ્યાભિમાનને પોષનારા નિયમોથી જકડાઇ ગએલા અગ્રેજોને માટે તો એ શહેનશાહ સાધારણ માણસ જોડે જમવા બેસે એ નવાઇ જેવુજ હતુ ! એ વાત આખા વહાણમાં ફેલાઈ ગઈ અને તેનાથી શહેનશાહ અને ખલાસીઓ વચ્ચે ઐક્યની સાકળ ગુથાઇ સેન્ટ હેલેનામા તેના કેદખાનાની આસપાસ પહેરો ભરનારા અગ્રેજ સિપાઈઓ અને ખલાસીઓ, ફ્રેન્ચ સિપાઇઓ અને ખલાસીઓની માફકજ તેને ચાહવા લાગ્યા હતા

સાજને પહોર તે તુતકપર ફરતો અને એક તોપ, જે પાછળથી શહેનશાહની તોપ કહેવાતી, તેના પર બેસીને ખૂબ રસભેર વાતચીત કરતો લા કાસાસ આ વાતોની રોજ નોધ રાખતો તેને આ વાતની ખબર પડી એટલે તે નોધ મગાવીને વાચતો અને પછી પોતાની લડાઇઓનો ઇતિહાસ લખાવતો

અકટોબર માસની પદરમી તારીખે સેન્ટ હેલેનાના વેરાન ઉચા ખડકો દૃષ્ટિએ પડયા. એક મોટા કોતરની બાજુમાં કગાલ વસ્તીવાળુ ગામ દેખાતુ હતુ ટેકરીની ધારે ધારે તોપો ગોઠવેલી હતી તેના સમુદ્રકિનારા ઉપર ખડકની ઉભી દિવાલ બની ગઇ હતી ફક્ત ત્રણ જગ્યાએજ વહાણથી જઇ શકાય એમ હતુ તેના હવાપાણી ઘણાજ ખરાબ હોવાથી યકૃતનો રોગ અને મરડો એ તો ત્યાને માટે ઘણા સાધારણ વ્યાધિ હતા ત્યાનો કોઈ પણ વતની કે વિદેશી ત્યા રહીને પચાસ વર્ષની ઉમ્મરે પહોચ્યો હોય એવો એક પણ દાખલો નથી

૧૬ મી અકટોબરે સાંજે નેપોલિયને વહાણમાથી નૌકાધિપતિનો તથા ખલાસીઓનો આભાર માનીને કિનારા ઉપર પગ મૂકયો જે આખોમાથી ભાગ્યેજ આસુ વહેતાં તે પણ અત્યારે અશ્રુભીની બની ગઇ હતી નેપોલિયન જાણે પોતાની કબરમા દટાવાનેજ જતો હોય તેમ તે વખતે અતિગભીર શાતિ અને ગમગીની વ્યાપી રહી હતી ગામનુ નામ જેમ્સ ટાઉન હતુ તેના ટીબાટેકરાવાળા રસ્તાપર થઇને તે પગે ચાલીને પોતાના મુકામે જવા નીકળ્યો ત્યારે સૂર્ય આથમી ગયો હતો ઇગ્લડની સરકારે પોતાના રાજવશી કેદીને માટે એક નાનુ રાચરચીલા વગરનુ ઝુપડુ ખાલી કરાવી રાખ્યુ હતુ ત્યા તેના મોબતીઓએ તેનો મુસાફરીનો લોખડનો ખાટલો પહોળો કર્યો અને તેના ઉપર એક ગોદડુ પાથર્યું વહાણમાથી સાથે આણેલી થોડી ચીજો ગોઠવીને તેમણે એ ઝુપડાને રહેઠાણનો કાઇક દેખાવ આપ્યો ઝુપડાની આસપાસ સગીનોવાળા સત્રીઓ ચોકી કરવા ઉભા હતા યૂરોપના તમામ આપખુદ રાજાઓના સયુક્ત બળને પણ નહિ

પત કરનાર મહાપુરુષના દર્શન કરવા આખુ ગામ ત્યા ભેગુ થઈ ગયુ  નેપોલિયન થોડીવાર શાત અને શોકાતુરભાવે બેસી રહ્યા પછી દીવો હોલવીને  આવી સ્થિતિમાં જેવો આરામ લઇ શકાય તેવો લેવા માટે બિછાના ઉપર સૂઇ ગયો

આ ઉજ્જડ અને ખડકાળ ટાપુ ઉપર જેમ્સ ટાઉનથી ત્રણ માઇલને છેટે મમુદ્રની સપાટીથી ૧૫૦૦ ફુટ ઉચે ખડક અને ટેકરાઓની વચમાં, જ્યાં બાવળના કગાલ, દુર્બળ ઝાડવાં સિવાય બીજુ કાઇ ઉગતુ જ નહિ ત્યા એક પડુ પડુ થઇ ગએલુ ઝુપડુ હતુ  અસલ તેનો ઢોર બાંધવાના કામમા ઉપયોગ થતો હતો  પાછળથી તેમા થોડો સુધારો કરીને ગરમીના વખતમા ત્યા કોઇ પડી રહેવા આવતા. આ મકાન નેપોલિયનને રહેવા માટે નિર્ણીત થયુ હતુ

બીજે દહાડે નેપોલિયન તે જગ્યા, જે હાલ તેનુ કેદખાનુ અને પાછળથી તેની કબર થવાની હતી, તે જોવા ગયો  તેના બૂરા હાલ કરવા માટે શત્રુઓએ કરી રાખેલી ગોઠવણ જોઇ તેના હૃદયપર ભારે આઘાત થયો, પણ પોતાના મનનો ઉદ્વેગ મોટા માણસને છાજે તેવી શાંતિથી તેણે દબાવી રાખ્યો  આ મકાન એકાદ બે મહિનામા દુરસ્ત થઇ જાય એમ હતુ  તેટલો વખત તેણે એક ભલા અગ્રેજ ગૃહસ્થના મેમાન થવાનુ કબૂલ કર્યુ  તેનુ ઘર તો નાનુ હતુ પણ તેની વાડીમા એક નાની બગલી હતી તેમાં તેણે પોતાનો મુકામ કર્યો. અહિજ તે જમતો, સૂતો અને લા કામાસને પોતાનો ઇતિહાસ લખાવતો  અહિં પણ સત્રીનો પેરો તો હતોજ  લા કાસાસ તેની સ્થિતિનુ નીચે પ્રમાણે ચિત્ર આપે છેઃ—

"શહેનશાહ નેપોલિયન જે થોડાજ વખત અગાઉ અમર્યાદિત સત્તા ભોગવતો હતો, અને રાજ્યોના રાજ્યોની લહાણી કરતો હતો તે આજે એક વેરાન ખડકની ટોચપર આવેલા સાકડા ગોઝારા મકાનમા પડયો છે  નથી તેના ઓરડામાં બેસવા ઉઠવાનાં સાધન અને નથી ત્યા આરોગ્ય સચવાય તેવી સગવડો  એકના એક ઓરડામાં તે વાચે છે, બેસે છે, કપડા બદલે છે, જમે છે અને રાત્રે સૂઇ રહે છે  કચરો વાળવા નોકર આવે છે ત્યારે બિચારો બહાર જઇને ઉભો રહે છે  તેને ખોરાકમા પણ હલકા માણસો ખાય એવી વસ્તુઓ અપાય છે અને તે પણ જાણે તે જેલમા પૂરેલો ગુન્હેગાર હોય તેમ દૂરથી લાવવામાં આવે છે  તેને જિદગીની જરૂરીઅતો પણ પૂરી પાડવામાં નથી આવી  પાણી, કાફી, માખણ, તેલ તથા એવી બીજી ચીજો કા તો મળતીજ નથી અને મળે છે તો મોઢામા પેસે  એવી નથી હોતી  તેની  તબીયતને માટે નહાવાના ઓરડાની ખાસ જરૂર છે પણ તેની સગવડ નથી, અને ઘોડે બેસીને કસરત કરવાની તો વાતજ શી?"

"તેના સોબતીઓ અને નોકરોને તેનાથી બે માઇલ દૂર રાખ્યા છે  તેમને મળવા આવવું હોય  તોપણ જોડે સિપાઇ તો ખરોજ  ઠરાવેલા વખતથી તેમને પાછા

આવતા મોડુ થાય તો આખી રાત તેમને ચોકીમા પૂરાઈ રહેવુ પડે છે પહેરેગીરની હાકના જવાબમા જે શબ્દ કહેવો જોઇએ તેમાં જો ભૂલચૂક થાય, અને એવી ભૂલ તો ઘણી વાર થતી, તોપણુ એજ વલે ”

એક દિવસ બધા તેની આસપાસ એકઠા થયા અને પોતપોતાનાં વીતકની કથા કહેવા લાગ્યા નેપોલિયન અત્યારસુધી પોતાના ઉપર ગુજરતું દુ ખ અને અપમાન મૂગે મોઢે સહન કરી રહ્યો હતો, પણ પોતાના સોબતીઓની વિટબણાઓની વાત સાભળી તેનુ લોહી ઉકળી આવ્યુ બ્રિટિશ પ્રધાનોને આપવા માટે તેણે એક લાબો ખરડો તૈયાર કરાવ્યો અને નૌકાધિપતિ કૉકબર્નના હાથમા આપ્યો તેમાં તેણે પોતાના ઉપર ગુજરતી સઘળી વિટબણાઓનુ બયાન કર્યું તેણે જણાવ્યુ કે હુ ઈગ્લડની ન્યાયબુદ્ધિ ઉપર વિશ્વાસ નકીને રશિયા કે આસ્ટ્રિયાને શરણે ન જતાં ઈગ્લડનો આશ્રય લેવા આવ્યો હતો જો તમે મને તમારો કેદી સમજતા હો તોપણુ સુધરેલા દેશોએ લડાઇના કેદીઓ તરફ કેમ વર્તવુ તેના કાયદા ઘડાયા છે, તેમાનો એક તમે પાળ્યો નથી અને લડાઇ પૂરી થયા પછી તો મને કેદ કરી રાખવાનો તમને અધિકારજ નથી આના કરતાં તો જગલી પ્રજાઓ પોતાના કેદીઓને મારી નાખે છે તેમ મને મારી નાખ્યો હોત તો મારા તરફ વધારે ન્યાય અને દયા બતાવ્યાં કહેવાત, એવા મૃત્યુને આવી નિર્દય કેદને મુકાબલે હુ આશીર્વાદરૂપ માનત ખ્રિસ્તી ધર્મની પવિત્ર આજ્ઞા એ છે કે ભારેમા ભારે દુ ખ પડે તે સહન કરવુ પણ પોતાના દુ ખી જીવનને પોતાને હાથે પળવાર પણ ટુકુ ન કરવુ આ સિદ્ધાત પ્રમાણે હુ વર્ત્યો છુ એમ હુ ગર્વ સાથે જાહેર કરૂ છુ, પણ જો બ્રિટિશ પ્રધાનો મારા તરફ આવો અન્યાય અને જુલમ ચાલુ રાખશે તો પછી તેઓ મને મારી નાખે એમાંજ મારે સુખ માનવુ પડશે

એમ કરતા અક્ટોબર માસની આખર આવી તેમના ઉપરના ઉપદ્રવોમાં અજાયબ રીતે વધારો થવા લાગ્યો હતો દરરોજ તેમને માટે નવા નવા નિયમો ઘડાતા અને નવી નવી આજ્ઞાઓ નીકળતી અગ્રેજ અમલદારોના મનમા એકજ ભૂત ભરાઇ ગયુ હતુ કે રખેને નેપોલિયન નાસી જાય ! તેના મકાનની આસપાસ સત્રીઓનો પહેરો હતો આખા ટાપુની આસપાસ લડાયક વહાણોનો કાફલો ઘૂમતો હતો અને તે ટાપુ પણ પાસેમા પાસેના દેશથી એક હજાર માઇલ દૂર હતો છતા યૂરોપના રાજાઓને આ એકલા, નિ સહાય, નિ શસ્ત્ર કેદીનો હમેશ ડર રહેતો એજ તેના ચારિત્ર્યની અપૂર્વ ભવ્યતાનો પૂરાવો છે તેઓ સારી પેઠે જાણતા હતા કે તમામ રાજ્યોની જુલ્મથી સતપ્ત થએલી પ્રજા તેના એક શબ્દથી હર્ષોન્મત્ત બની જશે.

કસરત અને ખુલ્લી હવા વગર તેની તબીયત બગડતી હતી, પણ નિયમ એવો હતો કે તે ફરવા નીકળે ત્યારે તેની સાથે એક અગ્રેજ અમલદાર હોવોજ જોઇએ.

આથી કટાળીને તેણે ફરવા જવાનુ માંડી વાળ્યુ હતુ તે કહેતો કે જે કરવુ તે ગણત્રી અને તુલના કરીને કરવુ જો ખુલ્લી હવા અને કસરતના આનદ કરતા મારા પહેરેગીરની હાજરીથી મારા જીવને વધારે સતાપ થતો હોય તો એ આનદ જતો કરવો લા કાસાસે અગ્રેજ અમલદારને ઘણુંજ વિવેકથી આ હરકત સમજાવી તેને પણ દયા આવી તેણે કહ્યુ કે હુ મારા પોતાના જોખમે એમને ફરવા જવા દઉં પણ એવી ગેરવાજબી મહેરબાનીનો લાભ લેવા નેપોલિયને ના પાડી, અને ઘોડા પાછા મોકલાવ્યા

નવેબરની ૧૦ મી તારીખે તે લા કાસાસ સાથે પગે ચાલીને ફરતો હતો જે અગ્રેજ ગૃહસ્થે તેને પોતાના ઘરમાં રાખ્યો હતો તેની સ્ત્રી તથા એક અગ્રેજ બાઇ જે મુબઇથી વિલાયત જતા ત્યા ઉતરી હતી તેમની સાથે તે વાત કરતો હતો એવામા પુષ્કળ ભારે બોજો ઉચકીને ઉચા ઢોળપર અત્યત મુશ્કેલીથી ચડતા કેટલાક ગુલામો આવતા દેખાયા પેલી અગ્રેજ સ્ત્રીએ તેમને ચીડવાઈને વેગળા રહેવા કહ્યુ પણ નેપોલિયન તેમને રસ્તો આપવા એક બાજુએ ખસી ગયો અને બોલ્યો, "તેમના માથા ઉપરના બોજાને માન આપો" મુબઇથી આવેલી સ્ત્રી જેણે એમજ સાભળ્યુ હતુ કે નેપોલિયન દૈત્ય જેવો છે તે તો આ બનાવ જોઇને ચકિતજ થઇ ગઇ તેણે પોતાની બહેનપણીને ધીમે અવાજે કહ્યુ, "કેવો એનો ચહેરો અને એનો ઉમદા સ્વભાવ! મે ધાર્યું હતુ તે કરતા તો બધુ જૂદુજ નીકળ્યુ!"

નવેમ્બરની ૨૫ મી તારીખની નોધમા લા કાસાસ લખે છે કે "શહેનશાહની તબીયત છેક લથડી ગઇ છે કેટલાક દિવસ થયા તો ચાલુ મદવાડ ભોગવે છે અને કેદી તરીકેની તેની એકસરખી રસહીન જિદગીની તેના શરીર ઉપર માઠી અસર થવા લાગી છે લોકો માને છે તેવુ તેનુ શરીર કાંઈ બહુ મજબૂત નથી શરદીની અસર તો તેને હમેશ રહ્યાજ કરે છે સાધારણ બનાવોનો પણ તેના શરીરને ધક્કો પહોચે છે રગની વાસથી પણ તેની તબીયત બગડી આવે છે તેના ખાવામા અમુક ચીજ આવી હોય અથવા ઘરમા સહેજસાજ ભેજ હોય તો તેની પણ તેના શરીર પર ઘણી માઠી અસર થાય છે તેનુ શરીર લોખડ જેવુ મજબૂત છે એવુ લોકોમા કહેવાય છે તે ખોટી વાત છે તેનુ બધુ બળ તો તેના મનમાજ રહેલુ છે. સ્વદેશમા અને સ્વદેશ બહાર તેણે કેવો લાગટ અને ભારેમાં ભારે પરિશ્રમ સહન કર્યો હતો એ તો જાણીતી વાત છે કોઇ પણ રાજ્યકર્તાએ આવો શારીરિક પરિશ્રમ નથી ઉઠાવ્યો મે તેને રાજ્યકાર્યમા કે ધારાસભામા આઠ કે નવ કલાક સુધી લાગટ કામ કરતો જોયો છે અને ત્યાંથી જ્યારે તે ઉઠતો ત્યારે જાણે કાંઇજ કામ કર્યું ન હોય એવું તેનુ મગજ તાજુને તાજુજ હતુ મે તેને સેન્ટ હેલેનામાં પણ લેશમાત્ર થાક્યા વગર અઘરામાં અઘરા વિષયનાં પુસ્તકોનો અભ્યાસ કરતો જોયો છે માણસ

જાત ઉપર પડી શકે એવી ભારેમા ભારે વિપત્તિઓનો ધસારો તેણે વિનાક્ષોભે સહન કર્યો છે, પણ આ બધાએ કમ તેના શરીરની નિર્બળતા છતાં કેવળ મનોબળને પ્રતાપેજ તે કરી શક્યો છે ”

“ શહેનશાહનો આહાર અતિ અલ્પ છે તે ઘણીવાર કહે છે કે માણસ ઘણુ ખાઇને માંદા પડે છે, પણ થોડુ ખાવાથી માંદા પડયા હોય એવુ મે કદી સાભળ્યુ નથી બીજે દહાડે મારી ભૂખ લાગે એટલા માટે કોઇ કોઇ વાર તે ચોવીશ કલાકના ઉપવાસ કરે છે તેની નિદ્રા પણ અતિ અલ્પ અને અનિયમિત છે ઘણીવાર તે સવારમા વહેલો ઉઠીને લખવાવાચવામા રોકાય છે અને પછી પાછો સુઈ જાય છે ”

“ શહેનશાહને દવા ઉપર શ્રદ્ધા નથી, અને પોતે કદિ દવા લેતો નથી તેણે પોતાને માટે વ્યાધિ મટાડવાની નવીન રીત શોધી કહાડી છે તે એ છે કે જે કારણથી શરીર બગડયુ હોય તેનાથી તદ્દન ઉલટી રહેણીકરણી રાખવી, એટલે કુદરતનુ સમતોલપણુ પાછુ આવી જાય છે એમ તે માને છે દાખલા તરીકે જો અમુક વખત આળસમા ગયો હોય તો કાં તો આખો દિવસ તે શિકાર કરતો અથવા તો દોડતે ઘોડે સાઠ સાઠ માઇલ ફરી આવતો એને જો એમ લાગતુ કે શરીરને ઘણો શ્રમ પહોચ્યો છે તો ચોવીશ કલાકસુધી પૂરેપૂરો આરામ લેતો તે કહેતો કે કુદરતે મને બે ગુણ બક્ષેલા છે-એક તો જ્યારે મારે આરામની જરૂર હોય ત્યારે ગમે ત્યા અને ગમે તે વખતે હુ ઉઘી શકુ છુ અને બીજુ એ કે ખાવા પીવામા લેશમાત્ર પણ ભૂલ થાય છે તો તરત મારૂ જઠર મને ચેતવી દે છે ”

એકવાર તેણે વાતચીતને પ્રસગે કહ્યુ હતુ કે —

‘ મને દવા ઉપર જરાએ આકીન નથી મારે માટે તો ઉપવાસ અને ઉષ્ણ-સ્નાન બેજ ઔષધ પૂરતાં છે છતા બીજા ધધા કરતાં વૈદોમાટે મને વધારે માન છે કારણકે તેમનો ધધો વકીલની માફક એક બીજાને લડાવી મારવાનો નથી, પણ મનુષ્યને સુખ આપવાનો છે વકીલાતનો ધધો મનુષ્ય સ્વભાવને બગાડયા વગર રહેતોજ નથી. જેને વારવાર સાચાને જૂઠુ કહેવાની ટેવ પડે અને અવળો ઇન્સાફ થાય ત્યારે જે રાજી થાય તે કદિ સત્યાસત્યની પરખ કરી શકતોજ નથી ”

જે ગૃહસ્થે તેને પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો તેને ત્યા એક હબસી ગુલામ હતો તેનો ઇતિહાસ તેણે પૂછી લીધો અને તેને સુખી કરવાની તેને પ્રબળ ઇચ્છા થઇ આવી તે મલાયાનો વતની હતો અને ત્યાથી અગ્રેજ ખારવાઓ તેને પકડી લાવીને અહિ વેચી ગયા હતા તેની દયાજનક વાત સાભળીને શહેનશાહને બહુ દયા આવી ગુલામ પણ તેના તરફ વહાલ રાખતો અને તેની સાથે વાતો

કરવા આવતો તેઓ બેઉ કેદી હતા—શહેનશાહ અને ગુલામ !

એકવાર આ ગુલામવિષે તે લા કાસાસ સાથે વાત કરતો હતો તે વખતે તેણે કહ્યું, "તમે ધારો છો કે હું અને તે ગુલામ બેઉ એકસરખા કેદી છીએ, પણ મારામાં અને તેનામા ઘણો ફેર છે તેના કરતા મારા ઉપર જુલમ વધારે થયો હશે પણ મારી સહનશક્તિ પણ વધારે છે તેના જેટલુ આપણને શારીરિક દુખ નથી અને જો તેવુ દુખ દેવાનો અખતરો કરવામા આવે તો આપણામા એટલુ આત્મબળ છે કે આપણા ઉપર જુલમ કરનારાઓના પ્રયત્નને આપણે જરૂર નિષ્ફળ કરી મૂકીએ બીજુ આપણી હાલની સ્થિતિમાં પણ એક વિશેષ ખુબી છે આખા જગતની આખ આપણા ઉપર છે આપણે માટે કરોડો માણુસો સહાનુભૂતિ રાખે છે અને તેમના હૃદયની શુભેચ્છાઓ આપણા તરફ વરસી રહી છે વળી જો હું મારો એકલાનોજ વિચાર કરૂ તો કદાચ હુ આ સ્થિતિમા આનદ માની લઉ મારી કારકીર્દીમાં વિપત્તિનો અભાવ હતો જો હુ રાજ્યાસન અને મારી અમલની સત્તા ભોગવતોજ મરી ગયો હોત તો ઘણા મને પૂરેપૂરો ઓળખીજ ન શકત, પણ આજે વિપત્તિએ તે પડદો ખોલી નાખ્યો છે અને હુ જેવો છુ તેવો જગતની નજરે પડુ છુ."

શહેનશાહે તે ગુલામને છોડવવાનો પ્રયત્ન કરવા માડયો પણ સેન્ટ હેલેનાના વડા અધિકારીએ જવાબ આપ્યો કે જનરલ બોનાપાર્ટ આ કામ કરીને આખી હબસી કોમને આભારી કરવા માગે છે માટે હુ તે નહિ થવા દઉ આ જવાબથી શહેનશાહ આશ્ચર્ય પામ્યો, નિરાશ થયો અને બિચારો ગુલામ જિદગીસુધી ગુલામનો ગુલામજ રહ્યો.



# प्रकरण ७० मुं—लोंगवुडमां पहेलुं वर्ष




મ્સ ટાઉનથી ત્રણ માઇલ દૂર આવેલુ જીર્ણ થઇ ગએલુ ઘર જેની વાત આગલા પ્રકરણુમા આવી ગઇ છે તેનુ નામ લોગ-વુડ હતુ તે હવે દુરસ્ત થઇ ગએલુ હોવાથી નેપોલિયન સને ૧૮૧૫ ના ડિસેબરની ૧૦ મી તારીખે ત્યા રહેવા ગયો ઘર નાકડુ હતુ તેથી તેના કેટલાક સોબતીઓને ઘર બહાર તબુમા તથા કેટલાકને એથીએ દૂર રહેવુ પડ્યુ

અહિ આવ્યા પછી તેમની સતાવણુીમા દરરોજ ઉમેરો થવા લાગ્યો તેઓ ફરવા જતા ત્યારે ભરાભ દુકવાળા સિપાઇઓ આખે રસ્તે ઉભા રહેતા અમુક વખત પછી તેમને બહાર નીકળવાની મના હતી ટાપુના કોઇ પણ રહેવાશી સાથે તેઓને વાત કરવાની પરવાનગી ન હતી સમુદ્રકિનારે જવુ એ તેમને માટે ગુન્હો હતો શહેનશાહની બારી નીચે પણ સત્રીનો પહેરો તો ખરોજ જતી આવતી વખતે પહેરેગીરને કહેવાના શબ્દોમા વારેવારે સુધારા વધારા થયાજ કરે શહેનશાહના સોબતીઓ બબડતા, પણ તે પોતે એવી પ્રૌઢ શાતિથી સહન કરતો કે તેને થતા એકે એક અન્યાય અને અપમાનની કથા તેના જીવનચરિત્રના સુદરમા સુદર પ્રકરણનો વિષય થઇ પડે સેન્ટ હેલેનામાજ તેના ચારિત્ર્યના ખરેખરાં બાદશાહી લક્ષણો ઝળકી નીકળ્યાં હતા

એક અગ્રેજ ગૃહસ્થે તેને કહ્યુ કે આપને માટે જે જે વાતો અમારા દેશમા ફેલાઈ છે તે બધી હુ સાચી માનતો, એમ આજે તે પાપના પ્રાયશ્ચિત્ત તરીકે આપની આગળ કબૂલ કરુ છુ તેણે કહ્યુ, "હુ માનુ નહિ તો શુ કરૂ? અમારા વર્તમાનપત્રો અને પુસ્તકોમા બસ એની એજ વાત! બધાને મોઢે પણ એકનુ એકજ નિદાપુરાણ! એક પણ માણસ આ વાતને ખોટી ન પાડે"

નેપોલિયને તેના ભલા સ્વભાવ મુજબ હસીને કહ્યુ કે "આ બધી મહેરબાની માટે હુ તમારા દેશના પ્રધાનોનો આભારી છુ તેમણે મારા વિષેની નિદાથી ભરેલી પત્રિકાઓ આખા યૂરોપમા વેરી મૂકી હતી મને કોઇએ કહ્યુ કે એ જૂઠાણાનુ ખડન તમે કેમ નથી કરતા? મે કહ્યુ કે અતે જૂઠું વહી જાય છે અને સત્ય

ફરી રહે છે. આ જમાનાના શાણા માણુસો અને ભવિષ્યની પ્રજા સત્ય હકીકત જોઇને ન્યાય કરશે વાદળાં તો અત્યારથીજ ફાટવા લાગ્યાં છે અજવાળાના કિરણ તેમાથી નીકળવા મડયા છે અને મારૂ ચારિત્ર્ય હવે ધીમે ધીમે લોકોને સ્પષ્ટ દેખાતુ જાય છે થોડાજ વખતમાં મને ન્યાય આપવો એ યૂરોપમાં એક ફેશન થઈ પડશે, અને માત્ર લુચ્ચાઓ અથવા મૂર્ખાઓજ મારા શત્રુ રહેશે વળી મારી નિંદા કરવા પાછળ લાખો રૂપીઆ બરબાદ કરવામાં આવ્યા છે, છતા મે બધાવેલી ઇમારતો અને સ્થાપેલી જાહેર સંસ્થાઓ ભવિષ્યની પ્રજા આગળ મારો ઇતિહાસ આરસી જેવો ચોકખો બતાવી આપશે

સેન્ટ હેલેનાના અગ્રેજ સિપાઇઓ અને ખલાસીઓ તેના ઉપર ફિદા હતા એક અગ્રેજ ખલાસી, પહેરેગીર ન જોઇ શકે તેવી રીતે તેનુ દર્શન કરી ગયો અને બોલ્યો, "બસ, હવે હુ નિરાતે મરીશ ઇશ્વર નેપોલિયનને વધારે સુખ આપો એવી મારી પ્રાર્થના છે" આવા બનાવ તો ઘણીવાર બનતા કોઇ તેને માટે ફૂલના ગુચ્છા પણ ગૂથી ગૂથીને મોકલી દેતા એક ખલાસીની આખમાથી તેને જોતાજ પ્રેમાશ્રુ નીકળી પડયા અને તેણે લા કાસાસને કહ્યુ, "ને વહાલા જિગરને કહેજો કે એને લેશ પણ દુખ થાય એ હુ નથી ઇચ્છતો એને સુખ મળે એવી મારી પ્રાર્થના છે અમે બધા એમજ ઇચ્છીએ છીએ ઇશ્વર એને લાબુ આયુષ્ય અને તનદુરસ્તી બક્ષો !"

લોગવુડની આસપાસ અડધા કલાકમા જવાય એટલા અતર સુધીજ નેપોલિયનને પહેરેગીર વગર ફરવાની છૂટ હતી અગ્રેજ અમલદારને સાથે લીધા વગર એથી વધુ દૂર આ નાના ટાપુના કોઇ પણ ભાગમા જવાની તેને મનાઇ હતી આથી તેની લાગણી ઘણી દુખાતી અને તે ફરવા જવાનુજ માડી વાળતો તેના સોબતીઓએ નૌકાધિપતિને ઘણોએ વિનવ્યો પણ તેણે આ અપમાનજનક નિયમને ઢીલો નજ કર્યો નેપોલિયનને ઘણુ લાગી આવ્યુ અને ઠરાવેલી સીમા કરતા આગળ જવુજ નહિ એવોજ તેણે નિશ્ચય કર્યો આવા અપમાનથી તેમજ જિદગીની જરૂરીઆતો પણ નહિ મળવાથી તેની તબીયત બગડવા લાગી હતી

×૧૫ મી જાન્યુઆરી "બોનાપાર્ટનો છુપો ઇતિહાસ" એ નામનુ એક પુસ્તક તેના હાથમાં આવ્યુ એ જૂઠુ, અને અતિશય બીભત્સ નિંદાથી ભરપૂર હતુ તોપણ તે હસતો ગયો અને વાચતો ગયો તેની પોતાની માની હલકી નિંદા જે પ્રકરણમાં કરી હતી તે વાચતા તેનાથી ન રહેવાયુ પોતાના વ્યભિચારનો હેવાલ વાચીને તેણે કહ્યું કે, "આખી દુનિયા જાણે છે કે મે તો નીતિનો ફેલાવો કર્યો છે વ્યભિચાર તરફ મારૂ સ્વભાવથીજ વલણ નથી અને હોત તોપણ મારે માથે

× આ અવતરણો લા કાસાસ' અને ડૉ૦ ઓ મીરાની રોજનિશીમાથી લાવેલા છે

એટલા બધા કામ હતાં કે તે સબધી વિચાર કરવાની મને ફુરસદ પણ ન હતી

**૧૧ મી માર્ચ** કે.ઇએ તેને આજના દિવસની યાદ દેવડાવી ત્યારે તેણે ઉત્તરમા કહ્યું કે—

"ગયે વર્ષે તો હુ આજે લિયોમા હતો રાજાઓ અને લોકો બેઉ મારાથી ડર્યા અને યૂરોપમા સુલેહ અને સમતા જાળવવા માટે મારૂ રાજ્ય બહુજ જરૂરનુ છે તે એ બેઉથી નજ સમજાયુ તેમણે એ મોટી ભૂલ કરી છે અને તેમને સોસવુ પડશે"

'રાજાઓને શાની બીક હતી? શુ તેમને એવી ધાસ્તી હતી કે હુ રાજ્ય વિપ્લવકારી વિચારો ફેલાવીને તેમના રાજ્યાસન ઉથલાવી નાખીશ, કેટલીએ વાર તેમનાં રાજ્યો મારા હાથમા આવ્યાં હતા પ્રજાસત્તાક રાજ્ય માટે તેમની રૈયત માગણી કરતી પણ મે તેમને ઉત્તેજન આપ્યુ ન હતું જો મે તેમ કર્યું હોત તો અત્યારે પણ હુ રાજાજ હોત અને તેઓ ક્યારનાએ રાજ્યાસન વગરના થઇ ગયા હોત કાં તો રાજાને રૈયત પોતાનો ધર્મ બજાવવાની ફરજ પાડે અથવા તો રાજાની મારફતે પ્રજા પોતાનુ કલ્યાણ સાધે આ બેમાથી બીજો રસ્તો મને ઇષ્ટ લાગે છે **કારણ કે એકવાર પ્રજાનુ બળ પ્રકટ થયા પછી તે ક્યા જઇને અટકશે તે કહી શકાતુ નથી**"

"મે રાજાઓને અને ઉમરાવોને નિર્ભય કર્યા હતા આજે હુ જતા એ બેઉની સ્થિતિ જોખમમા છે મે લોકોની સત્તા અને તેમના વાજબી હક્ક કાયમને માટે મર્યાદિત કરી લીધા હતા આથી રાજા અને પ્રજા બેઉની તકરારોનો નિવેડો આવી ગયો હતો. હવે બેઉએ પોતપોતાની મર્યાદા તોડી છે અને હવે પાછો એ ઝગડો નવેસરથી શરૂ થવાનો છે તેઓ ધારતા હશે કે હવે સુલેહશાંતિ થઇ ગઇ છે પણ ખરૂ જોતા એકજ તણખો પડતા આખા યૂરોપમા દાવાનળ સળગી ઉઠે એવી સ્થિતિ અત્યારે છે"

**૧૦ મી એપ્રિલ** યૂરોપથી એક વહાણ આવ્યુ તેમા વર્તમાનપત્રો પણ આવ્યા હતાં તેની અંદર ફ્રાન્સમાં વધતા જતા અસંતોષની ખબરો હતી આ સમાચાર વાચતા નેપોલિયન ઘણો ઉશ્કેરાઇ ગયો, અને બોલ્યો કે "**સ્વતંત્રતાના વિચારો કદિ દબાયજ નહિ** ઉદાર વિચારો ઇંગ્લંડમાં ઉગ્યા છે, અને અમેરિકામા અજવાળુ પાડે છે પણ ફ્રાન્સમા તો પ્રજાએ તેમને પોતાના કરી લીધા છે, અને એ ત્રણ દેશની બનેલી દીપમાળામાથી આખા જગતને અજવાળે એટલો પ્રકાશ નીકળે છે જતે દિવસે એ વિચારો દરેક પ્રજાના ધર્મ, અને નીતિનુ સ્થાન લેશે અને સામા પક્ષવાળા ગમે તેટલા ફાંફા મારે તોપણ તે મારા નામની સાથે અવિચ્છિન્નપણે જોડાયલા રહેશે કારણ કે એ રોશની મેજ સળગાવી અને મેજ તેને

પવિત્ર કરી એની કોઇથી ના નહિજ પડાય "

**૧૭ મી એપ્રિલ** સેન્ટ હેલેનાનો નવો સુબો સર હડસન લો આજે મુલાકાતે આવ્યો તેનો દેખાવ કટાળો ઉપજાવે એવો છે તેના ગયા પછી શહેનશાહે કહ્યું, "એ દેખાય છે તો ઘણોજ ભયકર અને એનો ચહેરો પણ દુષ્ટ માણસના જેવો લાગે છે, પણ અત્યારથી આપણે અભિપ્રાય ન બાંધવો "

**૧૮ મી એપ્રિલ** સર હડસન લોએ નેપોલિયનના તમામ સોબતીઓને એક કાગળ વચાવ્યો જેમાં લખ્યુ હતુ કે તેમને સ્વદેશ પાછા જવુ હોય તો જવાની છૂટ છે, પણ જો આ બેટ ઉપરજ રહેવાનો તેમણે નિશ્ચય કર્યો હોય તો તેમણે લખી આપવુ પડશે કે શહેનશાહના ઉપર જે જે પ્રકારના જાપ્તા રાખવામા આવશે તે બધા અમે સહન કરવા કબૂલ છીએ એનો અર્થ એવો હતો કે જીવતા સુધી તેમણે અનેક પ્રકારનાં જુલમ, અપમાન સહન કરવાં છતા તેમણે બધાએ તરતજ એ કરારનામા ઉપર સહીઓ કરી દીધી

**૧૧ મી મે** સર હડસન લો અને નેપોલિયનના સોબતીઓ વચ્ચે દિવસે દિવસે કડવાટ વધવા લાગ્યો

**૧૬ મી મે.** સર હડસન લો લોગવુડ આવ્યો અને બોલ્યો કે મારે જનરલ બોનાપાર્ટને મળવુ છે ઘણા વખત સુધી બેઉ વચ્ચે કઠોર મભાષણ ચાલ્યુ તેના ગયા પછી નેપોલિયને કહ્યુ –" અમારે બેને ખૂબ ગરમાગરમ તકરાર થઇ મારો મિજાજ પણ હાથમાં ન રહ્યો તેમણે ( બ્રિટિશ સરકારે ) મારે માટે જેલરના કરતાં પણ વધારે ખરાબ માણસ મોકલ્યો છે તે પૂરેપૂરો જલ્લાદજ છે × × × × બસ, તેઓ જરૂર મારો અતજ લાવશે "

**૨૮ મી મે** આજે શહેનશાહ ઘોડે બેસીને ફરવા ગયા હતા રસ્તામાં અગ્રેજ લશ્કરની છાવણી આવી સિપાઇઓ તેને જોતાંજ તેની આસપાસ વીંટળાઇ વળ્યા તેણે એ સબધમાં કહ્યુ, 'મને જોઇને જેના દિલમા માન પેદા ન થાય એવો કોઇ પણ દેશનો સિપાઇ હોયજ નહિ ' સિપાઇઓને ઉશ્કેરવાનુ તહોમત પોતાના ઉપર ન આવે તે માટે તેણે એ પછીથી એ છાવણી તરફ જવાનુ છોડી દીધુ

**૧૮ મી જુન** આજે વૉટર્લુના સગ્રામને એક વર્ષ પૂરૂં થયુ એ વાત યાદ આવતા શહેનશાહના મુખ ઉપર શોકનુ વાદળુ છવાઇ ગયુ તેમણે ધીમે અને અતિ ગભીર અવાજે કહ્યુ, " નહિ સમજી શકાય એવી આફતનો દિવસ ! અપૂર્વ નસીબીની પરપરા ! ગ્રાઉચી અને ને ! શુ હશે ? દેશદ્રોહ કે પ્રતિકૂળ પ્રારબ્ધ ? ! અફસોસ ! ગરીબ ફ્રાન્સ ! "

**૧૮ મી ઓગસ્ટ** આજે વળી પાછો સર હડસન લો નેપોલિયનને મળવા આવ્યો વાત કરતા કરતાં બેઉ તપી ગયા શહેનશાહ પણ અત્યારસુધી જુલમ

અને અપમાન વેઠી વેઠીને એવો કાયર થઈ ગયો હતો કે આજે તેનો ક્રોધ કાબુમાં ન રહ્યો હડસન લોએ તેને કહ્યું કે તમારા ખર્ચ માટે તમારે વરસ દહાડે ત્રણ લાખ ફ્રાન્ક આપવા અને તમારા ઘરખર્ચમાં ઘટાડો કરો નેપોલિયને પોતાના માટે બિનજરૂરી અને અપમાનભરેલા જાપ્તાના નિયમો બાંધવા માટે ગવર્નરને ખૂબ ખખડાવ્યો બેઉ જણ એક બીજાથી વધારે ખીજવાઈને છૂટા પડ્યા

બીજે દિવસે સર હડસન લો ડૉ૦ ઓ'મીગને કહેવા લાગ્યો કે "તમે જનરલ બોનાપાર્ટને કહી દેજો કે તેના સુખ અને આરામનો આધાર માત્ર મારી મરજીની ઉપર છે જો તે આ રીતે મારૂં અપમાન કર્યા કરશે તો મારી સત્તા કેટલી છે તેની તેને ખબર પાડી દઈશ તે મારો કેદી છે અને જેવી તેની ચાલચલગત તેવી રીતે તેની સાથે વર્તવાનો મને અધિકાર છે હું તેની અક્કલ ઠેકાણે લાવી દઈશ તેણે લાખો માણસોની ખુવારી કરાવી છે અને છૂટે તો ફરી પાછો તેમજ કરે"

૩ જી સપ્ટેમ્બર રાજ્યવિપ્લવવિષે વાત કરતા નેપોલિયને કહ્યું —"રાજ્યવિપ્લવ એ ઈશ્વરના શાપથી પ્રજાના ઉપર પડનારી મોટામા મોટી આફત છે સમાજમા એક રોગરૂપ છે સમાજનુ ખરૂ સુખ તો પ્રજાનો દરેક વર્ગ એક બીજાને સુખ આપે અને લે અને સમાજનુ બંધન સુવ્યવસ્થિત રહે તેમાજ રહેલુ છે હુ ગરીબોને માટે દરવર્ષે લાખોની રકમ ખરચતો હતો, તોપણ ફ્રાન્સ ૧૭૮૭ની સાલમા હતુ તેના કરતા વધારે નિર્ધન રહ્યુ છે એનુ કારણ એ છે કે રાજ્યવિપ્લવ ગમે તેટલો ડહાપણપૂર્વક કર્યો હોય તોપણ પ્રજા શરીરને તેથી એટલો આંચકો લાગે છે કે તેની ઉત્પાદક શક્તિનો નાશ થઈ જાય છે અને ઘણે વર્ષે તે કાંઈક ઠેકાણે આવવા લાગે છે ફ્રાન્સની રાજ્યક્રાન્તિ એ આખા પ્રજા શરીરને લાગેલો ભયંકર આંચકો હતો અને વિસુવિયસ જ્વાળામુખીના પ્રચંડ ઉત્થાનના જેવી તેની અસર વ્યાપક અને અનિવાર્ય હતી જ્યારે સમાજમા વ્યાપી રહેલી સૂક્ષ્મ અસરો પરિપક્વ થાય છે ત્યારેજ રાજ્યક્રાન્તિ ભભુકી નીકળે છે"

"જો બુર્બોન રાજાઓ એમ સમજતા હોય કે તેઓ રાજ્યાસન ઉપર સુદૃઢપણે સ્થાપિત થઈ ગયા છે, તો તે તેમની મોટી ભૂલ છે હુ તો વખતે ફરીથી જોવા ન પામુ પણ એટલુ તો ચોક્કસ જાણુ છુ કે જે રાજ્યદંડ ફ્રાન્સના શત્રુઓએ તેમના હાથમા મૂક્યો છે તેમને એક દિવસ પ્રજા તોડ્યા વગર નહિજ રહે લોકો જરૂર જાણી જશે કે મારા વંશજના રાજ્ય વગર તેમનુ હિત જળવાય એમ છેજ નહિ"

સર હડસન લોએ નેપોલિયનને ખબર આપી કે તમારે ખર્ચમા ઘટાડો કરવો અને નોકરો ઓછા રાખવા તમારો માસિક ખર્ચ પચીશ હજાર ફ્રાન્કથી વધારે નજ આપવો જોઈએ અને વધારે કરવો હોય તો વધારાની રકમ તમારે પોતાને આપવી પડશે નેપોલિયને જવાબ દીધો કે "લંડન, પારિસ કે સેન્ટ હેલેના એમાંથી

બ્રિટિશ પ્રધાનોની નજરમા આવે તે ગામની બેન્ક સાથે મને વ્યવહાર કરવા દો અને મારા કાગળો સીલબંધ જાય અને આવે તેમા દખલ ન કરો, તો હું મારો સઘળો ખર્ચ ઉપાડી લેવા તૈયાર છુ તેણે પોતાના તરફથી વચન આપ્યુ કે એ પત્રોમાં નાણા સિવાય બીજી બાબતને લગતો પત્રવ્યવહાર નહિ કરૂ, પણ હડસન લોએ ના પાડી, અને કહ્યુ કે ખર્ચ ઘટાડવોજ પડશે લાબી કડવાશભરેલી તકરાર ચાલી હડસન લો એકનો બે નજ થયો કાઉન્ટ મોન્થોલનને તેને ઘણોએ સમજાવ્યો કે શહેનશાહને બ્રિટિશ સરકાર તેની પોતાની મિલ્કત વાપરવા દેતી નથી અને તેથી કરીને ઘરખર્ચ ચલાવવાને માટે તેના પાસે સોનાચાદીના વાસણ રહ્યા છે તે વેચી નાખવા પડશે ખરેખર દર મહિને વાસણો વેચાતાંજ ગયા અને છ નોકરને રજા આપીને ખર્ચ કમી કરવો પડયો

તેણે એકવાર ડૉ૦ ઓ'મીરાને કહ્યુ કે, " મને તમારા દેશના ( ઈંગ્લંડના ) પ્રધાનોની રીતભાતમાં કાઇ સમજ નથી પડતી તેઓ દર વર્ષે મારી પાછળ બાર લાખ ફ્રાન્ક ખર્ચવાનો દેખાવ કરે છે અને અહિ તો મને તોળી તોળીને ખાવાની . અને નોકરોને કહાડી મૂકવાની ફરજ પાડે છે ! એક બાજુએ નકામો ગંજાવર ખર્ચ કરવાનો ડોળ અને બીજી બાજુએ જેનો જોટો પણ શોધ્યો ન જડે એવી નીચતા અને સાકડુ મન ! મારા કાગળ સીલબંધ ન જવા દે તો એવો કોણ મૂર્ખ હોય કે બુર્બોન રાજાની આખે ચડવા અને પોતાની મિલ્કતને જોખમમા નાખવા તેનો મને જવાબ આપે વળી એકવાર જે પ્રધાનોએ મને બેલેરોફોન વહાણમા લૂટી લીધો તેઓ જો જાણે કે મારી ખાનગી મિલ્કત અમુક ઠેકાણે છે તો તેઓ લૂટી લીધા વગર રહે પણ ખરા ' પણ તેઓ આટલા ખર્ચનો ડોળ શામાટે કરે છે તે હુ સમજુ છુ એ લોકો ઈંગ્લંડની પ્રજાને ઠગે છે ત્યાના લોકો આટલા મોટા ખર્ચના આંકડા જુએ અને મારે માટે સરસામાન તૈયાર કરાવવાની ખોટી ધમાલ જુએ એટલે એમ જાણે કે હુ અહિ સુખમાં છુ જો તેઓ એમ જાણે કે મને અહિ આવી વિટબણા પડે છે, અને તેમની જાતીય પ્રતિષ્ઠા ઉપર કલંક લાગે છે, તો તેઓ તે સાખી ન રહે "

ત્રણ મહિનાની અદર રૂપાના ઢોળવાળા વાડકા સિવાય બધાં કિંમતી વાસણ વેચાઇ ગયા અને હવે તેને સાધારણ વર્ગમાં વપરાતા ધાતુના વાસણમા ખાવાનો વખત આવ્યો આથી તેના મન ઉપર એટલી બધી માઠી અસર થઇ કે અનાજ નો કોળીઓ પણ તેને ગળે ઉતરતો નહિ

આખરે સર હડસન લોની ખફગી નરમ પડી આ વાતને આટલી હદસુધી લઇ જવા માટે તેણે દિલગીરી બતાવી અને કહ્યુ કે લોંગવુડમાં પુષ્કળ સોનુ છે એવી મારી સમજ હોવાથી મે આવુ પગલુ ભર્યું હતુ, અને ' જો મને ખબર હોત

કે જનરલ બોનાપાર્ટને સામાન્ય માણસ વાપરે એવા વાસણમાં ખાવું પડશે તો એક પણ થાળી વેચાવા ન દેત ”

શહેનશાહને નાણાંની અતિશય તંગી વેઠવી પડે છે એવું જ્યારે તેના મિત્રો અને સગાંએ જાણ્યું ત્યારે તેમણે લખ્યું કે અમારી પાસે જે કાંઇ છે તે સર્વ તમારૂંજ છે તેની માતા, જોસેફ હૉર્ટેન્સ, પાઉલાઇન, જેરોમ, લૂઇ, બધાએ લખ્યું કે અમારી પાસેથી જેટલું જોઇએ તેટલું નાણું મંગાવી લેજો

આ પ્રમાણે નેપોલિયનનું સેન્ટ હેલેનામાં પહેલું વર્ષ પૂરૂં થયું તેને કરવામાં આવતી તરેહ તરેહની પજવણીઓ અને અપમાનોની કથા વિશેષ લંબાવવાથી ઘણા વાચકોને દુઃખની લાગણી થાય તેમ છે એ શોકમય કથા વાંચવા જેવું જેમને હૃદય હોય તેમને માટે સર હડસન લોના સરકારી કાગળોના પૂરાવાસહિત સેન્ટ હેલેનાનાં અનેક સંસ્મરણોની સામગ્રી તૈયાર છે





# प्रकरण ७१ मुं—केदनुं बीजुं तथा त्रीजुं वर्ष



હેનશાહની તબીયત હવે દિવસે દિવસે બગડતી ચાલી, અને તે જોઇને તેના સોબતીઓને ઘણો શોક થતો હતો. અગ્રેજ અમલદારને સાથે રાખ્યા વગર તેને પગે ચાલીને કે ઘોડે બેસીને ફરવાની મના હતી હાથમા ભરેલી બદુકો લઇને સત્રીઓ તેના ઘરની બારીઓ અને બારણા આગળ રાતદહાડો ઉભાને ઉભાજ રહેતા જ્યારે અગ્રેજ અમલદાર સાથે ન હોય ત્યારે ટાપુના કોઇ પણ વતની સાથે તેને બોલવાની છૂટ ન હતી સર હડસન લોએ શહેનશાહ ના તમામ સોબતીઓએ નીચેના કરારનામા ઉપર સહી કરવીજ પડશે, એવી જીદ લીધી

" હુ નીચે સહી કરનાર આ ઉપરથી જાહેર કરૂ છુ કે મારે સેન્ટ હેલેનામા રહેવુ છે અને બોનાપાર્ટના ઉપર જે જે અગત અકુશો મૂકવામા આવે તે બધા મારા ઉપર મૂકાય તોપણ તે સહન કરવા હુ રાજી છુ "

તેઓ આના કરતા પણ વધારે આકરી સરતો ઉપર સહી કરવા તૈયાર હતા પણ જે લખાણમા શહેનશાહના સબધમા ઘણીજ તોછડાઇ વાપરી હોય તેના ઉપર તેઓ સહી નજ કરે તેમણે સહી તો કરી પણ બોનાપાર્ટને બદલે શહેનશાહ શબ્દ લખ્યો સર હડસન લોએ કાગળો પાછા મોકલ્યા અને કહ્યુ કે લખાણ છે તેમનુ તેમજ રહેવા દઇને સહી કરવી પડશે તેઓ બધા ગુચવાયા અને નેપોલિયનના ઓરડામા ભેગા થયા તેણે કહ્યુ —

" મારા તરફ પ્રેમ રાખનારાઓ ઉપર અપમાનનો વરસાદ વરસાવવામા આવ્યો છે અને હજુ પણ તેમા વધારો થવાનો સભવ છે તેથી હુ હવે તે સહન કરી શકતો નથી બધા અહિથી જાઓ હુ અહિ એકલોજ રહીશ તમારા ઉપર આટ-આટલો અકુશ તો છે અને તેમા વધારો થયાજ કરે છે તે હુ જોઇ શકતો નથી તમે યૂરોપ જાઓ અને અહિ મારા ઉપર કેવો ભયકર જુલમ વરસી રહ્યો છે તે જાહેર કરી દો. હુ કમોતે મરવાની તૈયારીમા છુ તેની સૌ આગળ સાક્ષી પૂરજો હુ

તમને આ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરવાની મના કરૂં છું "

પણ સર હડસન લોએ કહેવડાવ્યું કે તમારે માટે વહાણ તૈયાર છે અને તમારે બધાએ અહિંથી કેપ ઑફ ગુડ હોપ ચાલ્યા જવું આ જવાબ સાંભળીને તેમના હોશ કોશ ઉડી ગયા શહેનશાહની સેવા છોડવા કરતાં તેઓ કોઈ પણ જાતનું અપમાન ખમવા રાજી હતા તેમણે નીચી ગરદને સહી કરી આપી. પછી નેપોલિયને કહેવડાવ્યું કે તમારે મારા નામ સાથે " શહેનશાહ "ની પદ્દી નજ જોડવી હોય તો અને કર્નલ દૂરો કે મુરિયોન કે એવું કોઇ તખલ્લુસ ધારણ કરવા દો હડસન લોએ જવાબ આપ્યો કે આ બાબત બહુ અગત્યની છે તેથી મારે બ્રિટિશ પ્રધાનમંડળની મંજુરી મેળવવી પડશે

આ સંબંધી વાત કરતાં નેપોલિયને ડૉ૦ ઓમીરાને કહ્યું કે —

" મેં રાજ્યાસન છોડયું પણ શહેનશાહની પદવી છોડી નથી રાજાઓ હમેશાં એ પદવી પોતાના નામ સાથે જોડે જ છે સ્પેનના રાજાએ રાજ છોડયું પણ પોતાને રાજા તો કહેવડાવતોજ હતો, પરંતુ તમારા પ્રધાનોને તો એવું કહેવડાવવું છે કે મને રાજ આપવાનો ફ્રેન્ચ પ્રજાને હકજ ન હતો, પણ તમારી સરકારે કોને એવો અન્યાય નથી આપ્યો ? જ્યૉર્જ વૉશિંગટનને પણ તમે બળવાખોરનો સરદાર કહેતા અને તેના રાજ્યતંત્રને ઓળખવાની પણ ના પાડતા, પણ જ્યારે તણે તમારા દાંત ભાગી નાખ્યા ત્યારે સંયુક્ત રાજ્યોને અને વૉશિંગટનને તેમનું ખરૂં સ્થાન તમારે ચૂમાઇને આપવું પડયું તમારા પ્રધાનોનો આવો દુરાગ્રહ ન હોત તો આવી અવસ્થામાં હું પોતાને શહેનશાહ કહેવડાવું એવો હું મૂર્ખ નથી "

**૧૪ મી નવેમ્બર.** વળી પાછું સર હડસન લોએ કાંઇ નવું બહાનું ગોતી કહાડયું લા કાસાસે પૂછયું, " તેના આવા કૃત્યોથી આપનો અંગ્રેજો તરફનો ધિક્કાર ઘણો વધી ગયો હશે ! "

શહેનશાહે પ્રસન્ન વદને જવાબ આપ્યો, " જો કોઇ એવી વૃત્તિ રાખે તો તે હલકો અને તિરસ્કારને પાત્ર કહેવાય હા, એમ કહો કે અમુક અંગ્રેજને માટે વ્યક્તિગત ધિક્કાર વધે એ વાત ખરી છે જ્યારે વાત નીકળી ત્યારે કહું છું કે માણસ—જે ખરેખરો માણસજ હોય તે કદી કોઇને ધિક્કારતો નથી, અને તેનો ક્રોધ પણ માત્ર ક્ષણવારનો—વિજળીના તારના તણખા જેવો હોય છે ઉંચા પ્રકારનાં કામો કરવા માટે અને આ પ્રકાર ભોગવવા માટે સરજાયેલો માણસ હમેશાં પોતાનું કાર્ય, તેનું મહત્ત્વ, અને પરિણામનોજ વિચાર કરે છે."

**૨૦ મી નવેમ્બર.** લા કાસાસે હડસન લોને બતાવ્યા વગર એક પત્ર યૂરોપ મોકલાવ્યો તેમાં તેણે શહેનશાહની માઠી હાલતના સમાચાર લખ્યા હતા આ અપરાધને માટે તેને જરા પણ ચેતવણી આપ્યા વગર તેના પુત્રની સાથે એકં મ-

હિના સુધી સખત બદીખાને પૂરી રાખ્યો અને કેપ ઑફ ગુડ હોપ મોકલાવી દીધો, જતી વખતે તેને શહેનશાહને મળવા પણ ન દીધો. નેપોલિયનપર આ મંદવાડ અને દુઃખના વખતમા લા કાસાસ જેવા મિત્રના વિયોગનો તેને કારી જખમ લાગ્યો. શહેનશાહે પોતાના દુઃખી થએલા મિત્રને નીચેના ભાવનો પત્ર લખ્યો

"મારા પ્રિય કાઉન્ટ લા કાસામ,–તમારા ઉપર અત્યારે જે આફત પડી છે તે જોઇને મારૂ હૃદય ચીરાઇ જાય છે તમારૂ વર્તન તદ્દન નિષ્પાપ અને આબરૂ-ભરેલુ છે તમારા કાગળ પડાવી લેવાનુ તેમને બહાનુ જોઇતુ હતું તમારા કાગ-ળમાં કાઇ કાવત્રા જેવુ તો હતુંજ નહિ માત્ર તેમાં સાચા અને ઉદાર દિલની લાગણીનો ઉભરો હતો."

"તમારા કાગળની સાથે સાથે મારા પર કેટલાક કાગળો છે તે વાત તેઓ જાણતા હતા તેથી મારા કાગળ પણ તેઓ લઇ ગયા મને તે વાતની પાછળથી ખબર પડી મે બારીથી તમને લઇ જતા જોયા તે વખતે પોતાના કેદીને શેકીને ખાઇ જતા પહેલા જગલી મનુષ્યાહારીઓ નૃત્ય કરે છે તેવુ જ કાંઇક દૃશ્ય મારી આખે દેખાયુ"

"તમારો સમાગમ મને બહુજ જરૂરનો હતો તમે એકલાજ અગ્રેજી વાચી, લખી અને સમજી શકતા હતા તમે મારા મદવાડમા કેટલીએ રાત્રિના અખંડ ઉજાગરા કર્યા હતા! હવે તમે યૂરોપજ જજો તમે કોઇ સુખમય સ્થાનમાં છો એ જાણીને મને ઘણુ આશ્વાસન મળશે જો કોઇ દિવસ તમે મારી સ્ત્રી અને પુત્રને મળી શકો તો મારો પ્રેમ તેમને પહોચાડજો. બે વર્ષ થયાં મને તેમના પરોક્ષ કે અપરોક્ષ કશાજ સમાચાર મળ્યા નથી એક જર્મન વનસ્પતિશાસ્ત્રી અહિ છ મહિનાથી છે તેણે દેશ છોડયો તે પહેલાં તેણે તેમને એકવાર જોયા હતા એમ કહેવાય છે, પણ આ જગલીઓ તેને મારી પાસે આવવા દેતાજ નથી"

"દરમ્યાન, તમે ધીરજ રાખજો અને મારાં સ્વજનને આશ્વાસન આપજો મારૂ શરીર તો શત્રુઓની દુસ્મનાવટનો ભોગ થઇ પડયુ છે તેમની વૈરવૃત્તિને તૃપ્ત કરવા તેઓ બનતુ કરી છૂટે છે તેમની ઇચ્છા તો એવી છે કે હુ લાબા વખત સુધી રીબાયાજ કરૂ, પણ ઇશ્વર એવો ન્યાયી છે કે આટલુ કષ્ટ તે મને ઝાઝો વખત નહિ જ સહન કરવા દે અહિની પ્રતિકૂળ આબોહવા, જિંદગીને ટકાવી રાખનારી દરેક ચીજનો અભાવ, અને સતાપ એ ત્રણવડે મારો અતકાળ થોડા વખતમાં આવશે એમ લાગે છે"

નેપોલિયને આ પત્ર પોતાની સીલ મારીને મોકલાવ્યો પણ હડસન લોએ પાછો મોકલાવ્યો અને કહેવડાવ્યુ કે અમે વાચીએ અને અમને વાંધાભરેલો ન લાગે તો જ તેનાં માલિકને આપવામા આવશે નેપોલિયને આ કાગળ પાછો લાવનારના સામે

પણ જોયુ પણ કાગળ ઉપરની સીલ ઉખેડી લઈ કાગળ પાછો આપ્યો ૩૦ મી ડિસેમ્બરે લા કાસાસને લઈ ગયા પછી નેપોલિયને ડૉ૦ ઓ'મીરાને કહ્યુ કે ' હવે મોન્થોલનનો વારો આવશે, કારણ કે તેઓ જાણે છે કે લા કાસાસના ગયા પછી મને સૌથી વધારે ઉપયોગી અને વિશ્રાન્તિ આપનાર એ છે એ પ્રમાણે બધાના ગયા પછી તમને તેઓ ઉપાડી જશે એટને તેમના પાપની પૂર્ણાહુતિ થઇ જશે"

"મારા પોતાના માટે તો હુ ફર્યાદ કરૂજ નહિ, પણ કદાચ ઈંગ્લંડની પ્રજા મારે વિષે પ્રધાનોને સવાલ પૂછે તો તેઓ એમજ જવાબ આપે કે નેપોલિયને કશી ફર્યાદ કરી નથી એટલે સુખીજ હોવો જોઇએ ફર્યાદનો એક શબ્દ પણ ઉચ્ચારવો એ મારા દરજ્જાને છાજે નહિ બાકી હુ તો એટલો કાયર થઇ ગયો છુ કે મને ગોળીમાર કરવાનો હુકમ નીકળે તો હુ તેને સુખરૂપ માનુ"

**૧૯ મી માર્ચ** ડૉ૦ ઓ'મીરા લખે છે કે—"આજે મે શહેનશાહને બાઇબલ વાચતા જોયા મને એમજ થયુ કે આ વાત ઘણા માણસો નહિ માની શકે, કારણ કે લોકોમાં એમ કહેવાતુ હતુ કે તે નાસ્તિક છે"

તેણે હસતે મોઢે જવાબ દીધો, "લોકો તેમ કહેતા હોય તોપણ એ વાત સાચી નથી હુ નાસ્તિક તો છુજ નહિ ધર્મગુરુઓનો ઢોંગ અને તેમના પાખડ હુ જાણુ છુ તોપણ મે ફ્રાન્સમા ધર્મની પુન સ્થાપના કરાવી હતી ધર્મવડે પ્રજાની સામાજિક નીતિને પોષણ મળે એમ હુ ઇચ્છતો હતો માણસને કાઇક અલૌકિક તત્ત્વની જરૂર પડે છે વળી ધર્મવડે ઘણાને આશ્વાસન અને ધૈર્ય મળે છે"

**૩ જી એપ્રીલ** શહેનશાહે કહ્યુ કે "મારા પહેલાના રાજાઓ એવી પ્રતિજ્ઞા લેતા હતા કે અમે સઘળા નાસ્તિકોનો નાશ કરીશુ ગાદીએ બેસતી વેળા મે એવી પ્રતિજ્ઞા લીધેલી કે હુ તમામ મતસપ્રદાયોને અભયદાન આપીશ"

**૪ થી એપ્રિલ.** ડૉ૦ ઓ'મીરા શહેનશાહને રહેવાના મકાનનુ વર્ણન કરતા લખે છે.કે—"ઉંદરો અતિશય વધી પડયા છે પાટીઆંના પડદા અને માળનાં પાટીઆં તેમણે કોચી કોચીને કણા કરી નાખ્યાં છે આખી રાત દોડાદોડ અને કુદાકુદ કરીને તેઓ એટલો તો કચકચાટ કરી મૂકે છે કે જેમણે સાંભળ્યો હોય તેમનેજ તેનો ખ્યાલ આવે રાત્રે તેઓ જ્યારે મારા સુવાના ઓરડામા પેસીને ગરબડ મચાવે છે ત્યાર હુ ચીડાઇને બૂટ અથવા જે કઇ હાથમા આવે તે ફેકુ છુ પણ તેનથી એ હરામખોરો જરા પણ ડરતા નથી એટલે આખરે તેમને હાંકી કહાડવા મારે પથારીમાથી ઉઠવુજ પડે છે"

"એક તો જૂનુ પુરાણુ મકાન, છાપરૂ અને છત હલકા લાકડાના, તેના ઉપર ડામરવાળા કાગળ ચોટાડેલા, પડદા તે પણ લાકડાના, તેથી કરીને ઘણી સહેલાઇથી ઉદર આવી શકતા, એટલુજ નહિ પણ તેનાથી બીજી પણ, અગવડ પેદા થઇ હતી.

ગરમીથી ડામર ઓગળી જતો અને તેથી પાટીઆંની ફાટો ઉઘાડી થઈ જતી તેમાથી વરસાદનાં ઝાપટાં ને ઝાપટા ઘરમાં ચાલ્યાં આવતા મોન્થોલનની સ્ત્રી બિચારી રાતમા ઉઠી ઉઠીને છોકરાંને ભીનામાંથી કોરામા સુવાડતી આ ખોડ સુધરે એમ હતુ જ નહિ, કારણ કે જરા તડકો પડતો એટલે નવી નવી ફાટો પડતી આ વાત કદાચ કોઇના માનવામાં ન આવે તો તેઓ તેમની મુસાફરી દરમ્યાન તેમનુ વહાણુ સેન્ટ હેલેના આગળ થોભે ત્યારે જે ઘરમા ફ્રાન્સનો દેશનિકાલ થએલો પાદશાહ છ વરસ કેદ રહી મરણ પામ્યો હતો તે ઘરની સ્થિતિ જાતે જોઇ આવશે તો ખાત્રી થશે ”

૨ જી જુલાઇ હિંદુસ્તાનનો ગવર્નર જનરલ લૉર્ડ આમહર્સ્ટ વિલાયત જતાં ત્યાં થોભ્યો અને નેપોલિયનની મુલાકાતે આવ્યો સાધારણ વાતચીત થઇ રહ્યા પછી તેણે કહ્યુ કે જો ઈંગ્લંડના યુવરાજને કાંઇ ખાસ કહેવુ હોય તો હુ ખુશીથી કહીશ નેપોલિયને પોતાના દરજ્જાને છાજે તેવા પ્રાઢ પણ તીવ્ર મનોવ્યથાજનિત સ્વરે કહ્યુ —

“ તમારા રાજાને તેમજ તમારા દેશની પ્રજાને મને કેદ કરવાનો હક્ક નથી બે કરોડ માણસો એક વ્યક્તિને કેવી રીતે સતાપે તેનુ ઉદાહરણ ઈંગ્લંડે આપ્યુ છે વહેલા મોડા ઈંગ્લંડને આ કૃત્યને માટે શરમાવુ જ પડશે. તમારી પાર્લામેન્ટ આ દરખાસ્તને ટેકો આપતી વખતે ધારાસભા તરીકેની પોતાની પવિત્ર પદવી ભૂલી ગઇ અને ઈંગ્લંડની પ્રજાને નામોશી લગાડે એવા કૃત્યને સમતિ આપવા દોરવાઇ ”

એ પછી પોતા ઉપરના જાસાઓ વગેરેની હકીકત કહ્યા પછી તેણે કહ્યુ કે “ આ ઉપરાત હજી પણ બીજુ ઘણુ તેઓ કરવા ઇચ્છે છે મારો દેશ જેને માટે મગરૂર છે તે વાતનો તેમને મારે મોઢે ઇનકાર કરાવવો છે અને તેને લાછન લાગે એવી ખોટી વાત મારી પાસે કબુલ કરાવવી છે તેમને મારી પાસે એવુ કબૂલ કરાવવુ છે કે મને રાજ્યમુકુટ પહેરાવવાનો ફ્રાન્સને હક્કજ ન હતો અને સર હડસન લોની કલમના ગોદાવડે, મારે કપાળે રાજ્યગુરુએ કરેલુ રાજચિન્હ ભૂસી નાખવુ છે કેમ્પો ફોર્મિયો અને લૂનેવાઈલ આગળ જ્યારે મે આસ્ટ્રિયાના શહેનશાહને સુલેહ કરવાની ફરજ પાડી ત્યારે હુ જનરલ બોનાપાર્ટ કહેવાતો હતો જ્યારે મે ઈંગ્લંડની સાથે એમેન્સની સુલેહપત્ર સહી કરી ત્યારે પણ હુ તેજ નામથી ઓળખાતો હતો હજી પણ હું એ નામ ધારણ કરવા મગરૂર છુ પણ તે નામ જો હું ધારણ કરૂં તો ફ્રેન્ચપ્રજાએ કરેલા કામને રદ અને ગેરકાયદે ગણવાનો ઈંગ્લંડના રાજાને હક્ક છે એમ મે કબૂલ કર્યું કહેવાય હુ તો ડુરો અથવા એવુ કાંઇક તખલ્લુસ ધારણ કરવાનો હતો પણ તમારા પ્રધાનો તથા તેમનો ભાડુતી ખૂની સર હડસન લો, આ બાબતમા તરેહ તરેહના વાંધાઓ કરીને મને શહેનશાહની પદવી પકડી રાખવાની ફરજ પાડે છે જો તમારા દેશની સરકાર એમ કહેવા માગતી હોય કે હુ ફ્રાન્સનો પાદશાહ હતોજ નહિ, ત્યારે તો જ્યારે મે એમેન્સની

સુલેહ ઉપર સહી કરી અને લૉર્ડ કાસલરે અને લૉર્ડ લૉડર્ડેલ મારા એલચીઓ સાથે સધિવિચાર કરતા હતા ત્યારે ફ્રાન્સનો રાજા હુ નહિ તો કોણ લૂઇ હતો ?

"હું ઇગ્લડ સાથે મૂળથીજ સાચા દિલથી સુલેહ રાખવાજ ઇચ્છતો હતો મારે તો રાજ્યવિપ્લવથી પડેલાં મોટા મોટા કોતરો પૂરી નાખવાં હતા અને કાયદેસર બધારણવાળુ રાજયતત્ર જે તમારા અને મારા દેશે ભયકર સામાજિક આંદોલન કરીને મેળવ્યુ છે તે યૂરોપના રાજાઓની મારફતે યુરોપનાં રાજ્યોને અપાવીને યૂરોપની રાજનૈતિક ઇમારતોને હલાવ્યા વગર તેની પુનર્ઘટના કરવાની મને અભિલાષા હતી હું ફરીથી કહું છુ કે મારે સુલેહજ જોઇતી હતી અને તે મેળવવાને માટેજ હુ લઢતો હતો વિયેનાની રાજપરિષદ એમ સમજતી હશે કે યુરોપમાં હવે સુલેહ થઇ ચૂકી છે પણ તેની ભૂલ થાય છે એક અતિ ભયકર લડાઇ મારા સામ્રાજ્યની ભસ્મની અદર છુપાઇને પોષાઈ રહી છે જે રાજાઓને માફ કરી કરીને તેમનાં ગાદી મે પાછા આપ્યા હતા તેમણે મારા પ્રત્યે બતાવેલી કૃતઘ્નતાનુ વૈર વહેલી મોડી પ્રજા લીધા વગર નહિજ રહે રાજપુત્રરાજને કહેજો કે—"જે પાર્લામેન્ટના તમે મુખ્ય સભાસદ છો તેને કહેજો કે મારા જેલરના જુલમમાંથી મને છુટો કરવા મહેરબાની કરીને મારે માટે જલ્લાદનો કુહાડો તૈયાર કરાવો એટલુંજ હું માગી લઉં છું"

મોન્થોલન લખે છે કે "આ પ્રૌઢ અને મર્મવિદ્ધ આત્માના દુખની કથા સાંભળીને લૉર્ડ આમહર્સ્ટને ઘણુ લાગી આવ્યુ તેણે પોતાના મનની લાગણી ન છુપાવી તેણે વચન આપ્યુ કે આ બધી હકીકત હુ યુવરાજને કહીશ અને આપની રજા હોય તો સર હડસન લોને પણ કાઇક કહુ"

નેપોલિયને કહ્યુ, "એમાં તો કાંઇજ વળે એમ નથી એ માણસના સ્વભાવમાંજ પાપવૃત્તિ અને મારા પ્રત્યે વેર વસી રહ્યુ છે જેમ વાઘ પોતાના શિકારને નખવડે ફાડીને તેના દુખને લાબો વખત પહોચાડવામા મઝા માને છે તેમ આ માણસને પણ પોતાની મઝાને ખાતર મને પીડવાની જરૂર પડે છે"

અક્ટોબર માસના અરસામા ડૉ૦ ઓ'મીરા નોધ કરે છે કે ' શહેનશાહની તબીયત ઘણીજ ખરાબ રહે છે" એવામા વળી સર હડસન લોના ભેજામા નવો તરગ આવ્યો તેણે હુકમ કર્યો કે જનરલ બોનાપાર્ટની તબીયતનો મને રોજ લેખી રિપૉર્ટ કરવો. નેપોલિયને વાંધો લીધો જવાબ મળ્યો કે નેપોલિયનના નામ સાથે "શહેનશાહ" શબ્દ તો નહિજ લખાય એકલુ નેપોલિયન બોનાપાર્ટ તમે ભલે લખો આ વાત ડૉ૦ ઓ'મીરાએ તેને કહી પણ તેણે કબૂલ ન કરી તે કહે કે એ લોકો જેમ મારૂ વધારે વધારે અપમાન કરતા જશે તેમ હુ પણ શહેનશાહની પદવી પકડી રાખવા વધારે જીદ કરીશ આખરે તેણે કહ્યુ કે રિપૉર્ટમાં દરદી બોનાપાર્ટ

લખો, પણ આ રીત પણ સર હડસન લોએ નામંજૂર કરી તેણે કહ્યું કે બસ "જનરલ બોનાપાર્ટ" સિવાય બીજું કાંઇ લખાશેજ નહિ !

નેપોલિયને તે ઉપરથી દવા ખાવાનીજ સાફ ના પાડી, એમ કેટલાક દિવસ નીકળી ગયા આખરે સર હડસન જરા નરમ પડયો, અને નેપોલિયનની તબીયતનો દૈનિક રિપૉર્ટ માગવાનુ છોડી દીધુ ડૉ૦ ઓ'મીરા પાછો તેની સારવારમાં હાજર થયો તે લખે છે કે "જમણી બાજુએ થોડુ દુખ તો તેને થયાજ કરતુ, તેની ભૂખ ઘટી ગઇ હતી, હજી પગે સોજા હતા અને કોઇ કોઇવાર ઉલટી આવે એમ થતુ અને ઉંઘ તો છેક ઉડીજ ગઇ હતી "

હવે લા કામાસની પછી આ દાકતરની વારી આવી નેપોલિયનને સતાપવામાં તેણે સર હડસનને મદદ ન કરી એટલે હવે તેના ભોગ ફરી વળ્યા. તે અંગ્રેજ અમલદાર હતો તો પણ તેને એકદમ કેદ કર્યો આ ઉપરથી તેને રાજીનામુ આપવુ પડયુ અને તે માદા અને મરવા પડેલા પાદશાહની રજા લેવા ગયો

નેપોલિયને કહ્યુ, " ડાકટર, ત્યારે તમે જાઓ છો મારા ડાકટરને પણ તેમણે ન છોડયો એ વાત દુનિયાના માન્યામાં આવશે ? તમે મારી ખરદાન લીધી તે માટે આભારી છુ જાઓ, આ અધકાર અને પાપની બોડમાથી છૂટા થઇ જાઓ હુ તો મારા રોગથી ગળાઇ ગળાઇને આ ગોદડી ઉપરજ વગર દવાએ ભલે મરી જઇશ, પણ મારા મોતનુ કલક તમારા દેશને માથે સદાને માટે ચોટેલુજ રહેશે "

નેપોલિયન તરફ જે જે દયા બતાવે તે સર હડસનના ખપ્પરમાં આવી જાય. ઓ'મીરાએ સત્તાવીશ દિવસ કેદ ભોગવી, આખરે યુરોપના રાજાઓના કમિશનરો સેન્ટ હેલેનામા રહેતા હતા તેમણે સખત વાંધો ઉઠાવ્યો ત્યારેજ એ હડસન સાહેબ જરા નરમ પડયા અને ઓ'મીરાને છૂટો કરી તેને નેપોલિયનની સારવાર કરવા જવા દીધો, પરતુ એ પણ ઝાઝો વખત ન નભ્યુ જુલાઈની ૨૫ મી તારીખે તેને હુકમ મળ્યો કે તમારે કોઈની સાથે પણ કશી વાતચીત કર્યા વગર એકદમ સેન્ટ હેલેના છોડીને ચાલ્યા જવુ

ડૉકટર ઓ'મીરા લખે છે કે "મારા ધધાનો, નેપોલિયનની તબીયતની ખરેખરી સ્થિતિનો અને એક મનુષ્ય તરીકેની મારી ફરજનો વિચાર કરતા મને એમજ લાગ્યુ કે મારે આ નિર્દય હુકમ નજ માનવો એક પળવારમા મે ઠરાવ કરી નાખ્યો ગમે તેમ થાય તો પણ આ હુકમ તો નહિ માનુ એવો સકલ્પ મે મારા મનમાં ઘડી કહાડયો," છતાં પણ આખરે સર હડસનની સત્તા પ્રબળ થઇ અને ઓ'મીરાને સેન્ટ હેલેના છોડવોજ પડયો

છેલ્લી વિદાય આપતાં તેને નેપોલિયને કહ્યુ કે —

"યૂરોપ પહોંચો એટલે તરતજ મારા સગાસબધીઓને મળજો અને તેમને

સમજાવજો કે મારી વિપત્તિઓ અને મારાં અપમાનના ભાગીદાર થવા તમે અહિં આવો એમ હું નથી ઇચ્છતો મારી ભલી * લૂઇસી, મારી પૂજ્ય માતા, અને બેન પાઉલાઇનને મારો સ્નેહ પહોંચાડજો જો કદી મારા પુત્રને તમે મળી શકો તો તેને મારાવતી આલિંગન દેજો તે ફ્રેન્ચ રાજકુમાર છે એ વાત તે કદી પણ ન ભૂલે તેને હાલ કેવી કેળવણી મળે છે તેની ખરેખરી વિશ્વાસપાત્ર હકીકત મને મોકલજો આપણે હવે નહિ મળીએ તમારૂ કલ્યાણ થાઓ !"

બે મહિના સુધી નેપોલિયનને અંગ્રેજ દાકતર પાસે વારંવાર કરાવવાની ફરજ પાડવા સર હડસને ઘણીએ માથાકુટ કરી પણ તેણે દવા લેવાનીજ ના પાડી. એમ કરતા સપ્ટેમ્બરની આખરે તેની તબીયત એકદમ છેકજ બગડી ગઇ ત્યારે સર હડસને થોડીક છૂટછાટ મૂકી અને શહેનશાહ પોતાની વાડીમાં જરા ફરતો હરતો થયો.

તેની તબીયત તો દહાડે દહાડે બગડતીજ હતી તોપણ છ મહિના સુધી તેણે દાકતરને પોતાની પાસે આવવા નજ દીધો આ રીતે કેદનુ ત્રીજુ વર્ષ પસાર થઇ ગયુ



* રાણી મેરિયા લૂઇસા



# प्रकरण ७२ मुं—केदनुं चोथुं अने पांचमुं वर्ष




સ ૧૮૧૮ ના નવેંબર અને ડીસેંબરની નોંધમાં મંદવાડ દુઃખ અને અપમાન નેપોલિયને કેવા ધૈર્યથી સહન કર્યા તેની ગોઝારી કથા છે આખરે ૧૦ મી જાન્યુઆરીએ તેની હાલત એવી ભયંકર થઈ પડી કે એક અંગ્રેજ ડૉક્ટરને બોલાવવાની તેના મિત્રોને જરૂર લાગી એ ડૉક્ટર તેને એક બે વાર જોઈ ગયો પણ નેપોલિયનને ધૂળથી પણ હલકો કરી મૂકવાનો નિશ્ચય લઈ બેઠેલા સર હડસને પછી તેને પણ જતો અટકાવ્યો તેણે સર હડસનને બહુ લાગણીપૂર્વક લખ્યું પણ તેને દયા નજ આવી આખરે ૨૧ મી જાન્યુઆરીએ તેણે પોતાના દરદીની રજા લીધી અને વળી પાછો નેપોલિયન દવા વગર મંદવાડનું કષ્ટ વેઠતો એકાન્તે બિછાને પડ્યો રહ્યો

આ રીતે દુઃખમય એકાંત જીવનના લાંબા યુગ જેવા નવ મહિના વીતી ગયા, દરમ્યાન નેપોલિયન અતિશય કષ્ટ સહન કરતો ધીમે ધીમે તેની કબરમાં ઉતર્યો જતો હતો સર હડસન લોની નિર્દયતામાં હજી ઘટાડો થયો ન હતો તેના મંદવાડ વખતે પણ આ નિર્દય માણસ તેના ઓરડા આગળ આવી આવીને ધાંધલ મચાવી ગયો ત્યારે આખરે થાકીને અંદરથી બારણાને સાંકળ દઈ રાખવી પડી

બ્રિટિશ સરકારે અંતે તેની સારવાર માટે એક ફ્રેન્ચ દાક્તર પસંદ કરવાની રજા આપી, જે ઉપરથી ડૉ૦ એન્ટોમાર્કી ૧૮૧૯ ના સપ્ટેંબર માસમાં સેન્ટ હેલેના આવ્યો નેપોલિયનને એવી ઇચ્છા હતી કે તેના ઘરમાં ધાર્મિક ક્રિયાઓ પણ નિયમસર થવી જોઈએ તેથી આ ડૉક્તરની સાથે બે ધર્મગુરુઓ પણ આવ્યા હતા

૨૨ મી સપ્ટેંબર આજે ડૉ૦ એન્ટોમાર્કીની પહેલી મુલાકાત હતી જે ઓરડામાં શહેનશાહ બેઠો હતો તેમાં એટલું અંધારૂં હતું કે ડૉક્ટર તેને જોઈ શક્યોજ નહિ જો કે તે વખતે બપોરના સવા બે વાગ્યા હતા પ્રથમ ડૉક્ટરની તમામ આગલી પાછલી હકીકત તથા તેણે આ દુઃખદાયક સ્થાનમાં આવવાનું શામાટે કબૂલ કર્યું તે સઘળું પૂછી લીધા પછી તેણે બે ધર્મગુરુઓ સાથે વાત કરી અને કહ્યું કે હવે આપણે દર રવિવારે ઈશ્વરોપાસના કરીશું

મોન્થોલન નાસ્તિક હતો. તે ખુલ્લી રીતે કહેતો કે " હું મારા ધર્મ છાવણીમાં ભૂલી આવ્યો છું ' સાંજે તે અને નેપોલિયન એકલા બેઠા હતા તે વખતે ધર્મની વાત નીકળતાં નેપોલિયને પોતાના ધર્મવિચાર સબંધી ઘણો અગત્યનો ખુલાસો કર્યો:—

" હું કબૂલ કરૂં છું કે જ્યારે હું રાજ્યાસનપર હતો ત્યારે નાસ્તિક સેનાપતિઓની આગળ, હું લોકાપવાદથી ડરતો હતો અને મારા વિચારો ખુલ્લી રીતે જાહેર કરવા જેટલુ મારામાં બળ ન હતુ તેથી ' હુ ઈશ્વરને માનુ છુ ' એમ પ્રકટ રીતે મે કહ્યુ નથી મે કહ્યુ હતુ કે ધર્મ એક શક્તિ—રાજનૈતિક એન્જીન છે, પરતુ તે વખતે પણ કોઇએ મને સીધો સવાલ પૂછ્યો હોત તો હુ તેને કહેત કે હા હુ ખ્રીસ્તી છુ ' વળી એટનો એકરાર કરવા માટે જો મારે ખુવાર થઇને મરી છૂટવુ પડત તો તે વખતે મારી હિમત અને દઢતાનુ ખરૂ માપ હુ જોઇ શકત હુ બધુ સહન કરત પણ ઈશ્વરને નથી માનતો એવો જૂઠો એકરાર નજ કરત "

જનરલ બર્ટ્રેન્ડ નિરીશ્વરવાદી હતો એક દિવસ આ અરમામા નેપોલિયન તેની સાથે નિરીશ્વરવાદવિષે ચર્ચામાં ઉતર્યો બર્ટ્રેન્ડે દલીલ કરી કે ' આપનો અને એક ગોવાળીઆનો આત્મા એક કેવી રીતે ? બેઉની વચ્ચે કેટલો અતર ' વળી આપ પોતાના કે બીજાના આત્માને જોઈ તો શકતાજ નથી તો પછી આત્માનુ અસ્તિત્વ માનવાનુ પણ કારણુજ શુ ! " એના જવાબમા નેપોલિયને કહ્યુ કે ' તમે ગોવાળીઆ સાથે વાતચીત કરો ત્યારે તેના જવાબ ઉપરથી કેવો માણસ છે તેની તમે તરતજ તુલના કરી શકો છો તમારી વિચારશક્તિ, તુલનાશક્તિ અને તમારી બીજી અનેક શક્તિઓ તેના કરતા ચડીઆતી છે, એ તમે જેમ કબૂલ કરો છો, તેવીજ રીતે હુ પણ પગલે પગલે અનુમાન કરૂ છુ જે અમાનુષિક ( મનુષ્યથી નહિ બની શકે એવુ કાર્ય હુ જોઇ રહ્યો છુ તે ઉપરથી મને તેના અદૃશ્ય કારણનુ પણ અસ્તિત્વ સ્વીકારવાની ફરજ પડે છે દૃશ્ય વિશ્વનું એ અદૃશ્ય કારણ એજ સર્વનુ મૂળ કારણ છે; એજ અનત સત્તા છે, એજ અનત ચિત્શક્તિ છે; અને તેની સાથે સરખાવતાં તમે પણ અણુ સમાન છો અને હું, નેપોલિયન, મારી આટલી બુદ્ધિ છતાં એ કાઇજ હિસાબમા નથી એ અનંત શક્તિને હુ ઈશ્વર કહુ છુ હુ તેને માનું છુ, હુ તેને સમજી શકું છું અને હું તેની મદદ ચાહુ છું જો તેનુ અસ્તિત્વ તમારી સમજમાં ન ઉતરતુ હોય, જો તમે તેને ન માની શકતા હો તો એટલુ તમારૂ કમભાગ્ય છે, પણ ઇશ્વર છે એમ એકવાર તમે પણ કબૂલ કરશોજ હુ ઘણા અપરાધ ક્ષમા કરી શકુ છુ પણ નાસ્તિક અને જડવાદથી તો હું કપુ છું. જેને આત્માના અસ્તિત્વમાં શ્રદ્ધા નથી તેની સાથે હુ લગાર પણ સહાનુભૂતિ નથી રાખી શકતો. જે માણસ પોતાને એક માટીનું પૂતળુ માને છે અને

પોતાની માફક મને પણ માટીનુ પૂતળુજ ગણે છે. તેની સાથે મારૂ મન મળી શકતુજ નથી."

જનરલ બર્ટ્રેન્ડ અને નેપોલિયન ઘણીવાર ધર્મવિષયક ચર્ચા કરતા એક વાર બર્ટ્રેન્ડે કહ્યુ, "ઈશ્વર મનુષ્યાવતાર ધારણ કરે એ આપના જેવા બુદ્ધિસપન્ન પુરુષ માનીજ કેમ શકે ' ઇસુખ્રિસ્ત બુદ્ધિમા અને ચારિત્ર્યમા ઉચામાં ઉચા કોટિનો મનુષ્ય હેય અને દરેક બાબતમા તેની બરોબરી કરી શકે એવો કોઈ મનુષ્ય ન હોય, એ હુ કબૂલ કરૂ, પણ ગમે તેવો તોપણ તે એક માણસજ હતો જો તેણે મનુષ્યોની પ્રીતિ મેળવી હોય અને તેમને ભક્તિઘેલા બનાવીને પોતાના પગલે ચાલતાં કર્યા હોય તો એ ચમત્કાર તેના બુદ્ધિબળનો અને તેની પ્રતિભાનો છ, કેમકે એ બે ગુણવડે જગતને તાબે કરી શકાય છે સિકદરે, સીઝરે, અને આપે પોતે પણ એજ ગુણવડે જગતને વશ કર્યુ હતુ " એના જવાબમાં નેપોલિયને તરતજ કહ્યુ કે —

"હુ મનુષ્યસ્વભાવને ઓળખુ છુ અને હુ તમને ખાત્રીથી કહુ છુ કે ઇસુ ખ્રિસ્ત આપણા જેવો મનુષ્ય નથી ઉપલકીઆ જોનારને ઇસુ અને મારા કે સીઝર જેવા સામ્રાજ્યસ્થાપકોની વચ્ચે મળતાપણુ દેખાય, પણ એ મળતાપણુ ખોટુ છે. રોમ અને ગ્રીસના મહાપુરુષો સ્મૃતિકારો અને લોકનાયકો માટે મને ઘણુ માન છે તેમને હુ અન્યાય નથી કરતો તેમની ખુબી હુ જાણુ છુ. તેઓ મારી માફક મહત્ત્વનાં કામ કરી ગયા છે, પરતુ તેઓ પણ દેવાંશી તો નહોતાજ, મે અને તેમણે એવી એવી ભૂલો કરી છે, એવી એવી નિર્બળતા બતાવી દીધી છે કે અમ રામા અને ઇસુખ્રિસ્તમા કેટલુ અગાધ અતર છે તે ઉઘાડુ પડી જાય છે

ઇસુખ્રિસ્ને કદિ પણ માનુષી નિર્બળતા નથી બતાવી. તેનુ એકેએક કામ જોઇને હુ ચકિત થઈ જાઉ છુ તેના આત્માનો પ્રતાપ જોતા હુ અજાઈ જાઉ છુ. આખા જગતમાં કોઈની સાથે તેની સરખામણી થઇ શકે એમ છેજ નહિ ઇસુ તે ઇસુજ તેના આદર્શ, તેના ભાવ, તેના મુખમાંથી નીકળતા પરમ સત્યો અને લોકોના ઉપર તે સત્યો ઠસાવવાની તેની અપૂર્વ રીતિ એ સર્વ મનુષ્યની શક્તિ ઉપરાંતનુ છે વિજ્ઞાન અને દર્શનશાસ્ત્ર તેના ઉપદેશની આધ્યાત્મિકતા આગળ ફીકા પડી જાય છે. આત્મા સિવાય બીજા કોઇ અનાત્મ પદાર્થની તેને કશી પરવા નથી, આત્મજ્ઞાન અને આત્મસાક્ષાત્કારજ તેને માટે અતિમ લક્ષ્ય છે × તેના જન્મ પહેલાં કોઈનું લક્ષ્ય આત્મા તરફ વળ્યુ ન હતુ અને ભૌતિક પદાર્થોએજ જગતને મોહિત કરી નાખ્યુ હતુ તેના આદેશથી સૌને સૌની યોગ્યતાના પ્રમાણમા સ્થાન મળી ગયુ.

× આ અને હવે પછીના કથન એકલા યૂરોપનેજ લાગુ પડે છે એમ સમજવુ યૂરોપની બહાર થએલા ધાર્મિક વિકાસવિષે નેપોલિયનને પૂરતુ જ્ઞાન નહિ હોવાથીજ તેની નજર માત્ર ઇસુ ઉપરજ ઠરી છે અને તે વાજબી છે ભા૦ ક૦

વિજ્ઞાન અને દર્શનશાસ્ત્રને ધર્મથી બીજા નબરનુ સ્થાન મળ્યુ આત્મજ્ઞાનનુ સામ્રાજ્ય પાછુ ફરીથી દઢ થયુ એકલી શ્રદ્ધાના જાદુઇ પ્રભાવથી મોટા મોટા પડિતોની પડિતાઇના ભીતડા જમીનદોસ્ત બની ગયા. ઇસુના શબ્દમાં કેટલી શક્તિ છે ? તેના શબ્દથી જગતના વિચારમાં આસમાન જમીન જેટલો ફેરફાર થઇ ગયો એનો એક શબ્દ તો જાણે ઇશ્વરનો આદેશ ! આવુ અપૂર્વ કાર્ય ઇશ્વર સિવાય કોણ કરી શકે ?

" તેના મરતી વખતના શબ્દો કેવા છે ? તેની કુમક કરનાર કોઇ નથી થોડાક કગાલ ચેલાઓ સિવાય તેનુ કોઇ નથી. યાહુદી ધર્મગુરુઓ તેના ઉપર ક્રોધે ભરાયા છે આખી દુનિયાનો તેના ઉપર ફિટકાર વરસી રહ્યો છે આ વખતે પણ તેનુ વર્તન અને તેના શબ્દો જુઓ —'ભલે તેઓ મને થોડાજ વખતમાં પકડીને ક્રૉસ ઉપર જડી દેતા, ભલે આખુ જગત્ મારો ત્યાગ કરે અને મારો મુખ્ય શિષ્ય પણ ગુરુદ્રોહી બને, પણ મારા મરણથી હું માણસજાતનુ પાપ ધોઇશ અને ઇશ્વરથી વિમુખ થઇ ગએલાં મનુષ્યો ફરીથી ઇશ્વરાભિમુખ બનશે. મારૂં મૃત્યુ મારા શિષ્યોને નવજીવન આપશે, અને તેઓ હાલ છે તે કરતા વધારે આત્મભરોસાવાળા બનશે હુ સ્વર્ગમાં રહ્યો રહ્યો તેમની બુદ્ધિને પ્રેરીશ ક્રૉસનુ માહાત્મ્ય તેમને નવીન બળ આપશે અને તેઓ ચારે દિશાએ સદ્ધર્મનો પ્રચાર કરશે વધસ્તભ ઉપર શૂળીએ ચડીને પ્રાણત્યાગ કરવા દુનિયાની નજરે એક હતભાગી માણસના શબ્દો આજે અક્ષરે અક્ષર ખરા પડયા છે "

" એકાદ લડાઇથી કે એકાદ દિવસમા આ મહત્ પરિણામ નથી આવ્યુ એકજ મનુષ્યના જીવનમા આ ફેરફાર નથી થયો ઇસુના દેહાવસાન પછી પણ ત્રણ ત્રણ સૈકા સુધી તેના ચેલાઓએ પોતાના રુધિરથી ઇસાઇ ધર્મના પાયા ચણ્યા છે આ મહાન્ ધર્મયુદ્ધમા તમામ રાજાઓ અને દુનિયાની તમામ શક્તિઓ તેમની સામે ગોઠવાઇ ગઇ હતી તેમની પાસે લસ્કર ન હતુ જગત્ જેને બળ કહે છે તેમાનુ કશુજ ન હતુ, પણ એક મહા બળવાન, ગૂઢ અને દિવ્ય શક્તિ તેમનામા જ્વલતભાવે ભભકી નીકળી હતી તેમની સખ્યા ઝાઝી ન હતી છૂટા છવાયા પ્રભુના પાગલખાનાના થોડા ઘણા મહેમાનોજ માત્ર ઇસુના સૈન્યના સૈનિકો હતા શ્રદ્ધા એજ તેમને સાથે બાંધનારી સાકળ હતી

' પણ આત્માના બળથી તેઓ બળવાન હતા કેવુ યશસ્વી યુદ્ધ ! એક બાજુએ ક્રોધ, તિરસ્કાર અને વેરના આસુરી બળ તેમના ઉપર તૂટી પડયા હતા બીજી બાજુએ ધૈર્ય, સહનશીલતા, ક્ષમા, અને નમ્રતા તેમનો દૈવી પ્રભાવ શત્રુપક્ષ ઉપર પાડી રહ્યા હતા ત્રણ ત્રણ સૈકા સુધી શરીરબળ અને આત્મબળ, જુલમ અને સદ્વૃત્તિ, તામસિક આસુરી સપત્તિ અને સાત્વિક દૈવી સપત્તિ વચ્ચે સગ્રામ મચી

રહેલા ઇસુના ચેલાઓના માથા વધસ્તભ ઉપર રવડવા લાગ્યાં તેમના લોહીની નીકો વહી હસતે મુખડે, ઇશ્વરનાં ભજન ગાતા, જલ્લાદના હાથને ચુબન કરતા તેઓ અમરત્વ પામ્યા તેમના શરીર શરણુ થતાં પણ તેમનો બળવાન આત્મા સદાને માટે વિજયી રહેતો ઇસાઇઓ હણાયા પણ જ્યા જ્યાં તેમનાં લોહી રેડાયાં ત્યા ત્યાં તેઓ ફતેહના બીજ વાવતા ગયા"

"તમે સિકદર અને ઇસુની સરખામણી કરો છો અને બનેએ તેમના સૈનિકોમાં શૌર્યનો સચાર કર્યો હતો તેની વાત કરો છો, પણ કોઈ પણ માણસે સિકદરના મરણુ પછી તેને માટે સર્વસ્વ હોમી દેવા તૈયાર હોય એવા ભકતોનુ સૈન્ય તૈયાર કરી જીત મેળવી હોય એવુ તમારા માનવામાં આવી શકે છે? જુઓ હુ પોતે હજી જીવતો છુ તોપણ મારા સૈનિકોએ મને વિસારી મૂકયો આટલુજ અમારૂ બળ અને આટલોજ લોકો ઉપર અમારો કાબુ! એકજ નડાઇમા હાર થઇ એટલે બસ અમારી સર્વ સત્તા ચાલી ગઇ, અને અમારા મિત્રો વગુખરણ થઇ ગયા!" +

"પણ ઇસુની જીત કેવી સ્થાયી છે તે જુઓ મોટી મોટી પ્રજાઓના નામ-નિશાન ન રહ્યા, મોટા મોટા મહારાજ્યોના હાડકા રવડી ગયા પણ ઇસુનુ રાજ્ય તો અમરવેલીની માફક જીવત અને પ્રગતિમાનજ રહ્યુ છે કયી શક્તિએ એ ધર્મને મોટી મોટી શહેનશાહતોના ખોફની સામે, અને પશુબળની પ્રચડ ભરતીની સામે ટકાવી રાખ્યો? કયી શક્તિ અઢારસો વરસ થયા અનેકાનેક નાશક શક્તિઓની સામે એ ધર્મને જાળવી રહી છે?'

"એમાજ ઇસુનુ ઈશ્વરત્વ રહેલુ છે તેના મોમાથી એક શબ્દ નીકળે છે, અને તરતજ સગપણના કરતા વધારે સુદૃઢ, પવિત્ર અને શાશ્વત સબધથી પ્રજાસમૂહ એકબીજા જોડે સધાઇ જાય છે તેના આત્મજ્યોતિના કિરણુથી મનુષ્યમા રહેલો પોતાની જાત તરફનો પ્રેમ બળીને ભસ્મ થઇ જાય છે" *

---

+ અથી અનેકગણા વરસો વીતવા છતા અને પરધર્મીઓના સર્વથી વધારે આઘાત સહેવા છતાં પણ ઋષિમુનિઓનો ધર્મ આર્યસતાનોમાથી નષ્ટ થઈ શકયો નથી વળી એજ પ્રમાણે બુદ્ધ અને જરથુસ્તના અનુયાયીઓ પણ ખ્રિસ્તી ભાઇઓ કરતા તો પ્રાચીનતાની બાબતમા અધિક ગૌરવ લઇ શકે સપાદક.

* કેટલાક સભાશોખીન બારોટ જેવા માણુસો વખાણુનારા નીકળી આવે એટલે બિચારા સામાન્ય જનવર્ગના એકાદ અસામાન્ય માણુસને પણ ઈશ્વર અથવા તેનો અવતાર કહેવા માંડે પરતુ સુજ્ઞ આર્યસતાન તો ઇસુખ્રિસ્તની આટલી મહત્તા છતાં પણ તેમે ઇશ્વર કે ઇશ્વરનો અવતાર માને તેમ નથી એ કરતા અનેકગણી મહત્તા દર્શાવી આપનારા દધીચી, રામ, કૃષ્ણુ, બુદ્ધ અને પ્રહ્લાદ જેવાઓને પણ ઇશ્વર

"પણ હવે મારી હકીકત તરફ જુઓ મારે માટે પ્રાણ આપતા પણ અચકાય નહિ એટલે સુધી મે મારા અનુયાયીઓમા ભક્તિનો સચાર કર્યો હતો પણ મારા સૈનિકો અને ઈસુના ચેલાઓની સરખામણી કરવા જેટલી ધૃષ્ટતામાથી મને પ્રભુ બચાવે! મારા સૈનિકોને હુ પાણી ચડાવી શકતો પણ તે મારી સમક્ષતા પૂરતુજ મારા શબ્દનો પ્રભાવ, મારી આખમાથી ઝરતો વિજળીનો પ્રવાહ, મારો પ્રતિજ્ઞાભર્યો આદેશ એ વડે તેમના હૃદયમા પવિત્ર અગ્નિ જાગૃત થતો બીજાના આત્માને જાગૃત કરવા જેટલી મારામા જાદુઈ શક્તિ છે, પણ તે શક્તિ ઇસુની માફક બીજાઓમા સ્થાયી વારસારૂપ ઉતરે તેટલે દરજ્જે હું ન આપી શક્યો, અને મારા મરદારો પણ એ શક્તિ મારી પાસેથી એટલે દરજ્જે નજ મેળવી શક્યા મારી હાજરી ન હોય ત્યારે, તેમજ મારા શબ્દમા કે મારી દૃષ્ટિમા જે શક્તિ હતી તેની મદદ લીધા વગર હુ મારા સૈનિકોનો પ્રેમ કયમને માટે નથી જાળવી શક્યો"

"સમસ્ત મહારાજ્યોનો જીતનાર હું આજે સેન્ટ હેલેનામાં સડું છું. આજે મારૂ કોણ છે? મારે માટે લડનાર, મારે માટે રાજ્યો જીતી આપનાર આજે કોઇ છે? મારા દરબારીઓમાના કોઈ પણ આજે મારી બાજુમાં ઉભેલા છે? અને યાદ પણ કોણ કરે છે? યૂરોપમાં મને છોડાવવા કોઇ પણ પ્રયત્ન કરે છે?"

"દુનીયાઇ મહાપુરુષોની આજ સ્થિતિ છે! સીઝર અને સિકંદરનુ પણ તેમજ થયુ છે અને પણ જગત્ ભૂલી જવા આવ્યુ છે મારા જેવા દિગ્વિજયી શહેનશાહના નામ અને ઇતિહાસ માત્ર શાળાના વિદ્યાર્થીઓજ યાદ રાખશે અમારાં પરાક્રમોને માત્ર મહેતાજીઓજ તેમના વિદ્યાર્થીઓને પાઠ આપવા માટે ઉપયોગમાં લેશે! બસ! બિચારા એ મહેતાજીઓજ માત્ર અમારા કામોની તુલના કરશે અને અમને ધન્યવાદ આપશે અથવા અમને વખોડી કહાડશે! ઈંગ્લંડના ઉમરાવવર્ગે મારૂ ખૂન કરાવ્યુ છે અને હુ અકાળે મરણ પામુ છુ મારૂ શરીર હવે થોડાજ વખતમા કબરમા દફનાઇ જશે અને તેને કીડા કોતરી ખાશે જુઓ, એકવાર જે મહાન્ નેપોલિયન કહેવાતો હતો તેની આ દશા! ઇસુનું શાશ્વત સામ્રાજ્ય અને મારી દુર્દશા એ બે વચ્ચે કેટલું વિશાળ અતર? ઈસુનુ મરણ તે મરણ નહિ પણ સાચુ જીવન છે."

એક પળવાર શાત રહ્યા પછી તેણે જોયુ કે બર્ટ્રન્ડે કશો ઉત્તર ન આપ્યો ત્યારે

નહિ પણ ઇશ્વરની દિવ્ય વિભૂતિ તરીકેજ તેઓ પૂજે છે (સપ્રદાયને આધીન બહુસખ્યક જનસમૂહની આ વાત નથી ) મહર્ષિ વસિષ્ઠ સાફ જણાવે છે કે રામકૃષ્ણાદિ તો શુ પણ બ્રહ્મા વિષ્ણુ જેવા પણ પોતાના અસામાન્ય પુરુષાર્થને લીધેજ તે તે પદને પામેલા છે

સંપાદક.

તે બોલ્યો —

"ઇસુને તમે ઇશ્વરાવતાર માનતા નથી ત્યારે ખરેખર મે તમને સેનાપતિ બનાવ્યા એજ મારી ભૂલ"

**૨૨ મી સપ્ટેમ્બર.** ડૉ૦ એન્ટોમાર્કી પોતાની સાથે ચોપડીઓની પેટીઓ ભરીને લાવ્યો હતો નેપોલિયને તે પેટીઓ મગાવી અને ખોલાવી એક જણે તેમાથી પુસ્તકોનો થોકડો કહાડીને તેના હાથમા મૂકયો પણ તેણે કહ્યુ કે હમણા મારે ચોપડીઓ નથી જોવી યૂરોપથી આવેલા પાર્સલમાં બીજુ ત્રણ એ હાય. એનુ ધારવુ ખરૂ પડયુ ચોપડીઓની અદર ગોઠવી રાખેલી એક સુદર છબી નીકળી તે તેના પ્રાણાધિક પ્રિય પુત્રની હતા તે જોતાજ તેની આખમાથી અશ્રુ નીકળી પડયા તે ઘણી વારસુધી તે બાળકના સુદર મુખ સામે એકી નજરે જોઇ રહ્યો, અને તેને વહાલથી ચુમી કરતા બોલ્યો, 'કોઇ રાજખટપટનો ભોગ નહિ થઇ પડે તો તે પોતાના બાપનુ નામ કહાડે એવો થશે"

**૮ મી અકટોબર.** આજે શહેનશાહની તબીયત સારી હતી આજે જનરલ બર્ટ્રેન્ડના છોકરાને તણે પોતાને ઘેર તેડયાં હતા તેઓ હરખાતા હરખાતા આવ્યાં અને હસાહસ કુદાકુદથી ધમાચકડી કરવા લાગ્યાં શહેનશાહ પણ તેમની રમત અને મસ્તીમા નાના બાળકની માફક રસ લેવા લાગ્યો તેઓ સાજ જમીને ગયા પછી તેણે કહ્યુ —

"એમને હુ નોતરૂ છુ અને એમની સાથે હુ રમુ છુ ત્યારે એ છોકરા કેવાં ખુશ થાય છે! હજી તેમના દિલમા પાપનો પ્રવેશ નથી થયો તેમના જેવડો હતો ત્યારે હુ પણ તેવોજ હતો પણ પછી મારા જીવનમા કેવા કેવા તોફાન જાગ્યા!'

**૧૩ મી નવેમ્બર.** શહેનશાહની તબીયતમાં હવે ઘણોજ ગભીર બગાડો થવા લાગ્યો દરરોજ દર્દ અને નબળાઇ વધતાજ ગયાં આજે તે ઘણોજ અશક્ત હતો અને વાડીમાં પણ વિનાકષ્ટે ચાલી શકતો ન હતો તે બેસી ગયો અને આસપાસના ઉજ્જડ વેરાન ટેકરાઓ તરફ નજર કરીને શોકપૂર્ણ સ્વરે બોલ્યો —

"અરે ડૉકટર! કયાં ફ્રાન્સ અને કયા તેનાં રમણીય આબોહવા! એકજવાર તે ભૂમિનાં દર્શન કરવા પામુ તો કેવુ સદ્ભાગ્ય! ત્યાથી આવતી હવાનો એક શ્વાસ પણ મને મળે તો કેવુ સારૂ? જન્મભૂમિ એ સૌ ઔષધનું ઔષધ છે!"

**૧૮ મી નવેંબર.** આજે શહેનશાહ અશકત તો હતા પણ એકદર આરામ હતો વાડીમાં ડૉકટરની સાથે ફરતાં તેને અતિશય નબળાઇ જણાઇ તેથી ડૉકટરને પૂછયુ, "આ અશકિતનો શો ઉપાય?"

"આપે કસરત કરવી જોઇએ."

"આ સિપાઇઓની વચમાં હુ શી રીતે કસરત કરૂ?"

"આપ વાડીમા ખોદવાની કસરત કરો કાલથી કોદાળી લઇને માટી તળે ઉપર કરી નાખો એટલે આળસ અને અપમાન બેઉમાથી બચી શકાશે." બીજે દિવસથી તેણે ખોદવાનુ કામ શરૂ કર્યું કયારા બનાવવા, ફૂલઝાડ રોપવા, પાણી સીચવુ એવા કામોમા થોડો વખત તો આનદમાં પસાર થવા લાગ્યો, પરતુ સર હડસન લોને તેના આટલા સુખની પણ અદેખાઈ આવી તેનાથી મના તો ન કરાઈ પણ બોલ્યો કે આ બધી જૂઠી મહેનત છે કશુજ ઉગવાનુ નથી આટલુ છતા પણ દિવસે દિવસે તેનુ શરીર ઘસાતુ ગયુ એવી અવસ્થામાં કેટલાએ દુ ખ અને કટાળાભર્યા મહિના વીતી ગયા તે એક દિવસ તેના પ્રકાશહીન, ભેજવાળા અને જૂના પુરાણા ઓરડામા કૉચ ઉપર ઉદાસીનભાવે સૂતો હતો એવામા તેને પોતાની માતાનુ સ્મરણ થયુ એ ભલી માતાએ તેના તરફ જે પ્રેમ રાખ્યો હતો અને અનિશય વહાલથી બરદાસ્ત લીધી હતી તેનુ સ્મરણ કરતાં તેનુ હૈયુ ભરાઇ આવ્યુ

તેને બાળકો ઘણાં ગમતાં. જનરલ બર્ટ્રન્ડના છોકરાને તે વખતો વખત નોતરતો તેમની ધીંગામસ્તીથી આખુ ઘર ગાજી રહેતુ ત્યારે તેના જીવને ઘણી રાહત મળતી તેમની સાથે તે પણ રમવા લાગતો અને તેમના નાના કજીઆ પતાવતો બપોરે કુડમાની રૂપેરી માછલીઓની ફુદાકુદ જોવા છોકરાને તેડી જતો એક દિવસ ત્યાથી ઘર તરફ પાછા ફરતા તેણે બર્ટ્રન્ડની છોકરી હૉર્ટેન્સને પકડી રાખી અને ડૉ૦ એન્ટોમાર્કીને બોલાવી કહ્યુ કે આ છોકરીના કાનમા છેદ પાડો મારી પાસે પરવાળાની બે બુટ્ટીઓ છે તે એને પહેરાવી દઇએ મોન્થોલને તે છોકરીને પકડી રાખી અને ડાક્ટર તેના કાન વીંધવા તૈયાર થયો આ દેખાવ જોઇને છોકરીનો નાનો ભાઇ ગુસ્સાથી લાલચોળ થઇ ગયો તેણે પગ પછાડ્યો અને નેપોલિયનને પોતાનો નાનો મુક્કો બતાવ્યો નેપોલિયને તેને કહ્યુ, "ચૂપ રહે, ગરબડ કરીશ તો તારા કાન પણ વીંધી નખાવીશ" હૉર્ટેન્સના કાન વીંધાયા નેપોલિયને તેને બેઉ કાને બુટ્ટી પહેરાવી અને તે ખૂબસુરત હસમુખી છોકરીને બચ્ચી કરીને કહ્યુ, "જા, માને બતાવજે અને જો તે નારાજ થાય તો કહેજે કે મે નહિ પણ ડૉક્ટરે કાન વીંધ્યા હતા છોકરી હસતી કૂદતી મા પાસે દોડી ગઈ તેના ગયા પછી નેપોલિયને કહ્યુ, "પેલો છોકરો જોયો? કેવો બહાદુર અને નિડર હતો? એના જેટલી ઉન્મરે હુ પણ એવોજ હતો પણ મારી માતા લેટીશીઆ અમારી સાથે પ્રેમ અને ધાક બેઉનો ઉપયોગ કરતી અમે મારૂ કે ખોટુ કાંઇ પણ કરતા તો તે મારી માતાના ધ્યાન બહાર હોયજ નહિ દરેક હલકા વિચારને, અપવિત્ર વૃત્તિને તરતજ તે દબાવી દેતી અને અમારા મન ઉપર ભવ્ય અને મહાન્ કામોનીજ છાપ પડવા દેતી અસત્યને તે ધિક્કારતી, આજ્ઞાભગને માટે શિક્ષા કરતી અને અમારી એક પણ કસુર તરફ આંખ આડા કાન કરતી નહિ"

એમ કરતાં ઇ સ ૧૮૨૦ નો સપ્ટેબર માસ પૂરો થયો હવે તેનુ શરીર ધીમે ધીમે પણ દેખીતી રીતે ગળતુ હતુ એક દિવસ તેને ડૉકટરે સૂતેલો જોઇને જગાડયો તેણે જાગીને કહ્યુ, "ડાકટર, સાફ કરો ઉંઘમા આપણે સુખી હોઇએ છીએ ગરીબાઇ, ભૂખમરો, ચિતા જજાળ સૌ વિસારે પડી જાય છે" એટલુ કહીને તે પાછો ઉંઘવા મડયો

ખરાબ ઋતુને લીધે તેને ઘણા દિવસ સુધી ઘરમા ભરાઇ રહેવુ પડયુ મુડદાના જેવી ફિક્કાશ તેના ગાલ ઉપર છવાઇ ગઇ હતી ઘણીવાર તેને ટાઢ ચડી આવતી નબળાઇ એટલી બધી વધી ગઇ કે પથારીમાંથી ઉઠવુ પણ તેને માટે અઘરૂ થઇ પડયુ હતુ એવી સ્થિતિમા ૧૪ મી અકટોબર આવી પહોંચી એટલે તેના ઉપર અન્યાય અને જોરજુલમથી ઠોકી બેસાડેલી કેદની શિક્ષાનાં પાચ વર્ષ પૂરા થયાં





# प्रकरण ७३ मुं—छेल्ला दिवस



હવે તેના નિર્દય કેદખાનાનુ છઠ્ઠુ વર્ષ બેઠુ, પણ ઇશ્વરે તેના ઉપર દયા લાવીને તેના દુખની અવધ ટુકી કરી અને બીજા છ મહિનામાજ તેનો છુટકો કર્યો ૨૨ મી અકટોબરે દર્દનુ જોર કાઇક ઘટ્યુ અને થોડા સમયને માટે તે હુશીઆર થતો જણાયો

તેણે દાક્તરને કહ્યુ કે "હુ એકવાર સાજો થાઉં પછી મારે તમારૂ કામ નથી હું તમને આ વેરાન જગ્યામા પૂરી રાખવા ચાહતો નથી તમે એકવાર કહેતા હતા કે હજી મે ફ્રાન્સ જોયુ નથી માટે જઇને જોઇ આવજો. મારા રાજ્યના શાશ્વત સ્મરણચિન્હમનખી ત્યાની રળીઆમણી નહેરો જોજો મારી કારકીર્દી વીજળીના ઝમકાના જેવી હતી—ટુકી પણ દેદીપ્યમાન, ઉપયોગી સસ્થાઓ અને બાંધકામોથી મે શન શણગારી નાખ્યો હતો"

"મે સુદર કાયદાઓ ઘડીને રાજ્યવિપ્લવને પવિત્ર બનાવી દીધો છે મારી રચાવેલી ધારાપોથી, એ તો ફ્રાન્સની જીવનદોરી નીવડશે અને ભવિષ્યના પ્રજા મને આશીર્વાદ આપશે આલ્પ્સ પર્વતને ખોદાવીને પારિસ સુધાની સડક મેજ કલ્પી અને બધાવી .હ્રોન નદી જે ખડકમા થઇને વહેતી હતા તને તોડી પડાવીને આખી નદીને નાકાવ્યવહારને માટે યોગ્ય બનાવી"

૧૯ મી નવમ્બર તેની ઘણીએ રાત્રિઓ બિલકુલ નિદ્રા વગર પસાર થતી, અને યકૃતમા થતુ ચાલુ દર્દ તેને હરઘડીએ પીડા કરતુ હતુ શરીરમા બળ અગર જુસ્સો રહ્યો ન હતો

તે બોલ્યો, "ડૉક્ટર, આરામ તો એક આશીર્વાદ છે અત્યારે તો એકલી પથારીજ મને સુખનું સાધન થઇ પડી છે જગતના રાજ્યોને સાટે પણ હું તેને છોડવા નથી ઇચ્છતો એક દિવસ એવો હતો કે મારી પ્રવૃત્તિ કદી અટકતીજ નહિ, મારૂં મન કદી થાકીને આરામ લેતુજ નહિ, પરતુ તેજ હું આજે સુસ્ત જડ જેવો પડી રહ્યો છુ અને આખના પોપચા ઉઘાડતાં પણ મારે જોર કરવુ પડે છે આ તે

કાંઈ જોવી તેની પડતી? એકવાર હું એકી વખતે ચારપાંચ મંત્રીઓને જૂદા જૂદા વિષયો ઉપર લખાવતો ને તેઓ પણ શબ્દે શબ્દ બોલાય કે તરત લખી લે એવા ચાલાક લખનારા હતા. તોપણ એ પાંચે જણને હું થકવી નાખતો પણ તે વખતે હું નેપોલિયન હતો. આજે તો હું કાંઇજ નથી આજે તો હું જીવતોજ નથી પણ ફક્ત અસ્તિત્વ ધરાવું છું એટલુંજ"

૨૬ મી ડીસેમ્બર-યૂરોપથી વર્તમાનપત્રો આવ્યાં તેમા તેની બેન ઇલિઝા ના મૃત્યુના સમાચાર હતા તેના સ્વભાવની પ્રશંસા કર્યા પછી તે બોલ્યો, "ઇલિઝાએ પહેલ કરીને માર્ગ મોકળો કર્યો છે અત્યાર સુધી અમારા કુટુંબ તરફ મૃત્યુએ જોયુ નથી, પણ હવે શરૂઆત થઇ છે હવે મારો વારો બહુ દૂર નહિજ હોય નથી મારામાં બળ અને નથી મારામા કશું ચેતન. હવે હું નેપોલિયન નથી રહ્યો તમે આશા આપો છો એ બધું ફોગટ છે વહી જતા જીવનસ્રોતને ખાળવાનો પ્રયત્ન મિથ્યા છે પ્રારબ્ધના હાથ નહિ ઠેલાય તેના ચૂકાદા નહિ ફરે હવે મારા કુટુંબમાંથી ઇલિઝાની પાછળ જનાર એક સમયનો મહાન નેપોલિયનજ છે કે જે અત્યારે અતિશય કંગાલ જિંદગીનો ભાર વહી રહ્યો છે તેવી દશામાં પણ યૂરોપને ભયમાંને ભયમાંજ રાખે છે"

૪ થી માર્ચ. શહેનશાહના મંદવાડના ઓરડામા લલિત કળાઓવિષે વાત નીકળી. એક જણે સંગીતની કિંમત બહુ ઓછી આંકી. તે ઉપરથી નેપોલિયને કહ્યુ "બીજી બધી લલિત કળાઓ કરતાં સંગીત મનુષ્યહૃદય ઉપર ઘણામાં ઘણી અસર ઉપજાવી શકે છે અને સમાજનાયકે એ કળાને સૌથી વિશેષ ઉત્તેજન આપવું જોઇએ એક સુંદર ગીતની સ્વર લહરી એકદમ ચિત્તવૃત્તિને મૃદુ બનાવી દે છે અને નીતિ સંબંધી કોઇ પણ પુસ્તક કરતાં તેની નૈતિક અસર વધારે બળવાન હોય છે પુસ્તકો સમજશક્તિ ઉપર કાબુ મેળવી શકે છે પણ તેનાથી સંગીતના જેવી ત્વરાથી અને ઉંડાણથી લાગણીઓ જાગૃત નથી થતી.

૩૧ મી માર્ચ. નેપોલિયનના મકાન ઉપર ચોકી કરવા બેસનાર અમલદારને સર હડસન લોએ હુકમ કર્યો કે તમારે જનરલ બોનાપાર્ટને દરરોજ જાતે જઇને રિપોર્ટ કરવો તે ૧૭ મી માર્ચથી તો પથારીમાજ હતો તે અમલદાર સજ્જન હોવાથી માંદા માણસના ઓરડામા ધુસી જઇ તેનુ દિલ દુખવવા નારાજ હતો નેપોલિયન હવે માત્ર શાંતિથી મરવાનીજ રજા માગતો હતો, અને તેના મંદવાડના ઓરડામાં આવીને જેલર તેને ત્રાસ ન આપે એટલીજ માત્ર તેની ઇચ્છા હતી પણ સર હડસન લોનો ક્રોધ કાબુમાં ન રહ્યો તે સિપાઇઓ અને અમલદારોનુ ધાડુ લઇને આવ્યો, આખા ઘરની આસપાસ ફરી વળ્યો અને પેલા અમલદારની ધૂળ કહાડી નાખી

નેપોલિયનનુ દિલ ન દુખાય અને પેલા અમલદારને ઠપકો ન મળે એવો વચલો

ગરનો મોન્થોલનને સૂચવ્યો સવારમા શહેનશાહ પથારીમાથી ઉઠે તે વખતે મોન્થોલનને કાઇ કામને બહાને પડદો બાજુએ કરવો અને એ વખતે પેલો અમલદાર નેપોલિયનને જોઈ લે પણ સર હડસનને આથીએ સતોષ ન થયો તેણે કહ્યુ કે જો તમે મારા માણસને જનરલ બોનાપાર્ટના ઓરડામા નહિ દાખલ થવા દેશો તો હુ સિપાઇઓ લઇને આવીશ અને બારણા ભાગીને અદર આવીશ. મોન્થોલને તેને ઘણીએ સમજાવ્યો, વિનવ્યો, જેની દુર્દશા થઈ હોય એવા માણસનુ અપમાન કરવામા ઘણુ પાપ છે, બિચારા મરવા સૂતેલા શહેનશાહને આથી ઘણો કલેશ થશે, એવુ એવુ ઘણુએ કહ્યુ પણ તેના વજ્ર જેવા હૃદયને કશીજ અસર ન થઇ એટલામાં પોતાના પૂજ્ય અને બિમાર શહેનશાહ ઉપર થતા જુલમથી રાતો પીળો થઈ ગએલો ડૉ૦ એન્ટોમાર્કી ત્યાં આવી પહોચ્યો તેને સર હડસન સાથે નીચે પ્રમાણે વાતચીત થઈ

"ક્યા ગયો જનરલ બોનાપાર્ટ ?"

"અહિ જનરલ બોનાપાર્ટ નામનો કોઇ માણસ રહેતોજ નથી "

"તે ક્યારનો નાસી ગયો છે ?"

"મને બરાબર યાદ નથી, પણ જનરલ બોનાપાર્ટ તેની છેલ્લી લડાઇ અબૂકર બે આગળ લડયો હતો તે લડતો હતો સસ્કૃતિને માટે અને તમે લડતા હતા જગલીપણાના બચાવ માટે તેણે તમને અને તમારા મિત્રોને મારી હડસેલીને સમુદ્રમા ફેકી દીધા હતા તમારો ગુસ્સો હજી પણ શાન્ત ન થતો હોય તો શહેનશાહના આયુષ્યના જે થોડા દિવસ બાકી રહ્યા છે તે આજેજ પૂરા કરી દો "

"શહેનશાહ ? કયો શહેનશાહ ?"

"જેણે ઇગ્લિશ્ડને ધ્રૂજાવ્યુ હતુ અને જેણે તમારા ઉમરાવવર્ગના વહેલા મોડા બાર વગાડી દે, એવુ હથિયાર યૂરોપની પ્રજાના હાથમાં મૂકયુ છે તે શહેનશાહ + એવા મહાપુરુષના મરણ વખતે પણ આવી આવીને ચોકી પહેરો કરે તે માણસ ટેમ્મના કાશ્વનોજ બનેલો હોવો જોઇએ "

**૧૫ મી એપ્રિલ** સવારનો બધો વખત નેપોલિયને પોતાનુ મૃત્યુપત્ર (વસિયતનામુ) લખાવવામાં ગાળ્યો તે નીચે પ્રમાણે હતુ —

૧ હુ જન્મથી રોમન કૅથોલિક છુ અને તેજ ધર્મ પાળતો મ ણ પામુ છુ

૨ મારી ઇચ્છા છે કે મારો મૃતદેહ મારા વહાલા ફ્રાન્સમા સેન નદીને કિનારે દટાય.

૩ મને મારી પરમપ્રિય પત્ની શહેનશાહબાનુ મેરિયા લુઇસા તરફથી હમેશાં

+ આ વાક્યમાથી ફલિત થતુ ભવિષ્ય કેવુ ખરૂ પડયુ છે અને સ્વાર્થી અને આપખુદ ઉમરાવો, પૈસાદારો અને શહેનશાહોની સત્તા ઉખેડી નાખવાનુ કામ અત્યારે જગતમા ચાલી રહ્યુ છે તેના બીજ વાવનાર પણ મહાન નેપોલિયનજ હતો તે વાત હવે પ્રત્યેકને સમજાય તેવી છે સંપાદક

પરમ સંતોષ હતો અને મારી છેલ્લી પળ સુધી તેને હુ ઘણુાજ પ્રેમથી યાદ કરૂં છુ મારા પુત્રને તે સભાળપૂર્વક સાચવે અને આસપાસની રાજખટપટથી તેને જાળવે એવી મારી તેને વિનતિ છે

૪ મારા પુત્રને હુ ભલામણુ કરતો જાઉ છુ કે પોતે ફ્રેન્ચરાજકુમાર છે એ વાત તે કદી પણુ ન વિસારે, અને યૂરોપની પ્રજાઓને કનડનાર રાજાઓના ત્રેખડાનો કદી હથિયાર ન બને તે કદી પણુ ફ્રાન્સની સામે ન લડે અથવા તો તેને લેશ માત્ર પણુ નુકસાન ન થવા દે, અને "બધુ ફ્રેન્ચ પ્રજાના હિતાર્થેજ છે એવા મારા મુદ્રાલેખને પોતાનો બનાવે"

ત્યાર પછી તેણે પોતાના હયાત મિત્રોને અને મરી ગએલા મિત્રોની વિધવાઓ અને બાળકોને યાદ કરીને તેમને સૌને ઉદારતાથી જે આપવુ ઘટે તે આપ્યુ

એટલુ કરી રહ્યા પછી તેણે પોતાના પુત્રને માટે નીચે મુજબ એક લાબો કાગળ લખાવ્યો --

"મારા પુત્રે મારા મૃત્યુનુ વૈર લેવાનો કદી પણુ વિચાર ન કરવો હુ શુ શુ કરી ગયો છુ તેનુ તેણે કદી પણુ વિસ્મરણુ થવા ન દેવુ તેણે મારી પેઠે અણુએ અણુમાં પૂરેપૂરા ફ્રેન્ચ બનવાનો પ્રયત્ન કરવો સુલેહશાંતિથી રાજ્ય કરવા તરફજ તેણે પોતાની બધી પ્રવૃત્તિઓને વાળી દેવી. જો મારૂ માત્ર અનુકરણુ કરીનેજ અને ખાસ જરૂર વગર પણુ તે લડાઇઓ લડવા જશે તો તેણે મારી વાંદરનકલ કરી એમજ ગણાશે. મે જે જે કર્યું તે તે ફરીથી કરવુ એનો અર્થ એજ કે મે કાઇજ કર્યું નથી. એકના એક સૈકામા એક બનાવ બે વાર બનતો નથી યૂરોપને શસ્ત્રબળથી ડરાવવાની મારે જરૂર હતી, પણુ અત્યારે તો તેની સમજશક્તિ ઉપર કાબુ મેળવવાની જરૂર છે મે ફ્રાન્સમાં તેમજ યૂરોપમાં જે નવીન વિચારોના બીજ વાવ્યાં છે તેમની ગતિ પાછી ફરે એમ છેજ નહિ. મે વાવ્યુ છે તે મારો પુત્ર ઉછેરે અને ખીલવે. ફ્રાન્સમાં રહેલાં સમૃદ્ધિનાં મૂળતત્ત્વોનો વિકાસ કરે અને તેમ કરીને તે નામાંકિત રાજા બની શકશે"

"મારા મરણુ પછી બુર્બોન રાજાઓથી પોતાનુ રાજ્યાસન જાળવી શકાવાનું નથી દરેક દેશમા મારી તરફેણુમા પ્રત્યાઘાત શરૂ થશે ઇંગ્લંડમાં પણુ થયા વિના નહિ રહે. એજ મારા પુત્રને માટે સુદર વારસો છે અગ્રેજો, કદાચ તેમણે કરેલાં પાપ ધોઇ નાખવા માટે મારા પુત્રને ફ્રાન્સમાં આવવા દેવાનુ વલણુ બતાવે, પણુ એ દેશની સાથે મૈત્રી જાળવવી હોય તો તેના વ્યાપારની આડે ન આવવુ માટે એમાંથી એક માર્ગ ગ્રહણુ કર્યેજ છુટકો-કાં તો ઇંગ્લડ સાથે લડાઇ કરવી અથવા તો જગતના વ્યાપારમા તેના ભાગીદાર બનવુ હાલ તો આ બીજો માર્ગજ ગ્રહણુ કરી શકાય એવો છે ફ્રાન્સની અદર આભ્યતરિક કરતાં દેશાવરના પ્રશ્ન ઘણુા

વખત સુધી વધારે અગત્યનુ સ્થાન લેશે. ”

“ મારો પુત્ર ફ્રાન્સની ગાદીએ આવશે તે વખતે આભ્યંતરિક ઝગડા પૂરા થઇ રહ્યા હશે માત્ર એકજ ડયૂક ઑફ ઓર્લિયાવાળા પક્ષથીજ તેને સંભાળવાનુ રહે છે તેણે કોઇ પણ પક્ષની પરવા ન કરતાં ફક્ત જનતા ઉપરજ નજર રાખવી માત્ર જેમણે દેશદ્રોહી થઇને ફ્રાન્સને તેના શત્રુના હાથમાં ફસાવ્યુ હોય તેમના સિવાય બીજા બધાની વર્તણુક તરફ તેણે આખ આડા કાન કરવા. ચેટોબ્રિયેન્ડે મારા વિષે અતિશય ખરાબ અને હલકી નિંદાભરેલી પત્રિકા લખી હતી છતા ગમે તેવો તોપણ આખરે તે ફ્રાન્સવાસી છે એમ જાણવુ ”

“ ફ્રાન્સ એ એવો દેશ છે કે જ્યા રાજકીય પક્ષના નાયકોનુ બહુ ચાલતુંજ નથી તેમના ઉપર આધાર રાખવો એ રેતી ઉપર ઇમારત ચણવા જેવુ છે માત્ર જનતાની મદદવડેજ ફ્રાન્સમાં મોટા મોટાં કામ થઇ શકે એમ છે વળી રાજ્યતત્રને તો જ્યાથી ટેકો મળતો હોય ત્યાથી તેણે લઇ લેવો જોઇએ નૈતિક નિયમ પણ કુદરતના જેવાજ શાશ્વત અને અનિવાર્ય હોય છે બુર્બોન રાજાઓ, દેશનુ રાજ્યબંધારણ ગમે તે હોય તોપણ ઉમરાવો અને ધર્મગુરુઓના ઉપરજ આધાર રાખવાના પાણીને સત્તાની મદદથી ગમે તેટલુ ઉચે ચડાવીએ પણ આખરે તેની મૂળ સપાટી ઉપર આવ્યા વગર રહેજ નહિ મે એથી ઉલટુ કર્યું હતુ મે લેશમાત્ર પણ અપવાદ વગર જનસમૂહની મદદ ઉપરજ આધાર રાખ્યો હતો સૌનુ હિત જળવાય એવુ રાજ્યતત્ર સ્થાપવાનો મે દાખલો બેસાડયો હતો મે ઉમરાવો, ધર્મગુરુઓ, વેપારીઓ, નગરવાસીઓ એમાના કોઇ એકાદના ટેકાથી કે તેનો પક્ષ લઇને રાજ્ય કર્યું નથી, પણ આખા પ્રજાસમૂહનુ—સમગ્ર ફ્રેન્ચ પ્રજાનુ જે સયુક્ત કુટુંબ તેનું હિત જળવાય તેવી રીતેજ મે રાજ્ય કર્યું છે ”

“ ફ્રાન્સના ઉમરાવવર્ગ તરફથી મારા પુત્રે મદદની આશા ન રાખવી એક જમાનો વીતી ગયા પછીજ તેઓ નારૂટકે મારી નૈતિક ફતેહ સ્વીકારતા થયા હતા પણ ૧૮૧૫ પછી તો તેઓ બધાજ સામા પક્ષમા જતા રહ્યા છે મને મોટા મોટા સેનાપતિઓ ઉપર પણ પૂરેપૂરો વિશ્વાસ ન હતો માત્ર આખુ સૈન્ય અને લોકસમૂહજ મારા પક્ષમા ઉભા રહ્યા હતાં. હુ તેમનો સાચો પ્રતિનિધિ હતો તેમને મારી અમાપિત સત્તા જરૂરની લાગતી હતી એની સાબીતી એ છે કે હુ માગતો તે કરતાં લોકો મારા હાથમા વધારે સત્તા મૂકતા હતા, પણ મારા પુત્રના વખતમા એની એ સ્થિતિ નહિ રહે તેની સત્તાની સામે થનાર માણસો નીકળી આવશે લોકોમાં વિશેષપણે પ્રકટ થતી સ્વતત્રતાની તરસને તેણે પોતાની ગણત્રીમાં લેવી પડશે સાધારણ વખતમાં ધારાસભાની મદદથી રાજ કરવુ અઘરૂ નથી, કેમકે રાજાની જવાબદારીનો ઘણો ભાગ ધારાસભાઓ પોતાને માથેજ લઇ લે છે અને બેઉ સ-

ભામા પોતાના તરફથી વધુમતી મેળવવી એ રાજાને માટે મુશ્કેલ હોતુ નથી, પણ લાંચનો ઉપયોગ કરીને રાજ્યતંત્રને કદી પણ નીતિભ્રષ્ટ ન કરવુ રાજા માત્ર રાજ્યસત્તા ભોગવવાનેજ નહિ પણ રાજ્યમાં જ્ઞાન, નીતિ અને કલ્યાણનો ફેલાવો કરવા માટે રાજ્ય કરે છે."

' મારી જુવાનીમાં લાંચ રૂશ્વતનો ઉપયોગ કરવાની મને લાલચ થઈ આવી હતી પણ પાછળથી મે એ ઇચ્છાને દબાવી દીધી મોટા મોટા વકતાઓ, જેઓ પોતાની વાણીની છટાથી સભાને પોતાની કરી લે છે તેઓ કાઇ અસાધારણ શક્તિવાળા નથી હોતા. તેમને હરાવવા માટે વકતૃત્વનો ઉપયોગ ન કરવો, કારણ કે આપણા કરતા તેમની પાસે સારા સારા શબ્દો અને વાકયોનો ભ ડોળ વધારે હોય છે તેમને તો સાદી, સીધી અને સગીન દલીલોથીજ તોડી પાડવા તેમનુ બળ મુદ્દા વગરનો લવારો કરવામાં હોય છે તેમની સાથે ચોકખી હકિકતોજ રજુ કરવી મે મારા કરતાં સારા સારા વકતાઓને બે ત્રણ ચાર સાદી દલીલોથીજ મહાત કરી નાખ્યા હતા."

"ફ્રાન્સ દેશમા ઘણા બુદ્ધિમાન અને વ્યવહારકુશળ માણસો છે. માત્ર તેમને શોધી કહાડીને તેમને યોગ્ય જગ્યાએ ગોઠવી દેવા જોઇએ હમણાં પ્રધાનમંડળમાં એવો એક માણસ છે કે જેનામાં હળ ખેડવા કરતા વધારે આવડત નથી અને એક માણસ જે હળ ખેડી રહ્યો છે તે પ્રધાન થવાને લાયક છે દેખીતી રીતે ઘણાજ વિચારશીળ માણસો પણ કેવળ અસંભવિત યોજનાઓ લાવે તો તેથી વિસ્મય પામવુ નહિ ફ્રાન્સ એ એક એવો દેશ છે કે જ્યાથી ખેડુતને સ્વતંત્ર બનાવવાના કાયદાથી માડીને તે તુર્કસ્તાનના સુલતાનની આપખુદ સત્તાને ટેકો આપવા સુધીના દરેક પ્રકારના રાજનૈતિક સિદ્ધાંતને ટેકો આપનારા કોઇ ને કોઇ તો નીકળી આવશેજ મારા પુત્રે બધાની વાત સાભળવી, દરેકની વાજબી કિમત આકવી અને દેશના બાહોશમાં બાહોશ માણસોને પોતાની આસપાસ એકઠા કરવા સૌની નજરમાં જેઓ માન અને પારિતોષિકને યોગ્ય હોય તેમનેજ તે આપવા."

"મારા પુત્રે વર્તમાનપત્રોને સ્વતંત્રતા આપવીજ પડશે આજના સમયમા આ બાબત બહુજ જરૂરની છે રાજ્ય કરવુ એટલે થોડે ઘણે અંશે ખરા હોય એવા કોઇ નિયમને અનુસરવુ એમ નહિ પણ જે સાધન હોય તેનો સારામા સારો ઉપયોગ કરી રાજ્યતંત્રની ઇમારત ચણવી, જરૂર પડે ત્યારે નમી જવુ અને તેવા અવસરનો પણ લાભ લઇ લેવો વર્તમાનપત્રોની સ્વતંત્રતા એ તો આખા દેશમાં બધે ઠેકાણે ખરા અને સગીન વિચારોનો ફેલાવો કરનારૂ સરકારના હાથમા સારામાં સારૂ સાધન થઇ પડવુ જોઇએ તેના તરફ દુર્લક્ષ આપવુ એટલે એક દારૂગોળાના હગલા

ઉપર ઉધી જવા જેવુ છે મારી એવી ધારણા હતી કે સુલેહ થઇ રહ્યા પછી આખા દેશના સારામા સારા પત્રકારોનુ એક મડળ સ્થાપવુ અને તેમનાદ્વારા મારા વિચારો અને યોજનાઓનો નાનામા નાના ગામડા સુધી ફેલાવો કરી દેવો ત્રણુસે વર્ષ અગાઉ ચાલતુ તેમ હવે સામાજિક ફેરફારોને મૂગા મૂગા જોયા કરવાનુ પરવડે તેમ નથી હવે તો જીવને જોખમે પણ કા તો તેની ગતિને પ્રેરવી અથવા તો એકદમ અટકાવીજ દેવી "

"મારા પુત્રે નવા વિચારોને પોષવા અને જે પક્ષને મેં બધે સબળ બતાવ્યો હતો તેને ટકાવી રાખવો વેઠવારા દૂર થાય, મનુષ્યમાત્રની પદવી ઉચ્ચતર થાય અને સમૃદ્ધિ વધે, એવી સંસ્થાઓ તેણે સ્થાપવી અણસુધરેલા પ્રદેશોમા ધર્મ અને સસ્કૃતિનો પ્રકાશ ફેલાવવો આજ કારણને લીધે ઉમરાવવર્ગના તિરસ્કારનો હુ ભોગ થઇ પડયો છુ. મારા શત્રુઓ તે મનુષ્યસમાજના શત્રુઓ છે લોકોને દાસ બનાવવા એજ તેમનો હેતુ છે. લોકોને તેઓ પશુ સમાન ગણે છે

"વિરુદ્ધ વિચારના માણસો પણ અથડામા વગર પોતાના રાજ્યમાં સમાધાનીથી રહે એવો મારા પુત્રે પ્રયત્ન કરવો સમાજને સખત આઘાત કર્યા વગર નવીન વિચારો ફેલાય અને ઉડાં મૂળ ઘાલે એવી પ્રવૃત્તિ કરવી સમાજમા જુદા જુદા વિચારના અને પરસ્પર વિરુદ્ધ હિતના માણસો ખૂનામરકી ન કરી બેસે તેની ખાસ કાળજી રાખવી મારા મરણ પછી લોકોના મનમાં રાજાઓપ્રત્યે અવિચારી શત્રુતા કાયમ રહેશે તો મારૂ વૈર તો લેવશે, પરતુ નિર્દયપણે લેવાશે લોહીની નદીઓ વહેશે અને વિજ્ઞાન તથા સસ્કૃતિનો પ્રકાશ હોલવાઇ જશે "

"મારા પુત્રે ઇતિહાસ વાંચવા અને તેના ઉપર ખૂબ મનન કરવુ ખરેખરૂં તત્ત્વજ્ઞાન ઇતિહાસમાંજ રહેલુ છે. મોટા મોટા સેનાપતિઓની લડાઇઓના હેવાલ તેણે વાચવા અને તેના ઉપર ખૂબ વિચાર કરવો યુદ્ધશાસ્ત્ર શીખવાનુ સારામાં સારૂ એજ સાધન છે, પણ તેના અતઃકરણના ઉડાણમાં સત્ય અને ન્યાય તરફ ઉત્કટ વલણ નહિ હોય તો બધું વાચેલુ અને જાણેલુ નકામુ છે. એ બે શુભવૃત્તિઓ વડેજ મોટાં કામ થઈ શકે છે મને ઉમેદ છે, કે એ પોતાના ઉચા ભાવિને યોગ્ય નીવડશે "

**૨૦ મી એપ્રીલ.** આજે શહેનશાહને કાઇક આરામ હતો તેનીં પ્રકૃતિ પણ આજે હમેશ કરતા વધારે પ્રસન્ન હતી તેના મિત્રો આથી આશા રાખતા હતા કે તે કાયમને માટે સાજો થઇ જશે તે ઉપરથી તેણે હસીને કહ્યુ.—

"મારા મિત્રો, તમારી ભૂલ થાય છે આજે મને સારૂ તો છે તોંપણ મારો અતકાળ મને પાસેજ લાગે છે. મારા મરણ પછી તમે બધા સુખેથી યૂરોપ જજો અને તમારાં સગાંવહાલાંને મળીને સુખી થજો હુ પણ બીજી દુનિયામાં

મારા શૂરવીર મિત્રોને મળીશ ક્લેબર, ડીસે, બેસિયર્સ, ડુરે, ને, મૂરા, માસેના, બર્થિયર, લાની, બધા મને મળવા આવશે. અમે સાથે મળીને શું શું કર્યું હતું તેની અમે વાતો કરીશુ અને મારી જિંદગીના છેલ્લા બનાવોની હકીકત હું તેમને કહીશ. મને જોઇને તેઓમા ફરીથી શૌર્ય અને ઉત્સાહનો સંચાર થઇ જશે. વળી ત્યા અમને સીઝર, હેનિબલ, સિકંદર વગેરે મોટા મોટા સેનાપતિઓનો મેળાપ થશે અને અમે બધા અમારી લડાઇઓની વાતો કરીશુ" પછી તેણે હસીને ઉમેર્યું, "આટલા બધા યોદ્ધાઓને પિતૃલોકમાં એકઠા થએલા જોઇને ત્યાંના લોકોને જો ધાસ્તી નહિ લાગે તો અમને ખૂબ મજા પડશે"

એટલામા ડૉ૦ આર્નો આવ્યો તે અંગ્રેજ દાક્તર હતો. તેને નેપોલિયને કહ્યું, "દાક્તર, બસ મારૂં હવે આવી બન્યું છે છેલ્લો પ્રહાર થઈ ચૂક્યો હુ હવે જાઉં છુ" પછી તેણે પોતાના ઉપર ગુજરેલા જુલમમાટે છેલ્લી વારનો રોપ દર્શાવવા કહ્યું.—

"હુ બ્રિટિશ પ્રજાની પરોણાગતની આશા રાખીને આવ્યો હતો. મને તેઓ ઉદારભાવે રક્ષણ આપે એવી મારી પ્રાર્થના હતી મનુષ્યના અધિકાર જે સર્વત્ર પવિત્ર મનાય છે તેનુ ખૂન કરીને મારી પ્રાર્થનાના જવાબમા મને બેડીઓ પહેરાવવામા આવી અલેક્ઝાન્ડર પાસે જો હુ ગયો હોત તો તે મારા તરફ આવુ આચરણ ન કરત. આસ્ટ્રિયાનો શહેનશાહ ફ્રાન્સિસ અને પ્રશિયાનો રાજા બેઉએ મારા તરફ માયાળુ અને ઉદાર વર્તન રાખ્યુ હોત આખા યૂરોપને છેતરીને ઉશ્કેરવાનુ અને એક વ્યક્તિની સામે ચાર મોટાં મોટા રાજ્યોને લડવા ઉભા કરવાનુ ગાન એકલા ઈંગ્લંડનેજ ભાગે આવે છે તમારા દેશના પ્રધાનોએ મારે માટે એવુ સ્થાન પસંદ કર્યું છે કે જ્યા કોઇ યૂરોપવાસી ત્રણ વર્ષની અંદર તો તદ્દન અશક્તજ થઇ જાય એનો અર્થ એ કે તેઓ મારૂં ખૂન કરવા માગતા હતા, અને હુ અહિ આવ્યો ત્યારના તેઓ મારી સાથે કેવી રીતે વર્તતા આવ્યા છે તે તો જુઓ! તેમણે મારૂ અપમાન કરવામા, મને હલકો પાડવામાં કશી બાકી નથી રાખી મારા સગાં સબંધીઓ સાથેનો વ્યવહાર તેમણે અટકાવ્યો છે મારા ઘરના સમાચાર અને પત્રો મને મળવા દીધાં નથી મારી સ્ત્રી અને પુત્ર તો જાણે મારે મનથી જીવતાજ નથી સખત કેદની વ્યથા હુ છ વરસ થયા વેઠતો આવ્યો છુ ખરાબ આબોહવાવાળા ટાપુમા પણ ખરાબમાં ખરાબ જગ્યા—જ્યાં ઉષ્ણ કટિબંધની ગરમ હવાની અસર ઘણી સખત રીતે લાગુ પડે એ જગ્યા મારે રહેવા માટે નક્કી કરી છે. હું ઘોડે બેસીને આખા યૂરોપમાં ફરી વળનાર તેને આ ચાર દિવાલની હદમાં ગોંધાઇ રહેવુ પડે છે ધીમે ધીમે મારૂં મરણ નીપજે એવી ખૂની યોજના ઘડીને મારૂ કકડે કકડે ખૂન કરવામાં આવ્યુ છે. નીચ હડસન લોએ તમારા પ્રધાનોની ખૂની

યોજનાને અમલમા મૂકી છે પણ, ઇગ્લંડ ! મદોન્મત્ત વેનિસના જેવા બૂરા હાલ થયા તેવાજ તારા પણ થશે, અને હુ, મારા સગાં વહાલાથી વિખૂટો, એકલો આ ઉજ્જડ ટાપુમા મરવા પડયો છુ પણ મરતા મરતા ઇગ્લંડના રાજકુળને મારા અતરનો શ્રાપ આપતો મરૂ છુ "

૨૫ મી એપ્રિલ. શહેનશાહને આખી રાત સારી નિદ્રા આવી હતી સવારમા ચાર વાગે તે જાગી ઉઠયો અને અર્ધજાગૃત અવસ્થામા બોલવા લાગ્યો —

" મે હમણાંજ મારી ભલી જોસેફાઇનને દીઠી, પણ તે મને ભેટી નહિ હુ તેને ભેટવા જતો હતો એટલામા તો તે અદૃશ્ય થઇ ગઇ. તે પણે આગળ બેઠી હતી તેનામા કશો ફેરફાર થયો નથી જાણે હુ તેને ગઇ કાલેજ મળ્યો હોઉ એવી તે દેખાતી હતી. તેણે મને કહ્યુ કે હવે આપણે થોડાજ વખતમા મળીશુ અને પછી કદી પણ છૂટાં નહિ પડીએ તમે તેને જોઇ ? આટલુ બોલીને તે પાછો ઉંઘી ગયો

૨૮ મી એપ્રિલ. નેપોલિયને કહ્યુ, મારા મરણ પછી ડૉ૦ આર્નો સિવાય કોઇ પણ અગ્રેજ દાકતર મારા શબને ન અડકે મારૂ શરીર ચીરજો અને હૃદય કહાડી, અર્કમાં રાખીને મારી સ્ત્રી મેરિયા લુઇસાને પહોચાડી આવજો તેને કહેજો કે હુ તેને ઘણોજ ચાહતો હતો—છેવટની પળ સુધી ચાહતો હતો મારૂ જઠર તપાસજો તેમાં કયા પ્રકારનુ દર્દ છે તે નકકી કરીને તેમાથી કેમ બચાય તે વિષેની જરૂરી સૂચનાઓ મારા પુત્રને આપજો. હુ ધારૂ છુ કે મારા પિતા પણ એજ વ્યાધિથી મરણ પામ્યા હતા મારી માતાને તથા બીજા સબધીઓને મળજો અને તેમને મારી હાલતની,મારા મદવાડની અને મારા મૃત્યુની બધી હકીકતથી વાકેફ કરજો"

૨ જી મે તાવ સખત હતો અને સનિપાત શરૂ થઈ ચૂકયો હતો તેનુ ચિત્ત ભૂતકાળના બનાવો, તેનુ પ્રાણાધિક પ્રિય ફ્રાન્સ, વહાલો પુત્ર અને મિત્રોએ સર્વમાં વાગફરતી ભટકતુ ભૂતકાળના બનાવો તેના માનસિક ચિત્રપટ ઉપર તરવરતા હતા અને તે જૂના યુદ્ધો ફરીથી લડતો હોય તેમ તે લવરી કરતો હતો—ડિમે ! માસેના ! સાબાશ ! આપણે જીત્યા છીએ દોડો ! ધસો ! એક છેલ્લો હુમલો કરી નાખો અને આપણે તેમને એક તડાકામા ચોળી નાખીશુ "

૩ જી મે. બપોર પછી તેની તબીયતમાં કાઇક સુધારો થયો હતો અને તેણે નીચે પ્રમાણે વિચાર સ્થિર ચિત્તે જણાવ્યા —

" હવે મારૂ શરીર છૂટી જશે તમે બધા યૂરોપ જજો મે જનસમાજનુ હિત કરે એવા સિદ્ધાંતોને પોષ્યા છે અને કાયદાઓવડે તેમને સુરક્ષિત કર્યા છે કમનશીબે મારા સજોગો એવા પ્રતિકૂળ હતા કે મારે કોઇ કોઇ વાર સખ્તી કરવી પડી હશે અથવા તો મારી યોજનાઓનો અમલ કરતા વિલબ થયો હશે તો એટલામા મારી ખરાબી થઈ ગઇ અને જે કમાન મે ચડાવી હતી તેની પણછ ઢીલી કરવાનો મને

વખત ન મળ્યો તેથી ફરીને જે ઉદાર રાજ્યતંત્ર મારે ફ્રાન્સને આપી જવું હતું તે તેને નથી મળ્યું મને તે માફ કરશે મારા હેતુ તરફ નજર કરીને મારો આભાર માનશે તમે બધા મારૂં સ્મરણ જાળવજો જે વિચારો મે પોષીને ફેલાવ્યા છે તેને વળગી રહેજો."

૫ મી મે ચોથી તારીખે રાત્રે આકાશમાં વાદળ ચડી આવ્યું અંધકાર છવાઇ ગયો અને સખત પવન ફૂંકાવા લાગ્યો નેપોલિયનનાં વહાલાં ઝાડ ઉખડી ગયા તે પથારીમા દુઃખથી તરફડતો હતો બર્ટ્રેન્ડના બાળકો તેમના વહાલા મિત્રનુ છેલ્લીવારનુ મો જોવા આવ્યાં તેની આકૃતિ એટલી બધી બદલાઈ ગઇ હતી કે તેઓ તેને ઓળખી શક્યાં નહિ બિચારા બેબાકળા જેવા તેની સામે જોઇ રહ્યાં પછી ચોધાર આંસુએ રડતા તેઓ તેના બિછાના પાસે ગયા અને તેના હાથ ઉપર અશ્રુ અને ચુંબનો વરસાવવા લાગ્યા આ નિર્દોષ, નિઃસ્વાર્થી બચ્ચાઓની પ્રીતિ જોઇને સૌને લાગી આવ્યુ આખા ઓરડામાં જેટલાં હાજર હતા તે સૌના હૈયાં ચીરાઇ જવા લાગ્યાં એક બાળકને તો મૂર્છા પણ આવી ગઈ

આખી રાત્રિ આ સ્થિતિમા પસાર થઈ ગઇ ફ્રાન્સનો શહેનશાહ મૃત્યુને બિછાને પડયો હતો તેને શ્વાસ ઉપડયો હતો અને તે વારવાર લવરી કરતો હતો મોન્થોલને નીચેના શબ્દ સ્પષ્ટ સાભળ્યા –" ફ્રાન્સ-સૈન્ય-જોસેફાઇન "

ઉપલો બનાવ પાંચમી તારીખે સવારમાં છ વાગ્યે બન્યો એ પછી આખો દિવસ તે ચત્તો પડી રહ્યો તેનો જમણો હાથ પથારીની બહાર લબડતો હતો તેનાં નેત્ર સ્થિર હતા અને તે ઉડા વિચારમા પડી ગયો હોય, તેમજ તેને કશીએ પીડા ન થતી હોય એમ જણાતુ હતુ તેના મુખ× ઉપર મધુર, શાંત સ્મિત છવાઈ રહ્યુ હતું સાંજે સૂર્યાસ્ત સમયે તેનો આત્મા નાશવંત શરીરમાથી મુક્ત થઇને કોઇ અન્ય અગોચર સૃષ્ટિમા ચાલ્યો ગયો

જોસેફાઇનના મરતી વખતના બોલ, " એલ્બા—નેપોલિયન " હતા નેપોલિયનના મનમા જો કોઇ વિચાર છેવટની પળ સુધી ગુંચવાઇ રહ્યા હોય તો તે "ફ્રાન્સ-સૈન્ય-જોસેફાઇન " ને લગતા હતા

નેપોલિયને પોતાના મૃત્યુપત્રમા ખાસ આગ્રહપૂર્વક લખ્યુ હતુ કે મારા દેહને સેન નદીને કિનારે, મારા વહાલા ફ્રાન્સની ભૂમિમાંજ દાટવો તેમ કરવાની રજા ન મળે તો મારી જન્મભૂમિ કૉર્સિકામા તેના અવશેષ લઇ જવા આ માગણી પણ

× ડૉ એન્ટોમાર્કીએ નેપોલિયનનો પ્રાણુ ગયા પછી તેના મો ઉપર મીણ દાબીને એક આકૃતિ પાડી લીધી હતી તેનાં અનેક બીબાં જોવામાં આવે છે તે જોતાં અંતકાળને સમયે નેપોલિયને હસતે મોઢે, પ્રસન્ન ચિત્તે પ્રાણ મૂક્યો હતો એ સાબિત થાય છે થોડાં વર્ષપર "ગ્રાફિક" પત્રમા આ હકીકત પ્રકટ થઇ છે. ભા૦ ક૦

જો ઈંગ્લંડના પ્રધાનો ન સ્વીકારે તો જે ઝરાએ મને ઘણીવાર શીતળ પાણી પાયુ છે તેને કિનારે મને દાટવો તેની આ ઇચ્છા મુજબ સર હડસન લોને અરજી કરવામા આવી કે તેના મૃત દેહને યૂરોપ લઇ જવાની પરવાનગી આપો જવાબ મળ્યો કે બ્રિટિશ સરકારનો એવો ચોકૂખો હુકમ છે કે તેને સેન્ટ હેલેનામાંજ દાટવો નેપોલિયનના મિત્રોએ આંખમાં આંસુ લાવીને હડસન લોના કાલાવાલા કર્યા કે તેના અવશેષ તેના સગાં વહાલાને સોંપવા દો, પણ તે એકનો બે નજ થયો. નેપોલિયનનો મૃત દેહ પણ આ પ્રમાણે યૂરોપના ઉમરાવવર્ગને ધ્રૂજાવતો હતો

પછી તેના મૃતદેહને અંતિમ સંસ્કારને માટે તૈયાર કર્યું જે ડગલો તેણે મારેન્ગોના સંગ્રામ વખતે પહેર્યો હતો તે ડગલો, સફેદ પાટલુન, લાબા બૂટ, ટોપી વગેરે તેના શબને પહેરાવ્યાં બન્દીખાનામાં રહ્યા રહ્યા પણ તેણે આ દ્વીપવાસીઓનાં દિલ જીતી લીધા હતાં છઠ્ઠી અને સાતમી તારીખે તેના મૃત દેહનાં દર્શન કરવા માણસોના ટોળે ટોળાં ચાલ્યા આવતાં હતાં અને ગંભીર, પવિત્રભાવે નમન કરી ચાલ્યાં જતાં હતા છેવટની ઘડીએ સર હડસન લોનું દિલ પણ પીગળ્યુ તેણે કહ્યુ —

"તે ઈંગ્લંડનો મોટામા મોટો શત્રુ હતો, મારો પણ શત્રુ હતો, પરંતુ હું આજે તેને માફ કરૂં છુ"

આઠમી મેને દિવસે પ્રાતઃકાળમાં તેના મૃતદેહને દાટવાની ક્રિયા કરવાની હતી તોફાન શમી ગયુ હતું આકાશમા એક પણ વાદળુ ન હતું સમુદ્ર શીતળ પવનની લહરીઓ પ્રેરી રહ્યો હતો પોતાના દ્વીપને અમર કરનાર મહાનુભાવ કેદીના શબને છેલ્લુ માન આપવા સેન્ટ હેલેનાની બધી વસ્તી ત્યાં એકઠી થઇ હતી બપોરે સાડા બાર વાગે તેના શબને કલઇ, સીસુ અને લાકડાની ત્રેવડી પેટીમાં મૂકયુ તેને ચાર ઘોડાની ગાડીમા ગોઠવ્યું તેના મિત્રો, તથા દ્વીપના અંગ્રેજ અમલદારો એ ગાડીની સાથે શોકના પોશાક પહેરી ચાલતા હતા અઢી હજાર સિપાઇઓનુ અંગ્રેજ સૈન્ય માર્ગની ડાબી બાજુએ હારબંધ ઉભુ હતુ શોકમય સ્વરો વાગતા હતા આખુ લશ્કર શબની ગાડી પાછળ ચાલ્યુ પર્વતની બાજુમાં તેને માટે ખાડો ખોદી રાખ્યો હતો ત્યાં તે પેટી મૂકી અને અંત્યેષ્ટિ ક્રિયા થઇ રહ્યા પછી તેને અત્યંત ધાર્મિક અને ગંભીરભાવે ખાડામા ઉતારી દીધી તેજ વખતે કિલ્લામાથી અને બ્રિટિશ મનવારમાંથી એકસામટા તોપોના ધડાકા કરીને તે મહાન્ ચક્રવર્તી નરેશને છેલ્લું માન અપાયુ

નેપોલિયનના મિત્રોએ તેની કબર ઉપર રાખવા માટે નીચે મુજબનો એક સાદો સ્મરણલેખ કોતરાવ્યો હતો —

નેપોલિયન

જન્મ.—એજેશિયો, તા ૧૫-૮-૧૭૬૯

મરણ—સેન્ટ હેલેના, તા ૫-૫-૧૮૨૧

સમ્રાટે ઉપર પ્રમાણે સ્મરણલેખ પત્થર ઉપર કોતરી કહાડયો, પરંતુ એટલામાં સર હડસન લોએ કહેવડાવ્યુ કે બ્રિટિશ સરકારનો સખત હુકમ છે કે નેપોલિયનની કબર ઉપર "જનરલ બોનાપાર્ટ" સિવાય બીજુ કાઈજ લખવા દેવામા નહિ આવે. પોતાની સત્તાના ભોગ થઇ પડેલા કમનશીબ માણસના મરણ પછી પણ તેની પૂઠ ન છોડવી એના કરતા વધારે ક્રૂરતા બીજી શી હોય? વિનવણીની કશી અસર ન થઇ આખરે કબર ઉપર લેખ વગરનો ખાલી પત્થર મૂકવાની રજા મળી મેની ૨૭ મી તારીખે નેપોલિયનના મિત્રો યુરોપ જવા ઉપડી ગયા. જતા પહેલા તેઓ પોતાના પ્રાણપ્રિય મિત્ર અને શહેનશાહની કબરનુ અશ્રુ અને પુષ્પથી પૂજન કરી આવ્યા, પણ સાર્જન્ટ હુબર્ટે તો પોતાના માલિકની કબરને પણ ત્યજી નહિ અટળ પ્રેમથી ઓગણીશ વર્ષ સુધી તેણે **નેપોલિયનની સમાધિનું સાન્નિધ્ય છોડયુ નહિ**, અને જ્યારે આખી ફ્રેન્ચ પ્રજાની સામટી ઇચ્છાના પ્રભાવે એ કબર ઉપરનો પત્થર ઉચકાયો અને તેમાનાં કિંમતી પવિત્ર અવશેષ સેન નદીને કિનારે ઇનવેલાઇડસના ઘુમટ નીચે પધરાવાયા ત્યારે પણ તે નિમકહલાલ સેવક તેની સાથે સાથે ત્યાં તેના કાયમના આરામગાહની સમીપ રહેવા ગયો

# પ્રકરણ ૭૪ મું—શહેનશાહનાં અસ્થિને માટે માગણી



ઘણા ખરા માણસોનો ઇતિહાસ તેમના મરણની સાથેજ સમાપ્ત થાય છે, પણ નેપોલિયનની બાબતમા તેમ નથી તેની અદ્ભુત વીરરસથી ભરેલી કથાના પડધા તેની કબરમાથી પણ જગતને કાને અથડાય છે તેના મરણ પછી નવ વર્ષ વીતી ગયાં તે દરમ્યાન તેણે દીર્ઘકાળપર્યન્ત ભોગવેલા દુ ખ તરફ જગતનુ ધ્યાન દિવસે દિવસે વધારે પ્રબળપણે ખેચાવા લાગ્યુ, અને પ્રત્યેકના દિલમા તેના પ્રત્યેની અનુકપા વધવા લાગી.

ઇ સ ૧૮૩૦ ના જુલાઇ માસમા ફ્રાન્સે બુર્બોન રાજાઓની સામે ત્રીજીવાર બળવો કર્યો અને તેમને દેશમાંથી હાંકી કહાડયા નેપોલિયનની આગાહી પ્રમાણે લૂઇ ફિલિપ ડયૂક ઑફ ઑર્લિયાને ફ્રેન્ચ પ્રજાએ મુકુટ પહેરાવ્યો. આ બનાવ બન્યા

પછી એજ મહિનાની અંદર પ્રતિનિધિઓની સભાને કહેવામાં આવ્યું કે નેપોલિયનના અસ્થિ ફ્રાન્સને પાછા સોંપવા માટે બ્રિટિશ સરકાર પાસે માગણી કરવી તેની કીર્તિના સ્મરણથી ફ્રેન્ચ પ્રજાના અંતરમાં ઉછળતો પ્રેમનો ઝરો જે બુર્બોન રાજાઓના અમલથી દબાઈ ગયો હતો તે પૂર જોસથી છલકાઇ જવા લાગ્યો

આના પછી ઉપરાઉપરિ અરજીઓ આવવા લાગી અને પ્રજાના દિલમાં એવી જ્વાળા પ્રકટી કે કેમે કરી હોલવાયજ નહિ નેપોલિયનના સ્મરણ માટે લોકોના ઉત્સાહનો વેગ જોઈ લૂઇ ડરવા લાગ્યો પણ તેને સંતોષ્યા સિવાય બીજો ઉપાયજ હતો નહિ

શત્રુના અપવિત્ર હાથે ગબડાવી પાડેલી નેપોલિયનની મૂર્તિને તેની અસલ જગ્યાએ પધરાવવાનો ઠરાવ ૧૮૩૧ ના જુલાઇ માસમાં પસાર થયો, અને ભારે ઠાઠ તથા જયઘોષની દિગંતવ્યાપી ગર્જનાઓ સાથે તેને પધરાવવામાં આવી તેજ રીતે ઇનવેલાઇડસમાં તેની બીજી એક મૂર્તિ પધરાવાઈ તથા ફ્રાન્સના વરિષ્ઠ ન્યાયમંદિરમાં તેની સુંદર છબી ખુલ્લી મૂકવામાં આવી એ છબીમાં નેપોલિયન જાણે પોતે રચાવેલી ધારાપોથી લઇને બેઠો હોય એવો તેને ચીતર્યો હતો એ ધારાપોથીએ આખા જગતનું ધ્યાન ખેંચ્યું હતું અને તેનું સ્થાન સદાને માટે અદ્વિતીય જ રહેશે

એ પછી બીજાં કેટલાંક વર્ષ વીત્યાં દરમ્યાન ૧૮૩૨ માં નેપોલિયનનો પુત્ર તેના મોસાળમાં વાસ્તવિકરીતે કેદીની હાલતમાં એકવીશ વર્ષની વયે ગુજરી ગયો ૧૮૪૦ ની સાલમાં નેપોલિયનની સંવત્સરીને દિવસે પ્રખ્યાત ઇતિહાસકાર ગીઝોને હાથે બ્રિટિશ સરકાર પાસેથી નેપોલિયનના અસ્થિ પાછાં માગવાનો રીતસરનો સરકારી પત્ર લખાયો

હવે સમય બદલાઇ ગયો હતો તેથી આ માગણીનો અસ્વીકાર ન થઇ શક્યો, તરતજ લાગણીભર્યો ઉત્તર લૉર્ડ પામર્સ્ટનની મારફતે બ્રિટિશ સરકારે મોકલાવ્યો. તેમાં ફ્રાન્સના યશસ્વી શહેનશાહ તરફ કશાં નિંદા-વચનો ન હતા, તે શહેનશાહ નહિ પણ રાજ્યાસન પચાવી પડનાર "જનરલ બોનાપાર્ટ" હતો એવી મતલબનો ઇસારો પણ તેમાં ન હતો ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચેની દુશ્મનાવટ ધોઇ નાખવાની અને "લેશમાત્ર પણ દુશ્મનાવટ રહી ગઈ હોય તો 'શહેનશાહ **નેપોલિયન**' **ની** કબરમાં દાટી દેવાની" ઇચ્છા તેમાં દર્શાવવામાં આવી હતી ×

× ઈંગ્લંડના વર્તનમાં ફેરફાર થવાનું કારણ એ હતું કે ટોરી પક્ષની પાર્લામેન્ટમાં હાર થઇ હતી અને રશિયાનું બળ એટલું બધું વધી પડયું હતું કે નેપોલિયનની આગાહી પ્રમાણે આખા યુરોપને અને હિંદુસ્તાનને લીધે ખાસ કરીને ઈંગ્લંડને ધાસ્તી પેઠી હતી તેથી કરીને ફ્રાન્સની મહેરબાની મેળવવા ઈંગ્લંડ ઇંતેજાર હતું.

ઈગ્લંડે ફ્રેન્ચ પ્રજાની સ્વતંત્રતા લૂટવાનો જે અક્ષમ્ય અપરાધ કર્યો હતો તેનું આખરે તેણે આટલા શબ્દોથીજ પ્રાયશ્ચિત્ત કર્યું નેપોલિયન કબરમાં સૂતો સૂતો પણ આખરે તો જીત્યોજ ફ્રાન્સની પ્રજાએ ચૂટેલા શહેનશાહનો રાજ્યાસન પરનો હક્ક આ પ્રમાણે ઈગ્લંડને આખરે પણ સ્વીકારવોજ પડયો

એ મનવાર સાથે નેપોલિયનના કેદખાનાના કેટલાક સોબતીઓ-લા કાસાસ, જનરલ બર્ટેન્ડ તથા ફ્રાન્સનો એક શાહજાદો, એટના સેન્ટ હેલેના જવા ઉપડી ગયા નેપોલિયનના મૃતદેહને માટે સુદરમા સુદર નકશીદાર પેટી બનાવી હતી અને તેના ઉપર સોનેરી અક્ષરે "નેપોલિયન" એટલા અક્ષરો કોતર્યા હતા બાદશાહી મુકુટ અને ચારે ખુણે ગરુડની મૂર્તિઓ તેના ઉપર બેમાડી હતી

૮ મી અકટોબરે આ કાફલો સેન્ટ હેલેના જઇ પહોચ્યો ૧૫ મી અકટોબર કે જે દિવસે ૨૫ વર્ષ અગાઉ નેપોલિયને આ ટાપુને કિનારે પગ મૂકયો હતો તેજ દિવસે તેની કબર ઉઘાડવાનો ઠરાવ હતો મધ્ય રાત્રિએ આ ગભીર કામ કરવાનુ હતુ. નવ કલાક લાગટ ખોદકામ કર્યા પછી જે પેટીમા તેના મૃતદેહને રાખવામા આવ્યો હતો તેના ઉપરનો ભારે પત્થર ઉચકાયો ખ્રિસ્તી ધર્માનુસાર પ્રાર્થના કર્યા પછી તે પેટીને બહાર કહાડી ગભીરભાવે સૌ ત્યા ઉભા રહ્યા લાકડુ, જસત અને કલાઈના ત્રેવડા પડવાળી પેટી ઉઘડી અને નેપોલિયનના શબ ઉપર ઓઢાડેલુ સફેદ વસ્ત્ર ખસેડયુ એટલે જાણે હમણાજ ઉઘી ગયો હોય એવો શહેનશાહનો આરસ-પહાણની મૂર્તિ જેવો દેહ સૌની નજરે પડયો તે હવા અને ભેજથી એવો સુરક્ષિત રહ્યો હતો કે જેમણે તેને જીવતો જોયો હતો તે બધા તેને સહેલાઈથી ઓળખી શકયા બે મિનિટ સુધી શબને ઉઘાડુ રહેવા દીધા પછી તેને પાછુ ફરીથી કાળજી પૂર્વક પેટીમાં મૂકી તેના ઉપર ઘણુજ મજબૂત રેણુ દઇને તેને માટે પારિસથી આણેલી પેટીમા મૂકયુ

ત્યાથી ઉડાવીને તેને ફ્રેન્ચ વહાણમા લઇ જતી વખતે અગ્રેજ લશ્કરે હથિયાર નમાવી માન આપ્યુ, અને કિલ્લામાંથી તથા બ્રિટિશ મનવારમાથી તેના માનમા તોપો ફૂટી નેપોલિયનના અવશેષને વળાવવા માટે સેન્ટ હેલેનાની તમામ વસ્તી બદર ઉપર એકઠી થઇ અગ્રેજ મહિલાઓએ પોતાને હાથે ગુથેલો રેશમી વાવટો તેના માનમા અર્પણ કર્યો

૧૮ મી અકટોબરે ફ્રેન્ચ કાફલાએ સેન્ટ હેલેનાનો ટાપુ છોડયો ૨ જી નવેબરે તેમને સમાચાર મળ્યા કે મિસર અને તુર્કી વચ્ચે થએલી સલાહની ભાજગડને લીધે ઈગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે ઘણુ કરીને લડાઇ જાગી છે કેદ પકડાઇ જવાનો ભય નજીક અને ચોકસ હતો, પણ નેપોલિયનના મિત્રોએ આ વખતે નિશ્ચય કર્યો હતો કે તેના શબને લઈને દરિયામા ડૂબી મરવુ, પણ અગ્રેજોના હાથમાં તો તેને નજ

જવા દેવુ છેવટે સારા નસીબે ધાસ્તીનુ વાદળુ વેરાઈ ગયુ

૨ જી ડિસેમ્બરે, આસ્ટર્લિટ્ઝના સગ્રામની જયન્તીને દહાડે ફ્રેન્ચ વહાણ શેર બોર્ગ બદરે નાગર્યા ત્યા તેમને ૨૧ તોપનુ માન મળ્યુ ૯ મી તારીખે તેઓ સેન નદીના મુખમાં દાખલ થયા હાવરે બદર આગળ આખુ શહેર દર્શન કરવાને બહાર આવ્યુ હતુ દેવળમા શોકસૂચક ઘટારવ થયા, બદર અને કિલ્લા ઉપરથી તોપો ફૂટી અને લશ્કરી વાજાવાળાઓએ કરુણ સ્વરોની હેલી મચાવી

ત્યાંથી પારિસ સો માઇલ દૂર હતુ નદીને કિનારે કિનારે લાખો માણુસો એકઠા થયાં હતા આસપાસના જિલ્લાઓ લગભગ ખાલી થઇ ગયા હતા અને ત્યાંના બધા લોકોનો સેન નદીને કિનારે જમાવ થયો હતો કમાનો, તોરણો, પિરામિડો, જેમની બનાવટમા રેશમ અને કિનખાબનો છૂટથી ઉપયોગ થયો હતો અને કારીગરોએ તેમની પૂરેપૂરી કુશળતા વાપરી હતી એવી અનેક રમણીય વસ્તુઓથી ડક્કા અને ઓવારા શણગારાઇ ગયા હતા

પ્રજાકીય રક્ષકો અને નેપોલિયનના સૈન્યના જૂના સિપાઇઓ આનદથી છલકાતે હૈયે અને અશ્રુભીની આખે પોતાના વહાલા સરદારના મૃતદેહને આવકાર આપવા હાજર થયા હતા તેઓજ તેના સાચા પુત્રો હતા સેન નદીના વિશાળ, પારદર્શક પટ ઉપર થઇને દશ વહાણો ભારે દબદબાસહિત ચાલ્યા આવતાં હતા સૌ બરાબર જોઇ શકે તે માટે તેમની ગતિ ધીમી કરી હતી, આજે ફ્રાન્સનો સાચો શહેનશાહ પોતાની વહાલી જન્મભૂમિને ખોળે સૂવા આવતો હતો. આજે ફ્રાન્સની ગયેલી પ્રતિષ્ઠા તાજી થઇ હતી હજારો તોપોના ધડાકા અને ઘટનાદ આ મગળ અવસરની ઉદ્ઘોષણા કર્યા કરતા હતા "શહેનશાહ ઘણુ જીવો ' ની ગગનભેદી ગર્જનાઓથી દિશાઓ ગાજી ઉઠતી હતી હયાતીના સમયમાં એજ ગર્જના કાને પડતા નેપોલિયનનુ હૃદય આનદથી ઉછળી રહેતુ હતું આ પ્રસગે પણ તેનો આત્મા પિતૃલોકમા રહ્યો રહ્યો આ દૃશ્ય જોઇને અવશ્ય પ્રસન્ન થતો હોવો જોઇએ. તેની હયાતીમાં જેટલુ સન્માન તે પામતો તેટલુંજ આજે તેનાં અસ્થિને લોકો આપી રહ્યા હતા ! લોકોની આખો આંસુથી ઉભરાઇ રહી હતી અને કડ ગદ્‌ગદ્‌ થઇ જતા હતા, તોપણ "શહેનશાહ ઘણુ જીવો" ના પોકાર હર્ષથી ગાંડા તૂર થઇ ગએલા હજારો મનુષ્યોના મુખમાથી નીકળતા હતા

૧૪ મી તારીખે સાંજના ચાર વાગે કાફલો પારિસથી ચાર માઇલને અંતરે આવી પહોચ્યો પારિસથી હજારો માણુસો ત્યાં આવી પહોચ્યાં હતા. તોપોની ગર્જના અને ઘટનાદથી આકાશ ગાજી રહ્યુ હતુ આજે ફ્રાન્સના લોકમતની ફતેહ થઇ છે, આજે પ્રજાનો ચૂટેલો રાજા આજે જાણે ફરીથી ફ્રાન્સના પાયતખ્ત ઉપર બિરાજતો હોય એવો ભાસ યૂરોપના આશ્ચર્યચકિત થએલા આપખુદ રાજાઓને



પારીસમાની નેપોલિયનની પ્રખ્યાત કબર

પ્રજાનો પ્રેમોન્માદ જોઇને થતો હતો જોસેફાઇન જાણે પોતાના ભર્તારને આવકાર આપવા ઉભી હોય તેવા આકારની એક તેની મોટી મૂર્તિ ઉભી કરી હતી પિતાને ઘેર સબડતી બિચારી મેરિયા લૂઇસાને તો કોઇએ યાદ પણ ન કરી !

"મારી ઇચ્છા છે કે મારો મૃત દેહ મારા વહાલા ફ્રાન્સમાં સેન નદીને કિનારે દટાય" એ શબ્દો દોઢસો ફૂટ ઉંચા એક સ્તંભ ઉપર કોતરવામાં આવ્યા હતા અને તેના ઉપર ગરુડની સુવર્ણાકૃતિ બેસાડી હતી આખી રાત આખો ફાફલો રોશનીથી ઝળહળી રહ્યો હતો એક અઠવાડીઆ સુધી ફ્રાન્સ તેમજ દેશાવરના લોકો આ અપૂર્વ દૃશ્ય જોવાને આવ્યા કર્યા ચાર ચાર માઇલ સુધી રસ્તાની બેઉ બાજુએ લોકોની મેદની જામી હતી પારિસમા આજે દશ લાખ કરતા વધારે માણસો એકત્ર થયાં હતાં રાજા લુઈ પણ રાજકુટુંબ તથા ધારાસભાના સભાસદો સાથે ત્યા આવી પહોચ્યો હતો

સોળ ઘોડાની ગાડીમા બેસાડીને નેપોલિયનના શબને તેને માટે નિર્ણીત કરેલા સ્થાનમા લઇ જવામા આવ્યુ આ વખતે પ્રજાનો ઉત્સાહ વર્ણવી શકાય એવો ન હતો તેઓ હર્ષોન્માદમા આવી ગયા હતા કોઇ ગાતા, કોઇ રડતા તો કોઈ પોકાર કરતા હતા

નેપોલિયનની છેલ્લી ઇચ્છા પૂર્ણ થઇ ઇન્વેલાઈડસના દેવળમાં તેનાં અસ્થિને પધરાવવામાં આવ્યા અને પ્રજાએ પાછળથી તેના ઉપર કરોડો ફ્રાન્ક ખરચી સુંદરમા સુંદર રોજો બંધાવ્યો. આ પ્રમાણે મરણ પછી પણ તેણે શત્રુઓ ઉપર ફતેહ મેળવી, અને પ્રજાના હૃદયમાં તે પોતાનુ પાયતખ્ત હમેશને માટે સ્થાપિત કરી ગયો. અદ્યાપિ સુધી દેશપરદેશના અનેક પ્રવાસીઓ તેની કબરને ભક્તિભાવથી વદન કરવા; અને તેમાંથી પ્રેરણા મેળવવા આવ્યા આવે છે અને ભવિષ્યમા પણ આવ્યા કરશે



સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે પ્રકટ કરેલા

# उत्तम अने सस्ता ग्रंथो

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદ ઇંચ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|---|
| શ્રીવાલ્મિકી રામાયણ-મોટા બે ભાગમાં | ૧૪૦૦ | ૬॥×૧૦ | ૬) | ૧।= |
| મહાભારતનાં આદિ અને સભાપર્વ | ૬૦૦ | " | ૨ | ૦॥= |
| શ્રીદાસબોધ—નવી આવૃત્તિ.. | ૬૨૦ | ૫॥ × ૮ | ૨॥ | ૦।= |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા-નવી આવૃત્તિ | ૭૦૦ | ૫॥ × ૮॥ | ૨॥ | ૦॥ |
| શ્રીમદ્ ભાગવત—ઉત્તમ ભાષાંતર | ૭૦૦ | ૮ × ૧૧ | ૫) | ૧) |
| શ્રીરામકૃષ્ણકથામૃત-બંને ભાગ ભેગા | ૬૫૦ | ૫॥ × ૮ | ૨॥ | ૦।= |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો. ભા ૧થી ૫ | ૫૦૦ | ૫॥ × ૮ | ૨) | ૦।= |
| " " ગ્રંથ ૨ જો ભા ૬ થી ૯ | નવી આવૃત્તિ સત્વર પ્રસિદ્ધ થશે | | | |
| " " ગ્રંથ ૩ જો ભા ૧૦ ૧૧ | ૫૦૦ | ૫॥ × ૮ | ૨) | ૦।= |
| સ્વામી વિવેકાનંદ ગ્રંથ ૧લો ભા ૧-૨-૩ | ૫૭૫ | " | ૨। | ૦।≡ |
| " " ગ્રંથ ૨ જો ભા ૪-૫ | ૬૦૦ | " | ૨। | ૦।= |
| " " ભાગ ૬ થી ૮ નોખા | ૧૦૦૦ | ૫ × ૬॥ | ૩) | ૦।≡ |
| " " ભાગ ૯ મો-સં પૂર્ણચરિત્ર | ૭૪૦ | " | ૨॥ | ૦।- |
| " " ભાગ ૧૦ મો રાજયોગ | ૩૦૦ | " | ૧। | ૦)≡ |
| શ્રીભજનસાગર-નવી આવૃત્તિ | ૨૦૦ | ૫ × ૮ | ૦॥= | ૦)= |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| આગળ ધસો | ૫૮૪ | ૫ × ૬॥ | ૧) | ૦)≡ |
| ભાગ્યના સૃષ્ટાઓ | ૭૨૦ | " | ૧॥ | ૦। |
| સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ .. | ૫૫૨ | " | ૧)≡ | ૦)≡ |
| પ્રભુમય જીવન | ૨૧૬ | " | ૦॥ | ૦)= |

## વૈદક સંબંધી ઉપયોગી પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ | ૧૦૦૦ | ૫॥ × ૮॥ | ૪) | ૦॥= |
| આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન-ગાંધીજીકૃત | ૧૪૦ | ૫ × ૬॥ | ૦।= | ૦)- |

## ઉત્તમ બોધદાયક જીવનચરિત્રો

| | | | | |
|---|---|---|---|---|
| કાઉન્ટ ટોલ્સ્ટૉયનું જીવનચરિત્ર | ૬૨૦ | પ॥ × ૮ | ૨॥ | ૦।≡ |
| સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર | ૭૪૦ | ૫ × ૬॥ | ૨॥ | ૦।- |
| જગતનો મહાન પુરુષ (મ૦ ગાંધીજી) | ૩૫૦ | ” | ૧) | ૦)= |

## સ્ત્રીઓ તથા પુરુષો માટે બોધપ્રદ વાર્તાઓ

ટુંકી વાર્તાઓ ભાગ ૧, ૨, ૩, ૪ થોડા માસ પછી છપાઈ બહાર પડશે

| | | | | |
|---|---|---|---|---|
| ટુંકી વાર્તાઓ–ભા ૫ મો–૨૮ વાતો | ૩૦૪ | ૫ × ૬॥ | ૦॥= | ૦)= |
| ટુંકીવાર્તાઓ–ભા ૬ ઠ્ઠો– ૨૭ વાતો | ૩૬૦ | ” | ૦॥। | ૦)= |
| ટુંકીવાર્તાઓ–ભા ૭ મો અનેક વાતો | ૩૫૦ | ” | ૧। | ૦)ાા |
| દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી | ૧૬૮ | ૪ × ૭॥ | ૦। | ૦)- |

## બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો–૬૯ ખરા બનેલા બનાવો | ૧૨૮ | ૫ × ૭॥ | ૦।- | ૦)- |
| બાળસદ્‌બોધ–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૧૨ | ” | ૦।૦॥ | ૦)- |
| બાળકોની વાતો–રસિક વાતચીતરૂપે ૨૧ પાઠ | ૯૬ | ૫ × ૬॥ | ૦। | ૦)- |
| દુખમાં વિદ્યાભ્યાસ–સચોટ સાચાં દૃષ્ટાંતો | ૯૦ | પ॥ × ૮ | ૦। | ૦)- |

## ભગવદ્‌ગીતા, પંચરત્ન ગીતા, ઇત્યાદિ

| | કદ ઈંચ | સાદુપૂઠું | પાકુપૂઠું | પો૦ |
|---|---|---|---|---|
| ભગવદ્‌ગીતા–ગુજરાતી સરલ ટીકા સહિત– | ૩॥× પ। | ૦।= | ૦॥ | ૦)= |
| ” મરાઠી સુબોધ ટીકા સહિત– | ” | ૦।= | ૦॥ | માફ |
| ” હિન્દી સરલ ટીકા સહિત– | ” | ૦।= | ૦॥ | ” |
| ભગવદ્‌ગીતા–મૂલમાત્ર–નાના અક્ષરમાં ગુટકો | ” | ૦)≡ | | ” |
| ” ” મધ્યમ અક્ષરમાં | ” | ૦।- | ૦।≡ | ” |
| ” ” મોટા અક્ષરમાં | પ।× ૭। | ૦॥= | ૦॥।= | ” |
| પંચરત્નગીતા–મૂલમાત્ર–નાના અક્ષરમાં | ૩॥× પ। | ૦।- | ૦।≡ | ” |
| ” ” મધ્યમ અક્ષરમાં | ” | ૦॥ | ૦॥= | ” |
| ” ” મોટા અક્ષરમાં | પ। × ૭। | ૦॥।= | ૧)= | ” |

ગીતાનો ૧૮ મો અધ્યાય–ત્રણેમાંની હરકોઈ ટીકા સાથે ૦)૦॥, ૧૦ નો રૂ ૦।

**છબીઓ** { ૧–ભગવાનની, ૨–વ્યાસ તથા ગણેશની ૩–બહાદૂર સર્વદમનની, દરેકનું કદ ૭×૧૦, મૂલ્ય૦)-, પ્રત ૧૦ નો ૦॥

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદમાં–ત્રણદરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે

મુંબઈ—કાલબાદેવી રોડ, હનુમાન ગલીને નાકે કાલબાદેવીના મંદિર સામેની દુકાન.

# स्वामीविवेकानंदना सदुपदेश

## ग्रंथ १ लो–भाग पहेलो, बीजो अने त्रीजो

ईंचि પાા×૮નાં પૃષ્ઠ ૫૭૫, મૂલ્ય રા પો. ०ा=

આમાંના કેટલાક વિષયો.—ધર્મ એટલે શુ? વેદાન્ત અને સુધારો આર્ય તત્ત્વજ્ઞાનનાં પગથિયાં અનુભવનો માર્ગ અમેરિકાની સર્વધર્મપરિષદ્‌માં વ્યાખ્યાન ભારતમા મળેલાં અનેક માનપત્રો અને તેના બોધપ્રદ ઉત્તરો ઈંગ્લૅન્ડ તથા અમેરિકાની સરખામણી ભારતની જડતાનુ કારણ—આત્મા પ્રતિ અવિશ્વાસ. તમારામા અનત સામર્થ્ય છે મહાભારતના કૃષ્ણની પૂજા પ્રાચીન સભ્યતાની વિશેષતા ધાર્મિક ઉત્સવોની આવશ્યકતા. સ્રીકેળવણીની રૂપરેખા સઘશક્તિ એજ મહાશક્તિ. સકલ્પસિદ્ધ ઋષિઓનુ સામર્થ્ય અવતારી પુરુષોનો અનુભવ. સેવાધર્મની ઉત્તમતા ભોગ અને યોગ સાથે બનેજ નહિ. સન્યાસ મહિમા અને કર્તવ્ય અમેરિકાની વિજયકથા. સૂક્ષ્મ મનનુ સામર્થ્ય પાદરીઓનો ઉપદ્રવ. પ્રેતયોનિનુ અસ્તિત્વ એક પ્રેતાત્માનો ઉદ્ધાર ડારવીનનો સિદ્ધાન્ત. શક્તિ ખીલવવાનો માર્ગ ઈશ્વરના કૃપાપાત્ર કેમ બનાય? મનને વશીભૂત કરવાનો માર્ગ

## ग्रंथ २ जो–भाग चोथो अने पांचमो

ઈંચ પાા×૮નાં પૃષ્ઠ ૬૦૦, મૂલ્ય રૂ રા પો ०ा=

આમાંના કેટલાક વિષયો —વેદાન્તનું મહાન કાર્ય મારા યુદ્ધની વ્યૂહરચના ભરતખડના મહાન પુરુષો ભરતખડનુ ભવિષ્ય હિદુધર્મના સામાન્ય મૂળતત્ત્વો સન્યાસનો આદર્શ અને તેનું વ્યાવહારિક સ્વરૂપ. હું શુ શીખ્યો છુ? વર્તમાન હિદના મહાન્ પ્રશ્નનુ નિરાકરણ પઉહારી બાબાનુ વૃત્તાન્ત પરોપકાર કર્મબધનને તોડી શકે છે. પરોપકાર પોતાના કલ્યાણમાટેજ કરવાનો છે કર્મયોગનો આદર્શ

## भाग छट्ठो तथा सातमो

ઈંચ ૫×૬ાાનાં પૃષ્ઠ ૪૨૦, મૂલ્ય રૂ ૧) પો ०)=

આ ગ્રથમાં સ્વામીજીના પત્રો, અનેકો સાથેના સભાષણો, મુલાકાતો, તથા સવાદોના રૂપમાં અનેક બોધપ્રદ વિષયો સમાયલા છે જેમકે —બાળકમાં જન્મથી ખોડ કોના પાપથી આવે છે? મૃત્યુ પછીની દશા બાળલગ્નનિષેધ દુષ્કાળોનો ગહન સવાલ. સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ દરેક જણ વિવેકાનદ થઈ શકે અખડ બ્રહ્મચર્ય એજ બળની ચાવી પૂર્વ જન્મોનુ જ્ઞાન. ગુરુકુલની પ્રાચીન પ્રથા. રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય. સત્યકામની વાર્તા ત્યાગીઓના હાથતળેનુ શિક્ષણ પાઠ્ય પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં? જાપાનની મહત્તાનુ રહસ્ય. અધિકારીવાદના અનર્થો

## भाग आठमो

ઇંચ ૫×૬ાાનાં પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય રૂ ૨) પો ०।

આમાંના કેટલાક વિષયો -પૂર્વ અને પશ્ચિમ ભક્તિયોગ. ભક્તિ અને મૂર્તિપૂજા. વૈદિક ધર્મના આદર્શો થિયોસોફીવિષે વિચારો જડભરતની વાર્તા પ્રલ્હાદની વાર્તા જગતના મહાન્ આચાર્યો

## भाग ९ मो-संपूर्ण जीवनचरित्र

ઇંચ ૫×૬ાાનાં પૃષ્ઠ ૭૪૦, મૂલ્ય ૨) પાકુ ૨ાા પો. ०।~

અનેક ગ્રંથોને આધારે લખાયલા આ ચરિત્રમાં સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાઇ જાય છે કેટલીક બાબતોનાં નામ -કુલવૃત્તાન્ત. બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા આવી પડેલી વિપત્તિઓ જાગૃત થયેલી સત્યની જિજ્ઞાસા શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ સાધક દશા. નિર્વિકલ્પ સમાધિ. હિમાલયમાં અને દેશના જૂદા જૂદા ભાગોમાં પ્રવાસી સાધુ તરીકેનું જીવન. અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ સર્વધર્મપરિષદ્‌ના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્‌ભુત ઉપદેશક બેલૂર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમા તેમની સેવાઓ અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના ફરીથી અમેરિકા જવુ બેલૂર મઠમા જીવન. મહાસમાધિ ઉપસંહાર.

## भाग १० मो-राजयोग

ઇંચ ૫×૬ાાનાં પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય ૧) પાકુ ૧ા પો. ०)=

આમાં સ્વામીજીનાં રાજયોગ ઉપરના આઠ મહત્ત્વપૂર્ણ ભાષણો ઉપરાંત યોગદર્શનનાં તમામ મૂળ સૂત્રો તેના અર્થ તેમજ વિવેચન સાથે આપેલાં છે યોગશાસ્ત્રને લગતાં અનેક રહસ્ય તથા ખુલાસાઓ આમાં આવી જાય છે

## भाग ११-१२-१३ तथा १४

આ ભાગો હવે પછી વિવિધગ્રંથમાળાદ્વારા નીકળશે અને તેમાં સ્વામી વિવેકાનંદજીનો જ્ઞાનયોગ તથા બીજા બાકી રહેલા વિષયો આવશે

# મહારાજ શ્રીનથુરામ શર્માકૃત પુસ્તકો



---

# ચ્હા એ શું ખોરાક છે ?

ચાહ ખોરાક છે કે કેમ આ બાબત ઘણા ડૉકટરો પ્રયોગો કર્યાજ કરે છે. લગભગ બધા એકજ મત થયા છે કે ચાહને ખોરાક કહેવો તે મૂર્ખાઇ છે માત્ર ચાહની સાથે ખાંડ અને દુધ લેવામા આવે છે તે ખોરાક રૂપ છે ખરા ચાહ તો માણસના શરીરને અશક્તિ લાવવાવાળી ચીજ છે જ્યારે કોઈપણ કારણે શરીર થાકી જાય છે અને કુદરત કહે છે કે " તું કામ કરતો નહિ " ત્યારે આ થાકેલ માણસ ચાહનો પ્યાલો લઇ ઝેર પેટમા નાખે છે આ ઝેર કહે છે કે " રસ્તો ખુલ્લો છે આગળ ચલાવ " આ પ્રમાણે થાકેલ માણસ કુદરત વિરુદ્ધ જઇ કામ શરૂ કરે છે પરિણામ એ આવે છે કે થાક વિશેષ લાગતો જાય છે અને છેવટે ટાટીઆ ભાગી જાય છે ચાહના શોખીનો સમજી ચાહને બદલે છાશ પીવાનું કરે તો જરૂર ટાટીઆમા વધારે બળ આવે ચાહ પીવાથી તો ટાટીઆ ગળી જવાનાજ પ્રભુએ આખ આપી છે તેનો ઉપયોગ કરીને જોનારને માટે દુનીયામાં દાખલા ઓછા બનતા નથી, અધાને માટે તો કુદરતે મોટી ખાઇ ખોદી રાખી છે ભલે આવીને તેમા પડે